અમર્યાદ રીતે કડવી છે, પણ એ નથી ગાંધીજીની વિરુદ્ધ પ્રચાર કે નથી 'ગાંધીવાદ'ની સામે પડકાર. એ ટીકાની પાછળ રહેલા ઉદાત્ત હેતુ અને મહાનુભાવ નિખાલસતાની કદર ગાંધીજી પોતે જ જેટલી કરશે તેટલી ભાગ્યે જ કોઈ કરશે, બલકે એના ગાંધીજી ભૂખ્યા છે. જ્યારે બે વર્ષ ઉપર ગાંધીજી મહાસભાના પ્રત્યક્ષ કાર્યક્રમમાંથી નિવૃત્ત થયા ત્યારે નિવૃત્ત થવાનાં કારણોમાં એક કારણ તો એ હતું કે એમના અનુયાયીઓ કહેવડાવનારાઓમાં ઘણા વિચાર કર્યા વિના એમનું માની લે છે, એમની સાથે ઝઘડતા નથી; મને લાગે છે કે ગાંધીજીના વિચાર અને ગાંધીજીની ફિલસૂફી સમજવામાં પંડિત જવાહરલાલે પોતાની ટીકાથી અમોલો ફાળો આપ્યો છે. એમાં દેશની જ નહિ પણ 'ગાંધીવાદ' જેવી કોઈ વસ્તુ હોય તો 'ગાંધીવાદ'ની પણ સેવા જ થઈ છે. એ ટીકા તો ઘણાય કરે છે એ કોણ નથી જાણતું? પણ તે ટીકા આટલા ભાવથી, ધગશથી અને નિખાલસતાથી કરવાની બીજા કોઈની શક્તિ નથી એ સ્પષ્ટ છે. અને ગાંધીજીની અમોલી વસ્તુઓ એમ ટીકાની ટકોરથી તૂટી પડે એવી કાચી ઇમારતો છે કે? જો હોય તો તૂટવી જ જોઈએ; જો એમાં કશું નક્કર હશે, કશો પ્રાણ હશે તો તે એ ટીકામાંથી વધારે બળ અને પોષણ મેળવશે. ગાંધીજીએ પોતે આ વસ્તુ પોતાના એક તાજા લેખમાં સરસ રીતે મૂકી હતી: "સારું છે કે પંડિત જવાહરલાલ ખાદીમાં માનનારા છે. પણ ધારો કે વધારે અભ્યાસ પછી ખાદીનો ઉચ્ચોક વિરોધ કરવાની એમને ફરજ લાગે તો શું ખાદીભક્તો માથે હાથ દઈને બેસશે? મને આશા છે કે ખાદી અને તેની શક્તિ વિષેના સોળ સોળ વર્ષના અનુભવ પછી આજે એવા ખાદીભક્તો પડ્યા છે કે જેમની ખાદી વિષેની શ્રદ્ધા તેની ખૂબીના જ્ઞાનપૂર્વક છે. પણ જો એ શ્રદ્ધા એ લોકોએ મારી પાસેથી ઉછીની લીધેલી હશે, તો તો એક પ્રસિદ્ધ વૃત્તવિવેચકે જે ભવિષ્ય ભાખ્યું હતું તે સાચું પડશે કે મારા મરવાની સાથે ખાદી પણ મરશે, અને મારો અગ્નિદાહ કરવાને માટે ચૂરા થયેલા રેંટિયાનાં લાકડાં ઠીક કામ આવશે." આ ઉતારામાં 'ખાદી'ને બદલે મૂકો શબ્દ 'અહિંસા,' 'સત્યાગ્રહ' કે ગાંધીજીને અમોલી એવી ગમે તે વસ્તુ: એની

વિરુદ્ધ થતી ટીકા પરત્વે એ વસ્તુઓના ભક્તોની જે સાચી વૃત્તિ રહેવી જોઈએ એ સરસ રીતે આ ઉદ્‌ગારોમાં આલેખાઈ છે. અને જવાહરલાલ તો કોઈ પારકા ટીકાકાર નથી, આપણા પોતીકા ટીકાકાર છે.

હા; પણ એ પુસ્તક ગાંધીજીના અનુયાયીઓ કહેવડાવવાનો દાવો કરનારાની સામે બુલંદ પડકાર છે, એમાં શંકા નથી. આ અનુયાયીઓ પંડિત જવાહરલાલની ભાષામાં એવા છે કે જેમને "હિંમત કે ચારિત્રબળ કેળવવાનું તો દૂર રહ્યું; કૃશ શરીર અને નિસ્તેજ દેખાવમાં જ સાધુતા રહેલી છે એવી કલ્પના તેમના મનમાં ઘર ઘાલી બેઠી." (પૃ. ૧૧૯) "તેમના અનુયાયી થવાનો દાવો કરનારામાંના ઘણા લોકો વંધ્ય શાંતિવાદીઓ, અથવા ટૉલ્સ્ટૉયપંથી અપ્રતીકારીઓ અથવા કેવળ એક સંકુચિત 'પંથના' અનુગામીઓ થઈ રહે છે, અને જીવન સાથે તેઓ સંપર્ક ખોઈ બેઠા છે. અને ચાલુ સમાજરચનાને નિભાવી રાખવામાં જેમનો સ્વાર્થ છે અને જેઓ એ હેતુથી જ, અહિંસાનો આશ્રય લે છે તેવા અનેક લોકોને તેઓ પોતાની આજુબાજુ ભેગા કરે છે." (પૃ. ૮૮૨). જેમને આ વર્ણન લાગુ પડતું હોય કે લાગુ પડતું લાગે, તેમણે આ પડકાર ઝીલી લેવો જોઈએ. એમનો આરોપ સિદ્ધ કરવાનો પડકાર કરીને નહિ, પણ પોતાના જીવનથી તેને ખોટો પાડીને.

પણ જવાહરલાલની જીવનકથાનું મૂલ્ય ઉપર કહેલી ટીકા અને પડકારમાં જ સમાયલું નથી. નિત્ય વિકાસવંત જીવનના અસાધારણ વિકાસક્રમનો પોતાને મુખે કહેવાયેલો એ ઇતિહાસ છે. આપણામાંના કેટલા પોતાને વિષે આ ઉદ્‌ગાર કાઢી શકે એમ છે: "મારો વિકાસ થઈ રહ્યો છે એવો ચાલુ અનુભવ મને થયા કર્યો છે, અને એ અનુભવ મને હજીયે થાય છે. અને તે મારી પ્રવૃત્તિઓમાં અને પુસ્તકોના વાચનમાં રસ પૂરે છે; અને એકંદરે જીવનને જીવવાયોગ્ય બનાવે છે." (પૃ. ૯૫૨). ૧૫ વર્ષની સતત પછી આપણામાંના ઘણી, ૪૬ વર્ષની ઉમ્મરે તો, થાકીને લોથ થયાની લાગણી અનુભવતા હોઈશું, આપણામાંના ઘણાખરા વિકાસનો અનુભવ જ ખોઈ બેઠા હોઈશું. નિત્ય નવીન વિકાસનો અનુભવ કરી રહેલા એવા, હું તો બીજા

એકલા ગાંધીજીને જ જાણું છું. અને સાચે જ જગતમાં આમ મતત વિકાસનો અનુભવ કરનાર વ્યક્તિઓ વિરલ છે. આ પુસ્તકમાં એ વિરલ વીરજીવનની કથા છે; યુવાવસ્થાથી જ વૈભવમાત્રને ફગાવી રણમાં ઝૂઝનાર અનેક આઘાતોથી માથું લોહિયાળું થયા છતાં માથું અણનમ રાખનાર, બલકે માથું હાથમાં લઈને ઝૂઝનાર યોદ્ધાના જીવનની કથા છે. આ ભરચક જીવન તો હજી અર્ધું થયું. એને પરિણામે એઓ શાંતિથી ઉચ્ચારી શકે છે: "જીવનને એક અત્યંત રસમય સાહસરૂપે હું વધારે ને વધારે જોતો થયો છું, એમાં ઘણુંયે શીખવાનું છે, ઘણુંયે કરવાનું છે." આ જીવનમાંથી ઉત્સાહ, કાર્યનિષ્ઠા અને આત્મબલિદાનની પ્રેરણા કોને મળ્યા વિના રહે?

એ તો એ પુસ્તકની અસાધારણતા છે, પણ એટલી જ માત્ર એની ખૂબી નથી. હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યની આકરામાં આકરી રીતે છતાં 'લાજવાબ' રીતે એમણે જેવી વહી વાંચી છે તેવી કેટલાંય વર્ષો થયાં વંચાયલી જાણી નથી. કેટલાય અંગ્રેજો એ પુસ્તકથી ચકિત થયા છે. તેનું એકલું કારણ એ નથી કે તેમની જ ભાષાને તેમને ચકિત કરે એવી સુગમતા અને કુશળતાથી એક પરદેશીએ વાપરી છે; પણ તેમની કારકિર્દીને વિષેનું નગ્ન પણ કડવું સત્ય તેમના હૃદયસોંસરું પેસી જાય અને તેમની બુદ્ધિમાં ઊતરે એવી રીતે પંડિતજીએ રજૂ કર્યું છે. અને અંગ્રેજોને વિષે ગમે તે કહીએ પણ એ વસ્તુની કદર કરવાની તેમની શક્તિ છે એટલું તો કહેવું જ પડશે. આપણા સ્વાતંત્ર્યના મહાભારતનાં અનેક નાનાં મોટાં વર્ણનો લખાયાં છે, પણ આટલું ઉદાત્ત, આટલા ગંભીર ચિંતનથી અને આત્મનિરીક્ષણથી ભરેલું, આટલું તાદૃશ વર્ણન બીજું એકે નથી લખાયું. એ પોતાને જ ઉદ્દેશીને લખાયું છે, એ સંપૂર્ણ ઇતિહાસ નથી, છતાં એ અપ્રતિમ છે. આપણા પુણ્યશ્લોક, સુગૃહીતનામ, યશઃકાય મહાજનો — હકીમસાહેબ અજમલખાન, દેશબંધુ દાસ, સ્વામી શ્રદ્ધાનંદ, લાલા લાજપતરાય, મૌલાના મહમદઅલી, પંડિત મોતીલાલજી, અને છેલ્લા છતાં ઓછા અમર નહિ એવા ગણેશ શંકર વિદ્યાર્થી — એ પુસ્તકનાં પાનાંમાં આપણી આગળ સજીવ મૂર્તિ સમા ખડા

થાય છે, એમને જાણે આંખ આગળ જોઈને આપણે પ્રણમીએ છીએ. આપણા કેટલાક રોગો — કોમવાદ, અને હિંસાભરી ત્રાસનીતિ — નું એમનું તલસ્પર્શી પૃથક્કરણ, ગહન ચિંતન અને અભ્યાસનો અજોડ નમૂનો છે. આપણા જ છતાં આપણને રેંસનારા અને દગો દેનારાઓને એમના ચાબખા કાયમ ચમચમશે. કેટલુંક એમનું પૃથક્કરણ — દેશી રાજ્યની એકહથ્થુ સત્તાનું, કોમવાદનું, સામ્રાજ્યવાદનું — બર્ક જેવા લેખકની અગ્નિ ઝરતી અને વિવેકભરી શૈલીની યાદ આપે છે. ગોળમેજી પરિષદનાં કાળાં કારસ્તાનોને અહીં બેઠા બેઠા — જેલમાં બેઠા બેઠા — એ કારસ્તાનોના અંગત જાણકારના જેટલા જ્ઞાનથી એમણે ઉઘાડાં પાડ્યાં છે. અને આ બધા ઉપરાંત એમના પુરુષસિંહ પિતા વિષેનાં અને યમદેવને પણ જેને લેવાનો લોભ થયો હશે એવી, વીરાંગના પત્ની વિષેનાં એમનાં પ્રેમભક્તિથી ટપકતાં કાવ્યોનું તો કહેવું જ શું? વળી ક્યાંક ક્યાંક યુદ્ધનાં વર્ણનમાંથી વિરામ લઈ ત્યારે તેઓ પોતાના અંતરમાં વાચકને ડોકિયું કરાવે છે ત્યારે વાચક, પંડિતજીની ગમે તેટલી મહત્તા છતાં તેમની સાથે સહૃદયતા અને સામ્ય અનુભવે છે, તેમના તરફ વહાલથી ઊભરાય છે. જુઓ થોડા નમૂના. આચાર્ય ગિદવાણી નાભામાં પકડાયા અને પોતે તેમના સાથી બહાર રહ્યા, ત્યારની એમની મનોવૃત્તિ જુઓ. "સાથીના પ્રત્યેની વફાદારી તો કહેતી હતી કે નાભામાં જઈને પકડાવું. પણ અનેક મિત્રોને મારો વિચાર ન ગમ્યો અને મને રોક્યો. મિત્રોની સલાહનો મેં આશ્રય લીધો, અને તે સલાહને મારી નબળાઈને ઢાંકવાનું બહાનું બનાવી. કારણ, આખરે એટલું તો સ્પષ્ટ જ છે કે હું નાભા ન ગયો તે મારી નબળાઈને લીધે, અને નાભા જેલમાં પાછા જવાની મારી અનિચ્છાને લીધે. એક સાથીનો આવી રીતે ત્યાગ કરવા માટે મને હંમેશાં શરમ થઈ છે. શરાતનના કરતાં ડહાપણની સલાહ આપણે ઘણીવાર માની લઈએ છીએ તેમ મેં પણ કર્યું." (પૃ. ૧૭૯). અને લાઠીમારના અનુભવના સુસ્મરણીય ૨૫મા પ્રકરણમાં તેમણે આપેલો ચિતાર કોણ ભૂલશે? "પછી એકાએક મેં જોયું કે રસ્તાની વચ્ચે હું એકલો જ ઊભો છું; અને મારા સ્થાનથી થોડા

જ અંતર ઉપર બધી દિશામાં સ્વયંસેવકોને મારીને ભોંયભેગા કરતા પોલીસો દેખાતા હતા. યંત્રવત્, તરત જ નજરે ન ચડી જાઉં તે માટે, હું આસ્તેથી રસ્તાની બાજુ પર જવાનું મન કરતો હતો, પણ વળી હું થોભ્યો અને મારા મનની સાથે દલીલ કરી; અને છેવટે નિશ્ચય કર્યો કે આમ ખસી જવું એ મારે માટે શોભાસ્પદ નથી. આ બધા માનસિક વ્યાપારો થોડીક જ ક્ષણ ચાલ્યા હશે, પરંતુ બે લાગણીનું મને સ્પષ્ટ સ્મરણ છે: એક તો તે અવસરે મારા હૃદયમાં ચાલેલું મંથન; અને મારે સ્થાને અડગ રહેવાનો મારો નિશ્ચય — મારું નામર્દના જેવું વર્તન ન સાંખી શકનાર અભિમાનજનિત નિશ્ચય. આમ છતાં શૌર્ય અને કાયરતાની વચ્ચેની મર્યાદાની રેખા બહુ જ સૂક્ષ્મ હતી, અને હું કદાચ મર્દને બદલે નામર્દ પણ બની ગયો હોત. . . . આ વખતનો માર ભયાનક હતો. આગલી સાંજે હું જે સાફ દૃષ્ટિ અને સ્થિર મગજ રાખી શક્યો હતો તે હું જાળવી ન શક્યો. લાઠીના ફટકાઓથી હું અરધો અંધ જેવો બની ગયો અને વચ્ચે વચ્ચે મૂઢ રોષથી મારું હૃદય વ્યાકુળ થઈ જતું હતું, અને સામો પ્રહાર કરવાની મારી ઇચ્છા ઊભરાઈ આવતી. સામે ઊભેલા પોલીસ અધિકારીને તેના ઘોડા પરથી ખેંચી પાડીને તેના પર જાતે જ સવારી કરવા ચાહું તો સહેલાઈથી કરી શકું એમ છું, એવો પણ ખ્યાલ મને આવ્યો; પરંતુ લાંબા સમયનાં ઘડતર અને તાલીમ આખરે વિજયી નીવડ્યાં, અને એકાદ ફટકાથી મારું માથું બચાવવાને માટે હાથ ઉઠાવ્યો હશે તે સિવાય મેં એક હાથ સરખો ન ઉગામ્યો." (પૃ. ૨૭૯, ૨૮૩). અને કરુણતામાં સર્વોપરી એવો એક છેલ્લો ઉતારો: "મારાં ઘરડાં માતુશ્રી ધૂળવાળા રસ્તા ઉપર લોહીચૂર્તા કેવાં પડ્યાં હશે એ વિચારથી મારું મગજ ઘેરાઈ ગયું અને હું ત્યાં હોત તો શું કરત એ જ વિચાર મને આવ્યા કર્યો. મારી અહિંસા કેટલી ટકી રહી હોત? મને લાગે છે કે બહુ ટકી નહોત. બાર બાર વરસ થયાં જે પાઠ ભણવાનો હું પ્રયત્ન કરી રહ્યો હતો તે, હું ધારું છું, એ દૃશ્ય આગળ ભુલાઈ જાત, અને અંગત કે રાષ્ટ્રીય દૃષ્ટિએ તેનાં કેવાં પરિણામો આવે તેની ગણતરી મેં ન કરી હોત." (પૃ. ૫૪૭).

આ પુસ્તકના અભ્યાસથી જે તાકાત અને શિક્ષણ મળે છે, જે તાજગી અને સ્ફૂર્તિ અને ચેતન મળે છે તે આપણા ઇતિહાસના કોઈ પણ અભ્યાસીને છોડયે પાલવે એમ નથી.

પણ પંડિત જવાહરલાલના પુસ્તકને પ્રશંસાની કશી વાણ છે કે? એની સ્તુતિનો તો એક સ્તોત્રરત્નાકર બન્યો હશે, અને મને લાગે છે કે પંડિતજી પોતે એથી ગૂગળાતા હશે. એટલે એમાં વધારો ન કરું. એમણે એકવાર મને કહેલું: 'મને બ્રેઇલ્સફર્ડ જેવાની સ્તુતિની એટલી કિંમત નથી, જેટલી ટોમ્સને 'ઑબ્ઝર્વર'માં કરેલા અવલોકનની કિંમત છે.' એટલે હવે એ પુસ્તકનું એક અભ્યાસુની દૃષ્ટિએ, એક અદના માથાની દૃષ્ટિએ, અવલોકન કરવાની ઇચ્છા થાય છે.

કદાચ સૌને ખબર ન હોય કે આ પુસ્તકનું મૂળ નામ 'જવાહરલાલ નેહરુ — એક આત્મકથા' ન હતું. એ નામ તો પુસ્તકના અંગ્રેજ પ્રકાશકે આપેલું છે. પંડિતજીએ પોતે આપેલું નામ હતું 'જેલમાં અને જેલ બહાર,' અને સાથે ઉપનામ જોડયું હતું: 'હિંદની તાજી તવારીખ ઉપર આત્મકથનયુક્ત ચિંતન.' આ નામ વધારે સાચું અને યોગ્ય છે, અને એ નામ અપાયું હોત તો ઘણા વાચકોને 'આત્મકથાના' કેટલાક અંશોની એ પુસ્તકમાં ખોટ લાગે છે તે ન લાગત. આરંભમાં શુદ્ધ આત્મકથાની ઝલક આવે છે ખરી; દા. ત. જ્યારે તેઓ પોતાનાં બાળપણનાં થોડા સ્મરણો આપે છે, અને વિલાયત અને યુરોપમાં જીવનનાં છૂટાંછવાયા સ્મરણો આપે છે, જેવા કે નોર્વેમાં સહેલગાહ માટે ગયા ત્યારે એક અંગ્રેજ મિત્રે તેમની જિંદગી કેવી રીતે બચાવી હતી તેનું અને એવા એકાદ બે પ્રસંગોનાં વર્ણનો. પણ આ પ્રસંગો કેટલા ઓછા છે? આંગળીને વેઢે ગણાય એટલાય નહિ. પેલા અંગ્રેજ મિત્રનું નામ પણ આપણને જાણવાનું મળતું નથી. બે પાનાનાં એક પ્રકરણનું નામ આપ્યું છે 'મારું લગ્ન અને હિમાલયમાં એક સાહસ' — મેં તો એ પ્રકરણને 'હિમાલયમાં એક સાહસ' એટલું જ નામ આપવાની છૂટ લીધી છે — એમાં લગ્નને વિષે એક કે બે વાક્ય આપ્યા છે પોતાની બહેનનાં લગ્ન વિષે પણ આના કરતાં વધારે વિગતો આપી છે. એ પુસ્તકમાં

એમને જેવા છે તેવા જોઈએ છીએ, અધીરા, આકરા અને વળી પ્રસન્નગંભીર, નિરાશામાં ડૂબતા અને વળી આશાભર્યા ઊડતા — એમનાં પાનામાં એમનાં હાસ્ય અને એમનાં અશ્રુ પણ ઘણીવાર આપણે પ્રગટ જોઈ શકીએ છીએ, છતાં જાણે એમ લાગે છે કે કાંઈક રહી ગયું છે, કાંઈક વધારે અંગત પરિચય આપ્યો હોત તો! ઘણે ઠેકાણે એમનું લાગણીના ઝંકાર અને હૃદયના ધબકાર ઝીલતું ગદ્ય ગીતિકાવ્ય બને છે, ત્યારે કેટલેક ઠેકાણે જાણે વર્તમાનપત્રોને માટે એઓ લેખ લખતા હોય એમ લાગે છે. આ અસમાનતા ખૂચે છે, પણ સમજાય છે. એમણે ક્યાં સાહિત્યની દૃષ્ટિએ લખ્યું છે? એમનો ક્યાં સંપૂર્ણ આત્મકથા લખવાનો ઇરાદો હતો? એઓ તો જેમ બોલે છે તેમ લખે છે, અને એટલે જ ઉત્તમ લેખનનો પ્રાણ — પારદર્શક સાચાપણું — એમાં ટપકે છે, એની પ્રયાસરહિતતા જ એની ખૂબી થઈ પડે છે. આત્મકથા પૂરી લખવા જ એમણે ધારી હોત તો કદાચ એમણે આવાં પુસ્તક જેવાં ત્રણ ભર્યાં હોત — કારણકે એમની કલમને શબ્દો શોધવા પડતા નથી, એમનું અવલોકન વસ્તુઓ અને મનુષ્યોના અંતરતમ ગૂઢોમાં પ્રવેશે એવું છે, એમનો વિનોદ પોતાને ભોગે પણ આનંદ મેળવી શકે એવો છે, એમનું પૃથક્કરણ અટપટી પરિસ્થિતિને પણ પહોંચી વળે એવું છે, એમને નિર્દય આત્મનિરીક્ષણ આવડે છે. જુઓની એમના પિતાશ્રી અને ગાંધીજીને વિષેનું પ્રકરણ (પૃ ૧૯૦–૨૦૫); વિનોદના ફુવારા ઉડાડતું નાભાપ્રકરણ અને યુરોપવાસનું પ્રકરણ (પૃ. ૧૬૮–૧૭૯); મૌ૰ મહમદઅલી વિષેનું જીવતું પ્રકરણ (પૃ. ૧૮૦–૧૮૫); આ પ્રકરણનો બાકીનો ભાગ બીજા પ્રકરણમાં લેવાયો હોત તો એ પ્રકરણ સર્વાંગસુંદર થાત; અને ધર્મચર્ચાનું પ્રસન્નગંભીર પ્રકરણ (પૃ. ૬૦૨–૬૧૯). આ અને આવાં પ્રકરણો સાહિત્યમાં ચિરંજીવ રહેશે.

પણ મેં કહ્યું છે તેમ એમનો ઉદ્દેશ જુદો હતો. એમણે તો જેલના એકાંતવાસને ભૂલવા, પોતાના જ વિચારને જાણે પોતે સાંભળવાનો સફળ પ્રયાસ કર્યો છે, હિંદની તાજી ઘટનાઓથી પોતાના મન ઉપર થયેલા આઘાતો અને તેમની સામે એ મન વડે થયેલા પ્રત્યાઘાતો એમણે પોતાના વિચાર સ્પષ્ટ કરવાને અર્થે ઉતાર્યા

છે. એમ કરતાં એમણે પોતાના મનનું અને તેની આસપાસના વાતાવરણનું એવું ચિત્ર આપ્યું છે કે એમની આકરામાં આકરી ટીકા અને એમના હૃદયમચાવી નાંખે એવા પ્રત્યાઘાતો સમજી શકાય છે. અમીર અને શાહજાદાની જેમ રહેનાર પિતાએ આપેલા અનેક વારસાઓમાં બુદ્ધિની અમીરીના અભિમાનનો વારસો પણ એમને મળ્યો છે, એટલે ઊતરતી બુદ્ધિસામગ્રીવાળાની સાથે એમની જોડ જામતી નથી, એવાઓની સાથે એમને અડવું અડવું લાગે છે. ધર્મ અને ધાર્મિક બાબતો વિષે ઉપરછલ્લી વૃત્તિ રાખવાની તાલીમ મળવાને લીધે ધર્મભાવનાનાં ગંભીર ઊંડાણ એમના હૃદયને ઉછાળી શકતાં નથી, અને સાદાઈનું જીવન એમને 'શુષ્ક, આનંદહીન, પ્રકાશહીન, દળદરી જીવન' લાગે છે। રાજ કરવાને અને હુકમ કરવાને જન્મેલા એમણે કર્તવ્યની અને દેશની હાકલની આગળ આજ્ઞાપાલનને મહત્ત્વ આપ્યું છે. વિલાસવૈભવમાં ઊછરેલા એમણે એ બધું કોરે મૂકી સતત ઉજાગરા અને મજૂરી કરવાનું પસંદ કર્યું. છૂટછાટથી અને સમાધાનથી આકુળવ્યાકુળ થનારી એમની બુદ્ધિ છતાં એમનું આખું જીવન એમને સમાધાનોથી ભરેલું બનાવવું પડ્યું છે. અલૌકિક પુરુષાર્થ અને ઉગ્ર નીડરતાની મૂર્તિસમા ગાંધીજી પ્રતિ એઓ અચૂક રીતે ખેંચાયા, પણ તેમની તપશ્ચર્યા અને તેમની ધર્મભીરુતા એમને કાંઈક વસમાં લાગ્યાં છે. પરસ્પર ભિન્ન નિષ્ઠાના વમળમાં એમને સપડાવું પડ્યું છે અને એમના અપ્રતિહત ઉત્સાહને કદી કદી નિરાશાના ઊંડાણ જોવાં પડ્યાં છે. આ બધાથી એમના જીવનની કેટલીક અટપટી લાગતી સમસ્યાઓ સમજી શકાય છે. અને એ માનસિક વાતાવરણમાં બાહ્ય વાતાવરણે પૂર્તિ કરી. સાત સાત વર્ષની, સામાન્ય માણસના ચિત્તને ભમાવી નાંખનારી એકાંતભરી જેલ — એ દરમ્યાન પરમપ્રિય પિતાનું કઠોર જેલજીવનજનિત અવસાન, માતાની માંદગી, માતાની ઉપર થયેલા લાઠીપ્રહાર, અને કઠણ હૃદયને પણ ભેદનારી, વીરાંગના પત્નીની બંનેને મૂંઝવનારી માંદગી. આથી એમનું મન ઘણીવાર ખાટું થાય, બહારની ઘટનાઓને બિહામણી જુએ, બીજાના દ્રોહો અને મૂર્ખાઈઓથી વધારે પડતુ અકળાઈ ઊઠે એમાં શું આશ્ચર્ય

છે? એમણે પોતે જ નથી કહ્યું કે તીવ્ર વેદનાના કાળમાં આ પુસ્તક ન લખાયું હોત તો કદાચ પોતે વધારે સંયમથી લખ્યું હોત? કદાચ વધારે સમજ અને સમભાવથી પણ લખ્યું હોત એટલું ઉમેરું?

ગાંધીજીની ઉગ્ર કર્મપરાયણતા અને આખા દેશની નાડ જાણવાની અપ્રતિમ શક્તિને એઓ વારંવાર અંજલિ આપે છે, એટલું જ નહિ પણ એક સ્થાને કહે છે: "લોકોને હલાવી મૂકવાની શક્તિને લીધે તેઓ સર્વસામાન્ય માપોથી પર છે. બીજાઓને જે માપો લાગુ પડે, તેથી એમને માપી કે મૂલવી શકાય એમ નથી." (પૃ. ૮૮૨) અને આમ છતાં તેઓ એમને માપે છે અને મૂલવે છે. પટનાના સવિનય ભંગ બંધ કરવાના ઠગવથી એઓ અકળાય છે અને એક 'સાથીની ભૂલના કારણે' કરેલા ગાંધીજીના નિર્ણયને તેઓ નિંદે છે, ગાંધીજીના વિધાનને 'ભયાનક અને અનીતિમય' કહે છે. પાછળથી એ નિર્ણયને તો તેઓ યોગ્ય ગણે છે, પણ એ નિર્ણય માટે ગાંધીજીએ કરેલી દલીલથી જ તેમનો પુણ્યપ્રકોપ ઊછળે છે. પોતાની વ્યાકુળતામાં ગાંધીજીની પ્રકૃતિને તેઓ ભૂલી જાય છે. કોઈ પણ નિર્ણય કરતી વેળા હૃદયને ચીરીને તેમાં રહેલાં તમામ ગૂઢોને પ્રકટ કરવાની ગાંધીજીની પ્રકૃતિને તેઓ સમજી શકતા નથી; તેઓ એમ માની લે છે કે સાથીની ભૂલ થઈ તેથી જ ગાંધીજીએ લડત સમેટી લેવાનો આખરી નિર્ણય કર્યો, જ્યારે સાથીની ભૂલ તો માત્ર એક સૂચક નિમિત્તરૂપ હતી, નિર્ણય તો દેશની પરિસ્થિતિના સંપૂર્ણ ભાનને પરિણામે લેવાયો હતો. જેલની એકાંતતાની અકળામણમાં પંડિતજી મર્યાદા ઓળંગીને જેલ બહાર કદી ન વાપરત એવી ભાષા વાપરે છે.

એક સ્થાને પોતે એક સાચું સત્ય મૂકે છે: "લાંબા અનુભવથી હું શીખ્યો હતો કે જેલમાં મળતી થોડીઘણી માહિતી પરથી કોઈ પરિસ્થિતિનો ખ્યાલ કરવો શક્ય નથી." (પૃ. ૯૦૪) પણ આ અનુભવને તેઓ અનેક વાર ઠોકર મારે છે અને જેલમાં બેઠા બેઠા બહારની ઘટનાઓને મૂલવે છે અને મૂલવતાં મર્યાદા ઓળંગે છે. હરિજનપ્રવૃત્તિ લો. એને જે નવું સ્વરૂપ મળ્યું તેના સંજોગો તેઓ ઘડીભર ભૂલી જાય છે. હરિજનોની અસાધારણ

થાય છે મૌલાના વિષે તો તેમણે યોગ્ય જ કહ્યુ છે કે, "તેમનામા ચચળ વાક્પટુતા હતી, પણ ઘણીવાર તેમના કારમા કટાક્ષથી ઘણાંના દિલ દુખાતા, અને તેમણે ઘણા મિત્રો એથી જ ખોયા કોઈ પણ તીખી તમતમી ટીકા એમને સૂઝી કે પછી એમના પેટમા રહી જ ન શકે, ભલેને પરિણામે નખોદ વળતું હોય" આ લખતાં પડિતજી ભૂલી ગયા છે કે પોતે પણ મૌલાનાની જેમ તીખી તમતમી ટીકા કરવાની તલપ છોડી શકતા નથી આના બે દાખલા ટાંકુ જ્યારે સરકારનો પક્ષ લેનારાઓને પેલી 'વફાદાર ભરવાડણ'ની ઉપમા આપે છે, અને મધ્યમમાર્ગીઓનો મુદ્રાલેખ 'ટ્રાઈ, ટ્રાઈ અગેન' (ફરીફરીને પ્રયાસ કરો) એ નહિ પણ 'ક્રાઈ, ક્રાઈ, અગેન' (ફરીફરીને પોક મૂકો) એ છે એમ તેઓ કહે છે।

હવે જુઓ ગાધીજીની ટ્રસ્ટીપણાની દલીલની તેમની આકરી ટીકા દેશી રાજાઓ પ્રત્યે ગાધીજીએ હમેશા દયા નથી રાખી એમ તેઓ જણાવે છે, એ જણાવવાને માટે કાશીમાં હિંદુ વિદ્યાપીઠની સ્થાપનાને સમયે ગાંધીજીએ રાજાઓ પ્રત્યે વર્ષાવેના ધગધગતા અગાર વર્ણવે છે, પછી માને છે કે એ અગાર હવે હોલાઈ ગયા છે, અને ગાંધીજી મધ્યમમાર્ગીઓના કરતાં પણ મોળા થયા છે એમને શી ખબર કે ગાધીજી એના એ જ છે, કદાચ વિશેષ ઉગ્ર થયા હશે પછી ટ્રસ્ટીપણાની દલીલ ઉપર પોતાની ટીકા કરતા લખે છે "જો આ ટ્રસ્ટીપણાના વિચારમાં કઈ તથ્ય હોય તો અગ્રેજ સરકાર પોતે હિંદી સરકારના ટ્રસ્ટી છે, એવો દાવો કરે છે, તે સામે આપણને શો વાધો હોઈ શકે?" (પૃ ૮૫૯) આ કટાક્ષ પડિતજીની તીવ્ર બુદ્ધિને શોભતો નથી તેઓ એટલી સરળ વાત કેમ ન સમજતા હોય કે ટ્રસ્ટી ટ્રસ્ટીની જગાએ દસી બેસી નથી શકતો, ટ્રસ્ટીને સ્વીકારવો પડે છે પડિતજી પોતે જ એક ઠેકાણે કહે છે' "વખતે એમ પણ બને કે આજે રાષ્ટ્રીય સ્વાતત્ર્ય અને ઇગ્લડ સાથેનો સબધ તોડવાના આગ્રહી એવા મારા જેવા માણસોના વિચારો બદલાઈ જાય, અને તેઓ સમાજવાદી ઇગ્લડ સાથે ગાઢ સબધ જાળવવાના પક્ષના બને અમારામાંથી કોઈને અગ્રેજ પ્રજા સાથે સહકાર કરવામા વાધો છે જ નહિ, તેમના સામ્રાજ્યવાદ સામે

રિયનિ ભૂલી જાય છે. તેમને ન્યાય અપાવવા માથું નીચું નમાવવાનું પણ કદાચ કર્તવ્ય થઈ પડે એ તેઓ જોતા નથી; અને પછી મહાસભાના અવેજી પ્રમુખ બનેલા રાજગોપાલાચાર્યને મંદિર-પ્રવેશના બિલ માટે મત મેળવવાને ધારાસભાના સભ્યોનાં ઘર ગણતા અથવા ઓટલા ભાંગતા જોઈને તેઓ ખૂબ અકળાય છે, અને પછી રાજગોપાલાચાર્ય અને ગાંધીજીના ઉપર પોતાની તીવ્ર કટાર ચલાવે છે: "ગાંધીજી અથવા તો મહાસભાના બીજા કોઈ પણ નેતા આવી પ્રવૃત્તિઓને ટેકો આપે એ મને અનીતિમય અને જે હજારો લોકો જેલમાં પડેલા હતા અથવા લડત ચલાવી રહ્યા હતા તેમના લગભગ વિશ્વાસઘાત જેવું લાગતું હતું." આવી રીતે અનીતિમય વિધાનો અને અનીતિમય પ્રવૃત્તિ કરી શકનાર, તથા વિશ્વાસઘાત પણ કરી શકનાર ગાંધીજીને વિષે એ જ પંડિતજી આ ઉદ્ગારો મુક્ત કંઠે વાપરે છે. "આ બધુ છતાંયે ગાંધીજી કેવા અદ્ભુત પુરુષ છે, કેવી એમની આશ્ચર્યજનક અને લગભગ દુર્નિવાર મોહિની છે, અને કેવો એમનો લોકોના ઉપર સૂક્ષ્મ પ્રભાવ છે! . . . હિંદુસ્તાનની એમની સેવાયે કેટલી અગાધ છે! એમણે પ્રજામાં હિંમત અને પુરુષાતન, શિસ્ત અને સહનશીલતા, ધ્યેયને માટે આનંદથી બલિદાન આપવાની શક્તિ, અને પોતે નમ્ર હોવા છતાં, (દેશમાં) સ્વાભિમાન ઉત્પન્ન કર્યાં છે...... બહુ જ અજબ રીતે એ હિંદુસ્તાનની પ્રજાનું મુખ બન્યા. અને આ પ્રાચીન અને પીડિત ભૂમિનો આત્મા પ્રત્યક્ષ પ્રકટ કરવા લાગ્યા." (પૃ. ૮૧૮-૮૧૯). ગાંધીજીના કેવા અજબ વિરોધાભાસો! પણ દોષ ક્યાં છે? જોનારથી દૃષ્ટિમાં કે જોવાયલી વસ્તુમાં? અરીસામાં કે અરીસામાં જોનાર અકળાયલા ક્રોધાવિષ્ટ વદનમાં?

મધ્યમમાર્ગીઓ વિષે પંડિતજીએ લખેલું ઘણું વાસ્તવિક છે, તેમની મનોદશાનું એમનું પૃથક્કરણ સાચું છે, પણ જેલ બહાર આ પુસ્તક લખાયું હોત તો પંડિતજીની કળાદૃષ્ટિ અને રસવૃત્તિને અસંગત એવો ક્રોધ અને અસહિષ્ણુતા એમાં પ્રવેશત? આ પ્રકરણો વધારે પડતાં લાંબાં છે, એમાં પુનરુક્તિ પણ પાર વિનાની છે, પણ બેચાર સ્થાને અનુદારતા છે. પરિણામે મૌલાના મહમદઅલીને વિષે લખતાં એમણે જે ટીકા કરી છે તેવી જ ટીકાને પોતે પાત્ર

અમારો વાંધો છે; અને તેને તેઓ ફેંકી દે તો તેમની સાથે સહકાર કરવાનો માર્ગ ખુલ્લો થઈ જાય." (પૃ. ૯૩૨–૩૩). જો આ સહકાર શક્ય હોય, અને પંડિતજી કહે છે કે અમુક શરતે એ શક્ય છે, તો અમુક શરતે જમીનદારોનું કે રાજાઓનું ટ્રસ્ટીપણું શક્ય શા માટે નહિ? એ ટ્રસ્ટીપણું પણ બિનશરતી ન હોય, અને પેલા સહકાર કરતાં લેશમાત્ર જુદું કે વધારે અર્થવાળું ન જ હોય.

'હૃદયપલટો કે બળાત્કાર'ના મનનપૂર્ણ પ્રકરણમાં દરેક કાર્યકર્તા માટે અને અહિંસાના અભ્યાસી માટે પુષ્કળ સામાન ભર્યો છે. ધ્યેયની ધ્યેય તરીકે પરીક્ષા થાય, અમુક સાધનોથી એ શક્ય છે કે શક્ય નથી એ દૃષ્ટિએ પરીક્ષા ન થાય, એ એમનું વિધાન દોષરહિત છે. "પણ," તેઓ કહે છે, "આજે તો, આપણા ધ્યેયને આપણે અહિંસાની કસોટી પર તપાસીએ છીએ, અને જો એમાં એ ન ઊતરે તો તેને ફેંકી દઈએ છીએ." (પૃ. ૮૮૦) આ એમની ટીકા વાજબી છે? ગાંધીજીએ કે બીજા કોઈ પણ જવાબદાર નેતાએ ભાર મૂક્યો છે તો તે સાધન ઉપર મૂક્યો છે, સાધનની શુદ્ધિ અશુદ્ધિની વાત કરી છે, પણ ધ્યેયને સાધનની કસોટી ઉપર કોઈએ નથી ચડાવ્યું. પણ ધ્યેય જ હિંસક હોય તો? મારો કોઈની પાસે ચપાટ મારીને ઘડિયાળ લેવાનો ઇરાદો હોય તો એ મારા ધ્યેયનો વિચાર કરતાં હિંસા–અહિંસાનો પ્રશ્ન આવે કે ન આવે?

એ જ પ્રકરણમાં એઓ યોગ્ય રીતે કહે છે: "જો અહિંસાથી આપણે રાજકીય સ્વતંત્રતા મેળવી શકીએ, તો દેશી રાજાઓ અને જમીનદારોનો તથા સામાજિક પ્રશ્નનો ઉકેલ અને સમાજવાદી રાજ્યની સ્થાપના શું કામ ન કરી શકીએ? આ બધું અહિંસા દ્વારા કરવું શક્ય છે કે નહિ, એ પ્રસ્તુત મુદ્દો નથી. મુદ્દો એ છે કે કાં તો એ બંને ધ્યેયો અહિંસાથી સિદ્ધ થઈ શકે એવાં છે અથવા બેમાંથી એકેય નથી. એમ તો ન જ કહી શકાય કે અહિંસાત્મક ઉપાય કેવળ વિદેશી રાજ્યકર્તા સામે અજમાવી શકાય. પ્રથમ દર્શને તો એવું જણાય છે કે દેશના જ સ્વાર્થસાધુ વર્ગો અને વિરોધીઓ સામે એનો ઉપયોગ કરવો વધારે સહેલો હોવો

જોઈએ, કારણકે પરદેશીઓ કરતાં તેમના ઉપર માનસિક અસર વધારે થવી જોઈએ." (પૃ. ૮૮૦). વળીઃ "અહિંસાએ પોતાની યોગ્યતા સિદ્ધ કરવા માટે ઉગ્ર શક્તિ પ્રગટ કરવી જોઈએ, અને એવા પ્રકારના રાજ્યતંત્ર અથવા સમાજવ્યવસ્થાને બદલવાની પોતાની ક્ષમતા સિદ્ધ કરવી જોઈએ." (પૃ. ૮૮૬). આ વિધાનો ગાંધીજી કબૂલ કરે એટલું જ નહિ પણ એની નીચે સહી કરી દે. પણ એટલા જ કારણસર ગાંધીજી કહે છે કે, 'જરા ધીરા થાઓ, બ્રિટિશ સામ્રાજ્યને વિદાય દેવાના પ્રથમ ધ્યેયને સફળ થવા દો, સામાજિક ધ્યેય પછી આપોઆપ ન આવે તો સહેલાઈથી આવશે.' પણ કેટલાકને પ્રથમ ધ્યેય સાથે સામાજિક ધ્યેય પણ આજે જ ભેળવવું છે અને દેશી રાજાઓને રજા આપવાનું પણ ભેળવવું છે. ગાધીજી કહે છે, 'થોડા ધીરા થાઓ, શ્રદ્ધા રાખો.'

અહીં પંડિત જવાહરલાલ કદાચ અધીરા થશે, અને મને અંધશ્રદ્ધાવાદીનું પદ આપી દેશે. એઓ તો કહે છે કે, 'અહિંસા આપણને અંતિમ ધ્યેય પ્રત્યે પહોંચાડશે કે કેમ તેની શંકા છે.' આ શંકાને જરાય સ્થાન હોય તો શ્રદ્ધાને શા સારુ એટલું જ સ્થાન નહિ? અહીં જ ગાંધીજી અને પંડિત જવાહરલાલની વચ્ચે અંતર પડે છે. આનું સ્પષ્ટ કારણ એમની પ્રધાનપણે પશ્ચિમી તાલીમ છે. વિલાયત અભ્યાસને માટે પંડિતજી ગયા તેના પહેલાં એમને આપણા દેશમાં થોડાં વર્ષ વધારે ગાળવાનાં મળ્યાં હોત, અને આપણા દેશની વિપુલ આધ્યાત્મિક અને ધાર્મિક સમૃદ્ધિ અવલોકવાની અને તે વાતાવરણ પોતામાં ઉતારવાની તક મળી હોત તો કેવું સારુ થાત! દેશના એમના અગાધ પ્રેમ સાથે આટલી સામગ્રી ભળત તો સોનામાં સુગંધ ઉમેરાત. પણ એમને તો ઘણીવાર લાગે છે કે મારા પોતાના જ દેશમાં હું પરાયો છું. એમના પુસ્તકમાં પાશ્ચાત્ય લેખકોમાંથી ભરપૂર અવતરણો છે, પણ આપણા દેશના વિપુલ સાહિત્યની છાપ નથી જણાતી. અનેક પેઢીઓથી બ્રાહ્મણનું લોહી એમના રુધિરમાં વહે છે, એમ પોતે કહે છે. એટલે જ કદાચિત એમણે અપાર ત્યાગ દાખવ્યો હશે, અને શુદ્ધ કર્મયોગી બન્યા હશે, પણ

મનુષ્યમાત્રની પ્રવૃત્તિ અર્થદૃષ્ટિએ ઘડાય છે એમ એમને એમના યુરોપના લાંબા વાસે શીખવ્યું છે, પણ પોતે જ આશ્ચર્યચકિત થઈને પૂછે છે કે એમનું કમાડ ઠોકતા આવતા 'મોતીલાલ નેહરુ કી જય' અને 'જવાહરલાલ નેહરુ કી જય' પોકારતા માઘમેળાના અસંખ્ય યાત્રાળુઓ જે શ્રદ્ધાથી ગંગાસ્નાન કરવા ઊભરાય છે, એ શ્રદ્ધા તે કેવી હશે ! પંડિતજીને ત્યાગ અને બલિદાન સુલભ વસ્તુ થઈ પડી છે એટલે તેની નવાઈ ન હોય પણ આ બાપડાઓ તો ગંગાસ્નાન કરીને પંડિતજીને ઘેર વહેતી ત્યાગની ગંગામાં પણ સ્નાન કરવા જ આવતા હતા. તેઓ ક્યાં માર્ક્સના સિદ્ધાન્તો શીખ્યા છે? પંડિતજીને રાજકાજને આર્થિક રંગ ચડાવવો છે, એટલે તેમને ગાંધીજીની રાજકાજને આધ્યાત્મિક રંગ ચડાવવાની પ્રવૃત્તિ ઘણીવાર મૂંઝવે છે. પણ એ રાજકાજ આધ્યાત્મિક થયાને લીધે જ છેલ્લાં પંદર વર્ષમાં આપણે દેશમાં મહાભારત ઉત્પન્ન કર્યું, અને એને લીધે જ હજારો શ્રદ્ધાળુ કિસાનો પંડિતજીનાં દર્શને આનંદભવને જાય છે.

વર્ગવિગ્રહ ઉપરનો એમનો મોહ એમને કેવી અજબ દલીલો કરાવે છે ! ખાદી ઉપર બોલતાં પંડિતજી કહે છે: "(ખાદીને લીધે) તેને (કિસાનને) આ વધારાની આવક થવાને લીધે જમીનદારને કે રાજ્યને પોતાનું ગણોત કે મહેસૂલ વધારવાનું નવું સાધન મળે છે. એ વધારે આવક ન હોત તો તેમને કશું સાધન જ ન હોત. જો આવી આવક ઠીકઠીક થાય તો સંભવ છે કે ગણોત કે મહેસૂલ વધારી દેવામાં આવે ખરાં, અને એ આવકનો વધારો ખાઈ જાય" (પૃ. ૮૪૫). વાત તો સો ટકા સાચી. બ્રુમફિલ્ડ કમિટીએ ખાદીની પ્રગતિ જે ગામોમાં વધારેમાં વધારે થઈ હતી અને દારૂનિષેધ પૂરેપૂરો થયો હતો ત્યાં વધેલી આવકને લીધે તે ગામોનું મહેસૂલ વધારેલું. પણ તેથી ફલિત શું થાય છે? ખાદીનો અને દારૂનિષેધનો ત્યાગ કરવો?

પંડિતજીને સાદાઈની વાત કરીએ ત્યારે ચીડ ચડે છે, જોકે ૧૯૨૧ પછી એમણે જે સાદાઈ કેળવી છે તેની ઉપર એક પ્રકરણ ભરી શકાય એમ છે. એ સાદાઈ આપણા ખેડૂતવર્ગનું હજીયે અમોલું ધન રહ્યું છે, અને સુભાગ્યે અનેક હુમલાઓની સામે એ

કર્મયોગની ભાષા વાપરતાં વાપરતાં પણ ગીતાજીનો પરિચિત શ્લોક એમની કલમે નથી ચડતો પણ યહૂદી શાસ્ત્ર તાલ્મુદ કલમે ચડે છે. એકવાર ગાંધીજીની સાથે ચર્ચા કરતાં એઓ ગાંધીજીના વિવિક્તવાસથી અધીરા થયા. ગાંધીજીએ એમને કહ્યું, "સંભવ છે કે સંપૂર્ણ સ્વાતંત્ર્યનો તમારો ખ્યાલ મારાથી જુદો હોય; પણ હું તમને કહું છું કે સંપૂર્ણ સ્વાતંત્ર્યને માટે જ મારો એકાંતવાસ છે, એ માટે જ હું બોલતો નથી, અને એ માટે જ મારે જો નાચ-રંગમાં જવું પડે તો જાઉં." ગીતાની કર્મમાં અકર્મ જોવાની અને અકર્મમાં કર્મ જોવાની ફિલસૂફીની પંડિતજીને વાત કરીએ તો કદાચ તેઓ તેને હસી કાઢે. મને ડર એ છે કે અસલી ગ્રીક સિરિનેઈક ફિલસૂફીના એમના સંસ્કાર હજુ પણ એમનામાં રહેલા છે, એટલે એમને પરિચિતનો અણગમો છે, અપરિચિત એમને ગમે છે, નવું એમને આકર્ષે છે, પણ જૂનામાં રહેલું સોનું પણ એમને ઘણીવાર કઠે છે. એકવાર બે સજ્જનોની સરખામણી કરતાં એઓ બોલેલા તે મને યાદ છે. "મને તો પેલો માણસ વધારે ગમે છે, કારણકે સંસ્કૃતિ વિનાના નીતિમાન માણસ કરતાં નીતિ વિનાનો સંસ્કૃતિવાન માણસ હું વધારે પસંદ કરું છું —ના વિચારો તરેહવાર છે, અનીતિભરેલા છે, આઘાત પ... એવા છે, પરંતુ તે તેને સંસ્કૃતિભરેલી રીતે ચર્ચે છે એટલે ... સાથે મને વાત કરવી ગમે છે." ત્યારે શું નીતિ વિનાની સંસ્કૃતિ હશે ખરી? પંડિતજીના અભિપ્રાય પ્રમાણે હોવી જોઈએ. 'દરિદ્રનારાયણ' શબ્દ ગાંધીજીનો નથી, સ્વામી વિવેકાનંદનો યોજેલો છે, દેશબંધુદાસે એને અપનાવ્યો અને ગાંધીજીએ એને મહોર દીધી અને જગવિખ્યાત કરી મૂક્યો. એ 'દરિદ્રનારાયણ શબ્દની પાછળ દારિદ્ર્યનું ગુણગાન થતું હોય' એમ પંડિતજીને લાગે છે. એઓ ભૂલી જાય છે કે સામ્યવાદીઓ પણ શ્રમજીવીને સશસ્ત્ર કરી બુદ્ધિજીવીને તેના અંકુશ તળે લાવવા માગે છે ત્યારે શ્રમજીવીની ઉપાસના કરે છે અને તેમની શ્રમજીવીની ઉપાસના દરિદ્રનારાયણની જ ઉપાસના છે. પણ બન્ને દાખલાઓમાં ઉપાસના કે ગુણગાન નથી દારિદ્ર્યનાં કે પારકાને માટે કરાતી ગુલામીનાં; પણ આપણી સેવાના પ્રથમ માલિક એવા દરિદ્ર અને શ્રમજીવીઓનાં છે.

વસ્તુ ટકી રહી છે. પણ પંડિતજીને તો એ સાદાઈ ટકાવી રાખવાની વાત કરવી એ ખેડૂતને એની પરાપૂર્વની અણઘડ સ્થિતિમાં રાખવા બરોબર, એને શુષ્ક, આનંદહીન, પ્રકાશહીન, દળદરી જીવનમાં પાછો લઈ જવા બરોબર લાગે છે. જ્યારે આખી પ્રવૃત્તિ આથી ઊલટી છે. ગાંધીજીની આખી પ્રવૃત્તિનો હેતુ જ ખેડૂતને માતબર બનાવવાનો, ખેડૂતને 'ખરે જ જગતનો તાત' એ પોતે છે એવુ ભાન કરાવવાનો છે. ગાંધીજીને સાદાઈનું શું, કે તપશ્ચર્યાનું શું, કે કોઈ પણ ગુણનું નકારાત્મક સ્વરૂપ જવાહરલાલના જેટલું જ અળખામણું લાગે છે. રિચર્ડ ગ્રેગે હમણા લખેલા એક નિબંધમાં આ વાત ઉત્તમ રીતે સમજાવી છે. તેઓ લખે છે: "અમારે એકવાર સાદા જીવનને વિષે વાત થતી હતી. મેં કહ્યું, 'સાદાઈ મારે માટે સહજ વસ્તુ છે, ઘણુંયે હું તજી શકું એમ છું, પણ મારો પુસ્તકલોભ હું તજી શકતો નથી' ગાંધીજીએ જવાબ આપ્યો: 'તો પુસ્તકનો ત્યાગ ન કરો. ગમે તે વસ્તુથી આંતરસંતોષ અને સાહાય્ય મળતી હોય ત્યાં સુધી તેનો ત્યાગ ન કરવો. એ વસ્તુનો બલિદાનના આવેશમાં કે કર્તવ્યની ધૂનમાં ત્યાગ કરશો તો તમને એ વસ્તુ પાછી મેળવવાની લલુતા થયા જ કરશે અને એ અતૃપ્ત ઇચ્છા પછી ભારે હેરાન કરનારી થઈ પડે છે. એક વસ્તુનો ત્યાગ ત્યારે જ થાય કે તેનુ સ્થાન કોઈ તેથી અદકી વસ્તુ લે છે, અને પહેલી વસ્તુનો મોહ કે ઇચ્છાનો નાશ થાય છે, અથવા તો પહેલી વસ્તુ પેલી અદકી વસ્તુ મેળવવામાં અંતરાયરૂપ થઈ પડે છે." આ તો 'ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના' ઉપર ભાષ્ય થયું. પંડિતજી આટલી સાદી વસ્તુ કેમ ભૂલતા હશે?

પંડિતજી કહે છે, "અહિંસા આપણને અંતિમ ધ્યેય પ્રત્યે પહોંચાડશે કે કેમ તેની શંકા છે." ગાંધીજીની શ્રદ્ધા પરિણામથી નિરપેક્ષ છે એ વાત સાચી, પણ ઇતિહાસ પણ આ શ્રદ્ધાને પુષ્ટ કરે છે. ચંપારણમા જમાનાઓ થયાં ખેડૂતોને રેંસી નાંખનારી આર્થિક પદ્ધતિ ઘડીના વચલા ભાગની અંદર નાશ પામી, કારણ ખેડૂતો પોતાનું બળ સમજી શક્યા અને સત્યાગ્રહને માટે તૈયાર થયા. અને ત્રાવણકોરમાં પેલે જ દહાડે શું થયુ? લાખો માણસોનો

સમૂહ — અસ્પૃશ્યતાને સંઘરનારો, અને અસ્પૃશ્યોના પડછાયાથી પણ મંદિરો ભ્રષ્ટ થાય છે એમ માનનારો સમૂહ — કઈ રીતે ધર્મનું નવું ભાન મેળવીને શુદ્ધ થયો હશે ?

પણ આ પૃથક્કરણ વધારે નહિ લંબાવું. પંડિતજીના સમૃદ્ધ વ્યક્તિત્વમાં અનેક પરસ્પર વિરોધી તત્ત્વો ભળ્યાં છે — શ્રદ્ધા અને શંકા, નિશ્ચય અને અનિશ્ચય, ધર્મ અને ધર્મ વિષે અસહિષ્ણુતા. રાતદિવસની અપરંપાર પ્રવૃત્તિથી ભરેલું અને વેદના, અને દુઃખોથી ભરેલું જીવન એથી બીજું ન હોઈ શકે. લડતની દરેક મજલે તેઓ અટકે છે અને પૂછે છે : 'આ બધું શા અર્થે ?' 'આપણે ક્યાં જઈ રહ્યા છીએ ?' 'આ બધું શા અર્થે ?' અને છતાં શ્રદ્ધાનો હીરો એમની જીવનકથાને એક પાને અજબ રીતે ચળકી રહ્યો છે : "પ્રગતિ, ધ્યેય, આદર્શો, માનવજાતિની ભલાઈ અને માનવજાતિનું અંતિમ લક્ષ્ય, એ બધાં વિષેની શ્રદ્ધા એ શું ઈશ્વરશ્રદ્ધાની બહુ નિકટ આવતી નથી ? પણ બુદ્ધિ અને તર્કશાસ્ત્રની મદદથી તેનું સમર્થન કરવા જઈએ તો તુરત મુશ્કેલીઓ ઊભી થાય છે. પણ આપણામાં કંઈક એવું રહ્યું છે ખરું કે જે આશા અને શ્રદ્ધાને વળગે છે; કારણ તેના વિના જીવન લીલી છાંયડી વિનાનું રણ બની જાય છે." (પૃ. ૭૭૨). આના કરતાં શ્રદ્ધા વિષેની પંડિતજીની શ્રદ્ધા બીજી કઈ રીતે વધારે બતાવી શકાય ? એમને શંકા વારંવાર આવે છે, જે કાવ્યો ટાંકવાનાં સૂઝ્યાં છે તેમાં પણ શંકાથી ભરેલાં અને ઈશ્વરને ઉપાલંભથી ભરેલાં કાવ્યો એમને સૂઝ્યાં છે. એક કાવ્યનો, અજાણી રીતે જ, અશ્રદ્ધાના ધ્વનિવાળો ભાગ ટાંક્યો છે, અને તેની નીચે જ ઉજ્જ્વળ શ્રદ્ધાથી ચળકતી કડીઓ આવે છે તે પંડિતજી ભૂલી ગયા છે. એનું પૃથક્કરણ કરવા જાઉં તો આ ઉપોદ્ઘાત બહુ લાંબો થઈ જાય. વળી અંગ્રેજી કાવ્યોનું પૃથક્કરણ કદાચ ગુજરાતી વાચકને એટલો રસ ન આપી શકે, હું એટલો રસ તેમાંથી નિષ્પન્ન ન કરી શકું. સાચી હકીકત એ છે કે પંડિતજીમાં શંકા છતાં શ્રદ્ધા છે, ધર્મના પ્રચલિત સ્વરૂપો વિષે તીવ્ર વિરોધ છતાં ઊંડે ઊંડે ધર્મ ભર્યો છે, પોતે 'ધર્માત્માના ભવ્ય સૈન્યની કૂચમાં' એ સૈન્યના એક અદના સિપાઈ તરીકે પોતાને ગણાવે છે, (પૃ. ૬૧૯),

અને એમના પુસ્તકને પાને પાને એક વસ્તુ બોલી રહી છે. "જ્યાં આદર્શો જ્વલંત રહે અને હૈયાં અડગ હોય ત્યાં નિષ્ફળતા હોય જ નહિ. ખરી નિષ્ફળતા તો સિદ્ધાંતનો ત્યાગમાં, પોતાનો હક જતો કરવામાં, અને અન્યાયને ભૂંડી રીતે વશ થવામાં છે."

'ગાંધીજી અને જવાહરલાલ વચ્ચે કશું સામ્ય છે કે?' એવો પ્રશ્ન મને એક અમેરિકન છાપાવાળાએ કાંઈક કટાક્ષમાં પૂછ્યો હતો. મેં તેને કહેલું: 'હા; સત્યને માટેની ધગશ, અને પ્રખર દેશભક્તિ ને તેને લઈને સર્વસ્વનો ત્યાગ કરવાની શક્તિ.' આટલા સામ્યમાં ઉપરના દેખીતા ભેદો તો લુપ્ત થઈ જાય એવા છે. પણ બીજુ સામ્ય તો મને તે વેળા કહેવાનું મૂઝ્યું નહિ. પ્રતિક્ષણ વિકાસનો ગુણ પણ બંનેનો સરખો છે, બંનેને એકબીજા પ્રત્યે સરખો પ્રેમ છે, બન્ને કર્મયોગી છે. એટલે એમની વચ્ચે થોડા ભેદો રુચિ અને સ્વભાવના વૈચિત્ર્યને લીધે હોય તોયે તેમાં દેશનું કુશળ છે. ભર્તૃહરિની પેલી પ્રસિદ્ધ ઉક્તિમાં થોડો ફેરફાર કરીને કહીશ કે,

> जयंति ते सुकृतिनो निष्कामा कर्मयोगिनः ।
> नास्ति येषां यशःकाये जरामरणजं भयं ॥

વર્ધા, તા. ૧૫-૧૨-'૩૬ — મહાદેવ હરિભાઈ દેસાઈ

## ભાષાન્તર વિષે બે બોલ

પંડિત જવાહરલાલના પુસ્તકનું ભાષાન્તર કરવું એ કાંઈ રમત વાત ન હતી. અંગ્રેજોની અંગ્રેજીમાં લખાયલા એ બુલંદ વાક્પ્રવાહને કોઈ પણ દેશી ભાષામાં ઝીલવો કઠણ છે. એ ઉપરાંત એને જેટલો સમય આપવો જોઈએ એટલો હું આપી નથી શક્યો. વાચકવર્ગ દોષો વિષે મારું ધ્યાન ખેંચવા કૃપા કરશે તો બીજી આવૃત્તિ વધારે સારી કરવાનો પ્રયત્ન કરીશ.

પુસ્તકમાં અનેક સ્થાને ગુજરાતી વાચકને માટે ટિપ્પણની મને જરૂર જણાઈ. આરંભમાં તો ઠીક ઠીક ટિપ્પણ આપવાં શરૂ કર્યાં. પછી લાગ્યું કે એથી પુસ્તકનું કદ બહુ વધી જશે એટલે કાંઈક કરકસર કરી. મને આશા છે કે વાચકને આ ટિપ્પણોથી પુસ્તક સમજવામાં મદદ થશે. જે ટિપ્પણોની નીચે સહી નથી એ પંડિત જવાહરલાલનાં પોતાનાં છે. ભા. ક. ની સહીવાળાં ટિપ્પણ 'ભાષાન્તર કર્તા'નાં એટલે મારાં છે.

વર્ધા, તા. ૧૭-૧૨-'૩૬ મહાદેવ દેસાઈ

## બીજી આવૃત્તિ વિષે

પહેલી આવૃત્તિ ઉતાવળે બહાર પાડવામાં અનેક નાના મોટા દોષો રહી ગયેલા આ આવૃત્તિમાંથી દૂર થયા છે. કેટલાક ટીકાકારોએ સૂચવ્યું છે કે ઉપોદ્ઘાત બીજી આવૃત્તિમાંથી દૂર કરવો જોઈએ. હું દિલગીર છું કે એમની સૂચનાને માન આપવાનું હું કશું કારણ જોતો નથી.

વર્ધા, તા. ૬-૫-'૩૭ મહાદેવ દેસાઈ

# પ્રસ્તાવના

તાજા કલમ અને કેટલાક નજીવા ફેરફારો બાદ કરતાં આ આખું પુસ્તક જેલમાં જૂન ૧૯૩૪થી ફેબ્રુઆરી ૧૯૩૫ દરમ્યાન લખાયું હતું. આ પુસ્તક લખવામાં મૂળ હેતુ એ હતો કે જેલ-જીવનના એકાંતના લાંબા સમયમાં અતિશય આવશ્યક એવું કાંઈક નિશ્ચિત કાર્ય ઉપાડી લઈને મારો સમય ભરી દેવો, અને હિંદમાં બનેલી જે ઘટનાઓની સાથે મારો સંબંધ રહ્યો છે તેને વિષે હું સ્પષ્ટ વિચાર કરી શકું એટલા માટે તેનું અવલોકન કરવું. આત્મ-પરીક્ષણની વૃત્તિથી મેં એ કાર્ય આરંભ્યું, અને ઘણે અંશે એ વૃત્તિ આખર સુધી કાયમ જ રહી. હું કોઈ ખાસ વાચકવર્ગને ધ્યાનમાં રાખીને આ લખતો ન હતો; પણ એ જો કોઈ વાંચશે તો તે મારા દેશબંધુઓ અને દેશભગિનીઓ જ હશે એવો મારો ખ્યાલ હતો. પરદેશી વાચકો માટે મેં કદાચ જુદી રીતે અથવા જુદી વસ્તુઓ ઉપર ભાર મૂકીને લખ્યું હોત — કેટલીક વસ્તુઓ ઉપલકિયા રીતે લખી છે તે વિસ્તારથી લખત, અને કેટલીકની ઉપર વિસ્તારથી લખ્યું છે તેને બદલે ટૂંકામાં પતાવત. આ વિસ્તારથી નિરૂપેલી કેટલીક બાબતોમાં પરદેશી વાચકને રસ ન પણ પડે, અને તે એમ માને કે એ એટલી બધી મામૂલી કે દીવા જેવી સ્પષ્ટ છે કે તેને વિષે લાંબી ચર્ચા કે વાદની જરૂર ન હતી. પણ આજના હિંદુસ્તાનમાં તેની અમુક અગત્ય છે એમ મને ભાસ્યું. આપણા દેશના રાજકાજ અને વ્યક્તિઓ વિષેના ઘણા ભાગમાં પરદેશી વાચકને રસ ન પડે એમ બને.

મારા જીવનના અતિશય વેદનાભર્યા સમયમાં આ પુસ્તક લખાયું છે એ વાચક યાદ રાખશે એવી આશા રાખું છું. આના સ્પષ્ટ સંસ્કારો એમાં દેખાશે. જો પુસ્તક સાધારણ સંજોગોમાં લખાયું હોત તો આથી જુદું હોત અને કદાચ વધારે સંયમથી

લખાયું હોત. છતાં મેં એમાં કશા ફેરફાર કર્યા વિના હતું તેમજ પ્રગટ કરવાનો એટલા માટે વિચાર કર્યો કે લખતી વખતે મારા શા વિચાર હતા એ જાણવાનું કેટલાકને તો ગમવાનો સંભવ છે.

મારો પ્રયાસ મારાથી બની શકે ત્યાં સુધી, મારા પોતાના માનસિક વિકાસનો ક્રમ આલેખવાનો હતો, હિંદુસ્તાનમાં બનેલી તાજી ઘટનાઓનો ઇતિહાસ લખવાનો ન હતો. ઉપર ઉપરથી જોતાં આ પુસ્તક આવો ઇતિહાસ હોવાનો ભાસ થાય એથી વાચકને ભ્રમ થવાનો અને પુસ્તકને ઘટે છે તેના કરતાં વધારે મહત્ત્વ મળવાનો સંભવ રહે છે. એટલે મારે વાચકને ચેતવણી આપવી જોઈએ કે આ વૃત્તાન્ત સાવ એકપક્ષી છે, અને નછૂટકે અહં-લક્ષી છે. ઘણી અગત્યની ઘટનાઓ એમાં છોડી દેવામાં આવી છે અને ઘટનાઓને ઘડવામાં ભાગ લેનારી ઘણી વ્યક્તિઓનાં નામ પણ નથી લીધાં. ભૂતકાળના ખરા ઇતિહાસમાં આ અક્ષમ્ય થાત, પણ મારા અંગત વૃત્તાન્તમાંથી આ બધું છોડવા માટે મને માફી મળશે એવી આશા છે. જેણે આપણા તાજા ઇતિહાસનો યોગ્ય અભ્યાસ કરવો હોય તેણે બીજું સાહિત્ય જોવું જોઈશે. પણ એવો સંભવ છે કે આ અને બીજાં અંગત વૃત્તાન્તો તેમને કેટલીક અધૂરી ઘટનાઓ પૂરવામાં અને સ્થૂલ ઘટનાઓની ભૂમિકા મેળવવામાં મદદ કરશે.

અનેક વર્ષોથી જેમની સાથે કામ કરવાનો મને લહાવો મળ્યો છે અને જેમને માટે મને અતિશય આદર અને પ્રેમ છે એવા મારા સાથીઓને વિષે મેં નિખાલસતાથી લખ્યું છે; મંડળો અને વ્યક્તિઓની મેં, કેટલીકવાર કંઈક આકરી ટીકા પણ કરી છે. એ ટીકાને લીધે તે તે મંડળ કે વ્યક્તિને માટેનું મારું માન ઓછું થતું નથી. પણ મને ભાસ્યું કે લોકકાર્યમાં માથું મારનારા સૌએ એકબીજાની સાથે અને જેમની તેઓ સેવા કરવાનો દાવો કરે છે તે લોકોની સાથે દિલ ખોલીને વાત કરવી જોઈએ. ઉપલકિયા વિવેક કરવાથી અને મૂંઝવે એવા અથવા ક્લેશ કરાવે એવા પ્રશ્નો ઊંચા મૂકવાથી એકબીજાને અથવા તો આપણે જે પ્રશ્નો ઉકેલવાના છે તે પ્રશ્નોને સાચી રીતે સમજી નહિ શકાય. વિચારના ભેદો તેમજ વિચારનું ઐક્ય બરોબર જાણીને, અને ગમે તેવી અણગમતી

હકીકતો હોય તેનો સામનો કરીને જ સાચો સહકાર બંધાવો જોઈએ. છતાં હું વિશ્વાસ રાખું છું કે મારા લખાણમાં ક્યાંય કોઈ વ્યક્તિ પ્રત્યે જરાસરખો દ્વેષ કે દુષ્ટભાવ નથી.

હિંદની આગળના આજના પ્રશ્નોની જાણીજોઈને મેં માત્ર મોઘમ રીતે કે પરોક્ષ રીતે ચર્ચા કરવા ઉપરાંત કશું કર્યું નથી. જેલમાં બેસીને એની સાંગોપાંગ ચર્ચા કરવાની કે શું કરવું જોઈએ એનો મારા મન સાથે પણ નિર્ણય કરવાની મારી સ્થિતિ નહોતી. જેલમાંથી છૂટયા પછી પણ આ વિષય પરત્વે કશું ઉમેરવાની મને જરૂર ન જણાઈ. મેં જે લખ્યું હતું તેમાં એ વસ્તુનો મેળ બેસે એમ ન હતું. એટલે આ આત્મવૃત્તાન્ત ભૂતકાળનો ઉપલકિયા, અંગત અને અપૂર્ણ વૃત્તાન્ત રહેશે; એમાં વર્તમાનની લગભગ હું પહોંચ્યો છું ખરો પણ તેનો સ્પર્શ ન કરવાની સાવધાની રાખી છે.

બાડનવાઈલર
૨૭ જાન્યુઆરી, ૧૯૩૬

જવાહરલાલ નેહરુ

# ચિત્રસૂચિ

## ૧

# કાશ્મીરથી ઊતર્યા

"પોતે પોતાના વિષે લખવામાં મજા તો છે, પણ મુશ્કેલી પણ છે; કારણ, પોતાને વિષે કશું ખરાબ લખતાં પોતાને ખટકે અને સારું કહેતાં સાંભળનાર કે વાંચનારને ખટકે."

—અબ્રાહમ કાઉલી

સુખી ઘરમાં એકનો એક દીકરો મોઢે ચડાવેલો જ હોય— હિંદુસ્તાનમાં તો વિશેષે. તેમાંય એ પુત્ર જો અગિયાર વરસનો થયો ત્યાં સુધી એકનો એક જ રહ્યો તો તો એ લાડની ખરાબીમાંથી ન જ બચી શકે. મારી બે બહેનો મારા કરતાં ઘણી જ નાની છે, અને અમારા દરેકની વચ્ચે ઘણાં વર્ષોનો ગાળો છે. તેથી એ શરૂઆતનાં વર્ષોમાં હું એકલવાયો જ ઊછર્યો. મારી ઉંમરનો કોઈ સાથી મારે ન હતો. નિશાળના ગોઠિયાઓ પણ કોઈ ન હતા, કેમકે મને કોઈ કિંડરગાર્ટન (બાળ-મંદિર) કે કોઈ પાઠશાળામાં મૂકવામાં નહોતો આવ્યો. ઘરમાં મારી સાથે રહી મને શીખવનાર શિક્ષિકા અથવા બહારના ખાનગી શિક્ષકો દ્વારા મને કેળવણી મળે છે એમ મનાતું.

અમે મૂળ કાશ્મીરી. બસો વરસ પહેલાં, અઢારમી સદીની શરૂઆતમાં અમારા એક વડવા, કીર્તિ અને ધન કમાવા, કાશ્મીરની પહાડી ખીણમાંથી નીચેના ફળદ્રુપ મેદાનોમાં ઊતરી આવેલા. ઔરંગઝેબ પછીની મોગલ સામ્રાજ્યની પડતીના એ દિવસો હતા. ફરૂખશિયર તે વખતે બાદશાહ હતો. આમ પ્રથમ ઊતરી આવનાર અમારા વડવાનું નામ રાજ કૌલ હતું. એણે આખા કાશ્મીરમાં સંસ્કૃત અને ફારસીના વિદ્વાન તરીકે નામના મેળવી હતી. એ અરસામાં જ્યારે ફરૂખશિયર કાશ્મીર આવ્યો ત્યારે રાજ કૌલ તરફ આકર્ષાયો, અને ઘણે ભાગે તેની જ ઇચ્છાથી એ કુટુંબ શાહી રાજધાની દિલ્હીમાં આવી વસ્યું.

૧૨. અજાની આસપાસની આ વાત. એક નહેરને કાંઠે થોડીક
૧૩. જમીન ને એક મકાન રાજ કૌલને બક્ષિસમાં મળ્યાં. ઘર નહેરને કાંઠે હતું, એટલે એ ઘરવાળાના નામને 'નેહરુ' શબ્દ લાગ્યો. કૌલ એ કુટુંબનું નામ હતું, તે કૌલ-નેહરુ થયું, અને વરસો જતાં કૌલ સાવ નીકળી જ ગયું ને અમે માત્ર નેહરુ રહ્યા.

આ પછીના અસ્થિર સમયમાં એ કુટુંબે ઘણી ચડતી-પડતી જોઈ અને જાગીર પણ ધીમે ધીમે ધોવાઈ ગઈ. મારા પરદાદા લક્ષ્મીનારાયણ નેહરુ, દિલ્લીના બાદશાહના નામના રહેલા દરબારમાં "સરકાર કંપની" ના પહેલા વકીલ બન્યા. મારા દાદા, ગંગાધર નેહરુ '૫૭ના બળવા પહેલાં કેટલોક વખત દિલ્લીના કોટવાલ હતા. ૧૮૬૧માં ૩૪ વરસની નાની ઉંમરે એ ગુજરી ગયા./

'૫૭ના બળવાએ દિલ્લી સાથેના અમારા સંબંધનો અંત આણ્યો, અને એ દરમ્યાન અમારા જૂના કુટુંબના કાગળો અને દસ્તાવેજો પણ નાશ પામ્યા. જે કાંઈ હતું તે બધું ખોઈ પરવારી દિલ્લી છોડીને હિજરત કરનારાઓ ભેગું મારું કુટુંબ પણ ભળ્યું ને આગ્રા આવ્યું. હજી મારા પિતાશ્રીનો જન્મ નહોતો થયો, પણ મારા બે કાકાઓ તો જુવાનીએ પહોંચી થોડું અંગ્રેજી પણ જાણતા થઈ ગયા હતા. આ જ્ઞાનને લીધે એમાંના નાના કાકા અને કુટુંબના બીજા કેટલાક માણસો એકવાર અચાનક અને બેઆબરૂ મોતમાંથી બચી ગયેલા. બનેલું એમ કે, મારા કાકા દિલ્લીથી કેટલાક કુટુંબીઓની સાથે મુસાફરીએ નીકળ્યા હતા. આ કાફલામાં બહુ જ ખૂબસૂરત એવી એક એમની નાની બહેન પણ હતી — કાશ્મીરી બાળકો સામાન્ય રીતે રૂપાળાં હોય છે. રસ્તામાં કેટલાક ગોરા સિપાઈઓ એમને મળ્યા અને મારી એ નાની ફૈબાને કોઈ અંગ્રેજ છોકરી ધારી, મારા કાકા ઉપર તેને ઉપાડી જવાનો આરોપ મૂક્યો. આરોપ મુકાયો એટલે પછી ફેંસલો અને સજા અપાતાં તો વાર જ શી? એ જમાનામાં આ બધા સંસ્કાર ગણેલી મિનિટોમાં જ થઈ જતા. પરિણામે મારા કાકા ને બીજા સગાઓને સહેજે પાસેના એકાદ ઝાડ ઉપર લટકાવવામાં આવ્યા હોત. પણ સુભાગ્યે મારા કાકાના અંગ્રેજી

ગાનને લીધે એમ થવામાં થોડી વાર લાગી, અને એટલામાં કોઈ ઓળખીતો ત્યાં આવી ચડ્યો, તેણે એમને બધાને બચાવ્યા.

કેટલાંક વરસો સુધી અમારું કુટુંબ આગ્રામાં જ રહ્યું. અહીં મારા પિતાશ્રીનો જન્મ ૧૮૬૧ના મે મહિનાની ૬ઠ્ઠી તારીખે થયો.* પણ એમનો જન્મ થયો તેના ત્રણ મહિના આગમચ મારા દાદા સ્વર્ગવાસી થયેલા. અમારા ઘરમાં મારા દાદાનું નાનકડું એક તૈલચિત્ર છે. એમાં એમણે મોગલ દરબારનો પોશાક પહેર્યો છે ને હાથમાં વાંકી તલવાર રાખી છે. એ જોઈને કોઈને એમ જ થઈ જાય કે એ કોઈ મોગલ અમીર હશે, જોકે એમનાં વાન ચોખ્ખાં કાશ્મીરી છે.

કુટુંબનો ભાર હવે મારા બે કાકા ઉપર જ આવી પડ્યો. તેઓ મારા પિતાશ્રી કરતાં ઘણા મોટા હતા. મોટા કાકા, બંસીધર નેહરુ, તરત જ અંગ્રેજ સરકારના અદાલતી ખાતામાં જોડાયા અને વારંવાર બદલી થવાને લીધે કેટલેક અંશે કુટુંબથી સાવ છૂટા પડી ગયા. મારા નાના કાકા નંદલાલ નેહરુએ એક દેશી રજવાડામાં નોકરી લીધી અને દશ વરસ રાજપૂતાનાના ખેતરી રાજ્યના દીવાન રહ્યા. પાછળથી એમણે કાયદાનો અભ્યાસ કર્યો અને આગ્રામાં વકીલાત માંડીને બેસી ગયા. મારા પિતાશ્રી એમની સાથે જ રહેતા અને એમની જ છાયા અને હૂંફમાં ઊછર્યા. બન્ને જણા વચ્ચે અતિશય પ્રેમ હતો, અને હતા બંને ભાઈઓ છતાં નાના મોટાભાઈને ભાઈ કરતાં બાપ તરીકે જ વધારે ગણતા. મારા પિતાશ્રી સૌથી નાના એટલે દાદીના લાડકવાયા; અને દાદી તો એવાં માની અને જાજરમાન હતાં કે તેમનું વચન ઉથાપવાની કોઈની મગદૂર નહોતી. એમના મરણને આજે પચાસેક વરસ થઈ ગયાં, છતાં કાશ્મીરની ડોસીઓ હજી એમને યાદ કરે છે. અને કહે છે કે એનો રૂઆબ એવો હતો કે એની મરજીથી વિરુદ્ધ કશુંય થયું તો મૂઆ જ પડ્યા.

*એક જાણવા જેવી તાજુબી ભરેલી વાત અહીં નોંધું કવિવર રવીન્દ્રનાથ ટાગોરનો જન્મ પણ એ જ વર્ષના, એ જ માસમાં એ જ તિથિએ થયેલો.

મારા કાકા નવી જ સ્થપાયેલી વડી અદાલતમાં વકીલાત કરવા લાગ્યા અને જ્યારે એ અદાલત આગ્રાથી અલ્લાહાબાદ આવી ત્યારે આખું કુટુંબ અલ્લાહાબાદ આવ્યું. ત્યારથી અલ્લાહાબાદ અમારું ઘર થયું, ને ત્યાં જ ઘણાં વર્ષો પછી મારો જન્મ થયો. મારા કાકાએ ધીરે ધીરે વકીલાત ખૂબ વધારી દીધી, અને પરિણામે વડી અદાલતના એક આગેવાન વકીલ ગણાવા લાગ્યા. દરમિયાન મારા પિતા કાનપુરની નિશાળમાંથી ને અલ્લાહાબાદની કૉલેજમાંથી પસાર થયા. એમનું પ્રાથમિક ભણતર માત્ર ફારસી અને અરબીનું જ હતું અને અંગ્રેજી તો એમણે ૧૩–૧૪ વર્ષની વયે શરૂ કરેલું. પણ એ ઉંમરે પણ એ ફારસીના વિદ્વાન ગણાતા અને થોડું અરબી પણ જાણતા અને એમના આ જ્ઞાનને લીધે એમનાથી મોટેરા પણ એમને માન આપતા. પણ કાચી વયમાં આટલા જ્ઞાન છતાં નિશાળ અને કૉલેજમાં એમની ખ્યાતિ મુખ્યત્વે અટકચાળા અને તોફાની વિદ્યાર્થી તરીકે જ હતી. આદર્શ વિદ્યાર્થી બનવાનું તો કોરે રહ્યું. અભ્યાસના કરતાં રમત અને નવાનવા ઉધમાતોમાં એમને વધારે રસ પડતો. કૉલેજની તોફાની ટોળીના એક આગેવાન તરીકે એમની ગણના થતી. તે જમાનામાં કલકત્તા અને મુંબઈ બહાર બીજે હિંદીઓ પાશ્ચાત્ય પોશાક અને પાશ્ચાત્ય રીતભાત ગ્રહણ કરેલા ભાગ્યે જ જોવામાં આવતા; પણ મારા પિતાને તો ત્યારે પણ આની મોહિની લાગી હતી. કંઈક ઉદ્દામ રીતભાત છતાં એમના અંગ્રેજી અધ્યાપકો એમની ઉપર મુગ્ધ હતા, અને ઘણીયે વાર એમને સંકડામણમાંથી બચાવી લેતા. એમનું શૂર જોઈને તેઓ ખુશ થતા; અને બુદ્ધિશાળી તો હતા જ એટલે વખત આવ્યે ખૂબ મહેનત કરીને અભ્યાસમાં પણ એઓ પાછળ ન પડતા. હમણાં હમણાં ઘણાં વર્ષો પછી એઓ અમારી પાસે પોતાના એ અધ્યાપકોમાંના એક મિ. હેરિસન — અલ્લાહાબાદની મ્યુર સેન્ટ્રલ કૉલેજના આચાર્ય — ની ખૂબ ભાવપૂર્વક વાત કરતા, અને પોતાના વિદ્યાર્થીકાળનો એ અધ્યાપકનો પોતાના ઉપર આવેલો એક કાગળ તેમણે સંભાળપૂર્વક સાચવી રાખ્યો હતો.

યુનિવર્સિટીની બીજી પરીક્ષાઓમાંથી કાંઈ ખાસ નોંધવા લાયક માન ઇનામ મેળવ્યા વિના પસાર થઈ છેવટે તેઓ બી. એ.માં બેઠા. તેમણે એને માટે કાંઈ ખાસ તૈયારી નહિ કરેલી અને પોતાને પહેલા પ્રશ્નપત્રના જવાબ વિષે ખૂબ અસંતોષ હતો. એમના મનમાં થયું, પહેલા જ પ્રશ્નપત્રમાં ઘોળ્યું છે એટલે પાસ શેના થવાશે? અને પાસ નથી થવાવાનું તો બાકીની પરીક્ષામાં શા માટુ બેસવું? પરીક્ષાને બદલે તાજમહાલમાં વખત ગાળવો એમણે વધુ પસંદ કર્યો. (તે વખતે યુનિવર્સિટીની પરીક્ષાઓ આગ્રામાં લેવાતી.) પાછળથી એમના અધ્યાપકે એમને બોલાવ્યા અને ખૂબ ગુસ્સે થઈ કહ્યું: 'પ્રથમ પ્રશ્નપત્રના જવાબ તો તારા સારા હતા, કેવો બેવકૂફ કે બીજામાં ન બેઠો!' જે થયું તે થયું, અહીં પિતાશ્રીની યુનિવર્સિટીની કેળવણીનો અંત આવ્યો. તેઓ કદી ગ્રેજ્યુએટ ન થયા.

એમને તો જીવનમાં આગળ વધવું હતું અને કંઈક ધંધામાં કાયમ થવું હતું.

સ્વાભાવિક રીતે એમની નજર વકીલાતના ધંધા ઉપર પડી કેમકે હિંદુસ્તાનમાં તે વખતે એ જ ધંધો એવો હતો કે જેમાં માણસના ઝવેગતને અવકાશ હતો, અને એમાં સફળ થનારા માટે માન અને પ્રતિષ્ઠા રહેલાં હતાં. તેમની આગળ પોતાના ભાઈનો દાખલો તો હતો જ. તેઓ વડી અદાલતના વકીલ તરીકેની પરીક્ષામાં બેઠા અને તેમા પાસ થયા એટલું જ નહિ પણ તેમાં પહેલો નંબર લીધો અને સુવર્ણચંદ્રક પણ મેળવ્યો. એમને મન ગમતો વિષય મળી ગયો અથવા તો એમ કહીએ કે પોતે પસંદ કરેલા ધંધામાં સફળતા મેળવવા માટે એમણે કમર કસી.

એમણે કાનપુરની જિલ્લા કોર્ટમાં વકીલાત શરૂ કરી. સફળતા મેળવવાની ધગશ તો હતી જ, તેથી ખૂબ મહેનત કરીને થોડા જ વખતમા સારી પેઠે જામી ગયા. છતાં રમતગમતો અને બીજી મનોરંજનની વસ્તુઓ પ્રત્યેનો એમનો પ્રેમ એટલો જ હતો અને એમના સમયનો કેટલોક ભાગ તો એમાં જતો જ. ખાસ કરીને એમને કુસ્તી અને અનેક હરીફાઈઓમાં ખૂબ રસ

આવતો. કાનપુર એ દિવસોમાં જાહેર કુસ્તીની હરીફાઈઓ માટે પ્રખ્યાત હતું.

કાનપુરમાં ઉમેદવારીનાં ત્રણ વરસ ગાળીને પિતાશ્રી હાઈકોર્ટમાં વકીલાત કરવા અલ્લાહાબાદ આવ્યા. આ પછી થોડા જ વખતમાં એમના ભાઈ, પંડિત નંદલાલ, એકાએક મરણ પામ્યા. પિતાશ્રી માટે આ અસહ્ય આઘાત હતો; પોતાને પિતાતુલ્ય એવા ખૂબ પ્રેમળ ભાઈને અને કુટુંબના એક. વડીલ અને મુખ્ય કમાનારને ગુમાવ્યા એટલે એમને પોતાને પડેલી ખોટની તો વાત જ શી કરવી? આમ ટૂંકી ઉંમરમાંથી જ મોટું કુટુંબ સંભાળવાનો બોજો મોટે ભાગે એમના ઉપર જ આવી પડ્યો.

થયું. એમને તો એમના ધંધામાં નામના મેળવવી હતી, એટલે એમાં ખૂંચી ગયા, મહિનાઓ સુધી બીજી બધી વસ્તુઓને સાવ ભૂલી ગયા. કાકાના ઘણાખરા કેસો એમની પાસે જ આવતા, અને એમાં એઓ જીતતા એટલે ધંધામાં સફળતા મેળવવાના જે મનોરથો એમણે આજ સુધી સેવ્યા હતા તે સહેજે ફળ્યા, અને એમનું કામ પણ વધવા માંડ્યું અને ટંકશાળ પણ પડવા લાગી. આમ જુવાનીમાં જ પોતે એક સફળ વકીલ તરીકે નામના તો મેળવી લીધી, પણ તેની કિંમત એ આપવી પડી કે કાયદાની દેવીને તેઓ વર્યા એટલું જ નહિ પણ તેના વધુ ને વધુ દાસ બનતા ગયા. બીજી કોઈ જાહેર કે ખાનગી પ્રવૃત્તિઓ માટે એમની પાસે સમય જ ન રહેતો; એટલે સુધી કે ટૂંકી કે લાંબી રજાના બધા દિવસો પણ એમની વકીલાતમાં જ ખપી જતા. આ જ અરસામાં રાષ્ટ્રીય મહાસભા અંગ્રેજી જાણનારા મધ્યમવર્ગનું ધ્યાન ખેંચી રહી હતી. પિતાશ્રીએ પણ એની કેટલીક શરૂઆતની બેઠકમાં હાજરી આપેલી અને નામના મહાસભાવાદી કહેવાયલા. એમના ધંધામાં જ એઓ એટલા બધા મશગૂલ રહેતા કે મહાસભામાંના કામકાજમાં ઝાઝો રસ લેવો એમને પાલવે એમ ન હતું. વળી રાજદ્વારી ક્ષેત્રમાં અને જાહેર કામોમાં પોતાની ચાંચ બહુ ડૂબે એમ લાગતું ન હતું; અત્યાર સુધી આ વિષયોમાં એમણે બહુ

ધ્યાન આપ્યું નહોતું, અને તેથી એને વિષે જ્ઞાન પણ ઝાઝું નહોતું. વળી જેમાં બીજાના સૂરમાં સૂર પૂરવો પડે તેવી પ્રવૃત્તિ કે સંસ્થામાં જોડાવું એ એમને ગમે એમ જ નહોતું. બાળપણનો ને જુવાનીનો ઉધમાત ઉપરથી તો શમી ગયો હતો, પણ એ નવા સ્વરૂપમાં હવે પ્રગટ થયો—સત્તા મેળવવાના નવા અભિલાષ જાગ્યા. ધંધામાં આ અભિલાષાને પરિણામે નામના મળી, અને એમનાં અભિમાન અને આત્મવિશ્વાસ વધ્યાં. લડાઈ જોઈને એમને રસ છૂટતો, મુશ્કેલીઓની સામે ઝૂઝવું એમને ગમતું, અને છતાં આશ્ચર્ય છે કે એ દિવસોમાં એ રાજકારણથી દૂર રહેતા. જો કે રાષ્ટ્રીય મહાસભાના તે વખતના રાજકારણમાં ઝાઝું ઝૂઝવાપણું હતું નહિ એ પણ ખરું. છતાં મૂળ વાત એ સાચી કે એ ક્ષેત્ર જ એમને માટે અપરિચિત હતું, અને એમનું મન એમના ધંધાને અંગે કરવાના ભરપૂર કામમાં પૂરું રોકાયેલું રહેતું. સફળતાની સીડી ઉપર એમનો પગ બરોબર ગોઠવાઈ ગયો હતો, અને એક પછી એક પગથિયું ઊંચે વધતા જ જતા હતા—અને તે પણ, એમના ધારવા પ્રમાણે, કોઈની મહેરબાની મેળવીને નહિ, કે કોઈની ખિદમત કરીને નહિ, પણ પોતાની અટલ અભિલાષા અને બુદ્ધિના બળે.

ઉપર ઉપરથી એઓ રાષ્ટ્રવાદી તો કહેવાતા, છતાં એમને અંગ્રેજો અને તેમની રીતભાતો ગમતી. એમને કંઈક એમ પણ હતું કે મારા દેશભાઈઓની અધોગતિ થઈ છે, અને એ અધોગતિને એ લગભગ લાયક કહેવાય. કશું જ કર્યા વિના કેવળ બોલબોલ કર્યા કરનારા રાજકારણી લોકો માટે એમને સહેજ તિરસ્કાર પણ હતો, જો કે એમને પોતાને પણ કશી કલ્પના ન હતી કે એ સિવાય બીજું શું કરી શકાય. વળી પોતાને મળેલી અસાધારણ સફળતાના ગર્વને લીધે એઓ એમ ધારતા કે બધા તો નહિ જ, પણ ઘણા, જીવનમાં ન ફાવવાને લીધે જ રાજકાજમાં પડે છે.

સતત વધતી જતી આવકને લીધે અમારી રહેણીકરણી બદલાતી ગઈ, કારણ કે આવક વધે એટલે ખરચ વધે જ. પૈસા સંઘરવાનો વિચાર મારા પિતાને જ્યારે જેટલું જોઈએ ત્યારે તેટલું કમાવવાની પોતાની શક્તિની અવગણના કરવા જેવો લાગતો.

ભારે જિંદાદિલ હોવાને લીધે અને દરેક રીતે ચેનમાં રહેવાના શોખને લીધે જેટલું કમાતા તેટલું ખરચી નાખવામાં ક્યાંય મુશ્કેલી ન આવતી. આમ ધીરે ધીરે અમારી રહેણી વધુ ને વધુ પાશ્ચાત્ય થતી ગઈ.

મારા બચપણના શરૂઆતના દિવસોમાં આવા હતા અમારા ઘરના ઢંગ.*

---

* મારો જન્મ ઈ. સ. ૧૮૮૯ના નવેંબરની ૧૪મી તારીખે અથવા સંવત ૧૯૪૬ ના માગશરવદ સાતમે અલ્લાહાબાદમાં થયેલો.

## બચપણ

આમ મારું બચપણ સુખશાંતિવાળું પણ ખાસ ઇતિહાસ વિનાનું ગયું. હું મારાથી મોટા મારા પિતરાઈ ભાઈઓની વાતો સાંભળું પણ તેમાંનું બધું કાંઈ હમેશાં સમજું તો નહિ જ. ઘણી વાર અંગ્રેજ અને યુરોપિયનોના હિંદીઓ પ્રત્યેના તુમાખી મિજાજની અને અપમાનભરી રીતભાતની તેઓ વાતો કરતા, અને કહેતા કે આવા વર્તનને સાંખી ન લેતાં દરેક હિંદીની તેની સામે થવાની ફરજ છે.

રાજકર્તા અને પ્રજા વચ્ચેની અથડામણના દાખલા તો બન્યા જ કરતા, એટલે તેની ઉપર ખૂબ ચર્ચા ચાલતી. કોઈ અંગ્રેજ કોઈ હિંદીનું ખૂન કરે તો અંગ્રેજોની જ બનેલી જ્યૂરી તેને છોડી મૂકે એ વાત તો સામાન્ય થઈ પડી હતી અને સૌને એ ખૂંચતી.

આગગાડીમાં અંગ્રેજો માટે હમેશાં ઇલાયદા ડબ્બા હોય જ, અને ગમે તેવી ભીડ હોય—અને ભયંકર ભીડ તો હમેશાં રહેતી જ—તો પણ કોઈ હિંદીની મગદૂર નહિ કે એમાં તે ઘૂસી શકે, પછી ભલેને એ ડબ્બો સાવ ખાલી હોય. અરે! સામાન્ય ડબ્બામાં પણ કોઈ અંગ્રેજ ચડી બેસે તો પછી તે કોઈ હિંદીને અંદર આવવા ન દે. જાહેર બગીચાઓમાં અને બીજાં સ્થાનોમાં પણ અંગ્રેજો માટે ખુરસીઓ અને બાંકડાઓ ઇલાયદા રખાતા. મારા દેશ ઉપર પરદેશી રાજકર્તા આવીને આવી ગેરવર્તણૂક ચલાવે એની સામે મને સખત ચીડ ચડતી, અને જ્યારે કોઈ હિંદી ચપાટની સામે ચપાટ ઠોકતો ત્યારે હું ખુશ થતો. ઘણી વાર મારા કોક ને કોક પિતરાઈ કે એમના કોઈ મિત્ર આવી અથડામણમાં આવી પડતા, તે વેળા તો અમે બધે ઉશ્કેરાઈ જતા. અમારા કુટુંબમાં મારા એક પિતરાઈની ખૂબ

બળિયાની શાખ હતી; અંગ્રેજ સાથે ઝઘડો વહોરી લેવાનું એને ગમતું. અને તેમાં વળી યુરેશિયનો સાથે વિશેષ, કારણ કે એ લોકો પોતે રાજકર્તાની જાતના જ છે એમ બતાવવાનો ડોળ કરવા માટે જ કદાચ અંગ્રેજ અમલદાર કે વેપારી કરતાં પણ વધારે ભૂંડી રીતે વર્તતા. આવા ઝઘડાઓ રેલવે મુસાફરી દરમ્યાન વધુ થતા.

પરદેશી રાજકર્તાઓનું અસ્તિત્વ તેમજ તેમનું વર્તન મને ખૂંચતું ખરું, પણ જ્યાં સુધી મને યાદ છે ત્યાં સુધી અંગ્રેજો તરીકે અંગ્રેજો સામે મને કોઈ જાતનો દ્વેષ ન હતો. મારે માટે અંગ્રેજ શિક્ષિકાઓ રાખવામાં આવતી, અને પ્રસંગોપાત્ત પિતાજીને મળવા તેમના અંગ્રેજ મિત્રો આવે એ તો હું જોઉં જ. આને પરિણામે મારા હૃદયમાં અંગ્રેજોને માટે માન હતું. રોજ સાંજે કેટલાય મિત્રો મારા પિતાને મળવા આવતા, અને આખા દિવસના થાક્યા પાક્યા મારા પિતા તેમની વચ્ચે ખીલતા, અને આખું ઘર એમના ખડખડાટ હસવાથી ગાજી ઊઠતું. એમનું અટ્ટહાસ્ય આખા અલ્લાહાબાદમાં જાણીતું થઈ ગયું હતું. કેટલીક વાર હું પડદા પાછળથી ડોકિયું કરીને જોતો કે આ મોટા લોકો એકબીજા સાથે શું વાત કરી રહ્યા છે. આમ ડોકિયું કરતાં જો હું પકડાઈ ગયો તો મને એ લોકો બહાર ખેંચી લઈ જતા, અને મારી ભયગ્રસ્ત દશા છતાં પિતાશ્રીના ગોઠણ ઉપર મને બેસાડતા. આવે એક પ્રસંગે મેં એમને ક્લૅરેટ કે એવો બીજો લાલ દારૂ પીતા જોયા. વ્હિસ્કી તો હું ઓળખી શકતો હતો. મેં ઘણીવાર પિતાને અને તેમના મિત્રોને એ પીતા જોયેલા. પણ આ નવી લાલ ચીજથી તો હું બેબાકળો જ બની ગયો અને ઘરમાં દોડી જઈને માને કહ્યું: 'મા, જુઓ તો ખરાં બાપા લોહી પીએ છે!'

મને પિતા પ્રત્યે ખૂબ જ માન હતું. મને તો એઓ બળ, હિંમત, અને હોશિયારીની મૂર્તિ લાગતા, બીજા બધા એમની સરખામણીમાં તુચ્છ લાગતા, અને હું મોટો થઈને એમના જેવો જ થઈશ એવું સ્વપ્નું હું સેવતો. પણ નોકરો અને બીજાઓ ઉપર એમનો પિત્તો ઊકળતો હું જોતો ત્યારે હું ભયથી ધ્રૂજી

ઊઠતો. તેઓ મને બહુ ભયંકર લાગતા, અને કેટલીક વાર બિચારા નોકરની આવી બૂરી દશા થતી જોઈને મને ચીડ પણ ચડતી. એમનો મિજાજ તો ખરેખર તોબા પોકરાવે એવો હતો, અને પાછલાં વર્ષોમાં પણ એવો વિકરાળ મિજાજ મે કોઈનો જોયો હોય એમ મને યાદ નથી. પણ સારે નસીબે એમની વિનોદશક્તિ તીવ્ર હતી, અને વજ્ર જેવા સંકલ્પબળને લીધે સામાન્ય રીતે તેઓ પોતાના ઉપર કાબૂ રાખી શકતા. જેમ જેમ ઉંમર થતી ગઈ તેમ તેમ તેમની સંયમશક્તિ પણ વધતી ગઈ, અને પહેલાંનાં જેવું ભીષણ સ્વરૂપ તેઓ ક્વચિત જ ધારણ કરતા જોવામાં આવતા.

મારા બાળપણનું પ્રથમમાં પ્રથમ સ્મરણ એમના એક ક્રોધના પ્રસંગનું છે, કારણ કે તેનો ભોગ હું જ બન્યો હતો. તે વખતે હું લગભગ પાંચ વરસનો હઈશ. એક દિવસ મેં એમના દફતરના મેજ ઉપર બે ફાઉન્ટન પેન જોઈ અને મારું મન લલચાયું. મેં વિચાર્યું કે પિતાશ્રીને કંઈ બન્ને એકી સાથે તો ન જ જોઈએ, એટલે એક પેન ઉઠાવી. પાછળથી મને ખબર પડી કે ખોવાયેલી પેન માટે તો ભારે તપાસ ચાલી રહી છે. હું ગભરાયો કે આ મે શું કરી નાખ્યું, પણ મે કબૂલ ન કર્યું. પેન મારી પાસેથી મળી આવી અને મારો ગુનો જાહેર થયો. પિતાશ્રી બહુ ગુસ્સે થયા. અને મને મારી પેઠે ઠોક્યો. મારી નામોશીથી થયેલા દુખ અને વિષાદથી આકળો બીત જેવો બની હું મા પાસે ભાગ્યો, અને કેટલાય દિવસ સુધી મારા દુખતા અને કૂજતા નાજુક શરીર ઉપર અનેક પ્રકારના મલમ લગાડવા પડ્યાં હતા.

પણ આ સજા માટે પિતાજી પ્રતિ દુખ લાગ્યાનુ મને યાદ નથી. હું ધારું છુ કે એ સજા મેં ભલે થોડી વધારે પડતી માની હોય, છતાં યોગ્ય જ માની હશે. પણું જો કે એમને માટે મારા માન અને પ્રેમ પહેલાના જેવાં જ હતાં, તો પણ એ પ્રસંગ પાછી તેમાં ભયની લાગણી ભળી. માના પ્રત્યે આમ નહોતુ અને એની જરાય બીક જ ન લાગતી, કારણ કે હું જાણતો હતો કે હું ગમે તે કરું તોં પણ એ કાંઈ નહિ બોલે, અને આ એના

અત્યંત અને આંધળા પ્રેમને લીધે હું એના ઉપર થોડી સિરજોરી પણ ચલાવતો. વળી પિતાના કરતાં વધારે સમય માતાની સાથે જ મારો જતો, એટલે તેની સાથે હું વધારે નિકટતા અનુભવતો, અને જે વસ્તુ પિતાને કહેવાની સ્વપ્ને પણ મારી હિંમત ન ચાલે તે હું સુખે માતાની આગળ ઠાલવતો. મા બહુ એટલા કદનાં અને નીચાં હતાં એટલે થોડા જ વખતમાં હું તેના જેટલો ઊંચો દેખાવા લાગ્યો, અને તેની સાથે કંઈક બરાબરી અનુભવવા લાગ્યો. તેના સૌંદર્ય ઉપર હું મુગ્ધ હતો, અને તેના અતિશય નાનકડા અને રૂપાળા હાથપગ મને બહુ ગમતા. એ અમારા કરતાં ઘણા વખત પછી કાશ્મીરથી આવેલા કુટુંબનાં હતાં. એના વડવાને ઘરબાર છોડી આવ્યે એ જ પેઢી થઈ હતી

માતા ઉપરાંત એક બીજા પણ હતા, જેમની આગળ તે વેળા હું મારું મન ઠાલવી શકતો. એ હતા મારા પિતાના મુનશી મુબારકઅલી. એ બદાયુંના એક સુખી ઘરના હતા. '૫૭ના બળવાથી એ કુટુંબ ભાંગી ગયું હતું, અને અંગ્રેજ ફોજે તેને લગભગ તારાજ કર્યું. આ આફતને લીધે એનામાં નરમાશ અને સહિષ્ણુતા આવી હતી, અને સૌની સાથે — ખાસ કરીને બાળકો સાથેના — એના વર્તનમાં આ ગુણો દેખાતા. મારે માટે તો જ્યારે જ્યારે દુઃખમાં કે મૂઝવણમાં હોઉં ત્યારે ત્યારે એમનું પડખું એ હૂંફ મેળવવાનું એક અચૂક સ્થાન હતું. મારી બાળક આંખને એની ધોળી દાઢી કોઈ અતિ પ્રાચીન પુરુષનો અને પ્રાચીન કથાઓના ભંડારનો ખ્યાલ આપતી, અને હું ઘણીયે વાર એની સોડમાં ભરાઈ એની અખૂટ વાતો કલાકના કલાક સુધી સાંભળતાં ન ધરાતો. આ વાતોમાં એરેબિયન નાઈટ્સમાંની કે એવી જ બીજી વાતો હોય, અથવા તો ૧૮૫૭-૫૮ના જમાનામાં બનેલા કિસ્સાઓનાં વર્ણન હોય. ઘણાં વર્ષે પછી, એટલે મારી છેક મોટી ઉંમરે આ "મુનશીજી" ગુજરી ગયા. એનું સ્મરણ હજી પણ મારી પાસે એક વહાલી અને અમોલી વસ્તુ તરીકે રહ્યું છે.

✓ બીજી પણ ઘણી વાર્તાઓ હું તે વખતે સાંભળતો. મારાં મા અને કાકી રામાયણ અને મહાભારતમાંથી અને હિંદુ પુરાણોમાંથી અનેક કથાઓ મને કહેતાં. મારાં કાકી (પંડિત નંદલાલનાં વિધવા)એ આપણા જૂના ગ્રંથો ખૂબ વાંચ્યા હતા અને એની પાસે આવી વાર્તાઓનો અખૂટ ભંડાર રહેતો. આથી હિંદુ પૌરાણિક વાતો અને દંતકથાઓ વિષેના જ્ઞાનનો મારો ભંડોળ ઠીક ઠીક થયો હતો એમ કહેવાય.

ધર્મ વિષેના મારા ખ્યાલ બહુ જ ઝાંખા હતા. ધર્મ તો સ્ત્રીઓ માટે જ હોય એમ હું માનતો. પિતાશ્રી ને મારા વડીલ પિતરાઈઓ એ પ્રશ્નને હસી કાઢતા અને એનો ગંભીર વિચાર કરવાની ના પાડતા. કુટુંબની સ્ત્રીઓ તો વખતોવખત અનેક ક્રિયાઓ કરાવે અને પૂજાપાઠ પણ કરે. આ બધામાં મને મજા પડતી, જો કે અમુક અંશે કુટુંબના વડીલોને વાદે વાદે હું પણ એ વસ્તુઓની અવગણના કરતો. કોઈવાર હું મા કે કાકી ભેગો ગંગાસ્નાન કરવા જતો. કોઈવાર અલ્લાહાબાદમાં જ તો કોઈવાર કાશી અને બીજાં સ્થાનોનાં મંદિરોમાં દર્શને જતો, અથવા તો કોઈ બહુ પવિત્ર ગણાતા સંન્યાસીનાં દર્શન કરવા જતો. પણ મારા મન ઉપર આ બધાની ભાગ્યે જ કશી છાપ પડેલી કહેવાય.

આ સિવાય મોટા મોટા ઉત્સવના દિવસો આવતા, જેવા કે હોળી, જ્યારે આખા શહેરમાં ખૂબ ધમાચકડી ચાલે અને અમે એકબીજા ઉપર પિચકારી ઉડાવીએ; દિવાળી — દીપોત્સવી — જ્યારે હજારો કોડિયાંથી ઘરો દીપી ઊઠતાં; જન્માષ્ટમીના પર્વ ઉપર કૃષ્ણનો કારાગૃહ જન્મ મધરાતે ઉજવાય (જો કે અમારે માટે તો ત્યાં સુધી જાગવું બહુ મુશ્કેલ પડતું) દશેરા અને રામલીલા — આ દિવસોમાં સરઘસો નીકળે અને રામલીલાવાળાઓ રામચંદ્રજીનો લંકાવિજય ભજવી બતાવે તે જોવા થોકેથોકે લોકો ભેગા થાય. વળી અમે બધાં બાળકો દૂરદૂર આવેલા અરબસ્તાનમાં હસન અને હુસેનની કુરબાનીની પ્રાચીન કથાનો અફસોસ મનાવતાં રેશમી ઝંડાઓ લઈને નીકળતાં મુહર્રમનાં સરઘસ જોતા. બન્ને ઈદોને દિવસે મુનશીજી પણ પોતાનો સારામાં

સારો પોશાક પહેરીને મસ્જિદમાં નમાજ પઢવા ઊપડતા અને હું એના ઘરમાં જઈને સેવ મીઠાઈ વગેરે આરોગતો. આ સિવાય તો આપણાં બીજાં કેટલાંય નાનાંમોટાં પર્વો અને વારતહેવારો — જેવાં કે રક્ષાબંધન, ભાઈબીજ વગેરે — અમારે ત્યાં ઉજવાતાં.

અમારામાં અને બીજા કાશ્મીરીઓમાં બીજા કેટલાક ખાસ ઉત્સવો પણ હતા, જે બીજા હિંદુઓ નહોતા ઊજવતા. આમનો મુખ્ય નવરોજ — નવા સંવતનો પ્રથમ દિવસ. અમારે માટે આ હંમેશાં મોટું પર્વ હતું. અમે સૌ તે દિવસે નવાં નવાં કપડાં પહેરતા, અને ઘરમાંનાં છોકરાંઓને તો મોટેરાંઓ તરફથી પૈસાની નાની નાની ભેટો મળતી.

પણ આ બધા ઉત્સવો કરતાં મને જેમાં વધુ રસ પડતો એવો તો વરસનો એક દિવસ હતો — જેમાં મારે જ મુખ્ય ભાગ ભજવવાનો રહેતો. એ મારી જન્મગાંઠ. તે દિવસે મારા જેટલું કામ કોઈને નહિ! સવારે વહેલો એક મોટા ત્રાજવામાં મને તોળવામાં આવે — એક ત્રાજવે ઘઉં અને બીજી ચીજો, અને બીજે ત્રાજવે હું. ઘઉં અને બીજી ચીજો ગરીબોને વહેંચાય અને પછી નવાં નવાં કપડાંમાં શણગારાઈને મારે વડીલો પાસે ભેટો લેવાની હોય. સાંજના તો ઘરમાં મિજમાની અપાય. હું તો જાણે તે દિવસનો રાજા. મને દુઃખ ખાસ એ વાતનું હતું કે આ જન્મગાંઠ માત્ર વર્ષને એકાદ વચગે દિવસે જ આવતી. મેં તો જન્મદિવસો વારંવાર ઊજવવામાં આવે એ માટે એક ચળવળ ઉઠાવવાનું પણ કલ્પ્યું હતું. વખતે મને થોડી જ કલ્પના હતી કે એક દિવસ એવો આવશે કે જ્યારે જન્મદિવસ એ જિંદગીમાંથી ઓછાં થયેલાં વરસોની દુઃખદ સ્મૃતિરૂપ લાગશે.

કેટલીક વાર આખા કુટુંબને મારા પિતરાઈ ભાઈ કે કોઈ દૂરનાં સગાં અથવા કોઈ મિત્રના લગ્નપ્રસંગે કોઈ દૂરના શહેરમાં જવાનું થતું. આવી મુસાફરીઓ અમારે બાળકો માટે તો ખૂબ આનંદદાયી થતી કારણ કે આવા લગ્નપ્રસંગોએ અમારા ઉપરનાં બધાં બંધનો ઢીલાં થતાં અને અમે મરજી પડે ત્યાં દોડાદોડ કરી શકતા. જાનના ઉતારામાં તો કેટલાંય કુટુંબો ઘીચોઘીચ પડયાં હોય અને તેમાં ઘણાંય છોકરા, છોકરીઓ અને બાળકો

હોય. આવે વખતે મારાથી એકલવાયા હોવાની ફરિયાદ નહોતી થઈ શકતી, અને અમે ધરાઈ ધરાઈને રમતાં, તોફાન કરતાં અને કેટલીક વાર મોટાંઓનો ઠપકો પણ મેળવતાં. હિંદુસ્તાનમાં ગરીબ કે અમીર સૌનાં લગ્નોમાં કેવળ દમામ અને દેખાવમાં પૈસાનું પાણી થાય છે એવી ટીકા બહુ થઈ છે, અને એ ટીકા સાચી પણ છે. પૈસાનું પાણી થાય છે એ તો બાજુએ રહ્યું, પણ જેમાં કળા કે સૌંદર્યનું નામ પણ ન હોય એવા અશિષ્ટ તમાશા જોઈને તો દુઃખ જ થાય છે. (કહેવાની જરૂર નથી કે આમાં અપવાદો પણ હોય છે.) આ બધા માટે ખરા ગુનેગાર લોકો મધ્યમ વર્ગ છે. ગરીબ લોકો પણ કરજના બોજા વહોરીને ઉડાઉ થઈ શકે છે. છતાં કેટલાંક કહે છે કે એ લોકોની ગરીબાઈ એમના સામાજિક રિવાજોને કારણે છે એ તો બેવકૂફીની હદ થઈ. સામાન્ય રીતે આપણે ભૂલી જઈએ છીએ કે એમનું જીવન નિતાંત શુષ્ક અને નીરસ હોય છે, અને કોઈવાર કોઈ વિવાહ-વાજનનો પ્રસંગ આવે ત્યારે બાપડાઓને થોડું ખાવાપીવાનું અને ગાનતાન કરવાનું મળે છે, તે તો તેમને તેમના ચેતનહીન ગધ્ધાવૈતરાની મરુભૂમિમાં એક જલબિંદુ સમાન થઈ પડે છે, રોજરોજના ઘરકામમાં અને રળીને કમાવાના કપાળકૂટામાંથી વિસામારૂપ થઈ પડે છે. જે લોકોને આનંદઓચ્છવના માંડ ગણ્યાગાંઠ્યા પ્રસંગો આવે છે, તેમને કોકવાર આટલો સાસ લેવાનો પ્રસંગ પણ ન મળવો જોઈએ એવું કયો નિષ્ઠુર ઇચ્છશે? હા, રંજાડ થતી જરૂર અટકાવો, પૈસાનો ધુમાડો થતો જરૂર ઘટાડો. (જો કે ગરીબ લોકો પોતાની ગરીબીમાં જે કાંઈ નજીવા ઢોંગધતૂરા કરે તેને સારુ આવા કઠોર શબ્દ વાપરવા જેવો મૂર્ખ કોણ હશે?) પણ તેમનું જીવન છે તેના કરતાં વધારે શુષ્ક અને આનંદશૂન્ય ન બનાવો.

એ જ પ્રમાણે મધ્યમવર્ગનું બગાડ અને વધુ પડતા ખર્ચની વાત એક કોરે મૂકીએ, પણ આવા લગ્નપ્રસંગોએ દૂરનાં સગાંઓ અને જૂના મિત્રો એકબીજાને લાંબા ગાળા પછી મળી શકે એવાં સામાજિક સંમેલનો હોય છે. હિંદુસ્તાન એક વિશાળ દેશ છે, અને મિત્રોને મળવું એ કંઈ સહેલું નથી

હોવું. તેમાંય અનેકનું એક સ્થાને ભેગા થવું એ એથી વધુ મુશ્કેલ છે. આ જ કારણે વિવાહવાજન સર્વત્ર ઊજવાય છે. હા, સામાજિક સંમેલન તરીકે પણ આનો મુકાબલો કરી શકે અને અનેક રીતે આને ચડી જાય એવાં સંમેલનો હવે થઈ રહ્યાં છે ખરાં. તે આપણી રાજદ્વારી સભાઓ અને પરિષદો, અથવા તો દર વર્ષે ભરાતી કોંગ્રેસ અથવા રાષ્ટ્રીય મહાસભા !

કાશ્મીરી લોકોને હિંદુસ્તાનમાં બીજા લોકો કરતાં એક સગવડ હંમેશા વધુ રહી છે, ખાસ કરીને ઉત્તર હિંદુસ્તાનમાં તો ખરી જ. તેઓમાં મરદ ઓરત વચ્ચે પર્દા જેવી પ્રથા ક્યારેય ન હતી. જ્યારે તેઓ પહાડોમાંથી નીચે ઊતરી આવ્યા ત્યારે તેમણે એ રિવાજ અહીંના પ્રદેશમાં પ્રચલિત જોયો અને એ લીધો પણ; છતા થોડે અંશે જ — અને તે પણ કાશ્મીરી સિવાયના બીજા લોકોના સંબંધ પૂરતો જ. ઉત્તર હિંદુસ્તાનમાં — જ્યાં ઘણા કાશ્મીરીઓ રહેતા — તે વખતે એ એક સામાજિક મોભાની નિશાની ગણાતી. પણ અંદર અંદર તેઓ પુરુષ અને સ્ત્રીઓની સામાજિક સ્વતંત્રતા જાળવી રહેલા અને કોઈ પણ કાશ્મીરી કોઈ પણ કાશ્મીરીના ઘરમાં ઠેઠ જઈ શકતો. કાશ્મીરી જમણોમાં અને ઉત્સવોમાં પુરુષો અને સ્ત્રીઓ ભેગાં જતાં અને સાથે ઊઠતાં-બેસતાં. હા, ઘણી વાર સ્ત્રીઓ પોતાનું અલગ ઝૂમખું બનાવીને બેસતી. છોકરાછોકરીઓ તો સરખી છૂટથી મળતાં હળતાં. એમ છતાં આધુનિક પશ્ચિમના જેવી છૂટ તો એ નહોતાં લેતાં.

આમ મારું બચપણ ગયું. મોટાં ઘરોમાં જેમ બને છે તેમ કેટલીક વાર અમારે ત્યાં પણ વાસણ ખખડતાં. જ્યારે આ ઝઘડા મોટું સ્વરૂપ લે ત્યારે પિતાશ્રી ગુસ્સે થાય અને એમને એમ જ લાગે કે આ બધું સ્ત્રીઓની બેવકૂફીને લીધે છે. આમાં મને તો કંઈ સમજણ જ ન પડતી કે શું થયું છે, પણ હું એટલું તો કળી જતો કે કંઈક ખટરાગ થયો હોવો જોઈએ, કારણ કેટલાંક માણસો તપીને અથવા કોલાહલકસાણું બોલતાં હોય, અથવા તો સાવ અબોલા લઈને બેઠાં હોય. મને બહુ દુઃખ થતું. જ્યારે પિતાજી વચ્ચે પડતા, ત્યારે સૌનાં હાંજા ગગડી જતાં. તે દિવસોનો એક નાનકડો પ્રસંગ મારી સ્મૃતિમાં હજી તરી

રહ્યો છે. હું સાત આઠ વરસનો હઈશ. હું રોજ ઘોડે સવારી કરવા નીકળતો, અને અલ્લાહાબાદમાં તે વખતે જ પડાવ નાખીને પડેલી લશ્કરી છાવણીમાંનો એક સવાર મારી સાથે આવતો. એક સાંજે હું પડ્યો અને મારો ટટ્ટુ — અર્ધો અરબ ઓલાદનો ફક્કડ ટટ્ટુ — મારા વિના ઘેર આવ્યો. પિતાશ્રીએ તે દિવસે મિત્રોને ટેનિસ રમવા બોલાવ્યા હતા. ઘરમાં ખળભળાટ મચી ગયો. પિતાશ્રીની આગેવાની નીચે બધુ મિત્રમંડળ જે કોઈ વાહન મળ્યુ તેમાં બેસીને સરઘસની જેમ મારી શોધમાં નીકળી પડ્યું. મને તેઓ રસ્તામાં મળ્યાં, અને જાણે મે એક ભારે પરાક્રમ કરી નાંખ્યું ન હોય એમ તેમણે મારું સ્વાગત કર્યું.

૩

# થિયોસૉફી

હું દશ વર્ષનો થયો ત્યારે મારા પિતાએ ઘર બદલી નવું મોટું ઘર લીધું, અને તેનું નામ આનંદભવન રાખ્યું. આ ઘરને એક મોટો બાગ હતો અને સ્નાનકુંડ હતો. આ બધી નવી નવી વસ્તુ જોઈને મારું હરખભરેલું કુતૂહલ ઊભરાઈ જતું. ઘરમાં થોડા વધારા કરવાનો ઠરાવ થયો, અને તેને અંગે પાયા ખોદવાનું કામ અને બાંધકામ પુષ્કળ ચાલતું. મજૂરોને કામ કરતા જોતો હું ન થાકતો.

વિશાળ સ્નાનકુંડ ઘરમાં જ હોવાને લીધે હું થોડા વખતમાં તરતાં શીખ્યો અને પાણીમા પડતાં કે ડૂબકી મારતાં મને જરાય ડર ન લાગતો. ઉનાળાના લાંબા દિવસોમાં ગમે ત્યારે અને ગમે તેટલી વાર હું કુંડમાં જઈને પડતો. સાંજે મારા પિતાના અનેક મિત્રો કુંડમાં સ્નાન કરવા આવતા. આ એક નવીનતા તો હતી જ, અને તેમાં વળી કુંડમાં મૂકેલી અને ઘરમાં લેવામાં આવેલી વીજળીની બત્તી એ અલ્લાહાબાદમાં તે વેળા એક એથી પણ નવતરી ચીજ હતી. આમ સ્નાનના જલસા ચાલતા એમાંથી મને ભારે આનંદ મળતો અને ખાસ કરીને તરતાં ન આવડતું હોય તેને ધક્કા દઈને પાણીમાં હડસેલી, અથવા પાછળથી પગ પકડીને ખેંચીને ડરાવવામાં બેહદ મજા આવતી. આ વ્યક્તિઓમાંની એક મને ખાસ યાદ આવે છે. દા. તેજબહાદુર સપ્રુ જેઓ અલ્લાહાબાદના વકીલમંડળમાં તે વેળા તાજા જ જોડાયા હતા તેમને તરતાં આવડતું નહિ અને શીખવાની ઇચ્છા પણ ન હતી. એવા ફૂટ પાણીમાં પહેલા પગથિયાં ઉપર બેઠા તે બેઠા, પછી બીજા પગથિયા ઉપર ઊતરી આગળ ન જવાના તેમણે સોગંદ ખાધા હતા; અને કોઈ તેમને ત્યાંથી ખસેડવાનો પ્રયત્ન કરતું તો બુમરાણ મચાવતા. મારા પિતા પણ કાંઈ તારા તો નહોતા

૪, પણ દાંત પીસીને મહાપ્રયત્ને અને માંડમાંડ તેઓ કુંડને એક કિનારેથી બીજે કિનારે પહોંચતા.

આ વેળા બોઅર લડાઈ ચાલતી હતી, એની ખબરોમાં મને રસ આવતો અને મારો પક્ષપાત સંપૂર્ણ રીતે બોઅર લોકોને માટે હતો. લડાઈની ખબરો મેળવવાને માટે વર્તમાનપત્રો વાંચવાની મેં શરૂઆત કરી.

પણ આ વેળા ઘરમાં એક એવી ઘટના બની કે, મારું ધ્યાન બીજી બધી વાતોમાંથી નીકળી તેમાં પરોવાયું. આ ઘટના તે મારી બહેનનો જન્મ. કેટલાય સમયથી મને મનમાં ખટકતું તો હતું જ કે બીજા સૌને ભાઈબહેનો છે, અને મને નથી, એટલે હવે મારા ઘરમાં એક નાનકડું ભાંડુ આવશે એ વાતથી મારા હરખનો પાર ન રહ્યો. એ વેળા મારા પિતા તો યુરોપમાં હતા. વરંડામાં ઊભો ઊભો હું રાહ જોતો હતો કે ભાઈ આવે છે કે બહેન, ત્યાં તો એક દાક્તરે આવીને મને કહ્યું કે બહેન આવી છે, અને સાથે સાથે મજાકમાં એમ ઉમેર્યું, 'ઈશ્વરનો પાડ માન કે ભાઈ નથી, નહિ તો તારી સાથે ભાગ પડાવત.' રખેને મારો કોઈ ભાગિયો પેદા થશે એવો હલકો ડર મારા મનમાં હોઈ શકે છે, એવો વિચાર જ કેમ કોઈને આવી શકે? આ વાતથી મને ભારે દુઃખ લાગ્યું અને ચીડ ચડી.

પિતાના વારંવાર યુરોપ જવાથી સમસ્ત દેશની કાશ્મીરી બ્રાહ્મણ જ્ઞાતિમાં ભારે ખળભળાટ થયો. યુરોપથી પાછા ફરી પ્રાયશ્ચિત્ત કે શુદ્ધિ કરવાની એમણે સાફ ના પાડી. થોડાં વર્ષ અગાઉ બીજા એક કાશ્મીરી બ્રાહ્મણ, પાછળથી મહાસભાના પ્રમુખ થનાર પંડિત બિશનનારાયણ ધાર, વિલાયત બૅરિસ્ટર થવા ગયા હતા. એમના આવ્યા પછી એમણે પ્રાયશ્ચિત્ત કરેલું, છતાં જ્ઞાતિના સનાતનીઓએ એમની સાથે અસહકાર કરી એમનો બહિષ્કાર કર્યો હતો. આને પરિણામે જ્ઞાતિમાં બે લગભગ સરખાં તડાં પડ્યાં હતાં. આ પછી અનેક કાશ્મીરી બ્રાહ્મણ યુવકો અભ્યાસ માટે યુરોપ જઈ આવી સુધારક તડમાં જોડાયા હતા, પણ તે શુદ્ધિની ક્રિયા કરીને. આ ક્રિયા તો હતી એક નર્તિંગ, એમાં ધર્મનો અંશ નહોતો. પ્રચલિત પ્રથાને બાહ્ય રીતે

માન આપવું અને મોટા ભાગના લોકોની ઇચ્છાને વશ થવું એ ઉપરાંત આમાં કશું જ નહોતું. આટલી ક્રિયા કરી એટલે થયું. પછી તો સૌ કોઈ ગમે તેવી સુધરેલી રહેણીકરણી રાખતા, અને બ્રાહ્મણેતરો અને અહિંદુઓની સાથે ભળતા અને ખાતાપીતા.

પિતા એક ડગલું આગળ ગયા. તેમણે કોઈ પણ ક્રિયા કરવાની ધસીને ના પાડી, અને બાહ્ય અને નામની, પણ કહેવાની, શુદ્ધિ કરવાનો સાફ ઇનકાર કર્યો. ખૂબ ગરમાગરમી થઈ, અને એમાં મારા પિતાના ઉશ્કેરનારા અને કંઈક તિરસ્કારયુક્ત આચરણથી ઘી હોમાયુ. આખરે કાશ્મીરી બ્રાહ્મણોની એક સારી સંખ્યા પિતાની સાથે ભળી અને ત્રીજું તડ બન્યુ. પણ થોડાં વર્ષમાં વિચારો બદલાતાં અને બંધનો તૂટી પડતાં ત્રણે તડાં પાછાં એક થઈ ગયાં. અનેક કાશ્મીરી યુવક યુવતીઓ અભ્યાસ માટે યુરોપ અમેરિકા જઈ આવ્યાં છે, અને તેમની પાસે પાછા આવ્યા પછી, પ્રાયશ્ચિત્ત કે શુદ્ધિ કરાવવાની કોઈએ વાત સરખી કરી નથી. ખોરાકનાં બંધનો તો માત્ર ગયા છે માત્ર થોડાં ગણ્યાંગાંઠ્યાં જૂના વિચારના માણસો, ખાસ કરીને ડોશીઓ જ, એ બંધનો હજી જાળવે છે. જ્ઞાતિ બહારના લોકો, મુસલમાનો અને ગોરાઓની સાથે જમવાનું સામાન્ય થઈ પડ્યું છે. કાશ્મીરીઓમાં મહિમાંહે તેમ જ બીજાઓની સાથે પરદો તો રહ્યો જ નથી. આ બંધનનો જે કાંઈ અવશેષ રહ્યો હતો તેયે ૧૯૩૦ના સત્યાગ્રહના પૂરમાં ધોવાઈ ગયો. પર ન્યાતમાં લગ્ન કરવાનું હજી લોકપ્રિય થયું ન કહેવાય, જોકે રોજ રોજ આવા કિસ્સાઓ તો બન્યા જ જાય છે. મારી બંને બહેનો અમારી જ્ઞાતિની બહાર પરણી છે, અને અમારા કુટુંબનો એક યુવક થોડા જ વખત ઉપર હંગરી દેશની મહિલાને પરણ્યો છે. બીજાઓની સાથે લગ્ન કરવા સામેનો વિરોધ ધર્મ ઉપર નથી આધાર રાખતો, એમાં મુખ્યત્વે જાતીવિરોધ છે. અનેક કાશ્મીરીઓમાં અમારા જથ્થાની વિશિષ્ટતા અને આર્ય રંગઢંગ સાચવી રાખવાની ઇચ્છા રહેલી છે, અને તેઓ ડરે છે કે હિંદુસ્તાનની બીજી જ્ઞાતિઓની અને બીજા દેશોની સાથે લગ્નવ્યવહાર રાખવાથી એ બધી વિશિષ્ટતાઓ નષ્ટ થશે. આવડા મોટા દેશમાં અમારી વસ્તી જૂજ છે.

આ જમાનાનાં સૌથી પહેલવહેલો - એટલે લગભગ સોએક વર્ષ ઉપર પશ્ચિમમાં જનાર કાશ્મીરી બ્રાહ્મણ મિરઝા મોહનલાલ હતો. પોતાને એ 'કાશ્મીરી' નામે ઓળખાવતો. આ રંગીલો અને ખૂબસૂરત જુવાન દિલ્હીની મિશન કોલેજનો વિદ્યાર્થી હતો, અને કાબુલ જનાર બ્રિટિશ મિશનના દુભાષિયા તરીકે એની પસંદગી કરવામાં આવી હતી. એ પછી એ આખા મધ્ય એશિયામાં અને ઈરાનમાં ખૂબ રખડયો અને જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં મોટાં મોટાં અમીર કુટુંબમાંથી એક એક રમણીને વરતો ગયો. પછી મુસલમાન થયો અને ઈરાનમાં શાહના ખાનદાનની એક કન્યાને પરણ્યો, એટલે એને મિરઝાનો ખિતાબ મળ્યો. પછી સવારી યુરોપ ગઈ, અને ત્યાં તેને તે વેળાએ કેવળ તરુણી રાણી વિક્ટોરિયાના દરબારમાં પણ રજૂ કરવામાં આવ્યો. એણે પોતાની મુસાફરીનાં મજાનાં સ્મરણો અને વર્ણનો લખ્યાં છે.

મારી અગિયારેક વર્ષની ઉંમરે મારે માટે ફર્ડિનન્ડ ટી. બ્રુક્સ નામના શિક્ષકને ઘરમાં રાખવામાં આવ્યા, એટલે એની દેખરેખ તળે હું આવ્યો. એનામાં મિશ્ર લોહી હતું — બાપદાદા આઇરિશ અને એની મા ફ્રેંચ અથવા બેલ્જિયન હતી. એ એક કટ્ટર થિયોસોફિસ્ટ હતા અને એની ભલામણ શ્રીમતી ઍની બેસંટે મારા પિતાને કરી હતી. લગભગ ત્રણ વર્ષ એની દેખરેખ તળે હું રહ્યો અને ઘણી રીતે એની મારા ઉપર પુષ્કળ અસર પડી. એ વખતે મારો બીજો કોઈ શિક્ષક હોય તો તે એક જ. તે હતા એક વયોવૃદ્ધ પંડિત. તેને હું હજી ભૂલ્યો નથી. મને હિંદી અને સંસ્કૃત શીખવવાનું તેને સોંપાયેલું હતું, પણ ઘણું વર્ષના પ્રયત્ન પછી એ મને ઝાઝું ભાથું આપી શક્યા હોય એમ મને યાદ નથી. સંસ્કૃતનું જ્ઞાન મારું એટલું અલ્પ હતું કે એની સરખામણી તો પાછળથી હેરોમાં હું જે અલ્પ લૅટિન શીખ્યો તેની સાથે જ થઈ શકે. આમાં દોષ બેશક મારો હતો. ભાષાઓ શીખવામાં હું કુશળ ન કહેવાઉં, અને વ્યાકરણ તો મને કદી ગમ્યું જ નથી.

એફ. ટી. બ્રુક્સે મારામાં વાંચવાનો શોખ ઉત્પન્ન કર્યો, અને મેં પુષ્કળ અંગ્રેજી પુસ્તકો, ભલેને કાંઈ ખાસ ઉદ્દેશ વિના, વાંચી નાંખ્યાં. બાળકોનું અને કુમારોનું સાહિત્ય મેં સારી પેઠે વાંચ્યું હતું, લુઈ કેરોલનાં[1] પુસ્તકો અને કિપ્લિંગનાં[2] પુસ્તકો મને બહુ જ ગમતાં. 'ડૉન ક્વિક્ઝોટ'[3] પુસ્તકમાં ગુસ્તાવ દોરોએ ચીતરેલાં ચિત્રો મને બહુ આકર્ષક લાગતાં, અને ફ્રિજોફ નાન્સનના 'ફાર્થેસ્ટ નૉર્થ'[4] પુસ્તકે તો મારે માટે સાહસનો એક નવો જ પ્રદેશ ખોલી આપ્યો. સ્કૉટ,[5] ડિકન્સ[6] અને થાકરેની[7] ઘણી નવલકથાઓ, એચ. જી. વેલ્સની[8] સાહસકથાઓ, માર્ક ટ્વેનની[9] વિનોદકથાઓ અને શેરલોક હોમ્સની[10] ગુપ્તચરકથાઓ વાંચ્યાનું યાદ છે. 'પ્રિઝનર ઑફ ઝેન્ડા'[11] મારા મગજમાંથી નીકળતું નહોતું, અને હાસ્યરસમાં તો મારે મન જેરોમ કે. જેરોમના 'થ્રી મેન ઇન એ બોટ'ની[12] બરાબરી કરી શકે એવું કશું ન હતું. બીજું એકાદ પુસ્તક મારી સ્મૃતિમા તાજું છે —

---

૧. અતિશય કલ્પનોત્તેજક બાલસાહિત્ય લેખક. ૨. હિંદમાં જન્મેલ અને હિંદી જીવન વિષે અનેક કાલ્પનિક વાર્તાઓ લખનાર સામ્રાજ્યભક્ત અંગ્રેજ લેખક. ઇંગ્લંડ અને સામ્રાજ્યની એની અંધ ભક્તિ વાચકને ખૂંચે છે, પણ એની લેખનશૈલી વાચકને મુગ્ધ કરે છે, અને એના પોવાડા યાદ રહી જાય એવા છે. ૩. બૂઝ શક્તિ ઉપર ઠવાઈ કિસ્સાઓ રચનાર પાત્રનો અનુપમ ચિતાર આપનાર સ્પેનિશ નવલકથા. ૪. પેરી ઉત્તરધ્રુવ પહોંચ્યો તેના પહેલાં ઉત્તરમાં દૂરમાં દૂર સુધી પહોંચનાર નોર્વેનો પ્રવાસી. આ પુસ્તકમાં એણે પોતાના પ્રવાસનું વર્ણન કરેલું છે. નોર્વેમાં અધ્યાપક હતો, પછી પીડિતોને માટે ખૂબ કામ કર્યું, અને રશિયામાં ભયાનક દુકાળ પડ્યો ત્યારે તેણે જબરદસ્ત સેવા બજાવી, અને શાંતિને માટે નોબેલ પ્રાઈઝ મેળવ્યું.. થોડાં જ વર્ષ ઉપર મરણ પામ્યો. ૫-૬-૭. પ્રસિદ્ધ અંગ્રેજ નવલકથાકારો, ૮. આધુનિક પ્રસિદ્ધ અંગ્રેજ વિજ્ઞાનકથાલેખક અને સુધારક. ૯. અમેરિકન હાસ્યરસજ્ઞ લેખક. ૧૦. કોનન ડોઈલ નામના અંગ્રેજ લેખકનું પ્રસિદ્ધ ડિટેક્ટિવ પાત્ર. ૧૧. ઍન્ટની હોપની પ્રસિદ્ધ નવલકથા. એ પુસ્તક વાંચીને તો સ્વ. રમણભાઈને 'રાઈનો પર્વત' લખવાનું ન સૂઝ્યું હોય ! ૧૨. ખડખડ હસાવે એવા કાલ્પનિક પ્રવાસ-વર્ણનનું પુસ્તક, આ અંગ્રેજ લેખકનું બધું સાહિત્ય એવું છે. —ભા. ક.

એફ. ટી. બ્રુક્સે મારામાં વાંચવાનો શોખ ઉત્પન્ન કર્યો, અને મેં પુષ્કળ અંગ્રેજી પુસ્તકો, ભલેને કાંઈ ખાસ ઉદ્દેશ વિના, વાંચી નાંખ્યાં. બાળકોનું અને કુમારોનું સાહિત્ય મેં સારી પેઠે વાંચ્યું હતું, લુઈ કેરોલનાં[1] પુસ્તકો અને કિપ્લિંગનાં[2] પુસ્તકો મને બહુ જ ગમતાં. 'ડૉન કિવકઝોટ'[3] પુસ્તકમાં ગુસ્તાવ દોરેએ ચીતરેલાં ચિત્રો મને બહુ આકર્ષક લાગતાં, અને ફ્રિજોફ નાન્સનના 'ફાર્થેસ્ટ નોર્થ'[4] પુસ્તકે તો મારે માટે સાહસનો એક નવો જ પ્રદેશ મોકળો કર્યો. સ્કોટ,[5] ડિકન્સ[6] અને થાકરેની[7] ઘણી નવલકથાઓ, એચ. જી. વેલ્સની[8] સાહસકથાઓ, માર્ક ટ્વેનની[9] વિનોદકથાઓ અને શેરલોક હોમ્સની[10] ગુપ્તચરકથાઓ વાંચ્યાનું યાદ છે. 'પ્રિઝનર ઑફ ઝેન્ડા'[11] મારા મગજમાંથી નીકળતું નહોતું, અને હાસ્યરસમાં તો મારે મને જેરોમ કે. જેરોમના 'થ્રી મેન ઇન એ બોટ'ની[12] બરાબરી કરી શકે એવું કશું ન હતું. બીજું એકાદ પુસ્તક મારી સ્મૃતિમા તાજું છે —

---

૧. અતિશય કલ્પનોત્તેજક બાલસાહિત્ય લેખક. ૨. હિંદમાં જન્મેલ અને હિંદી જીવન વિષે અનેક કાલ્પનિક વાર્તાઓ લખનાર સામ્રાજ્યભક્ત અંગ્રેજ લેખક. ઇંગ્લંડ અને સામ્રાજ્યની એની અંધ ભક્તિ વાચકને ખૂંચે છે, પણ એની લેખનશૈલી વાચકને મુગ્ધ કરે છે, અને એના પોવાડા યાદ રહી જાય એવા છે. ૩. ભૂજ શક્તિ ઉપર હવાઈ કિલ્લાઓ રચનાર પાત્રનો અનુપમ ચિતાર આપનાર સ્પેનિશ નવલકથા. ૪. પેરી ઉત્તરધ્રુવ પહોંચ્યો તેના પહેલાં ઉત્તરમાં દૂરમાં દૂર સુધી પહોંચનાર નૉર્વેનો પ્રવાસી. આ પુસ્તકમાં એણે પોતાના પ્રવાસનું વર્ણન કરેલું છે. નૉર્વેમાં અધ્યાપક હતો, પછી પીડિતોને માટે ખૂબ કામ કર્યું, અને રશિયામાં ભયાનક દુકાળ પડ્યો ત્યારે તેણે જબરદસ્ત સેવા બજાવી, અને શાંતિને માટે નોબેલ પ્રાઇઝ મેળવ્યું.. થોડાં જ વર્ષ ઉપર મરણ પામ્યો. ૫-૬-૭. પ્રસિદ્ધ અંગ્રેજ નવલકથાકારો, ૮. આધુનિક પ્રસિદ્ધ અંગ્રેજ વિજ્ઞાનકથાલેખક અને સુધારક. ૯. અમેરિકન હાસ્યરસજ્ઞ લેખક. ૧૦. કૉનન ડૉઇલ નામના અંગ્રેજ લેખકનું પ્રસિદ્ધ ડિટેક્ટિવ પાત્ર. ૧૧. ઍન્ટની હોપની પ્રસિદ્ધ નવલકથા. એ પુસ્તક વાંચીને તો સ્વ. રમણભાઈને 'રાઈનો પર્વત' લખવાનું ન સૂઝ્યું હોય ! ૧૨. ખડખડ હસાવે એવા કાલ્પનિક પ્રવાસ-વર્ણનનું પુસ્તક, આ અંગ્રેજ લેખકનું બધું સાહિત્ય એવું છે. —ભા. દ.

ડુ મોરીએરનું[1] 'ટ્રિલ્બી' અને 'પીટર ઇબેટસન.' મને કાવ્યો તરફ પણ રુચિ પેદા થઈ. આ રુચિ અમુક અંશે હજી પણ ચાલુ છે, અને મારી જિંદગીમાં થયેલી અનેક નવાજૂની છતાં હજી જીવંત છે.

બ્રુક્સે વિજ્ઞાનની ખૂબીઓમાં પણ મને ચંચુપાત કરાવ્યો. અમે એક નાનકડી પ્રયોગશાળા બનાવી દીધી હતી, અને ત્યાં પ્રાથમિક પદાર્થવિજ્ઞાન અને રસાયનના પ્રયોગોમાં હું કલાકોના કલાક સુધી તલ્લીન રહેતો.

આમ મારા અભ્યાસમાં તો એફ. ટી. બ્રુક્સની અસર હતી જ, પણ તે ઉપરાંત એક બીજી વસ્તુની પણ એણે મારા ઉપર કંઈક કાળ સુધી ભારે અસર પાડી. આ વસ્તુ હતી થિયોસૉફી. એના ઓરડામાં દર અઠવાડિયે થિયોસૉફીસ્ટ મિત્રો આવે, તેમની બેઠકો થાય, તેમાં હું જાઉં. અને ધીમે ધીમે થિયોસૉફીની પરિભાષા અને વિચારો પણ મારામાં ઊતરતા જાય. અનેક તત્ત્વચર્ચા થતી; પુનર્જન્મ વિષે, સૂક્ષ્મ શરીર અને દિવ્ય શરીર વિષે, દિવ્ય પુરુષોની આસપાસ દેખાતા તેજોમંડળ વિષે, અને કર્મના સિદ્ધાન્ત વિષે વાતો ચાલતી; મેડમ બ્લેવેટ્સ્કી અને બીજા થિયોસૉફિસ્ટોનાં જ પુસ્તકો નહિ પણ હિન્દુધર્મશાસ્ત્રો, અને બૌદ્ધશાસ્ત્ર ધમ્મપદ પણ ચર્ચાતાં; પાયથાગોરાસ,[2] ટીઆનાના એપોલોનિયસ[3] અને બીજા અનેક તત્ત્વાભ્યાસીઓ અને યોગીઓ અને સૂફીઓ વિષે પણ ઠીક ઊહાપોહ ચાલતો. આમાંનું ઘણું

---

1. ગયા સૈકાના એક અંગ્રેજ લેખક (જેના પિતા ફ્રેંચ હતા; અને માતા અંગ્રેજ હતી.) એનાં પુસ્તક બાળકની કલ્પનાને ઉત્તેજિત કરે એવાં છે. 'પીટર ઇબેટસન'માં પોતાના, બાળકાળનું સુંદર વર્ણન છે, અને જીવનનો મર્મ આકર્ષક ભાષામાં નવલકથાનાં પાત્રોને મુખે વર્ણવ્યો છે.

2. ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકાનો ગ્રીક ફિલસૂફ હતો. સાંખ્ય તત્ત્વજ્ઞાની કહેવાય. પુનર્જન્મ અને કર્મના સિદ્ધાંતને માનતો એટલે પશુઓને પણ આત્મા છે તેથી માંસાહાર ત્યાજ્ય છે એમ એ અને એના અનુયાયીઓ માનતા.

3. ઈશુની પૂર્વનો એક ગ્રીક ફિલસૂફ હિંદુસ્તાન આવી ગયાનું કહેવાય છે. વેદાન્તી હતો. — ભા. ક.

તો મારી સમજની બહાર હતું, પણ બધું બહુ ગૂઢ અને ચમત્કારિક લાગતું અને હું માનતો કે વિશ્વનાં રહસ્યોની કૂંચી આમાં જ રહેલી છે. જીવનમાં પ્રથમવાર ધર્મ અને પરલોક વિષે જ્ઞાનપૂર્વક અને ધ્યાનપૂર્વક હું વિચાર કરવા લાગ્યો. હિંદુધર્મની કિંમત મારી ગણતરીમાં વધી ગઈ—કર્મકાંડ અને આચાર-વ્યવહારનો ભાગ નહિ, પણ એના મહાગ્રંથો ઉપનિષદો અને ભગવદ્‌ગીતા. એ હું સમજતો એમ તો નહિ જ, પણ મને એ અદ્‌ભુત લાગતા. હું સૂક્ષ્મ શરીરોનાં સ્વપ્નાં જોતો અને અનંત આકાશમાં ઊડતો હોઉં એવી કલ્પના કરતો. કશા વાહન વિના આકાશમાં ઊડવાનું સ્વપ્ન મારા જીવનમાં સતત રહ્યું જ છે; અને ઘણીવાર તો એ એટલું તાદૃશ અને સાચું રહ્યું છે કે આખી પૃથ્વી જાણે મારી નીચે એક મહા પટચિત્રમાં પથરાયેલી લાગે. ફ્રૉઈડ * અને બીજા સ્વપ્નચિકિત્સકો આ સ્વપ્નનો શો અર્થ કરે તે તો દૈવ જાણે.

શ્રીમતી ઍની બેસંટ એ દિવસોમાં અલ્લાહાબાદ આવ્યાં હતાં અને થિયોસૉફીના વિષય ઉપર તેમણે અનેક ભાષણો આપ્યાં હતાં. એમની વાક્‌છટાની મારા ઉપર ઊંડી અસર થતી, અને એમનાં ભાષણો સાંભળી અંજાયલો જેવો અને જાણે સ્વપ્નગ્રસ્ત થઈને હું પાછો ફરતો. મેં થિયોસૉફિકલ સોસાઈટીમાં જોડાવાનો નિશ્ચય કરેલો—જોકે મારી ઉંમર તો તે વેળા માત્ર ૧૩ વર્ષની હતી. પિતાની પરવાનગી લેવા હું ગયો ત્યારે તેમણે હા તો પાડી, પણ બધી વાત હસવામાં કાઢી નાંખી. તેમને એ વિષયનું, લાભ કે હાનિની દૃષ્ટિએ, કશું જ મહત્ત્વ ન લાગ્યું. મને આ બેપરવાઈ જરા ખટકી. મારી દૃષ્ટિએ અનેક રીતે એઓ મહાન હતા છતાં મને લાગ્યું કે એમનામાં આધ્યાત્મિકતા નથી, જ્યારે હકીકત તો એ હતી કે એઓ તો એક જૂના થિયોસૉફિસ્ટ હતા, અને છેક થિયોસૉફીના આરંભમાં જ્યારે મેડમ બ્લેવેટ્સ્કી હિંદુસ્તાનમાં હતાં ત્યારે સોસાઈટીમાં જોડાયા હતા. આમ કરવાને

* આ જમાનાનો પ્રસિદ્ધ જર્મન માનસશાસ્ત્રી. —ભા. ક.

એમને પ્રેરનાર ધર્મના કરતાં કદાચ કુતૂહલ વિશેષ હશે. થોડા જ સમયમાં એ એમાંથી નીકળી ગયેલા, પણ એમના કેટલાક મિત્રો જેઓ એમની સાથે જ જોડાયા હતા તેઓ તો તેને વળગી રહ્યા અને મંડળના મહાજન મંડળમાં ઊંચે પદ સુધી ચડયા.

એટલે હું ૧૩ વર્ષની ઉંમરે થિયોસોફિકલ સોસાઈટીનો સભ્ય થયો, અને શ્રીમતી બેસંટે જ મને દીક્ષા આપવાની ક્રિયા કરી. આ દીક્ષા એટલે સદુપદેશ અને કેટલાંક ગૂઢ ચિહ્નોની ઓળખ (ફ્રીમેસન લોકોની પાસેથી કદાચ આ એ લોકોએ લીધું હશે). મારો હરખ સમાતો નહોતો. બનારસની થિયોસોફિકલ પરિષદમાં હું ગયો અને ત્યાં વયોવૃદ્ધ ભવ્ય દાઢીવાળા કર્નલ ઑલ્કોટનાં દર્શન કર્યાં.

ત્રીસ વર્ષ ઉપર એટલે બાળપણમાં પોતે કેવો લાગતો હશે અથવા પોતાનું મન કેવી દિશામાં વહેતું હશે એ કહેવું કોઈ પણ જણ માટે મુશ્કેલ છે. પણ મને તો ઠીક ઠીક સ્પષ્ટ ખ્યાલ છે કે આ થિયોસોફીના દિવસોમાં ઘણી વાર ભાવિકતામાં ખપી જાય છે એવો બાઘો અને નીરસ મારો ચહેરો લાગતો. આવા ચહેરા થિયોસોફિસ્ટ સ્ત્રીપુરુષોમાં ઘણી વાર મળી આવે છે (અથવા મળી આવતા હતા). કોઈક વિશિષ્ટ સ્થાન ભોગવું છું એવા ખ્યાલથી અને ડાહ્યો ડમરો બની હું મારી ઉંમરના છોકરા છોકરીઓમાં કેવો અકારો અને અણગમતો લાગતો હઈશ!

એફ. ટી બ્રુક્સ મને છોડી ગયા એટલે મારો થિયોસોફીની સાથેનો સંબંધ પણ ગયો, અને પછી તો જાણે પલકવારમાં થિયોસોફી મારી જિંદગીમાંથી અદૃશ્ય થઈ. આનું એક કારણ એ હશે કે એ પછી મને વિલાયતમાં શાળામાં મૂકવામાં આવ્યો. પણ મને શંકા નથી કે એફ. ટી. બ્રુક્સ સાથેનાં એ વર્ષોની મારા ઉપર ઊંડી અસર પડી હતી અને મને લાગે છે કે હું બ્રુક્સ અને થિયોસોફી બંનેનો ઋણી છું. પણ મને એવો પણ ડર છે કે ત્યાર પછીનાં વર્ષોમાં થિયોસોફિસ્ટો મારી ગણનામાં નીચે ઊતરી ગયા છે. ખાસ વિશિષ્ટતાવાળા લાગવાને બદલે મને તેઓ સાવ સામાન્ય લાગે છે, જોખમના કરતાં સલામતી વધારે પસંદ કરનારા અને શહીદની શૂળીને બદલે સુખની સેજ પસંદ કરનારાઓ

લાગે છે. પણ શ્રીમતી બેસંટને માટે તો હમેશાં મને અતિશય માન જ રહ્યું છે.

બીજી એક ઘટનાની અસર મારી ઉપર થયેલી મને યાદ છે — તે રશિયા અને જપાનની વચ્ચેની લડાઈ. જપાનની જીતોની વાત સાંભળતો ત્યારે મારા ઉત્સાહનો પાર ન રહેતો, અને રોજ નવી ખબરો જાણવાને હું ઉત્સુક રહેતો. જપાન વિષે અનેક પુસ્તકો ખરીદ્યાં, અને તેમાંનાં કેટલાંક વાંચવાનો પ્રયત્ન પણ કર્યો હતો. જપાનના ઇતિહાસમાં મારો પત્તો ન લાગ્યો, પણ પ્રાચીન જપાનની વીરરસભરી કથાઓ મને ગમતી અને લાફકેડિયો હાર્નનું * મધુરું ગદ્ય મને ગમતું.

રાષ્ટ્રીયતાના વિચારો મારા મનમાં ઊભરાવા લાગ્યા. હિંદના સ્વાતંત્ર્યના અને યુરોપની ગુલામીમાંથી એશિયાની મુક્તિના વિચારો મને આવવા લાગ્યા. વીરોચિત પરાક્રમોનાં હું સ્વપ્નાં સેવવા લાગ્યો અને ક્યારે હું તલવાર લઈને હિંદમાતા માટે રણમાં ઘૂમી તેને મુક્ત કરું એમ થવા લાગ્યું.

મારી ઉંમર ૧૮ વર્ષની હતી. મારા કુટુંબમાં અનેક ફેરફારો થઈ રહ્યા હતા. મારાથી મોટા મારા પિત્રાઈઓ ધંધે-ધાપે વળગ્યા હોવાને લીધે ઘર છોડીને નવાં ઘર માંડવા લાગ્યા હતા. નવી વિચારસૃષ્ટિ અને ઝાંખી કલ્પનાઓ મારા મનમાં તરવા લાગી અને બાળાઓમાં હું કાંઈક વધુ રસ લેવા લાગ્યો, જો કે હજી દોસ્તી તો બાળકોની જ ગમતી અને બાળાઓનાં મંડળમાં ભળવામાં કંઈક માનહાનિ સમજતો. પણ કાશ્મીરીઓનાં મંડળો મળે અને અનેક ખૂબસૂરત બાળાઓ ભેળી થાય ત્યારે અથવા તેવા જ બીજા પ્રસંગોએ કોઈ બાળાની સાથે નયન મળે કે સ્પર્શ થાય તો અવનવો આનંદ અનુભવતો.

૧૯૦૫ના મે માસમાં મારી પંદર વર્ષની ઉંમરે અમે ઇંગ્લંડ જવા ઊપડ્યાં — મારાં માતપિતા, મારી નાનકડી બહેન અને હું.

---

* જપાની જીવનનાં અનુપમ ચિત્રો આપનાર અંગ્રેજ લેખક. એ જપાની સ્રીને પરણેલો. — ભા. ક.

## ૪

## હૅરો અને કેમ્બ્રિજ

મે મહિનાની આખરના અઠવાડિયામાં અમે લંડન પહોંચ્યાં. ડોવરથી લંડન જતાં ટ્રેનમાં જપાને મેળવેલી સુશીમાની મોટી દરિયાઈ જીતના ખબર છાપામાં વાંચ્યા. હું ભારે ખુશીમાં આવી ગયો. બીજે જં દિવસે ડારબીની શરતનો દિવસ હતો, એટલે શરત જોવા ગયા. લંડનમાં આવ્યા પછી તુરત ડા. અનસારીને અમે મળ્યા એ મને હજી યાદ છે. ડા. અનસારી તે વેળા એક ફક્કડ અને હોશિયાર યુવાન હતા, અને દાક્તરી અભ્યાસમાં તેજસ્વી સફળતા મેળવીને લંડનની એક હૉસ્પિટલમાં તેઓ હાઉસ સર્જન થયેલા હતા.

હૅરોની શાળામાં મારે સારે નસીબે એક જગ્યા ખાલી હતી, નહિ તો દાખલ થવું મુશ્કેલ પડત, કારણ દાખલ થવાને માટે ઉમર જોઈએ એના કરતાં હું પંદર વર્ષનો હોઈ સહેજ મોટો હતો. મારું કુટુંબ મને મૂકીને યુરોપના પ્રવાસે નીકળ્યું અને થોડા માસ પછી પાછું દેશ પહોંચ્યું.

અગાઉ કદી આમ અજાણ્યા માણસોમાં સાવ એકલો મને મૂકવામાં આવ્યો નહોતો. એટલે હું બહુ એકલો લાગતો અને મને ઘર યાદ આવ્યા કરતું, પણ આ દશા થોડો સમય જ રહી. શાળાના જીવનમાં હું ઠીકઠીક ગોઠવાઈ ગયો, અને અભ્યાસ અને રમતગમતમાં વખત ઘણો જતો. છતાં હું સૌમાં કદી સંપૂર્ણ રીતે તો ભળી શકતો જ નહિ. હમેશાં મને લાગતું કે હું બીજા બધાઓથી અલગ છું, અને તેમને પણ મારે વિષે એવું જ લાગતું હશે. એટલે થોડે અંશે હું એકલો અટૂલો જ રહેતો. છતાં એકંદર રીતે રમતગમતમાં હું પૂરો ભાગ લેતો — જોકે તેમાં હું કદી ઝળકતો તો નહોતો જ — અને હું માનું છું કે મને કોઈ અતડો તો નહિ જ ગણતા.

પહેલાં મને નીચલા ધોરણમાં મૂકવામાં આવ્યો, કારણ મારું લૅટિનનું જ્ઞાન અલ્પ હતું, પછી થોડા જ સમયમાં મને ચડાવવામાં આવ્યો. ઘણા વિષયોમાં કદાચ, અને ખાસ કરીને સામાન્ય જ્ઞાનમાં મારા સમોવડિયાઓ કરતાં હું આગળ હતો. મને મારા ઘણાખરા સહાધ્યાયીઓ કરતાં ઘણા વધારે વિષયોમાં રસ પડતો, અને પુસ્તકો અને છાપાં પણ તેમના કરતાં હું બહુ વધારે વાંચતો. તે વેળા મારા પિતાને મેં લખેલું યાદ છે કે અહીંના છોકરાઓ તો એવા ઠ છે કે એમને રમતગમત સિવાય બીજા એકે વિષય વિષે વાતો કરતાં આવડતું નથી. પણ ઉપલા ધોરણોમાં હું પહોંચ્યો ત્યારે ઠીક છોકરા આવા મળી આવતા ખરા.

૧૯૦૫ને અંતે વિલાયતમાં પાર્લમેન્ટની ચૂંટણી થઈ અને લિબરલ (ઉદાર) પક્ષ મોટી બહુમતીથી સત્તામાં આવ્યો. આ ચૂંટણીમાં મને વધારે રસ પડતો. ૧૯૦૬ના આરંભમાં અમારા શિક્ષકે અમને નવા પ્રધાનમંડળ વિષે પ્રશ્ન પૂછ્યા અને જ્યારે એણે જોયું કે એ વિષે પૂરી હકીકત આપનાર અને કૅમ્પબેલ બૅનરમૅનના આખા પ્રધાનમંડળનાં નામો આપનાર મારા સિવાય વર્ગમાં બીજો કોઈ નહોતો ત્યારે એના આશ્ચર્યનો પાર ન રહ્યો.

મને આકર્ષનાર રાજકાજ ઉપરાંત બીજો વિષય હવાઈ સફરનો હતો. આ કળાનો તે વેળા ઠીક ઠીક આરંભ થઈ ચૂકેલો હતો. રાઈટ બ્રધર્સ અને સૅન્ટોસ ડ્યૂમોંના નામો તે વેળા આ સંબંધમાં જાણીતાં થયાં હતાં. પછીથી ફારમન, લેથામ અને બ્લેરીઓ આવ્યા, અને હૅરોથી મેં મારા પિતાને ઉત્સાહમાં ને ઉત્સાહમાં લખ્યાનું યાદ છે કે થોડા વખતમાં તો હું હવામાં ઊડીને દર અઠવાડિયે ઘરની મુલાકાતે આવતો થઈ જઈશ.

મારા સમયમાં હૅરોમાં ચાર પાંચ હિંદી વિદ્યાર્થીઓ હતા. બીજાં કુટુંબોમાં રહેનારાઓને તો ભાગ્યે જ મારે મળવાનું થતું, પણ હેડમાસ્તરના કુટુંબમાં મારી સાથે વડોદરાના ગાયકવાડનો એક કુંવર રહેતો હતો. એ મારી ઘણાં વર્ષ આગળ હતો અને ક્રિકેટનો ખેલાડી હોવાને લીધે માનીતો થયેલો હતો. મારા દાખલ થયા પછી તરત જ એણે હૅરો છોડ્યું. પાછળથી કપુરથલાના મહારાજાનો કુંવર પરમજીતસિંગ (આજના ટીકા

સાહેબ ) દાખલ થયો. એ તો ભાવ અતડો જ રહેતો એટલે બિચારો દુઃખી રહેતો, કારણ બીજા છોકરાઓ સાથે એ ભળી ન શકતો અને તેઓ એની અને એની રીતભાતની ઠેકડી કરતા. આથી એ બહુ ચિડાતો અને કેટલીક વાર તેમને કહેતો કે ‘કપુરથલામાં તમે મારી ઠેકડી કરી જુઓ પછી’ શું થાય છે તે હું બતાવી દઉં.’ આથી કંઈ પેલાઓના ઉપર અસર ન થતી. તેઓ તેને ઊલટા વધારે ચીડવતા. અગાઉ કેટલોક સમય એ ફ્રાન્સમાં ગાળી આવ્યો હતો અને ફ્રેંચ સારી રીતે બોલી શકતો, પણ વિચિત્ર વાત એ છે કે તે વેળા ઇંગ્લંડની ગૃહશાળાઓમાં પરદેશી ભાષાઓ શીખવવાની પદ્ધતિ એવી હતી કે એને એના આ જ્ઞાનથી ભાગ્યે જ કશી મદદ થતી.

એક વેળા એક વિચિત્ર ઘટના બની. એક મધરાતે ગૃહપતિએ એકાએક અમારા ઓરડાઓની મુલાકાત લીધી અને અમારી પૂરેપૂરી જડતી લીધી. પરમજીતસિંહની સોનાના હાથાની લાકડી ખોવાવાને લીધે આ બધી ઉપાધિ થઈ હતી એની અમને ખબર પડી. પણ જડતીમાંથી કશું જડ્યું નહિ. બે ત્રણ દિવસ પછી ઈટન અને હૅરોની વચ્ચે ‘લૉર્ડ્ઝ’ના ક્રિકેટના મેદાનમાં મૅચ થઈ, અને આ મૅચ થઈ ગયા પછી તુરત જ લાકડી માલિકના ઓરડામાં મળી આવી. પેલા મેદાનમાં જરૂર કોક સહેલ કરવાને માટે એ લઈ ગયેલ હશે અને પાછળથી તેણે જ તે મૂકી દીધી હશે.

અમારા કુટુંબમાં કેટલાક યહૂદીઓ હતા, બીજાં કુટુંબોમાં પણ હતા. એમનું ઠીક ઠીક ચાલતું, પણ હમેશાં યહૂદીઓ પ્રત્યે દ્વેષ તો દેખા દીધા વિના નહિ રહેતો. ગાળ સિવાય એમનું નામ નહોતું દેવાતું એટલે થોડા વખતમાં લગભગ અજાણતાં જ મને પણ એમ લાગવા લાગ્યું કે આ દ્વેષ એ વાજબી છે, છતાં હું કદી યહૂદી-દ્વેષી તો નહોતો જ, અને પાછળથી યહૂદીઓમાંથી મારા ઘણા સારા સારા મિત્રો થયા.

હૅરોને હું ટેવાઈ ગયો, અને મને એ સ્થાન ગમવા લાગ્યું, અને છતાં કોણ જાણે કેમ મને એમ લાગતું કે આ શાળા મારે માટે બહુ નાનકડી જગ્યા છે. યુનિવર્સિટીએ મને આ કર્યો.

૧૯૦૬ અને ૧૯૦૭માં આખો વખત હિંદુસ્તાનથી આવતી ખબરથી મારું મન ચકડોળે ચડતું. વિલાયતનાં છાપાંમાંથી તો જૂજજાજ ખબર મળે, પણ એટલી ખબરમાંથી પણ જાણવાનું મળી રહેતું કે બંગાળ, પંજાબ અને મહારાષ્ટ્રમાં ભારે ઘટનાઓ બની રહી છે, લાલા લજપતરાય અને સરદાર અજીતસિંહને દેશપાર કરવામાં આવ્યા હતા, બંગાળમાં ભારે ખળભળાટ મચ્યો લાગતો હતો, તિલકનું નામ પૂનાના તારોમાં વારંવાર આવતું અને સ્વદેશી અને બહિષ્કારના પણ ખબર આવતા. આ બધાથી મારું અંતર ખૂબ જ ખળભળી ઊઠતું, પણ હૅરોમાં કોઈ એવું નહોતું કે જેની આગળ હું મારું હૈયું ખાલી કરી શકું. રજાના દિવસોમાં હું મારા પિત્રાઈઓ અને બીજા હિંદી મિત્રોને મળતો ત્યારે કાંઈક મન હળવું કરી શકતો.

શાળામાં સારા અભ્યાસ માટે મને એકવાર જી. એમ. ટ્રેવેલ્યનનું ગૅરીબાલ્ડીનું જીવનચરિત્ર ઇનામમાં મળ્યું હતું. આણે મને ચકિત કર્યો અને તુરત જ એ પુસ્તકની સાથે પ્રગટ થયેલાં એ જ કર્તાનાં એ જ વિષયનાં બીજાં બે પુસ્તકો હું લઈ આવ્યો અને ગૅરીબાલ્ડીની જીવનકથા બહુ ધ્યાનપૂર્વક મેં એમાંથી વાંચી. હિંદુસ્તાનમાં આવાં પરાક્રમો કરવાનાં સ્વપ્નાં મને આવવા લાગ્યાં. શૂરા સ્વાતંત્ર્ય યુદ્ધની હું ઝંખના કરવા લાગ્યો અને હિંદુસ્તાન અને ઇટલીના ઇતિહાસ મને સાવ સરખા અને એકબીજા સાથે વિચિત્ર રીતે ભળી જતા લાગવા માંડ્યા. આવા વિચારો માટે હૅરોની શાળા મને એક નાનકડા બંધિયાર વાડા જેવી લાગવા માંડી અને યુનિવર્સિટીના વિશાળ મેદાનમાં જવાને મારું મન તલસવા લાગ્યું. એટલે મેં પિતાને લખીને વીનવ્યા અને બે જ વર્ષમાં હૅરો છોડવાની એમની પરવાનગી મેળવી. આમ તો સામાન્ય રીતે હૅરોમાં ઘણો વધારે સમય જાય છે.

હૅરો છોડ્યું તો મારી પોતાની ઇચ્છાએ, છતાં મને બરોબર યાદ છે કે જ્યારે છોડવાની ઘડી આવી ત્યારે મને દુઃખ થયું અને મારી આંખમાં ઝળઝળિયાં આવ્યાં. મને શાળા ગમી ગઈ હતી, અને એ હમેશને માટે છોડી એટલે મારા જીવનનું એક કાંડ પૂરું થયું. અને છતાં 'હૅરો છોડતાં મને ખરેખર દુઃખ

થયું હતું ખરું?' એ વિચારવા જેવી વાત છે. હેરોની પ્રથા એમ કહે કે હેરો છોડતાં કોઈને દુઃખ થયા વિના ન રહે, હેરોનાં ગીતોમાં પણ એ જ ધ્વનિ. એને વશ થઈને તો હું દુઃખી નહોતો થતો? આવી પ્રથાની મારી ઉપર અસર તો થતી જ, કારણ ત્યાંના વાતાવરણમાં ભળી જવાને માટે એવી પ્રથાનો મેં ઇરાદાપૂર્વક વિરોધ કર્યો નહોતો.

કેમ્બ્રિજ, ટ્રિનિટી કૉલેજ, ૧૯૦૭ ના ઑક્ટોબર મહિનાની શરૂઆત, મારી ઉંમર સત્તર અથવા લગભગ અઢાર! હવે અંડર-ગ્રૅજ્યુએટ થયો એટલે હેરો કરતાં વધારે સ્વતંત્રતા તો મળી જ — એ વિચારે હું હરખાયો. હું હવે કુમારના બંધનોમાંથી મુક્ત થઈને પુખ્ત થવાનો દાવો કરી શકું છું એમ મને લાગ્યું. એક પ્રકારના અભિમાનથી કેમ્બ્રિજનાં મોટાં પટાંગણો અને સાંકડા રસ્તા ઉપર હું રખડવા લાગ્યો, અને કોઈ ઓળખીતો મળતો તો હું રાજી થતો.

કેમ નદી ઉપર આવેલા કેમ્બ્રિજની આ કૉલેજમાં હું ત્રણ વર્ષ રહ્યો. એ ત્રણ વર્ષો — શાંત અક્ષુબ્ધ, મંદગતિ કેમ નદીની જેમ ધીમે ધીમે વહેતાં ત્રણ વર્ષ — મેં અહીં ગાળ્યાં. આ વર્ષો આનંદમાં ગયાં, પુષ્કળ મિત્રો કર્યા, અભ્યાસ કર્યો, ખેલ્યો, અને મારી બુદ્ધિનું ક્ષિતિજ ધીમે ધીમે વિશાળ થવા લાગ્યું. મારા વિષયો રસાયનશાસ્ત્ર, ભૂસ્તરશાસ્ત્ર અને વનસ્પતિશાસ્ત્ર હતા, પણ એ વિષયોની બહારના અનેક વિષયોમાં હું રસ લેતો. કેમ્બ્રિજમાં મળનારા અથવા રજામાં લંડન અને બીજે ઠેકાણે મળનારા ઘણા જણ પુસ્તકો અને ઇતિહાસ અને રાજકાજ અને અર્થશાસ્ત્રો વિષે જ્ઞાનભરી વાતો કરતા. આ જ્ઞાનગોષ્ઠીમાં પ્રથમ તો મારી ચાંચ માંડ બૂડતી, પણ પછી હું પણ પુસ્તકો વાંચીને થોડો થોડો પાવરધો થતો ગયો અને સામાન્ય વિષયો વિષે ચર્ચા થતી ત્યારે સાવ ભોટ ન લાગતો. આમ નીત્શે[1] — જેનું તે વેળા કેમ્બ્રિજમાં સૌને ગાંડપણ લાગ્યું હતું — બર્નાર્ડ શૉના[2]

---

૧. આધુનિક જર્મન ફિલસૂફ, પ્રચલિત નીતિ અને ધર્મમાન્યતાઓનો શત્રુ.
૨. આધુનિક પ્રસિદ્ધ અંગ્રેજ નાટ્યકાર. — લા. ક.

નાટકોના ઉપોદ્‌ઘાતો, અને લોઝ ડિકિન્સનનાં[1] છેલ્લામાં છેલ્લા પુસ્તક એવાં એવાં પુસ્તકોની ચર્ચા ચાલે. અમે અમને બહુ ડાહ્યા સમજતા અને સ્ત્રીપુરુષ સંબંધ અને નીતિ વિષે મદોન્મત્ત થઈને વાતો કરતા અને એ વિષે લખનારા લેખકો — બ્લોક, હેવલોક એલિસ, એબિંગ અને વાઈનિંગરની ચર્ચા કરતાં અમને સંકોચ ન થતો. અમને લાગતું કે એ વિષે તજ્જ્ઞ સિવાયના બીજા કોઈએ એના શાસ્ત્ર વિષે જેટલું જાણવું જોઈએ તેટલું અમે જાણી ચૂક્યા હતા.

ખરી વાત તો એ હતી કે અમારી બડાશભરી વાતો છતાં અમારામાંના ઘણાખરા જ્યારે સ્ત્રીપુરુષ સંબંધની વાતો આવતી ત્યારે કંઈક ભીરુતા દાખવતા, બીજા નહિ તો હું તો ભીરુ હતો જ, અને કેમ્બ્રિજ છોડ્યાં પછી ઘણાં વર્ષો સુધી મારું જ્ઞાન આ બાબતમાં માત્ર વિચાર પૂરતું જ હતું, આનું કારણ કહેવું કંઈક મુશ્કેલ છે. અમે ઘણાખરા સ્ત્રી જાતિથી સારી પેઠે આકર્ષાતા, અને એમાં કશું પાપ સમાયલું હતું એમ ભાગ્યે જ કોઈ માનતું. હું તો નહોતો જ માનતો. એને પાપ મનાવે એવી ધાર્મિક કેળવણી મને મળેલી નહોતી. એ વિષયમાં નથી નીતિ નથી અનીતિ, એ નીતિથી ભિન્ન વિષય છે એમ અમે વાતો કરતા. તો પણ આ બધું છતાં એક પ્રકારનું શરમાળપણું મને આમાંથી દૂર રાખતું, વળી એમાં પડનારા સામાન્ય રીતે જે ઢંગે કામ લેતા તે ઢંગ તરફ પણ મને અણગમો હતો. એ દિવસોમાં હું સાવ શરમાળ જ હતો. આનું કારણ કદાચ ભાઈભાંડુ વિનાનું મારું બાળપણ હશે.

એ વેળા એક પ્રકારના રસિક જીવન તરફ મારું વલણ કહી શકાય. આનું કારણ કંઈક તો યુવાવસ્થા, અને કંઈક અંશે ઓસ્કાર વાઈલ્ડ[2] અને વૉલ્ટર પેટરની[3] અસર, અને છતાં વિલાસી જીવન ભોગવવાનો મને ખાસ શોખ હતો એમ ન કહેવાય, ધાર્મિક વૃત્તિ ન મળે, અને ધર્મનાં દબાણો વિષે અણગમો હતો, એટલે કોઈક બીજું ધોરણ શોધવું એ મારે માટે સ્વાભાવિક હતું, મારો સ્વભાવ

---

૧. કેમ્બ્રિજ વિદ્યાપીઠના એક પ્રસિદ્ધ અધ્યાપક.

૨–૩. નીતિમુક્ત કલાના હિમાયતી આધુનિક અંગ્રેજ લેખકો. —ભા. ક.

ઉપરચોટિયો હતો, અને એકે વાતમાં ઊંડે ઊતરતો નહોતો, એટલે જીવનની સૌંદર્યમય બાજુનું મને આકર્ષણ રહેતું. આબરૂભરી રીતે રહેવું, ન શોભે એવી રીતે કદી ન વર્તવું, છતાં જીવનમાંથી જેટલો રસ ચુસાય તેટલો ચૂસવો, અને સંપૂર્ણ અને અનેકરંગી જીવન ગાળવું એ મને ગમતું. જીવનની મજા માણતાં મને કદી એમ નથી થયું કે એમાં કશું પાપ છે. હવે બીજી તરફથી જોખમ ખેડવાનો અને સાહસો ઉઠાવવાનો મને મોહ હતો; હંમેશાં મારા પિતાની જેમ હું કંઈક જુગારી તો રહ્યો જ. એક વાર ધનથી બાજી ખેલી, અને પાછળથી જીવનના મહા આદર્શોને માટે તન, મન અને ધન ત્રણેથી બાજી ખેલી. હિંદનાં રાજકાજમાં ૧૯૦૭–૮ માં ભારે ઊથલપાથલ હતી, અને મારે તો તેમાં શૂરાની જેમ ઝૂઝવું હતું એટલે એશઆરામની આશા રાખવી વ્યર્થ હતી. આમ આ બધી મિશ્ર અને પરસ્પર વિરોધી ઇચ્છાઓએ મારા મનને ચકડોળે ચડાવી મૂક્યું. એમાં દિશાશૂન્યતા હતી અને અવ્યવસ્થા હતી, છતાં એની મને ચિંતા નહોતી કારણ ધ્યેયનો નિર્ણય કરવાનો સમય હજી બહુ દૂર હતો. દરમિયાન જીવન શરીરને અને મનને સુખમય લાગતું, રોજ દૃષ્ટિની મર્યાદા વિશાળ અને વિશાળ થતી જતી હતી, ઘણુંયે કરવાનું હતું, ઘણુંયે જોવાનું હતું અને અનેક અણખેડાયલા પ્રદેશો ખેડવાના હતા. આ બધા વિષયોની નિરાંતે ચર્ચા કરતાં કરતાં શિયાળાની લાંબી રાત સગડી આગળ ઘણીખરી વીતી જતી, અને આખરે કોયલા ઠરવા માંડે એટલે ધ્રૂજતા થથરતા અમે પથારીમાં ઘૂસી જતા. ઘણીવાર આ ચર્ચાઓ દરમિયાન અમારો અવાજ શાંત મટી ઉગ્ર થતો અને અમે સારી પેઠે તપીને દલીલો કરતા. પણ આ બધું મનને ફોસલાવવાનું હતું. જીવનના પ્રશ્નોની સાથે આ તો એક પ્રકારની ગાંભીર્યશૂન્ય ગમ્મત હતી, કારણ એ પ્રશ્નોનું ખરું સ્વરૂપ હજી અમારી આંખ આગળ ખડું થયું નહોતું, અને જિંદગીની ઘટમાળમાં હજી અમે ઝલાયા નહોતા. વીસમા સૈકાનો એ મહાયુદ્ધ પહેલાંનો કાળ હતો. થોડા જ સમયમાં મહાયુદ્ધ આવીને એ જૂના જમાનાને ભસ્મીભૂત કરવાનું હતું, અને તેને બદલે જગતના જુવાનોને માટે મરણ, વિનાશ, મનોવ્યથા અને હૃદયવેદનાનો નવો જમાનો આવવાનો હતો.

પણ ભવિષ્યનો પરદો તોડીને આ આવતા જમાનાને થોડા જ અમે જોઈ શકતા હતા? અમને તો એમ લાગતું કે અમે કોઈ અચૂક પ્રગતિશીલ પરિસ્થિતિથી વીંટળાયલા છીએ, અને જેની પાસે એ પરિસ્થિતિને માટે સાધનો હતાં તેને માટે તો એ સુખદાયી હતી.

હું રસિકતા અને જીવનના એવા બીજા જે સિદ્ધાન્તોની મારા ઉપર તે કાળે અસર થઈ હતી તેને વિષે લખી રહ્યો છું. તેથી કોઈ એમ ન માને કે તે વેળા એ વિષયો વિષે મેં સ્પષ્ટતાથી વિચાર કરેલો હતો, અથવા તો સ્પષ્ટતાથી વિચાર કરવાની જરૂર પણ મને સમજાઈ હતી. મારા મનમાં વખતોવખત દેખા દેનારી એ ઝાંખી કલ્પનાઓ હતી એટલું જ. પરિણામે તેની થોડીઘણી અસર થયા વિના તો રહે જ નહિ. આ બધી ચર્ચાઓની ઉપાધિમાં હું કદી પડતો જ નહિ. અભ્યાસ, રમતગમત, સિનેમાનાટકો જેવાં મનોરંજનોથી મારો સમય ભરેલો રહેતો. માત્ર એક વસ્તુ મને કેટલીક વાર અસ્વસ્થ કરી મૂકતી — દેશમાં ચાલતી સ્વતંત્રતાની લડત. કેમ્બ્રિજમાં મારા રાજકીય વિચારો ઘડનાર પુસ્તકોમાં મેરિડિથ ટાઉનસેન્ડના 'એશિયા અને યુરોપ'નો હિસ્સો ઠીક ઠીક કહેવાય.

૧૯૦૭ થી માંડીને કેટલાંક વર્ષ સુધી હિંદુસ્તાન અશાંતિ અને તોફાનથી ખળભળી રહ્યું હતું. ૧૮૫૭ના બળવા પછી પહેલીવાર હિંદુસ્તાન પરદેશી રાજ્યને મૂંગા મૂંગા વશ થવાને બદલે તેની સામે ઝૂઝવા લાગ્યું હતું. તિલક પોતાના લેખો માટે જેલ ગયા, અરવિંદ ઘોષની ઉપર કેસો ચાલ્યા, બંગાળાના લોકો સ્વદેશી અને બહિષ્કારની પ્રતિજ્ઞા લઈ રહ્યા છે — આવી આવી ખબરોથી ઇંગ્લંડમાં વસતા અમે સૌ હિંદીઓ ખળભળી ઊઠતા. લગભગ બધા જ અમે તિલકપક્ષના અથવા અંતિમમાર્ગી (એકસ્ટ્રીમિસ્ટ) પક્ષના હતા.

કેમ્બ્રિજમાં હિંદી વિદ્યાર્થીઓનું એક 'મજલિસ' નામનું મંડળ હતું. રાજકીય પ્રશ્નો અમે આ મજલિસમાં ઘણીવાર ચર્ચતા, પણ એ બધી ચર્ચા કંઈક કૃત્રિમ હતી. વિષયનું હાર્દ પકડવા કરતાં પાર્લમેન્ટની અને યુનિવર્સિટી યુનિયનની શૈલી અને કાર્યપ્રણાલીને અનુસરવામાં અમારી ઘણી શક્તિ ખપી જતી.

ઘણીવાર હું મજલિસમાં જતો પણ ત્રણ વર્ષમાં ભાગ્યે જ કદી હું ત્યાં બોલ્યો હોઈશ. મારી બીરુતા અને આત્મવિશ્વાસના અભાવને હું જીતી નહોતો શકતો. કૉલેજનાં ‘મેગપાઈ અને સ્ટંપ’ નામના ચર્ચામંડળમાં પણ મને એ જ મુશ્કેલી નડતી. ત્યાં તો એવો નિયમ હતો કે, આખા સત્રમાં કદી ન બોલનાર સભ્યને અમુક દંડ થાય. ઘણીવાર મારે આ દંડ આપવો પડેલો.

એડવિન મૅાંટેગ્યુ — જે પાછળથી હિંદુસ્તાનના સેક્રેટરી ઑફ સ્ટેટ થયા હતા તે — આ અમારા ચર્ચામંડળમાં ઘણીવાર આવતા. એ ટ્રિનિટી કૉલેજના જૂના વિદ્યાર્થી હતા અને કેમ્બ્રિજ તરફથી પાર્લમેન્ટમાં સભ્ય હતા. એમની પાસેથી શ્રદ્ધાની આધુનિક વ્યાખ્યા મે પહેલીવાર સાંભળીઃ બુદ્ધિ જેને માનવાની ના પાડે તેને માનવું એ શ્રદ્ધા, કારણ બુદ્ધિ જો કબૂલ કરતી હોય તો તો અંધ-શ્રદ્ધાનો પ્રશ્ન જ નથી રહેતો. યુનિવર્સિટીના મારા વૈજ્ઞાનિક અભ્યાસની મારા ઉપર અસર થઈ હતી, અને વિજ્ઞાનમાં તે વેળા એક પ્રકારની નિશ્ચયાત્મકતા હતી તે મારામાં પણ હતી. ઓગણીસમા સૈકાનું અને વીસમા સૈકાના આરંભનું વિજ્ઞાન પોતાના નિર્ણયો વિષે અને જગત વિષે બહુ નિશ્ચયાત્મક હતું, એવું આજનું વિજ્ઞાન નથી.

મજલિસમાં અને ખાનગી વાતચીતોમાં હિંદી વિદ્યાર્થીઓ હિંદી રાજકાજની ચર્ચા કરતાં ઘણીવાર અતિશય આકરી ભાષા વાપરતા. બંગાળમાં થતાં ખુનામરકીનાં કૃત્યોની પણ તેઓ સ્તુતિ કરતા. પાછળથી મને ખબર પડી કે આ જ લોકો ઇન્ડિયન સિવિલ સર્વિસમાં નોકરો થયા, હાઈકોર્ટના ન્યાયાધીશો થયા અને ડાહ્યાડમરા બૅરિસ્ટરો બન્યા. ખુરશીસોફા ઉપર બેસીને આગ વર્ષાવનારા આ વીરોમાંના કોઈક જ પાછળથી હિંદી રાજકીય પ્રવૃત્તિમાં નોંધવા જેવો ભાગ લેતા જણાયા છે.

તે વેળાના જાણીતા કેટલાક હિંદી રાજનેતાઓ કેમ્બ્રિજમાં અમારી મુલાકાતે આવતા. અમે તેમને માન આપતા, પણ તેમનાં તરફથી અમારી વૃત્તિમાં કંઈક ઉપરીપણાનો પણ અંશ હતો. અમે માનતા કે અમારી સંસ્કૃતિ એ લોકોના કરતાં વધારે વિશાળ છે અને અમારી દૃષ્ટિ એમના કરતાં લાંબી પહોંચે છે. અમારી મુલાકાત

લેનારાઓમાં બિપિનચંદ્ર પાલ, લાજપતરાય, અને ગોપાલકૃષ્ણ ગોખલે હતા. બિપિન પાલને અમે અમારા એક બેઠકના ઓરડામાં મળ્યા હતા. અમે માત્ર બાર જણા હાજર હતા, પણ એમણે તો જાણે દશહજાર માણસોની મેદની આગળ બોલવાનું હોય તેમ અમારી સામે ગર્જના કરી! એમનો ઘાંટો જ એટલો મોટો હતો કે એ શું કહેવા માગતા હતા તે ભાગ્યે જ હું સમજી શકેલો. લાલાજી આથી વધારે ગંભીર રીતે બોલેલા, અને એમની વાતની મારા ઉપર મારી છાપ પડી હતી. મેં પિતાને લખી જણાવ્યું હતુ કે મને તો બિપિન પાલના કરતાં લાલાજીનું ભાષણ વધારે ગમ્યુ. આથી પિતા રાજી થયા હતા, કારણ તે વેળા તેમને બંગાળાના બળતામાં ઘી હોમનારા માટે અણગમો હતો. ગોખલેએ કેમ્બ્રિજમાં એક જાહેર સભામાં ભાષણ આપ્યું હતું. આ ભાષણનુ મુખ્ય સ્મરણ મને એક પ્રસંગનું રહી ગયું છે. ભાષણને અંતે અબ્દુલમાજિદ ખ્વાજાએ ઊભા થઈને એક સવાલ પૂછ્યો હતો. ખ્વાજા હૉલમાંથી ઊભા થયા અને એક એવો સવાલ પૂછ્યો કે જેનો અંત જ ન આવે. અમે સૌ એણે પૂરું કર્યું તે પહેલાં એ સવાલ કેમ શરૂ થયો અને શાને વિષે હતો એ બધું ભૂલી ગયા.

હરદયાળનું હિંદીઓમાં બહુ માન હતું, પણ હું કેમ્બ્રિજ ગયો તે પહેલાં થોડા વખત અગાઉ તે ઑક્સફર્ડમાં હતા. મારા હૅરોના કાળમાં હું લંડનમાં એમને એક બે વાર મળ્યો હતો.

કેમ્બ્રિજમાં મારા સમયના વિદ્યાર્થીઓમાં કેટલાકે પાછળથી હિંદી મહાસભાના રાજકાજમાં આગળ પડતો ભાગ લીધો હતો. સેનગુપ્તાએ મારા પહોંચ્યા પછી તુરત જ કેમ્બ્રિજ છોડ્યું હતું. સૈફુદ્દીન કિચલુ, સૈયદ મહમૂદ અને તસદુક અહમદ શેરવાની એ લગભગ મારા સમયના કહેવાય. મહમ્મદ સુલેમાન જે આજે અલ્લાહાબાદ હાઈકોર્ટના ચીફ જસ્ટિસ (મુખ્ય ન્યાયાધીશ) છે તેઓ પણ મારા સમયમાં કેમ્બ્રિજમાં હતા. બીજાઓ મિનિસ્ટરો (પ્રધાનો) થઈ બેઠા છે અને ઇન્ડિયન સિવિલ સર્વિસમાં હોદ્દા ભોગવે છે.

લંડનમાં શ્યામજી કૃષ્ણવર્મા અને એના ઇન્ડિયા હાઉસ વિષે પણ અમે સાંભળતા, પણ હું કદી એને મળ્યો નહોતો કે નહોતો

ઇન્ડિયા હાઉસ ગયો. એનું સાપ્તાહિક 'ઇન્ડિયન સોશિયોલૉજિસ્ટ' કેટલીકવાર અમે જોતા ખરા. ઘણાં વર્ષો પછી ૧૯૨૬માં જીનીવામાં શ્યામજીને હું મળ્યો હતો. તે વેળા પણ તેના ખીસામાંથી તેના સાપ્તાહિકના ચોડા ડેકિયાં કરતા હતા, અને તેની પાસે જનાર લગભગ દરેક હિંદીને તે બ્રિટિશ સરકારે મોકલેલો જાસૂસ માનતા.

ઇન્ડિયા ઑફિસે ખોલેલું વિદ્યાર્થીગૃહ પણ લંડનમાં હતું. હિંદી વિદ્યાર્થીઓ બધા જ આને તેમની હિલચાલ ઉપર છૂપી દેખરેખ રાખવા માટે ખોલવામાં આવેલું માનતા, અને આ માન્યતાને માટે ઠીક ઠીક કારણ હતું. પણ ઘણા વિદ્યાર્થીઓને એ ઇચ્છા-અનિચ્છાએ સહન કરી લેવું પડતું, કારણ એની ભલામણ વિના કોઈ યુનિવર્સિટીમાં દાખલ થવું લગભગ અશક્ય થઈ પડ્યું હતું.

હિંદુસ્તાનની રાજકીય પરિસ્થિતિએ મારા પિતાને દેશના રાજકાજમાં ખેંચ્યા હતા. આથી હું રાજી થયો પણ હું એમના વિચારો સ્વીકારતો નહોતો. મધ્યમમાર્ગીઓ (મૉડરેટો) તે બધાને એઓ ઓળખતા હતા, અને ઘણા તેમના ધંધાભાઈઓ હતા, એટલે સ્વાભાવિક રીતે જ પિતા એ દલમાં જોડાયા. સંયુક્ત પ્રાંતની પ્રાંતિક પરિષદના પ્રમુખ થયા ત્યારે બંગાળ અને મહારાષ્ટ્રના અંતિમમાર્ગી (એક્સ્ટ્રીમિસ્ટ) પક્ષનો સખત વિરોધ કર્યો. વળી સંયુક્ત પ્રાંતીય મહાસભા સમિતિનું પ્રમુખપદ પણ એમણે લીધું હતું, અને ૧૯૦૭માં મહાસભા અસ્તવ્યસ્ત થઈને ભાંગી, અને પછી કેવળ મધ્યમમાર્ગી પક્ષની થઈ ગઈ તે વેળા તેઓ સુરતમાં હાજર હતા.

સુરત પછી તરત જ એચ. ડબલ્યુ. નેવિનસન અલ્લાહાબાદમાં થોડો વખત મારા પિતાના મહેમાન તરીકે રહેલા, તેમણે હિંદુસ્તાન વિષે લખેલા પોતાના પુસ્તકમાં પિતાને "ઉદારતા સિવાય દરેક બાબતમાં મૉડરેટ (મર્યાદામાં રહેનારા)" તરીકે વર્ણવ્યા હતા. આ અભિપ્રાય બરોબર નહોતો, કારણ રાજકાજ સિવાય એકે વાતમાં પિતા 'મૉડરેટ' નહોતા, અને ધીમે ધીમે એમના સ્વભાવને લીધે એ વિષયમાં પણ એમનું 'મૉડરેટ'પણું સાફ

થઈ ગયું. તીવ્ર લાગણીઓ, ઉગ્ર મિજાજ, ભવ્ય કર અભિમાન અને જબરદસ્ત સંકલ્પબળ જેમનામાં હતું એવા માણસ 'મૉડરેટ' જાતના તો કેમે કરી ન કહેવાય. અને છતાં ૧૯૦૭–૮ માં અને તે પછી કેટલાંક વર્ષ સુધી તેઓ બેશક મધ્યમમાર્ગીઓના શિરોમણિ હતા અને અંતિમમાર્ગી પક્ષના કટ્ટર વિરોધી હતા — જોકે હું માનું છું કે તિલકને માટે એમને બહુ માન હતું.

આનું કારણ શું હશે? કાયદા અને રાજ્યબંધારણને સ્વીકારીને ચાલવાનું એમના હાડમાં એટલું તો જડાયેલું હતું કે તેઓ રાજકાજને પણ વકીલ તરીકે અને રાજ્યબંધારણને માન આપનાર તરીકે જ સ્વાભાવિક રીતે જોતા. સ્પષ્ટ વિચાર કરવાની એમની ટેવને લીધે એમને ભાસતું હતુ કે જ્યાં સુધી આકરી ભાષાની પાછળ તેને અનુરૂપ અમલી કામ ન હોય ત્યાં સુધી તે વ્યર્થ છે. અને અમલી કામ કરવામાં આવનાર છે એવું તો તેમને ક્યાંય દેખાતું નહોતુ. સ્વદેશી અને બહિષ્કારની હિલચાલથી બહુ વળે એમ તેમને લાગતુ નહોતુ. અને આ હિલચાલની પાછળ રહેલી ધાર્મિક રાષ્ટ્રભાવના એમના સ્વભાવની વિરુદ્ધ હતી. હિંદુસ્તાનમાં પ્રાચીન કાળ પાછો લાવવાની તેમની ઇચ્છા ન હતી. પ્રાચીન કાળને વિષે નહોતી એમને મમતા કે નહોતી એમને સમજ. ઘણી સામાજિક રૂઢિઓ, નાતજાત વગેરેને તેઓ પ્રગતિમાં અંતરાયરૂપ માનતા હોવાને લીધે તેને માટે તેમને તિરસ્કાર હતો. પશ્ચિમ વિષે તેમને શ્રદ્ધા હતી, પશ્ચિમની પ્રગતિ ઉપર તેઓ બહુ મુગ્ધ હતા અને એવી પ્રગતિ આપણે ઇંગ્લંડની સાથે સંબંધ ચાલુ રાખીને જ કરી શકીએ એમ માનતા.

સામાજિક દૃષ્ટિએ જોઈએ તો ૧૯૦૭ ની રાષ્ટ્રીયતાની પ્રવૃત્તિ સ્પષ્ટ રીતે પ્રગતિવિરોધી હતી. જેમ પૂર્વના બીજા દેશોમાં તેમ હિંદુસ્તાનમાં પણ નવી રાષ્ટ્રભાવના એ ધાર્મિક સ્વરૂપની હતી (આમાં પ્રાચીન રીતરૂઢિઓનું સંરક્ષણ અથવા પુનરુદ્ધાર સહેજે આવી જતો હતો), ને એ અનિવાર્ય હતું એટલે મધ્યમમાર્ગીઓ સામાજિક વિચારોમાં વધારે પ્રગતિશીલ હતા. પણ તેઓ તો માત્ર મોખરાના ગણ્યાગાંઠ્યા માણસો હતા, આમવર્ગની સાથે તેમને

કશો સંબંધ ન હતો. આર્થિક દૃષ્ટિએ તેઓ બહુ વિચાર નહિ કરતા; હા, એટલું ખરું કે તેમના લક્ષમાં સમાજના મધ્યમવર્ગના ઉપલા ભાગનું હિત હતું, તેમની પ્રગતિ તેઓ ઇચ્છતા, કારણ તેમના તેઓ અમુક અંશે પ્રતિનિધિ હતા. નાતજાતનાં બંધન શિથિલ કરવા માટે અને પ્રગતિવિરોધી પ્રાચીન રૂઢિઓ નાબૂદ કરવા માટે યોજાયેલા નાના નાના સુધારાની તેઓ હિમાયત કરતા.

પિતા મધ્યમમાર્ગીઓ સાથે ભળ્યા એટલે પછી સામા પક્ષનો સખત વિરોધ કરતા. બંગાળ અને પૂનાના કેટલાક નેતાઓ સિવાયના ઘણાખરા અંતિમમાર્ગી પક્ષના માણસો યુવકો હતા. અને આ જુવાનિયાઓ પોતાના મનનું ધાર્યું કરતા એ મારા પિતાથી સહ્યુ જતું નહોતું. વિરોધ સહન કરી લેવા એ તેમના સ્વભાવમાં નહોતું, અને જેને તેઓ બેવકૂફ માનતા તેવાઓને માટે તેમને દયા નહોતી, એટલે હમેશાં તેમનો તે વિરોધ કરતા અને જ્યારે પ્રસંગ આવે ત્યારે તેમની ઝાટકણી કાઢતા. મને લાગે છે કે કેમ્બ્રિજ છોડયા પછી એમણે લખેલો એક લેખ મારા વાંચવામાં આવેલો તેથી મને બહુ ચીડ ચડી હતી. એટલે મેં તેમને કંઈક ઉદ્ધતાઈથી એવો ઇશારો કરેલો કે 'આપની આ પ્રવૃત્તિથી બ્રિટિશ સરકારને તો બેશક બહુ આનંદ જ થશે.' આવો ઇશારો વાંચનાવેંત તેઓ લાલચોળ ન થાય તો શું થાય? તેમને ખૂબ ક્રોધ ચડયો અને ઇંગ્લંડથી તુરત જ મને બોલાવી લેવા સુધી એમનો વિચાર થઈ ગયો હતો.

કેમ્બ્રિજના મારા વાસ દરમ્યાન મારે ભવિષ્યમાં શી પ્રવૃત્તિ સ્વીકારવી એ પ્રશ્ન ઊભો થયો હતો. થોડા સમય સુધી ઇન્ડિયન સિવિલ સર્વિસનો વિચાર થયેલો ખરો — તે કાળે હજી એને માટે મોહ રહેલો હતો. પણ આ વિષે મારા પિતાને કે મને ઉત્સાહ નહોતો એટલે એ વિચાર છોડી દેવામાં આવ્યો. મુખ્ય કારણ, હું ધારું છું કે, એ હેતુ કે મારી ઉંમર એ પરીક્ષાને માટે હજી ઓછી હતી, અને જો હું એમાં બેસું તો મારે મારી ડિગ્રી લીધા પછી ત્રણ ચાર વર્ષ ત્યાં રહેવું પડે.

મેં કેમ્બ્રિજની ડિગ્રી લીધી ત્યારે હું ૨૦ વર્ષનો હતો, અને સિવિલ સર્વિસને માટે વયની મર્યાદા તે દિવસોમાં ૨૨–૨૪ હતી.

વળી પાસ થયા પછી ઇંગ્લંડમાં એક સાલ રહેવું પડતું હતું. મારાં માતપિતા ઇંગ્લંડના મારા લાંબા વાસથી કંટાળ્યાં હતાં અને હું તુરત પાછો વળું એમ ઇચ્છતાં હતાં. વળી મારા પિતાને એક બીજું સબળ કારણ એ લાગેલું કે હું સિવિલ સર્વિસમાં દાખલ થાઉં તો ઘરથી દૂર દૂરની જગ્યાએ મને મૂકવામાં આવે, અને એ વાત માતપિતામાંથી એકે મારી લાંબી ગેરહાજરી પછી સાંખી શકે એમ નહોતું, એટલે પિતાના ધંધાને માટે જ પાસા પડયા, અને હું બૅરિસ્ટર થવા ઇનર ટેમ્પલમાં દાખલ થયો.

રાજકાજમાં હું અંતિમમાર્ગી થતો જતો હતો, છતાં ઇન્ડિયન સિવિલ સર્વિસમાં જોડાઈને બ્રિટિશ સરકારના હિંદી યંત્રમાં એક ચક્ર બનવાનો વિચાર મારી પાસે મૂકવામાં આવ્યો કે તુરત મેં તેને કેમ ન ફેંકી દીધો એ જરા વિચારવા જેવું ગણાય. પાછળનાં વર્ષોમાં તો એવી સૂચનામાત્રથી હું ભડકત.

૧૯૧૦માં ડિગ્રી લઈને મેં કેમ્બ્રિજ છોડયું. વિજ્ઞાનના જે ત્રણ વિષયો મેં પ્રસંદ કરેલા હતા તેમાં મને ભારે વિજય તો મળ્યો ન ગણાય — સેકંડ ક્લાસ ઑનર્સ મેળવ્યા. આ પછીનાં બે વર્ષ હું લંડનની આસપાસ ભટક્યો. કાયદાના મારા અભ્યાસમાં બહુ વખત જતો ન હતો, અને બૅરિસ્ટર થવાની એક પછી એક પરીક્ષા હું ભારે કીર્તિ કે અપકીર્તિ મેળવ્યા વિના પસાર કર્યે ગયો. બાકી તો મારો વખત પરચૂરણ રીતે વહેંચાઈ જતો; કાંઈ સામાન્ય વાચન કરતો, ફેબિયનો[1]ના અને સોશિયેલિસ્ટ[2]ના વિચારો તરફ સહેજસાજ આકર્ષાયો હતો અને તે કાળની રાજકીય હિલચાલોમાં રસ લેતો. આયર્લૅન્ડના અને સ્ત્રીઓના મતાધિકારના

---

૧-૨. ૧૮૮૪માં સ્થપાયેલ સમાજવાદી સિદ્ધાંતોવાળું મંડળ, અને તેના સભ્યો. એઓ ક્રાંતિથી સુધારો નથી ઇચ્છતા, પણ લેખો અને પ્રચાર દ્વારા ઔદ્યોગિક સ્થિતિમાં સુધારણાની ઉમેદ રાખે છે. સમાજવાદીઓ એથી આગળ ગયા અને જમીન અને મૂડીનો કુલ માલિક સમાજ છે, અને સમાજની જ તેના ઉપર સત્તા હોવી જોઈએ એ સિદ્ધાંતને આધારે ક્રાંતિ કરવાનું ધ્યેય એમણે બનાવ્યું. ફેબિયનો આથી કેવળ 'મ્યુનિસિપલ સમાજવાદી'ઓની સંજ્ઞાને પાત્ર થયા. — ભા. ક.

પ્રશ્નમાં મને રસ પડતો હતો. ૧૯૧૦ ના ઉનાળામાં હું જ્યારે આયર્લેન્ડ ગયો ત્યારે ત્યાં સીન ફીન* હિલચાલનો આરંભ થયો હતો. એથી પણ હું આકર્ષાયો હતો.

હેરોના કેટલાક જૂના મિત્રો મને લંડનમાં મળ્યા, અને તેમની સંગતમાં મને ખર્ચાળ ટેવો પડી. મારા પિતાએ મને ખરચ માટે દર માસે જે સારી સરખી રકમ બાંધી આપી હતી તેના કરતાં પણ હું ઘણીવાર વધારે ખર્ચ કરી નાંખતો, અને પિતાને બહુ ચિંતા થતી કે રખેને છોકરો સાવ હાથથી તો ન જાય. પણ ખરી રીતે એવું કશું ભારે કામ હું કરી રહ્યો ન હતો. હું તો માત્ર વધારે પૈસાવાળા પણ કમઅક્કલવાળા ફૂલફટાક થઈને ફરનારા અંગ્રેજની કેટલેક અંશે દેખાદેખી જ માત્ર કરી રહ્યો હતો. આ સહેલાણી અને અહેતુક જીવનથી મારું કશું કલ્યાણ ન થયું એમ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. અગાઉ મને જે ભારે હોંશો હતી તે હવે ઠંડી પડવા માંડી અને માત્ર મારી અહંતા વધતી જતી લાગતી હતી.

રજાઓ દરમ્યાન કેટલીકવાર હું યુરોપને પ્રવાસે નીકળતો. ૧૯૦૯ના ઉનાળામાં જ્યારે કાઉન્ટ ઝેપલિન, લેક કોન્સ્ટન્સ ઉપર આવેલા ફ્રાઇડરિકશાફન શહેરથી પોતાના નવા હવાઈ જહાજમાં ઊડીને બર્લિન આવ્યો ત્યારે મારા પિતા અને હું ત્યાં હતા. મને લાગે છે કે એ એનો પ્રથમ સૌથી લાંબો આકાશપ્રવાસ હતો, એટલે એ પ્રસંગે ભારે મેળાવડો કરી એને માન આપવામાં આવ્યું હતું, અને માનપત્ર કૈસરને હાથે અપાયું હતું. બર્લિનના ટેંપલહોફના મેદાનમાં દશથી વીસ લાખ જેટલાં માણસોની મંજાવર મેદની એકઠી થઈ હતી, અને ઝેપલિન ઠરાવેલી ક્ષણે

* 'સીન ફીન' એટલે 'અમે જ એકલા'. મૂળ આ હિલચાલ સ્વદેશી અને સ્વાશ્રયની હતી તે ૧૯૧૦ના અરસામાં સંપૂર્ણ સ્વાતંત્ર્યની બની. સરકારની સામે બળવાઓમાં એણે ભાગ લીધો, દાબી દેવામાં આવી, પાછી ગ્રિફિથ અને ડી વેલેરા જેવા નેતાઓની આગેવાની નીચે સફળ થઈ, અને ૧૯૨૧માં બ્રિટિશ સરકારને 'આઈરિશ ફ્રી સ્ટેટ' સ્વીકારવાની એણે જ ફરજ પાડી. ડી વેલેરા થોડીવાર છૂટા પડયા, પણ પાછા એ જ સત્તામાં આવ્યા. — અનુ. ક.

આવી પહોંચ્યું અને અમારી ઉપર થઈને સુંદર પ્રદક્ષિણા કરી. હોટેલ આડલો તરફથી તે દિવસે એ હોટેલમાં રહેનારા સૌને કાઉન્ટ ઝેપલિનની એક સુંદર તસવીરની ભેટ આપવામાં આવી હતી. એ તસવીર હજુ મારી પાસે છે.

આના બેએક માસ પછી પૅરિસમાં આખા શહેર ઉપર ઊડીને ત્યાંના પ્રસિદ્ધ લોખંડના મિનારા આઇફેલ ટાવર ઉપર પ્રદક્ષિણા કરનારું પ્રથમ ઍરોપ્લેન અમે જોયું. ઍરોપ્લેન ચલાવનારનું નામ હું ધારું છું કે કોંત દ લાંબેર હતું. અઢાર વર્ષ પછી પાછો હું પૅરિસ ગયેલો ત્યારે લિંડબર્ગ અમેરિકાથી ઊડી આટલાંટિક પાર કરીને ચમકતા તીરની માફક પૅરિસમાં ઊતર્યો હતો.

૧૯૧૦માં કેમ્બ્રિજથી ડિગ્રી મેળવીને પછી હું દરિયાઈ સેલગાહ ઉપર નૉર્વે ગયો હતો, ત્યાં હું એકવાર મરતો મરતો બચ્યો હતો. ત્યાંના પહાડી પ્રદેશોમા અમે ભટકતા હતા. થાક્યા પાક્યા અમે એક નાનકડી હોટેલ જ્યાં અમે ઊતર્યા હતા ત્યાં પહોંચ્યા અને સ્નાનાગારની માગણી કરી. પણ ત્યાં સ્નાનાગાર જેવી વાત કોઈએ સાંભળી ન હતી, અને હોટેલમાં સ્નાનની કશી વ્યવસ્થા ન હતી, પણ પાસે એક ઝરો હતો ત્યાં જઈને અમને નાહવાનું કહેવામાં આવ્યું. એટલે ખાણાના ટેબલના નાનકડા નેપકીન અથવા રૂમાલિયા જે હોટેલે અમને બહુ ઉદારતાથી આપ્યા હતા તે લઈને એક જુવાન અંગ્રેજ અને હું આ ઘૂઘવતા ઝરણા ઉપર પહોંચ્યા. એ ઝરણું નજદીકના એક બરફના ધોધમાંથી નીકળતું હતું. પાણીમાં હું ઊતર્યો. પાણી ઊંડું તો નહિ પણ થીજી નાંખે એવું હતું અને તળિયું ભયાનક લપસણું હતું. હું લપસ્યો અને પડ્યો, અને એ બરફપાણીએ ઠરીને લાકડું થઈ ગયો. પરિણામે મારાં અંગો બહેર મારી ગયાં અને હાથપગ હલાવવાની સૂધ ન રહી, પાણું ઊભું તો થવાય જ શેનું ? પ્રવાહમાં ઝપાટાબંધ તણાવા લાગ્યો. પણ મારા અંગ્રેજ સાથીએ અંદરથી બહાર નીકળીને કિનારે કિનારે દોટ મૂકી અને આખરે મારો પગ પકડીને મને ખેંચી કાઢ્યો. આ પછી અમને ખબર પડી કે અમે કેવા ભયાનક જોખમમાં હતા, કારણ અમે

હતા ત્યાંથી બસો કે ત્રણસો વાર દૂર આ ઝરણું એક ભયાનક ઊંચી ભેખડ ઉપરથી પડીને એક સુંદર ધોધ બનતુ હતું. આ સ્થાનનું આ એક રમણીય દૃશ્ય ગણાતું હતું.

૧૯૧૨ના ઉનાળામાં હું બેરિસ્ટર થયો, અને પછી શિયાળો આવતાં વિલાયતમાં સાત વર્ષ પૂરાં કરીને હું હિંદુસ્તાન આવ્યો. આ સાત વર્ષ દરમ્યાન બે વખત હું રજામાં ઘેર આવી ગયો હતો. પણ હવે તો હું હંમેશને માટે પાછો ફર્યો, અને મને લાગે છે કે હું મુંબઈ ઊતર્યો ત્યારે મારામાં કશી છત ન હતી છતાં, બહુ છતવાળો હોઉં એવો કંઈક ફાંકો લઈને ઊતર્યો.

## ૫

# પાછા ફરતાં દેશમાંનું રાજકીય વાતાવરણ

૧૯૧૨ની આખરે હિંદુસ્તાનમાં રાજકાજ સાવ ફીકું લાગતું હતું. તિલક જેલમાં હતા, અંતિમમાર્ગી પક્ષ સરકારી દબાણને લીધે દબાઈ ગયો હતો, એને સીધા દોરી શકે એવો કોઈ નેતા રહ્યો ન હતો, બંગાળાના ભાગલા રદ થવાને લીધે એ પ્રાંત પણ શાંત થઈ ગયો હતો અને મધ્યમમાર્ગીઓને મોરલી-મિન્ટોની સુધારાની યોજનાએ સંપૂર્ણ રીતે વશ કરી લીધા હતા. પરદેશમાંના હિંદીઓ વિષે ખાસ કરીને દક્ષિણ આફ્રિકાના હિંદીઓની સ્થિતિ વિષે કાંઈક રસ લેવાતો હતો ખરો. મહાસભા એટલે દર વર્ષે ભેગા થઈ થોડા નજીવા ઠરાવો પસાર કરીને છૂટા પડનારા ખોબા જેટલા મધ્યમમાર્ગીઓ. એની ભાગ્યે જ કોઈને દેશમાં પડી હતી.

૧૯૧૨ના નાતાલમાં મળેલી બાંકીપુરની મહાસભામાં હું પ્રતિનિધિ તરીકે ગયો હતો. ટાપટીપથી કોટ પાટલુન પહેરીને આવનારા થોડા ઉપલા વર્ગના અંગ્રેજી જાણનારા હિંદીઓ સિવાય ત્યાં કોઈ ન હતું. એ તો એક શુદ્ધ સામાજિક સંમેલન હતું, એમાં રાજકાજની ગરમાગરમી જેવી કોઈ ચીજ ન હતી. દક્ષિણ આફ્રિકાથી તાજા આવેલા ગોખલે એ મહાસભામાં હાજર હતા, અને એ બેઠકની પ્રભાવશાળી વ્યક્તિ એઓ જ હતા. કંઈક આકરા મિજાજના, સાચી ધગશ અને તરવરતા ઉત્સાહથી ભરેલા એઓ જ એક એવા હતા કે જેમને માટે રાજકાજ અને લોકજીવન ગંભીર વિષયો હતા અને જેને બંનેને વિષે ઊંડી લગની હતી. મારા ઉપર એમની છાપ પડી.

બાંકીપુરથી ગોખલે પાછા ફરતા હતા તેવામાં તે કાળને સામાન્ય એવી એક ઘટના બની. ગોખલે પબ્લિક સર્વિસ કમિશનમાં સભ્ય હતા, અને એમના એ પદને અંગે ફર્સ્ટ ક્લાસનો એક ડબ્બો પોતાને માટે લેવાનો એમને અધિકાર હતો. તેમની તબિયત સારી

ન હતી, અને ટોળાં અને પ્રતિકૂળ સાથથી તેઓ અકળાતા. એટલે એમને એકાંત અને શાંતિ જોઈતી હતી, અને મહાસભાના થાક પછી પ્રવાસમાં કાંઈક શાંતિ અને આરામ મળી રહેશે એવી આશા રાખતા હતા. એમને એમનો ડબ્બો તો મળ્યો પણ બાકીની ટ્રેન કલકત્તા પાછા ફરનારા પ્રતિનિધિઓથી ખીચોખીચ ભરેલી હતી. એટલે થોડીવારે ભૂપેન્દ્રનાથ બસુ (જેઓ પાછળથી વિલાયતમાં ઇન્ડિયા કાઉન્સિલના સભ્ય થયા હતા) ગોખલેની પાસે આવ્યા અને સહેજે તેમને પૂછ્યું: 'તમારા ડબ્બામાં બેસું?' ગોખલે જરા મૂંઝાયા, કારણ બસુ થકવે એવા વાતુડિયા હતા, પણ સ્વાભાવિક રીતે એમણે હા પાડી. થોડી મિનિટ પછી બસુ પાછા ગોખલે પાસે આવીને કહે: 'મારા એક મિત્રને પણ સાથે લાવું તો ચાલે કે?' ગોખલેએ પાછી ભોળી ભોળી હા પાડી. ટ્રેન ઊપડે તે પહેલાં બસુએ પાછી એક માગણી સહેજે કરી લીધી; 'મારા મિત્ર અને હું ઉપલી બેઠક ઉપર સૂઈ શકતા નથી. અમે નીચલી બેઠક ઉપર સૂઈએ તો આપને વાંધો?' મને લાગે છે કે ગોખલે આ વાતને પણ કબૂલ થયા, પોતે બાપડા ઉપલી બેઠક ઉપર ચડ્યા અને આખી રાત બગાડી.

મેં વકીલાત કરવા માંડી અને હું હાઈકોર્ટમાં જવા લાગ્યો. કામ મને અમુક અંશે ગમતું હતું. યુરોપ પછીના પહેલા થોડા મહિના તો મજાના ગયા. પાછા આવીને જૂની સ્મૃતિઓ તાજી કરવાનું મને ગમ્યું. પણ ધીમે ધીમે મારા જેવા બીજાઓની જેમ મારું જીવન સાવ શુષ્ક થતું ગયું, અને મને લાગ્યું કે હું અહેતુક અને નિરર્થક જીવનના લૂખા ક્રમમાં ધીમે ધીમે ખૂંચતો જાઉં છું. હું ધારું છું કે મારું ભેળસેળ અથવા કાંઈ નહિ તો મિશ્ર શિક્ષણ મારા પરિવર્તનોથી થતા આ મારા અસંતોષને માટે જવાબદાર હતું. વિલાયતના મારા સાત વર્ષના વાસ દરમ્યાન જે ટેવો અને જે વિચારો મારામાં બંધાયા હતા તે અહીંની પરિસ્થિતિની સાથે બંધબેસતા ન હતા. સુભાગ્યે મારા ઘરનું વાતાવરણ ઠીકઠીક અનુકૂળ હતું, અને તેથી કાંઈક મદદ મળતી; પણ તેટલાથી મને સંતોષ થાય એમ ન હતું. બાકી તો વકીલોની લાઈબ્રેરી અને કલબ તો હતાં જ, પણ બંને જગ્યાએ

રોજને રોજ એના એ જ લોકો, એના એ જ વિષયો, સામાન્ય રીતે વકીલાતના ધંધાને લગતા જ, ચર્ચ્યા કરતા હોય. આ વાતાવરણમાં બુદ્ધિને સ્ફૂર્તિ મળે એવું કશું શોધવું મિથ્યા હતું. એટલે જીવનની નરદમ નીરસતા મને વધારે ને વધારે કડવી લાગી. અરે રમતગમત કે મનોરંજનનાં પણ કંઈ કહેવા જેવાં સાધનો નહોતાં.

ઈ. એમ. ફોર્સ્ટરે તાજા જ બહાર પાડેલા જી. લોઝ ડિકિન્સનના જીવનવૃત્તાન્તમાં ડિકિન્સનનું એક વચન ટાંક્યું છે: "એ બંને જાતિઓનો મેળ કેમ નથી ખાતો? કારણ કે હિંદીઓથી અંગ્રેજો કંટાળે છે. એ જ સાદી સીધી વજ્ર જેવી વાત છે, અને તેનો કશો ઉપાય નથી." સંભવ છે કે ઘણા અંગ્રેજોને આમ લાગે છે, અને એમાં આશ્ચર્ય નથી. ફોર્સ્ટરના એક બીજા પુસ્તકમાંથી એનું વચન ટાંકીએ તો હિંદુસ્તાનમાં આવનાર દરેક અંગ્રેજ હિંદુસ્તાનનો કબજો લઈ બેઠેલા લશ્કરનો માણસ હોય એવી રીતે પોતાને માને છે અને વર્તે છે, અને આ સાવ સ્વાભાવિક છે, એટલે આ સંજોગોમાં એ બે જાતિઓ વચ્ચે સ્વાભાવિક અને અનિયંત્રિત સંબંધો બંધાવા સાવ અશક્ય છે. અંગ્રેજ અને હિંદીનું એકબીજાની સાથેનું વર્તન હંમેશાં કૃત્રિમ જ હોય છે અને સ્વાભાવિક રીતે બંનેને એકબીજાનો સંગ ગમતો નથી. એક બીજાથી કંટાળે છે, અને એકના મનમાં હમેશાં એમ રહે છે કે ક્યારે બીજાની પાસેથી ભાગું અને મારા સ્વાભાવિક વાતાવરણમાં જઈને નિરાંત વાળું.

સામાન્ય રીતે અંગ્રેજને એક જ પ્રકારના — એટલે સરકારી જગતના જ — માણસો સાથે મળવાનું થાય છે, ભાગ્યે જ તે સળવા જેવા માણસોને મળે છે, અને મળે છે તો તેની પાસે તે દિલ ખોલીને વાત કરાવી શકતો નથી. બ્રિટિશ સત્તાને પ્રતાપે સમાજમાં પણ સરકારીવર્ગ — બ્રિટિશ અને હિંદી બંને — જ આગળ આવ્યો છે, અને આ વર્ગ અતિશય જડ અને સંકુચિત મનનો છે. અરે કોઈ તેજસ્વી અંગ્રેજ જુવાન પણ હિંદુસ્તાનમાં આવે છે કે તુરત જ બુદ્ધિ અને સંસ્કૃતિની એક પ્રકારની નિષ્પ્રાણતામાં પડે છે, અને પ્રાણવંત વિચારો કે પ્રવૃત્તિઓની

સાથે એનો સંબંધ તૂટી જાય છે. ઑફિસમાં ઘાંચીની ઘાણીની જેમ અનન્ત ચાલતા તુમારોના ચક્રમાં દિવસ ગાળીને સાંજે તે થોડી કસરત કરે છે, પછી કલબમાં પોતાની જાતના જ લોકોને મળે છે, વ્હિસ્કી પીએ છે, અને 'પંચ' અને બીજાં વિલાયતનાં સચિત્ર સાપ્તાહિકો વાંચે છે. પુસ્તકો તે ભાગ્યે જ વાંચે છે, અને જો વાંચે છે તોપણ તે કોઈ નવીન પુસ્તક નહિ પણ કોઈ પુરાણા દોસ્તને જ સંઘરે છે. અને ધીમે ધીમે થતી જતી આ પ્રકારની પોતાની માનસિક અવનતિને માટે તે હિંદુસ્તાનને દોષ દે છે, અહીંનાં હવાપાણીને વગોવે છે, અને તેની ચિંતામાં વધારો કરનારા ચળવળિયાઓની ઉપર પુષ્પાંજલિ વર્ષાવે છે. તેને ભાન નથી હોતું કે, આ તેની બુદ્ધિ અને સંસ્કૃતિની અવનતિનું કારણ હિંદુસ્તાનમાં પ્રવર્તના જે સંકુચિત નોકરશાહીના આપખુદ રાજતંત્રનો પોતે પણ એક નજીવો ભાગ છે ને રાજતંત્રમાં રહેલું છે.

આ દશા તો ઘડીઘડીએ ટૂંકી અને લાંબી રજા મેળવવાને ભાગ્યશાળી થનારા અંગ્રેજ અમલદારની; તો પછી એની સાથે અથવા એના હાથ નીચે કામ કરનારા હિંદી અમલદારનું તો પૂછવું જ શું? કારણ કે એ તો અંગ્રેજ નમૂનાની નકરી નકલ કરવાનો પ્રયત્ન કરે છે. સામ્રાજ્યના પાટનગર ન્યૂ દિલ્હીમાં ઊંચા દરજ્જાના અંગ્રેજ અને હિંદી અમલદારોની સાથે બેસી પ્રમોશન, રજાના નિયમો, 'ફરલો,' (લાંબી રજા) અને બદલી વિષેની તથા તેમના સાથીઓની ચાડીચૂગલીઓથી ભરેલી તેમની વાતો સાંભળતાં જેવો કંટાળો આવે છે તેવો ભાગ્યે જ બીજા કશાથી કંટાળો આવશે.

નોકરશાહીના આ વાતાવરણે મધ્યમવર્ગના સૌ હિંદીઓનાં, ખાસ કરીને અંગ્રેજી જાણનાર સુશિક્ષિત વર્ગનાં, જીવન ઉપર હુમલો કરીને તેને પોતાના રંગે રંગી દીધાં. કદાચ કલકત્તા અને મુંબઈ જેવાં શહેરો થોડે અંશે આથી બચી ગયાં હોય. વકીલો, દાક્તરો અને બીજા સ્વતંત્ર ધંધાદારીઓ પણ આ વાતાવરણને વશ થયા અને અર્ધસરકારી યુનિવર્સિટીનાં વિદ્યામંદિરો પણ એથી ભરેલાં હતાં. આ બધા લોકો પોતાનું અલગ જગત બનાવીને તેમાં રહ્યા, અને આમવર્ગની સાથે અને મધ્યમવર્ગના

નીચલા ભાગના લોકોની સાથે તેમનો કશો જ સબધ ન રહ્યો. રાજકાજનો આ બોજા જેટલા ઉપલા વર્ગે જ ઇજારો લીધો. ૧૯૦૬ પછી બગાળમાં જે રાષ્ટ્રીય પ્રવૃત્તિ ચાલી તેનાથી આ સ્થિતિમાં ફેરફાર થયો, અને મધ્યમવર્ગના નીચલા ભાગના અને કઈક અશે આમવર્ગના લોકોમાં પણ નવજીવન રેડાયુ આ ક્રિયા પાછળના વર્ષોમા ગાધીજીના નેતૃત્વ નીચે ત્વરાથી વધવાની હતી. પણ રાષ્ટ્રીય પ્રવૃત્તિ ગમે તેટલી જીવનપ્રદ હોય તોપણ સકુચિત ભાવનાની તો છે જ, અને તેમા એટલી બધી શક્તિ અને સમય રોકાઈ જાય છે કે બીજી કોઈ પણ પ્રવૃત્તિને માટે અવકાશ રહેતો નથી

આમ ઇગ્લંડથી પાછા ફર્યા પછીના આરભના વર્ષોમા હું મારી આસપાસના જીવનથી કટાળ્યો માગ હૈયાના બધા કોડ મારા ધધા વડે પૂરી શકાય એમ ન હતું. ન તો એ રાજકાજથી પુરાય એમ હતું. કારણ રાજકાજમા તો ચાલુ રાષ્ટ્રીય પ્રવૃત્તિ હતી જેમા પરદેશી રાજ્યના (અક્રિય) વિરોધ ઉપરાત કશુ નહોતુ. હું મહાસભામા જોડાયો અને એની બેઠકોમાં વખતોવખત ભાગ લેવા લાગ્યો. જ્યારે કોઈ ખાસ પ્રસંગ — જેવો કે ફીજી મજૂરીએ જનારા હિંદીઓના ગુલામખતની પ્રથાની સામે વિરોધ દર્શાવવાનો અથવા તો દક્ષિણ આફ્રિકાના હિંદીઓ વિષેનો કોઈ પ્રશ્ન — ઊભો થતો ત્યારે તેમા હું પૂરા જોશથી ઝંપલાવતો અને ખૂબ મહેનત કરતો. પણ આવા કામ કઈ પૂરો સમય થોડા જ રોકી શકે છે?

શિકાર જેવા મનોરજનોમાં કોકવાર હું પડતો, પણ એને માટે મારામાં ખાસ લાયકાત કે ઇચ્છા નહોતી બહાર રખડવા નીકળવાનું મળતું તે ગમતું, જંગલ ગમતું, પણ શિકાર કરવાની મને કશી જ પરવા નહોતી. બલકે મારી શિકારીની કારકિર્દી રક્તથી અસ્પૃષ્ટ છે એમ કહેવાય, જો કે એકવાર, લગભગ અકસ્માતથી જ કાશ્મીરમા મેં એક રીછ માર્યું હતુ ખરુ. તેમાં પણ શિકારને માટે મારો રહ્યોસહ્યો ઉત્સાહ એક નાનકડા સાબરની સાથે વીતેલા કિસ્સાથી સુકાઈ ગયો. આ નિર્દોષ પ્રાણી ઘાયલ થઈને મારા પગ આગળ પડ્યું અને એની વિશાળ

અશ્રુભરી આંખે મારી સામે જોઈ રહ્યુ એ આખો અનેકવાર મારી આંખ આગળ ખડી થઈ છે.

એ આરંભકાળમાં ગોખલેની ભારત સેવક સમાજ તરફ હું આકર્ષાયો હતો. એમાં જોડાવાનો મે કદી વિચાર કર્યો ન હતો, એનું એક કારણ એ કે, એ સમાજનાં રાજકાજ મારે માટે અતિશય મોળાં હતા, અને બીજુ કારણ એ કે તે વેળા ધંધો છોડી દેવાનો મારો મુદ્દલ ઇરાદો નહોતો. પણ દેશની સેવાને માટે માત્ર પેટપૂરતુ લઈને પોતાનાં જીવન અર્પણ કરનારા એ સમાજના સભ્યો માટે મને બહુ માન હતું મને લાગતુ કે ભલેને કદાચ સાચી દિશામા ન હોય તો પણ આ લોકો જ સાચુ, એકનિષ્ઠ અને અખંડ કાર્ય કરી રહ્યા છે.

પણ શ્રી શ્રીનિવાસ શાસ્ત્રીના રાજકાજની સાથે કશો સબંધ ન ધરાવનારા એવા એક વર્તનથી મને ભારે આઘાત પહોચ્યો અલ્લાહાબાદમા વિદ્યાર્થીઓની એક સભા આગળ ભાષણ આપતા તેમણે વિદ્યાર્થીઓને કહ્યુ કે તમારે તમારા શિક્ષકો અને અધ્યાપકો તરફ માન રાખવુ જોઈએ અને તેમની આજ્ઞાનુ પાલન કરવુ જોઈએ અને યોગ્ય રીતે સ્થપાયલી સરકારે કરેલા ઠરાવો અને કાનૂનોનુ કાળજીથી પાલન કરવુ જોઈએ આ ડાહી ડાહી વાતોની મારા ઉપર બહુ અસર ન થઈ, મને એ સાવ ટાયના જેવી લાગી. અને એમા રહેલી સત્તાસ્વીકારની સલાહને લીધે કંઈક અનિષ્ટ પણ લાગી મને લાગ્યુ કે હિંદુસ્તાનમાં વ્યાપી રહેલા અર્ધ સરકારી વાતાવરણને લીધે આ હશે વળી શ્રી શાસ્ત્રીએ એથી આગળ વધીને વિદ્યાર્થીઓને એકબીજાના અપરાધો અને ત્રુટીઓ સઘરી ન રાખતા તરત જ પોતાના ઉપરી અમલદારોને કહી દેવાની સલાહ આપી આનો અર્થ એ થયો કે તેમણે એક-બીજાનાં છિદ્રો શોધતા રહેવુ અને ચાડિયાચાડી કરતા રહેવુ શ્રી. શાસ્ત્રીએ આપેલી સલાહ આ શબ્દોમા નહોતી, પણ તે સલાહનો મર્મ તો સ્પષ્ટ રીતે આ જ હતો એમ મને લાગ્યુ, અને એક મહાન નેતાની મિત્રદાવે આપેલી આ સલાહ સાભળીને હુ દિઙ્મૂઢ થયો. હુ વિલાયતથી તાજો જ આવ્યો હતો, અને હું તો શાળા અને વિલાયતમા એક ખાસ વાત એ શીખ્યો હતો કે કદી પોતાના

સાથીને ફસાવવો નહિ. શિષ્ટાચારના નિયમોમાં છિદ્રો જોવાં અને ચાડીચૂગલી કરવી અને તેમ કરીને પોતાના સાથીને ફસાવવો એના કરતાં વધારે મોટું પાપ બીજું એકે ન હતું. આ તત્ત્વને એકાએક સાવ ઊંધું વળેલું જોઈને મને આઘાત પહોંચ્યો અને મને લાગ્યું કે, શ્રી. શાસ્ત્રીની નીતિ અને મને શીખવવામાં આવેલી નીતિ વચ્ચે મોટો ભેદ હતો.

મહાયુદ્ધ આવ્યું અને અમારું ધ્યાન બધું એમાં ચોંટયું. અહીંથી તો એ બહુ દૂર હતું અને આપણા જીવન ઉપર એની બહુ અસર દેખાતી ન હતી, અને હિંદુસ્તાનને તો કદી એની ભીષણતાનો પૂરો ખ્યાલ આવી શકયો જ નથી. રાજકાજનો અંત આવ્યો, એની કશી કિંમત ન રહી. 'ડિફેન્સ ઑફ ઈંડિયા એકટ' (ભારત સંરક્ષણનો કાયદો) દેશને ગળે ઘાલવામાં આવ્યો. લડાઈના બીજા જ વર્ષથી કાવતરાંઓ અને ગોળીબારોની ખબરો તેમજ પંજાબમાં રંગરૂટો ઊભા કરવા માટે વપરાતી બળજબરીની ખબરો કાને આવવા લાગી.

વફાદારીનાં બુલંદ બણુગાં ફૂંકાતાં છતાં બ્રિટિશને માટે જૂજ જ સહાનુભૂતિ હતી. મધ્યમમાર્ગી કે અંતિમમાર્ગી સૌ કોઈની છાતીમાં જર્મનોની જીત સાંભળીને દહીં રેડાતું. જર્મનીને માટે પ્રેમ હતો એમ તો નહિ જ, પણ આપણી ઉપર રાજકરનારાઓનો ગર્વ તો ઊતરે એ લાગણી હતી. નબળા અને નિરાધાર માણસની પાડાના વાંકે પખાલીને ડામ દેવાની આ વેરબુદ્ધિ હતી. મને લાગે છે કે અમારામાંના ઘણાખરાની આ યુદ્ધ વિષે મિશ્ર લાગણી હતી. યુદ્ધમાં પડેલી સૌ પ્રજાઓમાંથી ફ્રાંસને માટે મારી સહાનુભૂતિ વધારેમાં વધારે હતી. મિત્ર રાજ્યોના પક્ષમાં થતો અનવરત અને નિર્લજ્જ પ્રચાર, એમાંથી ઘણા ટકા અમે બાદ કરતા તો પણ, કંઈક અસર તો કરતો જ.

ધીમે ધીમે રાજકીય જીવનમાં પાછું ચેતન આવવા લાગ્યું. લોકમાન્ય તિલક જેલમાંથી છૂટયા, અને તેમણે અને શ્રીમતી બેસંટે હોમરૂલ લીગો સ્થાપવા માંડયાં. હું બંનેમાં જોડાયો પણ હું શ્રીમતી બેસંટના લીગ માટે જ ખાસ કામ કરતો. શ્રીમતી બેસંટ હિંદની રાજકીય રંગભૂમિ ઉપર વધારે ને વધારે ભાગ

ભજવવા લાગ્યાં. મહાસભાની વાર્ષિક બેઠકમાં કંઈક જોશ આવવા લાગ્યું અને મુસ્લિમ લીગ મહાસભાની સાથે કૂચ કરવા લાગ્યું. વાતાવરણમાં જાણે વિદ્યુત્સંચાર થયો હતો અને અમારામાંના ઘણા યુવકોનો હરખ માતો નહોતો, અને અમે ભવિષ્યમાં મોટી મોટી વસ્તુની આશા સેવતા થઈ ગયા હતા. આવામાં શ્રીમતી બેસંટને અમુક હદ ન ઓળંગવાનો હુકમ થયો અને આથી શિક્ષિત વર્ગનું જોશ વધ્યું અને આખા દેશમાં હોમરૂલ પ્રવૃત્તિને વધુ વેગ મળ્યો. આ હોમરૂલ લીગોમાં ૧૯૦૭ની સાલથી મહાસભામાંથી નીકળેલા જૂના અંતિમમાર્ગીઓ જ નહિ પણ મધ્યમવર્ગના બીજા નવા સભ્યો પણ દાખલ થયા. આમવર્ગ એ સંસ્થાઓથી અસ્પૃષ્ટ રહ્યો.

શ્રીમતી બેસંટને થયેલી અટકાયતથી મોટેરાઓમાં પણ ખળભળાટ થયો, આમાં ઘણા મધ્યમમાર્ગી નેતાઓ પણ હતા. શ્રીમતી બેસંટને અટકાયતનો હુકમ મળ્યો એ પહેલાંનાં છાપામાં આવતાં શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રીનાં છટાદાર ભાષણો વાંચીને અમારી છાતી કેવી ઊછળતી એ હજી મને યાદ છે. પણ એ અટકાયત હુકમ નીકળ્યો તેના થોડા દહાડા અગાઉ કે થોડા દહાડા પછી તુરત શ્રી. શાસ્ત્રી મૂંગા થઈ ગયા. કામનો અવસર આવ્યો ત્યારે એમણે અમને સાવ દગો દીધો, અને જ્યારે એમના માર્ગદર્શનની વધારેમાં વધારે જરૂર હતી ત્યારે એમણે મૌન સેવ્યું તેથી સૌ ભારે નિરાશ થયા અને ચિડાયા. મને લાગે છે કે એ પ્રસંગથી મારો અભિપ્રાય દૃઢ થતો ગયો છે કે શ્રી શાસ્ત્રી કર્મવીર નથી, અણીના સમયના ખેલ ખેલવાનું એમના હાડમાં નથી.

પણ બીજા મધ્યમમાર્ગી નેતાઓ આગળ વધ્યા, એમાંના કેટલાક પાછળથી પાછા હટ્યા અને કેટલાક આગળ જ રહ્યા. તે વેળા સરકાર યુરોપિયન સંરક્ષણમંડળના જ ધોરણે એક નવું ભારત સંરક્ષણમંડળ, આપણા મધ્યમવર્ગમાંથી ઊભું કરી રહી હતી તેને વિષે ચર્ચા ખૂબ થતી. ભારત સંરક્ષણમંડળ સાથે યુરોપિયન સંરક્ષણમંડળના કરતાં અનેક બાબતમાં સાવ જુદા જ ધોરણે કામ લેવામાં આવતું હતું, અને અમારામાંના ઘણાને લાગ્યું કે આ પ્રકારનો અપમાનજનક ભેદ નાબૂદ ન થાય ત્યાં સુધી અમારે એની સાથે અસહકાર કરવો. પણ પુષ્કળ ચર્ચા

બાદ અમારા પ્રાંતમાં અમે સહકાર કરવાનો નિર્ણય કર્યો, કારણ એમ માનવામાં આવ્યું કે આપણા યુવકોને આવી શરતે લશ્કરી તાલીમ મળે તો તે મેળવી લેવા જેવી છે. આ નવા સંરક્ષણ-મંડળની ટુકડીમાં જોડાવાને માટે મેં અરજી કરી, અને એ યોજનાને આગળ ધપાવવાને માટે અલાહાબાદમાં અમે એક કમિટી નીમી. આ અરસામાં શ્રીમતી બેસંટને અટકાયતનો હુકમ કરવામાં આવ્યો, અને તાત્કાલિક આવેશમાં અમે અમારી કમિટીના સભ્યો પાસે, સરકારના આ કૃત્ય સામે વિરોધ દર્શાવવા માટે, આ ટુકડી સંબંધી અમારી બેઠક અને બીજું બધું કામકાજ રદ કરાવ્યાં. આ કમિટીના સભ્યોમાં મારા પિતા, ડા. તેજબહાદુર સપ્રુ, શ્રી. સી. વાઈ. ચિંતામણી અને બીજા મધ્યમમાર્ગી નેતાઓ હતા. અમારો વિરોધ જાહેર કરવા માટે એક જાહેરખબર પણ આપવામાં આવી. મને લાગે છે કે કેટલાક સહી કરનારાઓને લડાઈના સમયમાં આવું વિરોધાત્મક પગલું લેવા માટે પાછળથી બહુ પસ્તાવો થયો હતો.

શ્રીમતી બેસંટને થયેલી અટકાયતને પરિણામે મારા પિતા અને બીજા મધ્યમમાર્ગી નેતાઓ હોમરૂલ લીગમાં જોડાયા. કેટલાક માસ પછી આમાંના ઘણાખરા મધ્યમમાર્ગી સભ્યોએ લીગમાંથી રાજીનામાં આપ્યાં. મારા પિતા તો રહ્યા, અને અલાહાબાદ શાખાના પ્રમુખ થયા.

મારા પિતા મધ્યમમાર્ગીઓની સ્વીકૃત નીતિ ધીમે ધીમે છોડતા જતા હતા. આપણી અવગણના કરનાર અને આપણા તરફ અપમાનથી વર્તનાર સત્તાને વશ થવાનું અને સલામ ભરવાનું એમનો સ્વભાવ કોઈ કાળે સ્વીકારે એમ ન હતું. પણ પુરાણા અંતિમમાર્ગી નેતાઓ એમને આકર્ષી શક્યા નહિ; તેમની ભાષા અને તેમની રીતો મારા પિતાને ખટકતી. શ્રીમતી બેસંટની અટકાયત અને તે પછી બનેલી બીનાઓની એમના ઉપર સારી પેઠે અસર થઈ, પણ આગળ પડતી નીતિ સ્પષ્ટ રીતે સ્વીકારતા પહેલાં એઓ અચકતા હતા. એ દિવસોમાં એઓ અનેકવાર કહેતા કે મધ્યમમાર્ગીઓની નીતિમાં કશો દમ નથી, પણ જ્યાં સુધી હિંદુ-મુસ્લિમ પ્રશ્નનું કશું નિરાકરણ ન થાય ત્યાં સુધી

કશું સંગીન કામ થવું અશક્ય છે. જો એ નિરાકરણ જડે, તો તેઓ અમારામાંના જુવાનમાં જુવાનની હારમાં રહીને કૂચ કરવાને તૈયાર હતા. મહાસભા સમિતિ (ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટી)ની એક બેઠક અમારા ઘરમાં મળી હતી, અને તે બેઠકમાં કૉંગ્રેસ-લીગની સંયુક્ત યોજના ઘડવામાં આવી. આ યોજના ૧૯૧૬ માં મળેલી લખનૌ મહામહાએ સ્વીકારી તેથી મારા પિતા બહુ રાજી થયા, કારણ એથી હિંદુમુસલમાનોના એકત્ર પ્રયાસને માટે માર્ગ ખૂલ્યો, અને એ માર્ગ ખૂલતાં એઓ મધ્યમમાર્ગી દલના પોતાના સાથીઓને છોડવા પડે તો છોડીને પણ આગળ ધપવાને માટે તૈયાર હતા. એડવિન મૉંટેગ્યુ સેક્રેટરી ઑફ સ્ટેટ તરીકે હિંદુસ્તાનની મુલાકાતે આવ્યા ત્યાં સુધી અને એ મુલાકાત દરમ્યાન બધા સાથીઓએ સાથે ધકાવ્યુ. પણ મૉંટેગ્યુચેમ્સફર્ડ રિપોર્ટ* પ્રસિદ્ધ થયો કે તરત જ મતભેદો ઊભા થયા, અને ૧૯૧૮ના ઉનાળામાં લખનૌમાં મારા પિતાના પ્રમુખપદ નીચે ભરાયલી પ્રાંતિક પરિષદમાં આખરે અમારા પ્રાંતના મધ્યમમાર્ગીઓમાં તડ પડી. આ પરિષદમાં મૉંટેગ્યુચેમ્સફર્ડ સુધારા* સામે આકરાં પગલાં લેવાશે એવી બીનિથી મધ્યમમાર્ગીઓએ પરિષદનો બહિષ્કાર કર્યો. આ પછી આ સુધારાનો વિચાર કરવાને માટે ખાસ મળેલી મહામભાની બેઠકનો પણ તેઓએ બહિષ્કાર કર્યો. ત્યારથી તે આજ સુધી તેઓ મહામભાની બહાર જ રહ્યા છે.

પોતાના અભિપ્રાયથી ભલેને મોટી સંખ્યા વિરુદ્ધ હોય છતાં તેનાથી દબાયા વિના તેની સામે ઝૂઝવાને બદલે મહાસભાની બેઠકો અને બીજી જાહેર સભાઓમાંથી ગુપચુપ ખસી જવાની મધ્યમમાર્ગીઓની આ નીતિ મને લોકસેવકોને માટે સાવ હલકી અને અણછાજતી લાગી. મને ખાતરી છે કે, દેશમાં પણ ઘણાખરા લોકોની વૃત્તિ આ જ પ્રકારની હતી, અને મને લાગે છે કે હિંદી રાજકાજમાં મધ્યમમાર્ગીઓનો પક્ષ લગભગ સંપૂર્ણ રીતે પડી ભાંગ્યો તેનું અમુક અંશે આ બીરુ વૃત્તિ કારણ હતી. મને લાગે

* જુઓ મહાસભાનો ઇતિહાસ પ્રકરણ ૪.

છે કે મહાસભાની કેટલીક પહેલી બેઠકોમાં મધ્યમમાર્ગીઓના બહિષ્કાર છતાં, હાજરી આપી પોતાનો એકાકી અભિપ્રાય બતાવનાર મધ્યમમાર્ગી નેતા શ્રી. શાસ્ત્રી એકલા જ હતા. આને લીધે લોકોમાં એમનું માન વધ્યું.

લડાઈ પછીનાં તુરતનાં વર્ષોમાં મારી પોતાની રાજકીય અને જાહેર પ્રવૃત્તિ બહુ જૂજ જ કહેવાય. મોટી સભાઓ આગળ બોલવાનું આવે તો હું દૂર ભાગતો. હજી મારામાં આત્મવિશ્વાસ ન હતો, અને જાહેરમાં બોલવાથી હું ગભરાતો. આનું કારણ એક એ પણ હતું કે મને લાગતું કે આમવર્ગની આગળ તો અંગ્રેજીમાં નહિ પણ હિંદુસ્તાનીમાં બોલવું જોઈએ, અને હિંદુસ્તાની ભાષામાં લાંબું ભાષણ કરવાની મારી શક્તિ વિષે મને શંકા હતી. અલાહાબાદમાં મારું પ્રથમ જાહેર ભાષણ કરવા મને લઈ જવામાં આવ્યો ત્યારે બનેલી એક બીના મને યાદ આવે છે. ૧૯૧૫ની સાલ હશે, જો કે તારીખની મને કશી ખાતરી નથી, અને ઘટનાઓના પૂર્વાપરસંબંધ હું થોડા ભૂલી ગયો છું. પ્રસંગ છાપખાનાને તાળું દેનાર એક કાયદો થયો તેની સામે વિરોધ દર્શાવનારી સભાનો હતો. મેં ટૂંકું અંગ્રેજી ભાષણ કરેલું. સભા પૂરી થઈ કે તરત દા. તેજબહાદુર સપ્રુ, મને ક્ષોભ થાય એવી રીતે, સભામંચ ઉપર જ મને ભેટ્યા અને ચોજે દિવસે મને ચૂમી લીધી. આ ઊભરાઈ જતો આનંદ મારા ભાષણની વસ્તુ કે શૈલીને લીધે ન હતો પણ હું જાહેરમાં બોલતો થયો અને લોકકાર્યને માટે એક નવો રંગરૂટ ભરતી થયો એને અંગે હતો. એ દિવસોમાં લોકકાર્ય એટલે ભાષણકાર્ય ઉપરાંત બીજું શું હતું?

તે વેળા અમે અલાહાબાદના ઘણા યુવકો એવી ઝાંખી ઝાંખી આશા સેવતા હતા કે દા. તેજબહાદુર સપ્રુ રાજકાજમાં કાંઈક આગળ પડતું ધોરણ સ્વીકારશે. નગરના આખા મધ્યમમાર્ગી દલમાં એઓ જ એવું કાંઈક કરે એમ લાગતું, કારણ એઓ લાગણીવાળા હતા અને ઉત્સાહમાં આવીને કેટલીક વાર કંઈક કરી દે એવા હતા. એમની સરખામણીમાં મારા પિતા તો સાવ ઠંડા બરફ જેવા લાગતા, જોકે એ બરફની નીચે પૂરતો

અગ્નિ ધીકતો હતો. પણ પિતા એવા તો મમતી હતા કે એમની અમને ઝાઝી આશા ન હતી અને થોડો સમય તો અમે દા. મહેતા પાસેથી જ વધારેની આશા રાખતા. પંડિત માલવીયજીની દીર્ઘકાળની લોકસેવાએ અમે તેમના તરફ આકર્ષાયા હતા, તેમની સાથે અમે લાંબી વાતો કરતા, અને દેશને નિર્ભયતાથી દોરવાનો અમે તેમને આગ્રહ કરતા.

એ પ્રથમના વર્ષોમા મારા ઘરમા રાજકીય પ્રશ્નો ઉપર ગરમાગરમ ચર્ચા થતી, અને જ્યારે જ્યારે કોઈ એવા પ્રશ્નો છેડતુ ત્યારે ત્યારે વાતાવરણ તંગ થતુ ગરમ રાજકારણ તરફ મારો ઢળતો જતો ઝોક, વાણીના રાજકાજની મારી સતત ટીકા અને કોઈ પણ કાર્ય માર્ગનો મારો સતત આગ્રહ, મારા પિતા બહુ બારીકીથી જોઈ રહ્યા હતા શુ કાર્ય કરવુ એ તો સ્પષ્ટ નહોતું અને ઘણીવાર પિતા ધારતા કે બંગાળના યુવકોએ ગ્રહણ કરેલી હિંસાનીતિના પ્રવાહમા હું સીધો તણાઈ રહ્યો છુ આથી એમને બહુ ઉદ્વેગ થતો ખરી હકીકત એ છે કે, હું તે તરફ ખેચાતો ન હતો, પણ વર્તમાન પરિસ્થિતિને મૂગામૂગા વશ ન થતા આપણે કાઈક કરવુ જોઈએ એ ખ્યાલ મારા મનનો વધારે વધારે કબજો મેળવવા લાગ્યો હતો રાષ્ટ્રીય દૃષ્ટિએ સફળ કાર્ય કરવુ એ કાઈ સહેલી વાત તો નહોતી જ લાગતી, છતા મને લાગતુ કે વ્યક્તિ અને રાષ્ટ્ર બન્નેની ઇજ્જત ખાતર પણ પરદેશી રાજ્ય પ્રતિ વિરોધ અને લડાઈની વૃત્તિ આવશ્યક છે પિતાને પણ મધ્યમ-માર્ગીઓના સિદ્ધાંતથી અસતોષ થયો હતો, અને તેમના મનમા પણ મથન ચાલી રહ્યુ હતું પણ એમનામાં મમત એટલી બધી હતી કે બીજો ઉપાય જ નથી એમ ન લાગે ત્યા સુધી એક માર્ગ છોડીને બીજો એઓ ગ્રહણ કરે એમ ન હતું એક એક પગલુ આગળ લેતાં તેમના મનમાં ભારે કઠણ અને દુખદ સગ્રામ ચાલતો, અને પોતાના અતરની અમુક વૃત્તિઓની સાથેના આ સંગ્રામ પછી જ્યારે પગલુ લેવામા આવતુ ત્યાર પછી પાછા ફરવાપણુ ન હતુ. આવેશમા આવીને નહિ, પણ બુદ્ધિએ કરેલા નિશ્ચયને પરિણામે એઓ એ પગલુ લેતા, એટલે એમનુ અભિમાન પણ એમને પાછા ફરીને જોવા દે એમ ન હતું

એમના રાજકાજમાં ખાળ પરિવર્તન તો શ્રીમતી બેસંટની અટકાયતના અરસામાં થયું, અને તે સમયથી તેઓ પોતાના જૂના મધ્યમમાર્ગી સાથીઓને એક પાછા મૂકી દઈ આગળ અને આગળ વધતા ગયા, તે એટલે સુધી કે ૧૯૧૯માં થયેલા પંજાબના હત્યાકાંડને પરિણામે એમણે પોતાની રહેણીકરણી અને ધંધો બંને તજ્યાં અને ગાંધીજીએ ઉપાડેલી પ્રવૃત્તિમાં ઝંપલાવ્યું.

પણ એ પગલું લેવાતા પહેલાંને કાળ કટોકટીના હતા: ૧૯૧૫ થી ૧૯૧૭ સુધી એમને ખબર ન હતી કે શું કરવું, અને એમની પોતાની અનિશ્ચિત દશાથી એમની મારે વિશેની ચિંતામાં વધારો થતો, અને આને પરિણામે ચાલુ પ્રશ્નો ઉપર જ્યારે અમે ચર્ચા કરતા ત્યારે તેઓ શાંતિ ખોઈ બેસતા, અને ઘણીવાર તેઓ એટલા તપી જતા કે અમારે અમારી વાતો બંધ કરવી પડતી.

ગાંધીજીને હું પ્રથમ મળ્યો ૧૯૧૫ની નાતાલમાં — લખનૌ મહાસભા વખતે; દક્ષિણ આફ્રિકામાં વીરતાથી ચલાવેલી એમની લડતને માટે અમને સૌને એમને માટે માન હતું, પણ અમારામાંના ઘણા યુવકોને એઓ બહુ દૂરવર્તી, અમારાથી ભિન્ન, અને રાજ-પ્રકરણવિમુખ લાગતા. તે વેળા તેઓ મહાસભામાં કે રાજકાજમાં ભાગ ન લેતાં કેવળ દક્ષિણ આફ્રિકાના હિંદીઓના પ્રશ્ન ઉપર જ ધ્યાન આપતા હતા. પણ આ પછી ચંપારણમાં ત્યાંના નીલ-વરોના કિસાનોના તરફથી એમણે લડત ઉઠાવી અને વિજય મેળવ્યો તેથી અમારી સૌની છાતી ફુલાઈ ગઈ. અમે જોઈ શક્યા કે એમની પોતાના શસ્ત્રને પ્રયોગ હિંદુસ્તાનમાં કરવાની પણ તૈયારી છે, અને એ પ્રયોગ સફળ થવાની વકી છે.

લખનૌ મહાસભા પછીના એ દિવસોમાં શ્રીમતી સરોજિની દેવીએ અલ્લાહાબાદમાં આપેલાં કેટલાંક છટાદાર ભાષણોથી પણ હું મુગ્ધ થયો હતો એમ મને યાદ છે. એમાં તો નરદમ રાષ્ટ્રવાદ અને દેશભક્તિ ભરી હતી અને હું તે કાળે શુદ્ધ રાષ્ટ્રવાદી હતો, કારણ કૉલેજના દિવસોના મારા સમાજવાદી વિચારો ગૌણ થઈ

ગયા હતા. '૧૯૧૬માં આયર્લૅન્ડમાં રોજર કેસમેંટ[1] ઉપર રાજદ્રોહનો કેસ ચાલેલો તે વેળા તેણે આપેલું અદ્ભુત ભાષણ પરાધીન દેશના પ્રજાજનની લાગણીનો તાદૃશ ચિતાર આપે એવું હતું. આ પછી ઈસ્ટર અઠવાડિયાનો બળવો[1] થયો. બળવો થયો તો નિષ્ફળ, પણ અમને તો એની નિષ્ફળતા જ આકર્ષક હતી, કારણ એમાં અમને શુદ્ધ વીરતાનું દર્શન થતું હતું. લગભગ સ્પષ્ટ નિષ્ફળતા ભાસતી હોય છતાં તેને તુચ્છકારીને જગતને જાહેર કરવું કે મોટા માંધાતા આવે તો પણ તે દેશના અજય્ય આત્માને દબાવી શકતો નથી, એ શુદ્ધ વીરતા નહિ તો બીજું શું ?

આવા મારા વિચારો તે વેળા હતા, અને છતાં નવું સાહિત્ય વાંચવામાં આવતું ત્યારે વળી પાછા મારા મગજમાં છુપાઈ રહેલા સમાજવાદના અંગારા ધગી ઊઠતા. એ વેળાનો મારો સમાજવાદ શાસ્ત્રીયના કરતાં ભૂતદયાપ્રેરિત અને સ્વપ્નદર્શી હતો, લડાઈનાં અને તે પછીનાં વર્ષોમાં મારો એક માનીતો લેખક બર્ટ્રાન્ડ રસલ[2] હતો.

---

૧. રોજર કેસમેંટ એકવાર બ્રિટિશ સરકારનાં સંસ્થાનોમાં મોટો હોદ્દો ધરાવતો હતો. દક્ષિણ અમેરિકામાં પુટુમાયોમાં ઍંગ્લો-પેરુવિયન રબર કંપનીએ ત્યાંના વતનીઓ ઉપર જે ત્રાસ ગુજારેલો તેની તપાસ કરવાને માટે ૧૯૧૦માં એની નિમણૂક થઈ હતી અને એના હેવાલથી બધે સનસનાટી ફેલાઈ હતી. આ પછી એ બ્રિટિશ સામ્રાજ્યનો કટ્ટો શત્રુ બન્યો. મહાયુદ્ધમાં એણે આયર્લૅન્ડના પોતાના દેશબંધુઓને લડાઈમાં ભાગ ન લેવાને વીનવ્યા, ૧૯૧૪ના નવેંબરમાં બર્લિન ગયો અને ત્યાં જર્મન સરકાર સાથે બ્રિટિશ વિરુદ્ધ સંધિ કરી. આયર્લૅન્ડમાં ૧૯૧૬ના ઈસ્ટર અઠવાડિયામાં બળવાની ગોઠવણ કરી અને એપ્રિલની ૧૨મી એ જર્મનીથી દારૂગોળો વહાણમાં ભરી આયર્લૅન્ડને કિનારે ઊતર્યો. વહાણ પકડાયું અને પોતે પણ પકડાયો, એની ઉપર રાજ્યના શત્રુ હોવાનો આરોપ મુકાયો અને ઑગસ્ટની ૩જી એ એને ફાંસીની સજા થઈ. — ભા. ક.

૨. ઉમરાવપદ છોડી સમાજવાદનો પ્રચાર કરનાર અંગ્રેજ અધ્યાપક અને સમર્થ લેખક. મહાયુદ્ધમાં યુદ્ધનીતિનો વિરોધ કરવા માટે એને સજા પણ થઈ હતી. — ભા. ક.

આ વિચારો અને મનોરથોએ મારા અંતરમાં ચાલતા સંગ્રામને વધારે ઉત્તેજિત કર્યો, અને કાયદાના મારા ધંધા વિષે અસંતોષ ઉત્પન્ન કર્યો. છતાં મેં ધંધો છોડ્યો નહિ, કારણ બીજું કશું કરવાનું હતું નહિ, પણ મને વધારે ને વધારે પ્રતીત થતું ગયું કે, વકીલાતનો ધંધો કરવો અને સાથે લોકસેવાનું કાર્ય કરવું — અને તે કાર્ય પણ મને મનગમતું, સત્તાની સામા થઈને કરવાનું, કાર્ય — એ બે વચ્ચે મેળ ખાય એમ ન હતું. એ સિદ્ધાંતનો પ્રશ્ન નહોતો પણ સમય અને શક્તિનો પ્રશ્ન હતો. કલકત્તાના સુપ્રસિદ્ધ વકીલ સર રાસવિહારી ઘોષને, ન જાણે શા કારણે, મારા તરફ મોહ થયો, અને તેમણે ધંધામાં સફળતા શી રીતે મેળવવી એ વિષે મને પુષ્કળ સારી સારી સલાહ આપી. ખાસ કરીને એમણે મને કોઈ પણ કાયદાનો વિષય પસંદ કરીને તે ઉપર પુસ્તક લખવાની સલાહ આપી, કારણ તેમની માન્યતા પ્રમાણે નવા વકીલને ઘડાવાનો એ જ સરસ રસ્તો હતો. એ લખવામા મને એમણે વિચારો વડે મદદ કરવાનું અને મારું લખાણ તપાસી જવાનુ વચન પણ આપ્યુ હતુ. પણ મને એક સફળ વકીલ બનાવવાના એમના આ શુભ અભિલાષ મિથ્યા હતા. કાયદાનાં પુસ્તકો લખવામાં સમય અને શક્તિનો ખર્ચ કરવા જેવું અપ્રિય કામ મારે માટે એકે ન હતું.

સર રાસવિહારી વૃદ્ધાવસ્થામાં બહુ ચિડિયા અને વાતવાતમાં ખિજાય એવા તથા પોતાના મદદનીશ નવા વકીલોને ત્રાસરૂપ બની ગયા હતા. પણ મને એ ગમતા અને એમની આ ત્રુટીઓ અને નબળાઈઓ પણ સાવ અનાકર્ષક ન હતી. મારા પિતા અને હું એક વાર સિમલામા એમના મહેમાન હતા. હું ધારું છું કે ૧૯૧૮માં મૉન્ટેગ્યુચેમ્સફર્ડ રિપોર્ટ બહાર પડ્યો તે અરસામાં એક રાત્રે એમણે કેટલાક મિત્રોને જમવા બોલાવ્યા. તેમાં વૃદ્ધ ખાપર્ડે પણ હતા. ભોજન પછી સર રાસવિહારી અને ખાપર્ડેની વચ્ચે જામી, વાક્પ્રહારોની ઝડી ચાલી રહી, કારણ સર રાસવિહારી રીઢા મધ્યમમાર્ગી હતા અને ખાપર્ડે તે કાળે અગ્રણ્ય તિલકાનુયાયી ગણાતા હતા, જો કે પાછળનાં વર્ષોમાં તો તે ગરીબ બકરી જેવા બની ગયા અને મધ્યમમાર્ગીઓને પણ વધારે પડતા મધ્યમમાર્ગી લાગે એવા બન્યા. થોડાં વર્ષ ઉપર વિદેહ થયેલા ગોખલેની

ટીકાથી ખાપર્ડેએ મંગળાચરણ કર્યું — 'બ્રિટિશ સરકારનો એ જાસૂસ હતો, લંડનમાં એણે મારા ઉપર જાસૂસીનું કામ કર્યું હતું.' સર રાસવિહારીને માટે આ માથાનો ઘા થઈ પડ્યો. એ ધગી ઊઠ્યા અને પોકાર કર્યો: 'ગોખલે એક ઉત્તમ પુરુષ હતા, મારા અનન્ય મિત્ર હતા; ખબરદાર એમની વિરુદ્ધ એક પણ શબ્દ ઉચ્ચાર્યો તો!' એટલે ખાપર્ડેએ શ્રીનિવાસ શાસ્ત્રી તરફ પોતાનાં વાગ્બાણ ફેરવ્યાં. સર રાસવિહારીને આ પણ ગમે એમ તો ન હતું, પણ એથી એ છેક પ્રથમના જેટલા ન ચિડાયા. ગોખલેના જેટલું માન એમને શાસ્ત્રીને માટે ન હતું એ સ્પષ્ટ હતું — બલકે એમણે એ પણ કહેલું કે જ્યાં સુધી ગોખલે જીવતા હતા ત્યાં સુધી તો તેમણે ભારતસેવક સમાજને આર્થિક મદદ કરી હતી, પણ તેમના મરણ પછી તેમણે એ મદદ બંધ કરી હતી. આ પછી ખાપર્ડેએ ઊલટો સૂર છેડ્યો, તિલકની સ્તુતિ કરવી શરૂ કરી: 'એ ખરેખર એક મહાન પુરુષ છે, અદ્‌ભુત પુરુષ છે, સાધુ છે.' એટલે સર રાસવિહારી તડૂક્યા: "સાધુ! રાખો તમારા સાધુ તમારી પાસે. સાધુઓને બાર ગાઉથી નમસ્કાર!"

૬

## હિમાલયમાં એક સાહસ

દિલ્હી શહેરમાં ૧૯૧૬માં વસંત પંચમીને દિવસે મારું લગ્ન થયું. એ સાલ ઉનાળાના કેટલાક મહિના અમે કાશ્મીરમાં ગાળ્યા. કુટુંબને શ્રીનગરની ખીણમાં છોડીને હું મારા એક પિત્રાઈની સાથે અને અઠવાડિયા સુધી પહાડોમાં રખડ્યો અને લદ્દાખને રસ્તે ચડ્યો.

તિબેટની સપાટી તરફ જતા જગતના ઊંચામાં ઊંચા પ્રદેશની એ સાંકડી અને નિર્જન ખીણોનો આ મારો પ્રથમ અનુભવ હતો. ઝોજીલા ઘાટીની ટોચેથી અમારી નીચે એક તરફ લીલીછમ પહાડોની બાજુઓ અને બીજી તરફ સાવ વેરાન નકરો ખડક દેખાતો હતો. એ સાંકડી ખીણમાં આગળ અને આગળ અમે કૂચ કરતા ગયા. અમારી બંને બાજુએ પહાડો ઊભા હતા, જેના શિખરો ઉપર હિમનો મુકુટ ચળકી રહ્યો હતો અને ઉપરથી નીચે હિમના નાના નાના પ્રપાતો અમારું સ્વાગત કરવાને જાણે અતિ મંદ ગતિએ ઊતરી રહ્યા હતા. પવન ઠંડો અને આકરો હતો પણ દિવસના સૂરજનો મધુરો તડકો રહેતો, અને હવા એટલી નિર્મળ હતી કે ઘણીવાર અમે એક સ્થાનથી બીજા સ્થાન વચ્ચેના અંતર વિષે છેતરાતા, અને દૂરનાં સ્થાનોને પાસે માનતા. એકાંત વધતું જતું હતું, વૃક્ષો અને વનસ્પતિ પણ અદૃશ્ય થયા હતા—માત્ર નકરો ખડક, હિમ અને બરફ અને ક્યાંક ક્યાંક બહુ આવકારલાયક પુષ્પો. અને છતાં આ જંગલી અને વેરાન પ્રકૃતિમંદિરોમાં હું કંઈક અજબ તૃપ્તિ અનુભવતો અને સ્ફૂર્તિથી અને આહ્લાદથી ઊભરાતો.

આ પ્રવાસ દરમ્યાન મને એક રોમાંચક અનુભવ થયો. ઝોજીલા ઘાટી છોડીને આગળ એક જગ્યાએ — એનું નામ હું ધારું છું કે માતાયાન હતું — અમને કહેવામાં આવ્યું કે અમરનાથની ગુફા અહીંથી માત્ર આઠ માઈલ છે. હા, એ ખરું કે અફાટ હિમસમૂહથી

ઢંકાયેલો એક જબરદસ્ત પહાડ ઓળંગવાનો પડ્યો હતો. પણ તેમાં શું? આઠ માઈલ તો કંઈ વિસાતમાં ન હતા. હોંશમાં ને હોંશમાં અને અનુભવ ન હોવાને લીધે અમે એ ઓળંગવાનો નિશ્ચય કર્યો. ૧૧,૫૦૦ ફીટની ઊંચાઈએ આવેલા અમારા પડાવથી અમે નીકળી પડ્યા અને એક નાનકડી ટુકડી લઈને પહાડ ચડવા માંડ્યો. ત્યાંનો એક ભરવાડ અમે ભોમિયા તરીકે સાથે લીધો હતો.

સૌ દોરડાની સાંકળેથી એકબીજાની સાથે સંકળાઈ અનેક હિમનદીઓ ઓળંગતા ચડતા ગયા, અને અમારી મુશ્કેલી વધતી ગઈ. શ્વાસ લેવો કંઈક મુશ્કેલ થઈ પડ્યો. અમારા મજૂરો બહુ ભારથી લદાયેલા નહોતા છતાં લોહીની ઊલટી કરવા લાગ્યા. હિમ પડવા લાગ્યો અને હિમનદીઓ ભયાનક લપસણી થઈ પડી; અમે થાકીને લોથ થઈ ગયા હતા અને એક એક ડગલું ભરતાં કંઠે પ્રાણ આવતા હતા. પણ જડસાની જેમ અમે ચડવું ચાલુ રાખ્યું. અમે અમારે પડાવેથી સવારે ચાર વાગ્યે નીકળ્યા હતા અને બાર કલાકના સતત ચડાણને અંતે જોઈએ છીએ તો અમારી સામે એક વિશાળ હિમસરોવર પડ્યું હતું. હિમાચ્છાદિત શિખરોથી વીંટળાયેલું આ ભવ્ય દશ્ય દેવોના મસ્તક ઉપર મુકુટ જેવું લાગતું હતું. પણ હિમ અને ધૂમસ પડતાં જતાં હતાં એટલે આ દશ્ય પણ અમારી નજર આગળથી અદશ્ય થઈ ગયું. અમે કેટલી ઊંચાઈએ હતા એ તો હું જાણતો નથી પણ, હું ધારું છું કે ૧૫૦૦૦ કે ૧૬૦૦૦ ફીટની ઊંચાઈ તો જરૂર હોવી જ જોઈએ, કારણ અમરનાથની ગુફાથી અમે બહુ ઊંચે હતા. હવે લગભગ અરધા માઈલનું આ હિમસરોવર ઓળંગી પેલે પાર આવેલી ગુફાએ પહોંચવાનું હતું. અમને લાગ્યું કે હવે ચડવાનું પૂરું થયું છે એટલે મોટી મુશ્કેલીઓ તો ઓળંગી ચૂક્યા, એટલે સાવ થાક્યા હતા છતાં પણ પ્રસન્ન ચિત્તે આ નવી મજલ શરૂ કરી. રસ્તામાં અનેક જગ્યાએ હિમનદીઓમાં મોટી ખોભણો આવતી હતી અને અનેક ઠેકાણે તાજો હિમ પડવાને લીધે આવી ખોભણો દેખાતી ન હતી. અજાણતાં પગ મુકાયો તો ગડડ ગપ ગયા. અને સાચે જ તેમ થયું. આ તાજા પડેલા હિમથી હું છેતરાયો અને મારું આવી

બન્યું. મેં પગ મૂકયો કે તરત જ બરફ ધસી પડ્યો અને હું એક ભયાનક અને પહોળી ખોભણમાં લપસ્યો. આ ખોભણ તો એક ભયનક ઊંડી ખાઈ હતી. અને એમાં જે ગયો તે યુગોના યુગો સુધી ત્યાં સુરક્ષિત રીતે દટાઈ રહેવા વિષે કશી જ શંકા નહોતી. પણ પેલા દોરડાએ મને પકડી રાખ્યો, ખોભણની એક બાજુએ હું વળગી રહ્યો અને મને ખેંચી કાઢવામાં આવ્યો. આથી અમારાં હોંશ ગગડી તો ગયા જ, છતાં અમે અમારી કૂચ ચાલુ રાખી. પણ, આ ખોભણોની સંખ્યા અને વિશાળતા વધતી જતી હતી. અને અમારી પાસે આમાંની કેટલીકને ઓળંગવાનાં સાધનસામગ્રી રહ્યાં ન હતાં, એટલે આખરે થાકીપાકી, સાવ નિરાશ થઈ અમે પાછા ફર્યાં, અને અમરનાથની ગુફાના દર્શન કરવાનાં રહ્યાં તે રહ્યાં.

કાશ્મીરના ઊંચા ગિરિવરો અને ખીણો ઉપર હું એટલો બધો મુગ્ધ હતો કે પાછા તરત ત્યાં જવાનો મેં નિશ્ચય કર્યો. અનેક પ્રવાસના ઘાટ ઘડ્યા. આમાંનો એક તો ટિબેટના અલૌકિક સરોવર માનસરોવરની અને પાસે જ આવેલા હિમાચ્છાદિત કૈલાસની યાત્રાનો વિચાર હતો. એ વિચારમાત્રે હું આનંદથી ઊભરાતો. એ વાતને તો અઢાર વર્ષ થયાં, છતાં આજે પણ કૈલાસ અને માનસરોવરથી હું એટલો ને એટલો જ દૂર છું. હું તો અનેક વાર કાશ્મીર જવાની ઘણીયે ઇચ્છા છતાં કદી પાછો કાશ્મીર જઈ શક્યો જ નથી. અને રોજ રોજ રાજકાજના અને લોક-સેવાના વમળમાં વધારે ને વધારે ગૂંચાતો ગયો છું. ગિરિવરો ચડીને અથવા દરિયા ઓળંગીને મારી પ્રવાસલાલસા તૃપ્ત કરવાને બદલે જેલયાત્રાથી મારે એ તૃપ્ત કરવી પડી છે. અને ત્યાં, એવા પ્રવાસોના ઘાટ હું ઘડ્યા જ કરું છું. એ આનંદ જેલમાં પણ કોણ લઈ લઈ શકે એમ છે? અને જેલમાં બીજું કરવાનું પણ શું હોય? એટલે હજી હું એ દિવસનાં સ્વપ્નાં જોઉં છું કે જ્યારે હિમાલયમાં રખડતો રખડતો માનસરોવર અને કૈલાસનાં દર્શનના મારા મનોરથ હું પૂરા કરી શકીશ. દરમ્યાન જીવનની પળો ઝપાટાબંધ વહી જાય છે, યુવાવસ્થામાંથી આધેડ અવસ્થામાં પ્રવેશ થાય છે, અને એ પછી વધારે બૂરી અવસ્થા

આવી રહેશે એટલે ઘણીકવાર મને થાય છે કે કૈલાસ અને માનસરોવર જોવા પહેલાં તો હું વૃદ્ધાવસ્થાથી સાવ અપંગ થઈ ગયો હઈશ. પણ ગમ્યસ્થાન ભલેને દેખાતું ન હોય તો પણ તે પ્રતિ પ્રવાસ કદી એળે જતો નથી.

હજુય મનની મહીં રમી રહેલ એ પર્વતો
દિસે બહુ ડરામણા રુધિરરંગ સંધ્યાતણે;
તથાપિ દિલમાં વસ્યો ચિર અદમ્ય ઉત્સાહ હો
સદૈવ તલસી રહ્યો ગિરિહિમોતણી શાંતિને. *

* પંડિતજીએ ટાંકેલી વૉલ્ટર ડલામેરની પંક્તિઓ ઉપરથી. —ભા. દ.

## ૭

# ગાંધીજીનું આગમન : સત્યાગ્રહ અને અમૃતસર

મહાયુદ્ધને અંતે હિંદુસ્તાનમાં એક પ્રકારનો દબાયેલો ખળભળાટ વ્યાપી રહ્યો હતો. કારખાનાંઓ ઠેરઠેર ઊભાં થયાં હતાં, અને ધનિકવર્ગના ધન અને સત્તા વધી ગયા હતા. આ ખોબા જેટલા માણસો આટલી સંપત્તિથી ધરાયા ન હતા, તેઓ પોતે બચાવેલા નાણાં રોકવાને માટે વધારે સત્તા અને સાધનને માટે ઝંખતા હતા, પણ આમવર્ગને તો આવો કશો લાભ થયો જ નહોતો, એટલે તેઓ પોતાના ઉપર પડતા કરના બોજા હળવા થવાની આશા રાખતા હતા. મધ્યમવર્ગ સર્વત્ર મોટા રાજકીય ફેરફારની આશા રાખતો હતો કે જેથી ઠીકઠીક પ્રમાણમાં સ્વરાજ મળે અને પ્રગતિના અનેક નવા દ્વારો ખૂલવાથી તેમની સ્થિતિ સુધરે. શાંત અને ભલેને સંપૂર્ણ રીતે રાજમાન્ય એવી રાજકીય ચળવળ વધારેને વધારે જોર પકડતી જતી હતી, અને લોકો આત્મનિર્ણય અને સ્વરાજની બહુ વિશ્વાસ-પૂર્વક વાતો કરતા હતા. આમાંની કેટલીક અશાંતિ આમ-વર્ગમાં, ખાસ કરીને ખેડૂતોમાં પણ દેખાતી હતી. પંજાબના ગામડાઓમાં રંગરૂટ ભરતીની બળજોરીની રીતો લોકો હજી પણ દુઃખથી યાદ કરતા હતા, અને *'કોમાગાટા મારૂના'ના ઉતારુઓને

---

* 'કોમાગાટા મારૂ'નો પ્રસંગ ટૂંકામાં આ પ્રમાણે છે. કેનેડામાં એક કાયદો થયો જેથી કેનેડા સુધીની એક જ સ્ટીમરમાં સળંગ મુસાફરી કરનાર સિવાય બીજા કોઈને કેનેડામાં ન ઊતરવા દેવા એમ ઠરાવવામાં આવ્યું. કેનેડાની હિંદુસ્તાનથી સીધી એકે સ્ટીમર નથી. કેનેડામાં અનેક શીખો જઈને વસેલા છે. આ કાયદાનો અર્થ એ થયો કે કેનેડામાં વસતા પણ અહીં થોડા સમય માટે આવેલા કોઈ પણ શીખ પાછા કેનેડા જઈ ન શકે, કે કેનેડામાં વસતા, કોઈ શીખ પોતાના કુટુંબને હિંદુસ્તાનથી કેનેડા લઈ ન જઈ શકે. આ પડકાર ઝીલી લેવાને માટે ૧૯૧૫ માં બાબા ગુરુદત્તસિંહે 'કોમાગાટા મારૂ' નામની એક ઠેઠ કેનેડા જનારી સ્ટીમર ભાડે કરી, અને

અને બીજાઓને કાવતરાંના મુકદ્દમા ચલાવી જે ભયાનક રીતે દબાવી દેવામાં આવ્યા હતા તેથી સર્વત્ર રોષ ફેલાયો હતો. દૂરનાં રણ-ક્ષેત્રોમાં લડાઈ લડીને પાછા ફરેલા સિપાહીઓ અગાઉની જેમ હુકમ ઉઠાવનારા ગુલામ રહ્યા નહોતા. તેમના મનનો વિકાસ થયો હતો અને તેમનામાં અસંતોષ પેદા થયો હતો.

મુસલમાનો સરકારના ટર્કીની સાથેના વર્તન વિષે અને ખિલાફતના અન્યાય વિષે ચિડાયા હતા અને તેની વિરુદ્ધ ચળવળ ઊભી થઈ રહી હતી. ટર્કીની સાથેની સુલેહના ઉપર હજી સહી થઈ નહોતી, પણ બધાં ચિહ્ન ભયાનક લાગતાં હતાં, એટલે ચળવળ પણ ચલાવતા હતા અને કાંઈક આશા પણ સેવતા હતા.

આખા દેશમાં લોકો અનેક આશા સેવતા કાંઈક શુભની રાહ જોતા બેઠા હતા, છતાં અશુભની શંકા અને ચિંતા પણ આ આશામાં ભળેલી હતી. એ શંકા અને ચિંતા સાચી પડી. રૉલેટ બીલો[1] આવ્યાં, તેમાં અપરાધીને પકડવાને અને તેની ઉપર મુકદ્દમો ચલાવવાને માટે એવી કલમો દાખલ કરવામાં આવી હતી કે જેથી અન્યાય અટકાવવાને માટે કાયદામાં જે અંકુશો અને શરતો રાખવામાં આવે છે તે બધી નાબૂદ થઈ હતી. સમસ્ત દેશમાં આની સામે રોષ ભભૂકી ઊઠ્યો મધ્યમમાર્ગીઓ પણ આમાં ભળ્યા અને એ કાળા કાયદાની સામે વિરોધ કરવામાં પોતાનું પૂરેપૂરું બળ અજમાવ્યું. બલકે એમ કહી શકાય કે દરેક પક્ષના હિંદીઓએ આ વિરોધમાં ભાગ લીધો. છતાં બીલો[2].

---

૧૦૦ શીખોને લઈને ત્યાં ગયા. એમને ઊતરવા દેવામાં ન આવ્યા. પાછા આવતાં કલકત્તાના બજબજ સ્ટેશને ઊતરી સીધા પંજાબ જવાનો એમને હુકમ થયો. આ હુકમના અનાદરમાંથી બળવો થયો, ગોળીબાર થયા, અનેક મર્યાં, અનેકના ઉપર રાજદ્રોહ અને કાવતરાના કેસ ચાલ્યા. બાબા ગુરુદત્તસિંહ ત્યાંથી ભાગ્યા અને ગુપ્ત વેશે ફર્યા, સન ૧૯૨૧ સુધી એ રખડ્યા, પછી ગાંધીજીને મળતાં તેમની સલાહથી સ્વેચ્છાએ સરકારને શરણે થયા. ૧૯૨૨માં એ લાહોર જેલમાંથી છૂટ્યા. —ભા. ક.

૧. રૉલેટ બીલો માટે જુઓ મહાસભાનો ઇતિહાસ પ્રકરણ ૫—ભા. ક.

૨. એક બીલ ખેંચી લેવામાં આવ્યું, અને બીજું બીલ પસાર થઈ તેનો કાયદો થયેલો. —ભા. ક.

બળજબરીથી પસાર થઈ કાયદો બન્યાં, માત્ર તેની મર્યાદા ત્રણ વર્ષની રાખવા પૂરતી ભલમનસાઈ બતાવવામાં આવી.

પંદર વર્ષ પછી એ બીલો અને તેનાથી મચેલો ખળભળાટ અવલોકતાં ઘણું શીખવાનું મળે એમ છે. બીલનો કાયદો તો બન્યો, છતાં મારા જાણવા પ્રમાણે એની ત્રણ વર્ષની મર્યાદામાં તેનો એકવાર પણ ઉપયોગ થયો નહોતો. અને છતાં આ ત્રણ વર્ષો એ શાંતિનાં વર્ષો નહોતાં, પણ ૧૮૫૭ના બળવા પછી હિંદુસ્તાને કદી ન અનુભવેલાં એવાં અશાંત વર્ષ હતાં. સમસ્ત દેશવ્યાપી વિરોધ છતાં બ્રિટિશ સરકારે કાયદો કર્યો, પણ તે કાયદાનો અમલ કદીય ન કર્યો, અને આમ નાહકનું મોઢું વાવાઝોડું વહોર્યું — જાણે કાયદાનો હેતુ જ આ ખળભળાટ મચાવવાનો હોય ને.

બીજી એક વસ્તુ જોવા જેવી છે. આજે પંદર વર્ષ પછી આપણા કાયદાને ચોપડે એવા કાયદાઓ પડ્યા છે કે જે રોલેટ બીલના કરતાં અતિશય ભૂંડા હોવા છતાં જેનો અમલ રોજ રોજ થઈ રહ્યો છે. આ કાયદા અને ઑર્ડિનન્સ જેની રૂએ આપણે બ્રિટિશસત્તાનાં વરદાનો ભોગવી રહ્યા છીએ તેની સરખામણીમાં રોલેટ બીલો તો સ્વતંત્રતાના પટ્ટામાં ખપી જઈ શકે. આટલો ભેદ છે ખરો; ૧૯૧૯ પછી મૉન્ટેગ્યુચેમ્સફર્ડ યોજનાના નામથી કહેવાતા સ્વરાજ્યનો એક મોટો હપ્તો આપણને મળ્યો છે અને હવે આપણને કહેવામાં આવે છે કે હજુ એક મોટો હપ્તો આપણને મળવાની તૈયારી થઈ રહી છે. આ આપણી પ્રગતિ!

સને ૧૯૧૯ના આરંભમાં ગાંધીજી એક ભયાનક માંદગીમાંથી ઊઠ્યા હતા. આ માંદગીને બિછાનેથી જ જાણે તેમણે વાઈસરૉયને વીનવ્યા હતા કે ભલા થઈને રોલેટ બીલને મંજૂરી ન આપો. જેમ બીજી વિનવણીઓ ગણકારવામાં ન આવી તેમ જ આનું પણ થયું, એટલે લગભગ પોતાની ઇચ્છાની વિરુદ્ધ ગાંધીજીને પોતાની પહેલી દેશવ્યાપી પ્રવૃત્તિની આગેવાની લેવી પડી. તેમણે સત્યાગ્રહસભા સ્થાપી. સભાના સભ્યોએ પ્રતિજ્ઞા લીધી કે રોલેટ કાયદો જો તેમને લાગુ પાડવામાં આવે તો તેનો

બંધુતાની દરકાર કર્યા વિના વખતોવખત બીજા જે વાંધાભરેલા કાયદાઓનાં નામ જૂરી ઇચ્છા થતી આવે તેનો પણ ભંગ કરવો. એટલે કે, તેમણે જેલ જ દરમ્યાન અને ઇરાદાપૂર્વક વહોરી લેવાની હતી.

મુકે મોટી સ્ આ યોજના વિષે મેં જ્યારે પહેલવહેલું છાપામાં વાંચી ત્યારે મને ભારે નિરાંત વળી. મને લાગ્યું કે હવે અમારી મૂંઝાંઓમાંથી નીકળવાનો માર્ગ મળ્યો છે, અને તે પણ સીધા અને ખુલ્લા સ્પષ્ટ કાર્યનો, કે જે સફળ થવાનો પણ કંઇક સંભવ હતો. મારા ઉત્સાહનો પાર ન રહ્યો. અને સત્યાગ્રહ-સભામાં તરત જ જોડાવાને હું આતુર થયો. કાયદા તોડવા, જેલ જવું વગેરે વગેરે પરિણામોનો તો મેં ભાગ્યે જ કશો વિચાર કર્યો હતો, અને વિચાર કર્યો હતો તો તેની કશી પરવા કરી નહોતી. પણ એકાએક મારો ઉત્સાહ શમી ગયો અને મેં જોયું કે સત્યાગ્રહ કરવો એ ખાવાના ખેલ નથી. મારા પિતા તો આ નવી કલ્પનાની બહુ જ વિરુદ્ધ હતા. કોઈ નવી કલ્પના આવી કે તેથી તણાઈ જવું એ એમના સ્વભાવમાં નહોતું; પરિણામનો પુખ્ત વિચાર કર્યા વિના તેઓ એક પગલું ભરે એવા નહોતા. અને સત્યાગ્રહસભા અને તેના કાર્યક્રમનો તેઓ જેમ જેમ વધારે વિચાર કરતા ગયા તેમ તેમ તેમનો અણગમો વધ્યો. સંખ્યાબંધ માણસો જેલમાં જાય તેથી શું? સરકારની ઉપર તેમના જેલ જવાથી મોટું શું દબાણ પડવાનું હતું? પણ આ દલીલો ઉપરાંત તેમને હરાવી નાંખનાર તેમના પોતાનો અંગત પ્રશ્ન હતો. હું જેલમાં જાઉં એ જ એમને માટે અકલ્પ્ય હતું. જેલમાં જવાની તે વેળા શરૂઆત થઈ નહોતી અને એ કલ્પના જ તે કાળે ચીતરી ચડાવે એવી લાગતી. પિતાને પોતાનાં બાળકો પ્રત્યે અસાધારણ આસક્તિ હતી. તેમનો પ્રેમ બહાર ઊભરાયા ન દેતા, પણ એ મર્યાદાની અંદર અગાધ પ્રેમ ભરેલો હતો.

ઘણા દિવસ સુધી આ ધર્મસંકટ ચાલ્યું અને અમને બન્નેને લાગ્યું કે સત્યાગ્રહ કરવામાં જીવનનું સંપૂર્ણ પરિવર્તન સુધ્ધાં બીજાં અનેક પરિણામો આવશે, એટલે અમે બન્નેએ એક-બીજાની લાગણીનો જેટલો ખ્યાલ રાખી શકાય તેટલો રાખવાનો પ્રયત્ન કર્યો. એમનું દુઃખ હું સ્પષ્ટ જોઈ શકતો હતો અને વે

પિતાના આમંત્રણથી ગાંધીજી અલ્લાહાબાદ આવ્યા અને તેમની અને પિતાની વચ્ચે અનેક વાતો થઈ, પણ તે દરમ્યાન હું હાજર ન હતો. પરિણામે ગાંધીજીએ મને સલાહ આપી કે મારે એકે ઉતાવળું પગલું લેવું નહિ અથવા પિતાને આઘાત પહોંચે એવું કશું કરવું નહિ. આ સલાહ મને સારી તો ન લાગી, પણ હિંદુસ્તાનમાં બીજી કેટલીક ઘટનાઓ એવી બની કે આખી સ્થિતિ પલટાઈ ગઈ, અને સત્યાગ્રહસભાને પોતાની પ્રવૃત્તિ બંધ કરવી પડી.

(૬ઠ્ઠી એપ્રિલનો) સત્યાગ્રહ દિન — સમસ્ત ભારતમાં પૂરેપૂરી હડતાલ — દિલ્લી અને અમૃતસરમાં પોલીસ અને લશ્કરના ગોળીબાર અને અનેકનાં મરણ — અમૃતસર અને અમદાવાદમાં તોફાની ટોળાંઓનાં રમખાણો — જલિયાંવાલા બાગની કતલ — પંજાબમાં માર્શલ લૉ (લશ્કરી કાયદા) નો ભારે અપમાનભરેલો ભીષણ ઇતિહાસ. પંજાબની આસપાસ જાણે કવેરેન્ટીનની વાડ નંખાઈ, બાકીના હિંદુસ્તાનથી એ પ્રાંત અલગ કરવામાં આવ્યો; જાણે એના ઉપર એક ભારે અંધારપિછોડો નાંખવામાં આવ્યો હતો કે જેથી બહારનું કોઈ ત્યાંની સ્થિતિ જોઈ ન શકે. કશા ખબર ત્યાંથી આવતા નહોતા, કોઈને ત્યાં જવાની છૂટ ન હતી, કે કોઈને ત્યાંથી આવવાની છૂટ ન હતી.

એ નરકમાંથી સટકી આવનારા રડ્યાખડ્યા માણસો એટલા તો ભયભીત હતા કે સાચી હકીકત આપવાના તેમનામાં હોશકોશ રહ્યા નહોતા. લાચારીથી અને અશક્તિથી અમે બહાર બેઠા બેઠા મહાપરાણે આવતી છૂટીછવાઈ ખબરની રાહ જોતા અને અંતરમાં સમસમી રહેતા. અમારામાંના કેટલાયને લશ્કરી

કાયદાની દરકાર કર્યા વિના પંજાબના દાવાનળમાં છડેચોક ધસવાની ઇચ્છા થતી હતી. પણ એ ઇચ્છા અમે પાર ન પાડી શક્યા. દરમ્યાન મહાસભા તરફથી તપાસ અને પીડિતોની મદદને માટે એક મોટી સંસ્થા બનાવવામાં આવી.

લશ્કરી કાયદો મુખ્ય મુખ્ય ભાગોમાંથી ખેંચી લેવામાં આવ્યો અને બહારનાઓને માટે બારણાં ખુલ્લાં થયાં કે તરત જ અગ્રગણ્ય મહાસભાવાદીઓ અને બીજા મદદના અને તપાસના કામમાં સેવા આપવાને માટે પંજાબમાં ઊતરી પડ્યા. મદદનું કામ મુખ્યત્વે પંડિત મદનમોહન માલવીય અને સ્વામી શ્રદ્ધાનંદની દેખરેખ નીચે હતું. તપાસનું * કામ મુખ્યત્વે મારા પિતા અને ચિત્તરંજન દાસની દેખરેખ તળે ચાલતું હતું. ગાંધીજી આમાં પુષ્કળ રસ લેતા અને સૌ એમની સલાહ લેતા. દેશબંધુ દાસે અમૃતસર વિભાગનો કબજો લીધો હતો અને મને તેમની સાથે જઈ તેમને જે જોઈએ તે મદદ આપવાની આજ્ઞા થઈ હતી. એમની સાથે અને એમના હાથ નીચે કામ કરવાનો આ મારે પ્રથમ જ પ્રસંગ હતો. મને આ અનુભવ મહા મૂલ્યવાન લાગ્યો અને એમને માટેનું મારું માન વધ્યું. જલિયાંવાલા બાગ વિષેનો ઘણોખરો પુરાવો તેમજ પેલી ક્રમબખ્ત ગલી, જેમાંથી મનુષ્યોને પેટે ચલાવવામાં આવ્યા હતા, તે વિષેનો જે પુરાવો પાછળથી મહાસભાના તપાસના રિપોર્ટમાં પ્રસિદ્ધ થયો છે તે બધો અમારી સમક્ષ લેવામાં આવ્યો હતો. આ 'બાગ'માં અમે અનેકવાર જઈ આવ્યા હતા અને તેનો ખૂણેખૂણો ઝીણવટથી તપાસ્યો હતો.

---

* સરકારે નીમેલી હંટર કમિટીનો કેમ ત્યાગ કરવામાં આવ્યો એને માટે મહાસભાનો ઇતિહાસ જુઓ. પછી મહાસભાએ પોતાની તપાસકમિટી નીમી. કમિટીના સભ્યોમાં ગાંધીજી, મોતીલાલજી, ચિત્તરંજન દાસ, અબ્બાસ સાહેબ તૈયબજી, ફઝલુલ હક્ક, અને સંતાનમ હતા. પંડિત મોતીલાલજી.ન અમૃતસર મહાસભાના પ્રમુખ ચૂંટાયા એટલે તેમને બદલે કમિ મને તો શ્રી. જયકરે સ્થાન લીધું. કમિટીનો આખો રિપોર્ટ ઘડવાનું શ્રી ગેરહાજરી કરેલું. આ રિપોર્ટ ઉપર સહી લેતી વેળા સૌની પાસેથી ગાં કેલીઓમાં આવી લેવરાવેલી કે પંજાબને અંગે સૌએ જેટલું લડવું પડે અને સ જોકે ૧૯૨૦ તેટલું કરવાને તૈયાર થવું જોઈએ. — ભા. ક.

અને ૧૯૨૧ માં થોડા દિવસો એના ઊજળા ગયા છતાં અમે જેલમાં ગયા કે તુરત જ એ પડી ભાંગવા લાગ્યું અને ૧૯૨૩ના આરંભમાં એ ખતમ થયું. વર્તમાનપત્રની માલિકીનો આ અનુભવ મારે માટે ભયાનક હતો, અને ત્યાર પછી કોઈ પણ વર્તમાનપત્રના ડિરેક્ટર થવાની જવાબદારી લેવાની મેં ના જ પાડી છે. જેલમાં જવાને લીધે અને જેલ બહારનાં મારાં કામોને લીધે પણ આવી જવાબદારી લેવાપણું મારે રહ્યું નથી.

૧૯૧૯ના નાતાલમાં મારા પિતા અમૃતસર મહાસભાના પ્રમુખ થયા. એમણે મધ્યમમાર્ગી નેતાઓને ઉદ્દેશીને હૃદય હલમલાવનારી એક અપીલ બહાર પાડી અને લશ્કરી કાયદાના ભીષણ કાંડથી ઉત્પન્ન થયેલી નવી પરિસ્થિતિને કારણે મહાસભામાં જોડાવાને તેમને વીનવ્યા. "પંજાબનું લોહી ટપકતું હૃદય તમને પોકારી રહ્યું છે!"—આ એમના શબ્દો હતા. એ પોકારનો તેઓ જવાબ ન દે? પણ તેમણે માગેલો જવાબ ન આપ્યો, અને મહાસભામાં જોડાવાની ના પાડી. તેમની નજર મૉન્ટેગ્યુચેમ્સફર્ડ ભલામણોને પરિણામે આવનારા નવા સુધારા ઉપર ચોંટેલી હતી. આ ઇનકારથી પિતાને દુઃખ લાગ્યું, અને તેમની અને મધ્યમ-માર્ગીઓની વચ્ચેનું અંતર વધી ગયું.

અમૃતસર મહાસભા એ પહેલવહેલી ગાંધી મહાસભા કહેવાય. લોકમાન્ય તિલક પણ હાજર હતા અને વિચારણામાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો, પણ એ વિષે શંકા નહોતી કે પ્રતિનિધિઓનો મોટો ભાગ અને એના કરતાં બહારનાં ટોળેટોળાં માર્ગદર્શનની આશા ગાંધીજી પાસેથી જ રાખતાં હતાં. હિંદનું રાજકીય વાતાવરણ 'મહાત્મા ગાંધી કી જય'ના પોકારોથી ગાજવા લાગ્યું. અલીભાઈઓ નજરકેદમાંથી તાજા જ છૂટીને આવી મહાસભામાં જોડાયા, અને રાષ્ટ્રીય પ્રવૃત્તિ નવું સ્વરૂપ અને નવી દિશા મેળવવા લાગી.

મૌલાના મહમદઅલી તુરત જ એક ખિલાફત ડેપ્યુટેશન લઈને વિલાયત ગયા. હિંદુસ્તાનમાં ખિલાફત કમિટી વધારે ને વધારે ગાંધીજીની અસર તળે આવવા લાગી અને તેમના અહિંસક અસહકારના વિચારો સાથે મેળ કરવા લાગી. ખિલાફત

વાઇસરૉયનો જવાબ ખૂબ જાણવા જેવો હતો. તેમણે નવા ફકરા દાખલ કરવાની ના પાડી અને જણાવ્યું કે, પહેલો ખરડો તેમના અભિપ્રાય પ્રમાણે સાવ બરાબર હતો. ગાંધીજીને લાગ્યું કે આ પત્રવ્યવહારથી તેમની પોતાની અને ખિલાફત કમિટીની સ્થિતિ તો સ્પષ્ટ થાય જ છે એટલે તેઓ છેવટે ડેપ્યુટેશનમાં તો જોડાયા.

સરકાર ખિલાફત કમિટીની માગણી નહિ સ્વીકારે અને પરિણામે લડત લડી લેવી પડશે એ તો સ્પષ્ટ જ હતું. મૌલવીઓ ને ઉલેમાની સાથે લાંબી વાતો થઈ અને અહિંસક અસહકાર, ખાસ કરીને અહિંસા, વિષે સારી પેઠે ચર્ચા કરવામાં આવી. ગાંધીજીએ તેમને સ્પષ્ટ રીતે કહ્યું: 'મને તમે ચાહો તે હુકમ કરી શકો છો, માત્ર શરત એટલી કે અહિંસાને તેના સંપૂર્ણ અર્થમાં તમારે સ્વીકારવી, એમાં કશી બાંધછોડ કે ઢીલાપણું કે મનમાં અમુક વસ્તુ સંઘરી રાખવાપણું ન ચાલે.' આ વિચાર સમજવો મૌલવીઓને માટે સહેલો તો નહોતો જ, પણ તેઓ કબૂલ થયા અને તેમ કરતાં એટલું સ્પષ્ટ કર્યું કે, 'અહિંસા અમે ધર્મ તરીકે નહિ પણ તાત્કાલિક નીતિ તરીકે સ્વીકારીએ છીએ, કારણ કે અમારા મજહબમાં ધર્મની લડત માટે હિંસા વાપરવાની મનાઈ નથી.' ૧૯૨૦ની એ સાલમાં રાજકીય લડત અને ખિલાફતની લડત સાથે સાથે ઘડાતી ગઈ અને આખરે બંને ભળી ગઈ, કારણ મહાસભામાં બંને અન્યાયો અહિંસક અસહકાર કરીને દૂર કરાવવાનો ઉદ્દેશ સ્વીકારવામાં આવ્યો. ખિલાફત કમિટીએ આ કાર્યક્રમ પ્રથમ સ્વીકાર્યો અને ઑગસ્ટ પહેલીએ લડતનો આરંભ કરવાનો નિશ્ચય થયો.

વરસના આરંભમાં મુસલમાનોની (હું ધારું છું કે મુસ્લિમ લીગની કાઉન્સિલની) એક સભા આ કાર્યક્રમ વિચારવાને માટે અલ્લાહાબાદમાં થઈ હતી. સભા સૈયદ રઝાઅલીના ઘરમાં થઈ હતી. મૌલાના મહમદઅલી તો એ વખતે યુરોપમાં હતા, પણ મૌલાના શૌકતઅલી હાજર હતા. એ સભા મને હજી યાદ છે, કારણ તેથી હું સાવ નિરાશ થયો હતો. શૌકતઅલી તો ઉત્સાહથી ઊભરાતા હતા, પણ બીજા બધા તો અતિશય દુઃખી હતા અને અકળાઈ રહ્યા હતા. ગાંધીજીથી જુદા પડવાની તેમનામાં હિંમત

નહોતી અને છતાં કશું અવિચાર્યું કરવાનો તેમનો ઇરાદો નહોતો. મારા મનમાં સહેજે થયેલું: 'બળવાની આગેવાની કરનારા, અને બ્રિટિશ સામ્રાજ્યને પડકાર કરનારા આવાં હોતા હશે!' ગાંધીજીએ તેમની આગળ ભાષણ આપ્યું અને તેમને સાંભળ્યા પછી તેઓ ઊલટા વધારે ગભરાયેલા લાગ્યા. ગાંધીજીનું ભાષણ સરસ હતું. એમની ઉત્તમ આજ્ઞાકારી શૈલીમાં હતું. તેમાં નમ્રતા હતી પણ સાથે સાથે હીરાના જેવી કઠણ સ્પષ્ટતા પણ હતી. તેમાં વિનોદ અને શાંતિ હતાં, પણ દૃઢતાની કચાશ નહોતી અને શબ્દેશબ્દ હૃદયમાંથી નીકળતો હતો. તેમની આંખમાં સૌમ્ય શાંતિ હતી છતાં તેમાંથી શક્તિ અને નિશ્ચયથી ધગધગતા અંગારા ઝરતા હતા. તેમણે કહેલું: 'આ લડત કંઈ જેવીતેવી નથી, મહાબળિયા શત્રુની સાથે બાથ ભીડવાની છે. એ લડવાની તમારી તૈયારી જ હોય તો તમારામાં સર્વસ્વની કુરબાની કરવાની પણ તૈયારી હોવી જોઈએ, અને અહિંસા અને શિસ્તના કડકમાં કડક નિયમો તમારે પાળવા પડશે. લડાઈ ચાલે છે ત્યારે લશ્કરી કાયદો જાહેર થાય છે; આપણી અહિંસક લડાઈમાં પણ જો આપણે જીતવું હોય તો આપણે લશ્કરી કાયદો જાહેર કરવો પડશે અને કોઈને સરદાર નીમવો પડશે. તમારી ઇચ્છા હોય ત્યારે મને તમે લાત મારીને કાઢી મૂકી શકો છો, મારું માથું ભાંગી શકો છો અથવા તો તમે મને ચાહો તે સજા કરી શકો છો. પણ જ્યાં સુધી તમે મને તમારા સરદાર તરીકે સ્વીકારો છો ત્યાં સુધી તમારે મારી શરતો પણ સ્વીકારવી પડશે, મારી સરદારી પણ સ્વીકારવી પડશે અને લશ્કરી કાયદાની તાલીમ પણ સ્વીકારવી પડશે. પણ હમેશાં એટલું યાદ રાખજો કે તમારી સારમાણસાઈ હશે, તમારી ઇચ્છા હશે ને તમારો સહકાર હશે ત્યાં સુધી જ એ સરદારી ચાલશે. *જે ઘડીએ મારાથી કંટાળો તે જ ઘડીએ મને* ધક્કો દેજો, લાત મારજો, હું ફરિયાદ નહિ કરું.'

આવું કાંઈક તેઓ બોલ્યા અને આ લશ્કરી ભાષામાં મુકાયેલી દલીલોથી અને એમની અડગ સચ્ચાઈથી સાંભળનારાને તો અરેરાટી જ છૂટી. પણ ઢીલાપોચાઓને ટટાર રાખનાર ચૌકતઅલી ત્યાં હાજર હતા, એટલે જ્યારે મત આપવાનો વખત

આવ્યો ત્યારે મોટા ભાગે મૂંગે મોઢે અને શરમ વિના લડાઈની તરફેણમાં હાથ ઊંચા કર્યા !

સભામાંથી ઘેર પાછા ફરતાં મેં ગાંધીજીને પૂછ્યું: 'જબરદસ્ત લડત તે આવી રીતે શરૂ થતી હશે કે? મેં તો ત્યાં ઉત્સાહ જોવાની આશા રાખી હતી, જોરદાર ભાષા અને ચમકતી આંખો જોવાની આશા રાખી હતી, એને બદલે ત્યાં તો ભેગાં થયાં હતાં કેવળ ડરપોક ઢીલાપોચાં ઘોળાં દાઢાંઓ.' અને છતાં લોકમતનું બળ એટલું બધું હતું કે આ લોકોએ લડતના પક્ષમાં મત આપ્યા. એટલું ખરું કે મુસ્લિમ લીગના આ સભ્યોમાંના ગણ્યાગાંઠ્યા જ છેવટે લડતમાં જોડાયા હતા. ઘણાને તો સરકારી નોકરીમાં સલામત જગ્યા મળી ગઈ. તે વેળા કે તે પછી મુસ્લિમ લીગ મુસલમાન લોકોના મોટા ભાગની પ્રતિનિધિ તો નહોતી જ. એના કરતાં વધારે શક્તિવાન અને વધારે પ્રતિનિધિત્વવાળી સંસ્થા તે ૧૯૨૦માં સ્થપાયેલી ખિલાફત કમિટી હતી આ કમિટીએ ઉત્સાહથી લડત ઉપાડી લીધી

અસહકારનું મંગળાચરણ કરવાની તારીખ ગાંધીજીએ પહેલી ઑગસ્ટ રાખી હતી, જોકે મહાસભાએ તો અસહકાર હજી સુધી નહોતો સ્વીકાર્યો કે નહોતો તે ઉપર વિચાર કર્યો. તે જ દિવસે લોકમાન્ય તિલકનું મુંબઈમાં મૃત્યુ થયું. તે જ દિવસે સવારે સિંધમાં પ્રવાસ કરીને ગાંધીજી મુંબઈ પહોંચ્યા હતા.* હું તેમની સાથે હતો, અને સવારે લોકમાન્યની શવયાત્રા નીકળી ત્યારે જે મહાન નેતા પ્રજાના આટલા બધા માનીતા થઈ પડ્યા હતા તેમને ભક્તિની અંતિમ અંજલિ અર્પણ કરવાને માટે નીકળી પડેલા મુંબઈના લાખો શહેરીઓમાં અમે પણ ભળ્યા.

* આમાં કાંઈક સ્મૃતિદોષ છે. ગાંધીજી તિલક મહારાજના અવસાન પહેલાંથી તે અવસાન પર્યન્ત ઠીક ઠીક દિવસ મુંબઈમાં હતા.

—ભા. ક.

## ૮

# મસૂરી છોડવાનો હુકમ

મારાં રાજકાજ મારા વર્ગનાં એટલે કે, 'બુર્ઝવાઝી' (એટલે મધ્યમ)વર્ગનાં હતાં. ખરું જોતાં તે વેળા, બધું વાણીનું રાજકાજ મધ્યમવર્ગનું જ હતું, અને ઘણે અંશે આજે પણ છે, અને મધ્યમમાર્ગી અને અંતિમમાર્ગી બને પક્ષ તેના પ્રતિનિધિ હતા, અને જુદે જુદે અવાજે તેનું જ હિત સાધવા ઇચ્છતા હતા. મધ્યમમાર્ગીઓ ખાસ કરીને બ્રિટિશ રાજમાં આબાદ થનાર ઉપલા મધ્યમવર્ગના પ્રતિનિધિ હતા, અને તેમની હાલની સ્થિતિ અને હિત જેથી જોખમમાં આવે એવા કોઈ અચાનક ફેરફાર ચાહતા ન હતા. તેમનો બ્રિટિશ સરકાર સાથે અને મોટા જમીનદાર વર્ગ સાથે ગાઢ સંબંધ હતો. અંતિમમાર્ગીઓ મધ્યમવર્ગના ઉપલા ભાગને તેમજ નીચલા ભાગને માટે પણ બોલતા હતાં. કારખાનાંઓમાં કામ કરનાર મજૂરવર્ગ, જેની સંખ્યા લડાઈથી વધી ગઈ હતી, તેમનાં વ્યવસ્થિત મંડળો માત્ર કોક કોક સ્થાને જ થયાં હતાં અને તેમનો કિંચિતમાત્ર પ્રભાવ હતો. ખેડૂતવર્ગ તો એક આંધળો, ગરીબીમાં ડૂબેલો, રોગદુઃખપીડિત વર્ગ હતો. એવી જ સ્થિતિમાં રહેવાને તેઓ સર્જાયલા છે એમ તેઓ માનતા અને તેમની સાથે સંબંધમાં આવનાર સૌ — સરકાર, જમીનદાર, નાણાં ધીરનાર, નાના અમલદાર, સિપાઈસિફરાં, વકીલો અને પુરોહિતો સૌ કોઈ — તેમને ચગદતા અને ચૂસતા.

વર્તમાનપત્રો વાંચનારને ભાગ્યે જ કલ્પના આવે કે હિંદુસ્તાનમાં કરોડો ખેડુતો અને લાખો મજૂરો છે, અને બને કશી મહત્ત્વની સ્થિતિ ભોગવે છે. બ્રિટિશ લોકોની માલકીનાં ઍંગ્લોઇંડિયન વર્તમાનપત્રો તો મોટા અમલદારોનાં પરાક્રમોથી ભરેલાં રહેતાં; એમાં મોટાં શહેરોમાં અને શીતળ ટેકરીઓ ઉપર રહેતા અંગ્રેજોનું સમાજજીવન — તેમની પાર્ટીઓ, તેમના ફેન્સી

ડ્રેમ નાચો, અને તેમના નાટ્યપ્રયોગો—નું વિસ્તારથી વર્ણન આવતું. હિંદી દૃષ્ટિથી હિંદી ગજકાજનું તો તેમાં નામનિશાન ન હતું, અને મહાસભાની બેઠક પણ એકાદ પાછળના પાના ઉપર થોડી લીટીઓમાં ઉડાવી દેવામાં આવતી. એવી ખબરની કશી કિંમત ન ગણાતી—સિવાય કે કોઈવાર કોઈ જાણીતો અથવા ન જાણીતો હિંદી મહાસભાને ગાળો દેતો અને મહાસભાના લોકોના તરફથી બોલવાના દાવાની ટીકા કરતો. કોકવાર એકાદ હડતાલનો સહેજ ઉલ્લેખ આવતો, અને ગામડાઓ તો એકાદ મારામારી કે તોફાન ત્યાં થવા પામે તો જ મોટે અક્ષરે નોંધાતાં

હિંદી છાપાં એંગ્લોઇંડિયન છાપાનું અનુકરણ કરતા, પણ રાષ્ટ્રીય પ્રવૃત્તિને ઘણું વધારે મહત્ત્વ આપતા. બાકી તેમાં હિંદીઓની મોટી નાની જગ્યાઓ ઉપર નિમણુકો થાય કે બદલી થાય તેની ખબર આવતી—ખાસ કરીને જનાર અમલદારને હમેશા આપવામાં આવતી પાર્ટીની નોંધ હોય અને એવી દરેક પાર્ટી વિષે એવા ઉદ્ગાર તો હોય જ કે "તેમાં લોકોના ઉત્સાહનો પાર નહોતો." જ્યારે કોઈ જમીનદારી ઉપરના મહેસૂલની નવી આકણી થાય ત્યારે મહેસૂલ તો વધ્યા વિના રહે જ નહિ, એટલે તે વેળા કાંઈક ખળભળાટ થાય; કારણ કે મહેસૂલ વધવાથી જમીનદારના ખીસા ઉપર તરાપ આવે. ગરીબ ખેડૂતનું તો ક્યાંય નામનિશાન ન હતું. આ વર્તમાનપત્રોના માલિક અને ચલાવનારા મુખ્યત્વે જમીનદારો અને કારખાનાના માલિકો હતા. આ દશા રાષ્ટ્રીય કહેવાતાં છાપાઓની હતી.

મહાસભાના આરંભનાં વર્ષોમાં એક ઠરાવ ફરીફરીને કરવામાં આવતો તે એ હતો કે જ્યાં મહેસૂલ ફરી ફરીને બદલાતું હોય ત્યાં તે હમેશને માટે ઠરાવવામાં આવે—કે જેથી જમીનદારોના હક જળવાઈ રહે ખેડૂતના હિતનો કોઈ વિચાર ન કરતું.

રાષ્ટ્રીય પ્રવૃત્તિના વિકાસને લીધે છેલ્લાં વીસ વર્ષમાં આ સ્થિતિ સારી પેઠે બદલાઈ ગઈ છે, અને હવે બ્રિટિશ માલિકીનાં છાપાને પણ હિંદી વાચક ચાલુ રાખવા હોય તો હિંદી રાજકીય પ્રશ્નોને પોતાનાં પાનામાં સ્થાન આપવું પડે છે. પણ તેમ કરવાની તેમની રીત ન્યારી જ હોય છે. હિંદી વર્તમાનપત્રોની દૃષ્ટિ

કાંઈક વિશાળ થઈ છે, અને તેઓ મજૂર અને ખેડૂતો વિષે ભલમનસાઈભરી વાતો કરે છે, કારણ એ હાલ 'ફૅશન' થઈ પડી છે, અને તેમના વાંચનારા ઔદ્યોગિક અને ગ્રામપ્રશ્નોમાં વધારે રસ લેતા થયા છે. વળી ઘણા હિંદી રાજારજવાડાઓ આ છાપાંઓમાં પોતાનાં નાણાં રોકવા લાગ્યા છે, અને તેમને પોતાની રોકેલી મૂડીનું વ્યાજ નીકળે એનો હમેશાં ખ્યાલ હોય છે. છતાં આમાંનાં ઘણાં છાપાં 'કૉંગ્રેસ' છાપાં કહેવાય છે; જોકે તેને ચલાવનારામાંના ઘણા મહાસભાના સભ્ય પણ હોતા નથી. પણ 'કૉંગ્રેસ' શબ્દ લોકોમાં પ્રિય છે, અને અનેક વ્યક્તિ અને વર્ગ પોતાના હિતને માટે એનો ઉપયોગ કરી લે છે. આથી આગળ વધીને કાંઈ પણ સ્વતંત્રતા દાખવનારાં વર્તમાનપત્રોને આકરા પ્રેસ કાયદા અને સરકારની સેન્સરશિપ (ચોકીની) અને ભારે દંડ થવાની અથવા બંધ થવાની બીતિમાં હંમેશાં રહેવું પડે છે.

૧૯૨૦માં કારખાનાંઓ અને ખેતરોમાં કામ કરનાર શ્રમજીવી વર્ગની સ્થિતિનું મને કશું જ જ્ઞાન ન હતું, અને મારી રાજકીય દૃષ્ટિ પૂરેપૂરી મધ્યમવર્ગની હતી. દેશમાં ભયાનક ગરીબી અને દુઃખ છે અને હિંદુસ્તાન રાજકીય રીતે સ્વતંત્ર થાય કે તરત તેણે ગરીબીના પ્રશ્નને પ્રથમ જ ઉપાડવો જોઈશે, એટલું તો હું જાણતો. પણ એ રાજકીય સ્વાતંત્ર્યમાં મધ્યમવર્ગનું જ ઉપરીપણું રહેશે એ વિષે પણ મને શંકા ન હતી. ગાંધીજીએ ચંપારણ અને ખેડામાં ખેડૂતોની લડત ઉપાડી ત્યારથી ખેડૂતોના પ્રશ્ન ઉપર હું જરા વધારે ધ્યાન આપવા લાગ્યો હતો ખરો, પણ મારું મન ૧૯૨૦માં રાજપ્રકરણી નવાજૂનીના અને ક્ષિતિજ ઉપર ઝઝૂમી રહેલા અસહકારના જ વિચારમાં મશગૂલ હતું. તે જ વેળા મારા જીવનમાં એક નવો રસ પેદા થયો, જેની ભવિષ્યમાં મારા જીવન ઉપર મોટી અસર થનારી હતી. મારી જરાય ઇચ્છા વિના હું અચાનક ખેડૂતોના સંબંધમાં આવી પડ્યો. આ વિચિત્ર રીતે બન્યું.

મારી માતા અને મારી પત્ની કમલા બંને બીમાર હતાં, અને ૧૯૨૦ના મેની શરૂઆતમાં હું એમને મસૂરી લઈ ગયો. મારા પિતા તે વેળા એક મોટા રાજના કેસમાં દેશબંધુ દાસની સામે

હતા. અમે મસૂરીમા સેવોય હોટેલમાં ઊતર્યા હતા. તે વેળા ૧૯૧૯ની નાનકડી અફઘાન લડાઈ પૂરી થઈ હતી, અમાનુલ્લા ગાદીએ આવ્યા હતા અને અફઘાન અને બ્રિટિશ એલચીઓ વચ્ચે મસૂરીમા સુલેહની મસલત ચાલી રહી હતી, અને અફઘાન મંડળ સેવોય હોટેલમા ઊતર્યું હતું. ઊતર્યા હતા તો હોટેલમાં પણ તેઓ ખાણુ પોતાના ઓરડામાં જ મગાવતા, સૌને માટેના ભોજન ખંડમા ન જતા અને કોઈની સાથે ન ભળતા. મને કાંઈ તેમને વિષે બહુ પડી નહોતી, એક મહિના સુધી તો એ મડળના એકે સભ્યને મે જોયો પણ ન હતો, અને જોયો હોય તોય કોઈને ઓળખતો તો નહોતો જ. એક દિવસે એકાએક માજે પોલીસ સુપરિન્ટેન્ડન્ટ મારી મુલાકાતે આવ્યા, અને મને સ્થાનિક સરકાર તરફથી એક કાગળ બતાવ્યો. આ કાગળમા અફઘાન એલચીમંડળ સાથે કશી વાતચીત કે સબધ ન રાખવાનુ વચન આપવાનું મને કહેવામાં આવ્યુ હતું. આ મને ભારે વિચિત્ર લાગ્યુ, કારણ આખા મહિનાના વાસ દરમ્યાન મે તેમને કોઈને જોયા પણ ન હતા અને તેમ કરવાનો કશો સભવ પણ નહોતો. પોલીસ સુપરિન્ટેન્ડન્ટ તો આ જાણતો હતો, કારણ તે તો આ મડળની ઉપર બારીક દેખરેખ રાખતો હતો અને મડળની આસપાસ ગુપ્તચરખાતાના ટોળેટોળા વીંટળાયેલા હતા. કોઈ પણ પ્રકારનું વચન આપવુ એ તો મારા સ્વભાવની વિરુદ્ધ હતુ અને મેં તેને એ પ્રમાણે જણાવ્યુ. તેણે મને દેહરાદુનના સુપરિન્ટેન્ડન્ટ એટલે ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટને મળવાનુ કહ્યુ, અને હું મળ્યો. ઉપર કહેલુ વચન આપવાની મે સાફ ના પાડી એટલે મારા ઉપર હદ છોડવાનો હુકમ થયો, જેમાં મને જણાવવામા આવ્યુ કે મારે દેહરાદુન જિલ્લો છોડી ૨૪ કલાકમાં નીકળી જવુ. આનો અર્થ એ હતો કે મસૂરીથી મારે થોડા કલાકની અદર જ ઊપડવુ. મારી માતા અને પત્ની બન્ને બીમાર હતાં એટલે તેમને છોડવાની મારી ઇચ્છા ન હતી; અને છતાં હુકમનો અનાદર કરવાનું મને યોગ્ય ન લાગ્યું. તે વખતે સવિનય કાયદાભગની તો વાત જ ન હતી એટલે મેં મસૂરી છોડ્યું. મારા પિતાને અમારા પ્રાંતના ગવર્નર સર હારકોર્ટ બટલરની સાથે સારુ ઓળખાણુ હતું એટલે તેમણે

તેને મિત્રભાવે કાગળ લખીને જણાવ્યું કે, આવો બેવકૂફીભર્યો હુકમ તેમના તરફથી તો નહિ જ કાઢવામાં આવ્યો હોય; એ હુકમનો કાઢનાર તો કોઈ સિમલાનો બુદ્ધિમાન પુરુષ જ હશે. સર હારકોર્ટે જવાબ આપ્યો કે, હુકમ તો સાવ નિર્દોષ હતો અને જવાહરલાલ એને માન આપત તો તેમાં એની કશી માનહાનિ થવાનો ભય ન હતો. પિતાએ આનો જવાબ વાળ્યો, તેમાં જણાવ્યું કે પોતે એ વાત બિલકુલ સ્વીકારતા નથી, અને સાથે સાથે એમ પણ લખી વાળ્યું કે, જો કે જવાહરલાલને હુકમ તોડવાનો ઇરાદો તો નથી જ છતાં જો એની માતા કે પત્નીની તબિયતને કારણે એને જરૂર જણાશે તો હુકમ હોય કે ન હોય તો પણ એ અવશ્ય મસૂરી જશે. બન્યું એવું કે મારી માતાની તબિયત વધારે બગડી, અને મારા પિતા અને હું બન્ને મસૂરી જવા નીકળ્યા. અમે ઊપડતા હતા તેવામાં જ હુકમ રદ કરવાનો તાર અમને મળ્યો.

બીજે દિવસે સવારે મસૂરી પહોંચતાં જોઉં છું તો હોટેલના આંગણામાં એક અફઘાન મારી દીકરીને પોતાના હાથ ઉપર તેડી રમાડતો હતો! મને ખબર પડી કે તે અફઘાન એલચીમંડળનો સભ્ય હતો અને પ્રધાન હતો. મને હદ છોડવાનો હુકમ થયો કે તરત જ અફઘાનોને તે વિષે છાપામાંથી ખબર પડી હતી; અને તેમને આ બાબતમાં એટલું બધું લાગી આવ્યું કે મંડળના આગેવાને દરરોજ મારી માતાને ફળોનો એક કરંડિયો અને ફૂલ મોકલવાનું શરૂ કર્યું.

પિતા અને હું મંડળના એક બે સભ્યોને પાછળથી મળ્યા હતા અને તેમણે અમને અફઘાનિસ્તાન જવાનું બહુ પ્રેમળ આમંત્રણ આપ્યું. દુર્ભાગ્યે અમે આ આમંત્રણનો લાભ ન લઈ શકયા અને હવે તો મને ખબર નથી કે તે દેશના નવા રાજાના રાજમાં એ આમંત્રણ હજી ઊભું છે કે નહિ.

મસૂરીની હદ છોડવાનો હુકમ મળવાને પરિણામે અલ્લાહાબાદમાં મારે બેએક અઠવાડિયાં ગાળવાં પડ્યાં, અને આ સમય દરમ્યાન હું કિસાન હિલચાલમાં સંડોવાયો. આ સંબંધ પાછળના

વર્ષોમાં વધ્યો અને મારી માનસિક વૃત્તિ ઉપર એની બહુ અસર થઈ. મને ઘણીવાર એમ થયું છે કે હું હદપાર ન થયો હોત અને અલ્લાહાબાદમાં બીજા કશા કામ વિના મારે બેસવું પડ્યું ન હોત તો શું થાત. સંભવ છે કે કિસાનો તરફ તો ગમે તે કારણે હું વહેલોમોડો ખેંચાત જ, પણ તે કંઈક જુદી જ રીતે બન્યું હોત અને મારા ઉપર અસર પણ જુદી જ થઈ હોત.

(મને યાદ છે ત્યાં સુધી) ૧૯૨૦ના જૂન મહિનાના આરંભમાં લગભગ ૨૦૦ કિસાનો પરતાપગઢ જિલ્લાના ગામડાંઓમાંથી અલ્લાહાબાદ ૫૦ માઈલ ચાલતા આવ્યા, એવા હેતુથી કે ત્યાંના જાણીતા કાર્યકર્તાઓનું ધ્યાન તેમની દયાજનક સ્થિતિ તરફ ખેંચાય. તેમનો આગેવાન એક રામચંદ્ર હતો જે પોતે એ પ્રદેશનો ખેડૂત ન હતો. જમનાના એક ઘાટ ઉપર આ ખેડુતો બેઠા છે એમ સાંભળી કેટલાક મિત્રોને લઈને હું તેમને મળવા ગયો. તાલુકદારોના પીસી નાંખે એવા કરોની અને અમાનુષ વર્તનની તેમણે અમને વાતો કરી અને જણાવ્યું કે, સ્થિતિ હવે સાવ અસહ્ય થઈ ગઈ છે. તેમણે અમને વીનવીને એમ પણ કહ્યું કે, અમારી સાથે ચાલો અને તપાસ કરો અને તાલુકદારના રોષથી અમને બચાવો; કારણ અમે અલ્લાહાબાદ અમારાં દુઃખ રડવા આવ્યા છીએ એથી તેઓ ખિજાયા છે. અમે બહુ આનાકાની કરી પણ તેઓ માને એમ નહોતું. તેઓ તો અમને વળગી જ પડ્યા. આખરે એક બે દિવસમાં મેં તેમને ત્યાં જવાનું વચન આપ્યું.

કેટલાક સાથીઓને લઈને હું ત્યાં ગયો અને રેલવે કે પાકી સડકથી બહુ દૂરના ગામડાંઓમાં અમે ત્રણ દિવસ કાઢ્યા. આ મુલાકાતથી મારી આંખ ઊઘડી ગઈ. તમામ ગામડાંઓમાં ઉત્સાહનો પાર ન હતો અને તેમનામાં કંઈક વીજળિક ચેતન આવ્યું હતું. એક મોઢેથી બીજે મોઢે ખબર પડતાં વાર કે હજારોની મેદની ભેળી થઈ જાય, એક ગામથી બીજે ગામ સંદેશો પહોંચે, બીજેથી ત્રીજે અને ત્રીજેથી ચોથે; એમ ઘડીકમાં ગામડાંનાં ગામડાં નીકળી પડે અને સભાસ્થાને જતાં પુરુષો, સ્ત્રીઓ અને બાળકોથી ખેતરો ઢંકાઈ જાય. અથવા તો એથીયે વધારે વેગથી

સી...તા...રા...મની ધૂન હવામાં ગાજી ઊઠે, તે દરેક દિશામાં ફેલાય અને એક ગામડેથી બીજે ગામડે તેના પડઘા પડે અને લોકોના ધણનાં ધણ નીકળી પડે અને બને તો દોટ મૂકનાં પહોંચી જાય. આ પુરુષો અને સ્ત્રીઓ ચીંથરેહાલ હતાં, છતાં તેમના મુખ ઉપર અજબ ઉલ્લાસ હતો અને તેમની આંખોમાં એક અજબ આશા ચમકતી હતી. તેમના મનમાં હશે કે કંઈક ચમત્કાર થાય અને તેમનાં જુગજૂનાં દુ:ખ અને દળદર ટળે.

તેમણે અમને પ્રેમથી નવરાવ્યા, અને અમે કોઈ ભારે શુભ સંદેશ લાવ્યા હોઈએ તેમ, કળિયુગમાંથી સતયુગ તરફ તેમને લઈ જનારા ભોમિયા હોઈએ તેમ પ્રેમળ અને આશાભરી આંખે તેઓ અમને જોઈ રહ્યા. તેમનું દુઃખ અને તેમની ઊભરાતી કૃતજ્ઞતા જોઈને મારી શરમ અને દુઃખનો પાર ન રહ્યો — શરમ મારા એશઆરામી અને નચિંત જીવન માટે તેમજ આપણાં આ અર્ધનગ્ન લાખો ભાંડુઓનાં દુઃખનો વિચાર કર્યા વિના ચાલતાં આપણાં રાજકાજ માટે; દુઃખ હિંદુસ્તાનની આ અધોગતિ અને ભયાનક દારિદ્ય માટે. મારી આંખ ઊઘડી અને ભારતમાતાનું નવું ચિત્ર મારી આગળ ખૂલવા લાગ્યું — વસ્ત્રહીન, અન્નહીન, દલિત અને અત્યંત પીડિત ભારતમાતાનું. દૂરના શહેરમાંથી અનાયાસે આવી પડેલા અમારા જેવા અજાણ્યા માણસો વિષેની તેમની શ્રદ્ધાથી હું અકળાઈ ગયો, અને નવી જવાબદારીના ભાનથી ભયભીત થયો.

તેમનાં દુઃખની અસંખ્ય કહાણી — તેમના ઉપર લદાતા જતા કચરી નાંખતા ગણોતના બોજા; અનેક પ્રકારના બેકાયદા કરો; જમીન ઉપરથી અને માટીનાં ઝૂંપડાંમાંથી નીકળવાની નોટિસો અને માર; તેમની ઉપર ગીધની માફક ચોમેરથી તૂટી પડતા જમીનદારના ગુમાસ્તાઓ, વ્યાજખાઉ નાણાં ધીરનારાઓ અને પોલીસ; આખો દિવસ મજૂરી કરવાને અંતે તેમણે પેદા કરેલું જાય બીજાના પેટમાં અને તેમના પોતાના કપાળમાં લાત અને ગાળો અને ભૂખમરો — આ બધી કહાણી મેં સાંભળી. ત્યાં હાજર રહેનારામાંના ઘણાઓ તો એવા હતા કે જેમને જમીનદારોએ જમીન ઉપરથી કાઢ્યા હતા, જેમની પાસે ન રહેવાનું ઘર હતું

ન સીમમાં ખેતર હતું. જમીન ફળદ્રુપ પણ તેની ઉપર કરનો બોજો ભયાનક, ખેતરો અતિશય નાનાં અને તેમાં પણ અનેક ભાગીદારો. આ જમીનની ભૂખનો લાભ લઈને જમીનદારો અનેક લાગત લગાન (બેકાયદા કરો) નાખીને તેમને ચૂસતા, કારણ કાયદા પ્રમાણે અમુક ગણોતથી વધારે તેઓ લઈ શકતા નહોતા. ખેડનારની પાસે બીજો કોઈ ઉપાય નહોતો એટલે શાહુકારની પાસે નાણાં વ્યાજે લેતો જાય અને જમીનદારને ભરતો જાય, અને પછી કરજ ન ભરી શકે અને મહેસૂલ ન દઈ શકે એટલે જમીન ખૂએ, ઘર ખૂએ, ઢોરઢાંખર ખૂએ અને નાગોભૂખ્યો થઈને બેસે,

ખેડૂતોનું ઉત્તરોત્તર વધતું જતું આ દારિદ્ર કેટલાય કાળથી ચાલતું હતું. ત્યારે એવું શું બન્યું હતું કે જેથી આખરે બધું પોગળ બહાર આવ્યું અને ગામડાંઓ જાગી ઊઠ્યાં ? અલબત આનાં કારણો તો આર્થિક જ હતાં, પણ એ કારણો તો આખા અયોધ્યા પ્રાંતને લાગુ પડતાં હતા જ્યારે ખેડૂતોની આ ૧૯૨૦–૨૧ની જાગૃતિ પરતાપગઢ, રાયબરેલી અને ફૈજાબાદ એ ત્રણ જિલ્લામાં જ જણાતી હતી. આના મૂળમાં, કંઈક અંશે રામચંદ્ર નામના એક વિચિત્ર પુરુષની આગેવાની હતી. લોકો એને બાબા રામચંદ્ર કહેતા.

રામચંદ્ર હતો એક મહારાષ્ટ્રી. ફીજીમાંથી એ ગુલામખતની મજૂરી કરી પાછો ફર્યો હતો. દેશ પાછા ફરતાં તે અયોધ્યાના આ જિલ્લાઓમાં આવ્યો અને તુલસીદાસનું રામાયણ ગાતો અને ખેડૂતોનાં દુઃખ સાંભળતો ગામડાઓમાં ભટક્યો. તેની કેળવણી નહિ જેવી કહેવાય, અમુક અંશે તે ખેડૂતોનો દુરુપયોગ કરી પોતાનો અર્થ સાધતો હતો, પણ તેની સંગઠનશક્તિ અજબ હતી. ખેડૂતોને તેણે સભાઓમાં ટાણંટાણ ભેગા થઈ તેમનાં દુઃખોની ચર્ચા કરતાં શીખવ્યું અને તેમનામાં એકતાની લાગણી દાખલ કરી. ઘણીવાર જબરદસ્ત સભાઓ થતી અને તેને પરિણામે લોકો નવી શક્તિ અનુભવતા. 'સીતારામ' ની ધૂન પ્રાચીનકાળની હતી અને સામાન્ય હતી, પણ તેણે એને લડાઈના શંખધ્વનિનું રૂપ આપ્યું અને અણીને પ્રસંગે ખેડૂતોને ભેગા કરવાની એ એક હાકલ બની અને અનેક ગામડાંઓને એણે એક

સૂત્રથી સાંધ્યાં. ફૈઝાબાદ, પરતાપગઢ અને રાયબરેલી રામચંદ્ર અને સીતાની પ્રાચીન કથાઓથી ભરપૂર છે. કારણ પ્રાચીન અયોધ્યાના રાજ્યના આ ભાગો છે, અને આ લોકોનો માનીતો ગ્રંથ તુલસીદાસનું હિન્દી રામાયણ છે. અનેક લોકોને આમાંના સેંકડો દોહા ચોપાઈ તો મોઢે આવડે અને રામચંદ્રના ભાષણમાં તુલસીદાસમાંથી યોગ્ય દોહા અને ચોપાઈની તો ધારા ચાલે. અમુક અંશે ખેડૂતોને સંગઠિત કરીને તેણે તેમને અનેક પ્રકારનાં વચનો આપ્યાં હતાં. આ વચનને કાંઈ ધડમાથું નહોતુ પણ તેથી લોકોને આશા તો બંધાતી જ. તેની પાસે એકે પ્રકારનો કાર્યક્રમ નહોતો, તે તો તેમનામાં ભારે ખળભળાટ મચાવી તેમનામાંથી ખસી જતો અને તેમની જવાબદારી બીજા ઉપર ઓઢાડવાનો પ્રયત્ન કરતો. આને લીધે તે અલ્લાહાબાદમાં લોકોને ખેડૂતોમાં રસ લેતા કરવાને માટે સેંકડો ખેડૂતોને લઈને ત્યાં પહોંચી ગયો હતો.

એકાદ વર્ષ સુધી રામચંદ્રે આ કિસાન હિલચાલમાં આગેવાનીભર્યો ભાગ લીધો, બેત્રણવાર જેલમાં ગયો પણ છેવટે તે ભારે બેજવાબ અને ઇતબારને માટે નાલાયક માલૂમ પડ્યો.

ખેડૂતોની લડતને માટે અયોધ્યા પ્રાંત અનુકૂળ પ્રદેશ હતો. એ તાલુકદારનો પ્રદેશ કહેવાય છે, અને ત્યાં જમીનદારી પ્રથાનું ખરાબમાં ખરાબ સ્વરૂપ જોવામાં આવે છે. આ જમીનદારોના અન્યાયી લાગત લગાનો અસહ્ય થઈ પડયાં હતાં, અને જમીન વિનાના મજૂરોની સંખ્યા વધતી જતી હતી. ત્યાં એકંદરે ખેડૂતનો એક જ વર્ગ હતો અને આને લીધે તેમને એકઠા કરવામાં મુશ્કેલી નહિ આવતી.

હિન્દુસ્તાનના બે વિભાગ કરી શકાય — મોટા જમીનદારોનો પ્રદેશ અને નાના સ્વતંત્ર ખેડૂતોનો પ્રદેશ, જોકે બન્ને પ્રદેશ એક-બીજામાં ઘણીવાર ભળી પણ જાય છે. બંગાળ, બિહાર અને આગ્રા અયોધ્યાના સંયુક્ત પ્રાંત, એ જમીનદારી પ્રદેશ છે. સ્વતંત્ર ખેડૂતોની કંઈક વધારે સારી દશા છે જો કે તેમની સ્થિતિ પણ ઘણીવાર દયાજનક હોય છે. પંજાબના અને ગુજરાતના આ સ્વતંત્ર ખેડૂતો જમીનદારી પ્રદેશોના ગણોતિયા ખેડૂતો કરતાં વધારે

સુખી છે. આ જમીનદારી પ્રદેશોમાં ખેડહકો પણ વિધવિધ પ્રકારના હોય છે. જુદા જુદા હક ભોગવનારા ગણોતિયા ખેડૂતોના હકો એકબીજાની સાથે ઘણીવાર અથડાય છે એટલે એકના કાર્ય અશક્ય થઈ પડે છે. પણ ૧૯૨૦માં અયોધ્યામાં તો ખેડૂતોનો મોટો ભાગ એક જ પ્રકારના હક ધરાવતો હતો. એ બધા ટૂંક મુદતિયા ખેડૂત હતા. જે વધારે લાંચ આપે તેને જમીન મળે અને જૂના ખેડૂતને કાઢવામાં આવે. ખરી રીતે વ્યવહારમાં તો અયોધ્યા પ્રાંતમાં આ ટૂંકી મુદતનો કરાર પણ ભાગ્યે જ પળાતો. ગણોતની પહોંચ જમીનદારો પાસેથી ભાગ્યે જ મળે, એટલે હમેશાં તે કહી શકે કે ગણોત મળ્યુ નથી અને ખેડૂતને કાઢી શકે, કારણ ગણોત ભર્યું છે એમ બતાવવાનો બિચારા ખેડૂત પાસે કશો પુરાવો ન હોય. વળી ગણોત ઉપરાંત અનેક પ્રકારના બેકાયદા લાગત લગાન તો તેઓ ઉઘરાવતા જ. એક તાલુકામાં મને કહેવામાં આવ્યું કે આવા બેકાયદા કરોની સંખ્યા ૫૦ જેટલી હતી. આમા કદાચ અત્યુક્તિ હશે પણ એ તો સૌ કોઈ જાણે છે કે તાલુકદારો કોઈ પણ બહાને ગણોતિયાઓની પાસે પૈસા ઉઘરાવે છે—પછી એ બહાનું કુટુંબમાં લગનનું હોય, દીકરાને પરદેશ કેળવણી માટે મોકલવાનું હોય, ગવર્નરને અથવા બીજા કોઈ મોટા અમલદારને પાર્ટી આપવાનું હોય, કે મોટરકાર કે હાથી ખરીદવાનું હોય. અરે! આ કરોનાં ખાસ નામો પડર્યાં છે—'મોટરાવના કર' એટલે મોટર લેવાનો કર, 'હથાવના કર' એટલે હાથી લેવાનો કર વ. વ.

આ પરિસ્થિતિમાંથી ખેડૂતોની મોટી હિલચાલનો ભારે ભડકો ભળગે એમાં શી નવાઈ? નવાઈ તો મને એ હતી કે શહેરમાંથી કશી મદદ વિના કે રાજદ્વારી પુરુષોના કે બીજા કાર્યકર્તાઓના એમાં ભાગ લીધા વિના આખી હિલચાલ આપોઆપ ઊભી થઈ. મહાસભાથી એ સાવ સ્વતંત્ર હતી, અને અસહકારની સાથે એને કશો સંબંધ ન હતો. અસહકાર તો હજી શરૂ થવાનો હતો. હા, કદાચ એમ કહી શકાય કે એ કિસાન હિલચાલ અને અસહકારની હિલચાલના મૂળમાં એક સરખાં કારણ હતાં. સન ૧૯૧૯માં ગાંધીજીએ જે હડતાલો

જાહેર કરી હતી તેમાં ખેડૂતોએ અવશ્ય ભાગ લીધો હતો, અને ત્યાર પછી દરેક ગામડિયાને માટે ગાંધીજીનું નામ ચમત્કારિક થઈ પડ્યું હતું.

આ કિસાન હિલચાલ વિષે શહેરોમાં કશી જ ખબર નહોતી એથી વળી મને વધારે આશ્ચર્ય થયું. છાપાંઓમાં એને વિષે એક લીટી પણ નહોતી આવતી; તેમને ખેડૂતોની અને ગામડાંઓની કશી પરવા નહોતી. આપણે જનસમૂહથી કેટલા અલગ રહેતા હતા અને આપણા બનાવેલા સંકુચિત જગતમાં જ રહીને કામ કરતા હતા એ સત્ય વિષે મારી આંખ અપૂર્વ રીતે ઊઘડી ગઈ.

## ૯

# કિસાનોમાં ભ્રમણ

ગામડાંઓમાં ત્રણ દિવસ ગાળી હું અલ્લાહાબાદ પાછો ફર્યો અને વળી પાછો ત્યાં ગયો. આ ટૂંકી મુલાકાત દરમ્યાન ખેડૂતોની સાથે ખાતા, તેમનાં માટીનાં ઝૂંપડામાં રહેતા, કલાકોના કલાક સુધી તેમની સાથે વાતો કરતા, અને અનેક નાનીમોટી સભાઓ આગળ ભાષણ આપતા એક ગામથી બીજે ગામ અમે ભટક્યા. ગયા હતા તો અમે એક નાનકડી મોટરમાં. ખેડૂતો બિચારા એટલા ઉત્સાહમાં હતા કે અમારી મોટર ઠેઠ ગામડાંઓમાં જઈ શકે એટલા ખાતર સેંકડોએ રાતોરાત મજૂરી કરીને ખેતરોમાંથી રસ્તા બનાવ્યા હતા, પણ અનેકવાર અમારી ગાડી ખૂંચી જતી અને મદદ કરવાને તૈયાર ઢગલાબંધ માણસો એને ઉપાડીને બહાર કાઢતા. પણ આખરે અમારે મોટર છોડવી જ પડી અને ઘણીખરી મુસાફરી પગપાળા કરવી પડી. અમે જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં પોલીસના અને સી. આઈ. ડી. ના માણસો તેમજ લખનૌથી આવેલો ડેપ્યુટી કલેક્ટર તો અમારી સાથે હોય જ. અમે રાત-દિવસ ખેતરોમાં ભટકતા એટલે આ બિચારાઓની અમારી સાથે કમબખ્તી હતી. તેઓ સાવ થાક્યા અને અમારાથી અને કિસાનોથી કંટાળ્યા. ડેપ્યુટી કલેક્ટર લખનૌથી આવેલા એક કંઈક ફક્કડ હતા એટલે પોતાના ચળકતા જોડા પહેરીને આવ્યા હતા. ઘણીવાર બિચારા અમને જરા આસ્તે કદમ જવાની માગણી કરતા. આખરે અમારી સાથે સાથે તે ન ચાલી શક્યા એટલે જ હું ધારું છું કે અધવચથી ભાગ્યા.

સખત ગરમીના દિવસો હતા. જૂન મહિનો ચાલતો હતો. હજી વરસાદ પડ્યો ન હતો. સૂરજનો તાપ બાળી નાંખે એવો અને આંધળા કરે એવો હતો. આટલા તડકામાં બહાર નીકળવાની મને કદી ટેવ ન હતી, અને વિલાયતથી આવ્યો ત્યારથી દરેક

ઉનાળાનો ઘણોખરો ભાગ હું પહાડોમાં ગાળતો. અને હવે આખો દિવસ તડકાટોપી પણ પહેર્યા વિના તડકામાં હું રખડતો. માથા ઉપર એક નાનકડો ટુવાલ વીંટતો. બીજી બધી વસ્તુઓથી મારું મન એટલું ભરેલું હતું કે ગરમી હું સાવ ભૂલી ગયો હતો અને જ્યારે અલ્લાહાબાદ આવીને મેં જોયું કે મારી ચામડીએ સરસ શામળી રતાશ લીધી છે ત્યારે મને યાદ આવ્યું કે હું કેવા કેવા અનુભવો લઈ ચૂક્યો હતો. આથી મને પોતા વિષે બહુ સંતોષ થયો, કારણ મેં જોયું કે બીજા ભલભલાઓ જેટલો જ હું પણ તાપ સહન કરી શકું છું, અને તાપનો મારો ડર સાવ નકામો છે. મને ખબર પડી છે કે અતિશય ગરમી અને સખત ઠંડી બહુ મૂંઝાયા વિના હું સહન કરી શકું છું અને આને લીધે મારા કામમાં તેમજ મારા અનેક જેલવાસ દરમ્યાન મને કશી મુશ્કેલી નથી આવી. બેશક આનું કારણ મારું સુંદર ઘડાયેલું શરીર અને કસરત કરવાની મારી ટેવ કહેવાય. મારા પિતા તો મલ્લ જેવા હતા અને લગભગ છેવટના દિવસો સુધી તેમણે પોતાની રોજની કસરત છોડી નહોતી. તેમની પાસેથી જ હું કસરત કરવાનો પાઠ શીખેલો. તેમના માથાના વાળ સાવ રૂપેરી થઈ ગયા હતા, તેમના મોં ઉપર ઊંડી રેખાઓ પડી હતી અને અતિશય ચિંતનથી થતા થાકનાં અને વૃદ્ધાવસ્થાનાં ચિહ્ન દેખાતાં છતાં તેમના મરણ પહેલાં એક વર્ષ સુધી તો તેમનું બાકીનું શરીર વીસ વર્ષ નાનું લાગતું.

૧૯૨૦ના જૂનમાં હું પરતાપગઢ ગયો તે પહેલાં પણ ગામડાંઓમાંથી તો હું અનેકવાર પસાર થયો હતો, ગામડાંઓમાં રહ્યો પણ હતો અને ખેડૂતોની સાથે વાતો પણ કરી હતી. મોટા મેળાઓમાં ગંગા કિનારે હજારોનાં ટોળાંઓમાં ભેગા થયેલા તેમને મેં જોયેલા, અને હોમરૂલનો સંદેશો લઈને અમે તેમની પાસે જઈ ચૂકેલા હતા. પણ કોણ જાણે કેમ તેમને મેં અત્યાર સુધી ઓળખ્યા નહોતા, હિંદુસ્તાન માટે તેમનો પ્રશ્ન કેવા પ્રકારનો છે તે હું સમજ્યો ન હતો. જેમ બીજાઓ ઘણા માનતા તેમ હું પણ માનતો કે ખેડૂતોનો કોઈ ખાસ પ્રશ્ન જ નથી. પણ પરતાપગઢની આ મુલાકાતોમાં મારી આંખ ખૂલી ગઈ અને

ત્યારથી મારા મનની આગળ હિંદુસ્તાનનું ચિત્ર આ નાગા ભૂખ્યા ખેડૂતોનું જ બનેલું દેખાતું રહ્યું છે. સંભવ છે કે તે વેળા હવામાં જ કંઈક વીજળી ભરી હતી, કદાચ તે વેળા મારું મન આ બધું ગ્રહણ કરવાને તૈયાર થયું હતું. ગમે તેમ હો, હકીકત એ છે કે મેં જે ચિત્રો જોયાં અને જે ખ્યાલ મેળવ્યા તે બધા મારા મન ઉપર હમેશને માટે કોતરાઈ ગયા. આ ખેડૂતોએ મારી ભીરુતા હરી લીધી અને મને જાહેરમાં બોલતાં શીખવ્યું. ત્યાં સુધી તો ભાગ્યે જ એકે જાહેર સભામાં હું બોલ્યો હતો. લગભગ હમેશાં હિંદુસ્તાનીમાં જ બોલવાનું હોય એટલે હું ગભરાતો, પણ આ ખેડૂતોનાં ટોળાંઓ આગળ બોલ્યા વિના ચાલે જ કેમ, અને આ ગરીબ અનભિજ્ઞ લોકો આગળ શરમાવાનું પણ શું હોય? વક્તૃત્વની કળા તો હું જાણતો ન હતો એટલે હું તો તેમની આગળ તેમના જેવો જ થઈને બોલતો અને મારા મનમાં જે વિચારો આવતા અને મારા હૃદયમાં જે લાગણી થતી તે હું તેમની આગળ પ્રકટ કરતો. સભા ખોબા જેટલાં માણસોની હોય કે દસ હજાર કે તેથી પણ વધારે માણસોની હોય, હું તો મારી વાત કરવાની રીતે, તેમના મિત્ર તરીકે તેમની આગળ બોલવાની રીતે, ભાષણ કરવાની મારી પદ્ધતિને વળગી રહ્યો, અને મેં જોયું કે એ રીતમાં ગમે તે દોષો હોય તો પણ મારું ગાડું અટકતું નહિ. મારી વાણીની ધારા ચાલતી. સંભવ છે કે ઘણું હું જે બોલતો તે સમજતા નહિ. મારી ભાષા અથવા મારા વિચાર તેમને માટે પૂરતા સરળ ન કહેવાય. જ્યારે સભા બહુ મોટી હોય ત્યારે તો મારો અવાજ ઘણાને પહોંચતો પણ નહિ; પણ એકવાર તેમણે કોઈના ઉપર વિશ્વાસ મૂક્યો કે શ્રદ્ધા બેસાડી કે પછી તેમને આ કશાની પરવા જ ન હતી.

હું મારી માતા અને પત્નીની પાસે પાછો મસૂરી ગયો, પણ મારું મન કિસાનોથી ભરેલું હતું અને હું પાછો ફરવાને આતુર હતો. પાછો આવીને હું ગામડાંઓમાં જવા લાગ્યો અને કિસાન હિલચાલ દિવસે દિવસે વધતી જતી જોવા લાગ્યો. બિચારો અગદાયેલો કિસાન પોતાને વિષે નવી શ્રદ્ધા મેળવતો જતો હતો અને હવે તે માથું ઊંચું રાખીને ટટ્ટાર ચાલતો હતો. જમીનદારોના

ગુમાસ્તાની અને પોલીસની તેની બીક ઓછી થતી જતી હતી, અને જ્યારે એક કિસાનને એક ખેતર ઉપરથી કાઢવામાં આવે ત્યારે તે ખેતરની માગણી કરનાર બીજો કોઈ કિસાન ઊભો ન થતો. જમીનદારોના નોકરો તરફથી મારઝૂડ અને ગેરકાયદે લેવાતા કરો પહેલાં કરતાં ઓછા થયા હતા, અને જ્યારે જ્યારે એવો કોઈ દાખલો બનતો ત્યારે ત્યારે તુરત જ તેનો રિપોર્ટ થતો અને તેને વિષે તપાસ કરવાનો પ્રયત્ન થતો. આથી જમીનદારના ગુમાસ્તા અને પોલીસના હાથ કંઈક હળવા પડ્યા હતા, તાલુકદારો ભયભીત થયા હતા અને જુલમગાર મટી ફરિયાદી બન્યા હતા અને પ્રાંતિક સરકારનું રક્ષણ શોધતા હતા. પ્રાંતિક સરકારે તેમને અયોધ્યાના ખેડૂતોના કાયદામાં સુધારો કરવાનું વચન આપ્યું હતું.

તાલુકદારો અને મોટા જમીનદારો જમીનના માલિક તરીકે, લોકોના કુદરતી આગેવાનો તરીકે, પોતાને ઓળખાવવામાં અભિમાન લેતા. બ્રિટિશ સરકારે તેમને ફટવી મૂક્યા હતા, પણ એનું પરિણામ એ આવ્યું હતું કે સરકારે તેમને જે પ્રકારની ખાસ કેળવણી અને ઉછેર આપ્યો હતો તેને લીધે તેઓ બુદ્ધિથી સાવ નિર્વીર્ય થઈ પડ્યા હતા. તેઓ પોતાના ખેડૂતોને માટે કશું જ કરતા નહિ — બીજા દેશોના જમીનદારો પોતાના ખેડૂતોને માટે કંઈક તો કરે જ છે — અને જમીન ઉપર અને લોકો ઉપર કેવળ જળો જેવા થઈને પડ્યા હતા. તેમનું મુખ્ય કામ સ્થાનિક અમલદારોને ખુશ રાખવાનો પ્રયત્ન કરવાનું હતું, અને તેમના ખાસ હક્કોના રક્ષણને માટે સતત માગણી કર્યા કરવાનું હતું. આ અમલદારોની મહેરબાની વિના તો તેઓ બહુ નભી શકે તેમ નહોતું.

'જમીનદાર' શબ્દ એ કાંઈક ભ્રામક છે. આપણને એમ લાગે કે બધા જ જમીનદારો પુષ્કળ જમીનના માલિકો હશે. રૈયતવારી પ્રાંતોમાં 'જમીનદાર' એટલે સ્વતંત્ર ખેડૂત. જમીનદારી પ્રાંતોમાં પણ એ સંજ્ઞામાં નાના નાના જમીનદારો, હજારો વચલા વર્ગના જમીનદારો અને લાખો અતિશય ગરીબીમાં સબડતા અને ખેડૂતોથી જરાય ચડિયાતા નહિ એવા લોકોનો પણ સમાવેશ થાય છે.

સંયુક્ત પ્રાંતમાં, મને યાદ છે ત્યાં સુધી પંદર લાખ જમીનદારો ગણાય છે. આમાંના નેવું ટકા ઉપરાંત ગરીબમાં ગરીબ ખેડૂતોની કોટીના જ છે. અને બાકીના નવ ટકા સાધારણ સારી સ્થિતિમાં છે. આખા પ્રાંતમાં મોટા જમીનદારો તો માંડ પાંચ હજારથી વધારે હશે, અને આમાંના પણ પાંચસો જેટલા જ ખરેખરા મોટા જમીનદારો ગણી શકાય. કેટલીક જગ્યાએ તો મોટા ગણોતે ખેડનારાઓ પડી ભાંગેલા નાના જમીનદારોના કરતાં વધારે સુખી હોય છે. આ ગરીબ જમીનદારો અને વચલા વર્ગના જમીનદારો બહુ કેળવાયેલા ન હોવા છતાં પણ એકંદર રીતે બહુ સારાં સ્ત્રીપુરુષો છે, અને યોગ્ય કેળવણી અને તાલીમ મળે તો તેઓ ઉત્તમ નાગરિક થઈ શકે એવાં છે. રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં તેમણે સારી પેઠે ભાગ લીધો છે. તાલુકદારો અને મોટા જમીનદારોનું, કેટલાક પ્રસિદ્ધ અપવાદો બાદ કરતાં, આમ ન કહી શકાય. તેમનામાં અમીરવર્ગના ગુણો પણ નથી. તેમનામાં ઘણાંનાં શરીર અને બુદ્ધિ સાવ અધમ થઈ ગયેલાં છે અને હવે તેમના દિવસો ભરાઈ ગયા છે; જ્યાં સુધી બ્રિટિશ સરકાર જેવી કોઈ બહારની સત્તા તેમને ટકાવી રાખે ત્યાં સુધી જ તેઓ નભશે.

૧૯૨૧ના બારે માસ મેં ગામડાંઓની મારી મુલાકાત ચાલુ રાખી, પણ મારું કાર્યક્ષેત્ર એટલું વધતું ગયું કે આખરે આખો પ્રાંત એમાં આવી જતો. અસહકાર પૂર જોસમાં શરૂ થઈ ગયો હતો અને તેનો સંદેશો દૂર દૂરનાં ગામડાંઓમાં પણ પહોંચ્યો હતો. દરેક જિલ્લામાં મહાસભાના કાર્યકર્તાઓ આ નવો સંદેશ લઈને ગામડાંઓમાં ભટકતા, અને સાથે સાથે તેઓ કિસાનોની ફરિયાદ દૂર કરવાની પણ વાતો અસ્પષ્ટ રીતે અંદર ઉમેરી દેતા. 'સ્વરાજ' શબ્દ એવો વ્યાપક હતો કે તેમાં બધું આવી જતું. છતાં બંને હિલચાલો — અસહકારની અને કિસાનોની — એકબીજાંથી અલગ હતી, જો કે અમારા પ્રાંતમાં તે એકબીજામાં ભળી જતી અને એકબીજાની ઉપર સારી પેઠે અસર કરતી. મહાસભાના ઉપદેશને પરિણામે અદાલતબાજી સારી પેઠે ઓછી થઈ અને ગામડાંઓમાં તેમની તકરારોનો નિકાલ કરવાને માટે પંચાયતો સ્થપાઈ. વળી શાંતિને માટે મહાસભાનો

સંદેશ ભારે શક્તિશાળી નીવડયો, કારણ મહાસભાના કાર્યકર્તા જ્યાં જતા ત્યાં અહિંસાના નવા ધ્યેય ઉપર ખાસ ભાર મૂકતા. આનો તેઓ બરાબર અર્થ કે કિંમત ન સમજ્યા હોય એ સંભવે છે, પણ એને લીધે ખેડૂતો મારફાડ કરતાં અટક્યા એ વિષે શંકા નથી.

આ કાંઈ નાનુંસૂનું પરિણામ નહોતું. ખેડૂતોની ઊથલપાથલ હમેશાં અશાંત હોય છે, એમાંથી હમેશાં તોફાનો થાય છે, અને અયોધ્યાના કેટલાક ભાગના ખેડૂતો તે દિવસોમાં સાવ મરણિયા બન્યા હતા અને તેમનો ક્રોધ ધગી રહ્યો હતો. એક ચિનગારી પડતાં તે ભભૂકી ઊઠે એમ હતું. તો પણ તેમણે આશ્ચર્યકારક શાંતિ જાળવી. તાલુકદારના ઉપર થયેલી હિંસાનો મને માત્ર એક જ દાખલો યાદ છે. એક તાલુકદાર પોતાના ઘરમાં પોતાના મિત્રો સાથે બેઠો હતો ત્યાં એક ખેડૂતે જઈને તેના વ્યભિચાર અને તેની પત્ની પ્રત્યેની બેદરકારી માટે તેના મોં ઉપર એક તમાચો લગાવ્યો હતો.

બીજા પ્રકારની હિંસા પાછળથી જોવામાં આવી, જેને પરિણામે સરકારની સાથે તેઓ અથડામણમાં આવ્યા. આ અથડામણ તો અનિવાર્ય હતી, કારણ સરકાર એકત્ર થયેલા ખેડૂતોની વધતી જતી શક્તિ સાંખી શકે એમ નહોતું. કિસાનો ઢગલાબંધ ટિકિટ વિના ટ્રેનમાં ફરવા લાગ્યા હતા — ખાસ કરીને જ્યારે તેમને સાઠ સાઠ અને સિત્તેર હજાર માણસોની તેમની વખતોવખત થતી સભાઓમાં જવું પડતું. તેમને ઉતારવાનું મુશ્કેલ હતું અને અગાઉ કદી ન સાંભળી એવી વાત એ છે કે રેલવે અમલદારોને પણ તેઓ કહેતા કે જૂના દિવસો હવે ગયા, તમારાથી થાય તે કરી લો. કોની પ્રેરણાથી તેઓ આમ મફત ફરતા થઈ ગયા એની મને ખબર નથી. અમે તો તેમને એ સૂચના કરી નહોતી જ. અમને તો એ વાતની એકવાર એકાએક ખબર પડી. પાછળથી રેલવેનો સખત જાપ્તો થવાથી આ અટક્યું.

સને ૧૯૨૦ના શિયાળામાં જ્યારે હું કલકત્તા મહાસભામાં ગયો હતો ત્યારે થોડાક કિસાન નેતાઓને કાંઈક ધૂળ જેવા ગુના માટે

પકડવામાં આવ્યા. તેમનો કેસ પરતાપગઢ શહેરમાં ચાલવાનો હતો પણ કેસને દિવસે કિસાનોના એક મોટા ટોળાએ કોર્ટનો કંપાઉન્ડ ભરી દીધો અને આરોપી આગેવાનોને જે જેલમાં રાખ્યા હતા તે જેલના રસ્તાની બન્ને બાજુ ઉપર હારબંધ ઊભા રહ્યા. મૅજિસ્ટ્રેટની હિંમત ઊડી ગઈ અને તેણે કેસ બીજા દિવસ સુધી મુલતવી રાખ્યો. પણ ટોળું વધતું ગયું અને જેલની આસપાસ લગભગ ઘેરો ઘાલીને તેઓ બેઠા. કિસાનો તો દિવસના દિવસ સુધી મૂઠીભર શેકેલા ચણા ઉપર રહી શકે. આખરે જેલમાં નામનો કેસ ચલાવી કિસાન નેતાઓને છોડવામાં આવ્યા. આ કેમ બન્યું એ હવે મને યાદ નથી પણ કિસાનોને માટે આ ભારે વિજય હતો અને તેઓ તે દિવસથી માનવા લાગ્યા કે સંખ્યાનું બળ હોય તો જરૂર ધારેલું થાય જ. સરકારને માટે આ સ્થિતિ અસહ્ય હતી આ પછી તુરત આવો પ્રસંગ ઊભો થયો ત્યારે તેનું પરિણામ જુદું જ આવ્યું.

૧૯૨૧ના જાન્યુઆરી મહિનાની શરૂઆત હતી. નાગપુર કોંગ્રેસમાંથી પાછો ફરી હું અલ્લાહાબાદ માંડ પહોંચ્યો હતો ત્યાં તો રાયબરેલીથી મને તાર આવ્યો; 'તોફાનનો ભય છે તુરત આવો.' બીજે જ દિવસે હું ઊપડયો. મને ખબર પડી કે થોડા દિવસ ઉપર કેટલાક મુખ્ય કિસાનોને પકડવામાં આવ્યા હતા અને સ્થાનિક જેલમાં તેમને કેદ કરવામાં આવ્યા હતા. પરતાપગઢમાં મળેલી ફતેહ અને તે વેળા તેમણે કામમાં લીધેલા ઉપાયો યાદ કરીને ખેડૂતોએ રાયબરેલી શહેર ઉપર હજારો ખેડૂતોનો હુમલો લઈ જવાનો પ્રયત્ન કર્યો, પણ આ વેળા સરકાર આ બધું બનવા દે એમ નહોતું. કિસાનોને રોકવાને માટે તેમણે પહેલેથી વધારે પોલીસ અને સિપાઈઓની તૈયારી રાખી હતી. શહેરની બહાર એક નાનકડી નદીને સામે કિનારે કિસાનોના મોટા ભાગને રોકવામાં આવ્યો. પણ બીજા અનેક જુદી જુદી દિશાએથી ઊતરી પડ્યા. સ્ટેશને પહોંચતાં જ મને આ બધી હકીકતની ખબર પડી અને તુરત જ હું નદી ઉપર જ્યાં લશ્કરી ટુકડી ખેડૂતોની સામે ઊભી હતી ત્યાં પહોંચી ગયો. રસ્તામાં જ મને ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ તરફથી પાછા જવાનો હુકમ

ફરમાવતી ઉતાવળે લખેલી એક ચિઠ્ઠી મળી. મેં તેની પાછળ જ લખી જણાવ્યું : 'કયા કાયદાની કઈ કલમની રૂએ તમે મને પાછા જવાનું કહો છો તે ન જણાવો ત્યાં સુધી હું તો આગળ જ વધીશ.' નદીએ પહોંચ્યો ત્યાં તો સામે કિનારેથી ગોળીબારના અવાજ સંભળાતા હતા. પુલ ઉપર લશ્કરી અમલદારે મને રોક્યો અને ત્યાં હું ઊભો હતો ત્યાં તો એકાએક ઢગલાબંધ ભયભીત કિસાનો જેઓ નદીને આ કિનારે ખેતરોમાં સંતાઈ રહેલા હતા તેઓ મારી આસપાસ વીંટળાઈ વળ્યા એટલે મેં તે જ સ્થાને બે હજાર ખેડૂતોની સભા ભરી અને તેમને નિર્ભય કરવાનો અને તેમનો ગભરાટ ઓછો કરવાનો પ્રયત્ન કર્યો. સ્થિતિ અસાધારણ હતી. નદીને પેલે પાર તેમના જ ભાઈઓ ઉપર એક ખેતરવા દૂર ગોળીબાર ચાલી રહ્યો હતો અને જ્યાં ત્યાં સિપાઈઓ દેખાતા હતા. પણ સભા સફળ થઈ અને ખેડૂતોનો ભય કંઈક ઓછો થયો. ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ આ પછી ગોળીબારની જગ્યાએથી પાછા વળ્યા અને તેની વિનંતિથી હું તેમને ઘેર તેમની સાથે ગયો. ત્યાં તેણે મને કંઈક બહાનું કાઢીને બે કલાક રોકી રાખ્યો, એવા હેતુથી કે કિસાનો અને શહેરના મારા સાથીઓ મારી ભેગા થઈ ન શકે.

પાછળથી મને ખબર પડી કે ગોળીબારમાં ઘણા માણસો માર્યા ગયા હતા. કિસાનોએ વીખરાઈ જવાની અથવા પાછા ફરવાની ના પાડી હતી એ ખરું, પણ બીજી રીતે તેમણે સંપૂર્ણ શાંતિ જાળવી હતી. મને ખાતરી છે કે હું અથવા તેમનો જેના ઉપર વિશ્વાસ હોય એવો બીજો કોઈ ત્યાં હોત તો અને તેમને વીખરાઈ જવાનું કહેવામાં આવ્યું હોત તો તેઓ જરૂર તેમ કરત. પણ જેમના ઉપર તેમનો વિશ્વાસ ન હતો તેમનો હુકમ માનવાની તેમણે ના પાડી. કોઈકે મૅજિસ્ટ્રેટને હું આવું ત્યાં સુધી રોકાઈ જવાની સૂચના પણ કરી હતી પણ તેણે તે ન સાંભળી. ત્યાં તેનું કાંઈ ન વળ્યું ત્યાં એક ચળવળિયો સફળ થાય એ તેનાથી કેમ જોવાય? ઇજ્જતના ઉપર આધાર રાખનારી પરદેશી સરકારની રીત એ જ નથી?

રાયબરેલી જિલ્લામાં બે પ્રસંગે કિસાનો ઉપર ગોળીબાર થયો અને તે પછી તેથી વધારે સિતમ થયો. દરેક જાણીતા કિસાન કાર્યકર્તા અથવા પંચાયતના સભ્યો ઉપર ત્રાસ ગુજરવામાં આવ્યો. સરકારે હિલચાલને દાબી દેવાનો નિશ્ચય કર્યો હતો. તે જમાનામાં મહાસભાની સૂચનાથી ખેડૂતોમાં રેંટિયા કાંતવાનું શરૂ થયું હતું. ચર્ખો એટલે રેંટિયો એ આ કારણે રાજદ્રોહનું ચિહ્ન થઈ પડ્યું, એટલે જેની પાસે ચર્ખો હોય એનું આવી બનતુ અને ચર્ખો બાળવામાં આવતો. આમ હજારો માણસોને પકડીને અને બીજી રીતે રાયબરેલી અને પરતાપગઢ જિલ્લાનાં ગામોમાં કિસાનોની હિલચાલ અને મહાસભાની હિલચાલ છૂંદી નાંખવાનો સરકારે પ્રયત્ન કર્યો. બન્ને હિલચાલના મુખ્ય કાર્યકર્તાઓ તો એક જ હતા.

આ પછી થોડે વખતે એટલે ૧૯૨૧ની સાલમા ફૈઝાબાદ જિલ્લાનો સારી પેઠે દમનનીતિનો સ્વાદ ચાખવાનો વારો આવ્યો. ત્યાં વિચિત્ર રીતે અશાંતિની શરૂઆત થઈ. કેટલાંક ગામડાંના ખેડૂતો એક તાલુકદાર ઉપર ચડાઈ લઈ ગયા અને તેની મિલકત લૂંટી. પાછળથી ખબર પડી કે બીજા કોઈ જમીનદારને આ તાલુકદારની સામે જૂનું વેર વાળવુ હતું એટલે તેના નોકરોની ઉશ્કેરણીથી આ ખેડૂતોએ આમ કર્યું હતું. આ ગરીબ અભણ ખેડૂતોને કહેવામાં આવ્યું હતું કે મહાત્મા ગાંધીજી ઇચ્છે છે કે તમારે તાલુકદારને લૂંટવો; અને તેમણે બિચારાએ ખુશીથી એ સલાહનો અમલ કર્યો, અને તેમ કરતાં કરતાં 'મહાત્મા ગાંધી કી જે' ના પોકાર કર્યા.

મેં આ વિષે સાંભળ્યું ત્યારે મને બહુ ગુસ્સો ચડ્યો, અને એકબે દિવસમાં જ ફૈઝાબાદ જિલ્લાના અકબરપુર ગામ જ્યાં આ બનાવ બન્યો હતો ત્યાં પહોંચ્યો. પહોંચ્યો તે જ દિવસે સભા બોલાવી, અને થોડા જ કલાકમાં દશ માઈલ આસપાસના અનેક ગામડાંઓમાંથી પાંચ ૭ હજાર ખેડૂતો એકઠા થઈ ગયા. મેં તેમને ખૂબ જ કઠોર શબ્દોમાં કહ્યું: 'તમે તમારી જાતને અને આપણી લડતને લજવી છે. તમારામાંથી જેમણે ગુનો કર્યો હોય તેમણે જાહેર રીતે કબૂલ કરી દેવું જોઈએ.' ( તે દિવસોમાં

મારી સમજ પ્રમાણેના ગાંધીજીના સત્યાગ્રહથી હું ભરેલો હતો.) જેમણે લૂંટમાં ભાગ લીધો હતો તે સૌને મેં હાથ ઊંચા કરવાનું કહ્યું, અને આશ્ચર્યની વાત છે કે ત્યાં ને ત્યાં અનેક પોલીસ અમલદારોની હાજરીમાં વીશ પચીશ જણાએ હાથ ઊંચા કર્યા. આ બાપડાઓનું તો આની જ બન્યું.

પાછળથી જ્યારે મેં એ લોકોની સાથે ખાનગીમાં વાત કરી, અને તેમની પાસેથી તેમને કેવી રીતે ફસાવવામાં આવ્યા હતા તેની વાત તેમની નિષ્કપટ રીતે સાંભળી ત્યારે આ બેવકૂફ અને ભોળા લોકોને લાંબી કેદની સજાના જોખમમાં નાખવા માટે મને પસ્તાવો થયો. પણ સજા ખમવી પડી માત્ર વીશ પચીશ લોકોને જ નહિ. આવી સુંદર તક હાથમાં આવી તે પોલીસ છોડે? તેમણે તો જિલ્લાની કિસાન હિલચાલને દાબી દેવાને માટે આ તકનો પૂરેપૂરો લાભ લીધો. હજાર ઉપરાંત માણસોને પકડવામાં આવ્યા, ડિસ્ટ્રિક્ટ જેલમાં આ લોકોને માટે જગ્યા પણ ન રહી, અને કેસ લગભગ એક વર્ષ સુધી ચાલ્યો. કેસ દરમ્યાન કેટલાય જણા જેલમાં જ મરણ પામ્યા. બીજા અનેકને લાંબી મુદ્દતની સજાઓ થઈ, અને પાછળથી હું જ્યારે જેલમાં ગયો ત્યારે તેમાંના ઘણા છોકરાઓ અને જુવાનોને જેલમાં તેમની જુવાની બરબાદ કરતા મેં જોયા.

હિંદી કિસાનોમાં આરંભેલું ચાલુ રાખવાની શક્તિ અલ્પ છે, તેઓ લાંબો સમય ઝીક ઝાલી શકતા નથી. દુકાળ અને રોગો ફાટી નીકળે છે અને લાખોના પ્રાણ લે છે. આશ્ચર્યની વાત તો એ છે કે સરકાર અને જમીનદારના ભેળા દબાણ સામે તેઓ એક આખું વર્ષ ઝૂઝવા જેટલી શક્તિ બતાવી શક્યા. પણ તેઓ થાકવા લાગ્યા હતા, એટલે સરકારે તેમની હિલચાલ ઉપર દમ બાંધીને હુમલો કર્યો. પરિણામે તેઓ તત્કાળ માટે તો હાર્યા, પણ જરા મોળી મોળી તો લડત ચાલુ જ રહી. પ્રથમની જેમ હજારોનાં ટોળાં ભેગાં થતાં નહોતાં, પણ ઘણાંખરાં ગામોમાં જૂના કાર્યકર્તાઓ પડ્યા હતા, તેઓ ડરી ગયા ન હતા, ને તેમણે આસ્તે આસ્તે કામ ચાલુ રાખ્યું. યાદ રાખવું જોઈએ કે આ બધું મહાસભાએ ૧૯૨૧માં જેલ જવાનો આરંભ કર્યો

તે પહેલાં બન્યું હતું. આગલે વર્ષે આટલા હેરાન થયા હતા છતાં કિસાનોએ મહાસભાએ ઉઠાવેલી લડતમાં પણ સારી પેઠે ભાગ લીધો.

કિસાનોની હિલચાલથી ડરીને સરકારે ખેડૂતો વિષેનો કાયદો ઝપાટાબંધ તૈયાર કરવા માંડ્યો હતો. આ કાયદાથી કિસાનોની સ્થિતિમાં કંઈક સુધારો થવાની આશા હતી ખરી, પણ હિલચાલ અંકુશમાં આવી ગઈ છે એમ જણાયું એટલે પાછો કાયદાને મોળો કરી મૂકવામાં આવ્યો. એ કાયદા પ્રમાણે મુખ્ય ફેરફાર એ થયો કે અયોધ્યાના કિસાનને એક વર્ષનો કાયમ ખેડહક મળ્યો. આથી બિચારો કિસાન ખુશ તો થઈ ગયો, પણ પાછળથી એને ખબર પડી છે કે એથી એની સ્થિતિમાં કશો જ સુધારો નથી થયો.

અયોધ્યામાં કિસાનોની ગરબડ થયા કરતી ખરી પણ પહેલાંના કરતાં નાના પાયા ઉપર. ૧૯૨૯માં આખા જગતમાં ભાવ બેસી જવાને લીધે હિંદુસ્તાનમાં અનાજના ભાવો બેસી ગયા, અને તેને પરિણામે વળી પાછી એક જબરદસ્ત આફત ઊભી થઈ.

૧૦

## અસહકાર

અયોધ્યાના કિસાનોના ખળભળાટ વિષે મેં કંઈક વિગતવાર લખ્યું છે, કારણ એ વસ્તુએ મારી આંખ ઉઘાડી અને હિંદી પ્રજાની એક મહત્ત્વની બાજુ મારે માટે ખુલ્લી કરી, જેના તરફ રાષ્ટ્રવાદીઓએ આજ સુધી ભાગ્યે જ કશું ધ્યાન આપ્યું હતું. અશાંતિનો ઊંડો રોગ તો પ્રજાના આખા શરીરમાં છે, તેનાં ચિહ્ન તરીકે ઘણીવાર જ્યાંત્યાં ખેડૂતોનો ખળભળાટ જોવામાં આવે છે. અયોધ્યાના કેટલાક ભાગના કિસાનોની ૧૯૨૦-૨૧ની હિલચાલ આમાંનું એક ચિહ્ન હતી, જો કે એ એવી રીતે બહુ જાણવા જેવી અને આંખ ઉઘાડે એવું ચિહ્ન હતી. એના મૂળમાં રાજકાજ કે રાજકીય કાર્યકર્તાઓ ન હતા, અને જેટલો વખત એ ચાલી તે બધા વખત દરમ્યાન બહારના માણસોની અને રાજકીય કાર્યકર્તાઓની તેમના ઉપર બહુ જૂજ અસર હતી, પણ સમસ્ત હિંદની દૃષ્ટિએ એ સ્થાનિક ઘટના કહેવાય, એટલે એના ઉપર દેશનું બહુ ધ્યાન ખેંચાયું ન હતું, તે એટલે સુધી કે સંયુક્ત પ્રાંતનાં વર્તમાનપત્રો પણ મોટે ભાગે એ વિષે બેદરકાર હતાં. આ વર્તમાનપત્રોના સંપાદકો અને તેના શહેરી વાચકોને માટે અર્ધનગ્ન ખેડૂતોનાં ટોળાંઓના કાર્યનું રાજકીય અથવા બીજું કશું મહત્ત્વ ન હતું.

લોકોને માટે તો પંજાબના અને ખિલાફતના અન્યાય એ નિત્ય ચર્ચાના વિષયો હતા, અને આ અન્યાયોને દૂર કરવાને માટે જે શસ્ત્રનો ઉપયોગ થવાનો હતો તે અસહકારનું શસ્ત્ર એ જ બીજા બધા પ્રશ્નોને ભુલાવે એવો વિષય હતો. તે ઘડીએ સ્વરાજ અથવા દેશની સ્વતંત્રતાનો એથી વધારે વ્યાપક પ્રશ્ન હજી આગળ આવ્યો ન હતો. ગાંધીજીને ગોળગોળ અને આડંબરી વાતો ન ગમતી, હમેશાં તેઓ કોઈ વિશેષ અને સ્પષ્ટ

વાત ઉપાડી લઈ તેની ઉપર પોતાની શક્તિ એકાગ્ર કરવાનું વધારે પસંદ કરતા. તો પણ સ્વરાજ હવામાં અને લોકોના વિચારમાં સારી પેઠે હતું, અને અસંખ્ય સભાઓમાં અને પરિષદોમાં સ્વરાજ વિષે વાતો થતી.

૧૯૨૦ના શિયાળામાં ખિલાફત અને પંજાબના અન્યાયને માટે લેવાનાં પગલાંનો વિચાર કરવા અને અસહકાર વિષે નિર્ણય કરવા મહાસભાની ખાસ બેઠક કલકત્તામાં ગળી. અમેરિકામાં ઘણાં જ વર્ષ ગાળીને તાજા જ પાછા ફરેલા લાલા લાજપતરાય એના પ્રમુખ હતા. તેમને અસહકારનો નવતરો ઉપાય ગમતો ન હતો. તેમણે તેનો વિરોધ કર્યો. સામાન્ય રીતે તેમની ગણતરી અંતિમમાર્ગી નેતાઓમાં થતી, પણ તેમનું સામાન્ય વલણ સ્પષ્ટ રીતે રાજમાન્ય અને મધ્યમમાર્ગી હતું. કેવળ સંજોગોને વશ થઈને તેઓ આ સૈકાના આરંભમાં લોકમાન્ય તિલક અને બીજા અંતિમમાર્ગીઓના સાથી થયા હતા, ખાસ ઇચ્છાપૂર્વક કે તત્ત્વદૃષ્ટિથી નહિ, પણ તેમની દૃષ્ટિ સામાજિક અને આર્થિક હતી. અને પરદેશમાં લાંબો સમય રહેવાને લીધે આ દૃષ્ટિ વધારે મક્કમ થઈ હતી, અને પરિણામે બીજા ઘણાખરા નેતાઓના કરતાં એમની નજર લાંબે પહોંચતી.

વિલ્ફ્રીડ સ્કેવન બ્લન્ટ નામના અંગ્રેજે પોતાના 'મારી ડાયરી' નામના પુસ્તકમાં ૧૯૦૯ના અરસામાં ગોખલે અને લાલાજીની સાથે તેને થયેલી મુલાકાતનું વર્ણન આપ્યું છે. એ બંનેના વિષે એણે અહુ કઠોર રીતે લખ્યું છે. અને બંનેને છાશ ફૂંકી ફૂંકીને પીનારા અને હકીકતનો મુકાબલો કરતાં ડરનારા તરીકે વર્ણવ્યા છે. આમ છતાં લાલાજીએ બીજા હિંદી નેતાઓના કરતાં તો હકીકતોનો વધારે બહાદુરીથી મુકાબલો કર્યો હતો એમ કહી શકાય. બ્લૅન્ટે આ મુલાકાતની જે છાપ આપી છે તે ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે આપણાં રાજકાજ અને આપણા નેતાઓનો કસ તે વેળા કેટલો ઊતરી ગયો હતો, અને એક શક્તિમાન અને અનુભવી પરદેશીના મન ઉપર તેની કેવી અસર થઈ હતી. પણ દશ વર્ષમાં તો બધો રંગ બદલાઈ ગયો હ

લાલા લાજપતરાય અસહકારનો વિરોધ કરવામાં એકલા જ ન હતા; તેમની સાથે મોટામોટા નામાંકિત યોદ્ધા પણ હતા, બલ્કે તે વેળાના બધા જ જૂના મહાસભાના નેતાઓએ ગાંધીજીના અસહકારના ઠરાવનો વિરોધ કર્યો હતો. આ વિરોધી દલના નેતા દેશબંધુ દાસ હતા,—ઠરાવની પાછળ જે વૃત્તિ રહેલી હતી તેની તેઓ વિરુદ્ધ હતા એ કારણે નહિ જ, કારણ તેઓ તો ઠરાવના કરતાં પણ આગળ જવાને તૈયાર હતા—પણ તેઓ નવી ધારાસભાના બહિષ્કારની વિરુદ્ધ હતા તે કારણે.

જૂના અગ્રગણ્ય નેતાઓમાંથી તે વેળા ગાંધીજીને પડખે ઊભા રહેનાર મારા પિતા એકલા જ હતા. આમ કરવું એ તેમને માટે સહેલી વાત ન હતી. પોતાના જૂના સાથીઓ જે વાંધાઓને લીધે વિરોધ કરવાને પ્રેરાયા હતા તે વાંધાઓ તેમને પણ લાગ્યા હતા અને તેની તેમના મન ઉપર અસર પણ સારી પેઠે થઈ હતી. જ્યાં પોતાની હમેશની કાર્યપદ્ધતિથી કામ લેવું લગભગ અશક્ય હતું એવા અપરિચિત પ્રદેશમાં ઝંપલાવવા પહેલાં, પોતાના સાથીઓની જેમ તેઓ પણ અચકાયા હતા. પણ જ્યાં કાંઈ પણ સંગીન કાર્ય હોય ત્યાં તેઓ અચૂક રીતે આકર્ષાતા, અને આ નવી સૂચનામાં અવશ્ય સ્પષ્ટ કાર્ય કરવાપણું રહેલું હતું જ, પછી ભલેને તે તેમના પોતાના વિચારને અનુકૂળ છેક ન હોય. પણ નિશ્ચય કરતાં તેમને લાંબો વખત લાગ્યો. ગાંધીજી અને દેશબંધુ દાસની સાથે તેમણે લાંબી વાતો કરી. તે વેળા દાસ અને મારા પિતા એકબીજાની સાથે બહુ સંબંધમાં આવતા, કારણ બંને મુકદ્દમાના એક મોટા કેસમાં સામસામે રોકાયા હતા. બંને આખા પ્રશ્ન પ્રત્યે એક જ દૃષ્ટિથી જોતા, પણ છેવટના નિર્ણયમાં તેમની વચ્ચે જરાક મતભેદ હતો. પણ એ જરા જેટલો મતભેદ ખાસ મહાસભા વખતે મૂળ ઠરાવ વિષે સામસામી બાજુ ઉપર તેમને રાખવાને પૂરતો હતો. ત્રણ મહિના પછી તેઓ પાછા નાગપુર મહાસભામાં મળ્યા, અને ત્યાર પછીથી તેઓ સાથે મળીને જ કામ કરવા લાગ્યા અને એકબીજાની વધારે ને વધારે નિકટ આવતા લાગ્યા.

કલકત્તાની ખાસ મહાસભા પહેલાંના તે દિવસોમાં હું પિતાને બહુ ઓછો મળી શકતો, પણ જ્યારે જ્યારે હું તેમને મળતો ત્યારે ત્યારે અસહકારના પ્રશ્નની સાથે તેમનું સતત મંથન ચાલી રહેતું હું જોઈ શકતો પ્રશ્ન રાષ્ટ્રીય દૃષ્ટિએ તો વિચારવાનો હતો જ, પણ તે ઉપરાંત પોતાની અંગત દૃષ્ટિએ પણ તેમને તે વિચારવાનો હતો અસહકાર કરવો એટલે વકીલાત સાવ બંધ કરવી, અસહકાર કરવો એટલે પૂર્વજીવનને તિલાંજલિ આપી તેમાં નવો પલટો કરવો જ્યારે માણસ લગભગ સાઠીમાં પ્રવેશ કરવાની તૈયારી ઉપર હોય ત્યારે આ કાંઈ મહેતી વાત ન કહેવાય ત્યારે જૂના રાજકીય સાથીઓને, ધંધાને, અનેક કાળના ગંધાઈ ગયેલા સામાજિક જીવનને, અને ગ્હેણીકરણીની અનેક ખર્ચાળ ટેવોને તિલાંજલિ આપવાની હતી નાણાંની દૃષ્ટિએ પણ વિચાર્યા વિના ચાલે એમ ન હતું, કારણ ધંધામાંથી થતી કમાણી સાવ બંધ થાય તો રહેણીનું ધોરણ પણ તેમણે ઉતારવું જોઈએ એ સ્પષ્ટ હતું

પણ તેમની બુદ્ધિ, તેમનું ઊંડું સ્વાભિમાન તેમનું માનીપણું— આ બધાથી પ્રેરાઈને તેઓ એક એક કદમ આગળ લેતા ગયા, અને છેવટે નવી હિલચાલમાં સંપૂર્ણપણે ઝંપલાવ્યું પંજાબનો હત્યાકાંડ અને તે પછીના પ્રકરણમાં પરાકાષ્ઠાએ પહોંચેલી ઘટનાઓએ તેમનામાં પ્રકોપનો જે દાવાનળ સળગાવ્યો હતો તે પ્રગટ થયે જ છૂટકો હતો, ત્યાં થયેલા અત્યાચાર અને અન્યાયનું ભાન અને રાષ્ટ્રીય અપમાનથી થતી તીવ્ર વેદના બીજી રીતે પ્રગટ થઈ શકે એમ ન હતું પણ કેવળ આવેશની આંધીમાં તેઓ તણાઈ જાય એવા ન હતા વકીલની ઘડાયલી વિચારપદ્ધતિ વડે તેમની બુદ્ધિએ લાભાલાભની પૂરેપૂરી ગણતરી કરી લીધી ત્યાર પછી જ તેમણે અંતિમ નિર્ણય કર્યો અને ગાંધીજીની સાથે તેમની લડતમાં તેઓ જોડાયા.

ગાંધીજી પ્રત્યે વ્યક્તિ તરીકે તેઓ આકર્ષાયા હતા અને આ પણ તેમના નિર્ણયમાં એક કારણ હતું જે માણસ તેમને ન ગમતો હોય તેની સાથે તે ગાઢ સાથી તો થઈ શકે એમ હતું જ નહિ, કારણ તેમના ગમા અણગમા બહુ ઉગ્ર હતા પણ તેમની એક અજબ જોડી હતી— એક સાધુ, સંયમી, ધર્મનિષ્ઠ માણસ,

કીર્તિના ઝગઝગાટને અને શરીરના ભોગોને દેખ્યા ત્યાંથી કામીને જીવન ગાળનાર, બીજા કંઈક વિલાસી, જીવનને માણનાર અને જીવનના અનેક ઝગઝગાટમાં આનંદ લેનાર, અને પરલોકમા શુ થશે તેની કશી પરવા વિના આ લોકમા વિચરનાર. માનસિક પૃથક્કરણની ભાષામા કહુ તો અંતર્મુખ અને બહિર્મુખ એવી બે વ્યક્તિઓની એ જોડી હતી અને છતા બન્નેને સાધનાગ સામાન્ય બંધનો પણ હતા, મનગમતા સામાન્ય વિષયો પણ હતા — જેથી બને એકમીજા તરફ ખેચાયા, અને પાછળના વર્ષોમા જ્યારે તેમના રાજકાજ જુદા પડયા ત્યારે પણ બંને વચ્ચે ગાઢ મૈત્રી ટકી રહી

વૉલટર પેટર નામના અગ્રેજ માક્ષરે પોતાના એક પુસ્તકમા આવી ભિન્ન પ્રકૃતિની વ્યક્તિઓનુ કેવી રીતે બને છે તેનુ વર્ણન કર્યું છે. — સાધુ અને શોખીન ભિન્ન ભિન્ન બિંદુએથી નીકળી ભિન્ન ભિન્ન માર્ગ લઈ એક ધાર્મિક વૃત્તિવાળો અને બીજો ધર્મશૂન્ય વૃત્તિવાળો હોવા છતા, ઘણીવાર તેઓ કેવળ વ્યવહારરત માણસને સમજી શકે છે તેના કરતા બને એકબીજાને વધારે સમજી શકે છે, અને કેટલીક વાર એકબીજાને સ્પર્શે છે — એનુ કારણ એ છે કે, બંનેની દષ્ટિ સ્થૂલ નહોતા, સૂક્ષ્મ અને વિચારપૂર્ણ હોય છે

કલકત્તાની મહાસભાથી રાજકાજમા ગાધીયુગ શરૂ થાય છે, અને વચગાળાનો થોડો સમય જ્યારે ગાધીજીએ અલગ ખસી જઈ દેશબંધુ દાસ અને મારા પિતાના નેતૃત્વ નીચે ચાલતી 'સ્વરાજ પાર્ટી'ને રંગભૂમિ રોકવા દીધી તે સમય બાદ કરીએ તો આજ સુધી એ યુગ ચાલુ છે મહાસભાનુ સ્વરૂપ જ બદલાઈ ગયુ. વિલાયતી પોશાક અને કાપડ અદશ્ય થયુ અને કેવળ ખાદી જ જોવામા આવતી, પ્રતિનિધિઓ હવે મધ્યમવર્ગના નીચના ભાગમાંથી આવવા લાગ્યા, અને મહાસભાવાદીનુ વિશિષ્ટ નામ તેમણે મેળવ્યુ, મહાસભામાં ભાષા ધીમેધીમે હિંદુસ્તાની, અને ઘણીવાર તો જે પ્રાતમા મહાસભા ભરાતી તે પ્રાંતની ભાષા બોલાવા લાગી, કારણ ઘણા પ્રતિનિધિઓ અગ્રેજી જાણતા નહિ, અને રાષ્ટ્રીય કાર્યમા પરદેશી ભાષા વાપરવા સામે અણગમો વધતો જતો હતો;

અને મહાસભાની બેઠકોમાં નવું જીવન, નવો ઉત્સાહ, અને નવી ધગશ દેખાવા લાગ્યાં.

કલકત્તાની મહાસભા પૂરી થયા પછી ગાંધીજી 'અમૃતબઝાર પત્રિકા'ના સંપાદક શ્રી. મોતીલાલ ઘોષ જેઓ મરણપથારીએ પડેલા હતા તેમને મળવા ગયા. હું તેમની સાથે ગયો હતો. મોતીબાબુએ ગાંધીજી અને તેમની હિલચાલને આશીર્વાદ આપ્યા, અને પોતાને વિષે બોલ્યા; 'હું તો હવે પરલોકમાં જાઉં છું; એ લોક ગમે ત્યાં હોય, મને એટલી ખાતરી છે કે હું એવા લોકમાં જાઉં છું કે જ્યાં બ્રિટિશ સામ્રાજ્યનું નામનિશાન નથી.' બ્રિટિશ સામ્રાજ્યની જાળમાંથી આખરે એઓ છૂટ્યા!

કલકત્તાની મહાસભામાંથી પાછા ફરતાં હું ગાંધીજીની સાથે શાંતિનિકેતનમાં રવીન્દ્રનાથ ટાગોર અને તેમના અતિશય પ્રેમાળ મોટાભાઈ બડોદાદાની મુલાકાતે ગયો. અમે ત્યાં થોડાક દિવસ રહ્યા, અને મને યાદ છે કે ચાર્લી એન્ડ્રૂઝે મને તે વેળા કેટલીક ચોપડીઓ આપી જે મને અતિશય ગમી અને જેની મારા ઉપર બહુ અસર થઈ. એ પુસ્તકો આફ્રિકાનુ બ્રિટિશ સામ્રાજ્યે કરેલું આર્થિક નુકસાન વર્ણવનારાં હતાં. આમાંના એક — મોરેલના 'બ્લૅક મેન્સ બર્ડન'—ની મારા ઉપર ઊંડી છાપ પડી.

આ અરસામાં અથવા તો થોડા વખત પછી સી. એફ. એન્ડ્રૂઝે હિંદુસ્તાનને માટે "ઇંડીપેન્ડન્સ" (પૂર્ણસ્વરાજ્ય)ની હિમાયત કરનારો એક લેખ લખ્યો. એનું નામ હું ધારું છું કે આ હતું: 'પૂર્ણસ્વરાજ્ય — આજે જ જોઈએ'. પ્રોફેસર સીલીના હિંદુસ્તાન વિષેના લેખોને આધારે રચાયેલો આ એક ઉત્કૃષ્ટ નિબંધ હતો, અને એ પૂર્ણસ્વરાજ્યને માટે એક લાજવાબ * કેસ રજૂ કરતો હતો એટલું જ નહિ પણ અમારા હૃદયની ગૂઢતમ લાગણીનો આદર્શ હતો. અમારા અંતરની ઊંડી ધગશો અને

* 'લાજવાબ' એટલે જેનો જવાબ આપી ન શકાય એવો; બેજવાબ એટલે જવાબદારીના ભાન વગરનો; બેકાયદા એટલે કાયદાથી વિરુદ્ધ. બાકાયદા એટલે કાયદેસર 'લા', 'બે', 'બા', એ ઉપસર્ગોનો આમ ઉર્દૂમાં બહુ છૂટથી ઉપયોગ થાય છે, અને આપણે એ ઉપયોગ અનુકરણ કરવા જેવો છે. — ભા. ક.

અમારા અસ્પષ્ટ અભિલાષો એમની સરળ અને સાચા દિલમાંથી નીકળતી વાણીમાં સ્પષ્ટ રૂપ લેતા લાગતા હતા. એમણે લખ્યું હતું તેમાં કશી આર્થિક ભૂમિકા નહોતી કે સમાજવાદ નહોતો; એમાં તો હતો શુદ્ધ અને સરળ રાષ્ટ્રવાદ — હિંદુસ્તાનની અપમાનની લાગણી અને એમાંથી મુક્ત થવાની તેમજ અમારી ચાલુ અધોગતિ દૂર કરવાની આકરી ધાલાવેલી એમાં દેખાતી હતી. સી. એફ. એન્ડ્રૂઝ જેવા એક પરદેશી અને હિંદુસ્તાનની ઉપર રાજ ચલાવનારી કોમના માણસ આપણા ઊંડા અંતરની એ ધાલાવેલી પ્રગટ કરી શકે એ આશ્ચર્યકારક હતું. સીલીએ ઘણાં વરસ ઉપર લખ્યું હતું તેમ અસહકાર એટલે બીજું કાંઈ નહિ પણ "પરદેશીને રાજ્ય ચલાવવામાં મદદ કરવી એ શરમભરેલું છે એ ભાવના." અને આના ઉપર એન્ડ્રૂઝે આ પ્રમાણે ભાષ્ય કર્યું હતું: "ભયંકર રોગમાંથી એક જ ઉપાય હતો, તે એ કે ભારતના અંતરમાંથી તીવ્ર ખળભળાટ ઉત્પન્ન કરવો. આવા ખળભળાટને માટે સુરંગનો દારૂગોળો ભારતના આત્મામાંથી જ ઉત્પન્ન કરવો જોઈએ. એ લોન, ભેટો, ગ્રાંટ, છૂટછાટો કે ઢંઢેરા જેવાં બાહ્ય સાધનોથી ન થઈ શકે. એ અંતરમાંથી પ્રગટવો જોઈએ. આ કારણે જ્યારે ખરેખર આવા અંતરના ઊંડાણમાંથી એની સુરંગ ફૂટી ત્યારે એક અસહ્ય બોજામાંથી મન અને આત્મા મુક્ત થતો હોય અને જે અતીવ આનંદ થાય તેવો આનંદ મને થયો. આ સુરંગ એટલે બીજું કાંઈ નહિ પણ ભારતના હૃદયમાં મહાત્મા ગાંધીજીએ ફૂંકેલો મંત્ર — 'આઝાદ થાઓ! ગુલામ મટો!' ભારતના હૃદયે આનો તરત જવાબ આપ્યો. એકાએક ભારતનાં બંધનો છૂટયાં અને સ્વાતંત્ર્યનો માર્ગ ખુલ્લો થયો."

આ પછીના ત્રણ મહિનામાં આખા દેશમાં અસહકારની ભરતી ચડતી ગઈ. નવી ધારાસભાઓની ચૂંટણીનો બહિષ્કાર કરવાની હાકલને બહુ સુંદર જવાબ મળ્યો. ધારાસભામાં કોઈ પણ જણને જતા અટકાવવાનું તો બની શકે એમ ન હતું એટલે એવી રીતે હાકલ કરીને ધારાસભા ખાલી રાખવાપણું ન હતું. બોબા જેટલા માણસો પણ મત આપીને કોઈ પણ જણને ચૂંટી

શકે, અને તેમ ન થાય તો પણ એક જણ ઊભો થાય અને તેની સામે કોઈ ન ઊભો થાય તો તે ચૂંટાયેલો જાહેર થાય. પણ મત આપનારાઓના મોટા ભાગે મત ન આપ્યા, અને દેશે પોકારી પોકારીને જાહેર કરેલી ઇચ્છાને માન આપનારા કોઈ પણ જણ ઉમેદવાર તરીકે ઊભા ન થયા. મત નોંધાવાને દિવસે સર વૅલેન્ટાઈન શિરોલ અલ્લાહાબાદમાં હતો, તે મત નોંધવાને માટે ઊભા કરેલા દરેક માંડવા ઉપર જઈ આવ્યો, અને બહિષ્કારની સફળતાથી તે આશ્ચર્યચકિત થયો. અલ્લાહાબાદથી ૧૫ માઈલ દૂર એક ગામડામાં માંડવો હતો ત્યાં તો એક પણ મત નોંધાયો ન હતો. આ પોતાના અનુભવોનું વર્ણન એણે હિંદુસ્તાન વિષેના પોતાના એક પુસ્તકમાં આપ્યું છે.

શ્રી. ચિત્તરંજન દાસ અને બીજાઓએ કલકત્તાની બેઠક વખતે આ બહિષ્કારની ઉચિતતા વિષે શંકા બતાવી હતી, પણ તેમણે મહાસભાના નિર્ણયને માન આપ્યું. ચૂંટણીઓ પતી ગઈ એટલે મતભેદનું એ કારણ ઊડી ગયું, અને મહાસભાની ૧૯૨૦ના ડિસેમ્બરમાં મળેલી નાગપુરની સામાન્ય બેઠક વખતે જૂના અને નવા સૌ મહાસભાનેતાઓ અસહકાર વિષે એકત્ર થયા. અત્યાર સુધી જે સફળતા મળી હતી તેથી જ અનેક શંકા કરનારા અને ઢીલા માણસોને અસહકારની યોગ્યતા વિષે ખાતરી થઈ ગઈ હતી.

પણ કેટલાક જૂના નેતાઓ કલકત્તાની મહાસભા પછી ખરી પડ્યા. આમાં એક લોકપ્રિય અને પ્રસિદ્ધ વ્યક્તિ મહમદઅલી ઝીણા હતા. સરોજિની નાયડુએ એને "હિંદુમુસ્લિમ એકતાના એલચી" કહ્યા હતા, અને મુસ્લિમ લીગને મહાસભાની નજદીક લાવવામાં એમણે ભૂતકાળમાં ઠીક ભાગ ભજવ્યો હતો. પણ મહાસભામાં થયેલા નવા ફેરફારો — અસહકાર, અને મહાસભાને વધારે લોકપ્રિય અને આમવર્ગની પ્રતિનિધિ બનાવનારું નવું બંધારણ — એમને બિલકુલ પસંદ ન હતાં, એમનો મતભેદ રાજકીય હતો, પણ રાજકીય મતભેદથી જ એ મહાસભામાંથી નીકળ્યા એમ ન હતું. કારણ મહાસભામાં હજી ઘણા લોકો એવા હતા કે જેઓ રાજપ્રકરણમાં એમના જેટલા પણ આગળ વધેલા ન હતા. પણ નવી મહાસભામાં રહેવું એ એમના સ્વભાવને જ

રુચે એમ ન હતું. હિંદુસ્તાનીમાં ભાષણ કરાવવાની માગણી કરનારા ખાદીધારી ટોળામાં એમને અડવું અડવું લાગતું. લોકોનો ઊભરાતો ઉત્સાહ એમને ટોળાંઓને ચડેલી એક પ્રકારની વાઈ લાગતી. એમની અને હિંદી આમવર્ગની વચ્ચે એટલો ભેદ હતો કે જેટલો લંડનની ઇમારતોવાળા આલીશાન મહોલ્લાઓ અને કાદવનાં ઝૂંપડાંવાળાં હિંદનાં ગામડાં વચ્ચે હતો. એક વાર ખાનગી વાતમાં એમણે કહેલું કે મહાસભામાં કેવળ મેટ્રિક થયેલાઓને જ લેવા જોઈએ. આ સૂચના એમણે ગંભીરપણે કરી હતી કે કેમ તે હું જાણતો નથી, પણ એ એમના સામાન્ય દૃષ્ટિબિંદુને અનુરૂપ હતી. આમ એ મહાસભામાંથી ખસી ગયા, અને હિંદી રાજપ્રકરણમાં એકલા એકાકી જેવા થઈ ગયા. અને પાછલાં વર્ષોમાં તો દુઃખની વાત એ છે કે હિંદુમુસ્લિમ ઐક્યના એ જૂના એલચી, કટ્ટર કોમવાદી મુસલમાન પ્રગતિવિરોધીઓની સાથે ભળી ગયા.

મધ્યમમાર્ગી નેતાઓને તો જાણે મહાસભાની સાથે કશી લેવાદેવા જ ન હતી. તેઓ મહાસભાથી દૂર રહ્યા એટલું જ નહિ પણ સરકારની સાથે ભળી ગયા, નવા સુધારા પ્રમાણેના રાજ્યતંત્રમાં પ્રધાનો બન્યા અને મોટા અમલદારો બન્યા, અને અસહકાર અને મહાસભાની સામે લડવામાં સરકારને મદદ કરી. તેમને તો જે જોઈતું હતું તે બધું લગભગ મળી ગયું હતું, થોડા સુધારા તો આપવામાં આવ્યા જ હતા, એટલે તેમને હવે કશી ચળવળ કરવાની જરૂર જ રહી ન હતી. દેશ જ્યારે લડતથી ખળભળી રહ્યો હતો અને વધારે ને વધારે ક્રાંતિકારી થતો જતો હતો ત્યારે આ મધ્યમમાર્ગી નેતાઓ ઉઘાડી રીતે ક્રાંતિના વિરોધીઓ, સરકારનું એક અંગ, બનતા જતા હતા. લોકોની સાથે તેમનો સંબંધ સાવ તૂટી ગયો હતો, અને તેમને લોકોના પ્રશ્નો સરકારી રીતે જોવાની ટેવ પડી; એ ટેવ આજ સુધી ચાલુ જ રહી છે. તેમનો પક્ષ ખરી રીતે પક્ષ જ ન રહ્યો, તેઓ તો માત્ર થોડાં મોટાં શહેરોમાં કોઈના પણ પ્રતિનિધિ નહિ એવા નેતાઓ રહ્યા. શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રી સામ્રાજ્યના એલચી બન્યા, બ્રિટિશ સરકારની માગણીથી તેઓ અનેક બ્રિટિશ વસાહતોની તેમજ

અમેરિકાની મુલાકાતે ગયા અને ત્યાં મહાસભાની અને પોતાના દેશબંધુઓની, સરકારની સામે તેઓ જે લડત ચલાવી રહ્યા હતા તે માટે સખત ટીકા કરી.

અને છતાં આ મધ્યમમાર્ગી નેતાઓ નિશ્ચિંત હતા એમ તો ન જ કહી શકાય. પોતાના લોકોમાંથી સાવ અલગ પડી જવું, અને જ્યાં કશો વિરોધ ન દેખાતો હોય કે સંભળાતો હોય ત્યાં વિરોધ જોવો અને સાંભળવો એ કાંઈ આનંદની વાત તો નથી જ. લોકોની પ્રચંડ જાગૃતિ થઈ રહી હોય ત્યાં જાગૃતિના વિરોધીઓને લોકો શેના જ સહન કરે? — જો કે ગાંધીજીની વારંવાર નીકળતી ચેતવણીને લીધે અસહકાર તેના વિરોધીઓને માટે બીજા સંજોગોમાં થયો હોત તેના કરતાં વધારે સૌમ્ય અને સહનશીલ રહ્યો હતો. આમ છતાં પણ વાતાવરણ જ એવું બન્યું હતું કે જેથી લડતના વિરોધીઓ ગૂંગળાઈ જતા અને લડતને ટેકો આપનારાઓ નવજીવન, નવચેતન અને નવશક્તિથી ઊભરાતા. પ્રચંડ લોકજાગૃતિ અને સાચી ક્રાંતિકારી પ્રવૃત્તિઓની સદા આવી બેવડી અસર થાય જ છે: આમવર્ગને અથવા આમવર્ગની સાથે ઊભા રહેનારાઓને એથી ઉત્તેજન મળે છે, તેમનું વ્યક્તિત્વ બહાર આવે છે; અને વિરોધીઓનો વિકાસ દબાઈ જાય છે અને તેઓ ગૂગળાય છે.

આ કારણે કેટલાક લોકો અસહકાર વિશે ફરિયાદ કરતા કે તેમાં અસહિષ્ણુતા છે અને તે વિરુદ્ધ મત દાબી દઈ, મત અને કાર્યની એક પ્રકારની જડ એકતા ઉત્પન્ન કરવા માગે છે. આ ફરિયાદમાં સત્ય તો હતું, પણ સત્ય એ હકીકતમાં રહેલું હતું કે અસહકાર એ એક આમવર્ગની પ્રવૃત્તિ હતી, અને એના નેતા એક એવા પ્રભાવશાળી વ્યક્તિ હતા કે જેમના તરફ હિંદુસ્તાનના લાખો લોકો ભક્તિથી ઊભરાતા. એથી વધારે સાર્થ સત્ય આમવર્ગની ઉપર થયેલી તેની અસરમાં જોવામાં આવતું હતું. આ લડતને પરિણામે આમવર્ગે મુક્તિનું એક અપૂર્વ ભાન અનુભવ્યું, એક જબરદસ્ત બોજો ઉતારીને ફેંકી દીધો હોય એવું ભાન અનુભવ્યું. જે ભયથી તેઓ આજ સુધી દબાઈ રહ્યા હતા તે ભય ક્યાંયે ઊડી ગયો, તેઓ ટટાર થયા,

અને માથું ઊંચું રાખી ચાલવા લાગ્યા. દૂરનાં ખૂણેરામાં પણ લોકો મહાસભા અને સ્વરાજ્યની (નાગપુર મહાસભાએ સ્વરાજ્યનું ધ્યેય ઠરાવ્યું હતું) અને પંજાબની ઘટનાઓની અને ખિલાફતની વાતો કરવા લાગ્યા, પણ ઘણાંખરાં ગામડાંઓમાં ખિલાફતનો અર્થ લોકો વિચિત્ર કરતા. ઉર્દૂ શબ્દ "ખિલાફ"નો અર્થ વિરુદ્ધ, એટલે લોકો સમજ્યા 'ખિલાફત' એટલે સરકારની વિરુદ્ધની હિલચાલ! તેઓ પોતાની આર્થિક ફરિયાદોની ચર્ચા તો અવશ્ય કરતા જ. અસંખ્ય સભાઓ અને પરિષદોથી તેમને પુષ્કળ રાજકીય શિક્ષણ મળી રહ્યું હતું.

મહાસભાના કાર્યક્રમમાં માનનારા અને તેને માટે કાર્ય કરનારા ૧૯૨૧ના વર્ષ દરમ્યાન એક પ્રકારના નશાથી ચકચૂર રહેતા. અમારામાં એક પ્રકારનો અજબ તરવરાટ, આશાવાદ અને ઉન્નતિકર ઉત્સાહ ઊભરાતો. કોઈ કાર્યને માટે ભેખ લીધેલા પુરુષનો આનંદ અમે અનુભવતા. શંકા કે સંશયથી અમે કદી ન મૂંઝાતા; અમારો માર્ગ અમારી આગળ ખુલ્લો દેખાતો અને કોઈના ઉત્સાહથી ઉત્તેજન મેળવતા તો કોઈને ઉત્તેજન આપતા અમે એરોકટોક કૂચ કરી રહ્યા હતા. કદી ન કરેલો એવો સખત પરિશ્રમ અમે કરતા, કારણ અમે જાણતા હતા કે સરકારની સાથે અથડામણ તુરત જ આવવાની છે અને અમને પકડી લેવામાં આવે તે પહેલાં અમારે જેટલું થઈ શકે એટલું કરી બતાવવું હતું.

આ બધા ઉપરાંત અમે એક પ્રકારની મુક્તિનું ભાન અનુભવતા, અને એને વિષે અભિમાન અનુભવતા. દબાઈ ગયેલા હોવાની અને હતાશતાની જૂની લાગણી સાવ નષ્ટ થઈ હતી. કાયદાની ચુંગાળમાં ન આવવાને માટે એકબીજાના કાન કરડીને અથવા તો ગોળગોળ ભાષા બોલીને સંતોષ માનવાપણું રહ્યું નહોતું. જે હૃદયમાં આવ્યું તે બોલતા અને છડેચોક તેનો પોકાર કરતા. પરિણામની અમને શી પડી હતી? જેલ? જેલ તો અમારે જોઈતી હતી; જેલ જવાથી તો અમારી લડતને મદદ મળશે એમ અમે માનતા હતા. અમારી આસપાસ જે અસંખ્ય જાસૂસો અને ગુપ્તચરો ભમ્યા કરતા અને પાછળ પાછળ ફરતા તે બિચારા સાવ દયાપાત્ર બની ગયા હતા. કારણ

કે અમારે વિષે કશું ગુપ્ત તેમને જાસૂસીપણું કે જોવાપણું રહ્યું ન હતું. અમારી બાજી તો સાવ ખુલ્લી થઈ ગઈ હતી.

જોતજોતામાં હિંદુસ્તાનની સૂરત બદલી નાખનારું, અને દેશનું સ્વાતંત્ર્ય દિનપ્રતિદિન નિકટ લાવનારું મહાન રાજકીય કાર્ય અમે કરી રહ્યા છીએ એવો સંતોષ તો અમને હતો જ, પણ અમારું ધ્યેય અને અમારાં સાધનો અમારા વિરોધીઓના કરતાં વધારે શુદ્ધ અને ઉત્કૃષ્ટ છે એવી ખુમારી અમે મનમાં રાખતા. અમારા નેતા વિષે અને લડતની તેમણે ઘડેલી અપૂર્વ રીત વિષે અમે અભિમાન લેતા, અને એવી રીત વાપરવાથી જ અમે જાણે ભારે સાધુ બની ગયા હોઈએ એમ ઘડીવાર માનતા. અશાંતિમાં, અને અમે એ અશાંતિના ઉત્પાદક હતા છતાં પણ તેમાં એક પ્રકારની અંતરની શાંતિ અનુભવતા.

અમારો પારો ચડતો જતો હતો તેમ સરકારનો ઊતરતો જતો હતો. સરકારને શું બની રહ્યું છે તેની ખબર નહોતી પડતી. હિંદુસ્તાનમાં તેના હમેશના અનુભવની જૂની દુનિયાની ઇમારત જાણે પડુ પડુ થઈ રહી હતી. જ્યાં જોઈએ ત્યાં અન્યાય, અપમાનનો મુકાબલો કરવાનો જુસ્સો નજરે પડતો હતો, આત્મ-વિશ્વાસ અને નિર્ભયતા નજરે પડતાં હતાં, અને ઇંગ્લંડના જે મોટા સ્તંભ ઉપર હિંદમાં બ્રિટિશરાજ નભી રહ્યું છે તે સનંદ હચમચી રહેલો દેખાતો હતો. દમનનીતિ જ્યાં સુધી નાના પાયા ઉપર હતી ત્યાં સુધી તો લડતને બળ જ મળતું જતું હતું, અને મોટા ધુરંધરોને પકડતાં સરકાર બહુ અચકાતી હતી. રખેને કાંઈ ભયાનક પરિણામ આવે તો! હિંદી સિપાઈઓ વફાદાર રહેશે ખરા કે? પોલીસ બધા હુકમનો અમલ કરશે કે? સને ૧૯૨૧ના ડિસેંબરમાં વાઇસરૉય લૉર્ડ રિડિંગે કહ્યું હતું તેમ, સરકાર "ગૂંચાઈ હતી અને મૂંઝાઈ હતી."

સને ૧૯૨૧ના ઉનાળામાં સંયુક્ત પ્રાંતની સરકારે એના જિલ્લા અમલદારોને એક મજાનો સરક્યુલર (પરિપત્ર) ગુપ્ત રીતે પહોંચાડ્યો હતો. આ સરક્યુલર પાછળથી એક છાપામાં પ્રગટ થયો હતો. આમાં જણાવવામાં આવ્યું હતું કે એ દુઃખદ વાત છે

કે હંમેશાં પ્રથમ પગલું શત્રુ લે છે (શત્રુ એટલે મહાસભા); આ પછી એ સરક્યુલરમાં પ્રથમ પગલું સરકાર પક્ષે કેવી રીતે લેવું તેને માટે વિવિધ સૂચનાઓ કરવામાં આવી હતી. આ સૂચનામાં 'અમન' સભા નામની પેલી હાસ્યજનક સંસ્થાઓ બનાવવાની સૂચના એ એક હતી. એમ મનાતું હતું કે અસહકારનો મુકાબલો કરવાની આ ખાસ રીત એ મધ્યમમાર્ગી પ્રધાનોની સૂચનાથી સ્વીકારવામાં આવી હતી.

અનેક બ્રિટિશ અમલદારો હિંમત હારવા લાગ્યા હતા, તેમના ઉપર ભારે બોજો આવી પડયો હતો. દિનપ્રતિદિન વધતા જતા વિરોધ અને સરકારની સત્તાની અવગણનાનું વિશાળ વાદળ સરકારી હિંદુસ્તાનને જાણે ઢાંકી દેતું હતું અને તેમ છતાં તેની શાંત કાર્યપ્રણાલિને લીધે તેને બળજબરીથી દાબી દેવાને માટે એકે બારી, બહાનું કે સંધિ મળી શકતી નહોતી. સામાન્ય અંગ્રેજ અહિંસાની પ્રામાણિકતામાં માનતો ન હતો; તેને એ બધું પાખંડ લાગતું, તે એમ માનતો કે એ કહેવાતી અહિંસાની પાછળ કોઈ એવું જબરદસ્ત કાવતરું રહેલું છે કે જે કોક દિવસ ખુનામરકી સાથે ફાટી નીકળ્યા વગર નહિ રહે. પૂર્વ એ મહા વિચિત્ર પ્રદેશ છે, અને તેની બજારોમાં અને સાંકડી ગલીઓમાં હંમેશાં ગુપ્ત કાવતરાં રચાતાં રહે છે એવી સામાન્ય માન્યતામાં બાળપણથી જ ઊછરેલો અંગ્રેજ આ ગૂઢતાનાં ધામો મનાતા પ્રદેશોને વિષે કશું પ્રામાણિક કલ્પી શકતો જ નથી. પૂર્વના બિચારા સીધા, સાદા, કશીયે ગૂઢતા વિનાના મનુષ્યને સમજવામાં એ કદી પ્રયત્ન કરતો નથી. તેનાથી તે દોઢ ગાઉ દૂર રહે છે, તેને વિષેના વિચારો તે જાસૂસો અને ગુપ્તમંડળો વિષેની વાર્તાઓમાંથી મેળવે છે, અને પછી પોતાના કલ્પનાના ઘોડાની લગામ છોડી મૂકે છે. આ જ કારણે પંજાબમાં ૧૯૧૯ના એપ્રિલના આરંભમાં અમલદારો અને અંગ્રેજ લોકો એક અચાનક ભયથી અકળાઈ ગયા હતા. જ્યાં ત્યાં જોખમ, ભયાનક ખુનામરકીઓથી ભરેલો એક સર્વવ્યાપી બળવો, જોઈ રહ્યા હતા અને આને પરિણામે કોઈ પણ ઉપાયે આત્મરક્ષણ કરવાના આપોઆપ સૂઝેલા વિચારશૂન્ય પ્રયત્નથી તેમણે એક ભયાનકતાનું વાતાવરણ પેદા કરી લીધું હતું. અમૃતસરના

જલિયાંવાલા બાગ અને પેટે ચાલવાની ગલી એ આ ભયાનકતાના નમૂનામાત્ર હતા.

૧૯૨૧નું વર્ષ એ ભારે રમાકમીનુ વર્ષ હતું. અમલદારોને પજવનારી, અકળાવનારી અને નાહિંમત કરનારી અનેક ઘટનાઓ બનતી હતી. જે બનતું હતુ એ બધુ ખગબ તો હતુ જ, પણ કલ્પના એથી વધારે ભયાનક વસ્તુની થતી. નિરંકુશ કલ્પનાનો એક નમૂનો મને યાદ આવે છે મારી બહેન સ્વરૂપના લગ્નની તિથિ, પંચાંગ જોઈને, યોગ્ય મુહૂર્ત તપાસીને, દસમી મે રાખવામાં આવી હતી. ગાંધીજી અને અલીભાઈઓ અને બીજા અનેક મહાસભાવાદીઓને બોલાવવામા આવ્યા હતા અને તેમની અનુકૂળતાની ખાતર એ જ અરસામા અલ્લાહાબાદમાં મહાસભાના કાર્યવાહક મંડળના સભ્યોની બેઠક રાખી હતી સ્થાનિક મહાસભાવાદીઓને બહારના પ્રસિદ્ધ નેતાઓની હાજરીનો લાભ લેવો હતો, એટલે તેમણે આસપાસના ગામડાઓમાથી ઢગલાબંધ ખેડૂતો આવશે એવી આશાથી જિલ્લાની પરિષદ મોટા પાયા ઉપર ગોઠવી હતી. આ બેઠકો અને પરિષદોને લીધે અલ્લાહાબાદમા સારી પેઠે ધમાલ અને ખળભળાટ મચ્યો હતો કેટલાક લોકોના મન ઉપર આની અજબ અસર થઈ હતી એક દિવસ મારા એક બૅરિસ્ટર મિત્રે મને ખબર આપી કે ઘણા અંગ્રેજ લોકો અત્યંત ભયભીત થયા છે અને શહેરમા કંઈક ભારે નવાજૂની થશે એમ ધારી બેઠા છે. તેઓ પોતાના હિંદી નોકરોનો પણ વિશ્વાસ ન રાખતા અને ગજવામા રિવોલ્વરો લઈને ફરતા હતા. એવી વાત પણ એક કાનેથી બીજે કાને સંભળાતી કે જરૂર પડે તો અલ્લાહાબાદમા વસતા તમામ અંગ્રેજોને રક્ષણ આપવાને માટે *અલ્લાહાબાદનો કિલ્લો તૈયાર રાખવામા આવ્યો છે.* જ્યારે અહિંસાના આચાર્ય સ્વયં પ્રયાગના શાંત અને નિદ્રાવશ નગરમાં આવનાર હતા ત્યારે બળવો થવાની વકી શા માટે રાખવામાં આવી હશે? એ વિષે મારી મતિ સાવ મૂંઝાઈ ગઈ હતી. પણ ખુલાસો સીધો હતો! હિંદુ પંચાગ પ્રમાણે મારી બહેનના લગ્નની તિથિ ૧૦મી મેએ આવતી હતી. અકસ્માત એ બન્યો કે એ જ દિવસે એટલે ૧૦મી મેએ ૧૮૫૭મા મેરઠમા બળવો

ફાટી નીકળ્યો હતો આ લોકોને એવો ભય પેસી ગયો હતો કે, ભગવાના એ દિવસની ઉજવણી તો અમે નહિ કરવાના હોઈએ।

૧૯૨૧માં ખિલાફતની હિલચાલને મહત્ત્વ મળવાને લીધે અનેક મૌલવીઓ અને મુસલમાન ધાર્મિક નેતાઓએ રાજકીય લડતમા આગળ પડતો ભાગ લીધો. તેમણે લડતને ચોખ્ખો ધાર્મિક રંગ આપ્યો અને તેને લીધે આમ મુસલમાન વર્ગ ઉપર સારી પેઠે અસર થઈ કઈ ખાસ ધાર્મિક વૃત્તિના નહિ એવા અનેક પાશ્ચાત્ય રીતે રહેનાર મુસલમાનો દાઢી રાખતા થઈ ગયા અને જૂના વિચારના મુસલમાનોની રહેણીકરણીને અનુસરવા લાગ્યા. મૌલવીઓની અસર અને ઇજ્જત નવા વિચારોને લીધે અને દેશ વધારે પાશ્ચાત્ય થતો જતો હોવાને લીધે આજ સુધીમા ઓછી થતી જતી હતી, પણ તે પાછી વધવા લાગી અને મુસલમાન આમવર્ગમાં તેમનો પ્રભાવ પડવા લાગ્યો અલીભાઈઓ પોતે ધાર્મિક વૃત્તિના હતા એટલે તેમણે આ પરિણામ લાવવામા મદદ કરી અને ગાધીજીએ પણ મૌલવી અને મૌલાનાઓને અતિશય માન આપીને મદદ કરી

ખરેખર ગાધીજી તો લડતની ધાર્મિક અને આધ્યાત્મિક બાજુ ઉપર હમેશા ભાર મૂકતા જ જતા હતા એમનો પોતાનો ધર્મ રૂઢિબદ્ધ ન હતો પણ જીવનના ઉપર તેમની દૃષ્ટિ સ્પષ્ટ રીતે ધાર્મિક હતી, એટલે આખી લડત ઉપર એનુ પ્રબળ પરિણામ થયુ અને આમવર્ગ તો એને એક ધાર્મિક પુનરુદ્ધારની હિલચાલ જ સમજતો. મહાસભાના ઘણાખરા કાર્યકર્તાઓ સ્વાભાવિક રીતે પોતાના નેતાની નકલ કરવાનો અને તેમની ભાષા સુધ્ધા ઉપજાવવાનો પ્રયત્ન કરતા, અને આમ છતા મહાસભાની કાર્યવાહક સમિતિમાના ગાંધીજીના અગ્રગણ્ય સાથીઓ — મારા પિતા, દેશબંધુ દાસ, લાલા લાજપતરાય અને બીજા, સામાન્ય અર્થમાં ધાર્મિક મનુષ્યો તો નહોતા જ, અને તેઓ રાજકીય પ્રશ્નોને રાજકીય કક્ષામા જ રાખીને વિચાર કરતા તેમના જાહેર વ્યાખ્યાનોમા તેઓ ધર્મનુ નામ પણ ન લેતા, પણ તેમના વચનના કરતા તેમણે જે ત્યાગ કર્યો હતો તેની જ ભારે અસર થતી. જગત જેની બહુ કિંમત કરે છે એવુ ઘણુ છોડીને તેમણે સાદાઈ

ગ્રહણુ કરી હતીને ? આ ત્યાગને જ તેઓ એક ધર્મનુ ચિહ્ન માનતા એટલે આખી લડતને ધાર્મિક પુનરુદ્ધારનુ સ્વરૂપ મળવામાં મદદ થઈ.

રાજકાજમા આ ધાર્મિક તત્ત્વો વધવાથી મને કદી કદી મૂઝવણુ થતી. મુસલમાનો અને હિંદુઓ બંને તરફથી આ ધાર્મિક વલણુ મળી રહ્યુ હતું. મને એ જરાય પસંદ ન પડતુ. મૌલવીઓ, મૌલાનાઓ અને સ્વામીઓ પોતાના જાહેર ભાષણોમા જે બોલતા તેમાનુ ઘણું મને અતિશય દુ:ખદ થઈ પડતું. ઇતિહાસ, સમાજવિદ્યા અને અર્થશાસ્ત્રનુ તેમનુ જ્ઞાન મને સાવ ખોટું લાગતુ, અને દરેક વસ્તુને તેઓ ધાર્મિક રૂપ આપતા તેને લીધે તેઓ સ્પષ્ટ વિચાર કરી શકતા ન હતા એમ મને લાગતુ. અરે કેટલીક વાર ગાધીજીના પોતાના વાક્યો પણુ મને ખૂચતા — દાખલા તરીકે તેઓ વારવાર રામરાજ અથવા સતયુગ આવવાની વાતો કરતા તે મને ન ગમતું, પણુ એ રોકવાની મારી શક્તિ ન હતી, અને હુ મારા મનને સમજાવી લેતો કે ગાંધીજી એ શબ્દ એટલા માટે વાપરતા કે આમવર્ગને એ પરિચિત હતા અને તેઓ એ શબ્દનો ભાવાર્થ સમજતા. લોકોના હૃદયને પહોંચવાની એમની પાસે અજબ કળા છે

પણ આ વસ્તુઓ વિષે હું બહુ તપાસમા નહિ પડતો મારું કામ અને લડતને આગળ ધપાવવાની મારી ઇચ્છાથી હું એટલો ભરેલો હતો કે આવી મને તે કાળે તુચ્છ લાગતી વાતોની હું કશી દરકાર ન કરતો. દેશવ્યાપી લડતમા અનેક જાતના અને ભાતના લોકો હોવાના જ, અને જ્યા સુધી અમારી મુખ્ય દિશા સાચી હતી ત્યા સુધી ક્યાંક ક્યાંક વમળો અને ખાડાખાબોચિયાં આવે તેની મને પરવા ન હતી. ગાધીજીને પોતાને સમજવા બહુ સહેલા ન હતા, ઘણીવાર તેમની ભાષા સામાન્ય આધુનિક માણસને સમજાવી લગભગ અશક્ય હતી, પણ અમે માનતા કે તેઓ એક મહાન અને અપ્રતિમ પુરુષ છે અને તેજસ્વી નેતા છે એટલુ જાણવા પૂરતુ તો અમે તેમને ઓળખતા જ હતા, અને તેમને વિષે વિશ્વાસ હોવાને લીધે અમે તેમને તે કાળ માટે તો કોરે પાને સહી કરી દીધી હતી ઘણીવાર અમે માંહોમાંહે એમની ધૂનો

અને વિચિત્રતાઓની ચર્ચા કરતા, અને અર્ધ વિનોદમાં કહેતા કે, સ્વરાજ્ય આવે ત્યારે એ બધું આપણે નહિ ચાલવા દઈએ.

પણ અમારામાંના ઘણા રાજકીય અને બીજી બાબતોમાં એમની એટલી બધી અસર તળે હતા કે ધાર્મિક ક્ષેત્રમાં પણ તેમની અસરથી સાવ અસ્પૃષ્ટ તો ન જ રહ્યા. તેમનો સીધો પ્રભાવ ન પડે પણ ઘણીવાર આડકતરી રીતે સારી પેઠે પ્રભાવ પડ્યા વિના રહેતો નહિ. ધર્મનાં બાહ્ય ચિહ્નો મને ગમતાં નહિ અને ખાસ કરીને કહેવાતા ધાર્મિક માણસો લોકોની શ્રદ્ધાનો દુરુપયોગ કરે એ મને મુદ્દલ ન ગમતુ, છતાં પણ મારું મન ધર્મ તરફ ધીમે ધીમે ઢળતું જતું હતું. ૧૯૨૧ની સાલમાં મારું મન ધર્મ તરફ જેટલું વળ્યું તેટલું મારા બાળપણના દિવસો પછી કોઈ પણ વાર વળ્યુ ન હતું. આમ છતાં હું બહુ નિકટ તો ન જ પહોંચ્યો.

મને ખાસ પ્રિય હતી એ તો અમારી લડતની અને સત્યાગ્રહની નૈતિક બાજુ. અહિંસાના સિદ્ધાંત વિષે મને સંપૂર્ણ નિષ્ઠા હતી કે સદાકાળને માટે મેં તે સ્વીકાર્યો હતો એમ તો ન કહેવાય, પણ તેના તરફ હું વધારે ને વધારે આકર્ષાતો જતો હતો અને હુ ધીમે ધીમે એમ માનતો થયો કે હિંદુસ્તાનની વર્તમાન સ્થિતિમાં અને હિંદુસ્તાનની સંસ્કૃતિ અને પરાપૂર્વની પ્રથા જોતાં અહિંસાનો માર્ગ જ અમારે માટે યોગ્ય હતો. રાજકાજને સંકુચિત ધાર્મિક અર્થમાં નહિ પણ વિશાળ અર્થમાં આધ્યાત્મિક કરવાનો વિચાર મને સુંદર લાગ્યો. ઉદાત્ત ધ્યેયને માટે ઉદાત્ત સાધન પણ જોઈએ જ એ શુદ્ધ નીતિનો સિદ્ધાંત હતો એટલું જ નહિ પણ શુદ્ધ વ્યવહાર પણ હતો. કારણ કે સાધનો શુદ્ધ ન હોય તો ઘણીવાર ધ્યેય સિદ્ધ નથી થતું અને નવા પ્રશ્નો અને મુશ્કેલીઓ ઊભી થાય છે અને કોઈ વ્યક્તિ અથવા દેશના સ્વાભિમાનને માટે આવાં હીન કે કલુષિત સાધન લેવાં એ અજુગતું લાગતું હતું, હિણપત ભરેલું લાગતું હતું. કીચડ વાપરીએ તો તેથી ખરડાયા વિના શી રીતે રહીએ? નીચા વળીએ અથવા નાકલીંટી કાઢીએ તો ત્વરાથી અને શાનથી કૂચ શી રીતે કરી શકીએ?

તે કાળે આવા મારા વિચારો હતા. અસહકારની પ્રવૃત્તિથી મારે જે જોઈતું હતુ. તે મળશે એમ મને લાગતું હતું. રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનું ધ્યેય, દલિતવર્ગના શોષણનો અંત, અને મારા હૃદયને સંતોષે તેવાં અને મારી સ્વતંત્રતાને અખંડ રાખે તેવાં સાધન — આ બધું અસહકારની લડતમાંથી મને મળી રહેતું લાગતું હતું. આમાંથી મને એટલો તો આત્મસંતોષ મળતો કે નિષ્ફળતાના સંભવની પણ મારી આગળ કશી કિંમત ન હતી, કારણ નિષ્ફળતા આવે તે પણ થોડા સમય માટેની હોય. ભગવદ્‌ગીતાનો આધ્યાત્મિક ભાગ હું સમજતો નહિ કે એના તરફ હું આકર્ષાતો પણ નહિ, પણ ગાંધીજીના આશ્રમની પ્રાર્થનામાં સંધ્યાકાળે બોલાતા શ્લોકો વાંચવા મને ગમતા, કારણ તેમાં માણસને સ્થિરબુદ્ધિ, શાંત અને અસંમૂઢ રહીને ફળની સ્પૃહા વિના પોતાનુ કર્તવ્ય કર્યે જવાનો બોધ રહેલો હતો. હું પોતે બહુ શાંત અને અનાસક્ત નહિ એટલે જ કદાચ આ આદર્શ મને બહુ ગમ્યો હશે.

## ૧૧

# મારી પહેલી જેલ

૧૯૨૧નું વર્ષ અમારે માટે અસાધારણ વર્ષ હતું. રાજકાજ, રાષ્ટ્રવાદ, ધર્મ, ભાવુકતા અને ધર્માંધતા એ બધાનો ખીચડો થયો હતો, અને આ સર્વની પાછળ ગામડાંઓમાં ખેડૂતોનો અસંતોષ અને શહેરોમાં મજૂરોની હિલચાલ જ્યાં ત્યાં જોવામાં આવતાં હતાં. રાષ્ટ્રવાદ અને એક અસ્પષ્ટ પણ ગંભીર દેશવ્યાપી આદર્શવાદને લીધે આ બધી વિવિધ અને ઘણીવાર પરસ્પર વિરોધી અશાંતિની પ્રવૃત્તિઓ અજબ રીતે ભેગી થઈ હતી. અને છતાં આ રાષ્ટ્રવાદ પોતે પણ એક મિશ્ર બળ હતું. એની પાછળ હિંદુ રાષ્ટ્રવાદ જોઈ શકાતો; કેટલેક અંશે હિંદુસ્તાનની સરહદની પાર પહોંચતો મુસ્લિમ રાષ્ટ્રવાદ પણ હતો, અને ચાલુ જમાનાને એ બન્ને કરતાં વધારે છાજે એવો હિંદી રાષ્ટ્રવાદ પણ હતો. તત્કાળ માટે તો આ ત્રણે શક્તિ એકબીજામાં ભળી જતી અને ત્રણે સાથે ચાલતી. ઠેર ઠેર "હિંદુ મુસલમાન કી જય" સંભળાતી. ગાંધીજીના નામમાં જ કંઈક એવું જાદુ હતું કે દરેક વર્ગના અને દરેક ધંધાના લોકો ઉપર એણે ભૂરકી નાખી હતી. અને બધાનો મળેલો સંભૂમેળો એક જ દિશામાં ગતિ કરતો કરી મૂક્યો હતો. એક બીજા નેતાને માટે વાપરવામાં આવ્યું છે તે વાક્ય વાપરું તો તેઓ "લોકોની સંમિલિત ઇચ્છાઓનું પ્રતીક બન્યા હતા."

વળી એથી વધારે જાણવા જોગ વાત તો એ હતી કે, આ ઇચ્છાઓ અને આવેશોમાં પરદેશી રાજકર્તાઓ વિષે તિરસ્કાર બહુ ઓછો ભળેલો હતો, જો કે બધાનો ધ્વનિ આ લોકોને કાઢવાનો હતો. રાષ્ટ્રવાદમાં એક પ્રકારની સ્પષ્ટ વિરોધભાવના તો રહેલી જ છે, અને બીજા રાષ્ટ્રની પ્રજાઓ અને ખાસ કરીને પરાધીન દેશ ઉપર રાજ કરતા પરદેશી રાજકર્તાઓ તરફના

તિરસ્કાર અને રોષ ઉપર એ રાષ્ટ્રવાદ નભે છે અને પરિપુષ્ટ થાય છે. ૧૯૨૧મા હિંદુસ્તાનમા બ્રિટિશ લોકો પ્રતિ આ તિરસ્કાર અને રોષ અવશ્ય હતો, પણ આપણા દેશ જેવા બીજા દેશોની સરખામણીમાં એ તિરસ્કાર અને રોષ નહિ જેવા હતા. બેશક આનુ કારણુ અહિંસાના રહસ્ય ઉપર ગાંધીજી જે ભાર મૂકતા તે હતું વળી લડત શરૂ થતાની સાથે આખા દેશમા જે મુક્તિ અને શક્તિનુ ભાન વ્યાપ્યુ હતું અને ભવિષ્યમા થનાર વિજય વિષે જે વિશ્વાસ વ્યાપેલો હતો તે પણુ આને માટે જવાબદાર હતો જયારે સુદર કામ ચાલી રહ્યુ છે અને જ્યારે તુરત જ અમને સફળતા મળવાની વકી છે ત્યારે રોષ શા સારુ કરવો, તિરસ્કાર શા સારુ કરવો? અમને સૌને એમ લાગતુ કે ઉદાર થવુ પરવડે એમ છે.

અમારા હૃદયમા એટલી ઉદારતા નહોતી જો કે અમારા દેશના ખોબા જેટલા માણસોએ અમારી સામે થઈને રાષ્ટ્રીય પ્રવૃત્તિનો વિરોધ કર્યો હતો તેમના તરફ અમે વિવેકથી અને મર્યાદાસર વર્તતા એમના તરફ તિરસ્કાર કે રોષ રાખવાનો પ્રશ્ન જ ન હતો કારણુ તેમની કશામા ગણતરી ન હતી, અને અમે તેમને વિષે બેદરકાર રહી શકતા હતા પણુ ઊંડેઊંડે તેમની નબળાઈ અને સમયસાધુપણા માટે તથા દેશની લાજ અને દેશનુ માન વેચવા માટે તેમના તરફ તિરસ્કાર હતો

આમ આંખ મીચીને છતા આગ્રહપૂર્વક ઝુકાવ્યે જતા હતા કાર્યના ઉલ્લાસથી અમને વિશેષ ગતિ મળતી, પણુ અમે કયા જતા હતા, અમારુ ધ્યેય શુ હતું એ વિષે કોઈના મનમા કશો સ્પષ્ટ વિચાર ન હતા તે કાળના આવેશમા લડતની ફિલસૂફી અને લડતનુ સ્પષ્ટ ધ્યેય એ બે તાત્ત્વિક વસ્તુઓનો વિચાર કર્યા વિના અમે આગળ ધપ્યે જતા હતા, એ વાતનો વિચાર જ આજે આશ્ચર્ય પમાડે છે અમે સૌ સ્વરાજ વિષે આવેશભર્યાં ભાષણુ આપતા, પણ અમારા દરેકના મનમા એ શબ્દનો અર્થ જુદો જુદો હતો ઘણાખરા જુવાનો તો એનો અર્થ રાજકીય સ્વાતંત્ર્ય અથવા એવુ જ કંઈ કરતા, અને એમા લોકશાસનપદ્ધતિનો સમાવેશ કરતા અને અમારા ભાષણોમા પણ આ વસ્તુ જાહેર કરતા અમારામાંના

ઘણા એમ પણ માનતા કે મજૂરો અને ખેડૂતોને દાબી દેનારાં કરજ અને કરના જેવા અનેક બોજાઓ સ્વરાજ આવ્યે ઓછા થશે, પણ એ પણ સ્પષ્ટ હતું કે અમારા નેતાઓમાંના ઘણાખરાના મનમાં સ્વરાજનો અર્થ સંપૂર્ણ સ્વાતંત્ર્યના કરતાં બહુ ઓછો હતો. આ વિષે ગાંધીજીના પોતાના વિચાર પણ અજબ રીતે અસ્પષ્ટ હતા, અને એ વિષે સ્પષ્ટ વિચાર કરવાનું તેઓ ઉત્તેજન પણ ન આપતા. પણ જ્યારે જ્યારે તેઓ બોલતા ત્યારે ત્યારે તેમના શબ્દોમાં દલિત અને પીડિત વર્ગો માટેનું સ્વરાજ તેઓ ઇચ્છે છે એમ સ્પષ્ટ સમજાતું અને આ સ્વરાજ કેવા પ્રકારનું હશે તે વિષે તેઓ કશું કહેતા નહિ તેમજ દબાવનારા અને પીડા આપનારા વર્ગોને પણ તેઓ નિર્ભય કરતા જતા હતા, છતાં અમને ઘણાને એટલું આશ્વાસન તો રહેતું જ કે એ દલિતો અને પીડિતોને માટેના સ્વરાજની ભાષા એઓ વાપરે છે. અમુક પ્રશ્નનો બુદ્ધિથી મુકાબલો કરવા ઉપર તેમનો કદી આગ્રહ ન હતો, તેઓ તો હમેશાં ચારિત્ર્ય અને સાધુતા ઉપર ભાર મૂકતા. હિંદની પ્રજાને ટટાર કરવામાં અને ચારિત્ર્યબળ આપવામાં તેઓ અદ્‌ભુત રીતે સફળ થયા એ વિષે શંકા નથી જ. પણ ઘણાને વિષે હિંમત કે ચારિત્ર્યબળ કેળવવાનું તો દૂર રહ્યું; કૃશ શરીર અને નિસ્તેજ દેખાવમાં જ સાધુતા રહેલી છે એવી કલ્પના તેમના મનમાં ઘર ઘાલી બેઠી.

પણ આમવર્ગમાં તો અસાધારણ હિંમત આવી ગઈ હતી, અને તેથી જ અમને લડત વિષે બહુ શ્રદ્ધા રહેતી. હિંમત વિનાના અજ્ઞાન અને છિન્નભિન્ન એવા લોકો એકાએક પોતાની કાયરતા ખંખેરી ઊભા થયા, માથાં ઊંચાં કર્યાં અને નિયમબદ્ધ સંઘકાર્યમાં સમસ્ત દેશે ભાગ લીધો. અમને લાગતું કે આ કાર્ય જ આમવર્ગને એવી શક્તિ આપશે કે જેનો મુકાબલો કોઈ ન કરી શકે. આ કાર્યની પાછળ વિચારની આવશ્યકતાનો અમે વિચાર જ ન કર્યો; જ્ઞાનપૂર્વક નક્કી કરેલી વિચારપ્રણાલિ અને ધ્યેય વિના આમવર્ગની શક્તિ અને ઉત્સાહ ઘણુંખરું વેડફાઈ જશે એ વાત જ અમે ભૂલી ગયા. કેટલેક અંશે અમારી લડતમાં રહેલો ધર્મજાગૃતિનો અંશ અમને આગળ ધકાવે જતો હતો — એ પ્રકારની ભાવના ઉત્પન્ન થઈ ગઈ હતી કે રાષ્ટ્રીય અથવા

આર્થિક અન્યાયો દૂર કરવાને માટે અહીંયાં જ એક માર્ગ છે એવો સંદેશો જગતને આપવાને માટે આપણા લોકો સર્જાયા છે. બધી પ્રજાઓ અને બધા દેશો ઘણીવાર પોતાને પ્રભુની માનીતી પ્રજા માનવાના વિચિત્ર ભ્રમમાં પડે છે, અમે પણ એ ભ્રમને વશ થયા. અહિંસા એ યુદ્ધ અને હિંસક પ્રવૃત્તિમાત્રને નાબૂદ કરવાનો ઉપાય છે — કેવળ નીતિમય નહિ પણ કાર્યસાધક ઉપાય છે — એમ અમે સૌ માનતા. ગાંધીજીના યંત્રો વિષે અને આધુનિક સભ્યતા વિષેના જૂના વિચારો અમારામાંના હું ધારું છું કે બહુ ઓછા સ્વીકારતા હતા. અમે ધારતા કે તેઓ પોતે પણ એ વિચારોને સ્વપ્નદર્શીના વિચાર ગાનતા અને આધુનિક સ્થિતિને એ ઘણી રીતે ન લાગુ પડે એમ સ્વીકારતા. આધુનિક સભ્યતાએ સિદ્ધ કરેલી સામગ્રીઓનો ત્યાગ કરવાને અમારામાંના ઘણા તો તૈયાર નહોતા, જો કે અમને એમ લાગ્યું હશે ખરું કે હિંદની પરિસ્થિતિને અનુકૂળ કરવાને માટે એમાં કાંઈક ફેરફારો કરવા જોઈએ. મને પોતાને તો મોટાં યત્રો અને ઉતાવળી મુસાફરીનો હમેશાં મોહ જ રહ્યો છે, છતાં એ વિષે શંકા નથી કે ગાંધીજીની વિચાર-પ્રણાલિની ઘણા લોકોના ઉપર અસર થઈ અને તેઓ યંત્રો અને તેનાં પરિણામોના દોષો જોવા લાગ્યા. આમ કેટલાક ઉજ્જવળ ભવિષ્યની આશા રાખતા હતા, જ્યારે કેટલાક સતયુગની વાટ જોતા હતા. ખૂબી એ હતી કે આ બન્ને વર્ગોને એમ લાગતું કે તેઓ જે એકત્ર પ્રવૃત્તિમાં પડેલા છે તેની આવશ્યકતા છે, અને તેથી જ ભોગ આપવાનું અને સંકટ સહન કરવાનું સૌને માટે સહેલું થઈ પડ્યું હતું.

લડતમાં હું પૂરેપૂરો ખૂચી ગયો હતો, અને હું ધારું છું કે બીજા અનેક લોકોની પણ એ જ સ્થિતિ હશે. મારા બધા જૂના સંબંધો અને સાથો મેં છોડ્યા, જૂના મિત્રો છોડ્યા, પુસ્તકો છોડ્યાં, અને ચાલુ કામ પૂરતાં જરૂર ન હોય તે સિવાય છાપાં વાંચવાં પણ છોડ્યાં. અત્યાર સુધી તો ચાલુ પુસ્તકોનું વાચન મેં ચાલુ રાખ્યું હતું, અને જગતની ઘટનાઓનો અભ્યાસ ઠીક ઠીક રાખ્યો હતો. પણ આ બધા માટે હવે સમય નહોતો. કુટુંબનાં સાગં બંધનો બહુ મજબૂત હતાં. તોપણ હું કુટુંબ, પત્ની,

પુરીને લગભગ ભૂલ્યો હતો. બહુ લાંબા વખત પછી મને ખબર પડી કે એ દિવસોમાં હું એ લોકોના ઉપર કેવો ભારરૂપ થઈ પડ્યો હતો અને એમને મેં કેટલી ચિંતા કરાવી હતી, તેમજ મારી પત્નીએ મારા તરફ કેવી આશ્ચર્યકારક ધીરજ અને સહિષ્ણુતા દાખવી હતી મારો બધો સમય ઑફિસોમાં, કમિટીની બેઠકોમાં અને ટોળાંઓમાં જતો 'ગામડે જાઓ'ની હાકલ જ્યાં ત્યાં સંભળાતી, અને અમે કેટલાય માઈલ ખેતરો ખૂંદતા દૂરદૂરના ગામડાઓમાં જઈ ખેડૂતોની સભાઓ કરતા લોકજાગૃતિનો, લોકોના ઉપર અસર કરવાની શક્તિનો મને રોમહર્ષણ અનુભવ થયો ટોળાંઓનુ માનસ અને શહેરી આમવર્ગ અને ગ્રામ આમવર્ગનો ભેદ હું કંઈક સમજતો થયો અને મોટી મેદનીઓની ધક્કામૂકી વચ્ચે ધૂળ અને ઘોંઘાટના વાતાવરણમાં હું ટેવાઈ ગયો, જો કે તેમાં તાલીમના અભાવથી હું ઘણીવાર ચિડાતો એ દિવસો પછી મારે ઘણીવાર વિરોધી અને ઉછેડાયેલા ટોળાંઓ સાથે કામ લેવું પડ્યું છે, ક્ષણવારમાં એક ચિનગારી પડતાં આગ ભભૂકી ઊઠશે એવી સ્થિતિ મને જણાઈ છે છતાં એ પૂર્વ અનુભવ અને તેથી થતો આત્મવિશ્વાસ આવે પ્રસંગે મને બહુ કામ આવ્યા છે હમેશાં હું સીધો તેમની વચ્ચે ધસ્યો છું તેમનો વિશ્વાસ રાખ્યો છે, અને હમેશાં મને તેમની પાસેથી વિવેક અને આદરનો જ અનુભવ થયો છે, પછી ભલે તેમને મારી વાત ગળે ઊતરી ન હોય પણ ટોળાંઓને વિષે હમેશ માટે કંઈ કહેવાય નહિ, એટલે ભવિષ્યમાં મારે નસીબે જુદા અનુભવ હોય તો કંઈ નવાઈ નહિ

જનસમૂહ મને ગમી ગયો જનસમૂહને હું ગમી ગયો, છતાં હું કદી તેમાં ઓતપ્રોત થયો નહિ હમેશાં હું અલગ જ છું એવું મને ભાન રહેતું, અને એ મારી અલગ માનસિક કક્ષાએથી હું સમૂહ તરફ ટીકાદૃષ્ટિથી જોતો અને એવી રીતે જોતાં મારા આશ્ચર્યનો પાર નહિ રહેતો કે મારી આસપાસ વીંટળાતા આ ટોળાંઓથી દરેક રીતે ભિન્ન — ટેવોમાં, ઇચ્છાઓમાં, માનસિક અને આધ્યાત્મિક દૃષ્ટિમાં ભિન્ન — એવો હું આ લોકોનો સદ્ભાવ અને કંઈક અંશે શ્રદ્ધા કેવી રીતે મેળવી શક્યો હોઈશ? શું એનું કારણ એ હશે કે મારામાં ન હતું એવું કંઈક તેમણે જોયું? મારો વધારે

પરિચય કર્યાં પછી પણ તેઓ મને સહન કરે ખરા કે? કેવળ દંભ અને આડંબરથી તો હું એમનો સદ્ભાવ મેળવી નથી રહ્યો? આવા અનેક ભાવો મારા મનમાં થતા. હું તેમની આગળ સ્પષ્ટ અને સીધું બોલવાનો પ્રયત્ન કરતો; કેટલીકવાર હું કઠોર શબ્દોમાં પણ તેમની આગળ બોલતો અને તેમનામાં ઘર ઘાલી બેઠેલી અનેક માન્યતાઓને અને રૂઢિઓને ખૂબ વખોડી કાઢતો, અને છતાં તેઓ મને સહન કરતા. આમ છતાં મારા મનમાંથી એ વિચાર કદી નીકળી જ નહિ શકતો કે તેમનો પ્રેમ હું જેવો હતો તેવા હું પ્રત્યે ન હતો પણ મારે વિષેની તેમણે કરેલી કોઈક કાલ્પનિક મૂર્તિ માટે હતો. આ કાલ્પનિક મૂર્તિ એ ક્યાં સુધી નભી શકે? અને શા સારુ એને નભાવવી પણ જોઈએ? અને એ ભાંગી પડે અને મારા ખરા સ્વરૂપનું એમને દર્શન થાય ત્યારે શું?

હું અનેક રીતે અહંતાથી ભરેલો છું, પણ આ ભલાભોળા લોકોનાં ટોળામાં અહંતાનો અવકાશ જ નહોતો. તેમનામાં ન હતો દંભ કે ન હતી અશિષ્ટતા — જે બન્ને તેમના કરતાં પોતાને વધારે સારા માનનારા આપણા મધ્યમવર્ગમાં જોવામાં આવે છે. તેઓ અવશ્ય જડ હતા, વ્યક્તિ તરીકે નીરસ હતા, પણ સમૂહમાં તેમને જોઈને અનહદ દયાની લાગણી થતી, અને તેમના ઉપર સદાયે દુઃખનાં વાદળ ઝઝૂમી રહ્યાં હોય એમ લાગતું.

આથી સાવ ઊલટી હતી અમારી પરિષદો. જેમાં અમારા સુનંદા કાર્યકર્તાઓ — હું સુધ્ધાં — મંચ ઉપર ઊભા રહી નાટક કરતા એમાં સારી પેઠે દંભ હતો અને અમારાં છટાદાર ભાષણોમાં આડંબરનો પાર નહોતો. અમારા બધામાં આ દોષો ઓછે-વત્તે અંશે હતા જ, પણ કેટલાક ખિલાફતના ટચુકડા નેતાઓ આ બાબતમાં અમારા સૌના સરદાર હતા. ગંજાવર સભા આગળ મંચ ઉપર ઊભા રહી સ્વાભાવિક રીતે વર્તવું એ સહેલું નથી. અને અમારામાંના ગણ્યાગાંઠ્યાઓને જ આ પ્રકારની પ્રસિદ્ધિનો પૂર્વ અનુભવ હતો. એટલે અમે નેતાઓ જેવા વિચારવંત અને ગંભીર લાગવા જોઈએ અને જરાયે છોકરવાદી વિનાના ભારેખમ લાગવા જોઈએ એવી અમારી કલ્પના પ્રમાણે દેખાવાનો અમે પ્રયત્ન કરતા, અમે ફરતા ફરતા કે વાતો

કરતા કે હસતા તો એ બધી વખતે અમે ભૂલી જ ન શકતા કે હજારો આંખો અમને જોઈ રહી છે એ જ્ઞાનના પરિણામે અમારા બધા હાવભાવ કૃત્રિમ બનતા અમારા ભાષણો ઘણીવાર જુસ્સાદાર તો હતા પણ ઘણીવાર તેટલા જ મુદ્દા વિનાના હતા બીજાઓ આપણને જેવી રીતે જુએ છે તેવી રીતે આપણને જોવાની કળા સહેલી નથી, અને તેથી મને પોતાને ટીકાની દૃષ્ટિથી જોઈ નહિ શકતો એટલે બીજાઓના હાવભાવનું અવલોકન કરવા લાગ્યો, અને આ ક્રિયામા મને બહુ આનદ આવતો પણ પછી તરત જ એ ભયાનક વિચાર પણ મને ખટકયા વિના રહેતો નહિ કે કદાચ બીજાઓને હું એટલો જ હાસ્યજનક લાગતો હઈશ

૧૯૨૧ની સાલમા આખુ વર્ષ છૂટાછવાયા મહાસભાના કાર્યકર્તાઓ પકડાતા અને સજા પામતા, પણ દગનાબધ માણસોની હજી પકડાપકડી થઈ ન હતી અલીભાઈઓને હિંદી સિપાઈઓને બેવફા થવાને ઉશ્કેરવાને માટે લાબી સજાઓ થઈ હતી જે શબ્દોને માટે તેમને સજા થઈ હતી તે હજારો લોકોએ સેકડો સભાઓમા ફરી ઉચ્ચાર્યા ઉનાળામા કેટલાક ભાષણો મે કરેલા તે રાજદ્રોહી મનાતા હોવાથી મારી ઉપર કામ ચલાવવાની ધમકી આપવામા આવી હતી, છતા તે વેળા એવુ કશુ પગલુ લેવાયુ ન હતુ પણ વર્ષની આખરે મામલો ગરમ થયો રાજાના પાટવી કુવર હિંદુસ્તાન આવનાર હતા, એટલે મહાસભાએ તેની મુલાકાતના સબધમા ગોઠવાયેલા દરેક સભા કે સમારભોનો બહિષ્કાર પોકાર્યો નવેબરને અતે બગાળમા મહાસભાના સ્વયસેવકોના દળોને ગેરકાયદા ઠરાવવામા આવ્યા અને સયુક્ત પ્રાતને વિષે પણ એવુ જ જાહેરનામુ આ પછી તીખ્ખુ દેશબધુ દાસે બગાળને હૃદય હલાવનારો સદેશો આપ્યો "બીજાઓ પકડાય છે પણ તેમની બેડી મારી પહેરાવીને ડખે છે, તેમની લોખંડની સાકળોનો ભાર મારા શરીરને લાગે છે, ગુલામીની વેદના એવી જ હોય સમસ્ત ભારતદેશ એ વિશાળ કારાગ્રહ છે મહાસભાનુ કાર્ય ચાલુ રાખવુ જ જોઈએ હુ છૂટો હોઉં કે કેદમા જાઉં તેની શી પરવા? હુ મૂઓ હોઉં કે જીવતો હોઉં તો પણ શુ?" સયુક્ત પ્રાતમા પણ અમે સરકારનો

## ૧૨

# અહિંસા અને તલવારનો ન્યાય [1]

ચૌરીચોરાના બનાવ પછી લડત એકાએક મુલતવી રાખવામાં આવી, તેથી હું ધારું છું કે ગાંધીજી સિવાયના લગભગ બધા જાણીતા મહાસભા નેતાઓ ચિડાયા. મારા પિતા જેઓ તે વેળા જેલમાં હતા, તેમને એથી સખત આઘાત પહોંચ્યો. જુવાન ટોળામાં સ્વાભાવિક રીતે એથી પણ વધારે ખળભળાટ હતો. અમારી વધતી જતી આશાઓ ધૂળમાં મળી, એટલે આ પ્રમાણે માનસિક પ્રત્યાઘાત થાય તો એમાં નવાઈ ન હતી. અમને વધારે મૂંઝવનાર તો લડતને મુલતવી રાખવાને ગાંધીજીએ આપેલ કારણ હતાં, અને એ કારણોમાંથી નિષ્પન્ન થનારા પરિણામ હતાં. ચૌરીચોરાની ઘટના એ ભલે ખેદજનક અને અહિંસક લડતને સાવ ન છાજે એવી હોય, ને હતી; પણ એક દૂરનું ગામડું અને એક ખૂણેખાચરે આવેલી જગ્યાના આવેશમાં આવેલા ખોબા જેટલા ખેડૂતો તે શું અમારું સ્વરાજ્યયુદ્ધ કંઈ નહિ તો થોડો કાળ સુધી પણ બંધ કરી શકે ખરા? જો અચાનક બનેલા હિંસાના એક કૃત્યથી આવું પરિણામ અનિવાર્ય હોય તો અહિંસક લડતનાં શાસ્ત્ર અને કળામાં જરૂર કંઈક ઊણપ હોવી જોઈએ, કારણ કે આવી કોઈક દુઃખદ ઘટના કદી ન જ બને એવી ખાતરી આપવી તો અમને અશક્ય લાગતી હતી. શું એક પણ પગલું આગળ ભરતાં પહેલાં હિંદુસ્તાનના ૩૦ કરોડ લોકોને અહિંસાના શાસ્ત્ર અને કળાની તાલીમ આપવી આવશ્યક ગણાય ખરી કે? અને તેમ છતાં પણ આપણામાંના કેટલા ખાતરીપૂર્વક કહી શકે કે પોલીસની અતિશય સખત ઉશ્કેરણી છતાં સંપૂર્ણ રીતે શાંતિ જાળવી શકીશું? અને ધારો કે આપણે શાંતિ જાળવી રાખી શક્યા, તો પણ આપણી લડતમાં ચોરીછૂપીથી ઘૂસી ગયેલા છૂપા હિંસા કરાવનારાઓ, પોતે હિંસા કરે અને બીજાની પાસે કરાવે

તો શું થાય? જો અહિંસક લડતની આ અનિવાર્ય શરત હોય તો એ લડત કદી સફળ થઈ જ ન શકે.

અમે એ લડતની નીતિ સ્વીકારી હતી, મહાસભાએ એના ઉપર પોતાની મહોર દીધી હતી, કારણ કે અમને એની કાર્યસાધકતામાં વિશ્વાસ હતો. ગાંધીજીએ એ રીતને દેશની આગળ કેવળ યોગ્ય રીત તરીકે જ મૂકી હતી એમ નહિ, પણ આપણા ધ્યેયને માટે એ અતિશય કાર્યસાધક છે એમ પણ જણાવ્યું હતું. લડતનું નામ હતું ભલે નિષેધસૂચક, પણ એ ખરી રીતે હતી આગ્રહસૂચક — જાલીમના હુકમને મૂંગે મોઢે વશ થવાને બદલે એનો સ્પષ્ટ અનાદર કરવાની વાત હતી. સત્યાગ્રહ એ કાયરનો ક્ષુદ્ર કર્તવ્યત્યાગ નથી, પણ અન્યાય અને રાષ્ટ્રીય ગુલામીનો ચરતાથી મુકાબલો કરવાપણું છે. પણ શૂરામાં શૂરા, બળવાનમાં બળવાન પણ શું કરી શકે, જો થોડા ગણ્યાગાંઠ્યા માણસો — ભલેને મિત્રનો સ્વાંગ રચીને આવેલા આપણા શત્રુઓ — પોતાના અવિચારી વર્તનથી આપણી લડતને ઊંધી વાળી શકે અથવા ખતમ કરી શકે?

અહિંસાની અને શાંત અસહકારની હિમાયત કરતા ગાંધીજીએ પોતાનું તમામ વાક્ચાતુર્ય અને સામર્થ્યને ખરચી નાંખી હતી. એમની ભાષા સીધી અને અલંકારરહિત હતી, એમનો અવાજ અને દેખાવ શાંત, સ્વચ્છ અને આવેશરહિત હતો. પણ એ બરફના બાહ્ય આચ્છાદનની નીચે આવેશનો ધગધગતો જ્વાળામુખી સળગી રહ્યો હતો, અને તેમના શબ્દો અમારા ચિત્તનાં અને અંતરનાં દૂરદૂરના ઊંડાણમાં સોંસરા પહોંચી જતા હતા, અને ત્યાં વિચિત્ર ખળભળાટ મચાવતા હતા. તેમણે બતાવેલો માર્ગ વસમો અને દોહ્યલો હતો, પણ એ શૂરાનો માર્ગ હતો, અને એ માર્ગે જતાં સ્વતંત્રતાના સ્વર્ગનું દર્શન થાય એમ લાગતું હતું. એ પ્રકારની ખાતરીને લીધે જ અમે અમારી નિષ્ઠાનો કોલ આપ્યો હતો, અને આગે કૂચ કરી હતી.

'તલવારનો ન્યાય' નામના સને ૧૯૨૦માં લખેલા એક પ્રસિદ્ધ લેખમાં તેમણે લખેલું "હું અવશ્ય માનું છું કે જ્યારે નામર્દાઈ અને હિંસા એ બેની વચ્ચે પસંદગી કરવાની હોય ત્યારે

હું હિંસા કરવી એ વધારે સારી છે એવી સલાહ આપું બીકને લીધે હિંદુસ્તાન શસ્ત્ર ન ઉગામે, અને પોતાની આબરૂ ઉપર હુમલો થતો ટગર ટગર જોયા કરે તેના કરતાં પોતાની આબરૂનો બચાવ કરવાની ખાતર તે શસ્ત્રનો ઉપયોગ કરે એ હું વધારે પસંદ કરું. પણ હિંસાના કરતા અહિંસા એ અનેકગણી શ્રેષ્ઠ વસ્તુ છે પ્રતિકાર કે શિક્ષાના કરતાં ક્ષમામાં અધિક વીરતા છે એમ હું માનું છું क्षमा वीरस्य भूषणम् ।

"ક્ષમા એ સાચા ક્ષત્રિયનું ભૂષણ છે. પણ જેનામાં વેર વાળવાની શક્તિ છે તે જ પ્રેમ કરી જાણે છે, જેનામાં વિષયો ભોગવવાની શક્તિ છે તે જ વિષયોને રોકે તો બ્રહ્મચારી ગણાય છે. ઉંદર બિલાડીના પંજામાં આવી ચૂરેચૂરા થઈ જાય તેથી ઉંદરે બિલાડીને ક્ષમા આપી એમ કોણ કહેશે? હિંદુસ્તાનમાં લડવાની તાકાત હોય ને છતાંય તે ન લડે એ જ તેના આત્મબળની નિશાની ગણાય હું હિંદુસ્તાનને કાયર માનતો નથી, હું મને પોતાને પણ કાયર માનતો નથી

"અહીં લડવાની તાકાતનો અર્થ સમજવાની જરૂર છે લડવાની તાકાત એટલે માત્ર શરીરબળ જ નહિ, જેનામાં અડગ હિંમત છે, જેણે મરણનો ભય છોડ્યો છે તેનામાં લડવાની તાકાત છે.

"હું કેવળ આદર્શવાદી નથી, આદર્શને પસંદ કરનારો તેમજ વ્યવહારકુશળ પણ હું પોતાને માનું છું.

"અહિંસાનો મંત્ર ઋષિમુનિઓએ શોધ્યો, પણ તેથી અહિંસા-ધર્મ ઋષિમુનિઓ જ પાળી શકે એવું કાંઈ તેઓએ જાણ્યુંજણાવ્યું કે શીખવ્યું નથી અહિંસાધર્મ આમવર્ગને માટે પણ છે જ. મનુષ્યને માટે અહિંસાનો ન્યાય છે, જેમ પશુઓને માટે હિંસાનો ન્યાય છે કારણ પશુઓમાં આત્મા કેવળ મૂઢ દશામાં હોય છે. અને એક પશુ બીજાને કેવળ પોતાના શરીરબળથી જ વશ કરે છે. મનુષ્યજાતિનો સ્વાભાવિક કાયદો પ્રેમબળથી — આત્મબળથી — બીજાને જીતવાનો છે એટલે જ્યારે મનુષ્ય પ્રેમથી બીજાને જીતે છે ત્યારે તે પોતાના કાયદાને વશ વર્તે છે.

"એટલે મેં હિંદુસ્તાનની આગળ આત્મબલિદાનનો પ્રાચીન ધર્મ રાખવાની હિંમત કરી છે કારણ કે સત્યાગ્રહ અને

તેની શાખાઓ અસહકાર અને સવિનય કાયદાભંગ એ બધાં તપશ્ચર્યાનાં નવાં નામો છે. જે ઋષિઓએ આ હિંસામય જગતમાં અહિંસાનો નિયમ શોધી કાઢયો તેઓ ન્યૂટનના કરતાં વધારે પ્રતિભાશાળી હતા. તેઓ વેલિંગ્ટનના કરતાં વધારે મહાન યોદ્ધા હતા. જ્યારે તેમણે યુદ્ધનો પ્રયોગ કર્યા છતાં તેની તુચ્છતા જોઈ ત્યારે તેમણે કાયર જગતને પોકારીને કહ્યું કે તેનો ઉદ્ધાર હિંસાથી નથી પણ અહિંસાથી છે.

"અહિંસા એ એના સક્રિય સ્વરૂપમાં જ્ઞાનપૂર્વક સંકટસહન છે. એમાં જાલિમની મરજીને મૂંગે મોઢે તાબે થવાપણું નથી, પણ જાલિમની મરજી વિરુદ્ધ પોતાનું સમસ્ત આત્મબળ અજમાવવાપણું છે. આપણા સ્વભાવના આ નિયમ પ્રમાણે વર્તતો કોઈ પણ મનુષ્ય પોતાનાં માન, ધર્મ અને આત્માના રક્ષણ માટે અન્યાયી રાજ્યના સમસ્ત બળની સામે હુંકાર કરી શકે છે, અને તે રાજ્યની અવનતિ અથવા ઉન્નતિનો પાયો નાંખી શકે છે.

"એટલે હિંદુસ્તાન નબળું છે માટે એણે અહિંસાનું પાલન કરવું જોઈએ એમ હું કહેતો નથી. . . . . કદી નાશ ન થાય એવો, અને ગમે તેટલી શારીરિક નિર્બળતા છતાં તેના ઉપર વિજય મેળવી સમસ્ત જગતના એકત્રિત પશુબળનો મુકાબલો કરી શકે, એવો આત્મા ભારતને છે, એવું જ્ઞાન એને થાય એમ હું ઇચ્છું છું.

"આયર્લૅન્ડમાં ચાલતી સીનફીન*ની હિલચાલથી અસહકાર ભિન્ન છે, કારણ હિંસાની સાથે સાથે અસહકાર કદી ચાલી ન જ શકે, પણ હું તો હિંસામાં માનનારાઓને પણ આ અહિંસક અસહકારનો પ્રયોગ કરી જોવાને વીનવું છું. એ નિષ્ફળ થશે તો એ કારણે નહિ કે એના ગર્ભમાં કશી નિર્બળતા રહેલી છે. એના પ્રયોગ કરનારની નિર્બળતાને લીધે એ નિષ્ફળ થાય એવો સંભવ છે ખરો. તે વેળા જોખમનો સમય આવશે. રાષ્ટ્રીય અપમાન સહન ન કરી શકનારા વીર આત્માઓ પોતાના રોષને પ્રગટ કરવા ઇચ્છશે. તેઓ હિંસાનો સ્વીકાર કરશે. મારા જાણવા પ્રમાણે તેઓ અન્યાયમાંથી પોતાને કે પોતાના દેશને મુક્ત કર્યા વિના

* જુઓ નોંધ પાનું ૪૧. —બા. ક.

ખગીત નાશ પામશે. જો હિંદુસ્તાન તલવારનો ન્યાય સ્વીકારે તો સંભવ છે કે તેને ક્ષણિક સફળતા મળે, પણ ત્યારે હિંદુસ્તાનને મારી માતૃભૂમિ કહેવામાં મને અભિમાન કે હર્ષ નહિ થાય. હું હિંદુસ્તાનને મારી જાત અર્પણ કરી ચૂકેલો છું, કારણ કે મારું સર્વસ્વ મને એની પાસેથી મળેલું છે. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે આત્મબળની સર્વોત્તમતા જગતને સિદ્ધ કરી આપવાના કાર્યને અર્થે જ હિંદુસ્તાનની હસ્તી છે."

આ દલીલો અમારા હૃદયને હલાવતી, પણ અમારે માટે અને મહાસભા માટે અહિંસાનો માર્ગ એ ધર્મ અથવા ત્રિકાલાબાધ સિદ્ધાંત ન હતો, ન થઈ શકતો હતો. અમારે માટે તો એ એક અમુક પરિણામ લાવનારી તાત્કાલિક નીતિ અથવા પદ્ધતિ હોઈ શકે, અને એ પરિણામથી જ એની પરીક્ષા થાય એમ અમને લાગતું હતું. અમુક વ્યક્તિઓ માટે એ ધર્મ કે ત્રિકાલાબાધ સિદ્ધાંત ભલે હોય પણ કોઈ રાજકીય સંસ્થા જ્યાં સુધી તે રાજકીય રહે છે ત્યાં સુધી તો તેને માટે એ એવો ધર્મ ન થઈ શકે.

ચૌરીચોરા અને તેનાં પરિણામોને લીધે અમે અહિંસા-નીતિનાં અંતર્ગત તત્ત્વો વિચારતા થઈ ગયા, અને અમને લાગ્યું કે જો સવિનયભંગને મોકૂફ રાખવાની ગાંધીજીની દલીલ સાચી હોય તો આપણા વિરોધીઓ તો હમેશાં લડતને બંધ કરવી પડે એવા સંજોગો ઉત્પન્ન કરવાની હમેશાં શક્તિ ધરાવશે. આ દોષ અહિંસાનીતિનો કે ગાંધીજીએ એના ઉપર મૂકેલા પોતાના અર્થનો? આખરે એના કર્તા અને ઉત્પાદક એઓ પોતે જ રહ્યા, એટલે એમાં શેનો સમાવેશ થાય છે અને શેનો નથી એનો નિર્ણય એમના કરતાં વધારે સારો કોણ આપી શકે? અને એમના વિના લડતનું શું થાય?

ઘણાં વર્ષ પછી ૧૯૩૦ની સવિનયભંગની લડત શરૂ થઈ તે આગમચ તેમણે આ વસ્તુ સ્પષ્ટ કરી તેથી અમને બહુ સંતોષ થયો. તેમણે જાહેર કર્યું હતું કે છૂટાંછવાયાં હિંસાનાં કૃત્યોથી લડત બંધ કરવામાં નહિ આવે. જો યુદ્ધ કરવાની અહિંસક રીત આવી અનિવાર્ય ઘટનાઓથી બંધ જ કરી દેવામાં આવે તો એ સ્પષ્ટ છે કે બધા પ્રસંગોને માટે એ આદર્શ રીત ન કહેવાય, અને

આ સ્વીકારવાને માટે તેઓ તૈયાર ન હતા. તેમના અભિપ્રાય પ્રમાણે તો એ રીત સર્વોત્તમ હતી માટે સૌ સંજોગોને અનુકૂળ થવી જ જોઈએ, અને અમુક મર્યાદિત અંશે વિરોધી વાતાવરણમાં પણ તેનો પ્રયોગ શક્ય હોવો જોઈએ. આ પ્રકારનો એમણે કરેલ અર્થ અહિંસક કાર્યનું ક્ષેત્ર વિશાળ કરતો હતો. એ અર્થ એમના અનેક વર્ષોના પ્રયોગના પરિણામે એઓ કરવા લાગ્યા કે કેમ એ હું જાણતો નથી.

સાચી હકીકત તો એ છે કે ૧૯૨૨ના ફેબ્રુઆરીમાં સવિનયભંગની લડત બંધ રહી તે કેવળ ચૌરીચૌરાના કારણે તો નહિ જ, જો કે ઘણા લોકો એમ જ માનતા હતા. ચૌરીચૌરા તો એક છેવટનું નિમિત્ત થઈ પડ્યું. ગાંધીજી ઘણીવાર પોતાની અંતઃપ્રેરણાથી જ કામ લે છે; પ્રજાની સાથેના લાંબા અને નિકટ સંસર્ગને પરિણામે, મોટા સાર્વજનિક નેતાઓને જે એક નવી દૃષ્ટિ ખૂલી જાય છે તેવી નવી દૃષ્ટિ એમને ખૂલી છે. આથી લોકોને શું લાગે છે, લોકો શું કહે છે અને લોકો શું કરી શકશે તે એઓ સહજ જોઈ શકે છે. આ સહજદૃષ્ટિનો તેઓ ઉપયોગ કરે છે, તે પ્રમાણે જ પોતાનું કાર્ય ગોઠવે છે, અને પાછળથી પોતાના આશ્ચર્યચકિત અને રોષે ભરાયલા સાથીઓને સંતોષવાને પોતાના નિર્ણયનાં કારણો આપવાનો પ્રયત્ન કરે છે. આ ઘણીવાર અતિશય છીછરાં હોય છે — જેમ અમને ચૌરીચૌરા પછીથી લાગ્યું હતું. એ વખતે જો કે લડત દેખીતી રીતે બહુ જોશમાં હતી અને લોકોનો ઉત્સાહ સર્વત્ર ઊભરાતો જણાતો હતો તો પણ ખરી રીતે લડતના ટુકડેટુકડા થઈ ગયા હતા, વ્યવસ્થા અને નિયમપાલનનાં નામનિશાન રહ્યાં ન હતાં; આપણા ઘણાખરા સાગ માણસો જેલમાં હતા અને આમવર્ગને આજ સુધીમાં સ્વતંત્ર રીતે કામ લેવાની કશી જ તાલીમ મળી ન હતી. સ્થિતિ એવી થઈ હતી કે ગમે તે અજાણ્યો માણસ મહાસભા સમિતિનો કબજો લેવા માગે તો લઈ શકે. અને વસ્તુતઃ અનેક અનિષ્ટ માણસો અને શત્રુઓના આડતિયાઓ આગળ આવ્યા હતા, અને કેટલીક કોંગ્રેસ અને ખિલાફત સંસ્થાઓનો કબજો લઈ બેઠા હતા. આ લોકોને અટકાવવાનો કોઈ રસ્તો ન હતો.

ખચીત નાશ પામશે. જો હિંદુસ્તાન તલવારનો ન્યાય સ્વીકારે તો સંભવ છે કે તેને ક્ષણિક સફળતા મળે, પણ ત્યારે હિંદુસ્તાનને મારી માતૃભૂમિ કહેવામાં મને અભિમાન કે હર્ષ નહિ થાય. હું હિંદુસ્તાનને મારી જાત અર્પણ કરી ચૂકેલો છું, કારણ કે મારું સર્વસ્વ મને એની પાસેથી મળેલું છે. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે આત્મબળની સર્વોત્તમતા જગતને સિદ્ધ કરી આપવાના કાર્યને અર્થે જ હિંદુસ્તાનની હસ્તી છે."

આ દલીલો અમારા હૃદયને હલાવતી, પણ અમારે માટે અને મહાસભા માટે અહિંસાનો માર્ગ એ ધર્મ અથવા ત્રિકાલાબાધ સિદ્ધાંત ન હતો, ન થઈ શકતો હતો. અમારે માટે તો એ એક અમુક પરિણામ લાવનારી તાત્કાલિક નીતિ અથવા પદ્ધતિ હોઈ શકે, અને એ પરિણામથી જ એની પરીક્ષા થાય એમ અમને લાગતું હતું. અમુક વ્યક્તિઓ માટે એ ધર્મ કે ત્રિકાલાબાધ સિદ્ધાંત ભલે હોય પણ કોઈ રાજકીય સંસ્થા જ્યાં સુધી તે રાજકીય રહે છે ત્યાં સુધી તો તેને માટે એ એવો ધર્મ ન થઈ શકે.

ચૌરીચોરા અને તેનાં પરિણામોને લીધે અમે અહિંસા-નીતિનાં અંતર્ગત તત્ત્વો વિચારતા થઈ ગયા, અને અમને લાગ્યું કે જો સવિનયભંગને મોકૂફ રાખવાની ગાંધીજીની દલીલ સાચી હોય તો આપણા વિરોધીઓ તો હમેશાં લડતને બંધ કરવી પડે એવા સંજોગો ઉત્પન્ન કરવાની હમેશાં શક્તિ ધરાવશે. આ દોષ અહિંસાનીતિનો કે ગાંધીજીએ એના ઉપર મૂકેલા પોતાના અર્થનો? આખરે એના કર્તા અને ઉત્પાદક એઓ પોતે જ રહ્યા, એટલે એમાં શેનો સમાવેશ થાય છે અને શેનો નથી એનો નિર્ણય એમના કરતાં વધારે સારો કોણ આપી શકે? અને એમના વિના લડતનું શું થાય?

ઘણાં વર્ષ પછી ૧૯૩૦ની સવિનયભંગની લડત શરૂ થઈ તે આગમચ તેમણે આ વસ્તુ સ્પષ્ટ કરી તેથી અમને બહુ સંતોષ થયો. તેમણે જાહેર કર્યું હતું કે છૂટાંછવાયાં હિંસાનાં કૃત્યોથી લડત બંધ કરવામાં નહિ આવે. જો યુદ્ધ કરવાની અહિંસક રીત આવી અનિવાર્ય ઘટનાઓથી બંધ જ કરી દેવામાં આવે તો એ સ્પષ્ટ છે કે બધા પ્રસંગોને માટે એ આદર્શ રીત ન કહેવાય, અને

આ સ્વીકારવાને માટે તેઓ તૈયાર ન હતા. તેમના અભિપ્રાય પ્રમાણે તો એ રીત સર્વોત્તમ હતી માટે સૌ સંજોગોને અનુકૂળ થવી જ જોઈએ, અને અમુક મર્યાદિત અંશે વિરોધી વાતાવરણમાં પણ તેનો પ્રયોગ શક્ય હોવો જોઈએ. આ પ્રકારનો એમણે કરેલ અર્થ અહિંસક કાર્યનું ક્ષેત્ર વિશાળ કરતો હતો. એ અર્થ એમના અનેક વર્ષોના પ્રયોગના પરિણામે એઓ કરવા લાગ્યા કે કેમ એ હું જાણતો નથી.

સાચી હકીકત તો એ છે કે ૧૯૨૨ના ફેબ્રુઆરીમાં સવિનયભંગની લડત બંધ રહી તે કેવળ ચૌરીચૌરાના કારણે તો નહિ જ, જો કે ઘણા લોકો એમ જ માનતા હતા. ચૌરીચૌરા તો એક છેવટનું નિમિત્ત થઈ પડ્યું. ગાંધીજી ઘણીવાર પોતાની અંતઃપ્રેરણાથી જ કામ લે છે; પ્રજાની સાથેના લાંબા અને નિકટ સંસર્ગને પરિણામે, મોટા સાર્વજનિક નેતાઓને જે એક નવી દૃષ્ટિ ખૂલી જાય છે તેવી નવી દૃષ્ટિ એમને ખૂલી છે. આથી લોકોને શું લાગે છે, લોકો શું કહે છે અને લોકો શું કરી શકશે તે એઓ સહજ જોઈ શકે છે. આ સહજદૃષ્ટિનો તેઓ ઉપયોગ કરે છે, તે પ્રમાણે જ પોતાનું કાર્ય ગોઠવે છે, અને પાછળથી પોતાના આશ્ચર્યચકિત અને રોષે ભરાયલા સાથીઓને સંતોષવાને માટે પોતાના નિર્ણયનાં કારણો આપવાનો પ્રયત્ન કરે છે. આ પ્રયત્ન ઘણીવાર અતિશય છીછરો હોય છે — જેમ અમને ચૌરીચૌરા પછીથી લાગ્યું હતું. એ વખતે જો કે લડત દેખીતી રીતે બહુ જોશમાં હતી અને લોકોનો ઉત્સાહ સર્વત્ર ઊભરાતો જણાતો હતો તો પણ ખરી રીતે લડતના ટુકડેટુકડા થઈ ગયા હતા. વ્યવસ્થા અને નિયમપાલનનાં નામનિશાન રહ્યાં ન હતાં; આપણા ઘણાખરા સારા માણસો જેલમાં હતા અને આમવર્ગને આજ સુધીમાં સ્વતંત્ર રીતે કામ લેવાની કશી જ તાલીમ મળી ન હતી. સ્થિતિ એવી થઈ હતી કે ગમે તે અજાણ્યો માણસ મહાસભા સમિતિનો કબજો લેવા માગે તો લઈ શકે. અને વસ્તુતઃ અનેક અનિષ્ટ માણસો અને શત્રુઓના આડતિયાઓ આગળ આવ્યા હતા, અને કેટલીક કોંગ્રેસ અને ખિલાફત સંસ્થાઓનો કબજો લઈ બેઠા હતા. આ લોકોને અટકાવવાનો કોઈ રસ્તો ન હતો.

આવી લડતમાં આવી રીતુ તો થોડેઘણે અંશે લગભગ અનિવાર્ય છે. નેતાઓએ જેલ જવામાં આગેવાની લીધે જ છૂટકો, અને પાછળ રહેલાઓના ઉપર લડત ચાલુ રાખવાનો વિશ્વાસ રાખ્યે જ છૂટકો. આમવર્ગને કંઈક સારુ કામકાજ કરવાની, અને તેના કરતાં પણ અમુક પ્રકારનું કામ ન કરવાની તાલીમ અપાય એટલું જ શક્ય છે. અને ૧૯૨૦ની લડત વખતે તો આ પ્રકારની તાલીમ આપવામાં કેટલાય વર્ષ અપાઈ ચૂક્યાં હતાં એટલે, તે સાલની અને ૧૯૩૦ની સવિનયભંગની લડત ભારે શક્તિવાળી અને વ્યવસ્થિત લડતો હતી. આ શક્તિ અને વ્યવસ્થા ૧૯૨૧–૨૨માં ન હતી, અને લોકોના ઉત્સાહ અને ધમાલની પાછળ કશું સંગીન ન હતું. જો '૨૧–૨૨ની લડત ચાલુ રહી હોત તો અનેક સ્થાનોએ છૂટીછવાઈ હિંસાના કિસ્સા બન્યા કરત એ વિશે જરાય શંકા નથી, આ કિસ્સાઓને દાબી દેવામાં સરકાર લોહીની નદીઓ વહેવડાવત, અને ત્રાસનું એવું સામ્રાજ્ય જામત કે લોકો સાવ નામર્દ થઈ ગયા હોત.

ગાંધીજીના મનમાં આ પ્રકારના કારણો અને વિચારોએ કામ કીધું હશે એવો સંભવ છે, અને તેમણે ગૃહીત ધરેલી વાતો સ્વીકારીએ અને અહિંસાની રીતે લડત લડવાની ઇષ્ટતા સ્વીકારીએ તો તેમનો નિર્ણય સાચો હતો. સડો અટકાવવાનું અને નવી રચના કરવાનું તેમનું કામ હતું. બીજી અને કેવળ ભિન્ન દૃષ્ટિએથી એમનો નિર્ણય અયોગ્ય ગણી શકાય, પણ અહિંસક રીતની સાથે એ દૃષ્ટિને કશો સંબંધ ન હતો. અહિંસા અને હિંસા એ બે વસ્તુ સાથે સાથે ચાલી ન શકે. સરકારને એવા નાના છમકલાં દાબી દેવા હોય તો દાબી દે, પણ તેથી કંઈ લડત બંધ થવાની નહોતી, કારણ કે આવી લડતો તો પોતાની ભસ્મમાંથી પાછી સજીવન થાય છે. ઘણીવાર પીછેહઠ થાય તો તેથી ઘણીવાર આખી પરિસ્થિતિનું સ્પષ્ટીકરણ કરવામાં અને લડતને મજબૂત કરવામાં સહાય મળે છે. પીછેહઠ કે દેખીતી હાર થાય તેનું દુઃખ નથી, પણ તત્ત્વો અને આદર્શો જ અખંડ રહેવા જોઈએ. જો લોકો તત્ત્વોને આંચ આવવા ન દે તો તરત જ સજીવન થવામાં અડચણ આવતી નથી, પણ ૧૯૨૧ કે

'૨૨માં અમારાં તત્ત્વો ને ધ્યેયો શાં હતાં? અમારું ધ્યેય હતું કશી સ્પષ્ટ વિચારપ્રણાલિના આધાર વિનાનું અસ્પષ્ટ સ્વરાજ્ય અને તત્ત્વ હતું લડતની એક વિશિષ્ટ અહિંસારીતિ. જો લોકોએ અનેક ઠેકાણે છૂટાંછવાયાં તોફાન કર્યાં હોત તો અહિંસાની લડત તો બંધ થાત જ અને સ્પષ્ટ વ્યાખ્યા વિનાના સ્વરાજ્યને તો ઝાઝું શી રીતે વળગી રહી શકાય? લોકો સામાન્ય રીતે લાંબો વખત સુધી લડાઈ ચાલુ રાખવાને માટે તાકાત ધરાવતા નહોતા, અને જો કે પરદેશી રાજ્ય વિષે લગભગ આખા દેશમાં અસંતોષ હતો, અને મહાસભા વિષે લાગણી હતી, તો પણ લોકોમાં ટટાર ઊભવાની શક્તિ ન હતી કે વ્યવસ્થા ન હતી. લાંબો વખત તેમનું નભે એમ જ ન હતું. ટોળેટોળાં કેદમાં ગયાં હતાં તે પણ ક્ષણિક આવેશમાં, આખી લડત ઘડીકમાં પૂરી થશે એવી આશાએ.

એટલે ૧૯૨૨માં સવિનયભંગની લડત મોકૂફ રાખવાનો ઠરાવ થયો તે યોગ્ય કહી શકાય, જો કે તે જે રીતે થયો તે રીત બહુ દોષપાત્ર હતી, અને પરિણામે અમુક અંશે લોકોની નિષ્ઠા અને હિંમત હલી ગયાં.

પણ એવો સંભવ છે કે આવડી મોટી લડત એકાએક બંધ થવાને લીધે દેશમાં એક દુઃખદ સ્થિતિ ઉત્પન્ન થઈ. લડત દરમ્યાન છૂટાંછવાયાં અને નાહકનાં છમકલાં થતાં તો અટક્યાં, પણ જે હિંસા દાબી દેવામાં આવી હતી તેને કોઈ પણ રસ્તે પ્રકટ થયે જ છૂટકો હતો, એટલે પછીનાં વર્ષોમાં જે કોમી ઝઘડાઓ થયા તેમાં એનો મોટો હિસ્સો હતો એમ કદાચ કહી શકાય. અસહકાર અને સવિનયભંગની લડતમાં લાખો માણસો જોડાયાં હતાં તેથી જુદા જુદા ધર્મોના કોમવાદીઓ જેઓ રાજકીય ક્ષેત્રમાં ઘણાખરા પ્રગતિવિરોધી હતા તેમનાં હથિયાર હેઠાં પડ્યાં હતાં. લડત બંધ પડવાને લીધે આ લોકો આગળ આવ્યા. બીજા અનેકો, છૂપી પોલીસના આડતિયાઓ અને કોમો વચ્ચે લડાઈ કરાવીને સરકારની ખુશામત કરવા ઇચ્છનારાઓને પણ આ જ દિશામાં કામ કરવાની સંધિ મળી. મોપલાઓનાં રમખાણ અને તેને દાબી દેવા માટે લેવામાં આવેલાં અતિશય ઘાતકી પગલાં—બંધ રેલના ડબ્બામાં મોપલા

કેદીઓને પૂરીને રૂગળાવવામા આવ્યા હતા એના વિચારમાત્રથી નામ ઊપજે છે! —થી કાળી ઝેરવેર કેળવનારાઓને તો એક હથિયાર મળ્યુ હતુ એવો મભવ છે કે જો મવિનયભગની લડત રોકવામા આવી ન હોત અને સરકારે જ એને બધ કીધી હોત, તો એમી વિખવાદ કદાચ ઓછો થયો હોત અને પાછળથી જે એમી રમખાણો થયા તેમા વાવરી નાખવા માટે શક્તિ લોકોમા રહી નહોત

મવિનયભગની લડત બધ કરવામા આવી તે પહેલાં એક એવો બનાવ બન્યો હતો કે જેમાંથી જુદાં પરિણામ આવી શકતા હતા મવિનયભગની લડતના પહેલા જોરથી મરકાર આશ્ચર્યચકિત થઈ હતી અને ભયભીત થઈ હતી તે મમયે વાઇસરોય લૉર્ડ રેડિગે એક જાહેર ભાષણમા કહ્યુ હતુ કે 'હુ ગૂચાયો છુ અને મૂઝાયો છુ' પાટવી કુવર હિંદુસ્તાનમા આવ્યા હતા, અને તેને લીધે સરકારની જવાબદારી ઘણી વધી ગઈ હતી ૧૯૨૧ના ડિસેબર મહિનાના આરભમા લોકોના ટોળેટોળાં પકડાયા ત્યાર પછી મરકારે મહામભાની સાથે મમાધાન કરવાનો પ્રયત્ન કર્યો હતો પાટવી કુવર કલકત્તે જનાર હતો અને તે પહેલાં કાઈક મમાધાન થાય તો ત્યા ખગાળ દેખાવો થતા અટકે એ હેતુ હતો બગાળ મરકારના પ્રતિનિધિઓ અને તે વેળા જેલમા બેઠેલા દેશબધુ દાસની સાથે થોડી ખાનગી વાતો થઈ હતી એવી દરખાસ્ત થઈ હતી કે મરકાર અને મહામભાની વચ્ચે વાટાઘાટને માટે એક નાનકડી ગોળમેજી પરિષદ ભરવામા આવે ગાંધીજીએ આગ્રહ ધર્યો કે તે વેળા કરાચી જેલમા કેદ ભોગવતા મૌલાના મહમદઅલી*ને પરિષદમા હાજર રહેવાને માટે છૂટ આપવામા આવે મરકારે આ વાત કબૂલ ન કરી

દેશબધુ દાસને આ બાબતમા ગાધીજીએ ગ્રહણ કરેલુ ધોરણ પમદ ન પડ્યુ અને પાછળથી જેલમાથી છૂટીને તેમણે ગાંધીજીની

* એકલા મૌ મહમદઅલી જ નહિ, પણ બધા 'કરાચી' કેદીઓને છોડવાની માગણી કરી હતી આ કેદીઓમા મૌ મહમદઅલી મૌ શૌકતઅલી, ડૉ કિચલુ, શકરાચાર્ય વ૦ હતા લશ્કરને નોકરી છોડવાની સૂચના કરવાના ખિલાફત પરિષદના ઠરાવને માટે એ બધા કરાચીમા પકડાયા હતા —ભા ક.

જાહેરમાં ટીકા કરી, અને કહ્યું કે તેમણે ભારે થાપ ખાધી હતી. તે વેળા શું બન્યું તેની વિગતો અમે જેઓ જેલમાં હતા તેઓ જાણતા ન હતા, એટલે બધી હકીકત વિના યોગ્યાયોગ્યનો નિર્ણય આપવો કઠણ છે, છતાં એમ તો લાગે છે કે એ વેળા પરિષદ કરવામાંથી કશું ફળ આવે એમ ન હતું. સરકારનો તો પાટવી કુંવરની કલકત્તાની મુલાકાત નિર્વિઘ્ને પાર ઊતરી જાય એટલા માટે જ પ્રયત્ન હતો. જે તાત્ત્વિક પ્રશ્નો અમારી આગળ

નીંથરેહાલ સાક્ષી ઊભો કરવામાં આવ્યો. તેણે સોગંદ ઉપર કહ્યું 'એ સહી પંડિતજીની તરીકે હું ઓળખું છું.' માણસ સાવ નિરક્ષર હતો, અને એ સહી તપાસવાનું તેને કહ્યું ત્યારે તેણે કાગળ ઊંધો પકડ્યો. મારી દીકરી તે વેળા ચાર વર્ષની હતી. એને હાથમાં તેડીને મારા પિતા આરોપીના પાંજરામાં ઊભા હતા. એટલે એ ચાર વર્ષની બાળાને માટે આરોપીના પાંજરામાં ઊભવાનો આ પ્રથમ અનુભવ હતો.

મારો ગુનો હડતાલની જાહેરખબરો વહેંચવાનો હતો. તે વેળા કાયદા પ્રમાણે આ ગુનો ન હતો, જો કે આજે તો આપણે 'ડોમિનિયન સ્ટેટસ' (સાંસ્થાનિક દરજ્જા) તરફ બહુ પ્રગતિ કરી રહ્યા છીએ એટલે આજે તે ગુનો ગણાય છે. છતાં મને સજા થઈ. મારા પિતા અને બીજાઓની સાથે હું જેલમાં હતો ત્યાં ત્રણ મહિના પછી મને ખબર આપવામા આવી કે સજાઓ ફરી તપાસનાર કોઈક અમલદારે ઠરાવ્યુ છે કે તમને અયોગ્ય સજા થઈ હતી, અને તમને છોડી મૂકવા જોઈએ. આથી મને કંઈક આશ્ચર્ય થયુ કારણ મારા તરફથી આ વિષે કોઈએ કશું પગલું લીધું ન હતુ.

સવિનયભંગની લડત બંધ થવાને લીધે કદાચ ફરી તપાસનારા ન્યાયાધીશોને શર ચડ્યું હશે. મારા પિતાને જેલમાં મૂકી મને છૂટતાં દુઃખ થયું.

તરત જ ગાંધીજીની પાસે જવાનો મેં નિશ્ચય કર્યો. હું ત્યાં પહોંચું તે પહેલાં તો તેઓ પકડાયા હતા અને મારી તેમની સાથે સાબરમતી જેલમાં મુલાકાત થઈ. તેમના કેસ વખતે હું હાજર હતો. એ એક સ્મરણીય અવસર હતો, અને તે વેળા હાજર રહેલા કોઈ તે કદી ભૂલી શકે તેમ નથી. અંગ્રેજ જજ મર્યાદા અને લાગણીથી વર્ત્યો હતો. કોર્ટની આગળ કરેલું ગાંધીજીનું નિવેદન હૃદય હલાવનારું હતું, અને તેમનાં જીવંત વાક્યો અને હૃદયગ્રાહી કલ્પનાઓની છાપ અમારી સ્મૃતિમાં લઈને રોમાંચક અનુભવ સાથે અમે ઘેર આવ્યા.

હું અલ્લાહાબાદ પાછો આવ્યો. મારા અનેક મિત્રો અને સાથીઓ જેલમાં હતા ત્યારે મને બહાર રહેવું એ દુઃખદ અને

એકલું લાગ્યુ. મેં જોયુ કે મહાસભાની સંસ્થા બરાબર ચાલતી ન હતી એટલે તેને ઠીક કરવાનો પ્રયત્ન કર્યો. ખાસ કરીને પરદેશી કાપડના બહિષ્કાર ઉપર મે ધ્યાન આપ્યુ. સવિનયભંગની લડત બંધ થઈ હતી તો પણ આ કાર્યક્રમ હજુ ચાલુ હતો. અલ્લાહાબાદના લગભગ બધા કાપડના વેપારીઓએ પરદેશી કાપડ ન મંગાવવાની કે ન ખરીદવાની પ્રતિજ્ઞા લીધી હતી, અને એને માટે એક સંસ્થા બનાવી હતી. એ સંસ્થાના નિયમ પ્રમાણે નિયમોના ભંગ કરનારને દંડની સજા હતી. મેં જોયુ કે મોટા વેપારીઓમાંના ઘણાઓએ પ્રતિજ્ઞાનો ભંગ કર્યો હતો અને પરદેશી કાપડ મંગાવવા લાગ્યા હતા. પ્રતિજ્ઞા પાળનારાઓને આથી અતિશય અન્યાય થતો હતો. અમે તેમને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ પરિણામ ન આવ્યુ અને વેપારીઓની સંસ્થામાં કશું પણ પગલું લેવાની તાકાત ન હતી. એટલે પ્રતિજ્ઞા તોડનાર વેપારીઓની દુકાન પર ચોકી (પિકેટિંગ) કરવાનો અમે નિશ્ચય કર્યો. ચોકીની સૂચના માત્ર અમારા કામને માટે બસ હતી. દંડ ભરવામાં આવ્યા, અને પ્રતિજ્ઞાઓ નવી લેવાઈ. દંડની રકમ કાપડના વેપારીઓના મહાજનને આપવામાં આવી.

બે ત્રણ દિવસ પછી મને અને મારા જે સાથીઓએ વેપારીઓની સાથેની વાટાઘાટમાં ભાગ લીધો હતો તેમને પકડવામાં આવ્યા. ધમકી આપવાનો અને જબરદસ્તીથી પૈસા કઢાવવાનો ગુનો કરવાનો આરોપ મારા ઉપર મૂકવામાં આવ્યો' આ ઉપરાંત રાજદ્રોહ અને બીજા આરોપો પણ મારા ઉપર હતા. મે બચાવ તો ન કર્યો, પણ કોર્ટમાં લાબુ નિવેદન કર્યું. ધમકી આપવાના, બળજબરીથી પૈસા કઢાવવાના અને ત્રીજા એક ગુના માટે મને સજા થઈ, પણ રાજદ્રોહનો આરોપ ખેંચી લેવામાં આવ્યો, કારણ ત્રણ ગુનામાં જ મને પૂરતી સજા મળી ગઈ હતી એવુ માનવામાં આવ્યુ હશે. સજા પણ, મને યાદ છે ત્યા સુધી, ત્રણ હતી. એમાની બે સાથે સાથે ભોગવવાની ૧૮ મહિનાની હતી. હુ ધારુ છુ કે કુલ ૧ વર્ષ અને ૯ માસની સજા હતી આ મારી બીજી જેલ. ૭ અઠવાડિયા બહાર રહી આમ હું પાછો જેલ ગયો.

# લખનૌ ડિસ્ટ્રિક્ટ જેલ

૧૯૨૧ના હિંદુસ્તાનમાં રાજદ્વારી ગુનાઓ માટે કેદ એ કંઈ નવાઈની વસ્તુ ન હતી ખાસ કરીને બંગાળના ભાગલાની લડતથી માંડીને હમેશાં લાંબી સજા મેળવીને જેલ જનારા માણસોની અખંડ ધારા ચાલી હતી મુકદ્દમા વિના પણ અનેકને કેદમાં પૂરવામાં આવ્યા હતા ભારતના તે કાળના સૌથી મહાન નેતા લોકમાન્ય તિલકને તેમની ઉત્તરાવસ્થામાં ૭ વર્ષની સજા થઈ હતી આવી કેદો અને નજરકેદની આ પ્રથાને મહાયુદ્ધથી વેગ મળ્યો અને કાવતરાંના કેસો જ્યાં ત્યાં થવા લાગ્યા, જેને પરિણામે આરોપીઓને કાં તો ફાંસીની સજા અથવા જન્મકેદની સજા થતી અલીભાઈઓ અને મૌલાના અબુલકલામ આઝાદને મહાયુદ્ધ દરમ્યાન નજરકેદ કરવામાં આવ્યા હતા આ યુદ્ધ પછી તરત પંજાબમાં લશ્કરી કાયદો પોકારાયો, અને તેમાં અનેક જણ કાવતરાના આરોપોને કારણે અથવા સમરી (તાબડતોબ) મુકદ્દમાઓને પરિણામે કેદમાં ગયા હતા આમ હિંદુસ્તાનમાં રાજદ્વારી કેદ કંઈ નવાઈની વસ્તુ નહીં નહોતી, પણ અત્યાર સુધી ઇરાદાપૂર્વક કેદ માગી લેવામાં આવી નહોતી માણસે કંઈ કામકાજ કર્યું હોય કે કોઈ ભાષણ આપ્યાં હોય, અથવા છૂપી પોલીસમાં તે અળખામણો થઈ પડ્યો હોય એટલે તેને પકડવામાં આવતો, અને કેદમાંથી બચવાને માટે અદાલતમાં બચાવ કરવાનો એ પ્રયત્ન બાકી રાખવામાં ન આવતો અલબત દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી અને તેમના હજારો અનુયાયીઓએ સત્યાગ્રહની લડતમાં નવી જ પ્રથા પાડી હતી ખરી

આમ છતાં ૧૯૨૧માં જેલ એ લગભગ અપરિચિત સ્થાન હતું, અને નવા કેદીને હડપ કરી લેનારા ભયાનક દરવાજાઓની અંદર શું બનતું તેની ભાગ્યે જ કોઈને ખબર હતી ઝાંખો ઝાંખો

અમને ખ્યાલ હતો ખરો કે એની અંદર વસનારાઓ ઊંધી ખોપરીના અને વિકરાળ ગુનેગારો હશે. જેલ શબ્દની સાથે જ મનમાં કારાવાસ, નામોશી અને દુઃખોની, અને એ ઉપરાંત અજ્ઞાત સ્થાન હોવાને લીધે તેના ભયની કલ્પનાઓ ઊભી થતી. ૧૯૨૦ પછી જેલ જવાની હમેશાં વાતો થયાં કરતી અને અમારા ઘણા સાથીઓ જેલમાં જઈ ચૂકયા હતા એટલે જેલ જવાની કલ્પનાને અમે ધીમે ધીમે ટેવાતા ગયા ને જેલના નામથી આપોઆપ જ જે અણગમો થતો અને ચીતરી ચડતી તે ઓછાં થતાં ગયાં. આમ છતાં અમારી ગમે તેટલી તૈયારી હોય તો પણ જેલના દરવાજામાં પ્રથમ પ્રવેશ કરતાં લાગણીઓનું જ ખેંચાણ ને ઉશ્કેરાટ થતાં તે તો થતાં જ. તેર વર્ષ પહેલાંના તે કાળથી માંડીને તે આજ સુધી રાજદ્વારી ગુનાઓ માટે મારા ધારવા પ્રમાણે ઓછામાં ઓછાં ત્રણ લાખ પુરુષો ને સ્ત્રીઓ જેલમાં જઈ આવ્યાં હશે. ઘણીવાર રાજદ્વારી કલમને બદલે કોઈ બીજી કલમ પ્રમાણે પણ આરોપ મુકાતા, પણ ગુના તો રાજદ્વારી લડતમાંથી જ ઊભા થયા હતા. આમાંના હજારો તો અનેક વખત જઈ આવ્યા છે; અંદર જઈને શું મળશે એની પણ તેમને પૂરી ખબર પડી ગઈ છે; ત્યાંના વિચિત્ર જીવનમાં ગ્હેલી એક પ્રકારની અસાધારણતા, મૂઢ દુઃખ અને દારુણ રસહીનતાને જેટલે અંશે અનુકૂળ થઈ શકાય, તેટલે અંશે અનુકૂળ થવાનો તેમણે પ્રયત્ન કર્યો છે. માણસ ગમે તે વસ્તુને ટેવાઈ જાય છે તેમ જેલજીવનને પણ આપણે ટેવાઈએ છીએ; અને છતાં જ્યારે જ્યારે એ દરવાજામાં આપણે પેસીએ છીએ ત્યારે ત્યારે પ્રથમની પેઠે આપણી લાગણી ઉશ્કેરાય છે, નસો તંગ થાય છે અને નાડમાં રુધિર જોશથી વહેવા લાગે છે, અને દરવાજા બહારનાં લીલાંછમ અને વિશાળ મેદાનો, છૂટથી ફરતા લોકો અને ગાડીઘોડાઓ અને પરિચિત ચહેરાઓ તરફ આંખ આપોઆપ વળી છેવટની લાંબી દૃષ્ટિ નાંખી લે છે; કારણ લાંબો સમય સુધી એમાંનું કશું જોવાનું મળવાનું નથી.

જેલની મારી પહેલી મુદત, જે ત્રણ જ મહિનામાં એકાએક બંધ થઈ તે અમારે માટે અને જેલના અમલદારો માટે ઠીક ઠીક ખળભળાટ ભરેલી હતી. આ નવા પ્રકારના કેદીઓ ઊભરાવાને

લીધે જેલના અમલદારોના તો અર્ધા ગાંધા ઢીલા થઈ ગયા હતા. આ લોકોની રોજરોજ વધતી જતી સંખ્યા પણ અસાધારણ હતી એટલે અમલદારોને બાપડાને લાગતું કે આ ભયાનક પૂરમાં હવે જૂના કાનૂનો અને નિયમોના નામનિશાન ધોવાઈ જશે. પણ એના કરતાં વધારે ગભરાવનાર તો આ નવા કેદીની જાત હતી. એ કેદીઓ બધા વર્ગોમાંથી આવતા, પણ ઘણોખરા મધ્યમવર્ગમાંથી હતા, અને જુદા જુદા વર્ગના હોવા છતાં પણ બધામાં એક વસ્તુ સામાન્ય હતી, સામાન્ય કેદીથી તેઓ માત્ર જુદા જ હતા અને સામાન્ય કેદીની સાથે કામ લેવાતું તેમ આ લોકોની સાથે કામ લેવું મહેલું ન હતું અમલદારો આ સમજતા હતા, પણ ચાલુ નિયમોનું સ્થાન લેનાર નવા નિયમો હતા નહિ, અગાઉ આવી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ ન હતી એટલે કોઈને કશો અનુભવ ન હતો. સામાન્ય કોંગ્રેસ કેદી ઢીલોપોચો તો નહોતો જ, અને જેલના દરવાજામાં પેઠા પછી પણ સંખ્યાબળને લીધે તેને પોતાના બળનું ભાન રહેતું બહાર ચાલતી લડતથી, અને લોકો જેલમાં બનતી ઘટનાઓમાં નવો રસ લેવા લાગ્યા હતા તેથી, આ બળનું ભાન વધતું. આથી સામાન્ય રીતે કંઈક ઝઘડાખોર વૃત્તિ રહેતા છતાં પણ જેલના અમલદારો સાથે સહકાર કરવાની અમારી સામાન્ય નીતિ હતી અમારા સહકાર વિના અમલદારોની મુશ્કેલીઓ ઘણી વધી પડત. જેલર અમારી પાસે અનેક વાર આવતો અને અમને અમારા સ્વયંસેવકોવાળા બૅરેકમાં જઈ તેમને ઠંડા પાડવાને માટે અથવા તેમની પાસે કંઈક કબૂલ કરાવવાને માટે તે અમને વીનવતો

અમે અમારી ઇચ્છાથી જેલમાં આવ્યા હતા, ઘણા સ્વયંસેવકો તો વગર બોલવ્યા ઘૂસી આવ્યા હતા એટલે કોઈનો જેલ છોડીને ભાગી જવાનો તો પ્રશ્ન જ ન હતો. જો કોઈને બહાર જવાની ઇચ્છા થાય તો પોતે કરેલાં કામ માટે માફી માગીને અથવા તો ભવિષ્યમાં એવું કામ ન કરવાની કબૂલાત આપીને એ સહેલાઈથી છૂટી શકતો હતો ભાગવાનો કોઈ પ્રયત્ન કરે તો નામોશી જ થાય અને સવિનયભંગની લડતમાં પાછું જોડાવાપણું રહે જ નહિ. લખનૌની અમારી જેલનો સુપરિન્ટેન્ડન્ટ આ સારી રીતે સમજતો, અને અમારા જેલરને કહેતો કે “જો આ કોંગ્રેસ

કેદીઓમાંથી થોડાઓને ભાગી જવાનું સમજાવી શકો તો તમને ખાનસાહેબમાંથી ખાનબહાદુરમાં ચડાવવાની હું સરકારને ભલામણ કરીશ." અમારામાંના ઘણા કેદીઓને જેલની મધ્યના ચક્રમાં આવેલા મોટા બૅરેકોમાં રાખવામાં આવતા. અમારામાંના અઢાર જણને હું ધારું છું કે વધારે સારી રીતે રાખવાને માટે એક જૂની વણાટશાળામાં રાખવામાં આવ્યા હતા. એને લગતું એક મોટું ચોગાન હતું. મારા પિતા, મારા બે પિત્રાઈઓ અને મને ૨૦ ફૂટ લાંબો અને ૧૬ ફૂટ પહોળો એવો એક ખંડ આપવામાં આવ્યો હતો. એક બૅરેકમાંથી બીજી બૅરેકમાં જવાની અમને સંપૂર્ણ છૂટ હતી. સગાંવહાલાંઓની સાથે અનેક મુલાકાતો મળતી. છાપાં આવતાં અને દરરોજ થતી નવી પકડાપકડી અને વધતી જતી લડતથી ધમાલનું વાતાવરણ ચાલુ રહેતું. ચર્ચાઓ અને વાતોમાં પુષ્કળ વખત જતો, અને હું ભાગ્યે જ કશું વાંચી શકતો, કે કશું ગંભીર કામ કરી શકતો. સવારનો વખત હું અમારા આખા ખંડની સફાઈ અને ધોલાઈમાં, મારા પિતાનાં અને મારાં કપડાં ધોવામાં અને કાંતવામાં ગાળતો. શિયાળાના દિવસ હતા અને ઉત્તર હિંદુસ્તાનમાં એના કરતાં બીજો સારો સમય કયો હોય? થોડાં અઠવાડિયાં તો અમને અમારા સ્વયંસેવકોમાંના જે નિરક્ષર હતા, તેમને માટે હિંદી, ઉર્દૂ અને બીજા પ્રાથમિક વિષયો શીખવવા માટેના વર્ગો ખોલવાની રજા આપવામાં આવી હતી. બપોર પછી અમો વોલીબૉલ રમતા.*

ધીમે ધીમે સખતાઈ થતી ગઈ. અમારા વાડામાંથી અમને બહાર નીકળવાની બંધી થઈ, અને જ્યાં બીજા સ્વયંસેવકો

* તે વેળા છાપામાં એક હાસ્યજનક ગપ્પું બહાર પડ્યું હતું, અને તે ખોટું છે એમ જાહેર કરવામાં આવ્યા છતાં ફરીફરીને તે ચાલુ રહ્યું છે. એની વાત ચાલી હતી કે તે વેળાના અમારા પ્રાંતના ગવર્નર સર હારકોર્ટ બટલર મારા પિતાને જેલમાં શૅમ્પેઈન (દારૂ) મોકલતા. સર હારકોર્ટે મારા પિતાને કશું મોકલ્યું નથી; એમને કોઈએ શૅમ્પેઈન કે બીજા કોઈ પણ પ્રકારનો દારૂ જેલમાં મોકલ્યો નથી અને સાચી વાત તો એ છે કે, મહાસભાએ ૧૯૨૦માં અસહકારનો ઠરાવ કર્યો ત્યારે તેમણે દારૂ છોડી દીધો હતો એટલે તેમને આ વખતે દારૂ પીવાપણું હતું નહિ.

પૂરવામાં આવ્યા હતા ત્યાં જઈ તેમની સાથેની મુલાકાત પણ બંધ થઈ. એટલે વર્ગો પણ અટક્યા. એ જ અરસામા હું છૂટચો.

હું માર્ચના આરંભમાં નીકળ્યો અને છ સાત અઠવાડિયાં પછી એપ્રિલમાં પાછો આવ્યો તો મેં જોયું કે સ્થિતિમાં બહુ ફેરફાર થઈ ગયો છે. પિતાને નૈનિતાલ જેલમાં લઈ જવામાં આવ્યા હતા. તેમના ગયા પછી તરત જ નવા નિયમો અમલમાં આવ્યા. મોટી વણાટશાળા જ્યા મને પહેલાં રાખવામાં આવ્યો હતો તેમાંના બધા કેદીઓને અંદરની જેલમાં લઈ જવામાં આવ્યા અને બૅરેકમાં પૂરવામાં આવ્યા. બૅરેક એટલે જેલની અંદર એક નાની જેલ. એક બૅરેકની સાથે બીજા બૅરેકનો કશો સંબંધ નહિ. મુલાકાત અને કાગળ હવે મહિનામા એક મળે એવો નિયમ થયો. ખોરાક બહુ સાદો થયો જો કે બહારથી અમે મંગાવી શકતા.

જે બૅરેકમા મને રાખવામા આવ્યો હતો તેમાં લગભગ પચાસ માણસો હશે. બીડનો કંઈ પાર ન હતો. અમારી પથારીઓ વચ્ચે લગભગ ત્રણ ચાર ફૂટનુ જ અંતર હશે. સુભાગ્યે એ બૅરેકમાં દરેક જણને હું ઓળખતો હતો અને અનેક તો મિત્રો હતા, પણ રાતદિવસ એકાંતનો સંપૂર્ણ અભાવ વધારે મે વધારે અસહ્ય થતો ગયો. રોજના રોજ એક જ માણસોના મોં જોવાનાં, રોજની રોજ એક જ પ્રકારની ગોલાલડાઈઓ; અને એમાંથી ભાગીને જવાનો એકે શાંત ખૂણો ન મળે. નાહવાનું ખુલ્લામાં, કપડા ધોવાનું ખુલ્લામાં. કસરતને માટે બૅરેકની આસપાસ અમે દોડતા અને એટલી વાતો ને ચર્ચાઓ કરતા કે બુદ્ધિપૂર્વક વાત કરવાની અમારી શક્તિ સાવ ખૂટી જતી. કુટુંબજીવનમાં જે નીરસતા હોય છે તે અહીં સોગણી વધી હતી, અને તેની મીઠાશ અને બીજા લાભો તો ભાગ્યે જ જોવામાં આવતા. અને વળી આ કુટુંબ તે અનેક જાતના અને અનેક ભાતના લોકોનું બનેલું હતું. સૌના મનના ઉપર આથી ભારે તાણ પડતી, અને ઘણીવાર હું એકાંત માટે ઝંખતો. પાછળના વર્ષોમાં મારે નસીબે આવું એકાંત જોઈએ તેટલું આવવાનું હતું — જ્યારે મહિનાના મહિના સુધી એકાદ જેલ અમલદાર સિવાય બીજા કોઈનું મોં જોવાનું નહોતુ તે સમયે પણ મન ભારે

આવેશમાં રહેતુ. પણ ત્યારે યોગ્ય સાથીઓની ઝંખના કરતું ઘણીવાર લખનૌ જેલના ૧૯૨૨ના ભીડમા ગાળેલા જીવનના દિવસો મને યાદ આવતા અને કંઈક તેને માટે હું ઝંખતો પણ ખરો. છતા મને ખાતરી હતી કે બેમાથી એકાંત જ મને વધારે પસંદ હતુ — શરત એટલી કે વાચવાલખવાની મને છૂટ હોય

અને છતાં મારે જણાવવુ જોઈએ કે મારા સાથીઓ બધા અતિશય સજ્જન અને ગુનાળી હતા, અને અમારે બહુ બનતુ. પણ હું ધારુ છુ કે કોઈ કોઈ વાર તો જરૂર અમે મહુ એક-બીજાથી કંટાળતા અને કંઈક એકાંતને માટે તલસતા વધારેમા વધારે એકાંત તો બૅરેકમાથી નીકળીને વાડાના ખુલ્લા ભાગમા બેસવાથી મળતી ચોમાસાના દિવસ હતા, એટલે વાદળાં હોય તેથી બહાર ખુશીથી બેસી શકાતુ ઘણીવાર હુ તડકો અને એકાદ વરસાદનુ ઝાપટુ પણ સહન કરી લેતો અને બૅરેકની બહાર બને તેટલો વધારે વખત ગાળતો.

એવી રીતે ખુલ્લામા પડ્યા પડ્યા હુ આકાશ અને વાદળા નિહાળતો, અને અગાઉ કદી ન જોયેલુ એવુ ચમત્કારિક સૌંદર્ય મને એના પલટાતા જતા રંગોમાં દેખાતું

ઘડી ઘડીએ પલટાતા અભ્ર નિહાળવા
ઋતુ ઋતુના પલટાતા જાણે રંગ લે,
વિરલ અમોલી પળના લ્હાવા માણવા
પડ્યા પડ્યા ભૂમાત તણે ઉત્સંગ લે
(એવા એ દિવસો પણ મિત્રો વહી ગયા) *

પણ સમય એ અહીં જેલમા વિરલ લહાવો નહોતો પણ બોજારૂપ હતો, છતાં આ પ્રતિક્ષણ પલટાતા વર્ષાનાં વાદળાં નિહાળવામાં જે સમય જતો તે તો આનંદમાં જ જતો, અને તેથી આરામ લાગતો. કેદના કંટાળામાથી બચવા માટે જાણે મે નવી શોધ કરી હોય એવા ભાનથી મને આનંદ થતો ખાસ એ વર્ષાઋતુની મારા ઉપર આટલી બધી અસર કેમ થઈ એ હું જાણતો નથી, આ પહેલાં કે આ પછી એવી અસર મને કદી

* પંડિતજીએ ટાંકેલી અંગ્રેજી પંક્તિઓનો ભાવાર્થ લઈ કૌંસમા સાંધેલી પંક્તિ ભાવ પૂરો કરવા ઉમેરી છે — ભા. ક.

નથી થઈ. પહાડોમાં અને સમુદ્ર ઉપર અનેક સુંદર સૂર્યોદય અને સૂર્યાસ્ત મેં હરખથી નિરખ્યા હતા અને તેના તેજમાં હું નાહ્યો હતો, અને તેની ભવ્યતાથી રોમાંચ અનુભવ્યો હતો, પણ તે ક્ષણભર જ. ક્ષણભર જોઈને તરત બીજી વસ્તુઓના વિચારમાં હું પડતો, કારણ એ તો રોજની વસ્તુઓ હતી. પણ જેલમાં સૂર્યોદય અને સૂર્યાસ્ત શેના જોવાના મળે? દીવાલો ક્ષિતિજને ઢાંકી દેતી અને છેક તડકો ચડે ત્યારે તો એ અમારી રક્ષણ કરનારી દીવાલો ઉપરથી આકરા સૂર્યનાં દર્શન થતાં. તે વેળા ક્યાંયે આકાશમાં રંગો તો જોવાના મળે જ નહિ, એટલે અમારી આંખ રોજ રોજ કાદવરંગી દીવાલ અને બૅરેકનાં લૂખાં દૃશ્ય જોઈ જોઈને રીઢી થઈ ગઈ હતી, અને તે કંઈક ધૂપછાંવ માટે, કંઈક રંગો માટે તલસતી, અને જ્યારે વર્ષાનાં વાદળ અનેક ચિત્રવિચિત્ર રૂપ ધરતાં અને અપાર રંગોના વેશ લેતાં અને બદલાતાં અમારા ઉપરથી પસાર થતાં ત્યારે હું સાનંદાશ્ચર્યથી જોઈ રહેતો અને જાણે સમાધિસ્થ બની તેમને નિહાળતો. કેટલીક વાર એ વાદળાંમાં ચીરા પડી ગહન ગંભીર ગુફા બનતી, અને તેના પેટાળમાં; નીલ ઊંડાણમાં જાણે અનંતતાના એક અંશનાં દર્શન થતાં.

ધીમે ધીમે સખતી વધતી ગઈ. નિયમો આકરા થતા ગયા. સરકાર આપણી લડતના બળનું માપ કળી ગઈ હતી. અને તેની સામે થવાની ધૃષ્ટતા માટે શું શું સહન કરવું પડે છે એનો અમને સ્વાદ ચખાડવા માગતી હતી. નવા નિયમો દાખલ થવાથી અથવા તો જે રીતે તેનો અમલ થતો તેથી જેલના અમલદારો અને કેદીઓ વચ્ચે ખળભળાટ થયો. અનેક મહિના સુધી એ જેલમાંના સેંકડો કેદીમાંના ઘણાખરાએ નિયમોની સામે વિરોધમાં મુલાકાતો છોડી. અમારામાંના કેટલાક આ તોફાન કરાવનારા હઈશું એમ માનવામાં આવ્યું જ હશે એટલે અમને સાત જણને મુખ્ય બૅરેકોથી સાવ અલગ એવા જેલના એક દૂર ભાગમાં ખસેડવામાં આવ્યા. આ સાતમાં પુરુષોત્તમદાસ ટંડન, મહાદેવ દેસાઈ, જ્યૉર્જ જોસફ, બાલકૃષ્ણ શર્મા, દેવદાસ ગાંધી અને હું હતા.

અમને એક નાનકડા વાડામાં ખસેડ્યા હતા. અને જો કે ત્યાં જવામાં થોડાક ગેરલાભો હતા, પણ એકંદરે એ ફેરફાર મને

ગમ્યો. ભીડ તો નહોતી જ; વધારે શાંતિ અને વધારે એકાંત અમને મળી એટલે વાંચવાનો અને બીજું કામ કરવાનો સમય પણ વધારે મળ્યો. જેલના બીજા ભાગોમાં અમારા જે સાથીઓ હતા તેમની સાથે, તેમ જ બહારનાં જગત સાથે કશો જ સંબંધ અમને રહ્યો નહિ. કારણ છાપાં આવવાં સૌ કેદીઓ માટે બંધ થયાં હતાં.

છાપાં આવતાં નહિ, પણ બહારથી કંઈક ખબર તો ગમે તે રસ્તે આવી ચડતી. જેલોમાં હમેશાં એમ બને છે. અમારી માસિક મુલાકાત અને કાગળોમાંથી પણ કંઈક કંઈક ખબર મળી રહેતી. અમે જાણ્યું કે લડતનાં પાણી છેક ઓસરી ગયાં છે. અમુલખ ઘડી ચાલી ગઈ અને વિજય ઝાંખા ભાવિમાં સરી ગયો હોય એમ લાગતું હતું. મહાસભામાં બે ભાગલા પડ્યા હતા— ફેરવાદીઓ અને નાફેરવાદીઓ. આમાંથી પહેલા પક્ષના નેતા દેશબંધુ દાસ અને મારા પિતા હતા. તેમનું કહેવું એવું હતું કે વડી અને પ્રાંતિક ધારાસભાની આવતી ચૂંટણીઓમાં મહાસભાએ ભાગ લેવો જોઈએ, અને ધારાસભાઓનો કબજો લેવો જોઈએ. બીજો પક્ષ જેના નેતા રાજગોપાળાચાર્ય હતા તેમનો આગ્રહ એવો હતો કે અસહકારના જૂના કાર્યક્રમમાં કશો ફેરફાર ન કરવો. ગાંધીજી તો આ વેળા જેલમાં હતા. લડતના જે ઉદાત્ત આદર્શોથી અમે એક ચડતી ભરતીનાં મોજાંઓ ઉપર જાણે આગળ વધ્યા જતા હતા તે આદર્શો સત્તાને માટેના ક્ષુદ્ર ઝઘડા અને પ્રપંચોમાં ભુલાવા લાગ્યા હતા. ઉત્સાહ અને આવેશની ઘડીમાં પરાક્રમો અને સાહસો કરવાં સહેલાં છે, પણ ઉત્સાહનું જોરા ઓછું થયે લડતને દિન-પ્રતિદિન ચાલુ રાખવી કઠણ છે એમ અમે જોઈ શકયા. બહારથી આવતી ખબરોથી અમે નિરુત્સાહ થતા અને જેલના વાતાવરણથી ઉત્પન્ન થતી અનેક નવાજૂનીને લીધે જીવન કઠણ થતું ગયું, છતાં અંતરમાં અમને એક પ્રકારનો સંતોષ રહેતો કે અમે અમારી ઇજ્જત અને શાન જાળવી રાખી છે અને પરિણામના વિચાર વિના સત્યનો માર્ગ જ લીધો છે. કાળના ગર્ભમાં શું છે તેની કોઈને ખબર નહોતી; પણ તે ગમે તે હોય તો પણ એમ તો સ્પષ્ટ ભાસતું હતું કે અમારામાંના ઘણાના નસીબમાં જિંદગીનો

મોટો ભાગ જેલમાં ગાળવાનું લખેલું છે. આ પ્રમાણે અમારી વચ્ચે વાતચીત ચાલતી, અને જ્યૉર્જ જોસફની સાથે એકવાર વાત કરતાં અમે આ જ અનુમાન પર આવ્યા હતા એવું મને સ્પષ્ટ યાદ છે. ત્યાર પછી તો જોસફ અમારાથી બહુ દૂર ખસી ગયા છે એટલું જ નહિ પણ અમારા કામકાજના સખત ટીકાકાર બન્યા છે. લખનૌ ડિસ્ટ્રિક્ટ જેલના સિવિલ વૉર્ડમાં એક શિયાળાની સાંજે થયેલી આ વાત એને કદી યાદ આવતી હશે ખરી ?

કામ અને કસરતનો નિયમિત કાર્યક્રમ અમે બાંધી દીધો હતો. કસરતને માટે અમે વાડાની દીવાલની લગોલગ દોડતા અનેક ચક્કર લેતા, અથવા બબ્બે જણ બળદની જેમ જોડાઈ અમારા વાડામાંના કૂવાનો મોટો કોશ ખેંચતા, અને નાનકડી સરખી એક શાકભાજીની વાડી કરી હતી તેને પાણી પાતા. લગભગ બધા થોડું થોડું કાંતતા. પણ મારો મુખ્ય વ્યવસાય એ શિયાળાના ટૂંકા દિવસો અને લાંબી રાતમાં વાંચવાનો હતો. જ્યારે જ્યારે સુપરિન્ટેન્ડન્ટ મુલાકાતે આવે ત્યારે ત્યારે હંમેશાં તે મને વાંચતો ભાળે. વાચવાની મારી આ લગની એને કંઈક ખૂંચતી, અને એકવાર એની ઉપર ટીકા કરતાં એણે કહેલું, 'હું તો મારી બાર વર્ષની ઉંમરે મારું બધું વાચવાનું વાંચી પરવાર્યો હતો.' બેશક, વાચવાના આ સંયમને લીધે જ એ બહાદુર અંગ્રેજ કર્નલ મૂંઝવનારા વિચારના ત્રાસમાંથી બચ્યા હશે, અને એને લીધે જ કદાચ પાછળથી સંયુક્ત પ્રાંતના ઇન્સ્પેક્ટર જનરલ ઑફ પ્રિઝન્સના પદ સુધી ચડી શક્યા હશે.

શિયાળાની આ લાંબી રાત અને નિરભ્ર આકાશમાં તારા જોવાની મજા આવતી, અને અમારી પાસે નભોમંડળનાં કેટલાક નકશા હતા તેની મદદથી અમે ઘણાં ગ્રહ અને નક્ષત્રો ઓળખતા. રોજ રાત્રે તેમના નીકળવાની રાહ જોતા અમે બેસીએ, અને તેમને જોઈને પરિચિત મિત્રોને મળતા હોઈએ તેમ આનંદથી તેમને વધાવીએ.

આમ અમારો વખત જતો. એમ કરતાં કરતાં દિવસના અઠવાડિયાં થયાં અને અઠવાડિયાના મહિના થયા. અમારા રોજના

જીવનને અમે ટેવાઈ ગયા હતા, પણ જેલ બહાર ખરો બોજો અમારી માતાઓ, પત્નીઓ અને બહેનોને વેઠવો પડતો હતો. રાહ જોઈ જોઈને તેઓ કંટાળતી અને તેમના પ્રિયજનો જેલમાં હોય અને તેઓ બહાર હોય એ વાત જ તેમને અળખામણી લાગતી.

૧૯૨૧ ડિસેંબરમાં અમે પ્રથમ પકડાયા ત્યાર પછી પોલીસના માણસો અલ્લાહાબાદના અમારા ઘર આનંદભવનની વારંવાર મુલાકાત લેવા લાગ્યા. પિતાને અને મને થયેલો દંડ વસૂલ કરવા તેઓ આવતા. દંડ ન ભરવાની મહાસભાની નીતિ હતી. દંડ ન અપાય એટલે પોલીસ રોજ રોજ આવે અને ઘરનાં ખુરશી ટેબલ વગેરેમાંથી કાંઈક જપ્ત કરી ઉપાડી ચાલતા થાય. મારી ચાર વર્ષની પુત્રી ઇંદિરા રોજ રોજ ચાલતી આ લૂંટથી બહુ ચિડાતી, પોલીસનો વિરોધ કરતી, અને પોતાની સખત નાખુશી બતાવતી. મને ભય છે કે પોલીસનાં માણસો વિષેના એના એ બાળપણના ખ્યાલ એના ભવિષ્યના વિચારો ઉપર અસર કર્યા વિના નહિ રહે.

જેલમાં સામાન્ય કેદીઓથી અમને અલગ રાખવાની પૂરેપૂરી તજવીજ થતી હતી. અને સામાન્ય રીતે રાજદ્વારી કેદીઓ માટે ખાસ જેલો રાખવામાં આવતી. પણ આ બન્ને વિભાગોને સાવ અલગ રાખવા શક્ય નહોતા, અને ઘણીવાર એ કેદીઓની સાથે અમે સંબંધમાં આવતા, અને તેમની પાસેથી તે દિવસના જેલજીવનની ખરી હકીકતો અમને મળી રહેતી. આખી કથા મારઝૂડ, ખુશામત અને લાંચરિશ્વતની હતી. ખોરાક એટલો બધો ખરાબ હતો કે અનેકવાર પ્રયત્ન કર્યા છતાં હું એ જીભ પર મૂકી નહોતો શકતો. જેલનો અમલદારવર્ગ સામાન્ય રીતે સાવ નાલાયક હતો. ટૂંકા પગાર મળે એટલે કેદીઓ કે કેદીઓના સગાંઓ પાસે ટાણેકટાણે પૈસા કઢાવીને કમાણીમાં વધારો કરે. જેલના કાયદાના પુસ્તકમાં જેલરની અને તેના મદદનીશોની અને વોર્ડરોની ફરજો અને જવાબદારીઓ એટલી બધી હતી અને એટલી જાતની હતી કે કોઈ પણ માણસને માટે તે પ્રામાણિકપણે અથવા સરખી રીતે બજાવવી સાવ અશક્ય હતી. એ પ્રાંતના (અને કદાચ બધા જ પ્રાંતના) જેલ વહિવટની સામાન્ય નીતિમાં

કેદીને સુધારવાની અથવા તેને સારી રીતભાત અને ઉપયોગી ધંધા શીખવવાની કશાયે વાત જ ન હતી. જેલમાં લેવાતા કામનો હેતુ કેદીને ત્રાસ આપવાનો હતો.[1] કેમે કરીને તે ખૂબ ડરી જાય અને આંખ મીંચીને હુકમ પાળતો થઈ જાય એ જ ઉદ્દેશ હતો. વિચાર એની પાછળ એ હતો કે એ જેલમાંથી જાય ત્યારે જેલનો એવો ડર અને ત્રાસ લઈને જાય કે ફરી પાછો ગુનો કરી જેલમાં આવવાની એ ભૂલી જાય.

હમણાં હમણાં આમાં કેટલાક સુધારા થયા છે. ખોરાક કંઈક સુધર્યો છે અને કપડાં તેમજ બીજી બાબતોમાં પણ સહેજસાજ સુધારા થયા છે. આ મુખ્યત્વે રાજકીય કેદીઓ બહાર આવીને સુધારાને માટે ચળવળ કરતા તેનું પરિણામ છે. અસહકારથી વૉર્ડરોના પગારમાં ઠીક ઠીક વધારો થયો. એમને સરકારને વફાદાર રહેવાનું એમને વિશેષ કારણ મળ્યું. કુમળી વયના અને જુવાન કેદીઓને વાચતા લખતાં શીખવવાનો પણ જેવો તેવો પ્રયત્ન થઈ રહ્યો છે. પણ આ બધા સુધારા રૂડા છે છતાં મુખ્ય પ્રશ્નને ભાગ્યે જ સ્પર્શ કરે છે. જૂની નીતિ તો લગભગ હતી તેવી કાયમ છે.

---

૧ સંયુક્ત પ્રાંતના જેલ મેન્યુઅલની ૯૨૭મી કલમ (જે હવે નવી આવૃત્તિમાંથી કાઢી નાખવામાં આવી છે તે) આ પ્રમાણે હતી. "જેલમાં લેવાનું કામ મુખ્યત્વે સજાની દૃષ્ટિએ લેવું જોઈએ, કેવળ કામની દૃષ્ટિએ નહિ, વળી તેમાંથી જેલને ખરું લાભ થાય છે કે નહિ એનો પણ વિચાર ન કરવો, કારણ કે એ કામનો મોટામાં મોટો ઉદ્દેશ જ એ છે કે તે અતિશય કંટાળાભરેલું અને ત્રાસદાયક હોઈ દુષ્ટોના દિલમાં જેલમાં આવવાનો ભય ઉત્પન્ન કરે."

આ કલમ રશિયાના ફોજદારી કાયદાની કલમથી કેટલી જુદી છે એ જુઓ: કલમ ૯ "સામાજિક બચાવ માટે લેવાના પગલાંનો ઉદ્દેશ માણસને શારીરિક દુઃખ આપવાનો અથવા તેને નામોશી લગાડવાનો નથી, કે તેનો ઉદ્દેશ વેર વાળવાનો કે સજા કરવાનોય નથી."

કલમ ૨૬ "સજા રક્ષણને માટે હોય છે તેથી તેમાં ત્રાસનો અંશ ન હોવો જોઈએ, અને કેદીને તેથી નાહકનું અથવા બિનજરૂરી દુઃખ ન થવું જોઈએ."

રાજકીય કેદીઓના મોટા ભાગને તો સામાન્ય કેદીઓની જેમ જ રાખવામાં આવતા, તેમને કોઈ ખાસ હકો ન હતા, કે તેમની સાથે જુદો વર્તાવ ન રાખવામાં આવતો, પણ બીજા કેદીઓના કરતાં વધારે લડી લેનારા અને હોશિયાર હોઈ તેમનો કોઈ સહેલાઈથી દુરુપયોગ કરી શકતું નહિ કે તેમની પાસે રિશ્વત લઈ શકતું નહિ. આને લીધે સ્વાભાવિક રીતે તેઓ જેલના અમલદારોને અકારા થઈ પડ્યા હતા, અને જ્યારે પ્રસંગ આવતો ત્યારે જેલના કોઈ પણ નિયમનો તેમનાથી ભંગ થાય તો તેને માટે સખત સજા થતી. આવા ભંગને માટે આઝાદ નામના એક પંદર સોળ વર્ષના છોકરાને ફટકાની સજા થઈ હતી. તેનું શરીર સાવ ખુલ્લું કરીને તેને ફટકા મારવાના ત્રિકોણ ઉપર બાંધવામાં આવ્યો, અને જેમ જેમ ફટકા પડતા જતા હતા અને તેની ચામડીમાં ચીરા પડતા જતા હતા તેમ તેમ દરેક ફટકે તે 'મહાત્મા ગાંધીકી જય' પોકારતો જતો હતો. એ પોકાર કરતાં કરતાં આખરે છોકરો બેભાન થયો. પાછળથી એ છોકરો ઉત્તર હિંદુસ્તાનની ત્રાસવાદી ટોળીનો એક નાયક બન્યો.



# ૧૪

# ફરી બહાર

જેલમાં ઘણી વસ્તુઓની ખોટ જણાય છે, પણ વધારેમાં વધારે ખોટ તો સ્ત્રીઓના મધુર અવાજની અને બાળકોના હાસ્યની જ લાગે છે. જે શબ્દ ત્યાં સાંભળવામા આવે છે એ સામાન્ય રીતે મધુરથી તો ઊલટા જ કહેવાય. અવાજ કઠોર અને જોહુકમીવાળા અને ભાષા દુષ્ટ અને ઘણીખરી ગાળોથી ભરેલી. એક વખત મને એક નવી જ વસ્તુની ખોટ જણાયલી એમ મને યાદ આવે છે. હુ લખનૌ ડિસ્ટ્રિક્ટ જેલમાં હતો ત્યારે એક વાર મને એકાએક થઈ આવ્યુ કે માત આઠ મહિના થયા કોઈ ગીતગાને ભણતો સાંભળ્યો નથી

૧૯૨૩ના જાન્યુઆરી માસને છેલ્લે દિવસે લખનૌ જેલના બધા રાજદ્વારી કેદીઓને છોડી દેવામા આવ્યા. તે વેળા લખનૌમાં સોથી બસો ખાસ વર્ગના કેદીઓ હશે ૧૯૨૧ના ડિસેમ્બરની અગર ૧૯૨૨ની શરૂઆતમા જેને વર્ષ કે એથી ઓછી સજા થઈ હતી તેઓ તો પોતાની સજા પૂરી કરી ચૂક્યા હતા. માત્ર લાંબી સજાવાળા, અને થોડાઘણા ફરીવાર સજા ખાઈને આવ્યા હતા તે છૂટવાના બાકી રહ્યા હતા. આમ એકાએક છોડી દેવામા આવ્યાથી અમને આશ્ચર્ય થયુ, કારણ કે તમામ કેદીઓને છોડી દેવામા આવશે એવી ખબર કઈ જાહેર થઈ નહોતી. આવી રીતે તમામ કેદીને છોડી દેવાના પક્ષમા પ્રાંતની ધારાસભામાં ઠરાવ પસાર થયો હતો ખરો, પણ આવી માગણીઓ ઉપર સરકારનો કારભારીવર્ગ ભાગ્યે જ ધ્યાન આપે છે પણ આ વેળા બન્યુ એવુ કે કેદીઓને છોડી દેવા એ સરકારને ફાવે એવુ હતુ. મહાસભા સરકાર વિરુદ્ધ કશુ કરતી નહોતી, અને મહાસભાવાદીઓને પરસ્પર ઝઘડા સિવાય કશુ સૂઝતુ નહોતુ વળી જાણીતા

મહાસભાવાદીઓ જેલમાં હવે ગણ્યાગાંઠયા જ રહ્યા હતા એટલે સરકારે આટલી ઉદારતા બતાવી દીધી.

જેલના દરવાજામાંથી બહાર નીકળતાં જ હમેશાં એક પ્રકારની નિરાંતની લાગણી અનુભવાય છે, અને આનંદઉલ્લાસ તો હોય જ. બહારની તાજી હવા અને ખુલ્લા વિસ્તારો, લોકોની આવજા અને દોડધામ, અને જૂના મિત્રોની સાથે મેળાપ આ બધાથી મગજમાં એક પ્રકારની ખુમારી ચડે છે, અને થોડી મસ્તી છૂટે છે. બહારના જગતની સાથે પ્રથમ સંબંધમાં આવીએ છીએ ત્યારે આપણા વર્તનમાં કંઈક છેલપણું દેખાય છે. છૂટતાં અમને આનંદ તો થયો પણ એ તો એક ક્ષણિક અનુભવ હતો, કારણ કે મહાસભાનાં રાજકાજની દશા નિરુત્સાહ કરી દે એવી હતી. આદર્શોને બદલે કાવાદાવા શરૂ થયા હતા, અને અનેક ટોળીઓ મહાસભાના તંત્રનો કબજો લેવાનો પ્રયત્ન કરતી હતી. અને આમ કરવાની રીતો તો એવી હતી કે જેથી રાજપ્રકરણનું નામ લેતાં જરાયે યોગ્યાયોગ્યતાના ભાનવાળા માણસને ત્રાસ છૂટે.

મારું પોતાનું વલણ ધારાસભામાં જવાની સાવ વિરુદ્ધ હતું, કારણ કે એનું પરિણામ આખરે વાટાઘાટનો માર્ગ લેવામાં જ આવે, અને પરિણામે અમારું ધ્યેય મોળું પડે, પણ તે વેળા દેશની પાસે બીજો કશો રાજકીય કાર્યક્રમ હતો નહિ. નાફેરવાદીઓ 'રચનાત્મક કાર્યક્રમ' ઉપર ભાર મૂકતા હતા. આ કાર્યક્રમ એટલે ટૂંકામાં સમાજસુધારાનો કાર્યક્રમ. તેનો મુખ્ય ગુણ એ હતો કે તેથી કાર્યકર્તાઓ લોકોની સાથે સંબંધમાં આવતા. જેઓ રાજકીય કાર્યમાં માનનારા હતા તેમને આથી સંતોષ થવાનો સંભવ ન હતો, અને સત્યાગ્રહના એક નિષ્ફળ જુવાળ પછી ધારાસભાના કાર્યક્રમનો જુવાળ આવે એ અનિવાર્ય હતું. અને આ કાર્યક્રમ પણ સહકારનો અને રચનાનો નહિ પણ અવરોધનો અને પ્રતીકારનો છે એમ એ નવી પ્રવૃત્તિના નેતાઓ દેશબંધુ દાસ અને મારા પિતાએ સ્પષ્ટ કર્યું હતું.

દેશબંધુ દાસે ધારાસભામાં જઈને રાષ્ટ્રીય લડત ચલાવવાને અર્થે જ હમેશાં ધારાસભાપ્રવેશની હિમાયત કરી

હતી. મારા પિતાની પણ લગભગ આવી જ વૃત્તિ હતી, પણ ૧૯૨૦માં તેમણે કંઈક અંશે ગાંધીજીના મતને વશ થઈને ધારાસભાનો બહિષ્કાર સ્વીકાર્યો હતો. લડતમાં તેમને પોતાનું પૂરેપૂરું બળ અજમાવવું હતું, એટલે તેમને એમ લાગેલું કે ગાંધીજીનો કાર્યક્રમ સંપૂર્ણપણે સ્વીકારવા સિવાય બીજો ઉપાય નથી. આયર્લૅન્ડમાં સીન ફીન મંડળે પાર્લમેન્ટની બેઠકોનો કબજો કરી આમની સભામાં બેસવાનો ઇનકાર કર્યો હતો, તેની કંઈક બાજી આપણે પણ ખેલીએ એમ યુવકવર્ગોમાંના ઘણા ધારના હતા. સંપૂર્ણ બહિષ્કારને બદલે આવો અર્ધ બહિષ્કાર ગ્રહણ કરવાનો ૧૯૨૦ના ઉનાળામાં મેં ગાંધીજીને આગ્રહ કર્યો હતો એમ મને યાદ છે, પણ આવી બાબતોમાં ગાંધીજી અતિશય મક્કમ રહેતા. તે વેળા મૌલાના મહમદઅલી ખિલાફત ડેપ્યુટેશન લઈને વિલાયત ગયેલા હતા. વિલાયતથી આવ્યા પછી તેમણે પણ બહિષ્કારની જે નીતિ સ્વીકારવામાં આવી હતી તે વિષે અફસોસ જાહેર કરેલો, અને કહેલું કે તેમને તો સીન ફીનની બહિષ્કારનીતિ વધારે પસંદ પડત. પણ તે વખતે બીજાઓ શું ધારે તેની કંઈ કિંમત ન હતી, કારણ કે આખરે તો ગાંધીજીનો જ મત સ્વીકારવાનો હતો. લડતના ઉત્પાદક તેઓ હતા, અને લડતનો વ્યૂહ રચવાનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય તેમને હોવું જોઈએ એમ સહુને લાગેલું. સીન ફીન નીતિની સામે ગાંધીજીને તેના હિંસાની સાથેના સંપર્ક ઉપરાંત આ વાંધા હતા: એક એ કે લોકો ચૂંટણીના માંડવાઓમાં જઈ મત ન આપી તેનો સંપૂર્ણ બહિષ્કાર કરવાની સીધી હાકલને જેવા સમજી શકે તેવા આયર્લૅન્ડની રીતને ન સમજી શકે; બીજું એ કે ધારાસભામાં ચૂંટાવું અને પછી તેમાં ન જવું એથી લોકોના મનમાં ગેરસમજ ઉત્પન્ન થાય; વળી આપણા લોકો ધારાસભા માટે ચૂંટાયા એટલે તેના તરફ ખેંચાયા વિના ન રહે અને તેમને તેમાં જતા રોકવા કઠણ થઈ પડે. આપણી લડતમાં તેમને લાંબો વખત સુધી બહાર રાખવા જેટલી તાલીમ અને શક્તિ ન હતી, અને આખરે ધીમે ધીમે પરિણામ એ આવે કે ધારાસભા મારફતે સરકારી મહેરબાનીનો લાભ મેળવવાનાં અનેક સીધા અને આડકતરા રસ્તા તેઓ શોધતા થઈ જાય.

આ દલીલોમા બહુ વજન હતુ, અને સ્વરાજ પક્ષ ધારાસભામા ગયો ત્યારે '૨૫–૨૭ મા ગાંધીજીની આગાહી સાચી પડેલી જોવામા આવી હતી, છતા '૨૦મા મહાસભાએ ધારાસભાનો કબજો લેવાનો નિશ્ચય કર્યો હોત તો શુ થાત એ કહી શકાતુ નથી. એ વિષે તો શકા નથી જ કે ખિલાફત કમિટિનો ટેકો હતો એટલે પ્રાતિક અને વડી ધારાસભાની દરેક ચૂટાનારી બેઠકો તેઓ કબજે લઈ શકયા હોત આજે (૧૯૩૪ના ઓગસ્ટમા) મહાસભા તરફથી વડી ધારાસભા માટે ઉમેદવારો ઊભા કરવામા આવે એવી વાત ચાલી રહી છે, અને પાર્લમેન્ટરી બોર્ડ સ્થપાયુ છે, પણ ૧૯૨૦ પછી આપણા સામાજિક અને રાજકીય જીવનમાં આપણા પરસ્પર વિરોધો ઊંડા કરનારી અનેક ઘટનાઓ બની ચૂકી છે, એટલે આવતી ચૂટણીમાં મહાસભા ગમે તેવી સફળતા મેળવે તો પણ તે ભાગ્યે જ ૧૯૨૦મા મળત એવી હોવાની આશા રાખી શકાય

જેલમાથી છૂટયા પછી ફેરવાદી અને નાફેરવાદી મડળોની વચ્ચે સમાધાની કરાવવાનો પ્રયત્ન કરનારા કેટલાક મિત્રો સાથે હુ ભળ્યો પણ એમા અમે સફળ ન થયા, અને હુ એ બન્ને પક્ષના કજિયાઓથી કટાળી ગયો સયુક્ત પ્રાતની મહાસભા સમિતિના મંત્રી તરીકે મહાસભાની સસ્થાના કામમા હુ લાગી ગયો પાછળના વર્ષમા ઘણું છિન્નભિન્ન થઈ ગયુ હતું એટલે કામ કરવાનું ઘણુ હતુ મે મહેનત તો બહુ કરી પણ તેનુ કશુ પરિણામ આવ્યુ નહિ મારા મનને કશુ સૂઝતુ ન હતુ, પણ થોડા વખતમા એક નવુ કાર્યક્ષેત્ર મારે માટે ખૂલ્યુ છૂટયા પછી થોડા જ અઠવાડિયામા અલાહાબાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખની જવાબદારી મને વળગાડવામા આવી આ ચૂટણી એટલી બધી અણધારી હતી કે મારુ નામ ચૂટાયુ તેના થોડા કલાક આગળ પ્રમુખ તરીકે કોઈએ મારુ નામ ઉચ્ચાર્યું ન હતુ અથવા તો કદાચ મારો વિચાર પણ કર્યો ન હતો પણ આખરની ઘડીએ મહાસભા પક્ષવાળાઓને લાગ્યુ કે તેમનામાથી કોઈ સફળ થઈ શકે તો તે હુ જ હતો

એ વર્ષે એવું બન્યું કે આખા દેશમાં આગેવાન મહાસભાવાદીઓ મ્યુનિસિપાલિટીના પ્રમુખો થયા. શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ મુંબઈની, અને સરદાર વલ્લભભાઈ પટેલ અમદાવાદની મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા. સંયુક્ત પ્રાંતની ઘણીખરી મોટી મ્યુનિસિપાલિટીના મહાસભાવાદીઓ જ પ્રમુખ હતા.

મ્યુનિસિપાલિટીનાં દરેક પ્રકારનાં કામમાં મને રસ પડવા લાગ્યો, અને હું તેને વધારે ને વધારે વખત આપતો ગયો. કેટલાક પ્રશ્નો તો મને બહુ આકર્ષક લાગ્યા. મ્યુનિસિપાલિટીમાં સુધારા કરવા વિષેનો મેં અભ્યાસ કર્યો, અને તેને વિષે મોટા મોટા ઘાટો ઘડ્યા. પાછળથી મને ખબર પડવાની હતી કે મ્યુનિસિપાલિટીઓનું આજે જે પ્રકારનું બંધારણ છે તે પ્રમાણે તેમાં ભારે સુધારા કરવાના મનોરથ રાખવાનો કશો અવકાશ નથી. તો પણ કામ માટે તો અવકાશ હતો જ, તંત્રને સાફ કરી વેગવંતુ કરવાનો અવકાશ તો હતો જ, અને આને માટે મેં તનતોડ મહેનત કરી. આજ વખતે મારું મહાસભાનું કામ પણ વધતું જતું હતું, અને પ્રાંતિક સમિતિના મંત્રીપદ ઉપરાંત અખિલ ભારત મહાસમિતિનું મંત્રીપદ મને આપવામાં આવ્યું. આ અનેક કામને અંગે મારે રોજ પંદર પંદર કલાક કામ કરવું પડતું, અને દિવસને અંતે હું થાકીપાકીને લોથ થઈ જતો.

જેલમાંથી બહાર નીકળતાવેંત જ મારે માટે એક પત્ર આવીને પડ્યો હતો તે મેં જોયો. એ પત્ર અલ્લાહાબાદ હાઈકોર્ટના મુખ્ય ન્યાયાધીશ સર ગ્રીમવુડ મિયર્સનો હતો. મારા છૂટવા પહેલાં જ એ કાગળ લખાયેલો હતો, પણ હું તુરત છૂટવાનો છું એ જ્ઞાનથી એ લખાયેલો હતો તે વિષે શંકા નથી. એની ભાષામાં રહેલા મિત્રભાવથી અને વારંવાર તેમને મળવા જવાના આમંત્રણથી મને કંઈક આશ્ચર્ય થયું. કારણ મને તેમની સાથે ભાગ્યે જ પરિચય હતો. છેક '૧૯માં એ અલ્લાહાબાદમાં આવ્યા હતા, અને તે વેળા તો વકીલાતથી હું દૂર ભાગતો જતો હતો. મને લાગે છે કે મેં તેમની આગળ એક જ કેસ ચલાવ્યો હતો, અને હાઈકોર્ટનો મારો એ છેલ્લો કેસ હતો. ન જાણે શા કારણે મારે વિષે ઝાઝું જાણ્યા વિના તેમને મારે માટે પક્ષપાત થયો.

બ્રિટિશ લોકોનું દૃષ્ટિબિંદુ સમજવામાં હું બીજા કરતાં ઘણો આગળ જઈશ એવો એમને ખ્યાલ હતો, અને એ હેતુથી મારા ઉપર એ સારી અસર પાડવા ઇચ્છતા હતા, અને તેમણે મને પાછળથી કહ્યું હતું તે પ્રમાણે તેમને એવો ખ્યાલ હતો, કે હું એ બહુ સારી રીતે સમજી શકીશ. એ સમજાવવાની એમની એ રીત ચાલાક હતી. અનેક અંગ્રેજો આજે પણ માને છે તેમ તેમનો અભિપ્રાય એવો હતો કે હિંદુસ્તાનનો અંતિમમાર્ગી રાજદ્વારી પુરુષ બ્રિટિશનો વિરોધી બન્યો હતો તેનું કારણ એ હતું કે સમાજમાં અંગ્રેજો તેની સાથે ખરાબ વર્તન રાખતા હતા, અને પરિણામે રોષ, કડવાશ અને અંતિમમાર્ગીપણુ ઉત્પન્ન થયાં હતાં. અનેક જવાબદાર માણસોને મોઢે મેં એવા પ્રકારની વાત ચાલતી સાંભળી છે કે મારા પિતાને એક અંગ્રેજોની કલબમાં ચૂંટવામાં આવ્યા ન હતા અને તેથી તે બ્રિટિશવિરોધી અને અંતિમમાર્ગી બન્યા હતા. આ વાત સાવ પાયા વિનાની છે અને એક તદ્દન જુદી જ વાતનું વિકૃત સ્વરૂપ છે.[1] પણ આવી વાત સાચી હોય કે ખોટી તો પણ અનેક અગ્રેજોને રાષ્ટ્રીય પ્રવૃત્તિની ઉત્પત્તિનો સીધો અને પૂરતો ખુલાસો આ વાતમાં જ મળી રહે છે. હકીકત તો એ છે કે મારા પિતાને કે મને આ બાબતમાં કોઈ ખાસ ફરિયાદ ન હતી. વ્યક્તિ તરીકે સામાન્ય રીતે અંગ્રેજો અમારી સાથે વિનયવિવેકથી વર્તતા હતા, અને તેમની સાથે અમારું ઠીક બનતું, જો કે બીજા હિંદીઓની માફક અમને અવશ્ય એટલું લાગતું કે અમે ગુલામ જાતિના માનવામાં આવીએ છીએ અને તેથી તેનું અમને ભારે દુઃખ રહેતું. મારે કબૂલ કરવું જોઈએ કે આજે પણ અંગ્રેજ સાથે મારે સારું બને છે. હા, એ કોઈ અમલદાર હોય અને મારા ઉપર મહેરબાની બતાવવા માગતો હોય તો જુદી વાત. જો કે તો પણ અમે એકબીજાની સાથે ખટાશ વિના નભાવી શકીએ છીએ. સંભવ છે કે અગ્રેજની સાથે હિંદુસ્તાનના રાજકાજમાં સહકાર કરનારા મધ્યમમાર્ગીઓ અને બીજાના કરતાં અગ્રેજમાં અને મારામાં ઘણી વધારે સમાનતા છે.

---

૧. ૩૮ મા પ્રકરણના આરંભમાં આપેલી મારી નોંધ આ બનાવના વિગતવાર વર્ણન માટે જુઓ.

ગર ગ્રીમવુડનો એવો ખ્યાલ હતો કે મારી સાથે મિત્રતા કેળવીને અને નિખાલસ અને વિનયભરેલા વર્તનથી આ કડવાશનું મૂળ કારણ દાટી નાખવું. હું તેમને અનેક વાર મળ્યો, એકાદ મ્યુનિસિપલ કરની બાબે વાંધો લેવાને બહાને તે મને મળવા આવતા અને અનેક બાબતો ચર્ચતા. એક વખત તેમણે હિંદી મધ્યમમાર્ગીઓ ઉપર સખત હુમલો કર્યો હતો. તેમણે તેમને ચારિત્ર કે હિંમત વિનાના બીકણ, નમાલા સમયસાધુઓ તરીકે વર્ણવ્યા હતા. તેમની ભાષા આના કરતાં પણ વધારે ઉગ્ર હતી, અને તેમાં તિરસ્કાર ભર્યો હતો. તેમણે કહેલું 'તમે માનો છો કે અમને આ લોકો વિષે જરાય માન છે?' મારી સાથે એમણે આમ વાત કેમ કરી હશે તે સમજાતું નહિ, કદાચ તેમણે માન્યું હશે કે આવા પ્રકારની વાત મને ગમશે. આ પછી નવી ધારાસભાઓ અને તેના મિનિસ્ટરો (પ્રધાનો) અને દેશની સેવા કરવાને આ પ્રધાનોને મળનારી તકો વિષે વાતો કરવા મંડ્યા. તેમણે કહ્યું 'શિક્ષણ એ તમારા દેશમાં અતિશય મહત્ત્વનો પ્રશ્ન છે. તમને લાગતું નથી કે શિક્ષણખાતાના પ્રધાનને પૂરેપૂરી સ્વતંત્રતા હોય તો કરોડોના ભાગ્ય ઘડવાની તેને સરસ સંધિ મળે? અને આ જીવનમાં એક અપૂર્વ સંધિ ન ગણાય? ધારો કે બુદ્ધિ, ચારિત્ર, આદર્શો અને આદર્શોને અમલમાં મૂકવાની શક્તિ જેનામાં છે એવા તમારા જેવા કોઈ માણસના હાથમાં પ્રાંતનું શિક્ષણખાતું હોય તો તમે કઈ ચમત્કારો નહિ કરી દેખાડો? હું ગવર્નરને હમણાં જ મળ્યો છું. અને તેમણે મને કહ્યું છે કે 'તમે જો પ્રધાન થાઓ તો તમને તમારી નીતિનો અમલ કરવાનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય મળશે એ વિષે ખાતરી રાખશો' આમ બોલતાં બોલતાં એમને લાગ્યું કે આ તો વધારે પડતું બોલાઈ ગયું એટલે પછી એમણે કહ્યું કે 'હું કોઈને વિષે સરકારી રીતે તો ખાતરી આપી શકતો નથી, હું તો માત્ર મારા પોતા તરફથી સૂચના કરું છું'

સર ગ્રીમવુડે જે દરખાસ્ત મૂકી હતી તે મૂકવાની કુનેહભરેલી અને આડીઅવળી રીતથી મને રમૂજ પડી. સરકારમાં પ્રધાન તરીકે જોડાવાનો વિચાર મારે માટે અશક્ય હતો; ખરે જ મને એનો તિરસ્કાર હતો. બાકી એટલું ખરું કે તે વેળા તેમ જ

પાછળનાં વર્ષોમાં પણ કંઈક સંગીન, સક્રિય રચનાત્મક કાર્ય કરવાની સંધિની મેં અનેકવાર ઝંખના કરી છે. વિનાશક પ્રવૃત્તિ લડત, અને અસહકાર એ ભાગ્યે જ મનુષ્યની સ્વાભાવિક પ્રવૃત્તિ કહી શકાય, અને છતાં આપણી કમબખ્તી એવી છે કે લડાઈ અને વિનાશક પ્રવૃત્તિનાં રણો ખેડ્યા વિના એ રચના કરવાની સ્થિતિએ પહોંચીજ ન શકાય. અને એવો સંભવ છે કે આપણામાંના ઘણાખરાની શક્તિ અને જિંદગી હાથમાંથી ખસી જતી રેતમાં ગડમથલ કરવામાં ખર્ચાઈ જશે અને પાયો બાંધી તેના ઉપર મકાન ચણવાનું તો આપણાં બચ્ચાં અથવા તો તેનાં બચ્ચાંના નસીબમાં રહેશે.

એ દિવસોમાં સંયુક્ત પ્રાંતમાં તો પ્રધાનપદાં બહુ સસ્તાં હતાં. આખા અસહકારની મુદત દરમ્યાન જે બે મધ્યમમાર્ગી પ્રધાનોએ કામ કર્યું હતું તે હવે રહ્યા ન હતા. જ્યારે ચાલુ તંત્ર મહાસભાની લડતથી તૂટી પડશે એવો ભય હતો ત્યારે સરકારે મહાસભાની સામે લડવાને માટે મધ્યમમાર્ગી પ્રધાનોનો ઉપયોગ કરી લેવાનો પ્રયત્ન કર્યો હતો. તે વેળા સરકારી કારભારી મંડળ તેમનું માન રાખતું અને તેમની સાથે માનથી વર્તતું, કારણ તે સંકટકાળમાં તેમને સરકારના ટેકો આપનારા તરીકે તેમને જગતની આગળ રજૂ કરવામાં હેતુ રહેલો હતો. પ્રધાનો એમ ધારતા કે આ માનમરતબો તેમને પોતાના હકના જોરે મળે છે, તેમને ખ્યાલ ન હતો કે મહાસભાનો એકસામટો હુમલો થયો છે તેને લીધે સરકાર આ ચાલ ચાલી રહી છે. હુમલો ખેંચી લેવામાં આવ્યો એટલે મધ્યમમાર્ગી પ્રધાનોની કિંમત સરકારની નજરમાં સારી પેઠે ઊતરી ગઈ, અને માનમરતબાનું નામનિશાન રહ્યું નહિ. પ્રધાનોને આથી દુઃખ લાગ્યું, પણ તેથી શું વળે ? તેમને તુરત જ રાજીનામું આપવાની ફરજ પડી. આ પછી નવા પ્રધાનો માટે શોધ ચાલી, પણ તે તુરતાતુરત સફળ ન થઈ. ધારાસભામાં જે ખોબા જેટલા મધ્યમમાર્ગીઓ હતા તેમની સાથે સહાનુભૂતિમાં પ્રધાનપદાંથી અળગા રહ્યા. બીજામાં તો ઘણાખરા જમીનદારો હતા, અને તેઓમાં તો ગણ્યાગાંઠ્યા જ

નામની કેળવણી લીધેલા હતા. મહાત્માએ ધારાસભાનો બહિષ્કાર કર્યો હતો તેથી ધારાસભામાં બધું પચરંગી વાજું ભેગું થયું હતું.

આ વેળા અથવા આના થોડા વખત પછી સંયુક્ત પ્રાંતમાં સરકારે એક જણને પ્રધાનપદ આપવા માંડ્યું હતું તેની એક વાત ચાલે છે. એમ કહેવાય છે કે તેણે સરકારને કાંઈક આવા પ્રકારનો જવાબ દીધો હતો: 'હું કાંઈ ભારે હોશિયાર માણસ છું એમ માનવા જેટલો ગર્વ મારામાં નથી. પણ હું માનું છું કે મારામાં સાધારણ બુદ્ધિ છે, કદાચ સાધારણ કરતાં કાંઈક વધારે બુદ્ધિ હોય, અને લોકો પણ મને એ જ રીતે જાણે છે એમ હું માનું છું. શું સરકાર મને પ્રધાનપદ આપીને જગતની આગળ ગધેડો બનાવવા માગે છે કે શું?'

આ વિરોધ વાજબી હતો. મધ્યમમાર્ગી પ્રધાનો સંકુચિત હતા, રાજકાજ કે સામાજિક વિષયો વિષે તેમની પાસે વિશાળ દૃષ્ટિ ન હતી, પણ એનું કારણ તો એ હતું કે મધ્યમમાર્ગી પક્ષનું ધ્યેય જ વંધ્ય હતું. પરંતુ તેમનામાં ધંધાદારી માણસોની શક્તિ હતી, અને શિરસ્તા મુજબનું કામ તો તેઓ પ્રામાણિકપણે કરતા. તેમની પછી આવનારા કેટલાક લોકો જમીનદારોમાંથી હતા, અને તેમનું કહેવાતું શિક્ષણ પણ અતિશય મર્યાદિત હતું. મને લાગે છે કે તેઓ બહુ બહુ તો નિરક્ષરની ગણતરીમાંથી બાતલ કરવામાં આવે, એટલું જ. લગભગ એવું જ ભાસતું હતું કે આવા મહાશયોને સરકારે મોટા પદ માટે એટલા જ હેતુસર પસંદ કર્યા હતા કે દેશીઓની સંપૂર્ણ નાલાયકી સિદ્ધ કરી શકાય. એ લોકોને વિષે આ વચન સાર્થક કહેવાય:

"વિધિએ તો તને ઊંચે પદે મૂક્યો એ માટે કે
સૌ કોઈ કહે કે વિધિકેરી શક્તિ તો અપાર છે!"*

કેળવાયેલા હોય કે બિનકેળવાયેલા, એ પ્રધાનોને જમીનદારોનો તો મત મળી જ રહે, અને મોટા મોટા અમલદારોને રંગીલી ગાર્ડન પાર્ટીઓ તો તેઓ આપી જ શકે. ભૂખે મરતા ખેડૂતોની પાસેથી મેળવેલા તેમના પૈસાનો આના કરતાં વધારે સારો ઉપયોગ કયો થઈ શકે?

* રિચર્ડ ગાર્નેટની પંક્તિઓનો અનુવાદ. —ભા. ક.

## ૧૫

## હૃદયમંથન

અનેક કાર્યો ઉપાડવાને લીધે જે પ્રશ્નો મને મૂંઝવી રહ્યા હતા તેમાંથી મુક્ત રહેવાનો મેં પ્રયત્ન કર્યો, પણ જે પ્રશ્નો હમેશા મનમાં ઊભા જ થયા કરતા અને જેનો કશો સંતોષકારક ઉત્તર ન મળતો તે પ્રશ્નોમાંથી મુક્તિ શી રીતે મળે? એવા પ્રશ્નો છોડીને ભાગી શી રીતે શકાય? એટલે આજે કાર્ય એ એક અંશે મારે માટે આ આત્મમંથનમાથી છૂટવાનો પ્રયત્ન હતો; ત્યારે ૧૯૨૦–૨૧માં કાર્ય એ મારા આત્મા અને હૃદયનું સંપૂર્ણ પ્રતિબિંબ હતું. તે વેળા હું જે કોશેટામાં સુરક્ષિત હતો તેમાથી હવે હું બહાર નીકળ્યો, અને હિંદુસ્તાનના રંગઢંગ ઉપરાંત બહારના જગતનું પણ હું નિરીક્ષણ કરવા લાગ્યો. આજ સુધી મારા ધ્યાનમાં ન હતા એવા અનેક નવા ફેરફારો, નવા વિચારો, નવાં મંથનો મારા જોવામાં આવ્યાં, અને પ્રકાશને બદલે મને વધતી જતી અંધાધૂંધી દેખાઈ. ગાંધીજીના નેતૃત્વ વિષે મારી શ્રદ્ધા કાયમ હતી, પણ તેમના કાર્યક્રમના કેટલાક ભાગો હું વધારે ચોકસાઈથી તોળી જોવા લાગ્યો. પણ તેઓ તો જેલમાં હતા, એટલે તેમને મળી સલાહ લઈ શકાય એમ ન હતું. તે વેળા ચાલી રહેલા મહાસભાના બે પક્ષો — ધારાસભાપક્ષ અને નાફેરવાદીપક્ષ — માથી એકે મને ખેંચી ન શક્યો. ધારાસભાપક્ષ દેખીતી રીતે સુધારક માર્ગ તરફ અને રાજમાન્ય માર્ગ તરફ વળતો જતો હતો, જેમા પેઠા પછી નીકળવાનો એકે માર્ગ નથી એમ મને લાગતું. નાફેરવાદીઓ મહાત્માના અડગ અનુયાયીઓ લેખાતા હતા પણ અનેક મહાપુરુષોના શિષ્યોની જેમ તેઓ તેમના ઉપદેશના આત્માને ભૂલી અક્ષરને વળગતા જણાતા. તેમનામાં કાર્યનો કશો ઉત્સાહ દેખાતો નહિ અને આચારમાં તો તેમાના ઘણાખરા નિરુપદ્રવી ભલાભોળા સામાજિક સુધારકો બની

ગયા હતા. તેઓમાં એક વિરોધના હતી ખરી. તેઓ ખેડૂતવર્ગની સાથે સંબંધમાં રહેતા, ત્યારે ધારાસભામાં જનારા સ્વરાજવાદીઓ આખો વખત ધારાસભાના પ્રપંચોમાં જ ગૂંચાયેલા રહેતા.

જેલમાંથી હું છૂટયો કે તરત જ દેશબંધુ દાસે મને સ્વરાજવાદી પક્ષના સિદ્ધાંત સ્વીકારી તેમાં ભેળવવાનો પ્રયત્ન કર્યો. હું તેમની વકીલાતને વશ ન થયો, જોકે શું કરવું એને વિષે મારા વિચારો સ્પષ્ટ ન હતા. મારા પિતા જેઓ તે વખતે સ્વરાજમંડળના ભારે હિમાયતી હતા તેમણે એ દિશામાં મને વાળવાનો અથવા મારા વિચારો ફેરવવાનો કશો પ્રયત્ન કર્યો ન હતો, એ પણ એક વિચિત્ર ને કંઈક ધ્યાન ખેંચે એવી વાત છે. તેમની સાથે તેમની ઝુંબેશમાં હું ભળ્યો હોત તો તેમને બહુ ગમત એ તો સ્પષ્ટ હતું, પણ મારી લાગણીઓને વિષે એઓ એટલી અસાધારણ કાળજી રાખતા કે આ બાબતમાં એમણે મને સાવ સ્વતંત્ર રાખ્યો.

આ અરસામાં મારા પિતા અને દેશબંધુ દાસ વચ્ચે ગાઢ મૈત્રી જામી. ભાઈબંધીના કરતાં આ સંબંધ ઘણો ચડિયાતો હતો. સામાન્ય રીતે અંગત મૈત્રીઓ ઉત્તરાવસ્થામાં જવલ્લે જ થાય છે, પણ મારા પિતા અને દેશબંધુનો સંબંધ દિલોજાનની દોસ્તીનો હતો એ જોઈને મને કંઈક આશ્ચર્ય થતું. મારા પિતાના ઓળખીતાઓ તો ઢગલાબંધ હતા, અને એમના સ્વભાવસિદ્ધ હ્રસ્યથી એઓ ગમે તે મંડળમાં પ્રવેશ મેળવી શકતા, પણ મૈત્રી કરતાં તેઓ અચકાતા અને પાછળના વર્ષોમાં તો આવી બાબતોમાં તેઓ કંઈક આસ્થાહીન થઈ ગયેલા હતા, છતાં જ્યારે તેઓ અને દેશબંધુ મળતા ત્યારે અંતરાયની બધી દીવાલો તૂટી પડતી જણાતી અને તેઓ એકબીજાની આગળ હૈયાં ઠાલવતા. મારા પિતા નવ વર્ષ મોટા હતા, પણ શરીરે કદાચ વધારે બળવાન અને વધારે આરોગ્યવાન હશે. બંનેએ એક જ પ્રકારના કાયદાના વાતાવરણમાં તાલીમ લીધી હતી, અને વકીલાતમાં સરખી સફળતા મેળવી હતી, તો પણ તેઓ અનેક બાબતોમાં એકબીજાથી ભિન્ન હતા. દેશબંધુ વકીલ છતાં કવિ હતા અને

બધી વસ્તુ કવિહૃદયથી જોતા. (હું માનું છું કે બંગાળી ભાષામાં એમણે સુંદર કાવ્યો લખ્યાં છે.) તેઓ છટાદાર વક્તા હતા અને તેમના સ્વભાવમાં ધર્મનિષ્ઠા હતી. મારા પિતા વધારે વ્યાવહારિક હતા, અકરિ હતા, જબરા વ્યવસ્થાપક હતા, અને તેમનામાં ધર્મનિષ્ઠા નહિ જેવી હતી. તેમનું આખું જીવન યોદ્ધા તરીકે ગયું હતું. એટલે સખત સપાટા ઝીલવાને અને લગાવવાને તેઓ હમેશાં તૈયાર હતા. મૂરખ માણસોને તેઓ સાંખી જ ન શકતા, અથવા તો મહાપરાણે સાંખી શકતા; અને વિરોધ તેમનાથી સહ્યો ન જતો. કોઈએ વિરોધ કર્યો તો તેની બરોબર ધૂળ કાઢવી જોઈએ એમ જ તેમને લાગતું. આમ અનેક રીતે જુદા છતાં મારા પિતા અને દેશબંધુનો તેમના પક્ષના નેતા તરીકે બહુ અદ્ભુત અને પાકો મેળ અને સાથ જામ્યો, કારણ અમુક અંશે તેઓ એકબીજાની ખોટ પૂરતા. બન્ને વચ્ચે સંપૂર્ણ વિશ્વાસ હતો, તે એટલે સુધી કે કોઈ પણ નિવેદન અગાઉથી પૂછ્યા વિના કે મસલત કર્યા વિના બન્નેના નામથી બહાર પાડવાની બન્નેએ એકબીજાને સત્તા આપી રાખી હતી.

આ આવા અંગત સંબંધને લીધે સ્વરાજ પક્ષ પાકા પાયા ઉપર જામી શક્યો અને દેશમાં તેને માન અને પ્રતિષ્ઠા મળ્યાં. પ્રથમથી જ એમાં ફાટ પાડનારાં તત્ત્વો તો ઘૂસેલાં હતાં જ, કારણ અનેક સ્વાર્થસાધુઓ અને સમયસેવકો ધારાસભા દ્વારા પોતાનું તળિયું તાજું કરવાની આશાએ એમાં જોડાયા હતા, વળી એમાં કેટલાક પ્રામાણિક મધ્યમમાર્ગીઓ પણ હતા. તેમની વૃત્તિ સરકારની સાથે સહકાર કરવા તરફ હમેશાં વધારે ઢળતી. ચૂંટણી પછી આ બધાં તત્ત્વો તરી આવવા લાગ્યાં કે તરત જ સ્વરાજ પક્ષના નેતાઓએ તેની સખત ઝાટકણી કાઢી. મારા પિતાએ એમ જાહેર કરેલું કે પક્ષનો સડેલો ભાગ કાપી નાખતાં હું કદી નહિ અચકાઉં! આ વચનનો તેમણે બરોબર અમલ કર્યો હતો.

૧૯૨૩ પછી કુટુંબજીવનમાં મેં ઠીકઠીક સુખ અને સંતોષ અનુભવ્યાં, જો કે હું બહુ ઓછો વખત કુટુંબને આપી શકતો. સુભાગ્યે મારાં સ્વજનો મને એવાં મળ્યાં છે કે સંકટ અને

મૂઝવણને અવસરે તેમની પાસેથી હમેશાં મને સાત્વન અને હિંમત મળ્યાં છે. ૧૯૨૦ પછી મારી પત્નીએ જે અનુપમ ઉદારતાથી વર્તી તેથી મે કેટલુ મેળવ્યુ છે એનો વિચાર કરુ છુ ત્યારે મને મારી પોતાની અયોગ્યતાને વિષે શરમ છૂટે છે. તે માની હતી અને આળી ચામડીની હતી તોપણ મારા બધા ઢોંગ મહન કરતી એટલું જ નહિ પણ હું થાકતો કંટાળતો ત્યારે મને તે રીઝવતી અને સાંત્વન આપતી

૧૯૨૦ પછી અમારી રહેણીકરણીમા કઈક ફેરફાર થયો હતો. એમા વધારે સાદાઈ આવી હતી, નોકરો બહુ ઓછા કરવામાં આવ્યા હતા તોપણ એકે જોઈતી સુખસગવડની ખાણ ન હતી ન જોઈતી ચીજો કાઢી નાખવાને માટે અને ચાલુ ખર્ચ માટે થોડા પૈસા મેળવવા માટે પુષ્કળ વસ્તુઓ — ગાડીઘોડા અને અમારા નવા જીવનની સાથે ન ભળે એવી અનેક વસ્તુઓ — વેચી નાંખી હતી. ફર્નિચર કેટલુક તો ખોતસે જમા કરી વેચી નાખ્યુ હતુ આ ફર્નિચર વિના અને માળીઓ વિના અમારું ઘર અગાઉના જેવુ ઠાવકુ અને ટાપટીપવાળુ રહ્યુ ન હતુ, વાડી વેરાન થઈ હતી ત્રણ વર્ષ સુધી ઘર કે વાડીને કશુ ધ્યાન અપાયુ ન હતુ છૂટે હાથે ખરચવાની ટેવને લીધે બહુ કરકસર કરવી પિતાને પાલવતી નહોતી એટલે વકીલ તરીકે સલાહ આપવા પૂરતી વકીલાત પુનઃમદનાના વખતમા શરૂ કરવાનો અને કઈક પૈસા કમાવાનો પિતાએ નિશ્ચય કર્યો પુનઃસદનો વખત ભૂજ જેવો હતો, તોપણ તેઓ ઠીકઠીક કમાઈ લેતા

પિતાના ઉપર આર્થિક સહાયને માટે આધાર રાખવાનુ મને વસમુ લાગતું, અને મને એનુ કઈક દુઃખ પણ રહેતુ. વકીલાત છોડ્યા પછી થોડાક શેરના વ્યાજમાથી કઈક આવતું તે ઉપરાંત મારી પોતાની કશી કમાણી રહી નહેતી મારી પત્ની અને હુ બહુ ઓછુ ખરચતા એટલે સુધી કે મને કેટલીકવાર આશ્ચર્ય થતુ કે આટલે ઓછેથી અમે ચલવી શકીએ છીએ. ૧૯૨૧મા આ ભાન મને એકાએક થયુ, અને તેથી મને બહુ આનંદ થયો. ખાદીના કપડા અને ત્રીજાવર્ગની મુસાફરીમા કેટલું ખરચ થાય ? પિતાની સાથે રહેતો હતો એટલે મને તે વખતે પૂરું

ભાન ન હતું કે બીજા અનેક ધરખર્ચ એવા છે કે જેમાં પુષ્કળ પૈસા તણાઈ જાય છે. ગમે તેમ હો, પૈસા ન હશે તો શું થશે એવી ચિંતા મને કદી થઈ જ નથી; હું ધારું છું કે જરૂર પડે તો કમાઈ લેવાની મારામાં શક્તિ છે, અને ઓછાથી અમે ચલાવી લઈ શકીએ છીએ.

પિતાના ઉપર અમે બહુ બોજારૂપ ન હતાં, અને આવી વાત પણ એમના કાને આવે તો એમને ભારે દુઃખ થાય. પણ મને મારી સ્થિતિ ગમતી ન હતી, અને ત્રણ વરસ સુધી આ પ્રશ્નનો વિચાર કરતાં છતાં મને એનો ઉકેલ ન જડ્યો. પૈસા મળી શકે એવું કામ શોધવામાં મોટી મુશ્કેલી ન હતી, પણ એવું કંઈક પણ કામ હું સ્વીકારું તો જે જાહેર કામ હું કરતો હતો તે છોડી દેવું પડે અથવા ઓછું તો કરવું જ પડે. આજ સુધી મારો બધો સમય મહાસભાના અને મ્યુનિસિપાલિટીના કામમાં જતો હતો પૈસા કમાવાને માટે આ કામ છોડવાનું મને પસંદ ન હતું. આ કારણે મોટીમોટી ઔદ્યોગિક પેઢીઓ તરફની મને મોટા મોટા પગારવાળી નોકરીની માગણી થઈ પણ મેં ન સ્વીકારી. સંભવ છે કે આટલો બધો પગાર આ લોકો મારી શક્તિને માટે નહિ પણ મારા નામમાંથી રળી ખાવાને ખાતર આપવાને તૈયાર થયા હતા. વળી આ રીતે મોટા ઉદ્યોગની સાથે જોડાવાનું મને પસંદ ન હતું. વળી પાછી વકીલાત શરૂ કરવી એ પણ મારે માટે અશક્ય હતું. એને વિષેનો મારો અણગમો વધતો જતો હતો.

૧૯૨૪ની મહાસભા વખતે એવી સૂચના થઈ હતી કે જનરલ સેક્રેટરીઓને (મુખ્ય મંત્રીઓને) પગાર આપવા. તે વેળા હું એક મંત્રી હતો, અને મેં એ સૂચના વધાવી લીધેલી. કોઈની પાસે પૂરેપૂરો વખત કામ લેવું અને તેને તેના નિર્વાહ પૂરતું પણ ન આપવું એ મને જરાય યોગ્ય ન લાગ્યું. જો પગાર જ ન આપીએ તો તો એવો અર્થ થયો કે સાધનસંપન્ન માણસોને જ મંત્રી તરીકે ચૂંટવા જોઈએ. આવા સુખવસ્તુ માણસો હમેશાં આ કાર્યને માટે ઇષ્ટ પણ ન હોય, અને પગાર ન લે એટલે કામને માટે જવાબદાર પણ ન ગણાય. મહાસભાને વધારે પગાર આપવાપણું ન હતું; અમારું પગારનું ધોરણ પૂરતું

નીચુ હતું, પણ હિંદુસ્તાનમાં સાર્વજનિક ધનમાથી (સરકારી ધનમાથી નહિ) પગાર લેવા વિરુદ્ધ એક અજબ અને ભાવ અયોગ્ય અણગમો વર્તે છે, એટલે મારા પિતાએ મારા પગાર લેવા વિરુદ્ધ સખત વાધો ઉઠાવ્યો. મારા સદ્દમની, જેને પૈસાની મારી પેઠે જરૂર હતી તેને પણ મહાસભામાંથી પૈસા લેવામા પોતાની ઇજ્જત ઓછી થતી લાગી આ કારણે આ બાબતમા ઇજ્જતનો વિચાર ન કરતો છતા અને પગાર લેવાને માટે પૂરેપૂરો તૈયાર હતો છતાં મારે પગાર વિના ચલાવવુ પડ્યુ એક જ વાર આ વિષે મે મારા પિતાને વાત કરી હતી, ને તેમને કહ્યુ હતુ કે મને મારી આર્થિક પરાધીનતા ખટકે છે આ વસ્તુ મે જેટલી નમ્રતાથી અને જેટલી પરોક્ષ રીતે મૂકી શકાય તેવી રીતે તેમની આગળ મૂકી હતી, કે જેથી તેમને સતાપ ન થાય જવાબમા તેમણે મને કહ્યુ 'તારો બધો અથવા ઘણોખરો વખત પૈસા કમાવામા ગાળીને જાહેર કામ છોડવુ એના જેવી બીજી મૂર્ખાઈ કઈ? તમે બે જણાને એક વર્ષના ખર્ચ માટે જેટલુ જોઈએ તેટલુ તો હુ થોડા દિવસમા સહેલાઈથી કમાઈ શકુ એમ છુ ' આ દલીલમા વજૂદ હતું, પણ તેથી મને સતોષ થયો નહિ, છતા તે મુજબ મે વર્તવાનુ ચાલુ રાખ્યુ.

કુટુબના આ પ્રશ્નો અને આર્થિક ચિંતાઓ ૧૯૨૩ના આરભથી તે ૧૯૨૫ સુધી ચાલુ રહ્યા દરમ્યાન રાજકીય પરિસ્થિતિ બદલાતી જતી હતી, અને લગભગ મારી મરજી વિરુદ્ધ હું અનેક મડળોમા ખેચાતો જતો હતો અને મહાસભા સમિતિમાં જવાબદારીનુ પદ સ્વીકાર્યે જતો હતો ૧૯૨૩મા તો સ્થિતિ વિચિત્ર હતી દેશબધુ દાસ ગયામા ભરેલી મહાસભાના પ્રમુખ હતા, એટલે ૧૯૨૩ની સાલમા મહાસભા સમિતિના પ્રમુખ પણ એઓ જ કહેવાય. પણ આ સમિતિમા તેમની વિરુદ્ધ અને સ્વરાજ પક્ષની વિરુદ્ધ બહુમતિ હતી, જો કે આ બહુમતિ થોડી હતી અને બને પક્ષો લગભગ સરખા જ બળવાન હતા. ૧૯૨૩ના ઉનાળામા મહાસભા સમિતિની બેઠક મુબઈમા થઈ ત્યારે મામલો કટોકટીનો થઈ પડ્યો દેશબધુએ પ્રમુખપદનું રાજીનામુ આપ્યુ અને એક મધ્યસ્થ મડળની કાર્યવાહક સમિતિ

બનાવવામાં આવી. આ મધ્યસ્થ મંડળને અખિલભારત મહાસમિતિમાં ટેકો આપનાર કોઈ હતું નહિ અને બે પક્ષોમાંના એક પક્ષની મરજી ઉપર જ એને નભવાનું હતું. એક પક્ષનો સાથ કરે એટલે બીજાને હરાવી શકે. ડો. અનસારી નવા પ્રમુખ થયા અને હું એક મંત્રી થયો.

બન્ને બાજુએ અમને અથડામણ થઈ. ગુજરાત પ્રાંત નાફેરવાદીઓનું મથક હતુ. એ પ્રાંતે મહાસમિતિની કેટલીક સૂચનાઓ સ્વીકારવાનો ઇનકાર કર્યો. એ જ વર્ષમાં ઉનાળાના થોડા વખત પછી પાછી મહાસમિતિની બેઠક થઈ. આ બેઠક નાગપુરમાં થઈ, જ્યાં રાષ્ટ્રીય ધ્વજનો સત્યાગ્રહ ચાલી રહ્યો હતો. મધ્યસ્થ મંડળની બનેલી અમારી કાર્યવાહક સમિતિ પોતાની ટૂંકી અને નમાલી કારકિર્દી પછી અહીં સમાપ્ત થઈ. એ મંડળ કોઈના મતનું પ્રતિનિધિ હતું નહિ એટલે એને ગયે જ છૂટકો હતો, કારણ મહાસભામાં જેમની પાસે ખરી સત્તા હતી તેમની ઉપર તેના હુકમ ચાલી શકે એમ નહોતું. ગુજરાતે મહાસભા સમિતિના હુકમ માન્ય ન રાખ્યા તે માટે તેના ઉપર નિંદાનો ઠરાવ લાવવામાં આવ્યો હતો. એ ઠરાવ ઊડી ગયો એટલે કાર્યવાહક સમિતિને નીકળવું પડ્યું. રાજીનામું આપતાં મને ભારે નિરાંત થઈ એ હું જાણું છું. પક્ષની ખટપટોનો આટલો ટૂંકો અનુભવ પણ મારે માટે અસહ્ય હતો, કેટલાક અગ્રગણ્ય મહાસભાવાદીઓ પણ ખટપટમાં સારી પેઠે ભાગ લઈ શકે છે એ જોઈને હું તો આભો જ બન્યો.

આ સભામાં દેશબંધુ દાસે મારા ઉપર 'લાગણી વિનાનો' હોવાનો આરોપ મૂક્યો હતો. હું ધારું છું કે એમનો આરોપ સાચો હતો. સવાલ માત્ર ઓછાવત્તાનો છે. મારા અનેક મિત્રો અને સાથીઓની સરખામણીમાં હું 'લાગણી વિનાનો' ગણાઉં, અને છતાં અતિશય-લાગણીથી દબાઈ જવાનો અથવા અનિષ્ટ આવેશથી ખેંચાઈ જવાનો મને હમેશાં ભય રહ્યો છે. અનેક વર્ષો 'લાગણી વિનાનો' થવાનો મે ભારે પ્રયત્ન કર્યો છે, અને હું માનું છું કે એમાં મને સફળતા મળી છે તે પણ નામની જ છે.

## ૧૬

## નાભામાં એક ફારસ

સ્વરાજવાદીઓ અને નાફેરવાદીઓ વચ્ચેનું દ્વંદ્વ ચાલ્યા કરતું હતું, અને તેમાં બીજાની સામે પહેલા ધીમે ધીમે ફાવતા જતા હતા. ૧૯૨૩ના શિયાળામાં દિલ્હીમાં થયેલી મહાસભાની ખાસ બેઠકમાં થયેલો ઠરાવ સ્વરાજ્યવાદીઓની પ્રગતિમાં એક વધારે મજલરૂપ થઈ પડ્યો. આ મહાસભા પછી તરત જ મને એક વિચિત્ર અને અણધાર્યા સાહસનો અનુભવ થયો.

શીખો, ખાસ કરીને અકાલીઓ, પંજાબમાં સરકારની સાથે વારંવાર અથડામણમાં આવતા જતા હતા. તેમનામાં એક સુધારક પ્રવૃત્તિ શરૂ થઈ હતી. એ સુધારકોએ ગુરુદ્વારાઓમાંથી દુષ્ટ મહંતોને હાંકી કાઢી તેમને શુદ્ધ કરવાનું અને તેનાં મંદિરોનો અને તેને લગતી બધી મિલકતોનો કબજો મેળવવાનું કામ માથે લીધું હતું. સરકાર આમાં વચ્ચે પડી. એટલે થયો ઝઘડો. ગુરુદ્વારા શુદ્ધિની આ લડત કેટલેક અંશે અસહકારથી ઉત્પન્ન થયેલી સામાન્ય જાગૃતિનું પરિણામ હતી, એટલે અકાલીઓની રીતો અહિંસક સત્યાગ્રહનાં ધોરણ ઉપર ઘડાયેલી હતી. આ લડતમાં અનેક ઘટનાઓ થઈ. તેમાંની મુખ્ય ગુરુકાબાગની પ્રસિદ્ધ ઘટના હતી. ગુરુકાબાગમાં પુષ્કળ શીખો, જેમાંના ઘણા તો મહાયુદ્ધમાં લડી ચૂક્યા હતા, તેમણે પોલીસનો ઘાતકી માર પડવા છતાં આંગળી સરખી ઉગામી નહિ કે પોતાના કામમાંથી પાછા હઠ્યા નહિ. આ આશ્ચર્યકારક મક્કમતા અને શરાતનના દર્શનથી હિંદુસ્તાન ચકિત થયું. સરકારે ગુરુદ્વારા કમિટીને બેકાયદા ઠરાવી, અને અનેક વર્ષોની લડત પછી શીખોને વિજય મળ્યો. આમાં મહાસભાની તો સ્વાભાવિક રીતે સહાનુભૂતિ હોય જ, એટલે કેટલોક સમય સુધી અકાલી લડતની સાથે સંબંધ રાખવાને માટે મહાસભાએ અમૃતસરમાં એક ખાસ સંધિ-અમલદાર રાખ્યો હતો.

હું જે ઘટનાનું વર્ણન આપવા માગુ છુ તેને આ સામાન્ય શીખ હિલચાલની સાથે નહિ જેવો સબધ હતો, પણ એ વિષે શકા નથી કે તે આ શીખ જાગૃતિને લીધે બની પજાબના બે શીખ રાજ્યો, પતિયાળા અને નાભા વચ્ચે એક અગત અને તીખો ઝઘડો ચાલતો હતો, તેને પરિણામે હિંદુસ્તાન સરકારે નાભાના મહારાજાને પદભ્રષ્ટ કર્યા નાભા રાજ્યનો વહિવટ કરવાને માટે એક બ્રિટિશ એડમિનિસ્ટ્રેટર નીમવામાં આવ્યો શીખો આ પગલાથી ચિડાયા, અને તેમણે નાભામાં અને નાભા બહાર તેની સામે ચળવળ કરવા માંડી આ ચળવળ દરમ્યાન નાભા રાજ્યમા આવેલા જૈતો નામના સ્થાને શીખોએ આરભેલા અખડ પાઠને નવા એડમિનિસ્ટ્રેટરે અટકાવ્યો આની સામે વિરોધ તરીકે અને અટકાવવામા આવેલા અખડ પાઠને ચલુ રાખવાના સ્પષ્ટ હેતુથી શીખોએ જૈતો જથ્થા મોકલવા માંડ્યા. આ જથ્થાને પોલીસ અટકાવતી, માર મારતી અને પકડીને દૂર જગલમાં છોડી આવતી આ મા ને વિગતી હકીકત વખતોવખત મારા વાંચવામા આવતી અને દિલ્હીમા જ્યારે ખાસ મહાસભા પડી મને ખબર પડી કે વળી નવો જથ્થો જવાનો છે, અને ત્યાં શુ બને છે તે જોવાનું મને આમત્રણ મળ્યુ એટલે મે તે ખુશીથી સ્વીકાર્યું આમાં મારે તો માત્ર એક દિવસ આપવાની વાત હતી, કારણ કે જૈતો દિલ્હીથી પાસે હતું મારી સાથે મહાસભાના બે સાથીઓ આચાર્ય ગિદવાણી અને મદ્રાસના કે સતાનમ હતા. જથ્થા ઘણખરું પગપાળા કૂચ કરતા એવુ ઠરાવ્યુ હતુ કે અમારે પાસેમાં પાસેના રેલવે સ્ટેશને પહોચી નાભાની સરહદ ઉપર ત્યા જૈતો આવ્યુ હતું ત્યાં ગાડા રસ્તે એવે ટાણે પહોચવુ કે જ્યારે જથ્થો આવી પહોંચવનો હોય અમે એક ગાડુ લઈ વખતસર પહોચી ગયા, અને જથ્થાની પાછળ પાછળ, તેમનાથી થોડે છેટે રહી, ચાલવા લાગ્યા જૈતો પહોચતાં જથ્થાને પોલીસે અટકાવ્યો, અને તરત જ પેલા અગ્રેજ એડમિનિસ્ટ્રેટરની સહીનો એક હુકમ મારા ઉપર બજાવવામાં આવ્યો, જેમા નાભા સરહદમાં દાખલ થવાની અને મનાઈ કરવામા આવી હતી, અને દાખલ થયો હોઉં તો તરત જ છોડી જવાનુ મને ફરમાવવામા આવ્યુ હતુ આવો જ

હુકમ ગિદવાણી અને સંતાનમ ઉપર પણ બજાવવામાં આવ્યો હતો, માત્ર તેમાં તેમનાં નામ લખ્યાં નહોતાં, કારણ નાભાના અમલદારો તે જાણતા નહોતા. મારા સાથીઓએ અને મેં પોલીસ અમલદારને કહ્યું કે અમે જથ્થાની સાથે જથ્થા તરીકે આવ્યા નથી, પણ પ્રેક્ષકો તરીકે આવ્યા છીએ અને નાભાનો એક પણ કાયદો તોડવાનો અમારો ઇરાદો નથી. વળી અમે એમ પણ જણાવ્યું કે નાભાની સરહદમાં તો અમે આવી ચૂક્યા છીએ એટલે તેમાં ન દાખલ થવાપણું રહેતું નથી, અને ન દાખલ થઈએ તો અમે એકાએક ક્યાંયે અદૃશ્ય થઈ શકીએ એમ નથી. જૈતોથી જનારી બીજી ગાડી અનેક કલાકો પછી છૂટતી હતી, એટલે તત્કાળ માટે તો અમારે ત્યાં રોકાવું જ પડશે એમ અમે તેમને ખબર આપી. અમને તરત પકડવામાં આવ્યા અને થાણામાં લઈ જવામાં આવ્યા. અમને આમ ખસેડ્યા પછી જથ્થાના ઉપર રાજના સત્કારો થયા.

અમને આખો દિવસ લોકઅપમાં રાખવામાં આવ્યા અને રાત્રે સ્ટેશન ઉપર કૂચ કરવાનો અમને હુકમ થયો. સંતાનમનો ડાબો અને મારો જમણો હાથ ભેગા કરી તેના ઉપર એક હાથકડી લગાવવામાં આવી હતી. હાથકડીને એક સાંકળ હતી તે સાંકળ પકડીને પોલીસવાળો અમને દોરતો હતો. ગિદવાણીને હાથે પણ હાથકડી હતી અને તેને પણ સાંકળે બાંધીને એક પોલીસવાળો અમારી પાછળ ચાલતો હતો. જૈતોના રસ્તાઓ ઉપર અમારી આ કૂચ જોઈને સાંકળે બાંધીને કૂતરાને લઈ જવામાં આવે છે તેનો ચિતાર મારી આંખ આગળ ખડો થતો હતો. પ્રથમ તો અમે જરા ચિડાયા પણ પાછળથી આખી પરિસ્થિતિમાંથી અમને રમૂજ ઉત્પન્ન થવા લાગી, અને એકંદરે એ અનુભવ અમને ગમ્યો. માત્ર એ પછીની રાત ગમની મુશ્કેલ હતી, કારણ ત્રીજા વર્ગના ડબ્બામાં દરેક સ્ટેશને ઊભી રહેતી ખીચોખીચ ભરેલી ગાડીમાં અમને મૂકવામાં આવ્યા. મધરાતે અમારે ગાડી બદલવી પડી અને રાતનો થોડો ભાગ નાભાની એક લોકઅપમાં ગયો. આ બધો વખત એટલે બીજે દિવસે લગભગ બપોરે અમને નાભા જેલમાં સ્વાધીન કરવામાં આવ્યા ત્યાં સુધી

પેલી સહિયારી હાથકડીએ અને વજનદાર સાંકળે અમારો સાથ છોડયો ન હતો. અમારામાંથી કોઈ કયાંય જવા માગે તો એકલો જઈ શકે જ નહિ! આખી રાત અને દિવસના અમુક કલાક બીજાની સાથે એક હાથકડીમાં બંધાવાનો અનુભવ ફરી લેવાનું મન તો મને નહિ જ થાય.

નાભા જેલમાં અમને ત્રણેયને એક અતિશય મેલી અને ગંધાતી કોટડીમાં રાખવામાં આવ્યા. એ નાની હતી અને ભેજવાળી હતી, અને એનું છાપરું એટલું નીચું હતું કે અમારાં માથાં એને લગભગ અડી શકે. રાત્રે સૂવાનું જમીન પર અને ઉંદરો તો દોડતા હોય જ એટલે અનેકવાર હું એકાએક મારા મોં ઉપરથી ઉંદર ખસેડવા ચોંકીને જાગી ઊઠું.

બે ત્રણ દિવસ પછી અમારા કેસને માટે અમને કોર્ટમાં લઈ જવામાં આવ્યા, અને ત્યાં રોજરોજ અદ્‌ભુત નાટકો ચાલ્યાં. મૅજિસ્ટ્રેટ અથવા જજ કાળા અક્ષરને કૂટી મારે એવો હતો. અંગ્રેજીનું જ્ઞાન તો એને નહોતું જ, પણ કોર્ટની ભાષા ઉર્દૂ પણ એ લખી જાણતો હતો કે નહિ એ વિષે મને શંકા હતી. એક અઠવાડિયા સુધી એને જોવાનું અમને મળ્યું, પણ કદી એને કાગળ ઉપર એક આંકડો પાડતો અમે જોયો નથી. એને જ્યારે કશું લખવાનું આવતું ત્યારે તે શિરસ્તેદારને લખવાનું કહેતો. અમે અનેક અરજીઓ કોર્ટને કરી, તેમાંની એકે ઉપર ત્યાંને ત્યાં એણે હુકમ ન આપ્યા. અરજી પોતાની પાસે રાખી લે અને બીજે દિવસે એની ઉપર કોક બીજાની પાસે શેરો કરાવીને લાવે. અમે રીતસરનો બચાવ તો કર્યો જ ન હતો. અસહકારની હિલચાલ દરમ્યાન બચાવ ન કરવાની અમને એવી ટેવ પડી ગઈ હતી કે જ્યારે બચાવ કરવા સામે કશોય વાંધો ન હતો ત્યારે પણ બચાવ કરવાની લગભગ સૂગ લાગતી. પણ કોર્ટને મેં એક લાંબું નિવેદન રજૂ કર્યું તેમાં બધી હકીકત જણાવી, અને નાભામાં ખાસ કરીને બ્રિટિશ વહિવટ તળે કામ લેવાના ઢંગ વિષે મારો અભિપ્રાય જણાવ્યો. અમારા કેસમાં તો કશું અટપટું હતું નહિ, છતાં દિવસો સુધી તે લંબાતો ચાલ્યો, પછી એકાએક એક રમૂજી પ્રસંગ ઉત્પન્ન થયો. એક સાંજે કોર્ટ ઊઠયા પછી અમને કોર્ટના

મકાનમાં રોકી રાખવામાં આવ્યા, અને છેક રાત્રે સાત વાગ્યે એક બીજા ઓરડામાં લઈ જવામાં આવ્યા અહીં એક માણસ ટેબલ આગળ બેઠો હતો અને તેની આસપાસ કેટલાક બીજા જણો બેઠા હતા આમાંનો એક તો જૈતોમાં અમને પકડનાર અમારો જૂનો મિત્ર પોલીસ અમલદાર હતો એણે ઊભા થઈને એક બયાન રજૂ કરવા માંડયું મેં પૂછ્યું અમને કયાં લાવ્યા છો અને આ શું ચાલી રહ્યું છે? મને જવાબ મળ્યો આ કોર્ટ છે અને તમારા ઉપર કાવતરાનો કેસ ચાલી રહ્યો છે—એટલે અત્યાર સુધી નાભા સરહદમાં ન દાખલ થવાનો હુકમ તોડવા માટે કેસ ચાલતો હતો તે અદાલત જુદી અને આ નવા કેસની અદાલત જુદી. એમ જ માનવામાં આવ્યું હશે કે પેલા હુકમના ભંગ માટે તો વધારેમાં વધારે સજા ૭ મહિનાની હતી, અને એ પૂરતી ન હતી એટલે એક વધારે ગંભીર આરોપ મૂકીને બીજો કેસ ચલાવવો જોઈએ. હવે કાવતરાને માટે ત્રણ માણસો પૂરતા ન ગણાય, એટલે અમારી સાથે કશો સંબંધ ન હતો એવા એક ચોથાને પકડીને મુકદ્દમામાં અમારી સાથે જોડવામાં આવ્યો. આ બાપડા શીખને અમે ઓળખતા ન હતા, પણ જૈતો આવતાં અમે એને ખેતરમાં આવતો જોયો હતો ખરો.

કાવતરાનો આ કેસ જે અજબ અને ઉપલકિયા રીતે ઊભો કરવામાં આવ્યો તે જોઈને વકીલ તરીકે તો હું આભો જ બની ગયો. કેસ તો સાવ જૂઠો હતો જ, પણ દેખાવની ખાતર પણ રીતસરના કામકાજની તો જરૂર હતી જ. મેં જજને જણાવ્યું કે આ કેસ વિષે તો અમને કશી નોટિસ મળી જ નથી, અમારા બચાવને વિષે અમારે કશી ગોઠવણ કરવી હોય તો શું થાય? આની એને કશી પરવા નહોતી એ તો નાભાની રીત! 'તમારે વકીલ કરવો હોય તો નાભામાંથી કોકને પસંદ કરો!' 'પણ મારે કોર્ટની બહારનો વકીલ બોલાવવો હોય તો?' 'નાભાના કાયદા પ્રમાણે બહારનો વકીલ ન બોલાવાય' આ ઉપરાંત નાભાની અદાલતમાં કેવી રીતે કામ ચલાવવામાં આવે છે એ વિષે અમને થોડુંક વધારે જ્ઞાન આપવામાં આવ્યું. આખરે કંઈક ચિડાઈને અમે જજને કહ્યું 'તમારે કરવું હોય તે કરો અમારે આ

કામકાજમા કશો ભાગ લેવો નથી.' પણ આ નિશ્ચયને હુ સંપૂર્ણપણે ન વળગી રહી શક્યો. અમારે વિષે હડહડતાં જૂઠાણા બોલાય તે ચુપચુપ કેમ સાભળી લેવાય? એટલે વચ્ચે વચ્ચે અમે એકાદ ટૂકા અને તીખા શબ્દમાં સાક્ષીઓ કેવા છે તે જણાવી દેતા. આ કોર્ટ આગળ પણ અમે એક લેખી નિવેદન રજૂ કર્યુ અને તેમા બધી હકીકત જણાવી. આ કાવતરાનો કેસ ચલાવનાર આ ન્યાયાધીશ પહેલાના કરતા વધારે કેળવાયેલો અને વધારે અકલમંદ હતો.

હવે બંને કેસો સાથે સાથે ચાલવા લાગ્યા, અને રોજ કોર્ટમા જવાના વખતની અમે રાહ જોતા, કારણ કે એટલો વખત તો જેલની પેલી ગંધાતી કોટડીની બહાર ગાળવાનો મળે. દરમ્યાન એક વખત એડમિનિસ્ટ્રેટરની વતી જેલનો સુપરિન્ટેન્ડન્ટ અમને મળવા આવ્યો, અને અમને કહ્યુ કે જો તમે માફી માગો અને નાભા છોડી જવાની કબૂલાત આપો તો તમારી સામેનો કેસ ખેચી લેવામા આવે. અમે કહ્યુ કે અમારે તો માફી માગવાપણું કશુ છે જ નહિ, માફી તો એડમિનિસ્ટ્રેટર અમારી માગે. કશી કબૂલાત આપવાને પણ અમે તૈયાર નથી એમ જણાવ્યુ.

અમારા પકડાયા પછી એક પખવાડિયે બંને કેસોનો આખરે અંત આવ્યો. આ બધો વખત તો ફરિયાદપક્ષે જ લીધો હતો, કારણ અમે તો કશો બચાવ કરતા ન હતા. ઘણો વખત તો કેસ મુલતવી રહેતો તેમાં જતો, કારણ તેમા કંઈ ધૂળ જેવી મુશ્કેલી ઊભી થાય તો પણ કોર્ટ બહારના કોઈક અધિકારીને — કદાચ પેલા અંગ્રેજ એડમિનિસ્ટ્રેટરને — પૂછવા માટે કેસ મુલતવી રાખવો જ પડે. છેલ્લે દિવસે જ્યારે ફરિયાદપક્ષે પોતાનો કેસ પૂરો કર્યો ત્યારે અમે અમારા લેખી નિવેદન રજૂ કર્યા. એટલે પહેલા ન્યાયાધીશે પોતાની અદાલત ઘડીક માટે બંધ કરી અને થોડા વખત પછી પાછા આવી ઉર્દૂમા લખેલો એક વજનદાર ફેંસલો સંભળાવીને અમને ચકિત કર્યા. આ થોડી મિનિટમા તો આ ફેંસલો નહિ જ લખાયો હોય! અમારા નિવેદનો આપવામાં આવ્યા તે પહેલા જ એ તૈયાર થયો હશે. આખો ફેંસલો અમને

વાંચી સંભળાવવામાં ન આવ્યો. અમને માત્ર કહેવામાં આવ્યું કે નાભા સરહદ છોડી જવાના હુકમના ભંગ માટે વધારેમાં વધારે આપી શકાય એટલી એટલે ૭ મહિનાની સજા અમને કરવામાં આવે છે.

કાનતરાના કેસમાં તે જ દિવસે અમને દોઢ કે બે વરસની સજા થઈ—કેટલી એ હવે હું ભૂલી ગયો છું. એ પેલી પહેલી ૭ મહિનાની સજા ઉપરાંત ભોગવવાની હતી. એટલે કુલ અમને બેથી અઢી વરસની સજા થઈ.

આખા કેસ દરમ્યાન એવી એવી જાણવા જેવી ઘટનાઓ બનતી જતી હતી કે તેમાંથી અમને દેશી રાજ્યના વહિવટનો અથવા દેશી રાજ્યના બ્રિટિશ વહિવટનો ઠીક ઠીક ખ્યાલ મળતો. આખું કામકાજ એક ગોટું કારસ હતું. આને લીધે જ કદાચ કોઈ છાપાવાળા કે બહારનાને કોર્ટમાં આવવાની પરવાનગી ન હતી. પોલીસ પોતાને ફાવે તેમ કરતી, અને ઘણીવાર જજ અને મૅજિસ્ટ્રેટ કહે તે ન સાંભળતાં તેના હુકમનું અપમાન સુધ્ધાં કરતી. બાપડો મૅજિસ્ટ્રેટ મૂંગે મોઢે આને વશ થતો, પણ અમારે શા સારુ વશ થવું જોઈએ એનું કારણ અમને ન સમજાયું. અનેક વખત મારે ઊભા થઈને કહેવું પડતું કે પોલીસે સરખી રીતે વર્તવું જોઈએ અને મૅજિસ્ટ્રેટનું સાંભળવું જોઈએ. ઘણીવાર પોલીસ કાગળો ઝૂંટવી લે અને મૅજિસ્ટ્રેટ કશું ન કરી શકે અથવા કોર્ટમાં વ્યવસ્થા ન જાળવી શકે એટલે અમારે તેનું કામ કરવું પડતું! બિચારા મૅજિસ્ટ્રેટની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી હતી. એક તરફથી એને પોલીસનો ડર હતો, અને બીજી તરફથી અમારાથી પણ એ કંઈક ભયભીત થયેલો લાગતો, કારણ કે અમારે વિષે છાપાંઓએ સારી રીતે ખળભળાટ કરી મૂક્યો હતો. અમારા જેવા કંઈક જાણીતા રાજદ્વારી પુરુષોની બાબતમાં જ્યારે આવું અંધેર ચાલે ત્યારે બિચારા ઓછા જાણીતાઓની તો શી દશા થતી હશે?

મારા પિતા હિંદી રજવાડા વિષે કંઈક જાણતા હતા, એટલે નાભામાં મને એકાએક પકડવામાં આવ્યો તેથી એમને બહુ જ આઘાત પહોંચ્યો, કારણ કે કેવળ અમારા પકડાવાની

હકીકત જ બહાર આવી હતી, બીજી કશી જ હકીકત બહાર પહોંચી શકી ન હતી. મૂઝાઈને તેમણે મારે વિષેની હકીકતને માટે વાઈસરૉયને તાર પણ કર્યો હતો. નાભામાં મને મળવા આવવામાં પણ મુશ્કેલીઓ ઊભી કરવામાં આવી હતી, પણ આખરે જેલમાં મારી મુલાકાત લેવાની તેમને રજા મળી. તેઓ મને કશી મદદ કરી શકે એમ તો ન હતું, કારણ કે હું બચાવ કરતો ન હતો, એટલે મેં તેમને અલાહાબાદ પાછા જવાને અને કશી ચિંતા ન કરવાને વીનવ્યા. તેઓ પાછા તો ગયા, પણ કપિલદેવ માલવીય નામના એક જુવાન વકીલ સાથીને અમારા કેસનું કામકાજ જોવાને માટે મૂકી ગયા. નાભાની અદાલતોના આ ટૂંક અનુભવથી કપિલદેવનું કાયદાનું અને કેસ ચલાવવાની રીતનું જ્ઞાન બહુ વધી ગયું હશે! પોલીસે ભરકોર્ટમાં એમના હાથમાંથી કેટલાક કાગળિયાં ખૂંચવી લેવાનો પ્રયત્ન કર્યો હતો.

ઘણાખરા દેશી રાજ્યો છેક પછાત સ્થિતિમાં અને થોડેઘણે અંશે જાગીરદારી પદ્ધતિની યાદ આપનાર તરીકે મશહૂર છે. એમાં સત્તા એકહથ્થુ હોય છે, અને તેમાં પણ કુશળતા કે દયાનું નામ નથી હોતું. ત્યાં એવી એવી અજબ ઘટનાઓ બને છે કે જે કદી પ્રકાશમાં આવતી નથી, અને છતાં કેટલીક રીતે તેમની આ અકુશળતાને લીધે એ એકહથ્થુ સત્તાની અનિષ્ટતા ઓછી થાય છે, અને તેમની દુઃખી પ્રજાના ઉપરનો બોજો પણ હળવો થાય છે. કારણ કે એવાં રાજ્યોમાં કારભારી નબળા હોય છે, અને તેને પરિણામે જુલમ અને અન્યાયની ધાર પણ બુઠ્ઠી થઈ જાય છે. એનો અર્થ એ નથી કે તેથી જુલમ વધારે સહ્ય થઈ પડે છે, પણ તેની સીમા મર્યાદિત રહે છે અને વ્યાપકતા ઓછી થાય છે. પણ કોઈ પણ દેશી રાજ્યનો કબજો સીધો બ્રિટિશ સત્તાના હાથમાં આવે છે કે આ સમતોલપણું બદલાઈ જવાનું વિચિત્ર પરિણામ આવે છે. રાજા–જાગીરદારનો સંબંધ ચાલુ રહે છે, એકહથ્થુ સત્તા ચાલુ રહે છે, જૂના કાયદા અને શિરસ્તો પણ ચાલુ હોય એમ મનાય છે, વ્યક્તિનું સ્વાતંત્ર્ય, છૂટથી મળવા અને ભેગા થવાનો અધિકાર અને વિચાર પ્રકટ કરવાની સ્વતંત્રતા ઉપરના અંકુશો ચાલુ રહે

છે. માત્ર એક જ ફેરફાર એવો થાય છે કે જેથી આખી ધરતી બદલાઈ જાય છે, કારભારી વર્ગ નબળો મટીને સબળો થાય છે. તંત્રમાં કંઈક વ્યવસ્થા દાખલ થાય છે, અને પરિણામે જૂના જમાનાના પેલા અંકુશો અને મનસ્વી બંધનો વધારે તંગ થાય છે. વખત જતાં બ્રિટિશ વહીવટમાં કેટલાક જૂના રિવાજો અને રીતો અવશ્ય ફેરવવામાં આવે છે, કારણ કે કુશળતાથી રાજ્ય કરવામાં અને પરદેશી વેપાર ધૂમાવવામાં તે અંતરાયરૂપ નીવડે છે. છતાં આરંભમાં તો લોકોના ઉપરનું પોતાનું જીન વધારે તંગ કરવાને માટે પ્રાચીન પ્રથાઓ, બંધનો અને અંકુશોનો તેઓ પૂરેપૂરો લાભ લે છે. પરિણામે પ્રજા ઉપર બેવડો માર પડે છે. જાગીરદારી બંધનો તો કાયમ રહે છે જ, પણ કારભારીઓ બળવાન બનવાને લીધે તે બંધનોનો સફળતાપૂર્વક ઉપયોગ અને અમલ થાય છે.

નાભામાં આનો કંઈક અનુભવ મને થયો. એ રાજ્ય ઇંડિયન સિવિલ સર્વિસના એક સભ્ય બ્રિટિશ ઍડમિનિસ્ટ્રેટરના હાથ નીચે હતું. તેને નિરંકુશ રાજાના પૂરેપૂરા અધિકારો હતા. માત્ર હિંદુસ્તાન સરકારને તે આધીન હતા, અને છતાં ડગલે ને પગલે સામાન્યમાં સામાન્ય અધિકારો છીનવી લેનાના બચાવમાં નાભાના કાયદા અને નાભાના વહીવટનું પ્રમાણ ટાંકવામાં આવતું. આમ જૂની જાગીરદારી પ્રથા અને આધુનિક નોકરશાહી તંત્ર એ બે ભેગાં થયેલાં અમે ત્યાં જોયાં, પણ એમાં બન્નેના અવગુણો ભેગા થયા હતા, એકેનો ગુણ જોવામાં આવતો ન હતો.

આમ અમારો કેસ પૂરો થયો અને અમને સજા થઈ. ફેસલામાં શું લખ્યું હતું તેની અમને ખબર નહોતી, માત્ર જબરદસ્ત સજા અમને થઈ હતી એ વાત સ્પષ્ટ હતી, અને તેથી અમે કંઈક ઠંડા થયા. અમે ફેંસલાની નકલ માટે માગણી કરી, તો તેને માટે રીતસર અરજ કરવાનું અમને કહેવામાં આવ્યું.

તે જ સાંજે જેલમાં અમને સુપરિન્ટેન્ડન્ટે બોલાવ્યા, અને ફોજદારી કાયદાની રૂએ ઍડમિનિસ્ટ્રેટરે કાઢેલો એક હુકમ અમને બતાવ્યો. આ હુકમથી અમારી સજા મોકૂફ કરવામાં આવી હતી. કશી શરત તો હતી જ નહિ એટલે હુકમનું કાયદેસર પરિણામ

એ આવ્યું કે અમારી સજા પૂરી થઈ. સુપરિન્ટેન્ડન્ટે આ પછી એક કારભારી ખાતાનો હુકમ અમને બતાવ્યો. આ પણ એડમિનિસ્ટ્રેટરે જ કાઢયો હતો, અને તેમાં અમને નાભા છોડવાનું અને ખાસ પરવાનગી વિના નાભામાં પાછા ન આવવાનું ફરમાવવામાં આવ્યું હતું. આ બન્ને હુકમોની નકલ મેં માગી, પણ તે ન આપવામાં આવી. પછી અમને રેલવે સ્ટેશને લઈ ગયા, અને ત્યાં છોડી દીધા. નાભામાં અમે કોઈ કહેતાં કોઈને ઓળખતા ન હતા, અને શહેરના દરવાજા પણ રાત પડતાં બંધ થઈ ગયા હતા. પણ અમે જોયું કે અંબાલા જનારી એક ટ્રેન ઊભી છે એટલે તે અમે લીધી. અંબાલાથી દિલ્લી, અને દિલ્લીથી અલ્લાહાબાદ હું પહોંચ્યો.

અલ્લાહાબાદ જઈને મેં એડમિનિસ્ટ્રેટરને તેના બન્ને હુકમની નકલો મોકલવાને લખ્યું, તેમ જ બન્ને ફેંસલાની નકલ પણ માગી, કારણ કે એ હુકમ કે ફેસલા બન્નેની સૂરત મેં જોઈ નહોતી. આ નકલો આપવાની એણે સાફ ના પાડી. મેં કહ્યું કે મારે કદાચ અપીલ કરવી પડે, તો પણ એ એકનો બે ન થયો. મને અને મારા સાથીઓને બેથી અઢી વર્ષની સજા કરનારાઓના આ ફેંસલાની નકલ મેળવવાનો મેં ફરી ફરી પ્રયત્ન કર્યો છે, તો પણ તે મને કદી જોવાને મળ્યા નથી. કોને ખબર, એ સજાઓ હજી મારા ઉપર લટકતી હોય, અને નાભાના અધિકારીઓ અને બ્રિટિશ સરકાર પોતાને જ્યારે ફાવે ત્યારે તેનો અમલ કરે!

આમ અમને ત્રણેને 'લટકતી' મુક્તિ મળી, પણ કાવતરા કેસના પેલા ચોથા આરોપી — અમારી સાથે બીજી વારના આરોપમાં જોડી દીધેલા પેલા શીખ —નું શું થયું એની તો મને કદી ખબર પડી જ શકી નહિ. બહુ સંભવ છે કે એને છોડવામાં આવ્યો ન હતો. તેને કોઈ બળવાન મિત્રો કે તેના હિતમાં રસ લે એવા કોઈ લોકો મદદ કરનારા ન હતા, એટલે બીજા ઘણાઓનું થાય છે તેમ તે પણ બાપડો એ રાજ્યના જેલખાનામાં ક્યાંક ખોવાઈ ગયો હશે. પણ અમે એને નહિ ભૂલ્યા. અમારાથી બહુ થઈ શકે એમ ન હતું, પણ જેટલું થાય એટલું અમે કર્યું, અને હું ધારું છું કે ગુરુદ્વારા કમિટીએ એના કેસમાં પણ રસ લીધો.

અમને ખબર પડી કે જૂના 'કોમાગાટા મારુ'* કેદીઓમાંનો એ એક હતો, પણ લાંબી સજા ભોગવ્યા પછી બાપડો તાજો જ છૂટીને આવ્યો હતો. આવાઓને સુખે જંપવા ન દેવાનો પોલીસનો સિદ્ધાન્ત હોય છે, એટલે અમારી સામેના બનાવટી આરોપમાં એને પણ જોડી દીધેલો.

ગિદવાણી, સંતાનમ અને હું, ત્રણેને નાભા જેલની અમારી કોટડીમાંથી એક વસમો ગાથી વળગ્યો. આ સાથી તે ટાઈફોઈડ તાવના જંતુ. અમને ત્રણેને ટાઈફોઈડ થયો. મારો તાવ સખત હતો, અને થોડો વખત મારી જિંદગી જોખમમાં પણ મનાઈ હતી, છતાં હું બીજા બંને કરતા ઓછો સમય બિછાનામાં રહ્યો. હું તો ત્રણ કે ચાર અઠવાડિયાં બીમાર રહ્યો હઈશ, પણ ગિદવાણી અને સંતાનમ તો બહુ લાંબો સમય પીડાયા.

આ નાભાની ઘટનામાંથી બીજો પણ એક ફણગો ફૂટયો હતો. છ કે વધારે માસ પછી ગિદવાણી મહાસભાના સંધિ અમલદાર તરીકે અમૃતસરમાં કામ કરતા હતા અને શીખ ગુરુદ્વારા કમિટીની સાથે સંબંધમાં રહેતા હતા. કમિટીએ એક વાર જૈતોમાં ૫૦૦ જણનો ખાસ જથ્થો મોકલ્યો, અને ગિદવાણીએ નાભાની સરહદ સુધી એ જથ્થાની સાથે જવાનો નિશ્ચય કર્યો. નાભા સરહદમાં દાખલ થવાનો એમનો મુદ્દલ ઇરાદો ન હતો. સરહદ આગળ જ પોલીસે જથ્થાની ઉપર ગોળીબાર કર્યો, અને મને લાગે છે કે ઘણા લોકો આમાં જખમી થયા અને મર્યા. ગિદવાણી જખમીઓની મદદમાં ગયા ત્યાં પોલીસના માણસો તેમની ઉપર તૂટી પડ્યા અને તેમને પકડી ગયા. તેમની સામે કોઈ કોર્ટમાં કામ ન ચાલ્યું. એમને જેલમાં લગભગ એક વર્ષ સુધી રાખવામાં આવ્યા અને પછી છેક ભાંગેલી તબિયતે છોડી દેવામાં આવ્યા.

ગિદવાણીને પકડયા અને કેદ કર્યા એ કારભારી સત્તાનો ગફલતી દુરુપયોગ મને લાગ્યો. મેં પેલા બ્રિટિશ સિવિલિયન એડમિનિસ્ટ્રેટરને લખીને પુછાવ્યું કે ગિદવાણીને આવી રીતે કેમ

* જુઓ નોંધ પૃષ્ઠ ૬૪-૬૫ —ભા. ક.

જેલમાં પૂર્યા છે. તેણે મને જવાબ આપ્યો કે ગિદવાણીની સામે નાભા સરહદમાં રજા વિના દાખલ નહિ થવાનો હુકમ હતો તેના ભંગને માટે કેદ કરવામા આવ્યા છે. આવી રીતે એને કેદ કરવાના કે જખમી માણસોને મદદ કરવા ગયેલા માણસને પકડવાના કાયદેસરપણા વિષે મે સવાલ ઉઠાવ્યો અને હુકમની નકલ મને મોકલવા અથવા તો પ્રસિદ્ધ કરવા મે એડમિનિસ્ટ્રેટર પાસે માગણી કરી. પણ તેણે તેમ કરવાની ના પાડી. મને નાભા જઈને ગિદવાણીની જેમ મને પણ પકડો એમ એડમિનિસ્ટ્રેટરને કહેવાનું ઘણુંયે મન થયુ. સાથીના પ્રત્યેની વફાદારીની ખાતર પણ મારે આમ કરવું જોઈતું હતું. પણ અનેક મિત્રોને મારો વિચાર ન ગમ્યો અને મને રોકયો. મિત્રોની સલાહનો મેં આશ્રય લીધો, અને તે સલાહને મારી નબળાઈને ઢાંકવાનું બહાનું બનાવી. કારણ, આખરે એટલું તો સ્પષ્ટ જ છે કે હું નાભા ન ગયો તે મારી નબળાઈને લીધે અને નાભા જેલમાં પાછા જવાની મારી અનિચ્છાને લીધે. એક સાથીનો આવી રીતે ત્યાગ કરવા માટે મને હમેશાં શરમ થઈ છે. શૂરાતનના કરતાં ડહાપણની સલાહ આપણે ઘણીવાર માની લઈએ છીએ, તેમ મેં પણ કર્યું.

## ૧૭

# મૌ. મહમદઅલી

૧૯૨૩ના ડિસેબરમા મહાસભાની બેઠક આધ્ર પ્રદેશમા કોકનાડામાં થઈ ત્યા મૌ. મહમદઅલી પ્રમુખ હતા. તેમણે પોતાની ટેવ પ્રમાણે અતિશય લાબુ પ્રમુખનુ ભાષણ કર્યું, પણ તે રસિક હતુ. તેમા તેમણે મુસલમાનોમા રાજકીય અને ધામી ભાવનાના ઉત્પત્તિ અને વિકાસ વિસ્તારથી ચર્ચ્યા. તેમા તેમણે એ પણ બતાવ્યુ કે ૧૯૦૮મા આગાખાનની આગેવાની નીચે મુસલમાનોનુ જે મશહૂર ડેપ્યુટેશન વાઈસરોયને મળ્યુ હતુ અને જેને પરિણામે જુદા મતદારમડળોના પક્ષમા સરકારે પ્રથમનાર પોતાનો મત જાહેર કર્યો તે સરકારે જ ઊભો કરેલો એક જેહૂકમીઓનો તમાશો હતો.

મહમદઅલીએ પોતાના પ્રમુખપદ દરમ્યાન મહાસભા સમિતિનું મત્રીપદ લેવાની મારી મરજી વિરુદ્ધ મને ફરજ પાડી. મહાસભાની ભાવી નીતિ વિષે મારુ મન બાવ સ્પષ્ટ ન હતું તેથી મહાસભાની કાર્યવાહીની જવાબદારી લેવાની મને મુદ્દલ ઇચ્છા ન હતી, પણ મહમદઅલીની ઇચ્છાની સામે હુ થઈ શકયો નહિ, અને અમને બન્નેને લાગ્યુ કે બીજો કોઈ મત્રી નવા પ્રમુખની સાથે મારા જેટલો એકરાગથી કદાચ કામ ન કરી શકે. એઓ સખત ગમા અણગમાવાળા માણસ હતા, અને સુભાગ્યે હું એમને ગમતાઓમાં હતો મહોબત અને પરસ્પર કદરદાનીથી અમે એક-બીજા સાથે બધાયેલા હતા એમનામાં ઊડી અને મારા ધારવા પ્રમાણે, અતિશય આધળી ધર્મનિષ્ઠા હતી હું ધર્મનિષ્ઠા વિનાનો હતો, પણ હુ તેમની સાચાદિલી, તેમની ઊભરાતી કાર્યશક્તિ અને કુશાગ્રબુદ્ધિથી આકર્ષાયો હતો. તેમનામા ચચળ વાક્પટુતા હતી, પણ ઘણુ વાર તેમના કાગમા કટાક્ષથી ઘણાંના દિલ દુભાતાં, અને તેમણે ઘણા મિત્રો એથી જ ખોયા. કોઈ પણ

તીખી તમતમી ટીકા એમને સૂઝી કે પછી તે એમના પેટમાં રહી જ ન શકે, ભલેને તેને પરિણામે નખોદ વળતું હોય.

એમના પ્રમુખપદ દરમ્યાન, અનેક નજીવા મતભેદો છતાં અમારું બન્નેનું ગાડું મરસ રીતે ચાલ્યું. મેં મહાસમિતિના કાર્યાલયમાં સભ્યોને કાગળ લખતાં તેમના નામની આગળ કે પાછળ કશાં માનનાં કે બીજાં પદ લગાડવાનો રિવાજ બંધ કર્યો. હિંદુસ્તાનમાં આવા અનેક માનવાચક શબ્દો વપરાય છે — મહાત્મા, મૌલાના, પંડિત, શેખ, સૈયદ, મુનશી, મૌલવી અને હમણાં હમણાં શ્રીયુત અને શ્રી. અલબત મિસ્ટર અને એસ્કવાયર તો ખરા જ. ઘણીવાર આ બધાં કશાયે જરૂર વિના અને એટલાં બધાં વપરાય છે કે મને એમ થયું કે મારે તો સારો જ દાખલો બેસાડવો જોઈએ. પણ મારું કશું ન વળ્યું. મહમદઅલીએ અકળાઈને મારા ઉપર પ્રમુખ તરીકે તારથી હુકમ મોકલ્યો કે ચાલતા આવ્યા છીએ તેમ જ ચાલુ રાખવું, અને ખાસ કરીને ગાંધીજીને હમેશાં 'મહાત્મા' કહેવા.

અમારી વચ્ચે વારંવાર ચર્ચાનો બીજો એક વિષય હતો તે ઈશ્વર વિષેનો. મહમદઅલીને કોઈક ને કોઈક બહાને મહાસભાના ઠરાવોમાં પણ ઈશ્વરને આણવાની મહા વિચિત્ર ટેવ હતી, કોઈકવાર ઈશ્વરનું આભારદર્શન હોય તો કોઈકવાર ઈશ્વરને કંઈક પ્રાર્થના હોય. હું આનો વિરોધ કરું, એટલે પછી તે મને ધર્મશૂન્ય કહીને બખાળા કાઢે. અને છતાં વિચિત્ર વાત છે કે પાછળથી તેઓ મને કહેતા કે મારા ઉપરચોટિયા વર્તન છતાં, અથવા તો હું ગમે તેમ બોલું તે છતાં મૂળમાં હું ધર્મનિષ્ઠ જ હતો એવી તેમને ખાતરી હતી. એમના આ વચનમાં કેટલું સત્ય હશે એ વિષે મને અનેકવાર વિચાર થયા છે; કદાચ ઘણો આધાર 'ધર્મ' અને 'ધાર્મિક' શબ્દની આપણે શી વ્યાખ્યા કરીએ છીએ તેની ઉપર રહે છે.

હું ધર્મના વિષયની ચર્ચા જાણીબૂઝીને ન છેડતો, કારણ મને ખાતરી હતી કે એથી અમે એકબીજાને ચીડવ્યા વિના ન રહીએ, અને એમનું કદાચ દિલ દુભાય. અમુક ધર્મસિદ્ધાંતના ચુસ્ત માનનારાઓ સાથે ધર્મ વિષે ચર્ચા કરવી એ કઠણ કામ છે.

ઘણાખરા મુસલમાનો માટે તો ધર્મની ચર્ચા એ વિશેષે કઠણ છે, કારણ કે એમના ધર્મમાં સ્વતંત્રતાથી વિચાર દર્શાવવાની છૂટ નથી. સિદ્ધાંતની દૃષ્ટિએ તેમનો માર્ગ સીધો અને સાંકડો છે, અને ધર્મનિષ્ઠ માણસે એ માર્ગને છોડી આમ કે તેમ ન ચસવું જોઈએ. હિંદુઓ કંઈક જુદા છે, જો કે હંમેશાં તો નહિ જ. આચારમાં તેઓ બહુ સનાતની ભલે હોય; અતિશય જૂના પુરાણા, પ્રગતિવિરોધક અને દુષ્ટ રિવાજો તેઓ પાળતા હોય અને પાળે છે, છતાં સામાન્ય રીતે ધર્મને વિષે અતિશય મૂલોચ્છેદક વિચારો પણ ચર્ચવાને માટે તેઓ તૈયાર થશે. આજના આર્યસમાજીઓમાં બુદ્ધિની આટલી વિશાળ ઉદારતા સામાન્ય રીતે નથી જોવામાં આવતી એમ હું ધારું છું. મુસલમાનોની જેમ તેઓ પણ પોતાની સીધી અને સાંકડી લકીરને વળગી રહે છે. પણ વિચારવંત હિંદુઓમાં એક પ્રકારની દાર્શનિક પ્રથા એવી પડેલી છે કે ભલેને તેમના આચારમાં તેથી કશો ફેર ન પડે તો પણ કોઈ પણ ધાર્મિક પ્રશ્નને વિષે તેઓ ઠંડે પેટે વિચાર અને ચર્ચા કરી શકે છે. હું ધારું છું કે કદાચ થોડે અંશે આનુ કારણ એ હોય કે હિંદુધર્મમાં અનેક ભિન્ન અને પરસ્પર વિરોધી વિચારોનો સમાવેશ થાય છે. અરે, કેટલીકવાર એવી ટીકા થઈ છે કે ધર્મના સામાન્ય અર્થમાં હિંદુધર્મ એ ધર્મ જ નથી. અને છતાં એ ધર્મનાં મૂળ કેટલાં આશ્ચર્યકારક ઊંડાણમાં બાઝેલાં હશે કે જેથી અનેક હુમલાઓ છતાં એ આજે ટકી રહ્યો છે. માણસ પ્રાચીન ચાર્વાકની જેમ હડહડતો નાસ્તિક હોય તો પણ તે હિંદુ મટયો છે એમ કહેવાની કોઈની હિંમત ન ચાલે. હિંદુધર્મ પોતાનાં સંતાનોને તેમની ઇચ્છાવિરુદ્ધ પણ વળગી રહે છે. હું બ્રાહ્મણ જન્મ્યો હતો, અને ધર્મને વિષે અથવા સામાજિક રીતભાતમાં મારું ગમે તેવું વર્તન હોય, તો પણ હું હજુ બ્રાહ્મણ જ મનાતો લાગું છું. હિંદી જગત મને, મારા નામની આગળપાછળ કશુંય પદ વાપરવાની મારી અનિચ્છા છતાં, પંડિત ફલાણા ફલાણા તરીકે જ બોલાવે છે. એક વાર સ્વિટ્ઝરલૅન્ડમાં હું એક તુર્ક આલિમને મળ્યો હતો. મારી ઓળખાણ માટે મેં તેમને એક પત્ર મોકલ્યો હતો તેમાં મારું નામ 'પંડિત જવાહરલાલ'

લખવામાં આવ્યું હતું હું જ્યારે તેમને મળ્યો ત્યારે તેમને જરા આશ્ચર્ય થયુ, અને કઇંક અસતોષ પણ થયો, કારણ તેમણે મને કહ્યુ કે મારુ પડિત નામ વાચીને તેમણે તો કોઈ વયોવૃદ્ધ અને પૂજ્ય શાસ્ત્રી કે પડિતને જોવાની આશા ગખી હતી

આમ મહમદઅલી અને હુ ધર્મની ચર્ચા નહિ કરતા, પણ મૌનનો ગુણ એમનામા ન હતો, એટને થોડાક વર્ષ પછી (હું ધારુ છુ કે ૧૯૨૫ અથવા ૧૯૨૬ના આરભમા) એમણે એ વિષય પાછો બરોબર ઉખેડ્યો એક દિવસ દિલ્હીમા એમને ઘેર હું ગયો હતો ત્યારે મને કહ્યુ 'મારે તો આજે તમારી સાથે ધર્મની ચર્ચા કરવી જ છે, તમે ઇચ્છો કે ન ઇચ્છો' મે તેમને સમજાવવાનો પ્રયત્ન કર્યો અને કહ્યુ, 'ભલા માણસ, આપણી દૃષ્ટિ સાવ જુદી છે, અને આપણે એકબીજાના ઉપર કશીય અસર કરી શકવાના નથી' પણ એ એકના બે થાય એમ ન હતું તેઓ બોલ્યા, 'નહિ, આપણે એકવાર હિસાબ કરી લેવો છે તમે માનો છો કે હુ ધર્માંધ છુ, મારે તમને બતાવવુ છે કે હુ ધર્માંધ નથી' તેમણે મને કહ્યુ, 'ધર્મના વિષય ઉપર મે પુષ્કળ વાંચ્યુ છે અને મનન કર્યુ છે' અનેક ધર્મ વિષેનાં, ખાસ કરીને ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મ વિષેના, પુસ્તકોથી ભરેલા પોતાના ચોપડીના ઘોડા બતાવ્યા તેમા એચ જી વેલ્સનાં અને બીજાં આધુનિક ધર્મચર્ચાનાં પુસ્તકો પણ હતાં તેમણે એમ પણ કહ્યુ કે લડાઈ દરમ્યાન તેમની નજરકેદની લાંબી મુદતમાં તેમણે કુરાન અનેકવાર વાંચીને તેના ઉપરની બધી ટીકાઓ જોઈ નાખી હતી આ અભ્યાસને પરિણામે તેમને એમ લાગેલુ કે કુરાનમાં લખેલી ૯૭ ટકા ચીજો સાવ વાજબી હતી, અને તેમને કુરાનનો ટેકો ન હોય તો પણ તેનો બચાવ થઈ શકે બાકીની ત્રણ ટકા ચીજો દેખીતી રીતે એમની બુદ્ધિમાં ઊતરતી ન હતી, 'પણ એમ ન બને કે મારી અલ્પ બુદ્ધિ સાચી છે અને કુરાનેશરીફ ખોટુ છે એમ માનવા કરતાં ૯૭ ટકા ચીજોમા સાવ સાચુ એવુ કુરાન એ બાકીની ૩ ટકાની ચીજોમા પણ સાચુ છે એમ માનવુ બહેતર છે?' આ ઉપરથી એમણે એવુ અનુમાન કાઢ્યુ, કે કુરાનેશરીફનો જ પક્ષ બહુ વધારે

સબળ છે, એટલે એમણે માની લીધું કે કુરાન સોયે ટકા માન્યું છે.

આ દલીલમાં વજૂદ તો ન હતું, પણ મારે સામે દલીલ કરવી ન હતી. પણ આ પછી તેમણે જે વાત કહી તેથી મને આશ્ચર્ય થયું. તેઓ બોલ્યા: ‘મને ખાતરી છે કે કુરાનેશરીફ જો કોઈ પણ ખુલ્લી આંખે અને ખુલ્લા દિલે વાંચે તો તેને તેનું સત્ય ગળે ઊતર્યા વિના રહે નહિ. બાપુએ (ગાંધીજીએ) તો કુરાનેશરીફ કાળજીપૂર્વક વાંચ્યું છે એ હું જાણું છું, એટલે એમને ઇસ્લામ સાચો છે એની ખાતરી થયા વિના નહિ જ રહી હોય. પણ એમના હૃદયમાં અભિમાન છે તે એમને એ વસ્તુ જાહેર નથી કરવા દેતું.’

પ્રમુખપદ પછીના વર્ષ પછી મહમદઅલી મહાસભાથી ધીમે ધીમે હઠતા ગયા, અથવા તો કદાચ એઓ એમ કહેત કે મહાસભા એમનાથી હઠતી ગઈ. આ ક્રિયા બહુ ધીમી હતી. કેટલાંય વર્ષો સુધી મહાસભા અને મહાસભા સમિતિની બેઠકોમાં તેઓ હાજરી આપતા, અને તેમાં ઉત્સાહભર્યો ભાગ લેતા. પણ તડ વધતી જ ગઈ, અને એઓ વધારે ને વધારે અળગા થતા ગયા. આને માટે કોઈ વ્યક્તિ કે વ્યક્તિઓનો દોષ હતો એમ ભાગ્યે જ કહેવાય; દેશમાં કેટલીક ઘટનાઓ એવી બનતી ગઈ કે તેનું બીજું પરિણામ આવી શકે એમ ન હતું. પણ એ પરિણામ દુઃખદ હતું, એથી અમને ઘણાને દુઃખ થયું. કારણ કોમી પ્રશ્ન વિષે ગમે તેટલા ભેદો હોય; રાજકીય પ્રશ્ન વિષે તો કશા ભેદ હતા જ નહિ. હિંદના સંપૂર્ણ સ્વાતંત્ર્યની એમને લગની લાગી હતી. અને આ એક જ રાજકીય ધ્યેયને લીધે કોમી પ્રશ્ન ઉપર તેમની સાથે એકબીજાને સંતોષ થાય એવી કાંઈક વ્યવસ્થા કરવી હમેશાં શકય હતી. આજે કોમી હિતના હિમાયતી હોવાનો દાવો કરનારા પ્રગતિવિરોધીઓની અને મહમદઅલીની વચ્ચે એકે વસ્તુ જ સામાન્ય ન હતી.

૧૯૨૮માં એઓ દેશ છોડી યુરોપ ગયા એ દેશનું દુર્ભાગ્ય હતું. કોમી પ્રશ્નનો નિવેડો લાવવાનો જબરદસ્ત પ્રયત્ન તે વેળા કરવામાં આવ્યો હતો અને લગભગ બધું પતી જાય એમ હતું.

મહમદઅલી તે વેળા અહીં હોત તો એવું કલ્પી શકાય છે કે પરિસ્થિતિ જુદું જ સ્વરૂપ લેત. પણ તેઓ પાછા ફર્યા ત્યારે તો ભંગાણ પૂરેપૂરું થઈ ચૂક્યું હતું, એટલે પછી તેઓ સ્વાભાવિક રીતે જ સામેના પક્ષમાં ભળી ગયા.

બે વર્ષ પછી એટલે ૧૯૩૦માં જ્યારે ઢગલાબંધ હિંદીઓ જેલમાં હતા, અને સવિનયભંગની લડત પૂર જોશમાં ચાલતી હતી ત્યારે મહમદઅલીએ મહાસભાના ઠરાવની અવગણના કરી, અને ગોળમેજી પરિષદમાં ગયા. એમના જવાથી મને દુઃખ થયું. મને લાગે છે કે એમને પોતાને પણ દિલમાં આ બાબત ખુશી ન હતી, અને વિલાયતમાં એમણે કરેલા કામકાજમાં આનો ઠીક ઠીક પુરાવો મળે છે. તેમને એમ લાગતું હતું કે તેમનું સ્થાન તો હિંદુસ્તાનમાં જે લડત ચાલતી હતી તેમાં હતું, લંડનમાં ચાલી રહેલી પરિષદની વ્યર્થ બેઠકમાં ન હતું. અને મને ખાતરી છે કે તેઓ અહીં પાછા આવ્યા હોત તો લડતમાં જોડાયા વિના ન જ રહ્યા હોત. એમનું શરીર લાંબું ટકે એવું રહ્યું ન હતું, અને વર્ષો થયાં મધુપ્રમેહના રોગમાં તેમનું શરીર વધારે વધારે ગ્રસ્ત થતું જતું હતું. જ્યારે આરામ અને ઉપચારની ખરેખરી જરૂર હતી ત્યારે તેમણે કાંઈક કરવા જેવું કરી લેવાની ચિંતામાં ઊંઘ વેચીને ઉજાગરા કર્યા, અને મરણને માગી લીધું. એમના મરણની આઘાતકારક ખબર મને નૈની જેલમાં મળી.

મારી એમની સાથેની છેવટની મુલાકાત ૧૯૨૯ના ડિસેંબરમાં લાહોરમાં મહાસભા વખતે થઈ હતી. મારા પ્રમુખ તરીકેના ભાષણના કેટલાક ભાગ એમને ગમ્યા ન હતા, અને તેના ઉપર એમણે સખત ટીકા કરી હતી. મહાસભા આગળ વધી રહી છે અને એનો રાજકીય કાર્યક્રમ વધારે લડાયક થતો જાય છે એમ એમણે જોયું. લડાયક પ્રકૃતિ તો એમની કાંઈ ઓછી ન હતી, એટલે બીજા આગળ રહે અને પોતાને પાછળ રહી જોવું પડે એ એમને પસંદ ન હતું. તેમણે મને ગંભીર ચેતવણી આપેલી: "હું તને ચેતવું છું, જવાહર, કે તારા હાલના સાથીઓ તારો ત્યાગ કરશે. કટોકટીને સમયે એ તને લટકતો મૂકશે. તારા મહાસભાવાદીઓ જ તને ફાંસીએ ચડાવશે." કેવી ગમગીન આગાહી!

૧૯૨૩ના ડિસેંબરમાં થયેલી કોકનાડાની કોંગ્રેસમાં મારે માટે એક ખાસ રસની વાત બની હતી, તે એ કે અખિલ ભારતીય સ્વયંસેવકોની સંસ્થા — હિંદુસ્તાની સેવાદળ — નો પાયો આ મહાસભામાં નખાયો. આ પહેલાં પણ સ્વયંસેવક સંસ્થાઓ તો પુષ્કળ હતી જ, અને તે દ્વારા સંસ્થાઓની સેવા થતી અને જેલ જવાનો કાર્યક્રમ પણ ચાલુ રાખી શકાતો, પણ તે સંસ્થાઓમાં તાલીમ ન હતી. સંઘશક્તિ ન હતી. મહાસભાની સામાન્ય દેખરેખ તળે રાષ્ટ્રીય કાર્ય કરવાને માટે કેળવાયેલા સ્વયંસેવકોની એક નિયમબદ્ધ અખિલ ભારતીય સંસ્થા સ્થાપવાનો વિચાર ડા. હાર્ડિકરને આવ્યો. આમાં તેને સાથ દેવાનો તેણે મને આગ્રહ કર્યો. એ વિચાર મને ગમ્યો એટલે ખુશીથી મે સાથ દીધો. સંસ્થાનો આરંભ કોકનાડામાં થયો. પાછળથી મુખ્ય મુખ્ય મહાસભાવાદીઓમાં પણ સેવાદળની વિરુદ્ધ એટલી બધી લાગણી જોવામા આવી કે અમને આશ્ચર્ય થયુ. કેટલાકે કહ્યુ કે મહાસભામા લશ્કરી તત્ત્વ દાખલ થવાથી એક નવું જોખમ ઉત્પન્ન થાય છે, અને એ લશ્કરી અંગ બિનલશ્કરી અંગને વશ કરશે. બીજાઓ એવુ ધારતા લાગતા હતા કે સ્વયંસેવકને માટે એટલી જ તાલીમ બસ છે કે તે ઉપરથી આવતા હુકમોનું પાલન કરે, એક સાથે કદમમાં ચાલવાના જેવી તાલીમબાલીમની એમને કશી જરૂર નથી. કેટલાકના મનમાં એવો પણ વિચાર હશે કે નિયમબદ્ધ અને કવાયત કરનારા સ્વયંસેવકો રાખવાનો વિચાર એ મહાસભાના અહિંસાના તત્ત્વની સાથે અસંગત છે. પણ હાર્ડિકરે તો પોતાનું કાર્ય બરોબર ઉપાડ્યુ, અને અનેક વર્ષ ખંતથી ને ધીરજથી મહેનત કરીને તેણે સિદ્ધ કરી આપ્યું કે આપણા નિયમબદ્ધ સ્વયંસેવકો તાલીમ વિનાના સ્વયંસેવકો કરતાં બહુ વધારે કુશળ અને વધારે અહિંસક પણ હોઈ શકે છે.

કોકનાડાથી પાછા ફરીને તરત જ એટલે ૧૯૨૪ના જાન્યુઆરીમાં અલાહાબાદમાં મને એક નવો જ અનુભવ મળ્યો. હું સ્મરણથી લખી રહ્યો છું એટલે કદાચ તારીખોનો કંઈક ગોટાળો થવાનો સંભવ છે, પણ હું માનુ છું કે એ વર્ષ કુંભ અથવા અર્ધકુંભનુ હતું. આ પ્રસંગે પ્રયાગમાં ગંગાને કિનારે લાખો યાત્રાળુઓનો મેળો ભરાય છે.

અને તેમાંના ઘણાખરા ગંગાયમુના અને કાલ્પનિક સરસ્વતીના સંગમથી થતી ત્રિવેણીમાં સ્નાન કરે છે. ગંગાનો પટ લગભગ એક માઇલ જેટલો છે, પણ શિયાળામાં પાણી ઘટીને નદી સાંકડી થઈ જાય છે, એટલે રેતીનો મોટો વિસ્તાર યાત્રાળુઓની રાવટીઓ નાંખવાને માટે બહુ ઉપયોગી થઈ પડે છે. આ પટમાં ઘણીવાર ગંગાનો પ્રવાહ બદલાય છે પણ ખરો. ૧૯૨૪માં પ્રવાહ એવો હતો કે ત્રિવેણીમાં મોટા જનસમૂહને નાહવું જોખમકારક હતું. અમુક સાવચેતી લેવાય અને એકી સાથે નાહનારાની સંખ્યા ઉપર અંકુશ મુકાય તો આ જોખમ ઘણું ઓછું થઈ શકે એમ હતું.

આ પ્રશ્નમાં મને બહુ રસ ન હતો, કારણ કે સપર્વ દિવસે નદીમાં નાહીને પુણ્ય મેળવવાનો મારો ઇરાદો ન હતો, પણ વર્તમાનપત્રોમાં મેં જોયું કે પંડિત મદનમોહન માલવીય અને સ્થાનિક સરકારની વચ્ચે, સ્થાનિક સરકારે ત્રિવેણીમાં સ્નાન કરવાની મનાઈનો હુકમ કાઢ્યો હોવાથી, વાદવિવાદ ચાલી રહ્યો હતો. આ હુકમની સામે માલવીયજીએ વાંધો લીધો હતો, કારણ કે ધાર્મિક દૃષ્ટિએ તો કુંભમેળો એ ત્રિવેણીસ્નાનને માટે જ ભરાતો હતો. અકસ્માતથી અને માણસો ડુબવાથી થતી હોનારત અટકાવવાને માટે સાવચેતીનાં પગલાં લેવાનો સરકારનો સંપૂર્ણ હક હતો, પણ સરકારે પોતાની રીત પ્રમાણે અતિશય જડતાથી અને ત્રાસ ઉપજાવે એવી રીતે કામ લીધું હતું.

કુંભને મુખ્ય દિવસે હું સવારના પહોરમાં મેળો જોવા, સ્નાન કરવાના જરાય ઇરાદા વિના, નદી ઉપર ગયો. નદીકિનારે પહોંચતાં મેં જાણ્યું કે માલવીયજીએ જિલ્લા મેજિસ્ટ્રેટને નમ્રતાથી કહેણ મોકલ્યું હતું કે ત્રિવેણીમાં સ્નાન કરવાની મને રજા આપો, ન આપો તો પણ હું નાહીશ. માલવીયજી અડગ હતા, અને વાતાવરણ ગરમ થયું હતું. મેજિસ્ટ્રેટે પરવાનગી ન આપી, એટલે માલવીયજીએ સત્યાગ્રહ કરવાનો નિશ્ચય કર્યો, અને લગભગ બસો સાથીઓને લઈને ત્રિવેણી તરફ કૂચ કરી. આ બધી ઘટનામાં મને રસ પડ્યો, અને અણીને વખતે હું પણ સત્યાગ્રહીઓમાં જોડાયો. ત્રિવેણી સામેના ખુલ્લા મેદાનમાં એક

મોટી જબરદસ્ત વાડ ઊભી કરવામાં આવી હતી કે જેથી લોકો ત્રિવેણી ઉપર ન જઈ શકે અમે આ ઊંચી વાડ આગળ પહોંચ્યા કે તરત જ પોલીસે અમને અટકાવ્યા અને વાડ ઉપરથી ટપી જવાને માટે અમે જે નિસરણી લઈ ગયા હતા તે અમારા હાથમાંથી ઝૂંટવી લીધી અહિંસક સત્યાગ્રહીઓ હોવાને લીધે અમે વાડ આગળ શાંતિથી રેતમાં બેસી ગયા આખી સવાર અને લગભગ પાછલા પહોર સુધી અમે ત્યાં બેસી રહ્યા એક પછી એક કલાક પસાર થતો જતો હતો, માથા ઉપર સૂરજ તપતો જતો હતો રેત ધગતી જતી હતી, અને અમે સૌ ભૂખ્યા થતા જતા હતા પાયદળ અને ઘોડેસવાર પોલીસ અમને બન્ને બાજુએથી ઘેરીને ઊભા હતા, હું ધારું છું કે લશ્કરી ઘોડેસવારો પણ હતા અમારામાંના ઘણાખરા અધીરા થવા લાગ્યા હતા અને કહેતા હતા કે કંઈક તો નિકાલ લાવવો જ જોઈએ હું ધારું છું કે સરકારીવર્ગ પણ અધીરો થયો હતો, અને તડ કે ફડ કંઈક કરી નાખવાનો નિશ્ચય કર્યો હતો લશ્કરી ઘોડેસવારોને કંઈક હુકમ આપવામાં આવ્યો એટલે તે ઘોડે ચડી સજ્જ થયા મને લાગ્યું (મને ખબર નથી કે કેટલે અંશે મારી ધારણા બરાબર હતી) કે આ લોકો અમારા ઉપર ઘોડા દોડાવી અમને ભગાડવા માગે છે ઘોડેસવાર સિપાઈઓ મારા ઉપર પોતાના ઘોડા દોડાવે એ મને પસંદ ન હતું, અને હું ત્યાં બેઠો બેઠો કંટાળ્યો તો હતો જ એટલે મેં મારી આસપાસ બેઠેલાઓને કહ્યું, 'વાડ ચડીએ તો શું?' મેં પહેલ કરી એટલે તો ડગનાબંધ લોકોએ મારું અનુકરણ કર્યું, કેટલાકે તો વાડના થાંભલા પણ હલાવીને ઉખેડી કાઢ્યા, અને ખાસો રસ્તો બનાવ્યો કોઈકે મને રાષ્ટ્રીય ઝંડો આપ્યો, એ મેં વાડ ઉપર ચડાવ્યો અને હું તો વાડ ઉપર જ બેસી રહ્યો લોકો વાડ ઉપર ચડતા અથવા વાડમાંથી રસ્તો કરી જતા હતા અને તેને ઘોડેસવાર સિપાઈઓ ધક્કો દેવાનો પ્રયત્ન કરતા હતા, તે જોઈને મારું હૈયું તો નાચી રહ્યું હતું, અને કંઈક કરી લેવાનો આવેશ ઊભરાઈ ગયો હતો મારે કબૂલ કરવું જોઈએ કે ઘોડેસવારો મને તેટલી નરમાશથી કામ લેતા હતા તેઓ તેમની લાઠી વીંઝી લોકોને ખસેડતા હતા, પણ બહુ

ઈજા કરતા ન હતા. બળવા વખતની વાડોનું મને ઝાંખું સ્મરણ થયું.

આખરે હું બીજી બાજુએ કૂદયો, અને આટલા બધા ઉધમાત પછી શરીરમાં બહુ ગરમી થઈ હતી એટલે નદીમાં ડૂબકી મારી આવવાનો નિશ્ચય કર્યો. હું નાહીને આવ્યો તોયે માલવીયજી અને બીજા ઘણા તો વાડની પેલી બાજુએ પ્રથમની જેમ બેઠા હતા. એ જોઈને મને આશ્ચર્ય થયું, પણ હવે ઘોડેસવાર સિપાઈઓ અને પાયદળ પોલીસ જોડાજોડ સત્યાગ્રહીઓ અને વાડની વચ્ચે ઊભા હતા, એટલે હું એક આડેઅવળે રસ્તે જઈને માલવીયજી પાસે બેસી ગયો. કેટલોક સમય અમે બેઠા રહ્યા, મેં જોયું કે માલવીયજી ખૂબ અકળાયા હતા, અને ભારે રોષ રોકી રહ્યા હતા. એકાએક, કોઈને પણ કશી ખબર આપ્યા વિના પોલીસ અને ઘોડાની વચ્ચેથી નીકળી, નદીમાં જઈ એમણે ડૂબકી મારી. કોઈ પણ મનુષ્યને માટે આવી રીતે ડૂબકી મારવી આશ્ચર્યકારક કહેવાય, પણ માલવીયજી જેવા વૃદ્ધ અને દુર્બળ શરીરના માણસ માટે તો એ અવધિ હતી. થયું, અમે સૌ એમની પાછળ ગયા, અને સૌ ડૂબકી મારી આવ્યા. અમને રોકવાનો થોડોક પ્રયત્ન કરી ઘોડેસવારો અને પોલીસ પણ ઠંડા થયા. થોડો વખત પછી તેમને ત્યાંથી ખસી જવાનો હુકમ મળ્યો.

અમારી સામે કંઈક પગલાં સરકાર તરફથી લેવાશે એવું અમને સહેજસાજ લાગતું તો હતું. પણ એવું કશું ન બન્યું. કદાચ સરકારની માલવીયજી જેવા મોટા માણસ સામે કશું પગલું લેવાની ઇચ્છા ન હોય, એટલે નાના માણસો પણ બચી ગયા.

## ૧૮

## મારા પિતા અને ગાંધીજી

૧૯૨૪ના આરંભમાં એક અચાનક ખબર બહાર પડીઃ ગાંધીજી જેલમાં ગંભીર રીતે બીમાર છે, એટલે તેમને ઇસ્પિતાલમાં ખસેડવામાં આવ્યા છે, અને શસ્ત્રક્રિયા કરવામાં આવી છે. હિંદુસ્તાન ચિંતાથી સ્તબ્ધ થઈ ગયું. અમે સૌ બેબાકળા થઈ ભયભીત બની તેમને વિષેની ખબરની રાહ જોતા હતા, પણ તેઓ જોખમમાંથી બચ્યા, અને દેશની બધી દિશાઓથી લોકોનાં ટોળેટોળાં તેમને જોવા પૂના જવા લાગ્યાં. તેઓ હજી તો ઇસ્પિતાલમાં પોલીસચોકી તળે કેદી હતા, પણ થોડા મિત્રોને તેમને મળવાની રજા હતી. મારા પિતા અને હું તેમને ઇસ્પિતાલમાં મળ્યા.

ઇસ્પિતાલમાંથી પાછા તેમને જેલમાં લઈ જવામાં ન આવ્યા. તેમની સારા થવાની શરૂઆત થતાં જ સરકારે તેમની બાકીની સજા રદ કરી અને તેમને છોડયા. ૭ વર્ષની સજામાંથી બે વર્ષ તેઓ ભોગવી ચૂકયા હતા. છૂટયા પછી મુંબઈની પાસે દરિયાકિનારે આવેલા જુહૂ નામના સ્થાને તેઓ શકિત મેળવવા માટે આરામ લેવા ગયા.

અમારું કુટુંબ પણ જુહૂ પહોંચ્યું, અને દરિયાકિનારે આવેલા એક નાનકડા સરખા બંગલામાં ધામા નાખ્યા. અમે ત્યાં કેટલાંક અઠવાડિયાં રહ્યાં, અને કેટલાય લાંબા ગાળા પછી મને મન ગમતી રજા મળી, કારણ તરવાની અને કિનારાની રેતમાં દોડવાની અને ઘોડાની સવારી કરવાની ખૂબ મજા હતી, પણ આમ મજા કરવાને માટે અમે ત્યાં નહોતા ગયા. અમારા ત્યાં જવાનું મુખ્ય કારણ તો ગાંધીજીની સાથે ચર્ચા કરવાનું હતું. મારા પિતા તેમને સ્વરાજ પક્ષનો કેસ સમજાવવા માગતા હતા, અને તેમની સક્રિય સહાનુભૂતિ ન મળે તો, કાંઈ નહિ તો તેમનો અક્રિય સહકાર

મેળવવાને તેઓ ઇચ્છતા હતા. મારી પણ મને જે પ્રશ્નો મૂંઝવી રહ્યા હતા તેના ઉપર પ્રકાશ મેળવવાની તીવ્ર ઇચ્છા હતી. તેમનો ભાવી કાર્યક્રમ હું જાણવા ઇચ્છતો હતો.

જુહૂની વાતચીતોને પરિણામે સ્વરાજ્યવાદીઓ ગાંધીજીને ન પોતાના પક્ષમાં લઈ શક્યા, ન તેમના ઉપર કશી અસર પાડી શક્યા. મિત્રતાભરી વાતો અને પુષ્કળ વિનયવિવેક છતાં એટલું તો સ્પષ્ટ હતું કે તેમની સાથે કોઈ પણ પ્રકારે સમાધાન થઈ શકે એમ ન હતું. મતભેદ હોવો જોઈએ એટલું કબૂલ કરીને તેઓ છૂટા પડ્યા અને એ મુજબનાં નિવેદનો છાપામાં જાહેર થયાં.

હું પણ જુહૂથી કંઈક અસંતુષ્ટ થઈને પાછો ફર્યો, કારણ ગાંધીજીએ મારી એક પણ શંકાનું નિવારણ ન કર્યું. પોતાની રીત પ્રમાણે તેમણે ભવિષ્યનો વિચાર કરવાની ના પાડી, તેમ જ લાંબો કાર્યક્રમ ઘડવાની પણ ના પાડી. તેમની સલાહ એવી હતી કે ધીરજથી લોકોની સેવા કરતા રહેવું, મહાસભાના રચનાત્મક અને સમાજસુધારાના કાર્યક્રમનો અમલ કરવો, અને લડતને માટે અનુકૂળ સમયની રાહ જોવી. ખરી મુશ્કેલીઓ તો એ હતી કે ધારો કે એવો અનુકૂળ સમય આવ્યો પણ ખરો, તો વળી ચૌરીચોરા જેવી કોઈ ઘટના બનતાં બધી ગણતરી ઊંધી નહિ વળે, અને લડત અટકી ન પડે? આનો તેમની પાસેથી કશો જવાબ મળતો ન હતો, તેમ જ ધ્યેયને વિષે પણ તેમને કંઈ સ્પષ્ટ ખ્યાલ ન હતો. અમારામાંના ઘણા પોતાના મનમાં સ્પષ્ટ રીતે ધ્યેય નક્કી કરવા ઇચ્છતા હતા, અમાને એવો આગ્રહ ન હતો કે મહાસભા એ વિષે તુરત કાંઈ જાહેરનામું બહાર પાડે. સંપૂર્ણ સ્વાતંત્ર્ય અને થોડાઘણા સામાજિક પરિવર્તનનો આગ્રહ રાખવો કે આપણા નેતાઓની જેમ આના કરતાં બહુ ઓછાથી જ સમજીને શાંત બેસી રહેવું? થોડા જ મહિના ઉપર મેં તો સંયુક્ત પ્રાંતની પ્રાંતિક પરિષદના પ્રમુખ તરીકેના મારા ભાષણમાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય ઉપર ભાર મૂક્યો હતો. આ પરિષદ નાભામાંથી હું આવ્યો ત્યાર પછી થોડા જ વખતમાં એટલે ૧૯૨૩ના શિયાળામાં ભરાઈ હતી. હું તો નાભા જેલમાંથી જે માંદગીની ભેટ લઈને નીકળ્યો હતો તેમાંથી માંડ બેઠો થયો હતો,

એટલે પરિષદમાં હું હાજરી આપી શક્યો ન હતો, પણ તાવમાં પથારીમાં પડ્યા પડ્યા લખાવેલું મારું ભાષણ પરિષદમાં પહોંચાડવામાં આવ્યું હતું એક તરફથી અમારામાંના કેટલાક સ્વાતંત્ર્યનો પ્રશ્ન મહાસભાની આગળ સ્પષ્ટ રીતે લાવવા ઇચ્છતા હતા, ત્યારે બીજી તરફથી આપણા મધ્યમમાર્ગી મિત્રો આપણાથી ખસતા ખસતા એટલે સુધી ગયા હતા કે સામ્રાજ્યના દમામ અને શક્તિના તેઓ જાહેરમાં વખાણ કરતા — પછી ભલેને સામ્રાજ્ય આપણા દેશબંધુઓને જોડા ઘસવાની માદડી બરાબર ગણતું હોય, અને સામ્રાજ્યના સંસ્થાનો આપણા દેશબંધુઓને ગુલામ તરીકે રાખતા હોય અથવા તો પેસવા પણ ન દેતા હોય. શ્રી શાસ્ત્રી તો સામ્રાજ્યના એલચી પણ બન્યા હતા, અને સર તેજબહાદુર સપ્રુ લંડનમાં ૧૯૨૩માં ભરાયેલી સામ્રાજ્ય પરિષદમાં અભિમાનથી બોલ્યા હતા 'મને કહેતાં અભિમાન થાય છે કે સામ્રાજ્યને સામ્રાજ્ય બનાવનાર મારો દેશ છે'

આવા મધ્યમમાર્ગી નેતાઓ અને આપણી વચ્ચે આસમાન-જમીનનું અંતર દેખાતું હતું, આપણે જુદી દુનિયામાં રહેતા હતા, જુદી ભાષા બોલતા હતા અને જો તેઓ આપણી માફક ભૂવેચૂ કે પણ કોઈ સ્વપ્નાં સેવતા તો તેમના સ્વપ્નામાં અને આપણામાં ઉત્તરદક્ષિણનું અંતર હતું આ સંજોગોમાં ધ્યેય સ્પષ્ટ અને નિશ્ચિત કરવાની આવશ્યકતા ન હતી?

પણ તે વખતે આવા વિચારો બહુ થોડાને જ આવતા. ઘણાખરા લોકોને સ્પષ્ટતા બહુ ગમતી નથી, તેમાં વળી જ્યારે અસ્પષ્ટ અને કંઈક ધાર્મિક રંગની રાષ્ટ્રીય પ્રવૃત્તિ ચાલતી હોય ત્યારે તો પૂછવું જ શું? ૧૯૨૪ના આરંભમાં વડી ધારાસભામાં અને પ્રાંતિક ધારાસભાઓમાં ગયેલા સ્વરાજ્યવાદીઓના ઉપર લોકોનું ધ્યાન ખાસ ચોંટ્યું હતું અંદર જઈને વિરોધ કરવાની અને ધારાસભા તોડવાની બડીમડી વાતો કરનાર આ લોકો ત્યાં જઈને શું કરવાના હતા? કેટલીક વસ્તુઓ તો ધ્યાન ખેંચે એવી બની ખરી. વડી ધારા-સભાએ તે વર્ષનું બજેટ ફેંકી દીધું, હિંદના સ્વરાજ્યની શરતો નક્કી કરવાને માટે ગોળમેજી પરિષદ ભરવાની માગણી કરવાના ઠરાવ

પસાર થયો હતો. દેશબંધુના નેતૃત્વ નીચે બંગાળની ધારાસભાએ પણ બહાદુરીથી બજેટને ફગાવી દીધું હતું. પણ વડી ધારાસભામાં અને પ્રાંતિક ધારાસભાઓમાં વાઈસરૉય અને ગવર્નરે આ બજેટને સર્ટિફિકેટ આપ્યાં હતાં એટલે તે કાયદો બન્યાં હતાં. થોડાંક ભાષણો થયાં, ધારાસભાઓમાં થોડી ધમાલ થઈ, સ્વરાજ્યવાદીઓને વિજય મેળવવાનો ક્ષણિક આનંદ મળ્યો, છાપાઓમાં મોટાં મોટાં મથાળાં આવ્યાં એ ઉપરાંત કશું નહિ. એ ઉપરાંત કશું કરવાનું એમના હાથમાં જ કયાં હતું? એની એ જ વસ્તુઓ તેઓ ફરી ફરીને કરી શકતા હતા. પણ પછી તેમાં નવીનતા ન રહી, ધમાલનું પણ કારણ ન રહ્યું, અને બજેટ અને કાયદાને વાઈસરૉય અને ગવર્નર સર્ટિફિકેટ આપતા જાય તેથી લોકો ટેવાઈ ગયા. એથી આગળનું પગલું તો ધારાસભામાં ગયેલા સ્વરાજ્યવાદીઓની શક્તિની બહાર હતું. એ તો ધારાસભાની બહાર જ લઈ શકાય એમ હતું.

એ વર્ષના મધ્યભાગમાં મહાસભા સમિતિની એક બેઠક અમદાવાદમાં થઈ. આ બેઠકમાં ગાંધીજી અને સ્વરાજ્યવાદીઓની વચ્ચે તીખો મતભેદ અણધારી રીતે પ્રકટ થયો. અને કેટલાંક અવનવાં દૃશ્યો રજૂ થયાં. મતભેદનો આરંભ ગાંધીજી તરફથી થયો. તેમણે મહાસભાના બંધારણમાં મતાધિકારના નિયમો અને સભ્ય થવાના નિયમમાં તાત્ત્વિક ફેરફારો સૂચવ્યા. આજ સુધી તો મહાસભાના બંધારણના પહેલા નિયમમાં દર્શાવેલું સ્વરાજ્યનું ધ્યેય અને અહિંસા અને સત્યનાં સાધન જે સ્વીકારે અને ચાર આના ફી ભરે તે સભ્ય થઈ શકતા હતા. ગાંધીજી આમાં ફેરફાર કરી ચાર આનાને બદલે અમુક વાર હાથે કાંતેલું સૂતર આપનારા જ સભ્ય થઈ શકે એમ ઇચ્છતા હતા. આથી મતાધિકાર અતિશય મર્યાદિત થતો હતો, અને આમ કરવાનો મહાસમિતિને કશો જ અધિકાર ન હતો, પણ બંધારણનો અક્ષર જ્યારે પોતાની વિરુદ્ધ હોય ત્યારે ભાગ્યે જ ગાંધીજીએ બંધારણની દરકાર કરી છે. આમ બંધારણના ઉપર અત્યાચાર થતો જોઈને મને આઘાત પહોંચ્યો, અને મેં કાર્યવાહક સમિતિને મંત્રી તરીકેનું મારું રાજીનામું આપ્યું. પણ ત્યાર પછી કેટલીક નવી

ઘટનાઓ બની અને મેં મારો આગ્રહ છોડયો. મહાસભા સમિતિમાં ગાંધીજીની દરખાસ્તનો મારા પિતા અને દેશબંધુ દાસે ઘોર વિરોધ કર્યો, અને છેવટે પોતાની સંપૂર્ણ નાપસંદગી દર્શાવવાને માટે પોતાના અનુયાયીઓમાંના ઘણાખરાને લઈને મત લેવાયા તે પહેલાં તેઓ સભા છોડી ગયા આ પછી પણ ઠરાવની વિરુદ્ધ હતા એવા કેટલાક લોકો સમિતિમાં બેઠા હતા. ઠરાવ બહુમતીથી પસાર થયો, પણ છેવટે તે ખેંચી લેવામાં આવ્યો. કારણ ગાંધીજીના મન ઉપર સ્વરાજ્યવાદીઓ ચાલ્યા ગયા તેની અને દેશબંધુ દાસની અને મારા પિતાની આ બાબતમાં જરાય નમતુ ન આપવાની વૃત્તિની અસર થઈ હતી તેમને તો એટલું બધું લાગી આવ્યુ હતું કે કોઈકે મચ્યે કંઈક ટીકા કરી એટલે તેઓ રડી પડયા તેમને અતિશય દુઃખ થયું હતુ એ સ્પષ્ટ હતું સમિતિ આગળ તેમણે અતિશય લાગણીભર્યાં શબ્દોમાં ભાષણ આપ્યુ અને ઘણાકને રડાવ્યા આ દશ્ય હૃદય હલાવનારુ અને અપૂર્વ હતું *

---

* [આ વર્ણનમા અનેક સ્મૃતિદોષો છે. એક તો પંડિત જવાહરલાલે પોતાની આ પાના ઉપરની નોંધમા સુધારી લીધો છે. સુધારતા તેમણે લખ્યુ છે:]

"ઉપરનુ વર્ણન જેલમા સ્મૃતિમાથી લખવામા આવેલુ હવે મને ખબર પડે છે કે એમા મારી સ્મૃતિનો દોષ હતો, અને સમિતિના કામકાજનો મે ખોટો ખ્યાલ આપ્યો હતો ગાધીજીને દુઃખ થયું અને તેઓ ગળગળા થઈ ગયા તે ઉપરના ઠરાવથી નહિ પણ બીજા એક ઠરાવથી એ ઠરાવ બંગાળી ત્રાસવાદી ગોપીનાથ શાહ વિષેનો હતો એ ઠરાવ સમિતિમા રજૂ થયો અને આખરે ઊડી ગયો મને યાદ છે ત્યા સુધી ઠરાવમા એના કૃત્ય (મિ ડેના ખૂન) માટે તિરસ્કાર દર્શાવવામા આવ્યો પણ એના હેતુની સ્તુતિ કરવામા આવી હતી. ઠરાવના કરતા ઠરાવ ઉપર થયેલા ભાષણોથી ગાધીજીને અપાર દુઃખ થયું, અને ઘણા મહાસભાવાદીઓ અહિંસાની વાત કરતા છતા અહિંસામા માનનારા ન હતા એવી એમને છાપ પડી એથી એઓ અકળાઈ ગયા હતા. 'યંગ ઇંડિયા' મા આ પ્રસંગ વિષે લખતા એમણે લખેલુ: "ચારે ઠરાવોને માટે મને જૂજ જેવી બહુમતી મળી હતી. પણ એને બહુમતી કહેવા કરતા અલ્પમતી જ માનવી જોઈએ મત લગભગ સરખા વહેચાઈ ગયા હતા. ગોપીનાથ શાહના ઠરાવથી આખો પ્રશ્ન સાવ સ્પષ્ટ થઈ ગયો. ભાષણો, ઠરાવની ઉપરના

મતાધિકાર કાંતનારાઓ માટે જ હોય એવો તે વેળા આગ્રહ રાખવાનું એમને શું કારણ હશે એ હું કદી સમજી શક્યો નથી, કારણ એનો સખત વિરોધ થશે એ તો એઓ જાણતા જ હોવા

---

મતો, અને તે પછી થયેલા દશ્યોથી મારી આંખ ઊઘડી ગઈ . . ગોપીનાથ સાહના ઠરાવ પછી સભામાં ગાંભીર્ય જ ન રહ્યું મારો છેલ્લો ઠરાવ મારે આખી સભા આગળ મૂકવાનો હતો જેમ જેમ કામ આગળ ચાલતું ગયું તેમ તેમ એ ત્રાસદાયક દશ્યમાંથી નીકળીને ભાગી જવાનું મને મન થયું મારી પાસે જે ઠરાવ હતો તે રજૂ કરતાં પણ હું ડર્યો . . એકે વક્તાને મારા પ્રતિ દ્વેષ તો નહોતો જ મારા મન ઉપર ઊંડી અસર તો એ વાતની થઈ હતી કે મહાસભાના અહિંસાના ધ્યેય વિષે અજાણી રીતે પણ લોકોએ બેજવાબદારી અને અનાદર બતાવ્યા હતા . . ૭૦ સભ્યો ઠરાવને માટે મત આપનારા મળ્યા એ ચોંકાવનારી વાત જ આંખ ઉઘાડી દે એવી હતી" આ ઘટના અને ગાંધીજીની એની ઉપરની ટીકા બહુ સાર્થ છે, કારણ એમાંથી ગાંધીજી અહિંસાને કેટલું બધું મહત્ત્વ આપે છે અને તેનો વિરોધ કરવાના અજાણતા અને પરોક્ષ પ્રયત્ન કરવામાં આવે તો પણ તેમના ઉપર તેની કેવી અસર થાય છે એ જાણવાનું મળે છે પાછળના વર્ષોમાં તેમણે લીધેલાં ઘણાંખરાં પગલાં કદાચ અહિંસા વિશેની એમની આ વૃત્તિને લીધે જ મુખ્યત્વે હશે એમની નીતિ અને એમના કામકાજનો પાયો હમેશ અહિંસા જ હતો, અને આજે પણ છે"

[પંડિત જવાહરલાલે આટલો સુધારો કર્યો છતાં હજી આ પ્રસંગના વર્ણનમાં કેટલીક ભૂલો રહી ગઈ છે એ સુધારું ?

(૧) સ્વરાજવાદીઓ ગાંધીજીના મતાધિકારમાં સૂચવેલા ફેરફારથી ચિડાઈને સભા નહોતા છોડી ગયા, કે ગાંધીજીએ મતાધિકારના ફેરફારનો ઠરાવ પાછો નહોતો ખેંચી લીધો મતાધિકારના ફેરફારના ઠરાવમાં એક ભાગ સજાનો હતો — કોઈ સભ્ય અમુક સૂતર ન કાંતે તો સભ્ય તરીકે તેનું નામ રદ કરવામાં આવે આ સજાવાળો ભાગ તેમને સૌને વસમો લાગેલો આ ભાગની સામે વિરોધ બતાવવાને માટે તેઓ સભા છોડી ગયેલા. એમના સભા છોડી ગયા પછી આ ભાગની ઉપર મતો લેવામાં આવ્યા, પક્ષમાં ૬૭ મત મળ્યા અને વિરોધમાં ૩૭ મત મળ્યા. એટલે ગાંધીજીએ બીજો ઠરાવ રજૂ કર્યો — એવી મતલબનો કે સ્વરાજવાદીઓ ન ચાલ્યા ગયા હોત તો, તેમના મતો વિરુદ્ધ પડત જ અને ઠરાવનો આ ભાગ તો ઊડી જાત જ એટલે સજાવાળો ભાગ પ્રથમ ઠરાવમાંથી કાઢી નાખવામાં આવે આમ મૂળ મતાધિકારના ફેરફારનો ઠરાવ તો કાયમ

જોઈએ. કદાચ મહાસભામાં ખાદી અને બીજા રચનાત્મક કાર્યક્રમમાં માનનારાઓ જ રહે એમ એઓ ઇચ્છતા હતા, અને બીજાઓને કાઢી મૂકવાને માટે અથવા પોતાના મતને અનુકૂળ કરાવવાને માટે તેઓ તૈયાર હતા. પણ તેમને બહુમતી મળી તો પણ પોતાના નિશ્ચયમાં તેઓ ઢીલા પડ્યા અને બીજાઓની સાથે બાંધછોડ કરી.* પછીના ત્રણ કે ચાર માસ દરમ્યાન આ પ્રશ્ન ઉપર એમણે અનેક વાર મત બદલ્યો એથી મને આશ્ચર્ય થયું. કેમ જાણે પોતે ભર દરિયામાં હોય, અને કયાં છે એની ખબર ન પડે એવી એમની સ્થિતિ થઈ હતી. આવી સ્થિતિ એમની થાય એ મારી કલ્પનામાં આવી શકે એમ ન હતું, એટલે જ મને આશ્ચર્ય થયેલું. પ્રશ્ન, મારા ધારવા પ્રમાણે બહુ મહત્ત્વનો ન હતો. મતાધિકારને માટે મજૂરીની શરત રાખવામાં આવે એ ઇષ્ટ હતું, પણ બળાત્કારે એ રાખવી એમાં બહુ અર્થ રહેતો ન હતો.

હું એવા અનુમાન ઉપર આવ્યો કે ગાંધીજીની મુશ્કેલીઓનું કારણ એ છે કે તેઓ અપરિચિત વાતાવરણમાં વિચરી રહ્યા છે. સત્યાગ્રહના પોતાના વિશિષ્ટ ક્ષેત્રમાં તેઓ શ્રેષ્ઠ છે, તેમાં સ્વભાવે જ તેમનાં બધાં પગલાં સવળાં પડે છે. વળી સમાજસુધારાને માટે શાંતિથી કામ કરવામાં અને બીજાઓની પાસે કામ કરાવવામાં એઓ એક્કા છે. કાં તો સાવ લડાઈ,

---

રહ્યો, તે ગાંધીજીએ ખેંચી નહોતો લીધો, પણ મૂળ ઠરાવમાં સજાનો ભાગ હતો તે ખેંચી લેવામાં આવ્યો.

(૨) ગોપીનાથ શાહ વિષેનો મૂળ ઠરાવ ઊડી નહોતો ગયો. મૂળ ઠરાવ ગોપીનાથે કરેલા ખૂનની નિંદા કરનારો ગાંધીજીએ રજૂ કર્યો હતો. એની ઉપર દેશબન્ધુ દાસે સુધારો મૂકેલો, તેમાંયે નિંદા તો હતી પણ તે નિંદા ગોપીનાથે ફાંસીએ ચડી દેશભક્તિ બતાવી એવી સ્તુતિથી ધોવાઈ જતી હતી. આ સુધારાનો ગાંધીજીએ અહિંસાના તત્ત્વનો એ ઉચ્છેદક છે એમ કહીને વિરોધ કરેલો. ગાંધીજીના મૂળ ઠરાવને ૭૮ મત અને દેશબંધુના સુધારાને ૭૦ મતો મળેલા. ૧૪૮ મત આપનારાઓમાં ૭૦ જેટલા સભ્યો અહિંસાના નામના જ હિમાયતી હતા એ વાતથી ગાંધીજીને અતિશય દુઃખ લાગેલું. — ભા. ક. ]

* જુઓ આગલા પાના ઉપરની નોંધ. — ભા. ક.

કાં તો સાવ શાંતિ, એ બેમાંથી એક વસ્તુ એમને ગળે ઊતરે, એની વચલી સ્થિતિ એમને પરવડે જ નહિ. ધારાસભામાં જઈને ખળભળાટ મચાવવાના અને વિરોધ કરવાના સ્વરાજવાદીઓના કાર્યક્રમ વિષે એમને ઉત્સાહ ન હતો. ધારાસભામાં જવું તો સરકાર સાથે સહકાર કરી કાયદામાં સુધારા કરાવવા કે કાંઈ લોકહિતનાં કામ કરાવવા જવું, પણ કેવળ વિરોધ કરવાને જવામાં એમને કશો અર્થ લાગતો ન હતો. જો સહકાર ન કરવો હોય તો બહેતર છે કે ધારાસભામાં ન જવું. સ્વરાજવાદીઓને આ બેમાંથી એકે વાત પસંદ ન હતી, એટલે તેમની સાથે કામ લેવું એમને મુશ્કેલ લાગતું હતું.

પણ છેવટે તેમની સાથે પણ એમણે ચલાવી લીધું. કાંતવાનું ઐચ્છિક રાખવામાં આવ્યું, જેમને ચાર આના આપવા હોય તે ચાર આના આપે, જેને તેને બદલે સૂતર આપવું હોય તે સૂતર આપે. સ્વરાજવાદીઓના ધારાસભાના કામને એમણે લગભગ આશીર્વાદ આપ્યો, પણ પોતે તેનાથી તદ્દન અળગા રહ્યા. રાજકાજમાંથી એઓ નિવૃત્ત થયા છે એમ કહેવામાં આવતું, અને બ્રિટિશ સરકાર અને તેના અમલદારો માનતા કે તેમની લોકપ્રિયતા ઝાંખી થવા લાગી છે અને તેમનામાં કસ રહ્યો નથી. એમ પણ કહેવાતું કે દાસ અને નેહરુએ ગાંધીને રંગભૂમિ ઉપરથી હઠાવ્યા છે અને પોતે નાયક થઈ બેઠા છે. ગયાં પંદર વર્ષમાં આ અથવા એવા જ પ્રકારની ટીકા અનેકવાર થઈ છે, પણ દરેકવાર હિંદના લોકોની લાગણી વિષેનું આપણા રાજકર્તાઓનું અજ્ઞાન જ સિદ્ધ થયું છે. ગાંધીજી રાજકીય રંગભૂમિ ઉપર જ્યારથી ઊતર્યા છે ત્યારથી તેમની લોકપ્રિયતા આમવર્ગમાં તો કદી ઘટી જ નથી, ઉત્તરોત્તર એ વધતી જ ગઈ છે, અને હજી એ વધતી જ જાય છે. લોકો એમની ઇચ્છાનો અમલ ભલે ન કરે — કારણ મનુષ્યસ્વભાવમાં નબળાઈ તો રહેલી જ છે — પણ તેમના હૃદયમાં એમને માટે સન્માન ભરેલું છે. જ્યારે આસપાસની પરિસ્થિતિ અનુકૂળ હોય છે ત્યારે લોકો જબરદસ્ત લડતોમાં ભાગ લે છે, નહિ તો તેઓ શાંત બેઠા રહે છે. આમવર્ગની હિલચાલ, ગમે તેવો મહાન નેતા કેમ ન હોય તો પણ તે શૂન્યમાંથી

સામાને પકડી લેતી અને તેના હૃદય સોંસરવી અજાણી રીતે ઊતરી જતી; તેમની સ્પષ્ટ અને કોમળ વાણી હૃદયને ચોરી લેતી અને પ્રતિધ્વનિ મેળવતી. તેમના શ્રોતાઓ એક હોય કે હજાર, દરેક તેમનાથી મંત્રમુગ્ધ થતા, અને દરેક તેમની સાથે અનુસંધાન અનુભવતા. આ લાગણીને મનની સાથે કશો સંબંધ ન હતો, જો કે મનની ઉપર પણ તેઓ અસર કરવા ન ઇચ્છતા એમ નહિ; પણ હૃદયની આગળ મન અને બુદ્ધિ ગૌણ સ્થાન લેતાં. તેમની મંત્રમુગ્ધ કરવાની આ શક્તિ એ વાક્ચાતુર્ય અથવા મોહક શબ્દજાળનું પરિણામ ન હતી, કારણ, તેમની ભાષા તો હંમેશાં સાદી અને મુદ્દાસર હતી. અને તેમાં નિરર્થક શબ્દનો ભાગ્યે જ પ્રયોગ થતો. એટલે તેમની આ મોહિની પારદર્શક સચ્ચાઈની હતી, તેમના અંતરમાં અપાર શક્તિઓનો સંચય કરી રાખ્યો હોય એવી સામાને છાપ પડતી. સંભવ છે કે તેમની આસપાસ એક પ્રકારની પ્રથા જ એવી ઊભી થઈ છે કે જેથી અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન થાય છે. આ પ્રથા ન જાણનાર અને વાતાવરણમાં ન ભળી શકે એવો બાહિત માણસ કદાચ આ મોહિનીને વશ ન પણ થાય, અથવા સાવ બીજાના જેટલો વશ ન થાય. અને છતાં ગાંધીજીને વિષે એક વસ્તુ ખાસ જાણવા જેવી હતી અને છે, તે એ કે તેઓ વિરોધીઓને જીતી લઈ શકે છે, અથવા કાંઈ નહિ તો તેમનાં હથિયાર હેઠાં પાડી શકે છે.

ગાંધીજીમાં કૃત્રિમ વસ્તુઓમાં સૌંદર્ય અથવા કળા જોવાની દૃષ્ટિ નથી, જો કે સૃષ્ટિસૌંદર્ય તેમને મુગ્ધ કરે છે. તાજમહાલને જોઈને તેમને એક વેઠથી ચણેલી ઇમારતનો ખ્યાલ આવે છે, સૌંદર્યનો નહિ. તેમની ઘ્રાણેન્દ્રિય નબળી છે, અને છતાં જીવનની કળા પોતાની રીતે પોતે શોધી કાઢી છે, અને તેને પરિણામે તેમનું જીવન એક સંપૂર્ણ કલાકૃતિ બની ગયું છે. તેમના દરેક હલનચલનમાં અર્થ છે, લાલિત્ય છે, કૃત્રિમતાની ગંધ નથી. કર્કશતા કે સંકુચિતતાનું નામ નથી. અશિષ્ટતા કે પ્રાકૃતનો અંશ નથી. દુર્ભાગ્યે આ વસ્તુઓ આપણા મધ્યમ વર્ગના લોકોમાં મોટે અંશે જોવામાં આવે છે. અંતરની શાંતિ એમને લાધી છે. અને તેનો તે બીજાઓમાં સંચાર કરે છે અને



પંડિત મોતીલાલ નેહરુ

મમારના અટપટા માર્ગમાં તેઓ દૃઢતાથી અને 'નીડરતાથી પગ કાપતા ચાલ્યા જાય છે '

મારા પિતા આથી કેટલા જુદા હતા! અને છતાં તેમનામાં પણ એક પ્રકારનું પુરુષસિંહપણું અને રાજવીપણું હતું, અને સ્વિનબર્નની તેમણે જ ટાંકેલી પંક્તિઓ તેમને પણ લાગુ પડી શકતી હતી. કોઈ પણ મંડળમાં એઓ બેઠા હોય તો સ્વાભાવિક રીતે બધા એમની આસપાસ જ વીંટળાતા. એક અંગ્રેજ ન્યાયાધીશે એમને વિષે પાછળથી કહ્યું હતુ તેમ ટેબલને ગમે તે સ્થાને તેઓ બેઠા હોય તો પણ તેમનું સ્થાન ટેબલનું કેન્દ્ર બનતું. તેઓ ન નમ્ર હતા ન સૌમ્ય હતા, અને પોતાનાથી મતભેદ બતાવનારાઓની, ગાંધીજીની જેમ તેઓ કદી દયા ન રાખતા. તેઓ ઇરાદાપૂર્વક બાદશાહી મિજાજના હતા એટલે તેમના અનુયાયીઓ તેમને ભારે વફાદાર હતા અને તેમના વિરોધીઓ તેમનો સખત વિરોધ કરતા. તેમને વિષે તટસ્થતા રાખવી અશક્ય હતી; તેમના તરફ કાં તો આકર્ષણ થાય કે તિરસ્કાર થાય. તેમના વિશાળ કપાળ, તંગ હોઠ અને દૃઢતાસૂચક હડપચીથી ઇટલીનાં સંગ્રહસ્થાનોમાંના રોમન બાદશાહોના પૂતળાંઓની યાદ આવતી. ઇટલીના ઘણા મિત્રોએ અમારી પાસેની તેમની તસવીર જોઈને આ પ્રકારની તુલના કરી હતી. મારા માથા ઉપર તો વાળ રહ્યા નથી, પણ એમને માથે આખર સુધી વાળ હતા. ઉત્તરાવસ્થામાં એ રૂપેરી વાળવાળું એમનુ માથું જે મહત્તા અને ભવ્યતાનો ખ્યાલ આપતું તે આજના જગતમાં દુર્લભ છે. પિતાને માટે પુત્રને પક્ષપાત તો હોવાનો સંભવ છે, પણ સંકુચિતતા અને દુર્બલતાના આ જગતમાં તેમની મહાનુભાવ મૂર્તિની ખોટ મને પગલે પગલે જણાય છે. તેમની બાદશાહી રીતભાત અને તેમનું ભવ્ય સામર્થ્ય ક્યાયે શોધ્યું જડતુ નથી.

૧૯૨૪ની સાલમાં એક વખત મારા પિતાની તસવીર ગાંધીજીને બતાવ્યાનુ મને યાદ આવે છે. સ્વરાજ પક્ષની સાથે આ વેળા ગાંધીજીની ઝપાઝપી ચાલી રહી હતી. આ તસવીરમાં મારા પિતા મૂછ વિનાના હતા, જ્યારે ત્યાં સુધી ગાંધીજીએ હમેશાં એમને ગુંદર મૂછવાળા જ જોયા હતા. આ તસવીર જોતાં જ

ગાંધીજી લગભગ ચોંક્યા, અને ઘણો વખત તેની સામે નિહાળીને જોઈ રહ્યા. કારણ મૂછ જવાથી તેમના મુખ અને હડપચીની કઠોરતા પ્રગટી આવતી હતી. ફિક્કું સ્મિત કરી ગાંધીજી બોલ્યા, "હવે હું સમજી શકું છું કે મારે કોની સામે બાથ ભીડવાની છે." પણ મુખની આ કઠોરતા આંખોની સૌમ્યતાથી અને વારંવાર થતાં હાસ્યથી પડેલી રેખાથી હળવી થતી હતી. પણ કેટલીકવાર એ આંખો પણ ચમકતી.

પિતાને વડી ધારાસભાનું કાર્ય તો માછલીને જળની જેમ સ્વાભાવિક થઈ પડ્યું હતું. તેમની કાયદાની અને રાજબંધારણની તાલીમને એ કાર્ય અનુકૂળ હતું, અને જ્યારે સત્યાગ્રહ અને સત્યાગ્રહમાંથી ઉત્પન્ન થતી બીજી વસ્તુઓમાં તેઓ ગૂંચવાતા ત્યારે આ કામની રમત તેમને હસ્તામલકવત્ હતી. પોતાના પક્ષની પાસે તેઓ કડક તાલીમ પળાવતા અને બીજા પક્ષો અને વ્યક્તિઓનો ટેકો ઘણીવાર તેઓ મેળવતા, પણ તુરત જ તેમના પોતાના માણસોની સાથે તેમને મુશ્કેલીઓ ઊભી થઈ. સ્વરાજ્ય પક્ષના પ્રથમના દિવસોમાં તેમને મહાસભાના નાફેરવાદીઓ સાથે ઝૂઝવું પડ્યું હતું, અને પક્ષનું મહાસભાનું બળ વધારવાને માટે ઘણા અનિષ્ટ માણસોને પણ લેવા પડ્યા હતા. આ પછી ચૂંટણી આવી, અને એને માટે પૈસાની જરૂર પડી. પૈસા તો પૈસાવાળા પાસે જ મળી શકે એટલે પૈસાવાળાઓને રીઝવેલા રાખવા પડતા અને કેટલાકને તો સ્વરાજવાદી ઉમેદવારો પણ થવાનું કહેવામાં આવ્યું હતું. સર સ્ટેફર્ડ ક્રિપ્સે એક અમેરિકન સમાજવાદીનું વચન ટાંક્યું છે કે, 'રાજકાજ એટલે ગરીબ અને તવંગરને એકબીજાની સામે રક્ષા આપવાનું વચન આપી ગરીબની પાસેથી મત મેળવવાની અને તવંગરની પાસેથી પૈસા મેળવવાની કુશળ કળા."

આવા આવા માણસો ઘૂસવાથી પ્રથમથી જ સ્વરાજ પક્ષ નબળો પડ્યો. ધારાસભાઓમાંનું કામ એવું હતું કે તેને લીધે દરરોજ બીજાં વધારે મધ્યમમાર્ગી મંડળોની સાથે કંઈક સમજૂતી અને બાંધછોડ કરવી જ પડે, અને આને પરિણામે લડતનું જોશ અને તત્ત્વનિષ્ઠા લાંબી ટકી ન શકે. એટલે ધીમે

ધીમે પક્ષની તાલીમ અને તેજ ઝાંખાં પડવા લાગ્યાં અને પક્ષના નબળા માણસો અને સમયસાધુઓ તકલીફ આપવા લાગ્યા. સ્વરાજ પક્ષ ધારાસભામાં જઈને 'અંદરથી લડાઈ લડવાનો' સ્પષ્ટ ઉદ્દેશ જાહેર કરી ધારાસભામાં દાખલ થયો હતો, પણ આ રમત તો બન્ને પક્ષ રમી શકે એમ હતું, એટલે સરકારે સ્વરાજ-વાદીઓના મંડળમાં જ વિરોધ અને ફાટફૂટનાં તત્ત્વો દાખલ કરી સામી બાજી ખેલવા માંડી. નબળાઓની આગળ ઊંચા દરજ્જા અને બીજાં અનેક પ્રકારનાં પ્રલોભનો મૂકવામાં આવ્યાં. તે મેળવવામાં કશી મહેનત કરવાપણું ન હતું. તેમની શક્તિ અને તેમની રાજ્યકાર્યકુશળતા ને તેમની મધુર સામબુદ્ધિની સ્તુતિ કરવામાં આવતી. તેમની આસપાસ મજાનું અને અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરવામાં આવતું, જે વાતાવરણની લડતના તોફાનમાં અને સરખે દરજ્જે સોદો કરવાની ધમાલમાં ન્યૂનતા રહેતી.

સ્વરાજવાદીઓનો પારો ઊતરી ગયો. છૂટાછવાયા માણસો પક્ષમાંથી ખરીને સામા પક્ષમાં ભળવા લાગ્યા. મારા પિતા આની સામે ચિડાઈ ગર્જી ઊઠતા અને કહેતા કે સડેલો ભાગ કાપીને ફેંકી દેવો પડશે. પણ સડેલા ભાગને જ ભાગી જવું હોય ત્યાં આ ધમકી શા કામની? કેટલાક સ્વરાજવાદીઓ પ્રધાન બન્યા અને કેટલાક પાછળથી પ્રાંતોના સરકારી કારભારી મંડળમાં સભ્યો થયા. કેટલાક છૂટા પડી પોતાને 'રિસ્પોન્સિવિસ્ટ' અથવા તો 'સગવડે સહકાર કરનારા' કહેવા લાગ્યા. લોકમાન્ય તિલકે સાવ જુદા જ સંજોગોમાં મૂળ આ નામનો પ્રયોગ કર્યો હતો, હાલ આ શબ્દનો ઉપયોગ આ અર્થમાં થતો: જ્યારે તક મળે ત્યારે પ્રધાનપદ લેવું અને તેનો ઉત્તમ ઉપયોગ કરવો. આમ અનેક માણસો ખરવા છતાં સ્વરાજ પક્ષ ચાલુ રહ્યો, પણ મારા પિતા અને દેશબંધુ દાસ ઘટનાઓએ જે ઢંગ લીધો હતો તેથી કંટાળ્યા, અને ધારાસભાના પાણી વલોવવા જેવા કાર્યથી કંઈક થાક્યા. આ કંટાળામાં ઉત્તર હિંદુસ્તાનમાં વધતા જતા હિંદુમુસ્લિમ અણબનાવથી અને વખતોવખત થતાં હુલ્લડોથી વધારો થયો.

અમારી સાથે ૧૯૨૧-૨૨માં જેલમાં હતા એવા કેટલાક મહાસભાવાદીઓ હવે પ્રધાનો થયા હતા, અને સરકારમાં મોટા

હોદ્દા ભોગવતા હતા. ૧૯૨૧માં જે સરકારે અમને બહારવટિયા ઠરાવી જેલમાં મોકલ્યા હતા તે સરકારમાં કેટલાક અગાઉ મહાસભાવાદી કહેવાતા એવા મધ્યમમાર્ગી સભ્યો હતા. • ભવિષ્યમાં અમારા પોતાના કેટલાક જૂના સાથીઓ તરફથી કેટલાક પ્રાંતોમાં તો અમને જેલ જવાનું અને બહિષ્કૃત થવાનું માન મળવાનું હતું. આ નવા પ્રધાનો અને કારભારી મંડળના સભ્યો મધ્યમ માર્ગીઓના કરતાં આ કામને માટે બહુ કુશળ હતા. તેઓ અમને જાણતા અને અમારી નબળાઈઓ પણ જાણતા એટલે તેનો દુરુપયોગ કરવો એ તેમને માટે સહેલું હતું. તેમને અમારી રીતભાતની પણ ખબર હતી, અને ટોળાંઓનો અને આમવર્ગની લાગણીનો પણ કંઈક અનુભવ હતો. પક્ષ છોડયા પહેલાં તેમણે ક્રાંતિવાદીઓની રીત સાથે પણ, નાત્ઝી* લોકોની જેમ, રમત કરી લીધી હતી, એટલે તેઓ પોતાના આ જ્ઞાનનો ઉપયોગ કરી મહાસભાના પોતાના પુરાણા સાથીઓને સરકારી નોકરશાહીના કરતાં, અથવા તો મધ્યમમાર્ગી પ્રધાનોના કરતાં વધારે સફળતાથી દબાવી શકતા હતા.

૧૯૨૪ના ડિસેંબરમાં મહાસભાની બેઠક બેલગામમાં થઈ. ત્યાં ગાંધીજી પ્રમુખ હતા. તેમને માટે મહાસભાના પ્રમુખ થવું એ ઊંધે માથે ઊભા રહેવા જેવું હતું, કારણ તેઓ તો અનેક વર્ષો થયાં પ્રમુખોના પણ પ્રમુખનું કાયમનું પદ ભોગવી રહ્યા હતા. મને તેમનું પ્રમુખ તરીકેનું ભાષણ ન ગમ્યું, અને બહુ નિષ્પ્રાણ લાગ્યું. મહાસભા પૂરી થઈ ત્યારે ગાંધીજીની ઇચ્છાથી આવતા વર્ષને માટે પણ હું મહાસભા સમિતિનો કાર્યવાહક મંત્રી તરીકે ચૂંટાયો. મારી પોતાની ઇચ્છા વિરુદ્ધ આમ ધીમે ધીમે મહાસભાનો હું લગભગ કાયમનો મંત્રી થતો જતો હતો.

* નાત્ઝી લોકો એ હિટલરના અનુયાયીઓ. યહૂદીઓનું અને જેને પોતે અનાર્યો માને છે તેનું નિકંદન કરવા ઇચ્છનારા, ગુંડાબાજીવાળી સરમુખત્યારશાહીના પૂજારીઓ. આ લોકો એકવાર ક્રાંતિકારીઓ પણ હતા, પાછળથી ક્રાંતિકારીઓના દુશ્મન બન્યા. —અા. ક.

૧૯૨૫ના ઉનાળામાં મારા પિતા દમના વ્યાધિથી બહુ પીડાયા. પરિવારને લઈને હિમાલયમાં ડેલહાઉસી નામના સ્થાને તેઓ ગયા. થોડા વખત પછી હુ પણ તેમની સાથે જોડાયો. ડેલહાઉસીથી હિમાલયના અંદરના ભાગમા ચંબા સુધી અમે મુસાફરી કરી. જૂન મહિનામા અમે ત્યા પહોચ્યા હતા અને આ પહાડી રસ્તાઓ ઉપર ચાલી ચાલીને અમે થાક્યા હતા. ત્યા અમને એક તાર મળ્યો — ચિતરંજનદાસના મરણનો. લાંબો સમય અત્યંત ખિન્ન ચિત્તે એક પણ શબ્દ બોલ્યા વિના મારા પિતા બેસી રહ્યા. એમને માટે એ ભયાનક ફટકો હતો, અને એમને આટલા બધા ગળગળા થતા મેં ભાગ્યે જ જોયા હતા. બીજા કોઈના કરતાં પણ વધારે અંગત અને વધારે પ્રિય સાથી થઈ બેઠા હતા એવા એકમાત્ર પુરુષ આમ એકાએક છોડીને ચાલ્યા ગયા અને મારા પિતાને કાર્યનો બોજો એકલા વહેવાનું રહ્યુ. એ બોજો વધતો જતો હતો અને પિતા અને દેશબંધુ બન્ને એ બોજાથી અને પોતાના દેશબંધુઓની નબળાઈથી કંટાળ્યા હતા. ફરીદપુરમા બંગાળાની પ્રાંતિક પરિષદ થઈ હતી તેના પ્રમુખ તરીકેનુ દેશબંધુનુ ભાષણ વાંચતા જ કોઈકને થાય કે એ કંઈક થાકેલા માણસનુ ભાષણ છે.

બીજે જ દિવસે ચબા છોડી પહાડોમા ચાલતા ડેલહાઉસી પહોંચ્યા, ત્યાંથી મોટર લઈ દૂરના રેલવે સ્ટેશને પહોંચ્યા, અને ત્યાંથી અલ્લાહાબાદ થઈને અમે કલકત્તા ગયા.

## ૧૯

# કોમવાદની મરકી

૧૯૨૩ના શિયાળામા નાભા જેલમાથી છૂટયા પછી મને ટાઈફોઈડ તાવ લાગુ પડ્યો હતો એમ હું જણાવી ગયો. આ માંદગી મારે માટે એક નવીન અનુભવ હતી, માંદગી અથવા તાવ લઈને અથવા કંઈક પણ શારીરિક નબળાઈ લઈને પથારીએ પડવુ એ મારે માટે સ્વાભાવિક ન હતું. મને મારી તંદુરસ્તી વિષે કંઈક અભિમાન હતું, અને સામાન્ય રીતે હિંદુસ્તાનમાં જ્યાં ત્યાં માંદગીની અને નબળાઈની ફરિયાદ થયા કરે છે તેની હું વિરુદ્ધ હતો. મારી યુવાવસ્થા અને શરીરના મજબૂત બાંધાને લીધે હું આ ઝેરી તાવમાંથી ઊગર્યો તો ખરો, પણ તાવ ઊતર્યા પછી પણ શક્તિ આવતાં બહુ વાર લાગી અને લાંબો સમય અશક્ત અવસ્થામાં મારે બિછાને પડ્યા રહેવુ પડ્યુ. આ સમયમાં મારી આસપાસના સંજોગો અને મારા રોજના કામથી એક વિચિત્ર પ્રકારની અનાસક્તિ મે અનુભવી, અને એ બધા તરફ હું તટસ્થતાથી જોવા લાગ્યો. આખા વનના તરુઓમાંનુ એક હું પણ હતો છતા જાણે તરુઓથી અલગ થઈને હું વનનું નિરિક્ષણ કરવા લાગ્યો. મારા મનમાં અગાઉ કદી ન હતી એવી સ્પષ્ટતા અને શાંતિ લાગતી હતી. લાંબી માંદગીમાથી પસાર થનારા બધાને આ અથવા આવો કંઈક અનુભવ થાય છે એમ હું માનું છુ, પણ મારે માટે તો એ અનુભવ એક 'આધ્યાત્મિક' અનુભવ હતો, અને તેની મારા ઉપર પુષ્કળ અસર થઈ. 'આધ્યાત્મિક' શબ્દ હું સંકુચિત ધાર્મિક અર્થમાં નથી વાપરતો. અમારા રાજકાજના લાગણીપ્રધાન વાતાવરણમાથી હું નીકળી ગયો હોઉં એમ મને લાગ્યું, અને જે જે ધ્યેયો અને હેતુથી મે આજ સુધી કામ લીધુ હતું તે હેતુઓ હું તટસ્થ રીતે જોવા લાગ્યો. આ ચોખવટ થવાની સાથે જ નવુ આત્મમંથન શરૂ થયુ, પણ મારી ગૂંચોનો સંતોષકારક ઉકેલ

મને ન મળ્યો. જીવન અને રાજકાજ તરફ ધાર્મિક દૃષ્ટિથી જોવાની વૃત્તિથી હું દૂરદૂર ખસતો ગયો. આ મારા અનુભવ વિષે હું ઝાઝું લખી શકું એમ નથી. એ લાગણી વર્ણવવી સહેલી નથી. અગિયાર વર્ષની એ વાત છે, એટલે મનમાં એની માત્ર ઝાંખી છાપ રહેલી છે, પણ મને એટલું તો સ્પષ્ટ યાદ છે કે એ અનુભવની મારા ઉપર અને મારી દૃષ્ટિ અને વૃત્તિ ઉપર ચિરસ્થાયી અસર થઈ અને તે પછીનાં બે કે વધારે વર્ષ સુધી હું મારું કામ કંઈક એ જ તટસ્થતાથી કરતો.

આનું કાંઈક કારણ નવા ઊભા થયેલા કેટલાક સંજોગો હતા એ વિષે શક નથી. એ સંજોગોમાં મારો ક્યાંય બંધ બેસે એમ ન હતું. કેટલાક રાજકીય ફેરફારોનો તો હું અગાઉ ઉલ્લેખ કરી ગયો છું, પણ એના કરતાં ઘણી વધારે અગત્યની તો હિંદુ–મુસ્લિમ સંબંધોમાં — ખાસ કરીને ઉત્તર હિંદુસ્તાનમાં — દિનપ્રતિદિન વધતી જતી ખરાબી હતી. મોટાં શહેરોમાં અનેક જંગલી અને અતિશય ઘાતકી હુલ્લડો થયાં. અવિશ્વાસ અને રોષના વાતાવરણથી લડાઈનાં નવાં કારણો ઉત્પન્ન થયાં, જેને વિષે અમે અગાઉ કદી સાંભળ્યું ન હતું. અગાઉના વખતમાં બકરી ઈદને દિવસે ગાયનો વધ કરવાના પ્રશ્નો ઉપર સારી પેઠે મારામારી થતી. વળી જ્યારે હિંદુ અને મુસ્લિમ ઉત્સવો એકી વખતે આવતા ત્યારે આવા ઝઘડા થતા. દાખલા તરીકે રામલીલા ચાલતી હોય ત્યારે મુહર્રમ આવે. હવે મુહર્રમથી એક પ્રસિદ્ધ કુરબાનીની સ્મૃતિ જાગૃત થતી અને શોક અને અશ્રુપાતનો અવસર ઊભો થતો; જ્યારે રામલીલા એ તો શુદ્ધ આનંદનો ઉત્સવ હતો, અધર્મના ઉપર ધર્મના વિજયનો ઉત્સવ હતો, આમ શોકનો અને આનંદનો એમ બે ઉત્સવોનો શી રીતે મેળ ખાય? સુભાગ્યે એ ઉત્સવો લગભગ ત્રીસ વર્ષમાં માત્ર બે વાર જ સાથે આવ્યા છે, કારણ કે રામલીલા સૌર પંચાંગ પ્રમાણે વર્ષને અમુક નિશ્ચિત સમયે આવે છે, જ્યારે મુહર્રમ એ ચાંદ્ર સંવત્સર પ્રમાણે ઋતુ અનુસાર જુદે જુદે સમયે આવે છે.

પણ હવે લડાઈનાં નવાં કારણો ઉત્પન્ન થયાં. મસ્જિદની આગળ વાજાં વગાડવાનો સવાલ એ કંઈ નવો ન હતો. હમેશાં

એ પ્રસંગ આવ્યા કરતો, પણ હવે મુસલમાનોએ તેમની નમાજમાં વિઘ્ન નાખે એવાં વાજાં કે સંગીત કે કોઈ પણ પ્રકારના અવાજની સામે વાંધો ઉઠાવવા માંડ્યો. દરેક શહેરમાં અનેક ઠેકાણે મસ્જિદો હોય, અને દરરોજ મુસલમાનોને પાંચ વખત નમાજ પઢવાની હોય, અને શહેરમાં લગ્નપ્રસંગે કે મરણપ્રસંગે થનારા ઘોંઘાટો અને સરઘસના અવાજોની તો ખોટ જ શી? એટલે ખળભળાટના પ્રસંગ હમેશાં આવે જ. ખાસ કરીને મસ્જિદમાં જ્યારે સાંજે મગરિબની નમાજ ચાલતી હોય ત્યારે નીકળતાં સરઘસો અને થતા ઘોંઘાટોની સામે ખાસ વાંધો લેવામાં આવ્યો. હવે બને છે એમ કે આ જ વખતે હિંદુ મંદિરોમાં પૂજા થાય અને ઘંટો, શંખો આદિનો અવાજ થાય. આમ આરતી અને નમાજમાંથી થતા ઝઘડાએ હવે ભયંકર સ્વરૂપ લીધું.

જે પ્રશ્નનું એકબીજાની લાગણીનો વિચાર કરીને, થોડી આપલે કરીને, અથવા બાંધછોડથી નિરાકરણ થઈ શકે તે પ્રશ્નમાંથી ભારે વિખવાદ અને હુલ્લડો ઉત્પન્ન થાય એ આશ્ચર્યકારક લાગે છે, પણ ધાર્મિક ઝનૂનની સાથે બુદ્ધિને કે સામાની લાગણીને કે બાંધછોડને લેવાદેવા નથી, અને જ્યારે કોઈ ત્રીજો જ પક્ષ બે પક્ષોને એકબીજાની સામે લડાવી શકે છે ત્યારે એ ઝનૂન વધારે વેગથી ભભૂકી ઊઠે છે. ઉત્તરનાં થોડાં શહેરોમાં થતાં આ હુલ્લડોને વધારે પડતું વજન અપાવાનો સંભવ છે. ખોબા જેટલાં શહેરોમાં જ્યારે હુલ્લડ થતાં ત્યારે બીજાં નાનાં શહેરોમાં અને તમામ ગામડાંઓમાં તો સંપૂર્ણ શાંતિ રહેતી, પણ વર્તમાનપત્રોએ જરાક સરખું છમકલું થાય તેને સ્વાભાવિક રીતે મોટું સ્વરૂપ આપવાનું શરૂ કર્યું. હા, એટલું સાચું છે ખરું કે શહેરના આમવર્ગમાં કોમી અણબનાવ અને વિખવાદ વધતા ગયા છે. કોમી વૃત્તિવાળા નેતાઓએ આમાં બળતામાં ઘી હોમ્યું છે, અને તેનું પરિણામ એ થયું છે કે કોમોની રાજકીય માગણીઓ કઠણ ને કઠણ બનતી ચાલી છે. કોમી વૈમનસ્યને લીધે અસહકારનાં વર્ષોમાં જેમનો કોઈ ભાવ પણ નહોતું પૂછતું એવા પ્રગતિવિરોધી મુસ્લિમ નેતાઓ આગળ આવ્યા અને તેમને આગળ લાવવામાં બ્રિટિશ સરકારે મદદ કરી. દિવસે દિવસે

વધતી ને વધતી જતી કોમી માગણીઓ તેઓ રજૂ કરતા અને રાષ્ટ્રીય ઐક્ય અને સ્વાતંત્ર્યના મૂળમાં કુહાડા દેતા ગયા. હિંદુઓ તરફથી પણ પ્રગતિવિરોધક રાજકીય નેતાઓ કોમના આગેવાનો થઈ પડ્યા અને હિંદુ હિત જાળવવાને બહાને તેઓ સરકારના હાથમાં હથિયાર બન્યા. જે વસ્તુની તેઓ ખાસ માગણી કરતા હતા તે વસ્તુ મેળવવામાં તેઓ ન ફાવ્યા, તેમણે ગ્રહણ કરેલી રીતો પ્રમાણે ફાવવાનો સંભવ જ ન હતો. તેઓ તો માત્ર દેશમાં કોમી ઝેર ફેલાવવામાં ફાવ્યા.

મહાસભા મૂંઝાઈ ગઈ. તે રાષ્ટ્રની લાગણીને માન આપનાર અને તેની પ્રતિનિધિ હતી તો પણ આ કોમી વિખવાદની તેના ઉપર અસર થયા વગર રહી નહિ. ઘણા મહાસભાવાદીઓ રાષ્ટ્રીય વેષધારી છતાં ખરી રીતે કોમવાદી બન્યા હતા, પણ મહાસભાના નેતાઓ અડગ રહ્યા, અને તેમણે એકંદર રીતે કોઈ પણ કોમી પક્ષ કે કોમી સમૂહ સાથે જોડાવાનો ઇનકાર કર્યો, સમૂહ એટલા માટે કહું છું કે હવે શીખો અને બીજી નાની નાની કોમો પણ પોતપોતાની માગણી પોકારવા લાગી હતી. આથી બન્ને બાજુના અંતિમમાર્ગીઓ મહાસભાને વગોવવા લાગ્યા.

ઘણા સમય ઉપર, ઠેઠ અસહકાર શરૂ થયો ત્યારે અથવા તો તેથીયે પહેલાં ગાંધીજીએ કોમી પ્રશ્નના નિરાકરણ માટે પોતાનો સિદ્ધાંત નક્કી કર્યો હતો. તેમણે એમ કહેલું કે મોટા પક્ષના સદ્ભાવ અને ઉદારતાથી જ એ પ્રશ્નનું નિરાકરણ થાય, એટલે તેઓ તો મુસલમાનો જે માગે તે આપવાનું કબૂલ કરવાને તૈયાર હતા. તેઓ તો મુસલમાનોને જીતી લેવા માગતા હતા, તેમની સાથે સોદો કરવા ઇચ્છતા ન હતા. દૂરદેશીથી અને કઈ વસ્તુનું કેટલું મહત્ત્વ છે તેના સાચા જ્ઞાનથી તેમણે તો ખરી વસ્તુને પકડી લીધી હતી; પણ દરેક વસ્તુના બજારભાવ જાણવાનો ફાંકો રાખનારા, અને માટે જ એકે વસ્તુની સાચી કિંમત ન સમજનારા તો બજારુ રીતને જ વળગી રહ્યા. કેટલી કિંમત આપવી પડશે એની ગણતરી કરતાં તેઓ દુઃખી થતા હતા, પણ ગમે તે કિંમતે પણ કેવી અમૂલખ વસ્તુ મળશે તેનું તેમને ભાન ન હતું.

બીજાઓની ટીકા કરવી અને બીજાઓને દોષ દેવો એ સહેલું છે, અને પોતાની યોજનાની નિષ્ફળતાને માટે ગમે તે બહાનું શોધવાની લાલચ માણસ ભાગ્યે જ ખાળી શકે છે. સહેજે તે પોતાના મનને મનાવે છે કે તેની નિષ્ફળતા બીજાઓએ ઇરાદાપૂર્વક તેની દુશ્મની કરી તેને લીધે જ થઈ છે, તેના પોતાના વિચાર અથવા વર્તનની ભૂલને લીધે નથી થઈ. આપણે સરકારને અને કોમવાદીઓને દોષ દઈએ છીએ, કોમવાદીઓ મહાસભાને દોષ દે છે. અલબત, સરકાર અને સરકારના મળતિયાઓએ ઇરાદાપૂર્વક અને સતત આપણી યોજનાને ફોક કરી છે. અલબત, ભૂતકાળમાં અને આજે બ્રિટિશ સરકારે હમેશાં આપણી વચ્ચે ફાટફૂટ પડાવવા ઉપર જ પોતાના રાજ્યવહિવટનું ધોરણ બાંધ્યું છે. ફૂટ પાડીને રાજ્ય કરવાની ભેદનીતિ તો સામ્રાજ્યોની ચાલતી આવી છે, અને એ નીતિમાં તેમને જે સફળતા મળી છે તે ઉપરથી જેમને તેઓએ ગુલામ બનાવી રાખ્યા છે તેમના કરતાં તેઓ કેટલા શ્રેષ્ઠ છે તેનું માપ મળે છે. આની સામે આપણે ફરિયાદ કરી શકતા નથી, અથવા એમ કહીએ કે એથી આશ્ચર્ય થવાપણું તો નથી જ. એની સામે આંખ મીંચી એનો ઉપાય ન કરવામાં જ આપણો વિચારદોષ રહેલો છે.

એનો ઉપાય શી રીતે થાય? સોદા કરવાથી અને બજારુ રીતે રકઝક કર્યાથી નહિ જ થાય. કારણકે આપણે ગમે તેટલી ઊંચી માગણી કરીએ અને ગમે તેટલું ચડીએ, પેલો ત્રીજો આપણા કરતાં વધારે ચડવાને માટે તૈયાર બેઠો જ છે અને પોતે કહે તેનો અમલ કરવાની પણ તેની પાસે શક્તિ છે. જો સામાન્ય એક રાષ્ટ્રની અથવા એક સમાજની દૃષ્ટિ ન હોય તો શત્રુની સામે એકપણી કશું પગલું ન લઈ શકાય. જો આપણે ચાલુ રાજકીય અને આર્થિક રચનાનો જ વિચાર કરીએ અને તેમાં અહીંતહીં થીગડાં દઈ સુધારો કરવા ઇચ્છીએ, અને ગોરાઓને ખસેડી હિંદીઓને દાખલ કરીને સંતોષ માનીએ તો એકત્ર કાર્યને માટે ખરું પ્રેરકબળ નથી જ રહેવાનું. કારણકે ત્યારે તો લૂંટાલૂંટમાં કોને વધારે ભાગ મળે એનો જ ખ્યાલ રહેશે, એટલે જે પેલો ત્રીજો છે અને જેના હાથમાં ત્રાજવાની દાંડી છે તે પોતાની

ઇચ્છા પડે તેમ તોળશે અને પોતાના માનીતાઓને નમતું આપશે. આખું રાજકીય ચોકઠું જ બદલવાનો — એના કરતાય વિશેષ આખી સામાજિક રચના જ બદલવાનો — આપણે વિચાર ન કરીએ ત્યાં સુધી એકસંપી કાર્યને માટે પાકો પાયો આપણે નથી રચી શકતા સંપૂર્ણ સ્વરાજને માટેની માગણીના મૂળમાં જે મુખ્ય હેતુ રહેલો હતો તે આ હતો લોકોને એ વસ્તુનું ભાન કરાવવું કે આપણે ચાલુ તંત્ર બદલીને ગોરાઓને બદલે કાળા અધિકારીઓનું પણ પાછળથી બ્રિટિશ સત્તાને બળે ચાલતું તંત્ર નથી જોઈતું, આપણે તો સાવ ભિન્ન તંત્ર જ જોઈએ છે સાંસ્થાનિક દરજ્જામાં તો બ્રિટિશ સત્તાનું સર્વોપરીપણું ગૃહીત ધરવામાં આવે છે રાજકીય સ્વતંત્રતા એટલે અનમત્ત રાજકીય પરાધીનતા નહિ એટલું જ, તેમાં કાંઈ સામાજિક પરિવર્તનનો અથવા આમવર્ગની આર્થિક સ્વતંત્રતાનો સમાવેશ થતો નથી, પણ અવશ્ય એનો એટનો અર્થ તો થાય જ છે કે આજે આપણી નાણાંનીતિ અને આર્થિક નીતિ એ બેંક ઑફ ઇંગ્લંડની જ ઠરાવેલી થાય છે તે સ્થિતિ મટી જાય અને તેની ગુલામીમાંથી આપણે છૂટીએ આને પરિણામે સમાજતંત્ર બદલવું પણ આપણે માટે વધારે સહેલું થઈ પડે આમ હું તે કાળે માનતો આજે હું એમાં એટલું ઉમેરવા ઇચ્છું કે સાચું રાજકીય સ્વાતંત્ર્ય એકલું જ નહિ આવે, તેની સાથે સાથે ઠીક ઠીક પ્રમાણમાં સામાજિક સ્વાતંત્ર્ય પણ આવવાનું જ

પણ આપણા ઘણાખરા નેતાઓ ચાલુ રાજકીય તંત્રનું પોલાદી ચોકઠું સ્વીકારી લઈને જ સઘળા ઘાટ ઘડતા હતા સમાજના ચોકઠાનો તો તેમને વિચાર હોય જ શાનો? કોમી અથવા તો રાજબંધારણનો દરેક પ્રશ્ન આ વસ્તુ સ્વીકારી લઈને તેઓ ઉકેલવા મથતા, એટલે એ ચોકઠાની ઉપર સંપૂર્ણ અંકુશ રાખનાર બ્રિટિશ સરકારના હાથમાં તેઓ અચૂક રીતે પ્યાદાં બની જતા હતા બીજો તેમની પાસે રસ્તો ન હતો કારણ કે તેમની દૃષ્ટિ શુદ્ધ સુધારાની હતી, ક્રાંતિકારની ન હતી, જો કે વખતોવખત તેઓ સત્યાગ્રહના પ્રયોગો કરી લેતા પણ હિંદુસ્તાનમાં કોઈ પણ રાજકીય અથવા આર્થિક, અથવા કોમી પ્રશ્નનું

નિરાકરણ સુધારકની રીતે સંતોષકારક રીતે કરવાના દહાડા હવે રહ્યા ન હતા. હવેની પરિસ્થિતિ ક્રાંતિકારી દૃષ્ટિ અને કાર્યક્રમ તેમજ ક્રાંતિકારી નિરાકરણો માગતી હતી, પણ નેતાઓમાંના કોઈની પાસેથી આ મળવાની આશા ન હતી..

આપણી સ્વતંત્રતાની લડતમાં સ્પષ્ટ આદર્શો અને ધ્યેયના અભાવને લીધે કોમવાદ ફેલાવામાં મદદ થઈ એ વિષે શંકા નથી. આમવર્ગને તેઓ રોજરોજ જે સંકટ સહન કરતા હતા તેની અને સ્વરાજના યુદ્ધની વચ્ચે કશો સ્પષ્ટ સંબંધ દેખાતો ન હતો. કોઈ કોઈવાર તેઓ સ્વાભાવિક લાગણીને વશ થઈને સારી પેઠે લડી લેતા, પણ તેમનું એ શસ્ત્ર એવું નબળું હતું કે સહેલાઈથી તેની ધાર બુઠ્ઠી થઈ શકે અથવા તો કોઈ બીજાં કામને માટે પણ વાળી દઈ શકાય. એની પાછળ બુદ્ધિ ન હતી, અને પ્રગતિવિરોધના જમાનામાં કોમવાદીઓને તેમની આ લાગણી ઉશ્કેરી ધર્મને નામે તેનો દુરુપયોગ કરતાં મુશ્કેલી આવતી ન હતી. છતાં એ વિચિત્ર વાત છે કે હિંદુઓ ને મુસલમાનોનો મધ્યમવર્ગ, ધર્મના પવિત્ર નામે, આમવર્ગની એવા કાર્યક્રમ અને માગણીને માટે સહાનુભૂતિ અને મદદ મેળવી શકતો હતો, કે જેને આમવર્ગની સાથે અથવા તો નીચલા વર્ગના મધ્યમવર્ગની સાથે કશી લેવાદેવા ન હતી. કોઈ પણ કોમી મંડળ જે માગણી કરે છે તે માગણી આખરે નોકરીઓ અને હોદ્દાઓ માટેની જ હોય છે, અને આ કંઈ આમવર્ગને મળતા નથી, પણ ખોબા જેટલા ઉપલા મધ્યમવર્ગના માણસ માટે જ હોય છે. અલબત્ત, ધારાસભાઓમાં ખાસ અને વધારાની બેઠકો મેળવવાની પણ માગણી થાય છે, અને આ રાજકીય સત્તા મેળવવા માટે હોય છે, પણ આ સત્તાનો પણ ઉપયોગ મુખ્યત્વે સગાંવહાલાં અને મિત્રમંડળોને જગ્યા કે હોદ્દાઓ આપવામાં જ થાય છે. આવી સંકુચિત રાજકીય માગણીઓ જેનો લાભ ઉપલા મધ્યમવર્ગના ખોબા જેટલા માણસો જ લઈ શકે છે અને જેને લીધે રાષ્ટ્રીય ઐક્ય અને ઉન્નતિમાં અંતરાયો ઊભા થાય છે, તે માગણીઓને તે તે ધર્મના આમવર્ગની માગણીઓ તરીકે ચાલાકીથી બતાવવામાં

આવતી હતી. આ માગણીઓની નિષ્ફળતા ઢાંકવાને માટે જેટલા ધાર્મિક આવેશથી તે રજૂ કરી શકાય તેટલા ધાર્મિક આવેશનો ઉપયોગ કરવામાં આવતો.

આ રીતે રાજકીય પ્રગતિવિરોધીઓ કોમી નેતાઓના વેશમાં પાછા રાજકીય ક્ષેત્રમાં દાખલ થયા, અને તેમણે જે જે પગલાં લીધાં તેનો ખરો ખુલાસો તેમના કોમી પક્ષપાતમાં નહિ, પણ રાજકીય પ્રગતિને રોકવાની તેમની ઇચ્છામાં મળી આવે છે. રાજકીય રીતે તેમની પાસેથી કેવળ વિરોધની જ આશા રાખી શકાય, પણ આ દિશામાં તેઓ કેટલી હદ સુધી નીચે ઊતરવા તૈયાર હતા તેનું દુઃખદ સ્વરૂપ આમાં જોવાનું મળતું હતું. મુસલમાન કોમવાદી નેતાઓ અતિશય વિચિત્ર વાતો કહેતા અને હિંદી રાષ્ટ્રીયતા અથવા હિંદી સ્વાતંત્ર્યને માટે તેઓ કશી પરવા ન બતાવતા; હિંદુ કોમવાદી નેતાઓ, હંમેશાં રાષ્ટ્રીયતાનું નામ લઈને વાતો કરવાનો દાવો કરતા, પણ વ્યવહારમાં તેમને રાષ્ટ્રીયતાની સાથે કશો સંબંધ ન હતો અને કાંઈ પણ કાર્યસાધક પગલું લેવાની અશક્તિને લીધે સરકારની ખુશામત કરતા, અને તે પણ સાવ નિરર્થક. સમાજવાદી અને એવી જ સમાજને ઉખેડનારી પ્રવૃત્તિઓને વખોડવામાં હિંદુ અને મુસલમાન બંને કોમવાદી નેતાઓ એક થતા; જ્યારે અમુક વર્ગોના જ કબજામાં ચાલ્યા આવતા ખાસ હકો ઓછા કરવાની કોઈ પણ દરખાસ્ત આવે ત્યાં આ મંડળો ભેદભાવ ભૂલી કેવાં એકમત થઈ જતાં હતાં એ જોઈને હેરત થતી. મુસલમાન કોમવાદી નેતાઓ રાજકીય અને આર્થિક સ્વાતંત્ર્યને નુકસાન પહોંચાડનારી અનેક વસ્તુઓ કહેતા અને કરતા, પણ મંડળ તરીકે અને વ્યક્તિ તરીકે તેઓ સરકાર અને લોકોની આગળ કંઈક શાનથી વર્તતા. હિંદુ કોમવાદી નેતાઓને વિષે આ ભાગ્યે જ કહી શકાય એમ હતું.

મહાસભામાં અનેક મુસલમાનો હતા. તેમની સંખ્યા મોટી હતી, અને તેમનામાં ઘણા સમર્થ માણસો પણ હતા, અને તેમાં હિંદુસ્તાનના સુપ્રસિદ્ધ અને અતિશય લોકપ્રિય મુસલમાન નેતાઓનો સમાવેશ થતો હતો. આમાંના ઘણા મહાસભાવાદી

મુસલમાનોએ 'નૅશનૅલિસ્ટ મુસ્લિમ પાર્ટી' બનાવી, અને કોમવાદી મુસ્લિમ નેતાઓનો તેમણે વિરોધ કર્યો. આરંભમાં તો આ કામમાં તેમને કંઈક ફતેહ મળી, અને મુસ્લિમ સુશિક્ષિતોના મોટા ભાગનો સાથ તેમને હોય એમ લાગતું, પણ તેઓ સહુ ઉપલા મધ્યવર્ગના હતા, અને તેમનામાં વેગવંત કામ કરનાર કોઈ ન હતું. તેઓ પોતાના ધંધા અને કામકાજમાં પડેલા હોઈ, આમવર્ગની સાથે તેમને કશો સંબંધ ન રહેતો, અરે, આમવર્ગમાં તેઓ કદી જતા જ નહિ. આલેશાન મકાનોમાં ખુરશીમાં બેસી આરામથી સભાઓ કરવી અને એકબીજાની સાથે વાટાઘાટ અને સમજૂતીઓ કરવી એ એમનું કામ હતું, અને આ કામમાં તેમના હરીફો એટલે કોમવાદી નેતાઓ વધારે કુશળ હતા એટલે એ કોમવાદી નેતાઓ ધીમેધીમે રાષ્ટ્રવાદી નેતાઓને પાછળ ધકેલતા ગયા, અને એક પછી એક રાષ્ટ્રીય સિદ્ધાંતો તેમની પાસેથી છોડાવતા ગયા. હંમેશા રાષ્ટ્રવાદી મુસલમાનો વધારે પીછેહઠ કરવી ન પડે એની જ પેરવીમાં રહેતા અને મોટી બલાને બદલે નાની બલા સ્વીકારી લઈ પોતાની સ્થિતિ મજબૂત કરવાનો પ્રયત્ન કરતા, પણ હંમેશાં આનું પરિણામ વધારે પીછેહઠમાં આવતું ને વળી કોઈ નવી નાની બલા તેમને સ્વીકારી લેવી પડતી. આખરે એક વખત એવો આવ્યો કે જ્યારે તેમની પાસે પોતાનો કહેવાનો એક પણ મૂળ સિદ્ધાંત રહ્યો નહિ, સિવાય કે સંયુક્ત મતદારમંડળોનો સિદ્ધાંત જે તેમના મંડળનો આધારભૂત સ્થંભ કહી શકાય. પણ વળી પાછી નાની બલા વહોરવાની નીતિથી તેઓ પાછા પછડાયા અને અંતે આ આધારસ્થંભનો પણ તેમને ત્યાગ કરવો પડ્યો, એટલે આજે જે મૂળ સિદ્ધાંત અને જે કાર્યક્રમના આધારે તેમનું મંડળ બનાવવામાં આવ્યું હતું તેમાંથી એકે સિદ્ધાંત કે કાર્યક્રમ આજે તેમનો રહ્યો નથી, માત્ર તેઓ રાષ્ટ્રવાદી નામનો વાવટો હજી ફરકાવે છે.

રાષ્ટ્રવાદી મુસલમાનોનું મંડળ કેવી રીતે પડી ભાંગ્યું અને નેસ્તોનાબૂદ થયું તેની કથા કરુણાજનક છે. (તેમાંના છૂટાછવાયા માણસો હજી મહાસભાના મહત્ત્વના નેતાઓ છે એ વાત સાચી.) આ કથા સાંભી

છે, અને એનું છેવટનું પ્રકરણ ૧૯૩૪માં લખાયું છે. ૧૯૨૩ અને ત્યાર પછીનાં વર્ષોમાં તેમનું એક બળવાન મંડળ હતું, અને તેઓ કોમવાદી મુસલમાનોની સામે બરોબર ટક્કર ઝીલતા રહેતા, તે એટલે સુધી કે અનેક પ્રસંગે જ્યારે ગાંધીજી કોમવાદી મુસલમાનોની કેટલીક માગણીઓ સ્વીકારવાને માટે પોતાની ઇચ્છા વિરુદ્ધ પણ તૈયાર થતા, ત્યારે તેમના પોતાના સાથીઓ એટલે રાષ્ટ્રવાદી મુસ્લિમ નેતાઓ આનો સખત વિરોધ કરી તેમને અટકાવતા.

સને ૧૯૨૫-૨૬માં કોમી પ્રશ્નનો પરસ્પર વાતો અને ચર્ચાઓથી નિકાલ લાવવાને માટે ઘણા પ્રયત્ન થયા. આ પ્રયત્નોનું નામ ઐક્યપરિષદો રખાતું. આમાંની સૌથી વધારે જાણીતી પરિષદ ૧૯૨૪માં મહાસભાના પ્રમુખ મૌ. મહમદઅલીએ બોલાવી હતી, અને તે ગાંધીજી જ્યારે પોતાના ૨૧ દિવસના ઉપવાસ કરતા હતા તે દરમ્યાન મળી હતી. આ પરિષદોમાં ઘણા સાચા દિલના અને શુભ હેતુથી કામ કરનારા લોકો હતા, અને સમજૂતી લાવવાને માટે તેમણે ભારે પ્રયત્ન કર્યો હતો, પરિણામે કેટલાક ટાલકા ઠરાવો પસાર થયા, પણ મુખ્ય પ્રશ્ન તો હતો તેવો ને તેવો જ રહ્યો. એ પ્રશ્નનો ઉકેલ આ પરિષદો લાવી શકે એમ ન હતું, કારણ કે નિકાલ લાવવો એ અમુક બહુમતીથી થઈ શકે એવું ન હતું, પણ એકમતીથી જ થઈ શકે એમ હતું; અને હમેશાં દરેક મંડળમાં અંતિમમાર્ગીઓ તો હોવાના જ, અને તેઓ પોતાના વિચારને સૌને સંપૂર્ણ રીતે વશ કરીને પ્રશ્નનું નિરાકરણ કરવા ઇચ્છતા, તે એટલે સુધી કે સહેજે કોઈકને શંકા થાય કે કોમવાદીઓમાંના મુખ્ય માણસો પ્રશ્નનું નિરાકરણ ઇચ્છે છે ખરા! આમાંના ઘણા રાજકીય પ્રગતિવિરોધીઓ હતા, અને તેમની અને સંપૂર્ણ રાજકીય પરિવર્તન ઇચ્છનારાઓની વચ્ચે કશો મેળ ન હતો.

પણ ખરી મુશ્કેલીઓ તો ઊંડી હતી, અને તે એક એક માણસ ખરતા ગયા તેટલી જ વાતમાં જ રહેલી ન હતી. શીખો હવે પોતાની કોમી માગણીઓ જોરથી રજૂ કરવા લાગ્યા હતા, એટલે હવે પંજાબમાં હિંદુ મુસલમાનની સાથે બાથ ભીડનારા

ત્રીજા નીકળ્યા અને કોકડું ગેવડું ગૂંચવાયું. આખા પ્રશ્નના ઉકેલમાં પંજાબની જ ગૂંચ અટપટી થઈ પડી, અને એક મંડળની બીજાઓને વિગેની બીતિથી રાગદ્વેષની ભૂમિકા રચાઈ. કેટલાક પ્રાંતોમાં જમીનદારો અને ખેડૂતો વચ્ચેના ઝઘડા કોમી સ્વરૂપ લેવા લાગ્યા. દાખલા તરીકે બંગાળમાં એ ઝઘડો કોમી બન્યો કારણ ત્યાં જમીનદારો હિંદુઓ છે અને ખેડૂતો મુસલમાનો છે. પંજાબમાં અને સિંધમાં શરાફ અને ધનિકવર્ગ સામાન્ય રીતે હિંદુ રહ્યા, અને કરજે નાણાં લેનાર મુસલમાન ખેડૂતો રહ્યા, એટલે લોહી તરસ્યા લેણદારોની વિરુદ્ધની તારાજ થયેલા દેણદારોની બધી ચીડ કોમી ઝેર વધારવા લાગી. સામાન્ય રીતે મુસલમાન કોમ ગરીબ કોમ રહી, અને મુસલમાન કોમવાદી નેતાઓ નિર્ધનોના ધનિકોની સામેના વિરોધનો કોમી ઝેરવેર ફેલાવવા માટે દુરુપયોગ કરવા લાગ્યા, જો કે આ ઝેરવેરને નિર્ધનોની સ્થિતિ સુધારવાની સાથે કશો સબંધ ન હતો. આમ મુસલમાન કોમવાદી નેતાઓ પોતાના કોમી સ્વાર્થને માટુ નિર્ધનોની વહારે ધાયા એટલે તેમનામાંના ઘણાના તેઓ પ્રતિનિધિ બન્યા, અને તેમ કરીને તેમણે બળ મેળવ્યું. આર્થિક દૃષ્ટિએ હિંદુ કોમવાદી નેતાઓ શરાફો અને ધંધાધાપાવાળા વર્ગોના પ્રતિનિધિઓ હતા; હિંદુ આમવર્ગની કોકવાર તેમને સહાનુભૂતિ મળતી પણ તેમનો ટેકો તો નહિ જેવો હતો એમ કહેવાય.

આમ પ્રશ્ન આર્થિક વર્ગવિભાગોની સાથે કંઈક ગૂંચવાવા લાગ્યો છે, પણ આ વાત દુર્ભાગ્યે કોઈ સમજતું નથી. આગળ જતાં એમાંથી સ્પષ્ટ વર્ગયુદ્ધ જામવાનો સંભવ છે, પણ જો એવો સમય આવે તો આજના કોમવાદી નેતાઓ બધી કોમોના ઉપલા વર્ગના પ્રતિનિધિ હોઈ સામાન્ય શત્રુ — ધનહીનવર્ગરૂપી શત્રુ — નો મુકાબલો કરવાને માટે એકબીજા સાથેના ભેદભાવ ભૂલી એકસંપ થવાનો પ્રયત્ન કરશે. આજની સ્થિતિમાં પણ રાજકીય પ્રશ્નનું નિરાકરણ લાવવું કઠણ નથી, પણ તે તો તો જ થાય કે જો — અને એ 'જો' બહુ કપરો છે — પેલો બહારનો લડાઈ કરાવનાર કોઈ પણ રીતે દૂર થાય.

૧૯૨૪ની ઐક્યપરિષદ દિલ્હીમા પૂરી નહોતી થઈ ત્યાં તો અલ્લાહાબાદમા હિંદુમુસલમાન હુલ્લડ થયુ. સામાન્ય રીતે આવા રમખાણોમા જેટલાં માણસો મરે છે અને ઘાયલ થાય છે તેટલાં આમા મર્યા કે ઘાયલ થર્યા ન હતા, એટલે એ દૃષ્ટિએ એ મોટુ રમખાણુ ન કહી શકાય, પણ મારા પોતાના જ શહેરમાં એ રમખાણુ થયુ એ જ દુ ખની વાત હતી દિલ્લીથી કેટલાક સાથીઓને લઈને હુ અલ્લાહાબાદ જઈ પહોંચ્યો ત્યા ખબર પડી કે હુલ્લડ શમી ગયુ છે, પણ વેરઝેર અને અદાલતના કેસોના રૂપમા એ હુલ્લડના પરિણામ તો બહુ લખો કાળ ચાલ્યાં હુલ્લડ કેમ થયેલુ તે તો હુ ભૂલી ગયો છુ તે વર્ષે, અથવા કદાચ ત્યાર પછી, અલ્લાહાબાદમાં રામલીલાના ઉત્સવ વિષે કઈક ગરબડ થઈ હતી 'મસ્જિદો આગળ વાજાં' વાજિંત્ર કે સંગીતની મનાઈ કરનાર હુકમોના વિરોધ તરીકે આ ઉત્સવ અને એને અંગે કાઢવાના ગંજાવર સરઘસો છોડી દેવામા આવ્યા. એટલે લગભગ આઠ વર્ષ થયાં અલ્લાહાબાદમા રામલીલા થઈ જ નથી, અને અલ્લાહાબાદ જિલ્લામા લાખોને માટે જે સૌથી મહાન ઉત્સવ ગણાતો તેની હવે કેવળ દુ ખદ યાદ રહી ગઈ છે. બાળપણુમાં હુ રામલીલા જોવા જતો તેનુ સ્મરણ હજી પણ મને કેવુ તાજુ છે! એમા અમને કેવી મજા પડતી! અને આખા જિલ્લામાથી અને બીજા શહેરોમાંથી રામલીલા જોવાને માટે ઊભરાતી માનવમેદની! રામલીલા હતી તો હિંદુઓની, પણ ખુલ્લામાં ભજવાતી એટલે મુસલમાનો પણ એ જોવા ઊભરાતા, અને ઠેર ઠેર આનદ અને ગમ્મતમશ્કરી જણાતાં વેપારવણજ ખૂબ વધતો. ઘણા વર્ષો પછી મોટી ઉમરે મે રામલીલા જોઈ ત્યારે એમા મને કાઈ ભારે મજા ન આવી, અને સરઘસ અને પાત્રો જોઈને તો મને કટાળો ઊપજ્યો કળા અને મનોરજનનું મારુ ધોરણુ તે વેળા ઊચુ થયુ હતું. પણ ત્યારે પણ હું એ તો જોઈ શકેલો કે જનસમૂહને આખો મેળો બહુ ગમતો હતો અને તેમાથી સૌ મજા મેળવતા હતા. એમને માટે એ દશરા દિવાળી હતી પણ હવે? આઠ કે નવ વર્ષ થયાં અલ્લાહાબાદનાં બાળકોને — મોટાની તો વાત જ શી કરવી? — પણ આ

રામલીલા જોવાની તક નથી મળી, અને પોતાના જીવનની નીરસ ઘટમાળમાં એક ઉત્સવ, આનંદ અને રમતગમતનો દિવસ નથી મળ્યો. અને એ બધું કેવળ નજીવી તકરારો અને ઝઘડાઓને લીધે! ધર્મ અને ધર્મનું ઝનૂન આને માટે જવાબદાર છે એ વિષે મને શંકા નથી. એ બેએ આનંદનું કેવું સત્યાનાશ વાળ્યું છે!

## ૨૦

# મ્યુનિસિપલ કામ

બે વર્ષ સુધી મેં અલ્લાહાબાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખનું કામ ચલાવ્યા કીધું, પણ એને વિષેની મારી અનિચ્છા વધતી જતી હતી. હું પ્રમુખ ત્રણ વર્ષને માટે હતો, પણ બીજું વર્ષ શરૂ થયું ન હતું ત્યાં હું મારી જવાબદારીમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરવા લાગ્યો. કામ મને ગમ્યું હતું, અને મેં તેની પાછળ પુષ્કળ સમય અને વિચાર આપ્યો હતો. મને ઠીક ઠીક સફળતા પણ મળી હતી, અને મારા સાથીઓનો સદ્ભાવ પણ મેં પ્રાપ્ત કર્યો હતો. પ્રાંતિક સરકારને મારા રાજકીય વિચારો વિષે અણગમો હતો, તે ભૂલી મારાં કેટલાંક મ્યુનિસિપલ કામોની તેણે પ્રશંસા સુધ્ધાં કરી હતી, પણ કોણ જાણે કેમ મને એમ લાગ્યું કે હું કોઈ વાડામાં બંધાઈ ગયો છું, અને ક સંગીન કાર્ય કરવા જતાં રસ્તામાં અંતરાયો અને બંધીઓ ઊભી જ છે.

કોઈ ઇરાદાપૂર્વક અંતરાય નાંખતું હતું એમ ન હતું. ઊલટો મને તો આશ્ચર્ય પમાડે એટલો હાર્દિક સહકાર મળી રહ્યો હતો. પણ એક બાજુએ સરકારી યંત્ર, અને બીજી બાજુએ મ્યુનિસિપાલિટીના સભ્યોની તેમજ જનતાની બેપરવાઈ, આ બે પડની વચ્ચે મારા ભૂકા થઈ જતા હતા. મ્યુનિસિપલ વહિવટનું સરકારે ઘડેલું પોલાદી ચોકઠું આખું એવું હતું કે તેમાં મૂળગામી, વૃદ્ધિ અથવા સુધારા થઈ શકે જ નહિ. નાણાંની નીતિ એવી હતી કે મ્યુનિસિપાલિટીને હમેશ સરકારના ઉપર આધાર રાખવો પડતો. ચાલુ મ્યુનિસિપલ કાયદો એવો હતો કે કર નાંખવાની અથવા સામાજિક વિકાસની મૂળગામી યોજનાઓમાંની ઘણીખરી મંજૂર જ ન થઈ શકતી. વળી જે યોજનાઓને કાયદાનો વાંધો ન હતો તેને માટે પણ સરકારની મંજૂરી મેળવવી પડતી, અને એ

મંજૂરી માગીને તેને માટે અનેક વર્ષ સુધી રાહ જોવાની જેને ધીરજ હોય એવા આશાવાદીઓને જ એ માગવામાં શ્રદ્ધા હતી. જ્યારે સામાજિક સુધારાનું અથવા રાષ્ટ્રરચનાનું કોઈ પણ કામ કરવાનું હોય ત્યારે સરકારનું યંત્ર કેટલું બધું ધીમે, મહાકષ્ટે, અને રેઢિયાળ રીતે આગળ ચાલતું એ જોઈને હું તો આશ્ચર્યચકિત થતો. પણ જ્યારે કોઈ રાજકીય વિરોધીને કાબૂમાં રાખવો હોય અથવા તોડી પાડવો હોય ત્યારે તેનું ધીમાપણું અને રેઢિયાળપણું ક્યાંયે ઊડી જતાં. આ વિરોધ આંખે ઊડીને વળગે એવો હતો.

સ્થાનિક સ્વરાજનું સરકારીખાતું પ્રાંતિક સરકારના પ્રધાનના પ્રમુખપણા નીચે ચાલતું; પણ સામાન્ય રીતે આ પ્રધાન મહાશય મ્યુનિસિપલ કામકાજથી અથવા તો કશાયે જાહેર કામકાજથી અદ્ભુત રીતે અજાણ હતા. વસ્તુતઃ તેની કશી કિંમત ન હતી, તેનું પોતાનું ખાતુ તેની ઘણીખરી અવગણના કરતું, કારણ કે તે ચલાવનારા ઇન્ડિયન સિવિલ સર્વિસના કાયમી અમલદારો હતા. હિંદુસ્તાનમાં ઊંચો હોદ્દો ભોગવનારા અમલદારોમાં એવો ખ્યાલ ભરાઈ ગયેલો હતો કે સરકારનું કામ મુખ્યત્વે કરીને પોલીસનું કામ હતું. આ અમલદારો ઉપર પણ આ ખ્યાલની અસર થયા વગર રહેતી નહિ. સત્તાવાદી માબાપપણાનો કંઈક ખ્યાલ આ ખ્યાલમાં રહેતો હતો, પણ સામાજિક સેવા મોટા પાયા પર બજાવવાની જરૂરિયાત ભાગ્યે જ કોઈને જણાતી.

સરકાર હમેશાં મ્યુનિસિપાલિટીઓની લેણદાર હોય છે. અને પોલીસની રીતે કામ કરવાના ખ્યાલ પછી લેણદારની રીતે કામ લેવાનો તેને ખ્યાલ રહે છે. કરજના હફતા નિયમિત રીતે પાછા ભરાય છે કે નહિ ? મ્યુનિસિપાલિટી પૂરેપૂરી સદ્ધર છે કે નહિ, અને એના હાથ ઉપર સારી પેઠે સિલક છે કે નહિ ? આ પ્રશ્નો અનાવશ્યક છે કે અપ્રસ્તુત છે એમ નથી, પણ ઘણીવાર એ ભુલાઈ જાય છે કે મ્યુનિસિપાલિટીને શિક્ષણ, સ્વચ્છતા, આરોગ્ય વગેરે પ્રત્યક્ષ કામો કરવાનાં રહે છે, તે માત્ર પૈસા કરજે લઈને નિયમિત મુદતે પાછા ભરનારી સંસ્થામાત્ર નથી. હિંદની મ્યુનિસિપાલિટીઓ જે સામાજિક સેવા કરે છે તે બહુ જૂજ છે, પણ

જ્યારે નાણાની તંગી હોય છે ત્યારે તેટની જૂજ સેવાગા પણ કાપકૂપ થાય છે, અને સામાન્ય રીતે પહેલો કાપ શિક્ષણ ઉપર પડે છે ગજકર્તા વર્ગને મ્યુનિસિપલ શાળાઓમાં કોઈ અંગત રસ લેવાનુ કારણ હોતું નથી, કારણ કે તેમનાં છોકરાઓ તો વધારે નવી પદ્ધતિની અને ખર્ચાળ ખાનગી શાળાઓમા જાય છે, અને આ શાળાઓને સરકાર તરફથી ઘણીવાર ગ્રાંટ મળતી હોય છે

ઘણાખરા હિંદી શહેરોના બે ભાગ પાડી શકાય — શહેરનો ઘીચ વસ્તીવાળો મુખ્ય ભાગ, અને અંગ્રેજો જેને સામાન્ય રીતે 'સિવિલ લાઈન્સ' કહે છે તે આલેશાન કમ્પાઉન્ડ અને બાગવાળા બંગલાઓ અને ઘરોવાળો વિશાળ વિભાગ આ સિવિલ લાઈન્સમાં અંગ્રેજ અમલદારો અને વેપારીવર્ગ તેમજ મધ્યમવર્ગના ઉપલા થરના ઘણાખરા હિંદીઓ, વકીલ, દાક્તર અને અમલદારો વગેરે રહે છે મ્યુનિસિપાલિટીની આવક આ સિવિલ લાઈન્સના કરતા શહેરના મુખ્ય વિભાગમાંથી જ વધારે થાય છે, પણ ખરચની વાત ઊલટી છે ખર્ચ શહેરના મુખ્ય વિભાગના કરતાં સિવિલ લાઈન્સ ઉપર વધારે થાય છે કારણ કે સિવિલ લાઈન્સ જે વિશાળ ભાગમા આવેલી હોય છે ત્યા વધારે રસ્તાઓની જરૂર હોય, તે રસ્તાઓને સુધારવાની, વાળવાની, પાણી છાંટવાની અને તેના ઉપર બત્તી મૂકવાની જરૂર હોય, અને એ ઉપરાત પાણીના નિકાસમાર્ગ, પાણીના નળો અને શૌચાદિની વ્યવસ્થા પણ વધારે વિસ્તૃત પાયા ઉપર રાખવી પડે છે શહેરના ભાગ વિષે હમેશાં ભયંકર બેદરકારી રાખવામા આવે છે, અને ગરીબ લત્તાઓની સામે તો કોઈ નજર સરખી ભાગ્યે જ કરે છે, સારા લત્તાઓનુ ત્યાં નામ ન મળે, અને સાંકડી ગલીઓમાં બત્તીઓ કે ગટરો કે પાયખાનાનું ભલુ પૂછવુ આ ભાગમાં રહેનારા લોકો આ બધી અગવડો ધીરજથી સહન કરે છે, અને ભાગ્યે જ એને વિષે ફરિયાદ કરે છે, ફરિયાદ જ્યારે કરે જ છે ત્યારે ભાગ્યે જ કશુ પરિણામ આવે છે ઘણાખરા બડેખાંઓ અને છેટિખાંઓ તો સિવિલ લાઈન્સમાં જ રહે છે

બધા વર્ગોના ઉપર પડતા કરોનું પ્રમાણ કંઈક સરખુ કરવાને માટે અને સુધારાને કંઈક ઉત્તેજન મળે તે માટે જમીનની

કિંમત ઉપર હું એક કર દાખલ કરાવવા ઇચ્છતો હતો, પણ આ સૂચના હું કરું નહિ તેટલામાં તો એક સરકારી અમલદારે — હું ધારું છું કે ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટે — એનો વિરોધ કર્યો, અને કહ્યું કે એ કર અનેક કાયદાઓની અને જમીનભોગવટાહકની શરતોની વિરુદ્ધ ગણાય. આ કર અલબત્ત સિવિલ લાઇન્સના બંગલાના માલિકો ઉપર વિશેષે કરીને પડયો હોત એ તો સ્પષ્ટ છે. પણ એવા કરનો સરકાર વિરોધ કરે છે ત્યારે વેપારવણજને તોડનારા, વસ્તુઓની કિંમત વધારનારા, ખાસ કરીને ખાદ્યપદાર્થોની કિંમત વધારનારા વેરા જે ખાસ કરીને ગરીબના ઉપર જ પડે છે તેને સરકાર સંપૂર્ણ પરવાનગી આપે છે. અને આ સમાજદ્રોહી અને અતિશય નુકસાનકારક વેરામાંથી જ ઘણીખરી હિંદી મ્યુનિસિપાલિટીઓની આવક થાય છે. (હું માનું છું કે હવે મોટા શહેરોમાં આ પ્રથા ધીમે ધીમે ઓછી થવા લાગી છે.)

આમ મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે મારે એક તરફથી સત્તાવાદી સરકારની નોકરશાહીના ગાડા સાથે કામ લેવાનું હતું. — આ રગશિયુ ગાડું જૂને ચીલે જ ચાલનારું હતું અને તેની ગતિ અને દિશા બદલાવવી એ અશક્ય હતું; બીજી તરફથી મારા સાથી મ્યુનિસિપાલિટીના સભ્યો જોડે મારે કામ લેવાનું હતું, અને આમાંના ઘણાખરા પણ એટલા જ જૂને ચીલે ચાલનારા હતા. એમાંના કેટલાક આદર્શવાદી હતા અને પોતાનું કામ ઉત્સાહથી ઉપાડી લેતા, પણ એકંદર રીતે જોતાં તેમનામાં દૂરદષ્ટિ ન હતી, બદલવાને માટે કે સુધરવા માટે ધગશ ન હતી. જે રસ્તે ચાલતા આવ્યા છીએ તે રસ્તો કાંઈ ખોટો નથી, સફળ ન થાય એવા નવા પ્રયોગોમાં શા સારુ પડવું? આદર્શવાદી અને ઉત્સાહી સભ્યો પણ ધીમે ધીમે જડ ચીલે ચાલવાથી ઉત્પન્ન થતા પ્રમાદના ઘેનને વશ થતા. માત્ર એક વિષય એવો હતો કે જેની ચર્ચા ઊભી થતાં સભ્યોમાં નવું ચેતન આવવાની ખાતરી રહેતી — સગાંવહાલાંઓને ઠેકાણે પાડવાનો અને નિમણૂકોનો વિષય. આ વિષયમાં તેઓ રસ લેતા તેથી હમેશાં મ્યુનિસિપાલિટીનું કામ સુધરે એમ તો ન જ બનતું.

દર વર્ષે સરકાર ઠરાવો કરીને, અને અમલદારો અને કેટલાંક છાપાંઓ લેખો લખીને મ્યુનિસિપાલિટીઓ અને લોકલબોર્ડોની ટીકા કરે છે અને તેમની અનેક ખામીઓ તરફ તેમનું ધ્યાન ખેંચે છે, અને તેમાંથી સાર એ ખેંચવામાં આવે છે આવી લોકતંત્ર સંસ્થાઓ હિંદુસ્તાનને ફાવે એમ નથી. તેમની ખામીઓ તો સાવ દેખીતી છે, પણ જે ચોકઠામાં રહીને તેમને કામ કરવાનું છે તે ચોકઠું સુધારવા તરફ કશું ધ્યાન અપાતું નથી. આ ચોકઠું નથી લોકસત્તાધીન કે નથી સરકાર સત્તાધીન; એનો એમાં વર્ણસંકર થાય છે એટલે બંનેના દોષો એમાં રહેલા છે. ઉપરી સરકારને દેખરેખ અને અંકુશની કેટલીક સત્તા હોય એમ કબૂલ રાખીએ, પણ તેનો સ્થાનિક સાર્વજનિક સંસ્થા સાથે મેળ ત્યારે જ ખાય કે સરકાર પોતે લોકસત્તાધીન હોય અને લોકોની જરૂરિયાતો ઓળખનાર હોય. આમ નથી હોતું ત્યાં બંનેની વચ્ચે ઝઘડો ચાલ્યા કરે અથવા તો સાર્વજનિક સંસ્થા સરકારની મરજીને મૂંગી મૂંગી વશ થાય અને સરકાર સત્તા ચલાવ્યા કરે પણ કોઈ પણ રીતે જવાબદારી ન લે. આ તો સ્પષ્ટ રીતે અસંતોષકારક છે, અને સ્થાનિક સંસ્થાઓમાં લોકના અંકુશ જેવું કશું રહેતું નથી. મ્યુનિસિપલ બોર્ડના સભ્યો પોતાને ચૂંટનાર મતદારોની ઇચ્છાનો વિચાર કરવાને બદલે સરકારની જ ઇચ્છાનો વિચાર કરે છે અને લોકો પણ ઘણીવાર બોર્ડની અવગણના કરે છે. ખરા સમાજહિતના પ્રશ્નો બોર્ડની આગળ ભાગ્યે જ આવે છે, એનું મુખ્ય કારણ તો એ કે બોર્ડના કામોમાં એનો સમાવેશ થતો નથી. તેનું એક જ દેખીતું કામ કર વસૂલ કરવાનું હોય છે. આ કામ કાંઈ ખાસ લોકપ્રિયતા ઉત્પન્ન કરે એવું તો મળે જ નહિ!

સ્થાનિક મંડળોને માટે મતાધિકાર પણ સંકુચિત હોય છે, તેનું ધોરણ ઘણું ઉતારવું જોઈએ અને તેને વધારે વ્યાપક બનાવવો જોઈએ. મુંબઈ જેવા મોટા શહેરની મ્યુનિસિપાલિટીની ચૂંટણી પણ, મારા માનવા પ્રમાણે, બહુ સંકુચિત મતાધિકારથી થાય છે. થોડા સમય ઉપર વિશેષ ઉદાર મતાધિકાર માગનારો એક ઠરાવ એ મ્યુનિસિપાલિટીમાં જ ઊડી ગયો હતો કારણ ઘણાખરા

સભ્યોને પોતાની સ્થિતિથી સંતોષ હતો, તેને બદલવાનું અથવા તો પોતાની ચૂંટવાની સત્તા વધારે મતદારોને આપી પોતાની સ્થિતિ જોખમમાં નાંખવાનું તેમને કશું કારણ ન લાગેલું.

ગમે તે કારણો હોય, એટલી વસ્તુ નિર્વિવાદ છે કે આપણી સ્થાનિક સંસ્થાઓ સામાન્ય રીતે સફળતા કે કાર્યસાધકતાના ઉજ્જવળ નમૂનાઓ તો નહિ જ લેખાય, જો કે તેમ છતાં પણ આગળ વધેલા લોકશાસનવાળા દેશોની કેટલીક મ્યુનિસિપાલિટીઓ સાથે સરખામણી કરીએ તો આપણી સંસ્થા કાંઈ ઊતરે નહિ. સામાન્ય રીતે આપણી સંસ્થાઓમાં લાંચરિશવત હોતી નથી; બાકી તેમનો વહિવટ રેઢિયાળ હોય છે, તેમાં કાકામામાનું ઘણું થાય છે એ તેમની એક ખોડ છે, અને તેમની દૃષ્ટિ હંમેશાં ખોટી હોય છે. આ બધું સ્વાભાવિક છે; કારણ લોકશાસન સફળ ત્યારે જ થાય કે જ્યારે તેની પાછળ જ્ઞાનયુક્ત લોકમત હોય અને જવાબદારીનું ભાન હોય. આને બદલે આપણે ત્યાં તો સર્વત્ર સત્તાવાદીપણાનું સામ્રાજ્ય છે, અને લોકશાસનની સાથે આવશ્યક વસ્તુઓ જોઈએ તેનો અભાવ છે. આપણે ત્યાં સાર્વત્રિક શિક્ષણપ્રચારની પ્રથા નથી, જ્ઞાન ઉપર બંધાયેલો લોકમત ઘડવાનો પ્રયત્ન નથી. એટલે સ્વાભાવિક રીતે લોકોનું ધ્યાન અંગત અથવા કોમી અથવા એવા જ ટૂંકા સ્વાર્થો તરફ અચૂક રીતે વળે છે.

મ્યુનિસિપલ વહિવટમાં સરકારને મુખ્ય એટલી વાત પૂરતો રસ રહે છે કે એમાં રાજકાજ ગરી જતું અટકાવવામાં આવે. રાષ્ટ્રીય લડત માટે સહાનુભૂતિ દર્શાવનારા કોઈ પણ ઠરાવ ઉપર સરકારની ખફાનજર જ થાય છે, રાષ્ટ્રીય રંગઢંગનાં લાગતાં હોય એવાં પુસ્તકોની મ્યુનિસિપલ શાળાઓમાં પરવાનગી નથી મળતી, અરે રાષ્ટ્રીય નેતાઓનાં ચિત્રો પણ આ શાળાઓમાં નિષિદ્ધ ગણાય છે. રાષ્ટ્રીય ધ્વજ ચડાવ્યો હોય તે ન ઉતારે તો મ્યુનિસિપાલિટીને બંધ થવાની સજા થાય છે. હમણાં હમણાં અનેક પ્રાંતિક સરકારોએ મ્યુનિસિપાલિટીની અને લોકલબોર્ડોની નોકરીમાંથી મહાસભાવાદીઓને કઢાવવાની ઝુંબેશ ઉઠાવી હોય એમ લાગે છે. સામાન્ય રીતે આ પરિણામ લાવવાને માટે

થોડું દબાણ પૂરતું હતું, કારણ દબાણની સાથે મ્યુનિસિપાલિટીને શિક્ષણ માટે અને બીજાં કામો માટે જે સરકારી ગ્રાંટ (મદદ) મળે છે તે બંધ થવાની ધમકી તો હોય જ છે. પણ કેટલેક પ્રસંગે — કલકત્તા કૉરપોરેશનનો દાખલો મશહૂર થઈ ગયો છે — તો સવિનય કાયદાભંગની લડતમાં અને સરકાર સામેની એવી જ બીજી ચળવળમાં ભાગ લેવાને માટે જેલમાં ગયા હોય તેવા સઘળા લોકોને બહાર રાખવાને માટે ખાસ કાયદો કરવાની પેરવી થઈ છે. આનો હેતુ તો શુદ્ધ રાજકીય જ હતો; કારણ નોકરી માટે અકુશળતા કે નાલાયકીનો તો પ્રશ્ન જ ન હતો.

આપણી મ્યુનિસિપલ અને જિલ્લાબોર્ડની સંસ્થાઓને કેટલી ઓછી સ્વતંત્રતા છે, અને તેમાં લોકસાશનનું તત્ત્વ કેટલું અલ્પ છે એ આટલા થોડા દાખલાઓ ઉપરથી સ્પષ્ટ થશે. રાજકીય વિરોધીઓને સૌ મ્યુનિસિપલ અને સ્થાનિક સંસ્થાઓમાંથી કાઢવાના પ્રયત્ન વિષે કંઈક વિશેષ વિચાર કરવાની જરૂર છે. આ લોકો સીધી સરકારી નોકરી શોધવા તો ગયા હોતા નથી એ યાદ રાખવું જોઈએ. છેલ્લાં ૧૪ વર્ષમાં લગભગ ૩ લાખ માણસો જુદે જુદે વખતે જેલમાં ગયા હશે એવી ગણતરી થાય છે, અને એ વિષે શંકા નથી કે એમનાં રાજકાજ બાદ કરીએ તો એ ત્રણ લાખમાં હિંદુસ્તાનના કેટલાક અતિશય ચેતનવંત અને આદર્શ-દર્શી, અતિશય સમાજવાદી અને નિસ્વાર્થ પુરુષો હતા. તેઓ શહૂર અને શક્તિથી અને એકનિષ્ઠ સેવાના આદર્શથી ભરેલા હતા. કોઈ પણ જાહેર ખાતું કે સમાજહિતનુ ખાતું ચલાવવા માટે આના કરતાં વધારે લાયક નોકરો મળવા અશક્ય છે. છતાં સરકારે આ લોકોને આ સેવામાંથી દૂર રાખવાને માટે, અને તેમ કરી તેમને તથા તેમને માટે સહાનુભૂતિ રાખનારાઓને સજા કરવાને માટે, દરેક પગલું લીધુ છે, અને ઠેઠ કાયદો કરતાં ચૂકી નથી. એ લાલચુ અને ખુશામતિયા જાતને વધુ પસંદગી આપે છે અને આગળ ધપાવે છે, અને પછી ફરિયાદ કરે છે કે આપણી સ્થાનિક સંસ્થાઓ ઢેઢિયાળ રીતે ચાલે છે. અને રાજપ્રકરણ સ્થાનિક સંસ્થાઓના ક્ષેત્રની બહાર ગણાય છે, તો પણ સરકારને પોતાની મદદને માટે રાજપ્રકરણનો આશ્રય લેતાં જરાય વાંધો

આવતો નથી. અનેક લોકલબોર્ડની શાળાના શિક્ષકોને પોતાની નોકરી ખોવાની બીકે સરકાર તરફથી પ્રચારકાર્ય કરવાને માટે પરાણે ગામડાંમાં નીકળવું પડ્યું છે.

છેલ્લાં પંદર વર્ષમાં મહાસભાના કાર્યકર્તાઓને અનેક કઠણ સંજોગોનો મુકાબલો કરવો પડ્યો છે; તેમણે ભારે જવાબદારીઓ ઉઠાવી છે; અને કાંઈ નહિ તો તેમણે એક બળવાન અને અક્કડ જમાવી બેઠેલી સરકારની સાથે ઠીકઠીક સફળતા સાથે બાથ બીડી છે. આ કઠણ તાલીમને લીધે તેમનામાં સ્વાશ્રય, કાર્યકુશળતા અને ઉદ્યમશીલતાના ગુણ ખીલ્યા છે. નિરંકુશ સત્તાથી કામ લેનાર સરકારની નીચે લાંબો સમય નામર્દાઈની તાલીમ લેવાથી લોકો જે ગુણો ખોઈ બેઠા હતા તે ગુણો આ કઠણ તાલીમથી તેમને મળ્યા છે. અલબત બીજી સામુદાયિક ચળવળોની માફક મહાસભાની ચળવળમાં પણ અનેક કુપાત્રો — મૂર્ખાઓ, રેઢિયાળો અને નાલાયકો — ઘૂસ્યા હતા અને હજુ છે. પણ મને જરાય શંકા નથી કે એકંદર રીતે જોતાં મહાસભાનો એક કાર્યકર્તા એના જ જેવી લાયકાતવાળા બીજા કોઈ પણ માણસ કરતાં વધારે કાર્યકુશળ અને શહૂરવાળો હોવાનો સંભવ છે.

આ બાબતનું એક પાસું એવું છે કે જેનો સરકાર અને તેના સલાહકારો કદાચ મુદ્દલ ખ્યાલ રાખતા નથી. મહાસભાના કાર્યકર્તાઓને માટે દરેક પ્રકારની નોકરીનાં બારણાં બંધ કરવાના પ્રયત્નને ખરો ક્રાંતિવાદી વધાવી લે છે. સામાન્ય મહાસભાવાદી દુર્ભાગ્યે ક્રાંતિવાદી હોતો નથી, અને અર્ધ ક્રાંતિના કાર્યમાં અમુક સમય ભાગ લીધા પછી તે બિચારો રોજની ઘટમાળમાં પડે છે. તે કાં તો પોતાના વેપારધંધામાં પાછો ગૂંચવાઈ જાય છે અથવા તો સ્થાનિક રાજપ્રકરણની જાળમાં ફસાય છે. તેના ચિત્તમાંથી વધારે વિશાળ પ્રશ્નો ખસી જતા જણાય છે, અને એની પૂર્વની ક્રાંતિની ધગશ શમી જાય છે. શરીર ઉપર સ્નાયુઓ બંધાવાને બદલે ચરબી બાઝવા માંડે છે અને સમર્પણધર્મનું સ્થાન દેહરક્ષા ધર્મ લે છે. વચલા વર્ગના કાર્યકર્તાઓની આ અનિવાર્ય વૃત્તિને લીધે આગળ વધેલા અને ક્રાંતિશીલ મહાસભાવાદીઓ પોતાના

સાથીઓને ધારાસભા અને સ્થાનિક સંસ્થાઓની જાળમાં ફસાતા, અથવા કાયમની નોકરીમાં જોડાતા અટકાવવાનો હમેશાં પ્રયત્ન કરે છે, કારણ આવી રીતે એઓ ફસાયા કે પછી અણીને વખતે તેઓ કામમાં આવતા નથી. પણ સરકાર હવે મહાસભાના કાર્યકર્તાને નોકરી મેળવવી કંઈક વધારે કઠણ કરી મૂકીને એ ક્રાંતિવાદી મિત્રોની મદદે આવી છે. એટલે મહાસભાનો કાર્યકર્તા પણ હવે એની મૂળની ક્રાંતિશીલ ધગશ જાળવી રાખી શકશે અથવા એમાં કંઈક વધારો પણ કરશે એવો સંભવ છે.

મ્યુનિસિપાલિટીનું કામ એક બે વર્ષ કર્યા પછી મને લાગ્યું કે હું મારી શક્તિઓનો સારામાં સારો ઉપયોગ ત્યાં કરતો નથી. બહુ બહુ તો હું ત્યા કામને કંઈક વેગ આપી શકતો અથવા એમાં વધારે કુશળતા લાવી શકતો. પણ હું કોઈ કરવા જેવો સુધારો તો દાખલ કરાવી શકું એમ હતું જ નહિ. મારે પ્રમુખ-પદનું રાજીનામુ આપવું હતું, પણ બોર્ડના બધા સભ્યોએ મને ચાલુ રહેવાનું દબાણ કર્યું. તેમની પાસેથી એકસરખી માયા અને સદ્‌ભાવનો મેં અનુભવ કર્યો હતો, એટલે તેમને ના પાડવી કઠણ હતી, પણ બીજા વર્ષની આખરે મેં રાજીનામું આપ્યું.

આ ૧૯૨૫ની સાલમાં બન્યું. એ સાલના શિયાળામાં મારી પત્ની બહુ સખત બીમાર પડી, અને ઘણા મહિના સુધી તેને લખનૌની એક ઇસ્પિતાલમાં રહેવું પડયું. એ વર્ષે મહાસભા કાનપુરમાં હતી, એટલે કંઈક વ્યાકુળ ચિત્તે અલ્લાહાબાદ, કાનપુર અને લખનૌ વચ્ચે મારે દોડાદોડ કરવી પડી હતી, કારણ મહાસભાનો તો મહામંત્રી હું હજી પણ હતો.

મારી પત્નીને સ્વિટ્ઝરલૅન્ડમા વધારે ઉપચારને માટે લઈ જવાની ભલામણ કરવામાં આવી. મને એ સૂચના ગમી, કારણ હિંદુસ્તાન બહાર જવાનું મને પણ કાંઈક બહાનું જોઈતું હતું. મારું મન જાણે ધૂમસથી ઘેરાયેલું હતુ, મને સ્પષ્ટ માર્ગ સૂઝતો ન હતો; અને મને લાગ્યું કે કદાચ હું હિંદુસ્તાનથી દૂર જાઉં તો વસ્તુસ્થિતિ મને વધારે સ્પષ્ટ રૂપમાં સૂઝે, અને મારા મન ઉપરનું ધૂમસ ખસી જઈ તેમાં અજવાળું પડે.

૧૯૨૬ના માર્ચમાં મારી પત્ની, મારી પુત્રી અને હું મુંબઈથી વેનીસ જવા નીકળ્યાં. અમારી સાથે એ જ સ્ટીમર ઉપર મારી બહેન અને બનેવી રણજીત પંડિત પણ હતા. તેમણે તો અમારું જવાનું ઉપસ્થિત થયું તેના ઘણા સમય પહેલાંથી યુરોપના પ્રવાસે નીકળવાનું ઠરાવી રાખ્યું હતું.

## ૨૧

# યુરોપમાં

૧૩ વર્ષથીયે વધારે સમય પછી હું યુરોપ જવા નીકળ્યો હતો. આ ૧૩ વર્ષમાં તો યુરોપમાં યુદ્ધ, ક્રાંતિ અને વિપુલ પરિવર્તન થઈ ચૂક્યાં હતાં. હું જે જગતથી પરિચિત હતો તે જગત મહાયુદ્ધનાં રુધિર અને બીષણતામાં નાશ પામી નવો અવતાર લઈને ઊભેલું જોવામાં આવ્યું. યુરોપમાં મારી ૭ કે સાત મહિના રહેવાની અથવા તો વધારેમાં વધારે વર્ષની આખર સુધી રહેવાની ધારણા હતી. પણ એના કરતાં તો અમારો સમય બહુ લંબાયો. અમે પોણા બે વર્ષ ત્યાં રહ્યાં.

મારાં મન અને શરીરને માટે એ સમય શાંતિ અને આરામનો હતો. અમે મુખ્યત્વે એ સમય સ્વિટ્ઝરલેન્ડમાં જીનીવા અને મોન્ટાનાના એક પહાડી આરોગ્યભવનમાં ગાળ્યો. મારી નાની બહેન કૃષ્ણા હિંદુસ્તાનથી આવી અને ૧૯૨૬ના ઉનાળામાં અમારી સાથે થઈ, અને યુરોપમાં અમે રહ્યા ત્યાં સુધી અમારી સાથે જ રહી. હું મારી પત્નીને લાંબો સમય છોડી શકતો ન હતો, એટલે બીજી જગ્યાઓની તો હું ઊડતી મુલાકાત જ લઈ શક્યો. પાછળથી જ્યારે મારી પત્નીની તબિયત સુધરી ત્યારે અમે ફ્રાન્સ, ઇંગ્લંડ અને જર્મનીમાં થોડું ફર્યાં. શિયાળાના બરફથી ઢંકાયલા અમારા ગિરિશૃંગ ઉપર હું હિંદુસ્તાનથી તેમજ યુરોપીય જગતથી સાવ અલગ થઈ ગયેલો હોઉં એમ મને લાગતું. તેમાં હિંદ અને હિંદની ઘટનાઓ તો કોઈ દૂર દૂર જગતમાં બનતી હોય એમ લાગતું. હું તો એક દૂરના પ્રેક્ષક તરીકે રોજ રોજ બનતી ઘટનાઓ વાંચતો, અવલોકતો અને સમજતો, નવા યુરોપને નિહાળતો, તેનાં રાજકાજ, અર્થશાસ્ત્ર અને ત્યાંના લોકોના આપણા દેશના કરતાં વધારે સ્વતંત્રતાયુક્ત અન્યોન્ય-સંબંધ જોતો અને તેને સમજવાનો પ્રયત્ન કરતો. અમે જીનીવામાં હતાં ત્યારે હું સ્વાભાવિક

રીતે ત્યાં આવેલા રાષ્ટ્રસંઘના અને આંતરરાષ્ટ્રીય શ્રમજીવી કાર્યાલયના કામકાજમાં રસ લેતો.

પણ શિયાળો આવ્યો એટલે શિયાળાની રમતગમતોમાં મારું મન ખૂંચ્યું; કેટલાક મહિના સુધી એ જ મારો મુખ્ય વ્યવસાય અને મનોરંજન થઈ પડી. અગાઉ બરફ ઉપર 'સ્કેટિંગ'[૧] મેં કર્યું હતું, પણ 'સ્કાઈંગ'[૨] મારે માટે નવો અનુભવ હતો, અને હું એના મોહને વશ થયો. ઘણો વખત સુધી તો એ કષ્ટમય અનુભવ હતો, પણ અનેકવાર પડવાઆખડવા છતાં હું બહાદુરીથી તેમાં મંડી રહ્યો અને આખરે એની મજા માણતો થયો.

જીવન એકંદર રીતે સાવ ઘટનારહિત હતુ. દિવસો વીતતા જતા હતા અને મારી પત્ની ધીમે ધીમે શક્તિ અને સ્વાસ્થ્ય મેળવતી જતી હતી. અમે જવલ્લે જ કોઈ હિંદીઓને મળતાં; બલકે તે પહાડી નિવાસમાં વસનારી થોડી વસતી ઉપરાંત ભાગ્યે જ કોઈને અમે મળતાં. પણ યુરોપમાં અમે પોણા બે વર્ષ ગાળ્યાં તે દરમિયાન કેટલાક હિંદી બહિષ્કૃતો અને પુરાણા ક્રાંતિકારોને મળવાનું થયું. આ લોકોને હું નામે તો ઓળખતો જ હતો.

આમાંના પ્રથમ તો શ્યામજી કૃષ્ણવર્મા હતા. તે પોતાની માંદી સ્ત્રી સાથે જીનીવાના એક મકાનને છેક છેલ્લે મજલે રહેતા હતા. આ વૃદ્ધ દંપતી કોઈ પણ કાયમ નોકરચાકર વિના એકલાં રહેતાં, અને તેમના ઓરડા જૂનાપુરાણા, ગૂંગળાવી નાખે એવા, હવાઅજવાળા વિનાના હતા, અને દરેક વસ્તુની ઉપર જમાનાની ધૂળના થર જામ્યા હતા. શ્યામજીની પાસે પૈસો તો પુષ્કળ હતો, પણ તે તેમને હાથેથી છૂટતો ન હતો. ટ્રામમાં જવાને બદલે ચાલીને એ પૈસા બચાવવાની તેમની હમેશાં વૃત્તિ રહેતી. જે કોઈ અજાણ્યા એમને મળવા આવતા તેમના

---

૧. ૨. 'સ્કેટ' અને 'સ્કાઈ' બન્ને એક પ્રકારની લપસ-પાવડીઓ કહી શકાય. 'સ્કાઈ' એ લાંબા જોડાના ઘાટની હોય છે, 'સ્કેટ'ની નીચે પૈડાં હોય છે અને કોઈ પણ ચાકળી સપાટી ઉપર લપસવાની કસરત માટે એ વપરાય છે. 'સ્કાઈ' તો માત્ર બરફ ઉપર સરવાને માટે જ હોય છે.

—ભા. ક.

તરફ વહેમની જ નજરે તે જોતા, અને વિશ્વાસપાત્ર ખબર ન મળે ત્યાં લગી તેમને કાં તો બ્રિટિશ સરકારના જાસુસ અથવા તો તેની દોલતની પાછળ પડેલા માનતા. તેનાં ખીસાં તેનાં જૂના સામાહિક 'ઇન્ડિયન સોશિયોલોજિસ્ટ'ના જૂનાપુરાણા અંકોથી ફાડુંફાડું થતાં લાગતાં, અને વાતવાતમાં તે આખું પડીકું ખેંચી કાઢતા અને બાર વર્ષ પહેલાં પોતે લખેલો એકાદ લેખ હરખભેર બતાવતા. એમની વાતો પણ બધી જૂના જમાનાની: હેમ્પસ્ટેડમાં ઇન્ડિયા હાઉસ હતું ત્યારે આમ થયેલું, બ્રિટિશ સરકારે મારા ઉપર નજર રાખવા માટે ફલાણા ફલાણાને જાસુસ તરીકે મોકલ્યા હતા, પણ મેં તેમને ઓળખી કાઢેલા અને તે સૌને હું માથાનો મળ્યો હતો ૪૦ ૪૦. એમના ઓરડાઓની દીવાલો ચોપડીઓના ઘોડાઓથી ઢંકાયલી હતી, આ ઘોડા ઉપરથી જૂનાં, ધૂળ ઢંકાયલાં, અને રેઢાં જેવાં પડેલાં પુસ્તકો ઓચિંતો પ્રવેશ કરનાર ઉપર જાણે કરુણાભરી દૃષ્ટિ કરતાં. જમીન ઉપર પણ પુસ્તકો અને કાગળોના ઢગલા પડ્યા હતા; દિવસોના દિવસો અને મહિનાના મહિના થયાં જાણે એ પથારો ત્યાં જેમનો તેમ પડ્યો હોય એમ લાગતું. આખા સ્થાન ઉપર અંધકારનું વાતાવરણ ઝઝૂમી રહેલું લાગતું, તેને જોઈને કોઈ જૂના ખંડિયેરનો ખ્યાલ આવતો; જીવંતનો બિચારાનો ત્યાં કોઈ ભાવ પૂછતું ન હોય એમ જણાતું, અને બહારની અંધારી અને નિઃશબ્દ પરસાળોમાંથી પાછા વળતાં ઘડીકવાર મનમાં થઈ જતું કે રખેને ખૂણામાં ક્યાંક યમરાજનો ભેટો થઈ જાય તો? એ મકાનમાંથી નીકળતાં અને બહારની હવા લેતાં 'હાશ' કરીને નિરાંત વળતી.

પોતાના પૈસા વિષે કાંઈક વ્યવસ્થા કરવાની, કોઈક સાર્વજનિક કાર્ય માટે, બની શકે તો પરદેશમાં હિંદીઓને કેળવવાને માટે, કાંઈક ટ્રસ્ટ કરવાની શ્યામજીની ઇચ્છા હતી. તેમણે મને ટ્રસ્ટના એક ટ્રસ્ટી થવાનું સૂચવ્યું, પણ આ જવાબદારી લેવાને માટે મેં તત્પરતા ન બતાવી. એના નાણાંના વહીવટમાં પડવાની મારી જરાય ઇચ્છા ન હતી; અને એ ઉપરાંત મને એમ પણ થયેલું કે હું એ વાતમાં વધારે પડતો રસ લઉં તો

કદાચ એને એમ વહેમ આવે કે આ મારી દોલત હોઇયાં કરવા આવ્યો છે. તેની પાસે કેટલી મતા હતી તેની કોઈને ખબર ન હતી. જર્મનીમાં લડાઈ દરમ્યાન પુષ્કળ નોટો કાઢવામાં આવી એટલે માર્કના ભાવ છેક ગગડી ગયા હતા અને તેને ભારે ખોટ ગઈ હતી એવી અફવા મેં સાંભળેલી.

કોઈ કોઈ વાર જાણીતા હિંદીઓ જીનીવામાંથી પસાર થતા. તેઓ રાષ્ટ્રસંઘમાં આવનારા સરકારી માણસો હતા, અને શ્યામજી તો કોઈ પણ સંજોગોમાં તેમનો પડછાયો સરખો ન લે. પણ શ્યામજીની કાર્યાલયમાં કેટલીકવાર જાણીતા લોકનાયકો અને જાણીતા મહાસભાવાદીઓ પણ આવતા ખરા, અને તે લોકોને મળવાનો શ્યામજી પ્રયત્ન કરતા. આ મુલાકાત કરનારાઓ ઉપર એમની કેવી છાપ પડતી તે જાણવા જેવું હતુ. તેઓમાંથી કોઈ એવા ન હતા કે જે તેમને મળવા ઇચ્છતા, જાહેરમા તેઓ તેનાથી દૂર રહેવાનો પ્રયત્ન કરતા, અને ખાનગીમાં બની શકે તો તેને ટાળતા. આવા માણસની સાથે સંબંધ રાખવો અથવા તો એની સાથે જોવામાં આવવું તો ક્યાંક ભરાઈ તો નહિ પડીએ એમ સૌને લાગતું.

આમ શ્યામજી અને તેની પત્ની કશા સંતાન વિના, સગાંવહાલાં કે મિત્રો વિના, કોઈ સબંધી કે સાથી વિના, ભાગ્યે જ કોઈ બીજા માનવીનું મુખ જોયા વિના એકાકી જીવન ગાળતાં હતાં. શ્યામજી બિચારા ભૂતકાળના અવશેષરૂપ હતા, અને હવે તેનો સમય વીતી ગયો હતો. વર્તમાનની સાથે તેની કેમે કરી ગડ બેસે એમ ન હતું, અને જગત તેના તરફ નજર કર્યા વિના તેની આગળથી પસાર થતું હતું. અને છતાં તેની આંખો જૂના અંગારથી કંઈક ચળકતી હતી, અને જો કે તેની અને મારી વચ્ચે કશું જ સામાન્ય ન હતું, તો પણ તેના તરફ મને સહાનુભૂતિ અને આદર થયા વિના ન રહ્યાં.

થોડા વખત ઉપર છાપાંઓમાં તેના મૃત્યુના ખબર આવ્યા હતા, અને તરત જ તે પછી પરદેશમાં આખો સમય તેની જીવનસંગી થઈને રહેલી તે પ્રેમળ ગુજરાતી ડોશી પણ સિધાવ્યાં. એમ સાંભળ્યું છે કે પરદેશમાં શીખનારી હિંદી સ્ત્રીઓની મદદ માટે તે મોટી રકમ મૂકી ગયાં છે.

બીજા જાણીતા પુરુષ જેનું નામ મેં ઘણીવાર સાંભળ્યું હતું, પણ જેને સ્વિટ્ઝરલૅન્ડમાં જ હું પહેલીવાર મળ્યો તે રાજા મહેન્દ્રપ્રતાપ. એ અજબ આશાવાદી હતા, અને હજી પણ છે એમ માનું છું — સદાય આકાશમાં ઊડનારા અને આંખ આગળની વસ્તુને કદી ન જોનારા મેં સદા એને જાણ્યા છે. મેં પ્રથમ એને જોયા ત્યારે હું જરા ચોંકેલો. એનો પોશાક અજબ બેઢંગો અને મિશ્ર હતો. ટિબેટના ઊંચા પ્રદેશમાં અથવા સાઇબીરિયાના મેદાનોમાં પહેરવા લાયક ગરમ પોશાક તેણે મોંનરોમાં ઉનાળાની ઋતુમાં પહેર્યો હતો. એ અર્ધલશ્કરી ઢબનો હતો. ઊંચાં રશિયન બૂટ પહેરેલાં હતાં, અને તેના અસંખ્ય ખીસાંઓમાંથી કાગળો, તસવીરો જેવી વસ્તુઓ ડોકિયાં કરી રહી હતી. આમાં જર્મનીના નાણાંમંત્રી બેથમૅન હોલવેગનો એક પત્ર હતો, કૈસરે પોતે સહી કરીને આપેલી તેની તસવીર હતી, ટિબેટના દલાઈ લામાએ આપેલ સુંદર ટીપણું હતું, અને બીજા એવા એવા અનેક દસ્તાવેજો અને ચિત્રો હતાં. આ વિશાળ ખીસાંઓમાં સમાવેલા આ સંગ્રહસ્થાનથી હું હેરત પામ્યો. [illegible] પાસેથી અમે સાંભળ્યું કે એકવાર ચીનમાં ફરતાં [illegible] કીમતી કાગળોની પેટી ખોઈ ત્યારથી બધા જ કા[illegible] રાખવાનો તેણે નિશ્ચય કર્યો હતો। પછી અસંખ્ય [illegible] તો શું કરે?

મહેન્દ્રપ્રતાપની પાસે જપાન, ચીન, [illegible] અફઘાનિસ્તાનના પોતાના પ્રવાસ અને પરાક્રમો વિશેની ભંડાર હતો. તેણે અનેકરંગી જીવન ગાળ્યું હતું અને જરૂ રસિક હતી. તેની છેલ્લામાં છેલ્લી ધુન પોતે 'હેપિનેસ સોસાઈટી' ( સુખસમાજ ) વિશે હતી. એનો 'સુખી થાઓ' એ હતો, આ સમાજને બારે સફળતા [illegible] મળી હતી એમ તેની પાસેથી સાંભળ્યું — લૅટવિયા કે લિ[illegible] એ તો હું ભૂલી ગયો!

પ્રચારનો એનો ખ્યાલ એવો હતો કે સમયે સમયે પોતાના તરફથી સંદેશા છાપીને પુષ્કળ પોસ્ટકાર્ડો છૂટીના અને બીજે સ્થળોએ મળનારી અનેક [illegible]

બીજા જાણીતા પુરુષ જેનું નામ મેં ઘણીવાર સાંભળ્યું હતું, પણ જેને સ્વિટ્ઝરલેન્ડમાં જ હું પહેલીવાર મળ્યો તે રાજા મહેન્દ્રપ્રતાપ. એ અજબ આશાવાદી હતા, અને હજી પણ છે એમ માનું છું — સદાય આકાશમાં ઊડનારા અને આંખ આગળની વસ્તુને કદી ન જોનારા મેં સદા એને જાણ્યા છે. મેં પ્રથમ એને જોયા ત્યારે હું જરા ચોંકેલો. એનો પોશાક અજબ બેઢંગો અને મિશ્ર હતો. ટિબેટના ઊંચા પ્રદેશમાં અથવા સાઈબીરિયાના મેદાનોમાં પહેરવા લાયક ગરમ પોશાક તેણે મોંતરોમાં ઉનાળાની ઋતુમાં પહેર્યો હતો. એ અર્ધલશ્કરી ઢબનો હતો. ઊંચા રશિયન બૂટ પહેરેલાં હતાં, અને તેના અસંખ્ય ખીસાંઓમાંથી કાગળો, તસવીરો જેવી વસ્તુઓ ડોકિયાં કરી રહી હતી. આમાં જર્મનીના નાણાંમંત્રી બેથમેન હોલવેગનો એક પત્ર હતો, કૈસરે પોતે સહી કરીને આપેલી તેની તસવીર હતી, ટિબેટના ડલાઈ લામાએ આપેલું સુંદર ટીપણું હતું, અને બીજા એવા એવા અનેક દસ્તાવેજો અને ચિત્રો હતાં. આ વિશાળ ખીસાંઓમાં સમાવેલા આ સંગ્રહસ્થાનથી હું હેરત પામ્યો. તેની પાસેથી અમે સાંભળ્યું કે એકવાર ચીનમાં ફરતાં તેણે પોતાના કીમતી કાગળોની પેટી ખોઈ ત્યારથી બધા જ કાગળો ખીસામાં રાખવાનો તેણે નિશ્ચય કર્યો હતો! પછી અસંખ્ય ખિસ્સાં ન રાખે તો શું કરે?

મહેન્દ્રપ્રતાપની પાસે જપાન, ચીન, ટિબેટ અને અફઘાનિસ્તાનના પોતાના પ્રવાસ અને પરાક્રમો વિષેની વાતોનો ભંડાર હતો. તેણે અનેકરંગી જીવન ગાળ્યું હતું અને તેની કથા બહુ રસિક હતી. તેની છેલ્લામાં છેલ્લી ધૂન પોતે સ્થાપેલી 'હેપિનેસ સોસાઈટી' (સુખસમાજ) વિષે હતી. એનો મુદ્રાલેખ 'સુખી થાઓ' એ હતો, આ સમાજને ભારે સફળતા લેટવિયામાં મળી હતી એમ તેની પાસેથી સાંભળ્યું — લેટવિયા કે લિથુએનિયા એ તો હું ભૂલી ગયો!

પ્રચારનો એનો ખ્યાલ એવો હતો કે સમયે સમયે પોતાના તરફથી સંદેશા છાપીને પુષ્કળ પોસ્ટકાર્ડો જીતીવા અને બીજે સ્થળોએ મળનારી અનેક પરિષદોના સભ્યોને મોકલતા રહેવું.

ગાતા, તેમની રમતો રમતા, તેમની સાથે બીઅર દારૂ પીતા, અને તેમની સંસ્કૃતિ માટે સહાનુભૂતિ અને આદર ધરાવતા. મહાયુદ્ધની સાથે તેમને કશી પડી ન હતી, પણ આખા જર્મની ઉપર રાષ્ટ્રીય ઘેલછાનુ જે મોજું ફરી વળ્યું તેમાં તણાયા વિના તેઓ પણ રહી ન શક્યા. તેમનામાં જર્મનીને માટે કોઈ પ્રેમ હતો એમ નહિ પણ બ્રિટિશને માટે દ્વેષ હતો, એટલે તેમની હિંદી રાષ્ટ્રભાવનાને લઈને તેઓ બ્રિટનના શત્રુઓના પક્ષમા સહેજે ભળ્યા. મહાયુદ્ધ ફાટી નીકળ્યા પછી તુરત જ, જેઓ બીજાઓ કરતાં વધારે જ્ઞાનપૂર્વક ક્રાંતિવાદીઓ હતા એવા થોડા હિંદીઓ સ્વિટ્ઝરલૅંડમાંથી જર્મનીમાં ઊતર્યા. આ લોકોએ એક સમિતિ બનાવી, અને હરદયાળને બોલાવ્યો. હરદયાળ તે વેળા અમેરિકાના પશ્ચિમ કિનારે ક્યાંક હતો. થોડા માસ પછી એ આવ્યો, પણ દરમ્યાન સમિતિએ બહુ મહત્ત્વ મેળવી લીધું હતું. આ મહત્ત્વ એના ઉપર જર્મન સરકારે પગાણે ઠસાવ્યું હતું, કારણ સ્વાભાવિક રીતે જ બ્રિટિશ વિરુદ્ધ લાગણી જ્યાં જ્યાં મળી આવે ત્યાં ત્યાં પોતાના લાભ માટે તેને વટાવી લેવાની જર્મન સરકારની સદા તત્પરતા રહેતી. બીજી બાજુએ હિંદીઓ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિનો પોતાના રાષ્ટ્રના હિત માટે ઉપયોગ કરવાની ઇચ્છા રાખતા, અને કેવળ જર્મનીનાં જ હિતની ખાતર જર્મની તેમને વટાવી ખાય એ તેમને મુદ્દલ પરવડે એમ ન હતું. આ બાબતમાં પોતે જે ઇચ્છે તે કરી શકવાની તક તો તેમને બહુ ન હતી, પણ તેમને એમ લાગતું કે આપણે કંઈક એવું આપી શકીએ છીએ કે જેની જર્મનીને ગરજ છે, એટલે એના વડે તેમને સોદો કરવાનું સૂઝ્યું. હિંદી સ્વાતંત્ર્ય માટે ખાતરી આપવાની અને વચનથી બંધાવાની. તેમણે જર્મની પાસેથી માગણી કરી. જર્મનીના પરદેશખાતાએ તેમની સાથે પાકા કરાર પણ કર્યા હતા એમ લાગે છે. આ કરારથી જર્મનીએ પોતે જીતે તો હિંદુસ્તાનની સંપૂર્ણ સ્વતંત્રતા કબૂલ રાખવાનું વચન આપ્યુ હતુ, અને એ અને બીજી અનેક નાની નાની શરતોને બદલે હિંદી મંડળે લડાઈમાં જર્મનીને ટેકો આપવાનું વચન આપ્યું હતું. આમ હિંદી સમિતિને દરેક રીતે બાકાયદા માન મળ્યું, અને તેના પ્રતિનિધિઓને પરદેશી એલચીઓની કોટિના જ લગભગ ગણવામાં આવતા.

મુખ્યત્વે અનુભવહીન યુવકોના બનેલા આ નાના મંડળને આમ અચાનક મહત્ત્વ મળી ગયું તેથી તેમનામાંના ઘણાને ખુમારી ચડી અને તેમના માથાં ફરી ગયાં. તેમને લાગ્યું કે તેઓ કોઈ ઐતિહાસિક ભાગ ભજવી રહ્યા છે અને મહાન અને યુગપરિવર્તક કાર્યભાગમાં તેઓ હિસ્સો લઈ રહ્યા છે, તેમનામાંના ઘણાઓએ રોમાંચક સાહસોનો લહાવો લીધો અને મરતા મરતા બચ્યા. યુદ્ધની ઉત્તરાવસ્થામાં તેમનું મહત્ત્વ દેખીતી રીતે ઓછું થવા લાગ્યું, અને તેમની અવગણના થવા લાગી. અમેરિકાથી આવેલ હરદયાળને તો કેટલાય સમય થયા મોંએ પડતો મૂક્યો હતો. તેનો સમિતિમાં ક્યાંય ઘાટ ન બેઠો, અને સમિતિ તથા જર્મન સરકાર બંનેએ તેને વિશ્વાસપાત્ર ન ગણી ધક્કો દીધો. ઘણાં વર્ષો પછી જ્યારે ૧૯૨૬–૨૭માં મારું યુરોપમાં જવાનું થયું ત્યારે યુરોપમાં વસનારા જૂના હિંદીઓમાંના ઘણાખરા હરદયાળને માટે કેટલી કટુતા અને રોષની લાગણી ધરાવતા હતા તે જોઈને મને આશ્ચર્ય થયું. તે વેળા તે સ્વીડનમાં હતો હું તેને મળ્યો ન હતો.

મહાયુદ્ધનો અંત આવવાની સાથે જ બર્લિનની હિંદી સમિતિનો પણ અંત આવ્યો. તેમની બધી આશાઓ તૂટી પડી એટલે જીવન તેમને માટે લૂખું થઈ પડ્યું. તેમણે હોડ બહુ ભારે બકી હતી, અને બાજી ખોઈ ગમે તેમ થયું હોત તો પણ યુદ્ધનાં વર્ષોનાં મહા સાહસ અને મહત્ત્વ ઓછાં થઈ ગયાં, એટલે જીવન તો ફીકું અને કંટાળા ભરેલું લાગત જ. પણ ભલેને નીરસ જીવન પણ હોય, છતાં તે યોગક્ષેમયુક્ત હોય તો તો ચાલે પણ યોગક્ષેમના સાંસાં હતાં. હિંદુસ્તાન પાછા ફરી શકાય એમ ન હતું અને હારેલા જર્મનીના હાડમારી ભરેલા જીવનની તો વાત જ શી પૂછવી? પાછળથી કેટલાકને બ્રિટિશ સરકારે હિંદુસ્તાન આવવા દીધા, પણ ઘણાને તો જર્મનીમાં જ રહી જવું પડ્યું. તેમની સ્થિતિ વિચિત્ર હતી. તેઓ સ્વાભાવિક રીતે કોઈ પણ રાજ્યના નાગરિક ન હતા. તેમની પાસે યોગ્ય પાસપોર્ટ ન હતા, જર્મનીની બહાર તેઓ ભાગ્યે જ પ્રવાસ કરી શકતા, અને જર્મનીમાં રહેવું એ પણ ભારે મુશ્કેલીથી ભરેલું હતું, અને જ્યાં રહેતા હોય ત્યાંની પોલીસની દયા ઉપર જ જીવવાનું હતું.

એ જીવન અનેક અગવડ અને હાડમારીથી ભરેલું હતું, અન્ન અને દાંતને સદાય વેર રહેતાં, અને સવાર પડશે ને શું ખાશું અને ક્યાં રહેશું એની હંમેશ ચિંતા રહેતી.

તેમાં ૧૯૩૩થી તો નાઝીઓનું રાજ થયું એટલે તેમની કમબખ્તી ઊલટી વધી ગઈ છે. હા, નાઝીના બધા સિદ્ધાંતોને તેઓ વેદવાક્ય માને તો જુદી વાત! અનાર્ય અને ખાસ કરીને એશિયાથી આવનારા પરદેશીઓને જર્મનીમાં આવકાર નથી મળતો; જ્યાં સુધી સરખી રીતે રહે ત્યાં સુધી તેમને પડી રહેવા દેવામાં આવે છે. હિટલરે તો સાફ સાફ જાહેર કર્યું છે કે તે પોતે હિંદુસ્તાનમાં બ્રિટિશ સામ્રાજ્યના પક્ષમાં છે. કારણ તેને બ્રિટનની મહેરબાની મેળવવી છે, અને બ્રિટિશ સરકારની ખફગી મેળવી હોય એવા હિંદીઓને તે ઉત્તેજન આપવા ઇચ્છતો નથી.

બર્લિનમાં બીજા એક બહિષ્કૃત હિંદીને અમે મળ્યા હતા — ચંપકરામન પિલ્લે. એ જૂના યુદ્ધકાળના હિંદી મંડળમાં આગેવાન હતા. પોતે જરા બડાશખોર હતા, એટલે હિંદી યુવાન વિદ્યાર્થીઓ એને ભૂંડું ઉપનામ આપી ઠેકડી કરતા. કોઈ પણ પ્રશ્નનો કેવળ રાષ્ટ્રીય દૃષ્ટિએ એ વિચાર કરતા, સામાજિક કે આર્થિક દૃષ્ટિએ વિચાર કરતાં એ ડરતા. જર્મનીના રાષ્ટ્રવાદીઓની સાથે એની ખૂબ બનતી, અને નાઝીઓની સાથે પણ જેમને ફાવી ગયું હતું એવા ગણ્યાગાંઠ્યા હિંદીઓમાંના એ એક હતા. થોડા જ મહિના ઉપર જેલમાં મેં સાંભળ્યું કે બર્લિનમાં એ મરણ પામ્યા.

આથી જુદી જ ઢબના માણસ હતા વીરેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય. એ હતા હિંદુસ્તાનના એક પ્રસિદ્ધ કુટુંબના. સૌ એને 'ચટ્ટો'ના ટૂંકા નામથી ઓળખે. શક્તિશાળી અને બહુ મજાના માણસ. હમેશાં ખીસાં ખાલી, કપડાં ઘસાઈ ઘસાઈને ચિરાઈ ગયેલાં, અને ઘણીવાર ખાવાનું મેળવવાના પણ સાંસા. પણ તેની વિનોદવૃત્તિ અને ખુશમિજાજ તમામ સ્થિતિમાં એવાં ને એવાં. વિલાયતના મારા અભ્યાસકાળ દરમ્યાન એ મારાથી કેટલાંક વર્ષ આગળ હતા. હું હેરો ગયો ત્યારે એ ઑક્સફર્ડમાં હતા. ત્યાર પછી તે કદી હિંદુસ્તાન પાછા આવ્યા ન હતા અને કેટલીકવાર તેને ઘર સાંભરી આવતું અને હિંદુસ્તાન પાછા ફરવાને તે ઝંખતા. ઘરના

બધા સંબંધો તો તૂટી ગયા હતા, એટલે એ વિષે પણ શંકા નથી કે હિંદુસ્તાનમાં તે આવે તો પણ તેને અડવું અડવું લાગે અને ચેન ન પડે. પણ આટલાં આટલાં વર્ષો પરદેશમાં ગાળ્યાં છતાં અને ભટકતા રહ્યા છતાં વર્તનનુ ખેંચાણ તેનામાં હજુ કાયમ રહ્યું છે. દેશવટો ભોગવતો કોણ એ રોગમાંથી મુક્ત રહી શકે? મેઝિનીએ એને આત્માને ખાઈ જનાર ક્ષય રોગ કહ્યો છે.

મારે જણાવવું જોઈએ કે રાજકીય કારણે દેશવટો ભોગવનારા જેટલા હિંદી ભાઈઓને હું મળ્યો તેમાંના ઘણાખરાની મારા ઉપર બહુ છાપ ન પડી, જો કે તેમના ત્યાગને માટે મને આદર હતો, અને ખરેખર તેઓ જે સંકટો અને હાડમારીઓ ભોગવી રહ્યા છે તે માટે મને તેમની સાથે સહાનુભૂતિ હતી. હું ઘણાને તો નહોતો મળી શક્યો. દુનિયાના જુદા જુદા ભાગોમાં કેટલાય વહેંચાઈ ગયેલા છે. થોડાને જ આપણે નામથી પણ જાણીએ છીએ, અને બાકીનાનું હિંદી જગતમાં નામનિશાન રહ્યું નથી, અને તેઓ પોતાના જે દેશબંધુઓની સેવા કરવાને માટે દેશવટે નીકળેલા તે જ દેશબંધુઓ તેમને ભૂલી ગયા છે. હું જે થોડાને મળ્યો તેમાંના માત્ર બેની મને બુદ્ધિના બળિયા તરીકે છાપ પડી — વીરેન્દ્ર ચટ્ટોપાધ્યાય અને એમ. એન, રોય. રોયને મૉસ્કોમાં હું અર્ધોક કલાક મળ્યો હતો. તે વેળા તે અગ્રગણ્ય સામ્યવાદી હતા, જો કે પાછળથી તેમનો સામ્યવાદ શુદ્ધ 'કૉમિન્ટર્ન'* સામ્યવાદથી અલગ થઈ ગયો. ચટ્ટો હું ધારું છું કે બાકાયદા

* 'કૉમિન્ટર્ન' એ કૉમ્યુનિસ્ટ ઇન્ટરનૅશનલ — સામ્યવાદીઓની મુખ્ય સંસ્થા, જેનું કેન્દ્ર રશિયામાં છે. માનવેન્દ્ર રૉય મૂળ એક બંગાળી ક્રાંતિકારી હતા. અનેક વર્ષો ઉપર દેશથી ભાગીને ખૂબ રખડી રશિયામાં વસેલા. અને ત્યાં આ સંસ્થામાં એને અગ્રગણ્ય સ્થાન મળેલું. પાછળથી એ મુખ્ય સંસ્થા બહારના દેશોની સંસ્થા પાસે ત્યાંના સ્થાનિક સંજોગો ધ્યાનમાં લીધા વિના પોતાની નીતિનું કડક પાલન માગતી એથી એમ. એન. રૉય એમાંથી નીકળ્યા. ચીનમાં પણ એ જ સંસ્થા તરફથી એ ગયેલ. આ પછી એ હિંદુસ્તાનમાં આવ્યા અને પકડાયા. માનવેન્દ્રનાથ રૉય એ એનું સાચું નામ નથી, ધારણ કરેલું નામ છે. — ભા. ક.

સામ્યવાદી ન હતા, પણ તેનું વલણ સામ્યવાદ તરફ હતું. ગયાં ત્રણ વર્ષ થયાં રોય એક હિંદી જેલમાં છે.[1]

યુરોપમાં જ્યાં ત્યાં મળી આવતા બીજા ઘણા હિંદીઓ એવા છે કે જે ક્રાંતિવાદી ભાષા બોલે છે, હેબત ખવડાવે એવી અને ઉટપટાંગ યોજનાઓ રજૂ કરે છે, અને વિચિત્ર પ્રશ્નો પૂછે છે. આ બધા બ્રિટિશ છૂપી પોલીસના આડતિયાઓ હોય એવી મારા ઉપર છાપ પડી.

અમારા યુરોપવાસ દરમ્યાન ઘણા યુરોપિયનો અને અમેરિકનોને પણ અમે મળ્યાં હતાં. જીનીવાથી ઘણીવાર અમે વીલનોવ નામના ગામડામાં રોમે રોલાને તેમના વિલા ઓલ્ગા નામના ઘરમાં મળવા જતાં. પહેલીવાર ગાંધીજીનો પરિચયપત્ર લઈને ગયાં હતાં. બીજો એક અમોલો પરિચય અમને અર્ન્સ્ટ ટોલરનો થયો. આ યુવક એક જર્મન કવિ અને નાટકકાર છે અને હવે નાત્ઝીઓના પ્રતાપે તે જર્મન રહ્યો નથી. બીજો એવો જ પરિચય ન્યૂયોર્કના 'સિવિલ લિબર્ટિઝ યુનિયન'ના રોજર બોલ્ડિવનનો થયો હતો. જીનીવામાં અમારી ધનગોપાલ મુકર્જી નામના લેખકની સાથે મૈત્રી થઈ. એ અમેરિકામાં વસેલા[2] છે.

યુરોપ જતાં પહેલાં 'ઑક્સફર્ડ ગ્રુપ મુવમેંટ'ના નેતા ફ્રાંક બુકમેનને હું હિંદુસ્તાનમાં મળ્યો હતો. તેણે પોતાની પ્રવૃત્તિનું થોડું સાહિત્ય મને આપ્યું હતું, અને તે વાંચીને મને આશ્ચર્ય થયું હતું. માણસો પોતાનાં પાપોના એકરાર કરે અને એકાએક શેતાન મટી સાધુ થઈ જાય, અને માણસોના ટોળેટોળાં ભગવાનનો સંદેશો ઝીલવાને તૈયાર થઈ જાય એવો દાવો કરનારી ચળવળ જ મને બુદ્ધિમત્તાને પ્રતિકૂળ લાગતી. દેખીતી રીતે બુદ્ધિમાન દેખાતા માણસો એકાએક વિચિત્ર લાગણી અનુભવતા અને તેની અસર તળે આવી જતા કેમ થતા હશે એ મારી સમજની બહાર હતું. મને કુતૂહલ થયું. જીનીવામાં હું પાછો ફ્રાંક બુકમેનને મળ્યો, અને

---

૧. ફેજપુર મહાસભાના થોડા દિવસ આગમચ એ છૂટ્યો. —ભા. ક.

૨. ગયા મે માસમાં અમેરિકામાં એનું કરુણ સંજોગોમાં મૃત્યુ થયું. પોતાના અનેક પુસ્તકોમાં એણે હિંદની સભ્યતાના ઉજ્જ્વળ ચિત્રો રજૂ કર્યાં છે. અંગ્રેજી ભાષાની ઉપર એનું પ્રભુત્વ આશ્ચર્યકારક હતું. —ભા. ક.

તેણે મને તેમનું એક આંતરરાષ્ટ્રીય ગૃહસંમેલન (હાઉસપાર્ટી) રોમાનિયામાં ક્યાંક ભરાવાનું હતું ત્યાં નોતર્યો. અફસોસ છે કે હું ત્યાં ન જઈ શક્યો; આ લાગણીના આવિર્ભાવનું આ નવું દર્શન મને પ્રત્યક્ષ જોવાનું મળત તે મેં ખોયું. આમ મારું કુતૂહલ અતૃપ્ત રહી ગયું, અને જેમ જેમ હું 'ઑક્સફર્ડ ગ્રુપ મુવમેંટ'ની વૃદ્ધિ વિષે સાંભળતો જાઉં છું તેમ તેમ મારાં આશ્ચર્ય અને કુતૂહલ વધતાં જાય છે.

૨૨

# હિંદમાં પક્ષભેદો અને ચર્ચાઓ

અમે સ્વિટ્ઝરલૅન્ડ પહોંચ્યાં પછી થોડા જ સમયમાં ઇંગ્લંડમાં સામુદાયિક હડતાળ ફાટી નીકળી. મારી લાગણીઓ એ સમાચારથી સારી પેઠે ઉત્તેજિત થઈ, અને સ્વાભાવિક રીતે જ મારી બધી સહાનુભૂતિ હડતાળિયાઓના પક્ષમાં વળી. થોડા દિવસો પછી હડતાળ તૂટી પડી તેથી જાણે મને અંગત ફટકો પડ્યો. કેટલાક મહિના પછી થોડા દિવસને માટે મારે ઇંગ્લંડ જવાનું થયું. ખાણોના મજૂરોની લડત તે વખતે પણ ચાલુ જ હતી અને લંડનમાં રાત્રે અરધું અંધારું જ રહેતું. હું ખાણોના એક પ્રદેશની ટૂંકી મુલાકાત લઈ આવ્યો — ઘણુંખરું ડરબીશાયરમાં ક્યાંક એ જગ્યા હતી. મેં ત્યાં પુરુષો, સ્ત્રીઓ અને બાળકોનાં ભૂખમરાથી બિહામણાં લાગતાં અને કરમાયેલાં મુખ જોયાં અને પરિસ્થિતિનું વિશેષ સાચું દર્શન તો હડતાળિયાઓ અને તેમની સ્ત્રીઓ પર સ્થાનિક એટલે ગામડી અદાલતોમાં ચાલતા મુકદ્દમાઓ પરથી થતું હતું. ખુદ મૅજિસ્ટ્રેટો ખાણોના માલિકો અને વ્યવસ્થાપકો હતા, અને કેટલાક કામચલાઉ કરવામાં આવેલા કાનૂનોને આધારે હડતાળિયાઓ ઉપર કેસ ચલાવી નજીવા ગુનાઓને માટે તેઓ તેમને સજા કરતા. એક મુકદ્દમો જોઈને મને ખાસ રોષ ચડેલો. કેડમાં બાળકવાળી ત્રણ કે ચાર સ્ત્રીઓને હડતાળ તોડનારા મજૂરોની ઠેકડી કરવાના ગુના માટે અદાલત સમક્ષ ખડી કરવામાં આવી હતી. તે યુવાન માતાઓ અને તેમનાં બાળકો દેખીતાં જ દુ:ખી અને અર્ધ ભૂખ્યાં હતાં; બહુ લંબાયલી લડતથી તેમનાં શરીરો નંખાઈ ગયાં હતાં, બધાં છેક નબળાં પડી ગયાં હતાં અને જાણે તેમના મોંમાંથી રોટલો ખૂંચવી લેનારા બહારથી આવીને કામે ચડેલા ભામટાઓ સામે તેમના દિલમાં ઊંડો રોષ પ્રજળી રહ્યો હતો.

'વર્ગ-ન્યાય' (અથવા એક વર્ગને હાથે થતા બીજા વર્ગના અન્યાય) વિષે મેં ઘણીવાર વાંચ્યું હતું; હિંદમાં તો એ વસ્તુ સામાન્ય થઈ પડી છે. પરંતુ કોણ જાણે કેમ ઇંગ્લંડમાં તેનું આવું હડહડતુ ઉદાહરણ જોવાની મેં અપેક્ષા રાખી નહોતી. એ જોઈને મારા હૃદયને આઘાત પહોંચ્યો, હડતાળિયાઓમાં ફેલાયેલા ભયના વાતાવરણની હકીકત નજરે ચડવાથી પણ મને કંઈક આશ્ચર્ય થયું. પોલીસ અને બીજા અધિકારીઓએ તેમને ત્રાસથી ધ્રૂજતી દીધા હતા, અને મને એમ પણ થયું કે કેટલીક જે વાંધાભરેલી વર્તણૂક સહન ન કરી લેવી જોઈએ તે તેઓ મૂંગે મોઢે સાંખી લેતા હતા. એ સાચું કે લાંબી લડતને અંતે તે બધા છેક થાકી ગયા હતા, તેમનો જુસ્સો લગભગ તૂટવાની અણી પર આવી ગયો હતો, અને બીજા મજૂરસંઘોના તેમના સાથીઓ લાંબા સમય પૂર્વે જ તેમને છેહ દઈને લડતમાંથી ભાગી નીકળ્યા હતા. પરંતુ તેમ છતાં હિંદના ગરીબ મજૂરની સરખામણીએ તેમની પરિસ્થિતિમાં જમીનઆસમાન જેટલું અંતર હતું, તે વખતે પણ બ્રિટિશ ખાણોના મજૂરો એક સમર્થ સંસ્થા દ્વારા સંગઠિત હતા, સમસ્ત બ્રિટિશ પ્રજાના, અરે આખી દુનિયાના, મજૂરસંઘોની તેમના પ્રત્યે સહાનુભૂતિ હતી, તેમની લડતને સારી પેઠે જાહેરાત મળતી હતી, અને બીજાં પણ અનેક સાધનો તેમની પાસે મોજૂદ હતાં. હિંદના કામદાર પાસે આમાંનું કશું નહોતું, અને છતાં એ બન્નેની ભયગ્રસ્ત આંખોમાં એક અજબ પ્રકારનું સામ્ય જણાતું હતું.

હિંદમાં તે વરસે મધ્યસ્થ અને પ્રાંતિક ધારાસભાઓની ત્રિવાર્ષિક ચૂંટણીઓ હતી. મને પોતાને એમાં કશો રસ નહોતો પરંતુ એને અંગેના ઉગ્ર પક્ષભેદો તથા ચર્ચાઓના પડઘા મારે કાને ઠેઠ સ્વિટ્ઝરલૅન્ડ સુધી પહોંચ્યા હતા. મૂળના સ્વરાજ પક્ષ અથવા તે વખતના ધારાસભાઓમાંના મહાસભાના પક્ષનો વિરોધ કરવાને માટે પંડિત મદનમોહન માલવીય અને લાલા લાજપતરાયે નવો પક્ષ સ્થાપ્યાના સમાચાર મને મળ્યા. આ નવો પક્ષ નૅશનૅલિસ્ટ પાર્ટી (રાષ્ટ્રવાદી પક્ષ) ને નામે ઓળખાયો. જૂના અને નવા પક્ષ વચ્ચે તાત્વિક અથવા સિદ્ધાંતના ભેદ કયા હતા તે હું શોધી ન શક્યો; આજે પણ મને તેની ખબર નથી. સાચે જ

આજકાલના હિંદમાંના રાજકીય પક્ષો માત્ર નામનો જ ભેદ ધરાવે છે; એ બધા વચ્ચે ખરેખર તત્ત્વનો કહી શકાય એવો કશો ભેદ હોતો નથી. સ્વરાજ પક્ષે પ્રથમ જ ધારાસભાઓમાં નવું આક્રમણનું તત્ત્વ દાખલ કર્યું અને તેણે બીજા પક્ષો કરતાં વધારે ઉદ્દામ નીતિનો પુરસ્કાર કર્યો. છતાં એ બધો ભેદ માત્ર ઓછાવત્તાનો હતો; એકથી બીજા તત્ત્વતઃ ભિન્ન ન હતા.

નવો રાષ્ટ્રવાદી પક્ષ વિશેષ વિનીત વલણનો પ્રતિનિધિ અને સ્વરાજ પક્ષ કરતાં નરમ નીતિવાળો હતો. વળી હિંદુ મહાસભા સાથે અત્યંત નિકટનો સહકાર જાળવતો હોઈ એ માત્ર હિંદુઓનો પક્ષ હતો. પંડિત માલવીય એના અગ્રણી હોય એ સહેજે સમજી શકાય એવું હતું, કેમકે તેમનું પોતાનું રાજકીય વલણ તેમાં લગભગ પૂર્ણપણે વ્યક્ત થતું હતું. જૂના સંબંધો અને સ્મૃતિઓને કારણે તે મહાસભામાં જોડાયેલા રહ્યા હતા ખરા પણ તેમની અને મધ્યમમાર્ગીઓની વિચારદૃષ્ટિ એક જ જાતની હતી. મહાસભાની અસહકાર અને સત્યાગ્રહની રીત તેમને બહુ રુચી ન હતી. તેમજ મહાસભાની નીતિ ઘડવામાં તેમનો કશો ફાળો નહોતો. નૂતન મહાસભા હમેશ તેમનું બહુમાન તેમજ સ્વાગત કરતી છતાં માલવીયજીને તેના પ્રત્યે આત્મીયતા નહોતી; તેનો કાર્યક્રમ અમલમાં મૂકનારી નાની કાર્યવાહક સમિતિના તે સભ્ય પણ નહોતા. એકંદરે અને ખાસ કરીને ધારાસભાઓને અંગેની મહાસભાની આજ્ઞાઓનો તે અમલ કરતા નહોતા. વળી હિંદુ મહાસભાના તે સૌથી લોકપ્રિય નેતા હોઈ કોમી વિષયોમાં તેમની નીતિ રાષ્ટ્રીય મહાસભાની નીતિથી ભિન્ન હતી. લગભગ શરૂઆતથી જેની સાથે પોતાનો સંબંધ હતો એવી સંસ્થા તરીકે મહાસભા પ્રત્યે તેમને ભાવનાત્મક મમતા હતી, સ્વતંત્રતાની લડત પ્રત્યેનાં તેમનાં ભાવનાનાં ખેંચાણને કારણે પણ કંઈક એ મમતા જળવાઈ રહી હતી કેમકે એ માટે કંઈ પણ અસરકારક કાર્ય કરનારી મહાસભા એકલી જ સંસ્થા હતી એમ તેમણે જોયું. આમ તેમનું હૃદય ઘણીવાર અને ખાસ કરીને લડતના પ્રસંગોએ મહાસભાની છાવણીમાં રહેતું. પરંતુ તેમની બુદ્ધિ બીજી છાવણીઓમાં રહેતી. આને પરિણામે તેમના અંતરમાં અનિવાર્ય

એવો સતત સંગ્રામ મચી રહેતો અને પ્રમ ગોપાત્ત એકી વખતે બે વિરુદ્ધ દિશામાં જવાનો તેમનો પ્રયત્ન જણાતો. જાહેર જીવનમાં એથી ગૂંચવાડો નીપજતો, પરંતુ રાષ્ટ્રવાદમાં ઘણાં પરસ્પર વિરોધી તત્ત્વો ભરેલાં છે માલવીયજી કેવળ રાષ્ટ્રવાદી જ છે અને સામાજિક અથવા આર્થિક ફેરફારોની સાથે તેમને ઝાઝી લેવાદેવા નથી. સંસ્કૃતિ, સમાજવ્યવસ્થા અને અર્થવ્યવસ્થાની દૃષ્ટિથી તેઓ જૂની સ્થિતિચુસ્ત સમાજરચનાના પુરસ્કર્તા હતા અને હજીયે છે; હિંદના રાજામહારાજાઓ, તાલુકદારો અને મોટા જમીનદારો તેમને પોતાના ઉપકારક મિત્ર ગણે છે તે યોગ્ય જ છે. તેમને જે ફેરફાર જોઈએ છે, અને સાચે જ જેને માટે તેઓ આવેશપૂર્વક ઝંખે છે, તે માત્ર હિંદ પરનો પરદેશી કાબૂ તદ્દન નીકળી જાય એટલો જ છે. યુવાનીના સમયના તેમના રાજકીય વાચનની અને તેમના રાજકીય ઘડતરની તેમના પર હજી ભારે અસર છે, અને આ વીસમી સદીની વિશ્વયુદ્ધ પછીની, તીવ્ર ગતિશીલ અને ક્રાન્તિશીલ દુનિયાને તે ટી એચ ગ્રીન અને જૉન સ્ટુઅર્ટ મિલ તથા ગ્લૅડસ્ટન અને મૉરલીની ઓગણીસમી સદીની અર્ધ સ્થિતિશીલ દૃષ્ટિએ તેમજ ત્રણથી ચાર હજાર વર્ષનાં પ્રાચીન હિંદુ સંસ્કૃતિ અને સમાજશાસ્ત્રની ભૂમિકામાં ગોઠવીને જુએ છે. આ એક ચિત્રવિચિત્ર અને વિરોધોથી ઊભરાતું મિશ્રણ છે, પરંતુ આંતરિક વિરોધોનુ નિરાકરણ કરવાની પોતાની શક્તિ વિષે માલવીયજીને અજબ પ્રકારનો આત્મવિશ્વાસ છે. યુવાનીની શરૂઆતથી આજ સુધી વિવિધ ક્ષેત્રોમા તેમણે બજાવેલી સેવા, બનારસ હિંદુ યુનિવર્સિટી જેવી મહાન સંસ્થા સ્થાપવામાં તેમણે મેળવેલી સફળતા, તેમની પારદર્શક સચ્ચાદિલી અને ધગશ, તેમનું અસરકારક અને ગંભીર વક્તૃત્વ, તેમનો નમ્ર સ્વભાવ અને મોહન મૂર્તિ એ બધાંથી તે હિંદી અને ખાસ કરીને હિંદુ જનતાને પ્રિય થયા છે, અને તેમની સાથે રાજકારણમાં મતભેદને કારણે લોકો તેમને અનુસરતા ન હોય તો પણ તેમના તરફ સન્માન અને પ્રીતિ રાખે છે. તેમની લાંબા કાળની સેવા અને તેમની વયોવૃદ્ધ અવસ્થાને કારણે તે હિંદી રાજકારણના ભીષ્મપિતામહ જેવા છે; પરંતુ એ ભીષ્મપિતામહ સમયથી થોડા પાછળ પડી ગયેલા હોઈ તેમનો આધુનિક દુનિયા

સાથેનો સંપર્ક છેક જતો રહેલો છે. તેમની વાણી ધ્યાન ખેંચે છે ખરી, પરંતુ તેમની ભાષા હવે સમજાતી નથી અને ઘણા તે પ્રત્યે દુર્લક્ષ કરે છે.

એટલે રાજકારણી નીતિમાં તેમના ધોરણથી અતિશય આગળ વધી ગયેલા અને મહાસભાની નીતિનું કડક શિસ્તભર્યું પાલન માગનાર સ્વરાજ પક્ષમાં માલવીયજી ન ભળ્યા એ સ્વાભાવિક હતું. તેમને રાજકારણની અને કોમી બાબતોમાં એનાથી કંઈક વધારે નરમ વલણ જોઈતું હતું અને વર્તનની છૂટછાટની પણ વિશેષ અપેક્ષા હતી. પોતે જેના સંસ્થાપક અને અગ્રણી હતા એવા નવા પક્ષમાં તેમને એ વસ્તુઓ મળી રહી.

લાલા લાજપતરાયનું વલણ પણ કંઈક નરમ તો ખરું જ, અને તેમનો ઇરાદો પણ રાજકારણને કંઈક કોમી વલણ આપવાનો ખરો, છતાં આ નવા પક્ષને તે શા માટે વળગ્યા તે સમજવું જરા મુશ્કેલ છે. તે વરસના ઉનાળામાં હું લાલાજીને જીનીવામાં મળ્યો હતો અને અમારે થયેલી વાતચીત પરથી મહાસભા પક્ષની ઉપર હુમલો કરવાનો તેમનો ઇરાદો હોય એવો ખ્યાલ મને નહોતો થયો. આમ કેમ બન્યું એનો હજી પણ હું ખ્યાલ કરી શકતો નથી. પરંતુ ચૂંટણીની લડત દરમિયાન તેમણે કરેલા કેટલાક મોઘમ આક્ષેપો પરથી તેમનું મન કઈ દિશામાં કામ કરતું હતું એ સમજાય છે. મહાસભાના નેતાઓ હિંદ બહારના લોકો સાથે કાવાદાવા કરે છે એવો તેમનો આરોપ હતો. કાબુલમાં મહાસભાની શાખા કાઢવામાં એવી જ રમત રમાતી હતી એવો વિશેષ આક્ષેપ પણ મહાસભાના નેતાઓ સામે તેમણે કર્યો. પરંતુ તેમના આક્ષેપો દાખલા આપીને વધારે સ્પષ્ટતાથી અથવા વિગતવાર રજૂ કરવાની તેમને અનેકવાર વિનંતી કરવામાં આવી હતી છતાં તેમણે કદી એવું કર્યું હોય એમ મને લાગતું નથી.

મને સ્મરણ છે કે લાલાજીએ કરેલા આક્ષેપો વિષે સ્વિટ્ઝરલૅંડમાં મળતાં હિંદી વર્તમાનપત્રોમાં મેં વાંચ્યું ત્યારે હું દિઙ્મૂઢ થઈ ગયો હતો. મહાસભાના મંત્રી તરીકે મને આપણી સંસ્થાના તંત્ર વિષે બધી જ માહિતી હતી, કાબુલની સમિતિને માન્ય કરાવવામાં હું જાતે જ સાધનભૂત થયો હતો. (દેશબન્ધુ

દાસે એ પ્રશ્નની શરૂઆત કરેલી.) તે વખતે એ આક્ષેપોની વિગતોની મને ખબર નહોતી (અને અત્યારે પણ નથી), છતાં તેમનો સામાન્ય પ્રકાર જોઈને હું કહી શકું છું કે મહાસભાને લાગેવળગે છે ત્યાં સુધી તેમાં કશો જ પાયો નહોતો. આ બાબતમાં લાલાજી કેમ ઊંધે રસ્તે દોરવાઈ ગયા તેની મને ખબર નથી. એમણે કદાચ તે સમયે ચાલતી અનેક અફવાઓને માની લીધી હશે, અને મને લાગે છે કે તે વખતે તરતમાં જ તેમણે મોલવી ઓબેદુલ્લા સાથે કરેલી વાતચીત પરથી પણ તેમના મન પર કંઈક અસર થઈ હશે. પરંતુ તે વાતચીતમાં કશું જ અસામાન્ય મને લાગ્યું નહોતું. પણ ચૂંટણી ચીજ જ અજબ છે. ચૂંટણી આવી કે કોણ જાણે કેમ માણસો મિજાજ ખોઈ બેસે છે, અને સારાસારનો વિવેક ભૂલે છે. જેમ જેમ હું ચૂંટણીઓને વધારે વધારે જોતો જાઉં છું તેમ તેમ મારું આશ્ચર્ય વધતું જ જાય છે અને મારા મનમાં તેમને વિષે લોકશાસનવાદીને જરાયે ન શોભે એવો અણગમો પણ ઊગતો જાય છે.

પરંતુ વ્યક્તિઓને બાજુએ રાખીએ તો પણ દેશમાં વધતા જતા કોમી વાતાવરણને લીધે રાષ્ટ્રવાદી પક્ષ અથવા એવા જ બીજા પક્ષનો ઉગમ થાય એ અનિવાર્ય હતું. એક તરફથી મુસલમાનોને હિંદુ બહુમતીનો ભય હતો; બીજી તરફથી પોતે જેને મુસલમાનોની ગુંડાઈ અથવા દાદાગીરી સમજતા તેની વિરુદ્ધ હિંદુઓનો સખત રોષ હતો. ઘણા હિંદુઓને એમ લાગતું કે મુસલમાનોના વલણમાં 'ચલો ધર દો'નું તત્ત્વ ખૂબ હતું, સામા પક્ષ (સરકાર) સાથે ભળી જવાની ધમકીથી ડરાવીને ખામ હકો ઝૂંટવી લેવાનો પ્રયત્ન વધારે પડતો હતો. આ કારણે હિંદુમહાસભા હિંદુઓના રાષ્ટ્રવાદની પ્રતિનિધિ બની. મુસ્લિમ કોમવાદની સામે ટક્કર ઝીલનાર હિંદુ કોમવાદની પ્રતિનિધિ બની, અને તેથી તે સંસ્થાને કંઈક મહત્ત્વ મળ્યું. હિંદુ મહાસભાની ઝઘડાળુ પ્રવૃત્તિની અસરથી મુસ્લિમ કોમી વલણ વિશેષ ઉત્તેજિત થયું. આમ આઘાત અને પ્રત્યાઘાતની પરંપરાથી દેશના કોમી મિજાજની ગરમીનો પારો ઊંચે ચડતો જ ગયો. ખરી રીતે આ પ્રશ્ન દેશની એક બહુસંખ્યક કોમ અને એક મોટી અલ્પસંખ્યક કોમ વચ્ચેનો હતો. પરંતુ કંઈક વિચિત્ર

રીતે દેશના કેટલાક ભાગોમાં પરિસ્થિતિ ઊલટી જ બની હતી. પંજાબમાં અને સિંધમાં હિંદુઓ તેમજ શીખો લઘુમતીમાં હતા, અને આખા હિંદમાં બહુસંખ્યક હિંદુ કોમથી કચડાઈ જવાનો જે ધાક મુસલમાનોને હતો તેવો જ ધાક આ પ્રાન્તિક અલ્પસંખ્યક કોમોને પોતાના પ્રાન્તોમાં હતો. અથવા વધારે ચોકસાઈથી કહીએ તો પ્રત્યેક કોમના મધ્યમવર્ગના નોકરીઓ ખોળનારાઓને બીજી કોમનો તે જ વર્ગ હાંકી કાઢે એનો ભય હતો; અને અમુક વિશેષ હકોનો કબજો કરી બેઠેલા વર્ગોને તે હકોનાં મૂળ ઉખેડી નાંખે એવા ફેરફારો થવાનો ધાક પેસી ગયો હતો.

આ પ્રકારના કોમવાદના ઉગમથી સ્વરાજ પક્ષને નુકસાન થયું. તેના કેટલાક મુસ્લિમ સભ્યો ખરી જઈને કોમી સંસ્થાઓમાં ભળી ગયા અને હિંદુ સભ્યો રાષ્ટ્રવાદી પક્ષ તરફ વળી ગયા. હિંદુ મતદારમંડળનું સામર્થ્ય માલવીયજી અને લાલા લાજપતરાયના એકત્ર થવાથી ખૂબ વધી ગયું, અને કોમી ઝઘડાના કેન્દ્ર સમા પંજાબમાં લાલાજીની લાગવગ ભારે હતી. સ્વરાજ પક્ષ અથવા મહાસભા તરફથી ચૂંટણીની લડત લડવાનો બધો બોજો મારા પિતાશ્રીને માથે પડ્યો. એ બોજો હલકો કરવાને ચિત્તરંજન દાસ હવે નહોતા. પિતાશ્રીને કોઈ પણ પ્રકારની લડત લડવામાં રસ આવતો, કંઈ નહિ તો લડતથી તે કદી ભાગતા તો નહોતા જ, અને વિરોધીઓના વધતા જતા બળને લીધે પોતાની બધી ભારે શક્તિ ચૂંટણીની લડતમાં તેમને રેડવી પડી. એ લડતમાં તેમણે આકરા ઘા કર્યા અને આકરા ઘા ઝીલ્યા; એકે પક્ષે બીજાને ઝાઝી દયા ન બતાવી કે ન ડરવાનું ઠેકાણું રહેવા દીધું. એ ચૂંટણીની પાછળ ઘણાં કડવાં સ્મરણોનો લિસોટો રહી ગયો છે.

રાષ્ટ્રવાદી પક્ષને ઠીક ઠીક સફળતા મળી, પરંતુ તેને લીધે વડી ધારાસભાનું રાજનૈતિક પાણી સ્પષ્ટ રીતે ઊતરી ગયું. લડતનું કેન્દ્ર ખસીને નરમ વલણ તરફ ગયું. આમ તો સ્વરાજ પક્ષ પોતે જ મહાસભાના નરમ વલણવાળા લોકોનો પક્ષ હતો. વધારે બળ મેળવવાના લોભથી એ પક્ષે ઘણા શંકાસ્પદ માણસોને પોતામાં દાખલ થવા દીધા હતા, અને એ કારણે તેનું મૂળ પોતે ઠીક ઠીક બગાડ્યું હતું. રાષ્ટ્રવાદી પક્ષે પણ, ઊતરતી કક્ષાએ રહી, એ જ

નીતિ ધારણ કરી, અને તેથી કેટલાયે ખિતાબધારીઓ, મોટા જમીનદારો, ઉદ્યોગપતિઓ અને બીજા એવાઓનું સેળભેળિયું ટોળું તેના અનુયાયીઓમાં દાખલ થઈ ગયું.

૧૯૨૬ના તે વર્ષના અંતમાં સમસ્ત ભારતવર્ષને ત્રાસની અરેરાટીથી ભરી દેતી એક મહાન કરુણ ઘટનાથી દેશભરમાં શોકની છાયા ફરી વળી. કોમી આવેશથી વ્યાકુળ બની જઈને આપણી પ્રજા કેટલી નીચી ઊતરી ગઈ હતી તે એ ઘટના પરથી સ્પષ્ટ દેખાયું. પથારીવશ હતા તે જ અવસ્થામાં સ્વામી શ્રદ્ધાનંદનું કોઈ ધર્મમૂઢે ખૂન કર્યું. ગુરખાઓની સંગીનો સામે છાતી ઉઘાડી કરનાર અને તેમની ગોળીઓની સામે ધસનારને માટે કેવું મૃત્યુ! આ ઘટનાની લગભગ આઠ વર્ષના સમય પૂર્વે દિલ્હીની મહાન જુમ્મા મસ્જિદની વાઝ કરવાની જગ્યાએથી હિંદુઓ અને મુસ્લિમોના એક ભવ્ય સમૂહને ઐક્ય અને હિંદની મુક્તિનો પેગામ એ આર્યસમાજી નેતાએ સંભળાવ્યો હતો. જ્યારે મસ્જિદની અંદર તે ભવ્ય મેદનીએ તેનું 'હિંદુમુસલમાનકી જય' ની ઘોષણાઓથી અભિવાદન કર્યું હતું ત્યારે બહાર રસ્તાઓ પર ઊભેલી મેદનીએ એ ઘોષણા પર પોતાનાં રક્ત ભેળવીને મહોર કરી હતી. અને હવે તે જ નેતા પોતાના એક દેશબંધુને હાથે મરણને શરણ થઈને પડ્યા! બેશક ખૂન તો તેણે એવા ખ્યાલથી કરેલું કે હું કાંઈક પુણ્યકાર્ય કરું છું; અને તેથી હું જન્નતમાં જઈશ.

નરી જવાંમર્દી ઉપર અને સારા કામને માટે ભલેને મરણની ભેટ કરવી પડે તો તે કરવાની હિંમત ઉપર હંમેશાં હું આશક છું. ઘણા મારી જેમ આવી રીતે આશક હશે. સ્વામી શ્રદ્ધાનંદમાં એ પ્રકારની નિર્ભયતા હેરત પમાડે એવી હતી. સંન્યાસીના ભગવા વસ્ત્રમાં આચ્છાદિત ઊંચી અને ભવ્ય, વૃદ્ધ અવસ્થા છતાં તદ્દન સીધી અને ટટાર તેમની મૂર્તિ, ચમકતી આંખો, બીજાઓની નબળાઈ જોઈને કોઈકવાર રોષ અથવા ચીડની ઝલકવાળી તેમની મુદ્રા — એ તાદશ ચિત્ર મારી આંખ આગળ ખડું છે અને કેટલીયેવાર તે ફરીફરીને મારી સ્મૃતિમાં ઊઠ્યા કરે છે.

## ૨૩

# બ્રુસેલ્સમાં પીડિતોનું સંમેલન

૧૯૨૬ના વર્ષના અંતમાં મારે બર્લિન જવાનું થયું. ત્યાં મને બ્રુસેલ્સમાં મળનારી પીડિત પ્રજાઓની પરિષદ વિષે જાણ થઈ. આવી પરિષદ ભરવાની કલ્પનાથી હું આકર્ષાયો અને હિંદ પત્ર લખીને મેં એવું સૂચન કર્યું કે હિંદી રાષ્ટ્રીય મહાસભાએ બ્રુસેલ્સની પરિષદમાં વિધિપુરઃસર ભાગ લેવો. મારી સૂચના માન્ય થઈ અને એ હેતુને માટે હિંદી મહાસભાના પ્રતિનિધિ તરીકે મારી નિમણૂક થઈ.

બ્રુસેલ્સની પરિષદ ૧૯૨૭ના ફેબ્રુઆરીના આરંભમાં મળી. આવી પરિષદની મૂળ કલ્પના કોણે કરેલી તેની મને માહિતી નથી. બર્લિન તે સમયે પરદેશમાંથી હદપાર થયેલા અને ઉદ્દામ વિચારવાળા લોકોને આકર્ષતું એક કેન્દ્ર હતું; એ બાબતમાં તે લગભગ પેરિસની બરોબરીએ પહોંચી ગયું હતું. ત્યાં સામ્યવાદીઓ પણ સારી સંખ્યામાં હતા. પીડિત પ્રજાઓ વચ્ચે માંહોમાંહે અને તેમના તથા મજૂર હિલચાલના ઉદ્દામપક્ષની વચ્ચે કંઈક સામાન્ય કાર્યક્રમના ખ્યાલો તે સમયે વાતાવરણમાં સારી પેઠે ફેલાયેલા હતા. એવી ભાવના બળવત્તર થતી જતી હતી કે મુક્તિની લડત સામ્રાજ્યવાદ નામે ઓળખાતી થયેલી વસ્તુની સામેની સર્વેની સામાન્ય લડત છે, અને તેથી ભેગી મંત્રણા અને બની શકે ત્યાં ભેગા રહીને કાર્ય કરવું ઇષ્ટ છે. સંસ્થાનો ધરાવતાં રાજ્યો — એટલે કે ઇંગ્લંડ, ફ્રાન્સ, ઇટલી વગેરે સ્વાભાવિક જ આવો કોઈ પણ પ્રયાસ થાય તેની વિરુદ્ધ હતાં; પરંતુ વિશ્વયુદ્ધ પછી જર્મની પાસે સંસ્થાનો રહ્યાં નહોતાં અને બીજાં રાજ્યોનાં સંસ્થાનોમાં તેમજ તેમને આધીન પ્રદેશોમાં મુક્તિની ચળવળનો વિકાસ થાય તે પ્રત્યે જર્મન સરકાર સહાનુભૂતિભરી તટસ્થતાથી જોતી હતી. બર્લિન, પરદેશોમાંનાં ઉદ્દામ અને અસંતુષ્ટ તત્ત્વોને આકર્ષતું કેન્દ્ર

બન્યું તેનું આ પણ એક કારણ હતું. આવી રીતે બર્લિનમાં ભેગા થયેલા લોકોમાં ચીનના કુઓ-મીન-ટાંગ પક્ષની ઉદ્દામ શાખાના ચીનાઓ સૌથી વધારે પ્રવૃત્તિમાન અને પ્રમુખ હતા. આ કુઓ-મીન-ટાંગ પક્ષનો પ્રભાવ તે સમયે આખા ચીન પર ફરી વળ્યો હતો, અને તેના અદમ્ય પૂર આગળ ચીનનાં જૂનાં જાગીરદારી તત્ત્વો કકડી પડતાં હોય એમ લાગતું હતું. આ નવીન ઘટનાથી સામ્રાજ્યવાદી રાજ્યો પણ પોતાની હુમલા કરવાની અને દમદાટી આપવાની ટેવ ભૂલી ગયાં. સામાન્ય ભાસ એવો થવા લાગ્યો કે ચીનની એકતા અને મુક્તિના પ્રશ્નનું નિરાકરણ હવે ઝાઝો સમય ઠેલી શકાય એમ નથી. આટલી સિદ્ધિથી કુઓ-મીન-ટાંગને પોતાના વિજયનો કંઈક ઉન્માદ ઊપજ્યો હતો પરન્તુ પોતાના માર્ગમાં રહેલી અડચણોનો ખ્યાલ હોવાથી આંતરરાષ્ટ્રીય પ્રચારથી પોતાની સ્થિતિ વધારે બળવાન કરવાની તેની અભિલાષા હતી. એવો પણ સંભવ છે કે આ પ્રકારના પ્રચારનો આગ્રહ કુઓ-મીન-ટાંગનું આખું મંડળ નહિ રાખતું હોય. પણ પરદેશી સામ્યવાદીઓ અને અર્ધ સામ્યવાદીઓ સાથે સહકાર કરનારા કુઓ-મીન-ટાંગના ઉદ્દામ સભ્યો એ આગ્રહ રાખનારા હતા. આમ કરવામાં તેમનો હેતુ પરરાષ્ટ્રોમાં ચીની રાષ્ટ્રની સ્થિતિ અને પોતાની સંસ્થાના અનુયાયીઓમાં પોતાની સ્થિતિ બળવાન બનાવવાનો હતો. કુઓ-મીન-ટાંગ પક્ષ હજી માંહોમાંહે હરીફાઈ કરનારા અને ઉગ્ર વિરોધ કરનારા એક કે અનેક પક્ષોમાં વહેંચાઈ ગયો નહોતો, અને ઉપરથી તો બધાને તે એક સંગઠિત અને સંપથી લડત ચલાવનાર મંડળ લાગતું હતું.

આમ કુઓ-મીન-ટાંગના યુરોપી પ્રતિનિધિઓએ પીડિત પ્રજાઓની પરિષદના ખ્યાલને વધાવી લીધો; કદાચ બીજા કેટલાક લોકો સાથે મળીને તેમણે જ એ વિચારની શરૂઆત કરી હોય એમ પણ બન્યું હોય. કેટલાક સામ્યવાદીઓ અને તેમની વિચારસરણી સુધી લગભગ પહોંચી ગયેલા બીજા કેટલાક લોકો આ યોજનાના આરંભથી જ તેના સમર્થનમાં હતા, પરંતુ એકંદરે સામ્યવાદી તત્ત્વ પાછળ રહીને કામ કરતું હતું. અમેરિકાનાં સંયુક્ત રાજ્યોના આર્થિક શોષણયુક્ત સામ્રાજ્યવાદથી

ચિડાયલાં લૅટિન* અમેરિકાનાં રાજ્યો તરફથી પણ આ યોજનાને સક્રિય અનુમોદન અને સહાય મળ્યાં. રાજ્યવ્યવસ્થામાં મૂળગત ફેરફારો કરવાની નીતિ સ્વીકારનારું અને તેવી જ વિચારસરણી ધરાવતા પ્રમુખવાળું મેક્સિકો પણ અમેરિકાનાં સંયુક્ત રાજ્યોની સામે થડાના લૅટિન* અમેરિકાનાં રાજ્યોના સમૂહની આગેવાની લેવાને તત્પર હતું; અને તેથી મેક્સિકોએ બ્રસેલ્સની પરિષદ વિષે ખૂબ રસ બતાવ્યો. વિધિપુરઃસર તો મેક્સિકોની સરકાર પરિષદમાં ભાગ લઈ શકે એમ નહોતું, પરંતુ તટસ્થ નિરીક્ષક તરીકે હાજર રહેવાને પોતાના એક રાજનીતિકુશળ આગેવાન અધિકારીને તેણે મોકલી આપ્યો હતો.

જાવા, ઇન્ડો-ચાઇના (હિન્દી ચીન), પૅલેસ્ટાઇન, સીરિયા, ઇજિપ્ત, ઉત્તર આફ્રિકાના આરબો અને આફ્રિકાના સીદીઓની રાષ્ટ્રીય સંસ્થાઓના પ્રતિનિધિઓ પણ બ્રસેલ્સમાં હાજર રહ્યા હતા. તે ઉપરાંત મજૂર હિલચાલની ઉદ્દામ શાખાનાં અનેક મંડળોનું પ્રતિનિધિત્વ પણ હતુ, અને એક પેઢીથી યુરોપની મજૂર લડતોમાં આગેવાની ભર્યો ભાગ લેનારા કેટલાક પ્રસિદ્ધ પુરુષો પણ હાજર હતા. સામ્યવાદીઓએ પણ પરિષદમાં હાજર રહી તેની કાર્યવાહીમાં અગત્યનો ભાગ લીધો હતો; પરંતુ તે બધા સામ્યવાદીઓ તરીકે નહિ પરંતુ મજૂરસંઘો અથવા એ જ જાતનાં બીજાં મંડળોના પ્રતિનિધિઓ તરીકે હાજર થયા હતા.

પરિષદના પ્રમુખ તરીકે જ્યૉર્જ લૅન્સબરીની વરણી થઈ અને તેણે અસરકારક ભાષણ કર્યું. જ્યૉર્જ લૅન્સબરી જેવાને પરિષદનું પ્રમુખપદ આપવામાં આવ્યું એ જ વાત એટલું સિદ્ધ કરવાને બસ હતી કે એ પરિષદ કેવળ એક તોફાની ટોળું ન હતી, કે સામ્યવાદનું એક પૂછડું ન હતી. પરંતુ એટલું તો

---

* લૅટિન અમેરિકાના એટલે મેક્સિકો, બ્રાઝીલ, બોલીવિયા વ૦ અમેરિકાના પ્રદેશો — જ્યાં લૅટિન ભાષામાંથી નીકળેલી ભાષા બોલનારા લોકો યુરોપમાંથી જઈને વસેલા છે, દા. ત. ફ્રેંચ, ઇટલિયન, સ્પૅનિસ, પોર્ટુગીઝ લોકો. — ભા. ક.

નિઃશંક કહી શકાય કે એ સંમેલનનું સામ્યવાદીઓ તરફ મૈત્રીનું વલણ હતું અને કેટલીક બાબતોમાં તેમની સાથે એકમત ન હોવા છતાં બન્ને વચ્ચે સામાન્ય કાર્યક્રમને માટે અનેક મુદ્દાઓ દેખાતા હતા.

આ પરિષદના ઠરાવથી રચાયેલા કાયમી મંડળ—સામ્રાજ્યવાદવિરોધી સંઘ—ના પ્રમુખ થવાનું મિ. લૅન્સબરીએ સ્વીકાર્યું. પરંતુ પોતાના અવિચારી નિર્ણય માટે તેને થોડા જ વખત પછી પશ્ચાત્તાપ કરવો પડ્યો. અથવા એમ પણ બન્યું હોય કે બ્રિટિશ મજૂરપક્ષના તેના સાથીઓએ એ કાર્યને નાપસંદ કર્યું હોય. બ્રિટિશ મજૂરપક્ષ તે વખતે પાર્લમેન્ટમાંના વિરોધ પક્ષને સ્થાને હતો અને થોડા જ સમયમા તેમાંથી વિકાસ પામીને બ્રિટિશ સરકારપક્ષને સ્થાને બિરાજવાનો હતો; એટલે ભવિષ્યનો એક બ્રિટિશ પ્રધાન આવું જોખમકારક અને ક્રાન્તિકારી રાજકારણ કેમ ડહોળી શકે? એટલે મિ. લૅન્સબરીએ બીજા કામકાજના ભારે દબાણનું કારણ બતાવી પ્રમુખપદનું રાજીનામુ આપ્યુ; પાછળથી તેણે સંઘના સભ્ય તરીકેનું પણ રાજીનામુ આપ્યું. બેથી ત્રણ માસ પૂર્વે જ જેના ભાષણ પ્રત્યે મને આદર થયો હતો તે જ વ્યક્તિમાં આવો એકાએક ફેરફાર થયેલો જોઈને મને ખૂબ આઘાત થયો.

તેમ છતાં સામ્રાજ્યવાદવિરોધી સંઘના મુરબ્બીઓમાં ઘણા પ્રસિદ્ધ પુરુષો હતા. તે પૈકી એક તો આઈનસ્ટાઈન[૧], શ્રીમતી સુન-યત-સૅન[૨], અને રોમે રોલાં[૩] પણ હતાં. ઘણા માસ પછી આઈનસ્ટાઈને રાજીનામું આપ્યું, કેમકે પૅલેસ્ટાઈનમાંના આરબ અને યહૂદી લોકોની તકરારોમાં સંઘની આરબોની તરફેણ કરવાની નીતિ સાથે તે સંમત ન થઈ શક્યા.

---

૧. સુપ્રસિદ્ધ જર્મન વૈજ્ઞાનિક; જે યહૂદી હોઈ આજે અમેરિકામાં દેશવટો ભોગવે છે.

૨. સ્વતંત્ર ચીનના પ્રથમ પ્રમુખનાં વિધવા પત્ની.

૩. સુપ્રસિદ્ધ સામ્રાજ્યવાદવિરોધી ફ્રેંચ સાક્ષર. —ભા. ક.

બ્રસેલ્સ પરિષદ અને સામ્રાજ્યવાદવિરોધી સંઘની સમિતિની જુદે જુદે વખતે જુદે જુદે સ્થળે મળેલી સભાઓમાંથી સંસ્થાનોના તેમજ પરાધીન દેશોના પ્રશ્નો સમજવામાં મને ખૂબ મદદ થઈ. તે ઉપરથી જ પશ્ચિમની મજૂરદુનિયામાંના આંતરકલહોમાં ઊંડે ઊતરવાની દૃષ્ટિ પણ મને મળી. એ કલહોની મને કંઈક માહિતી તો હતી જ; એ વિષે મારા વાંચવામાં પણ આવેલું પરંતુ મારા જ્ઞાનમાં વાસ્તવિક સંપર્કની ઊણપ હતી, અને મારો વ્યક્તિગત સંપર્ક સમૂળગો નહોતો. પરિષદ પછી એ વ્યક્તિગત સંપર્ક હું સાધી શક્યો અને કેટલીક વખત આ આંતરકલહોનું દર્શન કરાવતા પ્રશ્નોના નિરાકરણમાં મારે ભાગ લેવો પડતો. બીજા* આંતરરાષ્ટ્રીય શ્રમજીવીસંઘ અને ત્રીજા આંતરરાષ્ટ્રીય શ્રમજીવી-સંઘ પૈકી મારી સહાનુભૂતિ ત્રીજા આંતરરાષ્ટ્રીય શ્રમજીવીસંઘને માટે હતી. વિશ્વયુદ્ધ દરમિયાન અને ત્યાર પછીની બીજા આંતર-રાષ્ટ્રીય શ્રમજીવીસંઘની કાર્યવાહીથી મને તેના પ્રત્યે ભારે અરુચિ પેદા થઈ હતી, અને તેના એક પ્રમુખ આધારસ્તંભ (એટલે કે બ્રિટિશ મજૂરપક્ષ)ની નીતિરીતિનો અમને હિંદમાં ઠીક ઠીક અંગત અનુભવ પણ હતો. એટલે અનિવાર્ય રીતે મારી ભાવના સામ્યવાદ તરફ થઈ કેમકે તેના બીજા ગમે તે દોષો હોય તો પણ તેમાં દંભ નહોતો અને સામ્રાજ્યવાદ નહોતો. મારું સામ્યવાદ તરફનું અનુસરણ આમ તેના સિદ્ધાન્તોને અનુલક્ષીને નહોતું. કેમકે તે સિદ્ધાન્તોની બારીકીઓ અથવા તેના સૂક્ષ્મ મુદ્દાઓનું મને ઝાઝું

---

*આખા યુરોપના શ્રમજીવીઓના થયેલા સંઘનાં આ નામો છે. પ્રથમ સંઘ (માર્ક્સે સ્થાપેલો) તો નામનો જ હતો. બીજો સંઘ ૧૮૮૯ માં સ્થપાયો. તે બળવાન ઠરાવો કરતો, પણ ઠરાવોના અમલ ભાગ્યે જ થતા. મૂડીવાદી રાજ્યોના તરફથી તેમના રાજ્યતંત્રમાં તેમજ લડાઈમાં કદી ભાગ ન લેવાના તેના ઠરાવ ૧૯૧૪–૧૮ના વિશ્વયુદ્ધમાં ક્યાંય ઊડી ગયા. એટલે ૧૯૧૯માં બોલ્શેવિક લોકોએ ત્રીજો આંતરરાષ્ટ્રીય શ્રમજીવીસંઘ સ્થાપ્યો. એ સંઘની કાર્યપ્રણાલી ક્રાંતિકારક છે, અને એના હેતુઓમાં જગતમાં મૂડીવાદનું નિકંદન અને શ્રમજીવીઓની સરમુખત્યારી સ્થાપવાના હેતુઓ મુખ્ય છે. બીજા સંઘો જ્યારે સુધારક મનાતા ત્યારે આ ત્રીજો એ ક્રાંતિકારક મનાય છે.

—ભા. ક.

જ્ઞાન નહોતું, તે સમયે તો સામ્યવાદના બાહ્ય સ્વરૂપ પૂરતો જ મારો તેની સાથેનો પરિચય હતો. આ બાહ્ય સ્વરૂપથી અને રશિયામાં થતાં જબરદસ્ત પરિવર્તનોથી હું તેના તરફ આકર્ષાયો. પરંતુ સામ્યવાદીઓનું આપખુદ વર્તન, તેમની ઝઘડો વહોરવાની અને કંઈક અંશે અશિષ્ટ રીતિઓ અને તેમની સાથે અસંમત થનાર સૌની નિંદા કરવાની તેમની ટેવ એ બધાથી મને ઘણીવાર ચીડ ચડતી. મારું આ વલણ સામ્યવાદીઓને તો બેશક તેમનો શબ્દ વાપરું તો મારી 'બૂર્ઝ્વા' (મધ્યમવર્ગીય) કેળવણી અને ઘડતરનું પરિણામ લાગ્યું હશે.

સામ્રાજ્યવાદવિરોધી સંઘની અમારી સમિતિઓની સભાઓમાં દલીલોની નાની નાની બાબતોમાં હું ઘણુંખરું અંગ્રેજ-અમેરિકન મબ્યોને પક્ષે રહેતો એ વિચિત્ર વાત કંઈક નોંધવા જેવી છે. કંઈ નહિ તો કાર્યની પદ્ધતિની બાબતમાં અમારાં વલણમાં એક પ્રકારનું સામ્ય જણાતું. ટાહેલા જેવા લાગતા, આડંબરી, અને મોટા જાહેરનામા જેવા ઠરાવો સામે અમે વાંધો ઉઠાવતા. અમારી રુચિ કંઈક વધારે સાદા અને ટૂંકા ઠરાવોની પદ્ધતિ પ્રત્યે હતી, પરંતુ ઇંગ્લંડ સિવાયના બીજા યુરોપિયન લોકોની પરંપરા એથી ભિન્ન હતી. તે ઉપરાંત સમિતિમાંના સામ્યવાદી અને બિનસામ્યવાદી તત્ત્વો વચ્ચે પણ વારંવાર મતભેદ ઊઠતો. ઘણુંખરું અમે સમાધાન કરવામાં સંમત થતા. પાછળથી અમે બધા સૌ સૌને વતન પાછા ફર્યા એટલે ત્યાર પછીની સમિતિની સભાઓમાં હાજર નહોતા રહી શકયા.

સામ્રાજ્યવાદી રાજ્યોની સંસ્થાનિક કચેરીઓ અને પરદેશ-ખાતાંની કચેરીઓ બ્રસેલ્સ પરિષદને કંઈક ગભરાટથી જોતી. બ્રિટિશ પરદેશ ખાતાના પ્રસિદ્ધ લેખક 'અગૂરે' પોતાના એક પુસ્તકમાં એ પરિષદનો કંઈક ચમકાવે એવો ક્યાંક ક્યાંક ઠેકડી કરનારો હેવાલ આપ્યો છે. ખુદ પરિષદમાં અનેક આંતરરાષ્ટ્રીય જાસૂસો હાજર રહ્યા હોય એવો સંભવ છે, અરે પરિષદના પ્રતિનિધિઓમાંથી પણ અનેક જાસૂસી ખાતાંઓના પરિષદના પ્રતિનિધિઓ હશે. આનું મને એક રમૂજી ઉદાહરણ જોવાને મળેલું. પૅરિસમાં રહેતા મારા એક અમેરિકન મિત્રની ફ્રેંચ જાસૂસી

ખાતાના એક ફ્રેંચ નાગરીકે મુલાકાત લીધી. કેટલીક બાબતોની તપાસ કરવાને માટે લેવાયેલી આ એક તદ્દન મિત્રતાભરેલી મુલાકાત હતી. તપાસ પૂરી થયા પછી પેલા ફ્રેંચે મારા અમેરિકન મિત્રને કહ્યું કે આપણે પહેલાં મળ્યા છીએ એટલે તમે મને ઓળખી તો શકયા હશો જ. અમેરિકન મિત્રે ખૂબ તાકીતાકીને જોયું પરંતુ તેઓ કયાં અને કયારે મળેલા તે કંઈ તે યાદ ન કરી શકયો. એટલે તે ફ્રેંચ જાસૂસે તેને જણાવ્યું કે આપણે બને બ્રસેલ્સ પરિષદમાં મળેલા. હું ત્યાં મારું મોં, હાથપગ વગેરે બધું કાળું રંગીને હબસી પ્રતિનિધિ તરીકે હાજર રહ્યો હતો!

સામ્રાજ્યવાદવિરોધી સંઘની સમિતિની એક સભા કોલનમાં મળેલી અને મેં તેમાં હાજરી આપી હતી. સમિતિની સભા પૂરી થયા પછી સાકો-વાંઝેટી* વિષેની એક સભામાં હાજર રહેવાને ડુસેલડોર્ફ નામના એક પાસેના સ્થળે જવાનું અમને નિમંત્રણ મળ્યું. ત્યાં ઘણાખરા લોકોના પાસપોર્ટો તેમની પાસે જ હતા પણ મારો પાસપોર્ટ હું કોલનમાં મારી હોટેલમાં જ મૂકી આવ્યો હતો અને અમે ડુસેલડોર્ફ થોડા કલાકને માટે જ ગયેલા. પણ મને એટલા ખાતર પોલીસચોકીએ લઈ ગયા. સારે નસીબે આ વિટંબણામાં ભાગ ભરવાને મારી સાથે એક અંગ્રેજ અને તેની પત્ની મારાં સાથી થયાં હતાં. તેમણે પણ તેમના પાસપોર્ટ કોલોનમાં રહેવા દીધા હતા. અમને ત્યાં એકાદ કલાક રોકી ઘણુંખરું તે દરમિયાન ટેલિફોનથી તપાસ કરીને પોલીસના વડાએ છોડી દેવાની મહેરબાની કરી.

પાછળનાં વર્ષોમાં સામ્રાજ્યવાદવિરોધી સંઘ સામ્યવાદ તરફ વિશેષ વળી ગયો, પરંતુ મને જે માહિતી છે તે પરથી હું કહી શકું કે તેની વિશિષ્ટ પ્રકૃતિ અને લક્ષણ તેણે કદી છોડી દીધાં નથી. હું માત્ર પત્રવહેવાર દ્વારા તેની સાથે જરા દૂરનો સંપર્ક જ રાખી શકયો. ૧૯૩૧માં, સરકાર અને મહાસભા વચ્ચે થયેલી

* બે ઈટલિયન મજૂર કાર્યકર્તાઓ જેમને અમેરિકન સરકારે ખોટા કેસ કરીને ફાંસીની સજા ફરમાવેલી. આખી મજૂર દુનિયામાં આ ઘટનાથી ભારે ખળભળાટ થયેલો. — ભા. ક.

દિલ્લીની સંધિમાં મે જે ભાગ લીધેલો તેને કારણે સંઘ માગ પર ખૂબ રોષે ભરાયો અને તેણે મને સંપૂર્ણ વિધિપુરઃસર ન્યાતબહાર ઠરાવી મારી સાથેનો વહેવાર છેક બંધ કરી દીધો — અથવા વધારે ચોક્કસ શબ્દોમા વર્ણન કરું તો કંઈક ઠરાવ કરીને મને સંઘમાથી બરતરફ કરવામા આવ્યો. મારે કબૂલ કરવુ જોઈએ કે સંઘને આવુ પગલુ લેવાને અને મારા પર ગુસ્સે થવાને ઠીક ઠીક કારણ મળ્યુ હતું, પરંતુ મારી પરિસ્થિતિનો ખુલાસો કરવાની એકાદ પણ તક મને આપવામાં આવી હોત તો કંઈ ખોટુ નહોતુ.

૧૯૨૭ના ઉનાળામા માગ પિતાશ્રી યુરોપ આવ્યા હું તેમને વેનિસમા મળ્યો અને તે પછીના થોડા માસ દરમ્યાન અમે ઘણી વખત સાથે રહ્યા. નવેમ્બર માસમા, સોવિયેટ સરકારના દશમા જયન્તી ઉત્સવને પ્રસંગે અમે બધા એટલે હું, પિતાશ્રી, મારી પત્ની અને મારી નાની બેન, મોસ્કોની ટૂંકી મુનાકાત લઈ આવ્યાં એ મુનાકાત ખૂબ જ ટૂંકી હતી, મૉસ્કોમાં અમે માત્ર ત્રણ કે ચાર દિવસ રહ્યા હોઈશું, જવાનુ પણ છેક છેલ્લી ઘડીએ નક્કી કરેલુ પરંતુ અમે ગયા એથી અમને બહુ જ આનંદ થયો, કારણ એટલી ઝાખી પણ મેળવવા જેવી હતી. એટલી ઝાખીથી નૂતન રશિયા વિષે અમને બહુ જાણવાનું ન મળ્યુ, મળી શકે એમ પણ નહોતું, પરંતુ અમારા વાચનને માટે જે સમજની ભૂમિકા આવશ્યક હતી તે તો જરૂર મળી રહી મારા પિતાશ્રીને તો આવા સોવિયેટ અને સમૂહવાદી ખ્યાલો તદ્દન નવા જ હતા તેમનું આખું ઘડતર કાયદાશાસ્ત્રીનું અને બંધારણવાદીનુ હતું, એ ઘડતરના ચોકઠામાંથી બહાર નીકળવુ તેમને માટે મુશ્કેલ હતું પરંતુ મોસ્કોમાં તેમણે જે જોયુ તેનાથી તેમના મન પર ચોક્કસ પ્રબળ છાપ પડી હતી

સાઈમન કમિશન વિષેની પ્રથમ જાહેરાત થઈ ત્યારે અમે મૉસ્કોમા હતા ત્યાર પછી થોડા દિવસ રહીને સર જૉન સાઈમનના સાથમા પિતાશ્રીને પ્રિવી કાઉન્સિલ સમક્ષ એક અપીલને માટ ઊભા રહેવાનું હતું આ અપીલ એક જૂના જમીનદારી મુકદ્દમાને અંગે હતી એ મુકદ્દમાની શરૂઆતમાં ઘણા

વર્ષો પૂર્વે હું પણ કોર્ટમાં વકીલ તરીકે ઊભો રહેલો. મને તે મુકદ્દમામાં એથી વિશેષ કશો બીજો રસ નહોતો પરંતુ સર જોન સાઈમનની સૂચનાથી એક પ્રસંગે મસલતને માટે મારે તેની કચેરીમાં પિતાશ્રીની સાથે જવાનું થયેલું.

આમ ૧૯૨૭નો અંત પાસે આવી પહોંચ્યો. અમારું યુરોપમાં રહેવાનું વધારે પડતું લંબાયું હતું. પિતાશ્રીનું યુરોપ આવવાનું ન થયું હોત તો અમે વતન વહેલાં પાછાં ફર્યાં હોત. પાછા ફરતાં યુરોપના અગ્નિખૂણાના વિભાગમાં, તુર્કસ્તાનમાં અને ઇજિપ્તમાં થોડો સમય ગાળવાનો અમારો ઇરાદો હતો. પરંતુ હવે તે માટે સમય રહ્યો નહોતો, અને નાતાલમાં મદ્રાસમાં મળનારા મહાસભાના અધિવેશનમાં વખતસર પહોંચી જવાની મને અધીરાઈ હતી. એટલે હું, મારી પત્ની, મારી બહેન અને મારી પુત્રી ડિસેમ્બરમાં માર્સેલ્સથી કોલંબો જવાને આગબોટ પર ચડ્યાં. પિતાશ્રી યુરોપમાં ત્યાર પછી બીજા ત્રણ માસને માટે રોકાયા.

૨૪

## હિંદ આવીને પાછા રાજકારણમાં

યુરોપથી હું સરસ માનસિક અને શારીરિક તબિયત મેળવીને પાછો ફર્યો. મારી પત્નીની પ્રકૃતિ હજી તદ્દન સુધરી નહોતી પરંતુ પહેલાંના કરતાં તેમાં ઘણો સુધારો થયેલો હોવાથી તે વિષેની મારી ચિન્તામાંથી હું મુક્ત થયો હતો. હું સંપૂર્ણ શક્તિ અને સ્ફૂર્તિ અનુભવતો હતો તેમજ પૂર્વે વારંવાર મંથન અને નિષ્ફળતાની જે ભાવનાથી મારું હૃદય વ્યાકુળ થતું તે હવે તરતને માટે તો અદૃશ્ય થઈ હતી. મારી દૃષ્ટિનો વિસ્તાર વધ્યો હોઈ રાષ્ટ્રવાદનો ધર્મ મને ચોક્કસપણે અપૂર્ણ અને સંકુચિત લાગવા માંડ્યો. રાજકીય સ્વતંત્રતા અને પૂર્ણ સ્વરાજ આવશ્યક તો ખરાં જ પરંતુ તે યોગ્ય દિશા તરફના પ્રસ્થાન તરીકે જ; પરંતુ સામાજિક મુક્તિ અને સમાજની તેમજ રાજ્યસંસ્થાની સમાજવાદને અનુસરતી રચના વિના વ્યક્તિનો અથવા દેશનો વિકાસ શક્ય નથી, એવી મારી ભાવના થઈ હતી. દુનિયાનું રાજકારણ અને તેની પ્રવૃત્તિઓના પ્રવાહોની મારી સમજ વિશેષ સ્પષ્ટ થઈ હતી અને સતત પરિવર્તનશીલ જગત પરની મારી બુદ્ધિની પકડ વધારે દૃઢ બની હતી. પ્રચલિત રાજકારણ અને ઇતિહાસ જ નહિ પરંતુ બીજા, સંસ્કૃતિ અને વિજ્ઞાનના મને રસ આપતા વિષયોનું મારું વાચન પણ ઘણું વધ્યું હતું. યુરોપ અને અમેરિકામાં થતાં રાજકીય, આર્થિક અને સંસ્કૃતિનાં વિશાળ પરિવર્તનોનો અભ્યાસ મને આકર્ષક થઈ પડ્યો. કેટલીક અણગમો ઉત્પન્ન કરે એવી તેની બાજુઓ હોવા છતાં સોવિયેટ રશિયાએ મને પુષ્કળ આકર્ષ્યો અને જગત સમક્ષ એ આશાનો એક સંદેશ રજૂ કરે છે એમ પણ મને લાગ્યું. વીસમી સદીના બીજા દશકાનાં વચગાળાનાં વર્ષોમાં યુરોપ એક રીતે ઠરીઠામ થવાના પ્રયાસો કરતું હતું; પાછળથી આવેલી આર્થિક મંદીનો પડછાયો હજી તેના ઉપર

પડયો નહોતો. પરંતુ હું એવી દઢ માન્યતા લઈને પાછો ફર્યો કે આ પ્રયાસો માત્ર ઉપર ઉપરના જ છે અને નજદીકના ભવિષ્યમાં જ યુરોપના તેમજ જગતના ભાવીમાં મોટા મોટા સ્ફોટ અને ભારે પરિવર્તનો નિર્માણ થયેલાં છે.

આ ભવિષ્યની જગદ્વ્યાપી ઘટનાઓ માટે આપણા દેશને કેળવવો તેમજ તૈયાર કરવો — બની શકે તેટલે અંશે તેમને માટે તૈયાર થઈ રહેવું એ તરતનું પ્રથમ કાર્ય છે એમ મને થયું. આ તૈયારી બેશક ઘણે અંશે વિશિષ્ટ વિચારસરણી કેળવવાને અંગે જ હોઈ શકે. સૌથી પ્રથમ તો રાજકીય પૂર્ણસ્વરાજ્યના ધ્યેય વિષે કોઈ પણ જાતની શંકા ન રહેવી જોઈએ. એ ધ્યેય સાંસ્થાનિક દરજ્જા (ડોમિનિયન સ્ટેટસ) ના સ્વરાજની મોઘમ અને ભ્રમજનક વાતોથી સમૂળું ભિન્ન છે એ સ્પષ્ટપણે સમજાવું જોઈએ. ત્યાર પછી રહ્યું સામાજિક પુનર્ઘટનાનું ધ્યેય. તરતમાં મહાસભા એ દિશામાં બહુ આગળ વધે એવી અપેક્ષા વધારે પડતી છે એમ મને લાગ્યું. મહાસભા કેવળ રાજકીય અને રાષ્ટ્રવાદી સંસ્થા હોઈ બીજી દિશાઓમાં વિચાર કરવાનો તેને અનુભવ નહોતો. પરંતુ આ દિશામાં પણ કંઈક પ્રારંભ તો કરી શકાય એમ હતું. મહાસભાની બહાર મજૂરમંડળોમાં અને યુવકોમાં સામાજિક પુનર્ઘટનાની વિચારસરણીને ઠીક ઠીક ગતિ આપી શકાય એવી સ્થિતિ હતી. આ હેતુથી મહાસભાના કોઈ પણ અધિકારના સ્થાનથી અલગ રહેવાનો મેં ઇરાદો રાખ્યો હતો. એ ઉપરાંત દૂરનાં ગામડાંઓમાં જઈને તેમની સ્થિતિનો અભ્યાસ કરવાને માટે થોડાક માસ ગાળવાનો પણ કંઈક ઝાંખો ખ્યાલ મેં કરી રાખ્યો હતો. પરંતુ 'મન મનકી હિ માહી રહી' અને એક પછી એક બનતા બનાવો મને ફરી પાછા મહાસભાના રાજકારણના વમળમાં ખેંચી ગયા.

મદ્રાસ પહોંચતાંની સાથે જ હું એ વમળમાં ખેંચાયો. મહાસભાની કાર્યવાહક સમિતિ સમક્ષ ઠરાવો — પૂર્ણ સ્વતંત્રતા, ભાવી યુદ્ધનો ભય, સામ્રાજ્યવાદવિરોધી સંઘ સાથેનો સંબંધ વગેરે વિષે અનેક ઠરાવો — નો નાનો સરખો એક ભારો મેં રજૂ કર્યો. એમાંના લગભગ બધા જ ઠરાવોનો સ્વીકાર કરીને

સમિતિએ તેમને પોતાના ત્રિપિુરાસ્રના ઠરાવો બનાવ્યા. મહાસભાના જાહેર અધિવેશન સમક્ષ એ બધા મારે જ રજૂ કરવા પડ્યા, અને મને આશ્ચર્ય એ થયું કે તે બધાનો લગભગ એકમતે સ્વીકાર થયો. સંપૂર્ણ સ્વતંત્રતાના ઠરાવનું તો ખુદ શ્રીમતી બેસન્ટે સમર્થન કર્યું. આમ ચારે તરફથી મળતા સમર્થનથી મને સંતોષ ઉપજે એ સ્વાભાવિક હતું, પરંતુ મને વસવસો રહ્યા કરતો હતો કે કાં તો આ ઠરાવોનો મારો જે અર્થ છે તે સમજાયો નથી અથવા લોકોએ તેના શબ્દોનો પોતાને અનુકૂળ અર્થ કરી લીધો છે. મહાસભાનું અધિવેશન સમાપ્ત થયા પછી તરત જ સંપૂર્ણ સ્વતંત્રતાના ઠરાવના અર્થ વિષે ઊભા થયેલા ઊહાપોહ ઉપરથી એ પરિસ્થિતિ સ્પષ્ટ થઈ.

મહાસભા સમક્ષ સામાન્ય રીતે રજૂ થતા ઠરાવો કરતાં મારા ઠરાવો કંઈક ભિન્ન પ્રકારના હતા; તે બધામાં એક નવીન દૃષ્ટિ સમાયેલી હતી. ઘણા મહાસભાવાદીઓને એ ઠરાવો બેશક પસંદ પડ્યા. બીજા કેટલાકને તેમના પ્રત્યે કંઈક મોઘમ અણગમો પણ થયો પરંતુ એ અણગમો એટલો બધો નહોતો કે તેમને વિરોધ કરવાને પ્રેરે. આ ઠરાવોને નાપસંદ કરનારા વર્ગોનો કંઈક એવો ખ્યાલ હોવો જોઈએ કે એ ઠરાવો માત્ર તત્ત્વચર્ચા પૂરતા જ છે અને એમનો નિકાલ કરવાનો સારામાં સારો રસ્તો એ છે કે તેમને માન્ય રાખી લઈને વધારે ઉપયોગી બાબતોમાં પડી જવું. આમ પાછળથી એક બે વર્ષ પછી મહાસભાની જે એક જીવન્ત અને અદમ્ય પ્રેરણા પૂર્ણ સ્વરાજના ઠરાવથી વ્યક્ત થઈ તે આ સમયે એ ઠરાવમાં સમાઈ નહોતી: મદ્રાસમાં તો એ ઠરાવથી માત્ર એક વિસ્તૃત અને વધતી જતી ભાવના જ વ્યક્ત થઈ.

ગાંધીજી મદ્રાસ આવ્યા હતા અને મહાસભાની ખુલ્લી બેઠકમાં હાજરી પણ આપતા, પરંતુ તેની નીતિ ઘડવામાં તેમણે કશો ભાગ નહોતો લીધો. કાર્યવાહક સમિતિના તે સભ્ય હતા છતાં તેમણે તેની સભાઓમાં હાજરી આપી નહોતી. સ્વરાજપક્ષનો પ્રભાવ વધ્યા પછી મહાસભાના રાજકારણ પ્રત્યે તેમનું સામાન્ય વલણ એ જ પ્રકારનું રહ્યું હતું. પરંતુ તેમની

સલાહ વારંવાર લેવામાં આવતી અને તેમની જાણ બહાર ભાગ્યે જ કોઈ અગત્યની બાબત બનતી. મેં રજૂ કરેલા ઠરાવો તેમને પસંદ પડ્યા હતા કે નહિ તેની મને બરાબર માહિતી નથી, ઠરાવોમાં જે બાબતો સમાવવામાં આવી હતી તે કારણે નહિ પરંતુ તે બધામાંથી વ્યક્ત થતા વલણ અને દૃષ્ટિને કારણે તેમને તે નાપસંદ પડેલા એવો મને કંઈક ભાસ છે. પરંતુ તેમણે તે ઠરાવોની કોઈ પણ પ્રસંગે ટીકા કરી નથી. મારા પિતાશ્રી તો તે વખતે દૂર યુરોપમાં હતા.

સાઈમન કમિશનને વખોડી કાઢનારો અને તેના બહિષ્કારની હાકલ કરનારો ઠરાવ મહાસભાએ ચર્ચ્યો ત્યારે તે જ બેઠકમાં થયેલા પૂર્ણ સ્વાતંત્ર્યના ઠરાવમાં રહેલી અનિવાર્યતાના તરીકે આવી એ બહિષ્કારના ઠરાવમાંથી જ નિષ્પન્ન થનારો, હિંદને માટે એક રાજ્યબંધારણ ઘડવાને માટે સર્વપક્ષી પરિષદ યોજવાની દરખાસ્ત રજૂ કરનારો ઠરાવ મૂકવામાં આવ્યો. એ તો સ્પષ્ટ જ હતું કે મધ્યમમાર્ગી લોકો જેમની સાથે એ ઠરાવને અનુસરીને સહકાર સાધવાની આવશ્યકતા હતી તેઓ પૂર્ણ સ્વાતંત્ર્યની ભાષામાં વિચાર કરી શકે એમ નહોતું. બહુ થાય તો તેમની ગતિ કંઈક પ્રકારના સાંસ્થાનિક દરજ્જાના સ્વરાજ સુધી પહોંચતી.

વળી પાછો હું મહાસભાના મંત્રીપદે આવી ગયો. આને માટે કેટલાંક અંગત કારણો હતાં. તે વર્ષના પ્રમુખ ડૉ. મુખ્તાર અહમદ અન્સારી મારા જૂના અને પ્રિય મિત્ર હતા. તેમની પોતાની ઇચ્છા એ એક કારણ અને બીજું કારણ એ કે મેં રજૂ કરેલા ઘણાખરા ઠરાવો માન્ય થયા હતા એટલે તેમનો અમલ કરાવવામાં મારે જાતે જવાબદારી લેવી જ જોઈએ. એ માન્યું કે સર્વ-પક્ષીય પરિષદ વિષેના ઠરાવથી મારા ઠરાવોની અસર કંઈક અંશે મારી ગઈ હતી. આમ છતાં કરવાનું શેષ ઘણું રહેલું હતું. પણ મેં મહાસભાના મંત્રીમંડળમાં અધિકારનું સ્થાન પાછું સ્વીકાર્યું તેનું વાસ્તવિક કારણ બીજું જ હતું — મને ભય એ હતો કે સર્વપક્ષીય પરિષદની અસરથી અથવા બીજા કોઈક કારણથી મહાસભાની વૃત્તિ નરમ બની જશે અથવા તે પોતાની ટેક મોળી પડે એવી પરિસ્થિતિમાં ઘસડાઈ જશે. મને એની વૃત્તિ ચંચળ

લાગતી હતી. કોઈકવાર તે એક છેડે જઈને બેસતી તો કોઈવાર બીજે છેડે. બની શકે તેટલા પ્રયાસથી મારો પોતાનો આશય મહાસભાને મધ્યમમાર્ગી નીતિ તરફ ઝૂકતી અટકાવી તે પૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેયને વળગી રહે એમ કરવાનો હતો.

દર વર્ષે રાષ્ટ્રીય મહાસભાને ટાણે તેની છાયામાં બીજાં અનેક પ્રકારનાં ઉપસંમેલનો થાય છે. મદ્રાસમાં આવું એક ઉપસંમેલન તે વરસે પોતાનું પહેલું (અને છેલ્લું) અધિવેશન ભરનાર 'લોકતંત્રવાદી પરિષદ' (રિપબ્લિકન કોન્ફરન્સ)નું હતું. મને તે અધિવેશનના પ્રમુખ થવાને નિમંત્રણ મળ્યું. હું પોતાને પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિનો અનુયાયી સમજતો હતો એટલે મને એ કલ્પના પસંદ પડી. પરંતુ આ નવા સાહસની પાછળ કોણ હતું એની મને જાણ ન હોવાથી મને એ સ્થાન સ્વીકારતાં કંઈક સંકોચ થતો હતો, કેમકે ચોમાસામાં કાગડાની ટોપીની જેમ એકાએક ઊગી આવતી અને તુરત લુપ્ત થઈ જતી પ્રવૃત્તિઓ સાથે જોડાવાનો મારો જરા પણ આશય નહોતો. આખરે એ પરિષદનો પ્રમુખ તો હું થયો ખરો, પરંતુ તે માટે મને પાછળથી પસ્તાવો થયો, કારણ કે બીજી અનેક પ્રવૃત્તિઓની માફક આ પરિષદ પણ પરિણામશૂન્ય નીવડી. કેટલાયે મહિના સુધી પરિષદે પસાર કરેલા ઠરાવોના મુસદ્દા મેળવવાનો મેં પ્રયત્ન કર્યો પણ મારો પ્રયાસ સાવ નિષ્ફળ ગયો. આપણા લોકોને નવી નવી પ્રવૃત્તિઓ ઉપાડવાનો કેવો શોખ છે અને પાછળથી તે પ્રવૃત્તિઓ વિસારી મૂકી આપણે તેમનું શું થાય છે તે જોવાને પણ થોભતા નથી એ જોઈને ખરેખર મોટું અચરજ ઊપજે છે. દીર્ઘ ઉદ્યોગપૂર્વક આપણે કોઈ વસ્તુની પાછળ મંડી રહેતા નથી એવી જે આપણી સામે ટીકા થાય છે તે ઘણે અંશે વાસ્તવિક છે.

મહાસભાનું અધિવેશન સમાપ્ત થયા પછી અમે બધા સૌ સૌને સ્થાને પહોંચવાને વેરાઈ જઈએ તે પહેલાં જ હકીમ અજમલખાનનું દિલ્લીમાં અવસાન થયાના સમાચાર મળ્યા. મહાસભાના એક સમયના પ્રમુખ તરીકે તે તેના વડીલ મુત્સદ્દીઓ પૈકીના એક હતા; બલકે તે મહાસભાને માટે એથી પણ કંઈક વિશેષ હતા,

અને મહાસભાની આગેવાની કરનારા મંડળમાં તેમનું સ્થાન અનન્ય હતું આધુનિકતાના જરા પણ સ્પર્શ વિનાની જૂની રહિયુસ્ત લઢણમાં ઊછરેલા, અને મોગલ જમાનાના શાહી દિલ્હીના સંસ્કારોથી તરબોળ હકીમજીની સુંદર અદબભરી રીતભાત જોઈને, તેમનો ધીર ગંભીર સ્વર સાંભળીને, તેમજ તેમના વાર્તાલાપમાં રહેલા સૂક્ષ્મ વિનોદથી હૃદય ખૂબ પ્રસન્ન થતું રીતભાતમાં તે જૂની સમાજવ્યવસ્થાના, દરબારી દેખાવના અને દરબારી રીતભાતવાળા ઉમરાવજાદા હતા, અને મોગલ શહેનશાહોની છબીઓમાં અને તેમની મુખમુદ્રામાં સ્પષ્ટ સામ્ય દેખાતું પ્રચલિત રાજકારણની તોફાની રમતમાં આવો પુરુષ સામાન્ય સંજોગોમાં દાખલ થાય એ સંભવિત નહોતું, અને નવી પ્રકૃતિના ચળવળિયાઓથી હેરાન થઈને બ્રિટિશ લોકોએ આવા જૂના નમૂનાના ધીર ગંભીર મુત્સદ્દીઓ હવે રહ્યા નથી એનો વારવાર બળાપો પણ કર્યો છે પોતાની કારકિર્દીની શરૂઆતમાં હકીમ સાહેબને પણ રાજકારણ સાથે ઝાઝો સંબંધ નહોતો તેઓ યુનાની હકીમોના મોટા કુટુંબના વડા હતા, એટલે તેમનો બધો સમય પોતાનો બહોળો ધંધો સંભાળવામાં જતો પરંતુ છેક વિશ્વયુદ્ધના છેવટના ભાગમાં જે જે ઘટનાઓ બની તેથી, તેમજ તેમના પુરાણા મિત્ર અને સાથી ડૉ અનસારીની અસરથી તેઓ મહાસભાના દળમાં ખેંચાયા હતા, ત્યાર પછીના બનાવોથી એટલે કે પંજાબમાંના લશ્કરી કાયદાના અમલથી અને ખિલાફતના પ્રશ્નથી તેમનું હૃદય ઘવાયું અને તેમણે ગાંધીજીની અસહકારની નવીન પદ્ધતિને પોતાનું અનુમોદન આપ્યું મહાસભામાં તેઓ કોઈક અનેરી ખૂબી અને અમૂલ્ય શક્તિઓ લઈને આવ્યા — જૂના અને નવા સમાજ વચ્ચેના અંકોડારૂપ બન્યા, અને તેમની મારફતે જૂના સમાજનો રાષ્ટ્રીય હિલચાલને ટેકો મળ્યો આમ તેમના આવવાથી જૂનાનવા વચ્ચે એકરાગ ઉત્પન્ન થયો અને રાષ્ટ્રીય હિલચાલના મોખરાના દળને એક પ્રકારનું વજનદારપણું અને બળ પ્રાપ્ત થયાં. હિંદુઓ અને મુસલમાનોને તેમણે ખૂબ નજીક આણ્યા કેમકે બન્ને તેમનો આદર કરતા અને તેમના ઉદાહરણને અનુસરતા હતા. ગાંધીજીના તો તે પરમ વિશ્વાસપાત્ર મિત્ર બની રહ્યા, હિંદુમુસ્લિમ પ્રશ્નની બાબતોમાં તેમની સલાહ ગાંધીજીને મન છેવટના નિર્ણયરૂપ

રહેતી. મારા પિતાશ્રી અને હકીમજી તો સ્વાભાવિક રીતે જ દિલોજાન દોસ્તો બન્યા હતા.

ગયે વરસે હિંદુ મહાસભાના કેટલાક આગેવાનોએ મારી સામે એવો આક્ષેપ કર્યો હતો કે હિંદુઓની લાગણીઓનું મને કશું ભાન નથી, કેમકે મારી કેળવણીમાં એની ખામી રહી ગઈ છે અને મારા સંસ્કારોની સામાન્ય ભૂમિકા ફારસી સંસ્કારિતાની છે. મારી સંસ્કારિતા કઈ છે અથવા મારે કોઈ સંસ્કારિતા છે કે કેમ એ કહેવું મારે માટે જરા મુશ્કેલ છે. ફારસી ભાષાનો કમનસીબે મને જરા પણ પરિચય નથી. પરંતુ એ સાચું છે કે મારા પિતાશ્રી હિંદી–ફારસી સંસ્કારિતાના વાતાવરણમાં ઊછર્યા હતા. દિલ્હીના જૂના શાહી દરબારનો ઉત્તર હિંદને એ વારસો મળેલો છે. અને આજના ભ્રષ્ટ દિવસોમાં પણ દિલ્હી અને લખનૌ એ સંસ્કારિતાનાં કેન્દ્રો છે. કાશ્મીરી બ્રાહ્મણોમાં વાતાવરણને અનુકૂળ થઈ જવાની શક્તિ અજબ પ્રકારની છે; હિંદનાં મેદાનોમાં ઊતરી આવ્યા પછી ત્યાં તે સમયે આ હિન્દી-ફારસી સંસ્કારિતાનો સૌથી વિશેષ પ્રભાવ જોઈને તેમણે તેને અપનાવી લીધી, તેમજ તેઓ પૈકી ત્યાર પછી ફારસી અને ઉર્દૂના અનેક ઉત્તમ પંડિતો ઉત્પન્ન થયા. પાછળથી જ્યારે પ્રચલિત વ્યવસ્થામાં ઝપાટાબંધ પરિવર્તન થયું અને અંગ્રેજીના તથા યુરોપીય સંસ્કારિતાનાં તત્ત્વોના જ્ઞાનની આવશ્યકતા ઊભી થઈ ત્યારે તેને પણ તેઓ એટલી જ ત્વરાથી અનુકૂળ થઈ ગયા. પરંતુ આજે પણ હિંદમાં કાશ્મીરીઓમાં ફારસીના અનેક વિખ્યાત પંડિતો પડ્યા છે. તેમના પૈકી ફક્ત બે જણનો જ ઉલ્લેખ કરીશ — સર તેજ બહાદુર સપ્રુ અને રાજા નરેન્દ્રનાથ.

હકીમ સાહેબ અને મારા પિતાશ્રી વચ્ચે આમ અનેક વસ્તુઓ સામાન્ય નીકળી, અને તે બન્નેએ કંઈક જૂના વખતના એકબીજાના કુટુંબોના સંબંધો પણ શોધી કાઢ્યા. તે બન્ને ભારે મિત્રો બની ગયા હતા અને એકબીજાને 'ભાઈ સાહેબ' કહીને સંબોધતા. તેમને સાંકળી રાખનાર અનેક વસ્તુઓમાં રાજકારણ તો એક નજીવી બાબત હતી. પોતાના ઘરના રીતરિવાજોમાં હકીમજી અસામાન્ય રીતે રૂઢિચુસ્ત હતા; તે પોતે અથવા તેમનાં

કુટુંબીજનો જૂની ટેવોના ચીનામાથી બહાર નીકળી શકતા નહોતા તેમના કુટુંબમા સ્ત્રીઓની બાબતમા જે એકાન્તવાસ અને પરદાની આશ્ચર્યજનક સખતાઈ મે જોઈ છે તેવી બીજે કોઈ ઠેકાણે જોઈ નથી અને છતાં હકીમજીની દૃઢ માન્યતા થઈ હતી કે જે દેશની સ્ત્રીઓ પોતાની મુક્તિ ન મેળવે તે દેશની પ્રજાની પ્રગતિ થતી નથી આ વાત તેમણે મારા મગજ પર સારી રીતે ઠસાવી હતી, અને તુર્કીની સ્ત્રીઓએ તુર્કીની મુક્તિની લડતમા જે ફાળો આપ્યો હતો તેના પોતે કેટલા પ્રશંસક હતા તેની વાત પણ તેઓ કરતા તેઓ કહેતા કે કમાલપાશા સફળ થઈ શક્યો તે મુખ્યત્વે તુર્કી સ્ત્રીઓને લીધે જ.

હકીમ અજમલખાનના અવસાનથી મહાસભાને ભારે ફટકો પડ્યો, તેથી તેનો એક મજબૂતમા મજબૂત સ્તંભ તૂટી પડ્યો તેમના અવસાન પછી અમે સધા જ્યારે જ્યારે દિલ્હી જઈએ છીએ ત્યારે ત્યારે ત્યાની મુલાકાતમા કંઈક અધૂરુ લાગ્યા કરે છે, કેમકે દિલ્હીની સાથે અમારા હૃદયમા હકીમજી અને તેમના બિલ્લીમારાના ઘરનો ગાઢ સબંધ જડાઈ ગયો છે

રાજકારણની દૃષ્ટિએ ૧૯૨૮નુ વર્ષ ભરપૂર ગયુ દેશભરમા તે વરસે અનેકવિધ પ્રવૃત્તિઓ ચાલુ રહી પ્રજાને જાણે કોઈ નવીન પ્રેરણા આગળ પ્રેરી રહી હતી કોઈ એક નવો પ્રાણ ભાતભાતના મડળોમા સરખી રીતે સચાર કરતો દેખાતો હતો કદાચ આ ફેરફાર હુ દેશમાથી ગેરહાજર હતો તે દરમિયાન ધીમે ધીમે થતો રહ્યો હશે, અને હુ પાછો ફર્યો ત્યારે તાજી આખે મને તે બહુ ભારે લાગ્યો હશે ૧૯૨૬ના આરભમાં હિંદ સુસ્ત અને નિષ્ક્રિય લાગતુ હતુ, સભવ છે કે ૧૯૨૧–૨૨ની લડતનો તેનો થાક હજી ઊતર્યો ન હતો, ૧૯૨૮મા તે નવી તાજગીથી ઊભરાતુ, પ્રવૃત્તિથી તરવરતુ અને હકાઈ રહેલી શક્તિથી ભરેલુ હોય એમ દેખાયુ જ્યા જુઓ ત્યા — ઔદ્યોગિક કારખાનાઓના કામદારોમા, ખેડૂતોમા, મધ્યમવર્ગના યુવકોમા અને બુદ્ધિજીવી વર્ગમાં સામાન્ય રીતે આ નૂતન સચારના ચિહ્નો જણાતા હતા

મજૂરસઘોની હિલચાલ સારી પેઠે વિકાસ પામી હતી સાત કે આઠ વર્ષ પૂર્વે સ્થપાયેલી અખિલ હિંદ મજૂરસઘ

મહાસભા સામર્થ્યવાન અને મજૂરોનું યોગ્ય પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા બની ગઈ હતી. સંગઠન અને સંખ્યાબળમાં તેનો વિકાસ થયો હતો એટલું જ નહિ પરંતુ તેની વિચારસરણી વધારે વધારે ઉદ્દામ અને લડાક થતી જતી હતી. હડતાલો સામાન્ય થઈ પડી હતી અને મજૂરોમાં પોતે એક વર્ગના લોકો હોઈ, મજૂરમાત્રનાં હિતો સામાન્ય છે એવાં ભાનવાળી વર્ગજાગૃતિ વધતી જતી હતી. સુતરાઉ કાપડના ઉદ્યોગના અને રેલવેના મજૂરોનું સંગઠન સૌથી શ્રેષ્ઠ હતું અને તેમના સંઘો પૈકી સૌથી સમર્થ અને સૌથી આગળ વધેલા બે હતા: એક મુંબઈનો 'ગિરણી કામગારસંઘ' અને બીજો 'જી. આઈ. પી. રેલવે કામદારસંઘ.' મજૂરસંગઠનના વિકાસની સાથે સાથે જ પશ્ચિમમાંથી મજૂરદુનિયાના આંતરકલહનાં અને ભેદનાં બીજો અનિવાર્ય રીતે તેમાં પ્રવેશ પામ્યાં હતા અને હિંદની મજૂરસંઘોની હિલચાલ પૂરેપૂરી સ્થિર થાય તેટલામાં જ તેના બે હરીફ અને વિરોધી ભાગલા પડી જાય એવો ભય ઉપસ્થિત થયો હતો. એ હિલચાલમાં કોઈ * બીજા આંતરરાષ્ટ્રીય શ્રમજીવીસંઘના અનુયાયીઓ હતા તો બીજા વળી * ત્રીજા આંતરરાષ્ટ્રીય શ્રમજીવીસંઘનો પક્ષપાત કરતા; કેટલાક નરમ વલણ ધારણ કરી આસ્તે આસ્તે સુધારો કરવાની તરફેણ કરતા હતા, તો બીજા ક્રાન્તિની અને સમાજરચનામાં મૂળગામી પરિવર્તન કરવાની સાફ વાતો કરતા હતા. આ બે છેડાની વચ્ચે ભિન્ન ભિન્ન છાયાવાળા અને ઉદ્દામપણાની ભિન્ન ભિન્ન માત્રાવાળા અભિપ્રાયના અનેક મતો હતા, અને સાથે સાથે આમજનતાતા સંગઠનની બધી હિલચાલોમાં કમનસીબે બને છે તેમ એમાં મમયસાધુઓ પણ ઘૂસેલા હતા.

કિસાનોમાં પણ નવો સંચાર જણાતો હતો. સંયુક્ત પ્રાંતોમાં અને ખાસ કરીને અયોધ્યામાં એ નવી જાગૃતિ સ્પષ્ટપણે દેખાઈ આવતી. ત્યાં પોતાની ફરિયાદો રજૂ કરતાં ખેડુતોનાં સંમેલનો સામાન્ય થઈ પડ્યાં હતાં. ખેડૂતોને અને બીજાઓને એ વાતની પ્રતીતિ થઈ ગઈ હતી કે જમીન ધારણ કરવાનો

* ગયા પ્રકરણમા આ શબ્દો વિષેની નોંધ જુઓ, પા ૨૫૪—ભા. ક.

કાયમી હક આપનારા તેમજ બીજી અનેક બાબતોની ભારે આશા આપનારા અયોધ્યાના નવા ગણોતને લગતા કાયદાથી ખેડૂતની કપરી સ્થિતિમાં ઝાઝો ફેર પડતો નહોતો

ગુજરાતમાં સરકારે એક સ્થળે મહેસૂલ વધારવાનો પ્રયત્ન કર્યો તેથી ત્યાંના ખેડૂતો અને તેની વચ્ચે મોટા પાયા પર લડત જાગી ગુજરાતમાં ખેડૂતોની લડત સરકાર સાથે સીધી જામી તેનું કારણ એ કે ત્યાં ખેડૂતો જ જમીનના માલિકો હોઈને સરકારનો અને તેમનો સીધો વ્હેવાર હોય છે। આ લડત તે સરદાર વલ્લભભાઈ પટેલની સરદારી હેઠળ થયેલો બારડોલી સત્યાગ્રહ. એ લડતમાં ખેડૂતો પરાક્રમથી ઝૂઝયા અને સમસ્ત હિંદની પ્રશંસા પામ્યા બારડોલીના ખેડૂતોને લડતમાં ઘણે મોટે અંશે સફળતા મળી, પરંતુ એ લડતનો સાચો વિજય તો આખા હિંદભરમા ખેડૂતો પર એની જે અસર થઈ તેમાં સમાયેલો હતો હિંદના ખેડૂતના હૃદયમા બારડોલી આશા, સામર્થ્ય અને વિજયનું પ્રતીક અને ચિહ્ન બની ગયુ

૧૯૨૮ના વર્ષના હિંદમાં બીજી નજરે ચડી આવતી હકીકત યુવક પ્રવૃત્તિના વિકાસની હતી જ્યાં ને ત્યાં યુવકસંઘો સ્થપાતા હતા અને યુવકપરિષદો મળતી હતી આ સંઘો અને પરિષદોમાં અર્ધ ધાર્મિક મંડળોથી માંડીને ક્રાન્તિની વિચારપદ્ધતિ અને તેના સાધનોની ચર્ચા કરતા મંડળો સુધીના વિધવિધ પ્રકારો જોવાના મળતા, પરંતુ ગમે ત્યાંથી ઉત્પન્ન થયા હોય અને ગમે તેના આશ્રયે મળ્યાં હોય તો પણ એ સંઘો અને પરિષદો હમેશ જીવન્ત સામાજિક અને આર્થિક પ્રશ્નોની ચર્ચા ઉપાડી લેતા અને સામાન્ય રીતે તેમનું વલણ ધરમૂળથી કરવાના પરિવર્તન તરફ રહેતું.

શુદ્ધ રાજકારણના ક્ષેત્રમા એ વર્ષ સાઇમન કમિશનના બહિષ્કારને માટે અને એ બહિષ્કારના રચનાત્મક સ્વરૂપ તરીકે ઓળખાવવામાં આવતી હતી એવી સર્વપક્ષી પરિષદને માટે પ્રસિદ્ધ થયુ મધ્યમમાર્ગી દળો પણ આ બહિષ્કારમાં મહાસભાની સાથે સામેલ થયાં અને તે બહિષ્કારને નોંધવા યોગ્ય સફળતા મળી જ્યાં જ્યાં સાઇમન કમિશન ગયુ ત્યા ત્યાં તેને વિરોધી ટોળાંઓએ

'સાઈમન ગો બૅક' (સાઈમન! પાછા જાઓ!)ની ઘોષણા સંભળાવી. એ રીતે હિંદની આમજનતાના અસંખ્ય લોકોને સર જૉન સાઈમનના નામનો પરિચય તો થયો જ, પણ સાથે સાથે તેમને અંગ્રેજી ભાષાના બે શબ્દોની પણ ઓળખ થઈ — માત્ર એ બેની જ. કમિશનના સભ્યોને તો એ બે શબ્દોનો વળગાડ જ થયો હોવો જોઈએ. એવી એક વાર્તા પ્રચલિત થઈ છે કે જ્યારે તે બધા ન્યુ દિલ્લીની 'વેસ્ટર્ન' હૉસ્ટેલ'માં રહેતા હતા ત્યારે રાત્રીના અંધકારમાંથી પણ એ ઘોષણાના સૂરો ઊઠતા હોય એમ તેમને ભાસ થતો. આમ પીછો પકડીને રાત્રે પણ તેમને જંપવા ન દીધા તેથી તેઓ ખૂબ રોષે ભરાયા હતા. સાચી વાત એ છે કે જે સૂરોથી તેમની નિદ્રામાં ખલેલ પડી હતી તે તો સામ્રાજ્યના પાયતખ્તની આસપાસના વેરાન મેદાનમાંના શિયાળોના હતા.

રાજ્યબંધારણના મુખ્ય મુદ્દાઓ ઘડી કાઢવામાં સર્વપક્ષીય પરિષદને કશી મુશ્કેલી ન પડી. એ મુદ્દાઓ લોકશાસનવાદી પાર્લમેન્ટની પદ્ધતિના હોવાને લીધે ગમે તે માણસ તે ઘડી કાઢી શકે એમ હતું. પરિષદની સાચી અને એકમાત્ર મુશ્કેલી કોમી પ્રશ્નમાંથી — ખાસ કરીને નાની નાની કોમોના પ્રશ્નમાંથી — ઉપસ્થિત થઈ. પરિષદના દળમાં બધા જ ઉદ્દામ કોમી મંડળોના પ્રતિનિધિઓ દાખલ થયેલા હોવાથી સર્વ પક્ષોને માન્ય થાય એવું સમાધાન ઉપજાવવાનું કામ અસાધારણ મુશ્કેલીભર્યું થઈ પડ્યું. પૂર્વે પરિણામશૂન્ય નીવડેલી ઐક્ય પરિષદોની જ આ પુનરાવૃત્તિ હતી. વસંત ઋતુ દરમિયાન યુરોપથી પાછા આવેલા મારા પિતાશ્રીએ આ પરિષદમાં ખૂબ રસ લીધો. આખરે છેવટના ઉપાય તરીકે રાજ્યબંધારણનો ખરડો ઘડવાને તેમજ કોમી પ્રશ્ન ઉપર સંપૂર્ણ નિવેદન તૈયાર કરવાને માટે પિતાશ્રીના પ્રમુખપદે એક નાની સમિતિની યોજના કરવામાં આવી. આ સમિતિ પાછળથી નેહરુ સમિતિને નામે ઓળખાઈ અને તેનું નિવેદન નેહરુ રિપોર્ટને નામે ઓળખાયું. સર તેજબહાદુર સપ્રુ પણ એ સમિતિના સભ્ય હતા અને રિપોર્ટનો કેટલોક ભાગ તેમણે ઘડ્યો હતો.

હું એ સમિતિનો સભ્ય નહોતો પરંતુ મહાસભાના મંત્રી તરીકે મારો એની સાથે ઘણો સંબંધ રહેતો. મારે માટે એ કઢંગી

પરિસ્થિતિ હતી કેમકે જ્યારે સાચો પ્રશ્ન સત્તા કબજે કરવાનો હતો ત્યારે કાગળ ઉપર વિગતવાર બંધારણો ઘડી કાઢવામાં કશો અર્થ નહોતો એવું હું માનતો હતો. તે ઉપરાંત અનેક વિભિન્ન તત્ત્વોના મિશ્રણથી બનેલી આ સમિતિને હાથે અમારું લક્ષ્ય અનિવાર્ય રીતે સંસ્થાનિક સ્વરાજ્યને નામે ઓળખાતી અને હકીકતમાં તેથીયે સંકુચિત મર્યાદામાં મુકાઈ જતું હતું એ મારી બીજી મુશ્કેલી હતી. મને તો આ સમિતિની સાચી ઉપયુક્તતા તેના સાગરને ગૂંચવાઈ ગયેલાં કોમી કોકડાનો કંઈક ઉકેલ નીકળી શકે તો તે કાઢવામાં દેખાતી હતી. કોઈક પ્રકારના કરાર અથવા સમાધાનથી આ પ્રશ્નનો છેવટનો નિકાલ આવી જશે એવી મારી અપેક્ષા નહોતી., એ છેવટનો સાચો નિકાલ તો પ્રજાની દૃષ્ટિને સામાજિક અને આર્થિક પ્રશ્નો તરફ વાળવાથી જ થઈ શકે. પરંતુ કોઈક પ્રકારનો કામચલાઉ કરાર શક્ય થાય, અને લોકોની પૂરતી સંખ્યા તેને માન્ય રાખે તો તેનાથી પરિસ્થિતિ કંઈક અનુકૂળ બને અને પછી બીજા મહત્ત્વના પ્રશ્નોમાં લોકોને રસ લેતા કરી શકાય એટલે સમિતિના કામમાં આડે આવવાનો મારો ઇરાદો નહોતો, અને મેં તેના કામમાં મારાથી થઈ શકે તેટલી મદદ કરી.

આ પ્રશ્નમાં સમિતિને લગભગ પૂરી સફળતા મળતી દેખાઈ. માત્ર બે કે ત્રણ મુદ્દાઓનો નિકાલ કરવાનો બાકી હતો. એ મુદ્દાઓ પૈકી ખરેખર અગત્યનો પ્રશ્ન પંજાબનો હતો; ત્યાં કોમી કોકડાંના હિંદુ, મુસ્લિમ અને શીખ એવા ત્રણ છેડા ઉકેલવાના હતા. સમિતિએ પોતાના હેવાલમાં પંજાબના પ્રશ્નનો એક નવીન વિશિષ્ટ રીતે જ વિચાર કર્યો અને તેને અંગે કરેલી ભલામણોના સમર્થનમાં પંજાબની વસ્તીની વહેંચણીના કેટલાક પરિસ્થિતિ પર નવો જ પ્રકાશ નાખનારા આંકડાઓ રજૂ કર્યા, પરંતુ એ બધું એળે ગયું. ઉભયપક્ષે ભય અને અવિશ્વાસ કાયમ રહ્યાં, અને જે જરા જેટલું અંતર કાપવાને માટે એક નાનું સરખું પગલું ભરવાનું હતું તે ન ભરાયું તે ન જ ભરાયું.

નેહરુ કમિટીના રિપોર્ટની ચર્ચા કરવાને માટે સર્વપક્ષીય પરિષદ લખનૌમાં મળી વળી પાછું મારા જેવા

કેટલાકને માટે ધર્મસંકટ ઉપસ્થિત થયું, કેમકે કોમી પ્રશ્નનો ઉકેલ નીકળી શકતો હોય તો તેની આડે આવવાની અમારી ઇચ્છા નહોતી, અને છતાં સંપૂર્ણ સ્વતંત્રતાના પ્રશ્ન વિષે ધડછોડ કરી નમતું આપવાની પણ અમારી તૈયારી નહોતી. અમે પરિષદને એવી નમ્ર સૂચના કરી કે એ પ્રશ્ન પર કશો નિર્ણય ન કરતાં તેને મોકળો જ રહેવા દેવો કે જેથી તેને વિષે પરિષદના જે વર્ગને જે કાર્યક્રમ અમલમાં મૂકવો હોય તે માટેની સ્વતંત્રતા રહી શકે — મહાસભા પોતાના સંપૂર્ણ સ્વતંત્રતાના ધ્યેયને વળગી રહી શકે અને બીજા મધ્યમમાર્ગી દળો સાંસ્થાનિક દરજ્જાના સ્વરાજનો પુરસ્કાર કરી શકે. પરંતુ મારા પિતાશ્રી તો પોતાના હેવાલને માન્ય રખાવવાનો જ આગ્રહ લઈને બેઠા હતા અને તેમણે જરા પણ નમતું આપવાની ના પાડી. કદાચ ત્યારની પરિસ્થિતિમાં તેમનાથી નમતું આપી શકાય એવી સ્થિતિ જ નહોતી. એટલે પરિષદમાં સંપૂર્ણ સ્વતંત્રતાવાદી વર્ગે — એ વર્ગ કંઈ નાનો નહોતો — પોતાના તરફથી એ પ્રકારનું એક નિવેદન કરવાની મને સૂચના કરી કે પૂર્ણ સ્વતંત્રતાના ધ્યેયને સંકુચિત કરી નાખે એવી કોઈ પણ બાબત સાથે અમે જોડાવા ઇચ્છતા નથી. પરંતુ સાથે સાથે અમે એ પણ વિશેષ સ્પષ્ટતા કરી કે કોમી પ્રશ્નના ઉકેલમાં અડચણ નાખવાનો અમારો ઇરાદો ન હોવાથી અમે પરિષદના કાર્યમાં વિઘ્ન નાંખવાના નથી.

આવા મહત્ત્વના મુદ્દા પર આવા પ્રકારનું વલણ અખત્યાર કરવાથી ઝાઝો અર્થ સરે એમ નહોતું, બહુ બહુ તો અમારા પક્ષનો વિરોધ દર્શાવતું એ એક અક્રિય પગલું હતું. તે જ દિવસે અખિલ હિંદ સંપૂર્ણ સ્વાતંત્ર્ય સંઘની સ્થાપના કરીને અમારા વલણને અમે સક્રિય સ્વરૂપ આપ્યું.

પરિષદે સૂચવેલા નવીન બંધારણમાંના હકોની યાદીમાં, અવધના તાલુકદારોની માગણીથી તેમની જાગીરોમાં તેમના ચાલતા આવેલા હકો જાળવવાની બાંહેધારી આપનારી એક કલમ ઉમેરીને સર્વપક્ષી પરિષદે મને એક બીજો અને વિશેષ ઊંડો આઘાત પહોંચાડ્યો. આખું બંધારણ બેશક ખાનગી મિલકતની સંસ્થાના પાયા પર રચાયું હતું. પરંતુ મોટા મોટા અર્ધ જાગીરદારી

મિલકતના માલકીહકને નવીન રાજબંધારણના પાયાનું એક સ્થાયી અંગ બનાવવું એમાં મારી જ મને ભારે અનર્થ દેખાયો. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થયું કે મહાસભાની દોરવણી કરનાર વર્ગને અને વિશેષે કરીને બિનમહાસભાવાદીઓને, મહાસભાના અનુયાયીઓ પૈકીના સામાજિક રચનાના વિચારોમાં આગળ વધેલા વર્ગોની સોબતના કરતાં મોટા મોટા જમીનદારોની સોબત વધારે પ્રિય હતી. એ પણ સ્પષ્ટ દેખાયું કે અમારા અનેક આગેવાનો અને અમારી વચ્ચે મોટું અંતર પડી ગયું હતું અને આવી પરિસ્થિતિમાં મહાસભાના મહામંત્રી તરીકે ચાલુ રહેવું એ મને અસંગત અને અયોગ્ય લાગ્યું હિંદી સંપૂર્ણ સ્વાતંત્ર્ય સંઘનો હું એક સંસ્થાપક છું એ કારણ રજૂ કરીને મેં એ સ્થાનનું રાજીનામું આપ્યું. પરંતુ મહાસભાની કાર્યવાહક સમિતિએ એ મંજૂર ન કર્યું અને મને તેમજ સુભાષ બોઝ જેણે પણ એ જ કારણ આપીને પોતાનું રાજીનામું આપ્યું હતું તેને પણ જણાવ્યું કે મહાસભાની નીતિ સાથે કોઈ પણ પ્રકારની અથડામણમાં આવ્યા વિના તમે એ સંઘનું કાર્ય ચલાવી શકશો. ખુદ મહાસભાએ તો પૂર્ણ સ્વાતંત્ર્યનું ધ્યેય સ્વીકાર્યું છે! એટલે વળી પાછો હું સમિતિ સાથે સંમત થયો. મારું પોતાનું રાજીનામું પાછું ખેંચી લેવામાં મારી સંમતિ કેટલી સહેલાઈથી મળી જતી એ જોઈને ખરે જ અચરજ થાય છે. આવું તો અનેક પ્રસંગોએ બન્યું, અને ઉભય પૈકી એકે પક્ષને એકબીજાથી છૂટા પડવાનો વિચાર ગમતો જ નહોતો એટલે એ અળખામણો પ્રસંગ ટાળવાને અમે કોઈ પણ બહાનાને પકડી લેતા.

આ સર્વપક્ષી પરિષદ અથવા તેની સમિતિની સભાઓમાં ગાંધીજીએ કશો ભાગ લીધો નહોતો. પરિષદની લખનૌની બેઠકમાં તો તેઓ હાજર પણ નહોતા.

દરમિયાનમાં કાળા વાવટાઓથી સ્વાગત પામતું અને વિરોધી મેદનીઓની 'ગો બૅક'ની ઘોષણાઓ સાંભળતું સાઇમન કમિશન દેશમાં આમથી તેમ ફરતું હતું. પ્રસંગોપાત્ત વિરોધના દેખાવો કરનારાં ટોળાંઓ અને પોલીસ વચ્ચે નાની નાની અથડામણો થતી. આખરે લાહોરમાં વાત વીફરી અને એકાએક

સમસ્ત દેશમાં રોષની એક પ્રકારની સનસનાટી પ્રસરી ગઈ. લાહોરમાં સાઈમન કમિશન સામે વિરોધનો દેખાવ કરનાર મેદનીના આગેવાન લાલા લાજપતરાય હતા, અને હજારોની મેદનીને મોખરે રસ્તાની બાજુ પર જ્યાં તેઓ ઊભા હતા ત્યાં એક યુવાન અંગ્રેજ પોલીસ અધિકારીએ તેમના પર હુમલો કરી તેમના વક્ષઃસ્થળ પર પોતાના દંડાના ઘા કર્યા. કોઈ પણ તોફાની અથવા હિંસક પ્રવૃત્તિ કરવાનો તે મેદનીએ અને ખાસ કરીને લાલાજીએ જરા પણ પ્રયાસ કર્યો નહોતો. આમ છતાં તેઓ બાજુમાં શાંતિથી ઊભા હતા ત્યાં તેમને અને તેમના સાથીઓને પોલીસે સખત માર માર્યો. રસ્તા પરના દેખાવોમાં ભાગ લેનાર દરેક જણ પોલીસ સાથે અથડામણમાં આવવાનું જોખમ વહોરી જ લે છે, અને વિરોધનો દેખાવ કરનારા આપણા લોકો લગભગ હમેશ સંપૂર્ણ શાન્તિ જાળવતા છતાં લાલાજીને પોતાને એ જાતના જોખમનો ખ્યાલ હશે જ અને તેમણે તે બુદ્ધિપૂર્વક જ માથે લીધું હશે. છતાં એ હુમલાની રીત અને તેની અનાવશ્યક નિષ્ઠુરતા, એ બધાંથી હિંદી જનતાના અસંખ્ય લોકોને અણધારેલો આઘાત લાગ્યો. તે દિવસોમાં પોલીસ તરફથી થતા લાઠીના હુમલાઓથી આપણે ટેવાયા નહોતા; વારંવાર જંગલીપણાનો અનુભવ કરીને આપણે રીઢા બન્યા નહોતા. અને તેથી આપણા સૌથી શ્રેષ્ઠ આગેવાન, પંજાબના સૌથી અગ્રણી અને લોકપ્રિય પુરુષની ઉપરનો આવો હુમલો શુદ્ધ રાક્ષસી હુમલો હતો એમ સૌને લાગ્યું, તેમજ તેને પરિણામે દેશભરમાં અને ખાસ કરીને ઉત્તર હિંદમાં એક પ્રકારનો મૂઢ રોષ પ્રસરી ગયો. આપણે કેટલા નિરાધાર છીએ, આપણે કેવા તુચ્છ છીએ કે આપણા અતિ પ્રિય નેતાઓના મોભાનું પણ આપણે રક્ષણ કરી શકયા નહોતા!

લાલાજી ઘણા સમયથી હૃદયના રોગથી પીડાતા હતા અને તેમને છાતી પર માર પડ્યો હતો એટલે તેમને પહોંચેલી શારીરિક ઇજા તો ગંભીર હતી જ. કદાચ કોઈ તંદુરસ્ત યુવાનને એટલી બધી ઇજા ન પણ પહોંચી હોત, પરંતુ લાલાજી તંદુરસ્ત પણ નહોતા, યુવાન પણ નહોતા. થોડાં અઠવાડિયાં પછી તેમનું અવસાન થયું તેમાં આ ઇજાની કેટલી અસર પહોંચી હશે એ ચોકસાઈથી

કહેવું લગભગ અશક્ય છે; જો કે તેમના ડાક્ટરોનો અભિપ્રાય એવો થયો હતો કે એ ઈજાથી તેમનું મૃત્યુ વહેલું થયું. પરંતુ મારો ખ્યાલ એ છે કે આ શારીરિક ઈજાની સાથે સાથે તેમને જે માનસિક આઘાત પહોંચ્યો તેની તેમના પર ભારે અસર થઈ હતી એમ નિઃશંક કહી શકાય. પોતાની અંગત નામોશી થઈ છે એમ માનીને નહિ પરંતુ આ હુમલામાં રહેલાં રાષ્ટ્રીય અપમાનથી તેમને ખૂબ રોષ ચડ્યો હતો અને તેમના હૃદયમાં કડવાશ આવી ગઈ હતી.

આ રાષ્ટ્રીય તેજોભંગની અસરથી હિંદનું હૈયું ભારે થયું હતું, તે જ અરસામાં થોડા સમય પછી લાલજીનું અવસાન થયું. એટલે સ્વાભાવિક અનિવાર્ય રીતે જ તેને તેમના પર થયેલા હુમલાનું પરિણામ માની લેવાયું, અને પ્રજાના હૃદયમાં શોકને સ્થાને રોષ અને પ્રકોપ વ્યાપ્યો. આ વાત બરાબર ઝીણવટથી સમજી લેવાની જરૂર છે, કેમકે તો જ આપણે ત્યાર પછી બનેલા બનાવો, ભગતસિંહની ઘટના અને ઉત્તર હિંદમાં તેને એકાએક પ્રાપ્ત થયેલી આશ્ચર્યજનક લોકપ્રિયતાનું કંઈક આકલન કરી શકીશું. મનુષ્યોનાં કાર્યોની પાછળ રહેલી પ્રેરણા અને તેના પાયામાં રહેલાં કારણોની પૂરતી ખોજ કર્યા વિના કોઈ પણ કૃત્યોને અથવા વ્યક્તિઓને વખોડી કાઢવાનું કામ જેવું સહેલું છે તેટલું જ ભ્રામક છે. આ સમય પહેલાં ભગતસિંહને બહુ લોકો ઓળખતા ન હતા. ત્યારે શું એકાદ હિંસાનાં અથવા ત્રાસ ફેલાવનારાં કૃત્યને લીધે તે લોકપ્રિય થયો? નહિ, કંઈ નહિ તો ગયાં ત્રીશ વર્ષના ગાળામાં કોઈ ને કોઈ સમયે હિંસાવાદીઓનું જોર હિંદમાં વધ્યું છે; પરંતુ બંગાળમાંના શરૂઆતના દિવસો બાદ કરતાં તેઓ પૈકી કોઈને ભગતસિંહને પ્રાપ્ત થયેલી લોકપ્રિયતાનો નાનામાં નાનો અંશ પણ મળ્યો નથી. આ એક તદ્દન દીવા જેવી ચોખ્ખી હકીકત છે, તેનો અસ્વીકાર થઈ શકે એમ નથી; એનો સ્વીકાર કરવો જ રહ્યો. અને બીજી એક હકીકત એટલી જ સ્પષ્ટ છે કે ત્રાસનો પંથ વખતોવખત દેખા દે છે છતાં હવે હિંદના યુવકોને તે પંથ પ્રત્યે સાચું આકર્ષણ રહ્યું નથી. ગયાં પંદર વર્ષથી અહિંસાના તત્ત્વ પર જે ભાર દેવાયો છે તેથી હિંદમાં એ પ્રશ્નની

આખી ભૂમિકામાં ભારે પરિવર્તન થઈ ગયું છે, અને રાજકીય ધ્યેયને પ્રાપ્ત કરવાની પદ્ધતિ તરીકે હિંસાવાદ પ્રત્યે હિંદની આમજનતા પહેલાંના કરતાં પણ વિશેષ ઉદાસીનતાથી જુએ છે અને તેનો વિરોધ પણ કરે છે સમાજના જે વર્ગોમાંથી હિંસાવાદીઓની સામાન્ય રીતે ભરતી થાય છે તેવા નીચલા મધ્યમવર્ગ તેમજ બુદ્ધિજીવી વર્ગ ઉપર પણ હિંસાની પદ્ધતિની વિરુદ્ધના મહાસભાના પ્રચારની પ્રબળ અસર થઈ છે. ક્રાન્તિની ભાષામાં વિચાર કરનારા એ વર્ગોના પ્રવૃત્તિમાન અને અધીરા લોકોને પણ હવે સંપૂર્ણ પ્રતીતિ થઈ છે કે હિંસાનાં છૂટાંછવાયાં કૃત્યોથી ક્રાન્તિ કદી આવવાની નથી અને એ પદ્ધતિ ક્રાન્તિનાં સાચાં કાર્યમાં આડે આવે છે તેમજ અનેક વખતના અમલ પછી નિરર્થક જણાઈ છે મરકારના દમનથી હિંસાવાદ દબાઈને રુધાતો હશે પણ તેની જડ નીકળતી નથી એટલે દમનને કારણે નહિ પરંતુ કેટલાંક મૂળ તત્ત્વોને સ્પર્શ કરતાં કારણો તેમજ જગતના રાજકારણની બીજી ઘટનાઓને લીધે, હિંદમાં તેમજ બીજાં સ્થળોએ તે મૃતપ્રાય થતો જાય છે કોઈપણ દેશમાં હિંસાવાદ એ ક્રાન્તિની ભાવનાનો બાલ્યકાળ સૂચવે છે એ અવસ્થા પૂરી થતાં જ તેની સાથે હિંસાવાદના ઉપાયનું મહત્ત્વ પણ અદૃશ્ય થાય છે. ત્યાર પછી કંઈક સ્થાનિક કારણોને લીધે અથવા વ્યક્તિઓનાં દમનને કારણે પ્રસંગોપાત્ત હિંસાનાં કૃત્યો એકાએક ફાટી નીકળે એમ બને પરંતુ હિંદ હવે એ બાલ્યાવસ્થાને વટાવી ગયું છે, અને એ નિઃશંક વાત છે કે પ્રસંગોપાત્ત ફાટી નીકળતાં હિંસાનાં કૃત્યો પણ હવે ક્રમશઃ નામશેષ થઈ જશે પરંતુ આનો અર્થ એવો કરવાનો નથી કે હિંદના બધા જ લોકોએ હિંસાની પદ્ધતિ વિષેની પોતાની શ્રદ્ધા છોડી દીધી છે. એ શ્રદ્ધાવાળા પૈકી ઘણા લોકોની વ્યક્તિગત હિંસા વિષેની અથવા ત્રાસ ઉત્પન્ન કરવાને માટે છૂટાંછવાયાં ખૂનો કરવાની પદ્ધતિ વિષેની શ્રદ્ધા જતી રહી છે ખરી, પરંતુ તેઓ બેશક હજી એમ તો માને જ છે કે બીજા દેશોમાં જેમ વારંવાર જરૂરી જણાયું છે તેમ એવો એક કાળ આવે પણ ખરો કે સ્વતંત્રતાની પ્રાપ્તિને માટે સુસંગઠિત હિંસાની પદ્ધતિ આવશ્યક થઈ પડે આ જો કે આજની ઘડીએ માત્ર

પોથીનો જ પ્રશ્ન છે, અને એની વાસ્તવિક કસોટી તો કાળને હાથ છે, પરંતુ ત્રાસવાદીઓની પદ્ધતિની સાથે એને કશી લેવાદેવા નથી.

આમ પોતાના હિંસાના કૃત્યને પરિણામે નહિ પરંતુ લાલા લાજપતરાયનું અને તેથી જ સમસ્ત રાષ્ટ્રનું થયેલું અપમાન ઘડીભર તો ભગતસિંહે ધોઈ નાંખ્યું એવો ભાસ થયો તે કારણે તે લોકપ્રિય બન્યો. ભગતસિંહ એક પ્રતીક બની ગયો; તેનું કૃત્ય વિસારે પડયું અને પ્રતીકની ભાવનામાત્ર શેષ રહી ગઈ. ત્યાર પછીના થોડા જ માસમાં પંજાબનાં, અને તેનાથી સહેજ થોડે અંશે ઉત્તર હિંદના ગામડે ગામડે અને કસબે કસબે ભગતસિંહનું નામ ગાજી રહ્યું, તેના નામની આસપાસ અનેક ગીતો રચાઈને પ્રચાર પામ્યાં અને તેને લોકહૃદયમાં જે સ્થાન મળ્યું તે એક આશ્ચર્ય-ઘટના જ કહેવાય.

સાઈમન કમિશનનો વિરોધ કરતી વેળા લાલા લાજપતરાયને માર પડયો ત્યાર પછી થોડે વખતે દિલ્હીમાં અખિલ હિંદ મહાસભા સમિતિની સભામાં તેમણે હાજરી આપી હતી. તેમના શરીર પર તે વખતે પણ તેમને થયેલી ઈજાના સોળ દેખાતા હતા, અને મારથી થતું કળતર તે વખતે પણ તેઓ ભોગવી રહ્યા હતા. સમિતિની આ સભા લખનૌની સર્વપક્ષી પરિષદની બેઠક પછી તરત જ મળી હતી તેથી પૂર્ણ સ્વાતંત્ર્યનો પ્રશ્ન એક અથવા બીજે સ્વરૂપે સભા સમક્ષ ચર્ચાને માટે ઉપસ્થિત થયો હતો. કયા ચોક્કસ મુદ્દા ઉપર ચર્ચા ચાલેલી તે મને અત્યારે યાદ નથી, પરંતુ મેં ત્યાં કંઈક વિસ્તારથી વિવેચન કરેલું એમ મને સ્મરણ છે. મેં એ વસ્તુ સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો હતો કે જેને પરિણામે આપણી રાજવ્યવસ્થા તથા સમાજવ્યવસ્થાના પાયામાં મૂળગત પરિવર્તનો થાય એવા ક્રાન્તિકારી વલણ, અને આસ્તે આસ્તે સુધારો કરવાનાં લક્ષ્ય તથા પદ્ધતિ, એ બે વચ્ચે પસંદગી કરી લેવાનો સમય મહાસભાને માટે આવી પહોંચ્યો છે. મારા એ ભાષણનું ખાસ કશું મહત્ત્વ નહોતું અને સમિતિની સભામાં લાલાજીએ તેનો ઉત્તર વાળતાં તેના કેટલાક ભાગોની ટીકા કરી ન હોત તો તેનું મને વિસ્મરણ થઈ જાત. તેમણે એક

ચેતવણી એ આપી હતી કે બ્રિટિશ મજૂરપક્ષ તરફથી કશી અપેક્ષા ન રાખશો. મને પોતાને એ ચેતવણીની કશી જરૂર નહોતી, કેમકે બ્રિટિશ મજૂર હિલચાલના અધિકારયુક્ત નેતાવર્ગ પ્રત્યે મને ખાસ આદર નહોતો. તેના તરફથી હિંદની મુક્તિની લડતને ટેકો મળે અથવા સામ્રાજ્યવાદની વિરુદ્ધ કે સમાજવાદની દિશામાં લઈ જનારુ કઈક અસરકારક પગલુ તે ભરે તો જોઈને જ ઊલટું મને આશ્ચર્ય થાત.

લાહોર પાછા ગયા પછી લાલાજીએ અખિલ હિંદ મહાસભા સમિતિની સભા સમક્ષના મારા ભાષણના વિષયને પાછો હાથમાં લીધો, અને પોતાના સાપ્તાહિક 'ધી પીપલ'માં તેને અંગે ઉપસ્થિત થતા અનેક ચર્ચાસ્પદ મુદ્દાઓ વિશે એક લેખમાળા શરૂ કરી. તે પૈકીનો માત્ર પહેલો જ લેખ પ્રસિદ્ધ થયો. ત્યાર પછીના બીજા અંકમાં તેમનો બીજો લેખ પ્રસિદ્ધ થાય તે પૂર્વે જ તેમનું અવસાન થયું. એમના પ્રસિદ્ધ થયેલા લેખોમાં આ છેલ્લો હતો. એ તેમના અધૂરા રહી ગયેલા લેખનું મને દુઃખદ સ્મરણ રહી ગયુ છે.

## ૨૫

# લાઠીમારનો અનુભવ

લાલા લાજપતરાય ઉપરના હુમલાથી અને તેની પછી થયેલા તેમના અવસાનથી, ત્યાર પછી જે જે સ્થળે સાઈમન કમિશન ગયું ત્યાં ત્યાં તેની સામે વિરોધપ્રદર્શન વધારે ઉગ્ર થતું ગયું. લખનૌમાં હવે તેનું આગમન થવાનું હતું અને ત્યાંની સ્થાનિક (એટલે નગર) સમિતિએ તેના 'સ્વાગત' માટેની ભારે તૈયારીઓ કરી રાખી. પ્રચારને માટે અને પૂર્વતૈયારી તરીકે ઘણા દિવસ આગળથી મોટાં મોટાં સરઘસો, સભાઓ અને સમારંભો યોજવામાં આવતા. હું પણ લખનૌ ગયો હતો અને આમાંના કેટલાક પ્રસંગોએ હાજર રહ્યો હતો. પ્રાથમિક તૈયારીના આ દેખાવો તદ્દન વ્યવસ્થિત અને શાંત હતા, અને તેમને મળેલી સફળતાથી અધિકારીવર્ગ સારી પેઠે ચિડાયો હોવો જોઈએ એમ સ્પષ્ટ દેખાયું. તેણે કેટલાક વિભાગોમાં સરઘસો કાઢવાના મનાઈ હુકમો કાઢ્યા અને કેટલાક વિભાગોમાં સરઘસો અટકાવ્યાં. આ પ્રસંગોમાંથી મને એક નવો અનુભવ પ્રાપ્ત થયો અને મારા શરીરને પોલીસની લાઠી તેમ જ તેમના દંડાનો પરિચય થયો.

રસ્તાના વહેવારમાં ખલેલ થાય છે તે અટકાવવાને બહાને સરઘસો કાઢવાની મનાઈ થઈ હતી, એટલે આ બહાને કશી ફરિયાદનું કારણ ન જ આપવું એવો અમે નિર્ણય કર્યો. તેથી મને યાદ છે ત્યાં સુધી સોળ સોળની ટુકડી બાંધી માણસોની *અવરજવર વિનાના રસ્તાઓ પરથી સભાસ્થાને છૂટા છૂટા જવાની* અમે યોજના કરી. કાયદાની પરિભાષામાં તો આ પણ સરકારી હુકમનો ભંગ જ થયો, કેમકે ધ્વજ ધારણ કરીને સોળ માણસોની ટુકડી ફરે એ એક સરઘસ જ ગણાય. આવી એક સોળની ટુકડીની આગેવાની મેં લીધી અને ત્યાર પછી ઘણું અંતર છોડીને મારા સાથી ગોવિંદ વલ્લભ પંતની આગેવાની નીચે એક બીજી

સોળની ટુકડી નીકળી. મારી ટુકડીએ લગભગ બસો વારનું અંતર કાપ્યું હશે, અને અમારા રસ્તા પર બીજું કોઈ માણસ જણાતું નહોતું એવામાં અમારી પાછળથી ઘોડાના દાબડાનો અવાજ અમારે કાને પડ્યો. પાછા ફરીને જોતાં લગભગ વીશથી ત્રીશ ઘોડેસવાર પોલીસની ટુકડી ઝડપભેર અમારા પર ધસી આવતી દેખાઈ. જોતજોતામાં તો તે ઠેઠ અમારા પર ધસી આવ્યા, અને તેમના ઘોડાઓના ધસારાથી અમારી નાની કતાર તૂટી ગઈ. ઘોડેસવાર પોલીસોએ તે પછી મોટા મોટા દંડા અને લાઠીઓથી અમારા સ્વયંસેવકોને ઝૂડવાનું શરૂ કર્યું, અને કુદરતી રીતે જ એ સ્વયંસેવકોમાંના કેટલાક બચાવને માટે રસ્તાની બાજુએ પર ખસી ગયા અને કેટલાક તો નાની દુકાનોમાં પણ ભરાઈ ગયા. ઘોડાઓને ધસી આવતા જોઈને મને પણ પહેલી સ્વાભાવિક પ્રેરણા તો કોઈક રક્ષણ શોધી લેવાની જ થયેલી; એ દેખાવ જ ભલભલાની હિંમત છૂટી જાય એવો હતો. પરંતુ ત્યાર પછી મને લાગે છે કે બીજી કોઈક પ્રેરણાએ મને મારે સ્થાને સ્થિર કરી દીધો; પરિણામે મારી પાછળના સ્વયંસેવકોએ અટકાવેલા પહેલા ધસારામાંથી હું બચી ગયો. પછી એકાએક મેં જોયું કે રસ્તાની વચ્ચે હું એકલો જ ઊભો છું; અને મારા સ્થાનથી થોડા જ અંતર ઉપર બધી દિશામાં સ્વયંસેવકોને મારીને ભોંય ભેગા કરતા પોલીસો દેખાતા હતા. યંત્રવત્, તરત જ નજરે ન ચડી જાઉં તે માટે હું આસ્તેથી રસ્તાની બાજુ પર જવાનું મન કરતો હતો, પણ વળી હું થોભ્યો અને મારા મન સાથે દલીલ કરી; અને છેવટે નિશ્ચય કર્યો કે આમ ખસી જવું એ મારે માટે શોભાસ્પદ નથી. આ બધા માનસિક વ્યાપારો થોડી જ ક્ષણ ચાલ્યા હશે, પરંતુ બે લાગણીનું મને સ્પષ્ટ સ્મરણ છે: એક તો તે અવસરે મારા હૃદયમાં ચાલેલું મંથન; અને મારે સ્થાને અડગ રહેવાનો મારો નિશ્ચય — મારું નામર્દના જેવું વર્તન ન સાંખી શકનાર અભિમાનજનિત નિશ્ચય. આમ છતાં શૌર્ય અને કાયરતાની વચ્ચેની મર્યાદાની રેખા બહુ જ સૂક્ષ્મ હતી, અને હું કદાચ મર્દને બદલે નામર્દ પણ બની ગયો હોત. મારો આ નિર્ણય થયો ન થયો એટલામાં જ ફરીને જોતાં પોતાની નવી લાંબી લાઠી ઉછાળતો એક ઘોડેસવાર મારા તરફ

મનાગી હન્તો આવતો મને દેખાયો. મે તેને આગળ જવાને જાગ્યુ અને મારુ માથુ બીજી દિશામાં ફેરવી દીધુ — આ પણ મારુ માથું અને મોઢુ બચાવવાને કરેલુ સ્વાભાવિક પ્રેરણાનું જ બીજું કાર્ય હતું તેણે મારી પીઠ પર બે ફટકા ધમધમાવ્યા. હૂ દિગમૂઢ બની ગયો, અને મારા આખા શરીરે કંપ વ્યાપી ગયો, પરંતુ આશ્ચર્ય સાથે મે મનોમન અનુભવ્યો કે આટલું થયુ છતાં હું સ્થિર ઊભો રહી શકયો હતો. આ પછી તરત જ પોલીસની ટુકડીને પાછી વાળી લઈને અમારી સામેનો માર્ગ રોકીને ઊભી કરવામા આવી. અમારા સ્વયંસેવકો પાછા ટોળે વળી ગયા, તેમના પૈકી ઘણાને લોહી વહેતું હતું, કેટલાકના માથાં ફાટી ગયાં હતાં. પત અને તેમની ટુકડી પણ એ અરસામાં અમારી સાથે ભળી ગઈ. તે બધાને પણ માર પડયો હતો. આખરે અમે બધા ટોળે વળીને પોલીસની સામે મોં રાખીને રસ્તા પર બેસી ગયા આમ અમે કલાકેક બેઠા હશું એટલે અંધારુ થવા આવ્યું. એક બાજુ સરકારના મોટા મોટા અધિકારીઓ ભેગા મળ્યા; બીજી બાજુ આ સમાચાર ફેલાતા ગયા તેમ તેમ લોકોનાં મોટાં ટોળાં જમા થતાં ગયા આખરે મૂળથી ધારી રાખેલ અમારે રસ્તેથી અમને જવા દેવાની અધિકારીઓએ રજા આપી, અને અમારા પર ધસારો કરનારા તેમજ અમને માર મારનારા ઘોડેસવાર પોલીસો અમારુ રક્ષણ કરવાને અમારી આગળ ચાલતા હોય તેમ તેમની સાથે અમે તેમની પાછળ પાછળ તે રસ્તે ચાલતા થયા.

આ નજીવા બનાવનુ મે વિગતવાર વર્ણન કર્યું છે તે એટલા માટે કે મારા ઉપર તેનાથી થયેલી અસર હું દર્શાવી શકું. લાઠીના વા ઝીલવા જેટલુ મારુ શરીર બળવાન છે એ ભાનના આહ્લાદમા મારી શારીરિક વ્યથા તો હુ ભૂલી જ ગયો બીજી એક વસ્તુથી પણ મને આશ્ચર્ય થયુ એ આખા બનાવ દરમિયાન, મને માર પડતો હતો તે ક્ષણોએ પણ, મારુ મન તદન જાગૃત રહ્યુ હતું અને હુ બુદ્ધિપૂર્વક મારી લાગણીઓ તેમજ ભાવનાઓનુ નિરીક્ષણ કરી શકતો હતો બીજે દિવસે સવારે આનાથી પણ આકરી કસોટી અમારે માટે નિર્માણ થઈ હતી અને તે માટે આગલા દિવસની આ તાલીમ ખૂબ કામ આવી.

બીજે દિવસે સવારે સાઈમન કમિશનના આગમનનો સમય મુકરર થયો હતો અને તેને અંગે અમારો વિરોધનો મહાન સમારંભ થવાનો હતો

મારા પિતાશ્રી આ સમયે અલ્હાબાદમાં હતા મને ભય એ હતો કે બીજી સવારના વર્તમાનપત્રોમાં મારા ઉપરના હુમલાના સમાચાર વાંચીને તેઓ અને કુટુંબનાં બીજાં માણસો અસ્વસ્થ બની જશે એટલે મે સાંજે મોડેથી તેમને ટેલિફોનથી ખબર આપી કે હું તદ્દન કુશળ છુ અને મારી ચિંતા ન કરશો પરંતુ ચિંતાથી તેઓ સ્વસ્થ ન રહી શક્યા, અને નિરાતવાળી ઊંઘ લેવી અશક્ય હતી એટલે મધરાતને શુમારે તેમણે લખનૌ આવવાનો નિશ્ચય કર્યો છેલ્લી ગાડી તે વખતે અલ્હાબાદથી નીકળી ગઈ હતી એટલે તે મોટરકારમાં ઊપડ્યા રસ્તામાં તેમને કંઈક મુશ્કેલી નડી અને અલ્હાબાદથી ૧૪૬ માઈલની મુસાફરી પૂરી કરીને તે છેક સવારના પાંચને શુમારે કંટાળેલા અને થાકી ગયેલા લખનૌ આવી પહોચ્યા

સ્ટેશન ઉપર સરઘસના રૂપમાં જવાને નીકળવાની અમે લગભગ તે જ વખતે તૈયારી કરતા હતા આગલી સાંજના બનાવોથી લખનૌ એટલુ તો ખળભળી ઊઠ્યુ હતુ કે બીજી કોઈ રીતે તેને એટલુ જાગૃત ન કરી શકાત અને પોહ ફાટે તે પહેલાંથી જ લોકોનાં ટોળેટોળાં સ્ટેશનને રસ્તે નીકળી પડ્યાં શહેરના જુદા જુદા વિભાગોમાંથી નાનાં નાના અસખ્ય સરઘસો નીકળ્યાં, અને મહાસભાની કચેરીએથી હજારો માણસોનુ બનેલું ચારચારની હારમાં ચાલતું મુખ્ય સરઘસ નીકળ્યુ અમે બધા આ મુખ્ય સરઘસમાં હતા સ્ટેશનની પાસે પહોચતાં પોલીસે અમને રોકી લીધા સ્ટેશનની સામે લગભગ અર્ધો માઈલ સમચોરસ એક મોટી વિસ્તૃત જગ્યા હતી (આ જગ્યા હવે નવા સ્ટેશનના બાંધકામથી પુરાઈ ગઈ છે) અમને બધાને આ મેદાનની એક બાજુ પર હારમાં ઊભા રાખવામાં આવ્યા, અને આગળ વધવાનો કંઈ પણ પ્રયાસ કર્યા વિના અમારું સરઘસ ત્યાં જ થોભ્યુ આખુ મેદાન પાયદળ અને ઘોડેસવાર પોલીસ તેમજ લશ્કરના સિપાઈઓથી ઊભરાતું હતું સહાનુભૂતિપૂર્વક

આ ઘટના નિહાળનારાઓની મેદની વધતી જ જતી હતી, અને તેમાંના ઘણા માણસો બબ્બે ત્રણત્રણની ટુકડીમાં કોઈ ને કોઈ રસ્તે એ મેદાનમાં દાખલ થઈને પ્રસરી ગયા. એકાએક ઘણા અંતર પર અમે એક સામો ધસી આવતો સમૂહ જોયો. એ સમૂહ આખા મેદાનની લંબાઈ સુધી પ્રસરેલી, અમારા તરફ મારતે ઘોડે ધસી આવતી, અને મેદાનમાં છૂટાછવાયા ફરતા અસંખ્ય લોકોને મારતા તેમજ અડફટમાં આવનારાને પાડી નાંખતા ઘોડેસવાર પોલીસની અથવા લશ્કરની બે કે ત્રણ લાંબી કતારો હતી. ઘોડાઓની અડફટમાં આવતા તદ્દન નિર્દોષ અને ગભરાઈ ગયેલા પ્રેક્ષકો ઘોડાની ખરીઓ નીચે ચગદાઈ ગયા. એ કરુણ દૃશ્ય બાદ કરીએ તો ઘોડેસવારનો આ ધસારો એ ખરેખર એક સુંદર દૃશ્ય હતું. ધસારો કરતી આ હારોની પાછળ, આ ઘવાયેલા લોકો પથરાયેલા પડ્યા હતા, તે પૈકી કેટલાયે હલનચલન કરવાને પણ અશક્ત થઈ ગયા હતા. બીજાઓ કષ્ટથી પીડાતા હતા, અને આખા મેદાનનો દેખાવ એક રણક્ષેત્ર જેવો થઈ ગયો હતો. પરંતુ એ દૃશ્યને જોવાને અથવા તે વિષે વિચારો કરવાને ઝાઝો સમય અમારે માટે પણ રહ્યો નહોતો; થોડી જ ક્ષણો પછી ઘોડેસવારો અમારા પર ધસી આવ્યા. અને તેમની પહેલી હાર લગભગ મારતે ઘોડે અમારા સરઘસવાળા લોકોની ખીચોખીચ મેદની ઉપર આવી પડી. આમ છતાં અમે અમારે સ્થાને સ્થિર ઊભા રહ્યા, અને અમે ભાગી જઈએ એવું ન લાગ્યું એટલે છેક છેલ્લી ક્ષણે ઘોડાઓને ખેંચાઈને રોકાઈ જવું પડ્યું અને અમારાં માથાંઓ પર અધ્ધર હવામાં તેમની ખરીઓ લટકતી રાખી તે પાછલા પગો પર ઊભા થઈ ગયા. ત્યાર પછી અમને માર પડવો શરૂ થયો, પાયદળ અને ઘોડેસવાર બંને પોલીસોએ લાઠીઓ અને લાંબા દંડાઓથી અમને ઝૂડવા શરૂ કર્યા. આ વખતનો માર ભયાનક હતો. અને આગલી સાંજે હું જે સાફ દૃષ્ટિ અને સ્થિર મગજ રાખી શક્યો હતો તે હું જાળવી ન શક્યો. મને માત્ર એક જ ભાન રહ્યું કે મારે હું જ્યાં છું ત્યાં જ રહેવું જોઈએ અને ન તો નમવું જોઈએ, ન તો પાછા ફરવું જોઈએ. લાઠીના ફટકાઓથી હું અરધો અંધ જેવો બની ગયો

અને વચ્ચે વચ્ચે મૂઢ રોષથી મારું હૃદય વ્યાકુળ થઈ જતું અને સામો પ્રહાર કરવાની ઇચ્છા ઊભરાઈ આવતી. સામે ઊભેલા પોલીસ અધિકારીને તેના ઘોડા પરથી ખેંચી પાડીને તેના પર જાતે જ સવારી કરવા ધારું તો સહેલાઈથી કરી શકું એમ છું એવો ખ્યાલ પણ મને આવ્યો; પરંતુ લાંબા સમયનાં ઘડતર અને તાલીમ આખરે વિજયી નીવડયાં અને એકાદ ફટકાથી મારું માથું બચાવવાને માટે હાથ ઉઠાવ્યો હશે તે સિવાય મેં એક હાથ સરખો ન ઉગામ્યો. આ ઉપરાંત મને એ ભાન પણ હતું કે અમારા પક્ષ તરફથી જરા પણ આક્રમણ થશે તો તેનું પરિણામ ભયાનક આવશે, બંદૂકની ગોળીઓ છૂટશે અને અમારાં અનેક માણસો વીંધાઈને પડશે.

ત્યાર પછી જાણે અતિશય લાંબે ગાળે પરંતુ વાસ્તવિક રીતે થોડીક જ મિનિટો પછી અમારી હાર ધીમે ધીમે, તૂટયા વિના એક એક ડગલું હઠવા લાગી. આથી હું કંઈક એકલો પડી ગયો અને મારી બાજુઓ ખુલ્લી થઈ ગઈ. ત્યાર પછી વળી ફટકાએ પડયા, અને મારા ભારે અણગમા વચ્ચે પાછળથી અધ્ધર ઊંચકીને મને દૂર ઉઠાવી લઈ જવામાં આવ્યો. મારા કેટલાક જુવાન સાથીઓને એમ લાગ્યું કે મારી સામે નિશ્ચયપૂર્વક મરણિયો હુમલો થાય છે, એટલે તેમણે મને બચાવી લેવાનો આ સોંસરો રસ્તો લીધો.

મૂળ જગ્યાએથી હઠીને અમારા સરઘસના માણસો સોએક ફૂટ પાછળ ફરી હાર બાંધીને ઊભા રહ્યા. પોલીસના માણસો પણ પાછા હઠીને અમારાથી પચાસેક ફૂટને અંતરે એક હારમાં ઊભા રહ્યા. અમે આ જ સ્થિતિમાં હતા તે દરમિયાન આ બધી પીડાનું કારણ — પેલું સાઈમન કમિશન — અમારાથી અડધો માઈલ દૂર આવેલા સ્ટેશન પરથી છાનુંમાનું ચુપચાપ, સરકી ગયું. પરંતુ તેમ છતાં વિરોધના દેખાવો કરનારાઓ કે કાળા વાવટાઓથી તે બચી ન જ શક્યું. આ પછી તરત જ આખા સરઘસના રૂપમાં અમે મહાસભાની કચેરીએ પાછા ફર્યા, અને ત્યાંથી વેરાઈ ગયા. હું પિતાશ્રી જ્યાં મારી આતુરતાથી વાટ જોતા હતા ત્યાં પહોંચ્યો.

પ્રસંગની ઉત્તેજના જતી રહી એટલે હવે મને આખા શરીરે કળતર થવા લાગ્યું તેમજ અતિશય થાક ચડ્યો. મારાં એકેએક અંગને જાણે અલગ અલગ કળતર થતું હતું, અને મારે આખે શરીરે ગંઠાઈ ગયેલા ઘા અને ફટકાના સોળ પડ્યા હતા. પરંતુ સદ્‌ભાગ્યે મને કોઈ મર્મને સ્થાને ઈજા થઈ નહોતી. અમારા સાથીઓ પૈકી ઘણાનું નસીબ એટલું પાધરું નહોતું. તેમને ભારે ઈજાઓ થઈ હતી. હુમલા દરમ્યાન મારી બાજુમાં ગોવિંદ વલ્લભ પંત ઊભા હતા. છ ફૂટથી પણ વધારે ઊંચા હોવાથી તેમના શરીર પર લાઠીઓને વરસવાને વિસ્તૃત ક્ષેત્ર મળ્યું હતું. તે સમયે થયેલી ઈજાને પરિણામે તેમને એક કષ્ટમય અને હઠીલો રોગ વળગ્યો, જેને લીધે તેઓ લાંબા વખત સુધી કેડમાંથી ટટાર રહેવાની શક્તિ તેમજ કોઈ પણ પ્રકારની પ્રવૃત્તિ કરવાની શક્તિ ખોઈ બેઠા. હું એ પ્રસંગમાંથી મારી શારીરિક સ્થિતિ અને કષ્ટ સહન કરવાની શક્તિ વિષે કંઈક ગર્વ અનુભવતો બહાર આવ્યો. પરંતુ તે પ્રસંગની જે સ્મૃતિ મારા હૃદયમાં વસી ગઈ છે તે તે વખતના મારની એટલી નથી જેટલી માર મારનારા પોલીસ સિપાઈઓની અને ખાસ કરીને તેમના અધિકારીઓ પૈકી ઘણાઓની મુખમુદ્રાની છે. એ હુમલા વખતે ઘણીખરી સાચી મારઝૂડ તો યુરોપિયન સારજન્ટોએ કરી હતી. તેમના હિન્દી અનુયાયીઓનો હાથ કંઈક નરમાશથી પડતો હતો. અહો શી તે તિરસ્કાર અને લોહીની તરસથી ભરેલી, પાગલ જેવી, સહાનુભૂતિ અથવા માનવતાના જરા પણ સ્પર્શ વિનાની મુખમુદ્રાઓ! આજે પણ મને તેમનું તાદૃશ સ્મરણ છે. કદાચ તે જ ક્ષણે અમારા લોકોની મુખમુદ્રાઓ પણ એટલી જ તિરસ્કારજનક બની ગઈ હશે! અમે ઘણે મોટે અંશે અહિંસક રહ્યા હતા એટલે કંઈ અમારાં હૃદયોમાં અમારા વિરોધીઓ પ્રત્યે પ્રેમ ઊભરાઈ જતો હતો અથવા તો અમારી મુદ્રાઓ ઉપર સદ્‌ભાવ ઝળકતો હતો એમ ન હતું અને તેમ છતાં તેમની અને અમારી વચ્ચે ફરિયાદનું કશું કારણ નહોતું, કશી વ્યક્તિગત તકરાર નહોતી, પરસ્પર કશો દ્વેષ નહોતો. અમે તો માત્ર તેટલા સમય પૂરતા કોઈ અગમ્ય અને સમર્થ બળોના પ્રતિનિધિમાત્ર હતા. તેમણે અમને પોતાના સકંજામાં પકડ્યા હતા, તેમના કેડેલા અમે આમથી

તેમ અથડાતા હતા, અને તે બળોએ જ અમારાં હૃદય તથા બુદ્ધિને સૂક્ષ્મ રીતે પોતાની પકડમાં લઈ, અમારી કામનાઓ અને રાગદ્વેષોને જાગ્રત કરી અમને પોતાનાં આંધળાં હથિયાર બનાવી લીધા હતા. વગર સમજ્યે અમે તરફડ્યા, શા કારણે અમે તરફડ્યા તેની અમને સમજ નહોતી, અમે કયાં જતા હતા એ અમે જાણતા નહોતા. પ્રવૃત્તિના નશાને અમે વશ હતા. પરંતુ એ નશો ઊતરી ગયો એટલે તરત જ પ્રશ્ન ઊઠયો આ બધું શાને માટે હતું ? શાને માટે હતું ?

## ૨૬

# મજૂરસંઘ મહાસભા

રાજકારણની બાબતોમાં સાઇમન કમિશન અને સર્વપક્ષી પરિષદે તે વરસે દેશનું લક્ષ મુખ્યત્વે રોક્યું હતું, પરંતુ મારો રસ અને પ્રવૃત્તિ વિશેષે કરીને બીજી દિશાઓમાં વળ્યાં હતાં. મહાસભાના મહામંત્રી તરીકે તેનું તંત્ર સંભાળવામાં અને તેને સુસંગઠિત કરવામાં મારો ઘણો સમય રોકાતો અને પ્રજાનું લક્ષ સામાજિક અને આર્થિક પરિવર્તનના પ્રશ્નો તરફ વાળવામાં હું ખાસ કરીને રસ લેતો. સંપૂર્ણ સ્વાતંત્ર્યના વિષયમાં મદ્રાસમાં પ્રાપ્ત કરેલી ભૂમિકા સ્થિર કરીને સાચવવાની આવશ્યકતા હતી, ખાસ કરીને એટલા કારણસર કે સર્વપક્ષીય પરિષદનું વલણ એ વિષયમાંથી અમને પાછા ખેંચી જવાનું હતું. આ હેતુ સાધવાને માટે મેં ખૂબ મુસાફરી કરી ને અનેક મહત્ત્વની સભાઓ આગળ ભાષણો કર્યાં. મને યાદ છે કે ૧૯૨૮માં મેં ચાર પ્રાંતિક પરિષદો — એક પંજાબમાં, બીજી દક્ષિણમાં મલબારમાં, ત્રીજી દિલ્હીમાં અને ચોથી સંયુક્ત પ્રાંતમાં — નું તેમજ મુંબઈ અને બંગાળમાં યુવક અને વિદ્યાર્થી પરિષદોનું પ્રમુખસ્થાન લીધું હતું. વચ્ચે વચ્ચે સંયુક્ત પ્રાંતનાં ગામડાંઓમાં પણ મારું જવાનું થતું, અને પ્રસંગોપાત્ત ઔદ્યોગિક કારખાનાંઓના મજૂરોની આગળ પણ મારે ભાષણો આપવાં પડતાં. મારાં ભાષણોનો ભાવાર્થ સર્વ સ્થળે એક જ હતો, જો કે જુદાં જુદાં સ્થળોની જુદી જુદી પરિસ્થિતિને અંગે મારી ભાષામાં ફેર પડતો, અને જુદા જુદા શ્રોતાવર્ગને ધ્યાનમાં લઈ ને હું જુદી જુદી બાબતો પર ભાર મૂકતો હતો. બધાં જ સ્થળોએ હું સંપૂર્ણ રાજકીય સ્વતંત્રતા અને સામાજિક મુક્તિ વિષે બોલતો અને એમાંની પ્રથમ વસ્તુ બીજીને માટેનું શરૂઆતનું પગથિયું છે એમ પ્રતિપાદન કરતો. ખાસ કરીને મહાસભાના કાર્યકર્તાઓમાં તેમજ બુદ્ધિજીવી વર્ગમાં સમાજવાદની વિચારસરણીનો

પ્રચાર કરવાની મારી ખાહેશ હતી, કેમકે રાષ્ટ્રીય હિલચાલના આધારરૂપ આ વર્ગો ઘણુંખરું અતિશય સંકુચિત રાષ્ટ્રવાદની ભાષામાં જ વિચાર કરતા. પ્રાચીન સમયની આપણી જાહોજલાલી, પરદેશી રાજસત્તાથી આપણને પહોંચેલી આધ્યાત્મિક અને ભૌતિક હાનિ, આપણા લોકોને ભોગવવાં પડતાં કષ્ટો, પરછત્ર નીચે જીવવામાં રહેલો તેજોભંગ તેમજ આપણું રાષ્ટ્રીય સ્વમાન જાળવવાને માટે તેમાંથી મુક્ત થવાની આવશ્યકતા, માતૃભૂમિને ચરણે સર્વસ્વનો ભોગ ધરી દેવાની જરૂર, એવી એવી બાબતો પર આ લોકોનાં ભાષણોમાં ભાર દેવાતો. આ બધા પરિચિત વિષયો દરેક હિંદીના હૃદયને સ્પર્શ કરી શકતા, અને મારું રાષ્ટ્રવાદી હૃદય એ ભાવનાઓને ઝીલતું તેમજ તેમનાથી હાલી ઊઠતું, જો કે હિંદના કે બીજા દેશોના પ્રાચીન સમયનો હું કદી પણ અંધ ભક્ત તો નહોતો જ. આ ભાવનાઓમાં રહેલું તથ્ય તો કાયમ હતું જ, પરંતુ ઘણા વખતથી એકની એક વાત ઉપર ટોક પડયા કરવાથી તે બધી ઘસાઈને જર્જરિત થઈ ગઈ હતી, અને તેની તે જ બાબતોનો એકધારો પુનરુચ્ચાર થતો રહેવાથી આપણી લડતના બીજા જીવન્ત અને મર્મના પ્રશ્નોના વિચારને અવકાશ ન રહેતો. આ બાબતો પર ભાર દેવાથી લાગણી ઉશ્કેરાતી. પરંતુ વિચારને ઉત્તેજન મળતું ન હતું.

હિંદમાં સમાજવાદના ક્ષેત્રમાંના અગ્રગામીઓ પૈકીનો એક તો હું બેશક નહોતો જ. સાચું કહું તો હું કંઈક પછાત હતો, અને જે માર્ગે બીજા અનેક પોતાની પાછળ ઝળહળતા પ્રકાશનો લિસોટો મૂકતા ત્વરિત ગતિથી આગળ પહોંચી ગયા હતા તે માર્ગે હું મહાપરાણે એક એક ડગલું ભરતો, આગળ વધ્યો હતો. કામદારોની મજૂરસંઘની હિલચાલની તેમજ યુવકસંઘના ઘણા મોટા ભાગની વિચારસરણી તદ્દન સમાજવાદી હતી. ૧૯૨૭ના ડિસેમ્બરમાં હું પાછો ફર્યો ત્યારે એક પ્રકારનો અસ્પષ્ટ અને અવ્યવસ્થિત સમાજવાદ હિંદના વાતાવરણનું એક અંગ બની ગયો હતો. અને તે સમય પૂર્વે પણ અનેક છૂટાછવાયા સમાજવાદીઓ હિંદમાં મોજૂદ હતા. એ બધા ઘણે ભાગે કાલ્પનિક આદર્શ સમાજવ્યવસ્થાને ધોરણે વિચારો કરતા, પરંતુ તેમના

ચિત્ત ઉપર *માર્ક્સના સિદ્ધાન્તની અસર વધતી જતી હોઈને તેઓ પૈકી કેટલાક થોડા તો પોતાને સોયે સો ટકા માર્ક્સવાદીઓ સમજતા. સોવિયેટ યુનિયનમાં એક પછી એક બનતી જતી ઘટનાઓ અને ખાસ કરીને તેની પંચવાર્ષિક યોજના (ફાઈવ ઈયર પ્લેન) ને પરિણામે યુરોપ અને અમેરિકાની જેમ હિંદમાં પણ આ વૃત્તિ બલવત્તર થતી જતી હતી.

સમાજવાદી કાર્યકર્તા તરીકે મારું જો કંઈ વિશેષ મહત્ત્વ હોય તો તે એ હકીકતને કારણે હતું કે હું મહાસભામાં અગત્યનાં અધિકારસ્થાનો ધારણ કરનાર એક આગેવાન મહાસભાવાદી હતો. મારા સિવાય બીજા પણ અનેક પ્રમુખ અને પ્રસિદ્ધ મહાસભાવાદીઓ એ ધોરણે વિચાર કરતા થયા હતા. સંયુક્ત પ્રાન્તની પ્રાન્તિક સમિતિમા આવા વિચારવાળા મહાસભાવાદીઓ સૌથી વધારે પ્રમાણમાં જણાતા હતા, અને એ સમિતિમાં છેક ૧૯૨૬ની સાલમાં કંઈક મોળો અને નરમ સમાજવાદી કાર્યક્રમ ઘડવાનો અમે પ્રયાસ કર્યો હતો. અમારા સંયુક્ત પ્રાન્તમાં જમીનની જમીનદારી અને તાલુકદારી પ્રથા છે. તેથી શરૂઆતમા જે સવાલનો અમારે પહેલવહેલો સામનો કરવો પડ્યો તે જમીનનો મહા પ્રશ્ન હતો. અમે એવું જાહેર કર્યું કે જમીનદારી પદ્ધતિ નાબૂદ કરીને રાજ્ય અને ખેડૂતની વચ્ચેના બીજા દલાલોને રુખસદ આપવી જોઈએ. જે વાતાવરણમાં અમારે આગળ વધવાનું હતું તેમાં તે સમયે આ વિચારો તદ્દન નવા જેવા જ હોવાથી અમારે સાવધાનીથી પગલાં ભરવાનાં હતાં.

---

* જીવદયા અને માનવદયાની દૃષ્ટિએ સમાજવ્યવસ્થા સુધારવા ઇચ્છનારા તો દરેક યુગમાં હોય છે, માર્ક્સના પહેલાં પણ હતા જ. તેઓ એમ કહેતા કે ગરીબવર્ગના તરફ રહેમ રાખવાનું તવંગરનું કર્તવ્ય છે, કારણ ઈશ્વરે તેમને સંપત્તિ આપી છે. માર્ક્સે કહ્યું ગરીબવર્ગની ગરીબીમાં જ ક્રાંતિનાં બીજો છે, એની ગરીબી મૂડીવાદ અને ખોબા જેટલાઓના ધનને અન્યાયી ઠરાવે છે. એની ગરીબી એ ઈશ્વરદત્ત નથી, પણ ચોક્કસ સામાજિક પરિસ્થિતિનું પરિણામ છે. એ પરિસ્થિતિમાં ક્રાંતિ ગરીબવર્ગનો બળવો કરાવીને જ લાવી શકાય. પેલા જૂના સમાજ-સુધારકો આદર્શવાદી સમાજસુધારકો કહેવાય છે; માર્ક્સ અને તેના અનુયાયી શાસ્ત્રીય સમાજવાદીઓ કહેવાય છે. —ભા. ક.

બીજે વરસે એટલે ૧૯૨૯માં સંયુક્ત પ્રાંતની પ્રાન્તિક સમિતિએ એક ડગલું આગળ વધી મહાસભા સમિતિને ચોક્કસ સમાજવાદી ધોરણે એક ઠરાવની ભલામણ કરી. ૧૯૨૯ના ઉનાળામાં મળેલી મહાસભા સમિતિએ સંયુક્ત પ્રાંતની પ્રાન્તિક સમિતિના ઠરાવની પ્રસ્તાવના માન્ય રાખીને તે આખા ઠરાવની પાછળ રહેલા સમાજવાદના સિદ્ધાન્તનો સ્વીકાર કર્યો હતો. સંયુક્ત પ્રાંતના ઠરાવમાં રજૂ કરવામાં આવેલા વિગતવાર કાર્યક્રમની વિચારણા મહાસમિતિએ ભવિષ્ય પર મુલતવી રાખી. મહાસભા સમિતિના તેમ જ સંયુક્ત પ્રાંતની પ્રાન્તિક સમિતિના આ ઠરાવોનું ઘણા લોકોને વિસ્મરણ થયું લાગે છે, અને તેથી તેઓ એવો ખ્યાલ કરે છે કે સમાજવાદનો પ્રશ્ન ગયા એકાદ વર્ષ દરમ્યાન જ મહાસભામાં એકાએક ઉપસ્થિત થયો છે. એટલું માત્ર સાચું છે કે મહાસમિતિએ ઝાઝો વિચાર કર્યા વિના જ એ ઠરાવ માન્ય રાખેલો અને ઘણાખરા સભ્યોને કદાચ પોતે શું કરે છે તેનો વાસ્તવિક ખ્યાલ પણ નહિ હોય

હિંદી પૂર્ણ સ્વાતંત્ર્ય સંઘની સંયુક્ત પ્રાંતની શાખા (આ પ્રાન્તિક શાખા પ્રાંતમાંના મહાસભાના પ્રમુખ કાર્યકર્તાઓની જ બનેલી હતી.) તો સાફ સાફ સમાજવાદી જ હતી, અને મહાસભા સમિતિ જેવું મિશ્ર મંડળ જઈ શકે તેના કરતાં તે આગળ વધી. સંપૂર્ણ સ્વાતંત્ર્ય સંઘનો એક આશય તો સામાજિક મુક્તિનો જ રાખવામાં આવ્યો હતો. આ સંઘનું એક મજબૂત અને સુવ્યવસ્થિત તંત્ર હિંદભરમાં ગોઠવી તેનો સંપૂર્ણ સ્વાતંત્ર્ય તેમ જ સમાજવાદનો પ્રચાર કરવા માટે ઉપયોગ કરવાની અમે આશા રાખી હતી. કમનસીબે, અને મારી ભારે નિરાશા વચ્ચે, કંઈક અંશે સંયુક્ત પ્રાંત સિવાય બીજા વિભાગોમાં સંઘનું ગાડું જરા પણ આગળ ન ચાલ્યું. આનું કારણ એ ન હતું કે દેશમાં એ પ્રવૃત્તિને માટે ટેકાનો અભાવ હતો. પરંતુ અમારા સંઘના મોટા ભાગના કાર્યકર્તાઓ મહાસભાના પણ પ્રમુખ કાર્યકરો હતા અને મહાસભાએ કંઈ નહિ તો સિદ્ધાંતમાં તો પૂર્ણ સ્વાતંત્ર્યનો સ્વીકાર કર્યો જ હતો એટલે તે બધા મહાસભાના તંત્ર દ્વારા પણ હંમેશ કાર્ય કરી શકતા. વળી સંઘના પુરસ્કર્તાઓ પૈકી કેટલાકે તો

સંઘને ખીલવવો છે એવો ખ્યાલ ગંભીરપણે રાખ્યો ન હતો. મહાસભાના કાર્યવાહક મંડળ ઉપર દબાણ લાવવા માટે, અથવા મહાસભાની કાર્યવાહક સમિતિની ચૂંટણી પર અસર પહોંચાડવા પૂરતો જ એનો ઉપયોગ કરવાનો તેમનો ખ્યાલ હતો. આમ પૂર્ણ સ્વાતંત્ર્ય સંઘ મંદ પડતો ગયો, અને જેમ જેમ મહાસભા વિશેષ લડાયક કાર્યક્રમ ગોઠવતી ગઈ, તેમ તેમ તેના તરફ બધાં ગતિમાન તત્ત્વોને તે ખેંચતી ગઈ, અને સંઘ ક્ષીણ થતો ગયો. ૧૯૩૦માં સવિનયભંગની લડત આવી પહોંચતાં સંઘ મહાસભામાં સમાઈ જઈને અદૃશ્ય થઈ ગયો.

૧૯૨૮ના પાછલા અર્ધ ભાગમાં અને ૧૯૨૯માં હું પકડાઈશ એવી વાતો વારંવાર ચાલેલી. વર્તમાનપત્રોમાં આવતા ઉલ્લેખોમાં અથવા જાણકાર મિત્રો તરફથી મને મળેલી અસંખ્ય ખાનગી ચેતવણીઓમાં કેટલું તથ્ય હતું તેની મને ખબર નથી, પરંતુ એ ચેતવણીઓને લીધે મારા હૃદયમાં અનિશ્ચિતતાની ભાવના ઉદ્‌ભવી અને હું જાણે આજ પકડાઈશ કાલ પકડાઈશ એમ મને થયા કરતું. આ અનિશ્ચિતતાની મને પરવા ન હતી, એનું ખાસ કારણ તો એ હતુ કે ભાવીના ગર્ભમાં મારે માટે ગમે તે નિર્માણ થયું હશે, પરંતુ સ્થિર ક્રમબદ્ધ જીવન મારા નસીબમાં નથી જ એની મને ખાતરી હતી. આ અનિશ્ચિતતાને, એકાએક કરવા પડતા ફેરફારોને અને ફરી ફરી જેલ જવાને હું જેટલો વહેલો ટેવાઉં તેટલું મારે માટે બહેતર હતું. મને લાગે છે કે આવા પ્રકારની માનસિક પરિસ્થિતિ સ્વાભાવિક બનાવી દેવામાં મને એકંદરે ઠીક સફળતા મળી, (મારાથી ઘણે થોડે અંશે મારાં સ્વજનો પણ એમાં સફળ થયાં) એટલે જ્યારે જ્યારે મને પકડાવાના પ્રસંગ આવતા ત્યારે ત્યારે હવે હું તે પ્રસંગોને પ્રથમના કરતાં વધારે સ્વાભાવિક માની લેવા લાગ્યો. આ નવી મનોદશા વિના એ અશક્ય થઈ પડત. એટલે મારા પકડાઈ જવાની અફવાઓ છેક નિરર્થક તો ન જ નીવડી; તેમનાથી મારા નિત્યજીવનમાં એક પ્રકારનો ઉલ્લાસ દાખલ થયો, અને લહેજત આવવા લાગી. છૂટા ફરવાનો એકેએક દિવસ મહામૂલો બન્યો, જાણે રોજ એક નવો દહાડો મુક્ત જીવનમાં

ઉમેરાતો હતો. હકીકતમાં તો ૧૯૨૮ અને ૧૯૨૯માં મને છૂટનો બહુ મોટો ગાળો મળી ગયો અને આખરે ફરી જેલમાં તો છેક ૧૯૩૦ના એપ્રિલમાં જ જવાનું થયું, ત્યાર પછી જેલ બહાર મળેલી ટૂંકી ટૂંકી રજાઓમાં મને કંઈક અવાસ્તવિકતા લાગતી: મારા પોતાના ઘરમાં હું કોઈ અજાણ્યો પરોણો થઈને થોડા દહાડાને માટે ફરવા આવ્યો છું એમ મને થતું, બીજી સવારે મારું શું થવાનું છે તેની હું કલ્પના પણ કરી શકતો નહિ અને પાછા જેલમાં જવાનું નિમંત્રણ ગમે તે ક્ષણે આવી રહેશે એવી હમેશ અપેક્ષા રહેતી.

૧૯૨૮નો અંત પાસે આવતો ગયો તેની સાથે કલકત્તાની મહાસભા પણ નજદીક આવતી ગઈ. તેના પ્રમુખસ્થાને મારા પિતાશ્રી આવવાના હતા. તેમના દિલમાં માત્ર સર્વપક્ષી પરિષદ અને તેની સમક્ષ તેમણે રજૂ કરેલા હેવાલનો જ એક ખ્યાલ ભરેલો હતો; અને તેમને એ હેવાલ મહાસભામાં પસાર કરાવવો હતો. સંપૂર્ણ સ્વાતંત્ર્યના મુદ્દા વિષે હું ધરછોડ કરવા તૈયાર નથી અને તેથી એ વાત મને પસંદ નથી એ તેઓ જાણતા હતા. મારી નાપસંદગીને લીધે તેમને રોષ પણ થયો. આ બાબતમાં અમે ઝાઝી દલીલો ન કરી, પરંતુ અમારી બન્નેની વચ્ચે માનસિક કલહની લાગણી ઉત્પન્ન થઈ હતી, અને અમે બન્ને જણે ઊલટી દિશાઓમાં ખેંચવાનો પ્રયાસ કરતા હતા. અગાઉ અનેકવાર મતભેદો તો અમારી વચ્ચે પડ્યા હતા, અને તે પણ એવા મહત્ત્વના કે તેને લીધે જુદા જુદા પક્ષમાં અમારે વહેંચાવું પડ્યું હતું. પરંતુ આ પ્રસંગે લાગણીઓ જેટલી તંગ થઈ તેટલી આગળ કે આ પછીના કોઈ પણ પ્રસંગે થઈ ન હતી. આ પરિસ્થિતિને કારણે અમે બન્ને કંઈક દુઃખી રહેતા. કલકત્તામાં તો વાત ઠેઠ છેવટની હદે પહોંચી ગઈ: પિતાશ્રીએ એ વાત સાફ જાહેર કરી કે મહાસભાના અધિવેશનમાં તેમનું ધારેલું નહિ થાય — એટલે કે સર્વપક્ષી પરિષદના હેવાલનો સ્વીકાર કરનારો ઠરાવ બહુમતીથી પસાર ન થાય તો — પોતે મહાસભાનું પ્રમુખપદ નહિ લે. આ તદ્દન સમજી શકાય એવો અને બંધારણને અનુસરતો માર્ગ હતો. તેમ છતાં આ મુદ્દાને આટલી હદ સુધી ખેંચી જવાને નારાજ

એવા તેમના અનેક વિરોધીઓ તેમના આ વલણથી ભારે સંકડામણમાં આવી ગયા. મહાસભામાં, અને મને લાગે છે કે બીજાં સ્થળોએ પણ, ટીકા કરીને વખોડવાની અને છતાં જવાબદારીમાંથી છટકી જવાની વૃત્તિ હમેશ રહી છે; હમેશાં એવી આશા સેવવામાં આવે છે કે ટીકાથી દબાઈને સામો પક્ષ આપણને ગમે એવી રીતે પોતાનો ક્રમ બદલશે, અને પરિણામે નાવડું યોગ્ય દિશાએ હંકારવાની જવાબદારીનો ભાર આપણે માથે નહિ પડે. હિંદી સરકારની વ્યવસ્થામાં આજે છે તે પ્રમાણે, જ્યારે જવાબદારી ઉપાડી લેવાના પ્રસંગોથી આપણને વંચિત રાખવામાં આવે છે અને પદભ્રષ્ટ ન કરી શકાય તેવું તેમજ આપણી સત્તાથી ઉપરવટ જનારું કાર્યવાહક મંડળ માથે હોય છે ત્યારે, આપણે માટે ટીકા કરવાનો એક માત્ર માર્ગ જ બાકી રહી જાય છે, (બેશક બહારથી સીધી લડત આપીને સીધુ કાર્ય ઉકેલી લેવાનો રસ્તો તો હંમેશ ખુલ્લો જ હોય છે.) અને તે ટીકાઓ સ્વાભાવિક રીતે ખંડનાત્મક જ હોય એ સાચું. તેમ છતાં એ ખંડનાત્મક ટીકાઓને પણ જો કાર્યસાધક બનાવવી હોય તો તેમની પાછળ જ્યારે પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે તંત્રનો પૂરો કબજો લઈ લેવાની અને તેની બધી જવાબદારી ઉઠાવવાની માનસિક તત્પરતા અને તૈયારી હોવી જોઈએ; રાજતંત્રનાં દરેકેદરેક, મુલકી અને લશ્કરી, આંતરવ્યવસ્થાનાં તથા બાહ્ય સંબંધોનાં ખાતાંઓ પરનો અધિકાર સંભાળી લેવાની શક્તિ પણ તે ટીકાની પાછળ હોવી જોઈએ. હિંદના મધ્યમમાર્ગીઓ જેમ લશ્કરની બાબતમાં માગણી કરે છે તેમ માત્ર અંશતઃ અધિકારની માગણી કરવી એનો અર્થ તો એટલો જ કે આપણે આખુ તંત્ર ચલાવવાને અસમર્થ છીએ એમ આપણે સ્વીકારી લઈએ છીએ અને તેથી આપણી ટીકાની ધાર બુઠ્ઠી થઈ જાય છે.

ટીકા કરવાની અને વખોડવાની અને છતાં તે ટીકાના સ્વાભાવિક પરિણામોમાંથી જાતને બચાવી લેવાની આ વૃત્તિ ગાંધીજીના ટીકાકારોમાં ઘણીવાર જણાઈ છે. મહાસભામાં એવા સંખ્યાબંધ લોકો છે જેમને ગાંધીજીની ઘણી પ્રવૃત્તિઓ પસંદ નથી તેમજ તેઓ તેમની કડક ટીકાઓ કરે છે, પરંતુ મહાસભામાંથી

ગાંધીજીને હાંકી કાઢવાની એ લોકોની તૈયારી નથી. આ વલણ સમજવામાં તો બહુ મુશ્કેલી નથી, પરંતુ એથી બન્નેમાંથી એકે પક્ષને ન્યાય થતો નથી.

આવા જ પ્રકારની કેટલીક મુશ્કેલીઓ કલકત્તા મહાસભા વખતે ઊભી થઈ. બન્ને વિરોધી પક્ષો વચ્ચે મંત્રણાઓ ચાલી, અને તેને પરિણામે સમાધાનનો એક મુસદ્દો જાહેર કરવામાં આવ્યો, પરંતુ પાછળથી એ બધું તૂટી પડયું. આ બધા પ્રસંગોથી ઠીક ઠીક ગોટાળો ઊભો થયો, અને એમાં બહુ શોભા તો નહોતી જ. આખરે છેવટે માન્ય થયેલા મહાસભાના મુખ્ય ઠરાવથી સર્વપક્ષી પરિષદનો રિપોર્ટ બહાલ રાખી સ્વીકારવામાં આવ્યો, પરંતુ સાથે સાથે એવી જાહેરાત કરવામાં આવી કે જો તે રિપોર્ટમાંના બંધારણને બ્રિટિશ સરકાર એક વર્ષની મુદતની અંદર પોતાની સંમતિ નહિ આપે તો મહાસભા સંપૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેય તરફ પાછી વળી જશે. આ ઠરાવથી સરકારને એક વર્ષની મુદત આપીને વિવેકભરેલી રીતે છેવટનું આહ્વાન આપવામાં આવ્યું. સંપૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેય પરથી આ ઠરાવમાં બેશક પીછેહઠ હતી, કેમકે સર્વપક્ષી પરિષદના રિપોર્ટમાં સંપૂર્ણ સાંસ્થાનિક દરજ્જાના સ્વરાજની માગણી પણ રજૂ થતી નહોતી. તેમ છતાં મહાસભામાં બે તડ પાડવાની કોઈની પણ તૈયારી નહોતી. તે સમયે મહાસભામાં બે તડ પડતાં એ ઠરાવથી અટક્યાં, તેમજ ૧૯૩૦માં શરૂ થનારી લડત માટે મહાસભાનો બધો સમૂહ તે ઠરાવથી એકત્ર રહી શક્યો એ વાતનો ખ્યાલ કરતાં એ ઠરાવ એકંદરે ડહાપણ ભરેલો જ થયો હતો એમ લાગે છે. એ તો સ્પષ્ટ જ હતું કે સર્વપક્ષી પરિષદે રજૂ કરેલું બંધારણ એક વર્ષની મુદતમાં બ્રિટિશ સરકાર સ્વીકારી લેવાની નહોતી. લડત તો હવે અનિવાર્ય હતી અને દેશમાં તે સમયે જે પરિસ્થિતિ હતી તે જોતાં ગાંધીજીના નેતૃત્વ વિના એવી કોઈ પણ લડત કાર્યસાધક થાય એમ ન હતું.

મહાસભાની ખુલ્લી બેઠકમાં મેં એ ઠરાવનો લૂલો લૂલો વિરોધ કર્યો હતો અને તેમ છતાં મને ફરી પાછો મામાન્ય મંત્રી ચૂંટી કાઢવામાં આવ્યો! ગમે તેમ થાય પણ મહાસભાના

મંત્રીપદની કંબલ બાબાને છોડતી નહોતી. મહાસભાની દુનિયામાં હું જાણે પેલા પ્રસિદ્ધ *'વિકાર ઑફ બ્રે'ની ભૂમિકા ભજવતો હતો. મહાસભાની ગાદીએ પ્રમુખ ગમે તે વિરાજે તો પણ તેના તંત્રનો અખત્યાર ધારણ કરનારો મંત્રી તો હું જ રહેતો.

કલકત્તામાં મહાસભાનું અધિવેશન ભરાયું, તેના થોડા દિવસ પૂર્વે, કોલસાની ખાણોના પ્રદેશના કેન્દ્ર ઝરિયામાં અખિલ હિંદ મજૂરસંઘ મહાસભા મળી હતી. મેં પ્રથમના બે દિવસોએ હાજરી આપીને તેની કાર્યવાહીમાં ભાગ લીધો હતો પરંતુ તે પછી મારે કલકત્તા જવું પડેલું. મજૂરસંઘોની મહાસભામાં આ હું પહેલી જ વાર ગયો હતો, અને કિસાનોમાંની મારી પ્રવૃત્તિએ તેમજ તાજેતરમાં કામદારોમાં કરેલી મારી પ્રવૃત્તિઓથી મજૂરોના આમવર્ગમાં મને કંઈક લોકપ્રિયતા પ્રાપ્ત થઈ હતી, છતાં આ મહાસભાનાં મંડળમાં હું પરાયા જેવો જ હતો. આરતે આરતે સુધારો કરવાના પક્ષના સુધારકો અને તેમનાથી વધારે ઉદ્દામ તથા ક્રાન્તિવાદી લોકો વચ્ચેનો પુરાણો ઝઘડો અહીં પણ મારી નજરે પડ્યો. મજૂર આંતરરાષ્ટ્રીય મંડળો પૈકી કોની સાથે જોડાવું, સામ્રાજ્યવાદ-વિરોધી સંઘ સાથે જોડાવું કે નહિ, 'પેન-પૅસિફિક' સંઘ સાથે જોડાવું કે નહિ, અને જીનીવાની આંતરરાષ્ટ્રીય પરિષદમાં પોતાના પ્રતિનિધિઓ મોકલવા ઇષ્ટ છે કે નહિ એ બધા

---

* પોતાની જ મશ્કરી કરીને વિનોદ મેળવવાની પંડિતજીની શક્તિનો આ નમૂનો છે 'વિકાર ઑફ બ્રે' એક ૧૬મા સૈકાનું ઐતિહાસિક પાત્ર છે. એના 'વિકાર'નું પોતાનું પદ કાયમ રહે એટલી શરતે ગમે તે વિચાર ધરાવનાર એ રમૂજી 'વિકાર' વિષે અંગ્રેજી ભાષામાં પવાડો લખાયો છે હેનરી ૮મા, એડવર્ડ ૬ઠ્ઠા, મેરી અને ઇલીઝાબેથના એમ ચાર રાજ્યમાં એ 'વિકાર' રહ્યો, પણ ત્રણ વખત એણે પોતાની માન્યતા બદલી, બે વખત એ રોમન કેથલિક થયો, બે વખત પ્રોટેસ્ટન્ટ થયો. વિકારને તો 'વિકાર'નું પદ ગમે તે ભોગે છોડવું નહોતું, શીરાને માટે શ્રાવક થવાને તે સદા તૈયાર હતો. પંડિતજીને મંત્રીપદ જોઈતું નહોતું પણ તે, બદલાતી નીતિ અને પરિસ્થિતિ છતાં, અને બદલાતા પ્રમુખો છતાં, તેમને છોડતું નહોતું. —અા. ક.

ચર્ચાના અને મતભેદના મુખ્ય મુદ્દાઓ હતા. આ બધા પ્રશ્નો કરતાં પણ વધારે મહત્ત્વનો તો મહાસભાના બે વિભાગો વચ્ચે રહેલો ઊંડો દૃષ્ટિભેદ હતો. એક પક્ષ રાજકીય બાબતોમાં મધ્યમમાર્ગી વલણનો, બલકે ખરી રીતે ઔદ્યોગિક બાબતમાં રાજકારણની દખલગીરી પ્રત્યે શંકાની દૃષ્ટિથી જોનાર મજૂર-સંઘોના જૂના કાર્યકર્તાઓનો સમૂહ હતો. એકલા ઔદ્યોગિક મજૂરોએ અમલમાં મૂકવાના કાર્યક્રમ વિષે, અને તે પણ સાવચેતીથી કરવા વિષે તેમને શ્રદ્ધા હતી, અને મજૂરોની સ્થિતિમાં ક્રમશઃ સુધારો કરાવવાનો તેમનો ઉદ્દેશ હતો. આ વિભાગના આગેવાન શ્રી. ના. મ. જોષી હતા. હિંદી મજૂરોના પ્રતિનિધિ તરીકે તે અનેક વાર જીનીવા જઈ આવ્યા હતા. બીજો પક્ષ વધારે ઉદ્દામ, વધારે લડાયક તેમજ રાજકીય કાર્યક્રમ વિષે શ્રદ્ધા ધરાવનારો હતો અને તે પોતાના ક્રાન્તિના વલણને સાફ શબ્દોમાં જાહેર કરતો હતો. સામ્યવાદીઓ અને તેમના જેવી જ વિચારસરણીવાળા બીજા લોકોની સીધી હકુમત હેઠળ તે કાર્ય કરતો નહોતો છતાં તેમની તેના પર ઠીક ઠીક અસર હતી. મુંબઈના સુતરાઉ કાપડના ઉદ્યોગના મજૂરવર્ગ પર એ પક્ષે પોતાનો સંપૂર્ણ પ્રભાવ સ્થાપિત કર્યો હતો; અને તેની આગેવાની હેઠળ મુંબઈની કાપડની મિલોના મજૂરોએ એક મોટી અને કંઈક અંશે સફળ નીવડેલી હડતાળ પાડી હતી. મુંબઈમાં તેની આગેવાની હેઠળ કાપડની મિલોના કામદારોનો 'ગિરણી કામગાર સંઘ' નામનો નવો અને સમર્થ સંઘ ઊભો થયો હોઈ તેનો પ્રભાવ મુંબઈની સમસ્ત મજૂરદુનિયા પર પડતો હતો, એ જ ઉદ્દામ પક્ષની અસર નીચે બીજો સમર્થ મજૂરસંઘ 'જી. આઈ. પી. રેલવે સંઘ' હતો.

મજૂરસંઘ મહાસભાની છેક શરૂઆતથી જ તેનું કાર્યવાહક મંડળ અને તેની કચેરી શ્રી. ના. મ. જોષી અને તેમના નિકટના સાથીઓના અંકુશમાં હતાં. જોષીને હાથે જ આખી હિલચાલનું ઘડતર થયું હતું. મહાસભાના અનુયાયીવર્ગમાં વધારે લાગવગ ધરાવતો હોવા છતાં ઉદ્દામ પક્ષને મૂળની નીતિ ઘડવામાં બહુ ઓછી તક મળતી. આ પરિસ્થિતિ એકંદરે અસંતોષકારક હોઈ તેમાં આખી હિલચાલની વાસ્તવિક સ્થિતિ બરાબર વ્યક્ત

થતી નહોતી. પરિણામે અમ તોષ અને ઘર્ષણ મોટા પ્રમાણમાં ઉત્પન્ન થયાં હતાં તેમજ મજૂરસંઘ મહાસભામાં સત્તાનું સ્થાન કબજે કરવાની ઉદ્દામ પક્ષની મંછા હતી માથે માથે ઝઘડો ઠેઠ અંત સુધી લઈ જવાની મૌની નામરજી હતી, કેમકે તેને પરિણામે આખી મહાસભામાં ભગાણ પડી જવાનો ભય જણાતો હતો હિંદી મજૂરસંઘોની હિલચાલ તે સમયે હજી કિશોર અવસ્થામાં જ હતી, તે પૂર્ણ સામર્થ્યવાળી નહોતી અને તેનું સંચાલન મુખ્યત્વે બિનકામદાર નેતાઓ જ કરતા હતા આ પ્રકારની પરિસ્થિતિમાં, મજૂરોની દુનિયાની બહારના લોકોમાં મજૂરોનો ઉપયોગ કરી લેવાની વૃત્તિ હમેશ જણાય તે હિંદી મજૂરસંઘ મહાસભા અને બીજા કામદારસંઘોમાં આ વૃત્તિ સ્પષ્ટ દેખાતી હતી. એ બધી વાત સાચી હતી છતાં પોતાનાં અનેક વર્ષોના કાર્યથી શ્રી ના મ જોષી એક સંગીન, સાચા અને હૃદયપૂર્વક કાર્ય કરનારા મજૂરસંઘવાદી પુરવાર થયા હતા, અને તેમને રાજકીય બાબતોમાં પછાત અને મધ્યમમાર્ગી ગણનાર લોકો પણ હિંદની મજૂર-હિલચાલની તેમણે કરેલી સેવાનું મૂલ્ય સ્વીકારતા. નરમ કે ગરમ બીજા ભાગ્યે જ બહુ લોકોને વિષે આટલું પણ કહી શકાય એમ હતું

ઝરિયામાં મારી સહાનુભૂતિ ઉદ્દામ વિભાગને પક્ષે હતી પરંતુ હું નવો જ આવેલો હોવાથી મજૂરસંઘ મહાસભાના આ ઘરના ઝઘડાઓમાં મને ઝાઝી સમજ પડતી નહોતી. એટલે મેં એ બધાંમાંથી અલગ રહેવાનો નિર્ણય કર્યો. મે ઝરિયા છોડયું પછી મહાસભાના અધિકારીઓની વાર્ષિક ચૂંટણી થઈ અને કલકત્તામાં મને ખબર પડી કે આવતા વર્ષને માટે પ્રમુખ તરીકે મારી વરણી થઈ છે નરમ વલણવાળા વર્ગે મારું નામ રજૂ કર્યું હતું. કદાચ તેમને એમ લાગ્યું હશે કે મારી મારફતે પ્રમુખપદ માટેના બીજા ઉમેદવારને હરાવી શકાશે. એ બીજો ઉમેદવાર પોતે રેલવે પર કામ કરતો એક મજૂર હતો અને ઉદ્દામ પક્ષે તેનું નામ સૂચવ્યુ હતું ચૂંટણીને દિવસે હું ઝરિયામાં હાજર હોત તો આ કામદાર ઉમેદવારની તરફેણમાં હું મારી ઉમેદવારી જરૂર પાછી ખેંચી લેત મારા જેવા એક નવીન આગંતુકને

તેમજ બિનકામદારને આમ એકાએક પ્રમુખને સ્થાને ઠોકી બેસાડવામાં સ્પષ્ટ અવિવેક હતો એમ મને લાગેલું. આ એક હકીકત ઉપરથી જ હિંદમાંની મજૂરસંઘ હિલચાલની બાલ્યાવસ્થા તેમજ દુર્બલતાનું માપ મળી રહેતું હતું.

મજૂરોના ઝઘડાઓ અને તેમની હડતાલોથી ૧૯૨૮નું વર્ષ ભરપૂર ગયું હતું. ૧૯૨૯ની સાલમાં પણ એનું એ જ ચાલુ રહ્યું. મુંબઈના કાપડઉદ્યોગના આપદ્ગ્રસ્ત અને લડાયક મજૂરોએ એ હડતાલોની આગેવાની લીધી. બંગાળની શણની મિલોમાં પણ એક મોટી સર્વસામુદાયિક હડતાલ પડી. જમશેદપૂરનાં પોલાદનાં કારખાનાંઓમાં અને મને સ્મરણ છે કે રેલવેઓ ઉપર પણ હડતાલો થયેલી. જમશેદપૂરનાં કલઈનાં પતરાંનાં કારખાનામાં એક બહુ લંબાયલી, અને ઘણા માસ ચાલી છતાં બહાદુરીથી લડાયેલી, લડત થઈ હતી. જાહેર જનતાની ભારે સહાનુભૂતિ છતાં તે કારખાનાની માલકી ધરાવતી, અને બરમા ઑઇલ કંપની સાથે સંબંધ ધરાવતી સમર્થ કંપનીએ ત્યાંના કામદારોને કચડી નાંખ્યા હતા.

એકંદરે એ બે વર્ષો દરમિયાન મજૂરદુનિયામાં ભારે અસંતોષ વ્યાપી રહ્યો હતો, અને મજૂરોની સ્થિતિ બગડતી જતી હતી. લડાઈ પછીનાં વર્ષોમાં હિંદી ઉદ્યોગની આબાદીમાં અસાધારણ ઉછાળો આવ્યો હતો, અને તેને પરિણામે કારખાનાંના માલિકોએ હેરત ઉપજાવે એટલો ભારે નફો કર્યો હતો. પાંચ કે છ વર્ષ સુધી શણ અને કાપડની મિલોએ સરેરાશ સો ટકાથી ઉપરનું બ્યાજ વહેંચ્યું હતું, અને અનેક ઠેકાણે તે દર સાલ દોઢસો ટકા સુધી પહોંચ્યું હતું. આ બધો અણધારેલો ભારે નફો માલિકો અને શેરહોલ્ડરોના ગજવામાં પહોંચ્યો અને મજૂરો જ્યાંના ત્યાં રહ્યા. તેમના પગારોમાં સહેજસાજ વધારો થયો હશે તે ઘણુંખરું જરૂરી વસ્તુઓના ભાવો વધવાથી ઘસડાઈ જતો. આમ કરોડોની જ્યારે ટંકશાળ પડી રહી હતી ત્યારે લગભગ બધા જ કામદારોના ભાગ્યમાં તેનાં તે તદ્દન દળદરી ઘોલકાંઓમાં રહેવાનું લખાયું હતું, અને તેમની સ્ત્રીઓને પણ ભાગ્યે જ પૂરતાં કપડાં પહેરવાને મળતાં. મુંબઈના મજૂરોની

સ્થિતિમાં પણ કશો ભલીવાર ન હતો, પરંતુ તેમનાથીયે ભૂંડી દશા તો કલકત્તાના મહેલોથી એક કલાકની મુસાફરીને અંતરે કામ કરનારા શણનાં કારખાનાંના કામદારોની હતી. ગ્લાસગો અને ડંડી સુધી દ્રવ્યની એક અવિરત વિશાળ નદી વહ્યા કરે અને હિંદના ખોબા જેટલા ઉદ્યોગપતિઓનાં ગજવાં તેનાથી તર થાય તેટલા સારુ શરીરની સંભાળ વિના જંગલી અને ફૂવડ દેખાતી અર્ધનગ્ન સ્ત્રીઓ માંડ પેટ પૂરતું મેળવવાને માટે જાત ઘસી રહી હતી.

આ અસાધારણ આબાદીનાં વર્ષોમાં ઉદ્યોગ તો ઠીક ઠીક ચાલ્યો, પરંતુ મજૂરો તો જ્યાંના ત્યાં જ રહ્યા અને તેમને નહિ જેવો જ ફાયદો થયો. પરંતુ એ ઉછાળો જતો રહ્યો એટલે મોટો નફો કરવાનું કામ મુસ્કેલ બની ગયું, અને તેનો આખો ભાર, બેશક, મજૂરોને માથે પડ્યો. પહેલાં થયેલો નફો ભુલાઈ ગયો, કારણ તે તો બધો હજમ થઈ ગયો હતો. અને હવે જો પૂરતો નફો ન મળી રહે તો ઉદ્યોગ ચાલે શી રીતે? એટલે પાછી ઔદ્યોગિક અશાંતિ વધી ગઈ અને મજૂરોના ઝઘડા ઊભા થયા. મુંબઈમાં મોટી મોટી હડતાળો પડી અને તેનાથી બધા તાજૂબ થઈ ગયા તેમજ કારખાનાંના માલિકો અને સરકાર ભયભીત બની ગયાં. વિચારસરણી અને સંગઠનમાં મજૂર હિલચાલ વર્ગજાગૃત, ત્રાસદાયક અને ભયજનક બનતી ચાલી. દેશમાં રાજકીય પરિસ્થિતિ પણ ઝપાટાબંધ બગડતી જતી હતી અને આ બન્ને હિલચાલો જો કે અલગ અલગ અને પરસ્પર સંબંધ વિનાની હતી છતાં તેમનો પ્રવાહ કંઈક સમાન્તરે વહેતો હતો. આ પરિસ્થિતિમાં સરકાર ભવિષ્યની કલ્પના સમતા જાળવીને કરી શકે એમ નહોતું.

૧૯૨૯ના માર્ચ માસમાં ઉદ્દામ સમૂહમાંના કેટલાક પ્રમુખમાં પ્રમુખ કાર્યકર્તાઓને પકડીને સરકારે સંગઠિત મજૂર હિલચાલ પર એકાએક ઘા કર્યો. મુંબઈના ગિરણી કામગાર સંઘના આગેવાનોને ઝડપી લેવામાં આવ્યા તે જ પ્રમાણે બંગાળ, સંયુક્ત પ્રાન્ત અને પંજાબના મજૂર આગેવાનોને પણ પકડી લીધા. આમાંના કેટલાક સામ્યવાદીઓ હતા, કેટલાંક સિદ્ધાન્તોની

માન્યતામાં લગભગ તેમની નજદીક જઈ પહોંચેલા હતા, વળી બીજા કેટલાક માત્ર મજૂરસંઘોની હિલચાલના જ હિમાયતી હતા. આ તે જ પ્રસિદ્ધ મેરઠ કેસની શરૂઆત હતી. જે એકંદરે સાડા ચાર વર્ષ સુધી ચાલ્યો.

મેરઠના આરોપીઓના બચાવને માટે એક સમિતિ રચવામાં આવી. મારા પિતાશ્રી તેના પ્રમુખ હતા અને ડૉ. અનસારી, હું તથા બીજા કેટલાક તેના સભ્યો હતા. અમારી સમક્ષ આવી પડેલું કાર્ય મહા મુશ્કેલ હતું. પૈસા ઊઘરાવીને ભેગા કરવાનું કામ કઠણ હતું. અમને એમ દેખાયું કે પૈસાવાળા લોકોને સામ્યવાદીઓ, સમાજવાદીઓ કે મજૂર હિલચાલ ચલાવનારાઓ પ્રત્યે ઝાઝી સહાનુભૂતિ નથી. અને વકીલો તો કોઈકના માંસનો પૂરો રતલ જોખી લઈને તેના બદલામાં જ પોતાની કામગીરી વેચવાને તૈયાર થતા. મારા પિતાશ્રી અને બીજા કેટલાક ઉચ્ચ કક્ષાના વકીલો અમારી સમિતિમાં હતા, અને સામાન્ય સલાહ અથવા દોરવણીને માટે તેમનો ઉપયોગ જ્યારે જોઈએ ત્યારે થઈ શકતો. એની અમને કશી કિંમત આપવી પડે એમ નહોતું, પરંતુ તે બધાથી એકી વખતે મહિનાઓ સુધી મેરઠમાં રહી શકાય એમ નહોતુ. બીજા જે કોઈ વકીલોને અમે મળ્યા તે તો બધા આ કેસને બની શકે તેટલી કમાણી કરી લેવાનું સાધન જ માનતા.

મેરઠ કેસ સિવાય બીજી કેટલીક બચાવ સમિતિઓ સાથે મારે સંબંધ થયો છે — એમ. એન. રોયના કેસમાં તેમ જ એવા બીજામાં. એ બધા પ્રસંગોએ મારા ધંધાભાઈઓનો દ્રવ્યલોભ જોઈ મને ભારે અચબો ઊપજ્યો છે. ૧૯૧૯માં પંજાબના લશ્કરી કાયદાને અંગેના મુકદ્દમાઓને પ્રસંગે મને પ્રથમ ભારે આઘાત લાગેલો. તે સમયે વકીલાતના ધંધાના એક અગ્રણીએ લશ્કરી કાયદાના ભોગ બનેલા લોકો પાસે પોતાની પૂરેપૂરી ફી વસૂલ કરવાનો આગ્રહ રાખેલો; આ બિચારાઓમાંનો એક તો તેનો ધંધાભાઈ વકીલ હતો; ફી પણ દમ બાંધીને કઢાવેલી, એટલે ઘણાખરાને તો તે ફી આપવાને પૈસા ઉછીના લાવવા પડેલા અથવા મિલકતો વેચવી પડેલી. મને પાછળથી થયેલા

અનુભવો તો આથી પણ વિશેષ દુઃખદ હતા. ગરીબ કામદારો પાસેથી પૈસો પૈસો લઈને અમારે ફાળો એકઠો કરવો પડતો અને તેમાંથી વકીલોને મોટા મોટા ચેક આપી દેવા પડતા. આ બધું મારા હૃદયને જરાયે રુચતું નહોતું. અને આખરે આ બધી કડાકૂટ તદ્દન નિરર્થક જણાતી, કારણ કે રાજકીય અથવા મજૂર હિલચાલને અંગેના કોઈ કેસમાં તમે બચાવ કરો કે ન કરો પરિણામ તો લગભગ તેનું તે જ આવતું. બેશક મેરઠ કેસ જેવા મુકદ્દમામાં તો ઘણાં સ્પષ્ટ કારણોસર બચાવ કરવો જરૂરી હતો જ.

મેરઠ કેસ બચાવ સમિતિનું આરોપીઓ સાથેનું કામ પણ સહેલું નહોતું. એમાં ભાતભાતના લોકો હતા, તે બધાના બચાવો પણ જુદી જુદી જાતના કરવાના હતા અને ઘણી વખત તે બધામાં એકરાગનો છેક જ અભાવ જણાતો. આખરે કેટલાક માસ પછી અમે વિધિપુરઃસરની રચેલી સમિતિ સંકેલી લીધી પરંતુ અંગત રીતે અમે મદદ કરવાનું ચાલુ રાખ્યું. રાજકીય પરિસ્થિતિમાં થતા ફેરફારો અને તેના વિકાસથી અમારું લક્ષ વધારે ને વધારે રોકાતું જતું હોવાને લીધે ૧૯૩૦માં તો અમે બધા જાતે જ જેલમાં પહોંચી ગયા.

## ૨૭

# વાતાવરણમાં ગાજવીજ

૧૯૨૯માં મહાસભા લાહોરમાં ભરાવાની હતી. દશ વર્ષે મહાસભા પાછી પંજાબમાં આવી, એટલે લોકોનાં મન તે ગાળો કૂદીને ૧૯૧૯ના જલિયાંવાલા બાગ, લશ્કરી કાયદાનો અમલ અને તેને અંગે થયેલાં અપમાનો ને નામોશીઓ, અમૃતસરની મહાસભાની બેઠક અને તે પછી થનારો અસહકારનો આરંભ—વગેરે બનાવોનો પાછો વિચાર કરવા લાગ્યાં. આ એક દશકા દરમિયાન અનેક ઘટનાઓ બની ગઈ હતી, અને હિંદની સૂરત સાવ પલટાઈ ગઈ હતી, પરંતુ બંને દશકાઓ વચ્ચે સમાન ઘટનાઓ પણ ઓછી જણાતી નહોતી. રાજકીય પરિસ્થિતિ તંગ થતી જતી હતી, અને લડતનું વાતાવરણ ઝપાટાભેર જામતું જતું હતું. ભાવીમાં આવનારા વાવાઝોડાની ધૂળના ગોટેગોટ દેશમાં જ્યાં ત્યાં દેખાઈ રહ્યા હતા.

વડી ધારાસભા અને પ્રાન્તિક ધારાસભાઓના ચોકામાં ભરાઈ પડેલા થોડા મુઠ્ઠીભર લોકો સિવાય બીજા કોઈને તેમના કામકાજમાં રસ રહ્યો નહોતો. આ ધારાસભાઓનો ચિચોડો હંમેશની જેમ ચાલ્યા કરતો હતો, અને તેમને લીધે સત્તાનું સર્વોપરીપણું બતાવનાર અને જહાંગીરી ચલાવનાર સરકારનું એ ઉઘાડું સ્વરૂપ કંઈક ઢંકાતું—જો કે એ ઢાંકણ પણ ફાટીતૂટીને જીર્ણ થઈ ગયેલું હતું—અને કેટલાક લોકોને હિંદુસ્તાનની પાર્લમેન્ટની વાતો કરવાનું તેમજ તેમાં બિરાજનારા સભ્યોને ભાડાભથ્થાં મેળવવાનું બહાનું મળતું. ૧૯૨૮માં સાઈમન કમિશનને પોતાનો સહકાર ન આપવાનો ઠરાવ વડી ધારાસભાએ કર્યો તે પ્રસંગે તે હેલવેલ્લી પોતાના તરફ દેશનું ધ્યાન ખેંચવામાં સફળ થઈ હતી.

પાછળથી સરકાર અને વડી ધારાસભાના પ્રમુખ વચ્ચે એક ઝઘડો ઊભો થયો હતો. વડી ધારાસભાના સ્વરાજવાદી પ્રમુખ વિઠ્ઠલભાઈ પટેલ સરકારથી સ્વતંત્ર રહીને કામ લેવાની પોતાની પદ્ધતિથી સરકારની આળી ચામડીમાં શલ્યની જેમ ખૂંચતા હતા, અને તેમની પાંખ કાપી નાખવાના પ્રયાસો થયા કરતા હતા. આવા કેટલાક બનાવોથી વળી કોઈ વાર ધારાસભાઓ પ્રત્યે ધ્યાન ખેંચાતું, પરંતુ એકંદરે જનતાનું લક્ષ બહાર બનતા બનાવો પર એકાગ્ર થયું હતું. ધારાસભાનાં કાર્ય વિષે મારા પિતાશ્રીનો વિશ્વાસ તદ્દન ઊડી ગયો હતો, અને તેઓ ઘણીવાર પોતાનો અભિપ્રાય જાહેર કરતા કે હવે એ તલમાં વધુ તેલ રહ્યું નથી. તક મળે તો તે પોતે ધારાસભામાંથી નીકળી જવાને તત્પર હતા. બંધારણવાદી માનસ ધરાવતા હોવા છતાં તેમજ કાયદાની પદ્ધતિ અને તેના વહીવટથી ટેવાયેલા હોવા છતાં સંજોગોનું બળ એવું હતું કે પરાણે તેમની ખાતરી થઈ ગઈ કે હિંદમાં આ નામધારી બંધારણ મુજબના ઉપાયો નિરર્થક અને નિષ્ફળ છે. આ તેમના અનુમાનને તેમનું કાયદામાં કેળવાયેલું મન આ પ્રમાણેની દલીલથી વાજબી ઠરાવતુંઃ એકાદ આપખુદ માણસ કે ટોળીના હુકમથી, જાદુગરની ઝોળીમાંથી નીકળતાં સસલાંની જેમ જ્યારે ઑર્ડિનન્સના રૂપમાં અને એવા જ બીજા રૂપમાં એક પછી એક કાયદા નીકળતા જાય ત્યારે બંધારણ ક્યાં રહ્યું ? અને શુદ્ધ ન્યાયનું રાજ્ય ક્યાં રહ્યું ?

પ્રકૃતિ અને ટેવથી તેઓ જરાયે ક્રાન્તિવાદી નહોતા, અને હિંદમાં જો મધ્યમવર્ગના લોકશાસન જેવું કંઈક રાજ્યબંધારણ હોત તો નિઃશંક તેઓ તે બંધારણના મોટા આધારસ્તંભ બન્યા હોત. પરંતુ અહીં તો હતો નામની પાર્લમેન્ટનો ઢોંગ, એટલે રાજમાન્ય માર્ગે લડવાની લડતની વાતથી તેમને વધારે ને વધારે ચીડ ચડતી.

કલકત્તાની મહાસભા વખતે ગાંધીજીએ જે ભાગ લીધેલો તે બાદ કરતાં તેઓ હજી રાજકારણથી અલગ જ રહેતા હતા. તેમ છતાં રાજકીય ક્ષેત્રમાં બનતા બધા બનાવોથી તેઓ વાકેફ રહેતા અને મહાસભાના આગેવાનો અનેક પ્રસંગોએ તેમની

સલાહ લેતા. છેલ્લાં કેટલાંક વર્ષોથી ખાદીપ્રચાર એ તેમની મુખ્ય પ્રવૃત્તિ હતી, એને માટે આખા હિંદમાં તેમણે અનેક લાંબા પ્રવાસો કર્યા. એક પછી એક પ્રાન્ત લઈને તે દરેક પ્રાંતના દરેકે દરેક જિલ્લામાં, જરાય જાણીતા હોય તેવા દરેક શહેર કસબામાં, તેમજ દૂર દૂરનાં ગામડાંમા તેઓ પહોંચી વળ્યા હતા. જ્યાં જતા ત્યાં લોકોનાં જંગી ટોળાઓ તેમના તરફ આકર્ષાઈ આવતાં, અને તેમનો કાર્યક્રમ બરાબર પાર પાડવાને માટે તેના યોજકોને આગળથી ખૂબ તૈયારી કરી રાખવી પડતી. આવી રીતે તેમણે સમસ્ત હિંદના વારંવાર પ્રવાસો કર્યા છે અને પરિણામે ઉત્તરની ટોચથી માંડીને તે દક્ષિણના દૂર છેડા સુધી અને પૂર્વના પર્વતોથી પશ્ચિમના સમુદ્ર સુધીના આ વિસ્તીર્ણ દેશના જરાયે જરા ભાગના તેઓ ભોમિયા થયા છે. મને નથી લાગતું કે કોઈ બીજા માનવીએ તેમણે હિંદમાં જેટલો પ્રવાસ ખેડ્યો છે તેટલો કોઈ પણ સમયે કર્યો હોય.

પૂર્વે ભૂતકાળમાં પર્યટનભૂખ્યા યાત્રાળુ જીવો, સતત ભ્રમણ કરનારા મહાન પરિવ્રાજકો અનેક થઈ ગયા છે, પરંતુ તેમના પ્રવાસના સાધનો ધીમાં હતાં. એ સાધનોથી થતું જીવનભરનું ભ્રમણ રેલવે અથવા મોટરકારથી થતા એકાદ વર્ષના ભ્રમણ સાથે પણ ભાગ્યે જ મુકાબલો કરી શકે. ગાંધીજી રેલવે અને મોટરકારમાં પ્રવાસ કરતા ખરા, પરંતુ એ બે સાધનોનો ઉપયોગ કરીને જ બેસી રહેતા નહોતા. તેઓ પગપાળા પણ ફરતા. આ રીતે તેમણે હિંદ અને તેની જનતા વિષેનું પોતાનું અપ્રતિમ જ્ઞાન એકઠું કર્યું, અને એ જ રીતે કરોડો લોકો તેમનાં દર્શન કરીને તેમના અંગત સંપર્કમાં આવ્યા.

ખાદીપ્રચારના પ્રવાસને અંગે ૧૯૨૯માં ગાંધીજી સંયુક્ત પ્રાંતમાં આવ્યા હતા, અને વરસની ગરમમાં ગરમ ઋતુ દરમિયાન તેમણે આખા પ્રાંતમાં ફરીને ઘણાં અઠવાડિયાં ગાળ્યાં હતાં, વચ્ચે વચ્ચે એકી સાથે થોડા દિવસો હું પણ તેમની સાથે જતો અને ભૂતકાળમાં અનુભવ થયેલો છતાં તેમનાથી આકર્ષાતી અફાટ મેદનીઓ જોઈને મને તાજુબી પેદા થયા સિવાય રહેતી નહિ. અમારા પૂર્વ તરફના ગોરખપુર જેવા જિલ્લાઓમાં આ વસ્તુ

ખાસ નજરે ચડતી. ત્યાંના લોકોનાં ટાળાંઓ જોઈને સહેજે તીડનાં ટાળાંઓનું સ્મરણ થતું. ગામડાંના પ્રદેશોમાં મોટરથી ફરતાં ફરતાં થોડા થોડા માઈલને અંતરે દસ હજારથી પચીસ હજારની સભાઓ થતી, અને દિવસની મુખ્ય સભાને સ્થાને ભેગી થતી મેદની તો લાખની સંખ્યા પણ વટાવી જતી. કોઈક મોટાં શહેરોમાં ક્વચિત્ મળી રહેતી તે સિવાય રેડિયોથી ભાષણો કરવાની સગવડ જરાયે નહોતી અને આવડાં મોટાં ટાળાંઓ કોઈ પણ વક્તાને સાંભળી શકે એ દેખીતી રીતે જ અશક્ય હતુ. સંભવ છે કે એ લાખો લોકો કાંઈ પણ સાંભળવાની અપેક્ષાથી આવતા જ નહોતા, તેમને તો મહાત્માના દર્શનમાત્રથી જ સમાધાન થતુ. ગાંધીજી પોતાની શક્તિને વધારા પડતી બિનજરૂરી તાણ ન પહોંચે એવી રીતે તેમની આગળ ટૂંકાં ભાષણો કરતા. એમ શક્તિસંચય ન કરવામાં આવત તો આ રીતે દિવસોના દિવસો અને કલાકોના કલાકો સુધી કામ ચાલુ રાખવુ તદ્દન અશક્ય થઈ જાત.

તેમની સંયુક્ત પ્રાંતની મુસાફરી દરમિયાન હુ હંમેશ તેમની સાથે નહોતો રહ્યો, કેમકે હું તેમને ખાસ ઉપયોગી થઈ શકું એમ નહોતું, અને તેમની સાથે પ્રવાસ કરતા મંડળમાં એકની સંખ્યાનો વધારો કરવાથી ખાસ કશો અર્થ સરે એમ પણ નહોતું. મને લોકોનાં ટાળાંઓનો કશો વાંધો નહોતો, પરંતુ ટાળાંઓને ધક્કે ચડવામાં અથવા લોકોના જોડા તળે પગ કચરવામાં ખાસ મજા ન હતી. ગાંધીજીની સોબતમાં ફરનારા લોકોના ભાગ્યમાં હંમેશ આટલું તો હોય જ છે. મારે બીજું પુષ્કળ કામ રહેતું, અને ઉત્તરોત્તર તંગ બનતી જતી રાજકીય પરિસ્થિતિ જોતાં તેને મુકાબલે મને ગૌણ લાગતી ખાદીપ્રચારની પ્રવૃત્તિમાં પુરાઈ રહેવાની મારી ઇચ્છા નહોતી. બિનરાજકીય પ્રશ્નો પર ગાંધીજીને પોતાનું સમગ્ર ધ્યાન રોકતા જોઈને મને કંઈક અંશે ચીડ પણ ચડતી, અને તેમની વિચારણાની ભૂમિકા મને જરા પણ સમજાતી નહોતી. તે દિવસોમાં તેઓ ખાદીકાર્યને માટે ફાળો એકઠો કરતા હતા, અને વારંવાર કહેતા કે 'મારે દરિદ્રનારાયણને માટે પૈસા જોઈએ છે.' દરિદ્રનારાયણ એટલે 'દરિદ્રોનો ઈશ્વર,'

અથવા ' દરિદ્રોમાં વસતા ઈશ્વર !' એમના કહેવાનું તાત્પર્ય મારા માનવા પ્રમાણે એ હતું કે ગરીબોને ગૃહઉદ્યોગોમાં રોકી તેમને માટે રોજગાર અને કામ શોધી આપવામાં સહાય કરવાને માટે તેઓ ફાળો ઉઘરાવતા હતા. પરંતુ ' દરિદ્રનારાયણ ' શબ્દની પાછળ દારિદ્ર્યનું ગુણગાન થતું હોય એવો ખ્યાલ થતો: ઈશ્વર વિશેષરૂપે દરિદ્રોનો જ નારાયણ છે, દરિદ્રો જ તેના માનીતા લોકો છે એવી ભાવના આ શબ્દ પાછળ હતી. મારી સમજ પ્રમાણે બધે સ્થળે સામાન્ય ધાર્મિક વલણ આવું જ હોય છે.. આ ભાવનાની મને કશી કિંમત ન હતી, કેમકે દારિદ્ર્ય એ મારે મન અતિશય હીન વસ્તુ હતી, તેની સામે તો જ્યાં હોય ત્યાં સતત યુદ્ધ આદરીને તેની જડ ઉખેડી નાખવી જોઈએ, તેને કોઈ પણ રીતે અથવા કોઈ પણ સ્વરૂપમાં ઉત્તેજન ન મળવું જોઈએ. આ પ્રકારની ભાવનાને પરિણામે ગરીબીની હસ્તીને નભાવી લેનાર બલકે તેને ઉત્પન્ન કરનાર અર્થવ્યવસ્થા સામે હુમલો કરવાનું અનિવાર્ય થઈ પડે છે, અને એ લડતમાંથી જે લોકો અળગા રહેવા માગતા હતા તેમને કોઈ ને કોઈ સ્વરૂપે ગરીબીનું સમર્થન કરવાની ફરજ પડતી હતી. આ પ્રકારના લોકો જીવન માટે જરૂરી વસ્તુઓના દુષ્કાળની કલ્પના કરીને જ વિચાર કરે છે, અને જીવનની જરૂરિયાતનાં સાધનો જ્યાં છૂટે હાથે મળી શકે એવી દુનિયાની કલ્પના જ કરી શકતા નથી; સંભવ છે કે તેમના ખ્યાલ પ્રમાણે દુનિયામાં ગરીબ ને તવંગર એ બે વિભાગો કાયમના રહેવાના છે.

જ્યારે જ્યારે ગાંધીજી સાથે મારે આ પ્રશ્નની ચર્ચા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતો ત્યારે તવંગરોએ પોતાની દોલતને પ્રજાને માટે સાચવવા મળેલી થાપણ સમજવાની છે એ વાત પર તેઓ ભાર દેતા. ગરીબી તેમજ ગરીબ અને તવંગરના ભેદ વિષેની આ એક અતિ પ્રાચીન દૃષ્ટિ છે, અને મધ્યકાલીન યુરોપ તેમજ હિંદમાં એનું વારંવાર દર્શન થાય છે. તવંગરો પોતાની મિલકતને આમ ગરીબોને માટે અનામત માનતા થઈ જાય એવી અપેક્ષા કોઈ પણ માણસ સમજપૂર્વક કેમ રાખી શકે અથવા એટલાથી જ આપણા કૂટ સામાજિક પ્રશ્નનું નિરાકરણ થઈ જશે એમ કોઈ પણ વ્યક્તિ

કેમ કલ્પી શકે છે એ, મારે સાચે જ કબૂલ કરવું જોઈએ કે મને કદી સમજાયું નથી.

મેં પૂર્વે જણાવ્યું છે તે મુજબ વડી ધારાસભા સુષુપ્તિમાં પડી હતી અને બહુ જ થોડા લોકો તેની નીરસ પ્રવૃત્તિઓમાં રસ લેતા હતા. પરંતુ ભગતસિંહે અને બ. કૃ. દત્તે નિરીક્ષકોની બેઠક ઉપરથી નીચે બેઠેલા સભ્યો ઉપર બે બૉંબ ફેંકયા તે દિવસે તે એકાએક હાલી ઊઠીને જાગૃત થઈ ગઈ. આથી કોઈને કશી ગંભીર ઈજા નહોતી થઈ. પાછળથી આરોપીઓએ જાહેર કર્યું હતું તે પ્રમાણે આ બૉંબથી કોઈને ઈજા કરવાનો નહિ, પરંતુ એક ધડાકો કરીને બધાને જાગ્રત કરી મૂકવાનો જ ઘણું કરીને આશય રાખવામાં આવ્યો હતો.

ધારાસભાની અંદર અને બહાર એ બન્નેએ બધું હલાવી તો મૂક્યું જ. હિંસાનાં કૃત્યો દ્વારા ત્રાસ ઉત્પન્ન કરવાની ફિલસૂફી-વાળા લોકોની બીજી પ્રવૃત્તિઓ આટલી નિરુપદ્રવી નહોતી.

લાલા લાજપતરાયને જેણે ફટકો માર્યાનું કહેવાતું હતું તે યુવાન અંગ્રેજ પોલીસ અધિકારીને ગોળીથી વીંધીને લાહોરમાં મારી નાખવામાં આવ્યો. બંગાળમાં અને બીજાં સ્થળોએ ત્રાસવાદીઓની પ્રવૃત્તિ ફરી પાછી ફાટી નીકળી હોય એમ લાગવા માંડયું. પરિણામે કાવતરાંઓના અસંખ્ય મુકદ્દમાઓ માંડવામાં આવ્યા અને નજરકેદીઓ — કેસ ચલાવ્યા વિના અથવા ગુનો પુરવાર કર્યા વિના જેલમાં અથવા બીજી રીતે અટકમાં રાખવામાં આવતા લોકો — ની સંખ્યા ઝડપથી વધી ગઈ.

લાહોર કાવતરા કેસ દરમિયાન કોર્ટમાં પોલીસે કેટલાક અસાધારણ દેખાવો કર્યા, અને તેથી તે મુકદ્દમા પ્રત્યે પ્રજાનું ધ્યાન ખૂબ ખેંચાયું. કોર્ટમાં અને જેલમાં આરોપીઓ સાથે ચલાવવામાં આવેલી વર્તણૂક સામે વિરોધ દર્શાવવાને માટે ઘણાખરા કેદીઓએ અન્નનો ત્યાગ કર્યો. આ ઉપવાસો ચોક્કસ કયા મુદ્દા પર શરૂ થયા હતા તેનું મને વિસ્મરણ થયું છે, પરંતુ આખરે તે મુદ્દો વિસ્તાર પામીને બધા કેદીઓ અને ખાસ કરીને રાજકીય કેદીઓ પ્રત્યેના વર્તનનો વધારે મોટો પ્રશ્ન બની ગયો. આ

ઉપવાસો અઠવાડિયાઓ સુધી લંબાયા અને તેથી દેશમાં ખળભળાટ થયો. આરોપીઓના શરીર નબળાં પડી જવાથી તેમને કોર્ટમાં લઈ જઈને ખડા કરવાનું અશક્ય બની ગયું અને તેથી કેસ વારંવાર મુલતવી રાખવો પડતો. આથી હિંદી સરકારે આરોપીઓ અથવા તેમના વકીલની ગેરહાજરીમાં પણ કોર્ટનું કામ ચાલુ રાખવાની પરવાનગી આપતો કાયદો ઘડ્યો. જેલમાં કેદીઓ પ્રત્યેના વર્તનના પ્રશ્નનો પણ સરકારને વિચાર કરવો પડ્યો.

ઉપવાસને મહિનો થઈ ગયો હશે તે જ અરસામાં મારે લાહોર જવાનું થયું. જેલમાં જઈને કેટલાક કેદીઓની મુલાકાત લેવાની મને પરવાનગી આપવામાં આવી એટલે મેં તેનો ઉપયોગ કર્યો. ત્યાં મેં ભગતસિંહને પ્રથમવાર જોયો. તેમ જ જતીન્દ્રનાથ દાસ અને બીજા થોડા કેદીઓને પણ હું મળ્યો. તે બધા ઘણા નબળા પડી ગયા હતા અને પથારીવશ હતા, અને તેમની સાથે ઝાઝી વાતચીત કરવાનું બની શકે એમ નહોતું. ભગતસિંહની મુખમુદ્રા આકર્ષક અને બુદ્ધિમાન હતી અને તેના પર અદ્ભુત શાંતિ તેમ જ સમાધાન દેખાતાં હતાં. તેના ચહેરા પર ક્રોધની જરા પણ છાયા નહોતી. તેની આંખોમાં અને વાતચીતમાં પણ ખૂબ નરમાશ જણાતી હતી, પરંતુ મને લાગે છે કે એક આખા મહિનાના ઉપવાસ કર્યા પછી તો ગમે તેનો દેખાવ આધ્યાત્મિક અને નમ્ર બની જતો હશે. જતીન દાસ તો એનાથીયે નરમ, એક નાની છોકરીના જેવો સુકુમાર અને નમ્ર દેખાતો હતો. હું તેને મળ્યો ત્યારે તેને અતિશય વેદના થતી હતી. પાછળથી અન્નત્યાગને પરિણામે ઉપવાસને એકસઠમે દિવસે તેનું અવસાન થયું.

ભગતસિંહની મુખ્ય આકાંક્ષા, ૧૯૦૭માં લાલા લાજપતરાય સાથે દેશપાર થયેલા પોતાના કાકા સરદાર અજિતસિંહનું દર્શન કરવાની અને કંઈ નહિ તો તેના કંઈક સમાચાર મેળવવાની હોય એમ મને લાગ્યું. ઘણાં વર્ષોથી આ અજિતસિંહે દેશવટો લીધેલો હતો. એવી કંઈક ઊડતી ખબરો મળતી હતી કે તે દક્ષિણ અમેરિકામાં ઠરીઠામ થઈને રહ્યા છે, પરંતુ મને લાગે છે

કે તેમને વિષે કશી ચોક્કસ માહિતી મળી નથી. તે જીવે છે કે અવસાન પામ્યા છે તેની પણ મને ખબર નથી.

જતીન દાસના મૃત્યુથી દેશભરમાં ભારે ખળભળાટ ઉત્પન્ન થયો. તેને લીધે રાજકીય કેદીઓ પ્રત્યેના વર્તનનો પ્રશ્ન આગળ આવ્યો, અને સરકારે તેની વિચારણા કરવાને એક સમિતિ નીમી. આ સમિતિની મંત્રણાઓને પરિણામે કેદીઓના ત્રણ વર્ગ કરવાના નિયમો જાહેર થયા. રાજકીય કેદીઓનો ખાસ અલગ વર્ગ પાડવામાં આવ્યો નહોતો. આ નિયમોથી ઇષ્ટ ફેરફારો થશે એવી આશા ઊભી થઈ ખરી, પરંતુ સાચુ જોતાં તેમનાથી કશો ફરક ન પડ્યો, અને મૂળની પરિસ્થિતિ હતી એવી જ રહી, અને આજે પણ તેવીને તેવી અતિ અસંતોષજનક રહી છે.

વર્ષા પૂરી થઈ અને હેમંતનો પ્રારંભ થયો એટલે પ્રાન્તિક સમિતિઓ મહાસભાની લાહોરની બેઠકને માટે પ્રમુખની ચૂંટણી કરવામાં રોકાઈ. આ ચૂંટણીનો વિધિ બહુ લાંબો છે, અને ઑગસ્ટથી ઑક્ટોબર સુધી લંબાય છે. ૧૯૨૯માં ગાંધીજીની ચૂંટણીની તરફેણમાં લગભગ એકમતી હતી. તેમને બીજી વખત મહાસભાને પ્રમુખપદે લેવાની દેશની ઇચ્છાથી ગાંધીજી મહાસભાના અધિકારી મંડળમાં કંઈ વિશેષ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરે એમ ન હતું, કેમકે વર્ષોથી તેઓ એક પ્રકારના પ્રમુખોના પ્રમુખ જેવા જ હતા. પરંતુ સામાન્ય રીતે એમ મનાતું હતું કે લડત ઝઝૂમી રહી છે, અને ગાંધીજી તેના સાચા આગેવાન બનવાના છે તો પછી તે પ્રસંગે તેઓ મહાસભાના વિધિપૂર્વક વડા અધિકારી બને એ જ બરાબર છે. આ ઉપરાંત તે વરસે પ્રમુખપદને માટે બીજી કોઈ આગળ પડતી અથવા સ્વાભાવિક જ તે સ્થાનને માટે લાયક લાગતી વ્યક્તિ જણાતી નહોતી.

એટલે પ્રાન્તિક સમિતિઓએ પ્રમુખપદને માટે ગાંધીજીના નામની ભલામણ કરી. પરંતુ તેમણે તો એ માટે ધસીને ના જ પાડી. તેમણે ભારપૂર્વક અસ્વીકાર જાહેર કરેલો હોવા છતાં હજી કંઈક સમજાવટને અવકાશ છે એવો ભાસ રહી ગયો હતો અને એવી આશા સેવવામાં આવતી હતી કે તેઓ એ વિષે કદાચ ફરી વિચાર કરે. છેવટનો નિર્ણય કરવાને માટે લખનૌમાં

મહાસભા સમિતિની બેઠક થઈ અને તેમાં છેક છેલ્લી ઘડી સુધી અમે બધા ધારતા હતા કે ગાંધીજી પોતાના નામની પસંદગીમાં સંમત થશે. પરંતુ એવું કશું જ ન કરતાં છેક છેવટની ક્ષણે તેમણે મારું નામ આગળ કર્યું. મહાસભા સમિતિ તેમના આ છેવટના અસ્વીકારથી કંઈક આભી બની ગઈ, અને મુશ્કેલ તેમજ કઢંગી પરિસ્થિતિમાં મુકાયાને લીધે તેને સહેજ ગુસ્સો પણ આવ્યો. બીજા કોઈ ઉમેદવારને અભાવે આખરે સમિતિએ મન વાળીને મારી ચૂંટણી કરી.

આ ચૂંટણીને પ્રસંગે મને જે ક્લેશ અને હીણપતની લાગણી થઈ છે તેવી ભાગ્યે જ કોઈ બીજે પ્રસંગે થઈ હશે. એ ચૂંટણીથી થયેલું મારું બહુમાન હું સમજી નહોતો શકતો એમ તો નહોતું જ. રાષ્ટ્રીય મહાસભાનું પ્રમુખસ્થાન સાચે જ એક બહુમાનનું સ્થાન છે, અને સાધારણ સંજોગોમાં મારી ચૂંટણી થઈ હોત તો તેથી મને અત્યંત આનંદ થાત. પરંતુ રંગભૂમિ પરનો મારો પ્રવેશ મુખ્ય દ્વારથી થતો નહોતો, અથવા એકાદ બાજુ પરના દ્વારમાંથી પણ થયો નહોતો; મેં તો કોઈ ચોર દરવાજેથી એકાએક ઉપસ્થિત થઈ જઈ પ્રેક્ષકવર્ગને ભ્રમણામાં નાંખી મારો સ્વીકાર કરાવી લીધો હતો. તેમણે તો કશું જ બન્યું ન હોય એવો દેખાવ કરી કડવી ગોળીની જેમ મને ગળે ઉતારી લીધો, પરંતુ મારું અભિમાન ખંડિત થયું અને આ બહુમાન પાછું સોંપી દઉં એમ મને થઈ ગયું. સારે નસીબે મારી જાત પર કાબૂ રાખીને મેં કોઈ પણ પ્રકારનું લાગણીનું પ્રદર્શન ન કર્યું અને ભારે હૈયે હું ત્યાંથી સરકી ગયો.

આ નિર્ણયથી જો કોઈને અત્યંત આનંદ થયો હોય તો તે મારા પિતાશ્રીને. મારું રાજકારણ તેમને બહુ પસંદ નહોતું, પરંતુ તે મારા પર અત્યંત ખુશ હતા, અને મને કશીયે સારી વસ્તુ મળે તો તેથી તેઓ રાજી થતા. મારી તેઓ ઘણીવાર ટીકા કરતા અને કોઈકવાર મારી સાથે જરા અક્કડ થઈને પણ બોલતા પરંતુ તેમની મહેરબાની જાળવી રાખવાની ઇચ્છાવાળા કોઈ પણ માણસથી તેમની હાજરીમાં મને ઉતારી પાડવાની હિંમત થાય એમ નહોતું.

પ્રમુખપદને માટે થયેલી મારી ચૂંટણી ખરેખર જ મારે માટે એક ભારે સન્માનરૂપ હતી, અને તેથી મારી જવાબદારી પણ વધી ગઈ હતી. એ ચૂંટણીમાં અસામાન્યતા પણ હતી, કારણ પ્રમુખને સ્થાને પિતાની પાછળ પુત્ર આવતો હતો. તે સમયે એમ વારંવાર જણાવવામાં આવતું કે મહાસભાના પ્રમુખોમાં હું ઉમરે નાનામાં નાનો હતો — હું પ્રમુખ થયો ત્યારે મારી ઉંમર બરાબર ચાળીશ હતી, પરંતુ એ હકીકત સાચી નથી. મને લાગે છે કે ગોખલેની ઉમર તેઓ પ્રમુખ થયા ત્યારે લગભગ એટલી જ હતી, અને મૌલાના અબુલ કલામ આઝાદ, જેમની ઉંમર મારા કરતાં સહેજ વધારે છે, તેઓ પ્રમુખ થયેલા ત્યારે તેમની ઉંમર ઘણે ભાગે ચાળીશથી પણ ઓછી હતી. પરંતુ ગોખલે તો તેમની ચાળીશ વરસની ઉમરે પહોંચ્યે તે પહેલાં જ મહાસભાના વડીલ મુત્સદ્દીઓ પૈકીના એક ગણાતા થઈ ગયા હતા, અને અબુલ કલામ આઝાદે તો પોતાની ભારે વિદ્વત્તાને યોગ્ય ભૂમિકા આપવાને માટે આદર-યોગ્ય વયનો દેખાવ ખાસ કરીને કેળવ્યો છે. મુત્સદ્દીગીરીના ગુણની ભાગ્યે જ મારા ગુણોમાં ગણતરી થઈ છે, અને વધારે પડતા પાંડિત્યનો આક્ષેપ મારે વિષે કોઈએ કર્યો નથી, એટલે મારા વાળ ધોળા થવા લાગ્યા છે અને મારા મોઢા પર ઉંમરનાં ચિહ્નો જણાય છે છતાં હું આજ સુધી વયોવૃદ્ધ થવાનું મહેણું ટાળી શક્યો છું.

લાહોરની મહાસભા નજદીક આવતી જતી હતી. દરમિયાનમાં બનાવો એક એક ડગલું કરીને આગે કૂચ કરતા હતા, જાણે કે તેમના અંતરમાં જ વસેલા કોઈ પ્રેરક બળથી અનિવાર્ય રીતે આગળ તેઓ ધકેલાતા હતા. પુરુષાર્થનો ગમે તેટલો શૂરો દેખાવ કરવા છતાં વ્યક્તિઓ બહુ ગૌણ ભાગ ભજવતી લાગતી હતી. કાળની જેમ નિષ્ઠુરપણે આગળને આગળ ધસ્યા જતા કોઈ મહાયંત્રનું નાનકડું ચક્ર હોવા ઉપરાંત આપણે કશું નથી એમ સૌને લાગતું.

કાળની આ આગેકૂચને રોકવાની આશાથી બ્રિટિશ સરકારે એક આગળ પગલું ભર્યું. હિંદના વાઇસરૉય લૉર્ડ અર્વિને ભવિષ્યમાં મળનારી એક ગોળમેજી પરિષદ વિષે જાહેરાત કરી.

પ્રમુખપદને માટે થયેલી મારી ચૂંટણી ખરેખર જ મારે માટે એક ભારે સન્માનરૂપ હતી, અને તેથી મારી જવાબદારી પણ વધી ગઈ હતી. એ ચૂંટણીમાં અસામાન્યતા પણ હતી, કારણ પ્રમુખને સ્થાને પિતાની પાછળ પુત્ર આવતો હતો. તે સમયે એમ વારંવાર જણાવવામાં આવતું કે મહાસભાના પ્રમુખોમાં હું ઉંમરે નાનામાં નાનો હતો — હું પ્રમુખ થયો ત્યારે મારી ઉંમર બરાબર ચાળીસ હતી. પરંતુ એ હકીકત સાચી નથી. મને લાગે છે કે ગોખલેની ઉંમર તેઓ પ્રમુખ થયા ત્યારે લગભગ એટલી જ હતી, અને મૌલાના અબુલ કલામ આઝાદ, જેમની ઉંમર મારા કરતાં સહેજ વધારે છે, તેઓ પ્રમુખ થયેલા ત્યારે તેમની ઉંમર ઘણે ભાગે ચાળીશથી પણ ઓછી હતી. પરંતુ ગોખલે તો તેમની ચાળીશ વરસની ઉંમરે પહોંચે તે પહેલાં જ મહાસભાના વડીલ મુત્સદ્દીઓ પૈકીના એક ગણાતા થઈ ગયા હતા, અને અબુલ કલામ આઝાદે તો પોતાની ભારે વિદ્વત્તાને યોગ્ય ભૂમિકા આપવાને માટે આદર-યોગ્ય વયનો દેખાવ ખાસ કરીને કેળવ્યો છે. મુત્સદ્દીગીરીના ગુણની ભાગ્યે જ મારા ગુણોમાં ગણતરી થઈ છે, અને ક્યારે પણ પાંડિત્યનો આક્ષેપ મારે વિષે કોઈએ કર્યો નથી, એટલે મારા વાળ ધોળા થવા લાગ્યા છે અને મારા મોઢા પર ઉંમરનાં ચિહ્નો જણાય છે છતાં હું આજ સુધી વયોવૃદ્ધ થવાનું મહેણું ટાળી શક્યો છું.

લાહોરની મહાસભા નજદીક આવતી જતી હતી. દરમિયાનમાં બનાવો એક એક ડગલું કરીને આગે કૂચ કરતા હતા, જાણે કે તેમના અંતરમાં જ વસેલા કોઈ પ્રેરક બળથી અનિવાર્ય રીતે આગળ ધકેલાતા હતા. પુરુષાર્થનો ગમે તેટલો મોટો દેખાવ કરવા છતાં વ્યક્તિઓ બહુ ગૌણ ભાગ ભજવતી લાગતી હતી. કાળની જેમ નિષ્ઠુરપણે આગળને આગળ ધસ્યા જતા કોઈ મહાયંત્રનું નાનકડું ચક્ર હોવા ઉપરાંત આપણે કશું નથી એમ સૌને લાગતું.

કાળની આ આગેકૂચને રોકવાની આશાથી બ્રિટિશ સરકારે એક આગળ પગલું ભર્યું. હિંદના વાઈસરોય લૉર્ડ અર્વિને ભવિષ્યમાં મળનારી એક ગોળમેજ પરિષદ વિષે જાહેરાત કરી

જેમાંથી ખૂબ અર્થ ખેંચી શકાય અથવા કશો ઝાઝો અર્થ ન નીકળે એવી આ જાહેરાતના શબ્દોની યોજના બહુ ચતુરાઈથી કરવામાં આવી હતી. અમારા પૈકી અનેકને તો સ્પષ્ટ લાગ્યું હતું કે ઝાઝો અર્થ ન નીકળે એ જ સંભાવના મોટી છે. એ ગમે તેમ હોય અને એ જાહેરાતમાંથી ખરેખર કંઈ વિશેષ ઘટાવી શકાય એમ હોત તો પણ અમારે જે જોઈતું હતું તેની તો તે જરાયે નજદીક આવી શકે એમ નહોતું. વાઈસરૉયના મુખમાંથી આ જાહેરાત બહાર પડી ન પડી એટલામાં જ સુરુચિનો ભંગ થતો લાગે એટલી ઉતાવળથી દિલ્લીમાં એક 'નેતાઓની પરિષદ' યોજવામાં આવી અને ભિન્ન ભિન્ન પ્રકારના રાજકીય સમૂહોમાંથી લોકોને તેને માટે નોતરવામાં આવ્યા. એ પરિષદમાં ગાંધીજી હતા; તેવી જ રીતે પિતાશ્રી પણ હતા. વિઠ્ઠલભાઈ પટેલ (જેઓ હજી વડી ધારાસભાના પ્રમુખ હતા.) તેમજ સર તેજબહાદુર સપ્રુ જેવા મધ્યમમાર્ગી નેતાઓ અને બીજાઓ પણ ત્યાં જ હતા. આ પરિષદે એક સર્વમાન્ય ઠરાવ અથવા જાહેરનામું તૈયાર કર્યું. તેનાથી કેટલીક શરતો મૂકીને વાઈસરૉયની જાહેરાતનો સ્વીકાર કરવામાં આવ્યો; સાથે સાથે એવું પણ નિવેદન કરવામાં આવ્યું કે એ શરતો તદ્દન આવશ્યક હોઈને તે પૂર્ણપણે પળાવી જ જોઈએ. સરકાર જો એ શરતોનો* સ્વીકાર કરે તો જ તેને સહકાર આપવાનો હતો. આ શરતો મારી પોઠે સબળ શરતો હતી, અને તેનો સ્વીકાર થાત તો જાહેરનામાના અર્થમાં જરૂર ફરક પડી જાત.

---

* એ શરતો આ હતી:

(૧) વાઈસરૉયે જાહેર કરેલી ગોળમેજી પરિષદમાં બધી ચર્ચાઓ હિંદ માટે સંપૂર્ણ સાંસ્થાનિક દરજ્જાના સ્વરાજને આધારે થવી જોઈએ.

(૨) એ પરિષદમાં મહાસભાવાદીઓનું પ્રતિનિધિત્વ પ્રમુખપણે હોવું જોઈએ.

(૩) બધા રાજકીય કેદીઓને એકસામટા છોડી દેવા જોઈએ.

(૪) આજની પરિસ્થિતિમાં જેટલે અંશે બની શકે તેટલે અંશે, આજથી જ હિંદી સરકારનું તંત્ર સાંસ્થાનિક દરજ્જાના સરકારના તંત્રને ધોરણે ચલાવવું જોઈએ.

મધ્યમમાર્ગી અને પ્રગતિશીલ બધા પ્રકારના રાજકીય સમૂહોના પ્રતિનિધિઓની, આવી જાતના ઠરાવને માટે સંમતિ પ્રાપ્ત થઈ શકી એ એક મોટો વિજય હતો. મહાસભા માટે એ ઠરાવ સ્વીકારવામાં પોતાને સ્થાનેથી નીચે ઊતરવાપણુ હતું, પરંતુ સર્વ પક્ષોની સામાન્ય સંમતિ મળી હતી તે દૃષ્ટિએ એ ઠરાવ નાનોસૂનો ન હતો. પરંતુ તેમાં એક છીંડલેણુ ફાંસો હતો. ઠરાવમાં જણાવેલી શરતો પ્રત્યે કંઈ નહિ તો બે તદ્દન ભિન્ન દૃષ્ટિઓ હતી. મહાસભાના લોકો તેને તદ્દન અનિવાર્ય સમજતા હતા, જેના પાલન વિના સહકાર હોઈ જ ન શકે, અને તેમાં કાનોમાત્રાનો ફરક કરવાની પણ વાત તેઓ સાંખે એમ ન હતું. પાછળથી મળેલી મહાસભાની કાર્યવાહક સમિતિએ આ વસ્તુ તદ્દન સ્પષ્ટ કરી અને તેણે વધારામાં એવુ નિવેદન કર્યું કે રજૂ કરવામાં આવેલી શરતોની મુદત મહાસભાની બેઠકની તારીખ સુધીની જ છે. મધ્યમમાર્ગી મંડળોની દૃષ્ટિએ, આ શરતો ઓછામાં ઓછી નહિ, પણ વધારેમાં વધારે મૂકી શકાય એવી હતી, એટલે તે બધી ન સ્વીકારાય તો અસહકાર કરવાની હદ, સુધી જવાની તેમને આવશ્યકતા લાગતી ન હતી તેમને માટે આ શરતો આવશ્યક કહેવાતી છતાં તેમની તે અનિવાર્ય 'શરતો' નહોતી.

એટલે પાછળથી એવુ બન્યુ કે, આ પૈકી એકે શરતનો સ્વીકાર ન થયો, અને અમારા પૈકી ઘણાખરા બીજા હજારોની સાથે જેલમા જઈને બેઠા, છતાં અમારી સાથે 'નેતાઓની પરિષદ'ના એ જાહેરનામા પર પોતાની સહીઓ મૂકનાર આપણા મધ્યમમાર્ગી અને પ્રતિસહકારવાદી મિત્રોએ અમને જેલમાં. પૂરનારાઓને પોતાનો સંપૂર્ણ સહકાર આપ્યો.

અમારા પૈકી ઘણાઓને તો શંકા હતી જ કે બધું આમ જ બનવાનું છે—જો કે જેટલી હદે એ વાત પહોંચી તેટલી હદે પહોંચવાની છે એવુ કોઈને લાગ્યું નહોતુ પરંતુ મહાસભાના લોકોએ ખાસ સંયમ રાખીને આવું સામુદાયિક પગલું લીધું છે એટલે કદાચ મધ્યમમાર્ગીઓ અને બીજાઓને બ્રિટિશ સરકારને

લગભગ હરહમેશ વિવેકશૂન્ય સહકાર આપવાની જે કુટેવ પડી હતી તે ઉપર પણ કંઈક અંકુશ મુકાશે એવી એક આશા પણ ઉત્પન્ન થઈ હતી આ સમાધાનના ઠરાવને હૃદયથી નાપસંદ કરનારા અમારા પૈકીના બીજા કેટલાકનો તેને સંમતિ આપવામાં એક બીજો પણ પ્રબળ હેતુ હતો અમારે મહાસભાના તમામ અનુયાયીઓને સુસંગઠિત અને એકત્રિત રાખવા હતા મોટી લડત લડવાને ટાકણે મહાસભાના બે ભાગલા પાડી નાખવાનું પરવડે એમ નહોતું આપણે રજૂ કરેલી શરતો સરકાર સ્વીકારે એવો સંભવ બહુ ઓછો જ હતો એ વાત સુવિદિત હતી, એટલે તે પછી અમારી સ્થિતિ બળવાન બને એમ હતું, તેમજ મહાસભાના મોટા લોકોને અમે બહુ સહેલાઈથી અમારી સાથે ખેંચી શકીએ એમ હતું થોડા અઠવાડિયાનો જ માત્ર સવાલ હતો, ડિસેમ્બર મહિનો અને લાહોર મહાસભા પાસે આવી પહોંચ્યા હતા

એ બધી વાતો સાચી હોવા છતાં તે સર્વસ્વીકૃત જાહેરનામું અમારા પૈકી ઘણાને માટે એક કડવો ઘૂંટડો નીવડ્યો સિદ્ધાન્તમાં અને થોડા સમયને માટે પણ પૂર્ણ સ્વાતંત્ર્યની માગણી છોડી દેવી, એ અયોગ્ય અને જોખમકારક હતું, એનો અર્થ એ થયો કે એ માગણી એક લડતના વ્યૂહ પૂરતી જ હતી, એકાદ સોદો કરી લેવા પૂરતી જ કરવામાં આવી હતી, એનો અર્થ એ પણ ખરો કે અમારે માટે અતિ આવશ્યક અને જેની પ્રાપ્તિ વિના અમને કદી પણ સમાધાન ન થાય એવી વસ્તુ એ નહોતી એટલે પ્રથમ તો અચકાઈને મે તે જાહેરનામા પર સહી કરવાની ના પાડી, (સુભાષ બોઝે તો સહી કરવાની સાફ ના પાડી દીધી હતી) પરંતુ મારી બાબતમાં જેમ હમેશ બનતું તેમ દલીલો સાંભળી સાંભળીને આખરે સહી કરવા કબૂલ થયો આમ છતાં દિલ્હીથી હું પાછો ફર્યો ત્યારે મારા અંતરમાં ખૂબ કલેશ થતો હતો અને બીજે જ દિવસે મહાસભાના પ્રમુખપદેથી નીકળી જવાનો વિચાર કરીને મે તે બાબત ગાધીજીને લખી પણ દીધું મારી સમતા મે છેક ગુમાવી દીધી હતી છતાં ખરેખર ગંભીરપણે પ્રમુખપદ છોડી દેવાનો ખ્યાલ મે કર્યો હશે એમ મને લાગતું નથી.

ગાંધીજીના એક શાન્તિ આપતા પત્રથી અને ત્રણ દિવસના ચિંતનથી મેં મારી સમતા પાછી મેળવી.

લાહોર મહાસભાના થોડા જ દિવસ પહેલાં મહાસભા અને સરકાર વચ્ચે કંઈક સમાધાનનો આધાર શોધવાનો છેવટનો પ્રયાસ કરવામાં આવ્યો હતો. વાઈસરૉય લૉર્ડ અર્વિનની સાથે એક મુલાકાત ગોઠવવામાં આવી. આ મુલાકાત ગોઠવવામાં શરૂઆતનું પગલું કોણે ભર્યું હતું તેની મને માહિતી નથી, પરંતુ મારી કલ્પના એવી છે કે વિઠ્ઠલભાઈ પટેલ એની શરૂઆત કરવામાં પ્રમુખ હતા. મહાસભાનું દૃષ્ટિબિંદુ રજૂ કરવાને ગાંધીજી અને મારા પિતાશ્રી એ મુલાકાતમાં હાજર રહ્યા હતા અને મને યાદ છે કે મિ. ઝીણા, સર તેજબહાદુર સપ્રુ અને પ્રમુખ પટેલ ત્યાં હાજર રહ્યા હતા. એ મુલાકાતમાંથી સરવાળે કશું નિષ્પન્ન ન થયું; ભેગા થવાનો એકે સામાન્ય મુદ્દો જ ન હતો અને બે મુખ્ય પક્ષો — સરકાર અને મહાસભા — વચ્ચે ઉત્તર દક્ષિણનું અંતર હતું. એટલે હવે મહાસભાને માટે આગળ વધવા સિવાય બીજો માર્ગ રહ્યો નહોતો. કલકત્તામાં આપવામાં આવેલી એક વર્ષની મહેતલ પૂરી થવા આવી હતી; સંપૂર્ણ સ્વાતંત્ર્યને મહાસભાના કાયમના ધ્યેય તરીકે જાહેર કરવાનું અને તે પ્રાપ્ત કરવાને લડત ચલાવવાને માટે જરૂરી પગલાં લેવાનું જ બાકી રહ્યું.

લાહોર મહાસભા પૂર્વેનાં આ છેવટનાં અઠવાડિયાં દરમિયાન બીજા ક્ષેત્રમાંના એક અગત્યના કામ પર મારે ધ્યાન આપવાનું હતું. અખિલ હિંદ મજૂરસંઘ મહાસભા નાગપુરમાં મળવાની હતી અને તે વરસના પ્રમુખ તરીકે મારે તેનું પ્રમુખસ્થાન સંભાળવાનું હતું. એક એકથી થોડાં અઠવાડિયાંને અંતરે જ રાષ્ટ્રીય મહાસભા અને મજૂરસંઘ મહાસભા એમ બન્નેને પ્રમુખપદે તેની તે જ વ્યક્તિને આવવાનું થાય એ અતિશય અસામાન્ય ઘટના હતી. મેં એવી આશા રાખી હતી કે હું એ બન્ને વચ્ચેની સાંકળ જેવો બનીને તેમને એકબીજાની વધારે પાસે ખેંચી શકીશ — એ રીતે કે રાષ્ટ્રીય મહાસભા વિશેષ સમાજવાદી બને, ઔદ્યોગિક મજૂરોનું વિશેષ તત્ત્વ પોતાનામાં સામેલ કરે, અને તંત્રબદ્ધ મજૂર હિલચાલ રાષ્ટ્રીય લડતમાં સાથ આપે.

આ કદાચ એક મિથ્યા આશા હતી, કારણ કે રાષ્ટ્રવાદ પોતાનું રાષ્ટ્રવાદપણું મિટાવીને જ સમાજવાદની અથવા ઔદ્યોગિક મજૂરોની લડતની દિશામાં દૂર સુધી જઈ શકે. પરંતુ મને એમ લાગતું હતું કે રાષ્ટ્રીય મહાસભાનું વલણુ 'બુર્ઝવા' (મધ્યમવર્ગીય) હતું તે છતાં દેશમાંની એક પૂરી કાર્યસાધક ક્રાન્તિકારી શક્તિની તે પ્રતિનિધિ હતી એટલે તે તરીકે, મજૂર હિલચાલે પોતાના સત્ત્વ તેમજ વિચારસરણી સ્પષ્ટ રીતે અલગ રાખીને તેમજ પોતાનું મૂળ સ્વરૂપ જાળવી રાખીને રાષ્ટ્રીય મહાસભાને સહાય કરવી જોઈએ, તેને તેણે પોતાનો સહકાર આપવો જોઈએ, અને તેના પર તેણે પોતાની અસર પાડવી જોઈએ. મને એવી આશા હતી કે ઇતિહાસના ક્રમને લીધે અને બીજી લડતમાં ભાગ લેવાને કારણે મહાસભા અનિવાર્ય રીતે મૂળગત ફેરફારો કરવાની વિચારસરણી તરફ વધારે ખેંચાશે અને તેને સામાજિક તેમજ આર્થિક પ્રશ્નોની વિચારણા કરવી પડશે તે વખતનાં વરસો દરમિયાન મહાસભાનો વિકાસ ગામડા અને ખેડૂતના પ્રશ્નોની દિશામાં થયો હતો. એ વિકાસનો ક્રમ જો જળવાઈ રહે તો મહાસભા કાળક્રમે ખેડૂતોની એક વિસ્તીર્ણ તંત્રબદ્ધ સંસ્થા, અથવા કંઈ નહિ તો ખેડૂતોના તત્ત્વનો જેમાં મુખ્ય પ્રભાવ હોય એવી સંસ્થા બની જાય એમ હતું. અમારા સંયુક્ત પ્રાંતની ઘણીએક જિલ્લા સમિતિઓમાં તો ખેડૂતોનું પ્રતિનિધિત્વ પ્રબળ થયું જ હતું, જો કે તેમની આગેવાની તો મધ્યમવર્ગના બુદ્ધિજીવી લોકોના હાથમાં જ રહી હતી.

આ રીતે ગામડાં અને શહેર વચ્ચે સતત ચાલતી આવેલી અથડામણની અસર રાષ્ટ્રીય મહાસભા અને મજૂરસંઘ મહાસભાના સંબંધ ઉપર પહોંચે એવો સંભવ હતો. આ સંભવનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર થવાનો કાળ હજી ઘણે દૂર હતો, કેમકે હાલની રાષ્ટ્રીય મહાસભાનું તંત્ર મધ્યમવર્ગના લોકો ચલાવે છે અને તેના ઉપર શહેરોનો કાબૂ છે, તેમજ જ્યાં સુધી રાષ્ટ્રીય સ્વતંત્રતાના પ્રશ્નનો ઉકેલ થયો નથી ત્યાં સુધી તેના રાષ્ટ્રવાદનો પ્રભાવ દેશના સમસ્ત સમાજક્ષેત્ર પર રહેવાનો જ, અને દેશમાં પ્રબળમાં પ્રબળ ભાવના રાષ્ટ્રવાદની જ રહેવાની. તે છતાં મહાસભાને સંગઠિત મજૂર

હિલચાલની વધારે નજીક લઈ જવાનું મને સ્પષ્ટ રીતે જ ઇષ્ટ લાગ્યું. અને સંયુક્ત પ્રાન્તમાં તો અમે પ્રાન્તિક સમિતિમાં આવવાને મજૂરસંઘ મહાસભાની પ્રાન્તિક શાખાના પ્રતિનિધિઓને નિમંત્રણ પણ આપ્યું. ઘણા મહાસભાવાદીઓ પણ મજૂર હિલચાલની પ્રવૃત્તિઓમાં મુખ્ય ભાગ લેતા થયા.

પરંતુ મજૂર હિલચાલના આગળ વધેલા ઉદ્દામ વિભાગો રાષ્ટ્રીય મહાસભાથી ભડકતા જ રહ્યા. તેમને મહાસભાના આગેવાનોનો વિશ્વાસ નહોતો, અને તેની વિચારસરણીને તેઓ ‘બુર્ઝ્વા’ (મધ્યમવર્ગીય) તેમજ પ્રગતિવિરોધી ગણતા. મજૂર હિલચાલની દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો તેમની એ વાત સાચી હતી. રાષ્ટ્રીય મહાસભાના નામ ઉપરથી જ જોઈ શકાય એમ હતું કે તે એક રાષ્ટ્રીય સંસ્થા છે.

૧૯૨૯ના આખા વરસ દરમિયાન હિંદના મજૂરસંઘોમાં એક નવા જ મુદ્દા ઉપર ઊહાપોહ જાગ્યો હતો. હિંદના મજૂર-પ્રશ્નની વિચારણા કરવાને વ્હિટલી કમિશનને નામે ઓળખાયેલું એક શાહી કમિશન નિમાયું હતું. ઉદ્દામપક્ષ એ કમિશનનો બહિષ્કાર કરવાની તરફદારી કરતો હતો અને નરમ પક્ષ મહકાર કરવાની. નરમ પક્ષના કેટલાક આગેવાનોને આ કમિશનના મભ્ય બનવાને નોતરવામાં આવ્યા એટલે વળી આ મતભેદમાં અંગત તત્ત્વ ઉમેરાયું. બીજી અનેક બાબતોની જેમ આ બાબતમાં પણ મારી મહાનુભૂતિ ઉદ્દામ પક્ષની સાથે હતી, રાષ્ટ્રીય મહાસભાની પણ એ જ નીતિ હતી તે કારણે તો વળી વિશેષ. જે સમયે આપણે સરકાર સાથે સીધી લડત ચલાવતા હોઈએ અથવા તેમ કરવા તૈયાર થઈ રહ્યા હોઈએ તે વખતે સરકારનિયુક્ત કમિશનો સાથે મહકાર કરવો એ બેહૂદું લાગતું હતું.

નાગપુરની મજૂરસંઘ મહાસભાની બેઠકમાં વ્હિટલી કમિશનના બહિષ્કારનો આ પ્રશ્ન મતભેદ અને ચર્ચાનો એક પ્રધાન મુદ્દો બની ગયો. એની બાબતમાં તેમજ બીજી ચર્ચાસ્પદ બાબતોમાં ઉદ્દામ પક્ષને ફતેહ મળી. આ બેઠકમાં મેં બહુ સામાન્ય ભાગ ભજવ્યો. મજૂર હિલચાલના ક્ષેત્રમાં નવો જ દાખલ થયેલો

હોવાથી તેમજ હજી મારો રસ્તો શોધતો હોવાથી હું જરા ખંચકાતો ખંચકાતો કામ લેતો હતો. સામાન્ય રીતે હું આગળ પડતા વિચારોવાળા સમૂહોની તરફેણમાં મારા વિચારો વ્યક્ત કરતો, પરંતુ કોઈ પણ સમૂહની સાથે રહીને કાર્ય કરવામાંથી હું અલગ રહ્યો, અને કાર્યક્રમ અથવા નીતિનું ઘડતર કરવામાં દોરવણી કરનાર આગેવાન પ્રમુખના કરતાં સભાસંચાલન કરનાર નિષ્પક્ષપાત સભાગ્રણી પ્રમુખનું કાર્ય મેં વિશેષ બજાવ્યું. મજૂર-સંઘ મહાસભામાં પડેલી ફાટફૂટનો તેમજ એક નવી નરમ વલણની સંસ્થાની રચનાનો હું આ રીતે એક લગભગ નિષ્ક્રિય સાક્ષી જ રહી શક્યો. અંગત રીતે મને લાગેલું કે નરમ વલણના સમૂહોને મહાસભામાંથી છૂટા પડી જવાને કોઈ પણ વાજબી કારણ નહોતું, અને છતાં ઉદ્દામ પક્ષના કેટલાક આગેવાનોએ કેટલાક મુદ્દાઓ વિષે વધારે મમત કરીને તેમને અલગ પડી જવાને અનેક બહાનાં આપ્યાં હતાં એ વાત પણ સાચી હતી. ઉદ્દામ અને નરમ પક્ષની આ તકરારોમાં એક મોટો મધ્યસ્થ સમૂહ જરા નિરાધાર જેવો થઈ ગયો હતો. એ સમૂહને યોગ્ય દોરવણી મળી હોત તો કદાચ તે બંનેને કાબૂમાં રાખીને મજૂરસંઘ મહાસભામાં પડેલી ફાટફૂટ તે અટકાવી શકત, અને કદાચ ભાગલા પડચા જ હોત તો પણ તેમાંથી જે અનિષ્ટ પરિણામો આવ્યાં તે ન આવત.

એ તો ઠીક, પરંતુ આખરે હિંદની મજૂરસંઘ હિલચાલને એક ભયાનક ફટકો પડચો, તેની અસરમાંથી હજી તેને કળ વળી નથી. સરકારે તો મજૂર હિલચાલના ઉદ્દામ પક્ષો સામેનો પોતાનો હુમલો શરૂ કરી જ દીધો હતો, અને મેરઠનો મુકદ્દમો એ તેનાં પ્રથમનાં ફળોમાંનું એક હતું. આ હુમલો ચાલુ જ રહ્યો. કારખાનાંના માલિકોને પણ પોતાની બાજુ સાધી લેવાને માટે આ તક બરાબર મળી ગઈ. ૧૯૨૯–૩૦ના શિયાળામાં દુનિયા પર પ્રસરી ગયેલી મંદીની શરૂઆત થઈ ગઈ હતી. તેનાથી કુટાઈ ગયેલા, ચારે બાજુથી હુમલાઓ ખમતા અને પોતાની મજૂરસંઘ સંસ્થાઓનું બળ છેક ઓસરી ગયેલું જોઈ રહેલા હિંદના મજૂરોની સ્થિતિ બહુ કફોડી થઈ પડી. ક્રમશઃ બગડતી જતી પોતાની સ્થિતિ તરફ તેમને નિરાધારપણે જોઈ રહેવું પડ્યું. ત્યાર પછીના

એકાદ બે વર્ષમાં જ્યારે એક નવો સામ્યવાદી પક્ષ બનીને સંઘમાંથી છૂટો થયો ત્યારે મજૂરસંઘ મહાસભામાં વળી એક તડ પડ્યું. આમ વિચારભેદની દૃષ્ટિએ હિંદમાં તે સમયે મજૂરસંઘોના ત્રણ મંડળો હતાં — નરમ વલણવાળો વર્ગ, મૂળની મજૂરસંઘ મહાસભા, અને એક સામ્યવાદી પક્ષ. કાર્યમાં એ બધા જ ક્ષીણ હતા અને કશું કાર્ય સાધી શકતા નહોતા, અને તેમના પરસ્પર ઝઘડાથી સામાન્ય કામગારો કંટાળ્યા હતા. ૧૯૩૦ પછી હું આ બધાંમાંથી અલગ રહ્યો હતો કેમકે ઘણુંખરું તો હું જેલમાં જ હતો. વચ્ચે વચ્ચે થોડી મુદતને માટે મારે બહાર નીકળવાનું થતું ત્યારે એકીકરણના પ્રયાસ થાય છે એવા સમાચાર મને મળતા. એ પ્રયાસો સફળ ન થયા[1]

રેલવેના કામદારો નરમ વલણવાળા સંઘોને વળગી રહ્યા હતા એટલે તે પક્ષનું બળ વધ્યું. એ પક્ષને બીજા સંઘો કરતાં વળી બીજો એક મોટો લાભ હતો. સરકારે તેમને માન્ય કર્યા હતા અને જીનીવાની મજૂર પરિષદોને માટે તેમની ભલામણોનો સ્વીકાર કરવામાં આવતો. જીનીવાની એકાદ મુલાકાતના લોભથી એથી કેટલાક મજૂરનેતાઓ પણ આ સમૂહમાં ભળ્યા અને તે બધા તેમના સંઘોને પોતાની સાથે એ પક્ષમાં લેતા આવ્યા.

---

૧. મજૂરસંઘોના એકીકરણના ત્યાર પછી થયેલા પ્રયાસો વધારે સફળ નીવડ્યા છે, અને એ બધા ભિન્ન ભિન્ન પક્ષો હવે કોઈક પ્રકારે સહકારથી કાર્ય કરે છે.

२८

## પૂર્ણ સ્વરાજ અને તે પછી

લાહોર મહાસભા મારી સ્મૃતિમાં તાજી જ રહી છે — કોઈ સૂકા પ્રદેશના દર્શનમાં તેમાંના એકાદ હરિયાળા ટુકડાની તાદૃશ સ્મૃતિ રહી જાય તેમ. એ તદ્દન સ્વાભાવિક છે કેમકે તેમાં મેં આગેવાનીભર્યો ભાગ ભજવ્યો હતો, અને એક ક્ષણ પૂરતું તો રંગભૂમિમાં મેં મધ્યવર્તી સ્થાન લીધું હતું; અને અતિશય કામથી ભરેલા તે દિવસો દરમિયાન મારા હૃદયમાં જે ભાવો ઊઠયા હતા તે કોઈ કોઈ વખત ફરી યાદ કરવાનું મને ગમે છે. લાહોરની પ્રજાએ અગણિત જનસમૂહો દ્વારા, અને હૃદયના અતિશય ઊંડા ભાવથી, કરેલું મારું ભવ્ય સ્વાગત હું કદી ભૂલી શકું એમ નથી. મને બરાબર ભાન હતું કે આ ઊભરાઈ જતો ઉત્સાહ અંગત મારે માટે નહોતો, એક પ્રતીકને માટે હતો, એક આદર્શ કલ્પનાને માટે હતો; અને છતાં થોડા સમયને માટે કેમ ન હોય પરંતુ અસંખ્ય લોકોની આંખોમાં તેમજ હૃદયમાં પોતે તેવા પ્રતીક બની રહેવું એ એક વ્યક્તિને માટે નાનીમૂની વાત નહોતી. પરિણામે મારું હૃદય આનંદની છોળો અનુભવતું મારા વ્યક્તિત્વની મર્યાદા ઓળંગીને બહાર નીકળ્યું હોય એમ મને લાગ્યું. પરંતુ મારી જાત પર થયેલી અસરનું ખાસ કશું મહત્ત્વ નહોતું, કેમકે લાહોરમાં મહાન પ્રશ્નોનું ભાવી તોળાઈ રહ્યું હતું. ત્યાંના વાતાવરણના અણુએઅણુમાં જાણે પ્રસંગના ગાંભીર્યનો વિદ્યુત-સંચાર થયો હતો. અમારે હાથે થનારા નિર્ણયો આ વખતે માત્ર ટીકારૂપ, કે વિરોધરૂપ કે અભિપ્રાય વ્યક્ત કરવા પૂરતા જ રહેવાના નહોતા. તે દ્વારા એવી એક રણહાક વાગવાની હતી કે જેનાથી દેશ સમસ્ત હાલી ઊઠવાનો હતો અને કરોડોનાં જીવન પર અસર પહોંચવાની હતી.

એકાદ બે વર્ષમાં જ્યારે એક નવો સામ્યવાદી પક્ષ બનીને સંઘમાંથી છૂટો થયો ત્યારે મજૂરસંઘ મહાસભામાં વળી એક તડ પડ્યું આમ વિચારભેદની દૃષ્ટિએ હિંદમાં તે સમયે મજૂરસંઘોના ત્રણ મંડળો હતા — નરમ વલણવાળો વર્ગ, મૂળની મજૂરસંઘ મહાસભા, અને એક સામ્યવાદી પક્ષ કાર્યમાં એ બધા જ ઢીલુ હતા અને કશું કાર્ય સાધી શકતા નહોતા, અને તેમના પરસ્પર ઝઘડાથી સામાન્ય કામગારો કંટાળ્યા હતા ૧૯૩૦ પછી હુ આ બધાંમાંથી અળગ રહ્યો હતો કેમકે ઘણુંખરુ તો હુ જેલમા જ હતો વચ્ચે વચ્ચે થોડી મુદતને માટે મારે બહાર નીકળવાનું થતુ ત્યારે એકીકરણના પ્રયાસ થાય છે એવા સમાચાર મને મળતા એ પ્રયાસો સફળ ન થયા[1]

રેલવેના કામદારો નરમ વલણવાળા સંઘોને વળગી રહ્યા હતા એટલે તે પક્ષનું બળ વધ્યુ એ પક્ષને બીજા સંઘો કરતાં વળી બીજો એક મોટો લાભ હતો સરકારે તેમને માન્ય કર્યાં હતા અને જીનીવાની મજૂર પરિષદોને માટે તેમની ભલામણોનો સ્વીકાર કરવામાં આવતો. જીનીવાની એકાદ મુલાકાતના લોભથી બેચાર્ડને કેટલાક મજૂરનેતાઓ પણ આ સમૂહમા ભળ્યા અને તે બધા તેમના સંઘોને પોતાની સાથે એ પક્ષમા લેતા આવ્યા

1. મજૂરસંઘોના એકીકરણના ત્યાર પછી થયેલા પ્રયાસો વધારે સફળ નીવડ્યા છે, અને એ બધા ભિન્ન ભિન્ન પક્ષો હવે કોઈક પ્રકારે સહકારથી કાર્ય કરે છે

## ૨૮

# પૂર્ણ સ્વરાજ અને તે પછી

લાહોર મહાસભા મારી સ્મૃતિમાં તાજી જ રહી છે — કોઈ સૂકા પ્રદેશના દર્શનમાં તેમાંના એકાદ હરિયાળા ટુકડાની તાદૃશ સ્મૃતિ રહી જાય તેમ. એ તદ્દન સ્વાભાવિક છે કેમકે તેમાં મેં આગેવાનીભર્યો ભાગ ભજવ્યો હતો, અને એક ક્ષણ પૂરતું તો રંગભૂમિમાં મેં મધ્યવર્તી સ્થાન લીધું હતું; અને અતિશય કામથી ભરેલા તે દિવસો દરમિયાન મારા હૃદયમાં જે ભાવો ઊઠ્યા હતા તે કોઈ કોઈ વખત ફરી યાદ કરવાનું મને ગમે છે. લાહોરની પ્રજાએ અણગણ જનસમૂહો દ્વારા, અને હૃદયના અતિશય ઊંડા ભાવથી, કરેલું મારું ભવ્ય સ્વાગત હું કદી ભૂલી શકું એમ નથી. મને બરાબર ભાન હતું કે આ ઊભરાઈ જતો ઉત્સાહ અંગત મારે માટે નહોતો, એક પ્રતીકને માટે હતો, એક આદર્શ કલ્પનાને માટે હતો; અને છતાં થોડા સમયને માટે કેમ ન હોય પરંતુ અસંખ્ય લોકોની આંખોમાં તેમજ હૃદયમાં પોતે તેવા પ્રતીક બની રહેવું એ એક વ્યક્તિને માટે નાનીમૂની વાત નહોતી. પરિણામે મારું હૃદય આનંદની છોળો અનુભવતું મારા વ્યક્તિત્વની મર્યાદા ઓળંગીને બહાર નીકળ્યું હોય એમ મને લાગ્યું. પરંતુ મારી જાત પર થયેલી અસરનું ખાસ કશું મહત્ત્વ નહોતું, કેમકે લાહોરમાં મહાન પ્રશ્નોનું ભાવી તોળાઈ રહ્યું હતું. ત્યાંના વાતાવરણના અણુએઅણુમાં જાણે પ્રસંગના ગાંભીર્યનો વિદ્યુત્‌સંચાર થયો હતો. અમારે હાથે થનાર નિર્ણયો આ વખતે માત્ર ટીકારૂપ, કે વિરોધરૂપ કે અભિપ્રાય વ્યક્ત કરવા પૂરતા જ રહેવાના નહોતા. તે દ્વારા એવી એક રણહાક વાગવાની હતી કે જેનાથી દેશ સમસ્ત હાલી ઊઠવાનો હતો અને કરોડોનાં જીવન પર અસર પહોંચવાની હતી.

દૂરના ભવિષ્યમાં આપણે માટે અથવા અમારા દેશને માટે શું ભર્યું હતું તે વિષે ભવિષ્ય ભાખવાની કોઈની હિંમત નહોતી; પરંતુ નજીકનું ભવિષ્ય તો સ્પષ્ટ જ હતું. આપણે માટે તેમજ આપણને પ્રિય એવાં આપણાં સ્વજનોને માટે લડતનો કલેશ અને કષ્ટો જ તેમાં લખાયલાં હતાં. આ વિચાર અમારા હૃદયના આવેગોને મર્યાદામાં રાખતો, અને અમારી જવાબદારી વિષે અમને જાગ્રત રાખતો. અમે આપેલા એક એક મતની સાથે સુખસગવડને, કૌટુમ્બિક શાંતિને અને મિત્રોના સહવાસને જાણે અમે વિદાય દીધી હતી, અને એકાંત નિર્જન દિવસો અને રાત્રીઓને તથા શારીરિક અને માનસિક કષ્ટને નોતર્યાં હતાં.

પૂર્ણ સ્વરાજ તેમજ આપણી મુક્તિની લડત આગળ ધપાવવાને લેવાના ઉપાયો વિષેનો મુખ્ય ઠરાવ લગભગ એકમતે મંજૂર થયો — હજારોમાંથી ભાગ્યે જ ગણ્યાગાંઠ્યા લોકોએ તેની વિરુદ્ધ મત આપ્યો હશે. એ ઠરાવ પરની વાસ્તવિક મતગણતરી સુધારારૂપે સૂચવાયેલા એક ગૌણ મુદ્દા ઉપર થઈ. આ સુધારો ઊડી ગયો, અને મૂળ ઠરાવના પક્ષમાં અને વિરોધમાં મતો જાહેર થઈ તે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો. તે ઘડીએ જ જાણે અજબ મેળ સધાયો હોય તેમ ૩૧મી ડિસેંબરની મધરાતે ૧૨ના ટકોરા થયા, અને જૂના વર્ષે નવા વર્ષને સ્થાન દીધું. આ રીતે કલકત્તાની મહાસભાએ મુકરર કરેલી મહેતલની મુદતનું એક વર્ષ બરાબર પૂરું થયું કે તરત જ નવો નિર્ણય કરવામાં આવ્યો અને લડતની તૈયારીના ગણેશ મંડાયા. કાળનાં ચક્રોને ગતિમાન તો કર્યાં, પરંતુ કેવી રીતે અને ક્યારે લડતનો પ્રારંભ કરવાનો હતો એનો અમારામાંથી કોઈને ખ્યાલ નહોતો. લડતની યોજના અને સંચાલન કરવાને માટે મહાસભા સમિતિને સર્વ સત્તા આપવામાં આવી હતી, પરંતુ બધા જ જાણતા હતા કે સાચો નિર્ણય તો ગાંધીજીના હાથમાં હતો.

પાસે આવેલા સરહદના પ્રાન્તમાંથી લાહોર મહાસભામાં સંખ્યાબંધ લોકો હાજર રહ્યા હતા. મહાસભાની બેઠકમાં એ પ્રાન્તમાંથી છૂટાછવાયા પ્રતિનિધિઓ તો હમેશ આવતા હતા, અને છેલ્લાં કેટલાંક વર્ષોથી ખાન અબદુલગફ્ફારખાં હાજર રહીને

અમારી મંત્રણાઓમાં ભાગ લેતા હતા, પરંતુ લાહોરમાં પહેલી જ વાર સરહદના ધગશવાળા યુવકોની એક મોટી ટોળી અખિલ હિંદના રાજકારણી પ્રવાહોના સંપર્કમાં આવી. તેમનાં ચોખ્ખાં દિલ પર તેથી ઊંડી અસર પડી, અને મુક્તિની લડતમાં હિંદના બીજા ભાગો સાથે એકતાની ભાવના તેમ જ તેને માટેનો ઉત્સાહ પોતાના હૃદયમાં ભરીને તેઓ પાછા ગયા. એ બધા સરળ હૃદયના પરંતુ કાર્યદક્ષ માણસો હતા, અને હિંદના બીજા કોઈ પણ પ્રાંતના લોકો કરતાં વાતો તેમ જ શબ્દોની રમતો કરવાની તેમને બહુ ઓછી ટેવ હતી. એટલે તેમણે પોતાના પ્રાન્તમાં પહોંચતાની સાથે જ નવા વિચારોનો પ્રચાર કરવાનો તેમ જ પ્રજાને સંગઠિત કરવાનો પ્રારંભ કરી દીધો. આ પ્રયાસમાં તેમને ભારે સફળતા મળી અને હિંદની મુક્તિની લડતમાં છેક છેલ્લાં પ્રવેશ કરનારાં આ સરહદનાં પુરુષો અને સ્ત્રીઓએ તેમાં ૧૯૩૦ પછી આગળ પડતો અને નોંધવા યોગ્ય ભાગ લીધો.

લાહોર મહાસભા પછી તરત જ તેની આજ્ઞાને અનુસરીને મારા પિતાશ્રીએ વડી તેમ જ પ્રાન્તિક ધારાસભાઓના મહાસભાવાદી સભ્યોને પોતપોતાની જગ્યાનાં રાજીનામાં આપી દેવાની હાકલ કરી. તેમના પૈકી લગભગ બધા એકી વખતે બહાર આવી ગયા, અને માત્ર થોડાક જ જણા ચૂંટણીને સમયે આપેલાં વચનોનો ભંગ કરીને પણ પોતાને સ્થાને ચોંટી રહ્યા.

આમ છતાં ભવિષ્યને વિષે અમારા કોઈના મનમાં સ્પષ્ટ ખ્યાલ નહોતો, મહાસભાની બેઠકમાં બતાવાયલા ઉત્સાહ છતાં લડતના કાર્યક્રમને દેશ તરફથી કેવો જવાબ મળશે એની કોઈને જ કલ્પના નહોતી. પાછા ફરવાનાં બધાં સાધનોનો નાશ કરીને આપણે ભર દરિયે ઝુકાવ્યું હતું, એટલે પાછા ફરવાપણું રહ્યું નહોતું, પરંતુ આપણી સામે પડેલો મુલક લગભગ તદ્દન અણખેડાયેલો અને અજાણ્યો હતો. આપણી લડતની શરૂઆત કરવાને માટે અને સાથે સાથે કંઈક અંશે દેશના મિજાજનું માપ કાઢવાને માટે છવ્વીસમી જાન્યુઆરીનો દિવસ ‘પૂર્ણ સ્વરાજ દિન’ તરીકે ઊજવવાને મુકરર કરવામાં આવ્યો : તે દિવસે સમસ્ત દેશમાં પૂર્ણ સ્વતંત્રતા માટેની પ્રતિજ્ઞા લેવાની હતી.

આમ અમારા કાર્યક્રમ વિષે શંકાથી ભરેલે હૃદયે પરંતુ કંઈક કરી બતાવવાના અભિલાષ તથા ઉત્સાહથી અમે ભાવીની ઘટનાઓની પ્રતીક્ષા કરવા લાગ્યા. જાન્યુઆરીના શરૂઆતના દિવસોમાં હું અલ્લાહાબાદમાં હતો; મારા પિતાથી ઘણુંખરું બહાર જ રહેતા. વાર્ષિક માઘ મેળાની મોટી યાત્રાનો એ સમય હતો; ઘણું કરીને એ કુંભ મેળાનું વર્ષ હોવું જોઈએ, એટલે સેંકડો અને હજારો સ્ત્રીપુરુષોનો પ્રવાહ અલ્લાહાબાદ તરફ અથવા યાત્રાળુઓને મન જે પ્રયાગનું પવિત્ર તીર્થધામ હતું તેના તરફ સતત વહેતો હતો. આ પ્રવાહમાં મુખ્યત્વે ખેડૂતો પરંતુ સાથે સાથે મજૂરો, દુકાનદારો, કારીગરો, નાનામોટા વેપારીઓ અને ધંધાદારીઓ એમ સર્વ પ્રકારના લોકો હતા; સાચેસાચ હિંદની હિંદુ જનતાનું આમાં સર્વાંગસંપૂર્ણ દર્શન થતું હતું. આ મોટી મેદનીઓ તથા નદી પર જતાઆવતા લોકોના એકસરખા અનંત પ્રવાહનું નિરીક્ષણ કરતાં કરતાં સવિનયભંગ તેમજ અહિંસક સત્યાગ્રહની સીધી લડતની હાકલનો એ બધા લોકો કેવો જવાબ વાળશે તે વિષે હું તર્કવિતર્ક કરતો. એમાંના કેટલાને લાહોરના નિર્ણયોની ખબર હતી? અથવા કેટલાને તે વિષે કશી પણ પડી હતી? પવિત્ર ગંગામાં સ્નાન કરવાને હિંદના ખૂણેખૂણામાંથી એ બધાને તેમજ હજારો વર્ષોથી તેમના વડવાઓને ખેંચી લાવનાર આ શ્રદ્ધાનું સામર્થ્ય અદ્ભુત હોવું જોઈએ! પોતાની સ્થિતિ સુધારવાને રાજકીય તેમજ આર્થિક લડતો લડવા તરફ આ મહાભારત શક્તિમાંથી થોડીક આ લોકો વાળી શકતા હોત તો? અથવા તેમનાં ચિત્તમાં ધર્મના બાહ્ય આચાર અને રૂઢિનિષ્ઠાએ એવું ઘર કીધું હતું કે તેમાં બીજા કોઈ વિચારને માટે સ્થાન જ રહ્યું ન હતું કે શું? બેશક હું જાણતો હતો કે જમાનાઓની નિષ્ક્રિય શાન્તિમાં હલનચલન ઉપજાવનારા આ બીજા નવા વિચારો વાતાવરણમાં સંચાર કરી રહ્યા હતા. આમ જનતાના હૃદયમાં જાગેલા આ અસ્પષ્ટ નવીન વિચારો અને આકાંક્ષાઓનો સંચાર જ છેલ્લા દશ પંદર વર્ષમાં હિંદમાં થયેલી ઊથલપાથલના કારણરૂપ હતો અને તેને લીધે જ હિન્દની સૂરત બદલાઈ ગઈ હતી. એ નવા વિચારોની તેમજ નવા અભિલાષોની હસ્તી વિષે તથા તેની

પાછળ રહેલી વેગવંત શક્તિ વિષે કશી જ શંકા નહોતી. પરંતુ તેમ છતાં શંકાઓ ઊઠતી, અને તર્કવિતર્કો થતા, જેનો તાત્કાલિક કોઈ જવાબ મળતો નહોતો. આ નવીન વિચારો કેટલા પ્રમાણમા ફેલાયા હશે? તેમની પાછળ કેટલું સામર્થ્ય હશે? એ વિચારોને અમલમાં મૂકવા માટે સંગઠિત કાર્યની અને દીર્ઘ કાળ સુધી સંકટ સહન કરવાની આપણી કેટલી શક્તિ હશે?

અમારા ઘર તરફ યાત્રાળુઓનાં ટોળેટોળાં ખેંચાતાં. અમારા ઘરની છેક નજદીક યાત્રાનું એક સ્થળ ભારદ્વાજ આશ્રમ હતું, જ્યાં પ્રાચીન સમયમાં એક અસલી ઢબની વિદ્યાપીઠ ચાલતી. આ સ્થળને લીધે મેળાના દિવસોમાં સવારથી સાંજ સુધી યાત્રાળુઓનો એક અનંત પ્રવાહ અમને મળવાને ચાલી આવતો. એમાંના ઘણાખરા લોકો તો મને લાગે છે કે કુતૂહલથી, અને જેમને વિષે તેમણે ઘણું સાંભળ્યું હતું એવા લોકોને (ખાસ કરીને મારા પિતાશ્રીને) જોવાની ઇચ્છાથી, પ્રેરાઈને આવતા. પરંતુ આમ આવનારાઓમાંના ઘણાઓને રાજકારણમાં રસ જણાતો, અને તેઓ મહાસભા વિષે, તેમાં ગા નિર્ણયો થયા હતા તે વિષે, તેમજ ભવિષ્યમાં શું થવાનું છે તે વિષે પ્રશ્નો કરતા. વળી તેમનાં મનમાં પોતાની આર્થિક વિટંબણાના પ્રશ્નો પણ ભરેલા હતા, અને તે માટે શું કરવું જોઈએ તે વિષે પણ તેઓ સલાહ માગતા. મહાસભાની રાજકીય જયઘોષણાઓનો તેમને પૂરેપૂરો પરિચય હતો એટલે આખો દિવસ ઘર તે પોકારોથી ગાજી રહેતું. વીસ, પચીસ કે સોની સંખ્યામાં એક પછી એક આવતાં તેમનાં ટોળાંને ટૂંકાં ભાષણ આપી હું મારા દિવસનો આરંભ કરતો પરંતુ થોડા જ સમયમાં પ્રવાહ વધવાથી એ કામ અશક્ય થઈ ગયું, એટલે પછી તો કંઈ પણ બોલ્યા વિના માત્ર તેમને નમસ્કાર કરીને જ ચલાવી લેવું પડતું. આમ આખો દિવસ નમસ્કાર કર્યા કરવાને પણ કંઈક મર્યાદા તો હોય જ, એટલે થાકીને પછી હું ક્યાંક ભરાઈ જવાનો પ્રયાસ કરતો. પરંતુ એ બધો પ્રયાસ વ્યર્થ જતો. તેમની ઘોષણાઓનો ધ્વનિ વધતો જ જતો. આ અમારા મહેમાનોથી અમારા ઘરના ઓટલા ભરચક રહેતા, અને ઘરની બારીએ બારીએ ને બારણે બારણે જિજ્ઞાસાથી ભરેલી આંખોનાં

ઝૂમખાં વળી રહેતા. પરિણામે કામ કરવાનું, કે વાતચીત કરવાનું કે ખાવાનું, બનકે કંઈ પણ કરવાનું અશક્ય થઈ પડતું. આનાથી એકલી મૂંઝવણ જ નહોતી થતી, કંટાળો પણ ઊપજતો અને ચીડ પણ ચડતી. છતાં એ ભાવ હૃદયમાંથી ખસતો નહોતો કે, સ્નેહભીની તેજસ્વી આંખો વડે જોઈ રહેતા, અનેક પેઢીથી ગરીબી અને કષ્ટોનો ભાર વહન કરતા, અને તેમ છતાં અમારા ઉપર ઉપકારની લાગણી અને ઊંડો પ્રેમ વર્ષાવતા આ લોકોને મની અને મહાનુભૂતિ સિવાય બીજા કશાની અપેક્ષા નહોતી. ભાવ અને પ્રેમના આ પ્રચંડ પૂરના પ્રભાવથી અભિભૂત થઈને હૃદય અલ્પતાનો અનુભવ ન કરે એ અશક્ય હતું.

અમારી સાથે તે સમયે એક નિકટના સ્ત્રી મિત્ર રહેતા હતાં. તેમની સાથે વાર્તાલાપ કરવાનું પણ વારવાર અશક્ય બની જતું કેમકે ઘર બહાર ટોળે મળતા લોકોને બે શબ્દ કહેવાને માટે પાંચ પાંચ મિનિટને અથવા તેથી પણ થોડે અંતરે મારે બહાર જવું પડતું, અને વચગાળાના સમયમાં બહાર થતી જયઘોષણાઓના અવાજો અને બીજા અવાજો કાન ભરી દેતા. મારી દશા જોઈને એ બહેનને કંઈક ગમ્મત ઊપજી અને મને લાગે છે કે તેમણે જેને આમ જનતાનો મારા તરફનો પ્રેમ ગણી લીધો હશે તે જોઈને મારી લોકપ્રિયતાની પણ કંઈક છાપ તેમના મન પર પડી. (સાચું જોતાં આ બધા લોકોનું મુખ્ય આકર્ષણ તો મારા પિતાશ્રી હતા પરંતુ તેઓ બહાર હતા એટલે મારે એ બધો ભાર ઉઠાવવો પડતો હતો.) તેમણે એકાએક મને પૂછ્યું કે આ બધી વીરપૂજા તમને કેવીક ગમે છે? તમને એનાથી ગૌરવ નથી લાગતું? આનો જવાબ આપતા પહેલાં હું કંઈક અચકાયો અને તેથી તેમણે એમ માની લીધું કે આવા અતિશય અંગત સવાલથી હું કદાચ મૂંઝાયો હોઈશ એટલે તેમણે મારી માફી માગી. તેમના સવાલથી હું જરાયે મૂંઝાયો તો નહોતો, પરંતુ એ સવાલનો જવાબ આપવાનું મને કઠણ લાગ્યું હતું. તેમના સવાલથી મારું મન મારી લાગણીઓ અને આ બધા દેખાવોની મારા હૃદય પર થતી અસરનું પૃથક્કરણ કરવામાં પડી ગયું હોવાથી તેના પર

એકાગ્ર થઈ શક્યું નહોતું. અને સાચે જ મારી લાગણીઓ અને મારા હૃદય ઉપર થયેલી અસરો બહુ મિશ્ર હતી.

એ વાત સાચી હતી કે જાણે એકાએક આમ જનતાના હૃદયમાં મેં અસાધારણ સ્થાન પ્રાપ્ત કરી લીધું હતું; દેશનો શિક્ષિતવર્ગ મારી કદર કરતો થયો હતો; અને દેશનાં યુવાન સ્ત્રી-પુરુષોને મન હું કંઈક અંશે વીર બની ગયો હતો તેમજ તેમની નજરે મારી આસપાસ એક પ્રકારની વીરતાની આભા દેખાતી. મારે વિષે ગીતો રચાયાં હતાં, અને અનેક તદ્દન અશક્ય તેમજ હાસ્યાસ્પદ દંતકથાઓ મારી આસપાસ ઊભી થઈ હતી. મારા વિરોધીઓ પણ ઘણીવાર મારે વિષે એ સારી વાત કહી: મુરબ્બીપણાના ભાવથી કબૂલ કરતા કે મારામાં કાર્યકુશળતાનો તેમજ હૃદયની સચ્ચાઈનો અભાવ નહોતો.

કોઈ સાધુ કે પછી કોઈ માનવતાશૂન્ય શેતાન જ આ બધાથી સાવ છલકાયા વિના કે પ્રેમાર્દ્ર થયા વિના ઊગરી શક્યો હોત. અને હું તો નહોતો સાધુ કે નહોતો શેતાન. એટલે આ બધાંની મારા મગજ પર અસર પહોંચી હતી, મને કંઈક નશો ચડ્યો હતો, અને તેથી મને આત્મવિશ્વાસ તેમજ સામર્થ્ય પણ મળ્યાં હતાં. મારા વહેવારમાં હું કંઈક આપખુદ બન્યો, સહેજ સરમુખત્યારની છટાથી કામ લેતો થયો. (મારે વિષેની આ મારી કલ્પના છે, કેમકે તટસ્થ રહીને પોતાની જાતનું નિરીક્ષણ કરવાનું કામ બહુ કઠણ છે.) અને છતાં મને લાગે છે કે મારું મિથ્યાભિમાન કંઈ ખાસ વધી ગયું નહોતું. મને લાગતું કે મારી શક્તિઓનું પ્રમાણ પણ ઠીક ઠીક છે, અને તેમને વિષે મને અભિમાન ન હતું એમ પણ નહિ. પરંતુ હું એ બરાબર સમજતો હતો કે એ શક્તિઓમાં અસાધારણ એવું કશું જ નથી, અને મારી ઊણપોનું મને તીવ્રપણે ભાન હતું. અંતઃપરીક્ષણની ટેવથી ઘણુંખરું મારી સમતા જાળવવામાં મને સહાય મળી રહેતી, અને તે ટેવથી જ હું મારા સંબંધમાં બનતી ઘણી ઘટનાઓ પ્રત્યે તટસ્થપણે જોઈ શકતો. જાહેરજીવનના અનુભવ પરથી હું શીખ્યો હતો કે લોકપ્રિયતા એ ઘણી વખત અનિષ્ટ પ્રકારના લોકોની સહચારિણી હોય છે, સદ્ગુણ અથવા બુદ્ધિમત્તાનું

અનિવાર્ય લક્ષણ તો એ નથી જ, તો પછી હું મારી ભીરુપને લીધે લોકપ્રિય થયો હતો કે મારા પુરુષાર્થને લીધે? સાચેસાચ હું શાથી લોકપ્રિય બન્યો હતો?

મારી બુદ્ધિશક્તિને કારણે હું લોકપ્રિય નહોતો બન્યો, કારણ કે તે અસામાન્ય નહોતી, અને બીજું એ કે બુદ્ધિશક્તિથી લોકપ્રિયતા પ્રાપ્ત થાય છે જ એવું નથી. મારા કહેવાતા ત્યાગને લીધે પણ મને લોકપ્રિયતા નહોતી મળી, કેમકે એ તો સ્પષ્ટ હકીકત છે કે હિંદમાં આ જમાનામાં સેંકડો અને હજારો લોકોએ મારા કરતાં અનહદ વધારે સહન કર્યું છે, અને ત્યાગ તો તેમનો સર્વાર્પણની સીમા સુધી ગયો છે. એક વીર પુરુષ તરીકેની મારી ખ્યાતિ તદ્દન પોકળ છે, હું કોઈ વીર હોઉં એવું મને જરા પણ લાગતું નથી, અને સામાન્ય રીતે વીરતાનો ડોળ કરવો કે વીર તરીકે મહાલવું મને મૂર્ખાઈભરેલું લાગે છે. પ્રેમશૌર્યની અદ્ભુતતાનો મારામાં અંશે નથી. એ વાત સાચી છે કે મારામાં કંઈક શરીરની અને હૃદયની નિર્ભયતા છે, પરંતુ તેની પાછળ મારું અભિમાન રહેલું છે — અંગત અભિમાન, ખાનદાનનું અભિમાન, અને રાષ્ટ્રીય અભિમાન, અને મોટા આઘાતાથી પણ દબાઈને કશું ન કરવાની વૃત્તિ.

એટલે મને પુછાયેલા સવાલનો મને કશો સમાધાનકારક ઉત્તર ન મળી શક્યો. તે પછી મેં પૃથક્કરણની જુદી જ દિશા લીધી. મેં એ જોયું કે મારા પિતાથી તેમજ મારે વિષે પ્રચલિત થયેલી દંતકથાઓ પૈકી સૌથી વધારે જડ ઘાલી ગયેલી એક વાર્તા એ છે કે અમે અમારાં કપડાં ધોવડાવવાને દર અઠવાડિયે હિંદથી પૅરિસની કોઈ વૉશિંગ કંપનીમાં મોકલતા. આ વાત માત્ર ખોટી છે, એમ ફરી ફરી જણાવવા છતાં એ દંતકથા એવી ને એવી પ્રચલિત રહી છે. આના કરતાં વધારે તરેહવાર અથવા બેહૂદી વાતની હું કલ્પના કરી શકતો નથી. અને છતાં આ પ્રકારની ઉડાઉ મોટાઈ રાખવા જેટલો કોઈ મૂરખ હોય તો મને લાગે છે કે તેને તો મૂર્ખશિરોમણિનો ખાસ ઇલકાબ મળે.

વારંવાર ખોટી હોવાનું જણાવવા છતાં ફરી ફરીને કહેવામાં આવતી બીજી આવી જ એક દંતકથા એ છે કે બ્રિટિશ

સામ્રાજ્યનો પાટવી અને હું બંને સાથે એક નિશાળે ભણ્યા છીએ. વાર્તા આગળ વધીને એમ જણાવે છે કે ૧૯૨૧માં પ્રિન્સ ઑફ વેલ્સ હિંદમાં આવ્યા ત્યારે તેમણે મારે વિષે પૂછપરછ કરી હતી; હું તે વખતે જેલમાં હતો. હકીકતમાં હું તેમની સાથે એક નિશાળે ભણ્યો તો નથી જ, પરંતુ મને તેમને મળવાનો અથવા તેમની સાથે વાત કરવાનો લાભ પણ કદી મળ્યો નથી.

આ વાતોથી મારો એમ કહેવાનો આશય નથી કે મારી કીર્તિ અથવા મારી લોકપ્રિયતા જેવાં છે તેવાં આ અથવા આવી જ બીજી દંતકથાઓ પર અવલંબે છે. સંભવ છે કે એમનો પાયો વધારે પાકો હશે, પરંતુ આ દંતકથાઓમાંથી ફલિત થાય છે તે પ્રમાણે એ પાયા ઉપરની ઇમારત ઉપર બડેખાંપણાનું ધાડું આવરણ જામેલું છે. કંઈ નહિ તો એવી કંઈક કલ્પના તો છે જ કે પહેલાં હું ઊંચા સમાજમાં હરતો ફરતો, મોજમજાનું જીવન ગાળતો અને પાછળથી એ બધું મેં છોડી દીધું; હિંદી જનતાને આવા પ્રકારના ત્યાગની વાતો બહુ ભાવી જાય છે. કોઈની પણ કીર્તિનો પાયો આવો હોય એ વાત મને રુચતી નથી, હું નિષ્ક્રિય સદ્ગુણોના કરતા સક્રિય સદ્ગુણોને વધારે પસંદ કરું છું, અને કેવળ ત્યાગ કે એકલું આત્મબલિદાન મારા હૃદયને ભાવતી વસ્તુ નથી. બીજી એક દૃષ્ટિથી હું જરૂર એ બંને વસ્તુઓને મૂલ્યવાન સમજું છું. એ દૃષ્ટિ ઘડતરની; જેમ કોઈ કસરતબાજને પોતાનું શરીર સુદૃઢ રાખવા માટે સાદા અને નિયમિત જીવનની જરૂર છે, તેમ માનસિક અને આધ્યાત્મિક ઘડતરને માટે ત્યાગ અને આત્મબલિદાન આવશ્યક છે. આ ઉપરાંત આકરા ઘા પડે છતાં તે વેઠી લેવાની અને દીર્ઘ ઉદ્યોગપૂર્વક ધારેલી વાત પર મંડી રહેવાની શક્તિ મોટાં મોટાં કામોના વેપલા ઉઠાવનારને માટે આવશ્યક છે. પરંતુ તપસ્વી જીવનનો આદર્શ મને જરા પણ ગમતો કે આકર્ષતો નથી. એમાં જીવનના આનંદો અને તેની સંવેદનાઓથી ડરીને દૂર ભાગવાપણું સમાયેલું છે; એ દૃષ્ટિ ખુદ જીવનને જ નકારવા સમાન છે. મારે મન જેનું કંઈક પણ સાચું મૂલ્ય છે એવી કોઈ પણ વસ્તુનો મેં જાણીબૂજીને ત્યાગ કર્યો નથી; પણ એટલું ખરું કે બધી વસ્તુનું મૂલ્ય સર્વ કાળે સમાન રહેતું નથી.

આ બધાં પૃથક્કરણ છતાં મને પેલા બહેને પૂછેલો પ્રશ્ન ઉત્તર વિનાનો જ રહ્યો: આ સમૂહ જે તમારી વીરપૂજા કરે છે તેથી તમને ગૌરવનું ભાન થાય છે કે નહિ? મને એ પૂજા નહોતી ગમતી, તેમજ હું તેનાથી દૂર ભાગી જવા ઇચ્છતો હતો, અને છતાં મને તેની ટેવ પડી ગઈ હતી એટલે જ્યારે તેનો બિલકુલ અભાવ જણાતો ત્યારે કંઈક અધૂરું અધૂરું લાગતું. એમાંથી એકે રસ્તે સમાધાન નહોતું, પરંતુ મારે એમ કહેવું જોઈએ કે એકંદરે આ લોકસમૂહ મારી એક અંતરની ભૂખને શમાવતો હતો. હું તેમના પરના મારા પ્રભાવથી તેમને કાર્યમાં પ્રેરી શકું છું એ ખ્યાલથી મારો તેમનાં બુદ્ધિ અને હૃદય પર કંઈક અધિકાર છે એવું મને ભાન રહેતું; આનાથી કંઈક અંશે મારી સત્તાની ભૂખ સંતોષાતી, તેમની દૃષ્ટિએ જોઈએ તો તે લોકસમૂહ મારા પર એક સૂક્ષ્મ અધિકાર જમાવી બેઠો હતો, કેમકે તે લોકોનો મારા વિષેનો વિશ્વાસ અને પ્રેમ મારા અંતરના ઊંડાણને હલાવતો અને મારું હૃદય તેમની ભાવનાનો એવી જ ઊંડી ભાવનાથી પ્રત્યુત્તર વાળતું. વ્યક્તિત્વની વાડને માનનારો છતાં કોઈ કોઈવાર મારા વ્યક્તિત્વની વાડ સાવ ધોવાઈ જતી, અને મને એમ થઈ આવતું કે એકલા રહીને તરી જવાના કરતાં આ દુખિયારા લોકોની સાથે ડૂબવું એ બહેતર છે. પરંતુ વ્યક્તિત્વની વાડો એટલી બધી મજબૂત હોય છે કે તે એકાએક ધોવાઈ જતી નથી, એટલે એ વાડ ઉપરથી ડોકિયું કરીને તાજ્જુબી ભરેલી આંખોથી હું આ અગમ્ય ઘટનાને જોયા કરતો.

શરીર પર ચરબીના થર જેવી અજાણી રીતે જામતા જાય છે, તેવી જ રીતે અહંતા પણ વધતી જાય છે, અને તે રોજ રોજ વધવાનું ભાન આપણને નથી રહેતું. સદ્ભાગ્યે ગાંડી દુનિયાના કઠોર ઘાથી એ અભિમાન કંઈક ઊતરે છે, અથવા તેના ચૂરેચૂરા પણ થઈ જાય છે; અને ચાલુ વરસો દરમિયાન આવા નિષ્ઠુર ઘા હિંદમાં આપણે માથે કંઈ ઓછા પડ્યા નથી. આપણા બધાને માટે જીવનની શાળા કઠોર નીવડી છે, અને સંકટસહન એ સાચે જ એક નિષ્ઠુર કામ લેનાર છે.

બીજી પણ એક રીતે હું નસીબદાર છું — જીવનનું સપ્રમાણ દર્શન કરવામાં અને મારા મગજનું સમતોલપણું જાળવી રાખવામાં સહાય કરનારાં સ્વજનો, મિત્રો અને સાથીઓ મને મળ્યાં છે. જાહેર સમારંભો, મ્યુનિસિપાલિટીઓ, લોકલબોર્ડો તેમજ બીજી જાહેર સંસ્થાઓ તરફથી મળતાં માનપત્રો, સરઘસો અને એવા જ બીજા પ્રસંગોથી મારા જ્ઞાનતંતુઓ ઉપર, મારી વિનોદની શક્તિ ઉપર, તેમજ મારા વાસ્તવિકતાના ભાન ઉપર બહુ તાણ પહોંચતી. આ પ્રસંગોએ વિશેષેણેથી ઊભરાતી અને આડંબરી ભાષા વપરાતી, અને દરેકેદરેક જણ એટલું બધું ગાંભીર્ય જાળવતું તેમજ ડાવકાઈનો એવો દેખાવ કરતુ કે, એ બધી ડાવકાઈને આઘાત પહોંચાડીને, આ મોભાદાર સમારંભોમાં હાજર રહેનારાઓના ચહેરાઓ પર જે ભાવો ઊઠે તે જોવાની મોજ ભોગવવાને ખાતર જ ખડખડાટ હસવાની, અથવા જીભ બહાર કાઢી ચાળા પાડવાની, અથવા ઊંધે માથે પગ ઊંચા કરીને ઊભા રહેવાની ન રોકી શકાય એવી ઇચ્છા થઈ આવતી. મારી પોતાની શાખના તેમજ હિંદના જાહેર જીવનના ડાવકા મોભાના વિચારને વશ થઈને હું મારી આ વાહિયાત ઇચ્છાને દબાવી રાખીને સામાન્યપણે વિવેકભર્યું વર્તન રાખી શક્યો છું. પરંતુ એ હમેશ તો નહિ જ. કોઈક ભીડવાળી સભામાં અથવા તેથી વિશેષ તો સરઘસોમાં — એનાથી મારી આકરામાં આકરી કસોટી થાય છે — મેં કેટલીક વખત મારી લાગણી પરનો કાબૂ ગુમાવી મિજાજનું પ્રદર્શન કર્યું છે. અમારા માનમાં ગોઠવવામાં આવેલાં એકાદ સરઘસમાંથી, મારાં પત્ની અથવા બીજા કોઈકને મોટરગાડી અથવા ઘોડાગાડીમાં એકલાં બેસાડીને સરઘસ પૂરું કરવાનું સોંપીને હું એકાએક છટકી જઈ લોકોના ટોળામાં અદૃશ્ય થઈ ગયો છું.

પોતાની લાગણીઓને લગામમાં રાખવાના તેમજ સમાજમાં ડાવકાઈથી વર્તવાના સતત પ્રયાસથી મનને થોડીક તાણ પહોંચે છે, અને તેનું સામાન્ય પરિણામ એ આવે છે કે જાહેર સમારંભોમાં આપણે ગંભીર અને જડ મુદ્રા ધારણ કરીને બેસીએ છીએ. આ જ કારણે કદાચ એક હિંદુ પત્રના એક લેખમાં હું

રોક હિંદુ વિધવાના જેવો દેખાઉ છું એવું મારું વર્ણન કરવામાં આવ્યું હતું! મારે કબૂલ કરવું જોઈએ કે પ્રાચીન નમૂનાની હિંદુ વિધવાઓનો હું આદર કરું છું છતાં મારું આ પ્રકારનું વર્ણન વાંચીને મને આઘાત લાગી ગયો. લેખકનો તેમ બિચારાનો મારે વિષે પોતે માની લીધેલા કંઈક સદ્‌ગુણો વર્ણવવાનો જ આશય હશે, જેવા કે નમ્રતાભર્યો વૈરાગ, ત્યાગ અને કાંઈક નીચું ઘાલીને કાર્ય કરવાનો અનુરાગ. પરંતુ હું તો માનતો હતો કે મારામાં આવા ઢીલાપોચા ગુણો નહિ, પણ કંઈક વીરતાના અને કંઈક મારકણા ગુણો, તેમજ વિનોદ કરવાની અને હસવાની શક્તિ છે — આપણી હિંદુ વિધવાઓમાં પણ આ હોય તો કેવું સારું! ગાંધીજીએ એક વાર કોઈ મુલાકાત લેનારને કહ્યું હતું કે 'મારામાં વિનોદશક્તિ ન હોત તો હું આપઘાત કરીને મરી ગયો હોત!' અથવા એવા જ અર્થનું કંઈક. એટલી બધી હદે જવાની ધૃષ્ટતા તો હું નથી કરતો, પરંતુ જીવનમાં કેટલાક લોકો જે હળવી મોજ અને વિનોદ પૂરાં પાડે છે તે ન મળતાં હોત તો જીવન મારે માટે અસહ્ય થઈ જાત.

મારી આ લોકપ્રિયતા, તેમજ ચૂંટીને એકઠાં કરેલાં બલબલભર્યાં વિશેષણો અને અતિશયોક્તિભર્યાં અલંકારોથી પ્રચુર ભાષામાં લખાયેલાં મારે નસીબે આવતાં વાણીશૂરાં માનપત્રો (આવાં માનપત્રો એવી જ ભાષામાં ઘડવાનો હિંદમાં રિવાજ પડી ગયો છે.) એ બન્ને મારાં સ્વજનો તેમજ નિકટના મિત્રમંડળમાં મજાક અને રમૂજના વિષયો બની રહેતાં. રાષ્ટ્રીય હિલચાલના બધા જ પ્રમુખ લોકોને માટે વારંવાર વપરાતાં મોટાં મોટાં અને ભભકદાર વિશેષણો વીણી લઈને મારી પત્ની, બહેનો તથા બીજાઓ તે આખો વખત ગમે તેમ વાપરતાં. ઘરમાં 'ત્યાગમૂર્તિ' અને 'ભારતભૂષણ' જેવાં સંબોધનો મને હમેશ મળતાં અને એ મજાકથી મને આરામ મળતો, તેમજ પેલાં ઠાવકાં, ગંભીર અને જ્યાં મારે મારું ઉત્તમમાં ઉત્તમ વર્તન બતાવવું પડતું તેવાં જાહેર સંમેલનને લીધે પહોંચતી તાણ પણ ધીમે ધીમે નરમ પડતી. મારી નાની પુત્રી પણ આ મજાકોમાં ભળતી. માત્ર એક મારાં મા આગ્રહપૂર્વક બધું ગંભીરપણે લેતાં



ગં૦ સ્વ૦ સ્વરૂપરાણી નેહરુ

અને તેના લાડકા દીકરાને ભોગે કોઈ કટાક્ષ કરે અથવા મજાક ઉડાવે એ તેને કદી ગમતું નહિ. પિતાશ્રીને." તો મોજ પડતી; મારા પ્રત્યેની તેમની મહાનુભૂતિ અને મારી પરિસ્થિતિની તેમની ઊંડી સમજ શાંત રીતે વ્યક્ત કરવાની તેમની રીત વિરલ હતી.

પરંતુ શોરબકોર મચાવતાં આ બધાં ટોળાં, નીરસ અને થકવી નાખે એવા જાહેર સમારંભો, કદી અંત ન આવે એવી ચર્ચાઓ અને રાજકારણની તોફાની રમતમાં ઊડતી ધૂળ, એ બધું મને કેવળ ઉપરથી જ સ્પર્શતું. જો કે એ સ્પર્શ કોઈક વખત તીણો અને અણિદાર માલૂમ પડતો. પરંતુ મારું સાચું મંથન તો અંતરનું હતું — આદર્શો, આકાંક્ષાઓ અને ભિન્નભિન્ન નિષ્ઠાઓનું ઘર્ષણ, બાહ્ય સંજોગો અને સુપ્તચિત્તનાં ઊંડાણમાંથી ઊઠતાં બળોની અથડામણ, અંતરની નહિ શમેલી ઊંડી ભૂખ, એ બધાંનું યુદ્ધ તો અંતરમાં ચાલતું હતું. જેમાં અનેક સંપત્તિઓ એકબીજા ઉપર અધિકાર જમાવવાને મથતી હોય એવું ક્ષેત્ર હું બની ગયો. આ ક્ષેત્રમાંથી હું ભાગી છૂટવા માગતો હતો; મારે મમતા અને એકરાગ જોઈતાં હતાં; અને એ મેળવવાના પ્રયાસમાં હું ઉત્કટ કાર્યમાં પડ્યો. એમાંથી મને કંઈક શાન્તિ મળી, બહારની સકતથી અંતરમાં થયેલો કલહ કંઈક નરમ પડ્યો.

આ જેલમાં બેઠો બેઠો હું આ બધું શા માટે લખું છું? જેલની અંદર કે બહાર ખોજ તો હજી તેની તે જ છે, અને હું ભૂતકાળની મારી ભાવનાઓ અને મારા અનુભવો એ આશાએ ભાષામાં ઉતારી રહ્યો છું કે તે પ્રયાસમાંથી મને કંઈક શાન્તિ મળે, કંઈક ચિત્તને સમાધાન મળે.

## ૨૯

# સવિનયભંગનો પ્રારંભ

૨૬મી જાન્યુઆરી, ૧૯૩૦, 'પૂર્ણ સ્વરાજ દિન' આવ્યો અને તેણે દેશના ધગશ અને ઉત્સાહનો જાણે વિદ્યુતના એક ઝબકારાથી અમને સાક્ષાત્કાર કરાવ્યો. કોઈ પણ પ્રકારનાં ભાષણો અથવા પ્રોત્સાહક ઉદ્બોધનો વિના સર્વ સ્થળે શાન્તિથી અને ગાંભીર્યપૂર્વક પૂર્ણ સ્વરાજની પ્રતિજ્ઞા* લેતા મહાન લોકસમુદાયોમાં કંઈક ભવ્ય અને હૃદયસ્પર્શી તત્ત્વ જણાતું હતું. આ દિનની ઉજવણીથી ગાંધીજીને જોઈતી પ્રેરણા મળી રહી, અને લોકસમુદાયની નાડ પારખવાની તેમની સિદ્ધ શક્તિથી તે આ જોઈ શક્યા કે કાર્યનો પ્રારંભ કરવાનું મુહૂર્ત આવી પહોંચ્યું છે. આ પછી ઘટનાઓ, જાણે નાટકના એક પછી એક દશ્ય ઊકલી પરાકાષ્ઠાએ પહોંચતાં હોય તેમ, ઝપાટાબંધ બનતી ગઈ.

સવિનયભંગ પાસે આવતો ગયો અને તેને પરિણામે વાતાવરણમાં વિદ્યુતસંચાર થતો ગયો એટલે અમારા હૃદયમાં ૧૯૨૧–૨૨ની હિલચાલ અને ચૌરીચોરા પછી તેને જે રીતે એકાએક આટોપવામાં આવી હતી તે વિષેના વિચારો ઘોળાવા લાગ્યા. આ વખતે તો દેશ ઘડાઈને વધારે પ્રમાણમાં શિસ્તનું પાલન કરતો થયો હતો અને લડતના સ્વરૂપની તેની સમજ વિશેષ સ્પષ્ટ થઈ હતી. કંઈક અંશે લડતની કળા પણ તેને સમજાઈ હતી, પરંતુ ગાંધીજીની દૃષ્ટિથી તેથીયે વિશેષ મહત્ત્વનું તો એ હતું કે તેમના અહિંસા વિષેના ઉત્કટ આગ્રહની દરેકને બરાબર પ્રતીતિ થઈ ગઈ હતી. દશ વર્ષ પહેલાં ઘણુંકરીને કેટલાક લોકોના મનમાં એ વિષે કંઈક શંકા હશે ખરી, પરંતુ હવે એ વિષે જરા પણ શંકાને અવકાશ નહોતો. આમ છતાં, એની

---

* આ પ્રતિજ્ઞા પરિશિષ્ટ (૧) મા આપેલી છે.

ખોળાધરી તો શી રીતે કોઈ દઈ શકે કે ક્યાંક કોક ઠેકાણે પણ આપોઆપ અથવા તો કોઈકના પ્રપંચને પરિણામે હિંસા ફાટી ન જ નીકળે? એવો કોઈક બનાવ બન્યો જ તો તેની આપણી સવિનયભંગની લડત પર શી અસર થશે? પહેલાંની જેમ શું તેને એકાએક સંકેલી લેવામાં આવશે? ભવિષ્યની આ કલ્પનાથી ચિત્ત અતિશય અસ્વસ્થ થઈ જતું.

ગાંધીજીએ પણ ઘણુંકરીને આ પ્રશ્નનો પોતાની રીતે વિચાર કરી રાખ્યો હતો. પરંતુ છૂટીછવાઈ વાતચીત પરથી હું જે કંઈ તારવી શક્યો હતો તે ઉપરથી મને એમ લાગેલું કે આ પ્રશ્ન વિષેની તેમની મૂંઝવણ જુદા જ પ્રકારની હતી.

કોઈ પણ પરિસ્થિતિમાં સુધારો કરાવવાને માટે અહિંસક લડતની પદ્ધતિ અર્થાત સત્યાગ્રહ, એ જ તેમના અભિપ્રાય પ્રમાણે, એકમાત્ર સાચો ઉપાય હતો, અને તે ઉપાય યોગ્ય રીતે અનુસરવામાં આવે તો તે એક અમોઘ ઉપાય હતો. તો પછી એમ કહી શકાય ખરું કે એ શસ્ત્રના પ્રયોગ તેમજ તેની સફળતાને માટે ખાસ અનુકૂળ વાતાવરણની આવશ્યકતા રહે છે? અને એમ કહી શકાય કે બાહ્ય પરિસ્થિતિ માનુકૂળ ન હોય તો તેનો પ્રયોગ ન કરવો જોઈએ? એ ઉપરથી તો એમ ફલિત થાય કે ઉપસ્થિત થતા દરેક પ્રસંગને માટે સત્યાગ્રહનું શસ્ત્ર ઉપયોગી નથી અને એ રીતે એને ન તો સાર્વત્રિક કહી શકાય કે ન અમોઘ કહી શકાય. ગાંધીજીને મન આ પ્રકારનું અનુમાન અસહ્ય હતું; કેમકે તેમની તો એ દૃઢ શ્રદ્ધા છે કે અહિંસક લડતની પદ્ધતિ અથવા સત્યાગ્રહ એ સાર્વત્રિક અને અમોઘ શસ્ત્ર છે. એટલે બાહ્ય સંજોગો પ્રતિકૂળ હોય તો પણ, અને મારામારી અને હિંસાના વાતાવરણમાં પણ એનો અમલ થઈ જ શકવો જોઈએ. ભિન્ન ભિન્ન પરિસ્થિતિ અનુસાર એના અમલનો પ્રકાર ભલે બદલાય, પરંતુ અમુક સંજોગો ઊભા થતાં લડત અટકાવી દેવાનો અર્થ તો સત્યાગ્રહની નિષ્ફળતાનો સ્વીકાર કરવા બરાબર થાય.

ગાંધીજીના વિચારોનો ક્રમ કંઈક આ પ્રકારનો હોવો જોઈએ, પરંતુ એ વિષે હું ચોક્કસપણે કશું ન કહી શકું. તેમણે

અમારા મન પર એવી છાપ તો પાડી જ હતી કે તેમની વિચારણાનું સ્વરૂપ કંઈક બદલાયું છે, અને સવિનયભંગ એક વાર શરૂ થયા પછી કોઈક સ્થળે હિંસાનું છમકલું થાય તેથી તેને અટકાવવાની કશી જરૂર નથી. પરંતુ, જો એ હિંસા સત્યાગ્રહની લડતનું કોઈ પ્રકારે એક અંગ જ બની જાય તો પછી એ લડત અહિંસક સવિનયભંગની લડત મટી જાય, અને તો તો જે રીતે ચાલતી હોય તે રીતે તે ન જ ચાલી શકે, તેને મર્યાદિત કરવી પડે કે બદલવી પડે. આ પ્રકારનું આશ્વાસન તેમના તરફથી મળવાથી અમારા જેવા ઘણાનું ઘણે અંશે સમાધાન થયું. હવે જે પ્રશ્ન ઊભો હતો તે એટલો જ — લડાઈ કરવી કેવી રીતે? આરંભ કરવો કેવી રીતે? અસરકારક નીવડે, સંજોગોને અનુકૂળ હોય, અને આમજનતા હરખથી ઉઠાવી લે એવો સવિનયભંગ તે કયો ઉપાડી શકાય? એટલામાં મહાત્માએ ઇશારો કર્યો.

એમના ઇશારાની સાથે જ ' નિમક ' શબ્દમાં કાંઈક અજબ અર્થ લોકોને લાગવા માંડ્યો, એ શબ્દ ચમત્કારિક થઈ પડ્યો. નિમકના વેરા પર હુમલો કરવાનો હતો, નિમકના કાયદાનો ભંગ કરવાનો હતો. અમે બધા દિઙ્મૂઢ બન્યા, સામાન્ય નિમકનો રાષ્ટ્રીય લડત સાથે મેળ ન બેસાડી શક્યા. આવી જ આશ્ચર્યકારક ઘટના એક બીજી બની. લડત તો જાહેર થઈ ચૂકી હતી, છતાં ગાંધીજીએ તો સરકારની સાથે સુલેહ કરવાના ' અગિયાર મુદ્દા ' * બહાર પાડ્યા. જ્યારે આપણે પૂર્ણ

* સવિનયભંગની લડત શરૂ થઈ તે પહેલાં લોર્ડ અર્વિને એક ભાષણ આપ્યું હતું, તેના જવાબમાં ગાંધીજીએ ' યંગ ઇંડિયા 'માં લેખ લખીને જણાવેલું કે સરકાર કેટલીક શરતોનું પાલન કરે તો પ્રજાને સવિનયભંગ કરવાનું કારણ ન રહે.' એ શરતો તે આ અગિયાર મુદ્દા:

૧. સંપૂર્ણ દારૂબંધિકાર.

૨. રૂપિયાનો દર દોઢ શિલિંગને બદલે એક શિલિંગ ચાર પેન્સ કરવો.

૩. જમીનમહેસૂલ ૫૦ ટકા ઘટાડી તેને ધારાસભાના સંપૂર્ણ અંકુશ નીચે મૂકવું.

૪. મીઠાનો કાયદો રદ કરવો.

સ્વરાજની ભાષામાં વાતો કરી રહ્યા હતા તે સમયે કેટલાક સામાજિક અને રાજકીય સુધારાઓની — (ભલેને ગમે તેટલા આવશ્યક સુધારાઓની) — એક યાદી કરી તેની માગણી કરવાથી કયો મુદ્દો સધાતો હતો? પૂર્ણ સ્વરાજ શબ્દનો ઉપયોગ કરતી વખતે અમે તેનો જે અર્થ કરતા હતા તે જ અર્થ ગાંધીજી પણ કરતા હતા કે અમારા મનમાં જુદા જુદા ભાવો હતા? પરંતુ દલીલો કે તર્ક કરવાનો કોઈને સમય ન હતો કેમકે ઘટનાઓ એક પછી એક બનવા લાગી હતી: અહીં હિંદના રાજકારણમાં રોજ રોજ અમારી આંખ આગળ અને જગતમાં પણ અનેક ઘટનાઓ, અમે ન જાણીએ ન સમજીએ એવી રીતે ઝપાટાબંધ બનતી જતી હતી અને જગતને ભયાનક મંદીના પંજામાં પકડતી જતી હતી, વસ્તુઓના ભાવ ઘટતા જતા હતા, અને શહેરવાસીઓ એને ભવિષ્યની આબાદીનું લક્ષણ સમજીને રાજી થતા હતા, પરંતુ ખેડૂતો અને ગણોતિયાઓ ભયભીત થઈ વિચારતા હતા કે શું થવા બેઠું છે.

---

૫. સરકારી ખર્ચ ઘટાડી પ્રથમ તો ચાલુ ખર્ચના કરતાં અર્ધો કરી નાખવો.

૬. ઘટેલા મહેસૂલના પ્રમાણમાં મોટા મોટા અમલદારોના પગારમાં ૫૦ ટકા કાપ મૂકવો.

૭. પરદેશી કાપડ ઉપર બહિષ્કારની જકાત.

૮. દરિયાકિનારાનું વહાણવટું દેશી વહાણવટીઓને માટે જ અલગ રાખનારો કાયદો પસાર કરવામાં આવે.

૯. ખુનામરકી માટે સજા થયેલી હોય તે સિવાયના બધા રાજકીય કેદીને છોડી મૂકવા. રાજદ્વારી ગુના માટેના બધા કેસ ખેંચી લેવા, ૧૨૪ અ કલમ અને ૧૮૧૮નો ત્રીજો કાયદો રદ કરવાં અને બહિષ્કૃતોને માટે દ્વાર ખુલ્લાં મૂકવાં.

૧૦. સી. આઈ. ડી. ખાતું નાબૂદ કરવું, અથવા લોકોના અંકુશ તળે મૂકવું.

૧૧. સ્વરક્ષણને માટે બંદૂક વ૦ ના પરવાના આપવા અને લોકોનો આ બાબતમાં અંકુશ રાખવો. — અા. ક.

આ પછી ગાંધીજીએ વાઈસરૉય સાથે પત્રવહેવાર ચલાવ્યો, અને એ પછી તુરત સાબરમતી આશ્રમથી દાંડીકૂચનો પ્રારંભ થયો. આ પગપાળા કૂચ કરતા યાત્રાળુઓની ટુકડીની યાત્રાની કથા દિનપ્રતિદિન લોકો વાંચતા ગયા, તેમ તેમ દેશમાં વાતાવરણ ગરમ થતું ગયું. આંગણે આવીને ઊભેલી લડતને માટેની છેવટની વ્યવસ્થા કરવાને માટે અમદાવાદમાં મહાસભા સમિતિની બેઠક થઈ. લડતનો કર્ણધાર ત્યાં હાજર નહોતો, કેમકે તે તો પોતાની ટુકડીને લઈને સમુદ્ર તરફ પ્રયાણ કરી રહ્યો હતો, અને તેણે પાછા ફરવાની સાફ ના પાડી દીધી હતી. પકડાપકડી થાય તો શું કરવું તેની મહાસભા સમિતિએ વ્યવસ્થા કરી, અને તે મુજબ પ્રમુખને પુષ્કળ સત્તાઓ આપવામાં આવી — કાર્યવાહક સમિતિ મળી ન શકે તો તેની વતી કાર્ય કરવાની સત્તા, કાર્યવાહક સમિતિના સભ્યો પકડાતા જાય તો તેમને સ્થાને નવી સમિતિ નીમી લેવાની, તેમજ પોતાના જેટલી જ સત્તાવાળો પોતાનો અનુગામી નીમી લેવાની અને એવી એવી અનેક સત્તા પ્રમુખને આપવામાં આવી. પ્રાંતિક અને સ્થાનિક સમિતિઓએ એવા જ પ્રકારની સત્તા પોતપોતાના પ્રમુખોને આપી દીધી.

આ રીતે મહાસભાની વતી લડત ચલાવી લેનારા કહેવાતા 'સરમુખત્યારો'નો યુગ મહાસભાના ઇતિહાસમાં શરૂ થયો. બ્રિટિશ સરકારના હિંદ ખાતાના રાજ્યસચિવે, વાઈસરૉયે અને ગવર્નરોએ આથી પહોંચા કરડ્યા છે, અને પોકાર કરી કહ્યું છે કે મહાસભા કેટલી અધોગતિએ ઊતરી શકે છે તેનું પ્રમાણ આમ સરમુખત્યારોની પ્રથાની ઉપર તેણે મહોર દીધી તેથી મળી રહે છે. શા માટે બખાળા ન કાઢે? એ બધા મહાશયો લોકશાસનના તત્ત્વનિષ્ઠ અનુયાયી ખરા તો! પ્રસંગોપાત્ત હિંદનાં મધ્યમમાર્ગી છાપાંઓ પણ આપણને લોકશાસનના શુભ ગુણો વિષે પ્રવચનો આપતાં હતાં. આ બધું તે વખતે આપણે મૂંગે મોઢે સાંભળી લેતા (કેમકે આપણે જેલમાં પડ્યા હતા) અને એમની એ વાતોથી ભારે આશ્ચર્ય થતું. નિર્લજ્જ દાંભિકતાનો આવો બીજો નમૂનો શોધ્યો જડે એમ નથી. નિરંકુશ સરમુખત્યારીના તંત્ર હેઠળ, હરેક પ્રકારની નાગરિક સ્વતંત્રતાને કચડી નાખીને અને ઑર્ડિનન્સોના

મનસ્વી કાનૂનોથી પ્રત્યક્ષ અહીં હિંદ પર બળજબરીથી હકૂમત ચલાવવામાં આવતી હતી, અને છતાં આપણા રાજકર્તાઓ લોકશાસનની ચોપડી ચોપડી વાતો કરતા હતા. પણ લડતના કાળની વાત જવા દઈએ; લડત નથી હોતી ત્યારે પણ આપણે ત્યાં લોકશાસનનું નામ સરખું પણ ક્યાં હોય છે? પોતાની સત્તાનુ અને હિંદમાંના પોતે કબજે કરેલા આર્થિક લાભોનું બ્રિટિશ સરકાર રક્ષણ કરે અને પોતાની સત્તાની સામે માથું ઊચકનારને દબાવી દે એ તો સાવ સ્વાભાવિક છે. પરંતુ એ જ બ્રિટિશ સરકારના સ્તંભો જ્યારે એમ જણાવવા નીકળી પડે છે કે આ બધું લોકશાસનના તત્ત્વ ઉપર ચાલે છે, ત્યારે તો ભવિષ્યની પ્રજા એમની એ ધોષણાનું ચિંતન કરે અને તેના ગુણ ગાય તે સારુ તેની નોંધ કરી રાખવી જોઈએ!

હવે મહાસભાની આગળ વિષમ પરિસ્થિતિ આવીને ઊભી રહેવાની હતી — પોતાનું કામકાજ હમેશની મુજબ કરવાનો અવકાશ રહેવાનો ન હતો, કારણ તે ગેરકાયદા સંસ્થા જાહેર કરવામાં આવે, અને તેની સમિતિઓ મંત્રણા અથવા કશું કાર્ય કરવાને મળી ન શકે અથવા મળી શકે તો છૂપી રીતે જ મળી શકે તો શું થાય? ગુપ્ત રીતે કાર્ય કરવાની પદ્ધતિને આપણે ઉત્તેજન આપતા નહોતા, કેમકે આપણે તો ખુલ્લમખુલ્લા લડવું હતું, અને તેમ કરીને આપણી લડતને ઊંચી કક્ષાએ રાખવી હતી અને આમવર્ગની ઉપર પ્રભાવ પાડવો હતો. વળી ગુપ્ત કાર્યપદ્ધતિથી પણ આપણું બહુ વળે એમ પણ નહોતું. મહાસભાની કાર્યવાહક સમિતિના, તેમજ પ્રાંતિક અને સ્થાનિક પ્રદેશમાંના આપણા સૌ આગેવાન કાર્યકર્તા તો પકડાયા વિના રહેવાના ન હતા. તો તે પછી લડત કોણે ચાલુ રાખવી? એટલે આપણી પાસે તો માત્ર એક જ રસ્તો હતો, તે એ કે યુદ્ધે ચડેલા લશ્કરની માફક જૂના સેનાનીઓ પડતા જાય તેમ તેમ તેમનું સ્થાન નવા લેતા જાય એવી યોજના કરી રાખવી. રણક્ષેત્રમાં બેસીને સમિતિની સભાઓ આપણે કરી શકીએ એમ નહોતું. હા, એવી સભાઓ આપણે કેટલીકવાર કરતા ખરા પરંતુ તે તો આખી સમિતિ એકી સાથે પકડાવી દેવાના હેતુથી જ, અને એ સભાઓનું

અનિવાર્ય પરિણામ પણ એ જ આવતું. લડાઈના ક્ષેત્રથી દૂર, જોખમની હદની બહાર, સૈનિકોની હારોની પાછળ, સુરક્ષિત સ્થળમાં બેસીને યુદ્ધની યોજના અને દોરવણી કરનાર લશ્કરી અધિકારીઓનું મંડળ પણ આપણી પાસે નહોતું, અથવા એનાથી પણ વધારે સુરક્ષિત સ્થળે રહીને રાજકારોબાર અને યુદ્ધની નીતિ ઘડતું બિનલશ્કરી પ્રધાનમંડળ પણ આપણી પાસે નહોતું. આપણી લડત જ એવા પ્રકારની હતી કે આપણાં લશ્કરી અધિકારીમંડળો અને પ્રધાનમંડળોને તો, સૌથી આગળને મોખરે અને સૌથી મોટાં જોખમને સ્થળે રહેવું પડતું, અને તે બધાને લડતની શરૂઆતમાં જ પકડીને પૂરી દેવામાં આવતા. અને વળી આપણા 'સરમુખત્યારો' ને આપણે કઈ અને કેટલીક સત્તા આપી દીધી હતી? લડત ચાલુ રાખવાના રાષ્ટ્રના નિરધારના પ્રતીક તરીકે સૌથી મોખરાને સ્થાને મૂકવામાં તેમનું ભારે સન્માન રહ્યું હતું; પરંતુ તેમને મળેલી સત્તા તો મુખ્યત્વે પોતાની જાતને જેલ જવાનો હુકમ છોડવા પૂરતી જ હતી. આ સરમુખત્યારો જે સમિતિઓના પ્રતિનિધિ હોય તે સમિતિ કાયદાના પ્રતિબંધને કારણે મળી ન શકે એમ હોય તો જ તેમને મળેલી સત્તાનો તેઓ કંઈક અમલ કરી શકતા. અને જે કોઈ વખતે અને જે કોઈ સ્થળે સમિતિ મળી શકતી ત્યારે અને ત્યાં તેમની જે કંઈ અંગત સત્તા હતી તે તેમને છોડી દેવી પડતી. એ સરમુખત્યાર સ્ત્રી કે પુરુષને મહાસભાની નીતિના મૂળગત સિદ્ધાન્તો અથવા તેને અંગેના પ્રશ્નો ઉકેલવાની કશી જ સત્તા ન હતી, તેઓ બહુ તો લડતની કોઈ ગૌણ અને બાહ્ય બાબત પર અસર કરી શકતા. મહાસભાની 'સરમુખત્યારી' તો ખરી રીતે માત્ર જેલમાં ચડવાનાં પગથિયાં જેવી જ હતી, અને રોજને રોજ જૂના પડતા જાય અને તેમનું સ્થાન નવા લેતા જાય એ પરંપરા ચાલુ રહેતી.

અને એ પ્રમાણે અમદાવાદમાં અમારી છેવટની તૈયારીઓ પૂરી કરીને અમે અમારા મહાસભા સમિતિના સાથીઓની વિદાય લીધી. અમે પાછા ક્યારે અને કેવા સંજોગોમાં મળીશું એની કોઈને ખબર નહોતી, અને ફરી પાછા એકબીજાને મળીશું કે કેમ એની પણ કોઈને ખબર નહોતી. મહાસભા સમિતિની નવીન

સૂચનાઓ પ્રમાણે અમારી સ્થાનિક વ્યવસ્થામાં છેવટના જરૂરજોગા ફેરફારો કરી લેવાને તેમજ સરોજની નાયડુએ કહ્યું હતું તેમ, જેલની મુસાફરીને માટે અમારી દાંત ઘસવાની પીંછીઓ બાંધી લેવાને અમે ઉતાવળે સૌ સૌને સ્થાને પહોંચી ગયા.

પાછા ફરતી વખતે રસ્તામાં હું અને મારા પિતા ગાંધીજીને મળવા જઈ આવ્યા. પોતાના સંઘ સાથે તે વખતે તેઓ જંબુસરમાં હતા. અમે તેમની સાથે ત્યાં થોડાક કલાક ગાળ્યા, અને પછી નિમકના નિધિએ પહોંચવા પોતાના સંઘ સાથે કૂચના આગળના પડાવ તરફ નીકળતા તેમને અમે વિદાય દીધી. હાથમાં દંડ ધારણ કરીને, દૃઢ પગલે અને પ્રશાન્ત છતાં નિર્ભય મુખમુદ્રા ધારણ કરીને પોતાના અનુયાયીઓને મોખરે કૂચ કરતા ગાંધીજીને મેં જોયા એ મારું તે સમયનું તેમનું છેવટનું દર્શન હતું. એ રોમહર્ષણ દૃશ્ય હતું.

મારા પિતાએ જંબુસરમાં ગાંધીજી સાથે મસલત કરીને અલ્લાહાબાદનું અમારું જૂનું ઘર રાષ્ટ્રને અર્પણ કરવાનો અને તેનું નામ સ્વરાજભવન રાખવાનો નિર્ણય કર્યો હતો. અલ્લાહાબાદ આવીને તેમણે એ બાબત પ્રગટ કરી. અને મહાસભાના અધિકારીઓને તેનો કબજો સોંપી દીધો. એ મોટા ઘરના એક વિભાગમાં એક ઇસ્પિતાલ ગોઠવવામાં આવી. આ અર્પણને અંગે કરવાના કાયદા મુજબના વિધિ પૂરા કરવાનું તેમનાથી બની શક્યું નહોતું, એટલે દોઢ વર્ષ પછી મેં એ મિલકતનું તેમણે વ્યક્ત કરેલી ઇચ્છા મુજબ એક ટ્રસ્ટ બનાવ્યું.

આમ એપ્રિલ મહિનો આવી પહોંચ્યો. ગાંધીજી સમુદ્રની લગભગ પહોંચી ગયા હતા, અને મીઠાના કાયદાનો ભંગ કરીને સવિનયભંગનો પ્રારંભ કરવાને માટે તેમની સૂચનાની અમે વાટ જોઈ રહ્યા હતા. છેલ્લા કેટલાયે મહિનાથી અમે અમારા સ્વયંસેવકોને કવાયત શીખવતા હતા, મારી પત્ની કમલા અને મારી બહેન કૃષ્ણા બન્ને સ્વયંસેવકદળમાં દાખલ થઈ ગયાં હતાં અને કવાયતને માટે તે બન્ને પુરુષનો પોશાક પહેરતાં. આ સ્વયંસેવકો પાસે કોઈ જાતનાં હથિયાર તો નહોતાં જ, લાકડીઓ

અલ્લાહાબાદ શહેર અને જિલ્લાના પ્રદેશમાં તેણે જે જુસ્સાથી અને નિશ્ચયથી લડતમાં ઝંપલાવ્યું તેનાથી મને અચંબો ઊપજ્યો. મને એવો ખ્યાલ હતો કે કમલાને હું વગેરે થયા બરાબર ઓળખું છું, પરંતુ તેની આ શક્તિનો મને જરા જેટલો પણ ભાસ નહોતો થયો. પોતાની નબળી તબિયતનું ભાન ભૂલી જઈને તે આખો દિવસ તડકામાં ભટકતી અને તેણે અજબ વ્યવસ્થા-શક્તિ બતાવી. જેનમાં મને આ બધાની ઊડતી ખબર મળેલી. પાછળથી જ્યારે પિતાશ્રી મારી સાથે થયા ત્યારે કમલાના કાર્યથી અને ખાસ કરીને તેની વ્યવસ્થાશક્તિથી તે પોતે કેટલા પ્રસન્ન થયા હતા તેની તેમણે મને વાત કરી. મારી મા અથવા તેમની વહુદીકરીઓ તડકામાં આમથી તેમ દોડાદોડ કરે એ તેમને જરા પણ રુચતું નહોતું, પરંતુ એકવાર તેમને રોકવાના પ્રયત્ન ઉપરાંત તેમના કાર્યમાં તેઓ વચ્ચે પડતા નહોતા.

એ આગલાના દિવસોમાં અમને જે સમાચારો મળેલા તેમાં સૌથી ભારે સમાચાર ૨૩મી એપ્રિલે પેશાવરમાં અને તે પછીના દિવસોમાં આખા સરહદના પ્રાન્તમાં ઠેર ઠેર બનેલા બનાવોના હતા. હિંદમાં કોઈ પણ સ્થળે મશિનગનોમાંથી છૂટતી ગોળીઓની સામે આવી શાંત, અહિંસક અને દૃઢ હિંમતનું ભવ્ય દર્શન થાત તો તેનાથી આખો દેશ જરૂર હાલી ઊઠત. પરંતુ સરહદના પ્રાન્તમાં એવી અહિંસક હિંમતનું દર્શન થયું એમાં વિશિષ્ટ અર્થ સમાયો હતો. સરહદના પઠાણો તેમની હિંમતને માટે મશહૂર છે, પરંતુ તેમની અહિંસકવૃત્તિ માટે તે એટલા બધા જાણીતા નહોતા. એ પઠાણોએ હિંદને માટે અહિંસક શૌર્યનું અપ્રતિમ દૃષ્ટાન્ત રજૂ કર્યું. એ જ સરહદના પ્રાન્તમાં ગઢવાલી સિપાઈઓએ નાગરિકો ઉપર ગોળી છોડવાની ના પાડ્યાની પ્રસિદ્ધ ઘટના બની હતી. આ સિપાઈઓએ ગોળી છોડવાનો ઇનકાર કર્યો, તેનું એક કારણ એ હતું કે તેમનામાં નિઃશસ્ત્ર જનસમૂહ ઉપર ગોળી છોડવાનો ક્ષત્રિયોચિત અણગમો હતો, અને બીજું કારણ બેશક લોકો પ્રત્યેની સહાનુભૂતિનું હતું. પરંતુ સામાન્ય મનોભાવમાં પોતાના ઉપરી અમલદારના હુકમનો ભંગ કરવાનું ગંભીર પગલું ભરવાને માટે કોઈ પણ સિપાઈ કેવળ સહાનુભૂતિના કારણે તૈયાર

ન થાય. હુકમનો અમલ ન કરવાનાં પરિણામો દરેક સિપાઈ ખરાબર જાણે છે, એટલે હિંદમાંની બ્રિટિશ સત્તા ભાંગી પડતી જાય છે એવા કોઈક ભૂલભરેલા ખ્યાલથી ગઢવાલીઓએ આવું છેવટનું પગલું ઘણું કરીને લીધું હોવું જોઈએ. બીજે ઠેકાણે પણ પલટણોએ આવું પગલું લીધેલું અને તેની દેખાદેખીથી આ લોકોએ આમ કર્યું હશે — જો કે પેલી બીજી પલટણોની વાત જાહેરમાં આવી નથી. આવો કોઈક ખ્યાલ સિપાઈના મગજમાં ભરાઈ બેસે તો જ તે પોતાની સહાનુભૂતિ અને હૃદયને અનુસરીને વર્તવાની હિંમત કરી શકે છે. સંભવ છે કે, થોડાક દિવસો અથવા અઠવાડિયાં દરમિયાન, દેશમાં દેખાતા સાર્વત્રિક સંક્ષોભ તેમજ સવિનયભંગને લીધે કેટલાક લોકોને એમ ભાસ થયો હોવો જોઈએ કે બ્રિટિશ સત્તાના છેવટના દિવસો આવી પહોંચ્યા છે, અને એની અસર હિંદી લશ્કર ઉપર પણ પહોંચી હોવાનો સંભવ છે. પરંતુ તરત જ સ્પષ્ટ જણાયું કે નજીકના ભવિષ્યમાં તો એવું કશું બનવાનું નથી, એટલે તે પછી લશ્કરમાં ફરી હુકમના ઇનકાર થવાંના દાખલાઓ બન્યા નથી. તે ઉપરાંત આ પ્રકારનું જોખમ જણાય તેવાં સ્થળોએ લશ્કરી સિપાઈઓને ન મોકલવાની સરકારે પણ કાળજી રાખી હતી.

તે દિવસોમાં અનેક અદ્‌ભુત ઘટનાઓ બની, પરંતુ રાષ્ટ્રીય લડતમાં સ્ત્રીઓએ ભજવેલો ભાગ એ સૌથી વિશેષ ધ્યાન ખેંચનારી ઘટના હતી. પોતાના ઘરના એકાન્તવાસમાંથી અસંખ્ય સ્ત્રીઓ બહાર નીકળી પડી, અને જાહેર પ્રવૃત્તિઓનો કશો પૂર્વ અનુભવ ન હોવા છતાં તેમણે લડતમાં પૂરેપૂરું ઝંપલાવ્યું. પરદેશી કાપડની અને દારૂની દુકાનો ઉપર પહેરો ભરવાનું કાર્ય તો તેમણે પોતાનું અલગ જ બનાવી દીધું. બધાં શહેરોમાં માત્ર સ્ત્રીઓનાં જ બનેલાં મોટાં મોટાં સરઘસો કાઢવામાં આવતાં; અને એકંદરે પુરુષોના કરતાં સ્ત્રીઓનું વલણ વધારે અણનમ રહેતું. પ્રાન્તોની અને જિલ્લાઓની સમિતિઓની સરમુખત્યારી અનેક વખતે સ્ત્રીઓએ લીધી હતી.

થોડા જ સમયમાં મીઠાના કાયદાનો ભંગ કરવાની પ્રવૃત્તિની સાથે બીજી અનેક ભળી, અને સવિનયભંગ બીજાં ક્ષેત્રોમાં

પ્રસરવા લાગ્યો. વાઈસરૉયે જાહેર કરેલા અનેક જાતની પ્રવૃત્તિઓની મનાઈ ફરમાવતા જુદા જુદા ઑર્ડિનન્સોને લીધે એ પ્રસાર બહુ મહેલો થઈ ગયો. આ મનાઈઓ અને ઑર્ડિનન્સોનું પ્રમાણ વધતું ગયું તેમ તેમ તેનો ભંગ કરવાના પ્રસંગો પણ વધતા ગયા, અને ઑર્ડિનન્સો જે પ્રવૃત્તિ અટકાવવાના આશયથી કાઢવામાં આવ્યા હોય તે જ કરવી એ સવિનયભંગનું સ્વરૂપ બન્યું. હમેશાં હુમલો લઈ જવાનું મહાસભા અને લોકોના તરફથી જ થતું, એટલે સરકારની દૃષ્ટિથી પરિસ્થિતિ પર કાબૂ મેળવવામાં જેમ જેમ એક એક ઑર્ડિનન્સ નિષ્ફળ નીવડતું ગયું તેમ તેમ વાઈસરૉયે નવાં નવાં ઑર્ડિનન્સો બહાર પાડવા માંડ્યા. મહાસભાની કાર્યવાહક સમિતિના ઘણાખરા સભ્યો પકડાઈ ગયા હતા પરંતુ નવા અવેજી સભ્યો ઉમેરી લઈને તેણે પોતાનું કાર્ય સતત ચલાવ્યે રાખ્યું હતું. જેમ જેમ ઑર્ડિનન્સ નીકળતા જતા તેમ તેમ તેનો મુકાબલો કરવાની સૂચના આપનારા કાર્યવાહક સમિતિના ઠરાવથી તેનો જવાબ વાળવામાં આવતો. આ સૂચનાઓનો દેશભરમાં આશ્ચર્ય ઉત્પન્ન થાય એવી એકધારી રીતે અમલ કરવામાં આવતો. આમાં માત્ર એક જ અપવાદ હતો. વર્તમાનપત્રોની પ્રસિદ્ધિની બાબતની કાર્યવાહક સમિતિની સૂચનાઓનો અમલ ન થયો.

વર્તમાનપત્રો પર વધારે અંકુશ મૂકવાને માટે તેમ જ તેમની પાસે જામીનગીરીઓ માગી શકાય તે માટે જ્યારે નવું ઑર્ડિનન્સ જાહેર કરવામાં આવ્યું ત્યારે મહાસભાની કાર્યવાહક સમિતિએ રાષ્ટ્રવાદી વર્તમાનપત્રોને કોઈ પણ પ્રકારની જામીનગીરી આપવાનો ઇનકાર કરવાની તેમજ તેને બદલે પોતાની પ્રસિદ્ધિ અટકાવી દેવાની હાકલ કરી. વર્તમાનપત્રકારોને માટે આ ઘૂંટડો ગળવાનું મુશ્કેલ હતું, કેમકે આ જ દિવસોમાં જાહેર જનતાની સમાચાર જાણવાની ભૂખ ખૂબ ઊપડી હતી. તેમ છતાં વર્તમાનપત્રોના મોટા ભાગે — કેટલાક મધ્યમમાર્ગી વર્તમાનપત્રો સિવાય — પોતાની પ્રસિદ્ધિ બંધ કરી દીધી. પરિણામે અનેક પ્રકારની અફવાઓ ફેલાવા લાગી. પરંતુ આ વર્તમાનપત્રકારો ઝાઝો સમય પોતાના નિર્ણયને ટકાવી ન શક્યા, કેમકે તેમની સમક્ષ આવી ઊભેલું

પ્રલોભન બહુ મોટું હતું, અને પોતાના મધ્યમમાર્ગી હરીફોને પોતાનો ધંધો સર કરી લેતા જોઈને તેમને ખૂબ બળતરા થતી. આખરે તેમાંના ઘણાખરા પાછા પ્રસિદ્ધિ તરફ વળ્યા.

ગાંધીજીને ૫મી મેને દિવસે પકડવામાં આવ્યા. ત્યાર પછી મીઠાના સરકારી અગરો અને ભંડારોમાંથી મીઠું લૂંટી લાવવાને મોટા દરોડાઓ પાડવાની યોજના પશ્ચિમ કિનારા પર કરવામાં આવી. આ દરોડાઓ દરમિયાન પોલીસની પશુતાની ઘણી કષ્ટદાયક ઘટનાઓ બની. ગંજાવર હડતાલો, સરઘસો અને લાઠીના હુમલાઓને લીધે મુંબઈ તે વખતે લડતનું કેન્દ્ર બન્યું હતું. લાઠીમારથી ઘવાયેલાંઓની સારવાર માટે અનેક તાત્કાલિક ઇસ્પિતાલો ખોલવામાં આવી. ત્યાં ઇતિહાસમાં નોંધવાલાયક અનેક વસ્તુઓ બની ગઈ, અને મોટું શહેર હોવાથી ત્યાં જે જે બનાવો બનતા તેને ખૂબ જાહેરાત મળી રહેતી, નાના નાના કસબાઓમાં તેમજ ગામડાંના પ્રદેશમાં બનતા એટલા જ મહત્ત્વના બનાવોને કોઈ પણ પ્રકારની જાહેરાત મળતી નહોતી.

જૂનનાં પાછલાં પખવાડિયામાં મારા પિતાશ્રી મુંબઈ ગયા. અને તેમની સાથે મારાં માતુશ્રી ને કમલા પણ ત્યાં ગયાં. મુંબઈની પ્રજાએ તેમનું ભવ્ય સ્વાગત કર્યું, અને તેમના ત્યાંના વસવાટ દરમિયાન કેટલાક અતિશય ઝનૂનીમાં ઝનૂની લાઠીમારો થયા. મુંબઈમાં તો આ લાઠીમારો જાણે વખતોવખત બનનારી ઘટના થઈ પડી હતી. ત્યાર પછી એકાદ પખવાડિયામાં આખી રાત લંબાયેલો આકરી કસોટીનો એક અસાધારણ બનાવ બન્યો. પોતાનો રસ્તો ઘેરીને ઊભેલા પોલીસોની સામે એક ગંજાવર મેદનીને મોખરે માલવીયજી અને મહાસભાની કાર્યવાહક સમિતિના સભ્યોએ રસ્તા પર જાગરણ કરતા બેસી રહીને આખી રાત પસાર કરી હતી.

મુંબઈથી પાછા ફર્યા પછી પિતાશ્રી અને તેમની સાથે સૈયદ મહમદ જૂનની ૩૦મીને દિવસે પકડાયા. મહાસભાની કાર્યવાહક સમિતિ ગેરકાયદા જાહેર કરવામાં આવી હતી, અને તેના અવેજી પ્રમુખ અને મંત્રી તરીકે તેમને બન્નેને પકડવામાં આવ્યા

હતા. બન્નેને છ છ મહિનાની સજા થઈ. બિનલશ્કરી વસ્તી ઉપર ગોળી છોડવાનો હુકમ આપવામાં આવે તે પ્રસંગે, લશ્કરના અથવા પોલીસના સિપાઈની શી શી ફરજો હોય છે, તે વિષે એક નિવેદન પ્રસિદ્ધ કરવાને માટે ઘણુંકરીને પિતાશ્રીને પકડવામાં આવ્યા હોવા જોઈએ. એ નિવેદનમાં પ્રચલિત કાયદાના ધોરણની બહાર કશું જ નહોતુંઃ તેમાં એ વિષય પરત્વે ચાલુ બ્રિટિશ હિંદનો કાયદો જણાવવામાં આવ્યો હતો, તેમ છતાં તેમના નિવેદનને એક ઉશ્કેરણી કરનારું તેમ જ ભયંકર લખાણ ગણી લેવામાં આવ્યું હતું.

મુબઈની મુલાકાત દરમ્યાન પિતાશ્રીને ખૂબ પરિશ્રમ વેઠવો પડ્યો હતો. વહેલી સવારથી છેક મોડી રાત સુધી તેમને કામમાં રોકાઈ રહેવું પડતું, અને દરેક મહત્ત્વના નિર્ણયની જવાબદારી પણ તેમને જ ઉઠાવવી પડતી. ઘણા સમયથી તેમની તબિયત નાદુરસ્ત રહેતી હતી. પરંતુ મુબઈથી પાછા ફર્યા પછી તે છેક લથડી પડ્યા, એટલે પોતાના દાક્તરોની આગ્રહભરી સલાહથી તેમણે સંપૂર્ણ આરામ લેવાનો નિર્ણય કર્યો. તે માટે તેમણે મસૂરી જઈને રહેવાની વ્યવસ્થા કરી ત્યાં જવા માટે સરસામાન પણ બાંધ્યો હતો પરંતુ મસૂરી જે દિવસે પહોંચવાના હતા તેને આગલે દિવસે નૈની સેન્ટ્રલ જેલના અમારા બૅરેકમાં અમારી સમક્ષ તેઓ આવી ઊભા.

## ૩૦

# નૈની જેલમાં

લગભગ સાત વર્ષના ગાળા પછી હું પાછો જેલ ગયો, એટલે જેલજીવનનાં મારાં સ્મરણો કંઈક ઝાંખાં થઈ ગયાં હતાં. પ્રાન્તમાંની સૌથી મોટી જેલમાંની એક, નૈની સેન્ટ્રલ પ્રિઝનમાં મને રાખવામાં આવ્યો અને આ વખતે જાતે એકલા જ રહેવાનો તદ્દન નવીન અનુભવ મારે લેવાનો હતો. ૨૨૦૦થી ૨૩૦૦ કેદીઓની વસતી મારેના જેલના મોટા વાડાથી મારે રહેવાનો વાડો અલગ હતો. મારો વાડો નાનો હોઈ તેનો આકાર ગોળ હતો, સોએક ફૂટનો એ ગોળનો વ્યાસ હશે અને તેને ફરતી ગોળાકારમાં એક લગભગ પંદર ફૂટ ઊંચી દીવાલ હતી. આ વાડાની વચ્ચોવચ ચાર નાની નાની ખોલીઓવાળું એક ભૂંડું ભૂખ જેવું મકાન હતું. મને આમાંની બે ખોલીઓ મળી. એ બન્ને એકમાંથી બીજીમાં જઈ શકાય એવી હતી અને તેમાંની એકનો નાહવાને તથા જાજરૂને માટે ઉપયોગ કરવાનો હતો. બાકીની બે ખોલીઓ કેટલોક સમય ખાલી પડી રહી હતી.

બહાર ગાળેલા અતિશય ધમાલિયા અને કામઢા જીવન પછી મને અહીં જરા એકલવાયું લાગ્યું, અને મારા મનમાં કંઈક નિરાશા જણાઈ. હું છેક જ થાકી ગયો હતો, એટલે પહેલા બે ત્રણ દહાડા તો મેં ખૂબ ઊંઘી કાઢ્યું. ઉનાળો શરૂ થઈ ગયો હતો, એટલે મને મારી ઓરડીની બહાર, અંદરના મકાન અને વાડાની દીવાલની વચ્ચે આવેલી સાંકડી જગ્યામાં રાત્રે ખુલ્લામાં સૂવાની પરવાનગી મળી. મારી ચારપાઈને હું ઉપાડીને ચાલતો ન થઈ જાઉં તેટલા માટે તેને ભારે સાંકળોથી જડી લેવામાં આવી હતી, અથવા ઘણુંકરીને વાડાની દીવાલ પર ચડી જવાને માટે તેનો નિસરણી તરીકે ઉપયોગ ન કરી શકાય તે હેતુથી તેને જકડી લીધી હશે. આખી રાત તરેહતરેહના અવાજો સંભળાયા કરતા.

જેલની મુખ્ય દીવાલ આગળ પહેરો ભરતા કેદી મુકાદમો વારંવાર એકબીજાને કોઈવાર ઊંચે કોઈવાર નીચે અવાજે પાંટો પાડી સાદ દેતા, અને કેટલીકવાર પોતાનો સાદ એટલો બધો લંબાવતા કે જાણે દૂર વાતા પવનનો કરુણ સુસવાટો થતો હોય એવો ભાસ થતો; બૅરેકોમાં ફરતા રહીને પહેરો ભરતા કેદી પહેરેગીરો પોતાને સોંપવામાં આવેલા કેદીઓની મોટે અવાજે 'ગિનતી' કર્યા કરતા અને બૂમો પાડીને જણાવતા કે 'બધું બરાબર છે;' અને એક રાતમાં અનેકવેળા પોતાની તપાસનો ફેરો મારી જતો કોઈક ને કોઈક જેલનો અમલદાર અમારા વાડા આગળ આવી જતો અને પહેરો ભરતા સિપાઈને બૂમ પાડીને બધું બરાબર છે કે કેમ એ પૂછી જતો. બીજા વાડાઓથી મારો વાડો કંઈક દૂર હતો એટલે આ બધા અવાજો સ્પષ્ટ રીતે મારે કાને પડતા નહોતા, અને શરૂ શરૂમાં હું એ બધા શાના અવાજો છે તે બરાબર પારખી શકતો નહોતો. કોઈ કોઈવાર રાત્રીમાં મને એવો ભાસ થતો કે હું જાણે કોઈ જંગલની કોર ઉપર છું અને ખેડૂતો પોતાનાં ખેતરોથી જંગલી જાનવરોને દૂર હાંકવાને રાડો પાડે છે; કોઈ કોઈ વાર જાણે એમ લાગતું કે હું જંગલમાં જ છું અને નિશાચર પશુઓ પોતાનું વૃંદગીત ચલાવે છે.

ફરતી ચોરસ અથવા લંબચોરસ દીવાલવાળા વાડા કરતાં ગોળ દીવાલવાળો વાડો કેદખાનાનું વધારે ભાન કરાવે છે એમ મને લાગતું. આ મારી એક કલ્પના જ છે કે સાચી હકીકત, એનો હું નિર્ણય કરી શક્યો નથી. ખાંચાઓ અને ખૂણાઓના અભાવને લીધે જાણે કોઈ ફાંસામાં ભીંસાઈ જતા હોઈએ એવું ભાન વિશેષ રહે છે। દિવસ દરમ્યાન એ દીવાલ આકાશને પણ ઘેરી રાખતી, અને તેથી ચારે તરફથી બંધાઈ ગયેલા આકાશના નાના સરખા અંશમાત્રનું દર્શન થતું. અને સજલ સતૃષ્ણ નેત્રે હું જોઈ રહેતો —

નાનકડા એ નીલવર્ણના તંબુને,
કેદીઓ કહેતા જેને આકાશ જે,
ને જે જે વાદળી નૌકાસમ સરી જતી,
રૂપેરી શઢ ચડાવીને ચોપાસ જે. *

* ઑસ્કાર વાઈલ્ડે પોતાની કેદ દરમ્યાન 'રેડિંગ જેલનો પવાડો' નામનું કાવ્ય લખ્યું છે તેમાંથી પંડિતજીએ ટાંકેલી પંક્તિનો અનુવાદ.—ભા. ક.

રાત્રે તો એ દીવાલથી હું છેક જ ગોંધાઈ જતો અને હું જાણે કોઈક ઊંડા કૂવાને તળિયે પડ્યો હોઉં એમ મને લાગતું. અથવા આકાશના તારાખચિત જે ભાગનું હું દર્શન કરી શકતો તે સાચું આકાશ નથી પરંતુ ગ્રહોની ગતિ સમજાવવાને વાપરવામાં આવતાં કૃત્રિમ આકાશયંત્રનો એક ભાગ છે એમ મને ભાસતું.

આખી જેલમાં મારો વાડો અને તેમાં આવેલી બૅરેક જેલની કેદી ભાષામા 'કુત્તાઘર' (કૂતરાઓનું ઘર) ને નામે ઓળખાતાં. આ એક જૂના વખતથી ચાલતું આવેલું નામ હતું, અને મારો તેની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ નહોતો. જેમને અલગ રાખવાની જરૂર જણાય એવા ખાસ ભયંકર કેદીઓને માટે બીજી બૅરેકોથી દૂર જુદી પાડીને આ નાની બૅરેક મૂળ બાંધવામાં આવેલી. પાછળથી, બાકીની જેલથી અલગ રાખી શકાય એ હેતુથી રાજકીય કેદીઓ, નજરકેદીઓ અથવા એવા જ બીજા કેદીઓને માટે એ બૅરેકનો ઉપયોગ કરવામાં આવતો. મારા વાડાથી થોડે જ અંતરે તેની બરાબર સામે આવેલું એક મકાન મારી બૅરેકમાંથી મેં પહેલવહેલું જોયું ત્યારે મને ભારે આઘાત થયો. તેનો દેખાવ એક મોટા પીંજરાં જેવો હતો, અને તેની અંદર માણસો ગોળ ગોળ ફરતાં દેખાતાં. પાછળથી મને ખબર પડી કે કેદી મજૂરોથી ચલાવવામાં આવતો એ એક પાણીનો પંપ હતો. એકી વખતે તેના પર સોળ સોળ માણસોને કામે લગાડવામાં આવતા. માણસને જેમ બીજી અનેક વસ્તુઓની ટેવ પડીને તે રીઢો થઈ જાય છે તેમ આ દેખાવથી પણ હું રીઢો થઈ ગયો. પરંતુ માણસની મજૂરીનો ઉપયોગ કરવાની અતિશય મૂર્ખાઈ ભરેલી તેમજ જંગલી રીતોમાંની આ એક છે એમ મને હંમેશ લાગતું. અને જ્યારે જ્યારે હું તેની પાસેથી જતો ત્યારે મારા મનમાં પ્રાણીસંગ્રહાલયનો ખ્યાલ આવ્યા સિવાય રહેતો નહિ.

કસરતને માટે અથવા બીજા કોઈ પણ કારણસર મારા વાડામાંથી બહાર જવાની મને થોડા દિવસ સુધી પરવાનગી નહોતી. પાછળથી લગભગ અંધારું હોય તે વખતે મળસકામાં અરધા કલાકને માટે બહાર જવાની તેમજ તે સમય દરમિયાન

જેલની મુખ્ય દીવાલની લગોલગ દોડવાની કે ફરવાની મને રજા આપવામાં આવી. બીજા કેદીઓને હું મળી ન શકું અથવા તેઓ મને જોઈ ન શકે એટલા માટે આ મળસકાનો વખત મારે માટે નક્કી કરવામાં આવ્યો હતો. આટલું રોજ બહાર નીકળવાનું મળતું તે મને બહુ ગમતું, અને તેનાથી મને ખૂબ તાજગી મળતી. મને મળતા ટૂંકા ગાળામાં ખુલ્લી હવામાંથી જેટલી કસરત મળી શકે તેટલી મેળવી લેવાને માટે મેં દોડવાનું શરૂ કર્યું, અને ક્રમે ક્રમે વધારીને હું બે માઈલ જેટલું દોડતો.

છેક અંધારું હોય ત્યારનો એટલે લગભગ ચાર વાગ્યે અને કોઈ કોઈ વાર સાડાત્રણ વાગ્યાનો હું ઊઠી પડતો. મને આપવામાં આવેલો દીવો વાંચવા માટે બહુ કામનો ન હતો તેથી હું બહુ વહેલો સૂઈ જતો અને કંઈક અંશે તેથી હું આટલો બધો વહેલો ઊઠતો. તારાઓનું નિરીક્ષણ કરવાનું મને ગમતું અને કેટલાક પ્રસિદ્ધ નક્ષત્રોના સ્થાન પરથી હું સમયની ઠીકઠીક અટકળ કરી શકતો. હું જે જગ્યાએ સૂઈ રહેતો ત્યાંથી બરાબર દીવાલની કોર પરથી ધ્રુવના તારાને ડોકિયું કરતો હું જોઈ શકતો અને તે હંમેશ એકના એક સ્થાને જોવાનો મળતો તેથી મારા જીવને અતિશય સુખ થતું. સતત ફર્યા કરતા આકાશની વચ્ચે નિશ્ચલ રહેતો એ ધ્રુવ તારો પ્રસન્ન નિષ્ઠા અને દીર્ઘ ઉદ્યોગનું એક પ્રતીક હોય એવો લાગતો.

એક મહિના સુધી મને કોઈ સાથી ન હતો; પણ હું છેક એકલો નહોતો, કારણ એક જેલનો સિપાઈ, કેટલાક કેદી મુકાદમો, એક કેદી રસોઈયો અને એક કેદી ઝાડુવાળો એટલા કાયમ મારા વાડાના સાથી હતા. પ્રસંગોપાત્ત કામસર બીજા કેદીઓ પણ ત્યાં આવતા. તેમાંના ઘણાખરા પોતાને થયેલી લાંબી સજાઓ ભોગવતા કેદીઓમાંથી મુકાદમ બનેલા (સી. ઓ.) હતા.* જન્મટીપવાળા કેદીઓ પણ ઘણા હતા. સામાન્ય રીતે જિંદગી સુધીની કેદની સજા વીસ વરસે અથવા કોઈકવાર તેથી પણ ઓછે

* આને ગુજરાતની અને મુંબઈની જેલમાં 'પક્કા' કહે છે.
—ભા. ક.

કાળે પૂરી થતી ગણાતી, પરંતુ તે વખતે સજાનાં વીસ વરસ ભોગવી કાઢ્યાં હોય એવા ઘણા કેદીઓ તે જેલમાં હતા. નૈનીમાં મેં આનો એક બહુ વિલક્ષણ દાખલો જોયેલો. પહેરવાનાં કપડાં પર વળગાડીને ખભા આગળ કાયમ લટકાવી રાખવાને માટે કેદીઓને લાકડાંની નાની ટિકિટ આપવામાં આવે છે. તે ઉપર તેમની સજાની મુદત વગેરેની વિગતો ઉપરાંત તેમનો છુટકારો જે તારીખે થવાનો હોય તે તારીખ પણ કોતરી રાખવામાં આવે છે. એક કેદીની આવી ટિકિટ ઉપર મેં વાંચ્યું કે તેના છૂટવાની તારીખ ૧૯૯૬ હતી! ૧૯૩૦ સુધીમાં તેણે સજાનાં ઘણાં વર્ષો ભોગવી કાઢ્યાં હતાં, અને તે સમયે તે આધેડ વયનો દેખાતો હતો. સંભવ છે કે તેને એક પછી એક ઘણી સજાઓ થઈ હશે અને તે બધી તેની મૂળ સજામાં ઉમેરી દેવામાં આવી હશે; તેની કુલ સજાનો સરવાળો મને યાદ છે કે પંચોતેર વર્ષ થતો હતો.

વરસોનાં વરસો સુધી આ જન્મટીપવાળાઓને બાળક કે સ્ત્રી કે પશુનું દર્શન પણ થતું નથી. બહારની દુનિયા સાથેનો તેમનો બધો સંબંધ તૂટી જાય છે, અને તેમને કોઈ પણ પ્રકારનો માનવસંપર્ક રહેતો નથી. તેમના મનમાં એકની એક વાતો ઘોળાયા કરે છે, અને તેમના હૃદયની આસપાસ ભય અને વેર અને દ્વેષનું આવરણ જામી જાય છે, જગતમાં રહેલી ભલમનસાઈનું તેઓને વિસ્મરણ થઈ જાય છે, જીવનમાં રહેલાં માયા અને આનંદ તેઓ વીસરી જાય છે અને એવી આસુરી સંપત્તથી ઘેરાયેલું તેમનું જીવન જાય છે, કે ક્રમે ક્રમે તેમનાં વેર અને દ્વેષ પણ બુઠ્ઠાં થઈ જાય છે, અને તેમનું જીવન ચેતન વિનાનું જડ બની જઈ યંત્રની એકધારી મૂઢ ગતિ ધારણ કરે છે. એક પછી એક આવતા એક જ પ્રકારના દિવસો ગાળતા, આપોઆપ ચાલતાં યંત્રોની માફક તેઓ જીવન વિતાવે છે, અને તેમના હૃદયમાં એક ભય સિવાય બીજી કોઈ લાગણી પણ થતી નથી. વખતોવખત કેદીના શરીરનું માપ અને તોલ કરવામાં આવે છે; પરંતુ જુલમના ભયાનક વાતાવરણમાં કરમાતાં જતાં, રૂંધાતાં જતાં, અને આખરે ચિમળાઈ જતાં તેમનાં પ્રાણ અને હૃદયનું માપ અથવા તોલ શી રીતે કાઢી શકાય? અનેક લોકો ફાંસીની શિક્ષાઓ સામે દલીલો

કરે છે, અને તે બધી મારા હૃદયને સ્વીકાર્ય છે; પરંતુ જેલની ચાર દીવાલોની અંદર વ્યતીત થતાં જીવનની દીર્ઘ વેદના હું જોઉં છું ત્યારે મને એમ લાગે છે કે કોઈ પણ માણસને આસ્તે આસ્તે રીબીરીબીને મારવો તેના કરતાં તેને દેહાંતદંડની શિક્ષા કરવી એ બહેતર છે! જન્મટીપવાળા આ કેદીઓમાંના એકે એક વખત મારી પાસે આવીને મને પૂછ્યું, 'અમારા જન્મટીપવાળાઓનું શું? સ્વરાજ અમને આ નરકમાંથી ઉગારશે?'

આ જન્મટીપવાળા કેદીઓ કોણ હોય છે? એમાંના ઘણા ધાડ પાડનારી ટોળીઓને અંગે થતા કેસોમાં સજા પામીને આવે છે. એ જાતના મુકદ્દમાઓમાં આરોપીઓને મોટી સંખ્યામાં, કોઈ કોઈ વાર તો પચાસ પચાસ કે સો સોની સંખ્યામાં એક જથે સજા થાય છે. એમાંના કેટલાક ઘણું કરીને ગુનેગાર હોય છે. પરંતુ આમ સજા પામતા ઘણાખરાના ગુનેગાર હોવા વિષે મને પોતાને શંકા છે; આવા પ્રકારના કેસોમાં લોકોને નાહક સંડોવી દેવાનું સહેલું હોય છે. તાજ તરફના એકાદ સાક્ષીની જુબાની, અને થોડીક સાબિતી, એટલું જ ગુનો પુરવાર કરવાને માટે પૂરતું હોય છે. આજકાલ ટોળાબંધ ધાડ પાડવાના કિસ્સા વધતા જાય છે, અને જેલમાં કેદીઓની સંખ્યા વરસોવરસ વધતી જાય છે. ભૂખે મરે પછી લોકોએ કરવું શું? ન્યાયાધીશો અને મૅજિસ્ટ્રેટો ગુનાના પ્રમાણમાં થતા વધારા વિષે છટાદાર ભાષણો આપે છે, અને તેનાં સ્પષ્ટ દેખાતાં આર્થિક કારણો તેઓ છતી આંખે જોઈ શકતા નથી.

એ પછી રહ્યા ખેડૂત કેદીઓ. તેવાઓ જમીનને અંગેની એકાદ તકરારમાંથી ગામમાં એકાદ નાનું સરખું હુલ્લડ કરી બેસે છે, લાઠીઓ ઊછળે છે, તેમમાંનો એકાદ મરી જાય છે, અને પરિણામમાં અનેક લોકો જિંદગીભરની અથવા ઘણી લાંબી સજા પામીને જેલમાં જાય છે, ઘણીવાર કુટુંબમાંનો બધો મરદવર્ગ સ્ત્રીઓને જેમતેમ દહાડા કાઢવાને મૂકીને જેલમાં જઈને બેસે છે. આમનો એકે કેદી સ્વભાવસિદ્ધ અપરાધી હોતો નથી. સામાન્ય રીતે તો એ બધા ઉત્તમ પ્રકારના જુવાનો હોય છે, અને શારીરિક તેમજ માનસિક શક્તિઓમાં સામાન્ય ગામડિયા

કરતાં ઉચ્ચ કક્ષાના હોય છે. થોડીઘ કેળવણી, અને તેમના રોજના કપાળકૂટામાંથી તેમના મનને ખેંચી લેનાર બીજા વિષયો અથવા ધંધાઓ માટે તેમને જરા રસ લગાડવામાં આવે તો આ લોકો દેશની મૂલ્યવાન સંપત્તિ બની શકે.

બેશક, હિંદની જેલોમાં રીઢા થઈ ગયેલા ગુનેગારો હોય છે; આ લોકો જાણીબૂજીને સમાજના શત્રુ બનીને સમાજને ભયંકર થઈ પડે છે. પરંતુ જેલમાં જેમની ઉપર વિશ્વાસ મૂકવામાં જરા પણ સંકોચ ન થાય એવા ઉત્તમ પ્રકારના જુવાનો અને પુરુષોની મોટી સંખ્યા જોઈને મને આશ્ચર્ય થયું છે. સાચા ગુનેગારોનું બિનગુનેગાર નમૂનાઓ સાથેની સરખામણીમાં કેટલું પ્રમાણ હોય છે તેની મને માહિતી નથી, અને જેલખાતામાં કોઈએ ઘણું કરીને આ જાતના ભેદનો ખ્યાલ કદી પણ કર્યો નહિ હોય. ન્યુયોર્કની સીંગસીંગ જેલના વૉર્ડન લુઈ ઈ. લોઝે આ વિષય પર કેટલાય રસપ્રદ આંકડાઓ રજૂ કર્યા છે. પોતાની જેલની વસ્તીની વાત કરતાં તે કહે છે કે મારી સમજ પ્રમાણે પચાસ ટકા લોકો તો જરા પણ અપરાધશીલ હોતા નથી: પચીસ ટકા લોકો સંજોગો અને આસપાસની પરિસ્થિતિને કારણે ગુનેગાર બને છે; અને બાકી રહેલા પચીસ ટકામાંથી અર્ધા ભાગના જ એટલે માત્ર સાડાબાર ટકા લોકો જ વૈરભાવે સમાજવિરોધી હોય છે. એ એક સુવિદિત હકીકત છે કે સાચી અપરાધવૃત્તિ ઓછા વિકાસ પામેલા દેશો કરતાં મોટાં શહેરોમાં અને આધુનિક સંસ્કૃતિનાં કેન્દ્રોમાં વધારે ફાલે છે. અમેરિકામાં ચાલતી સોનેરી ટોળીઓનાં કારસ્તાન જગમશહૂરીએ ચડેલાં છે, અને ખરાબમાં ખરાબ ગુનેગારોને માટે સીંગસીંગ ખાસ પંકાયેલી જેલ છે અને તેમ છતાં ખુદ સીંગસીંગના વૉર્ડનના મત પ્રમાણે તેના કેદીઓ પૈકી માત્ર સાડાબાર ટકા કેદીઓ જ ખરેખર ખરાબ હોય છે. મને લાગે છે કે હિંદની જેલોમાં આ પ્રમાણ એનાથી પણ ઘણું ઓછું છે એમ સુખેથી કહી શકાય. સમાજની અર્થવ્યવસ્થા વિશેષ સમજપૂર્વક યોજવામાં આવે, તેમજ વિશેષ પ્રમાણમાં કામ અને કેળવણી આપવામાં આવે તો થોડા જ સમયમાં હિંદની જેલો ખાલી પડી જાય. પરંતુ બેશક, એ

કાર્યક્રમનો અમલ મફળ કરવાને માટે આપણી સમાજવ્યવસ્થામાં મૂળગત ફેરફાર કરનારી યોજના આવશ્યક છે. એ સિવાયનો એકમાત્ર બીજો સાચો માર્ગ બ્રિટિશ સરકાર જે કરે છે તે કરવાનો છે, તે હિંદમાં પોતાના પોલીસખાતાના માણસોની સંખ્યામાં અને સરકારી કેદખાનાંઓના કદમાં વધારો કરે છે. હિંદમાં જેલમાં મોકલવામાં આવતી જનસંખ્યા ખરેખર ભયાનક છે. આલ ઇન્ડિયા પ્રિઝનર્સ એઈડ સોસાયટીના મંત્રીએ હાલમાં જ પ્રસિદ્ધ કરેલા એક હેવાલમા જણાવ્યુ છે કે એકલા મુંબઈ ઇલાકામા જ ૧૯૩૩ની સાલમાં ૧,૨૮,૦૦૦ માણસોને જેલમાં મોકલવામાં આવ્યા હતા, અને એ જ વર્ષની બંગાળની સંખ્યા ૧,૨૪,૦૦૦ હતી.* બાકી પ્રાંતો વિષેની સંખ્યાની મને માહિતી નથી, પરંતુ એ પ્રાંતોની સંખ્યા જો અઢી લાખના આંકડાને વટાવી જતી હોય તો આખા હિંદનો કુલ સરવાળો દશ લાખના આંક પર પહોંચી જતો હોય એ તદ્દન શક્ય છે. આ આંકડો અલબત જેલોની કાયમની વસ્તી બતાવતો નથી કેમકે ઘણા લોકોને ટૂંકી સજાઓ મળે છે, કાયમની વસ્તીની સંખ્યા એનાથી ઘણી ઓછી હશે, પરંતુ તેમ છતાં તે ગંજાવર હોવી જોઈએ. કહેવાય છે કે હિંદના કેટલાક મોટા પ્રાન્તોમાંનાં જેલખાતાંઓ દુનિયામાં સૌથી મોટાં છે. આ પ્રકારની અપકીર્તિ મેળવનારા પ્રાંતોમાં સંયુક્ત પ્રાંત પણ આવી જાય છે, અને ઘણું કરીને તેના જેલખાતાનો કારભાર સૌથી વધારે પછાત અને વધારેમા વધારે પ્રગતિવિરોધી છે, અથવા હતો. એ કારભારમા કેદીને એક વ્યક્તિ, એક માનવ તરીકે ગણવાનો અને તેના મનની માવજત કરવાનો, તેને સુધારવાનો જરા પણ પ્રયાસ કરવામાં આવતો નથી. સંયુક્ત પ્રાંતનું જેલખાતું માત્ર એક કામ અતિશય કુશળતાપૂર્વક બજાવે છે, અને તે પોતાના કેદીઓને જેલમાં પૂરી રાખવાનું. ત્યાં જેલમાથી નાસી જવાના બહુ જ ઓછા પ્રયાસો થાય છે, અને મને શંકા છે કે દશ હજારે એક કેદી પણ નાસી જવામાં ફાવતો નહિ હોય

* સ્ટેટ્સમેન, ડિસેમ્બર ૧૧, ૧૯૩૪.

જેલોની સૌથી વિશેષ ખેદ ઉપજાવનારી વસ્તુ એ તેમાં મળી આવતા પંદર અને તેનાથી વધારે ઉંમરના છોકરાઓની મોટી સંખ્યા છે. એમાંના ઘણાખરા બુદ્ધિમાન દેખાવના અને તક મળે તો સહેલાઈથી સુધરી શકે એવા હોય છે. હમણાં હમણાં તેમને સહેજસાજ વાંચતાં લખતાં શીખવવાની કંઈક શરૂઆત થઈ છે, પરંતુ જેલખાતામાં હમેશ બને છે તેમ એ સગવડ એટલી બધી અધૂરી અને અણઘડ છે કે તેમાંથી કશું નીપજે એમ લાગતું નથી. રમતો અથવા મનોરંજનની બહુ જ ઓછી તક તેમને મળે છે, અને કોઈ પણ જાતનાં વર્તમાનપત્રો કે સામયિકો વાંચવાની તેમને રજા મળતી નથી, તેમજ પુસ્તકોના વાચનને બહુ ઉત્તેજન આપવામાં આવતું નથી. રાત્રીના પહેલા બે પહોર દરમ્યાન કશું ન થઈ શકે એવી રીતે કેદીઓને પોતપોતાની ખોલીઓમાં અથવા બેરેકોમાં બાર કે તેથી પણ વધારે કલાકો સુધી તાળાંની અંદર પૂરી રાખવામાં આવે છે.

મુલાકાતો અને તેવી જ રીતે પત્રોની ત્રણ મહિનામાં એક જ વખત પરવાનગી આપવામાં આવે છે — આ ગાળો કંપારી છૂટે એટલો લાંબો છે. એમ છતાં ઘણા કેદીઓ એટલી સગવડનો પણ લાભ ઉઠાવી શકતા નથી. તેઓમાંના ઘણાખરા અક્ષરજ્ઞાનથી વંચિત હોય છે, એટલે તે બધાને કાગળ લખાવવાને માટે કોઈક જેલના અમલદાર પર આધાર રાખવો પડે છે; અને એ અમલદારને પોતાના બીજા કામમાં વધારો કરવાની ઇચ્છા નથી હોતી એટલે સામાન્ય રીતે તે એ લપમાં પડતો જ નથી. અને છેવટે કાગળ લખાવવાનું બને તો તેના પરનું સરનામું બરાબર આપવામાં આવતું નથી એટલે તે બરોબર પહોંચતો નથી. મુલાકાતોની મુશ્કેલી તો આથી પણ મોટી હોય છે. એને માટે કોઈ ને કોઈ જેલઅમલદારને ભેટ ધરાવવાનો લગભગ શિરસ્તો જ પડી ગયો છે. ઘણીવાર કેદીઓની જેલબદલી થાય છે અને તેમનાં સંબંધીઓ તેમનો પત્તો મેળવી શકતાં નથી. હું એવા ઘણા કેદીઓને મળ્યો છું જેમનો પોતાનાં કુટુંબો સાથેનો સંબંધ વરસોથી તૂટી ગયો હતો અને જેમને તેમનું શું થયું છે તેની પણ ખબર નહોતી. ત્રણ મહિના કે તેથીયે વધારે લાંબે ગાળે જ્યારે મુલાકાતો થાય છે

ત્યારે તે કેવી વિચિત્ર રીતે થાય છે! એક તરફ કેદીઓનું ટોળું, અને બીજી તરફ તેમની મુલાકાત લેનારાઓનું ટોળું બન્નેની વચ્ચે આડમાં કંઈક રાખીને સૌને એકસામટા ઊભા કરવામાં આવે છે અને તે બધા એકી વખતે વાતો કરવાનો પ્રયાસ કરે છે અનેક બોલતા હોવાને લીધે કાન પડયો બોલ સંભળાતો નથી અને સારી પેઠે શોરબકોર મચી રહે છે, અને પરિણામે આ મુલાકાતમાંથી કેદીના જીવનમાં જે કંઈક માનવતાના સંપર્કનો પ્રવેશ થવાનો સંભવ હોય છે તે ઊડી જાય છે

યુરોપિયન કેદીઓ જેમની સંખ્યા સામાન્ય સંજોગોમાં માંડ હજારે એકની હશે તેમને બાદ કરતાં બહુ જ ગણતર કેદીઓને વિશેષ સારો ખોરાક, વધારે મુલાકાતો અને વધારે પત્રોના સ્વરૂપમાં કેટલીક વધારાની સગવડનો હક મળે છે એકાદ મોટી રાજકીય સવિનયભંગની લડત દરમ્યાન જ્યારે હજારો રાજકીય કેદીઓ જેલમાં જાય છે ત્યારે ખાસ વર્ગના કેદીઓની આ સંખ્યામાં સહેજ વધારો થાય છે, તેમ છતાં તે છેક નજીવો રહે છે આ રાજકીય કેદીઓ, જેમાં સ્ત્રીઓ અને પુરુષો બન્ને હોય છે, તે પૈકી પંચાણું ટકાને સામાન્ય કેદીઓની માફક જ રાખવામાં આવે છે, અને તેમને આ ખાસ સગવડો આપવામાં આવતી નથી.

ક્રાન્તિકારી ચળવળની પ્રવૃત્તિઓ કરવાને માટે જિંદગીભરની અથવા લાંબી મુદતની કેદની સજા પામેલા કેટલાક માણસોને ઘણીવાર લાંબા સમયને માટે એકાંતવાસમાં ગોંધી રાખવામાં આવે છે સંયુક્ત પ્રાંતમાં, મારું માનવું છે કે આવા બધા જ લોકોને અંધારી ખોલીઓમાં પૂરવાનો સ્વાભાવિક રિવાજ જ પડી ગયો છે સાધારણ રીતે આવી અંધારી ખોલીમાં ગોંધી રાખવાની સજા જેલના કોઈક ગુનાને માટે કરવામાં આવે છે, પરંતુ ક્રાન્તિકારી ચળવળને અંગે સજા પામેલા લોકો — જેમાંના ઘણાખરા તો કાચી વયના છોકરાઓ જ હોય છે તેવાઓ — ને તેમની જેલમાંની વર્તણૂક ઉત્તમ પ્રકારની હોય તો પણ એકાન્તમાં જ રાખવામાં આવે છે. આ રીતે અદાલતે ફરમાવેલી સજામાં જેલખાતું કશા પણ કારણ વિના એક અતિશય ભયાનક સજા ઉમેરી આપે છે આ વસ્તુ

અસાધારણ છે, અને ન્યાયના કોઈ પણ નિયમની સાથે જરાયે સુસંગત નથી. બહુ થોડા વખત માટેની એકાન્તવાસની સજા પણ અતિશય કષ્ટદાયી હોય છે, વરસો સુધી તેની મુદત લંબાવવામાં આવે એ તો ભયાનક જ છે. એનાથી મગજ ક્રમશઃ સતત નબળું પડતું પડતું ગાંડપણની હદ સુધી જઈ પહોંચે છે, અને કેદીની મુદ્રા શૂન્ય તેમજ કોઈ ભડકેલા જાનવરના જેવી બની જાય છે. આ પ્રકારે આત્મા આસ્તે આસ્તે હણાય છે, જીવંત પ્રાણીને કટકે કટકે કાપવામાં આવે છે. આમાંથી કોઈક માણસ ઊગરી જાય તો તેની પ્રકૃતિ સ્વાભાવિક રહેતી નથી, અને દુનિયામાં ક્યાંય તે સમાઈ શકતો નથી. એક પ્રશ્ન તો સતત ઊભો રહે છે જ — આ માણસે સાચેસાચ કંઈ ગુનો કર્યો હતો ખરો? હિંદમાં પોલીસની નીતિરીતિ અનેક વર્ષો થયાં વાંધાભરેલી મનાતી તો આવી છે જ, તેમાં રાજકીય માણસો સાથે તેમને કામ પડે ત્યાં તો તે બેવડી રીતે વાંધાભરેલી હોય છે.

આથી ઊલટી યુરોપિયન અને યુરેશિયન કેદીઓની વાત લુઓ. તે લોકોએ ગમે તેવો ગુનો કર્યો હોય અને સમાજમાં તેનો દરજ્જો ગમે તેટલો નીચો હોય તો પણ તેમને સીધા ઉપલા વર્ગમાં મૂકી દેવામાં આવે છે, અને તેમને સારો ખોરાક, હળવું કામ, અને વિશેષ પ્રમાણમાં પત્રોનો તેમજ મુલાકાતનો હક મળે છે. દર અઠવાડિયે થતી પાદરીની મુલાકાતથી તેમને બહારની દુનિયાના સમાચાર મળી રહે છે, અને તેથી તેની સાથેનો તેમનો સંબંધ જાગતો રહે છે. એ પાદરી તેમને માટે ચિત્રોવાળાં તેમજ વિનોદનાં સામયિકો લેતો આવે છે અને જરૂર હોય તો તેમનાં કુટુંબોને ખબરો પણ પહોંચાડે છે.

યુરોપિયન કેદીઓને મળતી આટલી સગવડોનો કોઈને દ્વેષ નથી, કેમકે એ પણ બહુ ઓછી છે. પરંતુ બીજા કેદીઓ, સ્ત્રીઓ અને પુરુષો, સાથેના વર્તનમાં કોઈ પણ પ્રકારના માણસાઈના ધોરણનો તદ્દન અભાવ જોઈને હૃદયને ખરેખર કષ્ટ થાય છે. કેદી એ એક મનુષ્ય છે એવો ખ્યાલ રાખવામાં આવતો જ નથી, અને તેથી તે સ્ત્રી હોય કે પુરુષ,

તેની સાથે માનવી તરીકે વર્તન પણ ભાગ્યે જ રાખવામાં આવે છે. કનિષ્ઠમાં કનિષ્ઠ પ્રકારના વહીવટી જુલમવાળા રાજ્યતંત્રનાં સાધનોની માનવતાશૂન્ય બાજુનું જેલમાં બરાબર દર્શન થાય છે. હૃદય અને બુદ્ધિને વેગળાં રાખીને કામ કરતું એ એક યંત્ર છે, તેના સકંજામાં સપડાઈ જનાર દરેકનો તે કૂચો કરી નાખે છે, અને જેલોના વહીવટના નિયમો હેતુપૂર્વક એવી રીતે યોજવામાં આવ્યા છે કે જેથી ઉપર કહેલાં યંત્રનું મૌને સદૈવ ભાન રહે. હૃદયના સૂક્ષ્મ ભાવોની કેળવણીમાં સ્ત્રીઓ અને પુરુષોને આ હૃદયશૂન્ય વહીવટનો અનુભવ થાય છે ત્યારે તેમના મનને પારાવાર કષ્ટ અને દારુણ વેદના થાય છે. એ બધાંની ભાવહીનતાથી વ્યાકુળ બની જઈને નાના બાળકોની માફક રોતા લાંબી સજા પામેલા કેદીઓને મેં જોયા છે, અને ત્યાંના વાતાવરણમાં દુર્લભ એવા એકાદ સહાનુભૂતિના અથવા ઉત્તેજનના શબ્દમાત્રથી તેમના ચહેરા ઉપર એકાએક ચમકી ઊઠતી ઊંડા ઉપકારની અને આનંદની લાગણીનું મેં દર્શન કર્યું છે.

આ બધી હકીકત સાચી હોવા છતાં ખુદ કેદીઓની માંહોમાંહે ઔદાર્ય અને મૈત્રીનાં ઘણાં હૃદયદ્રાવક ઉદાહરણો મળી આવે છે. એક વખતે એક આધળો 'કાળા ટોપી'* તેર વર્ષની મુદત પછી છૂટ્યો. કશા પણ ગુજરાનનાં સાધન વિનાનો અને આખી દુનિયામાં એકે સાથી સંબંધી વિનાનો આટલે લાંબે ગાળે તે પાછો બહાર જતો હતો. તેની સાથેના કેદીઓ તેને સહાય કરવા માગતા હતા. પરંતુ તેમનાથી ઝાઝું કંઈ થઈ શકે એમ નહોતું. એકે તેને જેલની કચેરીમાં મૂકી રાખેલું પોતાનું પહેરણ આપ્યું, બીજાએ વળી કંઈ બીજું વસ્ત્ર આપ્યું. ત્રીજા એકને માટે તે જ સવારે તદ્દન નવી ચંપલની જોડ બહારથી આવી હતી અને તેણે મને તે ગર્વપૂર્વક બતાવી હતી. જેલમાં આ પણ એક મોટી મીરાત હોય છે. પરંતુ પોતાના અનેક વર્ષોના આંધળા સાથીને ઉઘાડે પગે જેલની બહાર જતો જોઈને તેણે પોતાની નવી

* અનેકવાર ગુનાઓ કરનાર કેદીને આપણી જેલોમાં 'કાળા ટોપી' કહે છે. —ભા. ક.

ચંપલો તેને ખુશીથી આપી દીધી. તે વખતે મને એમ લાગેલું કે બહારના કરતાં જેલની અંદર વધારે ઔદાર્ય જોવાનું મળે છે.

૧૯૩૦નું તે વરસ રંગભૂમિ પર બનતી હોય તેવી અનેક પ્રેરણાત્મક ઘટનાઓથી ભરપૂર ગયું; સૌથી આશ્ચર્યજનક તો આખી એક પ્રજાના સમસ્ત સમુદાયને પ્રેરણા આપીને પ્રોત્સાહિત કરવાની ગાંધીજીની અદ્ભુત શક્તિ હતી. તેમની એ શક્તિમાં કંઈક વશીકરણ ભરેલુ હોય એવો ભાસ થતો, અને તેમને વિષે ગોખલેએ વાપરેલા શબ્દોનું અમને સ્મરણ થતુ કે, 'એ માણસમાં માટીમાંથી વીરો ઉપજાવવાનું સામર્થ્ય છે.' વિશાળ રાષ્ટ્રીય હેતુઓની સિદ્ધિને માટે સત્યાગ્રહ જ શ્રેષ્ઠ ઉપાય છે એમ સિદ્ધ થયું, અને આખા દેશમા શત્રુ તેમજ મિત્ર સૌને એવો સ્થિર આત્મવિશ્વાસ બેસી ગયો કે આપણે વિજય તરફ કૂચ કરી રહ્યા છીએ. લડતમાં પ્રવૃત્તિભર્યો ભાગ લેનારાઓના હૃદયમાં એક પ્રકારની વિચિત્ર ઉત્તેજના ઊભરાતી હતી અને તેમાંની થોડીક જેલની દીવાલોની અંદર પણ પેસી ગઈ. સામાન્ય કેદીઓ પણ કહેતા થઈ ગયાં કે 'સ્વરાજ આવે છે!' અને તે બધા પોતાને પણ તેનાથી કંઈક લાભ થશે એવી સ્વાર્થી આશાથી તેની આતુરતાથી વાટ જોવા લાગ્યા. બજારની ગપો સાંભળી આવતા જેલના સિપાઈઓ પણ અપેક્ષા રાખતા થઈ ગયા કે સ્વરાજ પાસે આવી ગયું છે; અને જેલના નાના નાના અમલદારો જરા વધારે ગભરાવા લાગ્યા.

જેલમા અમને દૈનિક વર્તમાનપત્રો મળતાં નહોતાં, પરંતુ એક હિંદી સાપ્તાહિકમાંથી અમને થોડાક સમાચાર મળી જતા. એટલી ખબરથી અમારી કલ્પનાના ઘોડા તોફાને ચડી જતા. રોજના લાઠીના હુમલાઓના, કોઈ કોઈ વાર ગોળીઓ છૂટવાના, સોલાપુરમાંના લશ્કરી કાયદાના અમલના અને તેને અંગે રાષ્ટ્રીય ધ્વજ લઈને ફરવાના ગુના માટે થયેલી દશ દશ વર્ષની લાંબી સજાઓના એમ અનેક પ્રકારના સમાચારો આવતા. અમને આપણા લોકોને માટે અને ખાસ કરીને આપણા આખા દેશના સ્ત્રીવર્ગને માટે સાત્ત્વિક અભિમાન ઉત્પન્ન થતું. મારી મા, મારી પત્ની અને મારી બહેનો તેમજ કેટલીક ભત્રીજીઓ તથા સ્ત્રી મિત્રોની પ્રવૃત્તિઓ

ति। जाणीने हु विशेष करखातो अने तेमनाथी अलग पडीने जेलमां पुरायो हतो तो पण, एक उदार आशयने माटे माथे रहीने कार्य करीओ छीओ ओ साथीपणाना भानथी हु तेमनी वधारे निकट थतो जतो हतो मारु कुटुम्ब पोताना वातावरणनी अमल सुवास अने निकटता जाळवीने एक मोटा समुदायमां भळी जतु होय एम मने लाग्यु कमलानुं तो मने आश्चर्य ज थयु तेनी शक्ति अने उत्साहे तेनी नबळी तबियत उपर पण एक वार विजय मेळव्यो, अने थोडा समयने माटे तनतोड महेनत करवा छता तेनी तबियत सचवाई रही हती

ज्यारे बीजा लोको भयनो सामनो करीने कष्ट सहन करता हता त्यारे तेमनी सरखामणीना प्रमाणमा हु जेलमा आरामथी रहेतो हतो ए विचार मने कडवा लाग्यो बहार नीकळी जवानी मने खूब उत्कंठा थती, अने ए मानाथी बनी शके एम नहातुं एटले मे मारु जेलजीवन सतत उद्योग वडे कठणु करी मूक्यु हु दिवसना लगभग त्रण कलाक रेंटियो कातता, जेलना अधिकारीओ पासेथी खास मागी लईने बीजा एथी त्रण कलाक हु पाटी वणवानु काम करतो मने आ बन्ने कामो गमतां वधारे पडतुं ध्यान रोकया विना तेमज बिनजरुरी खेच भोगवा विना ए कामोथी हु रोकायेलो रहेतो, अने तेथी मारा मननो उकळाट शान्त थतो हु खूब वाचतो अने बीजी रीते, वाळझूडमां तेमज कपडा धोवा वगेरेम वखत रोकी देतो मारी केद 'सादी' हती एटले आ बधी अगमहेनत हु करतो ते मे मारी राजी-खुशीथी पसंद करी लीधी हती

अने आम बहारना बनावोना विचारो अने मारा जेल जीवनना कार्यक्रमनी वच्चे मारा नैनी जेलना दिवसो पसार थवा लाग्या हिंदनी आ एक जेलना कामकाजनु निरीक्षण करता करतां मने लागी गयु के तेमां अने ब्रिटिश सरकारना हिंदना वहीवटमा फरक नथी सरकारना वहीवटी तंत्रनी कार्यकुशळता पूरेपूरी छे अने तेना संचालनथी सरकारनो देश उपरनो काबू मजबूत थने छे परतु देशनी मानवसंपत्तिनी थोडी अथवा नहि जेवी ज संभाळ राखवामा आवे छे बाह्य देखावमां जेलनो वहीवट

કુરાગ્રતાપૂર્વક ચાલે છે એમ લાગતું હશે અને કેટલેક અંશે ખરેખર જેલનો વહીવટ કુશળતાથી ચાલે છે પણ ખરો, પરંતુ જેલ ચલાવવાનો મુખ્ય હેતુ તેમાં આવતા દુર્ભાગી માનવોને સુધારવાનો તેમજ તેમને સહાય કરવાનો છે એવો ખ્યાલ કોઈને પણ હોય એમ લાગતું ન હતું તેમને ભાગી નાંખવાનો જ માત્ર ખ્યાલ રાખવામાં આવે છે, કે જેથી તેઓ બહાર જાય ત્યારે તેમનામાં વીર્યનું નામનિશાન ન રહે અને જેલમાં કાબૂ કેવી રીતે રાખવામાં આવે છે? અને કેદીઓને કઈ રીતે લગામમાં રાખવામાં આવે છે? તેમને સજાઓ કઈ પદ્ધતિથી થાય છે? બેશક ઘણે મોટે ભાગે કેદીઓને તેમની પોતાની જ સહાયથી તેમાંના કેટલાકને કેદી સિપાઈઓ અને મુકાદમો બનાવવામાં આવે છે, તેમજ ભય આપીને, તેમજ ઇનામો તેમજ સજાની મુદતમાં ખાસ માફીના દિવસો આપવાની લાલચ આપીને તેમને અમલદારોનો સહકાર કરવાને પ્રેરવામાં આવે છે એકંદરે પગાર આપીને બહુ ઓછા બિનકેદી સિપાઈઓ રાખવામાં આવે છે, જેલની અંદરનું પહેરાનું અને રખવાળીનું ઘણુંખરું કામ કેદી સિપાઈઓ અને કેદી મુકાદમો જ કરે છે જેલમાં જાસૂસીની બહુ વિસ્તૃત જાળ પથરાયેલી હોય છે, અને કેદીઓને એકબીજાને ફસાવનારા એકબીજાની જાસૂસી કરનારા બનવાનું ઉત્તેજન આપવામાં આવે છે કેદીઓને અંદર અંદર ભેગા મળવાની અથવા સાથે મળીને કોઈ પણ કાર્ય કરવાની છૂટ આપવામાં આવતી નથી આ બહુ સહેલાઈથી સમજી શકાય એવી બાબત છે, કેમકે તેમને એકબીજાથી અલગ રાખીને અને ફૂટ પડાવીને તેમના પર કાબૂ રાખવાનું બની શકે છે

બહાર આપણા મુલકના રાજવહીવટમાં આ બધી રીતોનો જ અનેકગણા મોટા પ્રમાણમાં, જોકે ઓછી દેખીતી રીતે, અમલ થયે જાય છે પણ ત્યાંના કેદી સિપાઈઓ અને કેદી મુકાદમોને જુદા નામે ઓળખવામાં આવે છે તેમને આકર્ષક અને ભવ્ય નામો મળે છે, તેમજ અમલદારીના તેમના પોશાક વધારે દમદમાભરેલા હોય છે અને જેલની માફક જ તેમની પાછળ હથિયારબંધ પહેરેગીરો નિયમપાલન કરાવવાને માટે શસ્ત્રો તૈયાર રાખીને ઊભા હોય છે

ખરેખર આધુનિક રાજસત્તાને જેલ કેટલી બધી ઉપયોગી અને આવશ્યક છે। કંઈ નહિ તો કેદીને તો એવો જ ખ્યાલ થવા માંડે છે, અને તેની નજરે રાજ્યતંત્રનાં જેલ, પોલીસ અને લશ્કરનાં મૂળ કાર્યોને મુકાબલે વહીવટનાં અને બીજાં અનેક કાર્યો લગભગ બિનજરૂરી દેખાય છે. રાજતંત્ર એ વાસ્તવિક સ્વરૂપમાં રાજ્યવહીવટ પર કાબૂ રાખનાર એક નાનકડા સમુદાય અથવા વર્ગની મરજીનો અમલ કરાવવાનું જબરદસ્તીનું સાધન છે, એ માર્ક્સવાદીઓના સિદ્ધાન્તની પ્રતીતિ જેલમાં થવા માંડે છે.

એક મહિના સુધી હું મારી બેરેકમાં એકલો જ હતો. તે પછી એક સાથી — નર્મદાપ્રસાદ સિંહ — આવ્યા અને તેમના આવવાથી મને ખૂબ રાહત મળી. ત્યાર પછી અઢી મહિના રહીને, ૧૯૩૦ના જૂન મહિનાને છેલ્લે દિવસે અમારા નાના વાડામાં અસાધારણ ખળભળાટ મચી ગયો. એકાએક પરોઢિયે મારા પિતાશ્રી અને ડાક્ટર સૈયદ મહમૂદને ત્યાં લાવવામાં આવ્યા. તે જ દહાડે સવારે મળસકામાં બન્ને હજી તો પથારીમાં સૂતા હતા ત્યાં તેમને આનંદભવનમાંથી પકડવામાં આવ્યા હતા.

## ૩૧

# યેરવડાની મસલતો

પિતાશ્રી પકડાયા તેની સાથે જ અથવા તે પછી તરત જ મહાસભાની કાર્યવાહક સમિતિને બેકાયદા સંસ્થા જાહેર કરવામાં આવી. બહારની પરિસ્થિતિમાં આથી એક નવો જ પલટો થયો. હવે સમિતિની સભા મળે તો તેના બધા સભ્યોને એકી સાથે પકડી લઈ શકાય એમ થયું. તેથી અવેજી પ્રમુખોને આપવામાં આવેલા અધિકારની રૂએ અમલ સભ્યોની અવેજીમાં કામ કરવાને નવા સભ્યો સમિતિમાં ઉમેરી લેવામાં આવ્યા, અને એ રીતે અનેક સ્ત્રીઓ પણ કાર્યવાહક સમિતિની અવેજી સભ્યો બની. કમલા પણ આવી એક સભ્ય બની હતી.

પિતાશ્રી જેલમાં આવ્યા ત્યારે તેમની પ્રકૃતિ બહુ નરમ હતી, અને તેમને જે સ્થિતિમાં રાખવામાં આવ્યા તે બહુ અગવડ ભરેલી હતી. સરકારે આમ જાણીબૂજીને કર્યું નહોતું, કેમકે એ અગવડ ઓછી કરવાને પોતાનાથી બની શકે તેટલું કરવાને તે તત્પર હતી. પરંતુ નૈની જેલમાં તેમનાથી ઝાઝી સગવડ આપવાનું બની શકે એમ નહોતું. મારી બૅરેકની ચાર નાની નાની ખોલીઓમાં હવે અમે ચાર જણા ભીડ ભોગવીને રહેતા હતા. જેલના સુપરિન્ટેન્ડન્ટે એવી મતલબની સૂચના કરી કે કંઈક વધારે જગ્યા વાપરવાની મળે એવા જેલના બીજા કોઈક વિભાગમાં મારા પિતાને રાખવામાં આવે, પરંતુ તેમની સેવામાં અમારામાંથી ગમે તે જાતે હાજર રહીને તેમની અગવડ સાચવી શકીએ એ હેતુથી અમે સાથે જ રહેવાનું પસંદ કર્યું.

ચોમાસાની શરૂઆત થઈ ગઈ હતી, એટલે ખોલીઓને અંદરના ભાગમાં પણ તદ્દન સૂકી રાખવાનું ઠેક મહેલું નહોતું, કેમકે વરસાદનું પાણી વચ્ચે વચ્ચે છાપરામાંથી અંદર આવતું અને ઘણે ઠેકાણે ટપક ટપક ગળતું હતું. અમારી ખોલીઓની સાથેના

દશ ફૂટ લાંબા અને પાંચ ફૂટ પહોળા ઓટલા પર મારા પિતાની પથારી રાત્રે વરસાદ ન લાગે એવી રીતે કરાવી કરવી એની અમને હમેશ મૂંઝવણ થતી કેટલીક વાર તેમને તાવ ભરાતો જેલના અધિકારીઓએ આખરે અમારી ઓરડીઓને લગતો બીજો એક સુંદર વિશાળ ઓટલો બાંધવાનું નક્કી કર્યું આ ઓટલો બંધાયો અને તેથી પહેલાંની સ્થિતિમાં ખૂબ સુધારો થયો, પરંતુ પિતાશ્રીને તેનો લાભ ઝાઝો ન મળ્યો કેમકે તે પૂરો બંધાઈ રહ્યા પછી થોડા જ સમયમાં તેમને છોડી મૂકવામાં આવ્યા પાછળથી એ બરેકમાં અમે જેટલા લાંબો રહ્યા તે મોએ તેનો પૂરો લાભ ઉઠાવ્યો

જુલાઈ મહિનાની આખરના અરસામાં સર તેજબહાદુર સપ્રુ અને શ્રી મુ. રા. જયકર મહાસભા અને સરકાર વચ્ચે સમાધાની કરાવવાના પ્રયાસો કરે છે એવી ખૂબ વાતો ચાલવા લાગી પિતાશ્રીને ખાસ છૂટ તરીકે આપવામાં આવતા એક દૈનિક વર્તમાનપત્રમાં અમે એ વિષેના સમાચાર વાંચ્યા એ જ વર્તમાનપત્રમાં વાઈસરૉય લૉર્ડ અર્વિન અને શ્રી સપ્રુ તથા જયકર વચ્ચે થયેલો પત્રવહેવાર પણ અમે વાંચ્યો, અને તે પછી અમને ખબર મળી કે 'શાંતિના દૂતો' તરીકે જાણીતા થયેલા આ સજ્જનો ગાંધીજીને પણ મળ્યા છે આ પ્રકારના પ્રયાસો શરૂ કરવાનું એ લોકોને શાથી સૂઝ્યું અથવા એમનું એકંદર શું પ્રયોજન હતું તેની અમને કશી જ ખબર નહોતી પાછળથી તેમણે અમને જણાવેલું કે પિતાશ્રી પકડાયા તે પહેલાં થોડા દિવસ આગમચ મુંબઈમાં પિતાશ્રીએ જે એક ટૂંકું નિવેદન પોતાની સહીથી પ્રગટ થવા દીધું હતું તેથી આ બાબતમાં પ્રયાસ કરવાનું તેમને સૂઝ્યું હતું આ નિવેદનનો ખરડો મિ. સ્લોકોમ્બે ઘડ્યો હતો મિ. સ્લોકોમ્બ તે સમયે લંડનના 'ડેલી હેરલ્ડ'ના ખબરપત્રી તરીકે હિંદમાં પ્રવાસ કરતા હતા, અને પિતાશ્રીની મુલાકાત લીધા પછી તેણે એ ખરડો ઘડ્યો હતો, અને પિતાશ્રીએ તેને સંમતિ આપી હતી આ નિવેદનમાં*

---

* પંડિત મોતીલાલ નેહરુની સંમતિથી પ્રગટ થયેલું નિવેદન મુંબઈ, તા. ૨૫ જૂન ૧૯૩૦ "જો કે ગોળમેજી પરિષદ પોતાની સંપૂર્ણ

જણાવવામા આવ્યુ હતુ કે અમુક અમુક શરતો પાળવાને સરકાર સમત થાય તો મહાસભા પોતાની સવિનયભગની લડત ખેચી લઈ શકે એમ છે આ એક અસ્પષ્ટ અને તત્કાળપૂરતો કાચો ખરડો હતો, પણ તેમા પણ એટલુ તો સ્પષ્ટ કરવામા આવ્યું હતુ કે તેમા જણાવેલી મોઘમ શરતોનો પણ પૂરો વિચાર મારા પિતા ગાધીજીને અને મને મળે નહિ ત્યા સુધી નહિ થઈ શકે મારુ નામ તેમા હું તે વરસનો મહાસભાનો પ્રમુખ હતો તેથી દાખલ કરવામા આવ્યુ હતુ પિતાશ્રી પકડાઈને નૈનીમા આવ્યા ત્યારે તેમણે આ નિવેદનનો ઉલ્લેખ કરેલો મને યાદ છે, અને તે વિષે વાત કરતી વખતે તેમણે એમ પણ જણાવેલુ કે, ઉતાવળમા આવુ અસ્પષ્ટ નિવે ન પ્રગટ કરવા દેવાને આપી દીધુ માટે મને

---

સ્વતત્રતાથી જે ભલામણો કરે તે વિષે, અથવા બ્રિટિશ પાર્લમેન્ટ એ ભલામણો વિષે કેવુ વલણ લેશે તે વિષે બ્રિટિશ સરકાર કે હિંદુસ્તાન સરકાર આજે કશુ પણ કહી શકતી નથી છતા, જો અમુક ચોક્કસ સજોગોમા બ્રિટિશ સરકાર અને હિંદી સરકાર એવા પ્રકારની ખાનગી ખોળાધરી આપવાને તૈયાર થાય કે એ બન્ને સરકારો, હિંદની વિશિષ્ટ પરિસ્થિતિ અને જરૂરિયાતોને કારણે, તેમજ તેના ગ્રેટબ્રિટન સાથેના લાબા સબધને કારણે આવશ્યક હોય તેવી તથા ગોળમેજી પરિષદ નક્કી કરે તેની પરસ્પર કરી લેવાની સમજૂતી અને બ્રિટનની સત્તા હિંદને સોપવાની શરતો ધ્યાનમા રાખીને હિંદ માટે પૂર્ણ જવાબદાર રાજતત્ર સ્થાપવાની માગણીને ટેકો આપશે

"તો પડિત મોતીલાલ નેહરુ — એવા પ્રકારની ખોળાવરી અથવા કોઈ જવાબદાર ત્રાહિત પક્ષ તરફથી એવુ સૂચન કરવામા આવે કે એ જાતની ખોળાધરીઓ મળી રહેશે, તો તે સૂચન — શ્રી ગાધી અને પડિત જવાહરલાલ નેહરુને જાતે પહોચાડવાનુ માથે લેશે આવા પ્રકારની ખોળાધરી આપવામા આવે, તેમજ તેનો સ્વીકાર કરવામા આવે તો તેનાથી પરસ્પર સમજૂતી બહુ મોટા પ્રમાણમા શક્ય થશે અને તેનુ પરિણામ એ આવશે કે એક જ સમયે આટલી વસ્તુ કરવામા આવે

' સવિનયભગની હિલચાલ બધ થાય સરકારની ચાલુ દમનનીતિ બધ થાય, તમામ રાજકીય કેદીઓને છોડી દેવામા આવે, અને તે પછી બન્ને પક્ષને પરસ્પર માન્ય હોય એવી શરતોથી મહાસભા ગોળમેજી પરિષદમા ભાગ લે "

આવેલા એક પોલીસ અમલદારની મારફતે મળેલી સૂચનાને લીધે છેક છેલ્લી ઘડીએ તેને પોતાની ગોઠવણમાં ફેરફાર કરવો પડ્યો. સુપરિન્ટેન્ડન્ટ લેફ્ટેનન્ટ કર્નલ માર્ટિન અમને આમાં સમાયેલો ભેદ જણાવે એમ નહોતું, પરંતુ પિતાશ્રીએ ચતુરાઈથી પૂછી લીધેલા થોડાક સવાલોના જવાબમાંથી અમને સ્પષ્ટ સમજાયું કે શ્રી. સપ્રુ અને જયકરની ગેરહાજરીમાં અમે ગાંધીજીને ન મળીએ (કંઈ નહિ તો પહેલી વખતે તો નહિ જ મળીએ) એવી પેરવી હતી. એવો ભય રાખવામાં આવતો હતો કે આગળથી અમારી મુલાકાત થઈ જાય તો તેથી અમારું વલણ સખત બની જશે, અથવા મળ્યા વિના કરતાં મળીને અમે એકબીજાને વધારે ચુસ્તપણે વળગી રહીશું. એટલે તે રાત્રે અને ત્યાર પછીના બીજા આખા દિવસે તેમજ રાત્રે અમને જુદી બૅરેકમાં ગાંધીજીથી અલગ રાખવામાં આવ્યા. પિતાશ્રીને આથી અતિશય ચીડ ચડી. ઠેઠ નૈનીથી તેઓ ગાંધીજીને મળવા યેરવડા આવ્યા હતા, અને ત્યાં આવી પહોંચ્યા પછી તેમને મળવાની રજા ન આપવી અને ટગટગાવતા રાખવા એથી ચીડ ચડ્યા વિના રહે એમ ન હતું. ૧૩મીને દિવસે બપોર પહેલાં અમને જણાવવામાં આવ્યું કે સર તેજબહાદુર સપ્રુ અને મિ. જયકર આવી પહોંચ્યા છે તેમજ ગાંધીજી પણ જેલની કચેરીમાં તેમની સાથે જ છે, અને અમારે પણ ત્યાં જવાનું છે. પિતાશ્રીએ તો ત્યાં જવાનો સાફ ઇનકાર જ કર્યો, અને આખરે જ્યારે અનેક પ્રકારના ખુલાસા કરવામાં આવ્યા અને તેમની માફી માગવામાં આવી ત્યાર પછી, અમે ગાંધીજીને પ્રથમ એકલા મળી લઈએ એવી શરત કરાવી લઈને જ તેઓ જવાને તૈયાર થયા. વલ્લભભાઈ પટેલ તથા જયરામદાસ પણ તરત જ પકડાઈને યેરવડા આવેલા હતા, શ્રીમતી સરોજિની નાયડુ પણ સામે જ આવેલી સ્ત્રીઓની જેલમાં હતાં, આ ત્રણેને અમારી મંત્રણામાં ભાગ લેવા નોતરવામાં આવે એવી અમે સૌએ માગણી કરી, અને તે માગણી સ્વીકારવામાં આવી. તે જ રાત્રે પિતાશ્રીને, મહમુદને અને મને ગાંધીજીના વાડામાં લઈ જવામાં આવ્યા અને ત્યાર પછી યેરવડામાં અમારો મુકામ રહ્યો ત્યાં સુધી અમે ત્યાં જ રહ્યા. અમે બધા સાથે મળીને મસલત કરી શકીએ

તેટલા સારુ તે થોડા દિવસો માટે વલ્લભભાઈ પટેલ અને જયરામદાસ દોલતરામને પણ ત્યાં જ લાવીને રાખવામાં આવ્યા.

શ્રી. સપ્રુ અને જયકર સાથેની જેલની કચેરીમાંની અમારી મસલતો ઑગસ્ટની ૧૩મી, ૧૪મી અને ૧૫મી એમ ત્રણ દિવસ સુધી ચાલી; અને અમારા અભિપ્રાયોને વ્યક્ત કરતા તેમજ અમે સવિનયભંગ પાછો ખેંચી લઈ શકીએ અને સરકારને સહકાર આપી શકીએ તે માટેની આવશ્યક ઓછામાં ઓછી શરતોનું સૂચન કરતા પત્રો પરસ્પરને સંબોધીને અમે લખ્યા. પાછળથી આ પત્રો વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયા હતા.[૧]

આ મંત્રણાઓના શ્રમની અસર પિતાશ્રીની તબિયત ઉપર જણાઈ અને ૧૬મીએ તેમને એકાએક ખૂબ તાવ ચડયો. આથી અમારું પાછા ફરવાનું કંઈક ઢીલમાં પડયું, અને નૈની પાછા જવાને ફરી પાછા સ્પેશિયલ ટ્રેનમાં ૧૯મીની રાત્રે અમે નીકળી શકયા. પિતાશ્રીને મુસાફરીમાં પૂરતી સગવડ મળે તે માટે મુબઈ સરકારે બધા પ્રયાસો કર્યા હતા, અને યેરવડામાંના અમારા થોડા દિવસના મુકામ દરમિયાન પણ તેમની સગવડો પર ઝીણવટથી ધ્યાન આપવામાં આવ્યું હતુ. જે રાત્રે અમે યેરવડા પહોંચ્યા હતા તે ટાણે બનેલો એક રમૂજી બનાવ મને યાદ છે. સુપરિન્ટેન્ડન્ટ કર્નલ માર્ટિને પિતાશ્રીને પૂછ્યું કે તમને કેવા પ્રકારનો ખોરાક ગમશે? પિતાશ્રીએ તેમને જણાવ્યું કે હું બહુ સાદો ખોરાક લઉં છું, અને તે પછી તેમણે પથારીમાં લેવાની વહેલી સવારની ચાથી માંડીને રાતના ખાણા સુધીની પોતાની બધી જરૂરિયાતો જણાવી. (નૈનીમાં અમે તેમને માટેનો બધો ખોરાક રોજ ઘેરથી મંગાવતા.) તદ્દન નિર્દોષ અને સરળ ભાવે પિતાશ્રીએ ગણાવેલી યાદીમાં હલકા ખોરાકની વાનગીઓનો જ સમાવેશ થતો હતો, પરંતુ તે યાદી જરા ભડકાવી મૂકે એવી હતી. રિટ્ઝ અથવા સેવૉય હોટેલમાં એ યાદીમાં ગણાવેલા ખોરાકને ઘણુંખરું સાદો અને સામાન્ય જ ગણવામાં આવત,

૧. આ આવશ્યક ઓછામાં ઓછી શરતોવાળો પત્ર પુરવણી (૨) માં આપવામાં આવ્યો છે.

કામમાં ગાળ્યો. ગામડાંના પ્રદેશોમાં નાકરની લડત શરૂ કરવી કે ન કરવી એ મહાન પ્રશ્ન તે સમયે અમારી સમક્ષ આવી ઊભો હતો, ગણોત ઉઘરાવવાનો અને મહેસૂલ ભરવાનો સમય છેક નજીક આવી પહોંચ્યો હતો, અને ખેતીની પેદાશની કિંમતમાં આવેલી ભારે મંદીને કારણે લડત ન હોત તો પણ આ વખતનો હફતો ઉઘરાવવાનું બહુ મુશ્કેલ થાય એમ હતું. દુનિયાભરમાં વ્યાપેલી મંદી હિંદમાં પણ સ્પષ્ટ જણાતી હતી.

સામાન્ય સવિનયભંગની લડતનાં એક અંગ તરીકે, અને સ્વતંત્ર રીતે તેના પોતાના જ ગુણદોષનો વિચાર કરતાં, એમ બન્ને રીતે નાકરની લડત શરૂ કરવાની આ સમયે આદર્શ તક દેખાતી હતી. જમીનદારો અને ગણોતિયાઓ બન્ને માટે ચાલુ વરસની ઊપજમાંથી પૂરેપૂરો હફતો ભરી દેવાનું દેખીતી રીતે જ અશક્ય હતું. જો અગાઉ કાંઈ સંઘરી રાખેલું હોય તો તેના ઉપર આધાર રાખ્યા સિવાય અથવા તેને અભાવે નાણાં કરજે કાઢ્યા સિવાય બીજો આરો ન હતો. જમીનદારો પાસે સાધારણ રીતે આવા પ્રસંગે છેવટના આધાર તરીકે કામ લાગે એટલી બચત રહેતી, અને તેમને મહેલાઈથી નાણું કરજે મળી શકતું. તંગી અને ભૂખમરાને આરે પહોંચેલા સામાન્ય ગણોતિયાને કોઈ પણ પ્રકારનો આધાર નહોતો. કોઈ પણ લોકશાસનવાળા દેશમાં અથવા જ્યાં ખેડૂતો યોગ્ય રીતે સંગઠિત થયા હોય અને લાગવગ ધરાવતા હોય ત્યાં તે વખતના જેવા સંજોગોમાં તેમની પાસેથી ઝાઝું મહેસૂલ વસૂલ કરવાનું તદ્દન અશક્ય થાત. દેશના કોઈ કોઈ ભાગમાં મહાસભા જેટલા પ્રમાણમાં ખેડૂતોને પડખે ઊભી રહેતી તે બાદ કરતાં, અને બેશક ખેડૂતોને માટે સ્થિતિ છેક અસહ્ય બની જાય ત્યારે ફાટી નીકળતાં તેમનાં હુલ્લડોનો કાયમનો ભય બાદ કરતાં હિંદમાં તેમની લાગવગ નહિ જેવી જ હતી. પરંતુ ફરિયાદનો ઝાઝો ગણગણાટ કર્યા વિના લગભગ ગમે તે આવી પડે તે સહન કરી લેવાને તેઓ અનેક પેઢીઓથી ટેવાઈ ગયા છે.

આ વખતે ગુજરાતમાં અને બીજા કેટલાક ભાગોમાં નાકરની લડતો ચાલુ હતી, પરંતુ તે બધી સવિનયભંગનાં અંગ તરીકે શરૂ કરવામાં આવેલી, લગભગ સંપૂર્ણપણે રાજકીય લડતો હતી.

એ બધા ભાગોમાં જમીનમહેસૂલની રૈમનવારી પદ્ધતિ ચાલે છે, અને ત્યાં જમીન ધારણ કરનારા ખેડૂતો સરકાર સાથે સીધો વહેવાર રાખે છે. એ લોકો જમીનમહેસૂલ અટકાવે એટલે તેની રાજ્યતંત્ર પર સીધી અસર પહોંચે છે. સંયુક્ત પ્રાન્તની સ્થિતિ જુદી છે, કેમકે અમારો પ્રદેશ જમીનદારી અને તાલુકદારી છે, અને અહીં જમીન ખેડનાર અને રાજ્યતંત્રની વચ્ચે બીજા દલાલો હોય છે. અહીં જો ખેડૂતો અથવા ગણોતિયાઓ ગણોત આપવાનું બંધ કરે તો જમીનદારને તેથી સીધું નુકસાન પહોંચે છે. આ પ્રકારે વર્ગવિગ્રહનો પણ એક મુદ્દો ઉપસ્થિત થતો હતો. મહાસભા એકંદરે શુદ્ધ રાષ્ટ્રવાદી સંસ્થા હતી, અને તેના અનુયાયીમાં ઘણા મધ્યમ કક્ષાના જમીનદારો હતા અને મોટા જમીનદારો પૈકીના પણ થોડા તેમાં સામેલ થયા હતા. મહાસભાના નેતાઓ આ વર્ગવિગ્રહનો મુદ્દો ઉપસ્થિત થાય અથવા જમીનદારોની આળી ચામડી છંછેડાય એવું કંઈ પણ કરવાથી અતિશય ડરતા હતા. એટલે સવિનયભંગની લડતના પહેલા ૭ મહિના દરમિયાન મને જો કે ગામડાંના પ્રદેશોમાં સામાન્ય નાકરની લડત ઉપાડવાની હાકલ કરવાને માટેની સ્થિતિ તૈયાર થઈ ગયેલી લાગી હતી તોપણ, બીજાઓ તેનાથી અળગા રહ્યા હતા. મને પોતાને આ રીતે અથવા બીજી કોઈ પણ રીતે વર્ગવિગ્રહનો મુદ્દો ઉપસ્થિત થાય તેનો જરા પણ ડર નહોતો, પરંતુ હું એ સ્વીકારતો હતો કે મહાસભા જેવી છે તેવી રહીને વર્ગ વર્ગ વચ્ચેની અથડામણને આશ્રય આપી શકે એમ નહોતું. પરંતુ મહાસભા બંને પક્ષોને, એટલે જમીનદારો અને ગણોતિયાઓ બન્નેને પોતપોતાનું ભરણું ન ભરવાનું કહી શકત. સામાન્ય જમીનદારો એ સંજોગોમાં ખરું કરીને તેમની પાસે સરકાર તરફથી માગવામાં આવતું મહેસૂલ ભરી દેત, પરંતુ તેનો દોષ તેમને જ લાગત.

ઑક્ટોબરમાં હું જ્યારે જેલમાંથી બહાર આવ્યો ત્યારે રાજકીય અને આર્થિક બન્ને પરિસ્થિતિ જાણે બૂમ પાડીને ગામડાંના પ્રદેશોમાં નાકરની લડત શરૂ કરવાને માટે માગણી કરી રહી હોય એમ મને લાગ્યું. ખેડુતોની આર્થિક મુશ્કેલીઓ તો

મળી કે ૧૪૪મી કલમ મુજબનો બીજો એક હુકમ અહીં પણ તૈયાર છે. પરંતુ તેની મારા પર બજવણી થઈ શકી ન હતી કેમકે લોકોનાં મોટાં ટોળાંને ચીરીને પોલીસનો અમલદાર મને પહોંચી શક્યો નહોતો. અહીંની મ્યુનિસિપાલિટીએ મને માનપત્ર અર્પણ કર્યું, અને તે પછી મોટરમાં બેસીને, રસ્તામાં જુદાં જુદાં સ્થળોએ ખેડૂતોનાં ટોળાં આગળ ભાષણો કરવા માટે થોભતાં થોભતાં, અમે અલ્લાહાબાદ તરફ પ્રયાણ કર્યું. ૧૮મીની રાત્રે અમે અલ્લાહાબાદ પહોંચી ગયાં.

૧૯મીની સવારે ૧૪૪ની કલમ પ્રમાણેનો વળી એક બીજો હુકમ મને મળ્યો! સાચે જ સરકારે મારો બરાબર પીછો પકડ્યો હોય એમ દેખાતું હતું, અને મારી ઘડીઓ ગણાતી હતી. હું ફરી પકડાઈ જાઉં તે પહેલાં કિસાન પરિષદમાં હાજર રહેવાને હું આતુર હતો. કેવળ પ્રતિનિધિઓની બનેલી આ પરિષદ ખાનગી છે એમ અમે જાહેર કર્યું હતું અને તે ખાનગી જ રહી, કેમકે બહારના કોઈ પણ માણસને અમે તેમાં આવવા દીધો નહોતો. અલ્લાહાબાદ જિલ્લાનું પ્રતિનિધિત્વ તેમાં બરાબર જળવાયું હતું, અને મને સ્મરણ છે કે લગભગ ૧૬૦૦ પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા. પરિષદે ભારે ઉત્સાહથી જિલ્લામાં નાકરની લડતનો પ્રારંભ કરવાનો ઠરાવ કર્યો. અમારા મુખ્ય કાર્યકર્તાઓ આ છેવટનું પગલું ભરવાને કંઈક અચકાતા હતા. તેમને એ સાહસની સફળતા વિષે કંઈક અંશે શંકા રહેતી હતી કેમકે મોટા જમીનદારોની લાગવગ તેમજ ત્રાસ વર્તાવવાની શક્તિ સરકારના પીઠબળને લીધે બહુ મોટી હતી, અને ખેડૂતો તેની સામે ટકી શકશે કે કેમ એ વિષે તેમના મનમાં શંકા હતી. પરંતુ પરિષદમાં સોળસો અને તેથી સહેજ વધારેની સંખ્યામાં હાજર રહેલા બધી જ પંક્તિના ખેડૂતોના હૃદયમાં કોઈ પ્રકારનો સંકોચ કે આશંકા નહોતાં, અથવા કંઈ નહિ તો તે બહાર તો નહોતાં જ જણાયાં. પરિષદમાં ભાષણ કરનારાઓમાં હું પણ એક હતો. જાહેરમાં ભાષણ કરવાની મનાઈ ફરમાવતા કલમ ૧૪૪ પ્રમાણેના હુકમનો આ રીતે મેં ભંગ કર્યો હતો કે કેમ તેની મને બરાબર ખબર નથી.

પરિષદમાંથી સીધો હું પિતાશ્રી અને બીજાં સ્વજનોને લેવાને માટે સ્ટેશન પર પહોંચ્યો. ગાડી તે દિવસે મોડી થઈ હતી એટલે તે બધાં પહોંચ્યાં કે તરત જ આસપાસનાં ગામડાંમાંથી આવેલા ખેડુતો અને શહેરના લોકોની એક સંયુક્ત સભામાં હાજર રહેવાને હું તેમને છોડીને ત્યાંથી નીકળી ગયો. રાત્રે આઠ વાગ્યા પછી હું અને કમલા છેક થાકેલાં આ સભામાંથી પાછાં ફરતાં હતાં. પિતાશ્રી સાથે વાત કરવાને હું ઉત્કંઠિત થઈ રહ્યો હતો. વળી પિતાશ્રી પાછા આવ્યા ત્યાર પછી અમે એકબીજાની સાથે ભાગ્યે જ બોલ્યા હોઈશું, એટલે તેઓ પણ મારી વાટ જોતા હતા એની મને ખબર હતી. પાછાં ફરતાં અમારી મોટરને લગભગ અમારા ઘરમાંથી જોઈ શકાય એટલે અંતરે રોકવામાં આવી, અને મને પકડીને જમના પાર નૈનીના મારા અસલ મુકામ તરફ ઉપાડી લઈ ગયા. અમારી વાટ જોઈ રહેલાં સ્વજનોને આ નવા બનાવની ખબર આપવાને કમલા એકલી આનંદભવન તરફ ગઈ; અને બરાબર નવને ટકોરે નૈનીના ગંજાવર દરવાજામાં મેં વળી પાછો પ્રવેશ કર્યો.

૩૨

## સંયુક્ત પ્રાંતમાં નાકરની લડત

આઠ દહાડાની ગેરહાજરી પછી હુ પાછો નૈનીમા આવી ગયો, અને મારી અસલ બેરેકમાં સૈયદ મહમુદ, નર્મદાપ્રસાદ અને રણજિત પંડિત સાથે પાછો જોડાઈ ગયો. થોડા દિવસ પછી મારા ઉપર જેલમા જ કામ ચાલ્યુ આરોપો હું છેલ્વો છૂટેલો તેને બીજે દિવસે અલ્લાહાબાદમા આપેલા ભાષણના જુદા જુદા ભાગો પરથી ઘડી કાઢવામા આવ્યા હતા. અમારા હમેશના શિરસ્તા મુજબ મે મારો બચાવ ન કર્યો, પરંતુ અદાલત સમક્ષ મે એક ટૂંકુ નિવેદન રજૂ કર્યું કલમ ૧૨૪અ મુજબ રાજદ્રોહના ગુનાને માટે ૧૮ માસની સખત કેદની અને રૂપિયા ૫૦૦ના દંડની, ૧૮૮૨ના મીઠાના કાયદા મુજબ ૬ માસની કેદ અને ૧૦૦ રૂપિયાના દંડની, અને ૧૯૩૦ના છઠ્ઠા ઑર્ડિનન્સ મુજબ પણ ૬ માસની કેદ અને રૂપિયા ૧૦૦ના દંડની એમ ત્રણ સજાઓ મને ફરમાવવામા આવી. (આ ઑર્ડિનન્સ મુજબ શુ શુ કરવુ એ ગુનો ઠરાવવામા આવ્યો હતો તે હુ ભૂલી ગયો છુ.) આમાની છેલ્લી બે સજાઓ સાથે ભોગવવાની હતી, એટલે એકંદરે મને બે વરસની સખત કેદ અને વધારામા દંડ ન ભરવામા આવે તો બીજા પાચ મહિનાની જેલ મળી આ મારી પાચમી વખતની જેલ હતી

મારા ફરી પકડાવાથી, અને જેલ જવાથી થોડા સમયને માટે સવિનયભંગની લડતના વેગ ઉપર થોડે અંશે અસર પહોચી. તેણે કંઈક ઝપાટો કર્યો, અને વધારે તેજી દાખવી આનુ સાચુ કારણ ઘણે અંશે પિતાશ્રી હતા. કમનાએ મારા પકડાયાના તેમને સમાચાર આપ્યા, ત્યારે તેમને કંઈક અંશે વેદનાથી ભરેલો આઘાત પહોચ્યો. સમાચાર સાભળીને થોડા સમય પછી તરત જ

તેમણે પોતાની સમગ્ર શક્તિ એકઠી કરી અને પોતાની સામે પડેલા ટેબલ પર મૂઠી ઠોકીને બોલ્યા, 'બસ મારો નિર્ણય થઈ ગયો છે, હું હવે પથારીમાં પડી રહેવાનો નથી; હું હવે સાજો થઈ જવાનો છું અને એક મર્દથી થાય તેટલું બધું કામ કરવાનો છું, અને નબળાઈથી માંદગીને વશ થવાનો નથી.' આ નિશ્ચય તેમના જેવા વીરને શોભે એવો જ હતો પરંતુ ગમે તેટલી સંકલ્પની દૃઢતાથી પણ તેમના શરીરને કોરી ખાતો તેમજ તેમના હાડમાં ઊતરી ગયેલો રોગ વશ થાય એમ નહોતું. છતાં આસપાસના લોકોને આશ્ચર્ય થાય એ રીતે તેમના આ દૃઢ સંકલ્પથી તેમની તબિયતમાં સહેજે જણાઈ આવે એવો સુધારો થોડા દિવસને માટે જણાયો. ધેરવડા જઈ આવ્યા પછી છેલ્લા કેટલાક માસથી તેમને ગળફામાં લોહી જતું હતું. તેમના આ સંકલ્પ પછી તે એકાએક બંધ થઈ ગયું, અને થોડા દિવસ સુધી પાછું ન જણાયું. તેઓ આથી ખૂબ રાજી થયા અને મને જેલમાં મળવા આવીને તેમણે મને આ હકીકત કંઈક અભિમાનપૂર્વક જણાવી. પરંતુ કમનસીબે આ આરામ ટૂંકો નીવડ્યો, કેમકે પાછળથી લોહી વિશેષ પ્રમાણમાં જવા લાગ્યુ અને રોગનું જોર પાછું વધ્યું. તેમને જણાયેલા આરામના આ ટૂંકા ગાળા દરમ્યાન પણ તેમણે પોતાના અસલ સામર્થ્યથી કાર્ય કર્યું અને આખા હિંદભરમાં સવિનયભંગની લડતને જોરથી એક ધક્કો દીધો. ભિન્ન ભિન્ન સ્થળોએથી આવેલા અનેક લોકો સાથે તેમણે મસલતો કરી, અને ઠેર ઠેર વિગતવાર સૂચનાઓ મોકલી. આખા દેશમાં ઊજવવાને માટે તેમણે એક દિવસ મુકરર કર્યો (નવેમ્બરમાં આવતી મારી વરસગાંઠનો એ દિવસ હતો!) અને તે ઉજવણીને અંગે જાહેરસભાઓ કરીને મારા ભાષણમાંના જે ભાગો માટે મને સજા થઈ હતી તે તેમાં વાંચવાની તેમણે સૂચના કરી. તે દિવસે અસંખ્ય લાઠીના હુમલાઓ થયા, ઠેર ઠેર જબરદસ્તીથી સભાઓ અને સરઘસો વિખેરી નાખવામાં આવ્યાં અને એવો અંદાજ કાઢવામાં આવ્યો છે કે તે એક જ દિવસે આખા દેશભરમાંથી લગભગ પાંચ હજાર માણસોને પકડવામાં આવ્યાં હશે. વરસગાંઠની આ એક અપ્રતિમ ઉજવણી હતી.

માંદા તો હતા જ, તેમાં આમ જવાબદારી ઉઠાવવાથી અને શક્તિ ખરચી નાખવાથી પિતાશ્રીની પ્રકૃતિ પર બહુ માઠી અસર પહોંચતી હતી, એટલે મેં તેમને તદ્દન આરામ લેવાની યાચના કરી. મને એવી ખાતરી થઈ ગઈ હતી કે હિંદમાં તેમને આ પ્રકારનો પૂરેપૂરો આરામ મળી શકે એમ નથી, કેમકે તેમનું મન અમારી લડતના આરોહઅવરોહથી સતત રોકાયેલું જ રહેશે, અને લોકો તેમની પાસે સલાહસૂચનાને માટે આવતા રહેશે તે રોક્યા રોકાવાના નથી. એટલે મેં તેમણે રંગૂન, સીંગાપોર અને ડચ ઇન્ડીઝ તરફ એકાદ ટૂંકી સમુદ્રની સફર કરી આવવાની વિનંતિ કરી, અને એ વિચાર તેમને કંઈક અંશે ગમ્યો પણ ખરો. એક દાક્તર મિત્ર આ સફરમાં તેમની સાથે રહે એવી ગોઠવણ કરવામાં આવી. આ સફરના હેતુથી તેઓ કલકત્તા ગયા, પરંતુ તેમની સ્થિતિ હંમેશ બગડતી જતી હોવાથી તેઓ આગળ ન જઈ શક્યા. કલકત્તાના એક પરામાં તેઓ સાત અઠવાડિયાં રોકાયા, અને અમારું આખું કુટુંબ પણ ત્યાં તેમની સાથે રહેવાને ગયું. માત્ર એક કમલા ન ગઈ. તે મહાસભાનું કાર્ય સંભાળવાને અલ્લાહાબાદમાં જ ઘણોખરો વખત રોકાઈ રહી.

નાકરની લડતને અંગેની મારી પ્રવૃત્તિઓને કારણે જ મને જલદી ફરી ઉતાવળે પકડ્યો હોવો જોઈએ. કિસાન પરિષદ પછી તરત જ તેના ખેડૂત પ્રતિનિધિઓ હજી તો અલ્લાહાબાદમાં જ હતા તે જ દિવસે હું પકડાયો એટલે ખરી રીતે મારું પકડાવું તો લડતને માટે ઉત્તમ શુકન થઈ પડ્યું. તેને કારણે તેમનો ઉત્સાહ વધી ગયો, અને તેમણે પરિષદના નિર્ણયોના સમાચાર જિલ્લાના લગભગ દરેક ગામમાં પહોંચાડી દીધા. બે જ દિવસમાં આખા જિલ્લાને ખબર થઈ ગઈ કે નાકરની લડતનો પ્રારંભ થઈ ચૂક્યો છે, અને દરેક સ્થળે તેને ઉત્સાહ અને આનંદપૂર્વક વધાવી લેવામાં આવી.

તે દિવસોમાં અમારી મુખ્ય મુશ્કેલી સમાચારના વહેવારનાં સાધનોને અંગે હતી; અમે પોતે શું કરીએ છીએ તેમજ અમે લોકો પાસે શું કરાવવા માગીએ છીએ તેની તેમને ખબરો મોકલવાનું બહુ મુશ્કેલ હતું. વર્તમાનપત્રો અમારા સમાચાર

છાપતાં નહિ, કારણ સરકારની સજાનો, અથવા બંધ થવાનો તેમને ડર રહેતો; છાપખાનાંવાળાઓ અમારી પત્રિકાઓ તેમજ જાહેરાતો છાપવાને તૈયાર રહેતા નહોતા; પત્રો અને તારો પર આકરી ચોકી રાખવામાં આવતી અને ઘણીવાર તેમને અટકાવવામાં આવતા. અમારે માટે બાકી રહેલો સમાચારો મોકલવાનો એક માત્ર ભરોસો રાખી શકાય એવો ઉપાય કાસદોને સંદેશા લઈને મોકલવાનો હતો, અને એ રીતમાં પણ અમારા કાસદો કેટલીક વાર પકડાઈ જતા, વળી આ પદ્ધતિ ખરચાળ હતી અને તેને માટે ખૂબ વ્યવસ્થિત યોજના કરવાની આવશ્યકતા રહેતી. પરંતુ એ પદ્ધતિની યોજના ઠીક ઠીક સફળતાપૂર્વક થઈ શકી, અને પ્રાન્તિક સ્થળો, મધ્યવર્તી કચેરી અને પોતપોતાના જિલ્લાનાં મુખ્ય સ્થળો સાથે સતત સંપર્કમાં રહી શકતાં. શહેરોમાં તો કોઈ પણ ખબર ફેલાવવામાં જરા પણ મુશ્કેલી ન આવતી. ઘણાંખરાં શહેરોમાં બેકાયદા સમાચારપત્રિકાઓ, સામાન્ય રીતે સાઈક્લો-સ્ટાઈલથી છાપીને, રોજ અથવા દર અઠવાડિયે પ્રસિદ્ધ થતી; અને તેમને માટે હમેશ ખૂબ માગણી રહેતી, શહેરોમાં સામુદાયિક જાહેરાત કરવાની એક રીત નગારું વગાડીને દાંડી પીટવાની હતી; પરિણામે ઘણુંખરું નગારું વગાડનારને પકડી લેવામાં આવતો. એની કોઈને પડી નહોતી કેમકે પકડાવાનું તો અમે શોધતા હતા, ટાળતા ન હતા. આ બધી પદ્ધતિઓ શહેરોને માફક અવી જતી. પરંતુ તે ગામડાંના પ્રદેશોમાં સહેલાઈથી અમલ થઈ શકે એવી નહોતી. કાસદો મારફતે અને સાઈકલોસ્ટાઈલથી છાપેલી પત્રિકાઓ વડે મુખ્ય મુખ્ય ગામડાંનાં સ્થળો સાથે એક પ્રકારનો સંબંધ ચાલુ રાખવામાં આવતો, પરંતુ એનાથી જોઈએ તેટલું કામ ઊકલતું નહોતું, અને દૂરનાં ગામડાંઓ સુધી અમારી સૂચનાઓને પહોંચતાં ઘણો વખત નીકળી જતો.

અલ્લાહાબાદની કિસાન પરિષદ આ મુશ્કેલીમાંથી રસ્તો કાઢી શકી. જિલ્લાનાં લગભગ દરેક મહત્ત્વનાં ગામમાંથી તેમાં પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા. એટલે વેરાઈ ગયા ત્યારે ખેડૂતોના અંગેના નવા નિર્ણયો, અને તેને લીધે મારા પકડાયાના સમાચાર તેઓ જિલ્લાના દરેકે દરેક ભાગમાં લેતા ગયા. એ સોળસોએ સોળસો

સરકારનું દમન વધતું ચાલ્યું. અત્યાર સુધી આશ્ચર્ય થાય એવી રીતે નભી ગયેલી સ્થાનિક મહાસભા સમિતિઓ, યુવકસંઘો વગેરેને ગેરકાયદા જાહેર કરીને દબાવી દેવામાં આવ્યાં. જેલમાં રાજકીય કેદીઓ પ્રત્યેનું વર્તન બગડતું જતું હતું. પહેલી વખત છૂટી ગયા પછી તરત જ બીજી સજા લઈને લોકો જેલમાં પાછા ફરતા ત્યારે સરકારને ખાસ ચીડ ચડતી. સજા કરવા છતાં લોકોને નમાવવામાં મળતી આ નિષ્ફળતાથી રાજકર્તાઓનું નૈતિક તેજ હણાતું હતું. ૧૯૩૦ના નવેમ્બરમાં અથવા ડિસેમ્બર માસની શરૂઆતમાં બાહ્ય દર્શને જેલના નિયમોના ભંગના ગુનાને માટે સજા કરીને રાજકીય કેદીઓને ફટકા મારવાના કેટલાક બનાવો સંયુક્ત પ્રાન્તની જેલોમાં બન્યા. નૈની જેલમાં અમને તેના સમાચાર મળ્યા એટલે તેનાથી અમે અકળાઈ ગયા — જો કે ત્યાર પછી આ અને એનાથી પણ વધારે અનિષ્ટ એવી હિંદમાં બનેલી અનેક ઘટનાઓથી આપણે ટેવાઈ ગયા છીએ — કેમકે રીઢા થઈ ગયેલા ગુનેગારોમાંના ખરાબમાં ખરાબને માટે પણ ફટકાની સજા મને બહુ અનિષ્ટ લાગતી હતી. કોમળ હૃદયના જુવાન છોકરાઓને નિયમભંગના નામના ગુનાઓને માટે તો એ સજા ખચિત જંગલી પ્રકારની જ હતી. એ વિષયમાં અમારી બૅરેકના અમે ચારે જણાએ સરકારને લખાણ કર્યું, અને બે અઠવાડિયાં સુધી અમને એનો કશો જવાબ ન મળ્યો એટલે આ ફટકાની સજાની સામે અમારો વિરોધ નોંધાવવાના તથા એ જંગલીપણાનો ભોગ બનેલા લોકો સાથેની અમારી સહાનુભૂતિ વ્યક્ત કરવાના હેતુથી અમે કંઈક ચોક્કસ ઉપાય યોજવાનો નિર્ણય કર્યો. ત્રણ દિવસ — ૭૨ કલાક — સુધી અન્નનો સંપૂર્ણ ત્યાગ કરવાનું અમે નક્કી કર્યું. ઉપવાસ તરીકે આ કંઈ બહુ મોટી વાત નહોતી, પરંતુ અમારા પૈકી કોઈને ઉપવાસનો અનુભવ નહોતો અને ભૂખ્યા રહેવાથી કેટલું વેઠવું પડશે એનો અમને કશો જ ખ્યાલ નહોતો. આ પહેલાંના મારા ઉપવાસો ભાગ્યે જ ૨૪ કલાકથી વધારે લાંબા હશે.

કશી ખાસ મુશ્કેલી વિના અમે એ ઉપવાસ પાર પાડી શક્યા, અને મને ભય હતો તેટલી બધી આકરી કસોટી એમાં

નથી એ શોધ કરીને હું રાજી થયો. દોડવાની, કૂદવાની તેમજ અંગોને આંચકા આપવાની વગેરે મારી પરિશ્રમયુક્ત કસરતો મેં આખા ઉપવાસ દરમ્યાન ચાલુ રાખવાની મૂર્ખાઈ કરી. ઉપવાસની આગળથી જ મારું સ્વાસ્થ્ય બરાબર ચાલતું નહોતું એટલે ખાસ કરીને આમ શ્રમ ચાલુ રાખવાથી મને બહુ ફાયદો થયો હોય એમ મને લાગતું નથી. એ ત્રણ દિવસ દરમ્યાન અમે દરેક જણે સાતથી આઠ રતલ વજન ગુમાવ્યું. નૈનીની જેલમાં ગાળેલા આગલા મહિનાઓ દરમ્યાન દરેકે ગુમાવેલા પંદરથી છવ્વીસ રતલમાં આટલો વધારો થયો હતો.

અમારા ઉપવાસો ઉપરાંત બહાર પણ ફટકાની સજાઓની સામે ઠીક ઠીક પ્રમાણમાં આંદોલન થયું હતું, અને સંયુક્ત પ્રાંતની સરકારે પોતાના જેલખાતાને ભવિષ્યમાં એ પ્રકારની સજા ન કરવાના હુકમો આપ્યા. પરંતુ આ હુકમો લાંબા સમયને માટે કાયમ રહેવાના નહોતા, અને ત્યાર બાદ એક વરસથી સહેજ વધારે સમય પછી સંયુક્ત તેમજ બીજા પ્રાંતોની જેલોમાં ફટકાની સજાની વાણુ રહેવાની નહોતી.

આવા પ્રકારના અકસ્માત ઉપસ્થિત થતા ભયના પ્રસંગો બાદ કરતાં અમે જેલમાં શાંતિભર્યું જીવન ગાળતા હતા. ઋતુ બહુ અનુકૂળ હતી કેમકે અલ્લાહાબાદમાં શિયાળો ખૂબ ખુશનુમા હોય છે. રણજિત પંડિતની હાજરીથી અમારી બૅરેકને ખૂબ લાભ થયો, કેમકે તેને બાગબગીચાનું બહુ સારું જ્ઞાન હતું. થોડા જ વખતમાં અમારો વેરાન વાડો તેને હાથે ભાતભાતના ફૂલો અને રંગોથી હસી ઊઠયો. તેટલી સાંકડી અને મર્યાદિત જગ્યામાં તેણે ગોલ્ફની રમત માટે વપરાતા હરિયાળા મેદાનનો એક નાનકડો નમૂનો પણ ગોઠવી દીધો!

અમારાં માથાં ઉપર થઈને પસાર થતાં એરોપ્લેનો એ અમારા નૈનીના જેલજીવનની અનેક મોજમાંની એક હતી. પૂર્વ અને પશ્ચિમ વચ્ચેના બધા હવાઈ માર્ગોથી જતાં એરોપ્લેનોને થોભવાનું અલ્લાહાબાદ એક સ્થળ છે, અને તેથી ઑસ્ટ્રેલિયા, જાવા, અને ફ્રેન્ચ હિંદી-ચીન તરફ જતાં ગંજાવર કદનાં વિમાનો

નૈનીમાં લગભગ બીજા અમારા માથાં પર રહીને પસાર થતાં. તે બવામાં બરેલિયા તરફથી આવતાં અને તે તરફ જતાં ડચ વિમાનો મોથી ભરેલાં હતાં કોઈ કોઈ વાર અમારું નસીબ ખૂલી જતું તો અંધારું હોય અને તારાઓ દેખાતા હોય ત્યારે શિયાળાના દિવસોના મળસકામાં એકાદું વિમાન ઊડીને જતું અમને જોવાનું મળતું એવાં મોટાં મુસાફરીનાં વિમાનમાં ઝગઝગતી રોશની કરવામાં આવે છે અને તેને બંને છેડે લાલ દીવાઓ હોય છે. મળસકાના આકાશની અંધારી ધરતી ઉપર ઊડીને જતું આવું રોશનીથી ઝગઝગતું વિમાન બહુ સુંદર લાગતું

બીજી જેલમાંથી જેલબદલી કરીને પંડિત મદનમોહન માલવીયને પણ નૈનીમાં લાવવામાં આવ્યા હતા તેમને અમારી બૅરેકમાં નહિ પણ અમારાથી અલગ જુદા વિભાગમાં રાખ્યા હતા, પરંતુ અમે તેમને રોજ મળતા, અને બહાર તેમને મળવાનું થતું તેના કરતાં કદાચ અહીં અંદર મારું તેમને મળવાનું વધારે થયું હશે તેઓ ચેતનથી ઊભરાતા અને દરેક વસ્તુમાં જુવાનીના જોમથી રસ બતાવતા હોઈને તેમની સોબત બહુ આનંદજનક હતી રણજિતની મદદથી તેમણે જર્મન ભાષા શીખવાનું પણ શરૂ કર્યું અને પોતાના અભ્યાસમાં તેઓ આશ્ચર્યજનક સ્મરણશક્તિનું દર્શન કરાવતા. રાજકીય કેદીઓને ફટકા પડયાના સમાચાર આવ્યા ત્યારે તેઓ નૈનીમાં હતા, અને તેનાથી તેઓ બહુ ઉશ્કેરાઈ જઈને સમતા ગુમાવી બેઠા હતા, અને પ્રાંતના અંગ્રેજી ગવર્નરને તેમણે તે વિશે લખાણ પણ કર્યું હતું ત્યાર પછી તરત જ તેઓ માંદા પડેલા જેલમાં જે જાતની રહેવાની પરિસ્થિતિ પ્રવર્તતી હતી તેમાં તેમનાથી ટાઢ સહન થઈ શકતી નહોતી તેમની માંદગી ગંભીર બની એટલે તેમને શહેરની ઇસ્પિતાલમાં ખસેડવા પડયા અને પાછળથી તેમની સજાની મુદત પૂરી થાય તે પહેલાં જ તેમને છોડી મૂકવા પડયા. ઇસ્પિતાલમાં તેઓ સાજા થયા અને તેથી અમે બહુ રાજી થયા

બેસતા વર્ષને દિવસે જ, ૧૯૩૧ના જાન્યુઆરીની પહેલી તારીખે અમને કમલા પકડાયાના સમાચાર મળ્યા. એથી હું રાજી થયો, કેમકે પોતાના સાથીઓ પૈકી ઘણાની પાછળ જેલ જવાની

તેની ખૂબ ઉત્કંઠા હતી. સામાન્ય સંજોગોમાં તો કમલાને, મારી બહેનને તેમજ બીજી સ્ત્રી કાર્યકર્તાઓને, તેઓ પુરુષ હોત તો, બહુ વહેલાં પકડી લીધાં હોત પરંતુ તે સમયે સરકાર બની શકે તેટલા પ્રમાણમાં સ્ત્રીઓને પકડવાનું ટાળતી હતી, અને તેથી જ તે બધાં આટલા બધા સમય સુધી બચી ગયાં હતાં. હવે કમલાના અંતરની ઊંડી ઇચ્છા તૃપ્ત થઈ હતી! મને થયું, તે કેટલી રાજી થઈ હશે. પરંતુ મને કંઈક ભય પણ લાગતો હતો કેમકે તેની તબિયત હંમેશ નબળી રહેતી હતી અને મને ધાસ્તી હતી કે જેલમાંની રહેણીથી તેને ખૂબ કષ્ટ થશે.

તે પકડાઈ તે જ વખતે ત્યાં એક વર્તમાનપત્રનો પ્રતિનિધિ ઊભો હતો. તેણે તેને એક સંદેશો આપવાની વિનંતી કરી, એટલે તે જ ક્ષણે લગભગ સહેજ પણ વિચાર કર્યા વિના તેણે જે સંદેશો આપ્યો તેમાં તેની પ્રકૃતિ બરાબર વ્યક્ત થાય છેઃ "મારા પતિને પગલે જતાં મને ગર્વ ઊપજે છે અને પારાવાર સુખ થાય છે. મને આશા છે કે લોકો આપણો ઝંડો ફરકતો રાખશે." તેને જો સહેજે વિચાર કરવાનો સમય મળ્યો હોત તો ઘણુંકરીને તે આવો ભાવ વ્યક્ત ન કરત, કેમકે તે પોતાને પુરુષની જુલમગારી સામે સ્ત્રીના હકની રક્ષા કરનાર એક વીરાંગના ગણનારી હતી. પરંતુ તે ક્ષણે તેનામાં વસી રહેલા હિન્દુ પત્નીના હૃદયે તેને પુરુષની જુલમગારીનું પણ વિસ્મરણ કરાવી દીધું.

મારા પિતાશ્રી તે વખતે કલકત્તામાં હતા અને તેમની તબિયત સહેજ પણ સુધરી નહોતી, પરંતુ કમલા પકડાયાના અને તેને સજા થયાના સમાચારે તેમને હલાવી દીધા, અને તેમણે અલ્લાહાબાદ પાછા ફરવાનો નિર્ણય કરી નાખ્યો. તેમણે મારી બેન કૃષ્ણાને તરત જ અલ્લાહાબાદ આગળથી મોકલી દીધી અને પોતે થોડા દિવસ રહીને બાકીનાં ઘરનાંને લઈને તેની પાછળ આવ્યા. જાન્યુઆરીની ૧૨મીએ તેઓ મને જેલમાં મળવા આવ્યા. મેં તેમને લગભગ બે મહિનાના ગાળા પછી જોયા, અને તેમને જોઈને મને જે આઘાત થયો તે હું મહા મુશ્કેલીએ છુપાવી શક્યો. તેમના દેખાવથી મારા હૃદયમાં થયેલા દુઃખનો તેમને ખ્યાલ નહિ

હોય એટલે તેમણે મને જણાવ્યું કે 'છેલ્લે છેલ્લે કલકત્તામાં રહેતી હતી તેના કરતાં મારી તબિયત હમણાં બહુ સારી છે.' તેમના ચહેરા પર સોજા આવી ગયેલા જણાતા હતા. પણ તેમને એવો ખ્યાલ હતો કે એનું માત્ર કંઈક તાત્કાલિક કારણ છે.

તેમના ચહેરાનો તે વખતનો દેખાવ મારા મનમાંથી કેમે કરીને ખસતો નહોતો. તેમના અસલ દેખાવથી તે કેટલો બધો ભિન્ન હતો! પ્રથમ જ મારા હૃદયમાં એવી ધાસ્તીએ પ્રવેશ કર્યો કે હવે તેમની જિંદગી જોખમમાં છે. મેં તેમને વિષે હમેશ તંદુરસ્તી અને શક્તિની જ કલ્પના કરી હતી, અને તેમના સંબંધમાં મૃત્યુની કલ્પના હું કરી શકતો નહોતો. મૃત્યુના ખ્યાલને તેઓ હંમેશ હસી કાઢતા, તેનો ઠઠ્ઠો ઉડાવતા, અને કહેતા કે હજી તો મારે બહુ વરસ જીવવું છે. પરંતુ ત્યાર પછી મેં જોયું હતું કે જ્યારે જ્યારે તેમની જુવાનીના કોઈ જૂના મિત્રનું અવસાન થતું ત્યારે ત્યારે જાણે પોતે એકલા પડી ગયા છે, કોઈક અજાણ્યા સાથીઓ વચ્ચે પોતે એકલા પડી ગયા છે, અને જાણે પોતાનો અંત પણ પાસે આવતો જતો હોય એવી એમને આગાહી થતી. પરંતુ આ પ્રકારની મનઃસ્થિતિ પસાર થઈ જતી, અને તેમની ઊભરાઈ જતી જીવનશક્તિ પુનઃ પોતાનો પ્રભાવ સ્થાપિત કરી દેતી. વળી તેમના સમૃદ્ધ હૃદયનો તેમજ સર્વને આવરી લેતી તેમના સ્નેહની હૂંફનો સહવાસ અમને તેમનાં બધા સ્વજનોને એટલો બધો સ્વાભાવિક થઈ ગયો હતો કે અમે તેમના વિનાની દુનિયાની કલ્પના જ કરી શકતાં નહોતાં.

મને તેમના તે સમયના દેખાવથી ચિંતા થવા લાગી અને મારું હૃદય ભયની આગાહીઓથી ઘેરાઈ ગયું. છતાં નજદીકના ભવિષ્યમાં જ તેમને કાંઈ ભય છે એમ મને લાગતું નહોતું. કોઈક ન સમજી શકાય એવાં કારણથી મારી પોતાની તંદુરસ્તી પણ નબળી રહેતી.

તે વખતે પહેલી ગોળમેજી પરિષદ સમાપ્ત થવા આવી હતી, અને છેલ્લે છેલ્લે તેમાં જે આલંકારિક ભાષણો થયાં તેમજ આડંબરયુક્ત ભાવો વ્યક્ત કરવામાં આવ્યા તેથી અમને કંઈક

ગમ્મત ઊપજી, અને મને ભય છે કે એ ગમ્મતમા કઈક તુચ્છકારની છટા પણ હશે. તે બધાં ભાષણો, વાર વાર ઉચ્ચારતી મોટી મોટી સર્વમાન્ય સિદ્ધાન્તની વાતો અને ચર્ચાઓ અવાસ્તવિક અને કૃત્રિમ લાગતા હતાં પરતુ તે બધાંમાથી એક વાસ્તવિકતા સ્પષ્ટ તરી આવતી હતી! તે એ કે આપણા દેશની આકરામા આકરી કસોટીની ઘડીએ, જ્યારે આપણી સ્ત્રીઓ અને પુરુષો અદ્ભુત પરાક્રમ દાખવી રહ્યાં હતાં તે સમયે આપણા એવા પણ દેશબધુઓ હતા કે જે આપણી લડતને સાવ ભૂલીને આપણા વિરોધીઓને પોતાનો નૈતિક ટેકો આપવાને તત્પર હતા વળી એ વાતની પણ અમને પહેલાંના કરતા વિશેષ સ્પષ્ટ પ્રતીતિ થઈ ગઈ કે રાષ્ટ્રવાદના ભ્રામક ઢાંકપિછોડા નીચે સમાજની અર્થવ્યવસ્થામાથી ઉત્પન્ન થતા ભિન્ન ભિન્ન આર્થિક લાભોવાળા વર્ગોનો જ સગ્રામ ચાલી રહ્યો હતો, અને ખુદ એ જ રાષ્ટ્રવાદને નામે એ આર્થિક લાભોમાના અમુક વિશિષ્ટ લાભોનો કબજો કરી બેઠેલા વર્ગો ભવિષ્યમા પણ તે હકો જળવાઈ રહે તે માટે પેરવી કરતા હતા એ પણ સ્પષ્ટ દેખાતુ હતું કે ગોળમેજી પરિષદ એ આ વિશિષ્ટ હકોનો કબજો કરી બેઠેલા લોકોનો જ મેળો હતો તેમાના ઘણાએ અમારી લડતનો વિરોધ કર્યો હતો, બીજા વળી શાન્તિ પકડીને તટસ્થ ઊભા રહ્યા હતા, જો કે। તેઓ આપણને વાર વાર યાદ આપતા કે "શાંત ઊભા રહીને વાટ જોનારા લોકો પણ સેવાનુ જ કાર્ય કરે છે" પરતુ લડતથી નોતરાં મળવાની જ વાર હતી. એ મળતાંની સાથે જ 'શાન્ત ઊભા રહીને વાટ જોવાના' સમયનો એકાએક અત આવી ગયો, અને પોતપોતાના વિશિષ્ટ આર્થિક લોકોના હકોને કાયમના કરી લેવાને તેમજ આ પરિષદને પરિણામે જે કઈ નવી લૂટ કરવાની મળે તેમા ભાગ ભરવાને તે બધાએ ત્યાં દોટ મૂકી

લડનમાં જઈ આ બધા હકદારો એક કતારમા 'હોશિયાર' થઈને ઊભા રહેવા એટલા બધા ઉતાવળા થઈ ગયા તેનું કારણ એ હતું કે મહાસભા ઉત્તરોઉત્તર નવીન અર્થવ્યવસ્થા ઠરવાની દિશામાં ઉદ્દામ વલણ ધારણ કરતી જાય છે, અને આમસમુદાયની તેના પર વિશેષ ને વિશેષ અસર પડતી જાય છે, એવુ તેમને ભાન

થયુ હતું. તે બધાને આપોઆપ એવુ લાગી ગયુ કે હિંદમાં જો મૂલોચ્છેદક રાજકીય ક્રાન્તિ થશે તો તેને પરિણામે આમવર્ગના ભિન્ન ભિન્ન તત્ત્વોનો પ્રભાવ રાજ્યતંત્રમાં સર્વોપરી થશે, કંઈ નહિ તો તેમનું મહત્ત્વ તો વધશે જ વધશે, અને તે બધાં અચૂક રીતે સમાજવ્યવસ્થામાં ધળમૂળથી ફેરફાર કરવાનો આગ્રહ રાખીને અત્યાર સુધીના ભોગવાતા આવેલા આર્થિક લાભોના હકોને નુકસાન પહોંચાડશે. હિંદમાં વિશિષ્ટ આર્થિક લાભોનો કબજો કરી બેઠેલા એ બધા વર્ગો આ ભયંકર ભવિષ્યની કલ્પનાથી ડરી ગયા, અને તેથી તેમણે કોઈ પણ પ્રકારના દીર્ઘપરિણામકારી રાજકીય પરિવર્તનોનો વિરોધ કર્યો. પ્રચલિત સમાજવ્યવસ્થાની રચનાનાં ચોકઠાંને તેમજ તેમાં જામી ગયેલા વિશિષ્ટ આર્થિક લાભોને સુરક્ષિત રાખવા માટે એક સર્વોપરી સત્તા તરીકે બ્રિટિશ લોકો હિંદમાં રહે એવુ તે બધા ઇચ્છતા હતા સાંસ્થાનિક દરજ્જાના સ્વરાજ માટેના આગ્રહના મૂળમા વસ્તુત આ જ વિચાર રહેલો હતો. ગ્રેટબ્રિટન સાથેના સમાધાનના એક આવશ્યક અગ તરીકે હિંદમાંથી બ્રિટિશ લશ્કરને તાબડતોબ ઉઠાવી લેવુ જોઈએ અને, હિંદી લશ્કરને હિંદી પ્રજામતના કાબૂમાં મૂકી દેવુ જોઈએ એ પ્રકારનો મારો આગ્રહ જોઈને એક પ્રસિદ્ધ હિંદી મધ્યમમાર્ગી આગેવાનને ગુસ્સો ચઢી ગયો હતો. અરે તેમણે તો એટલે સુધી કહેલું કે 'આમ કરવામા ખુદ બ્રિટિશ સરકાર સમત થાય તો પણ હુ તો એ વાતનો વિરોધ કરવામા મારુ સઘળુ બળ ખર્ચી નાખીશ.' કોઈ પણ દેશને સંપૂર્ણ સ્વતત્રતા મેળવવા માટે લશ્કરનો કબજો એ તો સ્પષ્ટ અને આવશ્યક પૂર્વતૈયારી હોવી જોઈએ. પણ આ દીવા જેવી વાતનો એ વિરોધ કરતા તે એ કારણે નહિ કે વર્તમાન સજોગોમા એ વસ્તુની સિદ્ધિ મુશ્કેલ છે, પણ એ કારણે કે એ અનિષ્ટ છે. એમ કલ્પી શકાય કે તેમના આ અભિપ્રાયનું કારણ કંઈક અંશે એવો ભય હોય કે બહારથી કોઈ રાજ્ય હુમલો કરે તો બ્રિટિશ લશ્કર સિવાય આપણો બચાવ કોણ કરે? આ પ્રકારના હુમલાની શક્યતા અથવા શક્યતાની વાત બાજુએ રાખીએ તો પણ, કોઈ પણ બહારની પ્રજાનું રક્ષણ માગવાનો વિચાર કોઈ પણ જાતીવાળા હિંદીને માટે નામોશીભરેલો લાગે છે. પરતુ બ્રિટિશ

લોકોના સમર્થ બાહુને હિંદમા રાખવાની ઇચ્છાની પાછળ રહેલુ આ સાચુ કારણ છે એમ મને લાગતુ નથી બ્રિટિશ લોકોની જરૂર તો ખોબા જેટલા હિંદીઓ અત્યાર સુધી જે આર્થિક હકો ભોગવતા આવ્યા છે તેના રક્ષણ માટે હતી, અને એ હકોનુ રક્ષણ ખુદ હિંદીઓના હુમના સામે, શુદ્ધ લોકશાસનપદ્ધતિના હુમના સામે, અને આમવર્ગમાં થઈ રહેલી પ્રચડ જાગૃતિની સામે કરવાનુ હતુ

ગોળમેજી પરિષદના પ્રગતિવિરોધી મભ્યોને જ નહિ, એટલે મ્વળ જાણીતા કોમવાદીઓને જ નહિ, પરંતુ પોતાને પ્રગતિપોષકો અને રાષ્ટ્રવાદીઓ તરીકે ઓળખાવનારા મભ્યોને પણ પોતાની અને બ્રિટિશ સરકારની વચ્ચે ઘણુ સામાન્ય જડી આવ્યુ જો ‘રાષ્ટ્રવાદી ’ની વ્યાખ્યામાં મુક્તિની લડતને આગળ ધપાવવાને હિંદમા જે લોકો જેલમાં જઈને બેઠા હતા તે પણ આવે, અને અમને જેલમા પૂરનારાઓની સાથે હાથ મેળવી, તેમની સાથે એક સામાન્ય રાજ્યનીતિની ચર્ચા કરવાને માટે તેમની હારમા ઊભા રહે એવા પણ આવી જતા હોય, તો ‘રાષ્ટ્રવાદ’ સંજ્ઞાનો વ્યાપ કંઈક અજબ વિસ્તૃત હોવો જોઈએ, અને તેની વ્યાખ્યામા હાથી ઘોડા બધું સમાઈ જતા હોવા જોઈએ એમ મને લાગ્યુ આપણા દેશમા વાણીશૂરા વીર રાષ્ટ્રવાદીઓ પણ હતા તેઓ હરેક પ્રકારે સ્વદેશીને ઉત્તેજન આપતા હતા અને પોતાના દેશબંધુઓને શીખવતા હતા કે સ્વદેશી એ જ સ્વરાજનો આત્મા છે, માટે ભોગ આપીને પણ તેને આગળ ધપાવો સદ્ભાગ્યે લડતથી તેમને કશો ભોગ આપવો પડ્યો નહિ, તેમને તો ઊલટા લડતથી વેપારવણજ વધ્યા અને તેમના શેરો ઉપરના વ્યાજ વધ્યા અને જ્યારે અનેક જેલ જઈને બેઠા અથવા અનેકે લાઠીના સપાટા ઝીલ્યા ત્યારે આ વીરો પોતાની પેઢીઓ પર પોતાના રૂપિયા ખણખણાવતા બેઠા હતા પાછળથી જ્યારે રાષ્ટ્રવાદની મોજ જરા જોખમભરેલી અને મોઘી બની, ત્યારે તેમણે પોતાના ભાષણોનો સૂર જરા નીચે ઉતાર્યો, અતિમમાર્ગી-ઓને તેમણે વખોડી કાઢ્યા, અને સામા પક્ષની સાથે કરારો અને સાગઠો કર્યા

ગોળમેજી પરિષદે શું કર્યું તેની ખરે જ અમને દરકાર નહોતી, કશી પડી નહોતી. તે તો ત્યાં દૂર, અવાસ્તવિક અને પડછાયા જેવી ભાસતી હતી, અને વાસ્તવિક લડત તો અહીં આપણા કસબાઓમાં અને ગામડાંઓમાં હતી. આપણી લડત ઝટ ઝટ પૂરી થઈ જશે એવો ભ્રમ અમને ન હતો, કે ભાવી મુસીબતો અને જોખમોનો અમને ખ્યાલ ન હતો એમ નહિ, પણ ૧૯૩૦ની ઘટનાઓથી આપણા રાષ્ટ્રના સામર્થ્ય અને સહનશક્તિ વિષે અમને એક પ્રકારનો વિશ્વાસ ઉત્પન્ન થયો હતો, અને તે વિશ્વાસથી અમે ભવિષ્યનો મુકાબલો કરવા તૈયાર હતા.

ડિસેમ્બરમાં અથવા જાન્યુઆરીની શરૂઆતમાં બનેલા એક બનાવથી અમને બહુ દુઃખ થયું. શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રીએ એડિનબરોમાં (જ્યાં મને લાગે છે તેમને 'શહેરની સ્વતંત્રા'ની ભેટ કરવામાં આવી હતી ત્યાં) એક ભાષણમાં, હિંદમાં સવિનયભંગની લડતમાં જેલ જનારાઓ વિષે કંઈક તિરસ્કારયુક્ત ઉલ્લેખ કર્યો હતો. તે ભાષણથી, અને ખાસ કરીને જે અવસરે એ કરવામાં આવ્યું હતું તેથી, અમારું મર્મ ઘવાયું. તેનું વિશેષ કારણ એ કે રાજકારણમાં અમારી અને શ્રી. શાસ્ત્રી વચ્ચે ઊંડો મતભેદ હોવા છતાં અમે તેમને વિષે આદર રાખતા હતા.

મિ. રૅમસે મૅકડોનાલ્ડે પોતાની હમેશની પ્રદ્ધતિ પ્રમાણેના એક બંધુભાવભર્યા ભાષણથી ગોળમેજી પરિષદની પૂર્ણાહુતિ કરી. તેમાં ગર્ભિત રીતે મહાસભાને પોતાના ઊંધા રસ્તા છોડીને અંગ્રેજોની છત્રછાયામાં સુખ માનનારા ટોળાંમાં ભળી જવાને નિમંત્રણ કરવામાં આવ્યું હોય એમ લાગતું હતું. લગભગ તે જ અરસામાં — ૧૯૩૧ના જાન્યુઆરીના વચગાળામાં — મહાસભાની કાર્યવાહક સમિતિની સભા અલ્લાહાબાદમાં મળી હતી, અને તેમાં બીજી અનેક બાબતોની સાથે આ ભાષણ અને તેમાંના ગર્ભિત નિમંત્રણની પણ વિચારણા કરવામાં આવી હતી. હું તે વખતે નૈની જેલમાં હતો, અને આ સભાની કાર્યવાહી વિષે મારો છુટકારો થયા પછી મેં સાંભળેલું. પિતાશ્રી તે વખતે તરત જ કલકત્તાથી પાછા ફર્યા હતા, અને તે અતિશય અસ્વસ્થ હતા, તોપણ સમિતિના સભ્યો પોતાની પથારીની આસપાસ મળીને જ

આ વિષયનો વિચાર કરે એવો તેમણે આગ્રહ રાખ્યો હતો. ત્યાં ભેગા થયેલાઓમાંના કોકે મિ. મૅકડૉનાલ્ડને પ્રતિઉત્તરમાં કંઈક ઉદારભાવ દાખવવાની, અને સવિનયભંગને મોળો કરવાની સૂચના કરી હતી, એથી પિતાશ્રી ખૂબ ઉશ્કેરાઈ ગયા હતા અને પથારીમાં એકાએક બેઠા થઈ જઈને તેમણે જાહેર કરેલું કે 'રાષ્ટ્રનું ધ્યેય પ્રાપ્ત ન થાય ત્યાં સુધી હું કોઈ પણ પ્રકારનું સમાધાન કરવાનો નથી, અને લડતાં લડતાં હું એકલો રહી જઈશ તો પણ હું લડત ચલાવ્યે રાખીશ.' આવી રીતે ઉશ્કેરાવું તેમની તબિયતને માટે સારું ન હતું. તેમનો તાવ એકદમ વધી ગયો, એટલે ડાક્તરોએ આખરે અતિથિઓને ત્યાંથી વિદાય કર્યા અને પિતાને એકાન્ત અપાવી.

મુખ્યત તેમના જ આગ્રહથી મહાસભાની કાર્યવાહક સમિતિએ તદ્દન અણનમ વલણવાળો ઠરાવ કર્યો. એ પ્રસિદ્ધ થાય તે પહેલાં સર તેજબહાદુર સપ્રુ અને શ્રી શ્રીનિવાસ શાસ્ત્રી તરફથી પિતાશ્રીની ઉપર એક તાર આવ્યો, તેમાં જણાવ્યું હતું કે 'અમને બંનેને આપની સાથે ચર્ચા કરવાની તક ન મળે ત્યાં સુધી કોઈ પણ પ્રકારનો નિર્ણય ન કરવાની અમે મહાસભાને આપની મારફતે વિનંતિ કરીએ છીએ.' તેઓ તો લંડનથી હિંદ આવવાને નીકળી ચૂક્યા હતા. એ તારનો એવી મતલબનો જવાબ વાળવામાં આવ્યો કે 'મહાસભાની કાર્યવાહક સમિતિએ એક ઠરાવ તો પસાર કરી દીધો છે, પરંતુ આપ બંને આવીને ચર્ચા કરો ત્યાં સુધી તે વર્તમાનપત્રોમાં આપવામાં આવશે નહિ.'

બહાર બની રહેલા આ બનાવોની અમને અંદર જેલમાં ખબર પડી નહોતી. પરંતુ કંઈક ચાલી રહ્યું છે એની અમને ખબર હતી અને તેથી અમારાં મન કંઈક વ્યગ્ર રહેતાં હતાં. જાન્યુઆરી ૨૬મીએ પૂર્ણ સ્વરાજ દિન પાસે આવતો હતો, અને તેની ઉજવણી કેવી અને કેમ થશે તેના તર્કવિતર્કો અમારા મનને વિશેષ રોકી રહ્યા હતા. પાછળથી અમને ખબર થઈ હતી કે દેશભરમાં ગંજાવર સામુદાયિક સભાઓ ભરીને તે પાળવામાં આવ્યો હતો. એ સભાઓમાં પૂર્ણ સ્વરાજનો ઠરાવ ફરીથી કાયમ

રાખવામાં આવ્યો, અને 'સ્મૃતિનો ઠરાવ'[1] એ નામે ઓળખાયેલો તેનો તે જ ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

આ ઉજવણીની યોજના એ બહુ સ્મરણીય સાહસ હતું, કેમકે વર્તમાનપત્રો અથવા છાપખાનાંઓનો ઉપયોગ તો મળી શકે એમ નહોતું, અને ટપાલ અથવા તારનો ઉપયોગ પણ થઈ શકે એમ નહોતું. અને તેમ છતાં દરેક પ્રાન્તની પોતપોતાની ભાષામાં ઘડવામાં આવેલો એકનો એક જ ઠરાવ દેશભરમાં લગભગ એક જ સમયે, શહેરોમાં અને ગામડાંઓમા અસંખ્ય સ્થળોએ મળેલી મોટી મોટી સભાઓમા પસાર કરવામાં આવ્યો હતો. આમાંની ઘણીખરી સભાઓ કાયદાની સામે થઈને ભરવામાં આવી હતી અને પોલીસે તેમને જબરદસ્તીથી વિખેરી નાખી હતી.

જાન્યુઆરી ૨૬મીને દિને અમે ભૂતકાળમાં વિલીન થઈ ગયેલા જૂના સંવત્સર વિષે અને ભવિષ્યમાં આવી રહેલાં નૂતન વર્ષ વિષે ચિંતન કરી રહ્યા હતા. બપોર પછી મને એકાએક ખબર આપવામાં આવી કે મારા પિતાશ્રીની સ્થિતિ ગંભીર છે અને મારે એકદમ ઘેર જવાનુ છે. તપાસ કરતાં મને ખબર પડી કે મને છોડી મૂકવામાં આવે છે. રણજિત પણ મારી સાથે જ આવ્યા.

તે જ દિવસે રાત્રે બીજા ઘણા માણસોને હિંદભરની જુદી જુદી જેલોમાંથા મુક્ત કરવામાં આવ્યા. એ બધા મહાસભાની કાર્યવાહક સમિતિના અસલ તેમજ અવેજી સભ્યો હતા. સરકાર અમને ભેગા મળીને પરિસ્થિતિ વિષે વિચાર કરવાની તક આપવા માગતી હતી. એટલે મને આ રીતે પણ તે જ દિવસે રાત્રે છોડયો તો હોત જ. પિતાશ્રીની સ્થિતિને લીધે મારી મુક્તિ થોડાક કલાક વહેલી થઈ હતી. ૨૬ દિવસના ટૂંકા જેલના અનુભવ પછી કમલા પણ તે દિવસે લખનૌની જેલમાંથી છૂટીને આવી પહોંચી. તે પણ કાર્યવાહક સમિતિની એક અવેજી સભ્ય હતી.

---

૧. આ ઠરાવ પરિશિષ્ટ નં. ૩માં આપવામાં આવ્યો છે.

૩૩

## પિતાશ્રીનું અવસાન

પિતાશ્રીને મેં બરાબર બે અઠવાડિયા પછી જોયા કેમકે નૈનીમાં મને તેઓ ૧૨મી જાન્યુઆરીને દિવસે મળી ગયા હતા, અને તે વખતે તેમના દેખાવથી મને આઘાત પહોંચ્યો હતો. હવે તેમની સ્થિતિ વિશેષ બગડી હતી અને તેમના ચહેરા પર વધારે સોજા જણાતા હતા. તેમને બોલવામાં પણ કંઈક મુશ્કેલી જણાતી હતી, અને તેમનું મગજ હમેશ સાફ રહેતું નહોતું પરંતુ તેમની અસલ સંકલ્પશક્તિ કાયમ હતી અને અસલની જ દૃઢતાથી ટકી રહીને તે શરીર અને મગજ પાસે કામ લેતી હતી.

મને અને રણજિતને જોઈને તેઓ રાજી થયા. એક બે દિવસ પછી રણજિતને (તે કાર્યવાહક સમિતિના સભ્ય તરીકે નહોતા આવ્યા એટલે) નૈની જેલમાં પાછા લઈ જવામાં આવ્યા. આથી પિતાશ્રી અકળાયા; સતત તેઓ રણજિત વિષે પૂછતા, અને ફરિયાદ કર્યા કરતા કે 'હિંદના દૂર દૂરના ભાગોમાંથી કેટલાયે લોકો મને મળવાને આવી શકે છે, છતાં ખુદ મારા જમાઈને મારાથી દૂર રાખવામાં આવે છે' દાક્તરોને તેમની આ મમતથી ચિંતા થતી અને એ સ્પષ્ટ દેખાતું હતું કે તેથી એમના પર માઠી અસર થતી હતી ત્રણ કે ચાર દિવસ પછી, મને લાગે છે કે દાક્તરોની સૂચનાથી, સંયુક્ત પ્રાન્તની સરકારે રણજિતને મુક્ત કર્યા.

જાન્યુઆરીની ૨૬મીએ એટલે હું છૂટ્યો હતો તે જ દિવસે ગાંધીજીને પણ યેરવડા જેલમાંથી છોડી દેવામાં આવ્યા. તેઓ અલ્લાહાબાદમાં આવી રહે તે માટે હું આતુર હતો, અને તેમના છૂટવાની મેં પિતાશ્રીને વાત કરી ત્યારે તેમણે પણ ગાંધીજીને મળવાની ઉત્કંઠા બતાવી બીજે જ દિવસે ગાંધીજી મુંબઈથી નીકળ્યા. તેમનું સ્વાગત કરવાને મુંબઈમાં એવડી મોટી નિગટ

સભા થઈ હતી કે જેવડી મુબઈમા પણ અગાઉ થઈ નહોતી. અલ્લાહાબાદ તેઓ મોડી રાત્રે આવી પહોંચ્યા, પરંતુ પિતાશ્રી તે વખતે પણ તેમની વાટ જોતા જાગતા જ હતા, અને તેમની હાજરી તથા તેમણે ઉચ્ચારેલા થોડા જ શબ્દોની પિતાશ્રી ઉપર સહેજે દેખાઈ આવે એવી સુખદ અસર થઈ. મારી માને પણ તેમના આવવાથી આશ્વાસન અને રાહત મળ્યા

દરમ્યાનમા મહાસભાની કાર્યવાહક સમિતિના અમલ અને અવેજી એમ બન્ને પ્રકારના જેલમાથી છૂટેલા બધા સભ્યોને શુ કરવુ તે સૂઝતું નહોતું, અને તે બધા સભા મેળવવાની સૂચનાની વાટ જોતા હતા તેમાના ઘણા પિતાશ્રીની બાબતમા ચિન્તાતુર બનીને તરત જ અલ્લાહાબાદ આવવાને ઇચ્છતા હતા. તેથી અલ્લાહાબાદમાં સભા ગોઠવીને તેને માટે તે બધાને એકદમ બોલાવવામાં આવ્યા બે દિવસ પછી ત્રીસ કે ચાળીસ સભ્યો આવી પહોચ્યા અને અમારા ઘરની પાસે જ સ્વરાજભવનમા તેમની સભાઓ થઈ હુ તે સભાઓમા વખતોવખત જતો, પરતુ મારુ મન એટલુ બધુ વ્યગ્ર રહેતુ હતુ કે હુ તેમા કોઈ પણ પ્રકારનો અસરકારક ભાગ લઈ શકયો નહોતો, અને અત્યારે તે સભાઓમા શા નિર્ણયો થયા હતા તેનું હુ જરાયે સ્મરણ કરી શકતો નથી, મારુ માનવુ છે કે તે બધા સવિનયભગની હિલચાલ ચાલુ રાખવાના પક્ષમા હતા

ત્યા ભેળા મળેલા આ જૂના મિત્રો અને સાથીઓ પૈકી ઘણાખરા તરતના જ જેલમાથી છૂટીને આવેલા હતા અને ત્યા પાછા તરત જ જવાની અપેક્ષા રાખતા હતા તે બધા કદાચ પિતાશ્રીનુ છેવટનું જ નીવડનારુ દર્શન કરી લેવાની અને તેવા જ પ્રકારની વિદાય લેવાની ઇચ્છા રાખતા હતા બબ્બે અને ત્રણ ત્રણની ટુકડીમાં તે બધા વારાફરતી સવારે અને સાંજે આવી જતા. પિતાશ્રી તેમના આ જૂના સાથીઓનુ એક આરામખુરશીમા બેઠા થઈને જ સ્વાગત કરવાનો આગ્રહ રાખતા હતા. ભવ્યપણે અને કઇંક અંશે ભાવશૂન્યપણે તેઓ ત્યા બેઠેલા દેખાતા કેમકે હૃદયમા ઊઠતા ભાવો તેમના ચહેરા પરના સોજાને લીધે બરાબર વ્યક્ત થતા નહોતા પરતુ એક પછી એક જૂના સાથીઓ

અને મિત્રો વાગકરતી તેમની નજરે પડતા તેમ તેમ તેમની આખો ચમકતી અને તેમને દરેકને ઓળખી કાઢ્યાનો ભાવ સ્પષ્ટ ઝળકી ઊઠતો, તેમનુ મસ્તક સહેજ નીચુ નમતું અને તેમના હાથ નમસ્કારના હેતુથી ભેગા થતા. અને જોકે ઝાઝું બોલી શકતા નહોતા છતા કોઈક વખત તેઓ થોડાક શબ્દોમાં કઈક કહેતા અને તેટલામા પણ તેમનો અસલ વિનોદ ઝળકી ઊઠતો. જીવલેણ ધાથી પીડાતા કોઈ વૃદ્ધ સિંહ મમા તેઓ ત્યા બેઠા હતા, અને તેમની શારીરિક શક્તિ લગભગ બધી ઓસરી ગઈ હતી તોયે તેઓ હજી પણ સિંહમમા તેમજ કોઈ રાજવી જેવા દેખાતા હતા. હું તેમને જોતો જોતો વિચાર કરતો હતો કે આ ક્ષણે તેમના મગજમાં શા વિચારો ચાલતા હશે? કે અમારી પ્રવૃત્તિઓમાં રસ લેવાની સ્થિતિથી તેઓ પર થઈ ગયા છે? એ તો સ્પષ્ટ જ દેખાતુ હતુ કે તેમના અંતરમા મથન ચાલી રહ્યું હતું, પોતાના કાબૂમાથી સરી જતી વસ્તુઓ પર પોતાની પકડ કાયમ રાખવાના પ્રયાસો કર્યા કરતા હતા. અતકાળ સુધી તેમનુ આ મથન ચાલુ રહ્યુ, અને છેક છેવટની ક્ષણ સુધી તેમણે નમતુ ન આપ્યુ. વચ્ચે વચ્ચે તેઓ અમારી સાથે તદ્દન સ્પષ્ટતાથી વાતો કરતા. અને જ્યારે તેમનુ ગળુ પકડાઈ ગયુ અને તેથી પોતાને કહેવાની વાત અમને બરાબર સમજાવવાની તેમને મુશ્કેલી પડવા લાગી ત્યારે પોતાની વાતો કાગળની ચિઠ્ઠીઓ પર લખીને તેમણે આપવા માંડી

પડોશના મકાનમાં ચાલી રહેલી કાર્યવાહક સમિતિની સભાઓમાં તેઓ લગભગ નહિ જેવો જ રસ લેતા. એક પખવાડિયા અગાઉ એ સભાઓના કામકાજમા તેમને બહુ રસ પડત, પરંતુ હવે તેમને લાગતું હતું કે આવા પ્રકારના બનાવોથી પોતે ક્યારના દૂર નીકળી ગયા છે. ગાંધીજીને તેમણે જણાવ્યું કે, "મહાત્માજી, હું તો હવે તુરતમાં ચાલ્યો. સ્વરાજ જોવાનું માગ નસીબમાં નથી. પરંતુ હું જાણુ છું કે તમે તો તે જીતી ચૂક્યા છો, અને થોડા જ સમયમાં તે તમારા હાથમાં આવશે"

બીજાં શહેરો અને પ્રાન્તોમાથી આવેલા ઘણાખરા લોકો પોતપોતાને સ્થળે પહોંચવાને ઊપડી ગયા હતા. ગાંધીજી અને

કેટલાક નિકટના મિત્રો તેમજ પાસેના સંબંધીઓ તથા ત્રણ પ્રસિદ્ધ દાક્તરો રહ્યા હતા. એ ત્રણે મુખ્તાર અહમદ-અનસારી, બિધાનચંદ્ર રાય, અને જીવરાજ મહેતા, તેમના જૂના મિત્રો હતા, અને પિતાશ્રી હંમેશ કહેતા કે એમને પોતાનું શરીર તેમણે સાચવી રાખવાને સોંપી દીધું છે. ફેબ્રુઆરીની ૪થીની સવારે તેમની સ્થિતિ કંઈક સુધરેલી લાગી, અને તેનો લાભ લઈને તેમને લખનૌ ખસેડવાનો નિર્ણય કરવામાં આવ્યો. ત્યાં એક્સ-રેનો ઊંડો ઉપચાર કરી શકાય એવાં સાધનો હતાં, તે અલ્લાહાબાદમાં નહોતાં. તે જ દિવસે અમે તેમને મોટરમાં લઈને નીકળ્યા. ગાંધીજી અને બાકીનું મોટું મંડળ અમારી પાછળ આવ્યું. અમે બહુ ધીમેથી મુસાફરી કરી હતી તોપણ તેમને ખૂબ શ્રમ પહોંચ્યો. બીજે દિવસે તેમનો થાક ઊતરી જતો હોય એમ લાગ્યું પરંતુ બીજાં કેટલાંક ભય ઉપજાવે એવાં ચિહ્નો જણાતાં હતાં. ફેબ્રુઆરીની ૬ઠ્ઠીએ એટલે બીજે દિવસે વહેલી સવારમાં હું તેમની પથારી પાસે જાગરણ કરતો બેઠો હતો. આગલી રાત તેમણે ખૂબ કષ્ટમાં ઊંઘ અથવા આરામ વગર કાઢી હતી; એકાએક મેં જોયું કે તેમનો ચહેરો શાંત થઈ ગયો છે, અને તેના ઉપરનો મથનનો ભાવ અદૃશ્ય થઈ ગયો છે. મને લાગ્યું કે તેઓ ઊંઘમાં પડ્યા છે અને તેથી હું રાજી થયો. પરંતુ પાસે બેઠેલી મારી માતાની આંખ વધારે દેખતી હતી. એટલે તેણે એક ચીસ પાડી. પિતાશ્રી ઊંઘી ગયા છે માટે તું એમાં ખલેલ ન કર એવી મેં તેને આજીજી કરી. પરંતુ એ નિદ્રા તેમની છેવટની શાશ્વત નિદ્રા હતી, તેમાંથી જાગીને ઊઠવાપણું રહ્યું નહોતું.

તે જ દિવસે મોટરથી અમે તેમનો મૃત દેહ અલ્લાહાબાદ લઈ આવ્યા, હું તે જ મોટરમાં બેઠો હતો, રણજિત તેને ચલાવતા હતા અને અમારી સાથે પિતાશ્રીનો માનીતો અંગત સેવક હરિ બેઠો હતો. અમારી પાછળની ગાડીમાં મારી મા અને ગાંધીજી આવતાં હતાં, અને તેમની પાછળ વળી બીજી મોટરો આવતી હતી. તે દિવસે આખો દહાડો મારું મન છેક જ સૂન મારી ગયું હતું, શું બની ગયું છે તેનું મને બરાબર ભાન નહોતું, અને એક પછી એક ઝપાટાબંધ બનતા બનાવોને લીધે તેમજ મોટા

ટોળાંઓને લીધે હું વિચાર કરી શકતો નહોતો પિતાશ્રીના અવસાનના ખબર પહોંચ્યા પછી બહુ થોડા સમયમા લખનૌમા ગંજાવર મેદનીઓ ટોળે વળી હતી લખનૌથી અલ્લાહાબાદ ઝપાટાબંધ ધસતી જતી મોટરમાં રાષ્ટ્રીય ધ્વજમા વીંટાળેલા પિતાશ્રીના મૃત દેહની પાસે હું બેઠો હતો, એક મોટો રાષ્ટ્રીયધ્વજ અમારી મોટર પર ઊડતો હતો અને અલ્લાહાબાદ અમે આવી પહોંચ્યા, તેમજ ત્યા પિતાશ્રીના અવશેષને બહુમાન કરવાને અનેક ગાઉ દૂરથી લોકોનાં ગંજાવર ટોળા ભેગા થયા હતાં, એ બધાનું માત્ર મને તાદશ સ્મરણ રહી ગયુ છે ઘેર પહોંચ્યા પછી ત્યા કંઈક વિધિઓ કરવામા આવી, અને તે પછી વિરાટ માનવ-સમુદાયની સાથે છેવટે ગંગા તરફ કરેલા પ્રયાણનું પણ મને તેવુ જ સ્મરણ છે શિયાળાની ઋતુના તે ટૂંકા દિવસની રાત્રીનો અંધકાર ભાગીરથીના તટ ઉપર ઊતરવા લાગ્યો તે સમયે ચિતાની મહાન જ્વાળાઓએ પિતાશ્રીના દેહને પોતાની અંદર સમાવી દીધો. એ દેહમા ચેતન વિરાજતું હતું ત્યારે તે અમને તેમના નિકટના સ્વજનોને તેમજ હિંદના કરોડો લોકોને કેટલો મહામૂલો હતો' ગાંધીજીએ ભેગા મળેલા સમુદાયને એક ટૂંકુ હૃદયદ્રાવક ભાષણ કર્યુ અને પછી અમે બધા ચુપચાપ ઘેર જવાને પાછા ફર્યા. વહાલામાં વહાલાને વળાવી એકલા એકલવાયા અમે ઘેર પહોંચ્યા ત્યારે તારાઓ આકાશમાં ચમકી રહ્યા હતા

મારી માતાને અને મને સહાનુભૂતિના હજારો હજાર સંદેશાઓ મળ્યા લોર્ડ અને લેડી અર્વિને પણ મારી માતાને ઉદ્દેશીને એક સદ્ભાવ ભરેલો સંદેશો મોકલ્યો સહાનુભૂતિ અને શુભેચ્છાના આ વિશાળ પ્રવાહમાં અમારા દુઃખની વેદના કંઈક અંશે શાંત થઈ, પરંતુ સૌથી વિશેષ તો ગાંધીજીની અદ્ભુત શાંતિ આપનારી અને દુઃખના ઘા રૂઝવનારી મદદથી જ મારી મા અને અમે બધાં અમારા જીવનની પરમ વેદનાને સહન કરી શક્યાં

પિતાશ્રી કાયમને માટે ચાલી ગયા છે એ વાત મારું મન ક્રમે કરીને માનતું નહોતું ત્રણ માસ પછી મારી પત્ની અને પુત્રીની સાથે હું લંકામા હતો, અને ત્યાં ન્યુરેલિયામાં અમે

થોડાક શાન્ત અને આરામના દિવસો ગાળતાં હતાં ત્યારની આ વાત છે. મને એ જગ્યા બહુ ગમી ગઈ, અને મને ક્ષણભર એમ થઈ આવ્યું કે પિતાશ્રીને એ બહુ ફાવશે તો પછી ચાલો ત્યારે તેમને બોલાવી કેમ ન લઈએ? તેઓ છેક થાકી ગયા હશે અને અહીંના આરામથી તેમને બહુ લાભ થશે. આ વેળા હું એવું તો ભાન ભૂલ્યો હતો કે અલ્લાહાબાદ તાર કરવાની તૈયારીમાં હતો!

લંકાથી અમે અલ્લાહાબાદ પાછા ફર્યાં ત્યારે ટપાલ મારફતે મને એક વિલક્ષણ પત્ર મળ્યો. તેના પાકીટ ઉપર પિતાશ્રીના હસ્તાક્ષરમાં મારું સરનામું કરેલું હતું, તેમજ ટપાલની જુદી જુદી અનેક ઑફિસની છાપ પડેલી હતી. ભારે તાજ્જુબીથી મે તે પાકીટ ખોલ્યું તો ખરે જ પિતાશ્રીએ મારા પર લખેલો પત્ર તેમાંથી નીકળ્યો, પરંતુ તેના પર તારીખ માત્ર ૨૬ ફેબ્રુઆરી ૧૯૨૬ હતી. ૧૯૩૧ના ઉનાળામાં તે મને પહોંચાડવામાં આવ્યો એટલે તે પત્રે સાડાપાંચ વર્ષની મુસાફરી કરી હોવી જોઈએ. હું અને કમલા ૧૯૨૬માં યુરોપ જવાને નીકળવાની તૈયારીમાં હતાં ત્યારે અમદાવાદથી પિતાશ્રીએ તે પત્ર લખ્યો હતો. ઈટૅલિયન લૉઈડ કંપનીની જે આગબોટ પર અમે મુસાફરી કરવાનાં હતાં તેના પર પહોંચે એ રીતે મુંબઈને મારે સરનામે તેને રવાના કરવામાં આવ્યો હતો. એમ લાગે છે કે ત્યાં અમને તે જરાક મારુ મળતો રહી ગયેલો, અને ત્યાર પછી કોઈક ઉત્સાહી માણસને તેને મારા તરફ મોકલી આપવાનું સૂઝી આવ્યું ત્યાં સુધી તેણે અનેક ભિન્ન ભિન્ન સ્થળોની મુલાકાત કરી હોવી જોઈએ અને કદાચ ઘણુંએક ટપાલનાં ખાનાંઓમાં તે પડયો રહ્યો હશે. સૌથી મોટુ કૌતુક તો એ હતુ કે એ પત્ર વિદાયનો હતો.

## ૩૪

# દિલ્લીનો કરાર

પિતાશ્રીના અવસાનને દિવસે અને લગભગ તે જ ઘડીએ ગોળમેજી પરિષદના પ્રતિનિધિઓનું એક મોટું મંડળ મુંબઈને કિનારે ઊતર્યું. શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રી અને સર તેજબહાદુર સપ્રુ, તેમજ જેમનું મને અત્યારે સ્મરણ નથી એવા બીજા પણ કેટલાક ઘણુંકરીને તેમની સાથે, સીધા અલ્લાહાબાદ આવી પહોંચ્યા. ગાંધીજી અને મહાસભાની કાર્યવાહક સમિતિના કેટલાક સભ્યો તો ત્યાં હતા જ. અમારા ઘરમાં એ બધાની કેટલીક ખાનગી વાતચીતો થઈ અને તેમાં ગોળમેજી પરિષદે શું કર્યું હતું તેનો હેવાલ આપવામાં આવ્યો. પણ આ બધું શરૂ થાય તે પહેલાં જ એક નાની સરખી ઘટના બની. શ્રી. શાસ્ત્રીએ, સાવ સ્વેચ્છાએ પોતે એડિનબરોમાં જે ઉદ્ગારો કાઢ્યા હતા તે વિષે ખેદ દર્શાવ્યો. અને તેમ કરતાં જણાવ્યું કે, "મારા પર આસપાસના વાતાવરણની અસર બહુ થઈ જાય છે, અને તેવે વખતે મારી 'ઊભરાતી વાચાળતા' મને ગમે ત્યાં ખેંચી જાય છે."

ગોળમેજી પરિષદના પ્રતિનિધિઓએ પરિષદ વિષે અમે અગાઉથી જે જાણતા હતા તેના કરતાં વિશેષ મહત્ત્વનું કશું જણાવ્યું નહિ. બહાર જે બન્યું હતું તેની પાછળ થયેલા અનેક પ્રકારના કાવાદાવા વિષે, અને ખાનગીમાં લૉર્ડ ફલાણાએ શું કહ્યું હતું અથવા સર ફલાણાએ શું કર્યું હતું તેની બેશક તેમણે ઘણી વાતો કરી. મને હંમેશ લાગ્યું છે કે હિંદમાંના આપણા મધ્યમમાર્ગી મિત્રો સિદ્ધાન્તોની અથવા હિન્દની પરિસ્થિતિની વાસ્તવિકતાના કરતાં મોટા અધિકારીઓ સાથેની તેમજ તેમને વિષેની ખાનગી વાતો અને ગપસપને વિશેષ મહત્ત્વ આપે છે. આ મધ્યમમાર્ગી નેતાઓ સાથેની અમારી આ ખાનગી વાતચીતમાંથી કશું નિષ્પન્ન ન થયું,

અને ગોળમેજી પરિષદના નિર્ણયો તદ્દન માલ વગરના હતા એ અમારો અગાઉ બંધાયેલો અભિપ્રાય માત્ર કાયમનો રહ્યો. તે પછી કોઈકે (કોણે તે હું ભૂલી ગયો) સૂચના કરી કે ગાંધીજીએ વાઈસરૉયને કાગળ લખીને એક મુલાકાતની માગણી કરવી જોઈએ, અને તેમની સાથે ખુલ્લા દિલથી વાતચીત કરવી જોઈએ. ગાંધીજીએ એ વાત માન્ય રાખી, જોકે એમાંથી ખાસ કશું પરિણામ આવે એવી તેમણે અપેક્ષા રાખી હોય એમ મને લાગતું ન હતું. પરંતુ પોતાની કાર્યપદ્ધતિના એક સિદ્ધાંત મુજબ પોતાના પ્રતિપક્ષીઓને મળીને તેમની સાથે કોઈ પણ પ્રકારની ચર્ચા કરવાને ગાંધીજી ગમે તેટલી હદે જવાને તત્પર હોય છે. પોતે ધારણ કરેલા વલણની સચ્ચાઈ વિષે તેમને ખાતરી હોવાથી સામા પક્ષને પણ તેની ખાતરી કરાવી આપવાની તેમને આશા હોય છે; પરંતુ તેમનો આશય ઘણુંકરીને માત્ર સામા પક્ષની બુદ્ધિને સંતોષવાનો જ નથી હોતો. તેમનું લક્ષ હંમેશ સામા પક્ષના માનસનો પલટો કરાવવા પર, બે પક્ષ વચ્ચેના રાગદ્વેષ તેમજ અવિશ્વાસથી ઉત્પન્ન થતા અંતરાયો દૂર કરવા પર, અને સામાની સદ્‌વૃત્તિ તેમજ શુભ સંસ્કારને જાગ્રત કરવા પર રહે છે. તેમને એ વિશ્વાસ હોય છે કે આટલું પરિવર્તન સિદ્ધ થઈ શકે તો સામા પક્ષની ખાતરી કરાવી આપવાનું બહુ સહેલું બની જાય છે, અથવા તેમ ન બની શકે તોપણ તેનો વિરોધ નરમ પડી જઈને પરસ્પરના વિરોધમાંથી ડંખ નીકળી જાય છે. તેમની સામે શત્રુવટ રાખનાર વ્યક્તિઓ સાથેના અંગત વહેવારમાં તેમણે અનેક દાખલાઓમાં આ પ્રકારે વિજય મેળવ્યો હતો; માત્ર વ્યક્તિત્વના પ્રભાવથી જ પોતાના પ્રતિપક્ષને તેઓ અદ્‌ભુત રીતે પોતાના પક્ષમાં ખેંચી લેતા. તેમના ટીકાકારો અને તેમનો ઉપહાસ કરનારાઓ પૈકી અનેક તેમના વ્યક્તિત્વના પ્રભાવથી અભિભૂત થઈ જઈને તેમનો આદર કરતા થઈ ગયા હતા, અને તે પછી ટીકા ચાલુ રહેતી પણ તેમાં કદી ઉપહાસનો અંશ રહેતો નહિ.

પોતાના આ સામર્થ્યના ભાનથી ગાંધીજી પોતાનો વિરોધ કરનારાઓની સાથે મુલાકાતના પ્રસંગોને વધાવી લે છે. પરંતુ વ્યક્તિઓ સાથે કોઈક અંગત અથવા ગૌણ મુદ્દાઓ વિષે વહેવાર

કરવો એ એક વાત છે; વિજયોન્મત્ત સામ્રાજ્યવાદની પ્રતિનિધિ બ્રિટિશ સરકાર જેવી અમૂર્ત વસ્તુ સાથે ભેટો કરવો એ તદ્દન જુદી વાત હતી. આ વાતનો બરાબર ખ્યાલ હોવાથી ગાંધીજી લૉર્ડ અર્વિન સાથે મુલાકાત કરવાને ગયા, પણ ઝાઝી અપેક્ષા રાખીને ગયા નહોતા. સવિનય ભંગની લડત આ સમયે પણ ચાલુ હતી, પરંતુ સરકાર સાથે સંધિની મસલત ચાલી રહી છે એવી ઘણી વાતો ચાલતી હોવાથી તે મોળી પડી ગઈ હતી.

જરા પણ ઢીલ વિના મુલાકાતની 'હા' આવી ગઈ, એટલે ગાંધીજી દિલ્લી ઊપડી ગયા અને અમને કહેતા ગયા કે કામચલાઉ સમાધાનની બાબતમાં વાઇસરૉય સાથે કોઈ પણ પ્રકારની મહત્ત્વની વાતચીત થશે તો હું મહાસભાની કાર્યવાહક સમિતિના સભ્યોને ત્યાં બોલાવી લઈશ. થોડા દિવસ પછી અમને બધાને દિલ્લી જવાનું તેડું આવ્યું. ત્યાં અમે ત્રણ અઠવાડિયાં સુધી રહ્યા, અને રોજેરોજ ભેગા મળીને અતિશય પરિશ્રમ પહોંચે એવી ચર્ચાઓ કરી. ગાંધીજીની લૉર્ડ અર્વિન સાથે વારંવાર મુલાકાત થતી, પણ ઘણું કરીને હિંદી સરકાર લંડન હિંદખાતાના રાજ્યસચિવ સાથે સંદેશાઓ ચલાવતી તેને લીધે વચ્ચે વચ્ચે ત્રણ ચાર દહાડાનો ગાળો પડી જતો. કેટલીક વખતે દેખીતી રીતે નજીવી લાગતી બાબતો અથવા તો અમુક શબ્દોને લીધે પણ આ મસલત ચાલતી અટકી પડતી. આવો એક શબ્દ સવિનય ભંગની 'સસ્પેન્શન' (મોકૂફી) નો હતો. ગાંધીજીએ ચર્ચાઓ દરમ્યાન પહેલેથી જ સ્પષ્ટ કર્યું હતું કે સવિનય ભંગ કદી પણ છેવટને માટે આટોપી લઈ નહિ શકાય, અથવા છોડી દઈ નહિ શકાય, કેમકે પ્રજાના હાથમાં સત્યાગ્રહ એ એકમાત્ર લડતનું શસ્ત્ર છે; હા, તેને મોકૂફ રાખી શકાય. લૉર્ડ અર્વિનને એ શબ્દ સામે વાંધો હતો, તેમને એમાં સમાપ્તિનો ભાવ જોઈતો હતો, અને ગાંધીજી તેમાં સંમત થતા નહોતા. આખરે 'ડિસકન્ટિન્યુડ' ('ચાલુ રાખવામાં નહિ આવે') શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો. પરદેશી કાપડની અને દારૂની દુકાનોની ચોકી વિષે પણ લાંબી ચર્ચાઓ ચાલી હતી. સરકાર સાથેની કામચલાઉ સુલેહની યોજનાની વિચારણામાં જ અમારો ઘણો વખત ખરચાઈ જતો, અને લડતના આખા પ્રશ્નના

મૂળમાં રહેલી બાબતો પર નજીવું લક્ષ આપવામાં આવતું હતું. કામચલાઉ સમાધાન થઈ જાય અને રોજેરોજ ચાલી રહેલું યુદ્ધ અટકે પછી વિશેષ અનુકૂળ પરિસ્થિતિમાં પાછળથી આ મૂળગત બાબતોનો વિચાર થઈ શકશે એવો ઘણું કરીને સૌનો ખ્યાલ હતો. આ ચર્ચાઓને પરિણામે યુદ્ધવિરામ જાહેર થશે અને તે પછી મતભેદના મૂળ સાચા મુદ્દાઓની વિશેષ ચર્ચા કરીશું એવું કંઈક આ ચર્ચાઓ વિષે અમારું વલણ હતું

દિલ્હીમાં તે સમયે સર્વ પ્રકારના લોકો આકર્ષાઈને આવ્યા હતા. અનેક પરદેશી, વિશેષ કરીને અમેરિકન, પત્રકારો પણ ત્યાં રોજે વળ્યા હતા અને અમે બધી વાતો વિષે ચૂપકી જાળવતા તેથી તે બધા કંઈક અકળાતા તેઓ અમને કહેતા કે ગાંધી-અર્વિન ચર્ચાઓ વિષે નવું દિલ્હીની સરકારી કચેરીમાંથી તમારા લોકો પાસેથી મળે છે તેના કરતાં અમને વધારે સમાચારો મળે છે અને આ વાત સાચી હતી. વળી ગાંધીજીનું દર્શન કરવાને ઘણા ઉચ્ચ પંક્તિના મહાનુભાવો પણ ત્યાં ભેગા મળ્યા હતા કેમકે મહાત્માનો સિતારો તે વેળા ચમકી રહ્યો હતો ના? આજ સુધી ગાંધીજીથી તેમજ મહાસભાથી દોઢ ગાઉ દૂર ભાગતા ફરતા, અને ઘણીવાર તે બન્નેને જેમણે અનેક પ્રસંગે નિંદી કાઢ્યાં હતાં, એવા આ મહાનુભાવોને પોતાના પૂર્વવર્તનને માટે પ્રાયશ્ચિત્ત કરવાની ઉતાવળમાં પડેલા જોઈને ખરેખર રમૂજ આવતી હતી. મહાસભા હવે નીવડેલી જણાતી હતી, અને કોને ખબર કે ભવિષ્યમાં શું થવાનું હતું? ગમે તેમ હો, હવે મહાસભા અને તેના આગેવાનો સાથે મીઠો સંબંધ રાખવામાં જ માલ હતો! એક વરસ પછી એ મહાનુભાવોની મનોવૃત્તિએ નવો પલટો ખાધો, તેઓ સૌ મહાસભા અને તેના બધા કારસ્તાનો વિષેની પોતાની ઊંડી સૂગ જાહેર કરતા થઈ ગયા, તેમજ તેમને એ બધાની સાથે કશી લેવાદેવા નથી એમ પોકારીને કહેતા થઈ ગયા

આ બધી નવીન ઘટનાઓથી કોમવાદીઓને પણ પાણી ચડ્યું, અને ભવિષ્યની વ્યવસ્થામાં પોતાનું સ્થાન બહુ આગળ પડતું નહિ રહે એ વાતની, કંઈક ભય સાથે તેમને ગંધ આવી. એટલે તેમના પૈકી પણ અનેક જણ મહાત્માજી પાસે જઈ પહોંચ્યા,

અને તેમને વિશ્વાસ આપવા લાગ્યા કે 'કોમીપ્રશ્ન વિષે સમાધાન કરવાને અમે બહુ તત્પર છીએ; તેમજ આપ જાતે જો એ બાબતમાં પહેલ કરો તો સમાધાન વિષે કશી મુશ્કેલી આવવાની નથી.'

ગાંધીજી અને અમારામાંના ઘણાખરા દા. અનસારીને ત્યાં રહેતા હતા; હવે ઉચ્ચ પંક્તિના મહાનુભાવો અને સામાન્ય પંક્તિના સજ્જનોનો એકસરખો પ્રવાહ આ ઘર તરફ ચાલતો જ રહેતો. અને અમારા ફુરસદના વખતમાં તેમનું નિરીક્ષણ કરીને અમે જ્ઞાન તેમજ ગમ્મત મેળવતા. છેલ્લાં કેટલાંક વર્ષોથી અમારો મુખ્ય વહેવાર ગામડાં અને શહેરોમાંના ગરીબ તેમજ જેલમાં જઈ બેઠેલા તદ્દન નિરાધાર લોકો સાથે રહ્યો હતો. ગાંધીજીને મળવા આવનારા ખાધેપીધે સુખી અને અત્યંત તાજા લાગતા લોકોએ અમને મનુષ્યપ્રકૃતિની બીજી બાજુનું — સમો પારખીને તેને તદ્દન અનુકૂળ થઈ જવાની વૃત્તિનું — દર્શન કરાવ્યું. એ જાતને જ્યાં જ્યાં સફળતા અને સામર્થ્યનું દર્શન થાય છે, ત્યાં ત્યાં અભિમુખ થઈને પોતાના સ્મિતહાસ્યના પ્રકાશથી તે તેનો સત્કાર કરે છે. એમાંના ઘણા હિંદમાંના બ્રિટિશ સરકારના દૃઢ આધારસ્તંભો હતા. હિન્દમાં જે કોઈ બીજી સરકાર આબાદ થાય તેના પણ તેઓ એટલા જ દૃઢ આધારસ્તંભો થનારા છે એ જ્ઞાન થવાથી અમને નિરાંત વળતી હતી.

તે સમયે ન્યુ દિલ્હીમાં ગાંધીજી રોજ મળસકે ફરવા જતા. ત્યારે તેમની સાથે હું વારંવાર જતો. સામાન્ય રીતે તેમની સાથે વાતો કરવાને આ દરમ્યાન જ પ્રસંગ મળી શકતો, કેમકે બાકી રહેલા દિવસના તો જાણે ઝીણા ઝીણા ટુકડા પાડીને તેમાંની એકેએક મિનિટ કોઈકને અથવા કંઈકને માટે મુકરર થઈ જતી. કોઈ કોઈવાર તો સવારના ફરવા જવા વખતનો સમય પણ ઘણુંખરું કોઈ પરદેશી મુલાકાત કરનારને અથવા અંગત સલાહ લેવાને આવેલા કોઈ મિત્રને આપી દેવો પડતો. ભૂતકાળ તેમજ વર્તમાન સમયની અને વિશેષે કરીને ભવિષ્યની એમ ઘણી બાબતોની અમે વાતો કરતા. મહાસભાના ભવિષ્ય વિષેની તેમની એક કલ્પનાથી મને ખૂબ આશ્ચર્ય થયું હતું તે મને બરાબર યાદ

છે. સ્વરાજ આવ્યું કે તુરત જ આજની મહાસભા તો આપોઆપ મટી જશે એવો મારો ખ્યાલ હતો. તેમનો વિચાર એવો હતો કે મહાસભાની હસ્તી કાયમ રહેવી જોઈએ, પણ તે એક શરતેઃ તેણે પોતાની જાત ઉપર મર્યાદા મૂકનારો એક એવો ઠરાવ કરવો કે રાજ્યવ્યવસ્થામાં તેના કોઈ સભ્યે પગારથી નોકરી સ્વીકારવી નહિ, અને તે પૈકી કોઈને રાજ્યતંત્રમાં એ પ્રકારનું સત્તાનું સ્થાન લેવું હોય તો તેણે મહાસભાનો ત્યાગ કરવો. આ કલ્પનાની વિગતો તેમણે કેવી રીતે વિચારી હતી તેનું મને અત્યારે સ્મરણ નથી, પરંતુ એ કલ્પનાની પાછળ રહેલો મમમ વિચાર એ હતો કે મહાસભાને કશો સ્વાર્થ નહિ રહે એટલે પોતાની તટસ્થતાને કારણે સરકારના કાર્યવાહક મંડળ ઉપર તેમજ તેનાં બીજાં ખાતાંઓ ઉપર તે પ્રબળ નૈતિક અસર પહોંચાડી શકશે, અને એ રીતે તે સરકારને સાચા માર્ગ પર રાખી શકશે.

હવે આ એક અસામાન્ય કલ્પના છે અને મને તો એ સમજવામા બહુ મુશ્કેલી પડે છે, તેમજ મારી સમજ પ્રમાણે તેને વહેવારમાં અમલમાં મૂકવાને અંગે અનેક મુશ્કેલીઓ ઉપસ્થિત થાય છે. મને એમ લાગે છે કે આવા પ્રકારના કોઈ મંડળની હસ્તી કલ્પી શકીએ તોપણ તેનો કબજો પ્રજાનો કોઈ એક વિશિષ્ટ સમૂહ લીધા વિના ન રહે, અને પોતાના જ સ્વાર્થને માટે તેનો દુરુપયોગ કરતાં ન ચૂકે. પરંતુ એ કલ્પનાનો અમલ કેમ અને કેવો થશે તે વાત બાજુએ રાખીએ તો, એ કલ્પનાથી ગાંધીજીની વિચારણાની ભૂમિકાનું કંઈક અંશે આકલન કરવાનું સાધન મળી રહે છે. આજકાલના રાજકીય પક્ષની કલ્પના લઈએ. આધુનિક રાજકીય પક્ષનો એક પ્રકાર તો એવો છે જેમાં અમુક ઠરાવેલા સિદ્ધાંતો પ્રમાણે સમાજની રાજકીય અને આર્થિક પુનર્ઘટના કરવાના હેતુથી રાજ્યસત્તા કબજે કરવાનો ઉદ્દેશ હોય છે; અથવા તો વર્તમાન સમયમાં મોટા પ્રમાણમાં જોવામાં આવતો બીજો પ્રકાર એવો હોય છે કે જેમાં, મિ. આર. એચ. ટોનીના શબ્દોમાં, વધારેમાં વધારે ગધેડાઓને વધારેમાં વધારે ગાજર પૂરાં પાડવાનો હેતુ હોય છે. આ બન્ને કલ્પનાથી ગાંધીજીની કલ્પના સાવ જુદી છે.

ગાંધીજીની લોકશાસનની કલ્પના સ્પષ્ટ રીતે આધ્યાત્મિક છે. સામાન્ય રીતે મતસંખ્યા, અથવા વધુમતી, અથવા પ્રતિનિધિત્વનો જે અર્થ કરવામાં આવે છે તેની સાથે એનો કશો સંબંધ નથી. આ આધ્યાત્મિક લોકશાસનની રચના તો સેવા અને ત્યાગના પાયા પર થઈ છે, અને તેની સત્તાનું સાધન નૈતિકબળ છે. થોડા જ સમય ઉપર પ્રસિદ્ધ કરેલા એક નિવેદનમાં[1] તેમણે લોકશાસનવાદની વ્યાખ્યા કરી છે. પોતે 'સ્વભાવથી જ લોકશાસનવાદી' છે એવો તેમનો દાવો છે. "માનવજાતિના અકિંચનમાં અકિંચન લોકો સાથે એક થઈ જવું, તેમની સ્થિતિથી જરાયે સારી સ્થિતિમાં રહેવાની આકાંક્ષા ન રાખવી, અને પોતાની હોય તેટલી સમગ્ર શક્તિથી એ આકાંક્ષાને અનુરૂપ રહેણીએ પહોંચવાનો બુદ્ધિપૂર્વક પ્રયાસ કરવો! — આટલાથી એ દાવો કરવાનો અધિકાર મળતો હોય તો મારે વિષે હું એ દાવો કરું છું." લોકશાસનની ચર્ચા કરતાં તેઓ વિશેષ કહે છે :

"આપણે એટલી વસ્તુ કબૂલ કરી લેવી જોઈએ કે મહાસભા લોકતંત્રનાં લક્ષણોવાળી સંસ્થા છે તેમજ તેનો લોકો પર પ્રભાવ પડે છે એવી તેની જે કીર્તિ બંધાઈ છે તે તેના વાર્ષિક સમારંભમાં આકર્ષાઈ આવતા પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોની સંખ્યાને લીધે નથી, પરંતુ તેણે બજાવેલી સેવામાં જે ઉત્તરોઉત્તર સતત વધારો થતો રહ્યો છે તેને લીધે છે. પાશ્ચાત્ય લોકશાસન પદ્ધતિ અત્યાર સુધીમાં નિષ્ફળ ન નીવડી હોય તો પણ હવે તે કસોટીએ તો ચડી જ છે. લોકશાસનના પ્રયોગની પ્રત્યક્ષ સફળતા પુરવાર કરીને તેનું સાચું શાસ્ત્ર ઘડવાનું કાર્ય હિંદના જ ભાગ્યમાં હોય એવી આપણે આશા રાખીએ."

"આજે તો લોકશાસનમાંથી નર્યાં લાંચરિશવત અને દાંભિકતા જ નીપજ્યાં હોય એમ લાગે છે, તેમ ન થવું જોઈએ. અથવા લોકોના વધારેમાં વધારે મતથી પણ લોકશાસનની કિંમત અંકાતી નથી. પોતે જેમના પ્રતિનિધિ હોવાનો દાવો કરતા હોય તેવા લોકોની ભાવના, આશા અને અભિલાષાઓ વ્યક્ત કરનારા ખોખા

---

૧. ૧૭મી સપ્ટેંબર ૧૯૩૪ની તારીખના.

જેટલા લોકો દ્વારા ચાલતું તંત્ર લોકશાસન સાથે અસંગત નથી. મારો એ દૃઢ અભિપ્રાય છે કે સાચા લોકશાસનનો વિકાસ હિંસાને બળે થઈ શકવાનો નથી; લોકશાસન બહારથી ઠોકી બેસાડેલું કદી હોઈ ન શકે; તેનો ઉદય તો અંતરમાંથી થવો જોઈએ.

ગાંધીજી જાતે જ કહે છે તેમ આ કોઈ પાશ્ચાત્ય લોકશાસન નથી; પરંતુ એ પણ એક આશ્ચર્યની વાત જ છે કે સામ્યવાદીઓની લોકશાસનની કલ્પના સાથે ગાંધીજીની કલ્પનામાં કેટલુંક સામ્ય રહેલું છે, કેમકે સામ્યવાદીઓની કલ્પનામાં પણ કંઈક આધ્યાત્મિકતાની છટા રહેલી છે. ગણ્યાગાંઠયા સામ્યવાદીઓ પણ આમજનતાની ખરી હાજતો અને ઇચ્છાઓના પ્રતિનિધિ હોવાનો દાવો કરે છે, જો કે જનતાને એ વાતનું જરાય ભાન નથી હોતું. તેમને માટે આમજનતા એક આધ્યાત્મિક કલ્પના બની રહે છે, અને તેમનો દાવો તે કાલ્પનિક વસ્તુના પ્રતિનિધિત્વનો છે. પરંતુ ગાંધીજીની અને સામ્યવાદીઓની કલ્પના વચ્ચે સામ્ય બહુ અલ્પ છે, અને થોડે સુધી જઈને જ તે અટકે છે; બન્નેની દૃષ્ટિ અને પ્રવેશની દિશામાં, ખાસ કરીને સાધન અને હિંસાના વિષયમાં બન્ને વચ્ચે જણાતા ભેદો બહુ મોટા છે.

/ ગાંધીજી લોકશાસનવાદી હોય કે ન હોય, હિંદની ખેડૂત જનતાના તો તે સાચા પ્રતિનિધિ છે: એ કરોડોની જનતાની જાગ્રત અને સુપ્ત ઇચ્છાના તેઓ અર્ક છે. ગાંધીજી માત્ર તેમની આશાઓ અને આકાંક્ષાઓના પ્રતિનિધિ જ નથી, એથી પણ તેઓ વિશેષ છે, એ કરોડોની વિરાટ જનસંખ્યા તેમનામાં મૂર્તિમંત થઈને આદર્શ ભાવને પામી છે. બેશક ગાંધીજી સામાન્ય ખેડૂત તો નથી જ. તેઓ તો અત્યંત કુશાગ્ર બુદ્ધિ, સુસંસ્કૃત હૃદય અને સુરુચિ, તેમજ વિશાળ દૃષ્ટિવાળા છે; સંપૂર્ણ રીતે માનવી છતાં, રાગદ્વેષાદિ આવેગો તેમજ લાગણીઓને દાબીને તેને વિશુદ્ધ બનાવી, તેને આધ્યાત્મિક સિદ્ધિને માર્ગે વાળનાર યોગી છે; લોહચુંબકની જેમ પોતાના તરફ લોકોને આકર્ષી લેનાર, તેમજ ઉગ્ર નિષ્ઠા અને ભક્તિ જાગ્રત કરનાર એ એક પ્રચંડ વિભૂતિ છે; — આ બધાં લક્ષણો ખેડૂતનાં લક્ષણોથી

અત્યંત ભિન્ન છે, ખેડૂતના ગજાઉપરવટ છે; પરંતુ તેમ છતાં તે એક પરમ ખેડૂત છે, જગતને તેમજ ઇતિહાસને તેઓ ખેડૂતની દૃષ્ટિથી જ જુએ છે, અને ખેડૂતને જેમ જીવનની કેટલીક બાજુઓ સૂઝતી નથી, તેમ તેમને પણ સૂઝતી નથી. પરંતુ હિંદ કિસાનોનું હિંદ છે, એટલે ગાંધીજી હિંદને બરાબર ઓળખે છે, તેમજ તેના ઝીણામાં ઝીણા કંપને ઝીલે છે, બરાબર ચોકસાઈથી અને લગભગ અંતઃપ્રેરણાથી કોઈ પણ પરિસ્થિતિનું માપ તે મેળવી લે છે, અને ખરે ચોઘડિયે ખરું પગલું લેવાની તેમની હથોટી અજબ છે.

એકલી બ્રિટિશ સરકારને માટે જ નહિ પરંતુ પોતાના જ લોકો અને પોતાના અતિ નિકટના સાથીઓ માટે પણ તેઓ કેવડી મોટી સમસ્યા છે! કદાચ જગતના બીજા કોઈ પણ દેશમાં તેઓ સમાયા ન હોત, પરંતુ હિંદ હજી પણ પાપ, મુક્તિ અને અહિંસાની વાતો કરતા અવતારી ધાર્મિક પ્રકારના પુરુષને સમજી શકતું હોય અથવા કંઈ નહિ તો તેની કદર કરી શકતું હોય એમ લાગે છે. ઉગ્ર તપ અને ત્યાગ વડે પ્રાપ્ત કરેલા પુણ્યના સંચયથી ઇંદ્ર જેવા દેવોનાં સિંહાસન ડોલાવનારા તેમજ પ્રચલિત સૃષ્ટિને ઊંધી વાળી તેને સ્થાને નવીન સૃષ્ટિ રચનારા મહાન તપસ્વીઓની કથાઓ હિંદનાં પુરાણોમાં ભરપૂર છે. ગાંધીજીની આશ્ચર્યકારક શક્તિ અને કોઈ આધ્યાત્મિક ભંડારમાંથી પ્રગટ થતું તેમનું અંતરનું સામર્થ્ય જોઈને મને એ પૌરાણિક તપસ્વીઓનું ઘણીવાર સ્મરણ થાય છે. ખરે જ જગતની સામાન્ય માટીમાંથી ગાંધીજી ઘડાયા નથી; કોઈ ભિન્ન અને વિરલ પદાર્થમાં તેમનું ઘડતર થયું છે; અને અનેક પ્રસંગોએ તેમની આંખોમાંથી કોઈ અજ્ઞાત મૂર્તિનું આપણને દર્શન થાય છે.

હિંદ, શહેરોમાં વસેલું હિંદ, તેમજ ઉદ્યોગપ્રધાન નૂતન હિંદ પણ હજી કિસાનહિંદ જ છે. એટલે પોતાના જેવા જ અને છતાં તદ્દન ભિન્ન એવા આ સ્વપુત્રને તેણે પૂજ્ય અને પ્રિય નેતાને સ્થાને સ્થાપ્યો એ તદ્દન સ્વાભાવિક છે. ગાંધીજીએ હિંદની પુરાણી અને અરધી વીસરાઈ ગયેલી સ્મૃતિઓને જાગ્રત કરી, અને તેના આત્માનું તેને દર્શન કરાવ્યું. વર્તમાનની અંધકારમય દુર્દશાથી કચડાતા હિંદે અસહાય બડબડાટ અને

ભૂતકાળના તેમજ ભવિષ્યકાળના અસ્પષ્ટ સ્વપ્ના જોવામાં શાન્તિ શોધી જોઈ, પરંતુ ગાંધીજી આવ્યા તેમણે જ તેના હૃદયમાં ખરેખર આશા જાગ્રત કરી અને તેના ચગદાયલા સુગાયલા દેહમા નવુ બળ પૂર્યુ તેમના આગમન પછી જ ભવિષ્યનુ દર્શન મોહક બન્યુ દ્વિમુખી જેનસ*ની જેમ હિંદે પાછળ ભૂતકાળમા અને આગળ ભવિષ્યમા નજર નાખી તે બનેનો મેળ બેસાડવાનો પ્રયત્ન કર્યો

અમારામાના ઘણા લોકો ખેડૂતની આ વિચારદૃષ્ટિથી અલગ પડી ગયા હતા, અને વિચાર, રીતરિવાજ અને ધર્મની પુરાણી પદ્ધતિ અમારે માટે સાવ અપરિચિત થઈ ગઈ હતી અમે પોતાને 'આધુનિક' કહેતા, તેમજ 'પ્રગતિ'ની પરિભાષામા વિચાર કરતા, અને હિંદને યંત્રોથી ચાલતાં કારખાનાથી ભરી દેવાની, જીવનનુ સામાન્ય ધોરણ ઊંચુ કરવાની ઉન્નતિના સાધન સઘળા સમાજને હસ્તક હોવાની વાતો કરતા ખેડૂતની જીવનદૃષ્ટિને અમે પ્રગતિવિરોધી સમજતા, અને અમારામાના કેટલાક, રોજરોજ વધતા જતા લોકો સામ્યવાદ તેમજ સમાજવાદ પ્રત્યે આકર્ષાયા હતા તો પછી રાજકારણમાં અમે ગાંધીજી સાથે શી રીતે જોડાયા ? અને અમારામાના ઘણા તેમના એકનિષ્ઠ અનુયાયીએ શી રીતે બન્યા ? આ પ્રશ્નનો ઉત્તર આપવાનુ કામ કઠણ છે, અને ગાંધીજીનો જેમને પરિચય નથી તેમનુ કોઈ પણ પ્રકારના ઉત્તરથી સમાધાન કરી શકાય એમ નથી વ્યક્તિત્વ એ એક એવી વસ્તુ છે કે જેની વ્યાખ્યા કરવી અશક્ય છે માણસના હૃદયને વશ કરનાર એ એક અજબ શક્તિ છે, અને ગાંધીજીમા એ શક્તિ ભરપૂર છે તેમના સંપર્કમાં આવનાર દરેકને તેમનુ ભિન્ન ભિન્ન દર્શન થાય છે ગાંધીજી લોકોને આકર્ષે છે ખરા, પરંતુ એટલુ ખરું કે આખરે લોકોની બુદ્ધિમા અમુક વાત ઠસે છે ત્યારે જ તેઓ બધા તેમની પાસે આવે છે, અને આવ્યા પછી ટકી રહે છે આવી રીતે તેમના

* બે મોઢાવાળી એક રોમન પૌરાણિક દેવતા, જે આગળ અને પાછળ બન્ને દિશામાં જોઈ શકે છે શાંતિના સમયમા એનુ મંદિર બંધ રાખવામા આવતુ —અા. ક

તરફ આકર્ષાનારાઓ બધા જ તેમની જીવનની ફિલસૂફી અથવા તેમના ઘણા આદર્શો સ્વીકારતા હતા એમ નહિ. ઘણી વાર તો તેઓ તેમને સમજતા પણ નહિ. પરંતુ ગાંધીજી જે કાર્ય કરવાનું સૂચવતા તે કંઈક પ્રત્યક્ષ હતું, અને બુદ્ધિ જેને સમજી શકે અને સ્વીકારી શકે એવું હતું. આપણા ઢીલાપોચા રાજકારણે પોષેલી નિષ્ક્રિયતાની દીર્ઘ પરંપરા પછી કોઈ પણ પ્રકારના કાર્યનો હોંશથી સ્વીકાર થાય એમ હતું; પછી આ કાર્ય બહાદુરીનું અને અસરકારક હોય, અને તેની ઉપર નીતિનો ઓપ હોય, એટલે તો તેનું પૂછવું જ શું? તે તો બુદ્ધિ અને હૃદય બન્ને બેધડક કબૂલ કરી લે છે. ક્રમશઃ તેમણે તેમના કાર્યના સાચાપણાની અમને ખાતરી કરાવી, અને અમે તેમની સાથે ચાલ્યા — જોકે અમે તેમની જીવનદૃષ્ટિ સ્વીકારી નહોતી. કોઈ પણ કાર્યપદ્ધતિની પાછળ રહેલી વિચારસરણીથી તેને અલગ પાડીને કાર્ય કરવાની રીત એકંદરે વાજબી નથી, તેને પરિણામે પાછળથી હૃદયમાં મંથન અને મુશ્કેલી ઉત્પન્ન થવાનાં જ. અમે કંઈક એવા પ્રકારની ઝાંખી ઝાંખી આશા રાખી હતી કે ગાંધીજી મૂળ સ્વભાવે કાર્યશૂરા છે, અને પરિસ્થિતિમાં થતાં પરિવર્તનોને ઝટ ઝીલી શકે એવા છે, એટલે અમે જેને યોગ્ય સમજતા હતા તે માર્ગે જ આખરે તેઓ પણ આગળ વધશે. કંઈ નહિ તો અત્યાર સુધી તેમણે જે માર્ગ લીધો હતો તે તો સાચો છે જ, તો પછી ભવિષ્યમાં છૂટા પડીને ભિન્ન ભિન્ન માર્ગો લેવા પડશે એવું આગળથી માની લેવાની મૂર્ખાઈ શું કામ કરવી?

આ બધામાંથી એટલું તો ફલિત થાય છે જ કે અમારી વિચારણા સ્પષ્ટ અથવા ચોક્કસ તો નહોતી જ. અમને હમેશાં એમ લાગતું કે અમારી વિચારસરણી તર્કશુદ્ધ ભલે હોય, પરંતુ ગાંધીજી હિંદને અમારા કરતાં વધારે સારી રીતે ઓળખે છે; વળી અમને એમ પણ લાગતું કે જે પુરુષ આટલી અગાધ ભક્તિ અને નિષ્ઠા જાગ્રત કરી શકે છે, તેનામાં આમજનતાની આવશ્યકતાઓ અને અભિલાષાઓને અનુરૂપ કંઈક હોવું જ જોઈએ. અમને એવો ભરોસો હતો કે જો ગાંધીજીને અમે સમજાવી શકીએ તો આમવર્ગને પણ અમારા વિચારના કરી શકશું. અને ગાંધીજીની બુદ્ધિને

અમારા માર્ગના સાચાપણા વિષે ખાતરી કરાવવાનું શક્ય લાગતું હતું, કારણ કે તેમની દૃષ્ટિ ખેડૂતની હોય છતાં તેમનું હાડ બંડખોરનું છે, પરિણામ ગમે તે આવે તેની દરકાર વિના સમાજમાં જબરદસ્ત ઊથલપાથલ કરવા ઇચ્છનાર ક્રાંતિકારનું છે, એવી અમારી ખાતરી હતી.

હાડકાંના હરામ અને હતાશ આપણા લોકોને તેમણે કેવી અજબ તાલીમ આપી અને હાડકાં વાળતા કરી દીધા! અને તે પણ કેવી રીતે? કોઈ જાતની બળજબરીથી નહિ, કોઈ જાતની લાલચ આપીને નહિ, પરંતુ આંખના એક મીઠા ઇશારાથી, એક મધુરા શબ્દથી અને સૌથી વિશેષ તો પોતાના અનુપમ ઉદાહરણથી! છેક ૧૯૧૯મા જ્યારે હિંદમા સત્યાગ્રહનુ નામ સંભળાવા લાગ્યુ ત્યારે મુબઈના ઉમર સોબાનીએ તેમને પ્યારથી 'ગુલામોના મુકાદમ'નુ નામ આપ્યુ હતુ ત્યાર પછીના બાર વર્ષો દરમ્યાન તો ઘણું બની ગયુ ઉમર તો એ પરિવર્તન જોવાને ન જીવ્યા, પરંતુ અમે જે તેની પાછળ રહેવાને ભાગ્યશાળી થયા હતા તેમના હૈયામા ૧૯૩૧ના તે પ્રારંભના દિવસો પરથી સિંહાવલોકન કરતા આનંદ અને અભિમાન સમાતાં નહોતાં. ૧૯૩૦નુ વર્ષ તો સાચે જ આપણે માટે ચમત્કારીનું વર્ષ નીવડ્યું, અને ગાંધીજીએ જાણે પોતાના ચમત્કારિક સ્પર્શથી આપણા દેશની સૂરત જ બદલી નાખી. બ્રિટિશ સરકાર ઉપર આપણે સંપૂર્ણ વિજય મેળવી લીધો છે,' એવું માની બેસવા જેટલા અમે કોઈ મૂર્ખ નહોતા. અમારા હૃદયમાં ઊભરાતા અભિમાનનો સરકાર સાથે કશો સબધ નહોતો. અમને તો અભિમાન થતું હતુ આપણા લોકોએ, આપણી બહેનોએ, આપણા યુવકોએ અને આપણા બાળકોએ આપણી લડતમાં જે ભાગ ભજવ્યો હતો તેને માટે. તે સમય દરમ્યાન આપણે મેળવેલો લાભ આધ્યાત્મિક હતો. એ મૂડી કોઈ પણ પ્રજાને કોઈ પણ સમયે કીમતી થઈ પડે એવી હતી, આપણા જેવી પરાધીન અને કચડાયેલી પ્રજાને માટે તે બેવડી કીમતી હતી. અમારી ચિંતા હવે એટલી જ હતી કે આપણી એ સંપત્તિ કોઈ ઝૂંટવી લે એવું કશું બનવું ન જોઈએ.

મારે પોતાને માટે ગાંધીજીએ હમેશ અસાધારણ માયા અને કાળજી બતાવી છે, અને મારા પિતાશ્રીના અવસાનથી તો અમે બહુ નિકટ આવી ગયા હતા. મારું કહેવું ગાંધીજી હમેશ ધીરજથી સાંભળતા અને મારી મરજી સાચવવાનો દરેક પ્રયાસ કરતા. આથી ખરેખર હું એમ માનતો થયો હતો કે હું અને બીજા સાથીઓ કદાચ તેમને સમાજવાદની દિશા તરફ ખેંચી શકીશું. તેમણે જાતે જ મને કહ્યું હતું કે 'મને મારો રસ્તો સૂઝતો જશે તેમ તેમ હું એક એક ડગલું આગળ ભરતો રહીશ.' સમાજવાદના પાયામાં રહેલી દૃષ્ટિ આખરે ગાંધીજી સ્વીકાર્યા વિના નહિ જ રહે એમ મને લાગતું હતું, કેમકે આજની સમાજવ્યવસ્થામાં રહેલા હિંસા અને અન્યાય, અપવ્યય અને દારિદ્ર્યદુઃખમાંથી નીકળવાનો બીજો માર્ગ મને દેખાતો નહોતો. ગાંધીજી કદાચ સાધનને વિષે સંમત ન થાય પરંતુ આદર્શ વિષે તો સંમત થશે જ એવી મારી માન્યતા હતી. પરંતુ હવે હું જોઉં છું કે ગાંધીજીના આદર્શો અને સમાજવાદના લક્ષ્ય વચ્ચે મૂળગામી ભેદો રહેલા છે.

હવે ૧૯૩૧ના ફેબ્રુઆરીમાં બની રહેલી દિલ્લીની ઘટનાઓ તરફ પાછા વળીએ. ગાંધીજી અને લૉર્ડ અર્વિન વચ્ચેની મંત્રણાઓ વખતોવખત ચાલતી હતી અને તે પછી તે એકાએક અટકી પડી. કેટલાયે દિવસો સુધી વાઈસરૉય તરફથી ગાંધીજીને તેડું ન આવ્યું, અને અમને એમ લાગ્યું કે મંત્રણાઓ ભાંગી પડી છે. મહાસભાની કાર્યવાહક સમિતિના સભ્યો પોતપોતાના પ્રાંતોમાં પહોંચી જવાની તૈયારી કરવા લાગ્યા. છૂટા પડતા પહેલાં અમે અમારી ભવિષ્યની યોજનાઓ અને સવિનય ભંગ વિષે મસલત કરી લીધી, (કારણ સવિનય ભંગ વિરામ પરત્વે હજી ચાલુ હતો જ) અમને ચોક્કસ લાગતું હતું કે આ મસલત તૂટી પડ્યાની સ્પષ્ટપણે જાહેરાત થશે પછી અમને ભેગા મળવાની અથવા મસલત કરવાની બીજી તક મળવાની નથી. અમે ફરી પકડાઈ જવાની અપેક્ષા રાખતા હતા, અને અમને ખબર મળી હતી તે મુજબ સરકાર મહાસભા ઉપર પ્રચંડ આક્રમણ—અત્યાર સુધી અમે અનુભવ્યું હતું તેનાથી પણ ઘણું વધારે ભયાનક—આક્રમણ કરશે એવો પૂરો સંભવ લાગતો હતો. એટલે અમને છેવટની

લાગતી હતી એવી સભા અમે કરી લીધી અને ભવિષ્યમાં લડતને દોરવાને અંગે અનેક ઠરાવો કરી લીધા. એ બધા પૈકી એક ઠરાવમાં કાંઈક વિશેષ અર્થ સમાયો હતો. અત્યાર સુધી પકડાઈ જતી વખતે દરેક અવેજી પ્રમુખ પોતાનો અનુગામી નીમી લે, અને કાર્યવાહક સમિતિની ખાલી પડતી જગાઓ તે નવી નિમણૂકોથી પૂરી લે એવો રિવાજ ચાલતો હતો. આ અવેજી કાર્યવાહક સમિતિઓ ભાગ્યે જ કંઈ કાર્ય કરતી અને કોઈ પણ વિષયમાં નવો પ્રારંભ કરવાની તેમને સત્તા નહોતી. એ સમિતિઓ માત્ર જેલ જઈ શકતી. પરંતુ અવેજીમાં લેવાના સતત પ્રયોગથી મહાસભાની સ્થિતિ કોઈવાર કઢંગી બની જાય એવું કાયમનું જોખમ રહેતું હતું. વળી એ પ્રયોગમાં કેટલાંક બીજાં સ્પષ્ટ જોખમો પણ સમાયેલાં હતાં. તેથી મહાસભાની કાર્યવાહક સમિતિએ દિલ્હીમાં એવો નિર્ણય કર્યો કે ભવિષ્યમાં આ પ્રકારના અવેજી પ્રમુખ અથવા અવેજી સભ્યોની નિમણૂક કરવી નહિ, અને જ્યાંસુધી મૂળ સમિતિના કોઈ પણ સભ્યો (અથવા એક પણ સભ્ય) જેલ બહાર હોય ત્યાંસુધી તેમણે પૂર્ણ સમિતિ તરીકે કાર્ય કરવું. જ્યારે એ બધા જ જેલમાં પુરાઈ જાય ત્યારે કાર્ય કરનારી કોઈ પણ સમિતિ રાખવી નહિ, પરંતુ, તે સમયે અમે વાપરેલી આડંબરયુક્ત ભાષામાં જણાવું તો, ત્યાર પછી કાર્યવાહક સમિતિના સર્વ અધિકારો દેશનાં દરેક સ્ત્રી અને દરેક પુરુષ ધારણ કરશે; અને અમે તેમને અણનમ રહીને લડત ચલાવ્યે રાખવાની હાકલ પણ તૈયાર કરી.

આ ઠરાવથી લડત ચાલુ રાખવાની હિંમતભરી દોરવણી મળી રહેતી હતી, અને છતાં તેમાં સમાધાનને માટે કોઈ પણ પ્રકારની બારી રહેતી નહોતી. એ ઠરાવથી એ વાતનો પણ સ્વીકાર થઈ જતો હતો કે અમારી મધ્યવર્તી કચેરીને દેશના બધા ભાગો સાથે સંપર્કમાં રહેવાનું, તેમજ નિયમિતપણે સલાહસૂચના મોકલ્યા કરવાનું ઉત્તરોત્તર કઠણ થતું જતું હતું. આમ બને એ અનિવાર્ય હતું કેમકે અમારા ઘણાખરા કાર્યકર્તાઓ પ્રસિદ્ધ સ્ત્રી-પુરુષો હતાં, અને તે બધાં જાહેર રીતે કાર્ય કરતાં હતાં. તેમને ગમે તે વખતે પકડીને પૂરી શકાય એમ હતું. ૧૯૩૦ દરમ્યાન

સૂચનાઓ લઈ જવાને, લડતના હેવાલ લઈ આવવાને તેમજ સ્થળે સ્થળે જઈ નિરીક્ષણ કરવાને માટે ગુપ્ત કાસદોનું એક ખાતું ઊભું કરવામાં આવ્યું હતું. તેનું કામ બરાબર ચાલતુ અને તેનાથી અમને ખાતરી થઈ હતી કે આવા પ્રકારના છૂપી રીતે સમાચાર લાવવા લઈ જવાના કાર્યની બહુ સફળતાથી યોજના કરી શકાય છે. પરંતુ બધું ઉઘાડી રીતે કરવાની અમારી હિલચાલની પદ્ધતિ સાથે એ બધું કંઈક અંશે અસંગત હતું, અને ગાંધીજીને તે પસંદ નહોતું. મધ્યસ્થળ તરફથી સૂચનાઓ ન આપી શકાય ત્યારે સ્થાનિક લોકો પર જ લડતનું કાર્ય ચાલુ રાખવાની જવાબદારી અમારે રાખવી પડતી, કેમકે નહિ તો મધ્યસ્થળ તરફથી સૂચનાઓની વાટ જોઈને તે બધા અસહાય થઈને કશું કર્યા વિના બેસી રહેત. બેશક એટલી જવાબદારી સોંપી દીધા પછી પણ બની શકતું ત્યારે સૂચનાઓ મોકલવામાં આવતી.

એટલે અમે એ ઠરાવ તેમજ બીજા ઠરાવો પસાર કરીને ઊપડી જવાને માટે સરસામાન બાંધી લીધો, જો કે પાછળથી બનેલા બનાવોને લીધે એમાંનો એકે ઠરાવ જાહેર થયો નહોતો અથવા એકેનો અમલ થયો નહોતો. એટલામાં તો લૉર્ડ અર્વિન તરફથી વળી એક તેડું આવ્યું, અને મંત્રણાઓ અધૂરી રહી હતી ત્યાંથી પાછી ચાલુ થઈ.

૪થી માર્ચની રાત્રે વાઈસરૉયના મુકામથી ગાંધીજીના પાછા ફરવાની વાટ જોતા અમે મધરાત સુધી બેસી રહ્યા હતા. મધરાત પછી લગભગ બે વાગ્યાના શુમારે તેઓ પાછા ફર્યા, અને અમને જગાડીને તેમણે ખબર આપી કે સમાધાન થયું છે. અમે કરારનો ખરડો જોયો. મને તેની ઘણીખરી કલમોની ખબર હતી, કેમકે તે વિષે અનેક વખત ચર્ચાઓ થઈ ચૂકી હતી, પરંતુ ખરડાને છેક મથાળે મૂકવામાં આવેલી અપવાદો અને શરતી ગોઠવણો વગેરેનો ઉલ્લેખ કરતી કલમ ૨ * જોઈને મને ભયાનક

* દિલ્લીના કરારની બીજી કલમ (તા. ૫ માર્ચ, ૧૯૩૧): "બંધારણના સવાલોની બાબતમાં, નામદાર શહેનશાહની સરકારની સંમતિથી એમ કહેવામાં આવ્યું છે કે હવે પછીની ચર્ચા ગોળમેજી

આઘાત લાગ્યો. હું એને માટે બિલકુલ તૈયાર નહોતો. તે વખતે તો હું કશું ન બોલ્યો, અને અમે બધા પાછા સૂઈ ગયા.

હવે કશું કહેવાનો અવકાશ નહોતો. થવાનું થઈ ચૂક્યું હતું, અને અમારા આગેવાન તો તેને માટે બંધાઈ ચૂક્યા હતા; અને ધારો કે અમે તેનાથી જુદા પડત તો પણ અમે શું કરી શકીએ એમ હતું? તેમને ફેંકી દેત? તેમનાથી અલગ થઈ જાત? અમારો તેમની સાથેનો ભેદ જાહેર કરત? એનાથી કદાચ એકાદ વ્યક્તિને પોતાના મન પૂરતું સમાધાન મળત, પરંતુ તેથી છેવટ થઈ ગયેલા નિર્ણયમાં કશો ફેર પડે એમ નહોતું. તરતને માટે તો સવિનય ભંગની લડત પૂરી થઈ; અને હવે જ્યારે સરકાર જાહેર કરી શકે એમ હતું કે મિ. ગાંધીએ સમાધાન સ્વીકાર્યું છે તે પછી કાર્યવાહક સમિતિ પણ સવિનય ભંગ આગળ ચલાવી શકે એવું રહ્યું નહોતું. સવિનય ભંગ મુલતવી રાખીને સરકાર સાથે કામચલાઉ સમાધાન કરવાને હું તેમજ અમારા બીજા સાથીઓને પાછા જેલમાં ધકેલવાનું અથવા જેલમાં જ રહેલા હજારોને ત્યાંને ત્યાં રોકી રાખવામાં સાધન બનવાનું કાર્ય અમારામાંના કોઈને માટે સહેલી વાત નહોતી, અમારા પૈકી ઘણા જેલ જવાની તાલીમ લઈને રીઢા બન્યા છીએ, અને તેના કૂચો કરી નાખનારા તંત્રને વિષે હલકે હૈયે વાતો કરીએ છીએ, પરંતુ દહાડાના દહાડા અને રાતની રાત જેલમાં ગાળવામાં કાંઈ ભારે આનંદ તો નથી જ. વળી, ગાંધીજી અને લૉર્ડ અર્વિન વચ્ચે ત્રણ અઠવાડિયાં અને તેનાથી પણ વધારે સમય સુધી ચાલેલી વાતોથી,

---

પરિષદમાં ચર્ચાયેલી હિંદી સરકારના બંધારણની યોજનાનો વિચાર આગળ ચલાવવાના હેતુથી કરવામાં આવશે. જે યોજનાની રૂપરેખા ત્યાં આંકવામાં આવી છે તેનું સમૂહતંત્ર (ફેડરેશન) એ એક અનિવાર્ય અંગ છે. એ જ પ્રમાણે હિંદીઓની જવાબદારી; તથા હિંદુસ્તાનના હિતને માટે કેટલીક બાબતોમાં, દાખલા તરીકે રક્ષણ, પરદેશ સાથેના સંબંધો, લઘુમતીવાળી કોમોની સ્થિતિ, હિંદની નાણાં સંબંધી શાખ, અને કરજોની ભરપાઈ વગેરે બાબતો વિષે, હિંદના હિતમાં ઠરાવવાના, અપવાદો અથવા શરતો યા ગોઠવણ એ પણ એનાં અનિવાર્ય અંગો છે."

આખા દેશમાં એવી અપેક્ષા ઊભી થઈ હતી કે સમાધાન આવી રહ્યું છે, અને તેથી છેક છેવટે તોડી નાખવાથી ભારે નિરાશા ફેલાઈ જાત. એટલે કાર્યવાહક સમિતિના અમે બધા સભ્યો કામચલાઉ સમાધાન (કાયમના સમાધાનની તો વાત જ ન હતી) કરવાના સ્પષ્ટ પક્ષમાં હતા — શરત માત્ર એ હતી કે તેનાથી અમારો એકે મહત્ત્વનો સિદ્ધાન્ત છોડવો ન પડે.

સમાધાનમાં જે બાબતો વિષે મોટી મોટી ચર્ચાઓ ચાલી હતી તેમાંની ઘણી વિષે મને પોતાને તો ઝાઝી પડી નહોતી. મને પોતાને તો બે જ બાબતો વિષે સૌથી વિશેષ રસ હતો. એક તો એ કે પૂર્ણ સ્વરાજનું આપણું ધ્યેય કોઈ પણ રીતે મોળું ન પડવું જોઈએ, અને બીજી બાબત અમારા સંયુક્ત પ્રાન્તના ખેડૂતોની સ્થિતિ ઉપર પડનારી એ સમાધાનની અસર. અમારી નાકરની અથવા ગણોત ન ભરવાની લડત ત્યાં સુધીમાં બહુ સફળ નીવડી હતી અને કેટલાક વિભાગોમાં તો જૂજ વસૂલાત થઈ હતી. ખેડૂતો ખૂબ રંગમાં હતા, અને દુનિયાની ખેતી અને ખેતીની પેદાશના ભાવોની સ્થિતિ એટલી બધી ખરાબ થઈ ગઈ હતી કે, તેમની સ્થિતિ હક્કો ભરવા જેવી રહી ન હતી. અમારી નાકરની લડત રાજકીય અને આર્થિક બન્ને પ્રકારની હતી. સરકાર સાથે જો કામચલાઉ સમાધાન થાય તો સવિનય ભંગ પાછો ખેંચી લેવો પડે અને એ રીતે નાકરની લડતનું રાજકીય કારણ અદશ્ય થતું હતું. પરંતુ એ લડતના આર્થિક ઉકેલનું શું? ખેતીની પેદાશના ભાવમાં આવેલી ભયાનક મંદીનું શું? તેમજ હક્કતાની રકમ જેટલી મોટી રકમ ભરવાની ઘણાખરા ખેડૂતોની શક્તિ જ નહોતી તેનું શું થાય? ગાંધીજીએ લૉર્ડ અર્વિન સાથે આ વિષે તદ્દન ચોખવટ કરી હતી. તેમણે તેને જણાવ્યું હતું કે નાકરની લડત પાછી ખેંચી લેવામાં આવશે ખરી, પરંતુ ખેડૂતોને પોતાના ગજા ઉપરાંત પૈસા ભરવાની સલાહ અમે આપી શકીએ એમ નથી. આ બાબત પ્રાન્તિક સરકારની હકુમતની હોવાથી હિન્દી સરકાર સાથે તેની વિગતે ચર્ચા થઈ શકે એમ નહોતું, એટલે અમને એવી ખાતરી આપવામાં આવી હતી કે પ્રાન્તિક સરકાર ખુશીથી આ વિષયમાં અમારી સાથે મસલત કરશે, અને

ખેડૂતોને રાહત આપવાને પોતાની મત્તાથી થઈ શકશે તેટલું બધું કરશે. આ ખાતરી બહુ અસ્પષ્ટ હતી પરંતુ તે વખતના સંજોગોમાં એટલાથી વિશેષ ચોક્કસ ખાતરી મેળવવી મુશ્કેલ હતી. એટલે એ વાતનો તો તે ઘડી માટે આમ નિકાલ થઈ ગયો.

✓ હવે રહી પહેલી બાબત, એટલે અમારા ધ્યેય વિષેનો મહત્ત્વનો પ્રશ્ન, પૂર્ણ સ્વરાજનો પ્રશ્ન. અને કરારની પેલી કલમ (૨)માં મેં જોયું કે એ પ્રશ્ન જોખમમાં પડ્યો હતો. એક આખું વર્ષ આપણા લોકોએ જે શૂરાતનભરી લડત ચલાવી હતી તે આ કલમ (૨)ને માટે ? આપણાં બધાં શૂરાં કાર્યો અને શબ્દોનો શું આ જ અંત આવવાનો હતો ? શું આટલાને જ માટે મહાસભાના પૂર્ણ સ્વરાજના ઠરાવની, જાન્યુઆરી ૨૬ની પ્રતિજ્ઞાની વારંવાર પુનરુક્તિ કરવામાં આવી હતી ? આવા આવા પ્રશ્નોનું રટણ કરતો હું તે માર્ચની રાત્રે પથારીમાં પડ્યો હતો, અને જાણે કંઈ મૂલ્યવાન વસ્તુ, ફરી ન મેળવી શકાય એવી રીતે, હાથમાંથી જતી રહી હોય તેવી ભાવનાથી મારા હૃદયમાં એક મહા શૂન્યતા છવાઈ હતી.

> અરે અફસોસ શું કરવો ? જગતની રીત તો તેવી,
> ભયાનક ધમપછાડાઓ રહી કકળી શમી જાતા.*

---

* પંડિતજીએ ટાંકેલી અંગ્રેજી કડીનો ભાવાર્થ.—અ. ક.

## ૩૫

# કરાંચી મહાસભા

મને ઊપજેલા ક્લેશની ખબર ગાંધીજીને આશોબાર થઈ એટલે બીજે દિવસે સવારે હમેશના ફરવા જવાના સમયે મને તેમણે સાથે લીધો. અમારે ઘણી લાંબી વાતચીત થઈ, અને આવશ્યક એવું કશું જ આપણે ગુમાવ્યું નથી તેમજ સિદ્ધાન્તોની બાબતમાં કોઈ પણ પ્રકારનો ત્યાગ કરવામાં આવ્યો નથી એવી મારા દિલની ખાતરી કરાવવાનો તેમણે પ્રયાસ કર્યો. આપણી પૂર્ણ સ્વરાજની માગણી સાથે બંધ બેસે એવો (૨)જી કલમનો ખાસ અર્થ તેઓ કરતા હતા, અને તે અર્થને માટે તે કલમમાંના 'હિંદના હિતને માટે' એ શબ્દો પર તેઓ મુખ્ય આધાર રાખતા હતા. મને તેમનો અર્થ શબ્દોને તાણીતોશીને કરેલો હોય એમ લાગ્યું અને મારું મન માનતું નહોતું, પરંતુ તેમની વાતોથી મારા દિલને કંઈક શાંતિ વળી. સમાધાનના ગુણદોષની ચર્ચાની વાત નોખી રાખી, મેં તેમને જણાવ્યું: 'એકાએક તદ્દન નવી વાત લાવીને અમારી સામે ખડી કરી દેવાની આપની પદ્ધતિનો મને બહુ ડર લાગે છે; આપનામાં એવું કંઈક અજ્ઞાત છે કે જેને હું છેલ્લાં ચૌદ વરસના નિકટના સહવાસ પછી પણ જરાયે ઓળખી શક્યો નથી, અને તેનો મને ભય રહ્યા કરે છે.' તેમણે પોતે પણ એ અજ્ઞાત તત્ત્વ પોતાનામાં રહેલું છે એ વાતનો સ્વીકાર કર્યો અને મને જણાવ્યું કે 'હું પોતે પણ એને માટે જવાબદાર નથી, અને તે મને ક્યાં દોરી જશે તે વિષે હું આગળથી કહી શકતો નથી.'

એક બે દિવસ હું તરફડતો રહ્યો, કારણ શું કરવું તે મને સૂઝતું નહોતું. તે વખતે તે સમાધાન થતું અટકાવવાનો અથવા તેનો વિરોધ કરવાનો સવાલ નહોતો. તે વખત જતો રહ્યો હતો, એટલે હકીકતમાં તેનો સ્વીકાર કરી લેવા છતાં, બહુ તો તાત્ત્વિક રીતે તેની સાથેનો મારા સંબંધનો ઇનકાર જાહેર

કરુ એટલું જ મારાથી બની શકે એમ હતું એમ કરવાથી મારું મિથ્યાભિમાન સંતોષાત, પરંતુ તેનાથી પૂર્ણ સ્વરાજના વિશાળ આશયને શી મદદ થવાની હતી? જે કંઈ થઈ ગયું છે તેનો શોભાભરેલી રીતે સ્વીકાર કરી લેવો અને તેનો ગાંધીજીએ કર્યો હતો તેવો સૌથી અનુકૂળ અર્થ કરવો એ શું વધારે ઇષ્ટ ન હોય? સમાધાન થઈ ગયા પછી તરત જ વર્તમાનપત્રકારોને આપેલી એક મુલાકાતમાં તેમણે તે અર્થ પર, તેમજ પૂર્ણ સ્વરાજ જ અમારું ધ્યેય છે અને તેનું જ અમે પૂર્ણપણે સમર્થન કરવાના છીએ એ વાત પર ભાર દીધો હતો વળી લૉર્ડ અર્વિનને મળીને પણ તેમણે એ વાતની ચોખવટ કરી કે જેથી તરત અથવા ભવિષ્યમાં કોઈ પ્રકારની ગેરસમજ ન થાય તેમણે વાઈસરૉયને જણાવ્યું કે ગોળમેજી પરિષદમાં મહાસભાનો કોઈ પ્રતિનિધિ જશે તો તે મહાસભાના પૂર્ણ સ્વરાજનો દાવો સ્વીકારીને જ અને તે રજૂ કરવાને માટે જ જશે લૉર્ડ અર્વિન પોતે જાતે એ દાવો સ્વીકારી શકે એમ નહોતું, પરંતુ મહાસભાનો એ દાવો રજૂ કરવાનો હક તેમણે માન્ય રાખ્યો

એટલે ભારે હૃદયમંથન અને શારીરિક ક્લેશ વેઠ્યા પછી સમાધાનનો સ્વીકાર કરવાનો તેમજ તેનો ખરા દિલથી અમલ કરવાનો મે નિર્ણય કર્યો વચલો માર્ગ મને કોઈ દેખાતો નહોતો

સમાધાન થયું તે પૂર્વે તેમજ ગાંધીજીએ લૉર્ડ અર્વિનની સાથે થયેલી પોતાની વાતચીતમાં સવિનયભંગને અંગે જેલ ગયેલા કેદીઓ સિવાયના બીજા રાજકીય કેદીઓને છોડવાની પણ વિનયપૂર્વક માગણી કરી હતી સવિનય ભંગના કેદીઓ તો *સમાધાનની એક શરતને અંગે જ છૂટવાના હતા* પરંતુ બીજા હજારો લોકો જેલમાં હતા, તેમાંના કેટલાક રીતસર કામ ચાલ્યા પછી સજા પામેલા હતા, અને કેટલાક કોઈ પણ પ્રકારના આરોપ, કેસ અથવા સજા વિના અટકમાં રાખવામાં આવેલા નજરકેદીઓ હતા આ નજરકેદીઓમાંના ઘણા તો વરસો થયાં જેલમાં પડેલા હતા કેસ ચલાવ્યા વિના માણસોને જેલમાં પૂરી દેવાના આ રોગ આખા હિંદમાં, અને બંગાળને એથી વધારેમાં વધારે

વેઠવું પડયું હતું એટલે વિશેષે કરીને બંગાળમાં, ઘણા સમય થયાં કાયમ અતિશય રોષ રહેતો હતો. 'પેનગ્વિન આઇલૅન્ડ'[1]માંના લશ્કરી કચેરીના વડાની માફક (કે પછી ડ્રેફસ[2] કેસની આ વાત છે ?) હિન્દી સરકાર એમ માનતી હતી કે 'નહિ પુરાવો' એ જ ઉત્તમ પુરાવો છે. પુરાવો હોય જ નહિ તો પછી તેને ખોટો પાડવાની વાત જ કયાં રહી ? સરકારનો આક્ષેપ એવો હતો કે આ બધા નજરકેદીઓ હિંસાવાદી ક્રાન્તિકારીઓ છે. અથવા થશે. સમાધાનના એક અંગ તરીકે નહિ પરંતુ તંગ બની ગયેલી રાજકીય સ્થિતિમાંથી કંઈક રાહત મળે અને બંગાળમાં વધારે સ્વાભાવિક વાતાવરણ ઉત્પન્ન કરી શકાય તે માટે એક અત્યંત ઇષ્ટ ઉપાય તરીકે ગાંધીજીએ તેમની મુક્તિ માટે વકીલાત કરી હતી, પરંતુ સરકાર તેમાં સંમત ન થઈ.

ભગતસિંહની મોતની સજા ઓછી કરવાને માટે ગાંધીજીએ કરેલી આગ્રહભરી વકીલાત પણ સરકારે માન્ય ન ગણી. આને પણ સમાધાન સાથે કશો સંબંધ નહોતો, પણ એ બાબતમાં હિંદુસ્તાનમાં ફેલાયેલી તીવ્ર લાગણીને કારણે અલગ રીતે ગાંધીજીએ એનો આગ્રહ કર્યો હતો. પરંતુ તેમની વિનવણી મિથ્યા ગઈ.

૧-૨ 'પેનગ્વિન આઇલૅન્ડ' એ આનાતોલ ફ્રાન્સ નામના પ્રસિદ્ધ ફ્રેંચ લેખકની કૃતિ છે. જેમાં લોકશાસનહીન, યંત્રાધીન રાજ્યતંત્રનું ચિત્ર ખેંચવામાં આવ્યું છે. ડ્રેફસ નામનો એક ફ્રેંચ લશ્કરી અમલદાર હતો જેની ઉપર ગયા સૈકાની આખરે સરકારી ખબરો વેચવાનો ખોટો આરોપ મુકાયો હતો, અને લાંબી સજા થઈ હતી. એ આરોપ બેવાર ખોટો સિદ્ધ થયો, બેવાર એની ઉપર ફરી કામ ચાલ્યું, અને છેવટે અનેક વર્ષ કેદ ભોગવ્યા પછી આખરે નિર્દોષ ઠર્યો. પંડિતજી ધારે છે કે એનું પાત્ર 'પેનગ્વિન આઇલૅન્ડ'માં સંભવિત છે, પણ 'નહિ પુરાવો' એ જ ખરો પુરાવો એ વાત તો ડ્રેફસના કેસની જ યાદ આપે છે. ડ્રેફસના હાથની સહીનો એકે કાગળ મળતો ન હતો, એ બચાવની સામે કહેવામાં આવતું હતું કે એ 'નહિ પુરાવો' એ જ 'ખરો પુરાવો' છે, કારણ પુરાવો હોય તો ખોટોખરો સાબિત કરવો પડેને ? પુરાવો રાખ્યો જ નથી, એ બતાવે છે કે એની સામે ગુનો સાબિત છે. —ભા. કે.

હિંદમાંના ત્રાસવાદી સમૂહના માનસને સમજવાને ઉપયોગી થયેલી એવી એક તે સમયે બનેલી વિચિત્ર ઘટનાનું મને સ્મરણ થાય છે. જેલમાંથી હું છૂટ્યો ત્યાર પછી પિતાશ્રીના અવસાન પહેલાં અથવા તે પછી થોડા દિવસ રહીને એ ઘટના બનેલી. મારે ઘેર મને એક અજાણ્યો માણસ મળવા આવ્યો હતો, અને મને ખબર આપવામાં આવી કે એ ચન્દ્રશેખર આઝાદ છે. હું તેને આ અગાઉ કદી મળ્યો નહોતો. ૧૯૨૧માં અસહકારની હિલચાલ દરમ્યાન શાળા છોડી દઈને તે જેલમાં ગયો હતો ત્યારે દશ વર્ષ પહેલાં મેં તેને વિષે સાંભળ્યું હતું ખરું. તે વખતે તેની ઉંમર પંદર કે સોળ વર્ષની હશે. જેલના કંઈક નિયમભંગના ગુનાને માટે તેને ત્યાં ફટકા મારવામાં આવ્યા હતા. પાછળથી તે ત્રાસવાદીઓ તરફ ખેંચાયો હતો, અને ઉત્તર હિંદમાં તેમનો એક આગેવાન બન્યો હતો આ બધું મેં કંઈક અસ્પષ્ટ રીતે જાણ્યું હતું અને એ બધી ગપોમાં મેં ઝાઝો રસ લીધો નહોતો એટલે તેને જોઈને મને આશ્ચર્ય થયું. અમને છોડી દેવામાં આવ્યા હતા તેથી મહાસભા અને સરકાર વચ્ચે કંઈક સંદેશાઓ ચાલશે એવી જે સર્વસામાન્ય અપેક્ષા ઉત્પન્ન થઈ હતી તેને કારણે મને મળવાનું આઝાદને સૂઝ્યું હતું. સમાધાન થાય તો તેના સમૂહના લોકોને કાંઈ ઠરીને બેસવાનું મળશે કે નહિ એ તેને જાણવું હતું: "શું સમાધાન પછી પણ બહારવટિયાઓ ગણીને જ અમારી સાથે કામ લેવામાં આવશે? અમને પકડવાને ઇનામો જાહેર કરીને અમે એક ઠેકાણે ઠરીને રહી ન શકીએ તેમ અમારો પીછો પકડવામાં આવશે? શું અમારા ઉપર ફાંસી જ હમેશાં ઝઝૂમતી રહેશે? કે પછી ઠરીને શાન્તિથી બેસી કાંઈ ધંધો કરવાની તક આપવામાં આવશે?" વળી તેણે મને જણાવ્યું: "મારે તેમજ મારા ઘણા સાથીઓને વિષે તો હું કહી શકું કે કેવળ હિંસાથી ત્રાસ ફેલાવવાનો ઉપાય મિથ્યા છે અને તેમાંથી કશું નીપજતું નથી એવી અમારી ખાતરી થઈ છે, પરંતુ તદ્દન અહિંસાના શસ્ત્રથી હિન્દને મુક્તિ મળશે એમ હું માની નથી શકતો. મને એમ પણ લાગે છે કે ભવિષ્યમાં કોઈક પ્રસંગે સશસ્ત્ર લડત થશે, પરંતુ તેમાં અને ત્રાસવાદીઓની

પદ્ધતિમાં કશું સામ્ય નહિ હોય. હિંદની મુક્તિના પ્રશ્નની બાબતમાં ત્રાસવાદી પદ્ધતિનો મેં કાંકરો જ કાઢી નાંખ્યો છે. એ બધું ખરું, પરંતુ શિકારી શિકારનો પીછો પકડે તેમ કાયમ મારી પાછળ સરકાર પડી હોય, મને ઠરીને બેસવાની તક જ ન આપે, તો પછી મારે શું કરવું?" તેના કહેવા પ્રમાણે તે સમયે તરતમાં જ બનેલાં ઘણાંખરાં હિંસાનાં કૃત્યો કેવળ સ્વરક્ષણને માટે જ કરવામાં આવ્યાં હતાં.

છૂટાછવાયાં ખૂન કરીને ત્રાસ ફેલાવવાની પદ્ધતિ વિષેની શ્રદ્ધા ક્ષીણ થતી જાય છે એ વાત આઝાદ પાસેથી જાણીને મને આનંદ થયો. પાછળથી એ વાતનો બીજો પુરાવો પણ મને મળ્યો હતો. એક આખા સમૂહના ખ્યાલ તરીકે તો ખરેખર તેનો લગભગ નાશ જ થયો હતો. વ્યક્તિગત છૂટાછવાયા દાખલાઓ ઘણુંખરું કોઈક ખાસ કારણને લીધે, વેર લેવાના હેતુથી, કે કોઈકના ચિત્તભ્રમને પરિણામે જ બનતા; એક સામુદાયિક કલ્પનાને પરિણામે નહોતા બનતા. બેશક આનો અર્થ એ નથી કે જૂના હિંસાવાદીઓ અથવા તેમના નવા સાથીઓ અહિંસાના અનુયાયીઓ અથવા બ્રિટિશ સરકારના પ્રશંસકો બની ગયા હતા. પરંતુ એનો અર્થ એટલો તો છે જ કે પ્રથમ તેઓ હિંસાની પરિભાષામાં જ વિચાર કરતા તેમ કરતા હવે તેઓ બંધ થયા હતા. મને એમ લાગે છે કે તેમાંના ઘણાખરા સ્પષ્ટ રીતે 'ફાસિસ્ટ'* માનસ ધરાવતા થઈ ગયા છે.

ચંદ્રશેખર આઝાદને મેં રાજકીય કાર્યની મારી ફિલસૂફી સમજાવવાનો તેમજ મારી વિચારપદ્ધતિ તરફ વાળવાનો પ્રયત્ન કર્યો. પરંતુ 'હવે મારે કરવું શું?' એ તેના મૂળ સવાલનો મારી

---

* ફાસિસ્ટ પદ્ધતિ એ આજે મ્યુસોલિનીની પદ્ધતિ છે. પણ અહીં ફાસિસ્ટ માનસનો અર્થ "હક્કો ભોગવનારા એક વર્ગના હિતને માટે બળજબરીનો સરમુખત્યારવાદ" થાય છે. આવી સરમુખત્યારી આજે ઈટલીમાં ચાલે છે અને જર્મનીમાં પણ ચાલે છે હિંસાવાદીઓ પણ આ પ્રકારનો સરમુખત્યારવાદ લાવવાનું માનસ ધરાવતા થઈ ગયા છે એમ પંડિતજીનું કહેવું છે. — ભા. ક.

પાસે જવાબ નહોતો. તેને અથવા તેના જેવા બીજાઓને ગહન અથવા શાંતિ મળે એવું કંઈ પણ બનવાનો સંભવ જણાતો નહોતો. હું તેને એટલી જ સલાહ આપી શક્યો કે ભવિષ્યમાં હિંસાના કૃત્યો બનતા અટકાવવાને માટે તમારે તમારી લાગવગ વાપરવી જોઈએ, કેમકે તેનાથી તમારા પોતાના સમૂહને તેમજ અંતિમ ધ્યેયને નુકસાન પહોંચે છે.

બે કે ત્રણ અઠવાડિયાં પછી ગાંધી-અર્વિન મંત્રણા ચાલતી હતી તે દરમ્યાન દિલ્હીમાં મને સમાચાર મળ્યા કે ચંદ્રશેખર આઝાદ અલ્લાહાબાદમાં પોલીસની ગોળીથી વીંધાઈને મરણ પામ્યો છે. એકવાર ધોળે દિવસે એક બાગમાં પોલીસે તેને ઓળખી કાઢ્યો હતો, અને તેમની એક મોટી ટુકડીએ તેને ઘેરી લીધો હતો આઝાદે એક ઝાડની ઓથે રહીને પોતાનો બચાવ કરવાનો પ્રયાસ કર્યો. બાગમાં આઝાદ અને પોલીસ વચ્ચે ગોળીઓ ચાલી અને એક નાની સરખી ઝપાઝપી થઈ. મર્યા પહેલાં આઝાદે એક બે સિપાઈઓને ઘાયલ કર્યા હતા

કામચલાઉ સંધિ થયા પછી તરત જ દિલ્હી છોડીને હું લખનૌ પહોંચ્યો આખા દેશમાં સવિનય ભંગ થોભાવી દેવાને અમે તરત જ પગલાં લીધાં હતાં, અને મહાસભાના આખા તંત્રે અમારી નવી સૂચનાઓનો હેતુ પમાડે એવી શિસ્તથી જવાબ વાળ્યો હતો. મહાસભાના અનુયાયીદળમાં અનેક અસંતુષ્ટ થયેલા ભેજાના ગયેલાઓ હતા અને તેમની જૂની પ્રવૃત્તિઓ બંધ કરવાની ફરજ પાડવાનો અમારી પાસે કોઈ ઉપાય નહોતો. પરંતુ હું જાણું છું ત્યાં સુધી એક પણ અપવાદ વિના મહાસભાના વિશાળ તંત્રે પોતાની નવી ફરજનો અમલ કીધો. (ઘણા આ નવી પરિસ્થિતિની ટીકા કરતા હતા એ અલગ વાત છે.) અમારા પોતાના પ્રાન્તમાં આ સૂચનાઓની શી અસર પહોંચે છે તે જાણવાની મને ખાસ ઇન્તેજારી હતી, કેમકે તેના કેટલાક વિભાગોમાં નાકરની લડત જોરથી ચાલતી હતી. બધા સવિનય ભંગના કેદીઓને મુક્ત કરવામાં આવે તે જોવાનું અમારું પહેલું કામ હતું રોજ રોજ એવા હજારો કેદીઓને છોડી દેવામાં આવ્યા અને થોડા સમય પછી તો કેટલાક ચર્ચાસ્પદ દાખલાઓ જ

માત્ર જેલમાં રહ્યા. બેશક મારામારી કે ખુનામરકી માટે સજા પામેલા તેમજ નજરકેદીઓનો આમાં સમાવેશ થતો નહોતો. તેમને છોડવામાં આવ્યા નહોતા.

આ છૂટી ગયેલા કેદીઓ જ્યારે તેમને ઘેર પોતપોતાને ગામ અથવા શહેરમાં પહોંચ્યા ત્યારે સ્વાભાવિક રીતે જ તેમના લોકોએ તેમનું સ્વાગત કર્યું. ઘણાં સ્થળોએ એ સ્વાગતને અંગે શણગારો કરવામાં આવ્યા, ધજાપતાકાઓ ઉડાવવામાં આવી, સરઘસો નીકળ્યાં, સભાઓ થઈ, ભાષણો થયાં અને સ્વાગતનાં માનપત્રો પણ અપાયાં. એ બધું બહુ જ સ્વાભાવિક હતું અને બનશે એમ સૌ ધારતા હતા. પરંતુ અગાઉ જ્યાં ઠેર ઠેર પોલીસના લાઠીમાર ચાલતા, અને સરઘસો તેમજ સભાઓ જબરજસ્તીથી વિખેરી નાખવામાં આવતાં ત્યાં હવે થતાં પ્રદર્શનોથી થયેલું એકાએક પરિવર્તન આંખમાં ખૂંચે એવું હતું. પોલીસને આ નવી પરિસ્થિતિ જરા વસમી લાગી, અને ઘણુંખરું જેલમાંથી છૂટીને આવેલા આપણા લોકોમાંના ઘણાકના દિલમાં વિજયભાવ પણ હશે જ તો! વિજયોત્સવ માણવાનું કશું જ કારણ નહોતું, પરંતુ જેલમાંથી બહાર નીકળવાના પ્રસંગે જેલમાં જુસ્સો છેક જ મરી ન ગયો હોય તો, હમેશ હૈયું ફુલાય છે, અને જથ્થાબંધ કેદીઓ જેલ બહાર નીકળે છે ત્યારે એ લાગણી ખૂબ વધી જાય છે.

આ હકીકત હું અહીં એટલા માટે જણાવું છું કે સંધિ પછીના મહિનાઓમાં સરકારે આ 'વિજયપ્રદર્શન,' સામે ખૂબ વાંધો લીધો હતો અને પાછળથી તો એને અમારી સામેનો એક આરોપ ગણી લેવામાં આવ્યો હતો! સત્તા ભોગે તે પૂર્વદિશાના વાતાવરણમાં ઊછરેલા અને તેમાં જ હમેશ રહેતા, રાજ્યવહીવટ વિષે લશ્કરી ખ્યાલો ધરાવનારા, તેમજ પ્રજાના વિશ્વાસનો અંશ-માત્ર પણ જેમની પાસે રહ્યો ન હતો એવા સરકારી અમલદારોથી પોતે જેને પોતાનો મોભો સમજે છે તે સહેજ પણ ઝાંખો પડે તે ખમાતું નથી. મને ખબર છે કે અમારામાંથી કોઈને આ વસ્તુનો ખ્યાલ પણ નહોતો એટલે જ્યારે પાછળથી અમે જાણ્યું કે સિમલાને શિખરેથી નીચેનાં મેદાનો સુધીના બધા સરકારી

અમલદારો પ્રજાની આ ઉદ્દતાઈ ને લીધે ક્રોધથી તેમજ ઘવાયેલા અભિમાનથી છણછણી રહ્યા હતા ત્યારે અમે આશ્ચર્યચકિત થઈ ગયા. અમલદારોના વિચારોનો પડઘો પાડનારાં વર્તમાનપત્રો તો હજી પણ એ ભૂલી શક્યાં નથી; અને આજે સાડાત્રણ વર્ષના ગાળા પછી પણ તેમના, અભિપ્રાય પ્રમાણે જ્યારે મહાસભાવાદીઓ મોટી જીત મેળવી હોય તેમ વિજયોન્મત્ત બનીને આમતેમ ઘૂમતા તે ભૂંડા, બેશરમ જમાનાનો ઉલ્લેખ કરતી વખતે તેમને લગભગ આંખે દેખી શકાય એવી કંપારી ચડે છે. સરકારી અમલદારો અને તેમના વર્તમાનપત્રકાર મિત્રોની બળતરાના આ ઊભરા અમારે માટે તો સાવ નવી જ વસ્તુ હતી. એ ઉપરથી બરાબર સમજાયું કે તેમના જ્ઞાનતંતુઓને કેટલી બધી તાણ પહોંચી હશે, તેમને પોતાના માનસિક આવેગોને કેટલા અટકાવવા પડ્યા હશે, અને પરિણામે તેમના મગજમા કેવી કેવી ગાંઠ પડી ગઈ હશે. અમારા સૈનિકોમાંના કેટલાકનાં થોડા ભાષણો અથવા થોડાં સરઘસોથી તેઓ આટલા બધા અકળાઈ જાય એ ભારે આશ્ચર્યની વાત હતી.

સાચી હકીકત તો એ છે કે તે વખતે મહાસભાના અનુયાયીઓમાં કોઈને પણ બ્રિટિશ સરકારને મહાત કરી છે એવો ખ્યાલ ન હતો; આગેવાન મંડળમાં તો એથી પણ ઓછો. પરંતુ આપણા લોકોએ બતાવેલી આપભોગની શક્તિ તેમજ હિંમતને લીધે આપણામાં વિજયભાવ હતો ખરો. ૧૯૩૦માં દેશે જે કરી બતાવ્યું તેનાથી આપણને જરૂર કંઈક અભિમાન થયું હતું, લેને લીધે આપણા પોતાના મનની સાથે આપણી કિંમત વધી. આપણામાં આત્મવિશ્વાસ આવ્યો, અને એ જ ખ્યાલથી આપણો નાનામાં નાનો સ્વયંસેવક પણ ટટાર બનીને પોતાનું માથું ઊંચું રાખતાં શીખ્યો. આપણને એમ પણ લાગેલું કે આ મોટા પુરુષાર્થે આખા જગતનું ધ્યાન ખેંચ્યું હતું તેમજ તેનાથી બ્રિટિશ સરકાર પર બેહદ દબાણ પહોંચ્યું હતું અને આપણા ધ્યેયની વધારે નજીક આપણે પહોંચ્યા હતા. આ બધી લાગણીઓમાં સરકારને હરાવવાપણાનો ભાવ લેશમાત્ર નહોતો, ઊલટું અમારામાંના ઘણાને પૂરેપૂરો ખ્યાલ હતો કે દિલ્લીના કરારમાં

સરકાર ઠીકઠીક ફાવી ગઈ હતી. આપણે આપણા ધ્યેયથી હજી બહુ દૂર છીએ, અને હજી તો આપણા માર્ગમાં મોટી મોટી અને આકરી લડતો ઊભી છે, એવું જે લોકો જણાવતા હતા તેમની સામે સરકારના હિતેચ્છુઓ ઝઘડાળુપણાનો અને દિલ્હીના કરારના આત્માનો ભંગ કરવાનો આક્ષેપ કરતા.

સંયુક્ત પ્રાન્તમાં હવે અમારી સામે ખેડૂતોનો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો. હવે અમારી નીતિ બની શકે તેટલી હદે બ્રિટિશ સરકાર સાથે સહકાર કરવાની હતી, એટલે અમે તરત જ સંયુક્ત પ્રાન્તની સરકાર સાથે સંબંધ શરૂ કર્યો. બહુ મોટા લાંબા ગાળા પછી — બાર વર્ષથી સરકારી કામની રાહે અમારો ને તેમનો સંબંધ થયો નહોતો — ખેડૂતોના પ્રશ્નની ચર્ચા કરવાને અંગે હું પ્રાન્તના કેટલાક મોટા અમલદારોને મળ્યો. એ પ્રશ્ન વિષે તેમની સાથે અમે લાંબો પત્રવહેવાર પણ ચલાવ્યો અમારી પ્રાન્તિક સમિતિએ પ્રાંતિક સરકાર સાથે સતત સંપર્કમાં રહેવાને માટે અમારા એક પ્રમુખ કાર્યકર્તા ગોવિંદ વલ્લભ પંતની સંધિ-અમલદાર તરીકે નિમણૂક કરી ખેડૂતોની પરિસ્થિતિમાં આવેલી કટોકટીની સ્થિતિની, ખેતીની પેદાશના ભાવોમાં આવેલી અસાધારણ મંદીની, અને સામાન્ય ખેડૂત પાસેથી ઉઘરાવવામાં આવતા હફતાના પૈસા ભરવાની તેની અશક્તિની વાત સરકારે કબૂલ રાખી હતી. પ્રશ્ન એ હતો કે ખેડૂતોને કેટલી રાહત આપવી જોઈએ, અને તે માટે કેટલું ગણોત વસૂલ કરવાનું માંડી વાળવું જોઈએ. અને આ વાત સરકારના હાથમા હતી. સામાન્ય સંજોગોમાં સરકાર એકલા જમીનદારો સાથે જ સીધો વહેવાર રાખતી, તેમના ગણોતિયાઓ સાથે સીધો સંબંધ રાખતી નહોતી; અને જમીનદારો ગણોત માંડી વાળતા કે મુલતવી રાખતા કે ઓછું કરતા. પરંતુ સરકાર જ્યા સુધી જમીનદારો પાસે લેવાનું પોતાનું મહેસૂલ ઓછું ન કરે ત્યાં સુધી તેમણે પણ એ બાબતમાં કંઈ પણ કરવાનો ઇનકાર કર્યો; કંઈ નહિ તો સામાન્ય રીતે પોતાના ગણોતિયાઓનું ગણોત ઓછું કરવાને ઇન્તેજાર તો તેઓ હોતા જ નથી. એટલે છેવટનો નિર્ણય સરકારના જ હાથમાં હતો

પ્રાન્તિક સમિતિએ ખેડૂતોને જણાવી દીધું હતું કે નાકર લડત હવે બંધ થઈ છે, અને તમારે બધાએ પોતાના ગજા પ્રમાણે ગણોત ભરી દેવું. પરંતુ ખેડૂતોના પ્રતિનિધિ તરીકે સમિતિએ ભારે રાહતની અને ગણોત બહુ મોટા પ્રમાણમાં ઘટાડવાની માગણી કરી હતી. ઘણા સમય સુધી સરકારે કંઈ પગલું ન લીધું. પ્રાન્તના ગવર્નર સર માલકમ હેલી રજા પર હતા કે પછી બીજા ખાસ કાર્યને માટે નિમાયા હતા એટલે હાજર નહોતા તેથી ઘણું કરીને સરકાર ગૂંચવાતી હતી. તાબડતોબ અને સંગીન પગલું ભરવાની જરૂર હતી, પરંતુ અવેજી ગવર્નર અને તેના સાથીઓ એવા કશા પગલા માટે પોતે જવાબદારી લેવા પ્રચ્છના નહોતા, એટલે ઉનાળામાં સર માલકમ હેલી પાછા ફરે ત્યાં સુધી એ બાબતને લંબાવવાનું તેમણે પસંદ કર્યું. આ સ્થિતિ મુશ્કેલ તો હતી જ, તે આ ટાલમટોલ અને ઢીલથી વધારે બગડી, અને પરિણામે ખેડૂતોને બહુ ભોગવવું પડ્યું.

દિલ્હીના કરાર થયા પછી તરત જ મારી તબિયત જરા લથડી હતી. જેલમાં જ મારી પ્રકૃતિ બરાબર રહેતી નહોતી. તે પછી પિતાશ્રીના અવસાનના આઘાત, અને તેની પાછળ તરત જ આવેલી દિલ્હીની મંત્રણાઓનો દીર્ઘ પરિશ્રમ એ બધાને મારું શરીર પહોંચી ન શક્યું. કરાંચીની મહાસભાને માટે જવા જેટલી મારી તબિયત કંઈક સુધરી હતી ખરી.

કરાંચી હિંદના છેક વાયવ્ય ખૂણા તરફ આવેલું છે. ત્યાં પહોંચવાને કરવી પડતી મુસાફરી મુશ્કેલીભરેલી હોય છે, અને દેશના બીજા ભાગોથી તે વચ્ચે પડેલા રણના પ્રદેશોને લીધે કંઈક અલગ પડી ગયેલું છે. પરંતુ દૂરદૂરના ભાગોમાંથી આકર્ષાઈને આવેલા લોકોનું મહાન સંમેલન ત્યાં ભેગું થયું હતું, અને તે ક્ષણે દેશમાં જે પ્રકારની ભાવના ઉત્પન્ન થઈ હતી તેનું સાચું પ્રતિબિંબ તેમાં જોવાને મળતું હતું. હિંદમાં રાષ્ટ્રીય હિલચાલનું વધતું જતું બળ જોઈને શાંત પણ ઊંડો સંતોષ સૌને થયો હતો; મહાસભાના તંત્રે તેની પાસેથી માગવામાં આવેલા ભારે ભોગોનો યોગ્યતાથી જવાબ વાળ્યો હતો તે જોઈને તેમજ પોતાના સુસંગઠિત આત્મભોગની શક્તિથી તેણે પોતાની હસ્તી વાજબી છે એમ પુરવાર કરી

બતાવ્યુ હતુ તે જોઈને મો ગર્વની લાગણી અનુભવતા હતા. સૌને લોકો વિષે વિશ્વાસ ઉત્પન્ન થયો હતો, અને બધે એક પ્રકારનો મચમચભર્યો ઉત્સાહ જણાતો હતો સાથે સાથે સામે આવી ઊભેના ગભીર પ્રશ્નો તેમજ મોટા જોખમના ભાનથી ભારે જવાબદારીની ભાવના પણ જાગ્રત થઈ હતી, અને સૌને બરાબર વસી ગયુ હતું કે આપણા શબ્દો અને ઠરાવો વગર વિચારે ઉચ્ચારવાના કે પસાર કરવાના નથી, તેને તોલી તોલીને પ્રગટ કરવાના છે, કારણ આખો દેશ તેનું અક્ષરશ પાલન કરવાનો છે બહુ મોટી બહુમતીથી દિલ્હીના કરારનો સ્વીકાર કરવામા આવ્યો હતો તોપણ તે લોકપ્રિય થયો નહોતો અને સૌને રુચ્યો નહોતો, અને એવો ભય લાગ્યા કરતો હતો કે એમાથી અનેક પ્રકારની કઢગી પરિસ્થિતિમા આપણે મુકાવાના છીએ. કોણે જાણે કેમ પણ સધિને લીધે દેશ સમક્ષ પડેલા પ્રશ્નો વિષેની વિચારણા પહેલા જેટલી સ્પષ્ટ અને નક્કર હતી તેટલી હવે રહી નથી એવો ભાસ થતો હતો વળી મહાસભાની બેઠકના મુહૂર્તમા જ રાષ્ટ્રને દુભવનાર એક ઘટના બની હતી — ભગતસિહને ફાસી મળી હતી આ રોષ અને દુઃખની લાગણી ઉત્તર હિદમા વિશેષ પ્રમાણમા દેખાતી હતી, અને કરાચી ઉત્તરમાં આવેલુ હોવાથી ત્યાં પજાબમાંથી સખ્યાબધ લોકો ઊતરી પડ્યા હતા

મહાસભાનાં કોઈ પણ આગલા અધિવેશન કરતા કરાચીની મહાસભા વળી ગાંધીજીની એક મોટી અગત ફતેહ નીવડી. મહાસભાના પ્રમુખ સરદાર વલ્લભભાઈ પટેલ હિન્દની સૌથી લોકપ્રિય અને સમર્થ વ્યક્તિઓમાના એક હતા, અને ગુજરાતની અનેક લડતોમા વિજય મેળવનાર સરદાર તરીકે તેમણે યશ મેળવેલો હતો પરતુ રગભૂમિ ઉપર મુખ્ય પાત્ર તો મહાત્મા જ હતા. ખાન અબ્દુલ ગફ્ફારખાંની સરદારી હેઠળ સરહદના પ્રાન્તમાંથી લાલ ડગલીવાળા સ્વયસેવકોનું એક મોટુ દળ પણ મહાસભામા હાજર હતુ આ સરહદના સ્વયસેવકો અતિશય લોકપ્રિય થયા હતા અને તેઓ જ્યા જતા ત્યાં જયઘોષથી તેમનુ સ્વાગત થતું કેમકે ૧૯૩૦ના એપ્રિલ પછી તેમને ખૂબ છછેડવામાં આવ્યા હતા તોપણ તેમણે અસાધારણ અહિંસક શૌર્ય દાખવીને હિંદને

શુરુ કર્યું હતું. 'લાલ ડગલીવાળા' નામથી કેટલાક લોકોને એવો ભાસ થતો હતો કે એ સ્વયંસેવકો સામ્યવાદીઓ અથવા ઉદ્દામ મજૂર પક્ષના છે. પરંતુ એ ભાસ ખોટો હતો. તેમનું અસલ સાચું નામ તો 'ખુદાઈ ખિદમતદાર' હતું, અને તેમનું મંડળ મહાસભા સાથે સહકાર કરતું હતું. (પાછળથી ૧૯૩૧માં મહાસભાના તંત્રમાં તેમને તેના એક અંગ તરીકે દાખલ કરવામાં આવ્યા હતા.) 'લાલ ડગલીવાળા' તો તેમને એટલા માટે કહેતા હતા કે તેમણે પોતાના મંડળને માટે કંઈક જૂના જમાનાનો પઠાણી લેબાસ પસંદ કર્યો હતો અને તેનો રંગ લાલ રાખ્યો હતો.

કરાચી મહાસભાનો મુખ્ય ઠરાવ દિલ્હીની સંધિ અને ગોળમેજી પરિષદને અંગે હતો. કાર્યવાહક સમિતિનો ઠરાવ હોવાથી બેશક મેં તેનો સ્વીકાર તો કર્યો હતો પરંતુ મહાસભાની ખુલ્લી બેઠકમાં મારે જ તે રજૂ કરવાનો છે એમ ગાંધીજીએ જણાવ્યું ત્યારે મને સંકોચ થયો. મારા મનને એ રુચતો નહોતો એટલે પ્રથમ તો મેં ના પાડી, પણ પછી મને એમ થયું કે આ વલણ નબળું અને ગેરવાજબી છે. કાં તો હું એ ઠરાવનો સ્પષ્ટ વિરોધ કરું અથવા તેનો સ્પષ્ટ સ્વીકાર કરું એ જ વાજબી થાય. પણ એમાં સંદિગ્ધ અથવા દ્વિઅર્થી વલણ લઈને તો લોકોને તર્કવિતર્ક કરવાની તક આપવા જેવું હતું; એ પણ યોગ્ય નહોતું. એટલે છેક છેલ્લી ઘડીએ, મહાસભામાં એ ઠરાવની ચર્ચા શરૂ થાય તેની થોડીક મિનિટ આગળ જ મેં તે જાતે જ રજૂ કરવાનો નિર્ણય કર્યો. તે ભવ્ય સંમેલન સમક્ષના મારા ભાષણમાં તે ઠરાવને વિષેની મારી લાગણીઓ કેવી હતી, કયા કારણોને લીધે મેં તેનો હૃદયપૂર્વક અંગીકાર કર્યો હતો તેમજ કયા હેતુથી હું તેનો સ્વીકાર કરવાને તે લોકોને વિનવણી કરતો હતો તે બધું મેં ખુલ્લા દિલથી રજૂ કરવાનો પ્રયાસ કર્યો. કોઈ પણ પ્રકારની તૈયારી વિના છેક છેવટની ક્ષણની પ્રેરણાથી હૃદયમાંથી સીધું એ ભાષણ નીપજ્યું હતું અને તેની ભાષામાં ઝાઝા અલંકારો કે ચૂંટેલી શબ્દરચનાઓ નહોતી, તેથી વધારે સંભાળપૂર્વક તૈયાર કરીને આપેલાં મારાં બીજાં અનેક ભાષણો કરતાં તે વધારે સફળ નીવડ્યું.

ખાસ કરીને તો ભગતસિંહ વિષેના ઠરાવ ઉપર, તેમજ મૂળ હકોનું જાહેરનામું તથા આર્થિક નીતિ વિષેના ઠરાવોને અંગે અને બીજા પણ કેટલાક ઠરાવોને અંગે પણ મેં ભાષણો કર્યાં હતાં. તે પૈકી મૂળ હકોના ઠરાવ વિષે, કંઈક અંશે તેમાં સમાવેલા મુદ્દાઓને કારણે અને વિશેષે કરીને મહાસભામાં દાખલ થયેલી નવીન વિચારદૃષ્ટિ તેમાં વ્યક્ત થતી હતી તે કારણે મને ખાસ રસ હતો. અત્યાર સુધી મહાસભા શુદ્ધ રાષ્ટ્રવાદી ધોરણે જ વિચાર કરતી હતી, અને સામાન્ય રીતે સ્વદેશીને તથા ગૃહઉદ્યોગોને ઉત્તેજન આપતી તે બાદ કરતાં તે આર્થિક પ્રશ્નોની વિચારણાથી અલગ રહેતી હતી. કરાંચીના ઠરાવમાં દેશની અર્થવ્યવસ્થામાં ચાવીરૂપ હોય તેવા ઉદ્યોગો અને લોકોપયોગી કામગીરીનાં ખાતાંઓને રાષ્ટ્રની માલિકીનાં બનાવીને તેમજ બીજા અનેક જુદા જુદા ઉપાયોથી ગરીબ જનતા ઉપરનો આર્થિક બોજો ઓછો કરી તેને શ્રીમંતોની પીઠ ઉપર લાદવાની હિમાયત કરવામાં આવી હતી. આ પ્રકારે મહાસભાએ સમાજવાદની દિશામાં એક પગલું, ભલેને બહુ જ ટૂંકું પગલું, ભર્યું. એ ઠરાવમાં શુદ્ધ સમાજવાદ જેવું કશું જ નહોતું અને કોઈ પણ મૂડીવાદી રાજ્ય તેમાં સમાવેલી બાબતોનો સહેલાઈથી સ્વીકાર કરી શકે એમ હતું.

આ તદ્દન નરમ અને સીધા સાદા ઠરાવથી હિંદી સરકારનાં બડા બડા સાહેબોનાં મગજ ઝપાટાબંધ કામ કરતાં થઈ ગયાં. સ્વાભાવિક રીતે તેઓ ચકોર તો રહ્યા જ, એટલે તેમની દૃષ્ટિ સમક્ષ તો કદાચ બોલ્શેવીકોનું સોનું કરાંચીમાં છૂપી રીતે પ્રવેશીને મહાસભાના આગેવાનોને ભ્રષ્ટ કરી રહ્યું છે એવું ચિત્ર પણ ખડું થઈ ગયું હશે. તેઓ એક પ્રકારના રાજકીય ઓઝલમાં રહે છે, બહારની દુનિયા સાથે તેમનો કોઈ પ્રકારનો સંબંધ રહેલો નથી, અને તેમની આસપાસ હમેશ ગુપ્તતાનું વાતાવરણ હોય છે, એટલે તેમનાં હૃદયો હમેશાં રહસ્યમય તેમજ કલ્પનાઓથી ભરેલી કથાઓ સાંભળવાને અને સ્વીકારવાને તૈયાર હોય છે. અને વળી આ વાર્તાઓ સરકારની ખાસ કૃપાને પાત્ર થયેલાં વર્તમાનપત્રો દ્વારા કકડે કકડે ગૂઢ રહસ્યપૂર્ણ ભાષામાં બહાર પાડવામાં આવે છે, અને તેમાં એવું ગર્ભિત સૂચન હોય છે કે

આ તો ઠીક છે પણ એ વાત પરનો પરદો જો ઉઠાવી શકાય તો બીજું કેટલુંયે જોવાનું જડે એમ છે. આ સર્વમાન્ય તેમજ બહોળા અનુભવથી ઘડાયેલી પદ્ધતિ મુજબ કરાંચીના મૂળ પ્રાથમિક હકો વગેરે વિષેના ઠરાવના વારંવાર ઉલ્લેખો કરવામાં આવ્યા છે, અને તે ઉપરથી હું તો એટલું જ અનુમાન કાઢી શકું છું કે એ ઠરાવ વિષેના સરકારના વિચારો તે ઉલ્લેખોમાં વ્યક્ત થાય છે. વાત તો એવી ચાલે છે કે સામ્યવાદી મંડળો સાથે જોડાયેલી કોઈ ભેદી વ્યક્તિએ આ ઠરાવ અથવા તેનો ઘણો મોટો ભાગ ઘડ્યો, અને કરાંચીમાં જવાહરલાલ નેહરુને ગળે તે ઉતારી દીધો; પછી નેહરુએ ગાંધીને પડકાર કરીને કહ્યું કે કાં તો આ ઠરાવને માન્ય કરો અથવા દિલ્લીની સંધિ સામે મારા વિરોધને માટે તૈયાર થઈ જાઓ; ગાંધીએ જવાહરલાલનું મોઢું બંધ કરવાને ખાતર તે ઠરાવનો સ્વીકાર કર્યો, અને રાષ્ટ્રીય મહાસભાની બેઠકને છેલ્લે દહાડે થાકી ગયેલી વિષયવિચારિણી સમિતિ તેમજ કંટાળી ગયેલી આખી મહાસભાને માથે મારીને તેને પસાર કરાવી લીધો !

મને ખબર છે કે આ 'ભેદી વ્યક્તિ'ના નામનો કદી પ્રત્યક્ષ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી, પરંતુ અનેક ગર્ભિત સૂચનો દ્વારા કોની વાત થાય છે તે સ્પષ્ટ કરવામાં આવેલું છે. મને પોતાને ભેદભરેલાં રહસ્યોનો અથવા ગોળ ગોળ ભાષા વાપરવાનો અનુભવ નથી, એટલે હું જણાવી દઉં તો ચાલશે કે આ 'ભેદી વ્યક્તિ' માનવેન્દ્રનાથ રૉય* હોય એમ લાગે છે. કરાંચીના એ સાવ નિર્દોષ ઠરાવને વિષે માનવેન્દ્રનાથ રૉય અથવા 'સામ્યવાદ તરફ વળેલો' બીજો કોઈ પણ માણસ શું ધારે છે તે જાણવું બહુ મનોરંજક થઈ પડે એમ છે, અને સિમલાના તેમજ દિલ્લીના બડા સાહેબોને તે જ્ઞાન બહુ બોધપ્રદ થઈ પડશે. તેમને જાણીને આશ્ચર્ય થશે કે સામ્યવાદી વલણનો કોઈ પણ માણસ એ ઠરાવ તરફ કંઈક તુચ્છકારની નજરે જુએ છે કેમકે તેના અભિપ્રાય પ્રમાણે કરાંચીનો ઠરાવ સુધારક અને 'બુર્ઝ્વા' (મધ્યમવર્ગીય) માનસનો એક નમૂનો છે, એમાં ક્રાંતિનો અંશ નથી.

* જુઓ નોંધ પાનું ૨૩૯ (પ્રકરણ ૨૧).

ગાંધીજીને વિષે તો એટલુ કહું કે ગયાં સત્તર વર્ષથી તેમના ઠીક ઠીક નિકટના પરિચયનો લહાવો મને મળ્યો છે. એટલે તેમની સાથે લડતનાં છેવટનાં કહેણુ મોકલવાનો અથવા તેમની સાથે સાટાં કરવાનો કોઈ પણુ ખ્યાલ મને ભયાનક લાગે છે. અમે એકબીજાને અનુકૂળ થતા હોઈશું, અથવા કોઈ એક મુદ્દા ઉપર અમે જુદો જુદો રસ્તો લઈએ એમ પણુ બને, પરંતુ અમારા વહેવારમાં બજારુ રીતો દાખલ થાય એ અશક્ય છે.

સાચી વાત તો એ છે કે આ પ્રકારનો ઠરાવ મહાસભા પાસે કરાવવાનો ખ્યાલ કરાંચીથી પણુ પહેલાંનો છે. કેટલાયે વરસથી સંયુક્ત પ્રાન્તની પ્રાન્તિક સમિતિ એ વિષયમાં હિલચાલ કરી રહી હતી, અને મહાસમિતિ પાસે એક સમાજવાદી ધોરણુનો ઠરાવ પસાર કરાવવાનો તેણે પ્રયાસ પણુ કર્યો હતો. ૧૯૨૯માં મહાસમિતિ પાસે સમાજવાદના સિદ્ધાન્તનો સ્વીકાર કરાવવામાં સંયુક્ત પ્રાન્તની સમિતિને કંઈક અંશે સફળતા પણુ મળી હતી. પછીથી સવિનય ભંગની લડત આવી. ૧૯૩૧ના ફેબ્રુઆરી અને માર્ચ મહિનાઓમાં દિલ્હીમાં અમે મળસકામાં ફરવા જતા તે વખતની વાતચીત દરમ્યાન મેં ગાંધીજીની આગળ આ બાબતનો ઉલ્લેખ કર્યો હતો, અને તેમણે આર્થિક બાબતો વિષેનો એક ઠરાવ થાય એ ખ્યાલને વધાવી લીધો હતો. કરાંચીમાં એ વાત ઉપાડવાની તેમણે મને સલાહ આપી અને એક ઠરાવનો ખરડો તૈયાર કરીને બતાવવાની પણુ મને સૂચના આપી. કરાંચીમાં તે મુજબ મેં ઠરાવનો ખરડો ગાંધીજીને બતાવ્યો, અને તેમાં તેમણે અનેક પ્રકારના ફેરફારો કર્યા તેમજ બીજા સુધારાઓ સૂચવ્યા હતા. તેમની સલાહ એ હતી કે મહાસભાની કાર્યવાહક સમિતિની આગળ એ ઠરાવ વિચારણા માટે રજૂ થાય તે પહેલાં અમારે બન્નેએ તેના શબ્દો વિષે એકમત થવું જોઈએ. આથી મારે ઘણાં મુસદ્દાઓ તૈયાર કરવા પડયા, અને તેથી થોડા દિવસની ઢીલ થઈ. બીજી પણુ અનેક બાબતોને લીધે તે દરમ્યાન ખૂબ રોકાણુ અમને રહેતું હતું. આખરે ગાંધીજી અને હું એક ખરડાને વિષે સંમત થયા, એટલે તેને કાર્યવાહક સમિતિ સમક્ષ રજૂ કરવામાં આવ્યો અને પછીથી

મહાસભાની વિષયવિચારીણી સમિતિ આગળ તે મૂકવામાં આવ્યો. એ સાવ સાચી વાત છે કે વિષયવિચારીણી સમિતિને માટે આ એ નવીન જ વિષય હતો અને તેના કેટલાક ગભ્યો તેનાથી એકાએ ચકિત થઈ ગયા હતા. પરંતુ સમિતિમાં તેમજ મહાસભાની બેઠકમાં તે ઢેલાઈથી પસાર થઈ ગયો હતો અને વધારે સ્પષ્ટ કરવાને માટે તેમજ તે ઠરાવમાં આંકી આપેલાં ધોરણે તે વિકસાવવાને માટે મહાસમિતિને તે સોંપવામાં આવ્યો હતો.

આ ઠરાવનો ખરડો હું ઘડતો હતો તે દરમ્યાન મારે મુક આવનારા ઘણા લોકોની એ બાબતમાં મેં સલાહ લીધી હ પરંતુ માનવેન્દ્રનાથ રોયને તે બાબતમાં કશો જ સંબંધ નહો અને મને એ બરાબર ખબર હતી કે તે તો એ ઠરાવને નાપ કરીને હસી જ કાઢત.

હું કરાંચી આવ્યો તે પહેલાં થોડા દિવસ આગ અલ્લાહાબાદમાં મારો માનવેન્દ્રનાથ રોય સાથે મેળાપ થયો હ એક રાત્રે તેઓ એકાએક અમારે ઘેર આવી પહોંચ્યા હતા, જો કે તે હિંદમાં છે એવો મને જરા પણ ખ્યાલ નહોતો મોસ્કોમાં મેં તેને ૧૯૨૭માં જોયા હતા એટલે મેં તેમને તરત ઓળખી કાઢયા. કરાંચીમાં પણ તે મને મળેલા પણ અમ મુલાકાત પાંચ મિનિટથી ઘણું કરીને વધારે લાંબી ચાલી નહો છેલ્લાં થોડાક વર્ષો દરમ્યાન રાજકીય દૃષ્ટિથી મને વખો કાઢનારું ઘણું લખાણ રોયે કર્યું છે, અને કેટલીકવાર તેથી મને અસ્વસ્થ પણ કર્યો છે. અમારા બન્નેની વચ્ચે ઘણો ભેદ હતો, છતાં હું તેના પ્રત્યે આકર્ષાયો હતો. અને પાછ જ્યારે તે પકડાયા અને તે મુશ્કેલીઓમાં આવી ગયા ત્યારે સહાય કરવાને મારાથી જે કંઈ થોડું બની શકે તે કરવાની ઇચ્છા હતી; ઝાઝું કરવાની તો મારી શક્તિ ન હતી. અસાધારણ બુદ્ધિશક્તિ એ તેના તરફના મારા આકર્ષણનું કારણ હતું; તેના તરફના મારા આકર્ષણનું બીજું કારણ હતું કે મને તે સૌથી તરછોડાયેલા તદ્દન એકલવાયા લાગતા બ્રિટિશ સરકાર તેની પાછળ પડે એ તો સ્વાભાવિક જ

રાષ્ટ્રવાદી હિંદને તેને વિષે કશો રસ નહોતો; અને હિંદમાં જે લોકો પોતાને સામ્યવાદીઓ કહેવડાવતા હતા તેઓ તેનો સામ્યવાદદ્રોહી કહીને તિરસ્કાર કરતા હતા. મને એવી પણ માહિતી હતી કે રશિયામાં ઘણાં વર્ષોના વસવાટ દરમ્યાન કામિન્ટર્ન " સાથે ગાઢ સહકારમાં રહ્યા પછી તેઓ તેનાથી છૂટા પડી ગયા હતા, અથવા કદાચ તેમને અલગ થવાની ફરજ પણ પાડવામાં આવી હોય.

આમ શા કારણે બનેલું તેની મને કશી ખબર નથી. મને હજી પણ તેમના શા વિચારો છે અથવા અસલ સામ્યવાદીઓ સાથે તેમનો શો મતભેદ છે તેની સાવ છૂટીછવાઈ બાતમી બાદ કરતાં મને કશી જ ખબર નથી. પરંતુ તેના જેવા માણસને આમ સૌથી તરછોડાવું પડે એથી મને દુઃખ થયું અને મારી સામાન્ય ટેવથી વિરુદ્ધ જઈને હું તેના કેસના બચાવ માટે રચવામાં આવેલી સમિતિમાં જોડાયો હતો. ૧૯૩૧ના તે ઉનાળા પછી આજે લગભગ ત્રણ વર્ષથી વધારે મુદતથી તે જેલમાં પડ્યા છે, નાદુરસ્ત તબિયત ભોગવે છે અને લગભગ અંધારી કોટડીની સજા વેઠે છે.

મહાસભાની કરાંચીની બેઠકનાં છેવટનાં કાર્યોમાંનું એક કાર્યવાહક સમિતિની ચૂંટણી કરવાનું હતું. એ સમિતિની ચૂંટણી મહાસમિતિ કરે છે, પરંતુ એક એવી પરંપરા પડી ગઈ છે કે તે તે વર્ષના પ્રમુખની (ગાંધીજીની તેમજ કેટલીક વાર બીજા સાથીઓની સાથે મસલત કરીને કરેલી) સૂચનાઓ મહાસમિતિ માન્ય રાખે છે. કાર્યવાહક સમિતિની કરાંચીમાં થયેલી ચૂંટણીનું એક કઢંગું પરિણામ આવ્યું જેનો અમે કોઈ તે વખતે ખ્યાલ કરી શક્યા નહોતા. મહાસમિતિના મુસ્લિમ સભ્યોએ એ ચૂંટણી .. સામે અને ખાસ કરીને તેમાં દાખલ કરેલા એક (મુસ્લિમ) નામ સામે વાંધો ઉઠાવ્યો. તેમના સમૂહમાંથી એકે નામની પસંદગી થઈ નહોતી તેથી કદાચ તેમની અવગણના થઈ કે એમ પણ તેમને લાગ્યું હોય. પંદર જ સભ્યોની બનેલી

આખા હિંદની સમિતિમાં બધા જ વર્ગોનું પ્રતિનિધિત્વ દાખલ કરવાનું દેખીતી રીતે જ મુશ્કેલ હતું, અને અમને જે વિષે જરા પણ ખબર નહોતી તે તકરાર તો ખરી રીતે તદ્દન અંગત અને પંજાબ પ્રાન્તની સ્થાનિક હતી. પરિણામે આ વિરોધ કરનારું મંડળ પંજાબમાં આસ્તે આસ્તે મહાસભામાંથી ખરી પડ્યું, અને બીજાઓની સાથે મળીને તેમણે 'અહરાર પાર્ટી'* અથવા 'મજલિસ-ઈ-અહરાર'* નામનો નવો પક્ષ ઊભો કર્યો. પંજાબના કેટલાક સૌથી લોકપ્રિય અને કાર્યકર્તા મુસ્લિમ મહાસભાવાદીઓ એ પક્ષમાં જોડાયા અને તેમના તરફ પંજાબના બીજા પુષ્કળ મુસલમાનો ખેંચાયા. તેમાં મુખ્યત્વે મધ્યમવર્ગના નીચલા થરનું પ્રતિનિધિત્વ સમાયું હતું અને મુસ્લિમ આમસમુદાય સાથે તેને ખૂબ સંપર્ક હતો. આ રીતે એ પક્ષ એક સમર્થ મંડળ બન્યું. અને ઉપલા વર્ગોના લોકોનાં અધ્ધર હવામાં અથવા વધારે માનું કહીએ તો દીવાનખાનાઓમાં અને સમિતિઓના ઓરડાઓમાં બેસીને કાર્ય કરનારાં ખખડી ગયેલાં મુસ્લિમ કોમી મંડળોથી તો તે ખૂબ જ સમર્થ હતું. અનિવાર્ય રીતે જ અહરારો કોમવાદ તરફ ધમડાયા, પરંતુ મુસ્લિમ આમજનતા સાથેના સંપર્કને લીધે એક પ્રકારની સદિગ્ધ આર્થિક વિચારદષ્ટિવાળું જીવન્ત મંડળ તેઓ બની રહ્યા. જ્યાં આર્થિક ફરિયાદો અને કોમવાદ દુર્દૈવે વિચિત્ર રીતે ભેળાઈ ગયાં હતાં એવાં દેશી રાજ્યોમાં અને ખાસ કરીને કાશ્મીરમાં થયેલી મુસ્લિમ હિલચાલોમાં એ મંડળે પાછળથી મહત્ત્વનો ભાગ ભજવ્યો. અહરાર પક્ષના કેટલાક આગેવાનો મહાસભામાંથી ખરી પડ્યા તેથી પંજાબમાં મહાસભાને બહુ નુકસાન પહોંચ્યું. પરંતુ કરાંચીમાં આ વિષે અમને કશી જ ખબર નહોતી; ત્યાર પછીના થોડા માસ દરમ્યાન એ બધું ભાન અમને ધીરેધીરે થયું. બેશક મહાસભાની કાર્યવાહક સમિતિની ચૂંટણી સામેના રોષને કારણે એ બધા આગેવાનો મહાસભામાંથી ખસી ગયા નહોતા. એ તો પવનની દિશા બતાવનારું એક તરણું હતું; સાચાં કારણો ઊંડાં હતાં.

---

* 'અહરાર' એટલે સ્વમાનવાળાઓ. —ભા. ક.

અમે કરાચીમા હતા તે દરમ્યાન જ કાનપુરના હિંદુમુસ્લિમ હુલ્લડના સમાચાર આવી પહોચ્યા હતા. તે પછી તરત જ ગણેશ શંકર વિદ્યાર્થી તે હુલ્લડમાં કોઈક ઝનૂનથી આંધળા બનેલા લોકોના ટોળાને મદદ કરીને વારવા જતા તેમને હાથે જ ખૂન થયાના સમાચાર મળ્યા. તે ભયાનક અને નિષ્ઠુર હુલ્લડો આમ તો ભૂડાં હતાં જ, પરંતુ ગણેશજીના ખૂનથી એ વાત અમારા હૃદયમા જેવી સોંસરી ઊતરી ગઈ તેવી બીજી કોઈ પણ રીતે ન ઊતરત કરાચી મહાસભાની છાવણીમા હજારો લોકો તેમને ઓળખતા હતા, અને સયુક્ત પ્રાન્તના અમારા લોકોના સૌના તો તેઓ, શૂરા અને નિર્ભય, દીર્ઘદૃષ્ટિવાળા તેમજ હમેશા ડહાપણ ભરેલી સલાહ આપનારા, કદી નિરાશાને વશ ન થનારા, અને પ્રસિદ્ધિ અથવા લોકપ્રિયતા અથવા અધિકારની પરવા કર્યા વિના શાંતિથી કાર્ય કર્યે જનારા પરમપ્રિય સાથી અને મિત્ર હતા જે કાર્યને તેઓ વર્યા હતા અને જેના પર તેમને અનહદ પ્રીતિ હતી તેને માટે તેમણે પોતાની જુવાનીના જોમમાં પોતાનુ જીવન ઉમગથી અર્પણ કર્યું, કોઈ બેવકૂફ માણસના હાથે તેમના પર ઘા થયો અને કાનપુર અને સયુક્ત પ્રાતનું સૌથી તેજસ્વી રત્ન હરાઈ ગયુ આ સમાચાર આવ્યા ત્યારે કરાચીની અમારી સયુક્ત પ્રાન્તની છાવણી પર શોકની છાયા પથરાઈ ગઈ, ત્યાનો પ્રકાશ જાણે સધો ઊડી ગયો હતો અને છતા ગણેશ શંકરને વિષે સૌને અભિમાન થતુ હતું, કે તેમણે આમ અડગ નિર્ભયતાથી મૃત્યુનો મુકાબલો કર્યો હતો, અને યશસ્વી રીતે તેને શરણ થયા હતા

## ૩૬

## લંકામાં એક માસ

મારા ડાકટરોએ મને થોડોક આરામ લેવાને અને હવાફેર કરવાને કોઈક સ્થળે થોડા સમયને માટે જઈ આવવાનો આગ્રહ કર્યો, એટલે મેં લંકામાં એક માસ ગાળી આવવાનો નિશ્ચય કર્યો હિંદ આવડો મોટો દેશ છે છતાં ત્યાં સ્થાન બદલવાનો કે માનસિક આરામનો ખરો લાભ મળી શકે એમ નહોતું, કેમકે હું ગમે ત્યાં જાઉં તોપણ ત્યાં રાજકીય સાથીઓ તો બનતાં સુધી મળ્યા વિના રહે જ નહિ, રોજના જ પ્રશ્નો પાછા મારો પીછો પકડે હિંદથી બહાર જઈ શકાય એવો પાસેમાં પાસેનો પ્રદેશ લંકા હતો, એટલે અમે — હું, કમલા અને ઇન્દિરા — ત્યાં ગયાં ૧૯૨૭માં યુરોપથી પાછા ફર્યા પછી કામમાંથી નિવૃત્તિનો આ મારો પહેલો જ પ્રસંગ હતો. મેં મારી પત્ની તેમજ પુત્રીની સાથે રહીને શાન્તિથી તેમજ કોઈ પણ જાતના માનસિક વિક્ષેપ વિના નિવૃત્તિનો સમય ગાળ્યો હોય તો તે ૧૯૨૭ પછી આ પ્રથમ જ હતો ત્યાર પછી એવો જ અનુભવનો બીજો પ્રસંગ મળ્યો નથી, અને મને કોઈકવાર એમ લાગે છે કે મળવાનો પણ નથી

અને તેમ છતાં ખરી રીતે ન્યૂરેલિયામાં ગાળેલાં બે અઠવાડિયાં બાદ કરતાં લંકામાં પણ અમે ઝાઝો આરામ ભોગવ્યો નથી ત્યાંના દરેક વર્ગના લોકોએ આગતાસ્વાગતા અને મૈત્રીભર્યા પ્રેમમાં જાણે અમને ડુબાડી દીધાં આ બધી શુભેચ્છા જોઈને હૃદય ખૂબ પ્રસન્ન થતું, પરંતુ તેનાથી ઘણીવાર મૂંઝવણ પણ થતી. ન્યૂરેલિયામાં મજૂરોનાં મંડળો, ચાના બગીચામાં કામ કરનારાઓ અને બીજા લોકો દૂર દૂર માઈલોથી ચાલીને રોજ અમારે ત્યાં આવતા અને જંગલી ફૂલો, શાકભાજી, ઘેર બનાવેલું માખણ વગેરે અનેક પ્રકારની ભાવભરી ભેટો સાથે લાવતા અમે એ લોકો સાથે જરા પણ વાતચીત કરી શકતાં નહિ, એકમેકનાં દર્શન અને



કુમારી ઇંદિરા નેહરુ

સ્મિતથી જ સંતોષ માનતા. તેમની ગરીબીમાંથી લાવીને આપેલી આ કીમતી ભેટોથી અમારું ઘર ઊભરાઈ જતું, અને અમે તે સ્થાનિક ઇસ્પિતાલો તેમજ અનાથાલયોમાં મોકલી આપતાં.

લંકાદ્વીપનાં ઘણાંક પ્રસિદ્ધ દશ્યો, અને ઐતિહાસિક ખંડેરો, બૌદ્ધ મઠો, અને ત્યાંના સમૃદ્ધ ઉષ્ણ પ્રદેશનાં જંગલો અમે જોયાં: અનુરાધપુરમાં બુદ્ધની એક પ્રાચીન આસનસ્થ મૂર્તિ મને ખૂબ ગમી ગઈ હતી. આ પછી એક વર્ષ પછી હું દહેરાદૂન જેલમાં હતો ત્યારે લંકાના એક મિત્રે મને તે મૂર્તિનું એક ચિત્ર મોકલી આપ્યું હતું, અને હું તેને મારી ઓલીમાંના નાનકડા મેજ ઉપર મૂકી રાખતો. જેલની એકાન્ત ખોલીમાં તે ચિત્રનો સહવાસ મને અમૂલ્ય થઈ પડ્યો હતો, અને બુદ્ધની મૂર્તિની સ્થિર, ધીરગંભીર પ્રશાન્ત મુખમુદ્રાનું દર્શન કરીને હું શાન્તિ તેમજ બળ પ્રાપ્ત કરતો, તેમજ તે દર્શનથી વિષાદના ભાર અનેક સમયોમાંથી ઊગરી જવામાં મને મદદ મળતી.

બુદ્ધને માટે મને હમેશ ભારે આકર્ષણ રહ્યું છે. એ આકર્ષણનાં કારણોનું પૃથક્કરણ હું સહેલાઈથી કરી શકતો નથી, પરંતુ એ આકર્ષણ ધાર્મિક નથી, અને બૌદ્ધ ધર્મની આસપાસ જામેલા મતાગ્રહોમાં મને કશો રસ નથી. મને જે આકર્ષણ થયું છે તે બુદ્ધના વ્યક્તિત્વનું છે. એ જ રીતે ખ્રિસ્તના વ્યક્તિત્વે પણ મને ખૂબ આકર્ષ્યો છે.

મઠોમાં અને રસ્તાઓ પર મેં ઘણા બૌદ્ધ ભિખ્ખુઓને જોયા; તેઓ જ્યાં જતા ત્યાં તેમનું સન્માન થતું હતું. લગભગ તે બધાની મુખમુદ્રાનું પ્રધાન લક્ષણ સમાધાન અને શાન્તિનું, જગતની ઉપાધિઓમાંથી અજબ વિરક્તિનું હતું. સામાન્ય રીતે તેઓમાંથી કોઈની મુખમુદ્રા ઉપર બુદ્ધિનું તેજ ન લાગતું, અને તેમનાં મુખ ઉપર ઉગ્ર હૃદયમંથનોની રેખાઓ જરાયે જણાતી નહોતી. તેમને માટે જીવન જાણે કોઈ મહાસાગર તરફ મંદ ગતિથી વહી જતી શાંત પ્રવાહવાળી નદી જેવું હોય એમ દેખાતું હતું. તેમને જોઈને દરવાના કોઈ ઠામની કિંચિત્ ઉત્કટતાથી ભરેલો થોડો દ્વેષ મને થઈ આવતો. પરંતુ મને બરાબર

ખબર હતી કે મારું ભાગ્ય તેમનાથી જુદું હતું, તેમાં તોફાનો અને ઝંઝાવાતો લખાયલા હતા. મારે માટે આશ્રય શોધવાનું વિરામસ્થાન કયાંય નહોતું, કેમકે મારા હૃદયમાં ઊઠતા ઝંઝાવાતો બાહ્ય ઝંઝાવાતો જેટલા જ તોફાની હતા. અને ભાગ્યવશાત્ તોફાની પવનોના પ્રચંડ આંધાતોમાંથી બચી શકાય એવું સુરક્ષિત આશ્રયસ્થાન કદાચ મળ્યું તોયે શું? ત્યાં મને તૃપ્તિ કે આરામ પ્રાપ્ત થાત ખરાં?

થોડા સમયને માટે તો મને મળેલું આશ્રયસ્થાન સુખદ લાગ્યું, ત્યાં પડયા પડયા સ્વપ્નાંઓ જોવાનું તેમજ ઉષ્ણકટિબંધના શાન્તિદાયક અને ગાત્રોને શિથિલ કરનારાં મોહક આકર્ષણને ધીરે ધીરે વશ થવાનું મન થતું. મારા તે સમયના હૃદયના ભાવને લંકા બરાબર અનુકૂળ હતુ, અને તે દ્વીપના સૌંદર્યથી મને પારાવાર આનંદ મળતો હતો, પરંતુ અમારો નિવૃત્તિનો મહિનો તુરત પૂરો થઈ ગયો અને ખરેખર ત્યાંની વિદાય લેતાં અમને દુઃખ થયું. લંકાની અને ત્યાંના લોકોની કેટલીયે સ્મૃતિઓ મારા મનમાં વારંવાર પાછી આવે છે; જેલના લાંબા સૂનકાર દિવસોમાં એ સ્મૃતિઓ સુખદ સાથી નીવડી છે. એક નાનો સરખો બનાવ મારી સ્મૃતિમાં વળગી રહ્યો છે; મને લાગે છે તે જાફનાની આસપાસ કયાંક બનેલો. એક શાળાના શિક્ષકોએ અને વિદ્યાર્થીઓએ અમારી મોટર અટકાવીને અમને સત્કારના થોડાક શબ્દો કહ્યા. આખા સમૂહમાંથી વિદ્યાર્થીઓના ઉત્સુક અને આતુર ચહેરાઓ સ્પષ્ટ તરી આવતા હતા; અને તે પછી તેમાંનો એક એકાએક મારી પાસે આવ્યો, મારી સાથે તેણે હાથ મેળવ્યા, અને પછી કોઈ પણ પ્રકારના સવાલજવાબ અથવા વાતચીત વિના જ તે બોલ્યોઃ "હું કદી ડગવાનો નથી." તેજસ્વી આંખોવાળું દૃઢ નિશ્ચયથી દીપતું તે નાનકડું તેજસ્વી મુખ મારા મનમાં કોતરાઈ ગયુ છે. તે કોણ હતો તેની મને ખબર નથી; તેનો પત્તો પણ મારી પાસે નથી. પરંતુ કોણ જાણે કેમ મને એવો વિશ્વાસ છે કે તે તેનું વચન પાળશે, અને જીવનના કઠણ પ્રશ્નો તેની સામે ઊભા થશે ત્યારે તે નહિ ડગે.

લંકાથી દક્ષિણ હિંદમાં છેક દક્ષિણની અણી કન્યાકુમારી સુધી અમે ગયાં. ત્યાં આશ્ચર્યકારક શાન્તિ હતી. પછી અમે ત્રાવણકોર, કોચીન, મલબાર, મૈસૂર, હૈદરાબાદ થઈને નીકળ્યાં. એમાંનાં ઘણાખરાં હિંદનાં દેશી રાજ્યો છે; તેમાંનાં કેટલાંક સૌથી પ્રગતિમાન અને કેટલાંક સૌથી પછાત રજવાડાંઓ છે. ત્રાવણકોર અને કોચીન કેળવણીમાં બ્રિટિશ હિંદથી પણ ખૂબ આગળ વધેલાં છે; મૈસૂર ઘણું કરીને ઉદ્યોગોની ખિલવણીમાં આગળ વધેલું છે; હૈદરાબાદ પ્રાચીન રજવાડી પદ્ધતિનો સંપૂર્ણ નમૂનો રહી ગયો હોય એવું લાગે છે. અમને દરેક સ્થળે પ્રજા અને રાજ્યાધિકારીઓ બન્ને તરફથી આદર અને સત્કાર મળ્યાં, પરંતુ અમારી મુલાકાતથી પ્રજા કદાચ ભયજનક વિચારો કરતી થઈ જશે એવી ચિંતા અમલદારોના સત્કારની પાછળ રહેલી હોય એમ હું જોઈ શકતો. તે સમયે મૈસૂર અને ત્રાવણકોર પોતાની પ્રજાને કેટલીક નાગરિક સ્વતંત્રતા અને રાજકીય કાર્ય કરવાના પ્રસંગો આપતાં જણાતાં હતાં; હૈદરાબાદમાં તો આનું પણ નામનિશાન નહોતું, અને તેથી અમારા ઉપર રેડવામાં આવેલા સત્કાર છતાં મને ગૂંગળાટ અને અકળામણ થયાં. પાછળથી હમણાં હમણાં મૈસૂર અને ત્રાવણકોરની સરકારોએ પહેલાં આપેલી થોડીઘણી નાગરિક અને રાજકીય કાર્ય કરવાની સ્વતંત્રતા પણ પાછી લઈ લીધી છે.

મૈસૂર રાજ્યના બેંગલોર શહેરમાં એક ભવ્ય સંમેલન સમક્ષ, એક અતિ ઊંચા લોહસ્તંભ ઉપર મેં રાષ્ટ્રીય ધ્વજ ફરકાવ્યો હતો. હું ત્યાંથી નીકળી આવ્યો તે પછી થોડા જ સમય પછી એ સ્તંભના ચૂરેચૂરા કરવામાં આવ્યા, અને મૈસૂરની સરકારે રાષ્ટ્રીય ધ્વજ ફરકાવવાના કાર્યને ગુનો ઠરાવ્યો. મેં ફરકાવેલા ધ્વજની આવી અવહેલના અને અપમાન થવાથી મને ભારે દુઃખ થયું હતું.

ત્રાવણકોરમાં તો આજે પણ મહાસભા એક બેકાયદા મંડળ છે. અને સવિનય ભંગ પાછો ખેંચી લેવાયો ત્યાર પછી ખુદ બ્રિટિશ હિંદમાં મહાસભાના સામાન્ય સભ્યો નોંધવાનું કાર્ય કાયદેસરનું ગણાય છે તોપણ ત્રાવણકોરમાં તેની સર્વેને મનાઈ છે.

રાજકીય પરિસ્થિતિ; સંયુક્ત પ્રાન્તમાં ખેડૂતોની હિલચાલને અંગે ઊભી થયેલી વિકટ સ્થિતિ; સરહદના પ્રાંતમાં ખાન અબ્દુલ-ગફ્ફારખાનની આગેવાની હેઠળ 'લાલ ડગલીવાળાઓ'ની હિલચાલની આશ્ચર્યજનક પ્રગતિ; બંગાળાની અતિશય તંગ બનેલી, રૂંધાયેલા રોષથી સમસમતી અને ક્ષોભની કટોકટીની સ્થિતિ; કોમી પ્રશ્નનું કાયમનું ગૂંચાયલું કોકડું; અને મહાસભાવાદીઓ તથા સરકારી અમલદારો વચ્ચે, દિલ્હીની સંધિના ભંગના પરસ્પર આક્ષેપોના પ્રસંગો ઉપસ્થિત કરતી જુદા જુદા મુદ્દાઓ વિષેની નાની નાની સ્થાનિક અથડામણો — આ બધા મહત્ત્વના પ્રશ્નોની વિચારણા માટે મહાસભાની કાર્યવાહક સમિતિની સભાઓ થઈ હતી. અને તે ઉપરાંત ફરી ફરી ઊઠતો પ્રશ્ન તો ઊભો હતો જ: બીજી ગોળમેજી પરિષદમાં મહાસભાના પ્રતિનિધિઓએ જવું ખરું? મહાત્મા ગાંધીજીએ ત્યાં જવુ ખરુ?

૩૭

# સંધિ દરમ્યાન ઘર્ષણ

બીજી ગોળમેજી પરિષદને માટે ગાંધીજીએ લંડન જવું કે ન જવું ? ફરીફરીને આ સવાલ ઊઠતો, અને તેનો કશો ચોક્કસ જવાબ મળતો નહોતો. છેક છેવટની ક્ષણ સુધી કોઈને એની ખબર નહોતી—મહાસભાની કાર્યવાહક સમિતિને પણ નહોતી, ખુદ ગાંધીજીને નહોતી. કારણ એ હતું કે એ સવાલનો જવાબ અનેક બાબતો પર આધાર રાખતો હતો, અને નવા નવા બનાવોથી પરિસ્થિતિમાં સતત નવો પલટો થયા કરતો હતો. એ સવાલ અને એના જવાબની પાછળ સાચા અને મુશ્કેલ પ્રશ્નો ઊભા હતા.

બ્રિટિશ સરકાર અને તેના મિત્રોને નામે આપણને ફરી ફરીને જણાવવામાં આવતું હતું કે ગોળમેજી પરિષદે બંધારણનું ચોકઠું તૈયાર કરી રાખેલું છે, ચિત્રની મુખ્ય રેખાઓ અંકિત થઈ ગઈ છે, અને હવે જે કામ શેષ રહ્યું છે તે તો માત્ર એ ચિત્રમાં વિગતો પૂરવાનું જ છે. પરંતુ મહાસભાનો ખ્યાલ એ નહોતો. તેને સંબંધ હતો તેટલા પ્રમાણમાં તો લગભગ કોરા પટ ઉપર ચિત્રની રેખાઓ દોરવાનો અથવા તેને ચીતરવાનો પ્રારંભ કરવાનો પણ બાકી હતો. એ વાત સાચી હતી કે દિલ્હીના કરારથી "ફેડરેશન" (સ્વતંત્ર પ્રાંતોના એકત્રિત રાજ્યતંત્ર) ને બંધારણના પાયા તરીકે માન્ય રાખવામાં આવ્યું હતું અને અપવાદો અને સાવચેતી દાખલ રાખેલી શરતોની વાત સ્વીકારવામાં આવી હતી. પરંતુ ફેડરેશનની વાત અમારે માટે નવી ન હતી; અમારામાંના ઘણા પહેલેથી જ માનતા હતા કે હિન્દના બંધારણનો પ્રશ્ન ફેડરેશનથી સૌથી સારી રીતે ઊકલશે, પણ અમે એ કલ્પનાનો સ્વીકાર કર્યો હતો તેનો અર્થ એ નહોતો કે પહેલી ગોળમેજી પરિષદે પોતાની દૃષ્ટિ સમક્ષ રાખેલા ફેડરેશનના

નમૂનાનો અમે સ્વીકાર કરી લીધો હતો. રાજકીય સ્વતંત્ર એટલે પૂર્ણ સ્વરાજ અને સામાજિક પરિવર્તનની સાથે ફેરફાર પૂર્ણપણે બંધ બેસતું છે. પરંતુ અપવાદો અને અનામતોની મા રાખેલી શરતો પૂર્ણ સ્વરાજની તેમજ સામાજિક પરિવર્તનન સાથે બંધ બેસતી કરવાનુ કામ ઘણું કઠણુ હતુ સામાન્ય રીતે એવી શરતોનો અર્થ એ થાય કે હિંદીઓન સાર્વભૌમ સત્તામાંથી સારી પેઠે સત્તા લઈ લેવામા આવી છે પરંતુ કરારમાંના "હિંદના હિતને માટે આવશ્યક એવી," એ શરતોની વ્યાખ્યા કરનારા વિશેષણથી તે મુશ્કેલીનો તોડ કાઢવામાં કંઈક અંશે મદદ થતી હતી — જોકે બહુ સફળતાપૂર્વક તો નહિ જ. એ બધુ ગમે તેમ હોય, પરંતુ કરાંચી મહાસભાએ એ સ્પષ્ટ કર્યું હતુ કે મહાસભાને સ્વીકાર્ય થાય એવા બંધારણમાં આટલી વસ્તુઓનો સમાવેશ થવો જ જોઈએ: લશ્કર ઉપર, પરદેશ સાથેના સંબંધો ઉપર, તેમજ નાણાવિષયક તથા આર્થિક નીતિ ઉપર સંપૂર્ણ અંકુશ; અને નવી હિંદી સરકાર જૂનીએ કરેલાં દેવાં અદા કરવાનું માથે લે તે પૂર્વે પરદેશીઓનાં (અર્થાત મુખ્યત્વે બ્રિટિશ લોકોનાં) હિંદ પાસેના લેણાના પ્રશ્નની તપાસ; વળી મૂળ હક્કો વિષેના ઠરાવમાં છે એવા કેટલાક રાજકીય અને આર્થિક ફેરફારોની દિશા પણ આંકી દેવામાં આવી હતી. આ બધાનો ગોળમેજી પરિષદે અત્યાર પહેલાં કરી લીધેલા નિર્ણયો સાથે તેમજ હિંદના રાજવહીવટની ચાલુ રચના સાથે મેળ બેસતો નહોતો.

મહાસભાની દૃષ્ટિ અને સરકારની દૃષ્ટિ વચ્ચે આમ બા મોટું અંતર હતુ, અને આ ટાંકણે તે બે વચ્ચે મેળ ખાય એવો સંભવ અત્યંત ઓછો જણાતો હતો. ઘણા થો' મહાસભાવાદીઓ, ગોળમેજી પરિષદમાં સરકાર અને મહાસભ સાથે ઝાઝો મેળ ખાય એવી અપેક્ષા રાખતા હતા, અને હમે આશાવાદી એવા ખુદ ગાંધીજીને પણ ઝાઝી આશા નહોતી. છ છતાં તેઓ કદી આશા છોડી બેઠા નહોતા, અને છેક છેવ હદ સુધી પ્રયાસ કરવાનો નિશ્ચય કરીને તેઓ બેઠા હતા. બધાને જ એમ લાગતું હતું કે સફળતા મળે કે ન મળે, !

રારના અનુસંધાનમાં કાયમના સમાધાન માટેનો પ્રયાસ તો કરી વો જ જોઈએ. પરંતુ એ મહત્ત્વની બાબતો એવી હતી કે થી મહાસભાના બીજી ગોળમેજી પરિષદમાં જોડાવામાં અંતરાય ભો થવાનો સંભવ હતો. જો ગોળમેજી પરિષદ સમક્ષ હાસભાને પોતાની સમગ્ર વિચારદૃષ્ટિ રજૂ કરવાની સંપૂર્ણ વતંત્રતા હોય, અને એ બાબતનો તો નિર્ણય થઈ ગયો છે એમ ણાવીને અથવા બીજા કોઈ પણ કારણસર તેને તેમ કરતા પટકાવવામા ન આવે એવુ હોય, તો જ મહાસભા ગોળમેજી રિષદમાં ભાગ લઈ શકે. હિંદમાંની પરિસ્થિતિને કારણે પણ ાળમેજી પરિષદમાં આપણે આપણો પ્રતિનિધિ ન મોકલી શકીએ મેવું બને એમ હતું. જેથી સરકાર સાથે તરત જ અથડામણમાં આવી જવું પડે, અથવા ઉગ્ર દમનનો સામનો કરવો પડે એવી કંઈક સ્થિતિ હિંદમાં ઊભી થાય પણ ખરી. જો એવું બને અને અહીં આપણું ઘર સળગ્યું હોય તે વખતે એ આગ જાણે લાગી જ નથી એમ આંખ આડા કાન કરીને આપણો કોઈ પ્રતિનિધિ બધારણોની અથવા એવી જ બીજી પંડિતાઈભરી વાતો લંડનમાં વ્હોળતો હોય એ અત્યંત બેહૂદુ જ ગણાય.

હિંદમાં સ્થિતિ ઝપાટાબંધ તંગ બનતી જતી હતી. આખા દેશમાં, અને ખાસ કરીને બંગાળ, સંયુક્ત પ્રાન્ત અને સરહદના પ્રાન્તમાં એનાં ચિહ્નો સ્પષ્ટ જણાતાં હતાં. બંગાળમાં દિલ્લીની સંધિથી કશો જ ફરક પડ્યો નહોતો, અને ત્યાં તે પૂર્વે સ્થિતિ જેવી તંગ હતી તેવી ચાલુ રહીને ઊલટી વિશેષ બગડતી જતી હતી. સવિનય ભંગની લડતને અંગેના કેટલાક કેદીઓને છોડવામાં આવ્યા હતા ખરા, પણ બીજા હજારો રાજકીય કેદીઓ જેઓ કાયદાની પરિભાષામાં શુદ્ધ સવિનય ભંગના કેદીઓ નહોતા તેઓ હજી જેલમાં જ રહ્યા હતા. નજરકેદીઓ પણ જેલમાં જ અથવા તેમને માટેની ખાસ છાવણીઓમાં પુરાયેલા હતા. 'રાજદ્રોહી' ભાષણોને માટે અથવા બીજી રાજકીય પ્રવૃત્તિઓ કરવાના ગુનાને માટે નવી પકડાપકડી થયે જ જતી હતી, અને સામાન્ય રીતે સૌને એમ લાગતું હતું કે સરકારનો પ્રજાકીય પ્રવૃત્તિ ઉપરનો હુમલો જરા પણ નરમ પડ્યા વિના ચાલુ જ રહ્યો છે.

ત્રાસવાદીઓનાં કૃત્યોની હસ્તીને લીધે મહાસભાને માટે બંગાળનો પ્રશ્ન હમેશ અસાધારણ મુશ્કેલીથી ભરેલો જ રહ્યો છે. સામાન્ય પ્રકારની મહાસભાની પ્રવૃત્તિઓ તથા સવિનય ભંગના પ્રમાણમાં આ ત્રાસવાદીઓની પ્રવૃત્તિઓ તેના વિસ્તાર અને મહત્ત્વની દૃષ્ટિથી બહુ થોડી હતી. પરંતુ તેટલાથી પણ શોર બહુ મચી જતો અને બધાનું ધ્યાન પણ ખૂબ ખેંચાતું. એ પ્રવૃત્તિઓને લીધે બીજા ઘણાખરા પ્રાન્તોમાં જેટલી સહેલાઈથી મહાસભાના કાર્યનો અમલ થઈ શકતો તેટલી સહેલાઈથી બંગાળમાં થઈ શકતો નહોતો, કેમકે ત્રાસવાદીઓનાં કૃત્યોથી ઉત્પન્ન થતું વાતાવરણ સીધી અહિંસક લડત અથવા સત્યાગ્રહને અનુકૂળ નહોતું. એ પ્રવૃત્તિઓ અનિવાર્ય રીતે જ સરકારનું ઉગ્ર દમન વહોરી લેતી અને તેનો સપાટો કોઈ પણ પ્રકારના પક્ષપાત વિના ત્રાસવાદી અને બિન-ત્રાસવાદીને સરખી રીતે લાગતો.

(મૂળ ત્રાસવાદીઓને માટે) ખાસ કરવામાં આવેલા કાયદાઓ અને ઑર્ડિનન્સોનો ઉપયોગ મહાસભાવાદીઓ, મજૂરો અને કિસાન કાર્યકર્તાઓ, અને બીજા જેમની પ્રવૃત્તિઓ પોલીસને નાપસંદ પડતી હોય તે સર્વેને માટે ન કરવાનું પોલીસ તેમજ સ્થાનિક વહીવટી અમલદારોને માટે કઠણ હતું. એવો સંભવ છે કે કોઈ પણ પ્રકારના આરોપ કે કેસ કે સજા વિના જ વરસોથી જેલમાં રાખવામાં આવેલા નજરકેદીઓનો સાચો ગુનો હિંસાનાં કૃત્યો કરવાનો નહિ પરંતુ બીજી અસરકારક રાજકીય પ્રવૃત્તિ કરવાનો જ હતો. તેમને કદી કોઈ વાત સાચી છે કે ખોટી છે એમ પુરવાર કરવાની, અરે તેમનો વાંક શો છે તે જાણવાની પણ, તક આપવામાં આવી નથી. એ એક સુપ્રસિદ્ધ હકીકત છે કે રાજ્યની સામેના ગુનાઓ વિષેના બ્રિટિશ હિંદના કાયદાઓ એટલા બધા કાર્યસાધક અને સર્વગ્રાહી છે કે તેની તંગ જાળમાંથી છટકવું મુશ્કેલ છે; છતાં નજરકેદીઓ પર, તેમની સામે ગુનો પુરવાર કરવા જેટલો પૂરતો પુરાવો પોલીસ પાસે નથી એમ માની લઈને ખુલી અદાલતમાં કામ ચલાવવામાં આવતું નથી. વળી એમ ઘણીવાર બને છે કે કાયદાની અદાલતો એક માણસને

નિર્દોષ ઠગવીને છોડી મૂકે છે. અને તે પછી તેને તરત પાછો પકડી લઈને નજરકેદી તરીકે રાખવામાં આવે છે.

બંગાળના આ ગૂંચવણભરેલા પ્રશ્નની બાબતમાં મહાસભાની કાર્યવાહક સમિતિ છેક જ અસહાય થઈ ગઈ હતી. તેના દિલ પર એનો હમેશ ભાર રહેતો હતો અને કોઈ ને કોઈ સ્વરૂપે બંગાળની કોઈ બાબત તેની સમક્ષ આવીને ઊભી જ રહેતી. એ બાબત પૂરતો તેનાથી બની શકે તેવા પ્રકારનો સમિતિ નિકાલ કાઢતી પરંતુ આખા પ્રશ્નનો સળંગ ઉકેલ તેનાથી થતો નથી એનુ તેને બરાબર ભાન હતું. એટલે કંઈક અસહાય બનીને બંગાળના મામલાને જેમ ગબડે તેમ તેણે ગબડવા દીધો; સમિતિની જે સ્થિતિ હતી તેમાં તે બીજું શુ કરી શકત એ કહેવુ જરા કઠણ છે. મહાસભાની કાર્યવાહક સમિતિના આ વલણથી બંગાળમાં ખૂબ રોષ જાગ્યો હતો, અને ત્યાં એક એવી માન્યતા જડ ઘાલી ગઈ હતી કે મહાસભાનું કાર્યવાહક મંડળ તેમજ બીજા પ્રાંતો બંગાળની ઉપેક્ષા કરે છે. બંગાળની આકરી કસોટીની ઘડીએ સૌ તેને છોડી ગયા હોય એવું તેમને લાગતું હતું. આ માન્યતા સાવ પાયા વગરની હતી, કેમકે બંગાળના લોકો પ્રત્યે સમસ્ત હિંદની સહાનુભૂતિ હતી, પરંતુ એ સહાનુભૂતિને અસરકારક સક્રિય સહાયમાં કેમ ઉતારવી તે તેને સૂઝતું નહોતું. વળી હિંદના દરેકેદરેક વિભાગને પોતપોતાની પીડાઓ તો વળગેલી જ હતી.

સંયુક્ત પ્રાન્તમાં ખેડૂતોની સ્થિતિને અંગેની પરિસ્થિતિ ઉત્તરોત્તર બગડતી જતી હતી. ત્યાંની પ્રાન્તિક સરકાર આ આખા પ્રશ્નની બાબતમાં ટાલમટોલ કર્યા કરતી હતી, અને ગણોત તેમજ મહેસૂલમા આપવાની રાહત માટેનો નિર્ણય કરવામાં ઢીલ કર્યા કરતી હતી. વળી જબરદસ્તીથી ગણોત વસૂલ કરવાનું શરૂ થઈ ગયું હતું. જ્યાં ને ત્યાં ગણોતિયાઓના આખા સમૂહો ને સમૂહો પાસે જમીનનો કબજો છોડાવી લેવામાં આવતો હતો અને એક આમટી જપ્તીઓ થતી હતી. અમે જ્યારે લંકામાં હતાં ત્યારે જબરદસ્તીથી ગણોત વસૂલ કરતાં ખેડૂતોનાં બે કે ત્રણ હુલ્લડો થયાં હતાં. આમ તો હુલ્લડો નજીવાં જ હતાં પરંતુ દુર્દૈવે તે

બધામાં જમીનદારના કે પછી તેના માણસના પ્રાણ જતા. સંયુક્ત પ્રાન્તના ગવર્નર સર માલ્કમ હેલી સાથે ખેડૂતોની પરિસ્થિતિની ચર્ચા કરવાને ગાંધીજી પણ નૈનીતાલ જઈ આવ્યા હતા, (એ સમયે પણ હું લંકામાં જ હતો.) પરંતુ તેમાંથી ઝાઝું કંઈ ન નીપજ્યું. જ્યારે સરકારે પોતે આપવા ધારેલી રાહતની જાહેરાત કરી ત્યારે તે અપેક્ષા રાખેલી તેના કરતાં બહુ ઓછી જણાઈ, અને પરિણામે ગામડાંમાં ભુમારો ચાલુ રહ્યો ને વધતો ગયો. ખેડૂતો પર જેમ જેમ જમીનદાર અને સરકારનું ભેગું દબાણ વધતું ગયું, અને ગણોતિયાઓ પાસે ખેતરોનો કબજો છોડાવીને તેમની નાની નાની મિલકતો જપ્ત થતી ગઈ, તેમ તેમ એક એવી સ્થિતિ ઊભી થઈ કે બીજા દેશોમાં તો તેને પરિણામે ખેડૂતોનો મોટો બળવો જ ફાટી નીકળત. હું માનું છું કે મહાસભાના પ્રયાસોને લીધે જ ઘણે મોટે અંશે ગણોતિયાઓ કોઈ પણ પ્રકારની હિંસાની તોફાની પ્રવૃત્તિ કરતા અટકી ગયા. તેમના પર તો બેશક જોઈએ તેટલો હિંસાત્મક જુલમ થતો હતો.

ખેડૂતોની આ ઊથલપાથલ અને તેમના આ હાલહવાલની એક ઊજળી બાજુ પણ હતી. ખેતીની ઊપજના અતિશય ઊતરી ગયેલા ભાવોને લીધે, પ્રજાના ગરીબ વર્ગોને, તેમજ જે જમીનનો કબજો છોડાવી લેવામાં આવ્યો ન હોય તો ખેડૂતોને અગાઉ ઘણા સમયથી પૂરતું ખાવાનું નહોતું મળતું તેને બદલે આ વખતે બરાબર મળતું હતું.

બંગાળની જેમ સરહદના પ્રાન્તમાં પણ દિલ્હીના કરારથી શાન્તિ ન આવી. ત્યાંનું વાતાવરણ કાયમ તંગ રહેતું હતું, અને ખાસ કાયદાઓ તેમજ ઑર્ડિનન્સો, તેમજ નજીવા ગુનાઓ માટેની આકરી સજાઓ — આ બધું મળીને રાજવહીવટ લશ્કરી કાયદાનાં અમલ જેવો થઈ ગયો હતો. આ પરિસ્થિતિનો વિરોધ કરવાને માટે ખાન અબદુલ ગફ્ફારખાને મોટી હિલચાલ આરંભી અને પરિણામે થોડા જ વખતમાં સરકારને તેમનો બાઉ ભડકાવવા લાગ્યો. પોતાના છ ફૂટ ત્રણ ઇંચ ઊંચા ગંજાવર કદના પઠાણ બદનની જવાંમર્દી ચાલે તેમણે ગામડે ગામડે ઘૂમવા માંડ્યું, અને લાલ ડગલીવાળાઓનાં થાણાં ઊભાં કરવા માંડ્યાં. જે જે રસ્તે તેઓ

જાતે અથવા તેમના મુખ્ય નાયબ ફરતા ફરતા જતા ત્યાં ત્યાં તેમની પાછળ લાલ ડગલીવાળાઓની હારની હાર ખડી થઈ જતી, અને થોડા જ વખતમાં આખો સરહદનો મુલક 'ખુદાઈ ખિદમતગારો'-નાં થાણાંઓથી છવાઈ ગયો. એ બધા પૂર્ણપણે અહિંસક હતા, અને તેમની વિરુદ્ધ કેટલાક મોઘમ આક્ષેપો કરવામાં આવ્યા છે છતાં હિંસાનો એક પણ ચોક્કસ આક્ષેપ તેમની સામે પુરવાર થયો નથી. પરંતુ તેઓ અહિંસક હોય કે ન હોય તેમના નામની સાથે હિંસાની અને લડાઈઓની એક આખી ઐતિહાસિક પરંપરા સંકળાયેલી હતી; બ્રિટિશ હિંદની તોફાની સરહદ પર તેઓ વસતા હતા; એટલે હિંદની રાષ્ટ્રીય હિલચાલની સાથે ઘાડો સંબંધ ધરાવતી આવી તાલીમભરેલી હિલચાલ ઝપાટાબંધ વધતી જતી જોઈને સરકાર પોતાના મગજ પરનો કાબૂ ખોઈ બેઠી. મને નથી લાગતું કે સરકારે કદી પઠાણોની અહિંસાનો અથવા શાન્તિનો દાવો સાચો માન્યો હોય. પરંતુ સાચો માન્યો હોત તોપણ તેની અસર તો તેના પર ભયની અને અસ્વસ્થતાની જ થાત. એ હિલચાલમાં એટલું બધું વર્તમાન તેમજ ભાવી સામર્થ્ય વ્યક્ત થતું હતું કે સરકાર તેને જોઈને સમતા જાળવી શકે એ અશક્ય હતું.

આ જબરદસ્ત હિલચાલના સર્વમાન્ય મુખી 'ફખ્ર-એ-અફગાન'[1] 'ફખ્ર-એ-પઠાણ,' 'ગાંધી-એ-સરહદ',[2] વગેરે નામોથી ઓળખાયેલા ખાન અબ્દુલ ગફ્ફારખાન હતા.

મુશ્કેલીઓથી અથવા સરકારથી નીડર રહીને મૂંગું અને ખંતીલું કામ કર્યા કરીને સરહદ પ્રાન્તમાં તેમણે લોકોની અજબ મહોબત મેળવી હતી. સામાન્ય અર્થમાં રાજદ્વારીઓ ઓળખાય છે તેવા રાજદ્વારી પુરુષ તેઓ કદી નહોતા, અને નથી; રાજકારણની કુનેહો અને ચાલબાજીઓથી તેઓ સાવ અજાણ છે. તેઓ ઊંચા, ટટ્ટાર — શરીરથીયે ટટ્ટાર

૧-૨ 'ફખ્ર' એટલે અભિમાન; અફઘાનો અને પઠાણો જેને માટે અભિમાન લઈ શકે છે એવા તે 'ફખ્ર-એ-અફઘાન', 'ફખ્ર-એ-પઠાણ'. ૨. સરહદના ગાંધી.—અા. ક.

અને મનથીયે ટટાર — મર્દ છે; ધાંધલ અને ઝાઝી વાતો તેમને પસંદ નથી, હિંદી પૂર્ણ સ્વરાજના ચોકઠામાં રહીને પોતાના સરહદના પ્રાન્તની પ્રજાની મુક્તિને માટે તેઓ ઝંખે છે; પરંતુ બંધારણની અને કાયદાની ઝીણી ઝીણી વાતોની તેમને ગમ નથી, તેમને તેમાં જરાયે રસ નથી. કોઈ પણ વસ્તુની સિદ્ધિને માટે કાર્યની આવશ્યકતા રહે છે; અને મહાત્મા ગાંધીએ અહિંસક કાર્યની અથવા સત્યાગ્રહની આશ્ચર્યકારક પદ્ધતિ શીખવી હતી તે તેમને ગમી ગઈ. કાર્યને માટે, લડતને માટે સંગઠનની આવશ્યકતા રહે છે; એટલે બીજી દલીલો કર્યા વિના અથવા પોતાના મંડળને માટે નિયમો અને બંધારણોની ભાંજગડમાં પડ્યા વિના તેમણે સીધો જ સંગઠનનો પ્રારંભ કરી દીધો — અને ખરે જ તેમાં તેમણે આશ્ચર્યકારક સફળતા મેળવી.

ગાંધીજી પ્રત્યે તેઓ ખાસ આકર્ષાયા હતા. પ્રથમ તો તેમના શરમાળ સ્વભાવને કારણે અને પાછળ રહીને કામ કરવાની ઇચ્છાથી તેઓ ગાંધીજીથી દૂર જ રહ્યા. પાછળથી અનેક પ્રકારની બાબતોની ચર્ચા કરવાને તે બન્નેનું મળવાનું થવા લાગ્યું અને તેમનો સંબંધ વધ્યો. અહિંસાનું તત્ત્વ અમારામાંના ઘણાના કરતાં વિશેષે, સિદ્ધાન્ત તરીકે, સ્વીકારવાનું આ પઠાણને કેમ સૂઝ્યું હશે એ વિચારથી આશ્ચર્ય થાય છે. અને એ સિદ્ધાન્ત વિષે તેમને દૃઢ શ્રદ્ધા હતી તેથી જ, છંછેડવામાં આવે તોપણ અહિંસક અને શાન્ત રહેવાનું મહત્ત્વ પોતાના પઠાણ ભાઈઓના હૃદયમાં તેઓ ઉતારી શક્યા. સરહદના પ્રાંતના લોકોએ હિંસાનો ખ્યાલ હંમેશને માટે છોડી દીધો છે એમ કહેવું સાવ નિરર્થક છે — જેમ બીજા કોઈ પણ પ્રાંતના લોકોને વિષે પણ આવું સામાન્ય વિધાન કરવું એ નિરર્થક ગણાય. આમવર્ગ ભાવનાઓના પૂરમાં તણાય છે અને તેઓ એમ તણાય છે ત્યારે તેઓ શું કરશે એ કહેવાની કોઈની હિંમત નથી. પરંતુ ૧૯૩૦ના વરસ દરમ્યાન અને પછીનાં વરસોમાં સરહદના લોકોએ જે આત્મસંયમ દાખવ્યો છે તે ખરે જ એક અદ્ભુત ઘટના છે.

સરકારી અમલદારો અને આપણા કેટલાક અતિશય ભીરુ દેશબંધુઓ 'સરહદના ગાંધી' તરફ વક્ર દૃષ્ટિથી જુએ છે. તેમને

એમના શબ્દ ઉપર ભરોસો નથી, અને ઊંડા દાવાદાવાની જ તેઓ કલ્પના કરી શકે છે પરંતુ હમણાંના વર્ષો દરમ્યાન તેઓ જાતે તેમજ બીજા સરહદના સાથીઓ હિંદના બીજા વિભાગમાંના મહાસભાના કાર્યકર્તાઓની સાથે બહુ નિકટ સંબંધમાં આવ્યા છે, અને તેમની વચ્ચે ગાઢ મૈત્રી, અને અન્યોન્ય આદર તેમજ પ્રેમ ઉત્પન્ન થયાં છે મહાસભાના મંડળોમાં અબ્દુલ ગફ્ફારખાં વરસોથી પરિચિત તેમજ પ્રિય થયા છે પરંતુ માત્ર અંગત સાથી ન રહેતા તેઓ કંઈક વિશેષ થતા ગયા છે હિંદના બાકીના લોકોની દૃષ્ટિમાં, એક શૂરી અને નીડર, અણનમ પ્રજાની, આપણી અહિંસાત્મક લડતના આપણા સાથીઓનાં ત્યાગ અને શૌર્યનું અબ્દુલ ગફ્ફારખાં ઉત્તરોત્તર પ્રતીક બનતા ગયા છે

અબ્દુલ ગફ્ફારખાં વિષે મેં સાંભળ્યું તે પહેલાં ઘણા સમય આગળથી તેમના ભાઈ દા ખાનસાહેબને હું ઓળખતો હતો હું જ્યારે કેમ્બ્રિજમાં હતો ત્યારે તેઓ લંડનની સેંટ ટૉમસ હૉસ્પિતાલમાં વિદ્યાર્થી હતા, પાછળથી જ્યારે ઇનર ટેમ્પલની કાયદાની સંસ્થામાં હું બૅરિસ્ટરની તૈયારી કરતો હતો ત્યારે અમે બંને નિકટના મિત્રો બન્યા હતા, અને લંડનમાં ભાગ્યે જ એવો દિવસ જતો કે અમે ન મળીએ હું તેમને ઇંગ્લંડમાં છોડીને હિંદ પાછો આવ્યો, દાક્તર તો ત્યાં ત્યાર પછી ઘણાં વરસ રહ્યા, યુદ્ધના સમય દરમ્યાન તેમણે દાક્તર તરીકે નોકરી પણ કરી ત્યાર પછી પાછા અમે નૈની જેલમાં મળ્યા

સરહદના લાલ ડગલીવાળાઓ મહાસભા સાથે સહકાર કરતા ખરા, પરંતુ તેમનું મંડળ મહાસભાના તંત્રથી અલગ હતું. એ એક વિચિત્ર પરિસ્થિતિ હતી બંનેને સાંધનાર અંકોડો ખાન અબ્દુલ ગફ્ફારખાન હતા ૧૯૩૧ના ઉનાળામાં મહાસભાની કાર્યવાહક સમિતિએ સરહદ પ્રાંતના આગેવાનો સાથે મસલત કરીને આ પ્રશ્નનો પૂરતો વિચાર કરી લીધો, અને લાલ ડગલીવાળાઓને મહાસભામાં સમાવી લેવાનો નિર્ણય કરવામાં આવ્યો આ પ્રકારે લાલ ડગલીવાળાઓની હિલચાલ મહાસભાનું એક અંગ બની

કરાચી મહાસભા પછી તરત જ ગાંધીજીની સરહદના પ્રાંતમાં જવાની ઇચ્છા હતી, પરંતુ સરકારે એ વાતને જરા પણ ઉત્તેજન ન આપ્યું ત્યાર પછીના મહિનાઓ દરમ્યાન, લાલ ડગલીવાળાઓના કૃત્યો વિષે સરકારી અમલદારો ફરિયાદ ઉપર ફરિયાદ કરતા હતા, ત્યારે ત્યાં જઈને સાચી હકીકત શી છે તે જાતે જોઈ આવવાની પરવાનગીને માટે ગાંધીજીએ ફરીફરીને આગ્રહ કર્યો, પરંતુ તેમાં પણ કશું વળ્યું નહિ હું ત્યાં જાઉં એ વાત પણ સરકારને ન રુચી દિલ્હીના કરાર તરફ જોતાં સરકારે સ્પષ્ટ જાહેર કરેલી ઇચ્છાની વિરુદ્ધ જઈને સરહદના પ્રાંતમાં પ્રવેશ કરવાનું અમને વાજબી લાગતું નહોતું

મહાસભાની કાર્યવાહક સમિતિ સમક્ષ ઉપસ્થિત થયેલા પ્રશ્નોમાં બીજો એક પ્રશ્ન કોમી પ્રશ્ન પણ હતો એમાં કશું નવીન તો નહોતું જ, પરંતુ નવા નવા અને તરેહવાર વેશમાં ફરીફરીને રજૂ થવાની કોમી પ્રશ્નની એક ખાસિયત જ છે આ વખતે ગોળમેજી પરિષદે એનું મહત્ત્વ વધારી દીધું હતું, કેમકે એ સ્પષ્ટ હતું કે બ્રિટિશ સરકારની દાનત એને આગળ કરીને બીજા મુદ્દાઓને તેને મુકાબલે ગૌણ બનાવી દેવાની હતી પરિષદના બધા જ સભ્યોને સરકારે નીમેલા હતા તેમની બધાની પસંદગી મુખ્યત્વે એવો હેતુ લક્ષમાં રાખીને કરવામાં આવી હતી કે તેઓ અમુક અમુક કોમોના અને અમુક નાનકડા વિભાગોના હિતોને જ મહત્ત્વ આપે, આ હિતોનો એકબીજાની સાથેનો વિરોધ મોટો કરી બતાવે, અને રાષ્ટ્રનું પરમ હિત બાજુએ રાખીને જ વાતો કરે સરકારે જાણીબૂજીને અને રાષ્ટ્રવાદી મુસલમાનોને દુઃખ લગાડવાની ખાતર તેમના કોઈ પણ આગેવાનની સભ્ય તરીકે નિમણૂક કરવાનો પણ નન્નો વાળ્યો હતો ગાંધીજીને લાગતું હતું કે બ્રિટિશ સરકારની પ્રેરણાથી પ્રારંભમાં જ જો પરિષદ કોમી સવાલની ભુલભુલામણીમાં ચકરાવે ચડી જશે તો સાચા રાજકીય અને આર્થિક મુદ્દાઓને યોગ્ય સ્થાન નહિ મળે એ સંજોગોમાં તેઓ પરિષદમાં જાય તેથી બહુ વળે એમ નહોતું એટલે તેમણે મહાસભાની કાર્યવાહક સમિતિને જણાવ્યું કે જે જે પક્ષને

સંબંધ છે તે બધા મળીને અગાઉથી કોમી સવાલ વિષે કંઈક સમજૂતી પર આવે તો જ તેમણે લંડન જવું. ગાંધીજીની અંતઃપ્રેરણા તદ્દન વાજબી હતી, પરંતુ તેમ છતાં સમિતિએ તેમની વાતને ન ગણકારીને નિર્ણય આપ્યો કે આપણે કોમી પ્રશ્નનું નિરાકરણ કરવામાં નિષ્ફળ જઈએ એટલા જ કારણસર તેમણે લંડન જવાનો ઇનકાર ન કરવો. જુદી જુદી કોમોના પ્રતિનિધિઓ સાથે મસલત કરીને સમિતિએ એક નિરાકરણની યોજના તૈયાર કરીને રજૂ કરવાનો પ્રયત્ન કર્યો. તેને ઝાઝી સફળતા ન મળી.

૧૯૩૧ના ઉનાળામાં અમારી આગળ પડેલા મોટા મોટા પ્રશ્નોમાં આવા કેટલાક હતા. તે ઉપરાંત બીજા ઘણાયે ગૌણ તો હતા જ. દેશભરમાંથી સ્થાનિક મહાસભા સમિતિઓની, સ્થાનિક સરકારી અમલદારોએ કરેલા દિલ્હીના કરારના ભંગ જણાવનારી અનેક ફરિયાદો અમારી પાસે ચાલી આવતી હતી. આમાંની વધારે મહત્ત્વની ફરિયાદો અમે સરકાર ઉપર મોકલી આપતા, અને બીજી તરફથી સરકાર મહાસભાવાદીઓ સામે કરારના ભંગના આરોપો કરતી. આમ આરોપો અને પ્રતિ-આરોપો ચાલી રહ્યા હતા, અને પાછળથી તે બધા વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ પણ થયા. કહેવાની જરૂર નથી કે આને પરિણામે સરકાર અને મહાસભા વચ્ચેનો સબધ સુધર્યો તો નહિ જ.

અને છતાં નજીવી બાબતો વિષેના આ ઘર્ષણનું પોતાનુ કાંઈ મહત્ત્વ નહોતું. મહત્ત્વ તો એનું એક મૂળગામી ઘર્ષણ વધતું જતું હતું તેનુ દર્શન કરાવી આપવામાં રહેલું હતુ; આ ઘર્ષણનો વ્યક્તિઓ સાથે સંબધ નહોતો, પરંતુ તે આપણી રાષ્ટ્રીય લડતના વિશિષ્ટ સ્વરૂપમાંથી તેમજ આપણા ખેડૂતોની સાથે સંબધ ધરાવતી આર્થિક વ્યવસ્થાના અસમતોલપણામાંથી ઉત્પન્ન થતુ હતું, અને સમાજવ્યવસ્થામાં મૂળગામી પરિવર્તન કર્યા સિવાય આ ઘર્ષણને ધોઈ નાંખી શકાય કે તેની માંડવાળ થઈ શકે એમ ન હતું. આપણા ઉપલા મધ્યમવર્ગના લોકોની પોતાનો વિકાસ સાધવાની તેમજ પોતાની જાતને પુરુષાર્થ દ્વારા પૂર્ણપણે વ્યક્ત કરવાની આકાંક્ષામાંથી આપણી રાષ્ટ્રીય હિલચાલનો મૂળ પ્રારંભ થયો

હતો, અને તેની પાછળ રાજકીય અને આર્થિક પ્રેરણા હતી નીચલા મધ્યમવર્ગના લોકોમાં તે ફેલાઈ એટલે તે દેશમાં એક સમર્થ શક્તિરૂપ બની, પરિણામે તેણે ગામડાના આમવર્ગમાં જાગૃતિ આણવા માંડી, કારણ પરિસ્થિતિ એવી આવી હતી કે તેમને માટે એક દર રીતે તેમનુ અતિશય કનિષ્ઠ પંક્તિનુ રહેણી-કરણીનું ધોરણ પણ ટકાવી રાખવાનું દિવસે દિવસે મુશ્કેલ થતુ જતું હતું, પોતાની બધી જરૂરિયાતો પોતે જ ઉત્પન્ન કરી લેવાની પદ્ધતિ ઉપર રચાયલી ગામડાની જૂની અર્થવ્યવસ્થા લાંબા વખતથી નાશ પામી હતી જમીનની પેદાશ ઉપરના બોજામાંથી કંઈક રાહત આપતા ખેતીની સાથે સાથે ચાલતા સહાયક ગૃહ ઉદ્યોગો કંઈક અંશે રાજ્યની આર્થિક નીતિને કારણે, અને મુખ્યત્વે વધતા જતા યાંત્રિક ઉદ્યોગોની સાથે હરીફાઈમા ટકી ન શકવાને કારણે પડી ભાગ્યા હતા આમ ખેતી ઉપરનો બોજો વધતો જતો હતો અને હિંદી કારખાનાઓના ઉદ્યોગનો વિકાસ એટલો બધો ધીમેથી થતો હતો કે તેથી તે બોજામા રશો ઘટાડો ન થયો કોઈ પણ પ્રકારના યોગ્ય સાધનો વિના, અને લગભગ ઓચિંતુ, અનેક આર્થિક બોજાથી કચડાતું હિંદનુ ગામડુ દુનિયાના બજારની હરીફાઈમાં અથડાઈ પડ્યુ, અને આમથી તેમ અફળાવા લાગ્યુ સમાન કક્ષાએ રહીને તે આ હરીફાઈમા ટકી શકે એમ નહોતું કારણ માલ પેદા કરવાની તેની પદ્ધતિ અસલી અને પછાત હતી, અને તેની જમીન ધારણ કરવાની પદ્ધતિને લીધે ખેતરોના ટુકડાઓ ઉત્તરોત્તર નાના ને નાના થયા કરતા હતા, એટલે તે પદ્ધતિમા કોઈ પણ પ્રકારનો મૂળગામી સુધારો કરવાનુ કામ અશક્ય હતું એટલે ખેતી કરનાર વર્ગો — જમીનના માલિકો તેમજ ગણોતે ખેતી કરનારા ખેડૂતો બન્ને — ભાવોના ઉછાળાના ટૂંકા ગાળાઓ બાદ કરતા, હેઠા ને હેઠા પડતા જતા હતા જમીનના માલિકોએ પોતાનો બોજો પોતાને માથેથી ઉતારીને ગણોતિયાઓ ઉપર લાદવા માંડ્યો, એટલે ખેડૂતો — થોડી થોડી જમીન ધારણ કરનાર નાના ખેડૂતો અને કેવળ ગણોતે જમીન રાખીને ખેતી કરતા ગણોતિયાઓ — પોતાની વધતી જતી ગરીબીને કારણે રાષ્ટ્રીય હિલચાલ તરફ ખેચાયા ખેતીના શ્રમજીવીઓ,

એટલે કે ખેતીને અંગેની મજૂરી ઉપર નિર્વાહ કરનારા, જમીન વિનાના, ગામડાંના વિભાગોમાંના મજૂરો પણ તેમાં ખેંચાયા; અને આ બધા ગામડાંના વર્ગોને મન 'રાષ્ટ્રવાદ' અથવા 'સ્વરાજ'નો એક જ અર્થ હતો: તે એ કે, તેમનો બોજો હલકો કરે અથવા તેમાંથી કંઈક રાહત આપે અને જમીન વિનાના લોકોને ખેડવાને જમીન પૂરી પાડે એવા મૂળગામી ફેરફાર ખેતીની તેમજ જમીન ધારણ કરવાની પદ્ધતિમાં થાય. આ બધી આકાંક્ષાઓ ખેડૂતોને મુખે અથવા રાષ્ટ્રીય હિલચાલના મધ્યમવર્ગના આગેવાનોને મુખે સ્પષ્ટ રીતે પ્રગટ થઈ નહોતી.

૧૯૩૦ની સવિનય ભંગની લડત, ઉદ્યોગ અને ખેતીમાં દુનિયાભરમાં આવી ગયેલી મંદીની સાથે જાણે ખરે ટાંકણે જ શરૂ થઈ; એના આગેવાનોને આ વાતની આરંભમાં તો ખબર નહોતી. ગામડાંના આમવર્ગ ઉપર આ મંદીની બહુ પ્રબળ અસર પહોંચી હતી, એટલે તે મહાસભા અને તેની સવિનય ભંગની લડત તરફ વળ્યો. એ વર્ગને મન, લંડનમાં કે બીજે, કોઈ સ્થળે ઘડી કાઢવામાં આવેલા અણીશુદ્ધ બંધારણની આ બાબત નહોતી; પરંતુ સર્વ સ્થળે અને ખાસ કરીને જમીનદારી પદ્ધતિવાળા વિભાગોમાં જમીન ધારણ કરવાની પદ્ધતિમાં મૂળગામી પરિવર્તન થાય એ તેમને મન આ લડતનો અર્થ હતો. જમીનદારી પદ્ધતિના દિવસો હવે ખરેખર પૂરા થયેલા લાગતા હતા, અને તેમાં કશી નભવાની શક્તિ રહી નહોતી. પરંતુ બ્રિટિશ સરકાર પોતે જે પરિસ્થિતિમાં મુકાઈ હતી તેમાં તે જમીન ધારણ કરવાની આ પદ્ધતિમાં ધરમૂળથી પરિવર્તન કરવાનું સાહસ ખેડી શકે એમ નહોતું. ખેતીના પ્રશ્નોની વિચારણા કરીને નિવેદન તૈયાર કરવાને માટે તેણે નીમેલાં બાદશાહી ખેતીવાડી કમિશનને ચર્ચવાના મુદ્દાઓની જે યાદી આપવામાં આવી હતી તેમાં જમીનની માલકી અથવા જમીન ધારણ કરવાની પદ્ધતિ વિષેની ચર્ચા કરવાની સ્પષ્ટ મનાઈ કરવામાં આવી હતી.

આ રીતે ઘર્ષણ તો તે સમયની હિંદની પરિસ્થિતિના મૂળમાં જ રહેલું હતું, અને કોઈ પણ પ્રકારનાં સમાધાન અથવા શબ્દરચનાના જાદુથી તે દૂર કરી શકાય એમ નહોતું. બીજા

મહત્ત્વના રાષ્ટ્રીય પ્રશ્નોની વાત જવા દઈએ તો પણ, જમીનના મૂળ પ્રશ્નોના ઉકેલથી જ માત્ર આ ઘર્ષણ મટી શકે એમ હતું. અને બ્રિટિશ સરકાર દ્વારા એ ઉકેલ થવો અશક્ય હતો. કામચલાઉ ઉપાયોથી લોકોની વિટંબણામાં કંઈક રાહત મળે એમ બને; ઉગ્ર દમન વડે લોકો ડરી જાય અને દુઃખ જાહેરમાં પ્રગટ કરતા અટકે એમ પણ બને; પરંતુ એ બેમાંથી એકે ઉપાયથી મૂળ પ્રશ્નનો ઉકેલ થાય એમ નહોતું.

બ્રિટિશ સરકારને એવો ખ્યાલ છે, અને હું ધારું છું કે બીજી ઘણીખરી સરકારોને પણ એવો જ ખ્યાલ હોય છે કે, હિંદમાંની ઘણીખરી અશાંતિ 'ચળવળિયાઓ'ને લીધે છે. આ એક અતિશય બેહૂદો ખ્યાલ છે. ગયાં પંદર વર્ષથી હિંદને ભાગ્યે એક એવો મહાન નેતા મળી ગયો છે કે જેણે હિંદના કરોડોની જનતાનો પ્રેમ, અરે, તેમની ભક્તિ પણ સંપાદન કરી છે, અને હિંદ પાસે અનેક બાબતોમા પોતાની મરજી પ્રમાણે કામ લીધું હોય એમ લાગે છે. હિંદના આધુનિક ઇતિહાસમાં તેણે મૌલિક મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, પરંતુ તેમ છતાં તેની આજ્ઞાઓને અંધપણે અનુસરતો દેખાતો લોકસમુદાય જ તે નેતા કરતાં પણ વધારે મહત્ત્વનો છે. લોકસમુદાય જ ઇતિહાસનાટકનો મુખ્ય નટ છે, અને તેની પાછળ, તેને આગળ ને આગળ ધકેલતાં ઐતિહાસિક ઘટનાઓનાં મહાબળો છે. એ બળોની પ્રેરણાઓએ જ લોકોને તૈયાર કરીને તેમના નેતાની મુરલી સાંભળીને તેની ધૂનમાં નાચવાને તત્પર બનાવ્યા. એ ઐતિહાસિક ભૂમિકા વિના અને રાજકીય તેમજ સામાજિક પ્રેરકબળો વિના કોઈ 'ચળવળિયા'ની કે કોઈ નેતાની લોકોને કાર્યમાં પ્રેરવાની શક્તિ હોતી નથી. નેતા તરીકે ગાંધીજીનો મુખ્ય ગુણ એ છે કે લોકસમુદાયની નાડ તેઓ સહજ પારખી શકે છે અને લોકો ક્યારે તૈયાર છે અને કાર્ય કરવાનું ચોઘડિયું ક્યારે આવે છે તે તેઓ જાણે છે.

૧૯૩૦માં હિંદની રાષ્ટ્રીય હિલચાલનો થોડા સમયને માટે દેશના વિકાસ પામતાં જતાં સામાજિક બળો સાથે મેળ બેસી ગયો. તે કારણે તેને ભવ્ય સામર્થ્ય આવી મળ્યું, તેને યથાર્થતા

મળી, અને ખરેખર જાણે તે ઇતિહાસની સાથે કદમ મિલાવીને આગે કૂચ કરતી થઈ. રાષ્ટ્રીય મહાસભા એ રાષ્ટ્રીય હિલચાલની પ્રતિનિધિ હતી, અને તેના સામર્થ્ય અને તેની શક્તિનું મહાસભાની પ્રતિષ્ઠાના વિકાસમાં પ્રતિબિમ્બ પડ્યું, તે પ્રતિષ્ઠા દ્વારા તેમનું દર્શન થયું મહાસભાની આ પ્રતિષ્ઠા કંઈક અસ્પષ્ટ, અમેય, અકથ્ય વસ્તુ હતી, પરંતુ તે ખરેખર હતી એ વિષે કશી જ શંકા નથી. ખેડૂતો બેશક મહાસભા તરફ વળ્યા અને તેમનાથી મહાસભાને સાચું બળ મળી રહ્યું, નીચલા મધ્યમવર્ગના લોકો તેના લડત લડનારા દળના મુખ્ય આધાર હતા આ નવીન વાતાવરણથી મૂંઝાયેલા ઉપલા થરના મધ્યમવર્ગવાળાઓને ('બુર્ઝ્વા') પણ મહાસભાની મૈત્રીમાં સુરક્ષિતપણું દેખાયું હિંદની ઘણા મોટા ભાગની કાપડની મિલોના માલિકોએ મહાસભાએ આપી આપેના પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરી હતી અને મહાસભાની નારાજી ઊતરે એવી વસ્તુઓ કરવાથી તેઓ ડરતા રહેતા જે સમયે લંડનમાં પહેલી ગોળમેજી પરિષદમાં ભેગા મળીને લોકો કાયદાના ઝીણા મુદ્દાઓની ચર્ચાઓ કરતા હતા ત્યારે સત્તાનું સત્ત્વ ધીરે ધીરે અને અક્ષમ રીતે લોકસમુદાયની પ્રતિનિધિરૂપ મહાસભા તરફ વહી રહ્યું હોય એવો ભાસ થતો હતો. દિલ્લીની સંધિ પછી આ ભાસ દૃઢ થતો ગયો, તે શૂરાં ભાષણોના બણગાંને લીધે નહિ, પરંતુ ૧૯૩૦ના અને તે પછીના બનાવોને લીધે પરંતુ ખરે જ, માર્ગમાં આવી ઊભેલી મુશ્કેલીઓ અને જોખમોનું સૌથી વધારે ભાન તો તે સમયે પણ એ મહાસભાના આગેવાનોને જ હતું, અને તે મુશ્કેલીઓ તેમજ જોખમોને અલ્પ ન ગણી કાઢવાની તેમણે પૂરેપૂરી ખબરદારી રાખી હતી.

આમ દેશમાં વધી રહેલી બે સમાન સત્તાની હસ્તીનું અસ્પષ્ટ ભાન સ્વાભાવિક રીતે સરકારના દિલમાં મહુ ખટકતું હતું આ ડરને ખરો આધાર કશો જ નહોતો, કેમકે બાહ્ય સત્તા સંપૂર્ણપણે સત્તાધારીઓના હાથમાં જ હતી, પરંતુ પ્રજાના માનસમાં આ બીજી સત્તાનું ભાન વિદ્યમાન હતું એ વાત નિર્વિવાદ હતી. પોતે બોલે તે પૂર્વદિશા સમજનારી, તેમજ પ્રજામતને અવગણીને પણ પોતાને સ્થાને વળગી રહેવાને સમર્થ સરકારને માટે આ એક

અમલ્ય પરિસ્થિતિ હતી, અને તેના અમલદારો ગભરાટમાં પડી ગયા હતા તે આ સૂક્ષ્મ વાતાવરણને લીધે જ, નહિ કે પાછળથી તેમણે ફરિયાદ કરી હતી તે મુજબ ક્યાંક ગામડામાં નીકળેલા થોડાંક સરઘસો અથવા ત્યાં થયેલાં કોઈ કોઈ ભાષણોને લીધે એટલે બંને વચ્ચે — પ્રજાના માનસમાં વસેલી મહાસભા અને માન્ય સત્તા ધરાવનાર સરકારની વચ્ચે — અથડામણ અનિવાર્ય હતી, કેમકે મહાસભા પોતાની મેળે આપઘાત કરી શકે એમ નહોતું અને સરકારથી આ બે સમાન સત્તાનું વાતાવરણ સહન થતું ન હોવાથી તે મહાસભાને કચરી નાખવાને દૃઢ નિશ્ચય કરીને બેઠી હતી બીજી ગોળમેજી પરિષદને લીધે આ અથડામણ આવતી જરા લંબાઈ ગમે તે કારણસર બ્રિટિશ સરકાર ગાંધીજી લંડન જાય તે માટે બહુ જ આતુર હતી, અને તેથી તેઓ જતા અટકી જાય એવું કંઈ પણ કરવાથી બની શકે ત્યાં સુધી તે બચી જવા માગતી હતી

અને તેમ છતાં બે સત્તાની અથડામણનું ભાન વધતું જતું હતું, અને સરકાર પક્ષનું અક્કડ થતું જતું વલણ અમે અનુભવતા હતા દિલ્હીના કરાર પછી થોડા જ સમયમાં લૉર્ડ અર્વિન હિંદમાંથી વિદાય થયા હતા અને તેને સ્થાને વાઇસરૉય તરીકે લૉર્ડ વિલિંગ્ડન આવ્યા હતા એક એવી મતલબની દંતકથા ઊભી થઈ હતી કે નવા વાઇસરૉય ગયા વાઇસરૉય જેવા ઢીલાપોચા અને સમાધાનો કર્યા કરે એવા નથી, પણ બહુ કઠણ અને કડક માણસ છે આપણા ઘણા રાજદ્વારીઓને રાજકારણ વિષે સિદ્ધાંતોની દૃષ્ટિથી વિચાર કરવાને બદલે વ્યક્તિઓની દૃષ્ટિથી વિચાર કરવાની 'મધ્યમમાર્ગી' ટેવનો વારસો મળ્યો છે તેમને એ વાતનો ખ્યાલ નહોતો નથી કે બ્રિટિશ સરકારની સામ્રાજ્યવાદી નીતિની રૂપરેખા તેના વાઇસરૉયના અંગત વિચારો પર અવલંબીને રહેલી નથી એટલે વાઇસરૉયની ફેરબદલીથી કશો ફેર પડે અને પડી શકે એમ નહોતું, પરંતુ જેમ સાચી રીતે બન્યું હતું તે મુજબ પરિસ્થિતિમાં આવેલા પરિવર્તનોને કારણે સરકારની નીતિ ક્રમશ: બદલાઈ સિવિલ સર્વિસના અધિકારી મંડળને મહાસભા સાથે સરકાર વહેવાર રાખે તેમજ

કરારો કરે એ પસંદ પડ્યું નહોતું; તેમનું બધું ઘડતર અને નિરંકુશ સત્તાથી રાજ્ય ચલાવવાના ખ્યાલો એ વસ્તુના વિરોધી હતા. તેમની કંઈક એવી કલ્પના હતી કે ગાંધીજી સાથે લગભગ સમાન દરજ્જે વર્તન રાખ્યું તેથી તેમણે મહાસભાના પ્રભાવમાં ઉમેરો કર્યો છે, અને ગાંધીજીની પ્રતિષ્ઠા વધારી દીધી છે, એટલે હવે તેને એકાદ બે પગથિયાં પાછા ઉતારી દેવાનો સમય થઈ ગયો છે. આ ખ્યાલ બહુ જ મૂર્ખાઈભરેલો હતો, પરંતુ હિંદની સિવિલ સર્વિસ પોતાની કલ્પનાઓની બુદ્ધિમત્તા માટે પ્રસિદ્ધ નથી. ગમે તે કારણ હોય, પરંતુ નવી સરકારે ખૂંખારો કરીને પોતાની પકડ સખત કરી અને પ્રાચીન પેગમ્બરના શબ્દોમાં જાણે આપણને કહેવા લાગી કે 'મારા બાપની કેડ કરતાં મારી ટચલી આંગળી જાડી છે; મારા બાપે તમને ચાબુકથી ફટકાવ્યા હતા, હું તો તમને જેરબંધનો માર મારીશ.'*

પરંતુ જેરબંધના ફટકાનો સમય હજી આવ્યો નહોતો. બની શકે ત્યાં સુધી મહાસભાના પ્રતિનિધિને બીજી ગોળમેજી પરિષદમાં મોકલવાના હતા વાઈસરૉય અને બીજા સરકારી અમલદારો સાથે લંબાણથી વાતચીત કરવાને ગાંધીજી બે વખત જઈ આવ્યા. મતભેદના અનેક મુદ્દાઓની, ખાસ કરીને સરહદ પ્રાંતમાંની લાલ ડગલીવાળાઓની હિલચાલની અને સંયુક્ત

---

* આ શબ્દો બાઈબલના જૂના કરાર (૧. કિંગ્ઝ, ૧૨-૧૦) માંથી લેવામાં આવ્યા છે એ શબ્દો કોઈ પેગમ્બરના નથી, પણ પ્રાચીન યહૂદી બાદશાહના સલાહકારના છે. સૉલોમન બાદશાહનો દીકરો ગાદીએ આવ્યો ત્યારે તેમની પાસે તેની પ્રજાએ જઈને વિનંતી કરી: 'અમે તમને વફાદાર છીએ જ, મહેરબાની કરી તમારા પિતાના અમલમાં અમારે ગળે ભારી ધૂંસરી હતી તેને બદલે તેને જરા હળવી કરજો.' બાદશાહના પિતાના વૃદ્ધ સલાહકારોએ આ માગણી સ્વીકારવાની સલાહ આપી, પણ તેના યુવક સલાહકારોએ કહ્યું: 'એ લોકો એમ પાંસરા ન થાય. એને તમે કહો: મારા પિતાની કેડના કરતાં મારી ટચલી આંગળી વધારે જાડી છે; મારા પિતાની ધૂંસરી ભારે હતી, હું તેને વધારે ભારે કરીશ, તેણે તમને ચાબુકથી ફટકાવ્યા હતા, હું તમને જેરબંધનો માર મારીશ.' —ભા. ક.

પ્રતિમાંની ખેડૂતોને અંગેની પરિસ્થિતિની તેમણે ચર્ચા કરી, બંગાળનો પ્રશ્ન બાદ કરતાં આ બે પ્રશ્નોની સરકારને સૌથી વધારે ફિકર રહેતી હોય એમ લાગતું હતું.

સિમલાથી ગાંધીજીએ મને ત્યાં બોલાવ્યો હતો, એટલે હિંદી સરકારના કેટલાક અધિકારીઓને મળવાનો મને પણ પ્રસંગ મળ્યો હતો. મારી વાતો સંયુક્ત પ્રાંત પૂરતી જ હતી. એ વાતો ખુલ્લા દિલથી થઈ હતી, અને નજીવા આરોપો અને પ્રત્યારોપો પાછળ રહેલી સાચી અથડામણો વિષે ચર્ચા થઈ. મને જણાવવામાં આવેલું તે મને યાદ છે કે ૧૯૩૧ના ફેબ્રુઆરી માસમાં જ, બહુ થાત તો, ત્યાર પછી ત્રણ મહિનાની અંદર સવિનય ભંગની લડતને સમૂળગી કચડી નાખવાને સરકાર સમર્થ હતી. સરકારે દમનનાં પોતાનાં સાધનોની યોજનાનું યંત્ર પૂર્ણપણે તૈયાર કરી રાખ્યું હતું અને તેને માત્ર એક જરા સરખા ધક્કાની જ જરૂર હતી, એક કળ દબાવવાની જ બાકી હતી. પરંતુ બની શકે તો જબરદસ્તીથી લાદેલા સમાધાન કરતાં પરસ્પર સંમતિથી કંઈક સમાધાન થાય તે પસંદ કરીને સરકારે પરસ્પર વાતચીત કરવાનો પ્રયોગ કરી જોયો હતો, અને તેમાંથી દિલ્હીનું સમાધાન થયું હતું. સમાધાન ન થયું હોત તો પેલી કળ તૈયાર જ હતી અને એક ક્ષણમાં દાબી શકાતી હતી. સાથે સાથે ચર્ચામાં એક નવું પણ ગર્ભિત સૂચન હતું કે આપણે જો હજી પણ ડાહ્યા થઈને નહિ વર્તીએ તો નજીકના ભવિષ્યમાં જ તે કળને દાબવી પડશે. આ બધું તદ્દન ખુલ્લા દિલથી અને બહુ વિવેકથી કહેવામાં આવ્યું હતું, અને ચર્ચા કરનાર અમને બન્ને પક્ષને ખબર હતી કે અમારી વ્યક્તિગત વાતો અને અમે ગમે તે કહીએ અગર કરીએ તે બાજુએ રાખીને પણ અથડામણ અનિવાર્ય હતી.

બીજા એક ઊંચી પંક્તિના અમલદારે મહાસભાની સ્તુતિ કરી. તે ક્ષણે અમે અ-રાજકીય એવા બીજા વધારે વિશાળ પ્રશ્નોની ચર્ચા કરતા હતા. તેણે મને જણાવ્યું કે રાજકારણની વાત બાજુએ રાખો તો મહાસભાએ હિંદની એક ભારે સેવા બજાવી હતી; હિંદીઓની સામે એક એવો આક્ષેપ હંમેશ

કરવામાં આવે છે કે તેમને સંગઠિત કાર્ય કરતાં બરાબર આવડતું નથી, પરંતુ ૧૯૩૦ના વરસ દરમિયાન ભારે મુસ્કેલી અને વિરોધ છતાં મહાસભાએ સંગઠનના કાર્યનો એક અદ્‌ભુત નમૂનો રજૂ કર્યો હતો.

ગોળમેજી પરિષદમાં જવાની વાતને સંબંધ હતો તેટલા પ્રમાણમાં ગાંધીજીની સિમલાની " પહેલી મુલાકાત અધૂરી નીવડી. *બીજી મુલાકાત ઑગસ્ટ મહિનાના છેવટના અઠવાડિયામાં થઈ. તે સમયે આમ કે તેમ છેવટનો નિર્ણય કરી નાખવાની જરૂર હતી તોપણ હિંદ છોડીને જવા વિષે તેમનું મન પાછું પડતું હતું. બંગાળમાં, સરહદના પ્રાંતમાં અને યુક્ત પ્રાન્તોમાં તેમણે ભયને ઝઝૂમતો જોયો, અને હિંદમાં શાંતિ રહેશે એવી કાંઈક બાંહેધરી ન મળી રહે ત્યાં સુધી, તેમની જવાની મરજી નહોતી. *આખરે સરકાર સાથે કંઈક પ્રકારનું સમાધાન થઈ શક્યું, અને તેનો એક નિવેદન તથા પરસ્પર મોકલાવેલા કેટલાક પ્રશ્નોમાં સમાવેશ કરવામાં આવ્યો. ગોળમેજી પરિષદના પ્રતિનિધિઓને લઈ જતી આગબોટમાં તેઓ મુસાફરી કરવાને પહોંચી શકે એવી રીતે છેક છેવટની ઘડીએ એ સમાધાન થયું એમ કહેવું જોઈએ, કેમકે ઊપડવા માટેની છેક

---

* સંધિ પછી સંધિના ભંગોને વિષે ગાંધીજી ત્રણવાર સિમલા ગયા હતા. સિમલાની બીજી મુલાકાત પછી ગાંધીજીએ લંડન જવાનો નિશ્ચય કરેલો. સંધિના કરારોનો ભંગ થયો હતો પણ તે ભંગ થયો છે કે નહિ તે ઠરાવનાર કોઈ નિષ્પક્ષ અદાલત તો હતી નહિ. ભંગ થયો હોય ત્યાં સુધારો કરવામાં આવે અથવા તો આવી અદાલત નીમવામાં આવે એ ગાંધીજીની માગણી હતી. મહેસૂલ સંધિના કરાર વિરુદ્ધ વસૂલ કરવાનું સંયુક્ત પ્રાંત અને બારડોલીમાં ચાલુ રહ્યું હતું. બન્ને ઠેકાણે અન્યાય અને અત્યાચારોના અનેક દાખલા બન્યા હતા. આખરે સિમલાની ત્રીજી મુલાકાત વખતે સરકારે બારડોલીમાં બનેલા કિસ્સાઓ વિષે એક કમિટી નીમી, અને ભવિષ્યમાં જ્યાં જ્યાં એવા કિસ્સાઓ બને તેની સામે પગલાં લેવાની મહાસભાને સ્વતંત્રતા આપી. આ સમાધાનને અંગે થયેલા પત્રવ્યવહાર માટે જુઓ પાનાં ૪૮૫–૮૯ —ભા. દે.

છેલ્લી ગાડી નીકળી ગઈ હતી. સિમલાથી કાલકાની મુસાફરીને માટે એક સ્પેશિયલ ટ્રેન દોડાવવી પડી અને તેનો સંબંધ જળવાય તે માટે બીજી ગાડીઓને દરેક સ્થળે જરા જરા રોકી લેવી પડી હતી.

સિમલાથી મુંબઈ સુધી હું તેમની સાથે ગયો હતો, અને ત્યાંથી ઑગસ્ટ મહિનાના અંતમાં એક ઊજળી સવારે, અરબી સમુદ્ર તરફ અને દૂર પશ્ચિમ તરફ આગબોટ તેમને લઈ ગઈ ત્યારે મેં તેમને વિદાયના પ્રણામ કર્યા. ત્યાર પછી બે વરસ સુધી મને તેમનું દર્શન થવાનું ન હતું.

## ૩૮

# બીજી ગોળમેજી પરિષદ

હિંદમાં તેમજ ગોળમેજી પરિષદને પ્રસંગે લંડનમાં ગાંધીજીનું પોતે ખૂબ નિરીક્ષણ કર્યું છે એવો દાવો રાખનાર એક અંગ્રેજ પત્રકારે થોડા જ વખત ઉપર એક પુસ્તક લખ્યું છે તેમાં તે લખે છેઃ

"'મુલતાન' ઉપર મુસાફરી કરતા હિંદી આગેવાનો જાણતા હતા કે રાષ્ટ્રીય મહાસભાની કાર્યવાહક સમિતિમાં મિ. ગાંધીની સામે કાવતરું રચાયું છે. તેમને એ પણ ખબર હતી કે સમય પાકશે એટલે મિ. ગાંધીને મહાસભામાંથી હાંકી કાઢવામાં આવે એવો સંભવ છે. પરંતુ મહાસભા મિ. ગાંધીને હાંકી કાઢે તેની સાથે તેના અરધા સભ્યો પણ તે ગુમાવી બેસે એવો પૂરો સંભવ હતો; અને એ જ અરધા ભાગને મધ્યમમાર્ગી રાજકારણમાં ભેળવી દેવાની સર તેજ બહાદુર સપ્રુ અને મિ. જયકરની મુરાદ હતી. તેમના જ શબ્દોમાં જણાવું તો તેઓ માનતા કે મિ. ગાંધીના 'મગજમાં ગોટાળો' છે એમ તેઓ માનતા અને પોતાની એ માન્યતા તેમણે કદી છાની રાખી ન હતી. પરંતુ 'ગોટાળાથી ભરેલાં મગજ'વાળા દશ લાખ અનુયાયીઓને સાથે લઈ ને આવે એવા 'ગોટાળાથી ભરેલાં મગજ'વાળા આગેવાનને પોતાના પક્ષમાં જીતી લેવામાં સરવાળે લાભ જ હતો."*

---

* ગ્લોરની બોલ્ટનના પુસ્તક 'ધી ટ્રેજેડી ઓફ ગાંધી'માંથી મેં આ ઉતારો એ પુસ્તકના એક અવલોકનમાંથી લીધો છે, કેમકે અત્યાર સુધી મૂળ પુસ્તક વાંચવાની તક મને મળી નથી. મને આશા છે કે એથી પુસ્તકના કર્તાને તેમજ અવતરણમાં જેમનો ઉલ્લેખ થયેલો છે તે સજ્જનોને હું અન્યાય નથી કરતો.........ઉપરનું લખાણ કર્યા પછી મૂળ પુસ્તક મેં વાંચ્યું. મિ. બોલ્ટનનાં ઘણાં વિધાનો તેમજ તેણે તારવેલાં ઘણાં અનુમાનો મારી મતિ પ્રમાણે તદ્દન આધાર વિનાના હોવાથી ગેરવાજબી

આ અવતરણમાં મિ૦ તેજ બહાદુર સપ્રુ, શ્રી જયકર અથવા ૧૯૩૧માં લંડનની મુસાફરી કરતા બીજા ગોળમેજી પરિષદના

છે. પુસ્તકમા તે ઉપરાત હકીકતો, ખાસ કરીને દિલ્હીના કરારની મત્રણાઓ દરમ્યાન મહાસભાની કાર્યવાહક સમિતિએ શુ શુ કર્યુ અને શુ શુ ન કર્યું તેને અગેની હકીકતો ખોટી રજૂ થયેલી છે. વળી તેમા નવાઇભરેલી એક વાત એવી માની લેવામા આવી છે કે, ૧૯૩૧મા શ્રી વલ્લભભાઈ પટેલે મહાસભાનું પ્રમુખપદ, અને તે દ્વારા મહાસભાની આગેવાની, ગાધીજીની સાથે હરીફાઈમા ઊતરીને મેળવ્યા હતા. સાચી હકીકત એ છે કે ગયા પદર વર્ષ દરમિયાન મહાસભામા (એટલે દેશમા તો અવશ્ય જ) ગાધીજી, મહાસભાનો કોઈ પણ પ્રમુખ કરી હોઈ શકે એના કરતા પણ, અતિશય વધારે પ્રભાવશાળી મહા-જનનુ સ્થાન ભોગવતા આવ્યા છે. તેઓ જ મહાસભાના પ્રમુખોના સ્રષ્ટા રહ્યા છે, અને હમેશ તેમની સૂચનાઓનુ પાલન થયુ છે ફરીફરીને તેમણે પ્રમુખપદનો ઇનકાર કર્યો છે, અને તેમના સાથીઓ અને તેમના હાથ નીચે કાર્ય કરતા બીજા આગેવાનો તે સ્થાને આવે એ તેમણે પસંદ કર્યું છે. હુ જાતે પણ મહાસભાનો પ્રમુખ કેવળ તેમને લીધે જ થયો હતો તેમની ચૂટણી થઈ ગઈ હતી, પરંતુ પોતાનુ નામ પાછુ ખેચી લઈને મારી ચૂટણી કરવાની તેમણે સમિતિને ફરજ પાડી. શ્રી. વલ્લભભાઈ પટેલની ચૂટણી પણ સામાન્ય સજોગોમા થઈ નહોતી અમે બધા વરતના જ જેલમાથી છૂટીને આવ્યા, અને મહાસભાની સમિતિઓ હજુ ગેરકાયદા મંડળો જ ગણાતી હતી, તેથી હમેશ મુજબ તે પોતાનુ કાર્ય કરી શકતી નહોતી. એટલે મહાસભાની કાર્યવાહક સમિતિએ જ કરાચી મહાસભાને માટે પ્રમુખ ચૂટવાનું કામ પોતાને માથે લઈ લીધું. શ્રી વલ્લભભાઈ પટેલ સુધ્ધા આખી સમિતિએ ગાધીજીને પ્રમુખપદ સ્વીકારીને જેમ મહાસભાના પોતે સાચા મુખી હતા તેમ આવતા કટોકટીના વરસ દરમ્યાન અધિકારયુક્ત મુખી પણ થવાની વિનવણી કરી પરતુ એ વાતમા તેઓ સંમત ન થયા, અને શ્રી વલ્લભભાઈ પટેલ જ પ્રમુખપદ સ્વીકારે એવો તેમણે આગ્રહ રાખ્યો અને યાદ છે કે તે વખતે તેમને એમ પણ કહેવામા આવ્યુ હતુ કે તમારે આખો વખત મુસોલિની રહેવુ છે અને બીજાઓને કામચલાઉ રાજાઓ અને નામધારી પૂતળાઓ બનાવી રાખવા છે.

મિ૦ બોલ્ટને ધારી લીધેલી બીજી જાતજાતની અનેક ખોટી હકીકતોનો નિકાલ કરવાનુ પુસ્તકની એક નાનકડી નોધમા શકય નથી. પરતુ એક કઈક અંશે અગત બાબતનો ઉલ્લેખ હુ કરી લઉ તે ખાતરીપૂર્વક

મમ્પોના વિચારો કેટલે અંશે વ્યક્ત થાય છે તે હું જાણતો નથી.

---

માનતો હોય એમ:જણાય છે કે મારા પિતાશ્રીની રાજકીય કારકિર્દીમાં પરિવર્તન થવાનું કારણ એક યુરોપિયન 'ક્લબે તેમને પોતાના સભ્ય તરીકે ન ચૂંટયા તે હતું, અને તે કારણે તેઓ અંતિમમાર્ગી કાર્યક્રમ તરફ ખેંચાયા એટલું જ નહિ પણ તે પછી તેમણે અંગ્રેજોની સોબત પણ છોડી દીધી.' ફરીફરીને આ કથા કહેવામાં આવે છે, પરંતુ તે સદંતર ખોટી છે. એને અંગેની સાચી હકીકતોનું ઝાઝું મહત્ત્વ નથી, પરંતુ રહસ્યનો સ્ફોટ કરવાના હેતુથી હું તે બધી આપી દઉં છું. 'પિતાશ્રીના વકીલાતના ધંધાના પ્રારંભના દિવસોમાં, અલ્લાહાબાદની હાઈકોર્ટના તે વખતના વડા જજ સર જોન એજના તેઓ માનીતા થયા હતા. સર જોને તેમને એવી સુચના કરી કે 'તમારે અલ્લાહાબાદ (યુરોપિયન) ક્લબમાં જોડાવું, અને હું જાતે જ તમારા નામની ભલામણ કરીશ.' મારા પિતાશ્રીએ તેમની આ લાગણી સૂચનાને માટે સર જોનનો ઉપકાર માન્યો, પરંતુ સાથે સાથે તેમને જણાવ્યું કે 'આથી નાહક-મુશ્કેલી ઊભી થશે, કેમકે હું હિન્દી હોવાથી ઘણા અંગ્રેજો મારી સામે વાંધો લેશે અને મારી વિરુદ્ધ મત આપશે. ગમે તે એક નાનો સરખો લશ્કરી અમલદાર પણ મારી વિરુદ્ધ મત આપી શકે છે. અને તેથી આ સંજોગોમાં હું ચૂંટણીને માટે મારું નામ રજૂ ન કરું એ જ ઠીક થશે.' સર જોને તો આગળ વધીને એવું પણ સૂચન કર્યું કે 'મારી ભલામણને હું અલ્લાહાબાદ વિભાગના સૌથી વડા લશ્કરી અમલદાર, બ્રિગેડિયર જનરલ પાસે ટેકો અપાવીશ.' પણ આખરે એ વાત પડતી મૂકવામાં આવી અને પિતાશ્રીના નામની ભલામણ કરવામાં ન આવી, કેમકે તેમણે સ્પષ્ટ જાહેર કર્યું કે અપમાનનો પ્રસંગ આવે એ જોખમ વહોરવાને હું તૈયાર નથી. આ બનાવથી અંગ્રેજો પ્રત્યે તેમના મનમાં કડવાશ ઉત્પન્ન થવાનું તો દૂર રહ્યું, પરંતુ તેઓ સર જોન એજ તરફ ખૂબ આકર્ષાયા, અને તેમની અંગ્રેજો સાથેની મૈત્રીઓ તેમજ સંબંધો ત્યાર પછીનાં વરસોમાં વધ્યાં. આ બન્યું ગયા સૈકાના છેલ્લા દશકમાં, અને તેઓ ઉદ્દામ રાજદ્વારી તેમજ અસહકારી તો બન્યા ત્યાર પછી લગભગ ૨૫ વર્ષનો ગાળો વહી ગયા પછી. એ પરિવર્તન પણ એકાએક તો નહોઈ જ થયું, પરંતુ પંજાબમાંના લશ્કરી કાયદાના અમલથી તે વહેલું થયું અને બરાબર તક પર ગાંધીજીની અસર પડી તેથી પણ બહુ ફેર પડી ગયો. ત્યાર પછી પણ અંગ્રેજો સાથેના સામાજિક વ્યવહારનો ત્યાગ કરવાનો તેમનો કદી ઇરાદો નહોતો. પરંતુ જ્યાં અંગ્રેજો ઘણે મોટે ભાગે સરકારી અમલદારો જ હોય ત્યાં અસહકાર અને સવિનય ભંગ અનિવાર્ય રીતે એવા સામાજિક વ્યવહારની આડે આવે છે.

પરંતુ હિંદી રાજકારણ સાથે જેને જરા જેટલો પણ પરિચય હોય એવો કોઈ પણ માણસ, પત્રકાર, અથવા, 'આગેવાન' આવું વિધાન કરી શકે એ ખરેખર મને આશ્ચર્યકારક વસ્તુ લાગે છે, હું તો એ વાંચીને દિઙમૂઢ જ થઈ ગયો હતો; એ વાતનો જરાયે ઇશારો પણ આ પહેલાં કોઈ ઠેકાણે મારે કાને પડ્યો નહોતો, પરંતુ એ તો સ્વાભાવિક છે કે એવી વાત મારે કાને ન આવે, કેમકે તે પછી ઘણોખરો વખત મેં જેલમાં જ કાઢ્યો છે.

ત્યારે આ કાવતરાંખોરો હતા કોણ અને તેમને જોઈતું શું હતું? કોઈ કોઈ વખત એવી વાત કરવામાં આવતી હતી કે, પ્રમુખ વલ્લભભાઈ પટેલ અને હું મહાસભાની કાર્યવાહક સમિતિના ઉદ્દામ લોકો પૈકીના છીએ, એટલે હું ધારું છું કે અમારા બેની આ કાવતરાંના આગેવાનોમાં ગણતરી કરી લેવામાં આવી હશે. પરંતુ, પોતાના કામમાં આગ્રહી અને સખત છતાં ગાંધીજી પ્રત્યે અંગત તેમજ તેમના આદર્શો અને કાર્યપદ્ધતિ પ્રત્યે અત્યંત ભક્તિ ધરાવનાર વલ્લભભાઈની જોડનો ગાંધીજીનો બીજો વફાદાર સાથી હિંદભરમાં નહિ હોય. મેં પોતે આ આદર્શોને એ જ રીતે સ્વીકાર્યા હતા એવો દાવો મારાથી થાય એમ નથી, પરંતુ ગાંધીજીની સાથે અત્યંત નિકટમાં રહીને કાર્ય કરવાનો લહાવો મેં પણ લીધો છે, અને તેમની સામે કોઈ પણ પ્રકારના કાવાદાવા કરવાનો ખ્યાલ મને રાક્ષસી લાગે છે. અરે, કાર્યવાહક સમિતિના તમામ સભ્યો વિષે આવું જ કહી શકાય. એ સમિતિ આખી લગભગ તેમની જ રચના હતી; થોડાક સાથીઓ સાથે મસલત કરીને તેમણે જ તેના સભ્યોની નિમણૂક કરી હતી, અને તેની ચૂંટણી તો માત્ર એક ઔપચારિક બાબત હતી. એ સમિતિમાં રહીને જેમણે ઘણાં વર્ષોથી કાર્ય કર્યું હતું, અને જેઓ સમિતિના લગભગ કાયમના સભ્ય જ મનાતા એવા તો એના આધારસ્તંભો હતા. તેમની વચ્ચે રાજકીય મતભેદો નહોતા અથવા વિચારદષ્ટિના તેમજ સ્વભાવના ભેદો નહોતા, એમ કહેવાનો જરા પણ આશય નથી, પરંતુ વરસોના સહવાસને લીધે, તેમજ સર્વેએ અનેક પ્રકારનો બોજ સાથે મળીને વહ્યો હતો અને સર્વે માટે સામાન્ય એવો જોખમોનો સામનો

કર્યો હતો તેથી તે બધા ઘડાઈને એકરૂપ થઈ ગયા હતા. તેમની વચ્ચે પરસ્પર મૈત્રી, બંધુભાવ અને આદર જામ્યાં હતાં. તે બધાનું મંડળ એ એક કામચલાઉ સહિયારી પેઢી ન હતી, એ તો એક કુટુંબ હતું અથવા તો એક જીવન્ત શરીર બન્યું હતું, એટલે તેનાં અંગો એકબીજાની સામે પ્રપંચ કરે એવી કલ્પના સરખી અસંભવિત લાગે છે. ગાંધીજીનો પ્રભાવ તો સમિતિમાં સર્વોપરી હતો અને દરેક જણ દોરવણીને માટે તેમની પાસે જ જતા. ઘણાં વરસથી આ જ સ્થિતિ ચાલી આવતી હતી, પરંતુ ૧૯૩૧માં, ૧૯૩૦ની આપણી લડતને મળેલી સફળતા પછી તો, એ કોઈના પણ ધ્યાનમાં આવે એવી વાત હતી.

વળી કાર્યવાહક સમિતિના 'ઉદ્દામ' લોકોનો ગાંધીજીને 'હાંકી કાઢવા'નો પ્રયત્ન કરવાનો હેતુ શો હશે? શું એમ માનવામાં આવતું હતું કે ગાંધીજી વધારેપડતી સમાધાનવૃત્તિના માણસ છે. એટલે એ 'ઉદ્દામ લોકોને' ભારરૂપ થયા હતા? પણ ભલા માણસ! તેમના વિના લડત ક્યાં હતી, સવિનય ભંગ ક્યાં હતો? સત્યાગ્રહ ક્યાં હતો? આખી જીવન્ત પ્રવૃત્તિના ગાંધીજી એક અંગ હતા; અરે, તેઓ પોતે જ એ પ્રવૃત્તિ હતા. એ લડતની જ વાત કરીએ તો બધો જ આધાર તેમના ઉપર હતો. હિંદી પ્રજાની રાષ્ટ્રીય હિલચાલ, બેશક તેમણે ઊભી કરેલી રચના નહોતી, અથવા તેનો આધાર કોઈ એક વ્યક્તિ ઉપર નહોતો; તેનાં મૂળ એથી ઘણાં ઊંડાં હતાં. પરંતુ રાષ્ટ્રની લડતના તે સમયના વિશિષ્ટ સ્વરૂપનો — જેનું સવિનય ભંગ અથવા સત્યાગ્રહ એક પ્રત્યક્ષ પ્રતીક હતું તેનો — તો સંપૂર્ણ રીતે તેમના ઉપર જ આધાર હતો. ગાંધીજીથી અલગ થવાનો અર્થ તો એટલો જ થાય કે હિલચાલને સંકેલી લેવી, અને નવા પાયા ઉપર ફરીથી આખી રાષ્ટ્રીય લડતનું ચણતર શરૂ કરવું. કોઈ પણ સમયે એ પ્રકારની યોજનાનું કાર્ય દુર્ઘટ થાત, ૧૯૩૧માં તો કોઈથી એનો વિચાર સરખો પણ થઈ શકે એમ ન હતું.

કેટલાક લોકોના વિચાર પ્રમાણે અમારામાંના કેટલાક ભેગા મળીને ૧૯૩૧માં ગાંધીજીને મહાસભામાંથી હાંકી કાઢવાનું કાવતરું

રચીને બેઠા હતા, એ વાતનો જેમ જેમ વિચાર કરું છું તેમ તેમ મને હસવું આવે છે. ગાંધીજીને વિદાય થવાનો ઇશારો સરખો કરવાથી અમારું કામ થાય એમ હતું, તો અમે કાવતરું રચવાના પ્રપંચમાં શા સારુ પડીએ ? 'હવે હું નિવૃત્ત થઈશ' એવી મતલબનાં ગાંધીજીના એક ઇશારામાત્રથી જ મહાસભાની કાર્યવાહક સમિતિ તેમજ આખો દેશ હમેશ ખળભળી ઊઠે છે. અમારી લડતના તેઓ એટલા બધા પ્રમાણમાં અંગભૂત થઈ ગયા હતા કે તેઓ અમને છોડી જાય એ વિચાર પણ અસહ્ય હતો. અમે તેમને લંડન મોકલવાની આનાકાની કરતા હતા તેનું કારણ પણ એ હતું કે તેમની ગેરહાજરીમાં હિંદમાંના કાર્યનો બધો બોજો અમારે શિરે આવી પડે એ વાત જ અમને રુચતી ન હતી. ખરે જ, બધો બોજો તેમને શિરે નાંખી દેવાનું અમને કેટલું બધું સ્વાભાવિક થઈ ગયું હતું ! મહાસભાની કાર્યવાહક સમિતિની અંદરના તેમજ તેની બહારના અમારામાંના કેટલાયે લોકો ગાંધીજીની સાથે એવાં તો દૃઢ બંધનોથી બંધાયલા હતા કે તેમનાથી છૂટા પડીને એકાદ તાત્કાલિક લાભ મેળવવાના કરતાં તેમની સાથે રહીને બધું ખોવું તેઓ વધારે પસંદ કરત.

ગાંધીજીના 'મગજમાં ગોટાળો ભરેલો છે' કે નથી તેનો નિર્ણય કરવાનું આપણે આપણા મધ્યમમાર્ગી રાજદ્વારી મિત્રોને જ સોંપીશું. એ વાત નિઃશંક સાચી છે કે ગાંધીજીનું રાજકારણ કેટલીકવાર અતિશય આધ્યાત્મિક હોય છે, અને તેને સમજવું અઘરું થઈ પડે છે. પરંતુ તેમણે તો તેમની કાર્યશક્તિનો, અદ્ભુત નીડરતાનો, અને દેશના તરફથી આપેલાં વચનો પાળવાની શક્તિનો આપણને સૌને પરિચય આપ્યો હતો; અને સાથે જ 'ગોટાળાભરેલા મગજ'માંથી જો આવાં કાર્યસાધક પરિણામો આવતાં હોય તો, અભ્યાસના કુશાદે દીવાનખાનાંઓમાં તેમજ વીણીવીણીને ભેળા કરેલા મહાનુભાવોનાં શિષ્ટ મંડળોમાં ઉદ્ભવીને ત્યાં જ વિરામ પામી જતાં 'વહેવારુ રાજકારણ'ની સાથે સરખામણી કરતાં તે 'ગોટાળાભરેલું મગજ' કંઈ ઊતરતું તો નથી જ લાગતું. હવે રહ્યા ગાંધીજીના 'ગોટાળાથી ભરેલાં મગજો'-વાળા કરોડો અનુયાયીઓ, ખરેખર તેમના મગજોમાં તો ગોટાળો

જ હતો; કેમકે તેમને રાજકારણ કે રાજ્યતંત્રનાં બંધારણોની કશી ગમ નહોતી; તેમને તો પડી હતી કેવળ માણસને જીવવાને જોઈતી જરૂરી વસ્તુઓની — અન્નની, માથે છાપરાંની, શરીરને ઢાંકવાનાં વસ્ત્રોની, અને એ બધું આપનારી ધરતીની,

માનવસ્વભાવના નિરીક્ષણમાં કાબેલ એવા ઉચ્ચ કક્ષાના પરદેશી પત્રકારો હિંદ વિષે આવું ઊંધું વેતરી શકે છે તે જોઈને મને હમેશ નવાઈ ઊપજે છે. એનું કારણ શું એ હશે કે પૂર્વ એ તદ્દન ભિન્ન પ્રકારની દુનિયા છે, અને તેથી તેને વિષેના નિર્ણયો બાંધવામાં સામાન્ય ધોરણો કામ આપતાં નથી એવી જાતનો બાળપણમાંથી પડી ગયેલો સંસ્કાર તેઓ દૂર કરી શકતા નથી? કે અંગ્રેજોની બાબતમાં શું એમ બનતું હશે કે તેમના મગજમાં પડી ગયેલી સામ્રાજ્યસત્તાની ગાંઠને કારણે તેમને બધું વિપરીત જ દેખાય છે? જરા પણ આશ્ચર્ય પામ્યા વિના તેઓ લગભગ ગમે તેવી અને અસંભવિત ઉટપટાંગ વાત માની લેવાને તૈયાર હોય છે, કેમકે તેમને એવો ખ્યાલ હોય છે કે આ રહસ્યોથી ભરેલી પૂર્વની દુનિયામાં બધું જ શક્ય છે. કુશળતાપૂર્વક કરેલાં અવલોકનો અને કોઈ કોઈ સૂક્ષ્મ નિરીક્ષણના નમૂનાઓથી ભરેલાં પુસ્તકો તેઓ કેટલીકવાર લખે છે, પણ તેમાં વચ્ચે વચ્ચે અજબ ભૂલો પણ ભરી દે છે.

૧૯૩૧માં ગાંધીજી યુરોપ જવાને નીકળ્યા તે જ અરસામાં લંડનનાં એક વર્તમાનપત્રના (તે સમયના) પૅરિસના વિખ્યાત ખબરપત્રીનો એક લેખ મેં વાંચેલો તે મને યાદ આવે છે. એ લેખ હિંદ વિષે હતો. તેમાં તેણે જણાવ્યા પ્રમાણે ૧૯૨૧ના અસહકારના દિવસો દરમ્યાન પ્રિન્સ ઑફ વેલ્સની હિંદની મુલાકાત વખતે બનેલા એક બનાવનો તેણે ઉલ્લેખ કર્યો છે. તે વર્ણન કરે છે કે કોઈ એક સ્થળે (ઘણું કરીને દિલ્હીમાં) નામદાર શાહજાદા બેઠા હતા ત્યાં પહેલેથી ખબર આપ્યા વિના કોઈ નાટકની રંગભૂમિ પર બને તેમ મહાત્મા ગાંધી એકાએક ધસી આવ્યા, તેની સમક્ષ ઘૂંટણિયે પડ્યા, અને શાહજાદાના ચરણ પકડીને ચોધારાં આંસુ પાડી રોતા રોતા આજીજી કરવા લાગ્યા કે અમારા આ દુર્ભાગી મુલકને શાંતિનું દાન કરો. અમે કોઈ, ખુદ ગાંધીજી પણ, આ

હેરત પમાડે એવી વાર્તા વિષે કશું જાણતા નહોતા, એટલે એ વાતનો નિર્દેશ કરીને મેં તે પત્રકારને લખાણ કર્યું.* તેણે જવાબમાં ખેદ તો દર્શાવ્યો પરંતુ સાથે સાથે મને ખબર આપી કે ભરોસાલાયક સ્થળેથી એ વાત તેને મળી હતી. મને જે આશ્ચર્ય થાય છે તે એ કે દેખીતી રીતે જ અત્યંત અસંભવિત એવી, તેમજ ગાંધીજી, અથવા રાષ્ટ્રીય મહાસભા અથવા હિન્દને વિષે જેને જરા જેટલી પણ માહિતી હોય છે એવો કોઈ પણ માણસ માની ન શકે એવી, આ વાતને કોઈ પણ જાતની સાચાજૂઠાની ખાતરી કરવાનો પ્રયાસ કર્યા વિના તેણે તેને માની જ કેમ હશે? દુર્દૈવે એ વાત સાચી છે કે હિંદમાં એવા ઘણા અંગ્રેજો છે કે જેઓ લાંબા સમયના વસવાટ છતાં હિંદને વિષે, કે રાષ્ટ્રીય મહાસભાને વિષે કે ગાંધીજીને વિષે કશું જ જાણતા નથી. આ વાત તો છેક જ વાહિયાત અને હસવા જેવી હતી. એની સરખામણી તો કદાચ એવા કાલ્પનિક વર્ણન સાથે થઈ શકે કે એક દહાડો કેન્ટરબરીના આર્ચબિશપ મુસોલિની બેઠો હતો ત્યાં ધસી ગયા, અને તેને નમસ્કાર કરવાને માટે તરત માથા પર ઊભા થઈ જઈને તેમણે હવામાં પોતાના બે પગ વારંવાર હલાવ્યા.

હમણાં હમણાં જ વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયેલા એક હેવાલમાં વળી એક બીજા જ નમૂનાની વાર્તા આપવામાં આવી છે. એમાં વર્ણન કરવામાં આવ્યું છે કે ગાંધીજી પાસે અઢળક, કરોડો પાઉન્ડનું ફંડ છે, પોતાના મિત્રોને ત્યાં તે તેમણે સાચવીને મૂકી રાખ્યું છે, અને મહાસભા એ પૈસાની પાછળ પડી છે. તેને (મહાસભાને) એવો ડર છે કે ગાંધીજી જો મહાસભામાંથી ખસી જાય તો આ બધું દાટેલું ધન પણ તેની (મહાસભાની) પાસેથી જતું રહેશે. આ વાત પણ સાંભળતાંવેંત બેહૂદી લાગે એવી છે કેમકે ગાંધીજી પોતાની પાસે અથવા છૂપી રીતે કોઈ ફાળો રાખતા નથી, અને તેઓ જે કંઈ ભેગું કરે છે તે તરત જ કોઈ જાહેર મંડળ કે સંસ્થાને સોંપી દે છે, પાઈયે પાઈનો હિસાબ રાખવાની

* આ પત્રકાર તે 'ડેલી હેરલ્ડ'નો પ્રતિનિધિ સ્લોકોમ્બ. ગાંધીજીને જ્યારે તે વિલાયત જતાં ફ્રાન્સમાં મળ્યો ત્યારે તેણે કબૂલ કર્યું હતું કે આ વાત સાવ કાલ્પનિક હતી, અને એ માટે માફી પણ માગી હતી.

ચીવટમાં તો તેઓ અસલ વાણિયા જ છે, અને તેમણે ભેગા કરેલા બધા ફાળાઓના હિસાબો બરાબર તપાસણી પછી પ્રસિદ્ધ થાય છે.

૧૯૨૧માં મહાસભાએ પેલા પ્રસિદ્ધ કરોડ રૂપિયા એકઠા કરેલા તે વાતોના પાયા ઉપર આ ગપગોળો ઘણું કરીને ચલાવવામાં આવ્યો લાગે છે. આ સાંભળવામાં બહુ મોટી લાગતી, પણ આખા હિંદમાં વહેંચી નાખવામાં આવે તો ઝાઝી નહિ એવી આ રકમ રાષ્ટ્રીય શાળાઓ અને વિદ્યાપીઠોને માટે, ગૃહઉદ્યોગો અને તેમાં ખાસ કરીને ખાદીને ઉત્તેજન આપવાને માટે, અસ્પૃશ્યતા-નિવારણના કાર્યને માટે તેમજ બીજી અનેક પ્રકારની રચનાત્મક કાર્યની યોજનાઓ અમલમાં મૂકવાને માટે વપરાઈ હતી. એ ફાળાનો મોટો ભાગ તો વિશિષ્ટ કાર્યોને માટે વાપરવાની શરતે અપાયેલાં ફંડોમાં જ રોકાઈ ગયો હતો. તે બધાં ફંડો હજી હયાત છે અને તેમના વિશિષ્ટ હેતુઓને માટે વપરાય છે. પછી બાકી રહેલાં ઉઘરાણાં તે તે સ્થળની સ્થાનિક સમિતિઓને જ સોંપવામાં આવ્યાં હતાં, અને મહાસભાના સંગઠનના કાર્યમાં તેમજ બીજાં રાજકીય કાર્યમાં વપરાયાં હતાં. અસહકારની આખી હિલચાલનો ખર્ચ પણ એમાંથી જ થયો હતો, અને ત્યાર પછી કેટલાયે વર્ષો સુધી મહાસભાનું કાર્ય પણ એમાંથી જ ચાલ્યું હતું. ગાંધીજીએ તેમજ આપણા દેશની ગરીબીએ અત્યંત મર્યાદિત સાધનો દ્વારા આપણી રાજકીય હિલચાલ ચલાવતાં આપણને શીખવ્યું છે. આપણું ઘણુંખરું કામ તો કાર્યકર્તાઓ પોતાને ખરચે જ ચલાવી લે છે, અને જ્યાં કંઈક વેતન આપવામાં આવે છે તે તદ્દન જીવન નભાવવાને પૂરતું થાય એટલું જ હોય છે. વિદ્યાપીઠોના સ્નાતકો તેમજ જેમને કુટુંબનો નિર્વાહ કરવાનો હોય છે એવા આપણા ઉત્તમમાં ઉત્તમ કાર્યકર્તાઓને આપણે ઇંગ્લંડમાં બેકારોને અપાતાં ભથ્થાના ધોરણ કરતાં પણ ઊતરતા ધોરણે પગાર આપીએ છીએ. ગયાં પંદર વર્ષ દરમ્યાન જેટલા ઓછા ખરચથી મહાસભાની પ્રવૃત્તિ ચલાવવામાં આવી છે, તેટલા જ પૈસાથી મોટી વિસ્તૃત રાજકીય અથવા મજૂર હિલચાલો બીજે કોઈ સ્થળે ચલાવવામાં આવી હોય એ વિષે મને શક છે. અને મહાસભાના ફાળાઓના બધા હિસાબો વરસોવરસ જાહેર રીતે

તપાસવામાં આવ્યા છે, તેમજ માત્ર સવિનય ભંગની લડતના સમય દરમિયાન જ્યારે મહાસભા એક બેકાયદા મંડળ તરીકે જાહેર થઈ હતી તે વખત બાદ કરતાં તેનાં નાણુંનો કોઈ પણ ભાગ છુપાવીને રાખવામાં આવ્યો નથી.

ગોળમેજી પરિષદમાં મહાસભાના એકલા એકમાત્ર પ્રતિનિધિ તરીકે ગાંધીજી લંડન ગયા હતા. લાંબી ચર્ચા કર્યા પછી એકથી વધારે પ્રતિનિધિઓ ન મોકલવાનો અમે નિર્ણય કર્યો હતો. અત્યંત કુશળતાપૂર્વક અને ડહાપણથી કામ લેવું પડે એવા વિકટ સમયમાં અમારા ઉત્તમમાં ઉત્તમ માણસોને હિંદમાં જ રાખવાની અમારી ઇચ્છા, એ આ નિર્ણયનું કંઈક અંશે કારણ હતું. અમને એમ લાગતું હતું કે લંડનમાં ગોળમેજી પરિષદની સભા ભલે થાય પરંતુ પરિસ્થિતિનું ગુરુત્વમધ્યબિન્દુ તો હિંદમાં જ હતું. અને હિંદમાં જે કંઈ બને તેની અસર લંડન પહોંચ્યા વિના રહેવાની નહોતી. કોઈ પણ પ્રકારના કઢંગા પ્રસંગો ઊભા થતા અટકાવવાનો અમારો ઇરાદો હતો, અને અમારું તંત્ર અમારે સુવ્યવસ્થિત, તૈયાર રાખવું હતું. પરંતુ માત્ર એક જ પ્રતિનિધિ અમે મોકલ્યો તેનું આ મૂળ સાચું કારણ નહોતું. અમને જો મસલાહભરેલું અને જરૂરી જણાયું હોત તો જરૂર અમે બીજા પ્રતિનિધિઓ પણ મોકલ્યા હોત, પરંતુ મુદ્દામ વિચારપૂર્વક અમે તેમ કરવાનું માંડી વાળ્યું.

રાજ્યતંત્રના બંધારણની નજીવી વિગતો વિષે કદી પૂરી ન થાય એવી વાતો કરવાને અમે ગોળમેજી પરિષદમાં દાખલ થયા નહોતા. મંત્રણાઓની તે મજલે અમને એ બધી વિગતોમાં રસ નહોતો; બ્રિટિશ સરકાર સાથે મૂળ મુદ્દાઓ વિષે કંઈક સમજૂતી થાય પછી જ તેમનો વિચાર કરવાનો હોય. સાચો સવાલ તો એ હતો કે હિન્દી પ્રજાસત્તના હાથમાં કેટલી સત્તા સોંપાવાની છે. વિગતો નક્કી કરીને તેનો ખરડો તૈયાર કરવાનું તો પાછી ગમે તે સોલીસીટર પણ કરી આપે એમ હતું. આ મૂળ પાયાના મુદ્દાઓ વિષે મહાસભાની સ્થિતિ બહુ સાફ હતી, અને તેના ઉપર ઝાઝી દલીલો કે ચર્ચા કરવાનો બહુ અવકાશ નહોતો. અમારો એક જ પ્રતિનિધિ, અને તે પણ અમારો આગેવાન, ત્યાં જાય અને તે અમારો પક્ષ સમજાવીને રજૂ કરે, તે પક્ષનું વાજબીપણું જણાવે

અને તેના સિવાય બીજો માર્ગ હિન્દની પરિસ્થિતિના ઉકેલને માટે નથી એ હકીકત દર્શાવે, અને બની શકે તો બ્રિટિશ સરકારને એ પક્ષ તરફ વાળવાનો પ્રયાસ કરે, એ અમારે માટે સૌથી ગૌરવભરેલો માર્ગ છે એમ અમે માન્યું. પરંતુ બ્રિટિશ સરકારને ગળે અમારો પક્ષ ઉતારવાની વાત બહુ કઠણ હતી તેનું અમને ભાન હતું; એકંદરે તો તે વખતના સંજોગોમાં લગભગ અશક્ય જ હતું એમ કહેવામાં પણ વાંધો નથી, પરંતુ અમારી પાસે બીજો કશો ઉપાય નહોતો. અમે ગ્રહણ કરેલો પક્ષ, અને અમારા આદર્શો તેમજ અમારા સિદ્ધાંતો, જે બધાને વિષે અમે પ્રતિજ્ઞાબદ્ધ થયા હતા, અને જે બધાને વિષે અમારી દૃઢ શ્રદ્ધા હતી, તેનો અમે ત્યાગ કરી શકીએ એમ નહોતું. કોઈક અદ્ભુત અકસ્માતથી એ મૂળ પાયાની બાબતો ઉપર સમજૂતી થઈ જાય તો બાકી તો બધું બહુ સહેલું હતું. અને ખરેખર, અમે તો એવો પણ નિર્ણય કરી રાખ્યો હતો કે બ્રિટિશ સરકાર સાથે આ પ્રકારનું સમાધાન થાય તો ગાંધીજીએ તરત જ કાર્યવાહક સમિતિના કેટલાક અને જરૂર પડે તો બધા જ સભ્યોને લંડન બોલાવી લેવા, કે જેથી અમે પણ ત્યાર પછીની વિગતવાર મંત્રણામાં ભાગ લઈ શકીએ. અમારે ગાંધીજીના તેડાને માટે તૈયાર થઈ રહેવાનું હતું, અને જરૂર જણાય તો વિમાનથી લંડન પહોંચી જવાની પણ તૈયારી રાખવાની હતી, કે જેથી તેડું આવ્યું કે દશ દિવસમાં ત્યાં પહોંચી જઈએ.

પરંતુ મૂળ પાયાના સિદ્ધાન્તો ઉપર પ્રથમ સમજૂતી ન થાય તો પછી વિગતવાર મંત્રણાઓ કરવાનો પ્રશ્ન ઉપસ્થિત જ થતો નહોતો, અને પરિણામે મહાસભાના વધારાના પ્રતિનિધિઓને ગોળમેજી પરિષદમાં જવાપણું રહેતું નહોતું. આમ અમે ગાંધીજીને એકલાને જ મોકલવાનો નિર્ણય કર્યો. મહાસભાની કાર્યવાહક સમિતિનાં બીજાં એક સભ્ય શ્રીમતી સરોજિની નાયડુએ પણ ગોળમેજી પરિષદમાં હાજરી આપી હતી, પરંતુ તે મહાસભાનાં પ્રતિનિધિ તરીકે ગયાં નહોતાં. હિંદના સ્ત્રીવર્ગના પ્રતિનિધિ તરીકે તેમને આમંત્રણ મળ્યું હતું, અને એ અધિકારે ત્યાં જવાને મહાસભાની કાર્યવાહક સમિતિએ તેમને પરવાનગી આપી હતી.

પરંતુ મૂળ મુદ્દાઓની પ્રથમ ચર્ચા કરી લેવાની બાબતમાં અમારી ઇચ્છાને અનુકૂળ થવાનો બ્રિટિશ સરકારનો જરાયે ઇરાદો નહોતો. તેની કાર્યપદ્ધતિ તો ગૌણ અને નિર્માલ્ય બાબતો ઉપર ચર્ચાઓ કરી કરીને પરિષદ લગભગ થાકી જાય ત્યાં સુધી મૂળ પ્રધાન મુદ્દાઓની વિચારણા મુલતવી રાખ્યા કરવાની હતી. પ્રધાન મુદ્દાઓની ચર્ચા તેમ છતાં આવી જતી તો સરકાર તે બાબત પોતાનું મંતવ્ય વ્યક્ત કરતી નહોતી, કોઈ પણ પક્ષે બંધાઈ જવાનો સાફ ઇનકાર કરતી હતી, અને પાછળથી પુખ્ત વિચારણા કર્યા પછી પોતાનો અભિપ્રાય જણાવવાનાં વચનો આગળ ધર્યા કરતી હતી. આખી રમતની બાજીમાં કોમી સવાલ એ તેમના હાથમાંનું સરહુકમનું પત્તું હતું, અને તેનો તેમણે લઈ શકાય તેટલો બધો લાભ લીધો. આખી પરિષદમાં એ જ પ્રશ્ન સર્વોપરી થઈ પડ્યો હતો.

પરિષદના હિંદી સભ્યોમાંના ઘણાખરા, કેટલાક રાજીખુશીથી, અને બાકીના કેટલાક નછૂટકે, સરકારના આ વ્યૂહને અનુકૂળ થઈ ગયા. પરિષદમાંના હિંદી સભ્યો રંગબેરંગી લોકોનું ટોળું હતું. ત્યાંના થોડાક તો કેવળ પોતાના સિવાય બીજા કોઈના પ્રતિનિધિ નહોતા. કેટલાક કુશળ અને આદરયોગ્ય લોકો હતા; બીજા ઘણાને વિષે તો આટલું પણ કહી શકાય એવું નહોતું. એકંદરે રાજકીય અને સામાજિક વિષયોમાં હિંદના સૌથી પ્રગતિવિરોધી તત્ત્વોના આ લોકો પ્રતિનિધિ હતા. તે બધા એટલા બધા પ્રગતિવિરોધી અને પછાત હતા કે હિંદમાં અતિશય નરમ અને સાવધાન રહીને ચાલનારા મધ્યમમાર્ગીઓ તેમની સોબતમાં પ્રગતિવાદીઓ તરીકે પંકાયા. બ્રિટિશ સામ્રાજ્યવાદને પૂછડે બંધાઈ ગયેલા, અને હરેક પ્રસંગે આગળ વધવાને માટે અથવા રક્ષણને માટે તેનો આશ્રય શોધતા, હિંદમાંના વિશિષ્ટ આર્થિક હકો કબજે કરી બેઠેલા, કેટલાક સમૂહોના તે બધા પ્રતિનિધિઓ હતા. કોમી સવાલ પર 'લઘુમતી કોમો' અને 'વધુમતી કોમો'નો પક્ષ કરનારા સમૂહોમાંથી આવેલું પ્રતિનિધિમંડળ એ ટોળામાં સૌથી પ્રમુખ હતું. સમાજના ઉપલા વર્ગમાંથી આવેલા આડા અને જિદ્દી લોકોનું એ મંડળ બનેલું હતું અને એ એક સર્વવિદિત હકીકત હતી કે એમનો

રહી પરસ્પર મેળ બેસતો નહોતો. રાજકીય દૃષ્ટિથી તેઓ પૂરેપૂરા પ્રગતિવિરોધીઓ હતા, અને રાજકીય પ્રગતિને પડતી મૂકીને પણ પોતપોતાની કોમને માટે જે કાંઈ મેળવાય તે મેળવી લેવાનો જ જાણે તેમનો એકમાત્ર સ્વાર્થ હોય એમ દેખાતું હતું. અરે, તેમણે દાંડી પીટીને જાહેર કર્યું હતું કે અમારી કોમી માગણીઓને સંતોષવામાં ન આવે તો, અને ત્યાં સુધી, રાજકીય સ્વતંત્રતા વિશેષ પ્રમાણમાં મળતી હોય તોપણ તે અમારે જોઈતી નથી. ખરે જ, આ એક અતિ વિલક્ષણ દૃશ્ય હતું, અને એક પરાધીન પ્રજા ભ્રષ્ટ થઈને અવનતિના કેટલાં ઊંડાણમાં ઊતરી શકે છે તેમજ સામ્રાજ્યસત્તાએ ગોઠવેલી બાજીમાં એ કોમવાદીઓનો પ્યાદાં તરીકે કેટલી હદ સુધી ઉપયોગ થઈ શકે છે, તેનું એ દૃશ્ય દુઃખદાયી પણ સ્પષ્ટ દર્શન કરાવતું હતું. એ વાત સાચી હતી કે ત્યાં મળેલા રાજામહારાજાઓ, અમીરો, સર સાહેબો, અને બીજા ઊંચા દરજ્જા ભોગવનારાઓના આ ટોળાં દ્વારા હિંદની પ્રજાને પ્રતિનિધિત્વ મળતું હતું એમ ન કહી શકાય. ગોળમેજી પરિષદના સભ્યોને બ્રિટિશ સરકારે નીમ્યા હતા, અને સરકારે તેની પોતાની દૃષ્ટિએ તો સરસ પસંદગી કરી હતી. એ બધું સાચું; છતાં બ્રિટિશ સત્તાધારીઓ આપણો આમ દુરુપયોગ કરી આપણને વટાવી શકે એટલી હકીકત માત્રથી જ આપણા લોકોની નબળાઈનું માપ મળી રહેતું હતું, અને આપણા લોકોને મૂળ હેતુ ભુલાવી ક્ષુદ્ર સ્વાર્થ તરફ વાળી એકબીજાનું કરેલું ધોઈ નાંખવામાં કેટલી બધી અજબ સહેલાઈથી પ્રેરી શકાય છે તે સમજાતું હતું. આપણા ઉપલા વર્ગોને હજી પણ આપણા સામ્રાજ્યવાદી રાજ્યકર્તાઓની વિચારસરણીની મોહિની લાગેલી હતી, અને તેઓ તેમની જ રમાડેલી રમત રમતા હતા. શું તે વર્ગોને એ મોહિનીનું ખરું સ્વરૂપ દેખાતું ન હતું કે પછી તેઓએ તેનું સાચું સ્વરૂપ સમજતા છતાં, હિંદમાં લોકસાશન અને પૂર્ણ સ્વરાજ આવે તો શું થઈ જશે એવા ગભરાટમાં એ મોહિનીથી મુગ્ધ થવાનું સ્વીકારી લીધું હતું?

એ તો ઉચિત જ હતું કે, સામ્રાજ્યવાદી જાગીરદારી, આર્થિક, ઔદ્યોગિક, ધાર્મિક અને કોમી વિશેષ હકોનો કબજો

કરી બેઠેલા લોકોની એ સભામાં બ્રિટિશ હિંદના પ્રતિનિધિમંડળની આગેવાની લેવાનું સામાન્ય રીતે આગાખાનને માથે આવતું, કારણકે થોડેઘણે અંશે એ બધા જ પ્રકારના હકો તેમના જીવનમાં એકત્રિત થતા હતા. એક પેઢીથી પણ વધારે સમયથી બ્રિટિશ સામ્રાજ્યવાદ તેમજ બ્રિટિશ રાજકર્તા વર્ગની સાથે આગાખાનનો નિકટનો સહચાર રહ્યો હતો, તેમજ તેમનું ખણુંખરું જીવન વિલાયતમાં જ જતું હોવાથી આપણા રાજ્યકર્તાઓનું હિત અને તેમની વિચારદૃષ્ટિ તેઓ પૂરેપૂરી સમજી રજૂ કરી શકે એમ હતું. ગોળમેજી પરિષદમાં સામ્રાજ્યવાદી ઇંગ્લંડના તેઓ કુશળ વકીલ થઈ શકયા હોત, પરંતુ અવળી વાત તો એ હતી કે તે હિન્દના પ્રતિનિધિ લેખાતા હતા.

તે પરિષદના વિષમ ત્રાજવામાં આપણી સામેના પલ્લામાં ભયાનક વજન મૂકવામાં આવેલું હતું, અને તેની પાસેથી અમે બહુ જ ઓછી અપેક્ષા રાખી હતી, તો પણ તેની રોજેરોજની કાર્યવાહી જોઈને અમે આભા બની ગયા, તેમજ તેના પ્રત્યેની અમારી ઘૃણા દિનપ્રતિદિન વધતી જ ગઈ. અમારા જોવામાં શું શું આવતું? રાષ્ટ્રીય અને આર્થિક પ્રશ્નોની બાહ્ય સપાટીને માંડ સ્પર્શ કરતા, તેમના ઉકેલ માટેના નજીવા, કશી પણ અર્થસિદ્ધિ ન થાય એટલા અધૂરા, અને દયાજનક પ્રયાસો થતા હતા; પરિષદના સભ્યો અંદર અંદર અનેક પ્રકારના કરારો ગોઠવતા હતા, અનેક પ્રકારના કાવાદાવાઓ કરતા હતા, અનેક પ્રકારના દાવપેચ રમતા હતા; બ્રિટિશ સુધારાવિરોધી પક્ષના વધારેમાં વધારે પ્રગતિવિરોધી સભ્યો સાથે આપણા કેટલાક દેશબંધુઓ હાથ મિલાવીને ચાલતા હતા; નજીવા મુદ્દાઓ ઉપર અનંત ચર્ચાઓ ચાલતી હતી, જે સાચી મુદ્દાની બાબતો હતી તેમને જાણીજોઈને ખોળંબે નાખવામાં આવતી હતી; વિશિષ્ટ આર્થિક લાભોનો કબજો કરી બેઠેલા સમૂહોના અને વિશેષે કરીને બ્રિટિશ સામ્રાજ્યવાદના હાથમાં આપણા લોકો કાયમ ફસાતા જતા હતા; વચ્ચે વચ્ચે મિજબાનીઓ અને પરસ્પરની પ્રશંસાથી રંગબેરંગી બનતા નજીવા ઝઘડાઓ અંદર અંદર ઊકલતા હતા, ખરે જ, એ આખી સ્વાર્થની હીન રમત હતી; હિંદુઓ, મુસલમાનો, શિખો, એંગ્લો

ઇન્ડિયનો યુરોપિયનો સૌ સૌને પોતપોતાની પડી હતી; મોટી નોકરીઓ, નાની નોકરીઓ, સૌને બમ નોકરીઓ અને ધારાસભાની બેઠકો જોઈતી હતી. એ સિવાય બીજી વાત નહોતી, પરંતુ બધી નોકરીઓ અને બેઠકો આ બધી કોમોના ઉપલા વર્ગોને વહેંચી લેવી હતી, હિંદની આમજનતાને ત્યાં કોઈ ઢૂંકવા દે એમ ન હતું. સમયસાધુઓનો રાફડો ફાટ્યો હતો; જુદા જુદા વર્ગો નવા બંધારણમાંથી મેળવવાની લૂંટ ઉપર, શિકાર ઉપર તરાપ મારવાને ભૂખ્યાં વરુનાં ટોળાંઓની જેમ લાગ શોધતા તલપી રહ્યા હતા. ખુદ સ્વરાજની કલ્પના પણ નોકરીઓ મેળવવાના એક વિસ્તૃત યોજનાના હીન સ્વરૂપમાં ફેરવાઈ ગઈ હતી. તેને કહેતા હતા 'ઇન્ડિયેનિઝેશન'; રાજતંત્રનું 'હિન્દીકરણ' એટલે કે હિન્દીઓને માટે લશ્કરમાં, સનદી સરકારી નોકરોનાં ખાતાઓમાં અને એવાં જ બીજાં સ્થળોમાં વધારે ને વધારે નોકરીઓ. પૂર્ણ સ્વરાજની, સ્વતંત્રતાની, શુદ્ધ હિંદી લોકતંત્રને આખી સત્તા સોંપવાની કોઈ વાત કરતું ન હતું; હિંદી પ્રજાને મૂંઝવી રહેલા, તત્કાળ ઉકેલ માગતા, મર્મના અને આર્થિક પ્રશ્નોમાંના એકેના નિરાકરણની ભાષામાં કોઈ વિચાર કરતું નહોતું. સાચે જ, શું આને માટે હિન્દ મરદાનગીથી ઝૂઝ્યું હતું? ઉજ્જવળ આદર્શોના અને ત્યાગના સ્વચ્છ વાતાવરણને છોડીને શું આ અંધારી મેલી હવા આપણે પસંદ કરવાની હતી?

ઝગઝગાટ ભરેલા અને માણસોની ભીડથી ઊભરાતા તે દીવાનેખાસમાં ગાંધીજી એકલા એકલવાયા જેવા લાગતા. તેમનો પોશાક અથવા તેના અભાવથી તો તેઓ બીજા બધામાંથી જુદા તરી આવતા જ; પરંતુ, તેમની અને તેમની આસપાસ સુશોભિત વસ્ત્રોમાં સજ્જ થઈને બેઠેલા લોકોની વચ્ચે પોશાકના ભેદ કરતાં અતિશય વધારે વિશાળ ભેદ તો તેમના વિચારો અને વિચારદૃષ્ટિનો હતો. તે પરિષદમાં તેમની સ્થિતિ અસાધારણ રીતે વસમી હતી, અને દૂર રહ્યે રહ્યે અમને થતું કે એ સ્થિતિ એઓ કેવી રીતે બરદાસ્ત કરી શકતા હશે. પરંતુ અદ્‌ભુત ધીરજથી તેમણે નભાવ્યે રાખ્યું, અને સમાધાનીને માટે કાંઈ આધાર કાઢવાના એક પછી એક એમ અનેક પ્રયાસો તેમણે કર્યા. તેમની પ્રકૃતિને અનુરૂપ એવું એક

પગલું તેમણે તે દરમ્યાન લીધું, જેને પરિણામે રાજકીય પ્રગતિ-વિરોધ કોમવાદનો વેશ ઓઢીને કેવી રીતે ફરે છે તે એકાએક ઉઘાડું પડ્યું. પરિષદમાં હાજર રહેલા પ્રતિનિધિઓ તરફથી રજૂ કરવામાં આવેલી કોમી માગણીઓ પૈકીની ઘણી તેમને પસંદ નહોતી; તેમને અને તેમના રાષ્ટ્રવાદી મુસ્લિમ સાથીઓને પણ એમ લાગતું હતું કે એ માગણીઓમાંની કેટલીક સ્વરાજ અને લોકશાસન તંત્રના માર્ગમાં અંતરાયરૂપ છે. તેમ છતાં, ત્યાં હાજર રહેલા મુસ્લિમ પ્રતિનિધિઓ જો રાજકીય મુદ્દા ઉપર એટલે કે પૂર્ણ સ્વરાજની માગણીને વિષે તેમને તેમજ મહાસભાને સાથ આપવા તૈયાર થાય તો, કોઈ પણ પ્રકારના પ્રશ્નો કે દલીલો કર્યા વિના તેમની બધી માગણીઓનો સ્વીકાર કરવાનું તેમણે કબૂલ્યું.

આ કબૂલાત ગાંધીજીએ પોતાની અંગત જવાબદારી ઉપર કરી હતી, કેમકે તેમના તે સમયની પરિસ્થિતિમાં તેઓ મહાસભાના વતી બાંહેધરી આપી શકે એમ નહોતું. પરંતુ આ વસ્તુનો સ્વીકાર કરવાને મહાસભા ઉપર પોતે દબાણ કરશે એવી કબૂલાત પણ તેમણે આપી. મહાસભામાં ગાંધીજીનું સ્થાન જાણનાર કોઈ પણ માણસ નિઃશંકપણે કહી શકે કે મહાસભાની સંમતિ મેળવવામાં તેઓ જરૂર સફળ થાત. પરંતુ ગાંધીજીની માગણીનો સ્વીકાર ન થયો, અને સાચે જ, આગાખાનને હિંદના પૂર્ણ સ્વરાજનો પુરસ્કાર કરતા કલ્પવાનું જરા મુશ્કેલ પણ છે જ. આ આખી ઘટનાથી એ સ્પષ્ટ પુરવાર થઈ ગયું કે પરિષદની આગળ કોમી સવાલનો પડછાયો બહુ બીહામણો ભાસતો હતો તોપણ, સાચી મુશ્કેલી તેને અંગે ઊભી થઈ નહોતી. આખી પ્રગતિમાં અંતરાયરૂપ તો ખરી રીતે રાજકીય પ્રગતિવિરોધ જ હતો, માત્ર તેણે કોમી સવાલનો આશ્રય શોધ્યો હતો. પરિષદને માટે બ્રિટિશ સરકારે બહુ કાળજીથી પ્રગતિવિરોધીઓને વીણીવીણીને શોધ્યા હતા અને નીમ્યા હતા, અને પરિષદની કાર્યવાહી ઉપર કાબૂ રાખીને તેણે જ કોમી સમાધાનના મુદ્દાને પ્રધાન સ્થાન આપ્યું હતું. સરકારને બરાબર ખબર હતી કે પરિષદમાં ભેગા મળેલા આડા કોમી પ્રતિનિધિઓ કદી એ પ્રશ્ન ઉપર એકમત થઈ શકવાના જ નથી.



[હિન્દુ (મદ્રાસ)ના સૌજન્યથી]

જવાહરલાલ નેહરુ

બ્રિટિશ સરકાર પોતાના પ્રયાસમાં બરાબર સફળ થઈ; સફળતાથી બરાબર પુરવાર થયું કે પોતાના સામ્રાજ્યને ટકાવી રાખવાને પૂરતું શસ્ત્રસામર્થ્ય ધરાવવા ઉપરાંત હજી થોડા સમયને માટે, સામ્રાજ્યની સત્તાની પરંપરા નભાવી રાખવાને જરૂરની ખંધાઈ અને રાજકાર્યકુશળતા પણ તેની પાસે છે. ગોળમેજી પરિષદ હિંદી પ્રજાની પ્રતિનિધિ નહોતી, ન તો તેની રચના ઉપરથી હિંદી પ્રજાના સામર્થ્યનું માપ નીકળતું હતું, છતાં હિંદી લોકો હાર્યા. હિંદીઓ ન ફાવ્યા કેમકે પોતે જે હેતુને માટે મથી રહ્યા હતા તેને માટેની યોગ્ય વિચારસરણીની ભૂમિકા તેણે કેળવી ન હતી, અને તેથી તેને મૂળ વાતથી આડે રસ્તે ચડાવી દેવાનું સહેલું થઈ પડયું. હિન્દી લોકો હાર્યા, કારણકે પોતાની પ્રગતિમાં ભારરૂપ બનેલા વિશિષ્ટ આર્થિક લાભોનો કબજો કરી બેઠેલા વર્ગોને કોરે મૂકી વધવાનું સામર્થ્ય તેમની પાસે ન હતું. હિંદના લોકો હારી ગયા, કેમકે હિંદમાં ધર્મતત્ત્વને વધારે પડતું મહત્ત્વ અપાય છે, અને કોમી લાગણીઓને સહેલાઈથી ઉશ્કેરી મૂકવાનું બની શકે છે. ટૂંકમાં, તેઓ હાર્યા, કારણકે સફળ થવાને માટે જોઈતી પ્રગતિ તેમણે સાધી નહોતી; તેટલું સામર્થ્ય તેમણે કેળવ્યું નહોતું.

ખુદ ગોળમેજી પરિષદની અંદર સફળ થવાનો કે નિષ્ફળ જવાનો તો કોઈ સવાલ નહોતો. તેની પાસેથી કોઈએ ઝાઝી અપેક્ષા રાખી નહોતી; અને છતાં આ બાહ્ય નિષ્ફળતાથી થોડો ફેર પડતો હતો. આના પહેલાં ચયેલી પરિષદ — જે હિંદી-બ્રિટિશ સંબંધના ઇતિહાસમાં એ પ્રકારની પ્રથમ જ ઘટના હતી તેના — તરફ હિંદના અથવા બહારના બીજા લોકોનું બહુ ઓછું લક્ષ ગયું હતું, કેમકે સવિનય ભંગની લડતે બધું ધ્યાન રોકી લીધું હતું. ૧૯૩૦ની પરિષદમાં ગયેલા બ્રિટિશ સરકારના નીમેલા સભ્યોને કાળા વાવટાઓ અને નિંદાવ્યંજક ઘોષણાઓથી વિદાય આપવામાં આવી હતી. પરંતુ ૧૯૩૧માં પરિસ્થિતિ પલટાઈ ગઈ હતી, અને પલટાઈ હતી તેનું કારણ એ હતું કે ગાંધીજી મહાસભાના પ્રતિનિધિ તરીકે ગયા હતા, અને જેમને કરોડો લોકો અનુસરતા હતા એવા આગેવાન તરીકે ગયા હતા. આથી બીજી પરિષદને

પ્રતિષ્ઠા મળી અને હિંદે પરિષદના કામકાજની ઉપર બહુ વધારે રસપૂર્વક લક્ષ આપ્યું; અને તેથી પરિષદને જે કંઈ નિષ્ફળતા મળી તેને પરિણામે હિન્દની પ્રતિષ્ઠાને હાનિ પહોંચી. બીજી ગોળમેજી પરિષદમાં ગાંધીજી ભાગ લે એ બાબતને બ્રિટિશ સરકાર આટલું બધું મહત્ત્વ કેમ આપતી હતી એ હવે અમને સમજાયું.

ખુદ પરિષદ, તેના બધા કાવાદાવા, તેનું સમયસાધુપણું, અને તેનાં આડાંઅવળાં કારસ્તાનો એ બધામાં હિંદને હારવાપણું કશું જ નહોતું. પરિષદની રચના જ તે નિષ્ફળ જાય એવા હેતુને લક્ષમાં રાખીને થઈ હતી, અને તેની નિષ્ફળતાને માટે હિંદી પ્રજાને જવાબદાર બનાવી ન શકાય. પરંતુ હિંદના મૂળ સાચા પ્રશ્નો પરથી દુનિયાનું લક્ષ બીજી દિશાએ વાળવામાં તે સફળ નીવડી, અને ખુદ હિંદમાં તેણે મૂઢતા, ઉત્સાહભંગ અને નામોશીની લાગણી પેદા કર્યાં. પ્રગતિવિરોધી બળોને ફરી માથું ઊંચું કરવાને તેનાથી એક સાધન મળી ગયું.

સાચો વિજય કે પરાજય તો હિંદના લોકોને ખુદ હિંદમાં ઘડાતા ઇતિહાસથી જ મળવાનો હતો. દૂર લંડનમાં રચાતા વ્યૂહો અને કાવાદાવાઓથી, હિંદની શક્તિશાળી રાષ્ટ્રીય હિલચાલ ક્ષીણ થઈ જવાની નહોતી. રાષ્ટ્રવાદમાં હિંદના મધ્યમવર્ગની તેમજ તેના ખેડૂતોની સાચી અને તત્કાળ નિરાકરણ માગતી જરૂરિયાતો વ્યક્ત થતી હતી, અને તે રાષ્ટ્રીય લડત દ્વારા તેઓ પોતાના પ્રશ્નોનું નિરાકરણ શોધતા હતા. આ રીતે કાં તો રાષ્ટ્રીય હિલચાલ સફળ થઈને પોતાનો હેતુ પાર પાડે, અને પ્રગતિ અને મુક્તિને માર્ગે પ્રજાને દોરી જતી બીજી કોઈ પ્રવૃત્તિને સ્થાન આપે અગર થોડા વખતને માટે જબરદસ્તીથી તેને દાબી દેવામાં આવે. ક્ષીણ થઈને અદૃશ્ય થઈ જવાનો ત્રીજો માર્ગ તેને માટે નહોતો. એ બીજી લડત બહુ જ થોડા સમયમાં હિંદમાં આવવાની હતી, અને તેને પરિણામે થોડા સમયને માટે તેની શક્તિ કુંઠિત થવાની હતી. આ બીજી લડત ઉપર બીજી ગોળમેજી પરિષદની અસર ઝાઝી પડી નહિ, પરંતુ તેનાથી લડતને કંઈક અંશે પ્રતિકૂળ એવું વાતાવરણ ઉત્પન્ન થયું ખરું.

## ૩૯

## સંયુક્ત પ્રાન્તના કિસાનોમાં અશાંતિ

મહાસભાના એક સામાન્ય મંત્રી તરીકે તેમજ મહાસભાની કાર્યવાહક સમિતિનો હું સભ્ય હતો તેથી અખિલ હિંદના સામાન્ય રાજકારણ સાથે મારે સંપર્ક રહેતો, અને પ્રસંગોપાત્ત મારે કેટલોક પ્રવાસ પણ કરવો પડતો, જોકે બને ત્યા સુધી હું તે ટાળતો. કાર્યવાહક સમિતિનો બોજો અને જવાબદારી જેમ જેમ વધતાં ગયા તેમ તેમ મહાસભાની કાર્યવાહક સમિતિની સભાઓ લાંબી ને લાંબી ચાલવા લાગી, અને છેવટે એટલી હદે વાત પહોંચી કે એક જ સભાની બેઠક બબ્બે અઠવાડિયાં લંબાતી. માત્ર ટીકાના ઠરાવો પસાર કરીને બેસી રહેવાનો જ સવાલ હવે રહ્યો નહોતો. હવે તો મહાસભાની કાર્યવાહક સમિતિને માથે, અતિ વિશાળ તેમજ વિવિધ દિશામાં કાર્ય કરનારી એક સંસ્થાની અસંખ્ય તેમજ ભિન્ન ભિન્ન પ્રકારની રચનાત્મક પ્રવૃત્તિઓનું તંત્ર સંભાળવાની જવાબદારી હતી, અને રોજ રોજ એવા મુશ્કેલ પ્રશ્નોનો નિકાલ કરવાનુ એની સામે આવતું કે જેના નિકાલ ઉપર આખા દેશને લડત ઉપાડવાનો કે ન ઉપાડવાનો આધાર રહેતો.

આમ છતાં મારી મુખ્ય પ્રવૃત્તિઓ સંયુક્ત પ્રાંતમાં જ મર્યાદિત થતી હતી. ત્યાં મહાસભાનું બધુ લક્ષ ખેડૂતોની પરિસ્થિતિને પહોંચી વળવામાં રોકાયું હતું. સંયુક્ત પ્રાન્તની પ્રાંતિક સમિતિમાં દોઢસો ઉપરાંત સભ્યાના સભ્યો હતા, અને તેની બેઠક દર બે કે ત્રણ મહિને થતી. તેનું કાર્યવાહક મંડળ જેમાં લગભગ પંદર સભ્યો હતા, તે વારંવાર મળતું, અને તેના જ અધિકારમાં સમિતિનું ખેડૂતોની હિલચાલને અંગેનુ ખાતું હતું.

૧૯૩૧ની સાલના પાછલા છ મહિના દરમ્યાન કાર્યવાહક મંડળે એક ખાસ કિસાનસમિતિ નીમી. એ એક નોંધવા જેવી બાબત છે કે આ સમિતિએ કાર્ય કર્યું તે બધા સમય દરમ્યાન

તેની સાથે તેમજ પ્રાન્તિક સમિતિના કાર્યવાહક મંડળ સાથે કેટલાયે જમીનદારો પ્રમુખપણે સંબંધ ધરાવતા હતા, અને તેમની સંમતિ લઈને જ બધાં પગલાં ભરવામાં આવતાં. અરે, અમારી પ્રાન્તિક સમિતિના તે વરસના ખુદ પ્રમુખ, (અને પરિણામે પોતાના એ હોદ્દાની રૂએ કાર્યવાહક મંડળ તેમજ કિસાનસમિતિના પણ પ્રમુખ) તસદ્દુક અહમદખાન શેરવાની એક પ્રસિદ્ધ જમીનદારી ખાનદાનના નબીરા હતા. સમિતિના મહામંત્રી, શ્રીપ્રકાશ, તેમજ કાર્યવાહક મંડળના કેટલાક આગેવાન સભ્યો પણ જમીનદારો જ હતા અથવા જમીનદારી કુટુંબોમાંથી આવ્યા હતા. બાકીના બીજા સભ્યો મધ્યમવર્ગના ધંધાદારી લોકો હતા. અમારી પ્રાન્તિક સમિતિના કાર્યવાહક મંડળમાં જાતે ખેતી કરનાર ગણોતિયો અથવા ગરીબ ખેડૂત હોય એવો એકે પ્રતિનિધિ નહોતો. અમારી જિલ્લા સમિતિઓમાં ખેડૂતો મળી આવતા ખરા પરંતુ જે અનેક ચૂંટણીઓને પરિણામે આખરે અમારા પ્રાન્તનુ કાર્યવાહક મંડળ રચાતુ, તેમાંથી તેઓ ભાગ્યે જ પસાર થઈ શકતા. આ કાર્યવાહક મંડળ ઉપર મધ્યમવર્ગના બુદ્ધિજીવી લોકોનો જ પૂરો પ્રભાવ હતો, તે ઉપરાંત તેમાં જમીનદારી તત્ત્વોનું પણ ઠીકઠીક પ્રમાણ રહેતુ. આ રીતે આ મંડળ કોઈ પણ અર્થમાં ઉદ્દામ કહી શકાય એવું નહોતું, અને કિસાનોના પ્રશ્ન પરત્વે તો વિશેષ કરીને ઉદ્દામ નહોતું.

પ્રાન્તમાં મારું સ્થાન કાર્યવાહક મંડળના તેમજ તેની કિસાનસમિતિના એક સભ્ય તરીકેનું હતું, તેથી વિશેષ જરા પણ નહોતું. અમારી મસલતોમાં તેમજ અમારાં બીજાં કામોમાં હું પ્રમુખપણે ભાગ લેતો, પણ કોઈ પણ રીતે આગેવાન કહેવાઉં એવુ મારું કામ નહોતું. ખરી રીતે અમારા પ્રાન્તમાં અમુક એક વ્યક્તિ આગેવાન છે એમ કહી શકાય એવુ જ નથી. સહકારયુક્ત એકત્ર કાર્ય કરવાને અમે લાંબા સમયથી ટેવાયા છીએ, અને અમારે ત્યાં હમેશ કોઈ વ્યક્તિને નહિ, પરંતુ સંસ્થાને જ સૌ કોઈ પૂછે છે. તે તે વરસનો પ્રમુખ અમારો તેટલા સમય પૂરતો મુખી બનતો, અમારો પ્રતિનિધિ ગણાતો, પણ તેને કશો ખાસ અધિકાર પ્રાપ્ત થતો નહોતો.

અલ્લાહાબાદ જિલ્લા સમિતિના સભ્ય તરીકે હું સ્થાનિક કાર્ય પણ કરતો. આ સમિતિએ એના પ્રમુખ પુરુષોત્તમદાસ ટંડનની આગેવાની હેઠળ કિસાન હિલચાલને વિકસાવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. ૧૯૩૦માં કર ન ભરવાની લડતનો પ્રારંભ કરવામાં તેણે પહેલ કરી હતી. એનું કારણ એ નહોતું કે ખેતીને અંગેની મંદીની અસર અલ્લાહાબાદ જિલ્લાના પ્રદેશ ઉપર સૌથી વધારે પહોંચી હતી; સાચું જોતાં તો અવધના તાલુકદારી જિલ્લાઓની સ્થિતિ તેના કરતાં અનેકગણી વધારે ખરાબ હતી. પરંતુ અલ્લાહાબાદ જિલ્લો વિશેષ સંગઠિત હતો, તેમજ તેમાં રાજકીય જાગૃતિ પણ વિશેષ પ્રમાણમાં હતી, કારણ કે અલ્લાહાબાદ શહેર રાજકીય પ્રવૃત્તિનું કેન્દ્ર હતું અને અનેક પ્રમુખ કાર્યકર્તાઓ તેની આસપાસનાં ગામડાંઓમાં વારંવાર જતા આવતા રહેતા.

૧૯૩૧ના માર્ચનો દિલ્હીનો કરાર થયા પછી તરત જ, અમે ગામડાંના પ્રદેશોમાં ઉતાવળે કાર્યકર્તાઓને મોકલી આપ્યા હતા અને પત્રિકાઓ પહોંચાડી દીધી હતી. અને તેમના દ્વારા ખેડૂતોને ખબર આપી દીધી હતી કે, 'સવિનય ભંગનો કાર્યક્રમ અને તેની લડત બંધ કરવામાં આવ્યાં છે; રાજકીય કારણોને અંગે હવે તેમને ગણોત ભરી દેવામાં કશો વાંધો નથી.' અને અમે પણ તેમને પૈસા ભરી દેવાની સલાહ આપી હતી પરંતુ સાથે સાથે અમે એમ પણ જણાવ્યું કે, 'ઊપજના ભાવોમાં આવેલી ભારે મંદી તરફ જોતાં અમારા અભિપ્રાય પ્રમાણે ખેડૂતોને બહુ મોટા પ્રમાણમાં ગણોતની માફી મળવી જોઈએ, અને એ મેળવવાનો આપણે સૌ ભેગા મળીને પ્રયત્ન કરશું.' સામાન્ય વરસોમાં પણ ખેડૂતોને ભરવાના ગણોતનો બોજો ઘણીવાર લગભગ તેમના ગજા ઉપરાંતનો જ થતો; પરંતુ ખેતીની ઊપજના ભાવોમાં આવેલી મંદી પછી તો, ગણોતના પૂરા પૈસા અથવા લગભગ તેટલા પૈસા ભરવાનું છેક અશક્ય થઈ ગયું હતું. કિસાનોના પ્રતિનિધિઓ સાથે અમે મસલતો કરી, અને પ્રયોગ દાખલ સામાન્ય પચાસ ટકા, તેમજ કોઈ કોઈ દાખલાઓમાં તેનાથી પણ વધારે ગણોત માંડી વાળવાની અમે સૂચના કરી.

કિસાનોના પ્રશ્નને સવિનય ભંગના પ્રશ્નથી તદ્દન અલગ રાખવાનો અમે પ્રયાસ કર્યો. કંઈ નહિ તો ૧૯૩૧ના વરસ દરમિયાન રાજકીય ક્ષેત્રથી તદ્દન અલગ રાખીને તેનો આર્થિક રીતે જ વિચાર કરવાની અમારી ઇચ્છા હતી. આ એક મુશ્કેલ કાર્ય હતું, કેમકે એ બન્ને પ્રશ્નો ગમે તે કારણે પણ એકબીજામાં ઓતપ્રોત થઈ ગયા હતા, અને ભૂતકાળમાં તો એકબીજા સાથે બહુ ભેળાઈ ગયા હતા જ. મહાસભાના મંડળ તરીકે પણ અમારી સંસ્થા સ્પષ્ટ રીતે રાજકીય હતી. તત્કાળ પૂરતો અમે એક પ્રકારના ખેડૂતસંઘ (બિનખેડૂતો અને તેયે વળી જમીનદારોની દેખરેખ નીચે ચાલતા ખેડૂતસંઘ!) તરીકે કાર્ય કરવાનો પ્રયાસ કર્યો, પરંતુ અમે અમારો રાજકીય ચોકો છોડી દેવા ઇચ્છતા ન હતા, અને સરકાર તો અમે જે કંઈ કરીએ તેને રાજકીય કાર્ય જ લેખતી. ભવિષ્યની સવિનય ભંગની લડતનો પડછાયો પણ અમારી આંખ સામે દેખાતો હતો, અને તે જો આવીને ઊભી જ રહી તો તો પછી કોઈ શંકા જ નહોતી કે અર્થકારણ અને રાજકારણ હાથમાં હાથ મેળવીને એક હારે નૃત્ય કરવાનાં.

આ સ્પષ્ટ દેખાતી બધી અડચણો છતાં, દિલ્હીના કરાર પછીના બધા સમય દરમ્યાન, કિસાન પ્રવૃત્તિને રાજકીય લડતથી અલગ રાખવાનો અમારો પ્રયાસ કાયમ હતો. આમ પ્રયાસ ચાલુ રાખવાનું સાચું કારણ તો એ હતું કે દિલ્હીના કરારથી કિસાનોની પ્રવૃત્તિ બંધ થતી નહોતી, તેમજ એ વાત અમારે સરકારને અને પ્રજાને પૂર્ણપણે સ્પષ્ટ કરી બતાવવી હતી. દિલ્હીની મંત્રણાઓ દરમ્યાન હું માનું છું કે ગાંધીજીએ લૉર્ડ અર્વિનને ખાતરી આપી હતી કે 'હું પોતે ગોળમેજી પરિષદમાં નહિ જાઉં તોપણ પરિષદની બેઠક ચાલતી હોય તે દરમ્યાન હું સવિનય ભંગની લડત પાછી શરૂ નહિ કરું. હું પરિષદને એક વખત પૂરતી તક આપવાને તેમજ તેના પરિણામની વાટ જોવાને મહાસભાને આગ્રહ કરીશ.' પરંતુ તે સમયે પણ ગાંધીજીએ ચોખવટ કરી હતી કે આર્થિક કારણોને અંગેની કોઈ સ્થાનિક લડત અમારે માથે આવી પડે તો તેનો આ ખોળાધરીમાં સમાવેશ થતો નથી. દિલ્હીની મંત્રણાઓ દરમ્યાન અમારી સૌની નજર

સમક્ષ સંયુક્ત પ્રાંતની કિસાનપ્રવૃત્તિ પ્રત્યક્ષ હતી, કેમકે ત્યાં ખેડૂતોએ એક વખત સામુદાયિક લડત કરી બતાવી હતી; સાચી વાત તો એ છે કે આખા દેશના ખેડૂતો સરખી જ સંકડામણમાં હતા. સિમલામાં સરકાર અને ગાંધીજી વચ્ચે થયેલી વાતચીત દરમ્યાન ગાંધીજીએ આ જ મુદ્દો ફરીથી રજૂ કર્યો હતો, અને તે વાતચીતને પરિણામે જાહેર થયેલા પત્રવહેવારમાં તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો.[1] યુરોપ જવા નીકળ્યા તે વખતે છેક

---

૧. અહીં નીચે આપેલા પત્રો સરકાર અને ગાંધીજી વચ્ચે થયેલા, તા. ૨૭ ઑગસ્ટ, ૧૯૩૧ના સિમલાના સમાધાનના કરારના અંગભૂત ભાગો છે :

હિંદી સરકારના હોમ ડિપાર્ટમેન્ટના સેક્રેટરી મિ. ઇમર્સનને લખેલો ગાંધીજીનો પત્ર :

સિમલા,
ઑગસ્ટ ૨૭, ૧૯૩૧

"પ્રિય મિ. ઇમર્સન,

આજની તારીખના આપના કાગળ, અને તેની સાથે બીડેલા નવા મુસદ્દાની પહોંચ હું આભાર સાથે સ્વીકારું છું. સર કાવસજીએ તમે સૂચવેલ સુધારા પણ મને જણાવવાની કૃપા કરી છે. સુધારેલા મુસદ્દા ઉપર મેં અને મારા સાથીઓએ કાળજીપૂર્વક વિચાર કર્યો છે, અને તે અમે નીચે જણાવેલી શરતે સ્વીકારવાને તૈયાર છીએ.

"ચોથા પેરેગ્રાફમાં સરકારે જે શરત મૂકી છે તેનો હું મહાસભાની વતી સ્વીકાર કરી શકું એમ નથી. કેમકે અમને એમ લાગે છે કે જ્યાં સંધિના અમલને કારણે ઊભી થયેલી ફરિયાદ દૂર કરવામાં ન આવી હોય ત્યાં, એ મુદ્દાને વિષે તપાસ આવશ્યક થઈ પડે છે, અને તે એ જ કારણે કે દિલ્હીનું કરારનામું ચાલે છે ત્યાં સુધી સવિનય ભંગ મુલતવી રહેલો છે. પરંતુ હિંદી સરકાર અને પ્રાંતિક સરકારો જો તપાસ આપવા તૈયાર ન હોય તો, મને અને મારા સાથીઓને એ વાક્ય રહે તેની સામે વાંધો નથી. પરિણામ એ થશે કે મહાસભા પોતા તરફથી 'અત્યાર સુધીમાં ઉઠાવેલી બીજી બાબતો'ની તપાસ માટે દબાણ નહિ કરે. પણ જો કોઈ ફરિયાદ એટલી બધી અસહ્ય થઈ પડે કે તપાસને અભાવે તેને દૂર કરવા સારુ આત્મરક્ષાનો કોઈ લડતનો ઉપાય શોધવાનો મહાસભાનો ધર્મ થઈ પડે તો, સવિનય ભંગ મુલતવી હોવા છતાં, તે તેવો ઉપાય લેવાને સ્વતંત્ર હોવી જોઈએ.

ઉનટની ઘડીએ પણ તેમણે સ્પષ્ટ જણાવ્યું હતું કે 'ગોળમેજી પરિષદ તેમજ રાજકીય મતભેદોના મુદ્દાઓ બાજુ રાખીને પણ આર્થિક ભીડને પ્રસંગે, લોકોના અને ખાસ કરીને ખેડુતોના હકોના રક્ષણ માટે મહાસભાને લડી લેવું પડે પણ ખરું; એવા પ્રકારની લડત

"મારે સરકારને ભાગ્યે જ ખાતરી આપવાની જરૂર હોય કે મહાસભા લડતનો ઉપાય ટાળીને ચર્ચા, સમજૂતી અને એવા બીજા ઉપાયોથી રાહત મેળવવાનો સતત પ્રયત્ન કરશે. ભવિષ્યમાં કોઈ ગેરસમજૂતી ઊભી થાય તો તે અને મહાસભા ઉપર વિશ્વાસભંગનો આરોપ આવે તો તે ટાળવા સારુ, મહાસભાની સ્થિતિ વિષેનું આ નિવેદન અહીં આપવું આવશ્યક થયું છે. આપણી હાલની ચર્ચા સફળ થાય તો હું માની લઉં છું કે સરકારી યાદી, આ કાગળ અને આપનો જવાબ એક સાથે પ્રગટ કરવામાં આવશે.

આપનો વિશ્વાસુ,
મો. ક. ગાંધી"

ગાંધીજીને મિ. ઇમર્સને લખેલો પત્ર:

સિમલા,
ઑગસ્ટ ૨૭, ૧૯૩૧

પ્રિય મિ. ગાંધી,

"આજના આપના કાગળને સારુ હું આપનો આભાર માનું છું, કે જેમાં આપે આપના કાગળમાં જણાવેલી શરતે સરકારી યાદીના મુસદ્દાનો સ્વીકાર કર્યો છે. ગવર્નર જનરલ અને તેમની કાઉન્સિલ એ વસ્તુની નોંધ લે છે કે અત્યાર સુધી ઉઠાવવામાં આવેલા મુદ્દાઓને વિષે મહાસભા તપાસ ઉપર જો કે ભાર નહિ મૂકે, પરંતુ આપ ખાતરી આપો છો કે લડતનો ઉપાય અનામત રાખીને આપનો ચર્ચા, સમજૂતી અને એવા બીજા ઉપાયોથી રાહત મેળવવાનો સતત પ્રયત્ન રહેશે; છતાં આપ મહાસભા ભવિષ્યમાં જે ઠરાવે તે પગલું લઈ શકે એ વાતની ચોખવટ કરવા ઇચ્છો છો. ગવર્નર જનરલ અને કાઉન્સિલ આપની માફક આશા રાખે છે કે કોઈ પણ લડતના ઉપાયનો આશરો લેવામાં નહિ આવે. આ બાબતમાં સરકારની સામાન્ય નીતિ વિષે ના વાઈસરૉયે તા. ૧૯મી ઑગસ્ટે આપને લખેલા કાગળનો ઉલ્લેખ કરવાની મને આજ્ઞા થઈ છે, અને એમ જણાવવાની પણ આજ્ઞા થઈ છે કે સરકારી યાદી, આજની તારીખનો આપનો કાગળ, અને આ જવાબ એક સાથે સરકાર તરફથી પ્રગટ કરવામાં આવશે.

આપનો વિશ્વાસુ,
એચ. ડબલ્યુ. ઇમર્સન"

નકામી વહોરી લેવાની મારી ઇચ્છા નથી; મારી ઇચ્છા તો એવી લડતને ટાળવાની છે; પરંતુ ન જ ચાલ્યું તો તો લડી લીધે જ છૂટકો. અમે કોઈ પણ સંજોગોમાં આમસમુદાયને બેવફા થઈ ન શકીએ.' ગાંધીજીનો મુદ્દો એ હતો કે દિલ્લીનો કરાર માત્ર સામુદાયિક તેમજ રાજકીય દૃષ્ટિએ ઉપાડેલા સત્યાગ્રહને અનુલક્ષીને જ થયેલો છે, આવશ્યક સ્થાનિક સત્યાગ્રહની લડતો ઉપર તેનાથી પ્રતિબંધ મુકાતો નથી.

સંયુક્ત પ્રાન્તની પ્રાન્તિક સમિતિ અને તેના આગેવાનો સામે એવો એક આરોપ ફરીફરીને કરવામાં આવ્યો છે કે તેમણે કર ન ભરવાની લડત ફરીથી શરૂ કરીને દિલ્લીના કરારનો ભંગ કર્યો હતો. તેટલા માટે આ વાતનો મારે આટલા વિસ્તારથી ઉલ્લેખ કરવો પડ્યો છે. આ આરોપ મૂકવાનું સરકારને તે ટાણે ફાવતું પડ્યું હતું, કારણકે જેમના ઉપર આ આરોપ મૂકવામાં આવ્યો હતો અને જેઓ એનો ખુલાસાવાર જવાબ વાળી શકતા હતા તે બધા તો તે વેળા જેલની દીવાલોની પાછળ પુરાયા હતા, અને તે વખતે દરેક પ્રકારનાં વર્તમાનપત્રો તેમજ છાપખાનાંઓ ઉપર સખત ચોકી ચાલતી હતી. ૧૯૩૧માં સંયુક્ત પ્રાન્તની પ્રાન્તિક સમિતિએ કોઈ પણ પ્રકારની નાકરની લડત શરૂ કરી નહોતી એ હકીકત તો વળી અલગ રાખીએ; પણ મારે જે મુદ્દાની ચોખવટ કરવી છે તે એ છે કે આર્થિક ફરિયાદો દૂર કરવાને માટે, સામુદાયિક સવિનય ભંગનું નામ ન લેતાં એ પ્રકારની મર્યાદિત લડત શરૂ કરવામાં આવી હોત તોપણ દિલ્લીના કરારનો ભંગ થયો ન હોત. તેના પોતાના ગુણદોષની દૃષ્ટિથી વિચાર કરતાં એવી લડત કરવી વાજબી થાત કે કેમ એ વાત જુદી છે; પરંતુ કોઈ આર્થિક ફરિયાદ દૂર કરવાના હેતુથી એકાદ હડતાળ પર જવાનો કોઈ કારખાનાના મજૂરોને જેટલો અધિકાર રહેતો હતો તેટલો જ અધિકાર ખેડૂતોને આ પ્રકારની લડત ઉપાડવાનો રહેતો હતો. દિલ્લીના કરારના સમયથી ઠેઠ સિમલાનું સમાધાન થયું તે બધા સમય દરમ્યાન અમે આ જ સ્થિતિ ગ્રહણ કરી હતી, અને સરકાર તે બરાબર સમજતી હતી એટલું જ નહિ પણ તેને તે વાજબી લાગતી હતી.

ખેડૂતોની સ્થિતિ ઉત્તરોત્તર એકસરખી રીતે બગડતી જતી હતી; તે ૧૯૨૯ અને તે પછીના સમય દરમિયાન ખેતીની પેદાશના ભાવોમાં આવેલી અસાધારણ મંદીથી મંદીની પરાકાષ્ઠાએ પહોંચી. તે પૂર્વે ઘણાં વરસોથી ખેતીની પેદાશના ભાવોનું વલણ ઊંચે ચડવા તરફ હતું; અને દુનિયાના બજારની સાથે હિંદની ખેતીના પણ છેડા ગંઠાયલા હતા એટલે આપણે ત્યાં ભાવો ચડતા જતા હતા. આખી દુનિયામાં યંત્રોથી ચાલતા ઉદ્યોગો એટલા બધા વધવા માંડ્યા હતા કે ખેતી તેની સાથેસાથે રહી શકી ન હતી. એટલે દરેક સ્થળે ખેતીની પેદાશના ભાવો ઊંચા ચડી ગયા હતા. હિંદમાં જેમ જેમ આ ભાવો ઊંચા ચડતા ગયા તેમ તેમ સરકારી મહેસૂલ અને જમીનદારોના ગણોતના દરો પણ ચડતા ગયા, એટલે તેને લીધે ખેતરો ખેડનાર ખેડૂતને આ ઊંચા જતા ભાવોનો નહિ જેવો જ લાભ મળ્યો. એકંદરે તો, કેટલાક ભાગ્યશાળી વિભાગોને બાદ કરતાં, બધે જ ખેડૂતોની સ્થિતિ બગડતી જતી હતી. સંયુક્ત પ્રાન્તમાં સરકારી મહેસૂલના કરતાં જમીનદારોના ગણોતનો દર બહુ ઝપાટાબંધ વધી ગયો. મને યાદ છે તે પ્રમાણે ચાલુ સૈકાનાં પહેલાં ત્રીશ વરસ દરમ્યાન, સરકારી મહેસૂલ અને જમીનદારોના ગણોતના વધારાનું પ્રમાણ એક ને પાંચનું થવા જતું હતું. આ રીતે જમીનમહેસૂલમાંથી થતી સરકારી આવકમાં જ્યારે સંગીન વધારો થયો ત્યારે તેની સાથે જમીનદારની ઊપજ તો તેનાથી પણ અનેકગણી વધી ગઈ, અને ખેડૂત તો હતો ત્યાંનો ત્યાં જ, માંડ પેટપૂરતું પેદા કરવાની સ્થિતિમા જ રહ્યો; અને જ્યારે ભાવો ઊતરી ગયા, અથવા કોઈક સ્થળે કુદરતી આફતો —દુકાળ, રેલ, તીડોનાં ટોળાં, હિમ વગેરે— આવી પડતી તોપણ ગણોત અને મહેસૂલના દરો તો તેના તે જ રહ્યા, અને થોડીઘણી રાહત આપવામાં આવી તો તે બહુ આનાકાનીથી અને માત્ર તે મોસમ પૂરતું મહેસૂલ કે ગણોત મુલતવી રાખવા પૂરતી જ. વધારેમાં વધારે આબાદીના વરસોમાં પણ, આમ ગણોતના દરનું ધોરણ અતિશય ઊંચું રહેતું હતું; બાકીના બીજા સમય દરમ્યાન તો શાહુકારનાં નાણાં લીધા સિવાય ગણોત ભરી જ ન શકાય એટલું ગજા ઉપરાંતનું થઈ જતું. પરિણામે ખેડૂતોનું દેવું વધ્યું.

બધા જ ખેતીની ઊપજ ઉપર નિર્વાહ કરનારા વર્ગો — જમીનના માલિકો, જમીન ધારણ કરનારા ખેડૂતો, અને ગણોતિયાઓ — શાહુકારના પાશમાં ફસાયા. અને શાહુકાર તો આજે આપણી જૂના જમાનાની ગામડાંની અર્થવ્યવસ્થામાં એક એવું કામ બજાવે છે કે તેનું શરણું લીધા વિના કોઈનો છૂટકો જ ન મળે. પોતાની આ સ્થિતિનો તેણે પોતાના અંગત લાભને માટે પૂરતો ઉપયોગ કરી લીધો, અને પરિણામે જમીન ઉપર તેમજ જમીન સાથે સંબંધ ધરાવતા બધા વર્ગો ઉપર તેણે નાખેલો ફાંસો તંગ થતો ગયો. તેના ઉપર નહિ જેવા અંકુશો હતા. કાયદો તેના લાભમાં હતો, અને તેથી તે પોતાના દસ્તાવેજના શબ્દને વળગી રહીને, તે 'રતલ માંસ'નો પોતાનો દાવો કરતો, અને મેળવીને જ જંપતો. એટલે ધીમે ધીમે ઘણાખરા નાના નાના જમીનના માલિકો અને જમીન ધારણ કરનારા ખેડૂતો એમ બન્નેના હાથમાંથી જમીન શાહુકારના હાથમાં જવા લાગી, અને આખરે મૂળ જે વ્યાજનાં ધંધા ઉપર જીવનારો હતો તે ફાલીફૂલીને મોટા પ્રમાણમાં જમીનની માલકી ધરાવનારો, મોટો જમીનદાર બન્યો, જમીનની બેઠી આવક ભોગવી ગૃહસ્થ મનાનારાઓમાં તેની ગણતરી થવા લાગી. જમીન ધારણ કરનાર ખેડૂત, જે અત્યાર સુધી પોતાની માલિકીની જમીન ખેડતો હતો તે હવે, આ જમીનદાર બની બેઠેલા વાણિયા અથવા શાહુકારનો લગભગ ખેડવાયો ગુલામ બની ગયો. ગણોતે જમીન રાખીને ખેતી કરનાર ગણોતિયાની સ્થિતિ ખરાબ હતી તે વધારે ખરાબ થઈ. તે પણ કાં તો શાહુકારનો ખેડૂતગુલામ બન્યો અથવા જમીનનો કબજો તેમની પાસે છોડાવી લેવામાં આવેલો હોવાથી જમીન વિનાના રઝળતા બની ગયેલા શ્રમજીવીઓના ઊભરાતા જતા ટોળામાં ભળી ગયો. આ પ્રકારે જમીનના માલિક બનેલા શાહુકાર અથવા શરાફને જમીન અથવા તેના ખેડનારાઓ સાથે કોઈ પણ પ્રકારનો જીવન્ત સંપર્ક નહોતો. ઘણુંખરું તો તેનો વસવાટ શહેરનો જ હોય, અને ત્યાં જ તેનો શરાફી અને વ્યાજનો ધંધો ચાલતો હોય એટલે ગણોતની ઉઘરાણીનું કામ તેને આડતિયાઓને સોંપી દેવું પડતું. આ આડતિયાઓ

બધા જ ખેતીની ઊપજ ઉપર નિર્વાહ કરનારા વર્ગો — જમીનના માલિકો, જમીન ધારણ કરનારા ખેડૂતો, અને ગણોતિયાઓ — શાહુકારના પાશમાં ફસાયા. અને શાહુકાર તો આજે આપણી જૂના જમાનાની ગામડાંની અર્થવ્યવસ્થામાં એક એવું કામ બજાવે છે કે તેનું શરણ લીધા વિના કોઈનો છૂટકો જ ન મળે. પોતાની આ સ્થિતિનો તેણે પોતાના અંગત લાભને માટે પૂરતો ઉપયોગ કરી લીધો, અને પરિણામે જમીન ઉપર તેમજ જમીન સાથે સંબંધ ધરાવતા બધા વર્ગો ઉપર તેણે નાખેલો ફાંસો તંગ થતો ગયો. તેના ઉપર નહિ જેવા અંકુશો હતા. કાયદો તેના લાભમાં હતો, અને તેથી તે પોતાના દસ્તાવેજના શબ્દને વળગી રહીને, તે 'રતલ માંસ'નો પોતાનો દાવો કરતો, અને મેળવીને જ જંપતો. એટલે ધીમે ધીમે ઘણુંખરું નાના નાના જમીનના માલિકો અને જમીન ધારણ કરનારા ખેડૂતો એમ બન્નેના હાથમાંથી જમીન શાહુકારના હાથમાં જવા લાગી, અને આખરે મૂળ જે વ્યાજના ધંધા ઉપર જીવનારો હતો તે ફાલીફૂલીને મોટા પ્રમાણમાં જમીનની માલકી ધરાવનારો, મોટો જમીનદાર બન્યો, જમીનની બેઠી આવક ભોગવી ગૃહસ્થ મનાનારાઓમાં તેની ગણતરી થવા લાગી. જમીન ધારણ કરનાર ખેડૂત, જે અત્યાર સુધી પોતાની માલિકીની જમીન ખેડતો હતો તે હવે, આ જમીનદાર બની બેઠેલા વાણિયા અથવા શાહુકારનો લગભગ ખેડવાયો ગુલામ બની ગયો. ગણોતે જમીન રાખીને ખેતી કરનાર ગણોતિયાની સ્થિતિ ખરાબ હતી તે વધારે ખરાબ થઈ. તે પણ કાં તો શાહુકારનો ખેડૂતગુલામ બન્યો અથવા જમીનનો કબજો તેમની પાસે છોડાવી લેવામાં આવેલો હોવાથી જમીન વિનાના રઝળતા બની ગયેલા શ્રમજીવીઓના ઊભરાતા જતા ટોળામાં ભળી ગયો. આ પ્રકારે જમીનના માલિક બનેલા શાહુકાર અથવા શરાફને જમીન અથવા તેના ખેડનારાઓ સાથે કોઈ પણ પ્રકારનો જીવન્ત સંપર્ક નહોતો. ઘણુંખરું તો તેનો વસવાટ શહેરનો જ હોય, અને ત્યાં જ તેનો શરાફી અને વ્યાજનો ધંધો ચાલતો હોય એટલે ગણોતની ઉઘરાણીનું કામ તેને આડતિયાઓને સોંપી દેવું પડતું. આ આડતિયાઓ

ગણોતની ઉઘરાણીનું કામ નિર્જીવ યંત્રની અમાનુષી નિષ્ઠુરતાથી કરતા.

ખેડુતોના દેવામાં થતો જતો વધારો એ જ જમીન ધારણ કરવાની પ્રચલિત પદ્ધતિમાં રહેલા સડાનો તેમજ તેમાં રહેલી અસ્થિરતાનો પૂરતો પુરાવો હતો. દેશના મોટા ભાગની વસ્તીની પાસે કોઈ પણ પ્રકારનો, શરીરબળનો કે બીજાં સાધનોનો સંઘરો નહોતો. આફતની સામે ટકવાનું તેનામાં સામર્થ્ય રહ્યું નહોતું, અને તે લગભગ ભૂખમરાની અણી પર દહાડા કાઢતી હતી. કોઈ પણ જાતની આસમાનીસુલતાની અથવા બીજા પ્રતિકૂળ બનાવો ટાણે તેમનાથી થોભાય એમ નહોતું. એકાદ રોગચાળામાં જ લાખોની વસ્તી સાફ થઈ જતી. સરકારે નીમેલી પ્રોવિન્શિયલ બૅંકિંગ ઇન્કવાયરી કમિટી (નાણાંની ધીરધારની સ્થિતિ સંબંધે તપાસ કરનારી સમિતિ) એ ૧૯૨૯ અને ૧૯૩૦નાં વરસોમાં એવો અંદાજ કાઢ્યો હતો કે (બ્રહ્મદેશ સુધ્ધાં) હિંદમાં ખેતીને અંગેનું દેવું ૮૬૦ કરોડ રૂપિયાનું છે. આ આંકડામાં જમીનના માલિકોનાં, જમીન ધારણ કરનારા ખેડૂતોનાં અને ગણોતિયાઓનાં દેવાનો સમાવેશ થતો હતો, પરંતુ એ દેવું મુખ્યત્વે ખુદ જમીન ખેડનારા લોકોનું જ હતું. સરકારની ચલણની નીતિ કેવળ શાહુકાર વર્ગના જ લાભમાં રહી છે, અને તેને પરિણામે આ દેવાનો મૂળ બોજો અતિશય વધી ગયો છે. જેમકે, હિંદી પ્રજાના અતિશય આગ્રહપૂર્વક વિરોધ છતાં, વટાવનો દર એક રૂપિયાની સોળ પેન્સ ગણવાને બદલે એક રૂપિયાની અઢાર પેન્સ મુકરર કરવામાં આવ્યો તેથી, ખેતીને અંગેનું દેવું, ૧૨½ ટકા એટલે કે લગભગ ૧૦૭ કરોડ રૂપિયા આપોઆપ વધી ગયું.[1]

---

૧. હિન્દનાં ખેતીને અંગેના દેવાંનો ૮૬૦ કરોડ રૂપિયાનો આંકડો એ તો બહુ ડરીડરીને કરેલો, એટલે બહુ જ ઓછો, અંદાજ છે. અને કંઈ નહિ તો પાછલાં ચારપાંચ વરસ દરમિયાન એ આંકડો બહુ વધી ગયો હોવો જોઈએ. પંજાબ પ્રોવિન્શિયલ બૅંકિંગ ઇન્કવાયરી કમિટી (નાણાંની ધીરધારની સ્થિતિ તપાસવાને પંજાબની સરકારે નીમેલી સમિતિ) ના ૧૯૨૯ની સાલના અંદાજ મુજબ એ આંકડાનો પંજાબ પૂરતો ભાગ જ ૧૩૫ કરોડનો હતો. (ઑક્ટોબર ૧૯૩૪માં) પંજાબની ધારાસભામાં મંજૂર

મહાયુદ્ધ પછીનાં વરસોમાં ભાવોમાં થયેલો ટૂંકી મુદતનો ઉછાળો બેસી ગયા પછી, તેમાં ધીરે ધીરે પણ ચાલુ મંદી આવી હતી, અને પરિણામે ખેતીની અને ખેડૂતોની સ્થિતિ વધારે બગડી હતી. તેમના માથા ઉપર વળી ૧૯૨૯ અને તે પછીના વરસ દરમ્યાન આવેલી મંદીની આફત આવી.

૧૯૩૧માં સંયુક્ત પ્રાંતમાં અમારી તકરારનો મુદ્દો એ હતો કે ગણોતના દર ખેતીની પેદાશના ભાવોને અનુસરીને નક્કી થવા જોઈએ, એટલે કે પહેલાંના જે વરસોમાં ૧૯૩૧ના વરસ જેટલા જ ઓછા ભાવો હતા, તે વરસોમાં ચાલતા ગણોતના દરને ધોરણે ચાલુ ગણોતનો દર ઉતારી નાખવો જોઈએ. અંદાજે તેવો વખત ત્રીસ વરસ પહેલાં એટલે ૧૯૦૧ની સાલના અરસામાં હતો. આ તો એક લૌકિયા હિસાબ હતો, પરંતુ તે ધોરણે બધા જ દરોનો નિકાલ કરવાનું કાર્ય સહેલું નહોતું. કેમકે ગણોત ભરનારા લોકોના પ્રકારો અનેક હતા — જમીન પર કાયમના કબજાનો હક ધરાવનારા, વરસોવરસ નવો પટો કરનારા, અને વળી ગણોતિયા પાસેથી ગણોતે જમીન રાખી ખેતી કરનારા પેટા ગણોતિયાઓ, અને સૌથી વધુ હાડમારી તો છેવટે જેમને ભાગે જમીન ગણોતે રાખવાનું આવતું તે ખેડવાયાઓને પડતી. એ સિવાયનું બીજું એક ધોરણ, અને વધારેમાં વધારે વાજબી, એ હતું કે ખેતીનો ખરચ અને ગણોતિયાને જીવનનિર્વાહ કરવાને પૂરતી થાય એટલી તેની મજૂરીની ગણતરી કરી તે બન્નેનો આંકડો બાદ કરતાં જે બચત રહે તેમાંથી કેટલું ગણોત તે ભરી શકે તે નક્કી કરવું.

ચર્ચેલા 'પંજાબ રિલિફ ફ્રોમ ઇન્ડેટેડનેસ બિલ' (પંજાબ દેવાની રાહતને અંગેના કાયદાના ખરડા) ઉપરના ધારાસભાની સિલેક્ટ કમિટીના હેવાલમાં જણાવવામાં આવ્યું છે કે "ખેડૂતોને માથેનો દેવાનો બોજો હેરત પમાડે એટલો ભારે છે, બહુ બીતા બીતા અંદાજ કરવામાં આવે તો પણ તે ૨૦૦ કરોડ રૂપિયા જેટલો થવા જાય છે." બેંકિંગ ઇન્ક્વાયરી કમિટીના અંદાજ કરતાં આ નવો આંકડો લગભગ ૫૦ ટકા વધારે છે. વધારાનું આ જ ધોરણ જો બીજા પ્રાન્તોમાં પણ રહ્યું હોય તો આખા હિંદનો ખેડૂતોના દેવાનો આજનો (૧૯૩૪ નો) આંકડો ૧૨૦૦ કરોડ રૂપિયા ઉપર હોવો જોઈએ.

પરંતુ આ બીજા ધોરણે ગણતરી કરતાં, જીવનના નિર્વાહને અંગેનો ખર્ચ ગમે તેટલો ઓછો મૂકવામાં આવે તોપણ હિંદમાંનાં ઘણી મોટી સંખ્યાનાં જમીનનાં ખાતાં તદ્દન ખોટમાં ખેતી કરતાં જણાતાં હતાં, અને ૧૯૩૧માં યુક્ત પ્રાંતમાં કેટલાક દાખલાઓ પરથી અમે બતાવી આપ્યું હતું તે મુજબ ઘણાં ખાતાંઓની પેદાશમાંથી મિલકત (જો વેચવાની કશી બાકી રહી હોય તો) વેચી નાંખ્યા વિના, અથવા ઘણા આકરા વ્યાજના દરથી કરજે પૈસા કાઢ્યા વિના જરા પણ ગણોત આપી શકાય એમ નહોતું.

અમારી સંયુક્ત પ્રાંતની પ્રાંતિક સમિતિએ પ્રથમ અને પ્રયોગ દાખલની કરેલી સૂચના એ હતી કે જમીનનો કબજો ધરાવનાર બધા જ ગણોતિયાઓને ૫૦ ટકાની સામાન્ય રાહત આપવી, અને તેમનાથી પણ વધારે કફોડી સ્થિતિના બીજા ગણોતિયાઓને ૫૦થી પણ વધારે ટકા રાહત આપવી. ૧૯૩૧ના મે માસમાં ગાંધીજી સંયુક્ત પ્રાંતમાં આવ્યા, અને ત્યાંના ગવર્નર સર માલકમ હેલીની તેમણે મુલાકાત કરી, ત્યારે તેમની બન્નેની વચ્ચે કંઈક મતભેદ ઉપસ્થિત થવાથી તે બન્ને એકમત પર આવી ન શક્યા. ત્યાર પછી તરત જ તેમણે (ગાંધીજીએ) સંયુક્ત પ્રાંતના ગણોતિયાઓ અને જમીનદારોને ઉદ્દેશીને જુદી જુદી વિનંતિઓ બહાર પાડી હતી. ગણોતિયાઓને કરેલી વિનંતિમાં તેમણે તેમને બની શકે તેટલા બધા પૈસા ભરી દેવાને જણાવ્યું, અને તેમાં તેમણે ભરવાના ગણોતનો કંઈક આંકડો પણ સૂચવ્યો. અમે આ પહેલાં સૂચવેલા આંકડાથી આ આંકડો કંઈક વધારે હતો. છતાં અમારી પ્રાંતિક સમિતિએ એ આંકડો મંજૂર રાખ્યો. પરંતુ તેમાંથી પણ કશો અર્થ ન સર્યો, કેમકે સરકારને તે આંકડો પણ મંજૂર નહોતો.

પ્રાંતિક સરકારની સ્થિતિ પણ કફોડી હતી. તેની આવકનું મુખ્ય સાધન જમીનમહેસૂલનું જ હતું, અને દેવાળું કાઢવાની પરિસ્થિતિમાં મુકાયા વિના એ આવક જતી કરવાનું અથવા બહુ ઓછી કરી નાંખવાનું તેનાથી બની શકે એમ નહોતું. બીજી બાજુથી, ખેડૂતસમુદાયમાં કોઈક પ્રકારનું તોફાન સળગી ઊઠે એનો તેને ખાસો ડર હતો, એટલે ગણોતમાં બની શકે તેટલી સંગીન

રાહત આપીને ખેડુતોને ટાઢા પાડવાની પણ તેની દાનત હતી. પરંતુ એ વાત સાથે બની શકે એમ નહોતું. રાજ્ય અને ખેડૂતની વચ્ચે વળી જમીનદાર ઊભો હતો. આર્થિક દૃષ્ટિથી તેની હસ્તી તદ્દન બિનઉપયોગી અને બિનજરૂરી હતી, અને તેને ભોગે એક બાજુથી રાજ્ય અને બીજી બાજુથી ખેડૂત એમ બન્નેને રક્ષણ તેમજ સહાય આપી શકાય એવો સંભવ હતો. પરંતુ બ્રિટિશ સરકાર પોતે જે રીતે હિંદમાં નભી રહી હતી તેનો વિચાર કરતાં પોતાને વળગી રહેલા ગણ્યાગાંઠ્યા વર્ગોમાંના આ એકની ધૃતરાજી, રાજકીય દૃષ્ટિએ, વહોરવાની સ્થિતિમાં તે નહોતી.

આખરે જમીનના માલિકો અને ગણોતિયાઓ, બન્નેને આપવાની 'રાહત પ્રાંતિક સરકારે જાહેર કરી. આ રાહતનું ધોરણ આંટીઘૂંટીથી ભરેલી કોઈક પદ્ધતિથી ઠગાવવામાં આવ્યું હતું, અને શરૂઆતમાં ખબર જ નહોતી પડી શકતી કે કેટલી માફી જાહેર થઈ છે. પરંતુ એક વાત ચોખ્ખી હતી કે આપવામાં આવેલી રાહત જરાયે પૂરતી નહોતી. વળી એ રાહત માત્ર ચાલુ સાલના હફતા પૂરતી જ જાહેર કરવામાં આવી હતી, અને રાહતની જાહેરાતમાં ગણોતિયા પાસેથી વસૂલ લેવાની પાછલી બાકી અથવા તેનાં દેવાં વિષે કશો ઉલ્લેખ નહોતો. એ તો સ્પષ્ટ જ હતું કે, ચાલુ અરધા સાલનો ગણોતનો હફતો ભરવાની ગણોતિયાની સ્થિતિ નહોતી તો પાછલા બાકી હફતા અથવા જૂનાં દેવાં પતાવવાની તો વાત જ ક્યાંથી હોય? સામાન્ય નિયમ તરીકે જમીનદારોએ એવો રિવાજ પાડ્યો હતો કે ગણોતિયા પાસેથી આવેલી બધી વસૂલાત પાછલી બાકીમાં જમા આપવી. આ રિવાજ ગણોતિયાને માટે બહુ જોખમભરેલો હતો, કેમકે એ રીતે તેની પાસે કંઈક ને કંઈક નીકળતી રકમને બહાને, તેના પર કામ ચલાવીને તેની જમીનનો કબજો છોડાવવાનું હમેશાં ગમે તે વખતે બની શકતું.

પ્રાંતિક સમિતિનું કાર્યવાહક મંડળ વળી અસાધારણ કફોડી પરિસ્થિતિમાં આવી પડ્યું. અમને ખાતરી થઈ ગઈ હતી કે ગણોતિયાઓને અતિશય અન્યાય થઈ રહ્યો છે, છતાં એ બાબતમાં અમારી પાસે કશો ઉપાય નહોતો. ગણોતિયાઓને પૈસા ન

ભરવાની સલાહ આપવાની જવાબદારી વહોરવાની અમારી ઇચ્છા નહોતી. અમે ફરી ફરીને એકની એક વાત કહ્યા કરતા કે તેમણે તેમનાથી બની શકે તેટલા પૈસા ભરી દેવા. સાથે સાથે તેમના દુઃખમાં સામાન્ય રીતે સહાનુભૂતિ દાખવીને અમે તેમને હિંમત આપવાનો પ્રયાસ કર્યા કરતા. અમને તેમની એ વાત કબૂલ હતી કે રાહત મળ્યા પછી તેમની પાસે માગવામાં આવતું ગણોત ભરવાનું તેમના ગજા બહારનું હતું.

પછી, બાકાયદા અને બેકાયદા જબરદસ્તીનું રોલર ચાલવા માંડ્યું — હજારોની સામે જમીનનો કબજો છોડાવવાના કેસ કરવામાં આવ્યા; ગાય, બળદ, બીજાં ઢોર અને બીજી અંગત મિલકત ઉપર જપ્તીઓ થઈ; જમીનદારોના વસૂલાત કરનારા માણસોએ મારપીટ શરૂ કરી. ઘણા ગણોતિયાઓએ પોતાને ભરવાના ગણોતનો થોડોક ભાગ ભરી દીધો; તેમણે જણાવ્યા પ્રમાણે, તે વખતે તેમનાથી ભરી શકાય તેટલું બધુ ગણોત તેમણે ભર્યું હતું. બહુ સંભવ છે કે કેટલાક જણ કદાચ એનાથી વધારે પૈસા ભરી શકે એવા હતા, પરંતુ એટલું તો સાફ દેખાતું હતું કે તેમના ઘણા મોટા ભાગને માટે આ બોજો બહુ ભારે હતો. આટલા અધૂરા પૈસા ભરીને પણ તેઓ બચી જાય એમ તો નહોતું જ. કાયદાનું સ્ટીમ-રોલર આગળ વધ્યે જ ગયું, અને તેના રસ્તામાં જે કંઈ આવ્યું તેને નિષ્ઠુરપણે કચડતું ગયું. ગણોતના હપ્તાનો થોડોક ભાગ ભરી દેવામાં આવ્યો હતો તો પણ કબજો છોડાવવાના કેસોમાં હુકમનામાં થતાં જ ગયાં, ઢોર અને અંગત મિલકત ઉપરની જપ્તીઓ તેમજ તે બધાંની હરાજીઓ ચાલુ જ રહી. ગણોતિયાઓએ ગણોતના પૈસા બિલકુલ ન ભર્યા હોત તો પણ તેમની સ્થિતિ આનાથી વધારે ખરાબ થવાની નહોતી. અરે, તેમ તો ઊલટું તેમની સ્થિતિ જરા સારી રહેત, કેમકે ભરી દીધેલા પૈસા કંઈ નહિ તો બચી જાત.

અનેકોની સંખ્યામાં એ ગણોતિયાઓ અમારી પાસે આવ્યા; અનેક કડવી ફરિયાદ કરવા લાગ્યા; અમને કહેવા લાગ્યા કે તમારી સલાહે ચાલીને બની શકે તેટલા બધા પૈસા ભરી દીધા, અને પરિણામ આખરે આ આવ્યું. એકલા અલ્લાહાબાદ

જિલ્લામાં જ હજારો ગણોતિયાઓ પાસેથી જમીનનો કબજો છોડાવી લેવામાં આવ્યો હતો, અને બીજા અનેક હજારોની સામે કોઈ ને કોઈ પ્રકારનું કામ ચલાવવામાં આવ્યું હતું. જિલ્લા સમિતિની કચેરીની આસપાસ આખો દહાડો વ્યાકુળ બની ગયેલા લોકોનું ટોળું જામી રહેતું. મારા પોતાના ઘરને પણ એવો જ ઘેરો ઘાલવામાં આવ્યો હતો, અને ઘણીવાર મને થતું કે આ વિષમ સંકટમાંથી ઊગરવાને માટે ક્યાંક ભાગી જઈને સંતાઈ જાઉં. અમારી પાસે આવનારા ઘણા ગણોતિયાઓના શરીરો પર અમે સોળ ઊઠેલા અથવા ઘા પડેલા જોતા, અને અમને એમ જણાવવામાં આવતું કે એ બધાં જમીનદારોનાં માણસોએ મારેલા મારનાં નિશાન હતાં. તેવા બધાને ઇસ્પિતાલમાં મોકલાવીને અમે તેના ઉપચાર કરાવતા. પણ હવે? ગણોતિયાઓએ શું કરવું? અમારે શું કરવું? અમે સંયુક્ત પ્રાંતની સરકારને લાંબાં લખાણ કરી મોકલ્યાં. નૈનીતાલ અથવા લખનૌ જ્યાં હોય ત્યાં પ્રાંતિક સરકારની સાથે સંપર્કમાં રહેવાને માટે ગોવિન્દ વલ્લભ પન્તને અમારી સમિતિએ સંધિ-અમલદાર નીમ્યા હતા. તે તો સરકારને હમેશ લખાણ કર્યા જ કરતા હતા. અમારી પ્રાંતિક સમિતિના પ્રમુખ તસદ્દુક અહમદખાન શેરવાણીએ પણ વખતોવખત કાગળો લખ્યા, અને મેં પણ લખ્યા.

જૂન અને જુલાઈ માસમાં ચોમાસું પાસે આવ્યું એટલે વળી એક મુસ્કેલી ઊભી થઈ. એ હતી ખેડ કરવાની અને વાવણીની મોસમ. જેમની જમીનોનો કબજો છોડાવી લેવામાં આવ્યો હતો તેવા ગણોતિયાઓએ શું હાથપગ જોડીને બેસી રહેવું, અને પોતાની સગી આંખે પોતાની જમીન પડતર પડી રહે તે જોઈ રહેવું? ખેડૂતને માટે એ બહુ કઠણ વાત છે; તેની પ્રકૃતિ જ એ ખમી શકે એમ નથી. ઘણા દાખલાઓમાં કબજો છોડવાનું માત્ર કાયદાનો શબ્દ જાળવવા પૂરતું અને ઔપચારિક જ હતું, તેનો અર્થ ખુદ જમીન છોડીને નીકળી જવાનો નહોતો થતો. માત્ર કોર્ટમાં એક હુકમનામું થયું હોય તે જ, બીજું કશું પગલું લેવાયું નહોતું, તો પછી શું તેમણે એ જમીન ખેડવી, ને તેમ કરીને શું સાપરાધ કબજાપ્રવેશનો ગુનો કરવો, અને તેમાંથી નાનું; સરખું

તોફાન થવા દેવું ? બીજા કોઈ પોતાની અમલ જમીન ખેડી જાય એ જોઈને બેસી રહેવું પણ ખેડૂત માટે ભારે વસમું હતું. એટલે તે બધા સલાહને માટે પાછા અમારી પાસે આવતા. અમે તે તેમને શી સલાહ આપીએ?

તે વરસના ઉનાળામાં હું ગાંધીજી સાથે સિમલા ગયો હતો ત્યાં, હિંદી સરકારના એક મોટા હોદ્દા પરના અમલદાર સમક્ષ મેં આ મુશ્કેલી રજૂ કરી અને મે તેને પૂછ્યું કે 'અમારી સ્થિતિમાં હોત તો તમે શી સલાહ આપત?' તેણે આપેલા જવાબમાંથી પરિસ્થિતિ પર ખૂબ પ્રકાશ પડતો હતો. તેણે કહ્યું, "જેની જમીનનો કબજો છોડાવી લેવામાં આવ્યો હોય એવો કોઈ ખેડૂત મને આવો સવાલ પૂછે તો હું તો તેનો જવાબ આપવાની જ સાફ ના પાડું" ત્યારે ખેડૂત પાસે કાયદેસર જમીનનો કબજો છોડાવી લેવામાં આવ્યો હોય છતાં એ સરકારી અમલદાર પણ ખેડૂતને તરત જ સીધેસીધું જણાવી દેવા તૈયાર નહોતો કે તારે એ જમીન ન ખેડવી! સિમલાની ઊંચી ટેકરીએ બેસીને, ગણિતના કોઈક તાત્ત્વિક સિદ્ધાંતોનો ઉકેલ કરતા હોય તેની માફક પોતાના હુમારો પર હુકમો છમી નાખવાનું તેને તો સહેલું હતુ. તેને અથવા નૈનીતાલની ટેકરીઓ પર હવા ખાતા પ્રાંતિક સરકારના બડા સાહેબોને, આખા પ્રશ્નમાં સંડોવાયલા માનવીઓની કશી પડી નહોતી, માનવીઓને પડનારી વિટંબણાઓનું તેમને ભાન ન હતુ.

સિમલામાં અમને એમ પણ જણાવવામાં આવ્યું કે અમારે ખેડૂતોને બસ એક જ સલાહ આપવી: 'તમારે તમારી પાસેથી નીકળતો પૂરો હપ્તો ભરી દેવો અથવા તમારાથી ભરી શકાય તેટલા બધા પૈસા ભરી દેવા.' એટલે કે અમારે લગભગ જમીનદારોના આડતિયાઓનું કામ જ કરવું રહ્યું. સાચી વાત તો એ હતી કે શરૂઆતમાં અમે જ્યારે ખેડૂતોને પોતપોતાની શક્તિ પ્રમાણે પૈસા ભરી દેવાનું જણાવ્યુ હતું ત્યારે આવી જ કંઈક વાત અમે કરી હતી. અલબત્ત એક વાત અમે તેની સાથે ઉમેરી હતી કે પૈસા ભરવાને માટે ખેડૂતોએ પોતાનાં ઢોર ન વેચવાં કે

બીજાં દેવાં ન કરવાં, એટલો ફેર હતો ખરો. અને તે સલાહનું પરિણામ કેવું આવ્યું હતું તે પણ અમે જોયું હતું.

અમારે બધાને જ માટે તે ઉનાળો અતિશય વિકટ ગયો, અને તે દરમિયાન અમને તાણુ પણ અતિશય પહોંચી. હિન્દના ખેડૂતની કષ્ટ સહન કરી લેવાની શક્તિ આશ્ચર્યકારક છે. દુનિયાની એકંદર આપત્તિઓમાંથી તેને ફાળે આવવાં જોઈએ તેના કરતાં અતિ મોટા પ્રમાણમાં અનેક પ્રકારનાં કષ્ટો તેને માથે પડે છે. દુકાળ, રેલ, રોગચાળો, કશાની તેને નવાઈ નથી, અને તે બધાં ઉપરાંત તેને પીસી નાંખતી કાયમી ગરીબી તો ખરી જ. અને જ્યારે એ બધું તેના ગજા ઉપરાંતનું થઈ જાય છે ત્યારે શાન્તિથી અને લગભગ કોઈ પણ પ્રકારના બડબડાટ વગર હજારો કે લાખોની સંખ્યામાં તેઓ હારી જઈને મરણને શરણ થાય છે. આપત્તિમાંથી મુક્ત થવાનો તેનો હમેશનો માર્ગ જ એ છે. તેને માથે વારંવાર ઊતરતી ભારે આફતોની સાથે સરખાવી શકાય એવું કશું જ ૧૯૩૧ની સાલમાં નહોતું બન્યું. પરંતુ, કોણ જાણે કેમ ૧૯૩૧ના બનાવો કુદરતની અગમ્ય યોજનાના એક અંગ જેવા, અને તેથી શાન્તિથી સહન કરી લેવા યોગ્ય તેને નહોતા લાગ્યા. તેણે જોયું કે એ બધા બનાવો માણસે યોજેલી રચનામાંથી ઉત્પન્ન થયા છે, અને તેથી પોતાની અસલ ટેવથી વિરુદ્ધ જઈને તેણે તેમની સામે રોષપૂર્વક વિરોધ ઉઠાવ્યો. તેને મળેલી નવીન રાજકીય કેળવણી ફળવા લાગી હતી. અમને પણ ૧૯૩૧ના એ બનાવોથી વિશેષે કરીને કષ્ટ થયું, કારણકે તેમને માટે અમે અમારી જાતને કંઈક અંશે જવાબદાર સમજતા હતા. આ બાબતોમાં શું ખેડૂતો ઘણે અંશે અમારી સલાહ મુજબ નહોતા ચાલ્યા? અને તેમ છતાં મને ચોક્કસ ખાતરી છે કે અમારી સતત મદદ વિના ખેડૂતસમુદાયની દશા તે વખતે થઈ હતી તેના કરતાં પણ અતિશય વધારે કફોડી થઈ જાત. અમે તેમને એકત્ર સાંકળી રાખ્યા હતા, અને તેથી તેમના સંઘબળની અવગણના ન થઈ શકી, અને એ જ કારણે બીજે કોઈ પણ પ્રસંગે મળી હોત તેના કરતાં વધારે રાહત તેમણે મેળવી હતી. તેમના ઉપર જે જબરદસ્તી ગુજારવામાં આવી હતી અને તેમની જે કનડગત થઈ હતી તે આમ તો ભૂંડી

હતી જ, પરંતુ આ દુર્ભાગી લોકોને તેની નવાઈ નહોતી. જે ફેર હતો તે કંઈક અંશે વત્તાઓછા પ્રમાણનો હતો (આ વખતે તેમને વધારે પ્રમાણમાં જબરદસ્તી અને કનડગત વેઠવી પડેલી) અને તે કંઈક અંશે તેને મળેલી જાહેરાતથી પડ્યો હતો. સામાન્ય રીતે, ગામડાંમાં જમીનદારના માણસને હાથે થતી ગણોતિયાની કનડગત, અરે, તેમના પર વર્તાવવામાં આવતો ત્રાસ પણ એક સ્વાભાવિક બનાવ ગણાય છે, અને તેને પરિણામે ગણોતિયાનું મોત નીપજે તો બહાર તેની કોઈને ખબર પણ પડતી નથી. અમારા સંગઠિત તંત્રને લીધે તેમજ ખેડૂતોમાં આવેલી નવી જાગૃતિ, જેને પરિણામે તેઓ સંપ રાખતા અને જે કંઈ આફત આવી પડે તેની ખબર મહાસભાની કચેરીમાં પહોંચાડતાં શીખ્યા હતા, તેને પરિણામે હવે બધું બદલાઈ ગયું હતું.

ઉનાળો જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ વસૂલાત બારેના આકરાં પગલાં નરમ પડતાં ગયાં, અને જબરદસ્તીના ઉપાયો ઓછા થવા લાગ્યા. પરંતુ જમીન પરથી હાંકી કાઢવામાં આવેલા ગણોતિયાઓનો સવાલ હવે અમને મૂંઝવવા લાગ્યો. તેમનું હવે શું કરવું? તેમનાં અસલ ખાતાંઓ પૈકીની ઘણા મોટા ભાગની જમીન હજી ખેડયા વગર ખાલી પડી રહી હતી, અને તે તેમને પાછી મેળવી આપવામાં સહાય કરવાને અમે સરકાર પર દબાણ કરી રહ્યા હતા. એથીયે વધારે મોટો અને મહત્ત્વનો પ્રશ્ન તો ભવિષ્યનો હતો. અત્યાર સુધી આપવામાં આવેલી ગણોત-માફી આ છેલ્લી મોસમ પૂરતી જ હતી, અને નવી મોસમને માટે કશો નિર્ણય આપવામાં આવ્યો નહોતો. ઑક્ટોબર મહિના પછી વસૂલાતનો બીજો નવો હફતો ઉઘરાવવાની મોસમ આવતી હતી, *ત્યારે વળી શું થશે? શું એના એ જ ભયાનક ચકરાવામાં અમારે* પાછા ભમવાનું રહેશે? આ વાતનો વિચાર કરવાને, પોતાના અમલદારો અને સ્થાનિક ધારાસભાના કેટલાક જમીનદાર સભ્યોની બનેલી એક કમિટી પ્રાન્તિક સરકારે નીમી. તેમાં ખેડૂતોનો કોઈ પ્રતિનિધિ નીમવામાં આવ્યો નહોતો. છેક છેવટની ઘડીએ, જ્યારે કમિટીનું કામકાજ તો શરૂ પણ થઈ ગયું હતું ત્યારે, અમારી વતી તે કમિટીમાં જોડાવાનું સરકારે ગોવિન્દ વલ્લભ પંતને નિમંત્રણ

આપ્યું. મહત્ત્વના નિર્ણયો તો કમિટીએ કરી લીધા હતા, એટલે છેક આખરને ટાંકણે જઈને તેમાં દાખલ થવાનું પંતજીને નિરર્થક લાગ્યું.

ખેતી અને ખેડૂતને અંગેની ભિન્ન ભિન્ન પ્રકારની, આગળની અને અત્યારની સ્થિતિને લગતી, હકીકતો એકઠી કરવાને તેમજ ચાલુ પરિસ્થિતિ વિષે એક નિવેદન તૈયાર કરવાને માટે સંયુક્ત પ્રાન્તની પ્રાન્તિક સમિતિએ પણ એક નાની સમિતિ નીમી હતી સંયુક્ત પ્રાન્તમાં ખેડૂતની અને ખેતીની સ્થિતિનું કુશળતાપૂર્વક નિરીક્ષણ કરીને તે વિષેનું, તેમજ ખેતીની ઊપજના ભાવોમાં આવેલી મંદીને કારણે થયેલા ભયાનક નુકસાનના પૃથક્કરણનું એક લંબાણ નિવેદન એ સમિતિએ રજૂ કર્યું. સમિતિએ પોતાના નિવેદનમાં કરેલી સૂચનાઓ બહુ દૂરગામી પરિણામો ઉપજાવે એવી હતી. પુસ્તકાકારે પ્રસિદ્ધ થયેલાં આ નિવેદન ઉપર ગોવિન્દ વલ્લભ પંત, રફી અહમદ કિદવાઈ અને વેંકટેશનારાયણ તિવારીએ સહીઓ કરી હતી.

આ નિવેદન પ્રસિદ્ધ થયું તેનાથી ઘણા સમય પૂર્વે જ ગોળમેજી પરિષદને માટે ગાંધીજી લંડન ઊપડી ગયા હતા. ત્યાં જવામાં તેમણે ખૂબ આનાકાની કરી હતી અને તેમની આનાકાનીનુ સંયુક્ત પ્રાન્તના કિસાનોની પરિસ્થિતિ એ એક કારણ હતું. ગોળમેજી પરિષદને માટે લંડન જવાનું ન થાય તો સંયુક્ત પ્રાન્તમાં આવીને આ અટપટા પ્રશ્નને પોતાનો બધો સમય આપવાનો તેમણે નિર્ણય પણ કરી ગઅ્યો હતો. સિમલામાં સરકારની સાથે થયેલી છેવટની વાતચીત બીજી અનેક બાબતો ઉપરાંત સંયુક્ત પ્રાન્તના પ્રશ્નને વિષે પણ હતી. તેઓ લંડન જવા ઊપડી ગયા પછી પરિસ્થિતિમાં થતાં નવાં નવાં પરિવર્તનોની પૂરેપૂરી વિગતોથી અમે તેમને વાકેફ રાખ્યા હતા. પહેલા એક અથવા બે માસ દરમિયાન, આગબોટની સામાન્ય અને વિમાની ટપાલથી હું તેમને દર અઠવાડિએ પત્રો મોકલતો. લંડનના તેમના પાછલા ભાગના વસવાટ દરમ્યાન મે એટલી નિયમિતતાથી તેમને પત્રો મોકલ્યા નહોતા, કેમકે હવે તેઓ તરતમાં જ પાછા આવશે એવી અમારી અપેક્ષા હતી. તેમણે

અમને એવી સમજ આપી હતી કે બહુ મોડું થશે તોપણ ત્રણ મહિનામાં, એટલે ક્યાંક નવેમ્બર માસ દરમિયાન તો તેઓ પાછા આવી જ જશે. અમને એવી આશા હતી કે હિન્દમાં તેટલામાં તો કોઈ કટોકટીનો મામલો ઊભો થવાનો નથી. સૌથી વિશેષ મહત્ત્વની વાત તો એ હતી કે તેમની ગેરહાજરીમાં, કટોકટીની પરિસ્થિતિઓમાંથી અને સરકાર સાથે અથડામણમાં આવી જવાની *સ્થિતિમાંથી* અમારે દૂર રહેવું હતું. પરંતુ જ્યારે તેમનું પાછા ફરવાનું ઢીલમાં પડ્યું અને કિસાનોની હિલચાલને અંગેની પરિસ્થિતિ ઝપાટાબંધ તંગ થવા લાગી ત્યારે છેક છેવટના ભાગમાં બની ગયેલા બનાવોની ખબરનો એક લાંબો તારનો સંદેશો અમે તેમને મોકલ્યો. એકંદરે હવે લડત લડી લેવા સિવાય બીજો ઉપાય અમારે માટે નથી, એટલે અંશે વાત વીફરી હતી એ હકીકત પણ અમે એ જ સંદેશામાં તેમને દર્શાવી. તેમણે પણ તારથી જ જવાબ વાળ્યો કે, 'આ બાબતમાં હું છેક જ નિરુપાય છું, અને તમને મદદ કરવાને કશું કરી શકું એવી મારી સ્થિતિ રહી નથી, એટલે તમને સૂઝે તે મુજબ તમે કામ ચાલુ રાખો.'

પ્રાન્તિક સમિતિના કાર્યવાહક મંડળે મહાસભાની કાર્યવાહક સમિતિને પણ બધી હકીકતોથી પૂરેપૂરી વાકેફ રાખી હતી. પ્રત્યક્ષ જોયેલી હકીકતો ઉપરથી સમિતિને જે જોઈએ તે ખબરો આપવાને હું તો તેમાં કાયમ હતો જ, પરંતુ વાતનું સ્વરૂપ ગંભીર બનતું જોઈને સમિતિએ અમારી પ્રાન્તિક સમિતિના પ્રમુખ, તસદ્દુક શેરવાણીની સાથે તેમજ અલ્લાહાબાદ જિલ્લા સમિતિના પ્રમુખ પુરુષોત્તમદાસ ટંડનની સાથે પણ મસલતો કરી.

સરકારે નીમેલી ખેતીવિષયક કમિટીએ પણ પોતાનો હેવાલ પ્રસિદ્ધ કર્યો અને તેમાં કેટલીક ભલામણો રજૂ કરી. એ ભલામણો ગૂંચવાડાભરેલી અને મોઘમ હતી, અને તેમાં સ્થાનિક અધિકારીઓ પર ઘણી બાબતો છોડી દેવામાં આવી હતી. એકંદરે એ હેવાલમાં સૂચવવામાં આવેલી ગણોતમાફી, પાછલી મોસમમાં આપવામાં આવેલી માફીના કરતાં વધારે હતી, પરંતુ અમને એમ લાગ્યું કે એટલી રાહત પણ પૂરતી નથી. ભલામણો

જે સિદ્ધાન્તો ઉપર કરવામાં આવી હતી તે સિદ્ધાન્તો અને તે સિદ્ધાન્તો જે રીતે લાગુ પાડવામાં આવ્યા હતા તે પદ્ધતિ, એ બન્નેની સામે અમારો વાંધો હતો. વળી હેવાલમાં માત્ર ભવિષ્યનો જ વિચાર કરવામાં આવ્યો હતો, અને પાછલી બાકી, દેવાં તેમજ જેમની પાસે જમીનનો કબજો છોડાવી લેવામાં આવ્યો હતો તેવા અસંખ્ય ગણોતિયાઓના સવાલની તેમાં વાત જ ન હતી. ત્યારે આ સંજોગોમાં અમારે શું કરવું? ગઈ વસંતઋતુમાં તેમજ ઉનાળામાં બની શકે તેટલું ગણોત ભરી દેવાની જેવી સલાહ અમે ખેડૂતોને આપી હતી તેવી સલાહ આ વખતે પણ આપીને બેસી રહેવું? અને તેનાં તે વખતે જે પરિણામો આવ્યાં હતાં તે વળી પાછાં ભોગવવાં? તે વખતે આપેલી સલાહ અતિશય મૂર્ખાઈભરેલી હતી એ વાતનો અમને અનુભવ થઈ ચૂક્યો હતો, એટલે તે વાત તો ફરી કરવી પોસાય એમ નહોતી. રહ્યા બીજા બે માર્ગ: કાં તો ખેડૂતોએ ભારે કોશિશ કરીને સુધરીને આવેલો ગણોતનો હફતો પૂરેપૂરો ભરી દેવો — બેશક જો તેમ તેમનાથી થઈ શકતું હોય તો; અથવા તો તરત બિલકુલ પૈસા ન ભરવા અને શું થાય છે તે જોવુ. માગવામાં આવેલા હફતાનો થોડોક ભાગ ભરવાથી ગણોતિયાઓની સ્થિતિ ધોબીના કૂતરાના જેવી થઈ જતી હતી; પૈસાનાં તેમનાં રહ્યાંસહ્યાં સાધનોમાંથી તેઓ પરવારી જતા અને આખરે જમીન ગુમાવતા તે નફામાં.

પ્રાંતિક સમિતિના અમારા કાર્યવાહક મંડળે આ આખી પરિસ્થિતિનો ધ્યાનપૂર્વક તેમજ લાંબા સમય સુધી વિચાર કર્યો, અને આખરે એવા નિર્ણય ઉપર આવ્યા કે ઉનાળામાં આપવામાં આવેલી, છૂટ કરતાં આ વખતે આપવામાં આવેલી રાહત કંઈક સારી છે તો પણ, સરકારની ભલામણો જેવા છે તેવા જ સ્વરૂપમાં સ્વીકારી લેવા જેવી સારી નથી. હજી પણ ખેડૂતોના લાભમાં એ ભલામણોમાં સુધારો થવાનો સારી પેઠે અવકાશ હતો, એટલે તેવો ફેરફાર કરવાને સરકારને અમે આગ્રહ કર્યો. પરંતુ અમને લાગ્યા કરતું હતુ કે એમાથી ઝાઝી આશા રાખવી તે નકામું છે. અને અમે જે અથડામણ ટાળવાને મથ્યા કરતા હતા તે ઝપાટાબંધ પાસે આવતી જાય છે એ પણ અમે જોઈ શક્યા. પ્રાંતિક સરકારનું

તેમજ હિંદી સરકારનું મહાસભાતંત્ર પ્રત્યેનું વલણ ઉત્તરોત્તર બદલાતું જઈને વધારે ને વધારે અક્કડ થતું જતું હતું. અમારા લાંબા પત્રોના અમને ટૂંકા જવાબો મળ્યા હતા અને તેમાં સ્થાનિક અધિકારીઓનો અમને હવાલો આપવામાં આવતો હતો. એ સ્પષ્ટ દેખાતું હતું કે અમને કોઈ પ્રકારે ઉત્તેજન મળે એવું કશું ન કરવાની સરકારની નીતિ હતી — સરકારની એક મુશ્કેલી એ હતી અને એ વાત તેને સાલતી હતી કે, ખેડૂતોને છૂટ આપવાને કારણે મહાસભાની પ્રતિષ્ઠા વધી જવાનો સંભવ રહેતો હતો. લાંબા વખતથી પડેલી ટેવને લીધે સરકાર કેવળ પ્રતિષ્ઠાની ભાષામાં જ બધું વિચારી શકતી; પ્રજાનો આમસમુદાય રાહતને માટેનું શ્રેય મહાસભાને આપે એ ખ્યાલ તેને ખૂંચતો હતો; અને બની શકે તેટલી હદે જઈને એ વાત તેને ટાળવી હતી.

દરમ્યાન, દિલ્લી તેમજ બીજાં સ્થળોએથી અમને એવા સમાચાર મળ્યા કરતા હતા કે રાષ્ટ્રીય મહાસભાની આખી હિલચાલની સામે, હિંદી સરકાર મોટો હલ્લો કરવાની અણી પર છે. પેલી પ્રસિદ્ધ યહૂદી ઉક્તિ પ્રમાણે સરકારની નાનકડી આંગળી હવે પૂર જોસથી કાર્ય કરવાની હતી, અને અમને ઠેકાણે કરવાને માટે જોરજુલમ તૈયાર હતા. સરકાર કેવા ઉપાયો લેવા માગતી હતી તેની ઘણી વિગતો પણ અમને મળી હતી. અમને પહેલાં મળેલા ઘણાખરા સમાચારને પુષ્ટિ આપતો, તેમજ સરહદના તથા સંયુક્ત પ્રાંતને માટે યોજવામાં આવેલા ઑર્ડિનન્સોની વિશેષે કરીને વિગતો આપતો એક સંદેશો મને·(તેમજ અલગ રીતે મહાસભાના પ્રમુખ વલ્લભભાઈ પટેલને) ડૉ. અનસારીએ, મને લાગે છે કે નવેમ્બર મહિનામાં, મોકલ્યો હતો. બંગાળને, તો મારું માનવું છે કે એક નવા ઑર્ડિનન્સની ભેટ મળી ચૂકી હતી, અથવા કદાચ મળવાની અણી પર હતી. પાછળથી ઘણાં અઠવાડિયાં પછી, જાણે કોઈ નવી જ પરિસ્થિતિનો મુકાબલો કરવાનો હોય તેમ નવાં ઑર્ડિનન્સો એક પછી એક બહાર પડયાં, ત્યારે ડૉ. અનસારીનો સંદેશો અને તેમાંની વિગતો પણ સાચી હતી એ વાતની પૂરેપૂરી સાબિતી મળી. સામાન્ય રીતે એમ માનવામાં આવતું હતું કે ગોળમેજી પરિષદની બેઠક અણધારેલી રીતે

લંબાવાથી સરકારે હુમલો શરૂ કરવાનું મુલતવી રાખ્યું હતું. ગોળમેજી પરિષદના સભ્યો એકબીજાને મધુરી મધુરી પોકળ વાતો સંભળાવતા હોય ત્યારે હિંદમાં સામુદાયિક દમનનો શોર મચાવીને સરકારને તેમાં ખલેલ પહોંચાડવી નહોતી.

આમ પરિસ્થિતિ તંગ થતી ગઈ. અમને બધાને એમ લાગવા માંડ્યું કે અમારા જેવા ક્ષુદ્ર જીવોની પરવા કર્યા વિના કાળ હવે આગળ ધસતો હતો; તેના નિર્મિત માર્ગમાંથી તેને ચ્યુત કરવાને હવે કોઈ સમર્થ નહોતું. એકલા એકલા, અને જોઈએ તો બધા ભેગા રહીને જીવનનાટકમાં, કાળે આરંભેલા નૃત્યમાં કહો કે તેના ભીષણ તાંડવમાં, અમારે માટે નિર્માણ થયેલાં સ્થાન સંભાળવાને સજ્જ થઈ રહીએ એટલું જ બહુ તો અમારે કરવાનું બાકી રહ્યું હતું. પરંતુ, પરસ્પર વિરોધી શક્તિઓના સંઘર્ષણ ઉપરનો પરદો ખૂલે તે પહેલાં ગાંધીજી આવી રહેશે, અને યુદ્ધ અથવા શાંતિની જવાબદારી પોતાને માથે લઈ લેશે એવી આશા અમે હજી રાખી રહ્યા હતા. અમારા પૈકી કોઈ તેમની ગેરહાજરીમાં એ ભાર ઉપાડવાને તત્પર નહોતું.

સંયુક્ત પ્રાંતમાં સરકારે વળી એક બીજું એવું પગલું ભર્યું કે જેથી ગામડાંના વિભાગોમાં ખળભળાટ થઈ ગયો. ગણોતિયાઓને છૂટને અંગેની કાગળની કાપલીઓ વહેંચવામાં આવી. તેમાં તેમને દરેકને કેટલી છૂટ આપવામાં આવી છે તે જણાવવામાં આવ્યું હતું. અને સાથે તેમાં એવી ધમકી આપવામાં આવી હતી કે, આ નોટિસમાં જણાવેલો ગણોતનો આંકડો એક મહિનાની અંદર (કેટલીક ચિઠ્ઠીઓમાં તો એથી પણ ઓછી મુદત જણાવવામાં આવી હતી) ચૂકતે કરવામાં નહિ આવે તો આપવામાં આવેલી છૂટ રદ કરવામાં આવશે, અને કાયદેસરના પ્રબળ જોરે, એટલે કે, જમીનનો કબજો છોડાવીને, માલમિલકત જપ્ત કરીને વગેરેથી, ગણોતનો પૂરો હપ્તો વસૂલ કરવામાં આવશે. સામાન્ય વરસોમાં ગણોતિયાઓ હમેશાં બે ત્રણ મહિને હપ્તે હપ્તે પોતાનું પૂરું ગણોત ભરી દેતા. આટલી હમેશની મુદત પણ આ વરસે આપવામાં ન આવી. ગામડાંઓના આખાયે વિભાગના લોકોની સામે એકાએક

કરોકટીનો મામલો આવીને ઊભો; અને જ્યાં ને ત્યાં ગણોતિયાઓ હાથમાં આ કાગળની કાપલી રાખીને, વિરોધ દર્શાવતા અને ફરિયાદો કરતા તેમજ સલાહ પૂછતા આમથી તેમ ફરતા ઊભરાવા લાગ્યા. સરકાર અથવા તેના સ્થાનિક અમલદારોની આ પ્રકારની ધમકી મૂર્ખાઈભરેલી હતી, અને પાછળથી અમને એમ જણાવવામાં આવ્યું કે એનો અમલ કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો નહોતો! પરંતુ એનાથી શાંતિપૂર્વક સમજાવટથી સમાધાન કરવાના સંજોગો બહુ ઓછા થઈ ગયા, અને પરિણામે એક એક ડગલું ભરીને અનિવાર્ય રીતે અથડામણ પાસે આવવા લાગી.

ખેડૂતોએ અને મહાસભાએ હવે આમ કે તેમ પોતાની પસંદગી તરત જ કરવી રહી; હવે ગાંધીજીના પાછા આવવા સુધી નિર્ણય કરવાનું અમારાથી ઠેલી શકાય એમ નહોતું. વળી પાછો તેનો તે સવાલ આવી ઊભો; હવે અમારે શું કરવુ? ખેડૂતોને હવે શી સલાહ આપવી? તેમને આપવામાં આવેલી ટૂંકી મુદતની અંદર, તેમની પાસેથી માગવામાં આવેલી રકમ ભરી દેવાની સલાહ આપવી? અમે ચોક્કસ જાણતા હતા કે ઘણા ખેડૂતોની એટલું ભરવાની શક્તિ નથી, તો એ સંજોગોમાં શું એવી સલાહ આપવાનું વાજબી હતું? ચિઠ્ઠીઓમાં માગવામાં આવેલી રકમનો મોટો ભાગ, અરે, જોઈએ તો આખો પૂરો હફતો તેઓ ભરી દે, અને પછી તે પાછલી બાકીમાં જ જમા આપવામાં આવે તો? તો પછી જમીનનો કબજો જતો રહે એ જોખમ શું નહોતુ ઊભું થતું?

ખેડૂતોના મજબૂત પ્રતિનિધિત્વવાળી અલ્લાહાબાદ જિલ્લા સમિતિએ લડી લેવાની તૈયારી બતાવી. તેણે એવો ઠરાવ કર્યો કે ખેડૂતોને પૈસા ભરી દેવાની સલાહ આપી શકાય એમ નથી. તે સમિતિને જણાવવામાં આવ્યું કે એ ખરું, પરંતુ પ્રાંતિક સમિતિના કાર્યવાહક મંડળની તેમજ મહાસભાની કાર્યવાહક સમિતિની રીતસરની પરવાનગી વિના તેનાથી લડતનું પગલુ ન ભરી શકાય. એટલે એ બાબત મહાસભાની કાર્યવાહક સમિતિ સમક્ષ નિર્ણયને માટે રજૂ કરવામાં આવી, અને તસદ્દુક શેરવાણી તથા પુરુષોત્તમદાસ ટંડન પ્રાંતનો તેમજ જિલ્લાઓનો પક્ષ રજૂ કરવાને સમિતિની

સભામાં હાજર થયા. અમારી અખિલ હિંદ કાર્યવાહક સમિતિ સમક્ષ રજૂ થયેલો પ્રશ્ન માત્ર અલ્લાહાબાદ જિલ્લા પૂરતો જ હતો, અને તેમાં કેવળ આર્થિક મુદ્દો જ સમાયેલો હતો, પરંતુ અમને, સમિતિના સભ્યોને, ભાન હતું કે તે સમયની તંગ રાજકીય પરિસ્થિતિમાં આ મુદ્દા ઉપર જે નિર્ણય થશે તેનાં પરિણામો બહુ દૂર દૂર સુધી પહોંચી જશે. અમારી સમક્ષ નિર્ણયને માટે રજૂ થયેલો મુદ્દો સ્પષ્ટ અને મર્યાદિત હતો. તરતને માટે, અને નવી મંત્રણાઓ ચાલતી હોય તે દરમ્યાન અને વધારે છૂટછાટ મળે ત્યાં સુધી, અલ્લાહાબાદ જિલ્લાના ખેડૂતોને જમીનમહેસૂલ અથવા ગણોત ભરવાનું અટકાવી રાખવાની સલાહ આપવાની પરવાનગી અલ્લાહાબાદ જિલ્લા મહાસભા સમિતિને આપવી કે ન આપવી? અમારે એ મર્યાદાથી બહાર જવું નહોતું પરંતુ અમારો નિર્ણય એ મર્યાદા પૂરતો જ રહેત ખરો? ગાંધીજી પાછા ફરે તે પહેલાં સરકાર સાથે તૂટી ન જાય એ સંભાળવાને કાર્યવાહક સમિતિ પોતાનાથી બનતો બધો પ્રયાસ કરવા ઇચ્છતી હતી; વળી જે મુદ્દા ઉપરથી વાત વધીને આગળ જતાં એ ભિન્ન ભિન્ન વર્ગો વચ્ચે લડતના પ્રશ્ન ઊભા થાય એવા મુદ્દા ઉપર સરકાર સાથે ન તૂટી જાય એની તો સમિતિને વિશેષ ઇન્તેજારી હતી. કાર્યવાહક સમિતિ રાજકીય દૃષ્ટિથી આગળ વધેલી હોવા છતાં સામાજિક પરિવર્તનની દૃષ્ટિથી પછાત હતી અને ગણોતિયા કિસાન વિરુદ્ધ જમીનદારનો પ્રશ્ન ઊભો થાય એ તેને રુચતું ન હતું.

મારું પોતાનું વલણ સમાજવાદ તરફનું હોવાથી આર્થિક અને સામાજિક રચનાના પ્રશ્નો વિષે સલાહ આપવાની બાબતમાં મારો બહુ ભરોસો રાખવામાં આવતો નહોતો. સંયુક્ત પ્રાન્તની પરિસ્થિતિ એવી હદે પહોંચી હતી કે પોતાને બિલકુલ રુચતું નહોતું છતાં અમારા મધ્યમ વિચારના અને નરમ વલણના લોકોને પણ બનતા જતા બનાવોને લીધે લડત ઉપાડવાની ફરજ પડતી હતી. એ વાતની કાર્યવાહક સમિતિને પ્રતીતિ થવી જોઈએ એમ મને લાગતું હતું; તેથી અમારી કાર્યવાહક સમિતિની સભામાં શેરવાણી તેમજ અમારા પ્રાન્તના બીજા લોકોની હાજરીને મેં વધાવી લીધી, કેમકે શેરવાણી (અમારી પ્રાન્તિક સમિતિના પ્રમુખ)ને કોઈ પણ

અર્થમાં ઉંબાડિયું કરનારા કહેવાય એમ નહોતું. સ્વાભાવથી તેઓ રાજકીય અને આર્થિક બન્ને બાબતોમાં નરમ વલણના હતા, અને આ વર્ષની શરૂઆતમાં સંયુક્ત પ્રાન્તની પ્રાન્તિક મહાસભા સમિતિની કિસાનોની પ્રવૃત્તિને અંગેની નીતિ વિરુદ્ધ તેમને પૂર્વગ્રહ બંધાઈ ગયો હતો. પરંતુ ખુદ તેઓ જ જ્યારે તે સમિતિના વડા બન્યા અને તેમને પોતાને માથે બધો બોજો ઉપાડવાનો આવ્યો ત્યારે તેમને પણ પ્રતીતિ થઈ હતી કે અમે લીધો હતો તે વિના બીજો કોઈ માર્ગ અમારે માટે રહ્યો નહોતો. તેમના પ્રમુખ થયા પછી પ્રાન્તિક સમિતિએ જે જે પગલાં લીધાં તે બધાં તેમના ગાઢ સહકારથી લેવામાં આવ્યાં હતાં, અને ખરે જ પ્રમુખ તરીકે તેમની મારફતે જ તેમનો અમલ કરવામાં આવ્યો હતો.

એટલે તસદ્દુક શેરવાણીની વકીલાતથી કાર્યવાહક સમિતિના સભ્યો ઉપર ભારે અસર પડી — મારી વકીલાતથી પડત તેના કરતાં ઘણા વધારે પ્રમાણમાં પડી. અતિશય આનાકાનીથી પરંતુ ઇનકાર થઈ શકે એમ નથી એવું લાગવાથી સમિતિએ ગણોત અને મહેસૂલ ભરવાનું મુલતવી રાખવાની કોઈ પણ વિભાગને પરવાનગી આપવાનો અધિકાર સંયુક્ત પ્રાન્તની પ્રાન્તિક સમિતિને આપ્યો. પરંતુ સાથે સાથે સમિતિએ સંયુક્ત પ્રાન્તના લોકોને બની શકે ત્યાં સુધી એવું પગલું લેવાનું ટાળવાને તેમજ પ્રાન્તિક સરકાર સાથે સમજૂતીના સંદેશાઓ ચલાવવાને આગ્રહ કર્યો.

આ પ્રકારના સંદેશાઓ થોડા સમયને માટે ચલાવવામાં આવ્યા પણ ખરા, પરંતુ તેમાંથી ઝાઝું નીપજ્યું નહિ. મારું માનવું છે કે અલ્લાહાબાદ જિલ્લામાં ગણોતમારીના આંકડાઓમાં કંઈક સુધારો કરવામાં આવ્યો હતો. સામાન્ય સંજોગોમાં કોઈક પ્રકારનું સમાધાન થઈ શકત, કંઈ નહિ તો ખુલ્લી અથડામણ તો ટાળી જ શકાત. સરકાર અને ખેડૂતો વચ્ચેના મતભેદોની મર્યાદા સંકુચિત થતી જતી હતી. પરંતુ તે સમયના સંજોગો અસાધારણ હતા. બન્ને પક્ષો—સરકાર અને મહાસભા—ને પાસે આવતી જતી અથડામણ અનિવાર્ય છે એવું લાગ્યા કરતું હતું, અને અમારી

અમલતોમાં કશી વાસ્તવતા રહી નહોતી. બન્ને પક્ષ જે પગલું લેતા તે જાણે લડતના કોઈ સુરક્ષિત વ્યૂહમાં ગોઠવાઈ જવાના હેતુથી લેતા હોય એવું બન્નેને લાગતું. આને માટેની સરકારની તૈયારીઓ તદ્દન છૂપી રીતે થઈ શકતી હતી અને સાથેસાથ તે જ રીતે તે પૂર્ણ કરવામાં આવી હતી. અમારું તો બધું જ બળ લોકોના નૈતિક બળ ઉપર અવલંબેલું હતુ, અને કોઈ પણ પ્રકારની છૂપી પ્રવૃત્તિથી તેને તૈયાર કરી શકાય અથવા તેમાં વધારો કરી શકાય એમ નહોતું. અમારા પૈકી કેટલાકે — અને હું પણ એ અપરાધી લોકોમાં એક હતો — જાહેર ભાષણોમાં ફરી ફરીને જણાવ્યું હતું કે મુક્તિ માટેની લડતનો પંથ હજી ઘણો કાપવાનો બાકી છે, અને નજીકના ભવિષ્યમાં જ આપણે અનેક મુશ્કેલીઓ અને આકરી કસોટીઓમાંથી પસાર થવાનું છે. અમે અમારા લોકોને તે બધાંને માટે સજ્જ થઈ રહેવાને જણાવ્યું હતું, અને તે કારણે અમને બધાને લડાઈ સળગાવનારાઓ તરીકે નિંદી કાઢવામાં આવ્યા હતા. સાચી વાત એ હતી કે, વસ્તુસ્થિતિને બરાબર ઓળખી લેવાની મધ્યમવર્ગના અમારા મહાસભાના કાર્યકર્તાઓની આનાકાની સ્પષ્ટ દેખાતી હતી અને તેમને એવી આશા હતી કે યેન કેન પ્રકારેણ લડતનો પ્રસંગ ટાળવામાં આવશે. ગાંધીજી લંડન હોવાને લીધે વર્તમાનપત્રો વાંચનારાઓના મનમાં પણ ભ્રમ રહ્યો હતો. તોપણ, બુદ્ધિજીવી વર્ગોની આ નિષ્ક્રિયતા છતાં ઘટનાઓ — ખાસ કરીને બંગાળ, સંયુક્ત પ્રાંતો અને સરહદના પ્રાંતમાં — આગળ વધતી જ જતી હતી, અને નવેમ્બર માસમાં તો ઘણા લોકોને ભાન થવા લાગ્યું કે વળી એક કટોકટીની ક્ષણ આવી રહી છે.

સંયુક્ત પ્રાન્તની પ્રાન્તિક સમિતિએ, પરિસ્થિતિને પહોંચી વળવામાં પાછળ પડી જવાશે એ ભયથી, લડત આવી જ પડે તે પ્રસંગને માટે કેટલીક અંદર અંદરની તૈયારી કરી રાખી. અલ્લાહાબાદ જિલ્લા સમિતિએ એક મોટી કિસાન પરિષદ ભરી અને તેમાં એક એવું સૂચન કરતો ઠરાવ કર્યો કે ખેડૂતો માટેની છૂટછાટની વધારે અનુકૂળ શરતો ન મેળવી શકાય તો ગણોત

અને મહેસૂલ ભરવાનુ મુલતવી રાખવાની સલાહ ખેડૂતોને આપ્યા વિના છૂટકો નથી પ્રાન્તિક સરકારને આ ઠરાવથી ખૂબ રીસ ચડી અને તેને યુદ્ધનું એક પૂર્વકારણ ગણીને અમારી સાથે આગળ વહેવાર ચાલુ રાખવાનો તેણે ઇનકાર કર્યો સરકારના આ વલણની પ્રાન્તિક સમિતિના ઉપર વળી જુદી જ અસર થઈ, અને તેને આવી રહેલા તોફાનનુ એક ચિહ્ન ગણીને તેણે પોતાની તૈયારી પૂરી કરવાની ઉતાવળ કરવા માંડી અલ્લાહાબાદમાં વળી એક બીજી પરિષદ થઈ, અને તેમા આગળ મસલત ચાલે તે દરમ્યાન, તેમજ છૂટછાટની વધારે સારી શરતો ન મળે ત્યા સુધી, પૈસા ન ભરવાને ખેડૂતોને જણાવવાનો વધારે આકરો અને વધારે ચોક્કસ ઠરાવ પસાર કરવામાં આવ્યો આ વખતે પણ જે વલણ લેવામાં આવ્યુ હતું તે ગણોત બિલકુલ ન ભરવાની લડતનુ નહોતુ, પરંતુ વાજબી ગણોત ઠરાવવા માટેની લડતનું હતું, અને સરકારે જોકે ખડાશમાં ને બડાશમાં મંત્રણાઓ કરવાની ના પાડી હતી તોપણ અમે મસલત ચાલુ રાખવાની માગણી જારી રાખી અલ્લાહાબાદની પરિષદનો ઠરાવ જમીનદાર અને ગણોતિયાઓ બન્નેને લાગુ પડતો હતો, પરંતુ અમને ખબર હતી કે આખરે વસ્તુત એનો અમલ એકલા ગણોતિયાઓ અને કેટલાક નાના જમીનદારો પૂરતો જ થવાનો હતો

નવેમ્બરના અંતમા અને ડિસેમ્બરના આરંભમાં સંયુક્ત પ્રાતમાં આ સ્થિતિ હતી દરમ્યાન બંગાળમા અને સરહદના પ્રાંતોમા પણ વાત આગળ વધીને વીફરી હતી, અને બંગાળમાં તો એક નવા અને ભયાનક સર્વગ્રાહી ઑર્ડિનન્સનો અમલ શરૂ થઈ ચૂક્યો હતો આ બધાં યુદ્ધના લક્ષણો હતા, શાન્તિનાં નહોતાં, એટલે સવાલ ઊઠ્યો ગાધીજી ક્યારે પાછા આવશે? સરકારે જેને માટે લાંબા સમય આગળથી તૈયારી કરી રાખી હતી તે તેની મોટી ચડાઈ શરૂ થાય તે પહેલા તેઓ હિંદમાં આવી પહોંચશે ખરા? કે પછી પોતાના ઘણાખરા સાથીઓ જેલમાં પહોચી ગયા હોય અને લડતનુ મંડાણ થઈ ચૂક્યું હોય તે પછી તેઓ પહોચશે? તેઓ લંડનથી ઊપડી ચૂક્યા છે અને વરસના છેવટના અઠવાડિયામાં આવી પહોંચશે એવા સમાચાર અમને મળ્યા

અમારામાંનો દરેક જણ, મહાસભાની મધ્યસ્થ કચેરીમાંનો· તેમજ પ્રાંતોમાંનો દરેક પ્રમુખ કાર્યકર્તા, તેઓ પાછા આવી જાય ત્યાં સુધી લડત ટાળવાને આતુર હતો. અરે, લડતની દૃષ્ટિથી જોતાં પણ અમે તેમને મળી શકીએ, તેમની સલાહ અને તેમની સૂચનાઓ મેળવીએ એ ઇષ્ટ હતું. પરંતુ કાળ સાથેની આ શરતમાં અમારું વળે એમ ન હતું. લડતનો આરંભ કરવાનું બ્રિટિશ સરકારને હાથ હતું.

# યુદ્ધવિરામની સમાપ્તિ

સંયુક્ત પ્રાંતમાં મારી પાસે ઢગલામોઢે કામ પડેલું હોવા છતાં, સરહદ પ્રાંત અને બંગાળ એ બે ભારે ખળભળાટવાળા પ્રાંતોની મુલાકાત લેવા બહુ વખતથી હું આતુર હતો. એ સ્થળોએ જઈને પરિસ્થિતિનો મારે અભ્યાસ કરવો હતો અને જૂના સાથીઓ, જેમનામાંના ઘણાને લગભગ બે વરસ થયાં મેં જોયા નહોતા, તેમને મારે મળવું હતું. પરંતુ તેથીયે વિશેષ તો એ હતું કે આ બે પ્રાંતના લોકોએ રાષ્ટ્રીય લડતમાં જે જોશ અને હિંમત બતાવ્યાં હતાં તથા જે બલિદાનો આપ્યાં હતાં તે પ્રત્યેનો મારો આદરભાવ મારે દર્શાવવો હતો. તે વખતે સરહદ પ્રાંતમાં તો જઈ શકાય એમ હતું જ નહિ; કારણ કોઈ પણ આગેવાન મહાસભાવાદી ત્યાં જાય એ હિંદ સરકારને મંજૂર નહોતું અને તેની નામંજૂરી હોવા છતાં ત્યાં જવાનું કરી વિષમ પરિસ્થિતિ ઊભી કરવાની અમારી ઇચ્છા નહોતી

બંગાળમાં પરિસ્થિતિ બગડતી જતી હતી અને એ પ્રાંત પ્રત્યે મારું પુષ્કળ આકર્ષણ હોવા છતાં, ત્યાં જતાં હું બહુ અચકાતો હતો. મને લાગતું હતું કે ત્યાં જઈ હું કશું કરી શકીશ નહિ, એટલે જવામાં કશો લાભ નથી. ત્યાંના મહાસભાવાદીઓમાં બે તડ પડી ગયાં હતાં અને તેમની વચ્ચે લાંબા વખતથી દુઃખદ ઝઘડો ચાલ્યાં કરતો હતો. બહારના મહાસભાવાદીઓ આ ઝઘડાથી ગભરાઈ ને દૂર રહેતા હતા કારણ તેમને એવો ભય હતો કે તેમાં વચ્ચે પડવા જતાં એક યા બીજા તડમાં તેઓ ગૂંચવાઈ જાય. આ નીતિમાં ડરપોકપણું હતું અને આત્મપ્રતારણા હતી, અને તેથી બંગાળને કાંઈ કરાર થાય અથવા તેના પ્રશ્નોના ઉકેલમાં મદદ થાય એમ નહોતું. ગાંધીજી વિલાયત ગયા ત્યાર પછી થોડા જ વખતમાં બંગાળમાં બે બનાવો એવા બન્યા કે જેથી આખા

દેશનું ધ્યાન એ તરફ ખેંચાયું. આ હિજલી અને ચિત્તાગોંગમાં બનેલી ઘટનાઓ.

હિજલીમાં નજરકેદી ('ડેટિન્યુ')ઓને રાખવા માટે ખાસ કામચલાઉ જેલ ઊભી કરેલી હતી. સરકાર તરફથી જાહેર કરવામાં આવ્યું કે એ જેલમાં દંગો થયો, નજરકેદીઓએ અમલદારો ઉપર હુમલો કર્યો અને તેથી અમલદારોને તેમના ઉપર ગોળીબાર કરવાની ફરજ પડી. આ ગોળીબારથી એક નજરકેદી માર્યો ગયો અને ઘણા ઘાયલ થયા. બનાવ પછી તરત જ સ્થાનિક અમલદારોની એક તપાસસમિતિ નિમાઈ. તેમણે જેલના અમલદારોને ગોળીબાર તથા તેનાં પરિણામો માટે નિર્દોષ જાહેર કર્યા. પરંતુ આખી ઘટના બહુ અજબ હતી અને તેની કેટલીક છૂપી રાખેલી એવી હકીકતો બહાર આવી કે જેની સાથે સત્તાવાળાએ કરેલાં વિધાનો બંધબેસતાં ન આવ્યાં. વધારે વિગતપૂર્ણ તપાસને માટે જોરશોરથી માગણીઓ થવા માંડી. સરકારના સામાન્ય રિવાજની વિરુદ્ધ, બંગાળ સરકારે એક તપાસસમિતિ નીમી, તેમાં ન્યાયખાતાના મોટા મોટા અમલદારોને તેણે નીમ્યા. એ બધા સરકારી નોકરો હતા છતાં તેમણે પુરાવો લીધો, આખી ઘટનાની ઝીણવટથી તપાસ કરી અને તેમના નિર્ણયો જેલના અમલદારોની વિરુદ્ધ આવ્યા. તેમનો એવો ચુકાદો આવ્યો કે વાંક મુખ્યત્વે કરીને અમલદારોનો હતો અને ગોળીબારને માટે કશો જ બચાવ ન હતો. એટલે આ બાબતમાં સરકારે બહાર પાડેલાં પહેલાંનાં નિવેદનો સાવ જૂઠાં પડયાં.

હિજલીની ઘટનામાં એવું બહુ અસાધારણ તો કશું જ નહોતું. કમનસીબે આપણા દેશમાં આવી ઘટનાઓ અથવા આવા અકસ્માતો વિરલ નથી. જેલોમાં દંગા થયાનું તેમજ નિઃશસ્ત્ર તથા લાચાર કેદીઓને સશસ્ત્ર દરોગાઓ તથા બીજાઓ તરફથી બહાદુરીપૂર્વક દબાવી દેવામાં આવ્યાનું આપણે છાપાઓમાં ઘણીયેવાર વાંચીએ છીએ. હિજલીની અસાધારણતા એટલી જ કે તેમાં આવી ઘટનાઓ પરત્વે અમલદારો માટેના નર્યા પક્ષપાત ઉપરાંત સરકારી નિવેદનોનું જૂઠાણું પણ બહાર પડયું, અને તે વળી સરકારી સમિતિ દ્વારા બહાર પડયું.

ભૂતકાળમાંથે આવાં નિવેદનોને ભાગ્યે જ કોઈ માનતું, પણ હવે તો તેનું જૂઠાણું પૂરેપૂરું બહાર આવ્યું.

હિજલી પછી પણ દેશભરમાં આવી જેલ 'ઘટનાઓ' ઘણુયે બનવા પામી છે. તેમાં કોઈવાર ગોળીબાર થયા હોય તો કોઈવાર સત્તાવાળાઓએ બીજા પ્રકારની બળજબરી વાપરી હોય. વિચિત્ર વાત એ છે કે આવા 'જેલદંગાઓ'માં ફક્ત કેદીઓને જ ઈજા થાય છે. લગભગ હંમેશાં કેદીઓ ઉપર વિવિધ પ્રકારના ફિતૂરનો આરોપ મૂકનારાં અને જેલના અમલદારોને નિર્દોષ જાહેર કરનારાં સરકારી નિવેદનો બહાર પડે છે. ક્વચિત જ જેલના કોઈ અમલદારને ખાતા તરફથી કાંઈક સજા કરવામાં આવે છે. પૂરેપૂરી તપાસની માગણીઓ થાય છે તો તેના તોછડાઈથી ટૂંકા અને ટચ ઇનકારના જવાબ આપવામાં આવે છે, કારણ ખાતા તરફથી થયેલી તપાસ પૂરતી માનવામાં આવે છે. યોગ્ય અને નિષ્પક્ષ તપાસસમિતિ બિનસલામત છે અને આરોપ મૂકનાર પોતે જ ઉત્તમ ન્યાયાધીશ છે, એ પાઠ હિજલીના પ્રકરણમાંથી સરકાર સારી પેઠે શીખી ગઈ. એમાં કશું આશ્ચર્ય છે કે લોકો પણ હિજલી પ્રકરણમાંથી પાઠ શીખ્યા કે સરકારી નિવેદનોમાં સરકારને આપણી પાસે જે મનાવવુ હોય તે જ કહેવામાં આવે છે, અને ખરેખરી હકીકત જણાવવામાં આવતી નથી?

ચિત્તાગોંગનું પ્રકરણ આના કરતાં ઘણું વધારે ગંભીર ગણાય. એક ત્રાસવાદીએ એક મુસલમાન પોલીસ ઇન્સ્પેક્ટર ઉપર ગોળી ચલાવી તેને ઠાર કર્યો. પછી હિંદુ-મુસ્લિમ રમખાણ થયું, અથવા એને રમખાણ કહેવામાં આવ્યું. હકીકતમાં તો એ વસ્તુ સાધારણ રીતે જેને કોમી રમખાણ કહેવામાં આવે છે તેથી તદ્દન જુદી જ અને ઘણી ભારે હતી. એ વસ્તુ ઉઘાડી છે કે ત્રાસવાદીના કૃત્યને કોમવાદ સાથે કશી લેવાદેવા નહોતી. પેલા ત્રાસવાદીનું નિશાન તો પોલીસ અમલદાર હતો, તે હિંદુ કે મુસલમાન હોય તે સાથે તેને કશો સંબંધ ન હતો. છતાં એ વસ્તુ સાચી છે કે પાછળથી હિંદુ-મુસ્લિમ રમખાણ થયેલું. એ કેવી રીતે ઊપડ્યું અને એનું કારણ શું હતું તેની ચોખવટ થઈ જ નથી, જોકે જવાબદાર આગેવાનો તરફથી બહુ ગંભીર

આક્ષેપો કરવામાં આવ્યા છે. આ રમખાણોની બીજી એક વિશેષતા તો એ હતી કે તેમાં એંગ્લોઇંડિયનો (મુખ્યત્વે રેલવેના નોકરો)એ, તથા બીજા સરકારી નોકરોએ ભાગ લીધાનું અને વેર વાળવા માટે મોટા પાયા ઉપર અત્યાચારો કર્યાનું કહેવામાં આવે છે. જતીન્દ્રમોહન સેનગુપ્તા અને બંગાળના બીજા પ્રસિદ્ધ નેતાઓએ ચિત્તાગોંગના બનાવો વિષે ચોક્કસ આક્ષેપો કર્યા, અને તે આક્ષેપોના સંબંધમાં તપાસ કરવા માટે અથવા એ આક્ષેપો કરવા માટે બદનક્ષીની ફરિયાદ કરવી હોય તો કરવા માટે સરકારને પડકાર કર્યો. પરંતુ સરકારે આવું કોઈ પગલું ન લેવાનું જ પસંદ કર્યું.

ચિત્તાગોંગના આ કાંઈક અસાધારણ બનાવમાંથી દીવા જેવું સ્પષ્ટ દેખાઈ આવ્યું કે એવી ઘટનાનાં બે ભયાનક પરિણામો નીપજવાનો પૂરો સંભવ છે. ત્રાસનીતિ અનેક દૃષ્ટિએ વખોડી કાઢવામાં આવી હતી. ક્રાંતિકારીઓનું શાસ્ત્ર પણ તેને વખોડતું હતું. પરંતુ મને ખાસ ડર એ છે કે ત્રાસનીતિને પરિણામે હિંદુસ્તાનમાં જ્યાંત્યાં કોમી ખુનામરકી ફેલાવાનો સંભવ છે. હું કાંઈ એવો 'પોચો હિંદુ' નથી કે હિંસાના નામથી જ ગભરાઈ જાઉં. હિંસા મને જરૂર ગમતી નથી. પરંતુ મને લાગે છે કે હિંદુસ્તાનમાં ફાટફૂટ પડાવનારાં બળો હજી ઘણાં મોટાં છે, અને આવા છૂટાછવાયાં હિંસાનાં કૃત્યોથી એ બળોને જરૂર વેગ મળે, અને રાષ્ટ્રને સંગઠિત અને તાલિમબદ્ધ બનાવવાનું કામ અત્યારે છે તે કરતાં વધુ મુશ્કેલ બને. જ્યાં ધર્મને નામે અથવા તો સ્વર્ગમાં પોતાની જગ્યા નોંધાવી લેવા માટે લોકો ખૂન કરવા તૈયાર હોય ત્યાં લોકોને ખુનામરકીભરી ત્રાસનીતિની આદત પાડવી એ ભયંકર વસ્તુ છે. રાજદ્વારી હેતુ માટે ખૂન કરવું એ ખરાબ તો છે જ. પરંતુ રાજદ્વારી હેતુથી ખુનામરકીને માર્ગે જનાર સાથે દલીલ પણ કરી શકાય અને એ માર્ગેથી વાળી તેને બીજે માર્ગે ચડાવી પણ શકાય, કારણકે દેખીતી રીતે જે હેતુ તે સિદ્ધ કરવા ઇચ્છે છે તે ઐહિક છે, અંગત નથી પણ રાષ્ટ્રીય છે. પણ ધર્મના હેતુથી કરવામાં આવતી ખુનામરકી વધારે ખરાબ છે, કારણ તેનો હેતુ ઐહિક નથી, પણ પરલોકમાં સદ્ગતિ

મેળવવાનો હોય છે અને એવી બાબતમાં તો દલીલ કરવાનો પ્રયત્ન જ મિથ્યા છે કેટલીક વાર આ બે હેતુઓનો ભેદ પાડનારી રેખા બહુ ઝાંખી હોય છે, લગભગ અદૃશ્ય થઈ જાય છે, અને કોઈક આધ્યાત્મિક પ્રક્રિયાથી રાજદ્વારી ખૂન એ અડધું ધાર્મિક થઈ જાય છે

કોઈ ત્રાસવાદીએ ચિત્તાગોંગમાં કરેલા પોલીસ અમલદારના ખૂને અને તેનાં પરિણામોએ ત્રાસવાદી પ્રવૃત્તિમાંથી નીપજનારાં ભયંકર પરિણામોનો તથા હિંદુસ્તાનની એકતા અને સ્વાતંત્ર્યની પ્રવૃત્તિ માટે તેમાં રહેલાં ભારે જોખમોનો હૂબહૂ ચિતાર નજર સામે ખડો કર્યો ચિત્તાગોંગની ઘટનાનું વેર વાળવા માટે જે અત્યાચારો થયા તે ઉપરથી સ્પષ્ટ જણાયું કે હિંદુસ્તાનમાં ફાસિસ્ટ* પદ્ધતિએ પગના કર્યાં હતાં ત્યારપછી ખાસ કરીને બંગાળમાં, આવા વૈરમૂલક અત્યાચારોના દાખલા ઘણા બન્યા યુરોપીયન અને ઍન્ગ્લોઇન્ડિયન કોમોમાં ફાસિસ્ટ વૃત્તિ કેળાઈ છે એ વિષે શંકા નથી બ્રિટિશ સામ્રાજ્યના કેટલાક હિંદી હજૂરિયાઓમાં પણ એ વૃત્તિ ઊતરી છે

વસ્તુ વિચિત્ર છે, પરંતુ આ ત્રાસવાદીઓમાં પણ અથવા તેમનામાંના ઘણામાં, ફાસિસ્ટ દૃષ્ટિબિન્દુ આવી ગયું છે, જોકે તેની દિશા જુદી છે, તેમનું રાષ્ટ્રપૂજક ફાસિઝમ એ યુરોપિયનો, ઍન્ગ્લોઇન્ડિયનો અને ઉપલા વર્ગના હિંદીઓના સામ્રાજ્યપૂજક ફાસિઝમનો જવાબ છે

૧૯૩૧ના નવેમ્બરમાં થોડા દિવસ માટે હું કલકત્તા ગયો. મારો કાર્યક્રમ બહુ ભરચક હતો ખાનગી રીતે વ્યક્તિઓને અને મંડળોને મળવા ઉપરાંત મેં કેટલીયે વિરાટ સભાઓમાં ભાષણો કર્યાં આ બધી સભાઓમાં મેં ત્રાસનીતિનો પ્રશ્ન ચર્ચ્યો અને એ નીતિ ભારતની મુક્તિને માટે કેટલી ભૂલભરેલી, નિરર્થક અને નુકસાનકારક છે એ બતાવવા પ્રયત્ન કર્યો મેં કોઈ ત્રાસવાદીઓને ગાળો ન દીધી આપણા કેટલાક દેશબન્ધુઓ, જેમણે કશું સાહસ કે પરાક્રમનું કામ કરવાની કદી હિંમત સરખી કરી નથી હોતી, તેઓ એ લોકોને 'હિચકારા' અને 'બાયલા' કહે છે, એવું કશું મેં ન કર્યું કોઈ પણ સ્ત્રી કે પુરુષ જે હમેશાં પોતાના હાથમાં

* અમુક એક નાનકડા વર્ગને માટે શસ્ત્રસજ્જ સરમુખત્યારી —અા ક.

માથું લઈને ફરતાં હોય તેમને બાયલા-કહેવાં એમાં નરી બેવકૂફી છે એવું મને હમેશાં લાગ્યું છે. એની અસર એટલી જ થાય છે કે પેલા બીકણુ ટીકાકારો, જેઓ દૂર રહ્યા રહ્યા બખાળા નાખે છે અને જેમનામાં તણુખલું તોડીને બે કટકા કરવાની પણ શક્તિ હોતી નથી, તેમના પ્રત્યે પેલા માણસો કાંઈક વધુ તિરસ્કાર સેવતા થઈ જાય છે.

સમીસાંઝનો વખત હતો અને કલકત્તાથી ઊપડી જવા માટે સ્ટેશને જવાની મારે થોડી જ વાર હતી, એટલામાં બે નવજવાનો મને મળવા આવ્યા. ઉંમરે બહુ નાના હતા, વીસની આસપાસના હશે. તેમના ચહેરા ફિક્કા અને લાગણીવાળા તથા આંખો ચમકતી હતી. તેઓ કોણ હતા તે હું જાણતો નહોતો, પણ તેમનો હેતુ હું તરત કળી ગયો. ત્રાસવાદીઓની ખુનામરકી સામે હું જે બોલ્યો હતો તેથી તેઓ મારી ઉપર ક્રોધે ભરાયલા હતા. તેમનું કહેવું એ હતું કે મારા આમ બોલવાની જુવાન માણસો ઉપર ખરાબ અસર થતી હતી, અને મારી આ દખલગીરી તેઓ સહી શકતા નહોતા. અમે થોડીક ચર્ચામાં ઊતર્યા. પરંતુ મારે સ્ટેશને જવાનો સમય થવા આવ્યો હતો એટલે હું ઉતાવળમાં હતો. મને ખ્યાલ છે કે અમારા અવાજ તેમજ મિજાજ તપ્યા, અને મેં તેમને કેટલાંક આકરાં વેણુ કહ્યાં. છૂટા પડતી વખતે તેમણે મને છેવટની ચેતવણી આપી કે ભવિષ્યમાં તમે આવું જ ઓતડું બાળતા રહેશો તો બીજાની અમે જે વલે કરી હતી તે જ વલે તમારી કરશું એમ માનજો.

મેં કલકત્તા છોડ્યું. ટ્રેનમાં રાતે સૂતો ત્યારે એ બે છોકરાઓના લાગણીથી ઉશ્કેરાયેલા ચહેરા મારી નજર સામે બહુ વખત સુધી રહ્યા. ચેતન અને શક્તિ તેમનામાં ઊભરાતાં હતાં. જો તેઓ સાચે માર્ગે વળે તો તેઓ ઉત્તમ સેવકો થઈ શકે એમ હતું. તેમની સાથે હું આકળો થયો અને કાંઈક તોછડાઈ પણ કરી તે માટે મને દુઃખ થયું, અને તેમની સાથે વધારે વાતો કરવાની તક મળી હોત તો સારું થાત એમ થયું. તેમનાં ઉજ્જવળ યુવાન જીવનને બીજે માર્ગે વાળવાનું હું કદાચ સમજાવી શક્યો હોત, તેમને બતાવી શક્યો હોત કે દેશની

સેવા અને મુક્તિના માર્ગમાં માહસ અને બલિદાન માટે તકો કાંઈ ઓછી નથી. ત્યારપછી પણ તેમના વિચાર મને ઘણીવાર આવ્યા છે. તેમનાં નામ હું નથી મેળવી શક્યો, તેમ તેમનો બીજો કશો પત્તો પણ મને નથી મળ્યો. ઘણીવાર તો એવો વિચાર આવે છે કે તેઓ બિચારા મરી ગયા હશે અથવા આંદામાનની જેલની કોઈક કોટડીમાં સડતા હશે.

ડિસેમ્બર મહિનો હતો. અલ્લાહાબાદમાં બીજી ખેડૂત પરિષદ ભરાઈ ગઈ. પછી હું દક્ષિણમાં કર્ણાટક જવા ઊપડ્યો. કારણ હિંદુસ્તાની સેવાદળના મારા જૂના સાથી ડૉ. હાર્ડિકરને બહુ વખત થયાં મેં ત્યાં જવા વચન આપેલું હતું. રાષ્ટ્રીય પ્રવૃત્તિમાંનો સ્વયંસેવક વિભાગ તે સેવાદળ. તે કેટલાક વખતથી મહાસભાનું એક અંગ બન્યું હતું, જોકે તેનું તંત્ર તદ્દન અલગ હતું. ૧૯૩૧ના ઉનાળામાં કાર્યવાહક સમિતિએ તેને મહાસભાના તંત્રમાં સંપૂર્ણ રીતે જોડી દેવાનું અને તેને મહાસભાનો સ્વયંસેવક વિભાગ બનાવવાનું ઠરાવ્યું. આ ઠરાવનો અમલ થયો, અને ડૉ. હાર્ડિકરને તથા મને એ વિભાગ સોંપવામાં આવ્યો. દળનું મુખ્ય મથક કર્ણાટક પ્રાન્તમાં હૂબળી શહેરમાં જ રાખવામાં આવ્યું હતું, અને દળને લગતા વિવિધ સમારંભો માટે ત્યાંની મુલાકાત લેવા ડૉ. હાર્ડિકરે મને બોલાવ્યો હતો. તેમણે કર્ણાટકમાં મારો થોડા દિવસનો પ્રવાસ ગોઠવ્યો. સર્વત્ર લોકોનો ભારે ઉત્સાહ જોઈ હું ચકિત થઈ ગયો. ત્યાંથી પાછા ફરતાં 'માર્શલ લૉ'ની ખ્યાતિવાળા સોલાપુરની મુલાકાત લીધી.

કર્ણાટકનો આ પ્રવાસ મારે માટે વિદાયના મેળાવડાઓ જેવો થઈ ગયો. મારાં ભાષણો વિદાયગીતો જેવાં થયાં, જોકે તેમાં સંગીતને બદલે લડાઈ ભરી હતી. સંયુક્ત પ્રાન્તમાંથી મળતા સમાચાર સ્પષ્ટ અને ચોક્કસ હતા, સરકારે પૂર જોરથી કોરડો વીંઝવા માંડ્યો હતો. અલ્લાહાબાદથી કર્ણાટક જતાં હું કમલા સાથે મુંબઈ ગયો હતો. તે ફરી માંદી પડી હતી, એટલે મુંબઈ લઈ જઈ મેં તેની સારવારની વ્યવસ્થા કરી. અલ્લાહાબાદથી મુંબઈ પહોંચ્યા પછી તરત જ અમને સમાચાર મળ્યા હતા કે હિંદની સરકારે સંયુક્ત પ્રાંત માટે ખાસ 'ઑર્ડિનન્સ' કાઢ્યું હતું.

ગાંધીજી આવે ત્યાંસુધી રાહ નહિ જોવાને સરકારે નિર્ણય કર્યો હતો; જોકે ગાંધીજી તે વખતે ભરદરિયે હતા અને થોડા જ દિવસમાં મુંબઈ ઊતરવાના હતા. આ ઑર્ડિનન્સ કિસાનોની ચળવળને પહોંચી વળવા માટે કાઢવામાં આવ્યાનું કહેવામાં આવતું હતું પરંતુ તેનો વ્યાપ એટલો અસાધારણ વિશાળ અને દૂરગામી હતો કે તમામ જાતની રાજદ્વારી અને સાર્વજનિક પ્રવૃત્તિને તે અશક્ય કરી મૂકે છોકરાઓ અને સગીરોના ગુના માટે માબાપો અને વાલીઓને સજા કરવાની પણ કલમો તેમાં હતી. આ તો બાઇબલની જૂની પ્રથાનો ઊલટો ક્રમ થયો!*

આ જ અરસામાં ગાંધીજીએ રોમમાં ' ગ્રીઓરનાલ દિતાલિયા ' નામના એક છાપાને આપેલી કહેવાતી મુલાકાતનો અહેવાલ અમારા વાંચવામાં આવ્યો એ જોઈ અમને નવાઈ લાગી, કારણ રોમમાં આમ કશા પ્રસંગ વિના તેઓ મુલાકાત આપે એ ગાંધીજીના સ્વભાવથી વિરુદ્ધ હતું. અહેવાલને ઝીણવટથી તપાસતાં જણાયું કે તેમાં ઘણા શબ્દો અને પ્રયોગો એવા હતા જે ગાંધીજી કદી ન વાપરે એટલે તેનો ઇનકાર બહાર પડ્યો તે પહેલાં જ અમને તો ખાતરી થઈ ગઈ હતી કે છપાયા પ્રમાણે મુલાકાત તેમણે ન જ આપી હોય અમે ધારી લીધું કે તેમણે જે કહ્યું હશે તેની સારી પેઠે વિકૃતિ કરવામાં આવી છે. પછી તેમનો પોતાનો સ્પષ્ટ ઇનકાર છપાયો તેમણે જણાવ્યું કે રોમમાં તેમણે કોઈ છાપાવાળાને મુલાકાત આપી જ નહતી. અમારા મનમાં તો ચોક્કસ જ હતું કે કોઈએ તેમની ગમત ઉડાવી છે પરંતુ અમને તાજુબી તો એ થઈ કે બ્રિટિશ છાપાઓએ અને આગેવાન લોકોએ ગાંધીજીની વાત ન માની અને તિરસ્કારપૂર્વક તેમને જૂઠા કહ્યા આથી અહીં સૌને દુઃખ થયું અને રોષ થયો

---

* અહીં જરા કટાક્ષ છે બાઇબલમાં મોઝિસ પેગંબર ઈશ્વરના ૧૦ આદેશ ગણાવે છે, તે ગણાવતાં એક સ્થાને કહે છે કે તમે ખોટા દેવોને ન પૂજશો, પૂજશો તો ખબરદાર! કારણ ઈશ્વર તો ઈર્ષ્યાળુ દેવ છે, બીજા દેવોને એ સાંખી શકતો નથી, માતપિતાનાં પાપોને માટે ત્રીજી ચોથી પેઢી સુધી સંતાનોને સહન કરવું પડે છે. (ડયુટે ૫. ૯) આથી ઊલટો ક્રમ એટલે સંતાનોના પાપને માટે માતપિતાએ સહન કરવું! —ભા. ક.

હું તો અલ્લાહાબાદ પાછો જવા અને કર્ણાટકનો પ્રવાસ જતો કરવા આતુર હતો. મને લાગ્યા કરતું હતું કે સંયુક્ત પ્રાંતના મારા સાથીઓ માથે અત્યારે મારું સ્થાન છે. યુક્તપ્રાંતમાં આટઆટલું બની રહ્યું હતું તે વખતે ત્યાંથી દૂર હોવું એ ભારે કસોટી હતી. છતાં કર્ણાટકના પ્રવાસને વળગી રહેવાનો છેવટે મેં નિશ્ચય કર્યો. મુંબઈ પાછો ફર્યો ત્યારે મિત્રોએ સલાહ આપી કે ગાંધીજી આવે ત્યાંસુધી મારે રોકાઈ જવું. તેમને આવી પહોંચવાને એક અઠવાડિયાની જ વાર હતી. પણ તેમ કરવું મારે માટે અશક્ય હતું. અલ્લાહાબાદથી પુરુષોત્તમદાસ ટંડન અને બીજાઓની ગિરફતારીના સમાચાર આવ્યા. તે ઉપરાંત એ જ અઠવાડિયામાં ઇટાવા મુકામે અમારી પ્રાન્તિક પરિષદની બેઠક થવાની હતી. એટલે મેં અલ્લાહાબાદ જવાનો અને જો છૂટો રહું તો ૭ દિવસ પછી ગાંધીજીને મળવા અને કાર્યવાહક સમિતિની બેઠકમાં ભાગ લેવા મુંબઈ આવવાનો ઠરાવ કર્યો. કમલાને મુંબઈમાં પથારીવશ છોડી

અલ્લાહાબાદ હું પહોંચ્યું તેનીયે પહેલાં છેવકી સ્ટેશને નવા 'ઑર્ડિનન્સ' મુજબ એક હુકમ મારી ઉપર બજાવવામાં આવ્યો. અલ્લાહાબાદ સ્ટેશને તે જ હુકમની બીજી નકલ મારી ઉપર બજાવવાનો પ્રયત્ન થયો અને મારે ઘેર એક ત્રીજી વ્યક્તિએ એ જ હુકમ ત્રીજીવાર બજાવવાનો પ્રયત્ન કર્યો. સરકાર કશું જ જોખમ ખેડવા તૈયાર નહોતી એ ઉઘાડું હતું. હુકમ એવો હતો કે મારે અલ્લાહાબાદની મ્યુનિસિપલ હદમાં જ રહેવું, કોઈ પણ જાહેર સભા કે મેળાવડામાં ભાગ નહિ લેવો, જાહેરમાં કશું બોલવું નહિ તેમ છાપામાં કે પત્રિકામાં કશું લખવું નહિ. આ ઉપરાંત બીજા પણ ઘણા પ્રતિબંધો હતા. આવા જ હુકમો મારા બીજા ઘણા સાથીઓ ઉપર બજાવવામાં આવ્યા હતા. આમાં તસદ્દુક શેરવાણી પણ હતા. ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટે એ હુકમ કાઢેલો હતો. તેમને મેં બીજે દિવસે હુકમની પહોંચનો કાગળ લખ્યો, તેમાં જણાવ્યું કે મારે શું કરવું અને શું ન કરવું એ વિષેના તમારા હુકમ મુજબ વર્તવાનો મારો વિચાર નથી, મારું સામાન્ય કામકાજ હું મારા સામાન્ય ક્રમ મુજબ કર્યે જઈશ

અને મારા કામકાજને જ અંગે ગાંધીજીને મળવા તથા મહાસભાની કાર્યવાહક સમિતિ, જેનો હું મંત્રી છું, તેની બેઠકમાં ભાગ લેવા હું તુરતમાં મુંબઈ જવાનો વિચાર રાખું છું.

અમારી સામે એક નવો પ્રશ્ન ઊભો થયો. એ અઠવાડિયામાં ઇટાવા મુકામે અમારી પ્રાન્તિક પરિષદ મળવાની હતી. ગાંધીજીના આગમનની તારીખ અને પરિષદની તારીખ એક આવતી હોવાથી પરિષદ મુલતવી રાખવાની અને સરકાર સાથે ઝઘડો ન વહોરવાની સૂચના કરવાના ઇરાદાથી હું મુંબઈથી આવ્યો હતો. પરંતુ અલ્લાહાબાદ હું પહોંચું તે પહેલાં જ સંયુક્ત પ્રાંતની સરકાર તરફથી અમારા પ્રમુખ શેરવાણીને જહાંગીરી સૂચના મળી હતી. તેમને પૂછવામાં આવ્યું હતું કે પરિષદમાં કિસાનોના પ્રશ્નની ચર્ચા કરવામાં આવનાર છે કે કેમ? જો ચર્ચા કરવાની હશે તો સરકાર પરિષદ ભરાતી જ અટકાવશે. આખા પ્રાંતને ખળભળાવી રહેલા કિસાનોના પ્રશ્નની ચર્ચા કરવી એ તો પરિષદનો મુખ્ય હેતુ હતો. પરિષદ ભરવી અને એ પ્રશ્નની ચર્ચા ન કરવી એ તો બેહૂદું અને પોતાનો ઠઠ્ઠો કરવા સમાન હતું. વળી અમારા પ્રમુખને કે બીજા કોઈને પણ પરિષદને એ રીતે બાંધી દેવાની સત્તા ન હોય. સરકારની ધમકી સિવાય પણ અમારામાંના કેટલાકનો ઇરાદો પરિષદને મુલતવી રાખવાનો હતો, પરંતુ આ ધમકીથી આખી સ્થિતિ પલટાઈ ગઈ. અમારામાંના ઘણા આવી બાબતમાં બહુ આગ્રહી હતા, અને સરકાર ફરમાવે તેમ કરવું એ વિચાર કોઈને ગમે એવો તો નહોતો જ. ખૂબ ચર્ચા કર્યા પછી અમે આ કડવો ઘૂંટડો ગળી જઈ પરિષદ મુલતવી રાખવાના ઠરાવ ઉપર આવ્યા. આમ કરવાનું કારણ એ હતું કે સરકાર તરફથી શરૂ થઈ ચૂકેલા ઝઘડાને કોઈ પણ ભોગે, ગાંધીજી આવી પહોંચે ત્યાં સુધી, આગળ વધતો અટકાવવા અમે ઇચ્છતા હતા. તેઓ પોતે જેનું સુકાન ધારણ કરવા અસમર્થ થઈ જાય એવી સ્થિતિ તેમને માટે તૈયાર કરી મૂકવાની અમારી ઇચ્છા નહોતી. અમે પ્રાંતિક પરિષદ મુલતવી રાખી તે છતાં ઇટાવામાં પોલીસ અને લશ્કરનું સારું પ્રદર્શન થયું, છૂટાછવાયા આવી ચડેલા

પ્રતિનિધિઓને પકડવામાં આવ્યા, અને ત્યાં એક સ્વદેશી પ્રદર્શન ગોઠવવામાં આવ્યું હતું તેનો લશ્કરે કબજો લીધો.

શેરવાણીએ તથા મેં ૨૬મી ડિસેમ્બરની સવારે મુંબઈ જવા નીકળવાનો વિચાર રાખ્યો. સંયુક્ત પ્રાંતની પરિસ્થિતિ વિષે સલાહમસલત કરવા માટે કાર્યવાહક સમિતિએ શેરવાણીને ખાસ આમંત્રણ આપ્યું હતું અમારા બન્ને ઉપર ઑર્ડિનન્સની રૂએ અલ્લાહાબાદ શહેર નહિ છોડવાના હુકમો હતા જ અલ્લાહાબાદ તથા સંયુક્ત પ્રાંતના બીજા જિલ્લાઓના ગામોમાં ગણોત નહિ ભરવાની જે ચળવળ ચાલતી હતી તેની સામે આ ઑર્ડિનન્સ કાઢ્યાનું કહેવામાં આવતું હતું આ ગામડાઓની મુલાકાત લેતા અમને સરકાર અટકાવે એ સમજી શકાય એવું હતું પરંતુ આ કિસાનોની ચળવળ અમે મુંબઈ શહેરમાં જઈને તો નહોતા જ ચલાવી શકવાના એ ઉઘાડું હતું અને ઑર્ડિનન્સ જો કિસાનોની ચળવળ માટે જ હોય તો તો પ્રાંત છોડીને અમારું જવું આવકારપાત્ર લેખાવું જોઈતું હતું ઑર્ડિનન્સ કાઢવામાં આવ્યું ત્યારથી જ અમારી નીતિ હુમલો કરવાને બદલે હુમલો ઝીલવા તરફ રહી હતી હુકમભંગના થોડાક છૂટક દાખલા બન્યા હતા ખરા, છતાં એકંદરે ઑર્ડિનન્સ સાથે અથડામણમાં આવવાનું અમે ટાળ્યું જ હતું. સંયુક્ત પ્રાંતની સમિતિનો ઇરાદો તો તત્કાળપૂરતો સરકાર સાથે ઝઘડો ટાળવાનો અથવા મુલતવી રાખવાનો હતો એ સ્પષ્ટ હતું શેરવાણી અને હું મુંબઈ જતા હતા. ત્યાં ગાંધીજી સાથે કાર્યવાહક સમિતિ આ બાબતોનો વિચાર કરવાની હતી અને તેમના છેવટના નિર્ણયો શા થશે તે કોઈ જાણતું નહોતું. મને પોતાને તો તે વિષે કશી ખાતરી નહોતી જ.

આવી આવી ગણતરી ઉપરથી મેં વિચાર કર્યો કે અમને જવા દેવામાં આવશે અને હદબંધીના હુકમના અક્ષરનો ભંગ કાંઈ નહિ તો તે વખત પૂરતો, સરકાર જતો કરશે. પણ મારા અંતરમાં તો મને એથી વિરુદ્ધ પ્રતીતિ જ થતી હતી

આગગાડીમાં બેઠા ત્યાં સવારના છાપામાં સરહદ પ્રાંતના નવા ઑર્ડિનન્સના તથા અબદુલ ગફારખાન, ડૉ. ખાનસાહેબ તથા

બીજાઓની ગિરફતારીના સમાચાર અમે વાંચ્યા. થોડા જ વખતમાં અમારી ગાડી, મુમ્બઈ મેલ, ઈરાદતગંજ નામના નાના સ્ટેશન આગળ થોભી. ત્યાં મેલ સામાન્ય રીતે થોભતી નથી. પોલીસ અમલદારો અમને પકડવા માટે ગાડીમાં ચડયા. રેલવે લાઈનની બાજુએ જેલની મોટર તૈયાર હતી. કેદીઓ મારેની એ બંધ ગાડીમાં શેરવાણી અને હું બેઠા અને મોટર નેની હંકારાઈ. અંગ્રેજ પોલીસ સુપરિન્ટેન્ડન્ટ જેણે અમને નાતાલની ભેટો આપવાના તહેવારને દિવસે વહેલી સવારે પકડયા હતા તે ગમગીન અને દુઃખી દેખાતો હતો. એની નાતાલ અમે બગાડી હતી.

ચાલ્યા પાછા જેલમાં!

'સુખની ક્ષણવાર વિદાય લઈ,
કંઈ કાળ તું દુઃખની મ્હાસ જ લે *

* પંડિતજીએ ટાંકેલી શેક્સપિયરની પંક્તિ ઉપરથી. —અા. ક.

## ૪૧

## ઑર્ડિનન્સો, પકડાપકડી, જપ્તીઓ

અમારા પકડાયા પછી બે દિવસે ગાંધીજી મુંબઈ ઊતર્યા. આ બધી નવી બનેલી ઘટનાઓની એમને અહીં આવ્યા ત્યારે જ ખબર પડી. લંડનમાં તેમણે બંગાળના ઑર્ડિનન્સ વિષે સાંભળ્યું હતું, અને તેથી તેઓ ખૂબ અસ્વસ્થ થયા હતા. અહીં આવતાં વેંત તેમણે જોયું કે સંયુક્ત પ્રાન્ત અને સરહદ પ્રાન્તના ઑર્ડિનન્સો રૂપી નાતાલની નવી ભેટો તેમને માટે તૈયાર છે, અને બન્ને પ્રાન્તોના પોતાના અતિ નિકટના સાથીઓ પકડાઈ ચૂક્યા છે. પાસો ફેંકાઈ ચૂક્યો હતો અને સુલેહની કશી આશા રહી નહોતી, એ સ્પષ્ટ હતું. છતાં કંઈક માર્ગ કાઢવાનો તેમણે એક પ્રયત્ન કર્યો, અને તે માટે વાઈસરૉય લૉર્ડ વિલિંગ્ડનની મુલાકાત માગી. નવી દિલ્હીથી તેમને ખબર આપવામાં આવી કે અમુક શરતોએ જ તેમને મુલાકાત મળી શકશે: મુલાકાતમાં તેમણે બંગાળ, સંયુક્ત પ્રાન્ત તથા સરહદ પ્રાન્તમાં બનેલી તાજી ઘટનાઓ વિષે, નવા ઑર્ડિનન્સો વિષે, તેમજ તેની રૂએ થયેલી પકડાપકડી વિષે વાત કરવી નહિ. (આ મેં મારી યાદદાસ્ત ઉપરથી લખ્યું છે. વાઈસરૉયના જવાબનો અસલ દસ્તાવેજ મારી પાસે અત્યારે નથી.) ગાંધીજીને અથવા તો મહાસભાના બીજા કોઈ પણ નેતાને, દેશને ખળભળાવી મૂકનારી આ બાબતો સિવાય બીજી શી વાતો વાઈસરૉય સાથે કરવાની હોય તે કોઈની પણ સમજમાં આવે એમ નથી. પણ એટલી વાત સ્પષ્ટ હતી કે હિંદ સરકારે મહાસભાને છૂંદી નાખવાનો નિરધાર કર્યો હતો, અને તેની સાથે તેને કાંઈ પણ મસલત કરવાની ઇચ્છા જ નહોતી. સવિનય ભંગનો આશ્રય લેવા સિવાય કાર્યવાહક સમિતિ પાસે બીજો રસ્તો નહોતો. કોઈ પણ ક્ષણે સમિતિના બધા સભ્યો પકડાઈ જશે એવું વાતાવરણ હતું. તેમને ફરજિયાત વિદાય લેવી પડે તે પહેલાં દેશને ચોક્કસ

દિશાસૂચન તેઓ આપવા ઇચ્છતા હતા. એટલે આવી પડે તો ઉપયોગ કરવા માટે સવિનય ભંગનો ઠરાવ તેમણે પસાર કરી મૂક્યો, અને વાઇસરૉયની મુલાકાત મેળવવાનો ગાંધીજીએ બીજો પ્રયત્ન કર્યો. કોઈ પણ શરત વિના મુલાકાતની માગણી કરનારો બીજો તાર તેમણે વાઇસરૉયને કર્યો. તેના જવાબમાં ગાંધીજીને અને મહાસભાના પ્રમુખને પકડવામાં આવ્યા. ચાંપ દબાવવામાં આવી, અને દેશભરમાં ઝનૂની દમનના દોર છૂટા મુકાયા. બીજા કોઈને લડાઈ જોઈતી હોય કે નહિ, પણ સરકારને તો ક્યારે લડું ક્યારે લડું એમ થઈ જ રહ્યું હતું.

અમે તો જેલમાં પડેલા હતા ત્યાં આ બધા સમાચાર છૂટાછવાયા અને તૂટક તૂટક મળ્યા. અમારો મુકદ્દમો નવા વરસના દિવસ ઉપર મુલતવી રહ્યો, એટલે અમે હજી કાચા કેદી રહ્યા અને સજા પામેલા કેદી કરતાં અમને વધારે મુલાકાતો મળતી. વાઇસરૉયે મુલાકાત આપવી જોઈતી હતી કે નહિ તે વિષે ચાલેલી ભારે ચર્ચા વિષે પણ અમારા સાંભળવામાં આવ્યું; જાણે કે એ મુલાકાતથી કશો ફેર પડવાનો હોય! મુલાકાતની આ ચર્ચાએ બીજી બધી બાબતોને ઘડીભર તો ઢાંકી દીધી. એમ કહેવામાં આવતું હતું કે લૉર્ડ અર્વિન જો વાઇસરૉય હોત તો તેણે મુલાકાત આપી હોત અને તે તથા ગાંધીજી મળ્યા હોત તો બધું સરખું થઈ જાત. હિંદુસ્તાનના છાપાંઓએ આવો ઉપરછલ્લો વિચાર કેમ કર્યો હશે અને મુદ્દાની વાત કેમ વીસરી ગયાં હશે તેની મને તાજુબી લાગતી. હિંદી રાષ્ટ્રહિત અને બ્રિટિશ સામ્રાજ્યહિત, એ બેનું પૂરેપૂરું પૃથક્કરણ કરીએ તો એ બેનો કદી મેળ ન ખાય એ તરત જણાઈ આવે એવું છે. એ બે વચ્ચેનો અનિવાર્ય સંઘર્ષ તે શું બે વ્યક્તિઓની અંગત ધૂન ઉપર આવીને અટકે? ઇતિહાસમાં પરસ્પર વિરોધી ઠરેલાં બે બળો વચ્ચેનો ઝઘડો શું સ્મિતવિનિમય અને શિષ્ટાચારના ચાર મીઠા શબ્દોથી પતી જઈ શકે? ગાંધીજીને અમુક પગલું લીધા વિના છૂટકો જ નહોતો, કારણ હિંદી રાષ્ટ્રીયતા પોતાનું પેટ ચીરીને આપઘાત કરી શકે એમ નહોતું, અથવા જીવ સટોસટની બાબતોમાં પરદેશી હુકમોને મૂંગે મોઢે વશ થઈ શકે એમ પણ નહોતું. બીજી તરફથી હિંદના બ્રિટિશ

વાઈસરૉયને આ રાષ્ટ્રીયતાના પડકારને પહોંચી વળવા અમુક રીતે જ કામ લીધે છૂટકો હતો; બ્રિટિશ હિતસંબંધોનું રક્ષણ કરવાનો પ્રયત્ન કર્યા વિના તેને કેમ ચાલે? એટલે આ પ્રસંગે વાઈસરૉય ફલાણા લૉર્ડ હોય કે ઢીકણા લૉર્ડ હોય તેથી ઝાઝાભાર ફેર પડવાનો ન હતો. લૉર્ડ વિલિંગ્ડને જે કર્યું તે જ લૉર્ડ અર્વિને કર્યું હોત, કારણ તેઓ બન્ને બ્રિટિશ સામ્રાજ્યવાદી નીતિનાં હથિયાર હોઈ, તેમને આંકી આપેલી હદમાં જ રહેવું પડત અને કોઈ ફેરફાર કરવા ધારે તો પણ બહુ નજીવા ફેરફાર તેઓ કરી શકત. પાછળથી લૉર્ડ અર્વિન બ્રિટિશ સરકારના સભ્ય હતા જ ને? હિંદુસ્તાન સરકારે જે જે પગલાં લીધાં તેમાં પૂરેપૂરી રીતે હામાં હા ભણવા સિવાય તેમણે શું કરેલું? હિંદુસ્તાનમાંની બ્રિટિશ રાજનીતિ માટે અમુક વાઈસરૉયને વખાણવા કે વખોડવા એ મને તો તદ્દન બાલિશ લાગે છે. આવી મિથ્યા ચર્ચામાં વખત ગુમાવવાની આપણને ટેવ પડી છે તે કાં તો ખરા મુદ્દાના અજ્ઞાનને કારણે હોય કે પછી આપણે ઇરાદાપૂર્વક એ મુદ્દા ઉડાવી દેવા ઇચ્છતા હોઈએ તે કારણે હોય.

૧૯૩૨ના જાન્યુઆરીની ૪થી તારીખ એ ઇતિહાસમાં લખાઈ જશે. તે દિવસે દલીલો અને ચર્ચાઓની સમાપ્તિ થઈ. તે પુણ્ય પ્રભાતે ગાંધીજી અને મહાસભાના પ્રમુખ વલ્લભભાઈ પટેલને પકડ્યા અને મુકદ્દમો ચલાવ્યા વિના રાજકેદી તરીકે જેલમાં પૂરી દીધા. ચાર નવાં ઑર્ડિનન્સો બહાર પડ્યાં, તેમાં મૅજિસ્ટ્રેટો અને પોલીસ અમલદારોને કંઈ શુમાર વિનાની સત્તાઓ આપવામાં આવી. નાગરિકના સ્વાભાવિક સ્વાતંત્ર્યનો અંત આવ્યો. કોઈ પણ માણસ કે મિલકતનો અમલદારો ગમે ત્યારે કબજો લઈ શકતા. આખા દેશ ઉપર જાણે એક પ્રકારનો ઘેરો જાહેર થયો. એ ઘેરાનો અમલ કેટલા વિસ્તારમાં અને કેટલી સખતાઈથી કરવો એ સ્થાનિક અમલદારોની મુનસફી ઉપર છોડવામાં આવ્યું.*

---

* હિંદ માટેના રાજ્યસચિવ સર સેમ્યુઅલ હોરે ૧૯૩૨ના માર્ચની ૨૪મી તારીખે વિલાયતની આમની સભામાં કહ્યું હતું. "હું કબૂલ કરું

તે જ જાન્યુઆરીની ૪થી તારીખે નૈની જેલમાં સંયુક્ત પ્રાન્તના ઇમર્જન્સી પાવર્સ ઑર્ડિનન્સની રૂએ અમારી ઉપર કામ ચાલ્યું. શેરવાણીને ૭ મહિનાની સખત કેદ અને રૂ. ૧૫૦) દંડની સજા થઈ. મને બે વરસની સખત કેદ અને રૂ. ૫૦૦) દંડની સજા થઈ. (દંડ ન ભરાય તો ૭ મહિના કેદ વધારે.) અમારા બન્નેના ગુના તો એક જ હતા; અલ્લાહાબાદ શહેરમાં અટકાયતના એકસરખા હુકમો જ અમારી બન્ને ઉપર બજાવવામાં આવ્યા હતા; સાથે જ મુંબઈ જવાનો પ્રયત્ન કરીને અમે બન્નેએ એક જ રીતે હુકમનો ભંગ કર્યો હતો; એક જ કલમ નીચે અમને બન્નેને પકડવામાં આવ્યા હતા અને અમારી ઉપર કામ ચાલ્યું હતું. છતાં અમારી બેની સજામાં આવડો મોટો ફેર હા, અમારા ગુનામાં એક તફાવત હતો ખરો. મેં જિલ્લા મૅજિસ્ટ્રેટને કાગળ લખ્યો હતો અને હુકમનો અનાદર કરી મુંબા જવાનો મારો ઇરાદો તેને જણાવ્યો હતો. શેરવાણીએ આવી કશી રીતસરની નોટિસ આપી નહોતી. પરંતુ તેમનું જવાનું તો મારા જેટલું જ જાહેર હતું. છાપાઓમાં પણ તે આવી ગયું હતું. સજા ફરમાવવામાં આવી કે તરત શેરવાણીએ મુકદ્દમો ચલાવનાર મૅજિસ્ટ્રેટને પૂછ્યું કે મને ઓછી સજા કરવામાં આવી છે તે હું મુસલમાન છું એ કારણે તો નથી ને? ત્યાં હાજર હતા તેમને બધાને આથી હસવું આવ્યું અને મૅજિસ્ટ્રેટ બિચારો મૂંઝાયો.

૪થી જાન્યુઆરીના તે ઇતિહાસવિધાયક દિવસે, દેશભરમાં ઘણા ઘણા બનાવો બન્યા. અમે હતા ત્યાંથી થોડે જ દૂર અલ્લાહાબાદ શહેરમાં લોકોનાં મોટાં ટોળાં પોલીસ અને લશ્કર સાથે અથડામણમાં આવ્યાં, અને હમેશ મુજબના લાઠીપ્રહારો થયા, તેને પરિણામે અનેક ઘાયલ થયા અને કેટલાક મરી ગયા. સવિનય ભંગવાળા કેદીઓથી જેલો ઊભરાવા માંડી. શરૂઆતમાં

---

છું કે અમે જે ઑર્ડિનન્સોને મંજૂરી આપી છે તે બહુ જબરદસ્ત અને આકરાં છે. આખા દેશમાં જીવનની લગભગ દરેક પ્રવૃત્તિ તેના વ્યાપમાં આવી જાય છે."

તો કેદીઓને જિલ્લા જેલોમાં લઈ જતા અને નૈની તથા બીજી મોટી સેન્ટ્રલ જેલોમાં તો ત્યાં ન સમાઈ શકે તેમ તેમ કેદીઓ લઈ જવામાં આવતા. પરંતુ થોડીવારમાં તો બધી જ જેલો ભરાઈ ગઈ, એટલે મોટી કામચલાઉ કાચી જેલો ઊભી કરવી પડી.

નૈનીના અમારા નાના વાડામાં તો બહુ થોડા આવ્યા. મારા જૂના સાથી નર્મદાપ્રસાદ મારી સાથે જોડાયા પછી રણજિત પંડિત અને મારા પિતરાઈ મોહનલાલ નેહરુ આવ્યા. બરાક નં. ૬ની અમારી નાની મંડળીમાં બનાર્ડ આલુવિહારી નામના ભાઈનો એક આશ્ચર્યકારી વધારો થયો. એ જુવાન મિત્ર લંકાના હતા અને બેરિસ્ટર થઈ તાજા જ ઇંગ્લંડથી પાછા ફર્યા હતા. મોટા કાર્યક્રમો થાય તેમાં ન સંડોવાવાનું મારી બહેને તેમને કહી રાખેલું હતું; પરંતુ ઉત્સાહમાં આવી જઈ તેઓ સરઘસમાં જોડાયા અને કેદીગાડી તેમને જેલમાં લઈ આવી.

મહાસભા બેકાયદા જાહેર કરવામાં આવી. છેક ઉપર મહાસભાની કાર્યવાહક સમિતિથી માંડીને બધી પ્રાંતિક સમિતિઓ અને અસંખ્ય સ્થાનિક સમિતિઓ ગેરકાયદે જાહેર થઈ.

મહાસભાની સાથે સંબંધ તથા સહાનુભૂતિ ધરાવતી વિવિધ પ્રકારની અનેક સંસ્થાઓ — કિસાનસભાઓ, ખેડૂતમંડળો, યુવકસંઘો, વિદ્યાર્થીમંડળો, ક્રાંતિક ગરમ વિચારો ધરાવતી રાજકારી સંસ્થાઓ, રાષ્ટ્રીય વિદ્યાપીઠો અને શાળાઓ, ઇસ્પિતાલો, સ્વદેશી સંસ્થાઓ, પુસ્તકાલયો, — એ બધાં બેકાયદા જાહેર થયાં. યાદીઓ બહુ મોટી મોટી હતી અને દરેક મોટા પ્રાન્તમાં સેંકડો નામો જાહેર થયાં હતાં. આખા દેશની ગેરકાયદે જાહેર થયેલી સંસ્થાઓનો સરવાળો કરીએ તો આંકડો ઘણા હજારનો થવા જાય. ગેરકાયદે જાહેર થયેલી સંસ્થાઓની આ સંખ્યા જ મહાસભા અને રાષ્ટ્રીય ચળવળને ગૌરવ આપે એવી હતી

મારી પત્ની મુંબઈમાં બીમારીથી પથારીવશ પડી હતી. સવિનય ભંગમાં ભાગ ન લઈ શકવાને કારણે તે ધૂંધવાયાં કરતી હતી. મારાં માતુશ્રી અને મારી બન્ને બહેનો ઉત્સાહભેર લડતમાં

પડયાં, અને બંને બહેનો થોડા જ વખતમાં એક એક વરસની સજા લઈને જેલમાં પહોંચી ગઈ. જેલમાં નવા આવનારાઓ પાસેથી તથા અમને જે સ્થાનિક સાપ્તાહિક પત્ર વાંચવા મળતું હતુ તેમાંથી ભાંગ્યાતૂટયા સમાચારો અમને મળ્યાં કરતા. શું બનતું હતું તેની વિશેષે કરીને તો અમારે અટકળ જ કરવી પડતી, કારણ છાપાં ઉપરની ચોકી બહુ સખત હતી, અને વર્તમાનપત્રોને તથા સમાચાર પૂરા પાડનારી પેઢીઓને માથે હમેશ ભારે દંડનો ભય ઝઝૂમતો રહેતો. કેટલાક પ્રાન્તોમાં તો પકડાયેલ અથવા સજા પામેલ વ્યક્તિનુ નામ છાપવું એ પણ ગુનો ગણાતો.

આમ નૈની જેલમાં કેદ થઈ બહારની લડતથી અમે અળગા તો પડી ગયા હતા, પરંતુ સેંકડો રીતે તેમાં ઓતપ્રોત હતા; કાંતવાનું, વાંચવાનું, અને બીજું કામકાજ કરતા, તથા બીજી વાતોની ચર્ચા કરતા, પણ તેમ છતાં અમને વિચારો તો હમેશાં જેલની દીવાલોની બહાર જે બનતું હતું તેના જ આવતા હતા. આમ અમે બહારની દુનિયાથી અળગા હતા, છતાં અંદર જ હતા. કેટલીકવાર તો ઉત્કંઠા અને આકાંક્ષાની તાણ મન ઉપર બહુ ભારે પડતી. બહાર કાંઈ પણ વસ્તુ અયોગ્ય રીતે કરવામાં આવે તે માટે ગુસ્સો ચડતો; કોઈ નબળાઈ બતાવે કે શાન ન સાચવે તો તે પ્રત્યે તિરસ્કાર છૂટતો. 'પણ કોઈ કોઈ વાર અમે કાંઈ અજબ રીતે અનાસક્ત વૃત્તિમાં આવી જતા, અને શાંતિથી અને રાગરહિત દૃષ્ટિએ આખી લડત નિહાળી શકતા. અમને એમ લાગતું કે વિશાળ બળો જ્યાં કામ કરી રહ્યાં છે, જ્યાં, વિરાટ ચક્રો ચાલી રહ્યાં છે, ત્યાં વ્યક્તિઓની નાની નાની ભૂલો અને નબળાઈઓ શી વિસાતમાં ગણાય? આ લડત અને તેનો ખળભળાટ, લોકોનો વીરોચિત ઉત્સાહ, સરકારનું ક્રૂર દમન, કેટલાકની તિરસ્કારયોગ્ય કાયરતા—એ બધામાંથી આવતી કાલે શું નીપજશે તેના જ વિચારો અમને આવ્યાં કરતા હતા. અને આ બધું કયાં દોરી જાય છે? આપણે કયાં જઈ રહ્યા છીએ? ભવિષ્ય અમારી આગળથી ઢંકાયેલું હતું અને એ ઢંકાયેલું હતું એ જ ઠીક હતું; અમારે માટે તો વર્તમાન ઉપર

પણ પરદો જ હતો. પરંતુ અમે આટલું જાણતા હતા, કે જેમ વર્તમાન તેમજ ભાવી લડત, કષ્ટમહન અને બલિદાનથી ભરેલું હતું.

ફરી ઉતરશે રણે સુભટ ગ્રીમ ને ટ્રોયના,
અને રુધિરથી થશે મલિલ રક્ત ઝેન્થમ્‌તણાં;
થશે તુમુલ દ્વંદ્વ દારુણ્ એજેક્સ હેક્ટર્ તણા,
હેલન નિરખશે બધું નગરની દિવાલે ઉભી.
અમે મજશું શસ્ત્ર, કે મડદું દીન આલસ્યમાં,
ભજંત કદિ અંધ આશ, કદિક અંધ નૈરાશ્યને,
અને વદશું અંતરે, 'દઈ સુખો અમારું બધું,
પરંતુ નથિ જાણતા, પરમશ્રેય માગ્યુ ક ઈ.'*

---

* મેથ્યુ આર્નલ્ડના એક કાવ્યમાંથી એજેક્સ, હેક્ટર, હેલન એ ઇલિયડના પાત્રો છે હેલન (ગ્રીસની સુંદરી)ના હરણથી ટ્રોયની ઉપર ગ્રીસે ચડાઈ કરેલી અને દસ વર્ષ ટ્રોયનો ઘેરો ચાલેલો, હેક્ટર ટ્રોયનો બળવીર યોદ્ધો હતો, એજેક્સ ગ્રીસનો. આ પરદેશી નામો વૃત્તમાધુર્યમાં ક્ષતિ કરે છે તે વાચક ક્ષમા કરશે. ઝેન્થસ્ ટ્રોયની નદીનું નામ છે. —આ. ક.

## ૪૨

# બણગાંબાજી

૧૯૩૨ના એ શરૂઆતના મહિના બહુ યાદગાર હતા. બીજી અનેક વસ્તુઓ તે વખતે બની ગઈ, પણ ખાસ નોંધવા જેવી તો બ્રિટિશ અમલદારોએ પોતાની ભાટાઈનું અસાધારણ પ્રદર્શન કર્યું એ હતી. મોટા નાના અમલદારો, બણગાં ફૂંકી ફૂંકીને કહેવા લાગ્યા, 'અમે કેવા ભલા અને શાંતિ ચાહનારા છીએ, મહાસભાવાળા કેવા દુષ્ટ અને ઝઘડાળુ છે; અમે લોકશાહીના હિમાયતી છીએ, અને મહાસભાવાળા સરમુખત્યાર-શાહીના હિમાયતી છે. નહિ તો મહાસભાના પ્રમુખ શું કામ સરમુખત્યાર કહેવાય?' તમામ જાતની સ્વતંત્રતાને દાબી દેનારાં, વર્તમાનપત્રો અને છાપખાનાંઓને મોઢે ડૂચો દેનારાં, રીતસર કેસ ચલાવ્યા વિના લોકોને જેલમાં પૂરનારાં અને લોકોની માલમિલકત અને મતાનો કબજો કરનારાં, તથા એવી જ બીજી રોજ રોજ બનતી અનેક નાનીમોટી લીલા કરનારાં ઑર્ડિનન્સોને તેઓ પોતાની પુણ્યપ્રવૃત્તિના ઉત્સાહમાં નજીવાં ગણીને ભૂલી ગયા. હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યનું અસલ સ્વરૂપ કેવું છે તે પણ તેઓ ભૂલી ગયા. મહાસભાવાળાઓ (જેલમાં પડ્યા પડ્યા!) કેવા પોતાનાં તળિયાં તાજાં કરે છે, અને અમે મહિને માત્ર થોડાક જ હજાર રૂપિયાના ટૂંકા પગારે સાર્વજનિક હિતને માટે કેવું વૈતરું કરીએ છીએ એમ સરકારના પ્રધાનો (આપણા પોતાના જ દેશબંધુઓ) બહુ છટાથી વર્ણવવા લાગ્યા. નાના મૅજિસ્ટ્રેટો અમને ભારે સજાઓ ઠોકતા, એટલું જ નહિ પણ સજા કરતાં કરતાં ઉપદેશ પણ દેતા અને મહાસભાને તથા તેની સાથે સંબંધ ધરાવતા લોકોને ગાળો પણ આપતા. હિંદખાતાના બ્રિટિશ રાજ્ય-સચિવ સર સૅમ્યુઅલ હોર પણ પોતાના ઉચ્ચ પદથી પ્રાપ્ત થતા શાંત ગૌરવ સાથે વદ્યા કે કૂતરાં ભલે ભસ્યા કરતાં, અમારો

કાફ્રનો તો દૃશ્ય ન્યેં જ જાય છે કમનસીબે તેઓ વીસરી ગયા કે તુરતમાં તો જેનમાં પડ્યાં હતાં, ત્યાં તેઓ મહેલાઈથી ભસી શકે એમ નહોતું અને જે બહાર રહી ગયાં હતાં તેમને મોઢે ડૂચા દેવાયા હતા

આ બધામાં મોથી અજબ તો એ છે કે કાનપુરમાં થયેલા કોમી રમખાણોનો ટોપનો પણ મહાસભાને માથે ઓઢાડવામાં આવ્યો કમકમાટી છૂટે એવા આ રમખાણોની રૂંઆં ખડાં કરે એવી કહાણીઓ બહાર પાડવામાં આવી અને વખતોવખત એમ જ કહેવામાં આવ્યું કે તે માટે મહાસભા જવાબદાર હતી સાચી વાત તો એ હતી કે એ ભૂંડા પ્રકરણમાં કોઈએ ઊજળો ભાગ ભજવ્યો હોય તો તે મહાસભાએ જ ભજવ્યો હતો, તેના એક ગણ્યામાં ગણ્યા પુરુષે ત્યાં પોતાના પ્રાણ પાથર્યા હતા, અને તેના આ બલિદાને કાનપુરની દરેક કોમ અને દરેક પક્ષના માણસો પાસે આંસુ પડાવ્યાં હતાં આ રમખાણોના સમાચાર સાંભળતાં જ મહાસભાની કારોબારીની બેઠકમાં એક તપાસસમિતિ નિમાઈ હતી અને એ સમિતિએ બહુ વિગતોમાં ઊતરીને તપાસ કરી હતી ઘણા મહિનાની મહેનત પછી તેણે મોટો અહેવાલ બહાર પાડયો, તે સરકાર તરફથી તાબડતોબ જપ્ત થયેલો જાહેર કરવામાં આવ્યો તેની છાપેલી નકલો જપ્ત કરીને મને લાગે છે કે નાશ કરવામાં આવી તપાસનું પરિણામ આવી રીતે દાબી દેવાનો પ્રયત્ન કર્યા છતાં આપણા સરકારી ટીકાકારો અને બ્રિટિશ વર્તમાનપત્રો તો વખતોવખત બોલતાં જ રહ્યા કે રમખાણો મહાસભાની પ્રવૃત્તિને લીધે થયાં હતાં જરૂર, આ અને આવી બીજી બાબતોમાં છેવટે તો સત્યનો જ વિજય છે, છતાં ઘણીવાર સત્યનો પ્રચાર થાય તે પહેલાં અસત્યનો લાંબા સમય સુધી પ્રચાર થઈ ચૂક્યો હોય છે

કરી પોતાનું કામ, અસત્ય મળશે ધૂળમાં,
સત્યનું મોટું નામ, સત્ય જીતશે સર્વદા,
પણ તેની એ જીત, થશે માત્ર એવી ક્ષણે-
હાર થઈ કે જીત, પરવા કોઈને ના રહે

* પંડિતજીએ ટાંકેલી અંગ્રેજી પંક્તિઓનો અનુવાદ —ભા. ક.

મને લાગે છે કે યુદ્ધમાનસના આવા ઉશ્કેરાયેલા પ્રદર્શનમાં આ બધું સ્વાભાવિક ગણાય. આવા સંજોગોમાં સરકાર પાસેથી સત્ય અથવા સંયમની આશા કોઈ ન જ રાખે. પરંતુ આ બધું ધારેલી હદને પણ વટાવી જતું લાગતું હતું, અને તેમાં જોવામાં આવતું ઝનૂન અને નફટાઈ ખરેખર અજબ હતાં. હિંદુસ્તાનના અધિકારી વર્ગના જ્ઞાનતંતુઓ કેવા તંગ રહે છે, અને ભૂતકાળમાં તેઓએ પોતાની જાત ઉપર કેટલો બધો દાબ રાખ્યો હશે તેનું કાંઈક દર્શન આમાંથી મળતું હતું. તેમના આ ક્રોધને આપણા કાંઈ કરવા કે કહેવા સાથે સંબંધ હતો એમ તો નથી લાગતું, પણ સામ્રાજ્ય ખોઈ બેસવાની તેમની જૂની બીકનો સાક્ષાત્કાર એ તેમના પ્રકોપનું કારણ હતું. જે સત્તાધારીઓને પોતાના બળનો વિશ્વાસ હોય છે તેઓ આમ ભાન ભૂલતા નથી. એક તરફથી આ ચિત્ર અને બીજું એની સામેનું આપણું ચિત્ર, એ બેની વચ્ચેનો ભેદ બહુ ધ્યાન ખેંચે એવો હતો. કારણ એક બાજુએ એમનાં બણગાં ફૂંકાતાં હતાં ત્યારે બીજી બાજુએ મૌનનું સામ્રાજ્ય હતું,—સ્વેચ્છા અને ગૌરવયુક્ત સંયમનું મૌન નહિ, પણ જેલ, ત્રાસ અને સર્વવ્યાપી ચોકીદારના ભયનું એ મૌન હતું. આમ જબરદસ્તીથી મોઢાં બંધ ન કરેલાં હોત તો બીજી બાજુ પણ ઉશ્કેરાયેલા બૂમબરાડા, અતિશયોક્તિ અને ગાળાગાળીમાં પાછી હઠત નહિ. લોકલાગણી વ્યક્ત કરવાનો માત્ર એક માર્ગ હતો બેકાયદા પત્રિકાઓ. ઘણાં શહેરોમાં આવી પત્રિકાઓ વખતોવખત નીકળતી.

હિંદુસ્તાનમાંના બ્રિટિશ માલકીનાં ઍંગ્લોઇન્ડિયન વર્તમાનપત્રો પણ આ બણગાંબાજીમાં બહુ રસભેર જોડાયાં, અને કદાચ ઘણા કાળથી સેવેલા અને દબાવીને ગુપ્ત રાખેલા એવા ઘણાયે વિચારોનું તેમણે ઉચ્ચારણ કર્યું અને તેને જાહેરાત આપી. સાધારણ રીતે તેમને કાંઈક સાવધાન રહીને લખવું પડે છે, કારણ તેમના ઘણા વાચકો હિંદીઓ હોય છે. પરંતુ દેશમાંની લડતથી તેમની ઉપરના આ અંકુશો ધોવાઈ ગયા, અને અંગ્રેજ તેમજ હિંદી સૌનાં અંતરની તેમણે ઝાંખી કરાવી. હવે તો હિંદુસ્તાનમાં બહુ થોડાં ઍંગ્લોઇન્ડિયન પત્રો રહ્યાં છે. એક પછી એક એ

બંધ થવા લાગ્યાં છે. રહેવાંમાંનાં ઘણાંખરાં તેઓ જે સમાચાર પૂરા પાડે છે એ દૃષ્ટિએ, તેમજ તેમના સામાન્ય બાહ્ય દેખાવની દૃષ્ટિએ ઊંચી કોટિનાં છે. દુનિયાની ઘટનાઓ વિષેના તેમના અગ્રલેખો, જોકે હંમેશાં પ્રગતિવિરોધી દૃષ્ટિબિન્દુ રજૂ કરનારા હોય છે, છતાં સમર્થ, સાચી માહિતીવાળા તથા વસ્તુસ્થિતિની સમજ બતાવનારા હોય છે. વર્તમાનપત્રો તરીકે તો જરૂર આખા હિંદુસ્તાનમાં તેમનું સ્થાન ઊંચું આવે પરંતુ હિંદુસ્તાનના રાજદ્વારી પ્રશ્નો જ્યાં આવ્યા ત્યાં તેમનો એકાએક અધઃપાત થાય છે. એ પ્રશ્નોની ચર્ચા પણ તેઓ કાંઈક અજબ એકતરફીથી કરે છે. આવી લડતના પ્રસંગે તો આ પક્ષપાત ઘણીવાર બકવાદ અને જંગલીપણાનું રૂપ ધારણ કરે છે હિંદની સરકારનો પક્ષ તેઓ વફાદારીથી તાણે છે, અને તેને માટે જે સતત પ્રચાર તેઓ કરે છે તે આડંબર અને ધમાલ વિનાનો તો હોતો જ નથી.

આ થોડા પસંદ કરેલાં ઍન્ગ્લોઇન્ડિયન વર્તમાનપત્રોની સરખામણીમા હિંદી પત્રો સાધારણ રીતે માલ વિનાના ગણાય. તેમની પાસે નાણાંનું સાધન પૂરતું હોતું નથી અને તેના માલિકો તેને સુધારવાનો ઝાઝો પ્રયત્ન પણ કરતા નથી મુશ્કેલીથી તેઓ પોતાના દહાડા કાઢે છે, અને તેમના દુઃખી બિચારા તંત્રીમંડળને કદી સુખ હોતી નથી. તેમનો બાહ્ય દેખાવ રેઢિયાળ હોય છે, તેમની જાહેરખબરો ઘણે ભાગે અતિશય વાંધાભરેલી હોય છે, અને જીવન તથા રાજ્યપ્રકરણ વિષેનું તેમનું સામાન્ય વલણ માંદલું અને લવરીખોર હોય છે. આનું કારણ તો મને એ લાગે છે કે આપણે લાગણીવશ પ્રજા છીએ. બીજું કારણ એ છે કે આપણા અગ્રેજી વર્તમાનપત્રોને પરદેશી ભાષામાં લખવાનું હોય છે, તેથી સાદી છતાં જોરદાર ભાષામાં લખવું મુશ્કેલ પડે છે. પરંતુ ખરું કારણ તો એ છે કે લાંબા કાળના દમન અને પારતંત્ર્યને લીધે આપણા બધાના મનમાં અનેક પ્રકારની ગાંઠ પડી ગયેલી છે, એટલે ગમે તે વિષય વિષે કેમ ન લખતા હોઈએ, લાગણીનો ઊભરો આપણે દાબી જ શકતા નથી.

હિંદી માલકીનાં અંગ્રેજી વર્તમાનપત્રોમાં મદ્રાસનું ‘હિંદુ’ બાહ્ય દેખાવ તેમજ સમાચારની દૃષ્ટિએ કદાચ સર્વોત્તમ ગણાય. તે જોતાં મને હમેશાં કોઈ અવિવાહિત વૃદ્ધા યાદ આવે છે — અદબ અને શિષ્ટાચારનો આબાદ નમૂનો, જેની હાજરીમાં એકાદ આડોઅવળો શબ્દ બોલાઈ જાય તો તેને ભારે આઘાત પહોંચે. નિરાંતે સુખી જીવન ગાળતા ઉજળિયાત મધ્યમવર્ગનું એ પત્ર છે. ઊતરતા ગણાતા વર્ગોનાં જીવનને માટે અને જીવનની અખડાબખડી અને હાડમારીઓ અને ઝઘડાઓને માટે એમાં સ્થાન જ નથી. નરમ વિચારનાં બીજાં ઘણાં પત્રોનું ધોરણ પણ આ ‘અવિવાહિત વૃદ્ધા’નું જ છે. પણ બીજી બાબતોમાં ‘હિંદુ’ની ઉચ્ચ કક્ષાએ તે નથી પહોંચી શકતાં, એટલે તેઓ તો બધી જ રીતે છેક જ મોળાં લાગે છે.

સરકારે ઘા કરવાની તૈયારી બહુ વખતથી કરી રાખી હતી એ સ્પષ્ટ હતું. ઘા શરૂમાં જ બને તેટલા જોરથી અને લોકો હેબતાઈ જાય તેવી રીતે કરવાની તેની ઇચ્છા હતી. ૧૯૩૦માં તો સ્થિતિ વધારેપડતી બગડે ત્યારે તેને પહોંચી વળવાનો પ્રયત્ન નવાં નવાં ઑર્ડિનન્સો કાઢીને તે કરતી. તે વખતે નવાં પગલાં બધાં મહાસભા તરફથી લેવાતાં. ૧૯૩૨ની પદ્ધતિ જુદી જ હતી. હુમલો ઠેરઠેર સરકાર તરફથી જ થયો. અખિલ ભારતીય તેમજ પ્રાન્તિક ઑર્ડિનન્સો મારફત અમલદારોને જેટલી કલ્પી શકાય તેટલી બધી સત્તા આપવામાં આવી; સંસ્થાઓને બેકાયદા ઠરાવવામાં આવી; મકાનો, મિલકતો, મોટરો, બૅન્કનાં ખાતાંઓ, એ બધાં ઉપર પોલીસ તૂટી પડી; જાહેર સભાઓ અને સરઘસોની મનાઈ કરવામાં આવી; અને વર્તમાનપત્રો અને છાપખાનાં ઉપર પૂરેપૂરો અંકુશ મુકાયો. બીજી તરફથી, ૧૯૩૦થી ઊલટું, ગાંધીજી તાત્કાલિક સવિનય ભંગ ટાળવાને માટે ચોક્કસ રીતે ઇન્તેજાર હતા, અને કાર્યવાહક સમિતિના ઘણાખરા સભ્યો પણ એ જ વિચારના હતા. તેમાંના મારા ઉપરાંત બીજા કેટલાક એમ માનતા કે આપણી અનિચ્છા ગમે તેટલી હોય પણ લડત અનિવાર્ય છે અને આપણે તેને માટે તૈયાર રહેવું જોઈએ. સંયુક્ત પ્રાન્ત તથા સરહદ પ્રાંતમાં સ્થિતિ વધારે વધારે તંગ થતી જવાને લીધે

લોકોનાં મન નજીક આવતા યુદ્ધ તરફ દોરાયાં હતાં પરંતુ એક દરે મધ્યમવર્ગ તથા શિક્ષિતવર્ગ યુદ્ધની દૃષ્ટિએ વિચાર કરતો નહોતો, જોકે તેની શક્યતાની તેઓ છેક જ અવગણના કરી શકે એમ તો નહોતું જ કોણ જાણે કેમ તેઓ એવી આશા બાંધીને બેઠા હતા કે ગાંધીજીના પાછા ફર્યા પછી કોઈ ને કોઈ રીતે લડત ટાળવામા આવશે આ તેમની ઇચ્છામાંથી તેમના વિચારોનો જન્મ થયેલો હતો

આમ ૧૯૩૨ના આરંભમા તો શરૂઆત બરાબર સરકારે જ કરી મહાસભા હમેશા બચાવની બાજુએ રહી સ્થિતિ બહુ ઝપાટામાં બદલાઇ ગઈ, આર્ડિનન્સો આવતાંની સાથે સવિનય ભંગની ફરજ આવી પડી અને આ બધુ કેટલીક જગ્યાના મહાસભાના નેતાઓ માટે તો જાણે અણધાર્યું થઈ પડ્યુ. આમ છતાં મહાસભાની હાકલને બહુ સુન્દર જવાબ મળ્યો, અને સવિનય ભંગ કરનારાઓની ખોટ ન પડી હું માનુ છુ કે ૧૯૩૨માં બ્રિટિશ સરકારનો જે સામનો થયો તે ૧૯૩૦ને મુકાબલે ઘણો સખત હતો એ વિષે છાંટાભાર શંકા નથી, જોકે ૧૯૩૦મા ખાસ કરીને મોટા શહેરોમા દેખાવ અને જાહેરાત વધારે હતી ૧૯૩૨માં લોકોએ સહનશક્તિ વધારે બતાવી અને અપાર શાન્તિ જાળવી તેમ છતા એમ કહેવુ જોઈએ કે અંતરની ઊલટ અને ધગશ ૧૯૩૦ કરતાં ૧૯૩૨મા ઘણી ઓછી હતી જાણે લાચારીથી આપણે યુદ્ધમા ઊતર્યા હોઈએ એવુ હતુ ૧૯૩૦ના યુદ્ધમાં જે ઝળક હતી તે બે વરસ પછી કાંઈક ઝાંખી પડી ગઈ હતી પોતાની પાસે જેટલા સાધનો હતા તે બધાંનો સરકારે મહાસભા સામે ઉપયોગ કર્યો, આખો દેશ જાણે લશ્કરી કાયદા નીચે જ હતો અને મહાસભાને કોઈ પણ રીતે હુમલો ગોઠવવાની કે પોતાનુ ધાર્યું કરવાની તક ફરી મળી જ નહિ મહાસભા અને એના ઘણાખરા મધ્યમવર્ગના અનુયાયીઓ જે આજ સુધી તેના મુખ્ય સહાયકો હતા તે પહેરે જ ઘાએ મૂર્છિત થઈ ગયા તેમના ગજવા ઉપર તડી આવી, અને એ સ્પષ્ટ થઈ ગયુ કે સવિનય ભંગની ચળવળમાં જોડાનારા તેમજ તેને કોઈ પણ રીતે મદદ કરનારા પોતાનુ છૂટાપણુ ખોઈ બેસવાના, એટલું જ નહિ પણ

કદાચ પોતાની તમામ માલમિલકત ખોઈ બેસવાના સયુક્ત પ્રાન્તમા મહાસભા ગરીબ લોકની જ છે, એટલે ત્યાં અમને આ વસ્તુ ઝાઝી નડે એમ નહોતી, પરતુ મુબઈ જેવા મોટા શહેરોમા તો આને લીધે ભારે ફેર પડી ગયો ત્યા તો વેપારી વર્ગનો જે માણસ લડતમાં પડે તે પૂરો ખુવાર થઈ જાય અને વકીલદાક્તર હોય તો તેને ભારે આર્થિક નુકસાન પહોચે આટલી ધમકીથી જ (અને આ ધમકીનો કેટલીકવાર અમલ પણ થયો હતો) શહેરનો આ સુખી વર્ગ સ્તબ્ધ થઈ ગયો પાછળથી મારા જાણવામાં આવેલો એક બીજો પણ શ્રીમત વેપારીનો કિસ્સો કહુ આ માણસને રાજ્યપ્રકરણ સાથે કશી લેવાદેવા નહોતી બહુ તો એકવાર તે કાંઈ નાણાની મદદ કરે પરતુ પોલીસે તેને લાબી જેલની અને પાંચ લાખ રૂપિયા દડની ધમકી આપી હતી આવી ધમકીઓ તો બહુ સામાન્ય થઈ પડી હતી અને તે ખાલી ધમકીઓ નહોતી કારણ તે કાળે પોલીસ સર્વશક્તિમાન હતી અને ધમકી અમલમા મુકાયાના દાખલા પણ રોજ બનતા હતા

મને નથી લાગતુ કે સરકારે જે ધોરણે કામ લેવા માડ્યુ હતુ તેની સામે વાધો ઉઠાવવાનો મહાસભાવાદીઓને કશો અધિકાર હતો જો આવડા મોટા પાયા ઉપર અહિસક ઢબે ચાલતી ચળવળની સામે સરકાર જે હિંસા અને દમન ચલાવી રહી હતી તે કઈ પણ સુધરેલા ધોરણે જરૂર ખૂબ જ વાધાભરેલું ગણાય આપણે ક્રાંતિકારી આક્રમણ કરવાનુ નક્કી કરીએ, તો પછી આપણુ આક્રમણ ગમે તેટલું અહિંસામય હોય છતાં તેની સામેના હરકોઈ પ્રકારના વિરોધને માટે આપણે તૈયાર રહેવુ જ જોઈએ દીવાનખાનામા બેસીને ક્રાંતિના ખેલ ન ખેલાય, છતાં ઘણા લોકોને દીવાનખાનું અને ક્રાંતિ બને જોઈએ છે પણ ક્રાંતિકારી ચળવળમા માથુ મારે તેણે તો સર્વસ્વ ગુમાવવા તૈયાર હોવુ જોઈએ તેથી જ સુખી અને શ્રીમત માણસો ભાગ્યે જ ક્રાંતિકારી હોય છે જોકે એનામાના ઘણા રડ્યાખડ્યા આવી ચળવળમા સામેલ થઈ જાય છે અને દુનિયા ડાહ્યાની નજરે તે મૂરખમા ખપે છે અને પોતાના વર્ગ પ્રત્યે દ્રોહી ગણાય છે

પરંતુ આમવર્ગના લોકો જેમની પાસે મોટરકારો કે બૅન્કનાં ખાતાં કે જપ્તી કરવા લાયક એવી બીજી મિલકત ન હોય અને જેમના ઉપર લડતનો ખરો ભાર પડ્યો હતો, તેમને માટે સરકારને બીજા ઉપાયોનો આશ્રય લેવો પડ્યો. સરકારે ચોમેરથી જે નિષ્ઠુર ઉપાયો યોજ્યા તેનું એક રમૂજી પરિણામ એ આવ્યું કે પેલું ટોળું, જેને માટે 'રાજદરબારી' શબ્દ વાપરી શકાય, તેને આગળ આવવાનો ચટકો લાગ્યો. તેમનામાંના કેટલાક ભવિષ્યમાં કેવી દશા થશે તેનો વિચાર કર્યા વિના થોડોક વખત થયાં મહાસભા સાથે નખરાબાજી કરવા લાગ્યા હતા. પરંતુ સરકાર આ સાંખી રહે એમ નહોતું. એને નિષ્ક્રિય વફાદારીથી સંતોષ નહોતો. બળવા વખતે નામચીન થયેલા ફ્રેડરિક કુપરના શબ્દોમાં કહીએ તો મત્તાધીશો "નિર્ભેળ, સક્રિય અને પ્રત્યક્ષ વફાદારી કરતાં રજ પણ ઓછાથી સંતોષાય એમ નહોતું. રૈયતની મરજી ઉપર જીવવા જેટલી હેઠી પડવા સરકાર તૈયાર નહોતી" એક વર્ષ ઉપર મિ. લોઈડ જ્યોર્જે પોતાના સાથીઓ — બ્રિટિશ લિબરલ પાર્ટીના અગ્રણીઓ, જેઓ નેશનલ ગવર્નમેન્ટમાં જોડાયા હતા તેમને વિષે કહ્યું હતું કે તેઓ તો "પોતાની આસપાસના સંજોગો પ્રમાણે રંગ બદલનારા કાકીડાના જેવા હતા." હિંદુસ્તાનની નવી પરિસ્થિતિ ફિક્કા કે આછા રંગોને નિભાવી લે એમ નહોતું. એટલે આપણા કેટલાક દેશબાન્ધવોએ સરકારમાન્ય રંગોમાંના વધારેમાં વધારે ભડકામણા રંગ ધારણ કર્યા, અને જલસા તથા મિજબાનીઓમાં આપણા રાજકર્તાઓ પ્રત્યે પ્રેમ અને પ્રશંસા પ્રદર્શિત કરવા લાગ્યા. આ બધા ઑર્ડિનન્સો, સંખ્યાબંધ પ્રતિબંધો, અટકાયતો, દીવાબંધીના અને સૂરજ આથમ્યા પછી બહાર નહિ નીકળવાના હુકમો — એમાંના કશાથી તેમને ડરવાપણું નહોતું. કારણ સત્તાવાર રીતે ક્યાં નહોતું જાહેર થયું કે આ બધું તો બેવફાઓ અને રાજ્યદ્રોહીઓ માટે હતું, વફાદારોને તેનાથી ડરવાની જરૂર નહોતી? એટલે એ લોકો તો પોતાની આસપાસની લડત અને ધમાલને ઠીક ઠીક સમતાથી જોઈ શકતા હતા. તેમના ઘણા દેશબાંધવો જે ભયમાં ઘેરાયેલા હતા તે ભય તેમને બાધા કરતો નહોતો. 'પતિવ્રતા ભરવાડણ' નામના

કાવ્યમાં કલોના નીચેના શબ્દોની સાથે તેઓ કદાચ સંમત થાત :

> ભયનું કારણ એક કદિ મને રહ્યું નથી,
> — બળાત્કાર મ્હારો તો કોઈ ના કરી શકે;
> બળાત્કાર થાય માત્ર ખુશી જ્યારે નહિ હોય,
> સો ટકો ખુશી ત્યાં બળાત્કાર કો કહી શકે?*

કોણ જાણે શાથી સરકારના મગજમાં એવું ભરાયું હતું કે આ લડતમાં મહાસભા સ્ત્રીઓનો લાભ ઉઠાવવા ઇચ્છે છે — એવી આશાથી કે સ્ત્રીઓને જેલમાં મોકલવામાં આવશે તો ત્યાં તેમના પ્રત્યે સારું વર્તન રાખવામાં આવશે અને તેમને સજાઓ પણ ઓછી કરવામાં આવશે. સરકારનો આ ખ્યાલ ઢંગધડા વિનાનો હતો. જાણે કે કોઈને પણ પોતાના ઘરની સ્ત્રીઓને જેલમાં ધકેલવાનું ગમતું હોય ના! સાધારણ રીતે કન્યાઓએ કે સ્ત્રીઓએ તો તેમના પિતાઓ, ભાઈઓ કે પતિઓની ઉપરવટ થઈને જ લડતમાં સક્રિય ભાગ લીધો છે, કાંઈ નહિ તો તેમાં તેમના સંબંધી પુરુષવર્ગનો પૂર્ણ સહકાર તો નહોતો જ. પરંતુ લાંબી સજાઓ કરીને અને જેલમાં ખરાબ વર્તન ચલાવીને સરકારે સ્ત્રીઓને પાછી પાડવાનો નિશ્ચય કર્યો. મારી બહેન પકડાઈ અને તેને સજા થઈ કે તુરત જ અલ્લાહાબાદમાં કેટલીયે નાની છોકરીઓ મોટે ભાગે પંદર સોળ વર્ષની, ભેગી થઈ અને પોતે શું કરવું જોઈએ તેનો વિચાર કરવા લાગી. તેમને અનુભવ નહોતો પણ તેમનો ઉત્સાહ માતો નહોતો અને તેમને માર્ગદર્શનની જરૂર હતી. એક ખાનગી ઘરમાં તેઓ ભેગી થઈ હતી ત્યાં તેમને પકડવામાં આવી અને દરેકને બબ્બે વરસની સખત કેદની સજા થઈ. આ તો દેશભરમાં રોજ ને રોજ પાર વિનાની બનતી તેમાંની એક નાની ઘટના હતી. સજા પામેલી ઘણીખરી કન્યાઓ અને સ્ત્રીઓના જેલમાં પુરુષો કરતાં પણ વધારે ખરાબ હાલ થયા હતા. ઘણાં દુઃખદ દૃષ્ટાંતો મારા સાંભળવામાં આવ્યાં છે, પરંતુ મીરાં બહેને (મિસ મેડલીન સ્લેડે) પોતાના અને મુંબઈની જેલમાં

---

* ક્લેયરના એક રમૂજી કાવ્યની પંક્તિઓનો અનુવાદ. —ભા. ક.

પોતાની સાથેની સવિનય ભંગવાળી બીજી બહેનોના અનુભવોનું જે વર્ણન આપ્યું છે તે બધાને ટપી જાય એવું છે.

સંયુક્ત પ્રાંતમાં અમારી લડત ગ્રામપ્રદેશમાં કેન્દ્રિત થઈ હતી. કિસાનો માટે મહાસભાએ જે સતત આગ્રહ ચાલુ રાખ્યો હતો તેને લીધે તેમને ગણોતમાં ઠીકઠીક માફીનાં વચનો મળ્યાં હતાં, જોકે અમે તે પૂરતાં ગણતા નહોતા. અમને પકડ્યા પછી તરત જ વધારાની માફીઓ પણ જાહેર કરવામાં આવી. આ જાહેરાત વહેલી ન કરવામાં આવી એ જરા લક્ષમાં રાખવા જેવું છે, કારણ જો તેમ થયું હોત તો પરિસ્થિતિમાં ઘણો ફરક પડી જાત. વધુ વિચાર કર્યા વિના તેનો અસ્વીકાર કરવાનું અમારે માટે પણ મુશ્કેલ થઈ પડત. પણ તે વખતે તો સરકારનો હેતુ એ હતો કે આ માફીઓ મેળવી આપવાનું માન મહાસભાને ન મળે; સરકારને એક તરફથી મહાસભાને કચરી નાખવી હતી અને બીજી તરફથી કિસાનોને શાન્ત પાડવા માટે બને તેટલી વધારે માફીઓ આપવી હતી. એ તો ચોખ્ખું દેખાઈ શકે એવું હતું કે જ્યાં મહાસભાનું દમાણ ભારેમાં ભારે હતું ત્યાં માફી પણ વધારેમાં વધારે હતી.

આ માફીઓ, ઠીક ઠીક હોવા છતાં, કિસાનોના પ્રશ્નનો ઉકેલ તેથી ન આવ્યો. પણ તેથી પરિસ્થિતિ ઘણે દરજ્જે હળવી થઈ ખરી. તેને લીધે કિસાનોના વિરોધની ધાર કાંઈક બુઠ્ઠી થઈ અને આપણી મોટી લડતની દૃષ્ટિએ તો ક્ષણભર અમે નબળા પડ્યા. અમારી લડતને લીધે યુક્ત પ્રાન્તના હજારો કિસાનોને વેઠવું પડ્યું અને ઘણા તો છેક જ પાયમાલ થઈ ગયા. પરંતુ એ લડતના દબાણને લીધે જ લાખો કિસાનોને ચાલુ નિયમો પ્રમાણે વધુમાં વધુ મળી શકે એટલી માફી મળી અને (સવિનયભંગના તથા તેમાંથી ફૂટેલા ફણગાઓનાં પરિણામને બાદ રાખતાં) પાર વિનાની હલાકીમાંથી તેઓ બચી ગયા. કિસાનોને વખતોવખત આવા નાના લાભો મળે તેની કિંમત બહુ ન ગણાય, પરંતુ જે કાંઈ મળ્યું તે વિષે મને શંકા નથી કે કિસાનો માટે સંયુક્ત પ્રાન્તની મહાસભા સમિતિએ જે સતત પ્રયાસો કર્યા, તેનું એ ફળ હતું. કિસાનોના સમુદાયને

તાત્કાલિક લાભ થયો. પરંતુ તેમનામાંના ખરા બહાદુરો તો એ લડતમાં ખપી ગયા.

અને ૧૯૩૧ના ડિસેમ્બરમાં સંયુક્ત પ્રાન્તનું ખાસ ઓર્ડિનન્સ કાઢવામાં આવ્યું, ત્યારે તેની સાથે ખુલાસાનું એક નિવેદન બહાર પાડવામાં આવ્યું હતું. આ યાદીમાં તેમજ બીજાં ઓર્ડિનન્સો સાથે બહાર પાડવામાં આવેલા નિવેદનમાં ઘણાં અર્ધસત્યો અને અસત્યો હતાં. એક જાતના પ્રચારનો તેમાં હેતુ હતો. આરંભની બણગાંબાજીના જ એક ભાગરૂપ એ બધું હતું, અને તેમાં રહેલી ઊડીને આંખે વળગે એવી ભૂલોનો જવાબ આપવાની કે ઇનકાર કરવાની અમને તક ન હતી. એવો એક ધ્યાન ખેંચે એવો પ્રયત્ન, જેમાં શેરવાણી ઉપર એક જૂઠાણું ઓઢાડવામાં આવેલું હતું તે તેમણે પોતાના પકડાવા પહેલાં જ સુધાર્યું હતું. આ બધી યાદીઓ અને સરકારના બચાવો વાંચતાં નવાઈ ઊપજે છે. સરકાર કેટલી ભડકેલી હતી અને કેટલી ઉશ્કેરાયેલી હતી તે એ ઉપરથી જણાઈ આવે છે. સ્પેનના બુરબોન રાજા ત્રીજા ચાર્લ્સે પોતાના રાજ્યમાંથી જેસ્યુઈટ લોકોને હદપાર કરવાનો જે હુકમ કાઢેલો તે થોડા વખત ઉપર મારા વાંચવામાં આવ્યો ત્યારે હિંદુસ્તાનની બ્રિટિશ સરકારના આ હુકમો અને ઓર્ડિનન્સો તથા તેમને માટે આપેલાં કારણો મને યાદ આવ્યા વિના રહ્યાં નહિ. સને ૧૭૬૭ના ફેબ્રુઆરીમાં કાઢેલા પોતાના હુકમમાં રાજા પોતાના કૃત્યનું સમર્થન આ શબ્દોમાં કરે છેઃ "મારી રૈયતમાં તાબેદારી, શાન્તિ અને ન્યાય ટકાવી રાખવાની મારી ફરજને અંગે ઘણાં ગંભીર કારણોને લઈને તથા બીજાં જરૂરી, વાજબી અને આવશ્યક કારણો જે મેં મારા રાજવી હૃદયમાં સંઘરી રાખ્યાં છે તેને લઈને. . . ."

આ જ પ્રમાણે આ ઓર્ડિનન્સોનાં પણ ખરાં કારણો વાઈસરૉયના હૃદયમાં અથવા તો તેના મંત્રીઓના સામ્રાજ્યહિતેચ્છુ હૃદયોમાં પુરાઈ રહ્યાં, જોકે આમ તો કારણો દીવા જેવાં સ્પષ્ટ હતાં. સરકારી રાહે જે કારણો આપવામાં આવ્યાં તે ઉપરથી અમે સમજી શક્યા કે હિંદુસ્તાનની બ્રિટિશ સરકાર પ્રચારનું એક નવું શાસ્ત્ર સાંગોપાંગ ઘડી રહી છે. થોડાક મહિના પછી અર્ધ

સરકારી પત્રિકાઓ અને પતાકડાં ગામમાં છૂટે હાથે વહેંચાયાના સમાચાર અમને મળ્યા. તેમાં કેટલીયે વાતો અજબ વિકૃત સ્વરૂપમાં આપવામાં આવી હતી. ખાસ કરીને તેમાં એ વસ્તુ સૂચવવામાં આવેલી કે ખેતીના પાકના ભાવમાં જે મંદી આવી હતી અને જેને લીધે ખેડૂતોને ભારે નુકસાન પહોંચ્યું હતું તે બધુ મહાસભાને કારણે થવા પામ્યું હતું મહાસભા જો દુનિયાના ભાવોમાં મંદી આણી શકે તો તેનું સામર્થ્ય ભારે ગણાય.'આના જેવું મહાસભાનું બહુમાન બીજું કયું! છતાં આ જૂઠાણાનો સતત ખંતપૂર્વક પ્રચાર ચાલુ જ રહ્યો, એવી આશાથી કે મહાસભાની પ્રતિષ્ઠાને ધક્કો પહોંચે.

આટલું છતાં સંયુક્ત પ્રાન્તના કેટલાક મુખ્ય જિલ્લાઓમાં સવિનય ભંગની ચળવળમાં કિસાનોએ સારો ભાગ લીધો વાજબી ગણોત અને મારી બાબતની તકરાર અચૂક રીતે સવિનય ભંગની લડત સાથે ભળી ગઈ, ૧૯૩૦ કરતાં આ વખતનો લોકોનો જવાબ ઘણો વધારે સારો અને ઘણો વધારે વ્યવસ્થિત હતો. તેમાં ઠીકઠીક રમૂજી કિસ્સાઓ પણ બનતા રાયબરેલી જિલ્લામાં બકુલિયા ગામે પોલીસપાર્ટી પહોંચેલી તેની બહુ ગમ્મત પડે એવી વાત અમારા સાંભળવામાં આવી આ લોકો ગણોત નહિ ભરવા બદલ મિલકત જપ્ત કરવા ગયા હતા. ગામ બીજાં ગામોને મુકાબલે સુખી હતું અને ત્યાંના રહેવાસીઓ કંઈક ગુસ્સાવાળા હતા. રેવન્યુ અને પોલીસ અમલદારોનો તેમણે ઠીક સત્કાર કર્યો અને તમામ ઘરોનાં બારણાં ખુલ્લાં મૂકી દઈ અંદર જ્યાં જવું હોય ત્યાં જવા તેમને કહ્યું ઢોર વગેરેની કેટલીક જપ્તીઓ થઈ. પછી ગામલોકોએ પોલીસ અને મુલકી અમલદારોને પાનસોપારી આપ્યાં. પેલાઓ બિચારા શરમના માર્યા લખોટી જેવડાં મોં લઈને ચાલ્યા ગયા, જોકે આ તો વિરલ અને અસાધારણ બનાવ ગણાય. પરંતુ થોડા જ વખતમાં કશી રમૂજ, ઉદારતા કે માનવ લાગણી જોવા જડે એવું ન રહ્યું. બિચારા બકુલિયાએ આ ગમ્મત કરી પણ તેને લીધે પોતાની બહાદુરીની સજામાંથી તે બચવા પામ્યું નહિ.

ખાસ કરીને આ જિલ્લાઓમાં ઘણા મહિના સુધી કિસાનોએ ગણોત ન ભર્યું. અને છેક ઉનાળાના આરંભમાં કંઈક વસૂલાત થવા માંડી. અલબત્ત સંખ્યાબંધ પકડાપકડી થઈ પરંતુ આ તો વધારે પડતી પકડાપકડી ન કરવાની સરકારની નીતિની લગભગ વિરુદ્ધ હતું. સામાન્ય રીતે ખાસ કાર્યકર્તાઓ અને ગામના આગેવાનોને જ પકડવાની સરકારની નીતિ હતી. બીજાઓને તો માત્ર મારવામાં જ આવતા. જેલ તેમજ ગોળીબાર કરતાં પણ મારવાનું આ શસ્ત્ર વધારે ચડિયાતું માલૂમ પડ્યું હતું. જ્યારે જરૂર પડે ત્યારે તેનો આશ્રય લઈ શકાતો અને દૂરનાં ગામડાંમાં તેનો પ્રયોગ થતો હોવાથી બહારની દુનિયાનું ધ્યાન તે તરફ ઓછું ખેંચાતું; વળી કેદીઓની ઊભરાઈ જતી સંખ્યામાં તેથી વધારો થતો નહિ. લોકોને ઘર બહાર કાઢવાના તથા ઢોર અને મિલકત જપ્ત કરી વેચી નાખવાના કેસો તો ઘણા જ બનતા. પોતાની પાસે જૂજજાજ જે કાંઈ હોય તે આમ ઝૂંટવી લેવાતું અને પાણીને મૂલે વેચી નંખાતું કિસાનો બિચારા ભારે વેદનાથી જોઈ રહેતા.

દેશભરમાં સંખ્યાબંધ મકાનો સરકારે કબજે લીધાં હતાં. તેમાં સ્વરાજભવન પણ હતું. ત્યાં ચાલતી કોન્ગ્રેસ હૉસ્પિટલનો કીમતી સાધનસરંજામ પણ સરકારે જપ્ત કર્યો. થોડા દિવસ તો ઇસ્પિતાલ બિલકુલ બંધ પડી, પરંતુ પાછળથી પાસેના બાગમાં તદ્દન ખુલ્લી જગ્યામાં એક દવાખાનું શરૂ થયું. પાછળથી ઇસ્પિતાલ અથવા તો એ દવાખાનું સ્વરાજભવનની નજીકના જ નાના મકાનમાં આણવામાં આવ્યું અને ત્યાં લગભગ અઢી વર્ષ સુધી ચાલ્યું.

અમારા રહેઠાણનું મકાન આનંદભવન સરકાર કબજે કરવાની છે એવી વાત પણ કંઈક ચાલી. કારણ આવકવેરાની મોટી રકમ મેં ભરવા ના પાડી હતી. આ વેરો સને ૧૯૩૦ની પિતાશ્રીની આવક ઉપરનો હતો અને તે વખતે સવિનય ભંગની લડતને લીધે તેમણે તે ભર્યો નહોતો. સને ૧૯૩૧માં દિલ્લીના તહનામા પછી તે વિષે ઇન્કમટૅક્સ અમલદારો સાથે મારે વાટાઘાટ ચાલેલી અને છેવટે મેં વેરો ભરવા કબૂલ કરેલું તથા તેનો એક

હતો ભરેલો પણ ખરો. એટલામાં ઑર્ડિનન્સો આવ્યાં, અને બાકીનો વેરો ન ભરવાનો મેં નિશ્ચય કર્યો. કિસાનોને હું સલાહ આપું કે તમે ગણોત અને મહેસૂલ ન ભરશો અને હું પોતે જઈને આવકવેરો ભરું, એ મને તદ્દન ખોટું અને દગા જેવું લાગ્યું. એટલે મેં તો ધાર્યું જ હતું કે અમારું ઘર પણ સરકાર જપ્ત કરશે. આ મને ગમતું તો જરાયે નહોતું, કારણ એનો અર્થ એ થાય કે માતુશ્રીને બહાર કાઢી મૂકવામાં આવે; અમારી ચોપડીઓ, કાગળિયાં, સરસામાન અને બીજી અનેક વસ્તુઓ જે અમે અંગત અને લાગણીને કારણે બહુ કીમતી ગણતાં તે ગમે તેવા માણસોના હાથમાં જઈ પડે અને રફેતફે થઈ જાય; આપણો રાષ્ટ્રીય ઝંડો ઉતારી પાડવામાં આવે અને તેની જગ્યાએ યુનિયન જૅક ચડે. બીજી તરફથી ઘર ગુમાવવાનો વિચાર મને બહુ આકર્ષક પણ લાગતો. મને એમ થતું કે એવું થાય તો જે કિસાનો ઘરબાર વિનાના થયા હતા તેમની અમે વધુ નજીક આવીએ અને તેથી તેઓને હિંમત પણ આવે. આપણી લડતની દૃષ્ટિએ તો એમ બને એ બહુ જ ઇચ્છવા જેવું હતું. પરંતુ સરકારે જુદો જ નિર્ણય કર્યો અને ઘરને હાથ ન લગાડયો. કદાચ મારી માતાની ખાતર તેમ કર્યું હોય, કદાચ તેથી સવિનય ભંગની લડતને વધારે જોર મળે એમ જાણીને પણ તેમ કર્યું હોય. ત્યારપછી ઘણે મહિને મારા નામના કોઈક રેલવેના શૅરોનો તેને પત્તો લાગ્યો અને આવકવેરો નહિ ભરવા બદલ તે જપ્ત કરવામાં આવ્યા. મારી તેમજ મારા બનેવીની મોટરો તો પહેલાં જ જપ્ત કરીને વેચી નાખવામાં આવી હતી.

આ શરૂઆતના મહિનાઓમાં બનેલી એક વસ્તુથી મને ખૂબ જ દુઃખ થયું. ઘણી મ્યુનિસિપાલિટીઓએ અને સાર્વજનિક સંસ્થાઓએ, ખાસ કરીને કલકત્તા કૉર્પોરેશન જ્યાં મહાસભાવાદી સભ્યોની બહુમતી હતી તેમણે પણ, રાષ્ટ્રીય ઝંડા ઉતારી નાખ્યા. સરકારે ધમકી આપી કે જો ઝંડા ઉતારવામાં ન આવે તો સખત પગલાં લેવામાં આવશે. સરકારના અને પોલીસના આ દબાણને લીધે ઝંડા નીચે ઊતર્યા. આ સખત પગલાં એટલે કદાચ મ્યુનિસિપાલિટીને 'સસ્પેન્ડ' કરે અને તેના સભ્યોને સજા કરે. લાંબા

કાળથી ભોગવાતા આવેલા હકોવાળી આ સંસ્થાઓ બીકણુ હોય છે, એટલે તેઓએ જેમ કર્યું તેમ કર્યા વિના તેમનો છૂટકો નહોતો. છતાં દુઃખ તો થયું જ. જેને આપણે પ્રિયમાં પ્રિય ગણીએ છીએ એવી ઘણી વસ્તુઓનું એ ઝંડો પ્રતીક બન્યો હતો અને તેના છત્ર નીચે તેની આબરૂ સાચવવાની કેટલીયે પ્રતિજ્ઞાઓ આપણે લીધી હતી. આપણે પોતાને હાથે તેને ઉતારી નાખવો અથવા આપણી મરજીથી તેને બીજા પાસે ઉતરાવવો તેમાં એ પ્રતિજ્ઞાનો ભંગ લાગતો હતો એટલું જ નહિ પણ તેમાં એક પવિત્ર વસ્તુ ઉપર લગભગ બળાત્કાર કર્યા જેવું લાગતું હતું. તેમાં આત્મા હણાતો હોય, સત્યનો દ્રોહ કરતા હોઈએ, એમ લાગતું હતું. અને મોટા શરીરબળ આગળ અસત્યનો સ્વીકાર કરવા જેવું લાગતું હતું. જેઓ આ રીતે તાબે થયા તેમણે રાષ્ટ્રનો જુસ્સો નરમ પાડ્યો અને રાષ્ટ્રની આબરૂ હલકી પાડી.

બધા જ પરાક્રમી વીરની માફક વર્તે અને આગમાં કૂદી પડે એવી આશા કોઈ ન જ રાખે. આગલી હરોળમાં ન રહેવા માટે અને જેલ અથવા બીજું કાંઈ નુકસાન કે દુઃખ ન વહોરી લેવા માટે કોઈને પણ ઠપકો આપવો એ ખોટું અને બેહૂદું ગણાય. દરેકને પોતપોતાની ફરજો અને જવાબદારીઓનો ખ્યાલ હોય. તેમાં બીજાને તેના કાજી બનવાનો અધિકાર નથી. પરંતુ પાછળ રહેવું અથવા પાછળ રહીને કામ કરવું એ એક વસ્તુ છે, અને સત્યને અથવા પોતે જેને સત્ય માન્યું હોય તેનો દ્રોહ કરવો એ જુદી વસ્તુ છે. મ્યુનિસિપાલિટીના સભ્યોને રાષ્ટ્રહિતની વિરુદ્ધ કાંઈ પણ કરવાનું કહેવામાં આવતું ત્યારે તેઓ રાજીનામું આપી શકતા હતા. પરંતુ તેઓએ તો પોતાના સ્થાનને વળગી રહેવાનું જ પસંદ કર્યું.

ફૂલે બેસવું મળતાં, ભમરાઓ ગણુગણાટ પણ ભુલતા,
તેમ પદો પર ચડતાં, મધ્યમમાર્ગી મુંગા થાતા.*

માણસને મૂંઝવી નાખે તેવો બારીક પ્રસંગ એકાએક આવી પડે તે વખતના માણસના વર્તન ઉપર ટીકા કરવી એ કદાચ .

* ટોમસ મૂરની પંક્તિઓનો અનુવાદ. — ભા. ક.

અન્યાય ગણાય. ગયા મહાયુદ્ધમાં કેટલીયે વાર જોવામાં આવ્યું હતું કે બહાદુરમાં બહાદુર માણસ પણ અણીને પ્રસંગે પાછો પડી જાય છે. એ પહેલાં સને ૧૯૧૨માં ટાઈટેનિક સ્ટીમરની[૧] હોનારતને પ્રસંગે ઘણાયે વિખ્યાત માણસો, જેઓ બાયલા બને એવો ખ્યાલ પણ ન આવે તેઓ બીજાઓને ડૂબતા મૂકી ખલાસીઓને લાંચ આપી ભાગી છૂટેલા. તાજેતરમાં જ 'મોરોકેસલ' આગબોટની આગ વખતે શરમભરેલા બનાવો બનેલા. માણસનો અસલ સ્વભાવ જે વખતે તેના વિવેક અને સંયમને પરાભૂત કરે એવા કટોકટીના પ્રસંગમાં કોણ કેવી રીતે વર્તશે એ શું કહી શકાય? એટલે આપણે કોઈને દોષ ન દઈએ. પરંતુ જે વિષયગમન થયું તેની નોંધ તો લેવી જ જોઈએ. તેમજ ખરે વખતે જેમના હાથ ધ્રૂજી જાય એવા માણસોના હાથમાં રાષ્ટ્રના જહાજનું સુકાન ભવિષ્યમાં ન સુકાય તેની કાળજી રાખવાનું સૂચન પણ કરવું જ જોઈએ. આવા પતનનો બચાવ કરવાનો પ્રયત્ન કરવો અને તેને સાચું વર્તન ગણાવવું એ તો એથીયે ખરાબ છે. ખુદ પતન કરતાં એ મોટો ગુનો ગણાય.

પ્રતિસ્પર્ધી બળો વચ્ચેના તમામ મુકાબલાનો આધાર મોટે ભાગે શિસ્તપાલન અને આત્મવિશ્વાસ ઉપર રહે છે. ખૂનખાર જંગોમાં પણ એ જ વસ્તુ કામ કરે છે. માર્શલ ફોશે કહ્યું છે કે: "યુદ્ધમાં વિજયનો આધાર તો છેવટે હિંમત અને આત્મવિશ્વાસ ઉપર રહે છે." અહિંસક લડતમાં તો હિંમત, આત્મવિશ્વાસ અને શિસ્ત વધારે મહત્ત્વનાં છે. અને આ આત્મવિશ્વાસ અને શિસ્તને હાનિ પહોંચે તથા રાષ્ટ્રની હિંમત જેથી મોળી પડે એવું પોતાના વર્તનથી કોઈ પણ માણસ કરે તો તે આપણા કાર્યની ભારે અસેવા કરે છે.

રોજ સારા તેમજ માઠા સમાચાર સાંભળતાં મહિના જવા લાગ્યા. પોતપોતાની જેલોમાં અમારા એકધારા અને નીરસ

૧. વિલાયતની એક જબરદસ્ત આગબોટ પોતાની અમેરિકાની પહેલી જ સફરે બરફના પહાડ સાથે અથડાઈને તૂટી હતી — ૧૪ એપ્રિલ ૧૯૧૨. ૨૦૦૦ ઉતારુઓમાંથી માત્ર ૭૦૬ બચવા પામ્યા હતા. — ભા. ક.

કાર્યક્રમને અમે અનુકૂળ થઈ ગયા. એટલામાં છઠ્ઠીથી ૧૩મી એપ્રિલનું રાષ્ટ્રીય સપ્તાહ આવ્યું. અમે જાણતા હતા કે આ સપ્તાહ દરમ્યાન અસાધારણ બનાવો બનશે. એ દિવસોમાં થયું તો ઘણુંયે, પરંતુ એક ઘટના આગળ મારે મન તો એ બધું ઝાંખું લાગ્યું. અલ્લાહાબાદમાં એક સરઘસ જેમાં મારાં માતુશ્રી હતાં તે પોલીસ તરફથી અટકાવવામાં આવ્યું અને તેના ઉપર લાઠી ચાલી. સરઘસને રોકવામાં આવ્યું ત્યારે કોઈકે ખુરશી લઈ આવ્યું. તેની ઉપર રસ્તામાં સરઘસને મોખરે મારાં માતુશ્રી બેઠાં હતાં, જે લોકો તેની સંભાળ રાખવામાં હતા, જેમાં મારા મંત્રી પણ હતા, તેઓને પકડવામાં અને ત્યાંથી ખસેડવામાં આવ્યા. ત્યારપછી, પોલીસનો હૂમલો થયો. મારાં માતુશ્રીને ખુરશીએથી હેઠાં પાડવામાં આવ્યાં અને તેમના માથામાં નેતરની સોટીના કેટલાયે ફટકા પડ્યા. માથામાં પડેલા ઘામાંથી લોહી વહેવા માંડ્યું. તેમને મૂર્છા આવી ગઈ અને રસ્તા ઉપર તે પડી રહ્યાં. રસ્તા ઉપરથી સરઘસવાળાઓને તથા લોકોને હાંકી કાઢવામાં આવ્યા. થોડીવાર પછી એક પોલીસ અમલદારે એમને ઊંચકી લીધાં અને પોતાની ગાડીમાં તે એમને આનંદભવન પહોંચાડી ગયો.

તે રાતે અલ્લાહાબાદમાં એક ખોટી ગપ ઊડી કે મારાં માતુશ્રી ગુજરી ગયાં. ક્રોધે ભરાયેલાં ટોળાં ભેગાં થયાં. શાંતિ અને અહિંસા ભૂલી ગયાં અને પોલીસ ઉપર તેમણે હૂમલો કર્યો. પોલીસે ગોળીબાર કર્યા અને તેમાં કેટલાક માણસો માર્યા ગયા.

એ દિવસોમાં અમને એક અઠવાડિક પત્ર મળતું હતું, એટલે આ બનાવ બની ગયા પછી થોડાક દિવસે અમને આ સમાચાર મળ્યા ત્યારે મારાં ઘરડાં નબળાં માતુશ્રી ધૂળવાળા રસ્તા ઉપર લોહીચૂતાં કેવાં પડ્યાં હશે એ વિચારથી મારું મગજ ઘેરાઈ ગયું અને હું ત્યાં હોત તો શું કરત એ જ વિચાર મને આવ્યા કર્યો. મારી અહિંસા કેટલી ટકી રહી હોત? મને લાગે છે કે બહુ ટકી ન હોત. બાર બાર વરસ થયાં જે પાઠ ભણવાનો હું પ્રયત્ન કરી રહ્યો હતો તે હું ધારું છું એ દૃશ્ય આગળ ભુલાઈ જાત, અને અંગત કે રાષ્ટ્રીય દૃષ્ટિએ તેનાં કેવાં પરિણામો આવે તેની ગણતરી મેં ન કરી હોત.

ધીરે ધીરે મા સાજાં થયાં; બીજે મહિને બરેલી જેલમાં જ્યારે એ મને મળવા આવ્યાં ત્યારે પણ પાટા તો બાંધેલા હતા જ, પરંતુ આપણા સ્વયંસેવક છોકરાઓ અને છોકરીઓ સાથે નેતરના અને લાઠીના ફટકાનો જે લહાવો ભોગવવાનો તેમને મળ્યો તેના આનંદ અને અભિમાનથી તે ઊભરાતાં હતાં. પરંતુ તેમનું સાજા થવું ખરું નહોતું, ઉપરનું હતું. આવડી ઉંમરે તેમને જે ભયંકર હલામણ વેઠવી પડી તેથી તેમની તબિયત આખી જ કથળી ગઈ અને તેમાંથી ઊંડા વ્યાધિઓએ ઘર ઘાલ્યું, અને એક વરસ પછી તેણે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું.

૪૩

## બરેલી અને દહેરાદૂનની જેલોમાં

નૈની જેલમાં છ અઠવાડિયાં રાખ્યા પછી મને બરેલીની જિલ્લા જેલમાં લઈ જવામાં આવ્યો. મારી તબિયત પાછી લથડી હતી અને દરરોજ ઝીણો તાવ રહેતો હતો, તેનો મને ભારે કંટાળો આવતો હતો. મને બરેલીમાં ચાર મહિના રાખ્યો, પછી જ્યારે ઉનાળાની ગરમી વધારેમાં વધારે હતી ત્યારે મને ઠંડી જગ્યાએ, હિમાલયની તળેટીમાં દહેરાદૂનની જેલમાં લઈ જવામાં આવ્યો. ત્યાં મારી બે વરસની સજા પૂરી થતાં સુધી સાડા ચૌદ મહિના કશી ફેરબદલી વિના મારું રહેવાનું થયું. મુલાકાતો તથા કાગળો દ્વારા તેમજ પસંદ કરીને આપવામાં આવતાં વર્તમાનપત્રો દ્વારા મને સમાચાર તો મળતા રહેતા હતા, છતાં જે ચાલી રહ્યું હતું તેમાંની ઘણી વસ્તુઓથી હું તદ્દન અજાણ હતો, અને મુખ્ય મુખ્ય બનાવોનો કેવળ ઝાંખો ખ્યાલ મને હતો.

છૂટ્યા પછી મારા અંગત કામકાજમાં તેમજ તે વખતે જે રાજદ્વારી પરિસ્થિતિ હતી તેને લગતાં કામોમાં હું રોકાયેલો રહ્યો. પાંચ મહિનાથી કંઈક વધારે સમય છૂટો રહ્યા પછી ફરી મને જેલમાં નાખવામાં આવ્યો અને હજી અહીં જ છું. એટલે છેલ્લા ત્રણ વરસના ગાળામાં મોટે ભાગે હું જેલમાં જ અને ચાલુ ઘટનાઓથી અજાણ રહ્યો છું. આ સમય દરમ્યાન જે બની ગયું તેની વિગતોથી પરિચિત થવાની મને બહુ થોડી તક મળી છે. ગાંધીજી બીજી ગોળમેજી પરિષદમાં ગયા ત્યાં પડદા પાછળ શું શું બન્યું તેનો અત્યારે પણ મને બહુ ઝાંખો જ ખ્યાલ છે. એ વિષય ઉપર તેમની સાથે વાતચીત કરવાની અથવા ત્યારપછી જે બન્યું તે વિષે તેમની સાથે કે બીજાઓ સાથે ચર્ચા કરવાની મને તક જ મળી નથી.

આપણી રાષ્ટ્રીય લડત કેવી રીતે આગળ વધી તેનો ઇતિહાસ આપવા માટે મને ૧૯૩૨ અને ૧૯૩૩નાં વર્ષોના બનાવોની મને પૂરતી માહિતી નથી. પરંતુ તેની રંગભૂમિ અને તેની પાછળની ભૂમિકાનું મને બરાબર જ્ઞાન છે, તેનાં પાત્રોને પણ બરાબર ઓળખું છું એટલે બની ગયેલી ઝીણી ઝીણી બાબતોનું પણ આંતરિક પ્રેરણાથી હું આકલન કરી શકું છું એટલે લડતના મુખ્ય ક્રમનો ઠીકઠીક ખ્યાલ હું બાંધી શક્યો છું. પહેલા ચાર મહિના સવિનય ભંગ જોશથી ચાલ્યો અને બધા હુમલા આપણા તરફથી થતા રહ્યા. પણ પછીથી પ્રસંગોપાત્ત આવી જતા ઊભરા બાદ કરતાં લડત આસ્તે આસ્તે નરમ પડતી ચાલી. પ્રત્યક્ષ લડતમાં ક્રાંતિનો આવેશ થોડો જ કાળ રહી શકે. તે સ્થિર તો રહી જ ન શકે. કાં તો તે વધતો જાય, કાં તો ઘટતો જાય. પહેલા જુસ્સા પછી સવિનય ભંગ ધીમે ધીમે ઊતરતો ગયો. પરંતુ ઠંડી રીતે બહુ લાંબો કાળ તે ચાલ્યાં કર્યો. બેકાયદા ઠર્યું હોવા છતાં અખિલ ભારતીય મહાસભાનું તંત્ર ઠીકઠીક સફળ રીતે ચાલુ રહ્યું. પ્રાંતિક કાર્યકર્તાઓ સાથે મુખ્ય દફતરનો સંબંધ અતૂટ રહ્યો, મુખ્ય દફતર તરફથી સૂચનાઓ મોકલાતી રહી, ખબરના હેવાલ મેળવાતા રહ્યા અને પ્રસંગોપાત્ત નાણાંની મદદ પણ અપાતી રહી.

પ્રાન્તિક તંત્રો પણ ઓછીવત્તી સફળતાપૂર્વક ચાલુ રહ્યાં. હું જેલમાં હતો તે ગાળાની બીજા પ્રાન્તોની પ્રવૃત્તિ વિષે હું નથી જાણતો, પણ છૂટયા પછી સંયુક્ત પ્રાંતની પ્રવૃત્તિઓ વિષે મેં માહિતી એકઠી કરી લીધી છે. સંયુક્ત પ્રાંતની મહાસભાનું દફતર ૧૯૩૨ની આખી સાલ અને ૧૯૩૩ના મધ્ય સુધી નિયમિત ચાલુ રહ્યું હતું. ૧૯૩૩ના મધ્યમાં ગાંધીજીની સલાહથી તે વખતના મહાસભાના કામચલાઉ પ્રમુખે સવિનય ભંગ પ્રથમ મુલતવી રાખ્યો. આ દોઢ વરસના ગાળામાં જિલ્લાઓને વખતોવખત સૂચનાઓ મોકલવામાં આવતી, છાપેલી અથવા સાઈક્લોસ્ટાઈલ કરેલી પત્રિકાઓ કાઢવામાં આવતી, જિલ્લાઓના કામકાજનું વખતોવખત નિરીક્ષણ થતું, અને કાયમી રાષ્ટ્રીય સેવકોને તેમનું મહેનતાણું પણ આપવામાં આવતું. આમાંનું ઘણું

કામ નષ્ટ્રટકે ગુપ્તપણે કરવામાં આવતું, પરંતુ પ્રાન્તિક સમિતિનો મંત્રી, જેને હવાલે દફતર રહેતું, તે જ્યાંસુધી તેને પકડીને લઈ જવામાં ન આવે ત્યાંસુધી હમેશાં ખુલ્લી રીતે કામ કરતો. તે પકડાય એટલે તેનું સ્થાન બીજો માણસ લેતો.

૧૯૩૦ અને ૧૯૩૨ના અમારા અનુભવ ઉપરથી અમને લાગ્યું કે આખા દેશમાં ખબર પહોંચાડવાનું ગુપ્ત તંત્ર ગોઠવવાનું કામ આપણે માટે બહુ સહેલું છે. આ બાબતમાં વિશેષ પ્રયત્ન વિના, અને થોડોક વિરોધ હોવા છતાં, સારાં પરિણામ લાવી શકાયાં હતાં. પરંતુ[1] અમારામાંના ઘણાને એમ લાગતું હતું કે સવિનય ભંગના તત્ત્વ સાથે ગુપ્તતાનો મેળ નથી બેસતો, અને લોકમાનસ ઉપર તેની નિરાશાજનક અસર થાય છે. મોટી અને ખુલ્લી લોકલડત ચાલે તેના એક નાના વિભાગ તરીકે અમુક ગુપ્તતા કદાચ ઉપયોગી નીવડે; પરંતુ, જ્યારે લડતના જુવાળ ઓસરતા હોય ત્યારે તો ખાસ કરીને, લોકલડતનું સ્થાન વધતા ઓછા પ્રમાણમાં બિનઅસરકારક એવાં ગુપ્ત મંડળો અને તેમની ગુપ્ત પ્રવૃત્તિઓ લઈ લે એવો ભય તેમાં હંમેશાં રહેલો છે. ૧૯૩૩ના જુલાઈમાં ગાંધીજીએ તમામ પ્રકારની ગુપ્તતાને વખોડી કાઢી.

સંયુક્ત પ્રાન્ત ઉપરાંત, ગુજરાત અને કર્ણાટકમાં થોડો વખત ખેડૂતોની નાકરની ચળવળ ચાલી હતી. એ બન્ને પ્રાન્તોમાં ખેડૂતોએ સરકારને મહેસૂલ ભરવાની ના પાડી અને તે કારણે તેમને ખૂબ જ વેઠવું પડ્યું. મિલકત જપ્ત થવાને કારણે તથા ઘરમાંથી અને જમીન ઉપરથી હાંકી કઢાવાને કારણે ખેડૂતો ઉપર જે આફત આવી તેમાં કાંઈક રાહત આપવા માટે તથા ખુવાર થયેલાઓને મદદ કરવા માટે મહાસભા તરફથી થોડાઘણા પ્રયત્નો થયા. પરંતુ સંકટને પૂરતા પહોંચી વળે એવા તે ન જ હોય એ સ્વાભાવિક છે. સંયુક્ત પ્રાંતમાંના જે કિસાનોની જમીન લઈ લેવામાં આવી હતી તેમને મદદ કરવાના કશા પ્રયત્ન પ્રાન્તિક સમિતિ તરફથી નહિ થયેલા. અમારો પ્રશ્ન ઘણો મોટો હતો (કારણ માલિક-ખેડૂતો કરતાં ગણોતિયાની સંખ્યા ઘણી જ મોટી હતી.) પ્રદેશનો વિસ્તાર પણ ઘણો મોટો અને પ્રાન્તિક સાધનો

બહુ ટૂંકાં હતાં. લડતને લીધે જેઓને વેઠવું પડેલું એવા હજારોને મદદ કરવી અમારે માટે અશક્ય હતું, અને આમ લડતમાં પડવાને લીધે ખુવાર થયેલા અને હમેશાં જ ભૂખમરાની અણી ઉપર હોય છે તેના એ બેની વચ્ચે ક્યાં ભેદ પાડવો એ પણ એટલું જ મુશ્કેલ હતું. થોડાને મદદ કરવા જતાં મુસ્કેલીઓ અને કંકાસ ઊભો થાય. એટલે કોઈને પણ મદદ નહિ આપવાનું અમે નક્કી કર્યું. અને એ વસ્તુ શરૂઆતમાં જ અમે સારી પેઠે જાહેર કરી. કિસાનો અમારું કહેવું બરાબર સમજી ગયા. કશી પણ ફરિયાદ કે બબડાટ વિના તેમણે આટલું બધું વેઠયું એ ખરેખર આશ્ચર્ય પમાડે છે. અલબત્ત જ્યાં બની શકયું ત્યાં વ્યક્તિઓને મદદ કરવાનો અમે પ્રયત્ન કર્યો — ખાસ કરીને જેલમાં ગયેલા કાર્યકર્તાઓની સ્ત્રીઓ અને બાળકોને અમે મદદ પહોંચાડી. આપણા દુઃખી દેશમાં ગરીબી એટલી છે કે મહિને રૂપિયો પણ આશીર્વાદ સમાન થઈ પડતો.

આ બધો વખત, સંયુક્ત પ્રાંતની પ્રાન્તિક સમિતિ (અલબત્ત, એ ગેરકાયદે સંસ્થા હતી.) પોતાના કાયમી સેવકોને તેમનું આછું-પાતળું મહેનતાણું આપતી જ રહી; તેમજ તેમનામાંના જેઓ જેલ ગયા — અને વારાફરતી બધા જ ગયા — તેમનાં કુટુંબોને પોષવાનું પણ તેણે ચાલુ રાખ્યું. તેના અંદાજપત્રમાં ખર્ચની આ રકમ મુખ્ય રહેતી. પત્રિકાઓ અને ચોપાનિયાં છાપવાનું તથા તેની નકલો કાઢવાનું ખર્ચ બીજે નંબરે આવતું. આ ખર્ચ પણ મોટું હતું. ત્રીજું મોટું ખર્ચ મુસાફરીનું હતું. વળી ગરીબ જિલ્લાઓને આ બધાં કામ માટે મદદ પણ આપવી પડતી. આ તથા બીજાં ખર્ચો છતાં, આવી બળવાન અને કિલ્લેબંદી કરી બેઠેલી સરકાર સામે આટલી સખત લોકલડતમાં, સને ૧૯૩૨ના જાન્યુઆરીથી ૧૯૩૩ના ઑગસ્ટની આખર સુધીના વીસ મહિનામાં સંયુક્ત પ્રાન્તની પ્રાન્તિક સમિતિનું કુલ ખર્ચ લગભગ રૂ. ૬૩,૦૦૦ આવ્યું. એટલે મહિને રૂ. ૩,૧૫૦ થયા. આ રકમમાં અલ્લાહાબાદ, આગ્રા, કાનપુર અને લખનૌ જેવા વધારે જબરા અને વધારે સાધનસંપન્ન જિલ્લાઓની જિલ્લા સમિતિઓનાં ખર્ચનો સમાવેશ નથી કરેલો. ૧૯૩૨ તથા ૧૯૩૩નાં બન્ને વર્ષોમાં સંયુક્ત પ્રાંત

લડતમાં મોખરે રહ્યો છે. પરિણામો જોતાં તો આટલે ઓછે ખર્ચે અમે કેવી રીતે નભાવ્યું એ જ જોવા જેવું છે. બીજી તરફથી સવિનય ભંગની લડતને છૂંદી નાખવા માટે પ્રાન્તિક સરકારે જે વિશેષ ખર્ચ કર્યું તે આ નાની રકમની સાથે સરખાવવા જેવું છે. મારી કલ્પના એવી છે (જોકે મારી પાસે માહિતી નથી) કે બીજા મોટા પ્રાન્તોની સમિતિઓએ ઘણું વધારે ખર્ચ કર્યું હશે. પરંતુ મહાસભાની દૃષ્ટિએ બિહાર તો એના પાડોશી સંયુક્ત પ્રાન્ત કરતાં પણ વધારે ગરીબ ગણાય. છતાં લડતમાં તેનો ફાળો પણ સુંદર હતો.

અસ્તુ. ધીમે ધીમે સવિનય ભંગની લડત નરમ પડવા માંડી છતાં તે ચાલુ તો રહી જ, અને તે પણ ઠીક ઠીક યશસ્વી રીતે. વખત જતાં એ લોકલડત ન રહી. સરકારી દમનની સખતાઈ ઉપરાંત, સને ૧૯૩૨ના સપ્ટેમ્બરમાં હરિજનના મુદ્દા ઉપર ગાંધીજીએ જ્યારે પહેલીવારના ઉપવાસ આદર્યા ત્યારે લડતને સખત ફટકો પડ્યો. એ ઉપવાસથી લોકજાગૃતિ ખૂબ જ થઈ, પરંતુ એ બીજી દિશામાં વળી. ૧૯૩૩ના મેમાં લડત મુલતવી રાખવામાં આવી તેથી તો સવિનય ભંગ વ્યાવહારિક રીતે મરી જ ગયો. ત્યારપછી તો તાત્ત્વિક દૃષ્ટિએ જ તે ચાલુ રહ્યો ગણાય. એ વાત જરૂર સાચી છે કે આ પ્રમાણેની મોકૂફી વિના પણ લડત ધીમે ધીમે ખલાસ થઈ જાત. દમનની સખતાઈ અને જબરદસ્તીથી દેશ આખો સ્તબ્ધ થઈ ગયો હતો. દેશની ચેતનાશક્તિ તત્કાલ પૂરતી ખલાસ થઈ ગઈ હતી અને તેનો ઝટ પુનઃસંચાર થાય તેમ નહોતું. આમ તો છૂટાછવાયા ઘણા માણસો હતા કે જેઓ સવિનય ભંગ ચાલુ રાખી શક્યા હતા, પરંતુ તેઓને કાંઈક કૃત્રિમ વાતાવરણમાં કામ કરવું પડતું હતું.

આ મહાન લડત આમ ધીરે ધીરે મરી જાય છે એ સમાચાર જેલમાં સાંભળવા એ આનંદપ્રદ ન જ હોય, જોકે ઝળકતી ફતેહની આશા અમારામાંના થોડાએ જ રાખી હશે. લોકોનું અદમનીય ઉત્થાન થાય તો તેમાંથી કાંઈક ઝળકતું પરિણામ આવે એવી કોઈ અગમ ઘટનાની આશા હમેશાં મનમાં રહ્યાં કરતી ખરી, પરંતુ તેના ઉપર મદાર બાંધી શકાય નહિ.

એટલે અમે તો પૂરીપૂરી ગણતરી ગખી હતી કે લડતમાં ઘણી ભરતીઓટ આવશે અને વચવચમાં બાજી સાવ અટકી બેસશે પણ તેમાંથી જ લોકોની શિસ્ત, સગઠિત કાર્યશક્તિ અને વિચારસરણીમાં ઉત્તરોત્તર બળ આવતું જશે એમ પણ માનતા હતા. ૧૯૩૨ની શરૂઆતમાં મને ઘણીવાર શીઘ્ર પણ તમાશારૂપ નીવડે એવા વિજયનો ભય રહ્યા કરતો, કારણ તેમાં તો નક્કી એવુ જ કોઈ સમાધાન થાય જેમાં પેલા 'રાજદરબારી' અને સમયસાધુ લોકો અનિવાર્ય રીતે ઉપર રહે. ૧૯૩૧નો અનુભવ આંખ ઉઘાડનારો હતો. કોઈ કે નક્કર વિજય તો ત્યારે જ થાય જ્યારે તેનો લાભ ઉઠાવી શકવા જેટલા લોકો બળવાન બનેલા હોય અને તેમના વિચારો લગભગ સ્પષ્ટ થયેલા હોય. નહિ તો બને એવું કે લડે અને ભોગ આપે લોકો, અને પછી ખરે ટાણે બીજાઓ લટકમટક કરતા આવીને તૈયાર પતરાળી ઉપર બેસી જાય આ પ્રકારનો ભય બહુ ભારે હતો, કારણ આપણે કેવા પ્રકારનુ રાજ્યતંત્ર જોઈએ છે અને સમાજની નવી રચના આપણે કેવી કરવા ઇચ્છીએ એ વિષે ખુદ મહાસભા મંડળમા જ બહુ ઢંગધડા વિનાના વિચારો અને અસ્પષ્ટ ખ્યાલો પ્રચલિત હતા કેટલાક મહાસભાવાદીઓ તો સરકારના ચાલુ તંત્રમા બહુ ફેરફાર કરવા જોઈએ એવો વિચાર જ નહોતા કરતા. તેમને તો બ્રિટિશ અથવા પરદેશીને સ્થાને સ્વદેશી છાપ આવે એટલે બહુ હતુ.

શુદ્ધ કોટિના 'રાજદરબારી' વર્ગની પણ બહુ ચિંતા નહોતી. કારણકે તેમનુ તો પ્રથમ અને મુખ્ય મંત્ર જ એ રહ્યુ કે જે યંત્ર સત્તારૂઢ હોય તેની હાજી હા કરવી. પરંતુ મધ્યમમાર્ગીઓ અને પ્રતિસહયોગીઓ પણ બ્રિટિશ સરકારની વિચારસરણી લગભગ સંપૂર્ણતાએ સ્વીકારતા હતા. એટલે તેઓ સરકાર ઉપર પ્રસંગોપાત્ત કાંઈક ટીકા કરતા ખરા તોપણ તેની કશી અસર થતી નહોતી અને તે નકામી ગણાતી. કોઈ પણ સ્થિતિમાં તેઓ કાયદાધીન રહેનાર છે એટલે તેઓ અવિનય ભંગને કદી સત્કારે નહિ એ વાત તો જગજાહેર હતી. પરંતુ તેઓ તો એથીયે આગળ ગયા અને વધતાઓછા પ્રમાણમા સરકારના પક્ષમા જઈને બેઠા. તેઓ દરેક પ્રકારની નાગરિક સ્વતંત્રતાને સંપૂર્ણ

દાબી દેવાતી મૂંગે મોઢે અને ભયભીત થઈને જોઈ રહ્યા. સરકાર તે વખતે કેવળ સવિનય ભંગનો વિરોધ અને દમન નહોતી કરી રહી. સમગ્ર રાજદ્વારી જીવન અને સાર્વજનિક પ્રવૃત્તિને તે ગૂંગળાવી રહી હતી. તેની સામે આ લોકોએ ચૂં કે ચાં ન કર્યું. જેઓ સામાન્ય રીતે આવી છૂટોના આગ્રહી હોય તેઓ તો લડતમાં પડેલા હતા અને સરકારના દમનને વશ થવાનો ઇનકાર કરવા માટે સજાઓ ભોગવી રહ્યા હતા. અને બીજાઓ ગરીબ ગાય જેવા થઈ ગમે તેવી તાબેદારી ઉઠાવવા તૈયાર થઈ ગયા હતા, અને ટીકારૂપે મોંમાંથી એક હરફ પણ કાઢતા નહોતા. કોઈક કોઈક નરમ ટીકા કરવા જતા તો તે પણ બહુ રાંક થઈને બોલતા અને પોતાની મોળી મોળી ટીકા સાથે તેઓ મહાસભાની તથા જેઓ લડત ચલાવતા હતા તેની સખત ઝાટકણી કાઢવાનું ચૂકતા નહિ.

પશ્ચિમના દેશોમાં પ્રજાની કાયદામાન્ય છૂટોની તરફેણમાં બળવાન લોકમત બંધાયેલો છે. તેના ઉપર જરા પણ તરાપ આવે તો તે સાંખી લેવાતી નથી અને તેનો વિરોધ થાય છે. (કદાચ આ તો હવે ભૂતકાળનો ઇતિહાસ ગણાય.) ત્યાં એવા ઘણા માણસો પડેલા છે જેઓ જાતે પ્રત્યક્ષ અને આકરી લડતમાં ભાગ લેવા તૈયાર ન હોય, છતાં વાણીના અને લેખનના, સભાના અને સંસ્થાના, વ્યક્તિના તેમજ છાપખાનાના સ્વાતંત્ર્ય માટે તેઓ એટલા બધા ચિંતા રાખનાર હોય છે કે તેને માટે તેઓ સતત ચળવળ ચલાવ્યાં કરે છે અને એમ કરી તેની ઉપર તરાપ મારવાના સરકારના વલણને અંકુશમાં રાખે છે. હિંદુસ્તાનના મધ્યમમાર્ગીઓ કાંઈક અંશે બ્રિટિશ પ્રગતિવાદીઓની પરંપરાઓને અનુસરવાનો દાવો કરે છે (જોકે 'લિબરલ' નામ સિવાય તેમની બેની વચ્ચે કશું જ સામ્ય નથી,) એટલે આ છૂટો ઉપર જે કાપ મુકાય તેનો દલીલોથી તેઓ વિરોધ કરે એવી આશા તેમની પાસેથી રખાય, કારણ છૂટો ઉપરના કાપથી તેમને પણ સહન તો કરવું જ પડતું. પરંતુ આમાંનું કશું તેમણે ન કર્યું. વૉલ્ટરની જેમ એવું કહેવાનું તેમના ભાગ્યમાં નહોતું કે: "તમે જે કહો છો તેની

સાથે જોકે હું સંપૂર્ણ રીતે અસંમત છું છતાં તે કહેવાના તમારા હકનો મારા જાનને જોખમે પણ હું બચાવ કરીશ ''

આને માટે તેમને દોષ દેવો એ કદાચ ન્યાય ન ગણાય કારણ લોકશાસન કે સ્વાતંત્ર્યના હિમાયતીઓ તરીકે તેઓ કદી બહાર પડ્યા જ નથી વળી તેઓ સામે પરિસ્થિતિ એવી હતી કે એકાદ આડોઅવળો શબ્દ તેમને મુશ્કેલીમાં આણી મૂકે, એના કરતાં તો પ્રજાસ્વાતંત્ર્યના જૂના જોગીઓ પેલા બ્રિટિશ લિબરલો (પ્રગતિવાદીઓ) તથા બ્રિટિશ મજૂરપક્ષના નવા સમાજવાદીઓ, તેમના ઉપર હિંદુસ્તાનમાંના દમનની શી અસર પડી તે તપાસવું વધારે યોગ્ય છે હિંદુસ્તાનમાં ભજવાતું નાટક દુઃખદ હોવા છતાં કાંઈક સમતાથી જોયાં કરવાની કળા તેમણે કેળવી હતી, અને 'મૅન્ચેસ્ટર ગાર્ડિયન'ના ખબરપત્રીએ કહ્યું છે તેમ 'દમનના શાસ્ત્રીય પ્રયોગ'ની સફળતા માટેનો તેમનો સંતોષ કેટલીકવાર દેખાઈ આવતો હતો થોડા વખત ઉપર ગ્રેટ બ્રિટનની રાષ્ટ્રીય સરકારે રાજદ્રોહ સંબંધી એક કાયદો પસાર કરવા પ્રયત્ન કર્યો હતો ત્યારે તેની સામે, ખાસ કરીને 'લિબરલો' તથા મજૂરપક્ષીઓ તરફથી, સારી પેઠે ટીકા થઈ હતી તેની સામે વિરોધનાં બીજાં કારણોમાં મુખ્ય એ હતું કે એ કાયદાથી વાણીસ્વાતંત્ર્ય અંકુશિત થઈ જાય છે, અને મૅજિસ્ટ્રેટોને જડતીઓનાં વૉરન્ટ કાઢવાની સત્તા મળે છે આ ટીકા જ્યારે જ્યારે મારા વાંચવામાં આવી છે ત્યારે ત્યારે તે પ્રત્યે મેં સહાનુભૂતિ જ અનુભવી છે છતાં તેની સાથે હિંદુસ્તાનનું ચિત્ર પણ મારી નજર આગળ ખડું થયું જ છે અહીં તો આજે જે કાયદાઓનો પ્રત્યક્ષ અમલ થઈ રહ્યો છે તે બ્રિટિશ 'સિડિશન બિલ' પસાર કરવા ધારે છે તે કરતાં લગભગ સોગણા વધારે ખરાબ છે મારો સવાલ જ એ છે કે જે બ્રિટિશ લોકો ઇંગ્લંડમાં દૂધમાંથી પોરા કાઢે છે તે હિંદુસ્તાનમાં જરા રૂવું પણ ફરક્યા વિના આખાં ઊંટને ઊંટ શી રીતે ગળી જતા હશે? બ્રિટિશ લોકોમાં પોતાના સ્વાર્થનો અને નીતિના ધોરણોનો મેળ બેસાડવાની તથા જેમાં તેમના સામ્રાજ્યનું હિત સધાતું હોય તે દરેક બાબતમાં સદ્‌ગુણ જોવાની જે અજબ કળા છે તે પ્રત્યે હમેશાં મેં આશ્ચર્ય

અને પ્રશંસા અનુભવ્યાં છે. મુસોલિની અને હિટલર સ્વાતંત્ર્ય અને લોકશાસન ઉપર આક્રમણ કરે છે તે માટે સંપૂર્ણ સાફ દાનતથી અને ખરા પુણ્યપ્રકોપથી તેઓ તેમને વખોડી કાઢે છે. તેની સાથે એટલી જ સાફ દાનતથી તેમને એમ લાગે છે કે હિંદુસ્તાનમાં સ્વાતંત્ર્ય ઝૂંટવી લેવાના તેમના જેવા જ હુમલા આવશ્યક છે. વળી સાચા નિઃસ્વાર્થ ભાવે આમ કરવું જરૂરનું છે એ સાબિત કરવા તેઓ ઊંચામાં ઊંચાં નૈતિક કારણો રજૂ કરે છે!

જ્યારે હિંદુસ્તાનમાં આગ સળગી રહી હતી અને લોકોની ધીરજ તથા હિંમતની કસોટી થઈ રહી હતી ત્યારે દૂર લંડનમાં આપણે ત્યાંથી સરકારે વીણીવીણીને બોલાવેલા માણસો હિંદુસ્તાન માટે બંધારણ ઘડવા ભેગા થયા હતા. ૧૯૩૨માં ત્રીજી ગોળમેજી પરિષદ અને તેમની કેટલીયે કમિટીઓ બેઠી. વડી ધારાસભાના કેટલાયે સભ્યોએ આ કમિટીઓમાં સભ્ય તરીકે ચૂંટાવા માટે હવાતિયાં માર્યાં. સાર્વજનિક ફરજ બજાવવાની સાથે મોજમજા માણી લેવાનો આ ખરો લાગ હતો. આ લોકોનું એક મોટું ટોળું ત્યાં પ્રજાને પૈસે ઊપડ્યું. પછી ૧૯૩૩માં હિંદી મદદનીશોવાળી સંયુક્ત કમિટી (જોઇન્ટ કમિટી)ની બેઠક થઈ અને તેની આગળ જુબાની આપવા જનારાઓને આ પરોપકારી સરકારે ભાડાંભથ્થાં આપ્યાં. વળી પાછા હિંદુસ્તાનની સેવા કરવાની ધગશથી પ્રજાને પૈસે ઘણાએ દરિયાઈ સફર ખેડી, અને સાંભળ્યું છે કે કેટલાકોએ તો વધારે ભાડાંભથ્થાં માટે રકઝક પણ કરી.

કેટલાય કાળથી ભોગવતા આવેલા હકોના આ પ્રતિનિધિઓ હિંદુસ્તાનમાં ચાલેલી લોકલડતથી ભડકી જઈને બ્રિટિશ સામ્રાજ્યના છત્ર નીચે લંડનમાં ભેગા મળે એમાં નવાઈ કશી નથી. પરંતુ જે વખતે માતૃભૂમિ જીવસટોસટની આવી લડતમાં ઘેરાયેલી હોય તે વખતે કોઈ પણ હિંદી આવી રીતે વર્તે તે જોઈને અમારી રાષ્ટ્રપ્રેમની વૃત્તિને આઘાત લાગતો હતો. અને તેમ છતાં અમારામાંના કેટલાકને તો લાગ્યું કે જે થયું તે ઠીક જ થયું, કારણ અમે ધારતા હતા કે આમ થવાથી દેશમાંના પ્રગતિવિરોધી અને પ્રગતિકારી તત્ત્વો એકબીજાથી હમેશને માટે અલગ થઈ જશે.

(પણ અમારી ધારણા ખોટી નીવડી) અમને લાગતું હતું કે આ ચાળણીથી લોકોને ગજદારી કેળવણી મળશે અને લાગતાવળગતા સૌને વધુ સ્પષ્ટ થશે કે કેવળ સ્વાતંત્ર્યથી જ આપણા સામાજિક પ્રશ્નોનો ઉકેલ આણવાની અને લોકો ઉપરનો બોજો ખસેડી નાખવાની આપણે આશા ન રાખી શકીએ.

આ લોકો, તેમની રહેણીકરણીમા જ નહિ, પણ વિચારમાં તથા લાગણીઓમા પણ, હિંદી જનતાથી કેવા અળગા થઈ ગયા હતા તે પણ આ પ્રસગે આબાદ જણાઈ આવ્યું. જનતાની સાથે આમને કશું સાંધણ જ નહોતું રહ્યું. જનતાને અથવા તેમની આંતરિક વૃત્તિઓ જે તેમને બલિદાન આપવા અને કષ્ટ સહન કરવા પ્રેરી રહી હતી તેને તેઓ સમજી જ શકતા નહોતા — આ વિલક્ષણ રાજપુરુષો આગળ એક જ વસ્તુ સત્ય હતી — તે એ કે બ્રિટિશ સામ્રાજ્યસત્તાનો સફળ વિરોધ થઈ શકે એમ નથી, માટે તેનો મને કે કમને સ્વીકાર કરવો. હિંદુસ્તાનના સવાલનો ઉકેલ આણવો અથવા તો જીવંત બંધારણ ઘડી કાઢવું, એ હિંદી જનતાના સદ્‌ભાવ વિના તદ્દન અશક્ય છે એ વાતનો આ લોકોને ખ્યાલ જ નહોતો આવતો. આપણા સમયનો સંક્ષિપ્ત ઇતિહાસ (શૉર્ટ હિસ્ટરી ઑફ અવર ટાઇમ્સ) એ નામના પોતાના નવા પુસ્તકમાં મિ. જે. એ. સ્પેન્ડર સને ૧૯૧૦ની આઇરિશ કૉન્ફરન્સ, જેણે બંધારણીય ઝઘડાનો નિકાલ લાવવા પ્રયત્ન કર્યો, તેનો ઉલ્લેખ કરે છે. તે કહે છે કે લડત ચાલતી હોય ત્યારે બંધારણ નક્કી કરવાનો પ્રયત્ન કરતા ગજદારી નેતાઓ તો ઘરને આગ લાગી હોય ત્યારે તેનો વીમો ઉતરાવવા જતા માણસો જેવા ગણાય. ૧૯૩૨ અને ૧૯૩૩માંની હિંદુસ્તાનમાંની આગ ૧૯૧૦ની આયર્લૅન્ડની આગ કરતાં ઘણી ભારે હતી. તેના ભડકા આજે ભલે શમી ગયા હોય પણ તેના અંગારા તો દેશને મુક્ત કરવાના સંકલ્પના રૂપમાં ધગધગતા અને ન હોલવાય એવા બળતા જ રહેશે.

હિંદુસ્તાનના અમલદારવર્ગમાં હિંસાની વૃત્તિ આશ્ચર્યકારક રીતે વધી ગઈ હતી. એમની એ પરંપરા તો જૂની છે. બ્રિટિશ

પોતાનું રાજ્ય એક પોલીસ રાજ્ય તરીકે ચલાવી રહ્યા હતા. દીવાની અમલદારોની આગળ પણ લશ્કરી દૃષ્ટિ સિવાય બીજી દૃષ્ટિ રહી નહોતી. દુશ્મન સૈન્ય પરદેશી અને જીતેલી ભૂમિનો કબજો કરીને બેઠું હોય એવું જાણે લાગ્યા કરતું હતું. વર્તમાન તંત્ર નાબૂદ કરવાનો સખત પડકાર થયો હતો તેથી આ માનસમાં વૃદ્ધિ થઈ હતી. બંગાળમાં તથા બીજે છૂટાંછવાયાં ખુનામરકીનાં કૃત્યો થયાં તેથી અમલદારોની હિંસાવૃત્તિને પોષણ મળ્યું અને પોતાના કૃત્ય માટે તેમને કાંઈક સમર્થન મળ્યું એટલું જ. વિવિધ ઑર્ડિનન્સોથી તથા સરકારની નીતિથી કારોબારી અમલદારો તથા પોલીસને એટલી બધી સત્તા મળી કે દેશમાં વસ્તુતઃ પોલીસરાજ્ય ચાલ્યું. તેના ઉપર ભાગ્યે જ કશા અંકુશો હતા.

ઓછાવત્તા પ્રમાણમાં હિંદુસ્તાનના બધા જ પ્રાન્તો આ આંધ અને ઝનૂની દમનના ભોગ બન્યા હતા, પણ સરહદ પ્રાન્ત અને બંગાળને સૌથી વધારે સહન કરવું પડ્યું. સરહદ પ્રાન્ત તો પહેલેથી જ મોટે ભાગે લશ્કરી પ્રદેશ જેવો હતો. તેનું તંત્ર અર્ધ-લશ્કરી ઢબે જ ચાલતું. લશ્કરી દૃષ્ટિએ એ પ્રાન્તનો પ્રદેશ બહુ મહત્ત્વનો છે. એટલે 'લાલ ડગલીવાળાઓ'ની ચળવળથી ત્યાંની સરકાર તદ્દન ગભરાઈ ગઈ હતી. એ પ્રાન્તને 'શાન્ત' રાખવા માટે તથા 'તોફાની ગામડાંને' સજા કરવા માટે લશ્કરી ટુકડીઓનો ત્યાં ઠીક ઉપયોગ થયો. આખા દેશમાં ગામડાં ઉપર ભારે દંડ નાંખવાની પ્રથા સામાન્ય થઈ પડી હતી. કેટલીક વાર (ખાસ કરીને બંગાળમાં) તો શહેરો પણ આવી રીતે દંડાતાં. ઘણીવાર વધારાની પોલીસ મૂકવામાં આવતી. પોલીસની પાસે અનર્ગળ સત્તા હોય, કશા જ અંકુશ ન હોય, ત્યારે પોલીસના અત્યાચારો અનિવાર્ય થઈ પડે છે. કાયદા અને વ્યવસ્થાને નામે ચાલતાં બેકાયદાપણા અને અવ્યવસ્થાના નમૂનેદાર દાખલા જ્યાંત્યાં જોવામાં આવતા.

બંગાળના કેટલાક ભાગોમાં તો દશા અસાધારણ દુઃસહ થઈ પડી હતી. આખી વસ્તીને (અથવા વધુ ચોક્કસ કહેવું હોય તો

હિંદુ વસ્તીને ) સરકાર દુશ્મન લેખતી, અને સ્ત્રી, પુરુષ, છોકરો કે છોકરી — બારથી પચીસ વચ્ચેના દરેક માણસને પોતાની ઓળખાણનું પત્તું લઈને ફરવું પડતું. આખી વસ્તી ને પરતી ઉપર હદપારી અથવા નજરબંધીના હુકમ થતા, પોશાક અમુક જ નક્કી કર્યા પ્રમાણે પહેરવો પડતો, નિશાળો પોલીસના હુકમ અનુસાર ચાલુ રહી શકતી અથવા બંધ કરવી પડતી, બાઈસીકલ વાપરવાની મનાઈ હતી, કાંઈ જવુંઆવવું હોય તો પોલીસને ખબર આપવી પડતી, દીવાબંધી, સૂર્યાસ્ત પછી બહાર નહિ નીકળવાનો કાયદો, સરકરી કૂચ, વધારાની પોલીસ, સામુદાયિક દંડ અને બીજા અનેક નિયમો અને હુકમોનો ત્યા ગંજો ખડકાયો હતો. વિશાળ પ્રદેશો કાયમના ઘેરાની દશામાં આવી પડ્યા હતા અને ત્યાંની વસ્તી સખત ચોકીપહેરા નીચે રહેતાં શકદાર સ્ત્રીપુરુષોની દશા ભોગવતી હતી. બ્રિટિશ સરકારની દૃષ્ટિએ આ બધા અજબ હુકમો અને મનાઈઓ આવશ્યક હતાં કે નહિ તેનો ન્યાય હું ન કરી શકું. જો તે અનાવશ્યક હતાં તો મોટા વિશાળ પ્રદેશોના લોકોને દબાવવાના, અપમાન પહોંચાડવાના તથા આર્થિક હાનિ કરવાના ગંભીર ગુના માટે સરકારને તકસીરવાન ઠરાવવી જોઈએ. જો તે આવશ્યક હતા તો હિંદુસ્તાનમાંના બ્રિટિશ અમલની કિંમત હમેશને માટે અંકાઈ જાય છે.

અમલદારોની આ હિંસાવૃત્તિએ જેલોમાં પણ આપણા લોકોનો પીછો પકડ્યો. કેદીઓને વર્ગ આપવામાં આવતા તે તો એક ફારસ જ હતું. જેઓ ઉપરના વર્ગમાં મુકાતા તેમને માટે તો તે એક ત્રાસ જ હતો. બહુ થોડાને ઉપરના વર્ગમાં મૂકવામાં આવતા અને નાજુક લાગણીવાળાં ઘણાં સ્ત્રીપુરુષોને એને લીધે એવી દશામાં રહેવું પડતું, જેમાં સતત બળવાનું જ હોય. સરકારનો ઇરાદો સ્પષ્ટ એવો જણાતો હતો કે સામાન્ય કેદીઓ કરતાં પણ રાજદ્વારી કેદીઓના હાલ ભૂંડા કરવા. એક ઇન્સ્પેક્ટર જનરલ ઑફ પ્રિઝન્સ તો એટલી હદ સુધી ગયેલો કે તેણે બધી જેલોના અધિકારીઓ ઉપર એક ખાનગી પરિપત્ર કાઢેલો, તેમાં જણાવ્યું હતું કે સવિનય ભંગના કેદીઓ સાથે "ડગામણો વર્તાવ

રાખવો."* જેલની સજા તરીકે ફટકા મારવાનું વખતોવખત બનતું. ૧૯૩૩ના એપ્રિલની ૨૭મીએ હાઉસ ઑફ કૉમન્સમાં હિંદુસ્તાનના ઉપમંત્રીએ જણાવ્યું: "સવિનય ભંગને લગતી ચળવળને લગતા ગુનાઓ માટે ૧૯૩૨માં ૫૦૦ માણસોને ફટકા મારવામાં આવેલા તે સર સૅમ્યુઅલ હોરને વિદિત છે." જેલની શિસ્તના ભંગ માટે જેલમાં ફટકા મારવાના ઘણા કેસો બનેલાં તેનો સમાવેશ આ આંકડામાં થાય છે કે નહિ એ સ્પષ્ટ નથી. ૧૯૩૨માં ફટકા મારવાના કેસો વારંવાર બનવાના સમાચાર અમને મળતા, ત્યારે ફટકાના એક કે બે છૂટાછવાયા દાખલા માટે ૧૯૩૦ના ડિસેમ્બરમાં અમે જેલમાં વિરોધ ઉઠાવેલો અને ત્રણ દિવસના ઉપવાસ કરેલા તે મને યાદ આવતું. તે વખતે ફટકાના ઘાતકીપણાથી મને આઘાત લાગેલો. આ વખતે પણ આઘાત લાગ્યો અને અંતરમાં બળબળ થયા જ કર્યું, પરંતુ મારે ફરી વિરોધ ઉઠાવવો અને ઉપવાસ કરવા એમ આ વખતે મને લાગ્યું નહિ. આ વખતે મને ખૂબ જ લાચારીનો અનુભવ થયો. થોડા વખત પછી ઘાતકીપણા વિષે પણ મન રીઢું થઈ જાય છે. ખરાબ વસ્તુ પણ લાંબો વખત ચાલે તો દુનિયા તેથી ટેવાઈ જાય છે.

અમારા લોકોને જેલમાં ચક્કી, ઘાણી વગેરેનું સખતમાં સખત કામ આપવામાં આવતું. કેદીઓ પાસે માફી મંગાવીને અને લડતમાં ફરી ભાગ નહિ લેવાનું વચન લઈને છોડવા માટે તેમની દશા થઈ શકે તેટલી અસહ્ય કરવામાં આવતી. કોઈ માફી માગે એ જેલના અધિકારીઓનો મોટો વિજય થયો ગણાતો.

જેલની સજા મેળવનારાઓનો મોટો ભાગ છોકરાઓ અને જુવાનિયાઓનો હતો. તેઓ દબાણ અને અપમાન સાંખી લે તેવા નહોતા. સુંદર અને જુસ્સાદાર ખમીરના એ છોકરાઓ હતા;

* આ પરિપત્રની તારીખ જૂન ૩૦, ૧૯૩૨ છે. તેમાં નીચે પ્રમાણે હતું: "જેલના સુપરિન્ટેન્ડન્ટો તથા બીજા હાથ નીચેના અધિકારીઓને ઇન્સ્પેક્ટર જનરલ ઠસાવવા ઇચ્છે છે કે સવિનય ભંગની ચળવળમાં આવેલા કેદીઓ તરફ નોખું વર્તન રાખવાનું કશું કારણ નથી. આ વર્ગને એમને સ્થાને રાખવાની તથા તેમની સાથે કરડાકીથી વર્તાવ રાખવાની જરૂર છે."

સ્વમાનવાળા, તેજસ્વી અને સાહસી હતા છોકરી સાર્વજનિક શાળાઓ અને વિદ્યાપીઠોમા જે પ્રકારના છોકરાઓ વિશેષ ઉત્તેજન અને પ્રશંસાને પાત્ર ગણાય છે એ પ્રકારના તેઓ હતા અહીં હિંદમાં તેમના યુવાનોચિત આદર્શપ્રેમ અને સ્વાભિમાને તેમને બેડીઓ, એકાંતકેદ અને ફટકા પ્રાપ્ત કરાવ્યા

જેલમાં સ્ત્રીઓની જે દશા થઈ તે વધારે કડવુ અને તેનો વિચાર કરતા દર્દ થાય એવી હતી ઘણીખરી બહેનો મધ્યમવર્ગની હતી સુરક્ષિત જીવનને ટેવાયેલી તથા પુરુષના આધિપત્યવાળા સમાજે ઊભાં કરેલા અનેક બધનો અને રિવાજોનો ભોગ થઈ પડેલી એવી તેઓ હતી આ મુક્તિસગ્રામનો તેમને માટે તો બેવડો અર્થ હતો જે હોંશ અને ઉત્સાહથી આ લડતમા તેમણે ઝપલાવ્યુ તેના મૂળ, ઘરની ગુલામીમાથી પણ છૂટવાની તેમની અસ્પષ્ટ અને ભાગ્યે જ જ્ઞાનપૂર્વકની છતા અતિશય તીવ્ર એવી, ઇચ્છામાં જરૂર રહેલાં હતા બહુ જ થોડા અપવાદ બાદ કરતાં તેમને બધીને સામાન્ય વર્ગમાં જ મૂકવામા આવી હતી ત્યાં અતિશય અધમ દશાએ પહોંચેલી સાથીદારો સાથે તથા ઘણી જગ્યાએ ચીતરી ચડે એવી સ્થિતિમાં તેમને રહેવાનુ હતુ એક વાર સ્ત્રીઓના વાડાની નજીકની જ બરાકમા — વચ્ચે માત્ર એક દીવાલ એવી રીતે — મને રાખવામા આવેલો એ વાડામાં બીજી કેદી સ્ત્રીઓ સાથે કેટલીક રાજદ્વારી સ્ત્રીકેદીઓ પણ હતી તેમાં એક તો એક વખતની મારી મેજબાન, જેના ઘરમા હું રહેલો તે બહેન હતી અમારી વચ્ચે એક ઊંચી દીવાલ હતી પરતુ અમારી બહેનોને કેદી સ્ત્રીદરોગાઓની જે ગાળો અને અપમાનભરી ભાષા સાખી લેવી પડતી તે મારાથી સ્પષ્ટ સભળાતી અને મને કમકમાટી છૂટતી

૧૯૩૦ કરતા ૧૯૩૨ અને ૧૯૩૩માં રાજદ્વારી કેદીઓ પ્રત્યેનું વર્તન ઘણું ખરાબ હતું દેખીતી રીતે આ ફેરફાર અમલદાર વ્યક્તિઓની કેવળ ધૂનને કારણે તો ન જ હોય એટલે એક જ અનુમાન નીકળે છે કે સરકારનો ચોક્કસ ઇરાદો એવો હતો રાજદ્વારી કેદીઓનો પ્રશ્ન બાજુએ રાખીએ, સયુક્ત પ્રાંતના જેલખાનાની તો તે વર્ષોમાં શાખ જ એવી હતી

કે જેમાં માનવતાની સુવાસ આવે એવું કશું જ કરવાની તેઓ વિરુદ્ધ હતા. જેની સામે શંકા ન ઉઠાવી શકાય એવા એક ઠેકાણેથી આનો એક રમૂજી દાખલો અમારા જાણવામાં આવ્યો હતો. અમારા જેવા બળવાખોર અને રાજદ્રોહી નહિ, પણ જેમને સરકારે આનંદપૂર્વક 'સર'નો ઇલકાબ એનાયત કર્યો હતો એવા એક સભાવિત ગૃહસ્થ એક દિવસ જેલની મુલાકાતે આવ્યા અને અમને મળ્યા. તેમણે અમને કહ્યું કે થોડાક મહિના પહેલાં પોતે એક બીજી જેલમાં ગયેલા અને પોતાના નિરીક્ષણની નોંધમાં જેલર વિષે તેમણે લખ્યું કે તે "શિસ્તનો આગ્રહી પણ દયાળુ" છે. પેલા જેલરે તેને વિનંતિ કરી કે મારા દયાળુપણા વિષે મહેરબાની કરીને કશું નોંધશો નહિ, કારણ જેલના ઉપરી અધિકારી વર્ગમાં એ ગુણ ખરાબ ગણાય છે. પેલા 'સર'ને તો લાગ્યું કે જેલરના પોતે કરેલા આ વર્ણનથી તેને કશું નુકસાન થાય એ કલ્પના બહારની વાત છે એટલે તેણે આગ્રહ કરીને એ શબ્દો રાખ્યા. પરિણામ શું આવ્યું? થોડા જ વખતમાં દૂરની ઓતાડી જગ્યાએ પેલા જેલરની બદલી કરવામાં આવી. તેને આ એક પ્રકારની સજા જ થઈ.

કેટલાક જેલરો જે ખાસ કરીને ઝનૂની અને વિધિનિષેધ વિનાના ગણાતા હતા તેમના પગાર વધ્યા અને તેમને ઇલકાબો મળ્યા. મારી ખાવાનું તો જેલમાં એટલું બધું સાર્વત્રિક છે કે ભાગ્યે જ કોઈ ચોખ્ખું હોય. મારો પોતાનો અનુભવ અને મારા ઘણા મિત્રોનો અનુભવ એવો છે કે જેઓ શિસ્તના આગ્રહનો દેખાવ વધારે કરનારા હોય છે તે જ અમલદારો આ બાબતમાં બૂરામાં બૂરા ગુનેગારો હોય છે.

જેલમાં તેમજ બહાર હું તો નસીબદાર છુ. જેમના સંબંધમાં મારે આવવું પડ્યું તે સૌ મારી સાથે, કદાચ હું તે માટે યોગ્ય ન હોઉં ત્યારે પણ, વિવેક અને વિનયથી વર્ત્યા છે. જેલમાંના કેવળ એક જ પ્રસંગથી મને અને મારાં સ્વજનોને બહુ દુઃખ થયેલું. મારાં માતુશ્રી, કમલા તથા મારી દીકરી ઇન્દિરા એકવાર મારા બનેવી રણજિત પંડિતને મળવા

અલ્લાહાબાદની જિલ્લા જેલમાં ગયેલાં. તેમના કશા વાંકગુના વિના જેલરે તેમનું અપમાન કર્યું અને તેમને બહાર ધકેલી કાઢયાં. આ મેં જાણ્યું ત્યારે મને દુઃખ થયું. વળી તે બાબતમાં પ્રાંતિક સરકારના વલણથી મને વિશેષ આઘાત પહોંચ્યો. જેલના અમલદારોને હાથે મારાં માતુશ્રીનું અપમાન થઈ બેસે એ બીતિ ટાળવા માટે મેં બધી મુલાકાતો જ છોડી દેવાનું નક્કી કર્યું. ત્યારપછી લગભગ સાત મહિના સુધી હું દેહેરાદૂન જેલમાં હતો ત્યાં મેં એકે મુલાકાત ન લીધી.

## ૪૪

# જેલમાં બદલાતી મનોવૃત્તિઓ

શ્રી. ગોવિંદ વલ્લભ પંતની તથા મારી બરેલીની જિલ્લા જેલમાંથી દહેરાદૂનની જેલમાં સાથે બદલી કરવામાં આવી. વખતે લોકો તરફથી કાંઈ દેખાવો થાય તે ટાળવા માટે બરેલીથી અમને ટ્રેનમાં ન બેસાડતાં, ત્યાંથી પચાસ માઈલ દૂરના નાના સ્ટેશનેથી બેસાડવામાં આવ્યા. રાતે છૂપી રીતે અમને મોટરકારમાં લઈ જવામાં આવ્યા. ઘણા મહિના સુધી બંધીમાં રહ્યા પછી રાતની ઠંડી હવામાં મોટરની એ સહેલ વિરલ આહ્લાદકારક લાગી.

બરેલી જેલ છોડતાં પહેલાં એક પ્રસંગ બનેલો તેની મારી ઉપર બહુ અસર પડી હતી. આજે પણ તેની સ્મૃતિ તાજી જ છે. બરેલીનો પોલીસ સુપરિન્ટેન્ડન્ટ, જે અંગ્રેજ હતો, તે ત્યાં હાજર હતો. હું મોટરમાં બેસતો હતો તે વખતે તેણે કાંઈક સંકોચથી મને એક પાકીટ આપ્યું. તેણે મને કહ્યું કે 'તેમાં જૂનાં જર્મન સચિત્ર સામયિકો છે. મેં સાંભળ્યું છે કે તમે જર્મન શીખો છો એટલે તમારે માટે આ પત્રો હું લાવ્યો છું.' હું એને પહેલાં કદી મળ્યો ન હતો, તેમ ત્યારપછી પણ મળ્યો નથી. તેનું નામ પણ હું જાણતો નથી. આપમેળે બતાવેલી આ સભ્યતા અને તેની પાછળ રહેલી માયાળુ વૃત્તિ, એણે મારા હૃદયને સ્પર્શ કર્યો અને મેં ઊંડા આભારની લાગણી અનુભવી.

મધ્યરાત્રિની તે લાંબી સહેલ દરમ્યાન અંગ્રેજો અને હિંદીઓ, રાજ્યકર્તા અને પ્રજા, સરકારી અમલદાર અને બિનસરકારી સભ્ય, સત્તારૂઢો અને આજ્ઞાધારકો, એ બધા વચ્ચેના સંબંધો વિષે હું વિચારે ચડયો. બે પ્રજાઓ વચ્ચે કેવડું મોટું અંતર! પરસ્પર કેટલો અવિશ્વાસ અને કેટલો અણગમો! પરંતુ આ અવિશ્વાસ અને અણગમા કરતાં પણ વધારે તો એકબીજા વિષેનું કેટલું બધું અજ્ઞાન! આને લીધે જ એક પક્ષ બીજાથી કંઈક

બીતો રહે છે અને બીજાની હાજરીમાં હંમેશાં સાવધાન રહે છે. દરેકને બીજો કૂંઝરો અને ન ગમે તેવો લાગે છે. પરંતુ બેમાંથી એક જોતા નથી કે ઉપરના બુરખાની નીચે સભ્યતા અને માયાળુપણું બેયમાં છે. દેશના રાજ્યકર્તાઓ તરીકે અંગ્રેજો પાસે મહેરબાની બતાવવાની તકો પાર વિનાની પડેલી છે એટલે તેમની આસપાસ ખુશામતિયા, નોકરી શોધનારા તથા બીજી રીતે કોઈ ને કોઈ સ્વાર્થ સાધવા ફરનારાનું ટોળું જામે છે. આ અળખામણા નમૂનાઓ ઉપરથી તેઓ હિંદુસ્તાન વિષે ક્યાસ બાંધે છે. હિંદીઓ અંગ્રેજોને માત્ર અમલદારો તરીકે જ કામ કરતા જુએ છે અને તેમનામાં યંત્રની બધી અમાનવતા અને પોતાના સ્થાપિત હિતસંબંધો જાળવી રાખવાની ભારે ધગશ ભરેલી હોય છે. પરંતુ અમલદાર તરીકેના અથવા લશ્કરના એક અંગ તરીકેના વર્તનમાં અને માનવી એક વ્યક્તિ તરીકે પોતાની સહજ વૃત્તિઓ પ્રમાણે વર્તતો હોય ત્યારના તેના વર્તનમાં કેટલો બધો ફેર પડી જાય છે. કવાયતના હુકમોથી અક્કડ બનેલો સિપાહી પોતાની માનવતા વીસરી જાય છે અને આપમેળે ચાલતા યંત્ર જેવો બની જઈ, પોતાનું જેમણે કશું જ ન બગાડ્યું હોય એવા નિર્દોષ અને શાન્ત માણસો ઉપર ગોળી ચલાવે છે અને તેમને મારી નાખે છે. તે જ પ્રમાણે હરકોઈ વ્યક્તિ પ્રત્યે કઠોર થતાં જેને સંકોચ થાય એવા સ્વભાવવાળો પોલીસ અમલદાર પણ બીજે જ દિવસે નિર્દોષ ટોળાં ઉપર લાઠી ચલાવવાનો હુકમ છોડે છે. પોતાનો એક વ્યક્તિ તરીકે તે વિચાર નથી કરતો, તેમ જેમને એ મારે છે અથવા જેમના ઉપર ગોળી ચલાવે છે તે ટોળાંઓ પણ વ્યક્તિઓનાં જ બનેલાં છે એમ તે નથી ગણતો.

એક પક્ષ બીજા પક્ષને એક ટોળું અથવા સમુદાય ગણવા માંડે કે તરત જ બે વચ્ચેનો માનવસંબંધ જતો રહે છે. આપણે ભૂલી જઈએ છીએ કે ટોળાં પણ વ્યક્તિઓનાં જ બને છે. તેમાં પુરુષો, સ્ત્રીઓ અને બાળકો હોય છે, તેમનામાં પ્રેમની અને દ્વેષની લાગણી હોય છે અને તેમને સુખદુઃખનું સંવેદન થાય છે. સરાસરી અંગ્રેજ જો તે નિખાલસ હશે તો કદાચ કબૂલ કરશે, કે પોતે ઘણા સારા હિંદીઓના પરિચયમાં આવેલ

છે, પરંતુ તેઓ અપવાદરૂપ છે અને સામાન્ય રીતે તો હિંદીઓનો સમુદાય તિરસ્કારપાત્ર જ છે. સરાસરી હિંદી જરૂર સ્વીકારશે કે પોતે થોડાક અંગ્રેજોને ઓળખે છે જેઓ પ્રશંસાપાત્ર છે, પરંતુ એ થોડાક અપવાદ બાદ કરતાં અંગ્રેજો બહુ તુંડમિજાજી, નિર્દય અને તદ્દન ખરાબ હોય છે. પોતે જેના સંબંધમાં આવ્યા હોય તે વ્યક્તિઓ ઉપરથી નહિ પણ બીજાઓ, જેમને વિષે પોતે બહુ ઓછું અથવા કશું જ ન જાણતા હોય તેમના ઉપરથી દરેક માણસ બીજી પ્રજા વિષે અભિપ્રાય બાંધે છે એ પણ બહુ જોવા જેવું છે.

હું પોતે બહુ નસીબદાર છું. મારા પ્રત્યે તો મારા પોતાના દેશબાંધવો તેમજ અંગ્રેજો હમેશાં સભ્યતાથી વર્ત્યા છે. મારા જેલરો તેમજ મને પકડવા આવનારા તથા એક સ્થળેથી બીજે સ્થળે લઈ જનારા પોલીસના માણસો મારા પ્રત્યે હમેશાં માયાથી વર્ત્યા છે. આ માનવસંબંધને લીધે જ ઘણી લડતની કડવાશ તથા જેલજીવનનો દંશ ઘણે દરજ્જે ઓછો થયો છે. મારા પોતાના દેશબાંધવો મારી સાથે સારી રીતે વર્તે એમાં કાંઈ નવાઈ નથી, કારણ તેમનામાં મને ઠીકઠીક પ્રસિદ્ધિ મળેલી છે અને હું તેમનો પ્રીતિપાત્ર મનેતો છું. અંગ્રેજોમાં પણ મારી ગણના એક વિશિષ્ટ વ્યક્તિ તરીકે થઈ છે. ટોળામાંનો એક નથી ગણાયો. મને લાગે છે કે ઇંગ્લંડમાં મેં કેળવણી લીધી છે અને ખાસ કરીને તો હું ઇંગ્લંડની સાર્વજનિક શાળામાં ભણ્યો છું તેને લીધે હું તેમની વધુ નજીક પહોંચી શક્યો છું. આને કારણે જ, મારી સાર્વજનિક પ્રવૃત્તિઓ તેમને ગમે તેટલી ઊંધી લાગે તોપણ તેમના જ જેવો હું પણ એક સુધરેલો માણસ છું એમ માન્યા વિના તેમને ચાલતું નહિ. મારા પ્રત્યે જે ખાસ વર્તન રાખવામાં આવતું તેની મારા ઘણા સાથીઓ પ્રત્યેના વર્તન સાથે સરખામણી કરતાં મને ઘણીવાર મૂંઝવણ થતી અને મારે માટે કંઈક નીચાજોણું પણ મને લાગતું.

આટઆટલા લાભ હોવા છતાં જેલ તે જેલ જ. ત્યાંનું ત્રાસદાયી વાતાવરણ ઘણીવાર અસહ્ય થઈ પડતું, ત્યાંની આખી હવા જ બળજબરી, હલકટપણું, મારીખાવાપણું અને જૂઠાપણું, એથી ભરેલી હતી. ત્યાં કાં તો ખુશામત જોવામાં આવે કાં તો ધમકી

જેની લાગણીઓ જરા પણ આળી હોય તેને તો સતત તંગ દશામાં રહેવું પડતું. નાના નાના બનાવોથી તે અસ્વસ્થ થઈ જાય, કાગળમાં કાંઈક માઠા સમાચાર આવે, વર્તમાનપત્રમાં કાંઈક ન ગમે એવું આવે એટલે તે ચિંતાથી લગભગ માંદા જેવો અથવા ક્ષણભર ક્રોધાવિષ્ટ થઈ જાય. બહાર તો કામને લીધે મનને હમેશાં કરાર રહે છે અને વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓ તથા રસ પડે તેવા વ્યવસાયોને લીધે મન અને શરીરની સમતા જળવાય છે. જેલમાં તો કોઈ જાતનો મોકળાશ જ ન મળે, આપણને જાણે શીશામાં ઉતાર્યા હોય અને દાબી નાખ્યા હોય એવું લાગે. એટલે જે કાંઈ બને તેનું હમેશાં એકતરફી અને કાંઈક વિકૃત આકલન થાય. જેલમાં માંદગી આવે એ તો ખાસ દુઃખદાયક લાગે.

છતાં જેલની ઘટમાળ સાથે ગોઠવાઈ જવાનું હું કરી શક્યો. કમરત તથા ઠીકઠીક સખત માનસિક કામથી મેં શરીરને બરાબર સાચવ્યું. કામ તથા કસરતની કિંમત બહાર ગમે તેટલી હોય, પણ જેલમાં તો તે અત્યંત આવશ્યક છે. તે વિના ત્યાં માણસના ભુક્કા જ થઈ જાય. સમયપત્રક બનાવી તેનું મેં કડકાઈથી પાલન કરવા માંડ્યું અને બરાબર તાજા રહેવા માટે મારી રોજની ટેવોમાંની ઘણીખરી મેં ચાલુ રાખી. દાખલા તરીકે હું દરરોજ હજામત કરતો (મને સેફ્ટી અસ્ત્રો આપવામાં આવ્યો હતો). આવી નાની બાબતનો ઉલ્લેખ મેં એટલા જ માટે કર્યો છે કે સામાન્ય રીતે માણસો આવી ટેવો છોડી દે છે અને બીજી પણ અનેક બાબતોમાં શિથિલ થઈ જાય છે. દિવસના સખત કામ પછી સાંજે મને રુચિકર થાક લાગતો અને નિદ્રાનું મારી ઉપર આક્રમણ થતું.

આમ દિવસો, અઠવાડિયાં અને મહિના વીતવા માંડ્યા. પરંતુ કોઈ કોઈ વાર મહિનો જાણે ચોંટી જ જાય, કેમે કર્યો પૂરો જ ન થાય અથવા પૂરો નથી થતો એમ લાગે. કોઈ કોઈ વાર મને બહુ અણગમો થઈ આવતો અને કંટાળો લાગતો. પછી લગભગ દરેક વસ્તુ અને દરેક જણ સાથે ચિડાતો — જેલમાંના સાથીઓ સાથે, જેલના અમલદારો સાથે, કાંઈક કરી બેસવા

અથવા કરવું જોઈએ તે ન કરવાં માટે બહારના માણસો સાથે, બ્રિટિશ સામ્રાજ્ય સાથે (જોકે એ તો કાયમની લાગણી હતી) અને સૌથી વિશેષ મારી પોતાની સાથે. હું આખો જાણે લાગણીઓનું પોટલું બની જતો અને જેલજીવનમાંથી ઉત્પન્ન થતી વિવિધ વૃત્તિઓની અસર નીચે હું બહુ આવી જતો. સદ્ભાગ્યે આ વૃત્તિઓમાંથી હું જલદી મુક્ત થઈ જતો.

મુલાકાતનો દિવસ એટલે તો જેલમાં ભારે ઉત્સાહનો દિવસ. તેની ભારે ઉત્કંઠા રહેતી, અને તેના દિવસો ગણાતા! મુલાકાતની ધમાલ પછી તેનો અનિવાર્ય પ્રત્યાઘાત આવતો અને પછી સૂનું સૂનું તથા એકલું એકલું લાગતું. કોઈ વાર બનતુ તેમ મુલાકાત જો યશસ્વી ન નીવડે — અસ્વસ્થ કરી મૂકે એવા માઠા સમાચારથી કે બીજે કોઈ કારણે—તો પછીથી હું બહુ દુઃખી રહેતો. મુલાકાત વખતે જેલના અમલદારો તો હાજર હોય જ, પરંતુ બરેલીમાં તો બે ત્રણ વખત એવું બનેલું કે તે વખતે છૂપી પોલીસનો માણસ પણ કાગળ અને પેન્સિલ લઈને વાતચીતનો શબ્દેશબ્દ આતુરતાથી ટપકાવી લેતો ત્યાં હાજર હોય. મને આથી બહુ જ ચીડ ચડતી. આવી મુલાકાતો પૂરેપૂરી નિષ્ફળ નીવડતી.

પછી તો અલ્લાહાબાદ જેલમાં અને પાછળથી સરકાર તરફથી મારાં માતુશ્રી તથા પત્ની પ્રત્યે જે વર્તન ચલાવવામાં આવ્યું હતું તે કારણે આ કીમતી મુલાકાતો લેવાનું જ મેં છોડી દીધું. લગભગ સાત મહિના સુધી મેં એકે મુલાકાત ન લીધી. એ કાળ મને બહુ સૂનકાર લાગ્યો. સાત મહિના પછી મેં મુલાકાત લેવાનું ફરી પાછું નક્કી કર્યું અને મારાં માણસો મને મળવા આવ્યાં ત્યારે આનંદથી હું લગભગ ઉન્મત્ત થઈ ગયો. મારી બહેનનાં નાનાં છોકરાં પણ મને મળવા આવ્યાં હતાં અને એક નાના બાળકને પહેલાંની પોતાની રીત પ્રમાણે મારા ખભા ઉપર ચડવાનું મન થઈ આવ્યું ત્યારે મારી લાગણીનો ઊભરો મારાથી રોકી શકાયો નહિ. માનવસંસર્ગની આટલી લાંબી ઝંખના પછી કૌટુમ્બિક જીવનના આ સ્પર્શથી હું અસ્વસ્થ થઈ ગયો.

મુલાકાતો બંધ કરી હતી ત્યારે ઘેરથી અથવા કેટલીક વાર જેલમાંથી (મારી બન્ને બહેનો જેલમાં હતી) જે પખવાડિક કાગળો આવતા તે વિશેષ મૂલ્યવાન થઈ પડતા અને તેમની હું ઉત્કંઠાથી રાહ જોતો. જો નક્કી થયેલે દિવસે કાગળ ન આવે તો મને ચિંતા થતી. છતાં જ્યારે કાગળ આવતો ત્યારે તે ઉઘાડતાં હું લગભગ અચકાતો. જેનો ઉપભોગ નક્કી આનંદદાયી હોય તેનો ઉપભોગ કરતાં પહેલાં માણસ તેની સાથે જેમ ગેલ કરી લે છે તેમ હું કાગળને હાથમાં કેટલીયેવાર સુધી રમાડ્યાં કરતો. તે વખતે મારા મનમાં ઊંડે ઊંડે ભીતિનો પણ અંશ રહેતો કે રખેને કાગળમાં કાંઈ એવા સમાચાર કે એવો ઉલ્લેખ હોય જે દુઃખદાયી હોય. જેલમાં કાગળ લખવા અને કાગળ મેળવવા એ, ત્યાંના શાન્તિમય અને અક્ષુબ્ધ જીવનમાં, હંમેશાં ભારે અન્તરાય પાડનારી વસ્તુઓ બનતી. તેને લીધે લાગણીવશ દશા અનુભવાતી અને તેથી ચિત્તને વિક્ષેપ થતો; કારણ ત્યારપછી એક બે દિવસ સુધી મન ભટક્યાં કરતું અને રોજના કામમાં તેને એકાગ્ર કરવું મુશ્કેલ થઈ પડતું.

નૈની તથા બરેલીમાં મારે ઘણા સોબતીઓ હતા. દહેરાદૂનમાં શરૂઆતમાં અમે ત્રણ જણ હતા — ગોવિંદ વલ્લભ પંત, કાશીપુરના કુંવર આનંદસિંહ અને હું. પરંતુ પંતજી તો તેમની ૭ માસની સજા પૂરી થઈ એટલે બે મહિનામાં જ ત્યાંથી છૂટયા. પાછળથી બીજા બે અમારી સાથે જોડાયા. ૧૯૩૩ના જાન્યુઆરીની શરૂઆતમાં મારા બધા જ સોબતીઓ મને છોડી ગયા, અને હું એકલો પડ્યો. ઑગસ્ટની આખરે હું છૂટયો ત્યાંસુધી એટલે લગભગ આઠ મહિના દહેરાદૂન જેલમાં મેં એકાન્તવાસ ગાળ્યો. જેલના અમલદારો સાથે રોજ થોડીક મિનિટ વાતચીત થાય તે સિવાય ભાગ્યે જ બીજા કોઈની સાથે વાત કરવાનું મને મળતું. કાયદેસર આ એકાન્ત સજા ન કહેવાય, પરંતુ હતું તો તેના જેવું જ. મને બહુ મૂનકાર લાગતું. સુભાગ્યે મેં મુલાકાત લેવાનું પાછું શરૂ કર્યું હતું, અને તેથી કાંઈક સમાધાન મળ્યું. હું ધારું છું ખાસ મહેરબાની તરીકે મને બહારથી તાજાં ફૂલ મેળવવા દેવામાં આવતાં તથા થોડાક ફોટોગ્રાફ રાખવા દેવામાં આવતા. તેથી મને

ઘણો આનંદ રહેતો. સામાન્ય રીતે ફૂલો અને છબિઓ આપવામાં આવતાં નથી અને ઘણા વખત મારે માટે મોકલવામાં આવેલાં ફૂલ મને લેવા દેવામાં નહિ આવેલાં એવું પણ બનેલું. પોતાની કોટડીને ખુશનુમા બનાવવાનું કોઈ કરે, તેને ઉત્તેજન આપવામાં આવતું નહિ. મારા એક સોબતી, જેની કોટડી મારી લગોલગ હતી, તેણે પોતાની શરીરસંસ્કારની વસ્તુઓ કોટડીમાં અમુક રીતે ગોઠવી હતી, તે સામે જેલના સુપરિન્ટેન્ડન્ટે વાંધો ઉઠાવેલો એ મને યાદ છે. તેને એમ કહેવામાં આવેલું કે તમારી કોટડી આકર્ષક અને 'વૈભવી' દેખાય એવું તમારે ન કરવું જોઈએ. વસ્તુઓ આ હતીઃ ટૂથબ્રશ, ટૂથપેસ્ટ, ફાઉન્ટન પેનની શાહી, માથામાં નાખવાના તેલની શીશી, કાંસકો, બ્રશ, અને ઉપરાંત કદાચ એક બે બીજી નાની વસ્તુઓ.

જીવનના ઉપયોગની નાની નાની ચીજોની કિંમત માણસને જેલમાં સમજાય છે. આપણી પાસે એટલી થોડી વસ્તુઓ હોય છે અને તેમાં વધારો કરવાનું કે બદલીને બીજી લાવવાનું એટલું મુશ્કેલ હોય છે કે આપણે એ વસ્તુઓને વળગી રહીએ છીએ. વળી નજીવી વસ્તુઓ જે બહાર તો કચરાટોપલીમાં જ જાય તે પણ જેલમાં સંઘરી રાખવાનું મન થાય છે. પરિગ્રહ કરવા જેવું અને રાખી મૂકવા જેવું ખાસ કશું નથી હોતું ત્યાં પણ પરિગ્રહ-ભાવના છૂટતી નથી.

કોઈ કોઈ વાર જીવનની સુખસગવડો માટે એક જાતની શારીરિક તૃષ્ણા જાગી ઊઠતી. કાંઈક શારીરિક સગવડ, આનંદદાયક પરિવેષ્ટન, મિત્રોની સોબત, રસ પડે એવો વાર્તાલાપ, બાળકો સાથે રમત, એવા એવા માટે. ... વર્તમાનપત્રોમાંનું કોઈક ચિત્ર કે એકાદ કંડિકા યુવાનીના બેફિકરાઈના જૂના દિવસો સ્મૃતિ સામે તાદશ ખડા કરે, પછી ઘર યાદ આવે અને આખો દિવસ બેચેનીમાં જાય.

હું દરરોજ થોડું કાંતતો, કારણ આવા થોડાક શારીરિક કામથી મનને કરાર રહેતો અને વધારેપડતા બૌદ્ધિક કામમાં તેથી રાહત રહેતી. પરંતુ મારો મુખ્ય વ્યવસાય તો વાંચવા-લખવાનો જ હતો. મારે જોઈએ એટલી ચોપડીઓ તો ન મળતી,

મુલાકાતનો બંધ કરી હતી ત્યારે ઘેરથી અથવા કેટલીક વાર જેલમાંથી (મારી બન્ને બહેનો જેલમાં હતી) જે પખવાડિક કાગળો આવતા તે વિશેષ મૂલ્યવાન થઈ પડતા અને તેમની હું ઉત્કંઠાથી રાહ જોતો. જો નક્કી થયેલે દિવસે કાગળ ન આવે તો મને ચિંતા થતી. છતાં જ્યારે કાગળ આવતો ત્યારે તે ઉઘાડતાં હું લગભગ અચકાતો. જેનો ઉપભોગ નક્કી આનંદદાયી હોય તેનો ઉપભોગ કરતાં પહેલાં માણસ તેની સાથે જેમ ગેલ કરી લે છે તેમ હું કાગળને હાથમાં કેટલીયેવાર સુધી રમાડયાં કરતો. તે વખતે મારા મનમાં ઊંડે ઊંડે બીતિનો પણ અંશ રહેતો કે રખેને કાગળમાં કાંઈ એવા સમાચાર કે એવો ઉલ્લેખ હોય જે દુઃખદાયી હોય. જેલમાં કાગળ લખવા અને કાગળ મેળવવા એ, ત્યાંના શાન્તિમય અને અક્ષુબ્ધ જીવનમાં, હંમેશાં ભારે અન્તરાય પાડનારી વસ્તુઓ બનતી. તેને લીધે લાગણીવશ દશા અનુભવાતી અને તેથી ચિત્તને વિક્ષેપ થતો; કારણ ત્યારપછી એક બે દિવસ સુધી મન ભટકયાં કરતું અને રોજના કામમાં તેને એકાગ્ર કરવું મુશ્કેલ થઈ પડતું.

નૈની તથા બરેલીમાં મારે ઘણા સોબતીઓ હતા. દહેરાદૂનમાં શરૂઆતમાં અમે ત્રણ જણ હતા — ગોવિંદ વલ્લભ પંત, કાશીપુરના કુંવર આનંદસિંહ અને હું. પરંતુ પંતજી તો તેમની છ માસની સજા પૂરી થઈ એટલે બે મહિનામાં જ ત્યાંથી છૂટયા. પાછળથી બીજા બે અમારી સાથે જોડાયા. ૧૯૩૩ના જાન્યુઆરીની શરૂઆતમાં મારા બધા જ સોબતીઓ મને છોડી ગયા, અને હું એકલો પડયો. ઑગસ્ટની આખરે હું છૂટયો ત્યાંસુધી એટલે લગભગ આઠ મહિના દહેરાદૂન જેલમાં મે એકાન્તવાસ ગાળ્યો. જેલના અમલદારો સાથે રોજ થોડીક મિનિટ વાતચીત થાય તે સિવાય ભાગ્યે જ બીજા કોઈની સાથે વાત કરવાનું મને મળતું. કાયદેસર આ એકાન્ત સજા ન કહેવાય, પરંતુ હતું તો તેના જેવું જ. મને બહુ નુકસાનકાર લાગતું. સુભાગ્યે મેં મુલાકાત લેવાનું પાછું શરૂ કર્યું હતું, અને તેથી કાંઈક સમાધાન મળ્યું. હું ધારું છું ખાસ મહેરબાની તરીકે મને બહારથી તાજાં ફૂલ મેળવવા દેવામાં આવતાં તથા થોડાક ફોટોગ્રાફ રાખવા દેવામાં આવતા. તેથી મને

ઘણો આનંદ રહેતો. સામાન્ય રીતે ફૂલો અને છબિઓ આપવામાં આવતાં નથી અને ઘણી વખત મારે માટે મોકલવામાં આવેલાં ફૂલ મને લેવા દેવામાં નહિ આવેલાં એવું પણ બનેલું. પોતાની કોટડીને ખુશનુમા બનાવવાનું કોઈ કરે, તેને ઉત્તેજન આપવામાં આવતું નહિ. મારા એક સોબતી, જેની કોટડી મારી લગોલગ હતી, તેણે પોતાની શરીરસંસ્કારની વસ્તુઓ કોટડીમાં અમુક રીતે ગોઠવી હતી, તે સામે જેલના સુપરિન્ટેન્ડન્ટે વાંધો ઉઠાવેલો એ મને યાદ છે. તેને એમ કહેવામાં આવેલું કે તમારી કોટડી આકર્ષક અને 'વૈભવી' દેખાય એવું તમારે ન કરવું જોઈએ. વસ્તુઓ આ હતી ટૂથબ્રશ, ટૂથપેસ્ટ, ફાઉન્ટન પેનની શાહી, માથામાં નાખવાના તેલની શીશી, કાંસકો, બ્રશ, અને ઉપરાંત કદાચ એક બે બીજી નાની વસ્તુઓ.

જીવનના ઉપયોગની નાની નાની ચીજોની કિંમત માણસને જેલમાં સમજાય છે. આપણી પાસે એટલી થોડી વસ્તુઓ હોય છે અને તેમાં વધારો કરવાનું કે બદલીને બીજી લાવવાનું એટલું મુશ્કેલ હોય છે કે આપણે એ વસ્તુઓને વળગી રહીએ છીએ. વળી નજીવી વસ્તુઓ જે બહાર તો કચરાટોપલીમાં જ જાય તે પણ જેલમાં સંઘરી રાખવાનું મન થાય છે. પરિગ્રહ કરવા જેવું અને રાખી મૂકવા જેવું ખાસ કશું નથી હોતું ત્યાં પણ પરિગ્રહ ભાવના છૂટતી નથી.

કોઈ કોઈ વાર જીવનની સુખસગવડો માટે એક જાતની શારીરિક તૃષ્ણા જાગી ઊઠતી. કાંઈક શારીરિક સગવડ, આનંદદાયક પરિવેષ્ટન, મિત્રોની સોબત, રસ પડે એવો વાર્તાલાપ, બાળક સાથે રમત, એવા એવા માટે. વર્તમાનપત્રોમાંનું કોઈક ચિત્ર કે એકાદ કંડિકા યુવાનીના એફિકગાઈના જૂના દિવસો સ્મૃતિ સામે તાદૃશ ખડા કરે, પછી ઘર યાદ આવે અને આખો દિવસ બેચેનીમાં જાય.

હું રોજ થોડું કાંતતો, કારણ આવા થોડાક શારીરિક કામથી મનને કરાર રહેતો અને વધારેપડતા બૌદ્ધિક કામમાં રાહત રહેતી. પરંતુ મારો મુખ્ય વ્યવસાય તો વાચવા લખવાનો જ હતો. મારે જોઈએ એટલી ચોપડીઓ તો ન મળતી,

કારણ અનેક પ્રતિબંધો હતા અને ચોપડીઓ ઉપર ચોકી હતી. વળી એ ચોકીદારો હમેશાં કાંઈ પોતાના કામને માટે લાયકાત ધરાવનારા નહોતા. સ્પેન્ગલરની 'પશ્ચિમની પડતી' ('ડિકલાઈન ઑફ ધી વેસ્ટ') એ પુસ્તક રોકવામાં આવ્યું, કારણ તેનું નામ ભયંકર અને રાજદ્રોહી લાગ્યું. પરંતુ મારે ફરિયાદ ન કરવી જોઈએ, કારણ મારી પાસે ઠીકઠીક વિવિધ વિષયનાં પુસ્તકો હતાં. વળી હું તો કાંઈક માનીતો કેદી ગણાતો હતો. મારા ઘણા 'એ' વર્ગના સાથીઓને ચાલુ ઘટનાઓ ઉપરનાં પુસ્તકો મેળવવામાં ઘણી મુશ્કેલી પડતી. મારા સાંભળવામાં આવ્યું છે કે બનારસ જેલમાં સરકારી 'વ્હાઈટ પેપર' જેમાં બ્રિટિશ સરકારની આપણા બંધારણને લગતી દરખાસ્તો હતી તે આપવામાં નહિ આવેલો, કારણ તેમાં રાજદ્વારી વિષયની ચર્ચા હતી. બ્રિટિશ અમલદારો ધાર્મિક પુસ્તકો અને નવલકથાઓ તરત જ આપતા, ધર્મનો વિષય બ્રિટિશ સરકારના દિલમાં કેટલો બધો પ્યારો છે અને સઘળા જ સંપ્રદાયોને કેટલી નિષ્પક્ષ રીતે તે ઉત્તેજન આપે છે!

દેશમાં જ્યારે કાયદામાન્ય એવી સાધારણ છૂટો પણ ઘણીખરી લઈ લેવામાં આવી હોય ત્યારે કેદીઓના હકની વાત કરવી ભાગ્યે જ ઉચિત ગણાય છતાં એ વિષય વિચાર કરવા જેવો તો છે જ. જ્યારે કાયદાની અદાલત માણસને કેદની સજા કરે છે ત્યારે શું તેનો એ અર્થ હોય છે કે તેના શરીરની સાથે મનને પણ કેદમાં પૂરવાનું છે? કેદીઓનાં શરીર ભલે બંધનમાં હોય પણ તેમનાં મન શા માટે મુક્ત ન હોવાં જોઈએ? આવો સવાલ સાંભળી આપણા દેશમાં તો જેલોના વ્યવસ્થાપકો ગભરાઈ જ ઊઠશે. કારણ નવા વિચારો ગ્રહણ કરવાની અને લાંબો વિચાર કરવાની તેમની શક્તિ સામાન્ય રીતે મર્યાદિત હોય છે. કોઈ પણ કાળે વાચનનાં સાધનોની ચોકીદારી એ ખરાબ વસ્તુ જ છે, તેમાં હમેશાં પક્ષપાત અને મૂર્ખાઈ હોય છે. એને લીધે ઘણું આધુનિક સાહિત્ય અને પ્રાગતિક પત્રો તથા છાપાં આપણા દેશમાં આપણને મળી શકતાં નથી. જપ્ત થયેલી ચોપડીઓની યાદી મોટી છે અને તેમાં વધારો થયે જ જાય છે. આ બધાની ઉપર કેદીને તો વધારાની અને જુદી ચોકીદારીના ભોગ થવું પડે છે. બહાર

જે ચોપડીઓ અને છાપાં કાયદેસર ખરીદી શકાય અને વાંચી શકાય તે બધાં કેદીને મળી શકતાં નથી.

થોડા વખત ઉપર યુનાઈટેડ સ્ટેટ્સમાં ન્યુયોર્કની સિંગ સિંગ જેલમાં આ સવાલ ઊઠયો હતો. કેટલાંક સામ્યવાદી છાપાંનો ત્યાં બહિષ્કાર થયો હતો. અમેરિકામાં અમલદાર-વર્ગમાં સામ્યવાદીઓ સામે ભારે વિરોધની લાગણી છે છતાં જેલના સત્તાવાળાઓ કબૂલ થયા કે કેદીઓને જે જોઈએ તે પ્રકાશનો, સામ્યવાદી છાપાં તથા સામયિકો પણ મળવાં જોઈએ. તેના પ્રમુખે એક જ અપવાદ કર્યો અને તે ઉપહાસચિત્રો (કાર્ટૂનો)ની બાબતમાં; તેણે એ ચિત્રોને ઉશ્કેરનારાં ગણ્યાં.

આપણા દેશમાં મનના આ સ્વાતંત્ર્યની ચર્ચા કરવી એ કાંઈક બેહૂદું છે. હકીકત તો એ છે કે મોટા ભાગના કેદીઓને તો વર્તમાનપત્રો કે લેખનસાહિત્ય બિલકુલ આપવામાં જ આવતાં નથી. આમાં કેવળ ચોકીદારીની વાત નથી, પણ પૂર્ણ ઇનકારની વાત છે. માત્ર 'એ' વર્ગના (અથવા બંગાળમાં પહેલા વિભાગના) કેદીઓને જ શિરસ્તાની રૂએ લેખનસાહિત્ય આપવામાં આવે છે. અને એમને પણ બધાને દૈનિક છાપાં આપવામાં આવતાં નથી. વળી જે દૈનિક છાપું આપવામાં આવે તે સરકારની પસંદગીનું હોય છે. 'બી' અને 'સી' વર્ગના કેદીઓ, રાજદ્વારી તેમજ બીજા, તેમને લેખનસાહિત્ય મળે જ એવું નથી. 'બી' વર્ગના કેદીઓને ખાસ છૂટ તરીકે ઘણીવાર લેખનસાહિત્ય આપવામાં આવે છે, પણ તે વખતોવખત પાછું લઈ લેવામાં પણ આવે છે. 'એ' વર્ગના કેદીઓ તો હજારે એક હશે એટલે હિંદુસ્તાનના કેદીઓની સ્થિતિનો વિચાર કરવામાં તેમને તો બાતલ જ રાખવા જોઈએ. છતાં એટલું યાદ રાખવાની જરૂર છે કે આ 'એ' વર્ગના માનીતા કેદીઓને પણ બીજા સુધરેલા દેશોમાં સામાન્ય કેદીઓને હોય છે તેના કરતાં પણ ઓછી છૂટો, ચોપડીઓ અને વર્તમાનપત્રોની બાબતમાં હોય છે.

બાકીના કેદીઓને એટલે હજારમાંના નવસો નવ્વાણુને એકી સાથે બે કે ત્રણ ચોપડીઓ આપવામાં આવે છે. પરંતુ પરિસ્થિતિ એવી હોય છે કે આ છૂટનો તેઓ હંમેશાં લાભ

લઈ શકતા નથી લખવું અથવા વાંચેલી ચોપડીઓમાંથી નોંધ કરી લેવી એ બહુ ભયકર મોજ ગણાય છે, એમાં કેદીઓથી પડાય કે? બૌદ્ધિક વિકાસને આમ ઇરાદાપૂર્વક દાબવો એ વિચિત્ર અને સરકારના માનસને ઉઘાડું પાડનારું છે કેદીને સુધારવાની દૃષ્ટિએ અથવા તેને સભ્ય બનાવવા માટે તેના મન ઉપર અસર પાડવી જોઈએ, તેના મનને જુદી દિશામાં વાળવું જોઈએ, તેને ભણાવવો જોઈએ, અને કાંઈ હુન્નરધંધો શીખવવો જોઈએ પરંતુ હિંદુસ્તાનમાં જેલસત્તાધીશોને આ દૃષ્ટિબિન્દુ સૂઝ્યું હોય એમ લાગતું નથી સંયુક્ત પ્રાન્તમાં તો તેના સદંતર અભાવને લીધે તે આપણા ધ્યાન ઉપર વધારે આવે છે હમણાં હમણાં જેલમાં નાના છોકરાઓને તથા જુવાનિયાઓને લખતાંવાંચતાં શીખવવાના પ્રયત્નો શરૂ થયા છે, પરંતુ તે તદ્દન નિષ્ફળ નીવડ્યા છે જે માણસોને એ કામ સોંપવામાં આવે છે તેમનામાં એ કામની લાયકાત નથી હોતી કેટલીકવાર એમ કહેવામાં આવે છે કે કેદીઓને ભણવાનું ગમતું નથી. મારો પોતાનો અનુભવ તેથી તદ્દન જ ઊલટો છે. મારી પાસે જેઓ ભણવા આવતા તેમાંના ઘણામાં તો વાચવાલખવાનું શીખવાની ભારે હોંશ મારા જોવામાં આવી જે કેદીઓ અમારા પરિચયમાં આવતા તેમને અમે ભણાવતા. તેઓ ખૂબ મહેનત કરતા અને કોઈવાર હું મધરાતે જાગી જતો ત્યારે મને જોઈને નવાઈ લાગતી કે પોતાની બરાકમાં એક બે કેદીઓ દીવાના ઝાંખા પ્રકાશ આગળ બેસી તેમનો બીજા દિવસનો પાઠ તૈયાર કરતા હોય.

હું મારી ચોપડીઓમાં મશગૂલ રહેતો. પુસ્તકોના પ્રકાર બદલતો રહેતો પરંતુ સામાન્ય રીતે 'ભારે' ચોપડીઓ જ વાચતો નવલકથાઓથી માનસિક શિથિલતા આવી જાય છે અને હું બહુ નવલકથાઓ વાંચતો નહિ કોઈકવાર ઘણું વાચીને કંટાળી જતો એટલે પછી લખવા માંડતો મારી દીકરીને મેં ઇતિહાસ ઉપર જે પત્રો લખ્યા છે તેમાં મારી બે વરસની સજાનો ઘણો ભાગ ગયો. મારું માનસિક સ્વાસ્થ્ય જાળવી રાખવાના એની મદદ મને ઘણી થઈ કાંઈક અંશે હું જે ભૂતકાળને વિષે લખતો

તેમાં રમમાણ થતો અને જેલનાં મારાં પરિવેષ્ટનોને લગભગ વીસરી જતો.

પ્રવાસનાં પુસ્તકો મને હમેશાં ગમતાં. હ્યુએન અને માર્કોપોલો, ઈબ્નબટુટા અને બીજા જૂના પ્રવાસીઓનાં વૃત્તાન્તો, તેમજ આધુનિક પ્રવાસીઓમાં સ્વેન હેડિનની મધ્ય એશિયાના રણોમાંની મુસાફરીઓ તથા રોરિકના ટિબેટમાનાં વિચિત્ર સાહસો, એ મને બહુ આકર્ષતાં. ચિત્રોની ચોપડીઓ, ખાસ કરીને પહાડો, હિમનદો તથા રણોનાં ચિત્રોમાં મને બહુ રસ પડતો કારણ જેલમાં વિશાળ અવકાશ અને સમુદ્રો તથા પહાડોને માટે દિલ ઝંખે છે. મારી પાસે મોં બ્લાં, આલ્પ્સ તથા હિમાલયનાં ચિત્રોની કેટલીક સુંદર ચોપડીઓ હતી. તે હું વારંવાર કાઢતો અને મારી કોટડી અથવા બરાકની ગરમી ૧૧૫ અંશ અથવા તેથીયે વધારે હોય ત્યારે ચિત્રોમાંના હિમનદો નિહાળ્યાં કરતો. એટ્લાસ પણ મનમાં બહુ લાગણીઓ ઊભી કરનારી વસ્તુ છે. ભૂતકાળની ઘણીયે સ્મૃતિઓ તે જાગૃત કરે છે તથા આપણે જોયા હોય તે સ્થળોનાં તથા જોવા ઇચ્છતા હોઈએ તે સ્થળોનાં સ્વપ્નાં તે અનુભવાવે છે, જૂના વખતનાં પરિચિત સ્થળોએ ફરી જવાની, મોટાં શહેરોનું સૂચન કરતાં ટપકાં અને નિશાનો ઉપરથી તેમની ફરીને મુલાકાત લેવાની, ઘેરા રંગથી દર્શાવેલા પહાડો તથા ભૂરા ધાબાંથી દર્શાવેલા સમુદ્રો ઓળંગવાની દુનિયાની સુંદરતાઓ નીરખવાની તથા પલટાતી જતી દુનિયામાં માણસની લડાઈઓ અને ઘર્ષણો નિહાળવાની ઝંખના તે જગાડે છે. આવું બધું કરવાની લાલસા દિલમાં ભરાય, અમને ઓચીંતી પકડે, એટલે અમે એટ્લાસને ઉતાવળો ઉતાવળો અને ગમગીની સાથે પાછો મૂકી દઈએ અને ફરી પાછા અમને ઘેરીને ઊભી રહેલી તે અતિપરિચિત દીવાલો જોવા મંડતા અને અમારા નસીબમાં લખેલા રોજના નીરસ કાર્યક્રમમાં જોડાઈ જતા.

## ૪૫

# જેલમાં મનુષ્યેતર પ્રાણીઓ

દહેરાદૂન જેલમાં મારી નાની કોટડી અથવા ઓરડીમાં હું સાડાચૌદ મહિના રહ્યો. મને એમ લાગવા માંડ્યું કે એ ઓરડીનું હું એક અંગ બની ગયો છું. તેના ખૂણેખૂણાથી હું પરિચિત થઈ ગયો હતો. તેની ચૂનાથી ધોળેલી દીવાલો પરના, તેની ખડબચડી ભોંય પરના, તથા ઊધઈએ ખાધેલી વળીઓવાળા છાપરાના એકેએક ડાઘ અને ખાડાને હું ઓળખતો થઈ ગયો હતો. બહાર નાના વાડામાં ઘાસના નાનાં જડિયાંને તથા અહીં તહીં પડેલા નાના નાના પથરાને હું જૂના મિત્રો તરીકે સત્કારતો થયો હતો. મારી કોટડીમાં હું એકલો નહોતો. મોટા ભમરા અને નાની ભમરીઓની ત્યાં ઘણી વસાહતો હતી, અને વળીઓની પાછળ ઘણી ગરોળીઓએ ઘર કર્યાં હતાં, તેમાંથી તે સાંજે શિકારની શોધમાં બહાર ફરવા નીકળી પડતી. જો વિચારો અને લાગણીઓ આસપાસના સ્થૂલ પદાર્થો ઉપર પોતાના સંસ્કાર રાખી જતાં હોય તો તો એ કોટડીની આખી હવા તેથી ખચોખીચ ભરાઈ ગઈ હતી, અને એ સાંકડી જગ્યાના એકેએક પદાર્થને એ સંસ્કારો વળગી રહ્યા હતા.

કોટડીઓ તો બીજી જેલોમાં અને વધારે સારી મળેલી, પરંતુ દહેરાદૂનમાં મને એક ખાસ લાભ હતો અને તે મારે મન બહુ મૂલ્યવાન હતો. ત્યાંની જેલ મૂળે બહુ નાની હતી, તેમાંય વળી અમને તો જેલના જ કમ્પાઉન્ડમાં પણ જેલની દીવાલોની બહાર જૂની હવાલાતમાં રાખ્યા હતા. આ હવાલાત એટલી સાંકડી હતી કે ત્યાં હરવાફરવાની જગ્યા જ નહોતી. તેથી સવારસાંજ અમને બહાર કાઢવામાં આવતા. જેલના દરવાજા આગળ સો વાર જેટલી જગ્યામાં આંટા મારવાની અમને રજા મળી હતી. અમારે રહેવું પડતું તો જેલના કમ્પાઉન્ડમાં જ, પરંતુ

તે જેલની મુખ્ય દીવાલોની બહાર હોઈ પહાડો અને ખેતરો તથા થોડે છેટે આવેલી એક મોટી સડક અમને જોવાને મળતાં. આ કાંઈ મને ખાસ આપેલી છૂટ નહોતી; દહેરાદૂનની જેલમાં રાખેલા બધા 'એ' અને 'બી' વર્ગના કેદીઓને આ છૂટ હતી. કમ્પાઉન્ડની અંદર જ પરંતુ જેલની દીવાલોની બહાર એક બીજું મકાન હતું. તેને 'યુરોપિયન લૉકઅપ' કહેતા. તેની આસપાસ વંડી કે એવું કાંઈ નહોતું એટલે કોટડીમાં રહ્યે રહ્યે પણ કેદી પહાડો તથા બહારનું જીવન બહુ સુંદર રીતે જોઈ શકતો. અહીં રાખવામાં આવતા યુરોપિયન કેદીઓ તથા બીજાઓને પણ જેલના દરવાજા આગળ સવારસાંજ આંટા મારવાની રજા હતી.

ઊંચી દીવાલોની પાછળ બહુ લાંબા વખત સુધી જે કેદી પુરાઈ રહ્યો હોય તેને જ આ બહાર આંટા મારવાનું તથા ખુલ્લાં દેખાવોનું અસાધારણ માનસિક મૂલ્ય સમજાય. મને આમ બહાર ફરવાનું બહુ જ ગમતું, અને ચોમાસામાં દિવસો સુધી ધોધમાર વરસાદ પડતો હોય અને ઘૂંટણપૂર પાણીમાં ફરવાનું હોય ત્યારે પણ હું બહાર ફરવાનું જતું કરતો નહિ. કોઈ પણ જગ્યાએ હોઉં ત્યાં બહાર નીકળવાનું મને ગમે જ, પણ અહીં તો ઉત્તુંગ હિમાલયનાં દર્શન એ એક વધારાનો આનંદ હતો અને તેને લીધે મારો જેલજીવનનો કંટાળો ઘણો ઓછો થતો. લાંબા વખત સુધી મેં મુલાકાત ન લીધી અને લાંબા વખત સુધી મારે તદ્દન એકલા રહેવાનું થયું ત્યારે આ જ એક મારું સદ્ભાગ્ય હતું કે આ મારા માનીતા ગિરિરાજને હું નિહાળી શકતો. મારી કોટડીમાંથી હું એ પર્વતોને જોઈ શકતો નહિ. પરંતુ મારું મન તેમનાથી ભરેલું રહેતું, અને તેમના સાંનિધ્યનું મને હંમેશાં ભાન રહેતું અને જાણે અમારી વચ્ચે ગૂઢ મૈત્રી વધતી જતી.

પંખી-ટોળું ઊડી ગયું ઊંચે દૂર આકાશમાં રે;
ને ઊડી ગઈ રઝીખડી હતી વાદળી એકલી જે;
સાથી મારો ગિરિ થઈ રહ્યો એક ઉત્તુંગ દૂર,
હું થાકું ના ગિરિથી કદીએ, કે ગિરિ હું થકી ના.

મને લાગ છે કે, ચીનના આ પ્રાચીન કવિ લિ તાઈ પોતી માફક હું ન કદી શકું.કે હું પર્વતથી કદી થાકતો નહોતો; પરંતુ એવો કંટાળો ક્વચિત જ આવતો. એકંદરે તો તેના સાંનિધ્યથી મને વિરલ એવો આરામ જ મળતો. તેની ઘનતા અને તેની અક્ષુબ્ધતા લાખો વર્ષોના જ્ઞાનવાળી દૃષ્ટિથી નીચે ઊભેલા મને જોતી અને મારી પલટાતી જતી મનોવૃત્તિઓનો ઉપહાસ કરતી તથા મારા તપ્ત ચિત્તને શાન્તિ આપતી.

દહેરાદૂનમાં વસન્ત બહુ આહ્લાદક હોય છે, અને શિયાળો કરતાં બહુ લાંબો વખત તે રહે છે. પાનખરે લગભગ બધાં જ ઝાડનાં પાંદડાં ખેરવી નાખ્યાં હતાં, અને તે બધાં ખુલ્લાં અને નગ્ન દેખાતાં હતાં. જેલના દરવાજા સામે ઊભેલાં ચાર ભવ્ય પીંપળાનાં ઝાડ પણ લગભગ પોતાનાં બધાં જ પાંદડાં ગુમાવી બેઠાં તે જોઈ મને બહુ અજાયબી થઈ. બિચારાં પીંપળા ચીમળાઈ ગયેલા અને ગમગીન દીસતા હતા, પણ વસન્ત આવતાં હવાએ તેમનામાં ઉત્સાહ પ્રેર્યો અને તેમના અન્તરતમ કોષને જીવનનો સંદેશો આપ્યો. પીંપળામાં તેમજ બીજાં ઝાડોમાં એકાએક પ્રાણનો સંચાર થયો, અને પડદાની પાછળ છૂપી ક્રિયાઓ ચાલી રહી હોય તેમ તેમની આસપાસ કંઈક ગૂઢતાનું વાતાવરણ છવાયું. દરેક ઝાડ ઉપર લીલી નાની નાની કૂંપળોને ફૂટતી જતી જોઈ હું ચકિત થઈ ગયો. એ બહુ હર્ષપ્રદ અને પ્રસન્ન દૃશ્ય હતું. જોતજોતાંમાં તો લાખો નવાં પાંદડાં આવી ગયાં અને સૂર્યના પ્રકાશમાં તે ચળકવા લાગ્યાં. અને હવાની લહરી આવતાં તેમાં ખેલવા લાગ્યાં. કૂંપળમાંથી પાંદડાંમાં એકાએક થતું રૂપાન્તર કેવું અજબ છે! પહેલાં કદી મારા ધ્યાન પર નહિ આવેલું કે આંબાનાં તાજાં પાંદડાં લાલાશ પડતા તપખીરિયા રંગનાં હોય છે—કાશ્મીરની ટેકરીઓમાં શરદ ઋતુમાં જે રંગ દેખાય છે તેવાં, પરંતુ તેમનો રંગ જલદી બદલાઈને લીલો થઈ જાય છે.

ચોમાસાનો વરસાદ તો હંમેશાં આવકારલાયક લાગતો, કારણ ઉનાળાની ગરમી તે આવતાંવેંત ખતમ થાય છે. પણ સારી વસ્તુ પણ વધારેપડતી હોય તો અકારી થાય છે, તેમ દહેરાદૂનમાં

થતુ ત્યા તો મેઘરાગ ધરાઈ ધરાઈને પડે છે ચોમાસુ શરૂ થાય ને પાચ ૭ અઠવાડિયામા તો પ્રફ થી ૬૦ ઇચ જેટલો વરસાદ પડી જાય. છાપરામાથી પાણી ચૂતું હોય અથવા બારીમાથી વાછટ આવતી હોય તે નિવારવા ફાંફા મારતા એક સાકડી જગ્યામા ભરાઈ રહેવુ પડે એ તે કોને ગમે?

શરદ પણ આહ્લાદક હતી અને શિયાળો પણ. પણ શિયાળામાં વરસાદ આવે ત્યારે ન ગમે. ગાજવીજ થતી હોય, વરસાદ પડતો હોય અને ઠડો પવન શરીરમાં સોસરો પેસી જતો હોય ત્યારે કાઈક સારા રહેઠાણની તથા કાઈક ગરમી અને સગવડની ઇચ્છા થઈ આવતી. ઘણીવાર કરા પડતા. લખોટીઓ કરતા મોટા કરા પતરાના છાપરા ઉપર ભયકર અવાજ કરતા પડતા હોય ત્યારે દારૂગોળો ફૂટતો હોય એવુ લાગતું.

મને એક દિવસનુ ખાસ સ્મરણ છે ૧૯૩૨ની ૨૪મી ડિસેમ્બરનો એ દિવસ હતો. ગાજવીજનુ તોફાન હતુ. વરસાદ આખો દિવસ પડ્યો હતો અને કડકડતી ઠડી હતી. જેલમાના મારા બધા દિવસોમા શરીરની દૃષ્ટિએ એ દિવસ મારો સૌથી ખરાબ નીવડેલો પણ સાજે એકાએક આકાશ સ્વચ્છ થઈ ગયુ અને મારી પડોશના બધા પહાડો અને ટેકરીઓને બરફના ગાઢ આચ્છાદનથી છવાયેલા જોઈ મારુ બધુ દુ ખ ભાગી ગયુ. બીજે દિવસ એટલે નાતાલનો દિવસ, એ તો સ્વચ્છ અને સુદર હતો; હિમાચ્છાદિત ગિરિમાળાનુ સુદર દૃશ્ય નીકળ્યુ હતુ.

જ્યે અમારી રોજની સ્વાભાવિક પ્રવૃત્તિઓ કરતા અમને અટકાવ્યા એટલે કુદરતનુ અમે વધુ નિરીક્ષણ કરતા થયા. અમારા જોવામા આવતાં જુદી જુદી જાતના પશુઓ તથા જીવજન્તુઓનુ પણ અમે નિરીક્ષણ કરવા લાગ્યા. મારુ નિરીક્ષણ જેમ વધતું ગયુ તેમ તેમ મારી કોટડીમા અથવા તેની આગળના નાના વાડામા રહેતાં જાતજાતના જતુઓ મને નજરે પડવા લાગ્યાં. મને સમજાયુ કે હુ જોકે એકાન્તની ફરિયાદ કરતો હતો છતાં એ નાનો વાડો જે ખાલી અને સૂનો સૂનો લાગતો હતો તે તો જીવસૃષ્ટિથી ઊભરાઈ ગ્યો હતો. આ બધા પેટે ચાલતા, પગે ચાલતાં કે ઊડતા જતુઓ કોઈ પણ રીતે મારી આડે આવ્યા

વિના પોતપોતાનાં જીવન ગુજારતાં હતાં. મારે પણ તેમની આડે આવવાનું કશું કારણ નહોતું. પરંતુ માંકડ, મચ્છર તથા કાંઈક અંશે માખીઓ સાથે તો મારે સતત યુદ્ધ ચાલતું. ભમરા તથા ભમરીઓની તો હું દરકાર કરતો નહિ. મારી કોટડીમાં એ સેંકડો હતાં. એક વખત એક ભમરીએ, હું ધારું છું અજાણતાં, મને ડંખ માર્યો, ત્યારે અમારી વચ્ચે એક નાનો ઝઘડો થયેલો. ક્રોધે ભરાઈને મેં એ તમામને નાબૂદ કરી નાખવાનો પ્રયત્ન કર્યો. પણ તેમણે તો પોતાનાં ઘરોના બચાવમાં, (કદાચ તેમાં તેમનાં ઈંડાં હશે.) બહાદુરીથી લડત ચલાવી અને હું પાછો પડ્યો. મેં નક્કી કર્યું કે જો ફરી તેઓ મને દખલ ન કરે તો ભલે શાન્તિથી રહે. ત્યાર પછી તો આ ભમરાઓ તથા ભમરીઓથી વીંટળાયેલો એ કોટડીમાં હું એક વરસ રહ્યો. પણ તેમણે મારી ઉપર કદી હુમલો ન કર્યો, અને અમે પરસ્પર આદર કેળવ્યો.

ચામાચીડિયાં મને બિલકુલ ગમતાં નહોતાં પણ મારે તેમને વેઠી લેવાં પડ્યાં. સાંજે અંધારું થતાં અવાજ કર્યા વિના ઊડવા માંડે. અંધકારથી છવાતા આકાશમાં તેઓ ઝાંખાં ઝાંખાં દેખાય. એ ભમરાળાં પ્રાણીઓને જોતાં મને ભારે ત્રાસ થતો. મોઢા પાસેથી એક જ ઇંચ છેટે રહી પસાર થઈ જાય. મને હમેશાં ડર રહ્યાં કરે કે રખેને હું તેમની અડફેટમાં આવી જાઉં. મોટાં ચામાચીડિયાં અથવા વનવાગોળો હવામાં ઊંચે ઊડતાં.

કીડીઓ, ઊધઈ તથા બીજાં જંતુઓની પ્રવૃત્તિઓનું નિરીક્ષણ તો હું કલાકો સુધી કરતો. તે જ પ્રમાણે રાતે ફરતી ગરોળીઓને શિકાર પકડતી જોવાની તથા એકબીજાની પાછળ પડતી અને આપણને બહુ હસવું આવે એવી રીતે પોતાની પૂંછડી હલાવતી જોવાની મજા આવતી. સાધારણ રીતે તેઓ ભમરીને પકડતી નહિ પણ બેવાર અતિશય કાળજીથી તેનો પણ શિકાર કરતાં અને બરાબર આગળથી પકડતાં મેં જોઈ. ભમરીના ડંખથી તે બચી ગઈ તે બુદ્ધિપૂર્વક હતું કે અકસ્માત હતું તે હું જાણતો નથી.

ત્યાં ખિસકોલીઓ પણ હતી — પાસે ઝાડ હોય ત્યાં તો ટોળેટોળાં. તેઓ ઘણી ધૃષ્ટ થઈને અમારી છેક નજીક

આવતી. લખનૌ જેલમાં બહુ વાર સુધી બિલકુલ હાલ્યાચાલ્યા વિના હું વાંચતો બેસતો. ખિસકોલી મારા પગ ઉપર ચડતી અને મારા ઘૂંટણ ઉપર બેસીને આમતેમ જોતી. પણ તે મારી આંખ સામે તાકતી ત્યારે તેને ભાન થતું કે હું કોઈ ઝાડ અથવા તો તેણે બીજું જે કાંઈ ધાર્યું હોય તે નહોતો. ક્ષણભર ભયથી તે ગભરાઈ જતી અને પછી ભાગતી. ખિસકોલીનાં બચ્ચાં કોઈ વાર ઝાડ ઉપરથી પડી જતાં. તેમની પાછળ મા આવે. બચ્ચાને વાળી નાનો દડો બનાવે અને તેને સહીસલામત ઉપાડી જાય. કોઈવાર બચ્ચું ભૂલું પડી જતું. આવા ભૂલાં પડેલાં ત્રણ બચ્ચાંને મારા એક સાથીએ સંભાળ્યાં હતાં. તે એટલાં નાનાં હતાં કે તેમને ખવડાવવું શી રીતે એ સવાલ થઈ પડ્યો. તેનો ઉકેલ કાઢવા અમે એક યુક્તિ રચી. પેનમાં શાહી પૂરવાની નળી આગળ થોડુંક રૂ લગાડ્યું એટલે તે એક દૂધ પાવાની સુંદર શીશી બની ગઈ.

અલમોડાની પહાડી જેલ સિવાય બીજી જે જે જેલોમાં હું ગયો ત્યાં કબૂતર ખૂબ હતાં. હજારો કબૂતર. એટલે સાંઝે તો આકાશ તેમનાથી છવાઈ જાય. કેટલીકવાર જેલના અમલદારો તેમનો શિકાર કરી તે આરોગતા.

મેનાઓ તો દરેક સ્થળે જોવામાં આવતી. દહેરાદૂનમાં મારી કોટડીના બારણા ઉપર તેમના એક જોડાએ માળો બાંધેલો, અને હું તેમને ખવડાવતો. બંને બહુ હળી ગયાં હતાં અને સવારના કે સાંઝના ખાણામાં જરા પણ વિલંબ થાય તો મારી છેક નજીક બેસીને મોટેથી ખાવાનું માગતાં. તેમના સંકેતો જોવાની અને તેમની અધીરી બૂમો સાંભળવાની મજા પડતી.

નૈનીમાં હજારો પોપટ હતા. મારા બરાકની ભીંતની બખોલોમાં ઘણા રહેતા. તેમના સંવનનનું અને પ્રેમારાધનનું દૃશ્ય અતિશય ચિત્તાકર્ષક હોય છે. કોઈવાર એક માદા પોપટ માટે બે નર પોપટ વચ્ચે ઝનૂની લડાઈ થાય; પેલી માદા પોપટ લડાઈના પરિણામની શાંતિથી રાહ જુએ, અને વિજયી વીરને પોતાના પ્રેમથી સત્કારવા તત્પર રહે.

દહેરાદૂનમાં અનેક જાતનાં પક્ષીઓ હતાં. તેમનાં ગાયન અને કૂજનનું તાલ અને મેળ વિનાનું છતાં મધુર વૃંદસંગીત ચાલતું. તે બેમાંથી કોયલના દર્દભર્યા ટહુકા અલગ તરી આવતા. ચોમાસામાં તથા તેના થોડા વખત જ આગમચ દૈવતરસ્યો અથવા પપૈયો આવી ચડતો. તેનું આવું નામ કેમ પડ્યું હશે તે મને ત્યાં સમજાયું. દિવસે અને રાતે, તડકામાં અને ધોધમાર વરસાદમાં એ 'દૈવ-તરસ્યો,' અથવા 'પીઉ, પીઉ' લગાતાર પોકાર્યા જ કરતો. આમાંનાં ઘણાંખરાં પક્ષીઓને અમે જોઈ શકતા નહિ, અમે તેમનો અવાજ જ સાંભળી શકતા. અમારા નાના વાડામાં એક્કે ઝાડ નહોતું જેના ઉપર આવીને પક્ષીઓ બેસે. પરંતુ આકાશમાં ઊંચે છટાથી ઊડતાં, કેટલીક વાર નીચે ઝડપ મારીને આવતાં તથા વળી પાછાં હવાના સપાટા સાથે ઊંચે ચડી જતાં સમડીઓ અને ગરુડો હું નિહાળતો. કેટલીકવાર જંગલી બતકોનાં ટોળેટોળાં અમારા માથા ઉપર થઈને ઊડી જતાં.

બરેલી જેલમાં વાંદરાની મોટી વસાહત હતી. તેમનાં દાંતિયાં અને ચાળા જોવાની હંમેશાં મજા પડતી. એક પ્રસંગની છાપ મારી ઉપર ખાસ રહી ગઈ છે. એક વાંદરાનું બચ્ચું અમારી બરાકના કમ્પાઉન્ડમાં આવી ચડ્યું. તે દીવાલ ઉપર પાછું ચડી શકતું નહોતું. સરકારી મુકાદમ તથા કેદી મુકાદમો અને કેદીઓએ તેને પકડ્યું અને તેને ગળે દોરી બાંધી દીધી. દીવાલ ઉપર ઊંચે બેઠેલાં તેનાં માબાપે — માબાપ જ હશે તો — આ જોયું અને તેમને ગુસ્સો ચડ્યો, એકાએક તેમાંથી એક મોટો ઘરડિયો ધડચ કૂદી પડ્યો અને પેલા બચ્ચાંને વીંટળાઈ વળેલા ટોળામાં ઘસી ગયો. આ કામ અસાધારણ બહાદુરીનું હતું, કારણ સરકારી મુકાદમ તથા કેદી મુકાદમો પાસે લાકડીઓ અને લાઠીઓ હતી, અને તેઓ તે આમતેમ વીંઝતા હતા; અને વળી તેમની સંખ્યા ઘણી મોટી હતી. પરંતુ તેની આ બેપરવા હિંમતનો વિજય થયો. નરોનું ટોળું, પોતાની લાકડીઓ અને લાઠીઓ છતાં, વાનરથી બીને ભાગ્યું! નાના બચ્ચાનો છુટકારો થયો.

એવાં પ્રાણીઓ પણ અમારી મુલાકાત લેતાં, જેમનો સત્કાર કરવા અમે તૈયાર નહોતા. અમારી કોટડીઓમાં વીંછી ઘણી વાર નીકળતા. ખાસ કરીને ગાજવીજના તોફાન પછી. વીંછીના ડંખમાંથી હું બચી ગયો તે આશ્ચર્ય જ કહેવાય, કારણ ન ધારેલી જગ્યાઓએથી, કોઈ વાર પથારીમાંથી, તો કોઈ વાર હાથમાં લીધેલી ચોપડી ઉપરથી ઘણી વાર વીંછી નીકળ્યા હતા. એક ખાસ કાળો અને ઝેરી દેખાતો વીંછી પકડીને મેં થોડાક દિવસ એક શીશીમાં ભરી રાખ્યો હતો, અને તેને હું માખીઓ વગેરે ખવડાવતો. પછી એક દોરીથી બાંધીને મેં તેને ભીંતે ટીંગાડી રાખ્યો પણ ત્યાંથી એ નાસી છૂટયો. છૂટી સ્થિતિમાં ફરી પાછો મને એ મળી આવે એવી મારી ઇચ્છા નહોતી એટલે આખી કોટડી મેં સાફ કરી અને તેની બધે શોધ ચલાવી પણ ભાઈસાહેબ અદશ્ય થઈ ગયા હતા.

મારી કોટડીમાં અથવા તેની નજીક ત્રણ ચાર વખત સાપોએ પણ દર્શન દીધેલાં. એક વખત એ સર્પના ખબર બહાર પહોંચ્યા અને છાપામાં મોટા અક્ષરવાળાં મથાળાં છપાયાં. વસ્તુતઃ મને તો એવું દર્શન મનોરંજક થઈ પડેલું. જેલજીવન મૂળ તો નીરસ હોય છે, એટલે તેના એકધારા જીવનમાં જે કોઈ કારણથી ફેર પડે તે ગમે છે. તેનો અર્થ એ નથી કે મને સર્પનો શોખ છે અથવા તેમને હું સત્કારવા તૈયાર છું. પરંતુ કેટલાક લોકો તેમને જોઈ જેટલા ડરી જાય છે તેટલો હું ડરી જતો નથી. સર્પ કરડવાનો તો મને જરૂર ડર છે, અને હું સર્પને જોઉં તો મારું રક્ષણ કરવાની સંભાળ જરૂર રાખું. પરંતુ તેને જોતાં કમકમાટી છૂટે કે ગાત્રેગાત્ર ઢીલાં થઈ જાય એવું મને નથી થતું. કાનખજૂરાથી હું વધારે ત્રાસ પામુ છું. તેમાં પણ ભય કરતાં તેના પ્રત્યેનો સહજ અણગમો એ કારણ વધારે છે. કલકત્તામાં અલિપુર જેલમાં એકવાર હું મધરાતે જાગી ઊઠયો અને મારા પગ ઉપર કંઈક સળવળતું મને લાગ્યું. મારી પાસે 'ટોર્ચ' (ખીસાબત્તી) હતી તે મેં મળગાવી તો મારી પથારીમાં કાનખજૂરો હતો. મહસા જં અજબ ઉતાવળથી હું પથારીમાંથી બહાર કૂદી પડયો અને કોટડીની દીવાલ સાથે અથડાતો રહી

ગયો. પાવલોવનો માનસિક પ્રતિક્રિયાનો સિદ્ધાન્ત તે વખતે હું પૂરેપૂરો સમજ્યો.

દહેરાદૂનમાં મેં એક નવું જ પ્રાણી જોયું; અથવા તો એ પ્રાણી મારે માટે નવું હતું. જેલરની સાથે વાતો કરતો જેલના દરવાજા આગળ હું ઊભો હતો. એટલામાં એક માણસ કોઈ વિચિત્ર પ્રાણીને લઈને જતો અમારા જોવામાં આવ્યો. જેલરે એને બોલાવ્યો. ગરોળી અને મગરના કાંઈક વચલા વાંધાનું એ પ્રાણી હતું બે ફીટ લાંબી એ ઘો હતી, તેને મોટા નહોર હતા અને તેની પીઠ ભીંગડાંભીંગડાંવાળી જાડી હતી. આ કઢંગું પ્રાણી જીવતું હતું છતાં તેને કંઈક વિચિત્ર રીતે બેવડું કરી ગાંઠની જેમ વાળી નાખ્યું હતુ અને એ ગાંઠના વચલા ભાગમાં લાકડી ભરવી પેલો માણસ તેને ઉપાડીને મોજથી ચાલ્યો જતો હતો. તેણે એનું નામ "ઘો" કહ્યું. તેનું શું કરીશ એમ જેલરે પેલાને પૂછ્યું ત્યારે ખડખડાટ હસીને તેણે જવાબ આપ્યો 'એની બનાવશું ભાજી અથવા સાલન 'એ વનવાસી હતો. પાછળથી એફ. ડબ્લ્યુ. ચેમ્પિયનની "જંગલ, ધૂપમાં અને છાયામાં" (ધી જંગલ ઇન સનલાઈટ ઍન્ડ શૅડો) એ નામની ચોપડીમાંથી મેં શોધી કાઢ્યું કે આ પ્રાણી તે 'પેન્ગોલિન' હતું.

કેદીઓ પર ખાસ કરીને લાંબી મજાવાળા કેદીઓમાં, લાગણીની અથવા પ્રેમની ભૂખ અશુમતોષાયેલી બહુ રહે છે. તેઓ આ ભૂખને સંતોષવાનો પ્રયત્ન જાનવરો પાળીને કરે છે. સામાન્ય કેદી તો જાનવર ન રાખી શકે, પરંતુ કેદી મુકાદમોને વધારે સ્વાતંત્ર્ય હોય છે અને જેલ અમલદારો આ બાબતમાં વાંધો ઉઠાવતા નથી. પાળવામાં આવતાં જાનવરોમાં મોટે ભાગે ખિસકોલીઓ અને, વિચિત્ર લાગે છે પણ, નોળિયા હોય છે. કૂતરાને જેલમાં આવવા દેતા નથી, પણ બિલાડીઓને ઉત્તેજન મળતું હોય એમ લાગે છે. બિલાડીનું એક નાનું બચ્ચું એક વાર મારી સાથે હળી ગયું હતું. જેલના એક અમલદારનું એ હતું અને તેની બદલી થઈ ત્યારે એને પોતાની સાથે એ લઈ ગયો. મને એનો વિયોગ સાલ્યો. કૂતરાની પરવાનગી નથી, છતાં દહેરાદૂનમાં અકસ્માત થોડાંક કૂતરાં સાથે મારે દોસ્તી થઈ ગઈ હતી. જેલનો અમલદાર

એક કૂતરી લાવેલો. તેની બદલી થઈ ત્યારે તેને એ છોડી ગયો. ગરીબ બિચારી કૂતરી ઘરબાર વિનાની ભટકતી થઈ ગઈ. ગમે ત્યાં પડી રહે, વૉર્ડરોને ત્યાંથી કટકો બટકું મળે તે વીણી ખાય, પરંતુ મોટે ભાગે ભૂખે મરે. હું મુખ્ય જેલની બહાર કાચી જેલની ઓરડીઓમાં રહેતો એટલે તે મારી પાસે ખોરાકની ભીખ માગતી આવતી. મેં તેને નિયમિત ખવડાવવા માંડ્યું. પછી તો પાણી જવાના એક ગરનાળા નીચે તેણે કુરકુરિયાંને જન્મ આપ્યો. આમાંથી ઘણાં તો બીજાઓ લઈ ગયા પણ ત્રણ રહી ગયાં અને તેમને હું ખવડાવતો. એક કુરકુરિયું ખૂબ માંદું પડ્યું અને તેણે મને ઠીક તકલીફ આપી. મેં તેની કાળજીથી સારવાર કરવા માંડી અને કોઈ કોઈવાર તો રાતે મારે તેને જોવા દસબાર વખત ઊઠવું પડતું. છેવટે તે બચ્યું અને મારી મહેનત કારગત આવ્યાનો મને આનંદ થયો.

બહાર કરતાં જેલમાં હું જાનવરોની સાથે વધુ સંબંધમાં આવ્યો. મને કૂતરાંનો શોખ છે અને મેં કૂતરાં પાળેલાં પણ છે પણ બીજાં કામની આડે હું તેમની જોઈએ તેવી સંભાળ રાખી શક્યો નથી. જેલમાં તેમણે મને સાથ આપ્યો તે માટે હું તેમનો ઋણી છું. સાધારણ રીતે હિંદીઓને ઘરમાં જાનવર રાખવાં ગમતાં નથી. પ્રાણીઓ પ્રતિ અહિંસાની તેમની ફિલસૂફી હોવા છતાં તેમના પ્રત્યે તેઓ તદ્દન બેદરકાર અને માયા વિનાના હોય છે એ નોંધવા જેવું છે. ગાય તો એમનું માનીતું જાનવર ગણાય. ઘણા હિંદુઓ તેના પ્રત્યે બહુ આદર રાખે છે અને તેની પૂજા પણ કરે છે. ઘણીવાર એ હુલ્લડનું કારણ પણ બની છે. છતાં હિંદુઓ ગાયને સારી રીતે રાખતા નથી. પૂજા અને દયા હમેશાં કાંઈ સાથે જોવામાં આવતાં નથી.

જુદા જુદા દેશોએ પોતાની મહત્ત્વાકાંક્ષા અથવા ચારિત્ર્યના પ્રતીક તરીકે જુદાં જુદાં પ્રાણીઓ પસંદ કર્યાં છે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સ તથા જર્મનીએ ગરુડ પસંદ કર્યું છે, ઇંગ્લંડે સિંહ તથા ડાબિંગો કૂતરો (બુલડૉગ) પસંદ કર્યો છે, ફ્રાન્સે લડાયક કૂકડો પસંદ કર્યો છે અને જૂના રશિયાએ રીંછ પસંદ

કર્યું હતું. આવાં રાષ્ટ્રમાન્ય પશુઓ રાષ્ટ્રના ચારિત્ર્યના ઘડતરમાં કેટલો ફાળો આપે છે! તેમાંનાં ઘણાં તો આક્રમણકારી, લડાયક અને શિકારી પ્રાણીઓ છે. પોતાની નજર સામે આવાં દૃષ્ટાન્તો રાખીને જે પ્રજા ઊછરે તેનું ઘડતર જ્ઞાનપૂર્વક એ જાનવરોના સ્વભાવને અનુસરતું થાય અને આક્રમણકારી વૃત્તિઓ ધારણ કરે, તથા મોટી મોટી ગર્જનાઓ કરે અને બીજાઓનો શિકાર કરે એમાં કશી નવાઈ નથી. હિંદુ લોકોનું આરાધ્ય પશુ ગાય છે એટલે તેઓ નરમ અને અહિંસક થાય એમાં પણ નવાઈ નથી.

# મંથન

બહાર લડત ચાલુ જ હતી. બહાદુર સ્ત્રીઓ અને પુરુષો જબરદસ્ત અને અક્કડ જમાવી બેઠેલી સરકારનો શાન્તિથી સામનો કરી રહ્યાં હતાં, જોકે તેઓ જાણતાં હતાં કે તુરતમાં અથવા તો નજીકના ભવિષ્યમાં તેમના ભાગ્યમાં તો યશ નથી જ. હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યઅમલનો પાયો શેના ઉપર મંડાયેલો છે તેની પ્રતીતિ સતત અને અખંડ વધતા જતા દમનથી થતી હતી. હવે તેમાં કશો ઢાંકપિછોડો ચાલે એમ નહોતું. અમને જે કાંઈ પણ સંતોષ હતો તે એ જ વાતનો હતો. બંદૂક અને સંગીનનો વિજય દેખાતો હતો. પણ એક મહાન યોદ્ધાએ કહ્યું છે તેમ "સંગીનથી તમે જે કાંઈ કરવું હોય તે કરી શકો, પણ તેના ઉપર ઠરીને બેસી શકો નહિ." અમને લાગતું કે અમારા આત્મા અમે વેચીએ અને અમારા હૃદય વેશ્યાવૃત્તિને વશ થાય તેના કરતાં અમારી ઉપર આવી રીતે રાજ્ય ચાલે એ જ સારું છે. જેલમાં અમારાં શરીર લાચાર હતાં, છતાં અમને લાગતું કે બહાર ઘણા કરે છે તે કરતાં ત્યાં રહીને અમે દેશની વધારે સેવા કરતા હતા. શું અમારી નબળાઈને લીધે, અમારી જાન બચાવવા ખાતર દેશના ભવિષ્યને અમે બગાડીએ? માનવ બળ અને માનવ જીવનશક્તિ બહુ મર્યાદિત છે એ સાચું. લડત દરમ્યાન ઘણા શરીરે ભાંગી ગયા, મરી ગયા, લડતમાંથી નીકળી ગયા અને દેશને દ્રોહી પણ નીવડ્યા. પરંતુ આવી પીછેહઠ છતાં લડત તો ચાલુ જ રહી. જ્યાં આદર્શો જ્વલંત રહે અને હૈયાં અડગ હોય ત્યાં નિષ્ફળતા હોય જ નહિ. ખરી નિષ્ફળતા તો સિદ્ધાંતના ત્યાગમાં, પોતાના હકને જતો કરવામાં, અને અન્યાયને ભૂંડી રીતે વશ થવામાં છે. વિરોધીઓએ કરેલા ઘા કરતાં જાતે કરેલા ઘા રુઝાતાં હંમેશાં વાર લાગે છે.

ઘણીવાર આપણા લોકોની નબળાઈઓ અને દુનિયાની કુટિલતા જોઈ કંટાળો પણ આવતો. છતાં આપણે જે સિદ્ધ કરી શક્યા હતા તે માટે અમને ગર્વ પણ થતો. ખરે જ આપણા લોકોએ સુંદર જવાબ આપ્યો હતો અને એ બહાદુર દળના એક સિપાહી હોવાનું સારું લાગતું.

સવિનય ભંગનાં એ વર્ષો દરમ્યાન મહાસભાની ખુલ્લી બેઠકો ભરવાના બે પ્રયત્નો થયા હતા—એક દિલ્લીમાં અને એક કલકત્તામાં. ગેરકાયદે સંસ્થા હંમેશની રીત મુજબ અને શાન્તિપૂર્વક ન મળી શકે એ તો ઉઘાડું જ હતું. ખુલ્લી બેઠક ભરવાનો કાંઈ પણ પ્રયત્ન કરતાં પોલીસની સાથે અથડામણ થાય જ. પોલીસે લાઠીની મદદ વડે બળજબરીથી સભાઓ વિખેરી નાખી અને ઘણા લોકોને પકડવામાં આવ્યા. આ બેઠકોની અસાધારણતા એ હતી કે તે ગેરકાયદે હોવા છતાં તેમાં પ્રતિનિધિઓ તરીકે દેશના બધા ભાગોમાંથી હજારો માણસો ગયાં હતાં. આ બન્ને બેઠકોમાં સંયુક્ત પ્રાન્તના લોકોએ મુખ્ય ભાગ ભજવ્યો એ જાણીને મને આનંદ થયો. ૧૯૩૩ના માર્ચની આખરે ભરાયેલી કલકત્તાની બેઠકમાં જવાનો મારાં માતુશ્રીએ પણ આગ્રહ રાખ્યો હતો. પરંતુ પંડિત માલવીયજી તથા બીજાઓની સાથે એમને પકડી લેવામાં આવ્યાં અને કલકત્તા જતાં રસ્તામાં જ આસનસોલની જેલમાં થોડા દિવસ રાખવામાં આવ્યાં. નબળાં અને માંદાં હોવા છતાં તેમણે જે ઉત્સાહ અને શક્તિ બતાવ્યાં તેથી હું દિંગ થઈ ગયો. જેલ કાંઈ તેમને માટે બહુ મોટી વાત નહોતી. તેના કરતાં વધારે કઠણ કસોટીમાંથી તેઓ પસાર થઈ ચૂક્યાં હતાં. તેમનાં લાડકાં દીકરાદીકરીઓ અને બીજાં ઘણાં જેલમાં લાંબી સજાઓ ભોગવતાં હતાં, અને જે સૂના ઘરમાં તેઓ રહેતાં તે તેમને ખાવા ધાતું હતું.

જેમ જેમ આપણી લડતનો પારો ઊતરતો ગયો અને તે નીચેની કક્ષા ઉપર સ્થિર થઈ ગઈ, તેમ તેમાં જોશ જેવું બહુ રહ્યું નહિ. બહુ લાંબે ગાળે ઉત્સાહવર્ધક કોઈક પ્રસંગ બનતો. એટલે મારા વિચારો બીજા દેશો તરફ વધુ ને વધુ વળતા ગયા અને ભારે મંદીના પંજામાં સપડાયેલી દુનિયાની પરિસ્થિતિનું જેલમાં રહીને

બની શકે તેટલું નિરીક્ષણ અને અભ્યાસ મેં કરવા માંડ્યાં. એ વિષય ઉપર મળી શકી તેટલી ચોપડીઓ મેં વાંચી અને જેમ જેમ હું વધુ વાંચતો ગયો, તેમ તેમ એના તરફ વધુ આકર્ષાતો ગયો. રાજદ્વારી અને આર્થિક બળોના રાષ્ટ્રીય તેમજ આંતરરાષ્ટ્રીય ઢબે સર્વત્ર ચાલી રહેલા ભારે ઘર્ષણના આ મહાન વિશ્વનાટકનું હિંદુસ્તાનના પ્રશ્નો અને ઝઘડા તો એક અંગ હતું. આ સંઘર્ષમા મારો સમભાવ વધુ ને વધુ સામ્યવાદ તરફ ઢળવા લાગ્યો.

સમાજવાદ અને સામ્યવાદ તરફ તો હું બહુ વખત પહેલાંનો વળેલો હતો. રશિયા દેશ મને ખેંચી રહ્યો હતો જોકે સોવિયેટ રશિયામાં ચાલતું ઘણું મને નથી ગમતું — વિરોધી મત ધરાવનારાને નિષ્ઠુર રીતે દાબી દેવા, તમામ કામ લશ્કરી ઢબે લેવું, અને વિવિધ કાર્યક્રમોનો અમલ કરવામાં (મારે મતે) અનાવશ્યક હિંસાનો પ્રયોગ કરવો, એ બધું મને નથી રુચતું. પરંતુ મૂડીવાદી દેશોમાં પણ હિંસા અને દમન કાંઈ ઓછાં નથી. આપણા ધનલોલુપ સમાજની રચનાના અને માલકીહકના મૂળમાં, પાયામાં, હિંસા રહેલી છે તે મને વધુ ને વધુ પ્રત્યક્ષ થવા લાગ્યું. હિંસા વિના એ વસ્તુઓ થોડા દિવસ પણ ટકી શકે નહિ. સમાજમાં થોડીક રાજદ્વારી છૂટો જોવામાં આવે છે, પણ જ્યાં ભૂખમરાના ભયને કારણે વિશાળ જનતાને થોડાકની મરજીને તાબે થવું પડતું હોય અને એ થોડાનું જ હિત વધારે સધાતું હોય અને તેમની જ વધારે જાહોજલાલી થતી હોય ત્યાં એ છૂટોનો કશો અર્થ રહેતો નથી.

એટલે હિંસા તો બન્નેમાં સામાન્ય છે. પણ મૂડીવાદી સમાજમાં હિંસા મૂળમાં જ રહેલી લાગે છે; જ્યારે રશિયાની હિંસા, જોકે ખરાબ તો ખરી જ તોપણ, શાંતિ, સહકાર અને જનતાના સાચા સ્વાતંત્ર્ય ઉપર મંડાયેલી એવી નવી સમાજવ્યવસ્થાને લાવવા મથે છે. સોવિયેટ રશિયાએ તેની બધી ભૂલો છતાં ભારે મુશ્કેલીઓ ઉપર વિજય મેળવ્યો છે અને નવી સમાજવ્યવસ્થા સ્થાપવાની દિશામાં મોટી ફાળો ભરી છે. જ્યારે આખી દુનિયા મંદીના સપાટામાં સપડાયેલી હતી અને

દુનિયામાં ઊભા થયેલા બારીક મામલાએ તથા સર્વત્ર વ્યાપી રહેલી મંદીએ માકર્સનું પૃથક્કરણ સાચું ઠરાવ્યું. જ્યારે બીજી બધી પદ્ધતિઓ અને વાદો અંધારામાં ફાંફાં મારતા હતા ત્યારે માકર્સવાદ એકલો ઓછીવત્તી સંતોષકારક રીતે આનો ખુલાસો આપતો હતો અને તેનું સાચું નિરાકરણ બતાવતો હતો.

આ વાત મારા દિલમાં ઠસી જતી ગઈ તેમ તેમ મારામાં નવો ઉત્સાહ વ્યાપતો ગયો, અને સવિનય ભંગની નિષ્ફળતાને કારણે ઉત્પન્ન થયેલી મારી ગમગીની પણ ઘણી ઓછી થઈ ગઈ. જગત શું ઇષ્ટ સિદ્ધિને પંથે ઝપાટાભેર જતું નથી? યુદ્ધો અને આપત્તિઓનાં ગંભીર જોખમો વચમાં હોવા છતાં, કંઈ નહિ તો આપણે ગતિમાન તો છીએ જ, સ્થિર નથી થઈ ગયા. આ લાંબા પ્રવાસમાં, આપણી રાષ્ટ્રીય લડત એ એક મજલ હતી. વળી દમન અને દુઃખથી ભવિષ્યની લડત માટે લોકો ઘડાતા હતા અને દુનિયાને વલોવી રહેલા નવા વિચારો વિચારવાની તેમને ફરજ પાડતા હતા. આપણામાંથી નબળાં તત્ત્વો ખરી પડે તેથી તો આપણે વધારે મજબૂત, વધારે તાલિમવાળા અને વધારે કઠણ થવાના. સમય આપણને અનુકૂળ હતો.

આમ, રશિયા, જર્મની, ઇંગ્લંડ, અમેરિકા, જપાન, ચીન, ફ્રાન્સ, સ્પેન, ઇટલી તથા મધ્ય યુરોપમાં જે બની રહ્યું હતું તેનો હું કાળજીપૂર્વક અભ્યાસ કરતો હતો, અને ચાલુ ઘટનાઓની ગૂંચવાયેલી જાળ સમજવાનો પ્રયત્ન કરતો હતો. દરેક દેશ અલગ રીતે, તેમજ બધા દેશો સાથે મળીને, આ તોફાનને પહોંચી વળવાને જે પ્રયત્નો કરી રહ્યા હતા તે હું રસપૂર્વક જોવા લાગ્યો. રાજદ્વારી તથા અર્થપ્રકરણી અનિષ્ટોનું તથા શસ્ત્રબંધીના પ્રશ્નનું નિરાકરણ લાવવા માટે આંતરરાષ્ટ્રીય પરિષદો મળતી અને નિષ્ફળ નીવડતી, તે ઉપરથી મને આપણા નાના પણ સારી પેઠે ત્રાસ આપનારા કોમી પ્રશ્નનું સ્મરણ થતું. ઢગલેઢગલા સદ્ભાવ છતાં આપણે એ પ્રશ્નનો ઉકેલ નથી લાવી શક્યા. પોતે નિષ્ફળ જશે તો આખી દુનિયા સંકટમાં સપડાશે એમ સૌ માને છે છતાં યુરોપ અને અમેરિકાના મોટા રાજપુરુષો હળીમળીને નિકાલ લાવી

શકતા નથી. બને ઠેકાણે રસ્તો જ ખોટો પકડવામાં આવે છે. આ પ્રશ્નો સાથે સંબંધ ધરાવતા લોકોની ખરે રસ્તે જવાની હિંમત ચાલતી નથી.

દુનિયાની આપત્તિઓ અને ઝઘડાના વિચાર કરવામાં કાંઈક દરજ્જે હું મારાં પોતાનાં અંગત તથા રાષ્ટ્રનાં દુઃખો વીસરી ગયો. કોઈ કોઈવાર તો હું બહુ ઉત્સાહ અનુભવવા લાગ્યો કે દુનિયાના ઇતિહાસના આ એક મહાવિપ્લવકારી યુગમાં હું છવું છું. જે મહાન ફેરફારો થઈ રહ્યા છે તેને અંગે, દુનિયાના જે ખૂણામાં હું પડયો છું ત્યાં કદાચ મારો નાનો સરખો ભાગ ભજવવાનો પણ વારો આવશે. કોઈ કોઈવાર, આખી દુનિયામાં વ્યાપી રહેલા સંઘર્ષ અને હિંસાના વાતાવરણથી મારામાં બહુ નાઉમેદી આવી જતી. વળી માનવ અધમતા અને ગુલામીને ટેવાઈ ગયેલાં બુદ્ધિમાન સ્ત્રીપુરુષોનું દશ્ય તો તેથીયે ખરાબ હતું. એ લોકોનાં દિલ એટલાં જડ થઈ ગયાં છે કે દુઃખ, ગરીબાઈ અને અમાનુષીપણાનો તેઓને વિરોધ કરવાનું પણ સૂઝતું નથી. આ ગૂંગળાવી નાખે એવા વાતાવરણમાં અસરકારિતા મુખરિત બની છે અને ધતિંગ વ્યવસ્થિત રીતે ચાલી રહ્યાં છે. સારા માણસો મૌન ધારણ કરીને બેઠા છે. હિટલરની ફતેહ અને હિટલરના અનુયાયીઓએ વર્તાવેલા ત્રાસથી દિલ બહુ દુભાયું, પરંતુ મેં મનને આશ્વાસન આપ્યું કે આ બધું અલ્પ કાળ માટે છે. છતાં માનવ પુરુષાર્થ જાણે વ્યર્થ છે એવી લાગણી લગભગ થઈ આવી. મોટું યંત્ર ધણધણાટ ચાલી રહ્યું હોય ત્યાં એક નાના ચક્કરનું શું ચાલે?

છતાં સામ્યવાદી ફિલસૂફીથી મારામાં આશા અને ઉત્સાહનો સંચાર થયો. તેનો પ્રયોગ હિંદુસ્તાનમાં શી રીતે કરવો? હજી રાજદ્વારી સ્વાતંત્ર્યના આપણા પ્રશ્નનો ઉકેલ તો ઊભો જ હતો, અને અમારાં મગજ રાષ્ટ્રભાવનાથી ભરેલાં હતાં. એકી સાથે જ આર્થિક સ્વાતંત્ર્યના પ્રશ્ન ઉપર આપણે કૂદી પડવું કે વચગાળાનો સમય ભલે બહુ ટૂંકો હોય તો પણ એ બે પ્રશ્નોને એક પછી એક હાથમાં લેવા? દુનિયામા ચાલી રહેલી ઘટનાઓ તેમજ હિંદુસ્તાનમાં જે બની રહ્યું હતું તે આખા સમાજના પ્રશ્નને

આગળ આણવાની ફરજ પાડતા હતા અને એમ લાગતું હતું કે રાજદ્વારી સ્વાતંત્ર્ય અને સામાજિક પ્રશ્ન, એ બેને હવે છૂટા પાડી જ નહિ શકાય

હિંદુસ્તાનમાં બ્રિટિશ સરકારની નીતિનું પરિણામ એ આવ્યુ હતું કે સામાજિક બાબતોમાં જે વર્ગ પ્રગતિવિરોધી હતો તે રાજદ્વારી સ્વાતંત્ર્યની પણ વિરુદ્ધ થઈ ગયો હતો એ વસ્તુ અનિવાર્ય હતી, અને દેશમાંના વિવિધ વર્ગો અને મંડળો વચ્ચેના ભેદ વધુ સ્પષ્ટ થાય એ મને આવકારપાત્ર લાગતું હતું પરંતુ બીજાઓ આ વસ્તુનું મહત્ત્વ એટલું આંકતા હતા ખરા? ઘણુ નહિ આંકતા હોય એમ દેખાતું હતું એ વાત સાચી હતી કે મોટા શહેરોમા મૂઠીભર સનાતની સામ્યવાદીઓ પડેના હતા તેઓ રાષ્ટ્રવાદી ચળવળના વિરોધી હતા. અને તેના ઉપર બહુ કડવી ટીકાઓ કરતા હતા મજૂરસગઠન, ખાસ કરીને મુબઈમા અને તેથી થોડે અંશે કલકત્તામા, બહુ અસ્પષ્ટ રીતે સમાજવાદી સ્વરૂપનું હતું ખરુ, પરંતુ તેમાં નાના નાના પક્ષો પડી ગયેલા હતા અને તેઓ મન્દોત્સાહ થઈ ગયેલા હતા બુદ્ધિજીવી વર્ગમાં અને બુદ્ધિમાન સરકારી અમલદારોમા પણ ઝાંખા ઝાંખા સામ્યવાદી અને સમાજવાદી વિચારો ફેલાયા હતા. મહાસભામાંનાં યુવાન સ્ત્રીપુરુષો, જેઓ પહેલાં બ્રાઈસનું પ્રજાતંત્ર વિષેનું તેમજ મોરલી, કીથ અને મેઝિનીના પુસ્તકો વાચતાં હતા તેઓ હવે સમાજવાદ અને સામ્યવાદ તથા રશિયા ઉપરનાં જે પુસ્તકો મળી આવે તે વાંચતાં થયાં હતા મેરઠ કાવતરા કેસને લીધે આ નવા વિચારો તરફ લોકોનાં ચિત્ત ઠીક દોરાયાં હતાં વળી જગત ઉપર ઝઝૂમી રહેલી આફતે એ તરફ ધ્યાન આપવાની ફરજ પાડી હતી સર્વત્ર સંશય, જિજ્ઞાસા અને વર્તમાન સંસ્થાઓના વિરોધનો નવો જુસ્સો જોવામાં આવતો હતો લોકોના મનના પવનની સર્વસામાન્ય દિશા સ્પષ્ટ હતી પણ તેનો વેગ હજી ધીમો હતો, ચોક્કસ નહોતો. કેટલાક લોકો વળી 'ફાસિસ્ટ' વિચારો સાથે નખરા કરતા હતા બધે જ વિચારસરણીમાં સ્પષ્ટતા અને ચોકસાઈનો અભાવ હતો રાષ્ટ્રવાદ જ હજી આધિપત્ય ભોગવતો હતો.

મને ચોખ્ખું લાગ્યું કે જ્યાંસુધી રાજદ્વારી સ્વાતંત્ર્ય થોડુંઘણું પણ મળ્યું નથી ત્યાંસુધી પ્રધાન પ્રેરક બળ તો રાષ્ટ્રવાદનું જ રહેશે. એને લીધે જ મહાસભા (થોડાંક મજૂરમંડળો બાદ કરતાં) આખા દેશમાં સૌથી વિશેષ પ્રગતિશીલ અને સૌથી વિશેષ બળવાન સંસ્થા હતી. ગાંધીજીના નેતૃત્વ નીચે છેલ્લાં તેર વર્ષમાં તેણે લોકોમાં અદ્‌ભુત જાગૃતિ આણી હતી, અને તેની વિચારસરણી અસ્પષ્ટ અને મધ્યમવર્ગને અનુકૂળ હોવા છતાં, તેણે ક્રાંતિસાધક કામ કર્યું હતું. હજી તેની ઉપયોગિતા પૂરી થઈ નહોતી. અને જ્યાંસુધી પ્રેરક બળ રાષ્ટ્રવાદી મટીને સમાજવાદી ન થાય ત્યાંસુધી તેની ઉપયોગિતા મટે એમ નહોતું. એટલે ભવિષ્યની પ્રગતિ, વિચારમાં તેમજ કાર્યમાં, મોટે ભાગે મહાસભાની મારફત જ સાધી શકાય એમ હતું, જોકે બીજાં સાધનોનો પણ ઉપયોગ થઈ શકે એમ હતું ખરું.

એટલે મને લાગ્યું કે મહાસભાનો ત્યાગ કરવાથી તો રાષ્ટ્રના જીવનબળથી દૂર જ ઘસડાઈ જવાનું થાય, આપણી પાસે જે વધુમાં વધુ બળવાન શસ્ત્ર છે તેને આપણે બુઠ્ઠું કરી મૂકીએ અને કદાચ શક્તિનો વ્યર્થ સાહમમાં દુર્વ્યય થાય. બીજી તરફથી એ વિચાર આવતો હતો કે મહાસભા, જે રીતે તે રચાયેલી છે એ રીતે, શું કોઈ પણ કાળે મૂળભૂત ફેરફાર કરનારો સમાજવાદી કાર્યક્રમ સ્વીકારવાની હતી? જો તેની આગળ સમાજવાદી કાર્યક્રમ મૂકવામાં આવે તો પરિણામ એ જ આવે કે તેના બે અથવા તેથી વધું ભાગલા પડી જાય, અથવા કાંઈ નહિ તો ઘણા માણસો તેમાંથી નીકળી જાય. એમ કરવાથી જો મુદ્દા વધારે સ્પષ્ટ થતા હોય અને મહાસભાની અંદર બહુમતી યા તો લઘુમતીવાળું એક સુસંગઠિત મંડળ હસ્તીમાં આવતું હોય, અને તે ધરમૂળથી પરિવર્તન કરનારા એવા સમાજવાદી કાર્યક્રમનો પુરસ્કાર કરવા તૈયાર હોય, તો તો એ વસ્તુ અનિષ્ટ અથવા આવકારને અપાત્ર ન ગણાય.

પરંતુ અત્યારે તો મહાસભા એટલે ગાંધીજી. તેઓ શું કરવા ઇચ્છે છે? વિચારસરણીમાં એઓ ઘણી વાર નવાઈ લાગે એટલા પછાત હોય છે, છતાં આચરણમાં તો આપણા દેશમાં આ

જમાનાના એઓ મોટામાં મોટા ક્રાંતિકારી છે. એઓ એક અનન્ય વ્યક્તિ છે અને સામાન્ય ગજથી તેમને માપવા અથવા તો તર્કશાસ્ત્રના સામાન્ય નિયમો તેમને લાગુ પાડવા એ શક્ય નથી. પરંતુ એઓ હાડે ક્રાંતિકારી છે, અને હિંદુસ્તાનના રાજદ્વારી સ્વાતંત્ર્યની લડતને વરેલા છે એટલે જ્યાંસુધી સ્વાતંત્ર્ય સિદ્ધ નથી થયું ત્યાંસુધી અણનમ રહી એઓ પોતાની પ્રવૃત્તિ ચલાવ્યે જ જવાના. પોતાની આ પ્રવૃત્તિ દ્વારા જ જબરદસ્ત લોકશક્તિ પણ તેઓ ઉત્પન્ન કરવાના અને મે તો અડધી એવી પણ આશા રાખી હતી કે તેઓ પોતે જ ક્રમેક્રમે સમાજવાદના ધ્યેય તરફ પ્રગતિ કરવાના.

હિંદુસ્તાનમાં તેમજ બહાર સનાતની સામ્યવાદીઓ ગાંધીજી ઉપર તેમજ મહાસભા ઉપર બહુ સખત હુમલા ઘણાં વર્ષો થયાં કરતા આવ્યા છે. મહાસભાના નેતાઓ ઉપર પણ તેમણે જાતજાતના નીચ હેતુઓનું આરોપણ કર્યું છે. મહાસભાની વિચારસરણી ઉપરની તેમની કેટલીક તાત્ત્વિક ટીકાઓ સમર્થ અને અણિયાળી હતી, અને પછીથી બનેલા બનાવોએ એ ટીકાઓને કેટલેક દરજ્જે સાચી પણ પાડી છે. હિંદુસ્તાનની સર્વસામાન્ય રાજદ્વારી પરિસ્થિતિનું સામ્યવાદીઓએ શરૂઆતમાં કરેલું કેટલુંક પૃથક્કરણ બહુ સચોટ અને સાચું નીવડ્યું છે. પરંતુ તેઓ સર્વસામાન્ય સિદ્ધાન્તો છોડી વિગતોમાં ઊતરે છે અને ખાસ કરીને મહાસભાએ કરેલા કાર્યનું તેઓ વિવેચન કરવા બેસે છે ત્યારે તેઓ ખૂબ જ આડા ઊતરી જાય છે. હિંદુસ્તાનમાં સામ્યવાદીઓ સંખ્યામાં તથા લાગવગમાં નબળા રહ્યા છે તેનું એક કારણ એ પણ છે કે સામ્યવાદનું શાસ્ત્રીય જ્ઞાન ફેલાવવાનો તથા લોકોના વિચારો બદલવાનો પ્રયત્ન કરવાને બદલે તેઓ બીજાઓને ગાળો દેવામાં જ વધારે મચ્યા રહ્યા છે. આની તેમના પોતાના ઉપર પણ ખરાબ અસર થઈ છે અને તેમને તેથી બહુ નુકસાન થયું છે. તેમનામાંના ઘણાખરા મજૂરોમાં કામ કરે છે. ત્યાં તો તમે થોડીક બડીબડી વાતો કરો એટલે કામદારો તમારી પાસે આવે. પરંતુ કેવળ આવા પોકારો બુદ્ધિમાનો માટે ન ચાલે, અને આજે હિંદુસ્તાનમાં મધ્યમવર્ગના બુદ્ધિમાનોનો વર્ગ એ જ મોટામાં મોટું

ક્રાંતિકારી બળ છે એ તેઓ સમજી શકતા નથી. સનાતની સામ્યવાદીઓની અનિચ્છા છતાં જાણે ઘણા બુદ્ધિમાનો માર્ક્સવાદ તરફ ખેંચાયા છે. છતાં એ બેની વચ્ચે અંતર તો છે જ

સામ્યવાદીઓનું કહેવું એવું છે કે મહાસભાના નેતાઓનું ધ્યેય સરકાર ઉપર લોકમતનું દબાણ આણીને હિંદુસ્તાનના મૂડીદારો અને જમીનદારોનું હિત સધાય એ રીતે વેપારઉદ્યોગની બાબતમાં સરકાર પાસેથી છૂટો મેળવવાનું છે. "ખેડૂતોના, નીચલા મધ્યમવર્ગના તથા કારખાનાંમાં કામ કરતા મજૂરોના આર્થિક અને રાજદ્વારી અસંતોષને મુબઈ, અમદાવાદ તથા કલકત્તાના મિલ માલિકો અને શરાફોના રથે જોડવાનું" કામ મહાસભા કરી રહી છે. એવું માનવામાં આવે છે કે હિંદુસ્તાનના મૂડીદારો પડદા પાછળ બેસીને મહાસભાની કાર્યવાહક સમિતિને હુકમ છોડે છે કે એક વાર તમે મોટી લોકલડત ઉપાડો અને જ્યારે એ બહુ વિશાળ અથવા ભયંકર થઈ જાય ત્યારે તે મોકૂફ રાખો અથવા તેને બીજે ચીલે ચડાવી દો. વળી, તેઓ એમ પણ કહે છે કે મહાસભાના નેતાઓ એમ તો ઇચ્છતા જ નથી કે અંગ્રેજો અહીંથી જતા રહે; કારણ ભૂખે મરતા લોકોને અંકુશમાં રાખવાનું અને તેમની મજૂરી ઉપર તાગડધિન્ના કરવાનું અંગ્રેજોની મદદ વિના બને નહિ, અને મધ્યમવર્ગનું તો એટલી વેતરણ કરવાનું ગજું ન મળે.

સમર્થ સામ્યવાદીઓ આવું વાહિયાત પૃથક્કરણ માની લે એ નવાઈ ઉપજાવે એવું છે; પરંતુ તેઓ માની લેતા દેખાય છે ખરા. એટલે હિંદુસ્તાનમાં તેઓ કેમ છેક જ નિષ્ફળ નીવડે છે તે વિષે નવાઈ લાગતી નથી, ખાટલે ખોટ જ એ વાતની છે કે હિંદુસ્તાનની રાષ્ટ્રીય પ્રવૃત્તિને યુરોપની મજૂરપ્રવૃત્તિના ગજથી તેઓ માપવા જાય છે. યુરોપમાં મજૂરનેતાઓએ મજૂરપ્રવૃત્તિને વારંવાર દગો દીધો છે એ તેઓએ જોયું છે અને એની સરખામણી તેઓ હિંદુસ્તાન સાથે કરવા જાય છે. હિંદુસ્તાનની રાષ્ટ્રીય ચળવળ એ કાંઈ મજૂરવર્ગની અથવા તો બિન-માલિકવર્ગની ચળવળ નથી. તેનું નામ જ બતાવી આપે છે કે એ મધ્યમવર્ગની અથવા ઊજળિયાત લોકોની ચળવળ છે અને અત્યારસુધી તેનું ધ્યેય સમાજમાં પરિવર્તન કરવાનું નહિ પણ રાજદ્વારી

સ્વાતંત્ર્ય મેળવવાનું છે. આ ધ્યેયને વિષે તમે એવી ટીકા જરૂર કરી શકો કે તે પૂરતું દૂરગામી નથી. રાષ્ટ્રભાવનાને પણ ગયા જમાનાની વસ્તુ કહી તમે જરૂર વખોડી શકો. પરંતુ ચળવળનો મૂળ હેતુ જો સ્વીકારવામાં આવે તો પછી તેના નેતાઓ જમીનદારી પદ્ધતિ કે મૂડીદારી પદ્ધતિ ઉથલાવી નાખવાનો પ્રયત્ન નથી કરતા માટે તેઓ આમવર્ગનો દ્રોહ કરે છે, એમ કહેવું એ બેહૂદું છે. તેમણે એવો ઉદ્દેશ રાખવાનો દાવો જ કર્યો ન હતો. મહાસભામાં જ કેટલાક માણસો એવા છે, અને તેમની સંખ્યા વધતી જાય છે, જેઓ જમીનદારી અને મૂડીદારી પદ્ધતિમાં ફેરફાર ઇચ્છે છે; પરંતુ તેઓ એ વાત મહાસભાને નામે ન કરી શકે.

બ્રિટિશ તથા પરદેશી માલના બહિષ્કારને લીધે તથા સ્વદેશીને મળેલા વેગને લીધે રાષ્ટ્રીય ચળવળમાંથી (મોટા જમીનદારો તથા તાલુકદારો સિવાયના) હિંદુસ્તાનના મૂડીદારવર્ગને લાભ થયો છે એ વાત સાચી છે. આ અનિવાર્ય હતું. કારણ દરેક રાષ્ટ્રવાદી ચળવળમાં સ્વદેશીને ઉત્તેજન આપવામાં આવે જ છે, તેમ જ બહિષ્કારનો પણ ઉપદેશ કરવામાં આવે છે. હકીકત તો એ છે કે મુંબઈના મિલોવાળાઓએ, જ્યારે સવિનય ભંગની લડત ચાલતી હતી અને આપણે બ્રિટિશ માલનો બહિષ્કાર પોકાર્યો હતો ત્યારે પણ લૅન્કેશાયરની સાથે કોલકરાર કરવાની ધૃષ્ટતા કરી હતી. મહાસભાની દૃષ્ટિએ આ રાષ્ટ્રનો ચોખ્ખો દ્રોહ જ કહેવાય અને તે પ્રમાણે જ તે વર્ણવાયો પણ હતો. વળી આપણામાંના ઘણા ખરા જેલમાં હતા ત્યારે મુંબઈના મિલમાલિકોના પ્રતિનિધિએ વડી ધારાસભામાં મહાસભાને તથા બીજા ગરમ વિચારના માણસોને ઉતારી પાડવાનો રીતસર ધંધો જ આદર્યો હતો.

ગયાં થોડાં વરસોમાં હિંદુસ્તાનમાં મૂડીદારવર્ગે જે ભાગ ભજવ્યો છે તે મહાસભાની તેમજ રાષ્ટ્રની દૃષ્ટિએ બહુ નાલેશી ભરેલો છે. ઓટાવાને લીધે થોડાંક નાનાં મંડળોને તત્કાળપૂરતો કાંઈક ફાયદો થયો હશે, પણ હિંદુસ્તાનના ઉદ્યોગને તો એકંદરે તેથી નુકસાન જ થયું છે. તેથી હિંદુસ્તાનના ઉદ્યોગો બ્રિટિશ મૂડી અને ઉદ્યોગને વધારે તાબેદાર બની જાય છે. તેથી આમ-

વર્ગને પણ નુકસાન છે. જે વખતે આપણી લડત ચાલતી હતી અને આપણામાંના હજારો જેલમાં હતા તે વખતે એ કરારો થયા હતા. સામ્રાજ્ય નીચેના હિંદુસ્તાન સિવાયના દરેક દેશે ઇંગ્લંડ પાસેથી પોતાના લાભની આકરામાં આકરી શરતો કરાવી લીધી, એક માત્ર હિંદુસ્તાનને ઇંગ્લંડને ચરણે બધું ભેટ ધરી દેવાનો લાભ મળ્યો. છેલ્લાં થોડાંક વર્ષોમાં નાણાંના સટ્ટા ખેલનારાઓએ પણ હિંદુસ્તાનને ભોગે ચાંદીસોનાની ભરપૂર નિકાસ કરી છે.

જમીનદારો અને તાલુકદારો ગોળમેજી પરિષદમાં સંપૂર્ણ રીતે મહાસભાની સામે પડ્યા હતા. સવિનય ભંગની લડત દરમ્યાન પણ તેઓએ તો ખુલ્લી રીતે અને આગળ પડીને પણ પોતે સરકારના પક્ષમાં છે એમ જાહેર કરેલું. જુદા જુદા પ્રાન્તોમાં સરકારે દમનકારી ઓર્ડિનન્સને કાયદાનું રૂપ આપ્યું તે તેમની જ મદદથી. સંયુક્ત પ્રાન્તની ધારાસભામાં જમીનદાર સભ્યોમાંના ઘણાએ સવિનય ભંગના કેદીઓને છોડવાની વિરુદ્ધ મત આપેલો.

સને ૧૯૨૧ તથા ૧૯૩૦માં લોકોના દબાણને લીધે ગાંધીજીને આક્રમણકારી લડત ઉપાડવાની ફરજ પડેલી એ ખ્યાલ પણ તદ્દન ખોટો છે. અલબત્ત લોકોમાં વ્યાકુળતા હતી જ, પરંતુ બન્ને પ્રસંગે ગાંધીજીએ પહેલ કરીને લડતને ગતિ આપી હતી. ૧૯૨૧માં તો લગભગ એકલે હાથે તેમણે મહાસભાને દોરી અને અસહકારમાં ઝંપલાવી. ૧૯૩૦માં પણ જો તેમણે કોઈ પણ રીતે વિરોધ કર્યો હોત તો આક્રમણકારી અને અસરકારક એવી અમલી લડત ચલાવવાનું તદ્દન અશક્ય જ થઈ પડત.

મૂર્ખાઈ તથા અજ્ઞાનભરેલી અને અંગત ટીકાઓ કરવામાં આવે છે એ બહુ દુર્ભાગ્યની વાત છે; કારણ તેથી ખરા મુદ્દા ઉપરથી ધ્યાન ખસી જાય છે. ગાંધીજીની પ્રામાણિકતા ઉપર હુમલો કરવો એ તો પોતાની જાતને તથા પોતાના કાર્યને નુકસાન પહોંચાડવાનો ધંધો છે. કારણ હિંદુસ્તાનના કરોડો લોકો આગળ તેઓ સત્યની મૂર્તિ સમાન છે અને તેમને થોડા પણ જેઓ ઓળખે છે તેઓ જાણે છે કે હમેશાં સત્યની રાહ ઉપર ચાલવાની ધગશ તેમનામાં કેટલી બધી છે.

હિંદુસ્તાનમાં સામ્યવાદીઓ મોટાં શહેરોના મજૂરો સાથે સંબંધમાં આવ્યા છે. ગ્રામપ્રદેશનું તેમનું જેટલું જ્ઞાન અલ્પ છે તેટલો જ અલ્પ ગામડાં સાથે તેમનો સ્પર્શ છે. ઔદ્યોગિક મજૂરોનું મહત્ત્વ છે ખરું, અને ભવિષ્યમાં તે વધતું જશે એવો સંભવ છે. છતાં ખેડૂતોને મુકાબલે તેમનું સ્થાન ગૌણ જ રહેવાનું. કારણ આજે હિંદુસ્તાનમાં સૌથી મોટો પ્રશ્ન ખેડૂતોનો જ છે. બીજી તરફથી મહાસભાના કાર્યકર્તાઓ ગામડે ગામડે ફેલાયેલા છે; એટલે સ્વાભાવિક રીતે મહાસભાનો વિકાસ ખેડૂતોની વિશાળ સંસ્થાના રૂપમાં જ થવાનો. પોતાનું નજીકનું ધ્યેય સધાય પછી ખેડૂતો ભાગ્યે જ ક્રાંતિવાદી રહે છે અને સંભવ છે કે ભવિષ્યમાં શહેરો વિરુદ્ધ ગામડાં તથા ઔદ્યોગિક મજૂરો વિરુદ્ધ ખેડૂતોનો સામાન્ય પ્રશ્ન હિંદુસ્તાનમાં પણ ઊભો થાય.

મહાસભાના ઘણા નેતાઓ તથા કાર્યકર્તાઓ સાથે અતિ નિકટ સંબંધમાં આવવાનો મને લાભ મળેલો છે. એમના કરતાં વધારે સારાં સાથી ભાઈબહેનોની અપેક્ષા કોઈ ન રાખે. છતાં જીવન્ત મુદ્દાઓ ઉપર મારો તેમની સાથે મતભેદ રહ્યો છે અને મને જે દીવા જેવું સ્પષ્ટ દેખાય છે તે તેઓ કેમ નહિ સમજી શકતાં હોય અને તેની તેઓ કેમ કદર નહિ કરી શકતાં હોય એ જોઈ મને કાંઈક કંટાળો પણ આવેલો છે. બુદ્ધિના અભાવને લીધે તો એમ નથી જ થયેલું. અમે ભિન્ન વિચાર-સરણી ધરાવીએ છીએ એ જ કારણ છે. અમારી વચ્ચેના ભેદોની સીમા એકાએક ઓળંગવી કેટલી મુશ્કેલ છે એ હું જોઈ શકું છું. કારણ અમારી જીવનની ફિલસૂફીઓ જ ભિન્ન ભિન્ન છે અને ફિલસૂફી તો ધીમે ધીમે આપણે ન જાણીએ તેમ ઘડાય છે. બીજા પક્ષને દોષ દેવો એ વ્યર્થ છે. જીવન તથા તેના પ્રશ્નો વિષે સમાજવાદનું એક વિશિષ્ટ માનસ છે. કેવળ તર્કથી એ નિરાળી જ વસ્તુ છે. તે જ પ્રમાણે વંશપરંપરા, ઉછેર, ભૂતકાળનાં તથા વર્તમાન પરિવેષ્ટનોની અદૃશ્ય અસરો એ બધા ઉપરથી જે માનસ ઘડાય છે તે પણ વિશિષ્ટ હોય છે. કેવળ જીવન અને તેના કટુ અનુભવો જ આપણને નવા રસ્તા ગ્રહણ કરવા ફરજ પાડે છે; અને અન્તે, જે બહુ કઠણ છે તે વસ્તુ

એટલે કે જુદી રીતે વિચાર કરવાનું આપણને પ્રાપ્ત થાય છે. આ ક્રિયામાં આપણે જ્ઞાનપૂર્વક કદાચ કાંઈક મદદ કરી શકતા હોઈએ તો કરીએ, નહિ તો નછૂટકે તો કરવી જ પડશે, કારણ લા ફોંતેન નામનો ફ્રેંચ લેખક કહે છે તેમ: 'માણસ જે રસ્તે પોતાની ભવિતવ્યતાથી ભાગવા માગે છે તે જ રસ્તે ત્યાં જઈ પહોંચે છે.'

૪૭ ✓

## ધર્મચર્ચા

જેલના અમારા શાન્ત અને એકધારા કાર્યક્રમમાં ૧૯૩૨ના સપ્ટેમ્બરમાં એકાએક જાણે બૉમ્બ પડયો. મિ. રૅમ્સે મૅકડોનલ્ડે આપેલા કોમી ચુકાદામાં દલિત કોમોનાં અલગ મતદારમંડળો બનાવ્યાં હતાં. તેના વિરોધ માટે ગાંધીજીએ "આમરણ ઉપવાસ" કરવાનો નિશ્ચય કર્યાના સમાચાર અમને મળ્યા. લોકોને આઘાત પહોંચાડવાની એમનામાં કેટલી અદ્ભુત શક્તિ છે! મારા મગજમાં એકાએક જાતજાતના વિચારો ઊભરાવા લાગ્યા. આમાંથી શાં શાં પરિણામો નીપજે એનો ચિતાર મારી સન્મુખ ખડો થયો અને હું સમતા પૂરેપૂરી ખોઈ બેઠો. બે દિવસ સુધી મારી સામે અંધકાર રહ્યો. માર્ગ સુઝાડનાર કાંઈ જ પ્રકાશ ન મળે. ગાંધીજીના કૃત્યના કેટલાંક પરિણામોના વિચારે તો મારું હૈયું ઠંડુગાર થઈ ગયું. આ વિચારોમાં અંગત તત્ત્વ બહુ જોરાવર હતું. હું એમને ફરી જોઈ શકીશ નહિ એ વિચારે મારું હૃદય ચિરાવા માંડયું. તેઓ ઇંગ્લંડ ગયા ત્યારે વહાણ પર જોયેલા તેને એક વરસ કરતાં વધુ સમય થઈ ગયો હતો. શું એ મારું એમનું છેલ્લું દર્શન રહેશે?

પછી વળી, આવા અન્તિમ બલિદાન માટે મતદારમંડળ જેવો ગૌણ પ્રશ્ન પસંદ કરવા માટે હું તેમના ઉપર ચિડાયો. આપણા સ્વાતંત્ર્યયુદ્ધ ઉપર આનું શું પરિણામ આવે? મુખ્ય મુદ્દો, કાંઈ નહિ તો થોડા વખત માટે, પાછળ તો નહિ પડી જાય? અને એમનો તાત્કાલિક ઉદ્દેશ સધાયો અને દલિત કોમો માટે સંયુક્ત મતદારમંડળો થયાં, તોપણ તેને પરિણામે લડતને ધક્કો નહિ પહોંચે? એવી લાગણી ન ફેલાય કે આપણને હવે કાંઈક મળી ગયું અને હાલ તુરત વધુ કાંઈ કરવાની જરૂર નથી? વળી તેમના આ કૃત્યથી કોમી ચુકાદાનો તથા સરકારે રજૂ કરેલી બીજી

બધી યોજનાઓનો કેટલેક અંશે સ્વીકાર થતો ન હતો ? આ શું અસહકાર અને સવિનય ભંગ સાથે સંગત કહેવાય ? આટલા બધા બલિદાન પછી અને વીરતાભર્યાં પુરુષાર્થ પછી આપણી લડતનો શું આવો નજીવો અંત આવશે ?

ગાંધીજી રાજદ્વારી પ્રશ્નને ધાર્મિક દૃષ્ટિએ અને લાગણીવશ થઈને જુએ છે તથા વખતોવખત ઈશ્વરને વચ્ચે આણે છે તે માટે તેમના ઉપર મને ગુસ્સો આવ્યો. તેમના નિવેદનમાં એવો ધ્વનિ પણ હતો કે ઉપવાસની તારીખ પણ જાણે ઈશ્વરે સૂચવી છે. આથી બીજાઓની આગળ કેવો ભયંકર દાખલો બેસે !

અને ન કરે નારાયણ ને બાપુનો દેહ છૂટી ગયો તો ! હિંદુસ્તાનની શી દશા થાય ? તેનું રાજ્યપ્રકરણ કેવું ચાલે ? ભવિષ્ય વેરાન અને ભયંકર દેખાવા લાગ્યું, અને એનો વિચાર કરતાં મારું હૃદય નિરાશાથી ઘેરાઈ ગયું

મેં બહુ વિચારો કર્યા. મારા મગજમાં ખળભળાટ મચ્યો. મારા દિલમાં એક તરફથી ક્રોધ અને નિરાશા, તથા બીજી તરફથી આ બધા ઉત્પાતના વિધાતા પ્રત્યે પ્રેમ, એવી મિશ્ર લાગણીઓ ઊભરાઈ શું કરવું એ કશું જ સૂઝે નહિ બધાની સાથે, પણ સૌથી વિશેષ તો મારી પોતાની જાત ઉપર, હું ચિડાવા અને ઘડીઘડીમાં મિજાજ ખોઈ બેસવા લાગ્યો.

એટલામાં મારામાં વિચિત્ર ફેરફાર થયો. લાગણીનો આવેશ ઊતરી ગયો, અને તેને અન્તે હું વધુ શાન્ત થયો. ભવિષ્ય મને એટલું અંધકારમય ન દેખાવા લાગ્યું. ખરે ટાણે ખરી વસ્તુ કરવાની અદ્‌ભુત કળા બાપુમાં છે. એવું બને કે મારા દૃષ્ટિબિન્દુથી તેમના કૃત્યનો બચાવ કરવો અશક્ય હોય, છતાં તેમાંથી મહાન પરિણામો નીપજે; એ કૃત્ય જે હેતુને માટે હતું તેટલા સંકુચિત ક્ષેત્રમાં જ નહિ, પણ આપણી રાષ્ટ્રીય લડતના વિશાળ ક્ષેત્રમાં પણ. અને બાપુ અવસાન પામે તોપણ સ્વાતંત્ર્યની આપણી લડત તો ચાલુ જ રહેવાની એટલે ગમે તે પરિણામ આવો, આપણે તેને માટે તૈયાર રહેવું જોઈએ. ગાંધીજીના અવસાન માટે પણ મારા મનને દૃઢતાપૂર્વક તૈયાર કરી

નાખ્યા પછી, હું શાંત અને સ્વસ્થ બન્યો તથા જે કોઈ આવી પડે તે માટે તૈયાર થઈ ગયો.

પછી, આખા દેશમાં થયેલી જબરદસ્ત ઊથલપાથલના તથા હિંદુ સમાજમાં ફેલાઈ વળેલા ઉત્સાહના ચમત્કારી પૂરના સમાચાર મળવા લાગ્યા. અસ્પૃશ્યતાના દિવસો ભરાઈ ચૂક્યા દેખાવા લાગ્યા. મને વિચાર આવ્યો કે યેરવડા જેલમાં બેઠેલો આ નાનકડો માનવી કેવો જબરો જાદુગર છે! લોકોનાં હૃદયને જે તાર હલાવી શકે છે તે જ તાર ઉપર અચૂક આંગળી મૂકતાં તેને કેવી સુંદર રીતે આવડે છે!

મારી ઉપર તેમનો તાર આવ્યો. મને મગ્ન થયા પછી તેમનો આ પહેલો જ સંદેશો મને મળ્યો હતો. આટલા લાંબા ગાળા પછી તેમના તરફથી ખબર મળ્યા તે મને સારું લાગ્યું. તારના શબ્દો આ હતા :

"વેદનાના આ બધા દિવસોમાં તમે મારા મનશ્ચક્ષુ સામે રહ્યા છો. તમારો અભિપ્રાય જાણવા હું બહુ ઇન્તેજાર છું. તમારા અભિપ્રાયને હું કેટલો કીમતી ગણું છું એ તમે જાણો છો. સરૂપનાં બાળકો અને ઇન્દુ મળી ગયાં. ઇન્દુ આનંદમાં દેખાતી હતી. તેનું શરીર પણ કાંઈક ભરાયું છે. મારી તબિયત સુંદર છે. તારથી જવાબ આપો. પ્રેમાશિષ."

ઉપવાસની આ વેદનામાં અને કામની આટલી ધમાલમાં મારી દીકરી તથા મારી બહેનનાં બાળકોની મુલાકાતનો તેઓ ઉલ્લેખ કરે અને ઇન્દિરા કાંઈક જાડી થયાના પણ સમાચાર આપે એ અસાધારણ હતું; પણ એ જ ગાંધીજીની વિલક્ષણતા છે. (મારી બહેન તે વખતે જેલમાં હતી અને તેનાં બાળકો પૂનાની શાળામાં ભણતાં હતાં.) જીવનની નાની દેખાતી, છતાં વાસ્તવિક રીતે બહુ મહત્ત્વની વસ્તુઓ, તેઓ કદી ભૂલતા જ નથી.

એ જ વખતે મને સમાચાર મળ્યા કે મતદારમંડળના મુદ્દા ઉપર કાંઈક સમાધાન થઈ ગયું હતું. જેલના સુપરિન્ટેન્ડન્ટે ગાંધીજીને જવાબ મોકલવા દેવાની ભલમનસાઈ બતાવી એટલે મેં નીચે પ્રમાણે તાર કર્યો :

"આપના તારથી તથા કાંઈક સમાધાન થઈ ગયું છે એવા ટૂંકા સમાચારથી હું નિશ્ચિંત અને બહુ રાજી થયો છું. ઉપવાસના આપના નિર્ણયના સમાચાર મળતાં પ્રથમ મને મનોવેદના અને ગભરામણ થયેલી. પરંતુ અન્તે આશાનો વિજય થયો અને મેં મનની શાન્તિ પુનઃ પ્રાપ્ત કરી. દલિત અને પાદાક્રાન્ત કોમોને માટે જેટલો ભોગ આપવામાં આવે તેટલો ઓછો છે. આપણા સ્વાતંત્ર્યની કસોટી સૌથી નીચે પડેલાના સ્વાતંત્ર્ય ઉપરથી જ થઈ શકે. પરંતુ બીજા મુદ્દાઓ આપણા એકમાત્ર ધ્યેયને ઢાંકી દેશે એવો ભય રહ્યાં કરે છે. ધાર્મિક દૃષ્ટિએ વિચાર કરવા હું અશક્ત છું. આપની પદ્ધતિનો બીજાઓ દુરુપયોગ કરે એવો ભય છે. પરંતુ જાદુગરને સલાહ આપવાની ધૃષ્ટતા હું કેમ કરું? પ્રેમવંદન."

પૂનામાં એકઠા થયેલા અનેક લોકોએ કરારનામા ઉપર સહી કરી. અસાધારણ ત્વરાથી બ્રિટિશ મુખ્ય પ્રધાને તેનો સ્વીકાર કર્યો અને પોતાનો મૂળ ચુકાદો કરારનામાંની કલમો પ્રમાણે ફેરવ્યો. ગાંધીજીના ઉપવાસ છૂટયા. આવાં કરારનામાં અને સમજૂતીઓનો મને ભારે અણગમો છે. પરંતુ પૂનાના કરારનામામાંની શરતોનો વિચાર ન કરતાં મેં તેનું સ્વાગત કર્યું.

બધો ખળભળાટ શમી ગયો અને અમે પાછા અમારી જેલની ઘટમાળમાં પડી ગયા. હરિજન ચળવળના તથા જેલમાંથી ગાંધીજીની પ્રવૃત્તિના સમાચાર મળતા રહેતા હતા. એ મને બહુ ગમતા નહિ. અસ્પૃશ્યતાનિવારણની તથા દુઃખી દલિત કોમોના ઉદ્ધારની ચળવળને જબરો વેગ મળ્યો હતો એ વાત નિઃશંક હતી. તેનું કારણ કાંઈ આ કરારનામુ નહોતુ પણ દેશભરમાં અસ્પૃશ્યતા સામે જેહાદ ઊઠી હતી એ હતું. એ વસ્તુ આવકારપાત્ર હતી. પરંતુ તેથી સવિનય ભંગને હાનિ પહોંચી હતી એ પણ એટલું જ સ્પષ્ટ હતું. દેશનું ધ્યાન બીજા મુદ્દાઓ ઉપર ખેંચાયું અને મહાસભાના ઘણા કાર્યકર્તાઓ પણ હરિજન પ્રવૃત્તિમાં પડી ગયા. એમાંના ઘણાને તો વધુ સલામત પ્રવૃત્તિમાં, જેમાં જેલ જવાનું અથવા તેથીયે વિશેષ લાઠી ખાવાનું કે મિલકત ગુમાવવાનુ જોખમ ન હોય તેમાં, પડવાનું બહાનું જ

જોઈતું હતું. એ સ્વાભાવિક પણ ગણાય. આપણા હજારો કાર્યકર્તાઓ સખત કષ્ટો માટે અને પોતાના ઘરબારના વિનાશ માટે હંમેશ તત્પર રહે એવી આશા રાખવી વાજબી ન ગણાય. છતાં આપણી મહાન લડત આમ ધીમેધીમે ક્ષીણ થતી જતી હતી એ જોઈને દુઃખ તો થતું જ હતું. હજી સવિનય ભંગની પ્રવૃત્તિ તો ચાલુ જ હતી. અને પ્રસંગોપાત્ત, ૧૯૩૩ના માર્ચની કલકત્તાની મહાસભાની બેઠક જેવાં વિરાટ પ્રદર્શનો પણ થતાં હતાં. ગાંધીજી યેરવડા જેલમાં હતા, પણ જેલમાં રહીને હરિજન પ્રવૃત્તિને માટે લોકોને મળવાની તથા સૂચનાઓ આપવાની કેટલીક છૂટો તેમને આપવામાં આવી હતી. આ છૂટોને લીધે તેમના જેલમાં રહેવા વિષે લોકોના હૃદયમાં જે અરેરાટી હતી તે નીકળી ગઈ. આ બધી વસ્તુઓએ મને નાઉમેદ કરી નાખ્યો.

થોડાક મહિના પછી, ૧૯૩૩ના મેની શરૂઆતમાં ગાંધીજીએ એકવીસ દિવસના ઉપવાસ આદર્યા. આ સમાચાર મળતાં પણ પ્રથમ તો મને આઘાત જ લાગ્યો. પરંતુ એક અનિવાર્ય ઘટના તરીકે મેં તે સ્વીકારી લીધી અને તેને વિષે સમાધાન કેળવ્યું. એટલું જ નહિ, પણ તેમણે એકવાર જે વિષે સંકલ્પ કરી લીધો અને જાહેર પણ કરી દીધો, તે વસ્તુ છોડવાનો લોકો આગ્રહ કરતા હતા તેથી મને ચીડ ચડતી હતી. મારે માટે તો આ ઉપવાસનું રહસ્ય અગમ્ય જ હતું, અને નિર્ણય કરતાં પહેલાં મને જો પૂછવામાં આવ્યું હોત તો હું તેનો સખત વિરોધ કરત. પરંતુ ગાંધીજીના વચનની કિંમત મારે મન બહુ મોટી હતી, અને પોતે જેને સર્વોપરી મહત્ત્વની વસ્તુ ગણે એવી અંગત બાબતમાં તેમનો સંકલ્પભંગ કરાવવાનો પ્રયત્ન કરવો એ મને ખોટું લાગતું હતું. એટલે મને દુઃખ ઘણુંયે થયું, છતાં મેં મન વાળ્યું.

પોતાના ઉપવાસના થોડા જ દિવસ અગાઉ તેમણે મને એક વિલક્ષણ કાગળ લખ્યો હતો, તેની મારા ઉપર બહુ અસર થઈ હતી. તેમણે જવાબ માગ્યો હતો એટલે મેં નીચે પ્રમાણે તાર કર્યો :

"આપનો કાગળ મળ્યો. હું સમજતો નથી એવી બાબતો વિષે શું કહી શકું? કોઈ વિચિત્ર ભોમમાં ભૂલો પડ્યો હોઉં એવું લાગે છે. તેમાં આપ જ માત્ર એક પરિચિત સીમાચિહ્ન છો. અંધારામાં માર્ગ શોધવા ફાંફાં મારું છું, પરંતુ અટવાઉં છું. ગમે તે થાઓ મારો પ્રેમ અને મારા વિચારો સદા આપની સાથે જ રહેશે."

એક તરફથી મારું મન તેમના કાર્યને સખત રીતે નાપસંદ કરતું હતું, બીજી તરફથી તેમને દુઃખ ન લગાડવાની મને ઇચ્છા હતી. આ બે લાગણી સાથે મારે ભારે મંથન કરવું પડ્યું હતું. છતાં મને લાગ્યું કે મેં જે સંદેશો તેમને મોકલ્યો તે ઉત્સાહપ્રેરક નહોતો. જેમાંથી તેમનું મૃત્યુ પણ નીપજે એવી ભયંકર કસોટીમાંથી પસાર થવાનો તેમણે જ્યારે સંકલ્પ જ કર્યો છે, ત્યારે મારાથી બની શકે તેટલું પ્રોત્સાહન મારે તેમને આપવું જોઈએ. નાની નાની વસ્તુઓ પણ માનસશાસ્ત્રની દૃષ્ટિએ બહુ મહત્ત્વનાં પરિણામ લાવનારી હોય છે, અને ઉપવાસમાંથી ઊગરવાને માટે તેમને પોતાની રજેરજ શક્તિનો ખપ પડવાનો હતો. મને એમ પણ લાગ્યું કે જે કાંઈ થાય, ન કરે નારાયણ ને તેમનું મરણ નીપજે તો તે પણ, છાતી કઠણ કરીને સ્વીકારવા આપણે તૈયાર રહેવું જોઈએ. એટલે મેં તેમને બીજો તાર કર્યો:

"આપે આપની મહાન તપશ્ચર્યા હવે જ્યારે આદરી છે ત્યારે મારો પ્રેમ અને મારાં વંદન આપને પાઠવવાની હું રજા લઉં છું. આપને હું ખાતરી આપું છું કે હવે મને સ્પષ્ટ લાગે છે કે જે થાય છે તે સારું જ થાય છે અને ગમે તે થાઓ, વિજય આપનો જ છે."

ઉપવાસમાંથી તેઓ ઊઠ્યા. ઉપવાસને પહેલે જ દિવસે તેમને જેલમાંથી છોડી દેવામાં આવ્યા હતા. અને તેમની સલાહથી સવિનય ભંગ છ અઠવાડિયાં માટે મોકૂફ રાખવામાં આવ્યો હતો.

ઉપવાસ દરમ્યાન દેશમાં લાગણીનાં જે પૂર ફરી પાછાં રેલાતાં મેં જોયાં અને રાજ્યપ્રકરણમાં આવી પદ્ધતિ સાચી હોઈ શકે કે કેમ તે વિષે હું વધુ ને વધુ વિચાર કરવા લાગ્યો. મને આ ચોખ્ખો ધાર્મિક ઊભરો લાગ્યો અને તેમાં સુસ્પષ્ટ બુદ્ધિને માટે

જીંટાભાર અવકાશ ન દેખાયો. આખો દેશ અથવા દેશનો મોટો ભાગ મહાત્મા પ્રત્યે ભક્તિભાવપૂર્વક મીટ માંડીને બેઠો હતો કે તેઓ જ એક પછી એક ચમત્કાર કરીને અસ્પૃશ્યતાનો અંત આણશે અને સ્વરાજ પણ આણી આપશે અને બીજું બધું કરશે — આપણે તો તણખલું તોડીને તેનાં બે પણ કરવાનાં નથી! અને ગાંધીજીએ પણ બીજાઓને વિચાર કરવાનું ઉત્તેજન આપ્યું નહિ; તેમણે તો આત્મશુદ્ધિ અને બલિદાન ઉપર જ ભાર મૂક્યા કર્યો. જોકે તેમની સાથેનો મારો પ્રેમસંબંધ બહુ ઘનિષ્ઠ છે, છતાં મને લાગ્યું કે બુદ્ધિથી તેમની અને મારી વચ્ચે વધુ ને વધુ અંતર પડતું જાય છે. રાજદ્વારી કાર્યોમાં તેમને દોરતી તેમની આંતરવૃત્તિ ઘણીવાર નિર્ભ્રાંત નીવડતી. કયે વખતે કયું કામ કરવું એની સૂઝ તેમનામાં ભારે હતી. પરંતુ એ બધું છતાં, શ્રદ્ધાનો માર્ગ એ શું રાષ્ટ્રને કેળવવાનો સાચો માર્ગ હોઈ શકે? તેનાથી તત્કાળ લાભ પણ થાય, પરંતુ છેવટે?

વળી હિંસા અને ઘર્ષણ ઉપર મંડાયેલી વર્તમાન સમાજ-વ્યવસ્થાનો સ્વીકાર તેઓ શી રીતે કરી શકતા હતા, — તેઓ કરતા હોય એમ દેખાતું હતું, — એ મારે મન એક કોયડો હતો. મારા અંતરમાં તુમુલ યુદ્ધ ચાલી રહ્યું અને વ્યક્તિનિષ્ઠા અને તત્ત્વનિષ્ઠાની હરીફાઈમાં ખેંચાઈને હું ચિરાતો હતો. જેલમાં જે ફરજિયાત રક્ષણ મળી ગયું હતું તે જતું રહેતાં મારી સામે મુશ્કેલી આવીને ઊભી રહેશે એ હું જાણતો હતો. હું સાવ એકલો, અટૂલો અને ઘરબાર વિનાનો હોઉં એવું લાગવા માંડ્યું. જે હિંદુસ્તાનને મેં મારો પ્રેમ સમર્પણ કર્યો હતો, અને જેને માટે મેં આટલી જહેમત ઉઠાવી હતી તે ભૂમિ મને વિચિત્ર અને વ્યાકુળ કરનારી લાગવા માંડી. મારા દેશબાંધવોની વૃત્તિ તથા વિચાર કરવાની રીતમાં હું પ્રવેશ નહોતો કરી શકતો એ શું મારો વાંક? મારા નિકટતમ સાથીઓને વિષે પણ મને લાગવા માંડ્યું કે અમારી વચ્ચે એક અદૃશ્ય અંતરાય આવીને પડ્યો છે. તે ઓળંગવાની મારી અશક્તિને કારણે દુઃખી થઈને હું મારા કોશેટામાં પાછો ઘૂસી ગયો. જૂની દુનિયા, — ભૂતકાળની વિચાર-સરણીઓ, આશાઓ અને આકાંક્ષાઓવાળી જૂની દુનિયા તેમની

આસપાસ વીંટળાયેલી મને દેખાઈ. નવી દુનિયા તો હજી બહુ દૂર હતી.

એ લોકોની વચ્ચે, અથડાતાં શાંતિસ્થાન ના દીસે,
એક લોક તો મૃત છે, બીજો તો જન્મશે ત્યારે![1]

બીજી બધી વસ્તુઓ કરતાં ધર્મનું પ્રાધાન્ય હિંદુસ્તાનમાં વિશેષ મનાય છે. હિંદુઓ, મુસલમાનો, શીખો અને બીજાઓ પોતપોતાના ધર્મનું અભિમાન ધરાવે છે અને એકબીજાનાં માથાં ફોડીને પોતાનું સત્ય સ્થાપવા મથે છે. જેને ધર્મ, અથવા વધારે ચોક્કસ કહું તો તંત્રબદ્ધ ધર્મ કહેવામાં આવે છે — પછી તે હિંદુસ્તાનનો હો કે બીજે ક્યાંકનો — તેની દશા જોઈ મને ત્રાસ ઊપજે છે. મેં અનેક વાર એ વસ્તુને વખોડી કાઢી છે અને એ તદ્દન સાફ થઈ જાય એમ મેં ઇચ્છયું છે. હંમેશાં એ ધર્મે અંધશ્રદ્ધા અને પ્રગતિવિરોધ, પ્રમાણરહિત શાસ્ત્રવચનોનો સ્વીકાર અને ધર્માંધતા, વહેમ અને શોષણનીતિ તથા ન્યાયે અન્યાયે ભોગવાતા આવતા હકોનું સંરક્ષણ, એ વસ્તુઓનો જ પક્ષ તાણ્યો છે. તેની સાથે એ પણ હું બરાબર જાણું છું કે ધર્મમાં આ બધી વસ્તુઓ કરતાં કાંઈ બીજું જ રહેલું છે, જે માણસોની ઊંડી આંતરિક તૃષ્ણાને સંતોષ આપે છે. તેમ ન હોય તો અસંખ્ય પીડિત આત્માઓને સુખ અને શાંતિ આપનારી જબરદસ્ત શક્તિ તે શી રીતે હોય? આ શાંતિ તે શું અંધશ્રદ્ધા અને જિજ્ઞાસાનો અભાવ છુપાવનારું આવરણ હતી? ખુલ્લા સમુદ્રના તોફાનથી સુરક્ષિત એવી બંદરમાંની સલામતીની જે શાન્તિ રહે છે તે આ શાંતિ છે કે તેના કરતાં કાંઈક વિશેષ છે? કેટલાક જણ તો જરૂર જ આના કરતાં ઉચ્ચ પ્રકારની શાંતિ ભોગવે છે.

પરંતુ ધર્મસંસ્થાઓ, એમનો ભૂતકાળ ગમે તેવો હોય તો પણ આજે તો કશી સત્ય વસ્તુ વિનાનાં ખાલી ખોખાં જ, થઈ પડેલી છે. મિ. જી. કે. ચેસ્ટર્ટને આવા ધર્મને — પોતાના[2] ધર્મને નહિ હો! બીજા ધર્મને — કોઈ પ્રાણી કે અવયવીના

---

૧. પંડિતજીએ ટાંકેલી અંગ્રેજી કડીનો અનુવાદ. ૨. એ કૅથલિક સંપ્રદાયનો હતો. — ભા. ક.

પ્રાણરહિત અવશેષ સાથે સરખાવ્યો છે; આ અવશેષ ઉપર એ પ્રાણી કે અવયવીનો આકાર તો રહ્યો છે, કારણકે તેમાંથી સઘળાં સજીવ તત્ત્વો ગયાં છતાં તેને બદલે કોઈ ભળતો જ પદાર્થ ભરીને તેને ટકાવી રાખવામાં આવે છે; અને ક્યાંય ભૂલેચૂકે સત્ત્વ રહ્યું હોય તોપણ તેની આસપાસ ભળતી અને નુકસાનકારક વસ્તુઓ વીંટળાઈ વળેલી હોય છે.

જેમ પાશ્ચાત્ય તેમજ આપણા પૌરસ્ત્ય ધર્મોમાં આ પ્રમાણે બનેલું જણાય છે. ઇંગ્લંડનો રાજમાન્ય ધર્મસંપ્રદાય (ધી ચર્ચ ઑફ ઇંગ્લંડ), એ કદાચ આ પ્રાણહીન ધર્મનું એક સ્પષ્ટ ઉદાહરણ હોય. 'પ્રૉટેસ્ટન્ટ' સંપ્રદાયની બધી સંસ્થાઓને આ ટીકા અંશતઃ લાગુ પડે છે, પણ ઇંગ્લંડનું ચર્ચ તેમાં સૌથી મોખરે છે. કારણ ઘણાં વર્ષોથી તે રાજ્યનું એક રાજ્યપ્રકરણી ખાતું બની ગયેલ છે.*

---

* હિંદુસ્તાનમાં તો ઇંગ્લંડનું 'ચર્ચ' સરકારથી ભાગ્યે જ અલગ પાડી શકાય. હિંદી નાણાંમાંથી પાદરીઓ અને ધર્મોપદેશકોને સરકાર તરફથી પગાર મળે છે અને બીજા મોટા અમલદારો જેમ સરકારના પ્રતીકરૂપ છે તેવા જ આ લોકો પણ છે. હિંદુસ્તાનના રાજ્યપ્રકરણમાં એ એકંદરે રૂઢિપરાયણ અને પ્રગતિવિરોધી બળ છે. સામાન્ય રીતે કોઈ પણ સુધારા કે પ્રગતિની તે વિરુદ્ધ હોય છે. સામાન્ય મિશનરી (ધર્મપ્રચારક) હિંદુસ્તાનના ભૂતકાળના ઇતિહાસ તથા સંસ્કૃતિથી અજ્ઞાન હોય છે, અને એ વિષે કશું જાણવાની તે બિલકુલ તસ્દી લેતો જ નથી. અખ્રિસ્તીઓનાં પાપો અને ત્રુટીઓ દર્શાવવાનો રસ તેને વધારે હોય છે; અલબત્ત થોડાક સુંદર અપવાદો તેમાં છે જ. ચાર્લી ઍન્ડ્રૂઝ કરતાં વધારે નૈષ્ઠિક મિત્ર હિંદુસ્તાનને ન મળે. તેનો અગાધ પ્રેમ, તેની સેવાવૃત્તિ, તેની ઊભરાઈ જતી મૈત્રી આપણને મળ્યાં છે તે તો એક લહાવો જ છે. પૂનાના ખ્રિસ્ત સેવા સંઘમાં પણ કેટલાક સુંદર અંગ્રેજો છે. તેમનો ધર્મ તેમને વિશેષ જાણવાનું અને સેવા કરવાનું શીખવે છે, મુરબ્બીપણું કરવાનું નહિ. તેમણે પોતાની મહાન શક્તિઓનો વિનિયોગ હિંદી લોકની નિઃસ્વાર્થ સેવામાં કર્યો છે. બીજા પણ ઘણા અંગ્રેજ પાદરીઓ છે જેમનાં સ્મરણ હિંદે સંઘરી રાખ્યાં છે.

સને ૧૯૩૪ના ડિસેમ્બરની ૧૨મી તારીખે ઉમરાવસભામાં બોલતાં કેન્ટરબરીના આર્ચબિશપે સને ૧૯૧૯ના મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારાની

એ ચર્ચના ઘણા અનુયાયીઓ જરૂર બહુ ઉચ્ચ ચારિત્ર્ય ધરાવતારા છે. પરંતુ તેણે બ્રિટિશ સામ્રાજ્યની સેવા કેવી રીતે કરી છે, અને મૂડીવાદ તેમજ સામ્રાજ્યવાદને તેણે નૈતિક અને ખ્રિસ્તી સ્વાંગ કેવી રીતે અર્પ્યો છે, એ જોવા જેવું છે. એશિયા તથા આફ્રિકામાં બ્રિટિશ લોકોની લૂંટારી નીતિનો ઊંચામાં ઊંચા નૈતિક ધોરણોથી બચાવ કરવાનો તેણે પ્રયત્ન કર્યો છે. વળી પોતે હંમેશાં ખરા છે એવી અસાધારણ અને ઈર્ષા કરવા જેવી લાગણી તેણે અંગ્રેજોમાં પેદા કરી છે. આવી જાતના ખરાપણાની દંભી વૃત્તિ ઉત્પન્ન કરવામાં 'ચર્ચે' મદદ કરી છે કે પછી તે પોતે જ આ વૃત્તિની પેદાશ છે, એ હું જાણતો નથી. યુરોપના તથા અમેરિકાના બીજા ઓછા ભાગ્યશાળી દેશો અંગ્રેજો ઉપર ઘણી વાર દંભીપણાનો આરોપ મૂકે છે — '<u>દગાબાજ ઇગ્લંડ</u>' એ તો એક જૂનું મહેણું છે. પરંતુ આ આરોપ બ્રિટિશ લોકોની ફતેહ પ્રત્યે ઈર્ષાનું પરિણામ પણ કદાચ હોય. બીજી કોઈ સામ્રાજ્યસત્તાને ઇગ્લંડ તરફ પથરા નાંખવા પોસાય એમ નથી; કારણ તેમની પોતાની તવારીખ પણ એટલી જ મેલી છે. બ્રિટિશોએ વખતોવખત જે શક્તિસંચય બતાવ્યો છે તે, જે પ્રજા જાણી જોઈને દંભ કરતી હોય તેનામાં હોઈ જ ન શકે. જે જાતના ધર્મનો અંગ્રેજ પ્રજાએ સ્વીકાર

---

પ્રસ્તાવનાનો ઉલ્લેખ કર્યો હતો. તેમણે કહ્યું: "મને ઘણીવાર એમ લાગે છે કે આ મહાન જાહેરનામું કાંઈક ઉતાવળે કરી નાખવામાં આવ્યું છે. લડાઈ પછી કેટલાંક ઉતાવળિયાં અને ઉદાર પગલાં ભરી દેવામાં આવ્યાં, તેમાંનું આ એક મને લાગે છે. પણ જે ધ્યેય આપણે રાખ્યું કે તે હવે પાછું ન ખેંચી લેવાય." હિંદુસ્તાનના રાજ્યપ્રકરણ વિષે ઇંગ્લંડના ચર્ચનો વડો આટલો બધો જુનવાણી વિચાર ધરાવે એ નોંધવા જેવું છે. હિંદી લોકમત જે કૃત્યને તદ્દન અપર્યાપ્ત ગણે છે અને જેને કારણે અસહકાર અને બીજાં પરિણામો ઉદ્ભવ્યાં એ કૃત્ય આર્ચ બિશપને 'ઉતાવળિયું' અને ઉદાર' લાગે છે. અંગ્રેજ અમલદારવર્ગને તો આ વાત બહુ સંતોષજનક લાગતી હશે, અને પોતાની ઉદારતા વિષેની, અવિચારીપણાની હદ સુધી જતી આ પ્રતીતિને લીધે તેમનામાં આત્મસંતોષની પુણ્ય જ્યોત પ્રગટ્યા વિના નહિ રહેતી હોય.

કર્યો છે તેણે, જ્યાં પોતાના સ્વાર્થની વાત આવે ત્યાં નીતિની લાગણી બુઠ્ઠી કરી દેવામાં તેને દેખીતી રીતે મદદ કરી છે. બીજી પ્રજાઓ અને રાષ્ટ્રો અંગ્રેજો કરતાં ઘણી વધારે ખરાબ રીતે અનેકવાર વર્ત્યાં છે. પરંતુ જેથી તેમને લાભ થાય તે વસ્તુને પોતાનો સદ્‌ગુણ બતાવવાની બાબતમાં અંગ્રેજોના જેટલાં તેઓ કદી ફાવ્યાં નથી. બીજાના રજ દોષનો ગજ કરી બતાવવાનું અને આપણા ગજ જેવા દોષને રજ કરી બતાવી તેને દરગુજર કરવાનું આપણને સૌને બહુ સહેલું લાગે છે, પરંતુ આ કળામાં બ્રિટિશ લોકો કદાચ સૌને ટપી જાય *

પ્રોટેસ્ટન્ટ સંપ્રદાયે નવી પરિસ્થિતિને અનુકૂળ થઈ જવાનો અને આ લોક તેમજ પરલોક બન્ને જગ્યાએ વધારેમાં વધારે લાભ મેળવવાનો પ્રયત્ન કર્યો છે. આ લોક પરત્વે તો તે આબાદ ફાવ્યો. પરંતુ ધાર્મિક દૃષ્ટિએ, એક તત્રમદ્દ ધર્મ તરીકે એ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થયેલો ગણાય. તેમા ધર્મને ઠેકાણે લાગણીનો ડોળ અને ભજકલદારમ્ પેઠા છે. રોમન કૅથલિક સંપ્રદાયની આવી દશા નથી થઈ, કારણ તે પોતાના જૂના બાજઠ ઉપર ચોંટીને બેસી રહ્યો છે અને જ્યાસુધી જૂનુ બાજઠ મારૂત છે ત્યાંસુધી એ સંપ્રદાય આબાદ રહેશે. આજે ધર્મ શબ્દના મર્યાદિત અર્થમાં તો પશ્ચિમમાં એ જ એક ધર્મસંપ્રદાય જીવન્ત

* ઇગ્લંડનું 'ચર્ચ' હિંદુસ્તાનના રાજ્યપ્રકરણ ઉપર પરોક્ષ રીતે કેવી અસર પાડે છે તેનો એક તાજો દાખલો મારી જાણમા આવ્યો છે. સને ૧૯૩૪ના નવેમ્બરની છઠ્ઠી તારીખે કાનપુરમા મળેલી સંયુક્ત પ્રાન્તના દેશી ખ્રિસ્તીઓની પ્રાન્તિક પરિષદમાં સ્વાગત સમિતિના પ્રમુખ મિ. ઈ. ચી. ઉવિડ ચોટ્યા હતા. "ખ્રિસ્તીઓ તરીકે આપણા ધર્મથી આપણે રાજાને વફાદાર રહેવાને બંધાયેલા છીએ, કારણ તે આપણા ધર્મના રક્ષક છે." આનો અચૂક અર્થ એ જ થયો કે ખ્રિસ્તીઓએ હિંદુસ્તાનમાંના બ્રિટિશ સામ્રાજ્યને ટેકો આપવો. વળી હિંદુસ્તાનની સનંદી નોકરી, પોલીસ તથા નવા બંધારણને લગતા ઇંગ્લંડના કટ્ટર રૂઢિપરાયણ પક્ષના કેટલાક વિચારો પ્રત્યે પણ મિ. ઉવિડે પોતાની સહાનુભૂતિ દર્શાવી હતી, તેમને મતે તો નવા બંધારણથી હિંદુસ્તાનમાંના ખ્રિસ્તી પ્રચારમંડળો જોખમમા આવી પડવાનો ભય છે.

જણાય છે. એક રોમન કેથલિક મિત્રે જેમાં મને કેથલિક સંપ્રદાય ઉપરનાં કેટલાંક પુસ્તકો તથા ચોપની પ્રચારપત્રિકાઓ મોકલ્યાં હતાં. હું તે રસપૂર્વક વાંચી ગયો. તેનો અભ્યાસ કરતાં આ સંપ્રદાયનો કેટલા બધા લોકો ઉપર કાબૂ છે તેનો મને ખ્યાલ આવ્યો. ઇસ્લામ તથા લૌકિક હિંદુધર્મની માફક આ સંપ્રદાય પણ સંશય તથા ધર્મસંકટમાંથી ઉગારી લઈ એક સલામત ઓરવો (લંગર નાખવાની જગા) બતાવે છે તથા ઇહલોકમાંની ઊણપોનું સાટું વાળી નાખે એવા પરલોકની બાંહેધરી આપે છે.

આવી રીતે તોફાનોથી શાંત બંદરની સલામતી શોધવી એ મારે માટે અશક્ય છે. મને તો ઝંઝાવાત અને તોફાનોવાળો ખુલ્લો સમુદ્ર જ વધારે પસંદ છે. વળી મને પરલોકનો, મરણ પછી શું થશે તેનો, બહુ રસ નથી. આ લોકના જ પ્રશ્નો મારા ચિત્તને ભરી દેવા માટે મને પૂરતા લાગે છે. ચીના લોકોનું એક પરંપરાગત દર્શન છે. તે નીતિના પાયા ઉપર ચંડાયેલું હોવા છતાં ધર્મનિરપેક્ષ અથવા તો ધાર્મિક નાસ્તિકતાની છાયાવાળું છે. એ મને તો આકર્ષક લાગે છે, જોકે જીવનમાં તેને જે રીતે લાગુ પાડવામાં આવે છે તેની સાથે હું મળતો ન થાઉં. 'તાઓ' એટલે જે માર્ગે જવાનું તે અને જીવનની પદ્ધતિ, એમાં મને રસ છે; સંસારને કેમ સમજવો, તેનો ઇનકાર ન કરતાં તેનો સ્વીકાર કરવો, તેના સરસા રહેવું અને તેને સુધારવો, એ મને પસંદ છે. પરંતુ સામાન્ય રીતે ધાર્મિક દૃષ્ટિ આ દુનિયા સાથે લેવાદેવા જ નથી રાખતી. મને એ દૃષ્ટિ સ્પષ્ટ વિચારની વિરોધી લાગે છે. કારણ તેના પાયામાં કેવળ અમુક મુકરર કરેલા અને ફેરફાર ન થઈ શકે એવા સિદ્ધાંતો અને વાદોનો ચૂપચાપ સ્વીકાર કરવાપણું જ નથી, પરંતુ લાગણી, આવેશ અને મનોવિકાર પણ છે. જેને હું આધ્યાત્મિક અને આત્માને લગતી વસ્તુઓ સમજું છું તેનાથી એ બહુ જુદી જ વસ્તુ છે. એ જાણીજોઈને કે પછી અજાણતાં વાસ્તવિકતા આગળ આંખ મીંચી જાય છે, રખેને વાસ્તવિકતા પૂર્વનિર્ધારિત ખ્યાલો સાથે બંધબેસતી ન થાય. વળી એ દૃષ્ટિ સંકુચિત છે અને બીજા મતો તથા વિચારો પ્રત્યે અસહિષ્ણુ છે.

એ દૃષ્ટિ આત્મકેન્દ્રિત અને અહમ્‌પરાયણ છે અને સ્વાર્થી તથા સમયસાધુ લોકો તેનો લાભ ઉઠાવી શકે છે.

આ ઉપરથી હું એ વાતનો ઇનકાર કરતો નથી કે ધાર્મિક માણસો ઘણીવાર ઊંચામાં ઊંચા નૈતિક અને આધ્યાત્મિક કોટિના થઈ ગયા છે અને ઘણીવાર આજે પણ મળી આવે છે. પરંતુ હું એમ તો જરૂર કહેવા ઇચ્છું છું કે ધાર્મિક દૃષ્ટિબિન્દુ જીવનમાં મદદરૂપ નથી થતું. વળી જો નીતિ અને આધ્યાત્મની કસોટી પરલોકના ધોરણથી નહિ, પણ આ લોકના ધોરણથી કરીએ, તો તો એ પરીક્ષામાં એમ ઠરશે કે ધર્મ લોકોની નૈતિક અને આધ્યાત્મિક પ્રગતિને અટકાવે પણ છે. સાધારણ રીતે ઈશ્વર અથવા તો પરમાત્મતત્ત્વ માટેની સમાજનિરપેક્ષ ખોજ એને ધર્મ માનવામાં આવે છે. ધાર્મિક માણસને સમાજના હિત કરતાં પોતાના મોક્ષની વધારે પડી હોય છે. ગૂઢવાદી અહમ્‌થી વધુ ને વધુ દૂર ભાગવા પ્રયત્ન કરે છે, પણ તેમ કરવા જતાં એ તેમાં જ ભરાઈ પડે છે નૈતિક ધોરણોને સામાજિક જરૂરિયાતો સાથે કશો સંબંધ રહેતો નથી. અને પછી પાપની અતિશય ગૂઢ કલ્પનાઓ અને વાદો ઉપર નીતિનું મંડાણ થાય છે. ધર્મસંસ્થા હંમેશાં સ્થાપિત હિતસબંધોવાળી થઈ જાય છે અને તેથી અનિવાર્ય રીતે ફેરફાર અને પ્રગતિનો વિરોધ કરવું રોધકબળ એ બની જાય છે.

ખ્રિસ્તી ધર્મતંત્રે (ચર્ચે) તેના આરંભના દિવસોમાં ગુનામોને તેમનો સામાજિક દરજ્જો સુધારવામાં મદદ નહોતી કરી એ સુવિખ્યાત છે. ગુલામો યુરોપના મધ્યકાળમાં જમીનદારોના કિસાનો બન્યા તે આર્થિક કારણોને લીધે. છેક બસો વર્ષ પહેલાં સુધી (ઈ. સ. ૧૭૨૭માં) 'ચર્ચ'નું વલણ કેવું હતું તે અમેરિકાની દક્ષિણની વસાહતોના ગુલામોના માલેકોને લંડનના બિશપે લખેલા કાગળ* ઉપરથી બરાબર દેખાઈ આવે છે.

* આ કાગળ રાઈન-હોલ્ડ નાઈબર "નીતિમાન માણસ અને અનીતિમાન સમાજ" (મોરલ મેન એન્ડ ઈમ્મોરલ સોસાઈટી) એ નામના પુસ્તકમાં પા ૭૮મે ઉતારેલો છે. આ પુસ્તક અતિશય રોચક અને પ્રોત્સાહક છે.

બિશપે લખ્યું છેઃ

"ખ્રિસ્તીધર્મથી તથા તેના સ્વીકારથી કાયદેસર માલકી અથવા કાયદેસર સંબંધોથી ઊભી થતી ફરજોની બાબતમાં જરા પણ ફેર પડતો નથી. આ બધી બાબતોમાં જે સ્થિતિમાં માણસો પહેલા હોય તે જ સ્થિતિમાં ખ્રિસ્તીધર્મમાં દાખલ થયા પછી પણ રહે છે. ખ્રિસ્તીધર્મ જે સ્વાતંત્ર્ય આપે છે તે પાપનાં અને શયતાનનાં અને લોકોના વિષયો અને વિકારો અને નિરંકુશ વાસનાઓનાં બંધનમાંથી મુક્તિનું છે. પરંતુ તેમની બાહ્ય સ્થિતિની બાબતમાં પહેલાં તેમની જે સ્થિતિ હોય, — બદ્ધ કે મુક્ત, — એ સ્થિતિમાં ખ્રિસ્તીધર્મની દીક્ષા લેવાથી અને ખ્રિસ્તી થવાથી કશો ફેર પડતો નથી."

આજે કોઈ પણ ધર્મતંત્ર આટલું નિખાલસપણે આમ કહેશે નહિ, છતાં મિલકત અને વર્તમાન સમાજવ્યવસ્થાની બાબતમાં તત્ત્વતઃ તેનું વલણ તો એનું એ જ છે.

ભાષા એ વિચારવ્યવહારનું બહુ અપૂર્ણ સાધન છે એ વસ્તુ સુવિખ્યાત છે. શબ્દોના અનેક અર્થો થાય છે. ધર્મ શબ્દ (અથવા તેના અર્થના બીજી ભાષાઓના બીજા શબ્દો) નો જુદા જુદા લોકો જુદી જુદી રીતે અર્થ કરે છે. કોઈ પણ ભાષામાં આટલા અર્થો બીજા શબ્દના નહિ થતા હોય. આ શબ્દ સાંભળતાં અથવા વાંચતાં કોઈ પણ બે માણસના ચિત્તમાં એક જ કલ્પનાઓ અને ભાવનાઓનો ઉદય નહિ થાય. આ કલ્પનાઓ અને ભાવનાઓમાં કેટલીક વિધિ અને કર્મકાંડને લગતી હશે; કેટલીક શાસ્ત્રોને લગતી હશે, કેટલીક કોમને લગતી, કેટલીક ગૃહીતવાદોને લગતી, તો કેટલીક નીતિ, ભક્તિ, પ્રેમ, ભય, દ્વેષ, દયા, બલિદાન, તપસ્યા, ઉપવાસ, પ્રાર્થના, પ્રાચીન ઇતિહાસ, લગ્ન, મરણ, પરલોક, હુલ્લડ અને માથાં ભાંગવાં, વગેરે વગેરેને લગતી હશે. આટલી વિવિધ કલ્પનાઓ તથા અર્થોને લીધે જે ગોટાળો ઉત્પન્ન થાય તે ઉપરાંત લગભગ હમેશ એક પ્રબળ આવેશ તેમાંથી પ્રગટે છે, તેને લીધે શાંતિથી વિચાર કરવાનું અશક્ય થઈ જાય છે. ધર્મ શબ્દનો કદી કોઈ ચોક્કસ

અર્થ હતો તો તે આજે ખોવાઈ ગયો છે, અને તે ગોટાળો જ ઊભો કરે છે તથા અનંત ચર્ચાઓ અને દલીલોને જન્મ આપે છે. બને છે એવું કે બંને પક્ષના દિલમાં એક બીજાથી તદ્દન જુદા જ અર્થો રહેલા હોય છે. એ શબ્દ જો વપરાતો બંધ થઈ જાય તો બહુ સારું થાય. તેના બદલામાં વધારે મર્યાદિત અને ચોક્કસ અર્થવાળા બીજા શબ્દોમાંથી કોઈ પસંદ કરવામાં આવે તો સારું. દાખલા તરીકે, જીવેશ્વરશાસ્ત્ર, ફિલસૂફી, નીતિ, અધ્યાત્મ, કર્મકાંડ વગેરે. આ શબ્દો પણ પૂરતા અસ્પષ્ટ તો છે જ પરંતુ 'ધર્મ' શબ્દ કરતાં તેમનો અર્થ વિશેષ મર્યાદિત છે. મોટો લાભ એ થશે કે 'ધર્મ' શબ્દની આસપાસ જે આવેશો અને મનોવિકારો વીંટળાઈ વળ્યા છે તે એટલે દરજ્જે આ શબ્દોને વળગેલા નથી.

આમ 'ધર્મ' શબ્દપ્રયોગના ચોખ્ખા ગેરલાભો છતાં એ જ શબ્દ વાપરીને હું પૂછું છું કે 'ધર્મ' એ શું છે? કદાચ વ્યક્તિનો આંતરિક વિકાસ, અમુક સારી ગણાતી દિશામાં તેની જાગૃતિની વૃદ્ધિ, એ હોય. એ દિશા કઈ તે વળી પાછો ચર્ચાનો વિષય રહેશે. પણ હું સમજું છું તે પ્રમાણે ધર્મ આંતરિક પરિવર્તન ઉપર ભાર મૂકે છે અને બહારના પરિવર્તનને આંતરિક વિકાસના એક બાહ્ય આવિર્ભાવ તરીકે ગણે છે. આ આંતરિક વિકાસ બાહ્ય પરિવેષ્ટનો ઉપર જબરી અસર પાડે છે એ વિષે તો શંકા જ નથી, પણ તેની સાથે એટલું પણ સ્પષ્ટ છે કે બાહ્ય પરિવેષ્ટનો આંતરિક વિકાસ ઉપર પણ જબરી અસર પાડે છે. બંનેની અસર પરસ્પર પડે છે. એ તો સર્વસાધારણ કહેતી થઈ પડી છે કે આધુનિક યંત્રોદ્યોગી પશ્ચિમમાં બાહ્ય વિકાસ આંતરિક વિકાસ કરતાં ઘણો આગળ વધી ગયો છે, પરંતુ પૂર્વમાં ઘણા માણસો કલ્પી લેતા દેખાય છે, તે વસ્તુ તો તેમાંથી નથી જ ફલિત થતી કે આપણે યંત્રોદ્યોગમાં પછાત છીએ અને આપણો બાહ્ય વિકાસ ધીમો છે, તેથી આપણો આંતરિક વિકાસ વધુ થયેલો છે. એ એક ભ્રમ છે કે જેનો આશ્રય લઈ આપણે નિશ્ચિંત થવા અને લઘુતાની આપણી લાગણી દાબી દેવા પ્રયત્ન કરીએ છીએ. એમ બની શકે કે વ્યક્તિઓ સંજોગો અને

પરિવેષ્ટનોથી પર થઈ શકે અને ભારે આંતરિક ઉચ્ચતાને પામે. પરંતુ મોટા સમૂહો અને પ્રજાઓ માટે તો તેમનો આંતરિક વિકાસ થઈ શકે તે પહેલાં અમુક બાહ્ય વિકાસ થવો અનિવાર્ય છે. જે માણસ આર્થિક સંજોગોનો ભોગ થઈ પડ્યો હોય અને જીવનકલહથી ચોમેર ઘેરાયેલો અને બંધાયેલો હોય તે કાંઈ પણ ઊંચા પ્રકારની આંતરિક જાગૃતિ ભાગ્યે જ પામી શકે. પદદલિત અને શોષિત વર્ગનો આંતરિક અભ્યુદય ન જ થઈ શકે. જે પ્રજા બીજી પ્રજાના આર્થિક અને રાજદ્વારી આધિપત્ય નીચે હોય અને જે ચોમેરથી બંધાયેલી, ઘેરાયેલી અને શોષાતી હોય તેનો આંતરિક વિકાસ ન જ થઈ શકે. આમ આંતરિક વિકાસ માટે પણ બાહ્ય સ્વાતંત્ર્ય અને અનુકૂળ પરિવેષ્ટન આવશ્યક થઈ પડે છે. આ બાહ્ય સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાના તથા આંતરિક વિકાસના બધા અંતરાયો નાબૂદ થઈ શકે એટલા ખાતર પરિવેષ્ટનમાં ફેરફાર કરવાના પ્રયત્નોમાં એ ઇષ્ટ છે કે સાધન એવું હોવું જોઈએ, જેથી નજર સામે રાખેલું સાધ્ય માર્યું ન જાય. ગાંધીજી જ્યારે કહે છે કે સાધ્ય કરતાં સાધન વધારે મહત્ત્વનું છે ત્યારે હું એમ જ સમજું છું કે આવું જ કાંઈક તેમના મનમાં હશે. સાધન એવાં હોવાં જોઈએ જે આપણને સાધ્ય તરફ દોરી જાય, નહિ તો બધા પ્રયત્ન મિથ્યા થાય, અને તેમાંથી વધુ ભારે અધઃપાત — બાહ્ય તેમજ આંતરિક — પરિણમે એવું બને.

ગાંધીજીએ ક્યાંક લખ્યું છે કે "ધર્મ વિના કોઈ માણસ જીવી શકે નહિ. કેટલાક એવા હોય છે જેઓ પોતાની બુદ્ધિના ગુમાનમાં એમ કહે છે કે ધર્મ સાથે અમારે કશી લેવાદેવા નથી. પરંતુ એ તો એમ કહેવા સમાન છે કે 'હું શ્વાસ લઉં છું પણ મારે નાક નથી.'" વળી તેઓ કહે છેઃ "સત્યની મારી ઉપાસનાએ મને રાજદ્વારી ક્ષેત્રમાં ખેંચ્યો છે. હું લેશ પણ સંકોચ વિના, છતાં અતિશય નમ્રતાપૂર્વક કહું છું કે જેઓ એમ કહે છે કે ધર્મને રાજ્યપ્રકરણ સાથે કશી લેવાદેવા નથી, તેઓ ધર્મ શું છે એ સમજતા જ નથી." તેમણે જો એમ કહ્યું હોત તો એ કદાચ વધારે સાચું થાત કે જેઓ જીવન અને રાજ્યપ્રકરણથી ધર્મને અલગ રાખવા ઇચ્છે છે તેમાંના ઘણા ધર્મ શબ્દનો અર્થ તેઓ

(ગાંધીજી) કર છે તે કરતાં ઘણો જુદો કરે છે. એ સ્પષ્ટ છે કે ગાંધીજી ધર્મ શબ્દને ધર્મના ભાષ્યકારો કરતાં જુદા જ અર્થમાં, વિશેષે કરીને નૈતિક અર્થમાં, વાપરે છે ભિન્ન ભિન્ન અર્થોવાળા એક જ શબ્દનો આ રીતનો પ્રયોગ પરસ્પર સમજૂતીનું કામ વધારે કઠણ બનાવી મૂકે છે

ધર્મની બહુ આધુનિક વ્યાખ્યા પ્રોફેસર જોન ડ્યુઈની છે ધર્મપ્રકરણી માણસો તેની સાથે સમત નહિ થાય તેને મતે ધર્મ એ છે "જે જીવનની તૂટક તૂટક અને રોજ બદલાતી જતી ઘટનાઓને માત્ર સ્વરૂપમાં જોવાની દૃષ્ટિ આપે છે," અથવા "અંગત નુકસાનની ધમકીઓ છતાં અને વિઘ્નોની સામે થઈને કોઈ આદર્શ સાધ્યને માટે કરવામાં આવતી પ્રવૃત્તિ, જેની પાછળ એવી પ્રતીતિ હોય કે એ પ્રવૃત્તિ સાર્વજનિક અને શાશ્વત ઉપયોગિતાવાળી છે, તે પ્રવૃત્તિમાં ધર્મનાં લક્ષણ છે" જો આ ધર્મ હોય તો તો તેની સામે કોઈને જરા પણ વધો ન હોઈ શકે

રોમે રોલાંએ પણ ધર્મનો જે વિશાળ અર્થ કર્યો છે તેથી ધર્મતંત્રોવાળા રૂઢિપરાયણો તો કદાચ ભયાકુળ જ થઈ જાય 'રામકૃષ્ણના જીવનચરિત'માં તેઓ કહે છે

ઘણા જીવો એવા હોય છે અથવા એમ માને છે કે પોતે કોઈ પણ પ્રકારની ધાર્મિક માન્યતાઓથી મુક્ત છે, પરંતુ વાસ્તવમાં તેઓ બુદ્ધિથી પર એવી કોઈ ને કોઈ માન્યતા, જેને તેઓ સમાજવાદ, સામ્યવાદ, માનવહિતવાદ, રાષ્ટ્રવાદ અથવા બુદ્ધિવાદ પણ કહે છે તેમાં ખૂંચેલા રહે છે વિચારની વસ્તુ ઉપરથી નહિ પણ વિચારના પ્રકાર ઉપરથી તેના મૂળનો નિર્ણય કરી શકાય છે વિચારના પ્રકાર ઉપરથી જ તેનો ઉદ્ભવ ધર્મમાંથી છે કે કેમ તે આપણે નક્કી કરી શકીએ છીએ કોઈ પણ ભોગે ગમે તેવું બલિદાન આપવાની તૈયારી સાથે એકનિષ્ઠ પારમાર્થિકતાથી, વિચાર જો સત્યની શોધ તરફ નિર્ભયતાથી વળે તો હું કહું કે એ વિચાર ધાર્મિક છે, કારણકે વર્તમાન સમાજના જીવન કરતાં, અને આખી માનવતાના જીવન કરતાં પણ માનવ પુરુષાર્થનું સાધ્ય વિશેષ ઉચ્ચ હોવા વિષે તેને પહેલેથી શ્રદ્ધા છે

ખુદ નાસ્તિકતા પણ જો રૂવે રૂવે સાચી એવી પ્રબળ પ્રકૃતિઓ-માંથી નીકળતી હોય, તે જો નબળાઈનો નહિ પણ બળનો આવિર્ભાવ હોય તો તે પણ ધર્માત્માના ભવ્ય સૈન્યની કૂચમાં જોડાય છે."

રોમે રોલા જે શરતો મૂકે છે તે હું પૂરી પાડું છું એમ કહેવાની ધૃષ્ટતા હું નથી જ કરતો, પણ આ શરતોએ એ ભવ્ય સૈન્યનો એક અદના સૈનિક થવાને હું તૈયાર છું.

४८

# બ્રિટિશ સરકારની 'દ્વિમુખી રાજનીતિ'

યેરવડા જેલમાંથી અને પાછળથી બહારથી ગાંધીજીની દોરવણી નીચે હરિજન પ્રવૃત્તિ ચાલી રહી હતી. મંદિરપ્રવેશનો પ્રતિબંધ દૂર કરવાને માટે જબરી ચળવળ ઊપડી હતી. વડી ધારાસભામાં તે માટે કાયદાનો ખરડો રજૂ કરવામાં આવ્યો હતો. આ બાબતમાં એક વિલક્ષણ દૃશ્ય જોવામાં આવ્યું. ધારાસભાના સભ્યોને મળવા માટે અને મંદિરપ્રવેશના કાયદાની તરફેણમાં તેમના મતો મેળવવા માટે મહાસભાના એક પ્રમુખ આગેવાન દિલ્હીમાં ઘેર ઘેર ફરતા હતા. ગાંધીજીએ પોતે વડી ધારાસભાના સભ્યોને તેમની મારફત અપીલ કરી હતી. એક તરફથી સવિનય ભંગ તો ચાલુ જ હતો, લોકો જેલમાં જતા હતા, ધારાસભાઓનો મહાસભાએ બહિષ્કાર કરેલો હતો, અને આપણા બધા સભ્યો તેમાંથી નીકળી ગયા હતા. બાકી રહેલાઓએ અને ખાલી પડેલી જગ્યાઓએ નવા આવેલાઓએ આ કટોકટીના મામલામાં મહાસભાનો વિરોધ કરીને તથા સરકારને ટેકો આપીને એક પ્રકારની નામના મેળવી હતી. વાઈસરૉયના ઑર્ડિનન્સોની અસાધારણ કલમોને કંઈક કાયમી સ્વરૂપ આપનારા જુલમી કાયદાઓ પસાર કરવામાં તેમનામાંના ઘણાએ સરકારને મદદ કરી હતી; ઓટાવાનું કરારનામું તેઓ ગળી ગયા હતા; દિલ્હી, સિમલા અને લંડનમાં મોટા માણસોને તેઓ મિજબાનીઓ આપતા હતા, અને તેમને ત્યાં મિજબાનીઓમાં જતા હતા; હિંદુસ્તાનમાં બ્રિટિશ અમલની બોલબાલા કરવામાં તેઓ જોડાયા હતા અને હિંદુસ્તાનમાં જેને 'દ્વિમુખી રાજનીતિ' કહેવામાં આવતી હતી તેની ફતેહ માટે તેઓએ પ્રાર્થના કરી હતી.

આવા સંજોગોમાં ગાંધીજીની અપીલથી અને તેથીયે વધારે તો ગજગોપાલાચાર્ય જેઓ થોડાં જ અઠવાડિયાં પહેલાં મહાસભાના

કામચલાઉ પ્રમુખ હતા તેમના તનતોડ પ્રયત્નોથી મને ભારે આશ્ચર્ય થયું. અલબત્ત, આ પ્રયત્નોની સવિનય ભંગ ઉપર માઠી જ અસર થતી હતી. પરંતુ મને તો નૈતિક દૃષ્ટિએ દુઃખ થતું હતું. ગાંધીજી અથવા તો મહાસભાના બીજા કોઈ પણ નેતા આવી પ્રવૃત્તિઓને ટેકો આપે એ મને અનીતિમય અને જે હજારો લોકો જેલમાં પડેલા હતા અથવા લડત ચલાવી રહ્યા હતા તેમના લગભગ વિશ્વાસઘાત જેવું લાગતું હતું. પરંતુ હું જાણતો હતો કે ગાંધીજીની વિચારપદ્ધતિ ન્યારી જ છે.

આ મંદિરપ્રવેશ બિલ પ્રત્યેનું સરકારનું વલણ, તે વખતનું અને પાછળનું, બહુ આંખ ઉઘાડનારું હતું. બિલ રજૂ કરનારાઓના માર્ગમાં બની તેટલી મુશ્કેલીઓ તેણે નાખી, બિલને લંબાવ્યે જ ગઈ તથા તેના વિરોધને ઉત્તેજન આપ્યાં કર્યું અને છેવટે તેની સામે પોતાનો વિરોધ જાહેર કર્યો અને બિલને ઉડાડી મૂક્યું. હરકોઈ સામાજિક સુધારા પ્રત્યે હિંદુસ્તાનમાં સરકારનું વત્તાઓછા પ્રમાણમાં આવું જ વલણ હોય છે, ધર્મની બાબતમાં તટસ્થ રહેવાને બહાને તેણે સામાજિક પ્રગતિને રોકી છે. પરંતુ તેથી આપણા સામાજિક અનિષ્ટોની ટીકા કરવાનું તથા બીજાઓને તેમ કરવાનું ઉત્તેજન આપવાનું તેણે છોડ્યું નથી. દિ. બ. હરબિલાસ સારડાનું બાળલગ્ન નિષેધક બિલ પસાર થઈ ગયું, તે એક અકસ્માત હતો. આ કમનસીબ કાયદાના પછીના ઇતિહાસથી સ્પષ્ટ થયું કે આવા કોઈ કાયદાનો અમલ કરવામાં સરકાર કેટલી બધી પ્રતિકૂળ છે. જે સરકાર એક રાતમાં આટઆટલાં ઑર્ડિનન્સો કાઢી શકે, નવા ગુનાઓ નિર્માણ કરી શકે અને એકની અવેજીમાં બીજાને સજા કરવાની પણ વ્યવસ્થા કરી શકે, અને પોતાના આવા કાયદાઓના ભંગ માટે હજારો માણસોને જેલમાં ગોંધી શકે તે સરકાર સારડાના કાયદા જેવા પોતાના જ રીતસર પસાર થયેલા કાયદાનો અમલ કરતાં પરિણામથી બી ગઈ. આ કાયદાની પ્રથમ અસર તો એ થઈ કે જે અનિષ્ટ નાબૂદ કરવાનો તેનો હેતુ હતો તે બેહદ વધી પડ્યું. કારણ એ કાયદામાં મૂર્ખાઈ તો એ કરી હતી કે તે પસાર થયા પછી અમલમાં આવતાં વચમાં ૭ મહિનાનો ગાળો રાખવામાં આવેલો હતો. એટલે લોકો એ ગાળાનો લાભ

લેવા ઊલટયા. પાછળથી તો એ પણ માલૂમ પડયું કે આ કાયદો તો વત્તાઓછા પ્રમાણમાં મશ્કરી જેવો હતો. તેનો અમલ કરવા સરકાર કશાં પગલાં લેતી નહોતી અને તેમાંથી છટકી જવું સહેલું હતું. સરકાર તરફથી તેના પ્રચાર માટે કશો જ પ્રયત્ન કરવામાં ન આવ્યો. ગામડાંમાં ઘણા લોકો તો એ કાયદો કેવો છે એ પણ જાણુતા નહોતા. ગામડાંના હિંદુ તેમજ મુસલમાન ઉપદેશકો, જેઓ પોતે જ ખરી હકીકત બહુ થોડી જાણુતા હતા તેમની પાસેથી વિકૃત વૃત્તાન્ત લોકોને સાંભળવા મળતા.

હિંદુસ્તાનમાં સામાજિક અનિષ્ટો પ્રત્યે બ્રિટિશ સરકાર સહિષ્ણુતાની અસાધારણ વૃત્તિ બતાવે છે તેનું કારણ એ નથી કે તે અનિષ્ટો સરકારને ગમે છે. બીજી તરફથી એ પણ સાચું છે કે આ અનિષ્ટો નાબૂદ કરવાની એને કશી પડી નથી. કારણ હિંદુસ્તાનમાં રાજ્ય કરવાના તથા હિંદુસ્તાનની સાધનસંપત્તિ લૂંટવાના તેના કામમાં એ આડે આવતાં નથી. વળી સામાજિક સુધારા કરવા જતાં અનેક લોકોને નાખુશ કરવાનો ભય પણ હંમેશ રહે છે, અને રાજદ્વારી ક્ષેત્રમાં પૂરતા ક્રોધ અને નારાજીનો સામનો તેને કરવાનો હોય જ છે એટલે પોતાની મુશ્કેલીઓમાં કશો વધારો કરવા સરકાર ઇચ્છતી નથી હોતી. પરંતુ હમણાં હમણાં સમાજસુધારકને માટે વસ્તુસ્થિતિ વધારે બગડી છે, કારણ બ્રિટિશ લોકો વધુ ને વધુ પ્રમાણમાં આ અનિષ્ટોના મૂક સમર્થકો બનતા જાય છે. આનું કારણ એ છે કે હિંદુસ્તાનમાંના વધારેમાં વધારે પ્રગતિવિરોધી પક્ષો સાથે તેના સંબંધો ગાઢા થતા જાય છે. જેમ જેમ તેમના રાજ્ય પ્રત્યે વિરોધ વધતો જાય છે તેમ તેમ તેમને બહુ વિચિત્ર મળતિયાઓ શોધવા પડે છે. આજે હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યના મજબૂતમાં મજબૂત હિમાયતીઓ તે જહાલ કોમવાદીઓ, રૂઢિધર્મીઓ અને અજ્ઞાનના પૂજકો, એ છે. મુસલમાનોની કોમી સંસ્થાએ દરેક બાબતમાં — રાજકીય, આર્થિક તેમજ સામાજિક — પ્રગતિવિરોધી તરીકે નામચીન છે. હિંદુ મહાસભા તેની હરીફાઈ કરી રહી છે. પરંતુ પછાત રહેવાની આ શરતમાં સનાતનીઓને તો કોઈ જ પહોંચી શકે એમ નથી. તેમણે

પોતાના ધર્મવિષયક ઘોર અજ્ઞાનની સાથે બ્રિટિશ રાજ્ય પ્રત્યેની ઉત્સાહભરી, અથવા કાંઈ નહિ તો જોરશોરથી પ્રગટ કરવામાં આવતી વફાદારી મેળવી છે.

પરંતુ બ્રિટિશ સરકારે બેસી રહીને સારડા ઍક્ટને લોકપ્રિય કરવા તથા તેનો અમલ કરવા કાંઈ પગલાં ન લીધાં, તોપણ મહાસભાએ અને બીજી બિન-સરકારી સંસ્થાઓએ તેની તરફેણમાં પ્રચાર કેમ ન ચલાવ્યો ? બ્રિટિશ તેમજ બીજા પરદેશી ટીકાકારો આ સવાલ વારંવાર પૂછે છે. મહાસભા ગયા પંદર વર્ષથી, અને ૧૯૩૦ પછી તો ખાસ, બ્રિટિશ રાજ્યકર્તાઓ સાથે રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય માટેના તીખા અને જીવસટોસટના ઝઘડામાં રોકાઈ પડેલી છે. બીજી સંસ્થાઓમાં સારું બળ નથી તથા લોકો સાથે સંબંધ નથી. આદર્શો તથા ચારિત્ર્યબળવાળાં અને લોકોમાં લાગવગ ધરાવનારાં એવાં સ્ત્રીપુરુષો મહાસભામાં આવી ગયાં છે અને પોતાનો ઘણોખરો સમય સરકારની જેલોમાં ગાળે છે.

બીજી સંસ્થાઓ તો લોકસંપર્કથી ડરતા એવા થોડા માણસોની સભાઓમાં ઠરાવ પસાર કરવા ઉપરાંત ભાગ્યે જ કશું કરી શકે એમ હતું. શેઠિયાશાહી રીતે તેમનું કામ ચાલે અથવા અખિલ ભારતીય સ્ત્રીમંડળની માફક શેઠાણીઓની રીતે ચાલે. જબરદસ્ત પ્રચારનો જુસ્સો તેમનામાં ક્યાંથી હોય ? વળી સરકારી ઑર્ડિનન્સો તથા પાછળથી પસાર થયેલા કાયદાઓ મારફત તમામ સાર્વજનિક પ્રવૃત્તિઓનું જે ભયંકર દમન ચાલી રહ્યું તેની કુંઠનકારી અસર તેમના ઉપર પણ પડી. લશ્કરી કાયદો વિપ્લવકારી પ્રવૃત્તિને છૂંદી નાખે છે, પણ તેની સાથે સંસ્કૃતિને અને ઘણીખરી સંસ્કારી પ્રવૃત્તિઓને પણ કુંઠિત કરી નાખે છે.

પરંતુ મહાસભા તથા બીજી બિનસરકારી સંસ્થાઓ સમાજસુધારાની બાબતમાં ઝાઝું કરી શકતી નથી તેનાં સાચાં કારણો વધારે ઊંડાં છે. આપણે રાષ્ટ્રવાદના રોગથી પીડાઈએ છીએ. આપણું બધું ધ્યાન એમાં જ રોકાઈ રહે છે અને જ્યાંસુધી આપણે રાજદ્વારી સ્વાતંત્ર્ય મેળવીએ ત્યાંસુધી તેમજ ચાલવાનું. બર્નાર્ડ શૉએ કહ્યું છે કે: "પરાજિત પ્રજા કૅન્સરના રોગવાળા

માણસ જેવી છે. તેને બીજા કશાનો વિચાર જ ન આવી શકે. રાષ્ટ્રવાદી ચળવળ એ બીજું કશું નહિ પણ પ્રજાની સ્વાભાવિક પ્રવૃત્તિને દબાવી દીધાનું માત્ર વેદનામય લક્ષણ છે. કોઈ પણ પ્રજાને માટે આના જેવું શાપરૂપ બીજું કશું નથી. પરાજિત પ્રજાઓ દુનિયાની દૃષ્ટિમાં પોતાનું સ્થાન ગુમાવે છે, કારણ પોતાનું રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરીને રાષ્ટ્રવાદી ચળવળોમાંથી છૂટી જવાનો પ્રયત્ન કર્યા સિવાય બીજું કશું તેમનાથી થઈ શકતું નથી."

લોકનિયુક્ત પ્રધાનોને કેટલાંક ખાતાં ઉપલક રીતે સોંપાયેલાં છે, છતાં વર્તમાન પરિસ્થિતિમાં આપણે બહુ થોડી સામાજિક પ્રગતિ કરી શકીએ છીએ એમ ભૂતકાળના અનુભવ ઉપરથી જણાયું છે. સરકારની જબરદસ્ત જડતા રૂઢિપરાયણ વર્ગોને હંમેશાં મદદગાર થઈ છે. પેઢીઓ થયાં બ્રિટિશ સરકારે નવાં કામનો આરંભ કરવાની પ્રજાની શક્તિ હણી નાખી છે, અને આપઅખત્યારીથી અથવા તો પોતે કહે છે તેમ માબાપ બનીને રાજ્ય ચલાવ્યું છે. બિનસરકારી માણસો વ્યવસ્થિત પ્રયત્ન કરી કાંઈ પણ મોટું કામ ઉપાડે તે એને પસંદ નથી. તેમાં એને ભળતા જ હેતુઓની ગંધ આવે છે. હરિજન પ્રવૃત્તિના વ્યવસ્થાપકોએ આટઆટલી સાવચેતી રાખ્યા છતાં તે પ્રવૃત્તિ અમલદારો સાથે ઘણીવાર અથડામણમાં આવી પડી છે. મારી તો ખાતરી છે કે મહાસભા જો વધારે સાબુ વાપરવાનો રાષ્ટ્રવ્યાપી પ્રચાર શરૂ કરે તો તેમાં પણ અનેક સ્થળે તે સરકાર સાથે અથડામણમાં આવી પડે.

જો સરકાર સમાજસુધારાની વાત હાથ પર લે તો તે બાબતમાં લોકોના વિચાર ફેરવી નાખવા એ બહુ અઘરું નથી એમ મને લાગે છે; પરંતુ પરદેશી સરકાર પર હંમેશાં શંકા રાખવામાં આવે છે, અને તે ઝાઝું વિચારપરિવર્તન કરાવી શકતી નથી. જો પરદેશી તત્ત્વ ખસેડી નાખવામાં આવે અને આર્થિક ફેરફારોને પ્રાધાન્ય આપવામાં આવે તો કોઈ પણ કાર્યોત્સાહી તંત્ર દૂરગામી સમાજસુધારા જલદી દાખલ કરાવી શકે.

પરંતુ જેલમાં અમારાં ચિત્ત સમાજસુધારા અને સારડા એક્ટ અને હરિજન પ્રવૃત્તિમાં ચોંટતાં નહિ; સિવાય કે મારા મનમાં હરિજન પ્રવૃત્તિ વિષે થોડીક ચીડ હતી, કારણ એ સવિનય ભંગના માર્ગમાં આવતી હતી. ૧૯૩૩ના મેની શરૂઆતમાં સવિનય ભંગ છ અઠવાડિયાં માટે મુલતવી રાખવામાં આવ્યો હતો, અને તેમાંથી બીજા શા ફણગા ફૂટશે તેની અમે આતુરતાથી રાહ જોઈ રહ્યા હતા. એ મોકૂફીથી ચળવળને છેવટનો ફટકો પડ્યો હતો. કારણ રાષ્ટ્રીય લડતની સાથે આમ ઉઘાડઢાંકની રમત રમી શકાય નહિ, તેમ મરજીમાં આવે ત્યારે તે ચલાવવામાં આવે અને મરજીમાં આવે ત્યારે તે બંધ કરવામાં આવે એમ બની શકે નહિ. આ મોકૂફી પહેલાં પણ લડત નબળા અને અસર ન પાડી શકે એવા નેતાઓના હાથમાં જઈ પડી હતી. નાની નાની પરિષદો મળતી અને જાતજાતના ગપાટા ઊડતા, તે ખરા કામની આડે આવતા. મહાસભાના કેટલાક કામચલાઉ પ્રમુખો બહુ સજ્જન હતા, પરંતુ તેમને આવી વેગવાળી લડતના સરદાર બનાવવા એ તેમના પ્રત્યે નિર્દય થવા સમાન હતું. તેમનામાં કંટાળાનો અને આ મુસ્કેલ પરિસ્થિતિમાંથી છૂટવાની ઇચ્છાનો ભાસ થતો. છેક ઉપરના લોકોમાં આ જાતનું ઢચુપચુપણું અને અનિર્ણય જોઈ સૈનિકોમાં કંઈક અસંતોષ પણ હતો પરંતુ તે વ્યવસ્થિત રીતે વ્યક્ત કરવાનું શક્ય નહોતું, કારણ મહાસભાની બધી સંસ્થાઓ ગેરકાયદે હતી.

ત્યારપછી ગાંધીજીનો એકવીસ દિવસનો ઉપવાસ આવ્યો. જેલમાંથી તેમનો છુટકારો થયો અને સવિનય ભંગ છ અઠવાડિયાં મોકૂફ રહ્યો. ઉપવાસ પૂરા થયા અને તેમાંથી તેઓ બહુ ધીમે ધીમે સાજા થયા. જૂનના અધવચમાં સવિનય ભંગની મોકૂફીની મુદત બીજાં છ અઠવાડિયાં લંબાવવામાં આવી. તે દરમ્યાન સરકારે પોતાનું આક્રમણ જરાયે નરમ પાડ્યું નહોતું. આંદામાનમાં રાજદ્વારી કેદીઓ (વિપ્લવકારી હિંસાને માટે બંગાળમાં જેમને સજા થયેલી તેમને ત્યાં મોકલવામાં આવ્યા હતા) પોતા પ્રત્યેના ખરાબ વર્તન માટે અનશન ઉપર હતા, અને એક બે તો મરી પણ ગયા — ભૂખે જ મૂઆ. બીજા મરવા પડ્યા હતા.

આંદામાનમાં જે બની રહ્યું હતું તેના વિરોધની સભામાં જેઓ ભાષણ કરતા તેમને પકડવામાં આવતા અને સજા કરવામાં આવતી. આપણે કેવળ સહન કરવાનું ન હતું, આપણે ફરિયાદ પણ ન કરવી જોઈએ, પછી ભલેને કેદીઓ વિરોધનો બીજો કોઈ ઉપાય તેમની પાસે ન હોવાથી અનશનની ભયંકર તાવણીમાં મરી જતા હોય. કેટલાક મહિના બાદ ૧૯૩૩ના સપ્ટેમ્બરમાં (જ્યારે હું જેલની બહાર હતો ત્યારે) ઘણાની સહીઓ સાથે એક અપીલ કાઢવામાં આવી હતી. સહી કરનારાઓમાં રવીન્દ્રનાથ ઠાકુર, સી. એફ. એન્ડ્રુઝ અને બીજા ઘણા નામાંકિત માણસો હતા. તેમાંના ઘણાને મહાસભા સાથે કશો સંબંધ નહોતો, અને તેઓની માગણી એટલી જ હતી કે આન્દામાનના કેદીઓ પ્રત્યે માનવતાભર્યું વર્તન રાખવામાં આવે અને હિંદુસ્તાનની જેલોમાં તેમની બદલી કરવામાં આવે. હિંદી સરકારના ગૃહસચિવે આ અપીલ વિષે પોતાની સખત નાપસંદગી દર્શાવી અને કેદીઓ પ્રત્યે સહાનુભૂતિ ધરાવવા માટે સહી કરનારાઓ ઉપર આકરી ટીકા કરી. મને યાદ છે તે પ્રમાણે આગળ ઉપર આવી જાતની સહાનુભૂતિ વ્યક્ત કરવી તે બંગાળમાં સજાયોગ્ય ગુનો ગણવામાં આવ્યો હતો.

સવિનય ભંગની મોકૂફીનાં બીજાં ૭ અઠવાડિયાં પૂરાં થતાં પહેલાં દહેરાદૂન જેલમાં અમને સમાચાર મળ્યા કે ગાંધીજીએ પૂનામાં એક અવૈધ પરિષદ બોલાવી છે. તેમાં બસોત્રણસો માણસો એકઠાં થયાં અને ગાંધીજીની સલાહથી સામુદાયિક સવિનય ભંગ મુલતવી રાખવામાં આવ્યો, પરંતુ વ્યક્તિગત સવિનય ભંગની છૂટ રાખવામાં આવી અને તમામ ગુપ્ત પ્રવૃત્તિઓનો નિષેધ કરવામાં આવ્યો. આ નિર્ણયો કાંઈ બહુ પ્રોત્સાહક નહોતા પરંતુ મને તેમાં કાંઈ વાંધો ઉઠાવવા જેવું લાગેલું નહિ. સામુદાયિક સવિનય ભંગ બંધ કરવો એનો અર્થ એ જ હતો કે વર્તમાન પરિસ્થિતિને સ્વીકારી લેવી અને તેને સુધારવા પ્રયત્ન કરવો કારણ તે વખતે વાસ્તવમાં સામુદાયિક સવિનય ભંગ રહ્યો જ નહોતો. ગુપ્ત કાર્ય તો આપણે કાંઈક કરીએ છીએ એમ મનાવવાનું બહાનું જ હતું, અને આપણી લડતનું સ્વરૂપ જોતાં

તેથી મેલ પેસી જતો હતો. સૂચનાઓ મોકલવા પૂરતી તથા પરસ્પર સંબંધો જાળવી રાખવા પૂરતી ગુપ્ત પદ્ધતિઓ આવશ્યક હતી, પરંતુ સવિનય ભંગ તો ગુપ્ત ન જ હોઈ શકે.

મને જેથી આશ્ચર્ય અને દુઃખ થયું તે તો એ હતું કે વર્તમાન રિથતિ વિષે તથા આપણાં ધ્યેયો વિષે પૂનામાં કશી ચર્ચા જ ન થઈ. બે વરસની તીવ્ર લડત અને દમન પછી મહાસભાના માણસો એકઠા થયા હતા. તે દરમ્યાન હિન્દુસ્તાનમાં અને બહાર દુનિયામાં ઘણું ઘણું બની ગયું હતું. બંધારણમાંના ફેરફારોની સૂચનાઓ બ્રિટિશ સરકાર તરફથી એક શ્વેતપત્રમાં બહાર પડી હતી. અત્યાર સુધી તો આપણે ફરજિયાત મૌન રાખવું પડયું હતું. જ્યારે બીજી તરફથી મૂળ મુદ્દાઓને ઢાંકી દેવા માટે ગંદો પ્રચાર સતત ચાલી રહ્યો હતો. કેવળ સરકારના ખાંધિયા જ નહિ, પણ મધ્યમમાર્ગીઓ તથા બીજા પણ ઘણીવાર એમ બોલતા હતા કે મહાસભાએ પૂર્ણ સ્વાતંત્ર્યનું પોતાનું ધ્યેય છોડી દીધુ છે. મને લાગ્યું કે ઓછામાં ઓછુ એટલું તો કરવું જ જોઈતું હતું કે આપણા રાજદ્વારી ધ્યેય ઉપર ભાર મૂકવામાં આવે, તે ફરી સ્પષ્ટ કરવામાં આવે અને જો શકય હોય તો તેમાં આર્થિક અને સામાજિક ધ્યેયો પણ ઉમેરવામાં આવે. તેમ કરવાને બદલે ચર્ચા કેવળ સામુદાયિક સવિનય ભંગ અને વ્યક્તિગત સવિનય ભંગની સરખામણી કરવામાં તથા ગુપ્તતાની ઇષ્ટતા-અનિષ્ટતામાં જ સમાપ્ત થઈ. સરકાર સાથે 'સુલેહ'ની પણ કાંઈક વિચિત્ર વાતો થઈ. મને યાદ છે તે પ્રમાણે ગાંધીજીએ વાઈસરોયને તાર કર્યો અને મુલાકાતની માગણી કરી. તેનો વાઈસરોયે 'ના'માં જવાબ આપ્યો. પછી 'માનભરી સુલેહ'નો ઉલ્લેખ કરતો બીજો તાર ગાંધીજીએ મોકલ્યો. જ્યાં સરકાર વિજયમત્ત થઈને પ્રજાને હરેક રીતે છૂંદી નાખવા તત્પર થઈ હતી અને આંદામાનમાં લોકો ભૂખે મરતા હતા ત્યાં આ માયાવી સુલેહની શી વાત કરવાની હોય? પરંતુ હું જાણતો હતો કે ગમે તે થાય તોપણ ગાંધીજીનો માર્ગ હમેશાં સુલેહ માટે સામા પક્ષને તક આપવાનો હતો.

દમનનો કોરડો પૂર જોસથી વીંઝાતો હતો. તમામ સાર્વજનિક પ્રવૃત્તિઓને દાબી નાખનારા કાયદા ચાલુ હતા.

૧૯૩૦ના ફેબ્રુઆરીમાં મારા પિતાશ્રીની સંવત્સરીના સ્મારકમાં બોલાવેલી સભાની પણ પોલીસે બંધી કરી, જોકે એ સભા બિન મહાસભાવાદીઓની હતી અને સર તેજબહાદુર સપ્રુ જેવા જાણીતા મધ્યમમાર્ગી તેના પ્રમુખ થવાના હતા. અને ભવિષ્યમાં આપણા ઉપર જે કૃપાઓ વર્ષવાની હતી તેની ઝાંખી તરીકે આપણને શ્વેતપત્રની ભેટ મળી હતી

એ દસ્તાવેજ બહુ વિલક્ષણ હતો તે વાચતાં જ માણસ મોં ફાડીને જોઈ રહે એવું હતું હિંદુસ્તાનને એક ભભકદાર હિંદી રાજ્ય બનાવવાનું હતું, તેના સમૂહતંત્ર (ફેડરેશન)માં દેશી રાજ્યોના રજવાડા પ્રતિનિધિઓ આધિપત્ય ભોગવે એવી વ્યવસ્થા હતી, પરંતુ ખુદ દેશી રાજ્યોમાં બહારની દરમ્યાનગીરી બિલકુલ ન ચાલી શકે, ત્યાં તો નિર્ભેળ આપઅખત્યારી પહેલાંની માફક ચાલુ જ રહે એવી યોજના હતી સામ્રાજ્ય સાથે આપણને જોડનારી ખરી સાંકળો — આપણી દેવાની બેડીઓ — તે તો આપણને બેંક ઑફ ઇંગ્લંડની સાથે સદાને માટે જોડી રાખવાની હતી, વળી નાણાં તથા ચલણ સંબંધી નીતિ ઉપર પણ બેંક ઑફ ઇંગ્લંડનો રિઝર્વ બેંક મારફત અંકુશ રહેવાનો હતો અત્યાર સુધી ભોગવાતા આવેલા તમામ હકોનું એવું સંરક્ષણ ઠરાવવામાં આવ્યું હતું કે તેની ઉપર કોઈ હુમલો ન કરી શકે, અને તે ઉપરાંત એવા જ વધારાના હકો ઉત્પન્ન કરવામાં આવવાના હતા આ સ્થાપિત હિતસંબંધોના લાભાર્થે દેશની ઊપજ લગભગ આખી જ ગીરો મુકાઈ હતી વળી એવું પણ ઠરાવવામાં આવ્યું હતું કે મોટી શાહી નોકરીઓ, જેના ઉપર આપણે બહુ આશક છીએ, તે તો અંકુશરહિત અને અસ્પૃષ્ટ પૂર્વવત્ ચાલુ રહે, કે જેથી સ્વરાજ્યના બીજા વધારે હપ્તાઓ માટે આપણને તાલીમ મળે વળી પ્રાન્તિક સ્વરાજ આપવાનું ઠરાવવામાં આવ્યું હતું, પરંતુ આપણને સખણા રાખવા માટે ગવર્નરને એક પરોપકારી અને સર્વસત્તાધારી સરસુખત્યારની સત્તા આપવામાં આવી હતી અને એ બધાની ઊંચે પરમ પદ ઉપર સર્વોપરી સરસુખત્યાર વાઈસરૉય સાહેબ વિરાજમાન થવાના હતા कर्तुं अकर्तुं अन्यथा कर्तुं સઘળી સત્તાઓ તેને અપાઈ હતી સાચે જ, સાસ્થાનિક સ્વરાજ ગોઠવવાની

બ્રિટિશ રાજ્યકર્તાઓની પ્રતિભા આટલી તેજસ્વી રીતે પહેલાં કદી ઝળકી ઊઠી નહિ હોય; પછી હિલટરો અને મ્યુસોલિનીઓ બ્રિટિશ રાજકર્તાઓની વાહવા કરે અને હિંદના વાઇસરૉયની અદેખાઈ કરે જ ના!

હિંદુસ્તાનને હાથે ને પગે બાંધી લે એવું બંધારણ ઉપજાવી કાઢ્યા પછી 'ખાસ જવાબદારીઓ' અને શરતો અને અપવાદોનો એક હગ વધારાની બેડીઓ તરીકે તેમાં ઉમેરવામાં આવ્યો. આ દુઃખી દેશ હાલીચાલી ન શકે એવો બંદી થઈ પડ્યો. મિ. નેવિલ ચેમ્બરલેને કહ્યું છે તેમ: "માનવ બુદ્ધિ યોજી શકે એટલી શરતો અને અપવાદોથી પોતાની દરખાસ્તોને વીંટી લેવાને તેમણે શક્ય તેટલું કર્યું હતું."

વળી આપણને જણાવવામાં આવ્યું કે આ મહેરબાનીઓ માટે આપણે ભારે દામ આપવું પડશે—શરૂઆતમાં જ થોડાક કરોડ રૂપિયાની ઉચ્ચક રકમ આપવાની અને પછી દર વર્ષે ભરણું ભર્યે જવાનું. સ્વરાજનાં સુખ, પૂરતું દામ આપ્યા વિના આપણને શી રીતે મળી શકે? આપણે તો એ ભ્રમમાં જ પડેલા હતા કે હિંદુસ્તાન દેશ ગરીબાઈમાં મરડે છે અને તેના ઉપર જે બોજો છે તે બહુ ભારે છે, તે ઘટાડવાનું સ્વાતંત્ર્ય આપણને મળશે. આમવર્ગને સ્વાતંત્ર્યની લડત માટે પ્રેરણા આપનારું બળ એ જ હતું. પણ હવે આપણને જણાયું કે બોજો તો વધારે ભારે થવાનો હતો.

હિંદુસ્તાનના પ્રશ્નનું આ અષ્ટંપષ્ટ નિરાકરણ સાચી બ્રિટિશ મહેરબાનીથી આપણી આગળ રજૂ કરવામાં આવ્યું, અને આપણા રાજ્યકર્તાઓ કેટલા બધા ઉદાર છે એમ આપણને કહેવામાં આવ્યું. કોઈ પણ સામ્રાજ્યસત્તાએ પોતાની સ્વેચ્છાએ પરાધીન પ્રજાને આટલી સત્તા અને આટલી તકો પૂર્વે કદી આપી નહોતી એમ પણ કહેવામાં આવ્યું. પછી ઇંગ્લંડમાં આપણા દાતાઓ અને તેમની આટલી બધી ઉદારતાથી જેઓ ભયગ્રસ્ત થઈ જઈ તેની સામે વાંધો ઉઠાવતા હતા, તેમની વચ્ચે એક મોટો વાદ ચાલ્યો. ઇંગ્લંડ અને હિંદુસ્તાન વચ્ચે આટઆટલા આંટાફેરા થયા, ત્રણ ત્રણ

ગોળમેજી પરિષદો થઈ અને અસંખ્ય સમિતિઓ અને મસલતો થઈ, તેમાંથી નીકળ્યું આ !

પણ હજી ઇંગ્લંડની સફરો કાંઈ પૂરી નહોતી થઈ. હજી તો બ્રિટિશ પાર્લમેન્ટની જોઇન્ટ સિલેક્ટ કમિટી શ્વેતપત્ર ઉપર વિચાર કરવાને બેસવાની હતી અને તેમાં હિંદીઓ મદદનીશો તથા સાક્ષીઓ તરીકે જવાના હતા. આ ઉપરાંત પણ લંડનમાં ઘણી કમિટીઓ બેઠી હતી અને તેમાંની એકાદ કમિટીના સભ્ય નિમાવા માટે પડદા પાછળ ન શોભે એવી પડાપડી ચાલી હતી. કારણ કોઈ પણ કમિટીના સભ્ય થવું એટલે ઇંગ્લંડ જવાઆવવાનું ભાડું અને સામ્રાજ્યના પાટનગરમાં રહેવાનું ખર્ચ મફતનું મળે. શ્વેતપત્રની ઠંડાગાર બનાવી દે એવી કલમોથી જરાયે ટાઢા પડ્યા વિના તેમાં ફેરફાર કરાવવા માટે પોતાની તમામ વક્તૃત્વશક્તિ અને સામશક્તિ ખરચી નાંખવાને આપણા બહાદુરોએ દરિયાઈ અથવા તો હવાઈ સફરનાં સંકટો ઉઠાવવાને, અથવા તો તેથી પણ વધારે જોખમકારક લંડનના વાસની જહેમત ઉઠાવવાને કમર કસી. તેઓ જાણતા હતા અને કહેતા પણ હતા કે તેમનું કશું વળવાનું નથી, પણ લીધેલું કામ તેમનાથી છોડાય ? કોઈ જ સાંભળનાર ન મળે તોપણ પોતાનું કહેવું ચાલુ રાખે એવા તેઓ અડગ હતા. તેમાંના એક, પ્રતિસહયોગીઓના નેતા, તો બીજા બધા ચાલ્યા આવ્યા છતાં છેક છેવટ સુધી વળગી રહ્યા. લંડનમાંના સત્તાધારીઓની સાથે તેમણે મુલાકાત પર મુલાકાત અને ખાણાં ઉપર ખાણાં લીધાં, જેથી કરીને પોતાને કેવા રાજદ્વારી ફેરફારો ઇષ્ટ હતા તેની ખાતરી તેમને તેઓ કરાવી શકે. છેવટે જ્યારે તેઓ સ્વદેશ પાછા ફર્યા ત્યારે તેમની વાટ જોઈ રહેલા લોકોને મરાઠાઓના સુવિખ્યાત ચીવટપણા સાથે તેમણે જાહેર કર્યું : 'મેં તો મારું કામ ન જ છોડ્યું, અને છેવટ સુધી મારે જે કહેવાનું હતું તે કહેતા રહેવાને હું તો લંડનમાં રહ્યો.'

મને યાદ છે કે મારા પિતાશ્રી ઘણીવાર ફરિયાદ કરતા કે તેમના પ્રતિસહયોગી મિત્રોમાં વિનોદ સમજવાની બુદ્ધિ જ નહોતી. પોતાની વિનોદભરી ટીકાઓને લીધે તેમને ઘણીવાર એ મિત્રો સાથે મુશ્કેલીઓ ઊભી થતી. પેલાઓ વિનોદ બિલકુલ

સમજી જ ન શકે એટલે પછી બધું સમજાવવું પડે અને તેમને શાન્ત પાડવા પડે આના જેવું કંટાળાભર્યું કામ બીજું શું હોઈ શકે ? તે વખતે મને મગરૂરીઓના સુંદર લડાયક જુસ્સાના વિચારો આવતા. કેવળ ભૂતકાળમાં જ નહિ પણ વર્તમાનમાં પણ આપણી રાષ્ટ્રીય લડતોમા એ જુસ્સો તેમણે બતાવ્યો છે, કટકા થઈ પડે પણ નમે નહિ એવા પ્રતાપી અને અદમ્ય તિલક મહારાજનો મને વિચાર આવતો

મધ્યમમાર્ગીઓ શ્વેતપત્રને તદ્દન નાપસંદ કરતા હતા. હિંદુસ્તાનમાં જે સતત દમન ચાલી રહ્યું હતું તે પણ તેમને ગમતું નહોતું અને ક્વચિત્ ક્વચિત્ તેની સામે તેઓ વિરોધ પણ ઉઠાવતા, જોકે તેની સાથે એટલું સ્પષ્ટ કરવાનું ચૂકતા નહિ કે મહાસભા તથા તેની બધી પ્રવૃત્તિઓ પણ તેમને નાપસંદ છે. આગેવાન મહાસભાવાદીઓને જેલમાંથી છોડવાનું પણ તેઓ સરકારને પ્રસંગોપાત્ત સૂચવતા પોતે જેમને ઓળખતા હોય તેમનો જ વિચાર તેઓ કરી શકે ના ! મધ્યમમાર્ગીઓ તેમજ પ્રતિસહયોગીઓ એ દલીલ રજૂ કરતા કે અમુક અમુક માણસને મુક્ત કરવા જોઈએ, કારણકે હવે સાર્વજનિક શાન્તિ કોઈ પ્રકારે ભયમાં નથી, જો એ માણસ ગેરવર્તન કરે તો સરકાર તેને ફરી પકડી શકે છે, અને તેમ કરે તો સરકારનું કૃત્ય વધારે વાજબી ગણાશે ઇંગ્લંડમા પણ કેટલાક ભલા માણસો પડ્યા હતા જેઓ કાર્યવાહક સમિતિના કેટલાક સભ્યોને અથવા અમુક ખાસ વ્યક્તિઓને આવા જ કારણોસર છોડવા માટે હિમાયત કરતા હતા અમે જેલમા પડ્યા હતા ત્યારે અમારી પ્રત્યે સદ્ભાવ ધરાવનારા આ માણસોનો આભાર અમારે માનવો જ જોઈએ, પરંતુ અમને ઘણીવાર એમ લાગતું કે અમારા આ સદ્ભાવવાળા મિત્રોથી અમે બચીએ તો સારું તેમના શુભ ઇરાદા વિષે અમને શંકા નહોતી, પરંતુ તેમની મનોરચના સંપૂર્ણ રીતે બ્રિટિશ સરકારના જેવી જ થઈ ગયેલી હતી, તેમની અને અમારી વચ્ચે વિશાળ અંતર હતું એ વિષે કશી શંકા નહોતી

હિંદુસ્તાનમાં જે બની રહ્યું હતું તેમાંનું ઘણું મધ્યમમાર્ગીઓને ગમતું નહોતું. તેમને તેનું દુઃખ પણ લાગતું, પરંતુ તેઓ કરી

શું શકે? સરકારની સામે કાંઈ પણ અસરકારક પગલું લેવું એ તો તેમને માટે અકલ્પ્ય હતું. પોતાના મંડળને અલગ પાડીને સાચવી રાખવા માટે આમવર્ગથી અને કાંઈ પણ કામ કરનારા લોકોથી તેઓને વધુ ને વધુ દૂર ખસતા જવું પડ્યું; તેઓ એટલા તો મધ્યમમાર્ગી થઈ ગયા કે તેમની વિચારસરણી સરકારનાથી ભાગ્યે જ જુદી પાડીને ઓળખી શકાય એવી રહી. તેમની સંખ્યા બહુ નાની હતી, અને લોકોમાં તેમની કશી લાગવગ નહોતી એટલે સામુદાયિક લડતમાં તેમને કારણે કશો ફેર પડે એમ નહોતું. પરંતુ તેમનામાં કેટલાક નામાંકિત અને સુવિખ્યાત પુરુષો હતા. તેઓ વ્યક્તિ તરીકે માન પામતા હતા. આ નેતાઓએ, તેમજ એકંદરે આખાં મધ્યમમાર્ગી તથા પ્રતિસહયોગી મંડળોએ સરકારની નીતિને પોતાનો નૈતિક ટેકો આપીને ખરી અણીને વખતે બ્રિટિશ સરકારની અમૂલ્ય સેવા કરી. અસરકારક ટીકાને અભાવે અને મધ્યમમાર્ગી તરફથી પ્રસંગોપાત્ત મળતી સંમતિ અને પસંદગીને કારણે સરકારના જુલમને અને બેકાયદેપણાને છૂટો દોર મળ્યો. દેશમાં જે ઝનૂની અને અભૂતપૂર્વ જુલમ ચાલી રહ્યો હતો તેનો બચાવ કરવો સરકારને પોતાને તો ભારે થઈ પડયો હતો; પણ તે જુલમને મધ્યમમાર્ગીઓ તથા પ્રતિસહયોગીઓની નૈતિક મંજૂરી મળી.

મધ્યમમાર્ગી નેતાઓ કહેતા હતા કે શ્વેતપત્ર ખરાબ છે, બહુ ખરાબ છે. પણ તેનું કરવું શું? ૧૯૩૩ના એપ્રિલ મહિનામાં કલકત્તામાં મળેલી લિબરલોની સભામાં, લિબરલોના સૌથી નામાંકિત નેતા શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રીએ પ્રતિપાદન કર્યું કે બંધારણના ફેરફારો ગમે તેટલા અસંતોષકારક હોય તોપણ આપણે તેનો અમલ કરવામાં ભાગ લેવો જોઈએ. તેમણે કહ્યું: "આ સમય એવો નથી જ્યારે આપણે ઊભા ઊભા જોયાં કરીએ." તેમને સૂઝે એવો એકમાત્ર ઉપાય એ હતો કે જે આપવામાં આવે તે સ્વીકારી લેવું અને તેનો અમલ કરવા પ્રયત્ન કરવો. આનો વિકલ્પ એ હતો કે કશું જ ન કરવું. તેમણે વળી ઉમેર્યું: "જો આપણામાં ડહાપણ, અનુભવ, વિનય, સામશક્તિ, મૌન, લાગવગ, અને ખરી બાહોશી આ સદ્‌ગુણો હોય તો પૂરેપૂરા

જોરથી તે બતાવી આપવાનો આ પ્રસંગ છે." આ છટાદાર અપીલનું કલકત્તાના સ્ટેટ્સમેને આ વર્ણન આપ્યું હતું: "ચમકતા શબ્દો."

શ્રી. શાસ્ત્રી હમેશાં છટાથી બોલે છે. સુંદર શબ્દો અને તેના સંગીતમય પ્રયોગોનો જે શોખ વક્તાઓને હોય છે તે તેમનામાં છે. પરંતુ પોતાના ઉત્સાહમાં તેઓ ગમે ત્યાં ઘસડાઈ જાય છે, અને શબ્દનું જે ઇંદ્રજાળ તેઓ રચે છે તેથી તેમના કહેવાનો અર્થ બીજાઓ માટે અને કદાચ તેમને પોતાને માટે પણ ઝાંખો થઈ જાય છે. ૧૯૩૩ના એપ્રિલમાં જે વખતે સવિનય ભંગની લડત ચાલી રહી હતી તે વખતે કલકત્તામાં તેમણે જે અપીલ કરી તેનું પૃથક્કરણ કરવા જેવું છે. મૂળભૂત સિદ્ધાંતો અને ધ્યેયો બાજુએ રાખતાં બે મુદ્દા નોંધવા જેવા જણાઈ આવે છે. પહેલો મુદ્દો એ છે કે ગમે તે થાય તોપણ, એટલે કે બ્રિટિશ સરકાર તરફથી આપણું ગમે તેટલું અપમાન થાય, આપણે ગમે તેટલા છૂંદાઈએ, આપણને ગમે તેટલા હીણા પાડવામાં આવે અને ગમે તેટલા ચૂસવામાં આવે તોપણ આપણે તેને તાબે રહેવું. આપણે માટે એવી એકે મર્યાદા જ ન મળે કે જેથી આગળ ન જવાય. ક્ષુદ્ર કીડો પણ પગ તળે આવતાં અમળાય, પરંતુ શ્રી. શાસ્ત્રીની સલાહ પ્રમાણે હિંદુસ્તાનના લોક ચાલે તો તેમનાથી તો ચૂં કે ચાં ન થાય. તેમના કહેવા પ્રમાણે તો બીજો કશો માર્ગ જ નથી. એમના કહેવાનો અર્થ એ થયો કે બ્રિટિશ સરકારના નિર્ણયોને તાબે થવુ અને તેનો સ્વીકાર કરવો એ એક ધર્મ (એ અળખામણો શબ્દ વાપરું તો) થઈ પડે છે; એ આપણું કિસ્મત છે, તેને આપણે સૌએ ઇચ્છાએ કે અનિચ્છાએ નમવું જ જોઈએ.

એ નોંધવા જેવું છે કે તેઓ કોઈ ચોક્કસ અને જાણીતી વાત ઉપર સલાહ નહોતા આપી રહ્યા. બંધારણના ફેરફારો તો હજી ઘડતરની દશામાં હતા; જોકે તે બહુ ખરાબ થવાના છે એનો ઠીકઠીક ખ્યાલ આવી ગયો હતો. એમણે જો એમ કહ્યું હોત કે શ્વેતપત્રની ભલામણો ખરાબ તો છે જ, પરંતુ જો એ પસાર થાય તો બધા સંજોગો જોતાં હું તેનો અમલ કરવામા

ભાગ લેવાની તરફેણમાં છું, તો તેમની સલાહ, ભલે સારી હો કે ખરાબ, પણ તે પ્રવર્તી રહેલી હકીકતોને ખ્યાલમાં રાખીને આપેલી ગણાત. પરંતુ શ્રી. શાસ્ત્રી તો બહુ આગળ ગયા, અને તેમણે કહી દીધું કે બંધારણના ફેરફારો ગમે તેટલા અસંતોષકારક હોય તોપણ તેમની સલાહ તો એ જ પડે. રાષ્ટ્રના બહુ જીવસટોસટના પ્રશ્નની બાબતમાં બ્રિટિશ સરકારને તેઓ કોરી હૂંડી લખી આપવા તૈયાર થયા હતા. અજાણ્યા ભવિષ્યની બાબતમાં કોઈ પણ વ્યક્તિ, મંડળ કે પક્ષ પહેલેથી આવી રીતે બંધાઈ જવાનું વલણ કેમ લઈ શકે તે સમજવું મારે માટે મુશ્કેલ હતું — સિવાય કે તેના કોઈ સિદ્ધાન્તો જ ન હોય તેમ તેનું કોઈ નૈતિક કે રાજદ્વારી ધોરણ જ ન હોય, અને તેનો એકમાત્ર સિદ્ધાન્ત અને ધોરણ એ જ હોય કે રાજ્યકર્તાનાં ફરમાનને હમેશાં માથે ચડાવવાં.

બીજો મુદ્દો મને સૂઝે છે તે શુદ્ધ યુદ્ધનીતિનો છે. નવા સુધારા પસાર થવાની લાંબી સફરમાં શ્વેતપત્ર તો એક મજલ જ હતી. સરકારના દૃષ્ટિબિન્દુથી એ બહુ મહત્ત્વની મજલ હતી, પરંતુ હજી ઘણી મજલો કાપવાની બાકી હતી, અને તેની આગળ ઉપરની સફરમાં તેમાં સારા તેમજ નરસા ફેરફાર થાય એ શક્ય હતું. વિવિધ હિતસંબંધવાળાઓ બ્રિટિશ સરકાર અને પાર્લમેન્ટ ઉપર કેટલું દબાણ લાવે છે તેના ઉપર આ ફેરફારનો આધાર રહે એ સ્પષ્ટ હતું. એ કલ્પી શકાય એવું છે કે આ ગજગ્રાહમાં હિંદુસ્તાનના મધ્યમમાર્ગીઓને પોતાના પક્ષમા મેળવી લેવાની ખાતર સરકાર પોતાની ભલામણો વધુ ઉદાર કરવા અથવા તો એ ભલામણો ઉપર કાપ મુકાતા રોકવા જરૂર પ્રેરાય. પરંતુ નવા સુધારાના સ્વીકારઅસ્વીકારનો અથવા તેનો અમલ કરવો ન કરવાનો પ્રશ્ન ઊઠે તેની કેટલોયે વખત અગાઉ શ્રી. શાસ્ત્રીએ સ્પષ્ટ જાહેરાત કરી દીધી એટલે સરકારને તો દીવા જેવું દેખાઈ ગયું કે હિંદુસ્તાનના મધ્યમમાર્ગીઓની તે સંપૂર્ણ અવગણના કરી શકે છે. તેમને મેળવી લેવાનો કશો પ્રશ્ન રહ્યો જ ન હતો. તેમને ધક્કા મારીને હાંકી કાઢવામાં આવે તોયે સરકારને છોડીને તેઓ જવાના નથી એની તેને ખાતરી હતી. હું જોઈ શકું છું તેટલે દરજ્જે

મધ્યમમાર્ગી દૃષ્ટિબિન્દુથી જોતા પણ કલકત્તાનું શ્રી શાસ્ત્રીનું ભાષણ મને અસાધારણ રીતે ખરાબ યુદ્ધનીતિવાળું અને મધ્યમમાર્ગીઓના હિતને નુકસાન કરનારુ લાગ્યુ

શ્રી શાસ્ત્રીના એક જૂના ભાષણ ઉપર મે આટલુ બધુ લખ્યુ તેનું કારણ એ નથી કે એ ભાષણ અથવા તો મધ્યમમાર્ગી મડળની એ સભા ખાસ જીવવાળાં હતા મે તો મધ્યમમાર્ગી નેતાઓના દિલ અને મનોરચના સમજવાની ઇચ્છાથી આટલુ વિવરણ કર્યું છે. તેઓ બહુ શક્તિશાળી અને સન્માન્ય લોકો છે, છતાં તેમના પ્રત્યે રાખી શકાય તેટલો સદ્ભાવ રાખીને પણ કહું છુ કે તેઓ કેમ આવી રીતે વર્તતા હશે તે હુ બિલકુલ સમજી શકતો નથી શ્રી શાસ્ત્રીનુ એક બીજુ ભાષણ પણ જેલમાં મારા વાંચવામાં આવેલુ તેથી પણ હુ અસ્વસ્થ થયો હતો ૧૯૩૩ના જૂનમાં ભારત સેવક સમાજના પ્રમુખ તરીકે સમાજના સભ્યો આગળ તેઓ બોલ્યા હતા તેમના ભાષણનો છપાયેલો અહેવાલ એવો હતો કે દેશમાથી બ્રિટિશ સત્તા એકાએક ખસી જાય તો રાજદ્વારી પ્રવૃત્તિઓમા વિવિધ પક્ષો વચ્ચે તીવ્ર દ્વેષ ફેલાય, એકબીજાની પજવણી થાય, અને એકબીજા ઉપર અત્યાચાર થાય એવો ભય હિંદુસ્તાનની આગળ આવી પડે બીજી તરફથી બ્રિટિશ રાજદ્વારી જીવનનુ કાયમી લક્ષણ સહિષ્ણુતાનુ હોઈ હિંદુસ્તાનનુ ભવિષ્ય બ્રિટિશ સાથેના સહકારથી જેમ વધારે ઘડાય તેમ હિંદુસ્તાનમાં સહિષ્ણુતા ફેલાવાનો સભવ વધારે છે હુ જેલમાં હોવાથી કલકત્તાના 'સ્ટેટ્સમેન' પત્રે શ્રી શાસ્ત્રીના ભાષણનો જે સાર છાપેલો તે ઉપર જ મારે આધાર રાખવો પડયો છે સ્ટેટ્સમેને ઉમેર્યું છે કે "આ સિદ્ધાન્ત બહુ આનંદદાયી છે અને અમે નોંધીએ છીએ કે ડૉ મુજે પણ એ જ અર્થનું કહે છે". વળી શ્રી શાસ્ત્રીના ભાષણના અહેવાલમાં રશિયા, ઇટલી તથા જર્મનીમાં ચાલી રહેલા સ્વાતત્ર્યદમન તથા ત્યા થયેલા ઘાતકીપણા અને જગલીપણા વિષે તેઓ બોલ્યા હોવાનુ છપાયુ છે

આ વાચ્યુ ત્યારે મને તરત જ લાગ્યુ કે બ્રિટન અને હિંદની બાબતમા કટ્ટર બ્રિટિશ પ્રગતિવિરોધીઓ અને શ્રી શાસ્ત્રીના વિચારોમા કેટલું બધુ અસાધારણ સામ્ય છે! વિગતોની બાબતમા તફાવતો

છે એ વિષે શંકા નથી પણ વિચારસરણી મૂજે બંનેની એક જ છે. પોતાની માન્યતાઓને જરા પણ આઘાત પહોંચાડયા વિના મિ. વિન્સ્ટન ચર્ચિલ બરાબર આ જ ભાષામાં બોલ્યા હોત. છતાં શ્રી. શાસ્ત્રી મધ્યમમાર્ગી મંડળમાં ગરમ વિચારના ગણાય છે અને તેના નેતાઓમાં સૌથી સમર્થ છે.

શ્રી. શાસ્ત્રી ઇતિહાસનો જે અર્થ કરે છે અથવા તો જગતના બનાવો વિષે અને ખાસ કરીને બ્રિટન અને હિંદ વિષે જે વિચારો ધરાવે છે તે હું મુદ્દલ સ્વીકારી શકું એમ નથી. અંગ્રેજ ન હોય તેવો કોઈ પરદેશી પણ કદાચ તેમના વિચારો ન સ્વીકારે. એ શક્ય છે કે પ્રાગતિક વિચારના ઘણા અંગ્રેજો પણ તેમની સાથે મળતા ન થાય. બ્રિટિશ રાજ્યકર્તા વર્ગનાં રંગીન ચશ્માંથી દુનિયાને અને પોતાના દેશને નિહાળવાની આ અજબ શક્તિ એમને મળેલી છે. છતા છેલ્લા અઢાર મહિનામાં રોજ ને રોજ જે અસાધારણ બનાવો હિંદુસ્તાનમા બનતા હતા અને જ્યારે તેઓ ભાષણ કરતા હતા ત્યારે બની રહ્યા હતા તે બનાવોની પોતાના ભાષણમાં તેઓ અવગણના કરી શક્યા એ નોંધવા જેવુ છે. તેમણે રશિયા, ઇટલી અને જર્મનીનો ઉલ્લેખ કર્યો પણ પોતાને ઘરઆગણે જે ઝનૂની દમન ચાલી રહ્યું હતું અને દરેક જાતના સ્વાતંત્ર્ય ઉપર જે તરાપ પડી હતી તે તેઓ ભૂલી જ ગયા. જે બધું બનતું હતુ તે ચોકીદારીના ભારે પડદા નીચે ઢાંકી દેવામાં આવેલું હોઈ બંગાળ તથા સરહદના પ્રાન્તોમાં જે ભયંકર ઘટનાઓ બની ગઈ તે તેમના જાણવામાં નહિ આવી હોય મહાસભાના પ્રમુખ તરીકેના પોતાના ભાષણમાં બંગાળની ઘટનાને તો રાજેન્દ્રબાબુએ ‘બંગાળ ઉપર બળાત્કાર’ કહીને વર્ણવી છે. પરંતુ હિંદુસ્તાનની વેદનાથી તથા એક બળવાન દુશ્મન સામે તેના લોકો જીવન અને સ્વાતંત્ર્ય માટે જે લડત ચલાવી રહ્યા હતા તેનાથી તેઓ શુ અજ્ઞાન હતા? વિશાળ પ્રદેશો ઉપર પોલીસરાજ ચાલી રહ્યું હતું, લશ્કરી કાયદાને મળતી આવતી દશા વર્તી રહી હતી, ઑર્ડિનન્સનો અમલ ચાલતો હતો, જેલમાં અનશનો થતા હતાં અને પોતાના દેશબાંધવો દુઃખો વેઠી રહ્યા હતા, તે બધુ શુ તેઓ જાણતા ન હતા? જે સહિષ્ણુતા અને

સ્વાતંત્ર્ય માટે તેઓ બ્રિટનનાં વખાણ કરતા હતા એ જ બ્રિટન એ સહિષ્ણુતા અને સ્વાતંત્ર્યને હિંદમાં કચડી રહ્યું હતું તે શું તેઓ સમજતા ન હતા?

તેઓ મહાસભા સાથે મળતા ન થાય એ જુદી વાત છે. મહાસભાની નીતિ ઉપર ટીકા કરવાનો અને તેને વખોડી કાઢવાનો તેમને સંપૂર્ણ અધિકાર હતો પરંતુ એક હિંદી તરીકે, સ્વાતંત્ર્યના એક પ્રેમી તરીકે, એક સહૃદય માણસ તરીકે, પોતાના દેશી ભાઈઓ અને બહેનોએ જે અદ્ભુત હિંમત બતાવી હતી અને જે ભોગ આપ્યા હતા, તેની તેમના ઉપર શી અસર થઈ હતી? સરકાર હિંદના હૃદય ઉપર કુહાડો ચલાવી રહી હતી તેનું તેમને કશું દુઃખ કે વેદના ન થઈ? આ ગર્વિષ્ઠ સામ્રાજ્યના પાશવી બળોની આગળ હજારો માણસો નમવાની ના પાડતા હતા અને પોતાનાં શરીર ભલે તૂટી જાય, ઘરબાર ભલે ફના થઈ જાય, પોતાનાં સગાંવહાલાં હાલહવાલ ભલે થાય પણ આત્માને તો ન જ વેચીએ એમ કહેતા હતા, તેનું શું તેમને મન કાંઈ જ ન હતું? જેલમાં તથા બહાર અમે ચહેરા પ્રફુલ્લિત રાખતા, સ્મિત કરતા અથવા હસતા, પરંતુ અમારાં સ્મિતમાં અમારાં આંસુ છુપાયેલાં હતાં અને અમારું હસવું કેટલીકવાર રડવા જેવું હતું.

પેલા બહાદુર અને ઉદાર અંગ્રેજ મિ. વેરિયર એલ્વિન ૧૯૩૦માં પોતાના ઉપર શી અસર પડેલી તે વર્ણવે છે: "આખી પ્રજાને ગુલામીનાં માનસિક બંધન ફેંકી દેતી અને પોતાના નિર્ભય સંકલ્પના સાચા ગૌરવે પહોંચતી નિહાળવી, એ એક અદ્ભુત અનુભવ હતો." ... "સત્યાગ્રહની લડત દરમ્યાન મહાસભાના ઘણા ખરા સ્વયંસેવકોએ અજબ શિસ્ત બતાવી. એ શિસ્તની તો એક પ્રાન્તિક ગવર્નરે પણ ઉદારતાપૂર્વક સાખ પૂરી છે. . . ."

શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રી એક સમર્થ અને સહૃદય માણસ છે. દેશમાં તેમનું બહુ માન છે. આવી લડત દરમ્યાન પોતાના દેશબાંધવો માટે તેમને લાગણી ન થાય અને તેમના ઉપર અસર ન પડે એ મને અશક્ય લાગે છે. સરકારે તમામ પ્રકારની કાયદેસર છૂટ તથા સાર્વજનિક પ્રવૃત્તિઓ દાબી દીધી તેને વખોડી કાઢવા

માટે તેઓ પોતાનો અવાજ ઉઠાવે એવી તેમની પાસેથી આશા રખાય. તેથી આગળ જઈને એવી પણ આશા રખાય કે તેઓ તથા તેમના સાથીઓ બંગાળ તેમ જ સરહદ પ્રાન્ત જેવા સૌથી વધુ પીડિત પ્રાન્તોની જાતે મુલાકાત લે, મહાસભાને અથવા સવિનય ભંગને કોઈ પણ રીતે મદદ કરવા માટે નહિ, પણ અમલદારો તથા પોલીસના અત્યાચારો ઉઘાડા પાડવા અને તેમ કરી તેના ઉપર અંકુશ આણવા ખાતર. સ્વાતંત્ર્ય અને કાયદામાન્ય છૂટોના પ્રેમીઓ બીજા દેશોમાં સાધારણ રીતે આ પ્રમાણે કરે છે. પરંતુ તેમ કરવાને બદલે, તથા અમલદારો હિંદુસ્તાનનાં સ્ત્રીપુરુષોને કચડી રહ્યા હતા તથા તેમની સામાન્ય છૂટો પણ છીનવી રહ્યા હતા તેમને અટકાવવાનો પ્રયત્ન કરવાને બદલે, કાંઈ નહિ તો શું બનતું હતું તે શોધી કાઢવાનો પણ પ્રયત્ન કરવાને બદલે, તેઓ બ્રિટિશ લોકોને સહિષ્ણુતા અને સ્વાતંત્ર્ય-પ્રેમ માટે પ્રમાણપત્ર આપવા નીકળ્યા! અને તે પણ એવે વખતે જ્યારે આ બન્ને સદ્‌ગુણોનો હિંદુસ્તાનમાં ચાલતા બ્રિટિશ રાજ્યમાં સંપૂર્ણ અભાવ વર્તી રહ્યો હતો. તેમણે તેને પોતાનો નૈતિક ટેકો આપ્યો અને તેમ કરીને તેના દમનના કામમાં પ્રોત્સાહન અને ઉત્તેજન આપ્યાં.

મારી ખાતરી છે કે તેમણે આમાંનું કશું ધારીને તો નહિ જ કર્યું હોય, અથવા પોતાના કૃત્યનું શું પરિણામ આવશે તેનો તેમને ખ્યાલ નહિ હોય. પરંતુ તેમના ભાષણની અસર આ જ થાય એ વિષે કશી શંકા નથી. ત્યારે શા માટે તેમણે આવા વિચાર દર્શાવવા જોઈએ અને આવું આચરણ કરવું જોઈએ?

આ સવાલનો વાજબી જવાબ મને નથી મળતો, સિવાય કે મધ્યમમાર્ગી નેતાઓ પોતાના દેશબાંધવોથી તેમજ વર્તમાન વિચારપ્રણાલિકાથી સાવ જ અળગા પડી ગયા છે. તેઓ જે જૂનાં થોથાં વાંચ્યાં કરે છે તેને લઈને હિંદુસ્તાનના લોકો તેમની નજર આગળથી ખસી ગયા છે અને એક પ્રકારની આત્મપૂજાની વૃત્તિ તેમણે કેળવી છે. અમે જેલમાં ગયા અને અમારાં શરીર કોટડીઓમાં પુરાઈ ગયાં પરંતુ અમારાં ચિત્ત સ્વતંત્રતાથી વિચર્યાં અને અમારો જુસ્સો અખંડિત રહ્યો. પરંતુ એ લોકોએ તો

પોતાની મેળે જ પોતાને માટે માનસિક કેદખાનાં રચ્યાં, જેની અંદર ને અંદર તેઓ અટવાયા અને બહાર નીકળવાનો માર્ગ ન સૂઝયો. જેવી દેખાય છે તેવી વસ્તુઓના દેરને તેમણે આરાધ્યો, પણ આ પરિવર્તી સંસારમાં બને છે તેમ એ વસ્તુઓ બદલાઈ ગઈ ત્યારે તેઓ સઢ કે સુકાન વિનાના, આદર્શો કે નૈતિક ધોરણો વિનાના, મનથી અને શરીરથી લાચાર થઈ પડયા. આપણી દરેકની આગળ હંમેશાં એક જ પસંદગી હોય છે, કાં તો તમે આગળ વધો કે પાછા ધકેલાઓ. આ ચાલતી દુનિયામાં કોઈ સ્થિર ન રહી શકે. પરંતુ ફેરફાર અને ગતિથી ગભરાયેલા મધ્યમમાર્ગીઓ તેમની આસપાસ ઘૂઘવતા તોફાનથી ડરી ગયા. અપંગ બની ગયેલા તેઓ આગળ વધી શકતા નહોતા. એટલે પછી તેઓ આમતેમ અફળાવા લાગ્યા અને માર્ગમાં જે તણખલું હાથમાં આવ્યું તેને ઝાલવા ગયા. હિંદુસ્તાનના રાજ્યપ્રકરણી નાટકના તેઓ હેમલેટ બન્યા — ચિંતાની ઘેરી છાયાથી સદા રુગ્ણ, સદા સંશયગ્રસ્ત, સદા ઢચુપચુ, અને નિશ્ચય વિનાના હેમલેટ બન્યા.

બાજી બધી બગડી ગઈ! કેવી શરમની વાત કે
બગડેલી એ સુધારવી મુજ ભાગ્યમાં આવી પડી!*

મધ્યમમાર્ગીઓના સાપ્તાહિક પત્ર 'સર્વન્ટ ઑફ ઇન્ડિયા'એ સવિનય ભંગના પાછળના દિવસોમાં મહાસભાવાદીઓ ઉપર આક્ષેપ કર્યો હતો કે તેઓ જેલમાં જવા ઇચ્છે છે, અને ત્યાં પહોંચ્યા પછી બહાર આવવાની ઇન્તેજારી રાખે છે. તેણે કાંઈક ચીડ સાથે કહ્યું હતું કે મહાસભાની આખી નીતિ એ જ છે. મધ્યમમાર્ગી પાસે તેના વિકલ્પમાં દેખીતી રીતે એ હતું કે બ્રિટિશ પ્રધાનોની તહેનાતમાં ઇંગ્લંડ પ્રતિનિધિમંડળો મોકલવાં અને ઇંગ્લંડમાં સત્તારૂઢ પક્ષની ફેરબદલી થાય તે માટે રાહ જોવી અને પ્રાર્થના કરવી.

---

* શેક્સપિયરના હેમલેટ નાટકમાં ટાંકેલી કડીનો અનુવાદ. સતત તર્કગ્રસ્ત, કાર્યને વિષે અક્ષમ, એવા હેમલેટની સાથે મધ્યમમાર્ગીઓને સરખાવ્યા છે. હેમલેટ પોતે કહે છે કે મારા જેવા અકર્મીને આ બાજી સુધારવાનું ક્યાંથી આવ્યું? — ભા. ક.

એ વાત કેટલેક દરજ્જે સાચી છે કે તે વખતે મહાસભાની નીતિ મુખ્યત્વે કરીને એ હતી કે ઑર્ડિનન્સના કાયદાઓ થયા હતા તથા બીજા દમનકારી ઉપાયો યોજવામાં આવ્યા હતા તેનો વિરોધ કરવો. આને લીધે જેલ આવતી હતી. એ પણ સાચું છે કે લાંબી લડત પછી મહાસભા અને પ્રજા થાકી ગઈ હતી અને સરકાર ઉપર કશું અસરકારક દબાણ લાવી શકતી નહોતી. પરંતુ એક વ્યવહારોચિત અને નૈતિક વિચાર તેની પાછળ રહેલો છે.

હિંદુસ્તાન જેનો સ્વાદ ચાખી રહ્યું હતું એવો નગ્ન જુલમ રાજ્યકર્તાઓને બહુ મોંઘો થઈ પડે છે. તેમને માટે પણ એ દુઃખદ અને જ્ઞાનતંતુઓને હલમલાવી નાખે એવી કસોટી છે. તેઓ બરાબર જાણે છે કે અંતે તો તેથી તેમના પાયા નબળા જ થાય છે. તેથી કરીને જે લોકો ઉપર જુલમ ગુજારવામાં આવે તેમની આગળ તથા આખી દુનિયાની આગળ પોતાના રાજ્યતંત્રનું સાચું સ્વરૂપ સતત ઉઘાડું પડે છે. લોખંડી મુક્કો છુપાવવા ખાતર ઉપર મખમલનું મોજું પહેરવાનું મન તો તેમને બહુ જ હોય છે. ગમે તે પરિણામ આવે પણ જે લોકો સરકારી ઇચ્છાને વશ ન થાય તેવા લોકો સાથે કામ પાડવું, તેના જેવું ચીડ ચડે એવું અને છેવટ અંજામે સરકારને નુકસાન-કારક એવું બીજું કશું નથી. તેથી દમનકારી કાયદાઓનો પ્રસંગોપાત્ત વિરોધ થાય તેની પણ કિંમત છે. તેથી લોકોમાં બળ આવે છે અને સરકારની આબરૂ હલકી પડે છે.

અને નૈતિક વિચાર તો આના કરતાં પણ મહત્ત્વનો છે. પેલા સુવિખ્યાત ફકરામાં થોરોએ કહ્યું છે કે: 'જે સમયે સ્ત્રીપુરુષોને અન્યાયથી જેલમાં નાખવામાં આવતાં હોય, તે વખતે ન્યાયી સ્ત્રીપુરુષોનું સ્થાન જેલમાં જ છે.' આ સલાહ મધ્યમમાર્ગી તથા બીજાઓને માન્ય નહિ થાય, પરંતુ આપણામાંના ઘણાને તો એમ લાગે છે કે વર્તમાન પરિસ્થિતિમાં જીવન અસહ્ય છે. સવિનય ભંગનો પ્રશ્ન બાજુએ રાખતાં પણ, આપણા ઘણા સાથીઓ હંમેશાં જેલમાં હોય છે, સરકારનું દમનતંત્ર આપણને સતત દબાવી દેવા અને અપમાન પહોંચાડવા તથા આપણા લોકોને

ચૂસવામાં મદદ કરવા મથી રહ્યું છે, આપણા પોતાના જ દેશમાં આપણે શકદાર થઈને ચોકીપહેરા અથવા જાપ્તા નીચે ફરવું પડે છે, આપણે બોલીએ તે લખી લેવામાં આવે છે, રખેને સર્વવ્યાપી રાજદ્રોહના કાયદાનું આપણે અતિક્રમણ કરી બેસીએ. આપણી ટપાલ ઉઘાડવામાં આવે છે તથા આપણી ગિરફતારીનો અથવા આપણી ઉપર કોઈ પણ પ્રતિબંધ મુકાવાનો સંભવ ઝઝૂમતો જ હોય છે. આપણી આગળ પસંદગી આ છે: કાં તો સરકારની સત્તાને સંપૂર્ણ તાબે થવું, આધ્યાત્મિક અધઃપાત સ્વીકારી લેવો, આપણામાં રહેલા સત્યનો ઇનકાર કરવો અને આપણે જેને અધમ ગણતા હોઈએ એવા હેતુઓને માટે આપણી જાત વેચવી; અથવા તો તેનાં ગમે તે પરિણામો આવે પણ આ બધાનો વિરોધ કરવો. કોઈને જેલમાં જવાનું અથવા દુઃખ વહોરી લેવાનું ગમતું નથી, પરંતુ પેલા બીજા વિકલ્પ કરતાં જેલ ઘણીવાર પસંદ કરવા લાયક હોય છે. બર્નાડ શૉએ લખ્યું છે કે: "જીવનની એકમાત્ર અને સાચી કરુણ ઘટના એ છે કે તમે જેને અધમ ગણતા હો એવા હેતુઓને માટે સ્વાર્થી માણસોના હાથા બનવું. બાકીનું બધું ખરાબમાં ખરાબ હોય તોપણ તેમાં માત્ર કમનસીબી અને મરવાનું હોય છે, પણ એકમાત્ર દુઃખ, ગુલામી, પૃથ્વી ઉપરનું નરક તો આ જ છે."

## ૪૯

# લાંબા કારાવાસનો અન્ત

મારે જેલમાંથી છૂટવાનો સમય નજીક આવતો હતો. 'સારી ચાલચલગત' માટે સાધારણ રીતે અમુક દિવસ માફી મળે છે તે મને મળી હતી, અને તેથી મારી બે વરસની સજામાં સાડા ત્રણ મહિના કપાયા હતા. મારી મનઃશાન્તિમાં, અથવા વધારે સાચું કહું તો જેલજીવન જે મનોજડતા પેદા કરે છે તેમાં, છૂટવાના વિચારથી ઉત્પન્ન થતા ક્ષોભને લીધે વિક્ષેપ પડવા માંડ્યો હતો. મારે બહાર જઈને શું કરવું એ પ્રશ્ન અઘરો હતો, અને તેનો ઉત્તર શોધવામાં જે મુશ્કેલી પડતી હતી તેને લીધે બહાર નીકળવાને કારણે થતો આનંદ ઓસરી જતો હતો. પરંતુ એ મનોભાવ પણ ક્ષણિક જ હતો; લાંબા વખતથી દબાઈ રહેલી મારી શક્તિ ઉછાળા મારી રહી હતી અને હું બહાર નીકળવા આતુર હતો.

૧૯૩૩ના જુલાઈના અંતમાં બહુ દુઃખદ અને અસ્વસ્થ કરી મૂકે એવા સમાચાર મળ્યા. જ્યોતીન્દ્ર મોહન સેનગુપ્ત એકાએક ગુજરી ગયા. ઘણાં વર્ષો સુધી મહાસભાની કાર્યવાહક સમિતિમાં અમે નિકટના સાથી હતા, એટલું જ નહિ, પણ તેમની સાથેનો મારો સંબંધ તો હું કેમ્બ્રિજમાં ભણતો ત્યારનો હતો. અમે કેમ્બ્રિજમાં પ્રથમ મળેલા. હું તદ્દન નવો હતો, અને તેમણે તરતમાં જ પદવી પ્રાપ્ત કરી હતી.

સેનગુપ્ત પોતાની અટકાયત દરમ્યાન જ ગુજરી ગયા. ૧૯૩૨ની શરૂઆતમાં યુરોપથી તેઓ પાછા ફર્યા અને મુંબઈ આવી વહાણમાંથી ઊતરે તે પહેલાં તેમને રાજકેદી બનાવવામાં આવ્યા હતા. ત્યારથી એ જેલકેદી અથવા તો નજરકેદી રહ્યા હતા, અને તેમનું શરીર ઘસાઈ ગયું હતું. સરકારે તેમને અનેક પ્રકારની મગરડો આપી હતી, પરંતુ તેથી રોગ વધતો અટકી શક્યો નહિ.

કલકત્તામાં તેમની સ્મશાનયાત્રામાં લોકોએ તેમના પ્રત્યે પોતાનો આદર અને પ્રેમ વિલક્ષણ રીતે દર્શાવ્યાં. જાણે એમ દેખાતું હતું કે લાંબા વખતથી, અંદર ને અંદર સમસમી રહેલા બંગાળના પીડિત હૃદયને, કાંઈ નહિ તો થોડા વખત માટે પણ, પોતાનો ઊભરો કાઢવાની મોકળાશ મળી.

સેનગુપ્તા આમ ચાલ્યા ગયા. બીજા રાજકેદી સુભાષ બોઝ; એમનું શરીર પણ જેલકેદ અને નજરકેદને કારણે તૂટી ગયું હતું; તેમને છેવટે સારવાર માટે યુરોપ જવાની પરવાનગી મળી હતી. ભડવીર વિઠ્ઠલભાઈ પટેલ પણ યુરોપમાં માંદગીને બિછાને હતા. અને જેલજીવનની હાડમારીથી અથવા તો શરીરની કાળજી ન રાખી શકાય એટલી બહારની પ્રવૃત્તિને લીધે પડતી તાણ ન વેઠી શકવાથી બીજા કેટલાય શરીરે ભાંગી ગયા હતા અથવા મરી પરવાર્યા હતા. વળી બીજા કેટલાય જેમને પોતાના રોજના જીવન કરતાં ભિન્ન પ્રકારનું જીવન ગાળવાની ફરજ પડી હતી, તેઓમાં જોકે બાહ્ય ફેરફારો થયેલા જણાતા નહોતા, તોપણ તેમના મન ઉપર વધારે ઊંડી અસર થઈ હતી, અને માનસિક વ્યથાઓએ તેમનામાં ઘર ઘાલ્યું હતું.

સેનગુપ્તાના મરણથી, આખા દેશમાં ચાલી રહેલી આ ભયંકર અને મૂક હાડમારીનો તાદૃશ ચિતાર મારા ચિત્ત આગળ ખડો થયો. મને થાક અને નાઉમેદીની લાગણીઓ થઈ આવી. આ બધું શા હેતુને માટે? શા હેતુને માટે?

મારી પોતાની તબિયતની બાબતમાં હું નસીબદાર ગણાઉં. મહાસભાની પ્રવૃત્તિની તાણ તથા જીવનની અનિયમિતતા છતાં એકંદરે મારું શરીર ઠીક રહ્યું હતું. મને લાગે છે આનું એક કારણ તો એ છે કે વારસામાં જ મને સારું શરીર મળ્યું છે. બીજું કારણ એ છે કે હું શરીરની ઠીક સંભાળ લઉં છું. માંદગી, નબળી તબિયત અથવા તો વધારાપડતી ચરબી એ મને ભારે શરમભરેલી વસ્તુઓ લાગે છે. એટલે કસરત, ખુલ્લી હવા અને સાદા ખોરાકથી એ વસ્તુઓને મેં પ્રયત્નપૂર્વક દૂર રાખી છે. મારો પોતાનો અનુભવ એવો છે કે હિંદુસ્તાનમાં મધ્યમવર્ગના લોકોનાં બહુ મોટા ભાગનાં દર્દો ખોટી રીતના ખોરાકને કારણે

નીપજે છે એ લોકો વધુ પ્રમાણમા અને બહુ ભારે ખોરાક ખાય છે (અનમત્ત જે લોકોને આવો દુર્વ્ય કરવાની ટેવો રાખવી પોસાય તેમની જ આ વાત છે.) હોટેલોની મા પોતાના બાળકને મીઠાઈ તથા એવી બીજી વાનીઓ વધાર પડતી ખવડાવીને આજીવન અજીર્ણનો મજબૂત પાયો નાખે છે વળી બાળકને ખૂબ કપડાંથી ઢબૂડવામા આવે છે હિંદુસ્તાનમા અગ્રેજ લોકો પણ વધારેપડતુ ખાતા હોય એમ જણાય છે જોકે તેમનો ખોરાક ઓછો ભારે હોય છે. પહેલાના અગ્રેજો કરતા હવના કંઈક સુધર્યા લાગે છે. પહેલાના અગ્રેજો તો તીખોતમતમતો અને જલદ ખોરાક ખૂબ જ પ્રમાણમાં ઉડાવતા

ખાવાની બાબતમા અનેક પ્રયોગો કરવની ચીકાશ મે રાખી નથી ભારે પદાર્થો તથા ભોજનમાં અતિક્રાન્તિ, એ બે વાતથી હું દૂર રહ્યો છુ લગભગ બધા કાશ્મીરી બ્રાહ્મણોની માફક અમારુ કુટુબ માસાહારી હતુ, એટલે બાળપણથી હુ માંસ ખાતો આવેલો, જોકે મને તેનો બહુ શોખ કદી ન હતો ૧૯૨૦માં અસહકાર આવ્યો ત્યારે મે માસ છોડી દીધુ અને હુ નિરામિષાહારી બન્યો ૭ વર્ષ પછી યુરોપ જવાનુ થયુ ત્યાંસુધી હુ નિરામિષાહારી જ રહ્યો, પણ યુરોપમા માસ પાછુ શરૂ કર્યું હિંદુસ્તાન પાછા આવ્યા પછી ફરી પાછો નિરામિષાહારી થયો અને ત્યારથી ઘણો-ખરો નિરામિષાહારી રહ્યો છુ માસાહાર મને ઠીક માફક આવે છે, પરતુ હવે મને તેનો અણગમો થયો છે, અને હવે એમા જડતાની લાગણી અનુભવાય છે

મારી માંદગીના ગાળામાં, મુખ્યત્વે કરીને ૧૯૩૨મા, જેનમાં જ્યારે ઘણા મહિના સુધી દરરોજ મને તાવ ચડતો ત્યારે હુ બહુ અકળાતો, કારણ સુદર તબિયતના મારા અભિમાનને તેથી આઘાત પહોચતો જીવનનો જે ઊભરાતો ઉલ્લાસ અને શક્તિ હુ પહેલાં અનુભવતો તેમા પહેલી જ વાર અતરાય પડયો હવે શરીર ધીમે ધીમે ઘસાશે અને નરમ પડશે એવો બાઉ મારી સામે ઊભો થયો અને તે મને ભયભીત કરવા લાગ્યો મને નથી લાગતુ કે મોતથી હું ખાસ ડરુ છુ પરતુ ધીમે ધીમે મન અને શરીર ક્ષીણ થતાં જાય એ જુદી જ વસ્તુ છે પરતુ

હું વધારેપડતો બીધો હતો એમ સિદ્ધ થયું. મારી માંદગીને હું ખંખેરી નાખી શકયો અને શરીર બરાબર કાબૂમાં આણ્યું. શિયાળામાં લાંબા વખત સુધી સૂર્યસ્નાન કરવાને લીધે મારી તબિયત ઘણી સુધરી ગઈ. જેલમાંના મારા સાથીઓ ડગલા પહેરીને અને શાલો વીંટાળીને પણ ઠૂંઠવાતા હોય ત્યારે હું ઉઘાડો થઈને તડકામાં બેસતો અને સૂર્યકિરણોના હૂંફાળા આલિંગનનો આનંદ માણતો. ઉત્તર હિંદુસ્તાનમાં શિયાળામાં જ આ પ્રમાણે તડકામાં બેસી શકાય. બીજી ઋતુમાં તો તડકો બહુ આકરો હોય છે.

કસરતમાં ખાસ મને મઝા પડતી શીર્ષાસનમાં. હાથના પંજા જોડી દઈ તેમાં માથું ટેકવીને કોણીઓ જમીનને અડાડી શરીર ટટાર રાખી પગ ઊંચે અને માથું નીચે એમ રહેવાનું. મને લાગે છે શરીરને માટે આ કસરત ઘણી સારી છે. તેની મારા માનસ ઉપર જે અસર થતી તેથી પણ આ કસરત મને ગમતી. આ કાંઈક હસવું આવે એવા વ્યાયામથી મારી વિનોદવૃત્તિ ખીલી, અને જીવનની વિચિત્રતાઓ પ્રત્યે હું વધારે સહિષ્ણુ બન્યો.

જેલજીવનમાં ઘણીવાર મન્દોત્સાહ થઈ જવાય છે. મારી સાધારણ રીતે સારી તબિયત અને તેની ખુમારી તેવા પ્રસંગોમાં મને બહુ મદદગાર નીવડતાં. જેલમાં અથવા બહાર બદલાતી પરિસ્થિતિને અનુકૂળ થઈ જવામાં પણ તેને લીધે મને બહુ મદદ થઈ છે. એવા ઘણા આઘાતો મારે વેઠવાના આવ્યા છે, જ્યારે તત્કાળ પૂરતો તો હું હતાશ જ થઈ જતો, પરંતુ મારા ધાર્યા કરતાં હું વહેલો સ્વસ્થ થઈ ગયો છું. મારા મિતાચાર અને આરોગ્યનો એક પુરાવો મને એ લાગે છે કે સખત માથું દુખવું એટલે શું એ મેં હજી કદી જાણ્યું જ નથી, તેમ અનિદ્રાથી હું કદી હેરાન થયો નથી. સુધારાના આ બે સામાન્ય રોગોથી હું મુક્ત રહ્યો છું. તેમજ વાંચવાલખવાનું પુષ્કળ અને ઘણીકવાર જેલના ઝાંખા દીવા આગળ કરવા છતાં મારી આંખો પણ સારી રહી છે. આંખના એક ખાસ દાક્તરને મારી સારી આંખો જોઈ આશ્ચર્ય થયું હતું. આઠ વરસ ઉપર તેણે કહેલું કે એક

બે વરસમાં મારે ચશ્માં લેવાં પડશે. પણ એ તેની ભારે ભૂલ નીવડી અને આજે પણ મારે ચશ્માંની જરૂર નથી પડી. આ બધી હકીકતો ઉપરથી મિતાચારી અને વિવેકી તરીકેની મારી શાખ ઠીક પડી શકે છે; પરંતુ મારે ઉમેરવું જોઈએ કે જેઓ મિતાચાર અને ગાંભીર્યનું મોટું ધતિંગ કરી મૂકે છે અને તેમાં સહેજ પણ ફેરફાર થવા દેતા નથી એવા લોકોનો મને ભારે અણગમો છે.

જ્યારે હું મારા છુટકારાની રાહ જોઈ રહ્યો હતો ત્યારે નવા પ્રકારના વ્યક્તિગત સવિનય ભંગની શરૂઆત બહાર થઈ રહી હતી. ગાંધીજીએ તેનો આરંભ કરવાનો નિશ્ચય કર્યો. સત્તાવાળાઓને પૂરેપૂરી નોટિસ આપીને પહેલી ઓગસ્ટે ગુજરાતના ખેડૂતોને સવિનય ભંગનો ઉપદેશ કરવાના ઇરાદાથી તેઓ બહાર પડ્યા. તરત જ તેમને પકડવામાં આવ્યા અને એક વરસની સજા કરી યેરવડા જેલની તેમની કોટડીમા મોકલી દેવામાં આવ્યા. તેઓ પાછા જેલમાં પહોંચી ગયા, તેથી મને આનંદ થયો. પરંતુ થોડી જ વારમાં એક નવી ગૂંચવણ ઊભી થઈ. જેલમાંથી હરિજન પ્રવૃત્તિ ચલાવવાની પહેલાં પોતાને જે સગવડો હતી તે બધી સગવડોની ગાંધીજીએ માગણી કરી. સરકારે તે આપવા ના પાડી. અમે અચાનક સાંભળ્યું કે આ મુદ્દા ઉપર ગાંધીજીએ ઉપવાસ શરૂ કર્યા છે. આવું જબરું પગલું લેવા માટે આ તો અસાધારણ નજીવી બાબત ગણાય. તેમના નિર્ણયને સમજવાનું મારે માટે તદ્દન અશક્ય હતું, જોકે સરકાર સાથેની તેમની દલીલ સંપૂર્ણ સાચી હશે. અમે કાંઈ ન કરી શક્યા અને આભા બનીને જોઈ રહ્યા.

ઉપવાસને એક અઠવાડિયું થયું અને તેમની તબિયત ઝપાટાબંધ બગડવા માંડી. તેમને ઇસ્પિતાલમાં લઈ જવામાં આવ્યા. પણ હજી તેઓ કેદી જ હતા અને હરિજન કામ માટે સગવડો આપવા સરકાર તૈયાર નહોતી. તેમણે જિજીવિષા છોડી દીધી (જે પહેલાંના ઉપવાસો દરમ્યાન હતી), અને મરણોન્મુખ બન્યા. અન્ત નજીક આવતો જણાયો. સૌની તેમણે વિદાય લીધી અને પોતાની આસપાસ જે થોડી અંગત

વસ્તુઓ પડી હતી તેનો પણ નિકાલ કરવા માંડચો, અને કેટલીક નર્સોને વહેંચી દીધી. પરંતુ સરકારનો ઇરાદો ગાંધીજીને પોતાને ત્યાં મરવા દેવાનો નહોતો. એટલે તે સાંજે તેમને અચાનક છોડી મૂકવામાં આવ્યા. સરકારે અણી ચુકાવી દીધી. એક દિવસ જો વધુ રાખ્યા હોત તો બાજી હાથમાંથી જાત. તેમને બચાવવાનો ઘણોખરો યશ મિ૦ સી. એફ. એન્ડ્રુઝને ઘટે છે, ગાંધીજીની સૂચનાની ઉપરવટ થઈને તેઓ હિંદુસ્તાન દોડી આવ્યા હતા.

દરમ્યાન ૨૩મી ઓગસ્ટે દહેરાદૂન જેલમાંથી મને ખસેડવામાં આવ્યો. દોઢ વરસ કરતાં વધુ વખત બીજી જેલોમાં રહીને હું નૈની પાછો આવ્યો. એટલામાં જ મારાં માતુશ્રીની એકાએક માંદગીના અને તેમને ઇસ્પિતાલમાં ખસેડ્યાના સમાચાર આવ્યા. તેમની સ્થિતિ વધારે ગંભીર ગણાતી હતી એટલે મને નૈનીમાંથી છોડી મૂકવામાં આવ્યો. સાધારણ રીતે મારી મુદત મોડામાં મોડી તા. ૧૨મી સપ્ટેમ્બરે પૂરી થતી હતી, પણ મને પ્રાન્તિક સરકારે તેર દિવસની વધુ માફી આપી.

## ૫૦

# ગાંધીજીની મુલાકાત

છૂટતાંવેંત હું મારાં માતુશ્રીની માંદગીના બિછાના પાસે લખનૌ પહોંચી ગયો, અને ત્યાં તેમની સાથે થોડા દિવસ રહ્યો. ઠીકઠીક લાંબા સમય પછી હું જેલમાંથી બહાર નીકળ્યો હતો. એટલે આસપાસની બધી વસ્તુઓથી અળગા પડી ગયા જેવું અને સંબંધ તૂટી ગયા જેવું મને લાગતું હતું. સૌને લાગે છે તેમ મને પણ કાંઈક આઘાત સાથે લાગ્યું કે દુનિયા તો બદલાતી આગળ ચાલી હતી અને હું જેલમાં પડ્યો પડ્યો સડી રહ્યો હતો નાનાં બાળકો, છોકરાઓ અને છોકરીઓ મોટાં થઈ ગયા હતાં, નવાં લગ્નો થયાં હતાં, નવા જન્મ થયા હતા, નવાં મરણ પણ થયાં હતાં. પ્રેમ અને દ્વેષ, પ્રવૃત્તિ અને વિનોદ, શોક અને આનંદ, કાંઈ કાંઈ બની ગયું હતું. જીવનના નવા રસો, વાતચીતના નવા વિષયો, એ બધું કાંઈક આશ્ચર્યવત્ હું જોતો અને સાંભળતો હતો. મને જાણે એક બંધિયાર ખાડીમાં મૂકીને જીવનની નદી આગળ વહી ગઈ હોય એમ લાગતું હતું. આ લાગણી બહુ આનંદદાયક તો નહિ જ કહેવાય. મારાં પરિવેષ્ટન સાથે થોડી જ વારમાં હું ગોઠવાઈ જાત, પણ તેમ કરવાની મને ઊલટ જ નહોતી થતી. હું જાણતો હતો કે જેલની બહાર થોડા જ દિવસ રહેવાનું છે, થોડા વખતમાં તો પાછા ત્યાં પહોંચી જવું પડશે. ત્યારે જે વસ્તુઓ થોડા જ દિવસોમાં છોડી જવાની છે તેમાં ગોઠવાઈ જવાની માથાકૂટમાં શીદ પડવું?

રાજ્યપ્રકરણી દૃષ્ટિએ દેશ કાંઈક શાન્ત હતો. સાર્વજનિક પ્રવૃત્તિઓ ઉપર મોટે ભાગે સરકારનું નિયમન હતું અને દબાણ પણ હતું. પ્રસંગોપાત્ત પકડાપકડી થતી હતી. પરંતુ હિંદુસ્તાનની એ શાન્તિ બહુ અર્થપૂર્ણ હતી. ઝનૂની દમનના અનુભવ પછી

જે થાક લાગે છે તેની એ અપશુકનિયાળ શાન્તિ હતી, જે શાન્તિ ઘણીવાર બહુ બોલતી શાંતિ હોય છે, છતાં જે દમન કરનાર સરકારોને કાને સંભળાતી નથી એવી એ શાન્તિ હતી. હિંદુસ્તાન એક નમૂનેદાર પોલીસરાજ્ય બની ગયું હતું, અને સરકારનાં બધાં ખાતાંમાં પોલીસમાનસ વ્યાપી રહ્યું હતું. આવી રીતે સરકારને ન ગમે તેવી બધી પ્રવૃત્તિ દાબી દેવામાં આવી હતી, અને છૂપી પોલીસ અને સરકારના આડતિયાઓની એક વિશાળ ફોજ આખા દેશમાં ફરી વળી હતી. લોકોમાં નાહિંમત, નિરાશા અને ભયનું વાતાવરણ વ્યાપ્યું હતું. કોઈ પણ રાજદ્વારી પ્રવૃત્તિ, ગામડાંમાં હોય તો વિશેષે કરીને, તત્કાળ દબાવી દેવામાં આવતી હતી. અને કોઈ મહાસભાવાદી મ્યુનિસિપાલિટી કે લોકલ બોર્ડની નોકરીમાં હોય તો ત્યાંથી તેને હાંકી કાઢવાનો બધી પ્રાન્તિક સરકારો પ્રયત્ન કરી રહી હતી. સવિનય ભંગ કરીને જેલમાં ગયેલો માણસ, સરકારને મતે, કોઈ પણ મ્યુનિસિપલ શાળામાં ભણાવવા માટે અથવા બીજી કોઈ રીતે, મ્યુનિસિપાલિટીની સેવા કરવા માટે નાલાયક ગણાતો હતો. ગુનેગાર મહાસભાવાદીને નોકરીમાંથી બરતરફ કરવામાં ન આવે તો મ્યુનિસિપાલિટી ઉપર ખૂબ દબાણ કરવામાં આવતું અને સરકારી મદદ બંધ કરી દેવાની ધમકી આપવામાં આવતી. આવા જુલમનો બધે ગવાયેલો દાખલો કલકત્તા કૉર્પોરેશનમાં બન્યો હતો. હું માનું છું કે છેવટે બંગાળ સરકારે કાયદો પસાર કર્યો હતો કે રાજદ્વારી ગુના માટે સજા પામેલા માણસને કૉર્પોરેશને નોકરીમાં ન રાખવો.

જર્મનીમાં નાઝી લોકોના અત્યાચારોના જે અહેવાલો આવતા હતા તેની હિંદુસ્તાનમાં બ્રિટિશ અમલદારો તથા બ્રિટિશ વર્તમાનપત્રો ઉપર બહુ વિચિત્ર અસર થતી હતી. હિંદુસ્તાનમાં પોતે જે બધું કરી રહ્યા હતા તેને માટે તેમને એમાંથી સમર્થન મળી જતું હતું, અને પોતે વધારે સારા છે એવા ગર્વથી તેઓ અમને કહેતા કે જો નાઝી લોકોને પનારે તમે પડ્યા હોત તો તમારી કેવી બૂરી વલે થાત. નાઝી લોકોએ નવાં ધોરણો અને નવી તવારીખ રચ્યાં હતાં, તેમની હરીફાઈમાં ઊતરવું એ સહેલી વાત નહોતી. સંભવ છે કે તેમના હાથમાં આપણી વધારે ખરાબ

દશા થઈ હોત. પરંતુ હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં પાંચ વર્ષમાં શું શું બન્યું હતું તેની બધી હકીકત મારી પાસે નહોતી એટલે બેની તુલના કરવાનું કામ મારે માટે કઠણ હતું. હિંદુસ્તાનમાંની બ્રિટિશ સરકાર તો દાનના પેલા સિદ્ધાંતને બરાબર માને છે કે ડાબો હાથ જે કરે તે જમણાએ પણ જાણવું ન જોઈએ. એટલે તટસ્થ તપાસની જેટલી દરખાસ્તો આવી તે તેણે ઉડાવી દીધી છે, જોકે આવી તપાસોમાં સરકારી અમલદારોનું બળ જ વધારે તો હોય છે. હું ધારું છું કે સાધારણ અંગ્રેજ અત્યાચારને ધિક્કારે છે એ સાચું છે. નાત્ઝી લોકો જે પ્રમાણે 'પશુતા' શબ્દ બહુ હોંશથી વાપરે છે અને તેમાં છડેચોક માન પણ સમજે છે એવું અંગ્રેજ લોકો કરે એ હું કલ્પી શકતો નથી. જ્યારે એવું પશુતાભર્યું કૃત્ય તેમને કરવું પડે ત્યારે તેથી તે જરા શરમાય પણ છે. પરન્તુ આપણે જર્મન હોઈએ, અંગ્રેજ હોઈએ કે હિંદી હોઈએ, મને ભય છે કે આપણી સભ્યતાનું આવરણ બહુ પાતળું છે અને જ્યારે આપણે આવેશમાં આવી જઈએ છીએ ત્યારે એ આવરણ તૂટી જાય છે અને ભીતરનું જે દર્શન થાય છે તે જોવું ગમે તેવું હોતું નથી. છેલ્લા મહાયુદ્ધમાં માણસો સારી પેઠે પશુ બન્યા, અને યુદ્ધનાં ભયાનક પરિણામ કેવાં આવે છે તે યુદ્ધવિરામ પછી પણ જર્મની ઉપર સખત ઘેરો રાખી તેની પાસે ભયંકર ભૂખમરો વેઠાવવામાં આવ્યો હતો તે ઉપરથી જોઈ શકાતું હતું. એક અંગ્રેજ લેખકે તેનું એવું વર્ણન કર્યું છે કે: "કોઈ પણ પ્રજાએ કદી પણ કર્યાં હોય તે કરતાં વધારે અર્થહીન, પાશવ અને બીભત્સ અત્યાચારો એ હતા." ૧૮૫૭ અને ૧૮૫૮ની સાલો હિંદુસ્તાનમાં હજી ભુલાઈ નથી. જ્યારે માણસના સ્વાર્થ ઉપર કાપ પડવાની વાત આવે છે ત્યારે તે પોતાની ખાનદાની અને શિષ્ટાચાર બધું ભૂલી જાય છે, પછી તો અસત્ય એ 'પ્રચાર' અને પાશવી અત્યાચાર એ 'શાસ્ત્રીય દમન' તથા 'ન્યાય અને વ્યવસ્થા' જાળવવાને અંગે આવશ્યક સાધન બને છે.

એ કાંઈ અમુક વ્યક્તિઓનો કે અમુક પ્રજાનો દોષ નથી. એવા સંજોગોમાં ઓછાવત્તા પ્રમાણમાં દરેક એ જ પ્રમાણે વર્તે છે. કોઈ પણ પરાધીન દેશમાં રાજ્યસત્તા પ્રત્યે અમુક વિરોધ

ગૂઢ રહેતો જ હોય છે. વખતોવખત તે પ્રગટ અને ધમકીભર્યો થઈ ઊઠે છે. આ વિરોધને લીધે રાજ્યકર્તા મંડળમાં લશ્કરી ગુણો તેમજ દોષો કેળવાય છે. હિંદુસ્તાનમાં છેલ્લાં થોડાં વર્ષોમાં આ લશ્કરી ગુણો અને દોષો તેના ઉત્કટ સ્વરૂપમાં આપણને અનુભવવાના મળ્યા છે, કારણ આપણો વિરોધ પ્રબળ અને અસરકારક થયો છે. પણ અમુક અંશે હિંદુસ્તાનમાં આપણે એ લશ્કરી માનસ (અથવા ખરી રીતે તેના અભાવ)ની બરદાસ કરી લેવી પડે છે. સામ્રાજ્યભાવનાનું એ એક પરિણામ છે, અને તેમાં બન્ને પક્ષનો અધઃપાત થાય છે. હિંદીઓનો અધઃપાત તો ઠીકઠીક ઉઘાડો છે બીજા પક્ષનો અધઃપાત વધારે સૂક્ષ્મ છે. જ્યારે વિષમ પરિસ્થિતિ ઊભી થાય છે ત્યારે એ પ્રગટ થાય છે. વળી એક ત્રીજું મંડળ પણ છે, જેને કમનસીબે બન્ને પક્ષનો અધઃપાત આવે છે.

મોટા અમલદારોનાં ભાષણો વડી તથા પ્રાંતિક ધારાસભાઓમાં પુછાતા સવાલોના તેમણે આપેલા જવાબો તથા સરકારની યાદીઓ વાંચવાનો પુષ્કળ અવકાશ મને જેલમાં મળ્યો છે. ગયાં ત્રણ વર્ષોમાં મેં જોયું છે કે તેમનામાં દેખાઈ આવે એવો ફેરફાર થઈ રહ્યો હતો. વળી આ ફેરફાર ક્રમે ક્રમે વધુ સ્પષ્ટ થતો જતો હતો. તેઓમાં ધુરકિયાં કરવાની ટેવ વધતી જતી હતી, પોલીસનો વડો સાર્જન્ટ પોતાના માણસો સાથે જે ઢબે વાત કરે તે ઢબ તેઓ કેળવતા જતા હતા ૧૯૩૩ના નવેમ્બર કે ડિસેમ્બરમાં બંગાળમાં, હું ધારું છું કે મિદનાપુર જિલ્લાના કમિશ્નરે એક ભાષણ કરેલું, તે ભાષણ હું કહું છું તેનું વિલક્ષણ ઉદાહરણ છે. આ ભાષણોની માળા જાણે 'પરાજિતોનું સત્યાનાશ થાઓ' વાળી ભાવનાના સૂત્ર ઉપર રહેલી છે. બિનસરકારી યુરોપિયનો, વિશેષે કરીને બંગાળમાં, સરકારી યુરોપિયનોને પણ ટપી જાય છે તેમનાં ભાષણોમાં, તેમજ કૃત્યોમાં તેઓ અતિશય સ્પષ્ટ 'ફાસિસ્ટ' વૃત્તિ બતાવતા માલૂમ પડ્યા છે

આપણી આંખો ઉઘાડે એવો પાશવી અત્યાચારનો બીજો તાજો દાખલો તે સિંધમાં સજા પામેલા કેટલાક ગુનેગારોને જાહેરમાં દીધેલી ફાંસીનો છે. સિંધમાં ગુના વધતા જતા હતા

દશા થઈ હોત. પરંતુ હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં પાંચ વર્ષમાં શું શું બન્યું હતું તેની બધી હકીકત મારી પાસે નહોતી એટલે બેની તુલના કરવાનું કામ મારે માટે કઠણ હતું. હિંદુસ્તાનમાંની બ્રિટિશ સરકાર તો દાનના પેલા સિદ્ધાંતને બરાબર માને છે કે ડાબો હાથ જે કરે તે જમણાએ પણ જાણવું ન જોઈએ. એટલે તટસ્થ તપાસની જેટલી દરખાસ્તો આવી તે તેણે ઉડાવી દીધી છે, જોકે આવી તપાસોમાં સરકારી અમલદારોનું બળ જ વધારે તો હોય છે. હું ધારું છું કે સાધારણ અંગ્રેજ અત્યાચારને ધિક્કારે છે એ સાચું છે. નાત્ઝી લોકો જે પ્રમાણે 'પશુતા' શબ્દ બહુ હોંશથી વાપરે છે અને તેમાં થોડેઘણે માન પણ સમજે છે એવું અંગ્રેજ લોકો કરે એ હું કલ્પી શકતો નથી. જ્યારે એવું પશુતાભર્યું કૃત્ય તેમને કરવું પડે ત્યારે તેથી તે જરા શરમાય પણ છે પરંતુ આપણે જર્મન હોઈએ, અંગ્રેજ હોઈએ કે હિંદી હોઈએ, મને ભય છે કે આપણી સભ્યતાનું આવરણ બહુ પાતળું છે અને જ્યારે આપણે આવેશમાં આવી જઈએ છીએ ત્યારે એ આવરણ તૂટી જાય છે અને ભીતરનું જે દર્શન થાય છે તે જોવું ગમે તેવું હોતું નથી છેલ્લા મહાયુદ્ધમાં માણસો સારી પેઠે પશુ બન્યા, અને યુદ્ધનાં ભયાનક પરિણામ કેવાં આવે છે તે યુદ્ધવિરામ પછી પણ જર્મની ઉપર સખત ઘેરો રાખી તેની પાસે ભયંકર ભૂખમરો વેઠાવવામાં આવ્યો હતો તે ઉપરથી જોઈ શકાતું હતું એક અંગ્રેજ લેખકે તેનું એવું વર્ણન કર્યું છે કે: "કોઈ પણ પ્રજાએ કદી પણ કર્યા હોય તે કરતાં વધારે અર્થહીન, પાશવ અને બીભત્સ અત્યાચારો એ હતા" ૧૮૫૭ અને ૧૮૫૮ની માયો હિંદુસ્તાનમાં હજી ભુંસાઈ નથી. જ્યારે માણસના સ્વાર્થ ઉપર કાપ પડવાની વાત આવે છે ત્યારે તે પોતાની ખાનદાની અને શિષ્ટાચાર બધું ભૂલી જાય છે, પછી તો અસત્ય એ 'પ્રચાર' અને પાશવી અત્યાચાર એ 'શાસ્ત્રીય દમન' તથા 'ન્યાય અને વ્યવસ્થા' જાળવવાને અંગે આવશ્યક સાધન બને છે.

એ કોઈ અમુક વ્યક્તિઓનો કે અમુક પ્રજાનો દોષ નથી. એવા સંજોગોમાં ઓછાવત્તા પ્રમાણમાં દરેક એ જ પ્રમાણે વર્તે છે. કોઈ પણ પરાધીન દેશમાં રાજ્યસત્તા પ્રત્યે અમુક વિરોધ

ગૂઢ રહેલો જ હોય છે. વખતોવખત તે પ્રગટ અને ધમકીભર્યો થઈ ઊઠે છે. આ વિરોધને લીધે રાજ્યકર્તા મંડળમાં લશ્કરી ગુણો તેમજ દોષો કેળવાય છે. હિંદુસ્તાનમાં છેલ્લાં થોડાં વર્ષોમાં આ લશ્કરી ગુણો અને દોષો તેના ઉત્કટ સ્વરૂપમાં આપણને અનુભવવાના મળ્યા છે, કારણ આપણો વિરોધ પ્રબળ અને અસરકારક થયો છે. પણ અમુક અંશે હિંદુસ્તાનમાં આપણે એ લશ્કરી માનસ (અથવા ખરી રીતે તેના અભાવ)ની બરદાસ કરી લેવી પડે છે. સામ્રાજ્યભાવનાનું એ એક પરિણામ છે, અને તેમાં બન્ને પક્ષનો અધઃપાત થાય છે. હિંદીઓનો અધઃપાત તો ઠીકઠીક ઉઘાડો છે. બીજા પક્ષનો અધઃપાત વધારે સૂક્ષ્મ છે. જ્યારે વિષમ પરિસ્થિતિ ઊભી થાય છે ત્યારે એ પ્રગટ થાય છે. વળી એક ત્રીજું મંડળ પણ છે, જેને કમનસીબે બન્ને પક્ષનો અધઃપાત આવે છે.

મોટા અમલદારોનાં ભાષણો, વડી તથા પ્રાંતિક ધારાસભાઓમાં પુછાતા સવાલોના તેમણે આપેલા જવાબો તથા સરકારની યાદીઓ વાંચવાનો પુષ્કળ અવકાશ મને જેલમાં મળ્યો છે. ગયાં ત્રણ વર્ષોમાં મેં જોયું છે કે તેમનામાં દેખાઈ આવે એવો ફેરફાર થઈ રહ્યો હતો. વળી આ ફેરફાર ક્રમે ક્રમે વધુ સ્પષ્ટ થતો જતો હતો. તેઓમાં ધુરકિયાં કરવાની ટેવ વધતી જતી હતી, પોલીસનો વડો સાર્જન્ટ પોતાના માણસો સાથે જે ઢબે વાત કરે તે ઢબ તેઓ કેળવતા જતા હતા. ૧૯૩૩ના નવેમ્બર કે ડિસેમ્બરમાં બંગાળમાં, હું ધારું છું કે મિદનાપુર જિલ્લાના કમિશ્નરે એક ભાષણ કરેલું, તે ભાષણ હું કહું છું તેનું વિલક્ષણ ઉદાહરણ છે. આ ભાષણોની માળા જાણે 'પરાજિતોનું સત્યાનાશ થાઓ' વાળી ભાવનાના સૂત્ર ઉપર રહેલી છે. બિનસરકારી યુરોપિયનો, વિશેષે કરીને બંગાળમાં, સરકારી યુરોપિયનોને પણ ટપી જાય છે. તેમનાં ભાષણોમાં તેમજ કૃત્યોમાં તેઓ અતિશય સ્પષ્ટ 'ફાસિસ્ટ' વૃત્તિ બતાવવા મંડ્યા છે.

આપણી આંખો ઉઘાડે એવો પાશવી અત્યાચારનો બીજો તાજો દાખલો તે સિંધમાં સજા પામેલા કેટલાક ગુનેગારોને જાહેરમાં દીધેલી ફાંસીનો છે. સિંધમાં ગુના વધતા જતા હતા

એટલે ત્યાંના મત્તાવાળાઓએ નક્કી કર્યું કે બીજાઓને ધાક બેસાડવા ખાતર આ કેદીઓને જાહેરમાં ફાંસી દેવી. કમકમો ઉપજાવે એવું એ દૃશ્ય જોવા જવાની લોકોને તમામ સગવડો આપવામાં આવી હતી અને સાંભળ્યું છે કે હજારો લોકો એ જોવા પણ ગયા હતા!

આમ જેલમાંથી છૂટ્યા પછી દેશની રાજદ્વારી અને અર્થ-પ્રકરણી પરિસ્થિતિ ઉપર મેં નજર નાખી વળ્યો એ જોઈ મેં ભાગ્યે જ કાંઈ ઉત્સાહ અનુભવ્યો મારા ઘણા સાથીઓ જેલમાં હતા, નવી પકડાપકડી થયે જતી હતી, બધા ઑર્ડિનન્સો હવે કાયદા તરીકે અમલમાં હતા, ચોકીદારી (સેન્સર) ખાતું છાપાને મોઢે ડૂચો મારીને બેઠું હતું, અને અમારો પત્રવ્યવહાર અસ્તવ્યસ્ત કરી નાખતું હતું મારા એક સાથી શ્રી અહમદ કિડવાઈ પોતાના પત્રવ્યવહારમાં ચોકીદારી ખાતા તરફથી જે વાહિયાત દખલગીરી થઈ રહી હતી તે માટે બહુ ચિડાયા હતા કાગળો રોકી રાખવામાં આવે, બહુ મોડા મળે, ખોવાઈ પણ જાય અને તેને લીધે તેમનું બધું કામકાજ ચૂંથાઈ જાય ચોકીદારી અમલદાર પોતાનું કામ કાંઈક વધારે વ્યવસ્થાપૂર્વક કરે તે માટે તેને અપીલ કરવાની તેમની ઇચ્છા હતી પણ તેમણે લખવું કોને? ચોકીદારી અમલદાર થોડો જ કોઈ જાહેરમાં જાણીતો અમલદાર હતો? છૂપી પોલીસ ખાતાનો કોઈક હશે અથવા તો છૂપી રીતે કામ કરનાર બીજો કોઈક અમલદાર હશે, પરંતુ તેના અસ્તિત્વનો અને તેના કાર્યનો ખુલ્લી રીતે સ્વીકાર કરવામાં આવતો નહોતો આ મુશ્કેલીનો નિકાલ શ્રી અહમદે એવી રીતે આણ્યો કે તેમણે કાગળ ચોકીદારી અમલદારને સંબોધીને લખ્યો પણ પરબીડિયા ઉપર પોતાનું જ સરનામું કર્યું! અને સાચે જ એવું બન્યું કે કાગળ નિર્ધારિત સ્થાને પહોંચ્યો અને શ્રી અહમદના પત્રવ્યવહારની બાબતમાં થોડોક સુધારો પણ થયો

મારી ઇચ્છા જેલમાં પાછા જવાની નહોતી હું જેલથી ધરાયો હતો પરંતુ તમામ રાજ્યપ્રકરણી પ્રવૃત્તિમાંથી નીકળી જવાનો નિર્ણય હું ન કરું ત્યાંસુધી વર્તમાન સંજોગોમાં જેલ હું કેવી રીતે ટાળી શકું એ મને સૂઝતું નહોતું અને રાજદ્વારી

પ્રવૃત્તિ છોડવાનો તો મારો ઇરાદો જ નહોતો, એટલે મને લાગ્યુ કે સરકાર સાથે અથડામણમાં મારે આવવું જ પડવાનું. કોઈ પણ ક્ષણે મારી ઉપર હુકમ બજાવવામાં આવે કે અમુક મારે કરવુ કે અમુક ન કરવું. અને કોઈ પણ રીતે વર્તવાની મને ફરજ પાડવામાં આવે તેની સામે તો મારો આખો સ્વભાવ બંડ ઉઠાવતો હતો. હિંદુસ્તાનમાં લોકો ઉપર જુલમ કરી તેમને દાબી દેવાનો પ્રયત્ન ચાલી રહ્યો હતો. હું લાચાર હતો. બધાને માટે તો કશું કરી શકું એમ નહોતું; એટલે મારે પોતે જુલમને વશ ન થવું અને દબાઈ ન જવું એ જ એક માર્ગ હતો.

પરંતુ હું ફરી જેલમાં જાઉં તે પહેલાં કેટલીક વસ્તુઓ મારે પતાવી નાખવી હતી. મારાં માતુશ્રીની માંદગીને લીધે તેમની સારવારમાં રહેવાની મારી પ્રથમ ફરજ હતી. એ બહુ ધીમે ધીમે સાજાં થયાં. સુધારો બહુ ધીમો હતો અને એક વરસ સુધી તો એ પથારીવશ જ રહ્યાં. હું ગાંધીજીને મળવા આતુર હતો. પોતાના છેલ્લા ઉપવાસ પછી તેઓ પૂનામાં સાજા થઈ રહ્યા હતા. બે વરસ કરતાંય વધારે વખત થયાં હું તેમને મળ્યો નહોતો. વળી મારા પ્રાંતના જેટલા સાથીઓને મળી શકાય તેટલાને મળવાની પણ મારી ઇચ્છા હતી. તેમની સાથે હિંદુસ્તાનની વર્તમાન રાજ્યપ્રકરણી પરિસ્થિતિ ઉપરાંત દુનિયાની પરિસ્થિતિ વિષે તથા મારા મગજમાં જે વિચારો ઘોળાતા હતા તે વિષે મારે વાતો કરવી હતી. તે વખતે મને એમ લાગતું હતું કે આખી દુનિયા એક રાજકીય અને આર્થિક હોનારત તરફ ધસી રહી છે; અને આપણા રાષ્ટ્રીય કાર્યક્રમો નક્કી કરતી વખતે આ વસ્તુ આપણે ધ્યાનમાં રાખવી જોઈએ.

મારે થોડુંક મારા ઘરના કામકાજ તરફ પણ ધ્યાન આપવાનું હતું. અત્યારસુધી મેં તેની દરકાર જ નહોતી કરી. મારા પિતાશ્રીના મૃત્યુ પછી તેમનાં કાગળિયાં પણ મેં જોયાં નહોતાં. અમારું ખર્ચ તો અમે બહુ જ ઓછું કરી નાખ્યું હતું, છતાં અમને પોસાય તે કરતાં હજી તે ઘણું વધારે હતું. પણ જ્યાંસુધી અમે અમારા જૂના ઘરમાં રહીએ ત્યાંસુધી ખર્ચમાં વધુ ઘટાડો કરવાનું શક્ય નહોતું. અમે મોટર તો રાખતાં જ

નહિ, કારણ મોટર રાખી શકીએ એવી અમારી સ્થિતિ નહોતી. વળી કોઈ પણ ક્ષણે સરકાર એ જપ્ત પણ કરે. આમ હું પોતે નાણાં સંબંધી મુસ્કેલીમાં હતો, ત્યારે રમૂજની વાત તો એ છે કે બીજી તરફથી નાણાંની માગણી કરનારા ઢગલાબંધ કાગળો મારી ઉપર આવતા હતા. (ચોકીદારી અમલદારને આ કાગળો સામે કશો જ વાંધો નહોતો!) મારે વિષે એક સર્વસામાન્ય પણ ભ્રામક ખ્યાલ બંધાઈ ગયેલો હતો — વિશેષે કરીને દક્ષિણ હિંદુસ્તાનમાં, — કે હું ભારે તવંગર છું.

મારા છૂટ્યા પછી મારી નાની બહેન કૃષ્ણાનું વેશવાળ થયું, અને મને ફરી પાછો ઝડપી લેવામાં આવે તે પહેલાં લગ્ન પતાવી નાંખવાનો મારો વિચાર હતો. કૃષ્ણા પણ એક વરસની સજા ભોગવીને થોડા જ મહિના અગાઉ છૂટેલી હતી.

મારાં માતુશ્રીની પથારી છોડી શકયો કે તરત જ ગાંધીજીને મળવા હું પૂના ઊપડ્યો. તેમને ફરી મળતાં અને નબળા હતા છતાં તબિયતમાં જલદી સુધારો થતો જતો હતો તે જોઈને મને બહુ આનંદ થયો. અમારે લાંબી વાતો થઈ. જીવન વિષેના તથા રાજ્યપ્રકરણ અને અર્થપ્રકરણ વિષેના અમારા વિચારોમાં બહુ ભારે તફાવત હતો એ તો ઉઘાડું હતું. પરંતુ મારા વિચારોને બને તેટલા મળતા થવાનો ઉદારભાવે તેમણે જે પ્રયત્ન કર્યો તેથી હું આભારવશ થયો. પાછળથી પ્રગટ થયેલા અમારા પત્રવ્યવહારમાં જે વિશાળ પ્રશ્નો મારા મગજમાં ભમતા હતા તેની ચર્ચા કરેલી છે. જોકે એ બધાનો ઉલ્લેખ તેમાં કાંઈક અસ્પષ્ટ ભાષામાં છે, છતાં વિચારની મુખ્ય દિશા તો સ્પષ્ટ છે. ગાંધીજીએ જાહેર કર્યું કે સ્થાપિત હકોને અ-સ્થાપિત કરવા જોઈશે, તેથી મને બહુ આનંદ થયો, જોકે તેમણે એ વસ્તુ ઉપર ભાર મૂકેલો કે આ ક્રિયા જબરદસ્તીથી નહિ પણ હૃદયપલટો કરીને કરવી જોઈએ. મારા વિચાર પ્રમાણે હૃદયપલટાની તેમની કેટલીક રીતો વિનયી અને વિવેકશીલ જબરદસ્તીથી બહુ ઊતરી નથી એટલે એ ભેદ મને બહુ મોટો ન લાગ્યો. ગોળગોળ સિદ્ધાન્તો ઉપર વિચાર કરવનો તેમને અણગમો છે એ હું જાણતો હતો, અને આ વખતે પણ મને

એમ લાગ્યું; છતાં હકીકતો એઓ હમેશાં સ્વીકારે છે એટલે તેમાંથી અચૂક નીકળતા પરિણામ તરીકે એઓ ક્રમે ક્રમે મૂલગામી સામાજિક ફેરફાર કરવા અનિવાર્ય છે એમ સ્વીકારશે એમ મેં માનેલું. એઓ એક વિલક્ષણ વ્યક્તિ છે. મિ. વેરિયર એલ્વિને તેમને વિષે કહ્યું છે તેમ મધ્યકાલિન કૅથલિક સંતની કોટિના એ પુરુષ છે. પરંતુ તેની સાથે જ તેઓ એક વ્યવહારદક્ષ લોકનેતા છે અને હિંદના ખેડુતોની નાડીની તેમને હમેશાં સાચી પારખ છે*. બારીક મામલા વખતે તેઓ કયે માર્ગે વળે એ કહેવું મુશ્કેલ છે. પરંતુ ગમે તે માર્ગે તેઓ વળે, કાંઈ નવાજૂની તો ચોક્કસ હતી જ. આપણા વિચાર પ્રમાણે તેઓ ખોટે રસ્તે જતા હોય તોપણ, તેમનો રસ્તો હંમેશાં સીધો હોવાનો એ વિષે તો શંકા જ નથી. તેમની સાથે કામ કરવામાં મજા તો હતી, પરંતુ જો જરૂર જ ઊભી થાય તો પછી જુદો માર્ગ પણ લેવો પડે.

મને લાગ્યું કે તત્કાળ, તો આ પ્રશ્ન ઊભો થતો નથી. આપણે આપણી રાષ્ટ્રીય લડતની મઝધારે હતા. સિદ્ધાન્તમાં હજી મહાસભાનો કાર્યક્રમ સવિનય ભંગનો જ હતો, જોકે તેને વ્યક્તિગત સ્વરૂપ આપવામાં આવ્યું હતું. જેવા હોઈએ તેવા અમારે અમારો કાર્યક્રમ આગળ ધપાવ્યે રાખવો જોઈએ. લોકોમાં, વિશેષે કરીને રાજદ્વારી બાબતમાં વિશેષ જાગૃત એવા મહાસભાના કાર્યકર્તાઓમાં સમાજવાદી વિચારો ફેલાવવાનો અમારે પ્રયત્ન કરવો જોઈએ કે જેથી કરીને નવો કાર્યક્રમ જાહેર કરવાનો વખત આવી પહોંચે ત્યારે અમે ઠીકઠીક આગળ પગલું ભરવાને તૈયાર હોઈએ. દરમ્યાન મહાસભા તો હજી એકાયદા સંસ્થા હતી અને બ્રિટિશ સરકાર તેને છૂંદી નાખવા મથતી હતી એટલે અમારે એ હુમલાનો પ્રતિકાર કરવાનો હતો.

* આ સ્થાને અંગ્રેજી વાક્યપ્રયોગમાં કંઈક શરતચૂક લાગે છે. અક્ષરશઃ ભાષાન્તર કરીએ તો આવું ભાષાન્તર થાય: "એમની નાડી હમેશાં હિંદના ખેડૂતો ઉપર છે." —ભા. ક.

ગાંધીજીની સામે ઉપસ્થિત થયેલો મુખ્ય પ્રશ્ન અંગત હતો. તેમણે પોતે શું કરવું? તેઓ ભારે ગૂંચવાડામાં આવી પડ્યા હતા. જો પોતે ફરી જેલમાં જાય તો હરિજન કામ માટેની છૂટનો એનો એ પ્રશ્ન ફરી ઊભો થાય. એમ જ ધારી લેવું જોઈએ કે સરકાર છૂટ ન આપે. એટલે એમને ફરી ઉપવાસ આદરવા પડે. ત્યારે શું એના એ ક્રમનું પુનરાવર્તન કરવું? આવી ઉંદર-બિલાડી જેવી નીતિના ભોગ થઈ પડવા ગાંધીજી તૈયાર નહોતા. તેમણે કહ્યું કે જો મારે એ છૂટને માટે ફરી ઉપવાસ કરવા પડે તો તો મને છોડી દેવામાં આવે છતાં ઉપવાસ ચાલુ જ રહે. એટલે એ ઉપવાસ તો મરણ પર્યન્તના જ થાય

તેમની આગળ બીજો માર્ગ એ હતો કે એક વરસની સજાની બાકીની મુદત (હજી સાડાદસ મહિના બાકી રહ્યા હતા) પોતે જેલ વહોરવી નહિ અને એ બધો વખત હરિજન કાર્યને જ આપવો, પરંતુ તેમ કરતાં મહાસભાના કાર્યકર્તાઓને મળવાનું પણ બને અને જરૂર હોય ત્યાં તેમને સલાહ પણ આપતા રહે.

તેમણે મારી આગળ ત્રીજો માર્ગ એ સૂચવ્યો હતો કે થોડા વખત માટે પોતે મહાસભામાંથી બિલકુલ નિવૃત્ત થઈ જાય અને તેમના શબ્દોમાં કહું તો મહાસભા 'જુવાનિયાઓ'ના હાથમાં સોંપી દે.

ઉપવાસવાળા માર્ગમાં તો ભૂખમરાથી મોત જ નીપજે એ પરિણામ દેખાતું હતું એટલે અમારામાંથી કોઈ પણ એ સલાહ આપે એ શક્ય નહોતું. વળી મહાસભા જ્યારે બેકાયદા સંસ્થા હતી તેવે વખતે ત્રીજો માર્ગ બહુ અનિષ્ટ લાગતો હતો. તેનાં બે જ પરિણામ આવે એમ હતું. એક તો સવિનય ભંગ અને એવા સીધા પ્રતિકારો તત્કાળ પાછા ખેંચી લેવામાં આવે અને કાયદેસર તથા બંધારણપૂર્વકની પ્રવૃત્તિઓમાં ઊતરી પડવું પડે. બીજું બહારવટે પડેલી મહાસભાનો ગાંધીજી પણ ત્યાગ કરે એટલે સરકાર તેને વધારે છૂંદી નાખે. આ ઉપરાંત, જો બેકાયદા સંસ્થા ભેગી મળી ન શકે અને પોતાની નીતિ વિષે ચર્ચા ન કરી શકે તેનો કબજો લેવા કોઈ મંડળ તૈયાર શી રીતે થાય? આમ બે માર્ગ ત્યાજ્ય લાગ્યા, એટલે તેમણે સૂચવેલા ત્રણ માર્ગોમાંથી વચલો

આપોઆપ રહ્યો. અમારામાંના ઘણાને એ પસંદ નહોતો, કારણ સવિનય ભંગના રહ્યાસહ્યા અવશેષને એ માર્ગથી સખત ફટકો પડશે એ અમે જાણતા હતા. જ્યારે મુખ્ય નેતા જ લડતમાંથી નિવૃત્ત થાય ત્યારે આગમાં કૂદી પડનારા બીજા ઉત્સાહી કાર્યકર્તાઓ નીકળે એ બનવા જોગ નહોતું. પણ આ ગૂંચવાડામાંથી બીજો કોઈ માર્ગ જ નહોતો. એટલે એ નિર્ણય પ્રમાણે ગાંધીજીએ પોતાનું નિવેદન બહાર પાડ્યું.

સવિનય ભંગ પાછો ખેંચી લેવાનો તો આ મોકો નહોતો જ અને તે ધીમો ચાલે તોપણ ચાલુ જ રાખવો એ બાબતમાં ગાંધીજી તથા હું બન્ને સંમત થયા, જોકે કદાચ અમારાં બન્નેનાં કારણો જુદાં જુદાં હશે. બાકી તો મારો વિચાર લોકોનું ધ્યાન સમાજવાદી સિદ્ધાન્તો અને દુનિયાની પરિસ્થિતિ તરફ ખેંચવાનો હતો.

પાછા ફરતાં થોડા દિવસ હું મુંબઈ રોકાયો. સદ્‌ભાગ્યે ઉદયશંકર ત્યાં જ હતા એટલે તેમનું નૃત્ય જોવાનું મળ્યું: આ એક અણધાર્યો લહાવો હતો, અને મને તેથી બહુ મજા પડી. નાટક, સંગીતના જલસા, ચિત્રપટ (સિનેમા), બોલપટ (ટૉકી), રેડિયો — એ બધું ઘણાં વર્ષોથી મારા ભાગ્યમાં રહ્યું નહોતું, કારણ મારા છુટકારાના ગાળાઓમાં પણ હું બીજી પ્રવૃત્તિઓમાં ખૂંચેલો રહેતો. અત્યારસુધી હું એક જ બોલપટ જોવા ગયો છું અને ચિત્રપટના નટોનાં મોટાં નામો મારે માટે નામમાત્ર જ છે. નાટકની ખોટ મને ખાસ સાલે છે. પરદેશોમાં જે નવી નવી કૃતિઓ થઈ છે તેને વિષે વાંચું છું ત્યારે મને ઈર્ષ્યા થાય છે. જેલની બહાર હતો ત્યારે પણ ઉત્તર હિંદુસ્તાનમાં તો સારાં નાટકો જોવાની ભાગ્યે જ તક મળે એમ હતું, કારણ ત્યાં એવાં નાટકો જ થતાં નહોતાં. હું માનું છું બંગાળી, ગુજરાતી અને મરાઠી નાટકોએ કંઈક પ્રગતિ કરી છે. પણ હિંદુસ્તાની રંગભૂમિ તો ભારે કાચી અને કલાહીન હતી. 'હતી' એટલા માટે કહું છું કે તેમાં છેલ્લા કંઈ સુધારા થયા હોય તો તે હું જાણતો નથી, મેં સાંભળ્યું છે કે ઘણાંખરાં હિંદી પટો — મૂક તેમજ બોલતાં — ભૂલેચૂકે પણ કળાને પ્રવેશ કરવા દેતાં નથી. સામાન્ય રીતે એમાં ગાયનોવાળાં

અથવા કઢંગી રીતે લાગણીઓનું પ્રદર્શન કરતાં નાટકો હોય છે તેનું વસ્તુ પ્રાચીન હિંદી ઇતિહાસમાંથી અથવા પુરાણોમાંથી લીધેલું હોય છે

હું માનું છું કે શહેરી લોકોને ગમતી વસ્તુઓ તેઓ આપે છે આ બેહૂદા અને ત્રાસદાયક તમાશાને, લોકગીતોમાં અને લોકનૃત્યોમાં તથા ગ્રામ નાટકોમાં પણ હજી જીવતી રહેલી કળામયતા સાથે સરખાવતાં, તફાવત એકદમ જણાઈ આવે છે બંગાળમાં, ગુજરાતમાં તથા દક્ષિણમાં હજી ગામડાના લોકો સ્વભાવે જ કેવા કળારસિક છે — ભલે તેઓને તેનું ભાન ન હોય — એ જ્યારે જોવામાં આવે છે ત્યારે આપણને સાનંદાશ્ચર્ય થાય છે પણ મધ્યમવર્ગના લોકો એવા નથી રહ્યા તેઓ પોતાના મૂળિયાં ખોઈ બેઠા છે અને સૌન્દર્યવૃત્તિની કશી પરંપરા તેમનામાં રહી નથી જર્મની તથા ઑસ્ટ્રિયામાં ઢગલાબંધ છપાતાં સસ્તાં અને ભડકામણાં ચિત્રોથી તેઓ રાચે છે બહુ થઈ જાય તો રવિવર્માનાં ચિત્રો સુધી તેમની રસવૃત્તિ પહોંચે છે વાદ્યોમાં હારમોનિયમ એ તેમનું માનીતું વાદ્ય છે (સ્વરાજ સરકારના સૌથી પહેલા પસાર થનારા કાયદામાં આ ભમરાળા વાદ્યનો પ્રતિબંધ કરનારો કાયદો હશે જ એ આશા હું રાખી બેઠો છું) વળી લખનૌ તથા બીજેના મોટા તાલુકદારોના ઘરોમાં કળાના તમામ કાનૂનોનો જે ભંગ થાય છે અને જે ત્રાસદાયક રેઢિયાળપણું જોવામાં આવે છે તેથી તો તોબા છે તેમની પાસે પૈસા હોય છે અને તેનું પ્રદર્શન કરવા તેઓ ઇચ્છે છે એટલે તેમને મળવા જનારા લોકોને તેમની આ અભિલાષાની તૃપ્તિના દુખી સાક્ષીઓ થવું પડે છે

તાજેતરમાં કળા વિષે જાગૃતિ આવી છે તેમાં પ્રતિભાશાળી ટાગોર કુટુંબ મુખ્ય માર્ગદર્શક છે તેની અસર આખા હિંદુસ્તાન ઉપર પડી છે પરંતુ દેશના લોકો જ્યાં ડગલે ને પગલે દબાતા હોય, કચડાતા હોય, જકડાઈ ગયેલા હોય અને ભયના વાતાવરણમાં રહેતા હોય ત્યાં કોઈ પણ કળા શી રીતે ખીલી કે ફૂલીફાલી શકે ?

મુંબઈમાં મને ઘણા મિત્રો અને સાથીઓ મળ્યા તેમાંના કેટલાક તો તાજા જ જેલમાંથી બહાર આવેલા હતા. ત્યાં

સમાજવાદી તત્ત્વોનું પ્રાબલ્ય ઠીક હતું અને મહાસભાની આગલી હરોળમાં જે નવી ઘટનાઓ બની હતી તે પ્રત્યે ક્રોધની લાગણી પણ ઠીકઠીક હતી. ગાંધીજી રાજ્યપ્રકરણમાં પોતાના અધ્યાત્મને લાગુ પાડતા હતા તે માટે તેમને ઊધડા લેવામાં આવતા હતા. આમાંની ઘણી ટીકાઓ સાથે હું સંમત હતો, પરંતુ એક વસ્તુ મારા મનમાં સ્પષ્ટ હતી કે અત્યારની પરિસ્થિતિમાં અમારી આગળ બીજી પસંદગી જ નહોતી, એટલે જે હોય તે નિભાવીને અમારે કામ ચલાવ્યે રાખવું જોઈએ. સવિનય ભંગ ખેંચી લેવાના કોઈ પ્રયત્નથી અમને રાહત મળે એમ નહોતું. કારણ સરકારનું આક્રમણ તો ચાલુ જ રહેવાનું અને કાંઈ પણ અસરકારક કામ કરવા જતાં જેલ સામી આવીને ઊભી રહેવાની. આપણી રાષ્ટ્રીય ચળવળ એ કક્ષાએ આવી પહોંચી હતી જ્યારે સરકારે તેને દાબી જ દેવી પડે. જો સરકાર તેમ ન કરે તો સરકારે આપણી મરજીને વશ થવું જ પડે. આનો અર્થ એ થયો કે આપણી ચળવળ એ તબક્કે પહોંચી હતી કે જ્યારે તે ગેરકાયદે જાહેર થયા વિના રહે જ નહિ. એટલે સવિનય ભંગ પાછો ખેંચી લેવામાં આવે તોપણ ચળવળ પાછી વળી શકે તેમ નહોતું. સવિનય ભંગ ચાલુ રાખવાથી વ્યવહારમાં કશો ફેર પડતો નહોતો, છતાં તેમાં રહેલા નૈતિક પ્રતિકારની કિંમત હતી. કોઈ પણ મુદતને માટે લડત બંધ કરવામાં આવે અને તેને પરિણામે જે મન્દોત્સાહ વ્યાપે તેના કરતાં લડત ચાલુ હોય તે દરમ્યાન નવા વિચારો ફેલાવવાનું વધારે સહેલું હતું. લડતના બદલામાં બીજો વિકલ્પ એક જ હતો અને તે એ કે બ્રિટિશ સરકાર સાથે સમાધાનનું વલણ રાખવું અને ધારાસભાઓમાં જઈ બંધારણપૂર્વકનું કામ કરવું.

આ સ્થિતિ મુશ્કેલ હતી, અને પસંદગી કરવાનું કામ સહેલું નહોતું. મારા સાથીઓના માનસિક મંથનની હું કદર કરી શકતો હતો, કારણ મેં પોતે તે અનુભવ્યું હતું. પરંતુ તેમનામાં પણ, દેશમાં બીજે માગ જોવામાં આવ્યા હતા તેવા કેટલાક માણસો દેખાતા હતા, જેઓ કશું ન કરવાના બહાના માટે સમાજવાદી સિદ્ધાન્તોનો આશ્રય શોધતા હતા. જેમણે લડતની આગ અને તોફાનમાં તેનો ભાર પોતાની કાંધે વહ્યો હતો એવા

માણસોને, જેમણે પોતે ભાગ્યે જ કશું કર્યું હતું એવાઓ, પ્રગતિવિરોધી કહીને ભાંડે એ જોતાં અકળામણ થતી હતી આ દીવાનખાની સમાજવાદીઓ ગાંધીજીને તો મોટામાં મોટા પ્રગતિવિરોધી કહી તેમના ઉપર ઊતરી જ પડે છે અને એવી તર્કશુદ્ધ દલીલો રજૂ કરે છે જેમાં કશી મણા જ ન હોય પરંતુ તેમાં એક નાની ખીના રહી જાય છે કે આ 'પ્રગતિવિરોધી' પુરુષ જ હિંદુસ્તાનને ઓળખે છે, સમજે છે, એટલે–હિંદુસ્તાન તે પોતે જ છે, અને આખા દેશને તેણે એવો હલમલાવી મૂક્યો છે જેવો બીજો કોઈ ક્રાંતિકારી હલમલાવી શક્યો નથી તેમની છેલ્લામાં છેલ્લી હરિજન પ્રવૃત્તિએ પણ નરમાશથી છતાં સપાટાથી સનાતની હિંદુધર્મને ડગમગાવી નાખ્યો છે અને તેના પાયા ઢીલા કરી નાખ્યા છે તમામ સનાતનીઓનું ટોળું તેમની સામે જમા થયું છે, અને તેમને તેઓ મહા ભયંકર દુશ્મન લેખે છે, જોકે ગાંધીજી તો તેમની સાથે નરમાશ અને વિનયથી જ વર્તા રહેલ છે જબરદસ્ત બળોને જન્મ આપવાની તેમનામાં કોઈ વિલક્ષણ કરામત છે એ બળો પાણીની સપાટી ઉપરના કૂંડાળાની માફક ચોમેર ફેલાય છે અને કરોડો લોકો ઉપર અસર પાડે છે એમને તમે પ્રગતિવિરોધી કહો કે વિપ્લવકારી કહો, એક વાત નક્કી છે કે તેમણે હિંદના દીદાર ફેરવી નાખ્યા છે, નિષ્પ્રાણ અને ખુશામતખોર થઈ ગયેલી પ્રજામાં તેમણે સ્વમાન અને ચારિત્ર્યબળ પેદા કર્યાં છે, લોકોમાં જાગૃતિ અને શક્તિનો સંચાર કર્યો છે, અને હિંદુસ્તાનના પ્રશ્નને જગતનો પ્રશ્ન બનાવી મૂક્યો છે તેમાંથી સાધવા ધારેલાં ધ્યેયો અને તેનાં આધ્યાત્મિક ફલિતાર્થોની વાત બાજુએ રાખીએ તો, અહિંસક અસહકાર અથવા સવિનય ભંગની પદ્ધતિ એ હિંદુસ્તાનને અને દુનિયાને તેમણે કરેલી એક અનન્ય અને શક્તિશાળી ભેટ છે અને હિંદુસ્તાનની પરિસ્થિતિને માટે તો એ અતિશય અનુકૂળ છે એ વિષે કશી શંકા જ નથી

મને લાગે છે કે પ્રામાણિક ટીકાઓને આપણે ઉત્તેજન આપવું અને આપણા પ્રશ્નોની શક્ય તેટલી ચર્ચા કરવી એ સારું છે ગાંધીજીના પ્રભાવને લીધે આવી ચર્ચા કાંઈક અંશે રોકાય

છે, એ દુર્ભાગ્ય છે. તેમના ઉપર વિશ્વાસ રાખી, તેમના નિર્ણય ઉપર બધું છોડી દેવાનું વલણ હમેશાં રહેલું છે. આ તો દેખીતી રીતે ખોટું જ છે. ધ્યેયો તથા પદ્ધતિઓના બુદ્ધિપૂર્વક સ્વીકારથી અને તેના ઉપર મંડાયેલા સહકાર અને શિસ્તથી જ પ્રજા ચડી શકે છે, અંધ આજ્ઞાધારિતાથી નહિ. માણસ ગમે તેવો મહાન હોય પણ તે ટીકાથી પર તો ન જ હોવો જોઈએ. પરંતુ ટીકા જ્યારે કાંઈ ન કરવાના આશ્રયરૂપ બને છે ત્યારે તેમાં કાંઈ કાળું હોય છે. સમાજવાદીઓ જો આ પ્રથાનો આશ્રય લે તો લોકો તેમને વખોડી જ કાઢવાના. કારણ લોકો તો આપણાં આચરણ ઉપરથી આપણું માપ કાઢવાના છે. લેનિન કહે છે કે 'ભવિષ્યમા કામ હળવું થશે એવાં સ્વપ્નાંમાં રમમાણ રહી જે આજનાં કઠણ કામમાંથી છટકી જવાનું કરે છે તે સમયસાધુ છે. તેનો તાત્ત્વિક અર્થ એ થાય છે કે વાસ્તવિક જીવનમાં ચાલી રહેલા બનાવો ઉપર તે મંડાણ માંડી શકતો નથી અને સ્વપ્નાંને નામે તેનાથી અળગો પડી જાય છે.'

હિંદુસ્તાનમાં સમાજવાદીઓ અને સામ્યવાદીઓ મોટે ભાગે કારખાનાંના મજૂરોને લગતા પ્રશ્નોના સાહિત્યમાંથી પોષણ મેળવે છે. મુબઈ અથવા કલકત્તા નજીકના નાના નાના પ્રદેશોમાં પુષ્કળ મિલમજૂરો છે, પરંતુ બાકીનું આખું હિંદુસ્તાન તો ખેડૂતોનું જ છે. એટલે કારખાનાંના મજૂરો ઉપરથી હિંદુસ્તાનના પ્રશ્નનું નિરાકરણ નહિ આણી શકાય. આપણા દેશમાં રાષ્ટ્રભાવના અને ગામડાંનું અર્થશાસ્ત્ર એ પ્રધાન વસ્તુઓ છે, અને યુરોપના સમાજવાદમાં આ વસ્તુઓનો વિચાર ભાગ્યે જ આવે છે. રશિયામાંની યુદ્ધ પૂર્વેની સ્થિતિ હિંદુસ્તાનની સ્થિતિને વધારે મળતી હતી ખરી, પરંતુ ત્યાં તો બારે અસાધારણ અને વખતોવખત ન બને તેવા સંજોગો ઊભા થયા હતા; બીજે ક્યાંય પણ ફરી એવા સંજોગો આવી મળવાની આશા રાખવી એ મૂર્ખાઈ છે. હું એ વસ્તુ જરૂર માનું છું કે સામ્યવાદની ફિલસૂફી કોઈ પણ દેશની વર્તમાન સ્થિતિ સમજવામાં તથા તેનું પૃથક્કરણ કરવામાં આપણને મદદ કરે છે અને ભવિષ્યની પ્રગતિનો આપણને રસ્તો પણ બતાવે છે. પરંતુ એ ફિલસૂફીનો વિનિયોગ આંધળા થઈને હકીકતો અને

મ જોગોનો યોગ્ય વિચાર કર્યા વિના કરવો એ તો તેના પ્રત્યે અત્યાચાર અને અન્યાય કરવા જેવુ છે

જીવન એ બહુ જટિલ વસ્તુ છે, અને જીવનનાં મઘર્ષો અને પરસ્પર વિરોધો આપણને કોઈ વખત નિરાશામાં નાખી દે એવાં હોય છે માણસ માણસ વચ્ચે મતભેદ પડે અથવા કોઈ પણ પ્રશ્નને એક જ બાજુએથી જોતા માથીઓ પણ જુદાં જુદાં અનુમાનો બાધે એમાં કશુ નવાઈ પામવા જેવુ નથી પરતુ જે માણસ ભારે શબ્દો અને મોટા સિદ્ધાંતોને ઓઠે પોતાની નબળાઈઓ ઢાકવાનો પ્રયત્ન કરે તે વહેમને પાત્ર થાય છે જે માણસ સંકટને કબૂલાત અથવા ઓળાધરી આપીને અથવા બીજી કોઈ જાતના શકાસ્પદ વર્તનથી પોતાની જાતને જેલમાથી બચાવી લે અને બીજાઓની ટીકા કરવાની ધૃષ્ટતા કરે એ પોતાના જ કાર્યને નુકસાન પહોંચાડે છે

મુબઈ તો મોટુ ચોગરદી બદરના વાવટાવાળુ શહેર રહ્યુ એટલે તેમા જાતજાતના લોક હોય છતાં એક પ્રસિદ્ધ સજ્જન પોતાના રાજદ્વારી, અર્થપ્રકરણી, સામાજિક તથા ધાર્મિક વિચારોમા બહુ વિલક્ષણ રીતે મપૂર્ણ પક્ષાભાવવાળી વૃત્તિ બતાવનાર ત્યાં મે જોયા, એ અજબ લાગ્યા મજૂરનેતા તરીકે તેઓ સમાજવાદી હતા રાજ્યપ્રકરણમાં પોતાને તેઓ લોકસત્તાવાદી કહેવડાવે છે હિંદુ મહાસભાના તેઓ માનીતા છે અને પુરાણી ધાર્મિક તથા સામાજિક રૂઢિઓને રક્ષણ આપવાનુ તથા ધારાસભાઓને વચમાં દખલ કરતી અટકાવવાનુ તેમણે વચન આપ્યુ છે ચૂટણી વખતે તેઓ, પુરાણાં રહસ્યોના મદિરના મુખ્ય પૂજારી પેઠે સનાતનીઓ, તેમના પ્રતિનિધિ બને છે આટલી વિવિધ અને રોચક પ્રવૃત્તિઓ તેમને પૂરતી ન થઈ પડી એટલે પોતાની વધી પડેલી શક્તિ તેઓશ્રીએ મહાસભા ઉપર ટીકા કરવામાં અને ગાધીજીને પ્રગતિવિરોધી કહી ભાડવામા ખર્ચવા માંડી બીજા થોડાકના સહકારથી તેમણે મહાસભાના લોકસત્તાવાદી પક્ષની સ્થાપના કરી એટલુ કહી દઉં કે એ સસ્થાને લોકસત્તાવાદ સાથે કશો જ સબધ નહોતો, તેમજ મહાસભાની સાથે પણ એ ગૌરવશાળી સસ્થાને ભાડવા ઉપરાંત કશો સબધ ન હતો.

આટલેથી ન ધરાતાં બીજાં નવાં ક્ષેત્રો કબજે કરવા માટે મજૂરોના પ્રતિનિધિ તરીકે તેઓ જીનીવાની મજૂર પરિષદમાં ગયા. આપણને તો એમ જ લાગે કે 'રાષ્ટ્રીય' સરકારના મુખ્ય પ્રધાન બનવાની તેઓ બરાબર અંગ્રેજી ઢબે તૈયારી કરવા મંડ્યા હતા.

આટલા વિવિધ વિચારો અને પ્રવૃત્તિઓનો લાભ થોડા જ માણસોને મળે છે. છતાં મહાસભાના ટીકાકારોમાં ઘણા એવા હતા કે જેમણે વિવિધ ક્ષેત્રોમાં પ્રયોગો કરેલા હતા, અને 'સબ મેં મેરા લગતા હૈ' એ તેમનું સૂત્ર હતું. આમાંના થોડાક પોતાને સમાજવાદીઓ પણ કહેવડાવતા, અને તેથી સમાજવાદ બદનામ થતો.

## ૫૧

# મધ્યમમાર્ગીઓનું દૃષ્ટિબિન્દુ

ગાંધીજીને મળવા હું પૂના ગયો હતો તે દરમ્યાન એક દિવસ તેમની સાથે હું ભારત સેવક સમાજમાં ગયો. સમાજના કેટલાક સભ્યોએ લગભગ એક કલાક સુધી રાજદ્વારી વિષયો ઉપર ગાંધીજીને સવાલો પૂછ્યા અને તેમણે જવાબો આપ્યા. સમાજના પ્રમુખ શ્રી શ્રીનિવાસ શાસ્ત્રી ત્યાં ન હતા. તેમ બાકીના સભ્યોમાં કદાચ સૌથી વિશેષ સમર્થ એવા પંડિત હૃદયનાથ કુંઝરુ પણ ત્યાં નહોતા. પરંતુ કેટલાક જૂના સભ્યો હાજર હતા. એ પ્રસંગે અમે થોડા જે હાજર હતા તેમનું તો આ બધું સાંભળી આશ્ચર્ય વધતું જ જતું હતું, કારણ સવાલો તદ્દન નજીવા બનાવોને લગતા હતા. મોટા ભાગના સવાલો વાઈસરૉય સાથેની મુલાકાત માટેની ગાંધીજીની જૂની વિનંતિ તથા વાઈસરૉયના ઇનકારને લગતા હતા. જ્યારે તેમનો પોતાનો દેશ સ્વાતંત્ર્યને માટે સખત લડત ચલાવી રહ્યો હતો અને સેંકડો સંસ્થાઓ ગેરકાયદે જાહેર થયેલી હતી ત્યારે વિવિધ પ્રશ્નોથી ભરેલા આ જગતમાં શું આ જ એક સવાલ તેમને સૌથી અગત્યનો જડ્યો હશે? ખેતીનો પ્રશ્ન બહુ વિષમ થઈ પડેલો હતો, મિલો અને કારખાનાંમાં મંદી આવી હતી અને તેને પરિણામે જ્યાંત્યાં બેકારી વ્યાપી રહી હતી, બંગાળમાં, સરહદ પ્રાન્તમાં તથા હિન્દુસ્તાનના બીજા ભાગોમાં ભયંકર ઘટનાઓ બની રહી હતી, વિચાર અને વાણીનું, તેમજ લેખન અને સભાઓનું સ્વાતંત્ર્ય દાબી દેવામાં આવ્યું હતું, અને બીજા કેટલાયે રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય પ્રશ્નો હતા; પરંતુ અહીં તો સવાલો બધા ઓછા અગત્યના બનાવો ઉપર જ તથા ગાંધીજીના વલણની વાઈસરૉયની ઉપર તેમજ હિંદી સરકારની ઉપર શી અસર પડશે તેને વિષે જ પુછાયા.

મને તો ખરેખર એમ લાગ્યુ કે જાણે હું કોઈ એવા મઠમાં પહોંચ્યો છું કે જ્યાંના નિવાસીઓ બહારની દુનિયા સાથેના ખરા સંસર્ગથી કેટલાંયે વર્ષો થયાં અળગા પડી ગયા છે. છતાં આપણા આ મિત્રો તો પ્રવૃત્તિશીલ રાજપ્રકરણીઓ હતા, લોકસેવા અને આપભોગની લાંબી કારકિર્દીવાળા સમર્થ પુરુષો હતા. બીજા થોડા જણ અને એઓ તો મધ્યમમાર્ગી પક્ષના આધારસ્તંભરૂપ હતા. પક્ષના બીજા માણસો તો અસ્પષ્ટ અને ઢીલા વિચારોવાળા છે; રાજદ્વારી પ્રવૃત્તિઓમાં ભાગ લેવાનો ક્વચિત્ ક્વચિત્ શોખ થઈ આવે તેટલા ખાતર તેઓ પક્ષમાં રહે છે. તેમાંના કેટલાક, ખાસ કરીને મુંબઈ તથા મદ્રાસમાં તો સરકારી અમલદારોથી જુદા પાડી શકાય એવા પણ નથી.

કોઈ પણ દેશ જે સવાલો પૂછે છે તે ઉપરથી તે દેશના રાજદ્વારી વિકાસનું માપ કઢાય છે. ઘણીવાર તો દેશ એ કારણે નિષ્ફળ નીવડે છે કે પોતાનો ખરો પ્રશ્ન શો છે એનું પોતાને જ્ઞાન જ નથી હોતું. ધારાસભાઓની જગ્યાઓની કોમવાર વહેંચણી કરવામાં, કોમી ચુકાદા ઉપર પક્ષો બાંધવામાં અને જીવનાધાર પ્રશ્નો છોડી દઈ એવા નકામા પ્રશ્નો ઉપર જ નિષ્ફળ ચર્ચા ચલાવ્યે રાખવામાં આપણે સમય અને શક્તિનો દુર્વ્યય કરીએ છીએ તથા લડાલડી કરીએ છીએ. એ રાજદ્વારી બાબતોમાં આપણા પછાતપણાનું લક્ષણ છે. તે જ પ્રમાણે ભારત સેવક સમાજના મકાનમાં ગાંધીજીને તે દિવસે જે પ્રશ્ન પુછાયા તેમાં એ સમાજની અને લિબરલ પક્ષની વિચિત્ર માનસિક સ્થિતિનું પ્રતિબિંબ પડતું હતું. એમ દેખાઈ આવતુ હતું કે તેમને કોઈ રાજદ્વારી કે અર્થપ્રકરણી સિદ્ધાન્તો જ નથી, કશી વિશાળ દૃષ્ટિ જ નથી, અને તેમનું આખું રાજ્યપ્રકરણ દીવાનખાનાની અથવા દરબારી ઢબનું દેખાતું હતું. મોટા અમલદારો શું કરશે કે નહિ કરે એનો જ વિચાર તેમાં પ્રધાન હતો.

'લિબરલ' એ નામથી ભુલાવામાં પડાય એવું છે. બીજા દેશોમાં ખાસ કરીને ઇંગ્લંડમાં વિશિષ્ટ અર્થપ્રકરણી નીતિ—જેવી કે, વેપારમાં સરકારના અંકુશનો અભાવ તથા હરકોઈ બાબતમાં પ્રવૃત્તિસ્વાતંત્ર્ય—તથા વ્યક્તિસ્વાતંત્ર્ય, અને કાયદેસર છૂટોની

બાબતમાં વિશિષ્ટ પ્રકારની વિચારસરણી, એ વસ્તુઓનો દ્યોતક, એ શબ્દ છે. ઇંગ્લંડના 'લિબરલ' પક્ષની પરંપરા અર્થપ્રકરણી પાયા ઉપર મંડાયલી છે. વેપારમાં સ્વાતંત્ર્યની ઇચ્છામાંથી તથા રાજાના ઇજારા તેમજ તેની કરવેરા નાખવાની જોહુકમી સત્તાના વિરોધમાંથી રાજદ્વારી સ્વાતંત્ર્યની ઇચ્છાનો જન્મ થયો. પરંતુ હિંદુસ્તાનના 'લિબરલો' ની પાછળ આવી કોઈ ભૂમિકા નથી. એ લોકો નિરંકુશ વેપારપદ્ધતિમાં માનતા નથી. તેઓ તો બધા જ વેપારમાં રક્ષણની નીતિના પુરસ્કર્તાઓ છે, અને તાજા બનેલા બનાવો દર્શાવી આપે છે કે પ્રજાની કાયદેસર છૂટો માટે પણ તેમને બહુ પડેલી નથી. વળી લગભગ જૂની જાગીરદારી પદ્ધતિવાળાં અને આપખુદ સત્તા ચલાવતાં દેશી રાજ્યો સાથે તેમનો નિકટનો સંબંધ છે. સામાન્ય રીતે તેમને એ લોકો ટેકો આપે છે. આ દેશી રાજ્યોમાં લોકસત્તા અને માનવસ્વાતંત્ર્યની હજી શરૂઆત પણ નથી થઈ. એટલે એ રીતે પણ યુરોપના લિબરલોથી તેઓ જુદા પડે છે. હિંદુસ્તાનના મધ્યમમાર્ગીઓને 'લિબરલ' શબ્દના કોઈ પણ અર્થમાં 'લિબરલ' કહી શકાય એમ નથી; અથવા બહુ તો તેઓ થાગડથીગડ લિબરલો કહેવાય. તેમનું સાચું સ્વરૂપ શું છે એ કહેવું જ મુશ્કેલ છે. કારણ અમુક વિચારોનો ચોક્કસ આધાર જ તેમની પાસે નથી; વળી સંખ્યામાં આટલા થોડા હોવા છતાં અંદર અંદર એકબીજાથી તેઓ જુદા પડે છે. તેમનુ બળ કાંઈ કે હોય તો તે કેવળ નકાર કરવામાં રહેલું છે. તેમને બધે જ ભૂલો દેખાય છે; તેને ટાળવા તેઓ પ્રયત્ન કરે છે અને એવી આશા રાખે છે કે એમ કરતાં તેમને સત્ય લાધશે. તેમનો મત એવો છે કે બે અન્તિમ માર્ગની વચ્ચેનો માર્ગ લેવામાં જ સત્ય રહેલું હોય છે. જેને તેઓ અન્તિમમાર્ગી ગણતા હોય તેની ટીકા કરીને તેઓ એવું સમાધાન અનુભવે છે કે પોતે સદ્‌ગુણી છે, મધ્યમમાર્ગી છે અને સારા છે. આ રીતને લીધે તર્કના કષ્ટમય અને કઠણ પ્રયોગો કરવાનુ તથા રચનાત્મક વિચારો મૂકવાનું કામ તેઓ ટાળી શકે છે. તેમનામાં કેટલાકને અસ્પષ્ટ રીતે લાગે છે કે મૂડીવાદ યુરોપમાં પૂરેપૂરો સફળ થયો નથી અને તેને ટકી રહેવું મુશ્કેલ છે. પરંતુ બીજી તરફથી

સમાજવાદ તો ઉઘાડી રીતે ખરાબ છે, કારણ તે ભોગવાતા આવતા ખાસ હક્કો ઉપર હુમલો કરે છે. કદાચ ભવિષ્યમાં કાંઈક ગૂઢ ઉકેલ નીકળી આવશે, કાંઈક વચલો રસ્તો નીકળશે, ત્યાંસુધી આ સ્થાપિત હક્કોનું સંરક્ષણ કરવું જોઈએ. જો એવી ચર્ચા ઊપડે કે પૃથ્વી ગોળ છે કે સપાટ, તો કદાચ આ બન્ને અંતિમ વિચારોને તેઓ વખોડી કાઢે અને કામચલાઉ સૂચના કરે કે કદાચ એ ચોરસ હોય અથવા—લંબગોળ હોય.

નજીવી અને મહત્ત્વ વિનાની વાતો ઉપર તેઓ ગરમ થઈ જાય છે અને તેના ઉપર આપણે તાજૂબ થઈએ એટલા બૂમબરાડા અને હોહા કરી મૂકે છે. જ્ઞાનથી કે અર્ધજ્ઞાનથી તેઓ મૂળ મુદ્દાને પકડવાનું ટાળે છે, કારણ કે આવા મુદ્દા તો મૂળને અસર કરે એવા ઉપાયો માગે, અને વિચાર અને આચારની નીડરતા માગે. એટલે લિબરલોની જીતો તેમજ હારો બહુ ઓછા મહત્ત્વની હોય છે. તેમાં કશો સિદ્ધાંત તો હોતો જ નથી. એ પક્ષનું મુખ્ય અથવા તો બીજાઓથી તેમને જુદા પાડનારું લક્ષણ એ ગણાય કે સારી તેમજ નરસી બધી જ બાબતમાં તેઓ મધ્યમમાર્ગના પૂજક છે. એ પણ જીવનની એક રીત છે અને તેમનું જૂનું નામ—'મૉડરેટ' અથવા મધ્યમમાર્ગી એ જ કદાચ તેમને માટે સુયોગ્ય હતું.

વિશુદ્ધ મધ્યમ માર્ગે, અવલંબી છે ખરે કિરતિ મારી,
ટોરી વ્હીગ મને કહે, કહેના વ્હીગો મને ટોરી.*

પરંતુ મધ્યમમાર્ગીપણું ગમે તેટલું પ્રશંસાપાત્ર હોય છતાં કાંઈ તેજસ્વી અને ઝળહળતો ગુણ નથી. તેમાંથી એક જાતની મન્દતા આવી જાય છે. તેથી હિંદુસ્તાનના મધ્યમમાર્ગીઓ લશ્કરમાંની 'મન્દ ટુકડી' જેવા થઈ પડ્યા છે. તેમના દેખાવ શોકિયા અને ગંભીર, તેમનાં લખાણો અને વાતચીતો નીરસ તથા શુષ્ક હોય છે. અલબત તેમનામાં અપવાદો છે. તેઓમાંના સૌથી વધારે જાણીતા સર તેજ બહાદુર સપ્રુ છે. તેમના ખાનગી જીવનમાં

* પોપની એક કડીનો અનુવાદ. ટોરીઓ એટલે રાજપક્ષીઓ અને વ્હીગો એટલે લોકપક્ષીઓ.—અા. ક.

તેઓ જરાયે નીરસ કે વિનોદશૂન્ય નથી, અને મજાકનું પાત્ર પોતે હોય તોપણ તેની લહેજત તેઓ લઈ શકે છે પરંતુ એકંદરે મધ્યમમાર્ગી મંડળ પોતાની ગંભીર અગતિશીલતાને લીધે મધ્યમવર્ગીપણાની પરાકાષ્ઠાનું પ્રતિનિધિ છે

અલ્હાબાદનું 'લીડર' પત્ર લિબરલ પત્રોમાં એક આગેવાન છે તેણે ગયે વરસે પોતાનું બિરુદ પ્રગટ કરે એવો એક અગ્રલેખ લખ્યો હતો, તેમાં તેણે લખ્યું હતું "મહાન અને અસાધારણ માણસો હમેશા દુનિયાને દુઃખના દરિયામાં નાંખે છે, અને તેથી અમે તો સાધારણ બીજા નંબરના માણસોને વધારે પસંદ કરીએ છીએ" આમ સુંદર અને નિખાલસ રીતે પોતાનો વાવરો સાધારણતાનો અથવા મધ્યમ પ્રકારનો છે એમ તેણે જાહેર કર્યું

મધ્યમમાર્ગ, રૂઢિપરાયણતા, જોખમો તથા એકાએક પરિવર્તનો ટાળવાની ઇચ્છા, એ બધા ઘણીવાર ઘડપણના અનિવાર્ય માથી હોય છે જુવાન માણસમા આ બધું શોભતું નથી પરંતુ આપણી તો પ્રાચીન ભૂમિ છે, એટલે ઘણુંખરુ એના સંતાનો થાક્યા અને કંટાળી ગયેલા, તથા નિસ્તેજતા અને ઘડપણનાં બીજા ચિહ્નોવાળા જન્મે છે પરંતુ હવે તો આ જૂનો દેશ પણ પરિવર્તનકારી બળોથી ખળભળી ઊઠ્યો છે, અને મધ્યમ વિચારોવાળા ગભરાઈ ગયા છે જૂની દુનિયા જવા બેઠી છે, અને મધ્યમમાર્ગીઓની સઘળી મીઠી દલીલોનું તેમાં કશું ચાલી શકે એમ નથી ઝંઝાવાત, જળપ્રલય અથવા તો ભૂકમ્પ સાથે તેઓ દલીલો કરી શકે તો નવા જમાના સાથે રહી શકે તેમની જૂની ધારણાઓ વ્યર્થ નીવડી છે, અને વિચાર તથા વર્તનના નવા માર્ગો શોધવાની પણ તેમની હિંમત નથી યુરોપની પરંપરા વિષે બોલતા ડૉ એ એન વ્હાઇટહેડ કહે છે "આ આખી પરંપરા પેલી દૂષિત ધારણાથી વીંટળાયેલી છે કે પોતાના માબાપનું જીવન જે પરિસ્થિતિમા વીત્યું તે જ પરિસ્થિતિમા નવી પેઢીનું જીવન પણ ચાલી શકશે, અને એ નવી પેઢી વળી એ જ પરિસ્થિતિનો વારસો મૂકી જઈ શકશે, જેને અનુસરીને તેમના બાળકોનાં જીવન ઘડાશે" આવા માનવ ઇતિહાસનો આ પ્રથમ યુગ છે એ ધારણા પહેલીવાર ખોટી ઠરી છે

આ પૃથક્કરણમા ડૉ વ્હાઈટહેડે મધ્યમમાર્ગની બાજુએ ઢળવાની ભૂલ કરી છે, કારણ એ ધાગ્ણા તો હમેશાં જ ખોટી હતી યુરોપની પગ પગ જે રૂઢિપરાયણુ હતી તો આપણી તો તેથી કેટલીયે વધારે છે। પગ્તુ જ્યારે પરિવર્તનનો સમય આવી લાગે છે ત્યારે ઇતિહાસનુ યત્ર આ પગ્પરાઓની ઓછી જ પરવા કરે છે આપણે લાચાર થઈને જોઈ રહીએ છીએ અને આપણી યોજનાઓ નિષ્ફળ નીવડે તેનો દોષ બીજાઓને માથે ઢોળીએ છીએ મિ જેગ્ટડ હઉં દર્શાવી આપ્યુ છે કે "આપણી યોજના નિષ્ફળ નીવડે ત્યારે આપણા પોતાના વિચારમા કાઈક ખામી હશે એમ માનવાને બદલે બીજા ગઈકે ઇરાદાપૂર્વક તેને ઊંધી વાળવા પ્રયત્ન કર્યો છે એમ માનવુ, એ બહુ જ આપત્તિકારી ભ્રમ છે" આપણે બધા જ આ ભયકર ભ્રમના ભોગ બનીએ છીએ અને કોઈ કોઈવાર લાગે છે કે ગાધીજી પણ તેમાથી મુક્ત નથી પરતુ કાંઈ નહિ તો આપણે પ્રવૃત્તિમાન તો છીએ જ, અને દુનિયા સાથે સમ્પર્કમા રહેવાનો પ્રયત્ન કરીએ છીએ, એટલે પ્રયોગ અને ભૂલથી આ ભ્રમનુ બળ ઘટાડીએ છીએ તથા અથડાતાકૂટાતા આગળ વધીએ છીએ પરતુ મધ્યમમાર્ગીઓ તો આ ભ્રમને કારણે સૌથી વધારે હેરાન થાય છે કારણ ભૂલ થઈ જવાના ભયથી તેઓ પ્રવૃત્તિ કરતા નથી, પડી જવાના ભયથી આગળ ચાલતા નથી, લોકો સાથેના આરોગ્યવર્ધક સબધથી દૂર રહે છે અને પોતાના ચિત્તની ગુફાઓમાં મત્રમુગ્ધ થઈને તથા પોતાની જ નાખેલી ભૂરકીથી બેશુદ્ધ થઈને તેઓ બેસી રહે છે શ્રી શ્રીનિવાસ શાસ્ત્રીએ પોતાના મધ્યમવર્ગી મિત્રોને દોઢેક વર્ષ ઉપર ચેતવણી આપી હતી કે ' જે ચાલી રહ્યુ છે તે ઊભા ઊભા જોયા ન કરશો " તેમણે પોતે માન્યુ હશે તે કરતા ઘણું વધારે સત્ય એ ચેતવણીમાં હતુ સરકાર શુ કરે છે એ દૃષ્ટિએ જ તેઓ વિચાર કરતા હોઈ જુદી જુદી સરકારી કમિટીઓ જે બધારણના ફેરફારો ઘડી રહી હતી તેનો જ ઉલ્લેખ આ કહેતી વખતે તેઓ કરતા હતા પરતુ મધ્યમમાર્ગીઓની કમનસીબી એ હતી કે જ્યારે પોતાના લોકો આગળ ધપ્યે જતા હતા ત્યારે તેઓ દૂર ઊભા રહ્યા, અને ચાલતુ હતુ તે ચલવા દીધુ પોતાના

જ લોકોનો તેમને ડર લાગ્યો, અને સરકારનો એક વહેવારી લેવાને બદલે પોતાના લોકોથી અળગા થવાનું તેઓએ પસંદ કર્યું. પછી તેઓ પોતાના દેશમાં પરાયા જેવા બની ગયા, અને દુનિયા આગળ ચાલી અને તેઓ જોતા રહી ગયા તો એમાં કશી નવાઈ છે ખરી કે? પોતાના દેશબાંધવો જીવન અને સ્વાતંત્ર્ય માટે જ્યારે ભારે લડત લડી રહ્યા હતા, ત્યારે મધ્યમમાર્ગીઓ વાડની કઈ બાજુએ ઊભા હતા એ વિષે કશી જ શંકા નથી. વાડની પેલી તરફ ઊભા રહીને આપણને તેઓ સારી શિખામણ આપતા હતા અને નીતિનાં ઉપદેશવચનોના જાડા લેપો લગાવતા. ગોળમેજી પરિષદમાં તથા તેની કમિટીઓમાં સરકાર સાથે તેમણે જે સહકાર કર્યો તે સરકારને માટે બહુ નૈતિક લાભનો થઈ પડ્યો. તેમણે ના પાડી હોત તો બહુ ફેર પડી જાત. એ નોંધવા જેવું છે કે આમાંની એક પરિષદમાં તો ઇંગ્લંડનો મજૂરપક્ષ પણ અલગ રહ્યો હતો; પણ આપણા મધ્યમમાર્ગીઓ તેમ કરે એમ નહોતું. ઇંગ્લંડના જ કેટલાક માણસોએ તેમા ન જવા તેમને વીનવ્યા હતા છતાં તેઓ તો ત્યાં ગયા જ.

એમ તો આપણે સૌ ઓછાવત્તા પ્રમાણમા અને જુદા જુદા હેતુથી મધ્યમમાર્ગી અથવા તો અન્તિમમાર્ગી છીએ. જો કોઈ બાબત વિષે આપણો પૂરતો આગ્રહ હોય તો તે વિષે આપણી લાગણી તીવ્ર હોય છે, અને તે બાબતમાં આપણે અંતિમમાર્ગી વલણ રાખીએ છીએ. અને જો આગ્રહ ન હોય તો આપણને માધુર્યયુક્ત સહિષ્ણુતા અને ફિલસૂફીભરેલો મધ્યમમાર્ગ પોસાય છે. ખરી રીતે તો તેથી આપણી એ વિષેની બેદરકારી ઢંકાય છે એટલું જ. મેં બહુ નરમ મધ્યમમાર્ગીઓ પણ એવા જોયા છે જેઓ, જમીન ઉપરના અમુક સ્થાપિત હકો નાબૂદ કરવાની સૂચના તેમની આગળ થતાં જ બહુ ગરમ થઈ ગયા હતા. આપણા મધ્યમમાર્ગી મિત્રો કાંઈક અંશે સુખી અને શ્રીમંત લોકોના પ્રતિનિધિ છે. તેમને સ્વરાજને માટે રાહ જોવી પોસાય એમ છે, તે વિષે તેમને કશી ધમાલ કરવાની જરૂર નથી. પરંતુ સમાજવ્યવસ્થામાં કાંઈ પણ મૂળગત ફેરફાર કરવાની વાત આવે એટલે તેઓ આકુળવ્યાકુળ થઈ જાય છે, અને તેઓ તે વિષે મધ્યમમાર્ગી

અથવા તો મીઠાશથી વાજબી વાત કરનારા રહેતા નથી. એટલે તેમનો મધ્યમમાર્ગ બ્રિટિશ સરકાર પ્રત્યેના તેમના વલણુમાં જ સમાપ્ત થઈ જાય છે. તેઓ એવી આશા સેવે છે કે જો તેઓ સરકાર પ્રત્યે પૂરતો આદરભાવ રાખે અને તેની સાથે કદાચ માંડવાળ પણ કરે તો પોતાના આ પ્રકારના વર્તનના બદલા તરીકે સરકાર તેમની વાત સાંભળે. એટલે બ્રિટિશ દૃષ્ટિબિન્દુ તો અનિવાર્યપણે તેમને સ્વીકારવું જ પડે છે. સરકારી રિપોર્ટો તેમના શોખના અભ્યાસનો વિષય થઈ પડે છે, અરિકંન મેની 'પાર્લમેન્ટરી પ્રૅક્ટિસ'. અને એવી ચોપડીઓ તેમની સદાની સાથી હોય છે. નવો સરકારી રિપોર્ટ બહાર પડવાનો હોય તેની તેઓ ઉત્કંઠચિત્તે રાહ જુએ છે અને તે વિષે અનેક તર્કવિતર્કો કરે છે. ઇંગ્લંડથી પાછા ફરેલા મધ્યમમાર્ગીઓ વ્હાઇટ હૉલ*ની મહાન વિભૂતિઓનાં ચરિતો વિષે ગેબી વાતો કરે છે. કારણ મધ્યમમાર્ગીઓ, પ્રતિસહયોગીઓ, અને એવા બીજાઓને મન વ્હાઇટ હૉલ એ તો એક વૈકુંઠ છે. જૂના વખતમાં એમ કહેવાતું કે સારા અમેરિકનો મરી ગયા પછી પેરિસમાં જતા. એ જ પ્રમાણે કદાચ એમ બનતું હોય કે સારા મધ્યમમાર્ગીના પ્રેતાત્મા વ્હાઇટ હૉલની આસપાસ ભમ્યાં કરતા હશે.

હું આ બધું મધ્યમમાર્ગી વિષે લખું છું, પણ તે મહાસભામાંના આપણને પણ ઘણાને લાગુ પડે છે. પ્રતિસહયોગીઓને તો એ વિશેષે લાગુ પડે છે. તેઓ પોતાના મધ્યમ માર્ગમાં મધ્યમમાર્ગીઓને ક્યારેય વટાવી ગયા છે. સાધારણ મધ્યમમાર્ગી અને સાધારણ મહાસભાવાળામાં આસમાન જમીનનું અંતર છે, છતાં તેમને જુદા પાડનારી લીટી સાફ અને સ્પષ્ટ નથી. વિચારસરણીની બાબતમાં તો ગરમ મધ્યમમાર્ગીમાં અને નરમ મહાસભાવાદીમાં કશો ભેદ પાડવા જેવું નથી. પરંતુ ગાંધીજીને પ્રતાપે, બધા જ મહાસભાવાદીઓ આ દેશની ભૂમિ સાથે અને દેશના લોકો સાથે કાંઈ ને કાંઈ સંબંધમાં આવ્યા છે, તેઓ કાંઈ ને કાંઈ પ્રવૃત્તિમાં રહ્યા છે,

* વ્હાઇટ હૉલ — વિલાયતના પ્રધાનમંડળની કચેરી. —અ. ક.

અને તે જ કારણે અસ્પષ્ટ અને દોષયુક્ત વિચારસરણીનાં કેટલાંક પરિણામોમાંથી તે બચી ગયા છે. તેવું મધ્યમમાર્ગીઓનું નથી થયું. તેમણે તો જૂના તેમજ નવા બન્ને સાથેનો સંબંધ ગુમાવ્યો છે. તેમનું મંડળ સૃષ્ટિની કોઈ નાશ પામતી જતી જાતિનું પ્રતિનિધિ છે.

મને લાગે છે કે આપણામાંના ઘણા લોકો પ્રાચીન વહેમી વૃત્તિ ગુમાવી બેઠા છે અને નવી દૃષ્ટિ તેમને લાધી નથી. નથી આપણને સમુદ્રમંથનમાંથી મોંઘાં રત્નો કે અમૃત નીકળતાં જોવાની આશા કે નથી આપણે માટે શેષશાયી ભગવાનની ભવ્ય કલ્પના.* અને આપણામાંના બહુ થોડાને નીચેની પંક્તિઓમાં જણાવેલું સદ્‌ભાગ્ય લાધ્યું છે :

પિંડમાં બ્રહ્માંડને જે પેખતા,
વનકુસુમમાં સ્વર્ગશોભા દેખતા,
મુઠ્ઠીમાં જે બાધતા જ દિગંતને,
એક ક્ષણમાં સાધતા જ અનંતને.

કમભાગ્યે આપણામાંના ઘણા પ્રકૃતિના ભેદો ઉકેલી કે સમજી શકતા નથી. પ્રકૃતિ આપણા કાનમાં જે છાની વાત કહે છે તે આપણે સાંભળી શકતા નથી, તેના સ્પર્શે રોમાંચ અને કમ્પ અનુભવી શકતા નથી. એ દિવસો તો ગયા. પરંતુ પહેલાંની માફક પ્રકૃતિમાં રહેલા ઐશ્વર્યને આપણે જોઈ શકતા ન હોઈએ તોપણ માનવતાના ગૌરવ અને કરુણતામાં, તેનાં બુલંદ સ્વપ્નો અને અંતરનાં તોફાનોમાં, તેની વેદનાઓ અને નિષ્ફળતાઓમાં, તેના કલહો અને ક્લેશોમાં, અને આ સૌથીયે વિશેષ એક મહાન નિયતિની અને પેલાં સ્વપ્નોના સાક્ષાત્કારની શ્રદ્ધામાં, તેને તે પ્રકૃતિના

* અહીં બે લીટીનું ભાષાંતર કરવામાં મેં છૂટ લીધી છે. મૂળમાં વર્ડ્ઝવર્થ કવિના એક સુંદર સોનેટમાંથી બે પંક્તિઓ ટાંકી છે. એ સોનેટનો ભાવ એવો છે કે "આપણો જમાનો સાવ બુદ્ધિપ્રધાન થઈ ગયો છે, એટલે કુદરતની સાથે આપણે એકતાન થઈ શકતા નથી. આના કરતાં તો પ્રાચીન વહેમી જમાનો સારો હતો કે જ્યારે તે વહેમો દ્વારા પણ આપણે કુદરતની સાથે એકતાન થઈ શકતા હતા, અને સમુદ્રમાંથી સમુદ્રની જેમ બદલાતા પ્રોટીઅસને ઊડતો જોઈ શકતા હતા, અને ભવિષ્યવાણી ભાખનારા ટ્રાઈટનને એવો વાંકાજો શંખ ફૂંકતો સાંભળતા." 'પ્રોટીઅસ' અને 'ટ્રાઈટન' ગ્રીક પૌરાણિક પાત્રો છે. તેને બદલે આપણી બે પૌરાણિક કલ્પનાઓ મૂકવાની મેં છૂટ લીધી છે.—ભા. ક.

ઐશ્વર્યને શોધવા આપણે મથ્યા છીએ. આવી ખોજમાં જે આશાભંગના પ્રસંગો આવે જ છે તેનો કાંઈક બદલો પેલી શ્રદ્ધામાંથી મળી રહે છે, અને જીવનની લઘુતાઓથી પર આપણે થઈ શકીએ છીએ. પરંતુ ઘણાએ આ ખોજ ઉપાડી જ નથી; બીજી તરફથી પ્રાચીન માર્ગો પણ તેમણે છોડી દીધા છે એટલે વર્તમાનમાં અનુસરણ કરવા યોગ્ય માર્ગ તેમને જડતો નથી. તેઓ સ્વપ્નદર્શી પણ નથી, તેમ પ્રવૃત્તિમાર્ગી પણ નથી. મહાન ફ્રેંચ વિપ્લવ થઈ ગયો અથવા હમણાં રશિયન વિપ્લવ થયો તેણે માનવતામાં જે ખળભળાટ મચાવ્યો તેની તેમને ગમ નથી. લાંબા વખતથી દબાવી રાખેલી માનવી આકાંક્ષાઓના જટિલ, ત્વરિત અને ક્રૂર વિસ્ફોટથી તેઓ ડરી જાય છે. તેમને માટે બાસ્તીલ (જેલ)ની દીવાલો હજી તૂટી નથી.

કાંઈક પુણ્યપ્રકોપ સાથે ઘણીવાર એમ કહેવામાં આવે છે કે: "દેશભક્તિ એ કાંઈ મહાસભાવાળાઓનો ઇજારો નથી." આનું આ વાક્ય તેમાં કશું મૌલિક ઉમેર્યા વિના એટલીવાર કહેવામાં આવે છે કે તે બહુ ત્રાસદાયક લાગે છે. હું આશા રાખું છું કે આ લાગણીનો એકહથ્થુ દાવો મહાસભાવાળાઓએ કદી કર્યો નથી. મહાસભાનો એ ઇજારો છે એવું મેં તો કદી માન્યું જ નથી. અને કોઈને જો એનો ઇજારો જોઈતો હોય તો હું તેની ભેટ કરવા તૈયાર છું. એ તો ઘણીવાર સમયસાધુઓ અને આગળ આવવા ઇચ્છતા માણસોનો આશરો છે, અને વિવિધ અભિરુચિઓ, સ્વાર્થો અને વર્ગોને અનુકૂળ આવે એટલા બધા તેના પ્રકાર છે. આજે જ્યુડાસ* જીવતો હોત તો એણે પણ દેશભક્તિનું જ નામ વાપરીને પોતાનું કામ કર્યું હોત એ વિષે શંકા નથી. દેશભક્તિ હવે પૂરતી નથી. તેના કરતાં વધારે ઉચ્ચ, વધારે વિશાળ, વધારે ઉદાત્ત ગુણોની જરૂર છે.

તેમ એકલો મધ્યમમાર્ગ પણ પૂરતો નથી. અંકુશ અથવા સંયમ સારી વસ્તુ છે. આપણી સંસ્કારિતાનો એ ગજ છે. પણ એ અંકુશની પાછળ અંકુશમાં રાખવા જેવું, દબાવવા જેવું તો

* ઈશુના મુખ્ય બાર ચેલાઓમાંનો એક, જેણે દગો દઈને ઈશુને યહૂદીઓના હાથમાં પકડાવી દીધો હતો. —અા. ક.

કાંઈ હોવું જોઈએને ? ભૌતિક તત્ત્વોને અંકુશમાં આણવાં; વિદ્યુલ્લેખા ઉપર સવાર થવું, ભભૂકતા અગ્નિને તથા આગળ ધસતા, ઊછળતા જલધોધોને ઉપયોગમાં આણવા, એ માણસનું ભવિષ્યનું કામ છે. પરંતુ આપણા દિલને બાળી નાખનારા વિકારોને દબાવવા અને અંકુશમાં આણવા એ તો સૌથી વિકટ કામ છે. જ્યાંસુધી એ વિકારો ઉપર કાબૂ ન આવે ત્યાંસુધી માણમાઈનો વારસો તેને સંપૂર્ણતાએ મળે નહિ. પરંતુ તેથી શું જે પગ ચાલતા જ નથી અને જે હાથને પક્ષાઘાત થયો છે તેના ઉપર અંકુશ મૂકવો ?

દક્ષિણ આફ્રિકાના કેટલાક નરમકથાકારો ઉપર રૉય કૅમ્પબેલે લખેલી કવિતાની ચાર લીટીઓ અહીં ઉતારવાની લાલચ હું જતી કરી શકતો નથી. હિંદુસ્તાનના ઘણા રાજદ્વારી મંડળોને તે સરખી રીતે લાગુ પડે છે :

તમારી સંયમી શૈલી, ભલા, સૌ કો વખાણે છે,
અને મારી મતિ પણ એ તરફ મુજનેય તાણે છે;
તમે આ વાપરો છો ચોકડું ને વાગ જ્યાં ને ત્યાં,
બિરાદર એ બધું તો ઠીક, પણ પરચંમ ઘોડો ક્યાં ?

આપણા મધ્યમમાર્ગી મિત્રો આપણને કહે છે કે મહાસભા અને સરકાર એ બે અન્તો વચ્ચેના સુવર્ણ મધ્યમમાર્ગને તેઓ અનુસરે છે, અને એ સાંકડા રસ્તામાંથી તેમનું વહાણ આબાદ હંકારી જાય છે. બન્નેની ત્રુટીઓના તેઓ ન્યાયાધીશ બનીને બેસે છે, અને બન્નેમાંથી તેઓ મુક્ત છે તે માટે પોતાની જાતને અભિનંદે છે. તુલા ધારણ કરવાનો તેઓ પ્રયત્ન કરે છે, અને મને લાગે છે કે ન્યાયની મૂર્તિની માફક તેઓ આંખો બંધ રાખે છે અથવા આંખે પાટા બાંધી દે છે. શું એ મારો એક કલ્પનાતરંગ જ હશે, જે મને યુગો કુદાવીને પ્રાચીનની સામે મૂકી દે છે અને પેલી પ્રસિદ્ધ વાણીનું શ્રવણ કરાવે છે "અરે ઓ શાસ્ત્રીઓ, અને કર્મઠો ! હે અંધ માર્ગદર્શકો, મગતરાને ગાળીને કાઢવા મથી રહ્યા છો પણ આખું ઊંટનું ઊંટ ગળી જાઓ છો !"*

* બાઈબલનું પ્રસિદ્ધ વાક્ય. — ભા. ક.

## ૫૨

## સાંસ્થાનિક દરજ્જો અને સ્વાતંત્ર્ય

જેમના હાથમાં છેલ્લાં સત્તર વર્ષથી મહાસભાની નીતિ ઘડવાનું આવ્યું છે તેમાંના ઘણાખરા મધ્યમ વર્ગના છે. મધ્યમમાર્ગી હોય કે મહાસભાવાદી હોય, સઘળા આ એક જ વર્ગમાંથી આવેલા છે, અને એક જ વાતાવરણમાં ઊછરેલા છે. તેમનું સામાજિક જીવન, તેમના સંબંધો, તેમનું મિત્રમંડળ, એ બધું સરખું જ છે, અને જે મધ્યમ વર્ગના આદર્શો તેઓ ધારણ કરતા હતા તે આદર્શોના પ્રકારમાં પણ શરૂઆતમાં તો ઝાઝો તફાવત નહોતો. પરંતુ સ્વભાવના અને માનસના ભેદને લીધે તેઓ જુદા પડવા લાગ્યા, અને બન્નેની દૃષ્ટિ ભિન્ન ભિન્ન દિશામાં વળી. એક મંડળે સરકાર, શ્રીમંત લોકો તથા સુખી મધ્યમ વર્ગ તરફ વધારે જોવા માંડ્યું અને બીજા મંડળે ગરીબ મધ્યમ વર્ગ તરફ વધારે જોવા માંડ્યું. પરંતુ વિચારસરણી તો એ જ રહી; ધ્યેયોમાં પણ ઝાઝો ફેર ન પડ્યો. પરંતુ બીજા મંડળમાં બજારમાંના, કારીગરવર્ગમાંના તથા બેકાર થવા માંડેલા ભણેલાઓના મોટા સમુદાયનો ધક્કો લાગવા માંડ્યો. તેમનો અવાજ બદલાયો. આદર અને સભ્યતાને બદલે તેમાં કડકાઈ અને હુમલો કરવાની વૃત્તિ દાખલ થઈ. અમર પાડે એવું કામ કરવાની શક્તિ તો હતી નહિ એટલે કડક ભાષા વાપરીને કાંઈક સમાધાન મેળવવા માંડ્યું. આ નવા ફેરફારથી ડરી જઈને મધ્યમમાર્ગીઓ તેમાથી ખરી પડ્યા, અને અળગા પડી જઈને સલામતી શોધી. છતાં હજી મહાસભામાં ઉપલા મધ્યમ વર્ગનું પ્રતિનિધિત્વ જ જબરું હતુ; જોકે સંખ્યામાં ગરીબ મધ્યમ વર્ગનું જ જોર વધારે હતું. ઉપલા મધ્યમ વર્ગને પોતાની રાષ્ટ્રીય લડતમાં ફતેહની કાંઈ ખાસ પરવા નહોતી. તેમને આંતરિક સંતોષ લડવામાં જ હતો. તે દ્વારા તેઓ પોતાના કુંઠિત થયેલા ગર્વને

અને ઘણાયેના સ્વમાનને ફરી પ્રાપ્ત કરવા અને પોતાના નષ્ટ થયેલા ગૌરવને પુનઃ સ્થાપિત કરવા મથતા હતા. સામાન્ય રાષ્ટ્રભાવનાની પ્રેરણાથી તેઓ પ્રેરાયેલા હતા એ પ્રેરણા તો જોકે બધામાં હતી, છતાં તેને અંગે જ મધ્યમમાર્ગીઓ અને અન્તિમમાર્ગીઓ વચ્ચેના સ્વભાવના ભેદ સ્પષ્ટ થયા. ધીમે ધીમે મહાસભામાં નીચલા મધ્યમ વર્ગનું આધિપત્ય જામવા માંડ્યું અને પાછળથી ખેડૂતો પણ તેમાં પોતાનો પ્રભાવ પાડી શક્યા.

જેમ જેમ મહાસભા વધુ ને વધુ ગ્રામજનતાની પ્રતિનિધિ બનતી ગઈ, તેમ તેમ તેની અને મધ્યમમાર્ગીઓની વચ્ચે અંતર વધતું ગયું, અને મહાસભાનું દૃષ્ટિબિન્દુ સમજવાનું કે તેની કદર કરવાનું મધ્યમમાર્ગીઓને માટે લગભગ અશક્ય બની ગયું. દીવાનખાનાંમાં બેસનારા સુખી લોકો માટે ઘાસ કે કાદવનાં ઝૂંપડાંમાં રહેનારા લોકોની વાત સમજવી એ સહેલું નથી. આ જાતના ભેદો છતાં બન્નેની વિચારસરણી તો રાષ્ટ્રવાદી અને મધ્યમવર્ગના લોકોની જ હતી, તેમાં તફાવત પ્રમાણનો હતો, પ્રકારનો નહોતો. મહાસભામાં પણ છેવટ સુધી એવા લોકો રહ્યા જેમને મધ્યમમાર્ગી મંડળમાં જ વધારે ફાવત.

ઘણી પેઢીઓ સુધી બ્રિટિશ લોકો, જૂના ઇંગ્લંડમાં જમીનદારો અથવા શ્રીમંત ખેડૂતો પોતાની જમીનદારી ઉપરના મકાનને ગણતા તેમ, હિંદુસ્તાનને ગણતા. મકાનની માલકી ધરાવતા એ સદ્‌ગૃહસ્થો, મકાનના સાગ મારા ભાગ બધા પોતે વાપરે અને હિંદીઓને નોકરોના અથવા તો કોઠાર કે રસોડા માટેના ઓરડામાં રહેવાનું. જમીનદારના ગામડાના મકાનમાં હોય છે તેમ આ નોકરોમાં પણ ચડતો ઊતરતો નિશ્ચિત ક્રમ હતો — કારકુન, કોઠારી, રસોઈયો, હજૂરિયો, નોકર, પટાવાળો, વગેરે, — અને તેમનામાં અંદર અંદર એકબીજાના દરજ્જાનું કડકાઈથી પાલન થતું. પરંતુ બંગલાના પેલા સદ્‌ગૃહસ્થો અને આ નોકરમંડળ વચ્ચે તો, સામાજિક તેમજ રાજદ્વારી બાબતમાં, ન ઓળંગાય એવડી દીવાલ હતી. બ્રિટિશ સરકાર આવી વ્યવસ્થા આપણી ઉપર ઠોકી બેસાડે એમાં તો કશું જ નવાઈ પામવા જેવું નથી. નવાઈ પામવા જેવું તો એ છે કે આપણે અથવા આપણામાંના ઘણાએ આપણા જીવન અને

આપણાં ભવિષ્યની એક સ્વાભાવિક અને અનિવાર્ય વ્યવસ્થા તરીકે આ વસ્તુ સ્વીકારી લીધી, જમીનદારના નોકરનું વફાદાર માનસ કેળવ્યું. કોકવાર આપણું વિરલ બહુમાન કરવામાં આવતું, આપણને દીવાનખાનામાં ચાનો પ્યાલો આપવામાં આવતો. આપણી મહત્ત્વાકાંક્ષાની પરાકાષ્ઠા એ હતી કે આપણે સદ્દગૃહસ્થ ગણાઈએ અને આપણે એકલા એકલા ઉપલા દરજ્જામાં સ્થાન પામીએ. હિંદુસ્તાનમાં બ્રિટિશ લોકોએ શસ્ત્રથી અથવા મુત્સદ્દીગીરીથી જે વિજયો મેળવ્યા છે તેના કરતાં માનસ ઉપરનો આ વિજય વધારે મોટો છે. પ્રાચીન કાળના જ્ઞાની માણસોએ કહ્યું છે તેમ ગુલામ ગુલામ તરીકે વિચાર કરતો થઈ ગયો.

પરંતુ હવે સમો બદલાયો છે. એ શેઠનોકરસંબંધવાળી સંસ્કૃતિ ઇગ્લંડમાં કે હિંદમાં કોઈ રાજીખુશીથી સ્વીકારવા તૈયાર નથી. છતાં આપણામાં કેટલાક હજી એવા રહ્યા છે જેમને નોકરોના ઓરડામાં જ ગોઠે છે અને કસબથી ભરેલા પોતાના પોશાકમાં તથા ચળકતાં ચકતાંવાળા પોતાના પટામાં ગર્વ લાગે છે. બીજાઓ, જેવા કે મધ્યમમાર્ગીઓ તો આખી એ વાડીબંગલાની પ્રથાનો સ્વીકાર કરી લે છે, આખા મકાનની રોનક અને શિલ્પકળા ઉપર તેઓ આફરીન છે. તેમને તો પેલા જૂના માલિકોને બદલે એક પછી એક પોતે ઠસી જવું છે. આને તેઓ 'હિંદીકરણ' કહે છે. તેમને મન પ્રશ્ન માત્ર સરકારનો રંગ બદલવાનો અથવા બહુ તો વ્યવસ્થામાં થોડાઘણા ફેરફાર કરવાનો છે. નવા જ રાજતંત્રની પરિભાષામાં તેઓ કદી વિચાર કરતા નથી.

તેમને મન સ્વરાજ્યનો અર્થ એટલો જ છે કે બધું પહેલાંની માફક ચાલ્યાં કરે; માત્ર તેમાં જરા કાળી છાંય વધે એટલું જ. તેઓ કેવળ એવા ભવિષ્યની જ કલ્પના કરી શકે છે જેમાં તેઓ અથવા તેમના જેવા માણસો મુખ્ય ભાગ ભજવશે અને મોટા અંગ્રેજ અમલદારોનું સ્થાન લેશે. એમાં બધી નોકરીઓ, સરકારી ખાતાં, ધારાસભાઓ, વેપાર, ઉદ્યોગ બધું એનું એ જ હોય; સિવિલ સર્વિસવાળા પોતાની ઓફિસોમાં કામ કરતા હોય; રાજાઓ પોતાના મહેલમાં પડયા હોય, અને પોતાની પ્રજા ઉપર છાપ પાડવાને માટે પોતાનાં હીરામોતીનાં બધાં ઘરેણાં શરીર ઉપર

ખાડીને તથા ચકચકિત પોશાક પહેરીને કોઈ કોઈવાર બહાર દેખા દેતા હોય; જમીનદારો ખાસ રક્ષણની માગણી કરી રહ્યા હોય, પરંતુ તે દરમિયાન પોતાના કિસાનોને કનડતા હોય, શાહુકાર પોતાની નાણાંની કોથળી લઈ, જમીનદાર તેમજ કિસાન બન્નેને ચૂસતા હોય; વકીલ પોતાની ફી ગણતો હોય, અને ઈશ્વર સ્વર્ગમાં વિરાજતો હોય !

તેમના વિચારોનો સાર એ નીકળે છે કે જે સ્થિતિ છે તે ટકાવી રાખવી. તેઓ જે ફેરફાર ઇચ્છે છે તે અંગત ફેરફારો કહી શકાય. બ્રિટિશ લોકોનો સદ્ભાવ જાળવીને ધીમે ધીમે ગળાઈને થાય તેમ, આ ફેરફારો કરવાનું તેઓ ઇચ્છે છે. તેમના રાજ્યપ્રકરણ અને અર્થપ્રકરણનો આખો પાયો બ્રિટિશ સામ્રાજ્યની સ્થિરતા અને શાશ્વતી ઉપર મંડાયેલો છે આ સામ્રાજ્ય ઠીક ઠીક લાંબા વખત માટે અચળ રહેશે જ એમ માની તેઓ તેની સાથે ટેવાઈ ગયા છે, અને સરકારની રાજ્યપ્રકરણી અને અર્થ-પ્રકરણી વિચારસરણી તેઓ સ્વીકારી લે છે, એટલું જ નહિ પણ મોટે ભાગે તેમના નૈતિક ધોરણો પણ સ્વીકારી લે છે. એ ધોરણો તો બ્રિટિશ આધિપત્યનું સ્થાયીપણું જાળવવાને અર્થે રચાયેલાં છે.

મહાસભાની વૃત્તિ આનાથી તદ્દન જુદી જ છે. કારણ તેને તો નવું રાજ્યતંત્ર જોઈએ છે, અત્યારની વ્યવસ્થામા કેવળ અહીંતહીં ફેરફારો નથી જોઈતા એ નવું રાજ્યતંત્ર કેવું હશે તેનો સ્પષ્ટ ખ્યાલ સાધારણ મહાસભાવાદીને ન હોય અને તે વિષે ભિન્ન ભિન્ન અભિપ્રાયો પણ હોય પરંતુ મહાસભામા સૌ કોઈ ( કદાચ થોડાક નરમ વિચારના સિવાય ) એમ તો માને જ છે કે વર્તમાન સ્થિતિ અને રીતો નહિ જ ચાલવી જોઈએ, તેમાં ધરમૂળથી ફેરફાર કરવાની આવશ્યકતા છે સંસ્થાનિક દરજ્જાના અને પૂર્ણ સ્વરાજમાં ભેદ આ જ છે બ્રિટિશ અર્થવ્યવસ્થાની સાથે આપણને બાંધી દેવામા આવે અને ઘણાં દશ્ય અને અદશ્ય બંધનોવાળી જૂની ઇમારત એવીને એવી જ રહે એ કલ્પના પહેલામાં છે બીજામા આપણા સંજોગોને અનુકૂળ આવે એવું નવું ચણતર કરવાની સ્વતંત્રતા આપણને હોવી જ જોઈએ એ ધારણા છે.

આમાં કાંઈ ઇંગ્લંડ અથવા અંગ્રેજ લોકો સાથે હાડવેરનો કે કોઈ પણ ભોગે તેમનાથી અલગ પડી જવાનો સવાલ નથી. આટલું આટલું બની ગયા પછી ઇંગ્લંડ અને હિંદ વચ્ચે વેરભાવ હોય તો તે સ્વાભાવિક છે. ટાગોર કહે છે કે "એપરવા સત્તા તાળાની ચાવીને બગાડી નાખી, તાળું ઉઘાડવા કુહાડીનો ઉપયોગ કરે છે." આપણાં હૃદયની ચાવીનો નાશ (બ્રિટન પૂરતો) તો ક્યારનોય થઈ ગયો છે અને આપણી ઉપર કુહાડીના જે પુષ્કળ પ્રયોગો થયા છે તેથી આપણે બ્રિટનના પક્ષપાતી બન્યા નથી. છતાં પણ, હિંદુસ્તાનનું અને આખી માનવતાનું સાચું અને મોટું હિત સાધવાનો આપણે દાવો કરીએ તો ક્ષણિક આવેશોથી ખેંચાઈ જવું આપણને પાલવે નહિ. એમ ખેંચાઈ જવાનું આપણને મન થાય તોપણ છેલ્લાં પંદર વરસથી ગાંધીજીએ જે કડક તાલીમ આપણને આપી છે તે આપણને તેમ કરવા દે એમ નથી. બ્રિટિશ જેલમાં બેસીને આ હું લખી રહ્યો છું; કેટલાયે મહિનાથી મારું ચિત્ત બહુ વ્યગ્ર રહે છે, પહેલાંની કોઈ પણ જેલ કરતાં આ એકાન્ત કેદને લીધે આ વખતે મારે વધારે દુઃખ ભોગવવું પડ્યું છે; એવા પ્રસંગો બની ગયા જ્યારે મારા ચિત્તમાં ક્રોધ અને ઉદ્વેગ વ્યાપ્યો છે; છતાં અહીં બેસીને જ્યારે હું મારા ચિત્તના અને હૃદયના ઊંડાણને તપાસું છું ત્યારે ત્યાં ઇંગ્લંડ કે અંગ્રેજો પ્રત્યે ક્રોધ મને દેખાતો નથી. બ્રિટિશ સામ્રાજ્યતત્ત્વને હું નાપસંદ કરું છું, અને હિંદુસ્તાન ઉપર તે ઠોકી બેસાડવામાં આવ્યું છે તે હું સહન કરી શકતો નથી; મને મૂડીદારી પદ્ધતિ જરાયે ગમતી નથી; બ્રિટનનો રાજ્યકર્તા વર્ગ હિંદુસ્તાનને જે રીતે ચૂસે છે તે મને બહુ જ નાપસંદ છે અને મને તેનો ધિક્કાર છૂટે છે. પરંતુ તેને માટે ઇંગ્લંડને કે બધા અંગ્રેજ લોકોને હું જવાબદાર ગણતો નથી. અને ગણું તો પણ હું નથી ધારતો કે તેથી બહુ ફેર પડે. કારણ આખી પ્રજા ઉપર ગુસ્સે થવું અથવા આખી પ્રજાને વખોડી કાઢવી એ મૂર્ખાઈ જ છે. આપણે જેટલે દરજ્જે સંજોગોના ભોગ થઈ પડેલા છીએ, તેટલે જ દરજ્જે તેઓ પણ ભોગ થઈ પડેલા છે.

મારા વિચારોના ઘડતરમાં અંગત રીતે તો હું ઇંગ્લંડનો એટલો બધો ઋણી છું કે તેને સંપૂર્ણ રીતે પરાયો દેશ માનવો મારે માટે શક્ય નથી. ઇંગ્લંડની શાળા તથા કૉલેજમાં મને જે માનસિક ટેવો પડી છે, બીજા દેશો તેમજ એકંદરે આખી દુનિયાને જોવાની જે રીતો અને જે ધોરણો મને ત્યાં મળ્યાં છે તે હું ગમે તેટલું ઇચ્છું તોપણ છોડી શકું એમ નથી. (રાજદ્વારી ક્ષેત્ર બાજુએ રાખીએ તો) મારો પૂરો પક્ષપાત ઇંગ્લંડ અને અંગ્રેજ લોકો પ્રત્યે છે. હું હિંદુસ્તાનમાંની બ્રિટિશ સત્તાનો કટ્ટો વિરોધી બન્યો છું તે નાછૂટકે જ બન્યો છુ.

આપણો વાંધો એ સત્તાની, એ આધિપત્યની સામે છે. એનો આપણે ગજીખુશીથી સ્વીકાર કરી શકીએ એમ નથી. અંગ્રેજ લોકો સામે આપણે કાંઈ નથી. અંગ્રેજો તથા બીજા પરદેશી લોકો સાથે આપણે અવશ્ય ગાઢ પરિચયો કેળવીએ. આપણા દેશમાં આપણે તાજી હવા જોઈએ છે. તાજા અને ચેતનદાયી વિચારો જોઈએ છે. જીવનપોષક સહકાર જોઈએ છે આપણે બહુ ઘરડાખખ થઈ ગયા છીએ. પરંતુ અંગ્રેજોને અહીં વાઘ બનીને આવવું હોય તો તેમણે મૈત્રી કે સહકારની આશા ન રાખવી જોઈએ. સામ્રાજ્યતત્ત્વના વાઘ સામે તો આપણો સખતમા સખત વિરોધ જ છે. આજે આપણા દેશને એ હિંસ્ર પ્રાણી સાથે હિસાબ પતાવવાનો છે. જંગલના ઝનૂની વાઘને પાળીને તેની સ્વભાવજન્ય ક્રૂરતા અંકુશમા આણવી શક્ય હોય, પણ મૂડીદારી અને સામ્રાજ્યતત્ત્વ એ એકઠાં મળીને બનેલો વાઘ આ દુઃખી દેશ ઉપર તૂટી પડ્યો છે તેને કેળવીને પાળવાનું તો અશક્ય છે.

કોઈ એમ કહે કે હું અથવા મારો દેશ કદી સમાધાન કરશે જ નહિ, તો એમ કહેવું એ એક રીતે મૂર્ખાઈ છે, કારણ દુનિયામાં સમાધાન કરવાની આપણને હંમેશાં ફરજ પડે છે. વળી બીજા દેશ અથવા બીજી પ્રજાને વિષે એમ કહેવું એ તો છેક જ મૂર્ખાઈ છે. પરંતુ જો આપણે કોઈ પદ્ધતિને વિષે અથવા તો અમુક સંજોગ પરત્વે એમ કહીએ કે અમે તેની સાથે સમાધાન કરવાના નથી તો તેમાં તથ્ય છે. એવી જાતનાં સમાધાન કરવાં એ માનવશક્તિની બહારની વાત છે. હિંદુસ્તાનનું સ્વાતંત્ર્ય અને

બ્રિટિશ સામ્રાજ્યતત્ત્વ, એ બે પરસ્પર મેળ ન ખાય એવી વસ્તુઓ છે. લશ્કરી કાયદાથી અથવા તો દુનિયામાં મળી શકે એટલી સાકર પીરસવાથી એ બેનો મેળ ન બેસી શકે, તેમ એ બે એક-બીજાની નજીક ન આવી શકે. હિંદુસ્તાનમાંથી બ્રિટિશ સામ્રાજ્યવાદ નાબૂદ થાય તો જ એવી સ્થિતિ ઉત્પન્ન થાય કે જે સ્થિતિમાં હિંદ અને બ્રિટન વચ્ચે સહકાર શક્ય થાય.

આપણને કહેવામાં આવે છે કે આધુનિક કાળમાં જ્યારે આખી દુનિયા વધુ ને વધુ પરસ્પરાવલંબી થતી જાય છે ત્યારે સ્વાતંત્ર્યનું ધ્યેય રાખવું એ સંકુચિતતા છે; સ્વાતંત્ર્યની માગણી કરીને આપણે ઘડિયાળનો કાંટો પાછો મૂકવાનું કરીએ છીએ. મધ્યમમાર્ગીઓ, શાન્તિવાદીઓ અને ઇંગ્લંડના કહેવાતા સમાજવાદીઓ પણ આ દલીલ રજૂ કરે છે, આપણી સંકુચિત રાષ્ટ્રભાવના માટે આપણને ઠપકો આપે છે અને સાથે સાથે આપણને એવી પણ સૂચના આપે છે કે રાષ્ટ્રીય જીવન વિશેષ સમૃદ્ધ બનાવવાનો ઉપાય બ્રિટિશ રાષ્ટ્રસંઘ છે. મધ્યમમાર્ગીઓનો વાદ, શાન્તિવાદ, સમાજવાદ એ બધા વાદો ઇંગ્લંડમાં તો સામ્રાજ્યને ટકાવવાના માર્ગમાં જ મળે છે એ આશ્ચર્ય પામવા જેવું છે. ટ્રૉટ્સ્કી કહે છે, "રાજ્ય કરનારી પ્રજાની ચાલુ સ્થિતિ જાળવી રાખવાની ઇચ્છા ઘણીવાર 'રાષ્ટ્રભાવના' કરતાં શ્રેષ્ઠ હોવાનો સ્વાંગ ધારણ કરી શકે છે;— જેમ વિજેતા રાષ્ટ્ર પોતાની લૂંટ પચાવી રાખવાની ઇચ્છાને શાન્તિવાદનું સ્વરૂપ આપે છે. તેમ મેકડોનલ્ડ, ગાંધીની સામે, આંતરરાષ્ટ્રીયતાના હિમાયતી તરીકે ખપી જાય છે."

હિંદુસ્તાન જ્યારે રાજદ્વારી મુક્તિ મેળવશે ત્યારે તે કેવું હશે અથવા શું કરશે તે હું જાણતો નથી. પરંતુ એટલું તો હું જાણું છું કે તેના જે લોકો આજે રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની હિમાયત કરે છે તેઓ વિશાળમાં વિશાળ આંતરરાષ્ટ્રીયતા માટે પણ હિમાયત કરે છે. સમાજવાદીને મન રાષ્ટ્રભાવનાનો કશો અર્થ ન હોઈ શકે, પરંતુ મહાસભાના વિશેષ આગળ વધેલા લોકોમાંથી જેઓ સમાજવાદીઓ નથી એવાઓ પણ ઘણા પાકા આંતરરાષ્ટ્રીયતા-વાદી તો છે જ. આજે આપણે સ્વાતંત્ર્યનો દાવો કરીએ છીએ તે

કોઈ અળગા પડી જવાની ઇચ્છાથી નથી કરતા. ઊલટું, સાચી આંતરરાષ્ટ્રીય વ્યવસ્થા સ્થાપવા માટે, બીજા દેશોની સાથે આપણા સ્વાતંત્ર્યનો પણ કાંઈક અંશ જતો કરવા આપણે પૂરેપૂરા તૈયાર છીએ. કોઈ પણ સામ્રાજ્યવાદી તંત્ર, ભલેને ગમે તેવા ભારે નામથી પોતાને ઓળખાવે, પણ એ આવી વ્યવસ્થાનું દુશ્મન છે; અને સામ્રાજ્યવાદને માર્ગે જગતનો સહકાર કે જગતની શાંતિ કદી સધાવાનાં નથી.

જગતભરમાં બની રહેલી ઘટનાઓ બતાવી આપે છે કે બધાં સામ્રાજ્યો આપઅખત્યાર સત્તા તથા આર્થિક સામ્રાજ્ય જમાવવાની ઇચ્છાને કારણે એકબીજાથી વધુ ને વધુ અલગ પડતાં જાય છે. આન્તરરાષ્ટ્રીયતા વધવાને બદલે તેનાથી ઊલટી ક્રિયા જ ચાલી રહી છે. આનાં કારણો શોધી કાઢવાં મુશ્કેલ નથી. વર્તમાન અર્થવ્યવસ્થાની વધતી જતી નબળાઈનાં તે સૂચક છે. આ નીતિનું એક પરિણામ એ આવે છે કે અમુક આપઅખત્યાર તંત્ર નીચેના પ્રદેશમાં સહકાર વધે છે, પરંતુ બાકીની દુનિયાથી એ તંત્રનો વિચ્છેદ પણ વધે છે. હિંદુસ્તાનને માટે તો ઓટાવાના તથા બીજા ઠરાવોથી આપણે જોયું છે કે તેને લીધે બીજા દેશો સાથેના આપણા સંબંધો અને આપણાં બંધનો ઢીલાં પડ્યાં છે. અને ઓછાં થયાં છે. બ્રિટિશ યંત્રોદ્યોગો ઉપર આપણે પહેલાં કરતાં પણ વધારે તાકીને જોઈ રહેનારા થયા છીએ. અનેક રીતે આ નીતિથી તાત્કાલિક નુકસાનો આપણને થયાં છે તે બાજુએ રાખતાં, તેનાં બીજાં જોખમો પણ દેખીતાં જ છે. આમ સાંસ્થાનિક દરજ્જાથી આપણા આંતરરાષ્ટ્રીય સંબંધો વૃદ્ધિ પામવાના નથી, પણ આપણે દુનિયાથી વધારે અળગા પડતા જઈએ છીએ.

પરંતુ આપણા હિંદી મધ્યમમાર્ગી મિત્રોને, દુનિયાને અને ખાસ કરીને પોતાના દેશને બરોબર બ્રિટિશ ચશ્માંથી જોવાની વિલક્ષણ ટેવ પડી છે. મહાસભા શું કહે છે અને તે એમ શા માટે કહે છે તે સમજવાનો પ્રયત્ન કરવાને બદલે તેઓ બ્રિટિશ લોકોની જૂની દલીલનું રટણ કર્યા કરે છે કે સાંસ્થાનિક દરજ્જાના સ્વરાજ કરતાં સ્વાતંત્ર્યનો આદર્શ એ વધારે સંકુચિત અને ઓછો

ઉન્નતિકર છે. તેમને મન આંતરરાષ્ટ્રીયતા એટલે વ્હાઈટ હૉલ જ છે, કારણ બીજા દેશોથી તેઓ તદ્દન અજ્ઞાન છે. તેમાં કાંઈક અંશે ભાષાની મુશ્કેલીનું કારણ છે, પરંતુ વધારે કારણ તો બીજા દેશને વિષે જાણવાની તેમને કશી પડી નથી એ છે. અલબત્ત, હિંદુસ્તાનના રાજકાજમાં સત્યાગ્રહ જેવી સીધી લડત ચલાવવાની અથવા કોઈ પણ જાતની આક્રમણકારી નીતિ અખત્યાર કરવાની તેઓ વિરુદ્ધ છે, પરંતુ વિચિત્ર એ છે કે બીજા દેશોમાં આવી પદ્ધતિઓ સ્વીકારાય તેનો તેમના કેટલાક નેતાઓને વાંધો નથી. દૂરથી તેની તેઓ કદર કરી શકે છે અને પ્રશંસા પણ કરે છે, અને પશ્ચિમના દેશોમાંના કેટલાક સરમુખત્યારો તો તેમની માનસિક સ્તુતિ પણ મેળવે છે.

શબ્દોથી ગેરસમજ થવાનો સંભવ છે, પરંતુ આપણા દેશમાં આપણી સામે ખરો પ્રશ્ન એ જ છે કે 'આપણે શું નવું જ રાજ્યતંત્ર જોઈએ છે કે નવા અમલદારો જોઈએ છે?' મધ્યમમાર્ગીઓનો ઉત્તર સ્પષ્ટ છે. તેમને નવા અમલદારો જોઈએ છે, તેથી વિશેષ કશું નથી જોઈતું, અને તેય દૂરનો અને ક્રમિક પ્રગતિનો આદર્શ છે. 'સાંસ્થાનિક દરજ્જો' એ શબ્દોનું ઉચ્ચારણ અનેકવાર થાય છે, પરંતુ અત્યારનું ખરું ધ્યેય તો પેલા ગૂઢ શબ્દોમાં વ્યક્ત કરવામાં આવે છે: "કેન્દ્રમાં જવાબદારીનું તંત્ર". તેમના મુખમાંથી આવા નવલોહિયા શબ્દો નીકળતા નથી: "સત્તા, સ્વાતંત્ર્ય, સ્વાધીનતા, મુક્તિ." એ શબ્દો તેમને ભયંકર લાગે છે. વકીલની ભાષા અને વકીલના ઢંગ તેમને બહુ ગમે છે, ભલેને તેથી જનતાને ઉત્સાહ ન ચડતો હોય. વ્યક્તિઓએ અને મંડળોએ ધર્મ અને સ્વાતંત્ર્યની ખાતર અનેક સંકટો વેઠયાનાં અને પોતાના જાન જોખમમાં નાખ્યાનાં પણ ઇતિહાસમાં અસંખ્ય દૃષ્ટાંતો છે. પરંતુ "કેન્દ્રમાં જવાબદાર તંત્ર" અથવા એવા બીજા કાયદાની ભાષાના શબ્દો માટે કોઈ ઇરાદાપૂર્વક એક ટંકનું ખાવાનું પણ જતું કરે કે ઓછી સ્વસ્થતાથી ઊંઘે એ માનતાં શંકા થાય છે.

ત્યારે આ થયું મધ્યમમાર્ગીઓનું ધ્યેય; અને તે 'સામી લડત' ચલાવીને અથવા બીજી કોઈ જાતના આક્રમણકારી ઉપાયથી નહિ,

પણ શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રીએ કહ્યું છે તેમ, '''ડહાપણ, અનુભવ, નરમાશ, સમજાવટ, શાંત લાગવગ અને સાચી બાહોશી"થી સાધવાનું છે. એવી આશા રાખવામાં આવે છે કે આપણી સારી ચાલચલગતથી અને આપણાં માર્ગ કામોથી આપણે છેવટે આપણી સરકારને સત્તાનો ત્યાગ કરવાનું સમજાવી શકીશું. બીજા શબ્દોમાં કહીએ તો આજે તેઓ આપણો વિરોધ કરે છે તેનું કારણ કાં તો એ છે કે આપણા આક્રમણકારી વલણને લીધે તેઓ આપણી ઉપર ગુસ્સે થયા છે, અથવા તો તેમને આપણી શક્તિ ઉપર વિશ્વાસ નથી, અથવા એ બન્ને કારણો છે. સામ્રાજ્યતત્ત્વ અને વર્તમાન પરિસ્થિતિનું આ તો બહુ ભોળિયું પૃથક્કરણ થયું. પેલા તેજસ્વી અંગ્રેજ લેખક, પ્રો. આર. એચ. ટોનીએ એક બહુ જ ઔચિત્યયુક્ત અને આકર્ષક કંડિકા લખી છે, જેમાં ક્રમે ક્રમે સત્તા મેળવવાના ખ્યાલ વિષે તથા રાજકર્તાઓ સાથે સહકાર કરવાની નીતિ વિષે તેણે વિવેચન કર્યું છે. તેણે તો આ બ્રિટિશ મજૂરપક્ષને ઉદ્દેશીને લખેલું છે, પરંતુ તેના શબ્દો હિંદુસ્તાનને વધારે લાગુ પડે એવા છે, કારણ, ઇંગ્લંડમાં કાંઈ નહિ તો લોકશાસનવાળી સંસ્થાઓ તો છે જ અને વધારે નહિ તો સિદ્ધાંત પૂરતી બહુમતીની સત્તા પણ ત્યાં ચાલે છે. પ્રો. ટોની લખે છે:

"કાંદો ખાવો હોય તો તેનું એક એક પડ ઉખેડીને ખાઈ શકાય. પણ જીવતા વાઘની ચામડી એક એક પંજેથી ઊતરડી નહિ શકાય, જીવતા પ્રાણી ઉપર શસ્ત્રક્રિયા કરવાનો ધંધો તો વાઘનો છે, અને પ્રથમ તે આખી ચામડી ઊતરડી લે છે. . . .

"બીજા કોઈ દેશમાં વિશેષાધિકાર ભોગવનારા લોકો કદાચ ભોળિયા હશે, પણ ઇંગ્લંડમાં તો નથી જ. મજૂરપક્ષનો કેસ રજૂ કરવામાં કુનેહ અને મીઠાશ વાપરવાથી પેલા લોકોની આંખમાં ધૂળ નાખી શકાશે અને તેમને એમ સમજાવી શકાશે કે આ તેમનો પણ પક્ષ રજૂ કરે છે, તો એ ભ્રમ છે. એ ખ્યાલ એટલો જ ખોટો છે જેટલો, કોઈ ચાલાક સોલિસિટર પાસેથી દમ ભરાવીને તમે કોઈ મિલકત પડાવી લેવાનો વિચાર રાખો, જે મિલકત ઉપરના અધિકાર દર્શાવતા બધા દસ્તાવેજો તો પેલા

સૉલિસિટર પાસે જ હોય. ધનપતિ વર્ગ મોઢે મીઠો, પક્કો, જબરો અને આત્મવિશ્વાસવાળો છે; મુશ્કેલીમાં આવી પડે તો બધા વિધિનિષેધોને ઊંચે પણ મૂકી દે એવો છે; પોતાની રોટીની કઈ બાજુએ માખણ ચોપડેલું છે, એ એને બરાબર ખબર છે, અને માખણ ખૂટી ન પડે એની તેને પૂરેપૂરી કાળજી છે. . . . જ્યારે તેને લાગે છે કે તેની સ્થિતિ ગંભીર જોખમમાં આવી પડી છે, ત્યારે તે રાજકીય કે આર્થિક બાજીનું કોઈ પણ મહોરું વાપરવા તૈયાર થશે — ઉમરાવોની સભા, રાજા, છાપખાનાં, લશ્કરમાં અસંતોષ, નાણુંનો બારીક મામલો, આંતરરાષ્ટ્રીય મુશ્કેલીઓ અથવા ૧૯૩૧માં વર્તમાનપત્રોના પાઉન્ડ ઉપરના હુમલાએ બતાવી આપ્યું હતું તેમ પોતાનો સ્વાર્થ સાચવવા દેશનું હિત બગાડવાની રાજખુશામતિયાઓની યુક્તિ, — આ બધાં મહોરાંમાંથી જેનો આશ્રય લેવો પડે તે લેવાનું તેઓ ચૂકે એવા નથી.”

બ્રિટિશ મજૂરપક્ષ, એ એક જબરી સંસ્થા છે. લવાજમ ભરનારા લાખો સભ્યોવાળાં તથા ખૂબ વિકાસ પામેલી સહકારી વ્યવસ્થાવાળાં મજૂરમહાજનોનો તેને ટેકો છે, તે ઉપરાંત સંસ્કારી કહેવાતા ધંધાવાળા પણ તેના સભ્ય અથવા સહાયક છે. બ્રિટનમાં પુખ્ત ઉંમરનાં બધાં માણસોને મતાધિકાર છે અને લોકતંત્રવાળી પાર્લમેન્ટની સંસ્થા છે. ત્યાંની પ્રજા કેટલોક કાળ થયાં કાયદેસર છૂટો ભોગવતી આવી છે. આટલું બધું છતાં મિ. ટૉની એ મતના છે કે સ્મિત અને સમજાવટના ઉપાયો ગમે તેટલા ઉપયોગી અને ઇષ્ટ હોય છતાં એ ઉપાયોથી મજૂરપક્ષ કશી સાચી સત્તા મેળવવાની આશા રાખી શકે નહિ. આ મતનું સંગીનપણું તાજેતરના બનાવોએ સાબિત કરી આપ્યું છે. મિ. ટૉની સૂચવે છે કે પાર્લમેન્ટમાં મજૂરપક્ષની બહુમતી થાય તોપણ તેઓ કશા મૂળગામી સુધારા કરી શકે નહિ; કારણ વિશેષાધિકાર ભોગવતા વર્ગો તેમનો વિરોધ કર્યા વિના રહે નહિ, કેમકે રાજદ્વારી, સામાજિક, આર્થિક, નાણાંપ્રકરણી અને લશ્કરી એમ ઘણી બાબતમાં તેઓ સજ્જડ કિલ્લેબંધી કરીને બેસી ગયેલા છે. એ કહેવાની ભાગ્યે જ જરૂર છે કે હિંદુસ્તાનમાં તો પરિસ્થિતિ તદ્દન જ જુદી છે. અહીં લોકશાસનની સંસ્થાઓ નથી તેમ કશી

પરંપરા નથી અહીં તો ઑર્ડિનન્સો, આપઅખત્યાર સત્તા, અને શરીર, વાણી, લેખન, સભા તથા છાપાંની છૂટના દમનની પ્રથા સુસ્થાપિત છે મધ્યમમાર્ગીઓનું પણ એવું કોઈ મજબૂત સંગઠન નથી એટલે તેમને તો એકલા તેમના સ્મિત ઉપર જ આધાર રાખવાનો રહી જાય છે.

બંધારણ વિરુદ્ધની અથવા ગેરકાયદે ગણાય તેવી કોઈ પણ પ્રવૃત્તિની સામે મધ્યમમાર્ગીનો મજબૂત વિરોધ હોય છે. લોકશાસનવાળા બંધારણોવાળા દેશોમાં 'બંધારણીય' શબ્દનો અર્થ બહુ વિશાળ થાય છે ત્યાં તો બંધારણનો કાયદા ઘડવા ઉપર કાબૂ હોય છે, પ્રજાની કાયદેસર છૂટનું તે રક્ષણ કરે છે, કારોબારી ખાતાં ઉપર તે અંકુશ રાખે છે, અને રાજદ્વારી તથા આર્થિક રચનામાં ફેરફારો કરવાની પ્રજાસત્તાક પદ્ધતિઓનો તે પૂરો અવકાશ રાખે છે પરંતુ હિંદુસ્તાનમાં આવું કશું બંધારણ નથી એટલે એ શબ્દનો અહીં એવો કશો અર્થ થઈ શકે નહિ * આપણા દેશમાં બંધારણ શબ્દનો પ્રયોગ કરવો એટલે જે વિચારને અહીં સ્થાન જ નથી તે દાખલ કરવા બરાબર છે વિચિત્ર વાત તો એ છે કે અમલદારોનાં વત્તાઓછાં આપઅખત્યાર કૃત્યોના સમર્થન માટે 'બંધારણ મુજબના' શબ્દનો પ્રયોગ અહીં કરવામાં આવે છે અથવા કેટલીકવાર 'કાયદેસર'ના અર્થમાં પણ તે વપરાય છે આપણે તો 'કાયદેસર' અને 'ગેરકાયદે' એ શબ્દોનો પ્રયોગ કરવો એ જ ઉત્તમ છે. જોકે એ શબ્દો પણ અચોક્કસ છે અને રોજ ને રોજ તેમાં પણ ફેરફાર થયાં કરે છે

એક નવું ઑર્ડિનન્સ નીકળે અથવા નવો કાયદો કરવામાં આવે કે નવા ગુના ઉત્પન્ન થાય છે જાહેર સભામાં હાજરી

---

* નામાંકિત મધ્યમમાર્ગી નેતા અને 'લીડર' પત્રના મુખ્ય તંત્રી શ્રી. સી વાય ચિંતામણીએ, હિંદુસ્તાન માટેની પાર્લમેન્ટરી જોઈન્ટ સિલેક્ટ કમિટીના રિપોર્ટ ઉપર સંયુક્ત પ્રાન્તની ધારાસભામાં ટીકા કરતાં હિંદુસ્તાનમાં કોઈ પણ પ્રકારના બંધારણીય રાજ્યતંત્રનો અભાવ છે એ વસ્તુ ઉપર ભાર મૂક્યો હતો: "ભવિષ્યની વધુ પ્રગતિવિરોધી અને અત્યારના કરતાં વધુ બંધારણવિરુદ્ધ સરકારને આધીન થવું તેના કરતાં અત્યારની જ બંધારણવિરુદ્ધ સરકારને તાબે રહેવું એ વધુ સારું છે"

આપવી એ ગુનો થાય; બાઈસિકલ ઉપર બેસવું, અમુક પ્રકારનાં કપડાં પહેરવાં, સૂર્યાસ્ત પહેલાં ઘેર ન પહોંચી જવું, દરરોજ પોલીસ પાસે હાજરી ન પુરાવવી — આ બધાં અને આવાં બીજાં કેટલાંય કૃત્યો હિંદુસ્તાનના કેટલાય ભાગમાં આજે ગુના ગણાય છે. અમુક કૃત્ય એક ભાગમાં ગુનારૂપ બને અને બીજા ભાગમાં તે ગુનો ન ગણાતું હોય. બિનજવાબદાર કારોબારી અમલદારો તાબડતોબ ગમે તેવા કાયદાઓ કાઢી શકતા હોય ત્યાં 'કાયદા'નો અથવા 'કાયદેસર'નો અર્થ કારોબારી અમલદારની મરજી એટલો જ થાય છે, બીજો કશો થતો નથી. સાધારણ રીતે લોકો અમલદારોની મરજીને મને કે કમને આધીન થાય છે કારણ આજ્ઞાભંગનાં પરિણામો દુઃખકારી હોય છે. પરંતુ કોઈ એવો સિદ્ધાન્ત રાખે કે હું તો હમેશાં આવા કાયદાનું પાલન કરીશ તો તેની પોતાની પ્રવૃત્તિઓ પૂરતો તો એનો અર્થ એ જ થયો કે સરમુખત્યારી અથવા બિનજવાબદાર સત્તાને તે બિનશરતે વશ થાય છે, પોતાના વિવેકનો ત્યાગ કરે છે, અને કોઈ કાળે પણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાનું અશક્ય કરી મૂકે છે.

આજે લોકશાસનવાળા બધા દેશોમાં એક ચર્ચા એ ચાલી રહી છે કે આખી અર્થપ્રકરણની રચના મૂળમાંથી બદલાય એવા ફેરફારો આપણી પાસે જે રાજ્યબંધારણ પડેલું છે તે મારફત ચાલુ ઢબે થઈ શકે કે કેમ? ઘણા લોકોનો અભિપ્રાય એવો છે કે આવી રીતે કશું થઈ શકે નહિ, અને કાંઈક અસાધારણ અને ક્રાંતિકારી પદ્ધતિ અખત્યાર કરવી પડશે. આપણા દેશમાંના કામ પૂરતી તો આ ચર્ચા નકામી છે, કારણ આપણે જોઈતા હોય તે ફેરફાર કરાવવા માટે આપણી પાસે કશાં બંધારણીય સાધનો છે જ નહિ. શ્વેતપત્રને અથવા તેના જેવા કશાકને કાયદાનું રૂપ આપવામાં આવશે તો ઘણી દિશાઓમાં બંધારણીય પ્રગતિ પૂરેપૂરી અટકી પડશે. અહીં તો ક્રાંતિ અથવા તો કાયદાવિરુદ્ધ ચળવળ સિવાય બીજો કશો ઉપાય જ નથી. એટલે આપણે શું કરી શકીએ? શું ફેરફારનો બધો ખ્યાલ છોડી જ દેવો અને કિસ્મત ઉપર આધાર રાખીને બેસી રહેવું?

આજની આપણા દેશની સ્થિતિ તો ભારે વિષમ છે. કારોબારી અમલદારો તમામ પ્રકારની સાર્વજનિક પ્રવૃત્તિઓ રોકી અથવા દબાવી શકે છે અને રોકે છે અથવા દબાવે છે. અમલદારોને માટે જે કોઈ પ્રવૃત્તિ ભયંકર છે એમ તેમને લાગે તે રોકી દેવામાં આવે છે. આમ તમામ અસરકારક પ્રવૃત્તિ અટકાવી શકાય છે, અને ગયાં ત્રણ વર્ષમાં અટકાવવામાં આવી હતી. એટલે કારોબારી સત્તાને તાબે થવુ એનો અર્થ તમામ સાર્વજનિક પ્રવૃત્તિ છોડી દેવી એટલો જ થાય છે. પણ એ સ્થિતિ સ્વીકારવી, એ તો અશક્ય છે.

કોઈ પણ માણસ એમ ન કહી શકે કે હું હમેશાં અને અચૂક રીતે કાયદા મુજબ જ વર્તીશ. લોકશાસનવાળા રાજ્યતંત્રમાં પણ એવા પ્રસંગો ઊભા થાય જ્યારે માણસનુ અંતર તેનો વિરોધ કરવા ફરજ પાડે. ગુલામી કે આપઅખત્યાર સત્તાવાળા દેશમાં આવા પ્રસંગો જરૂર વધારે ઊભા થાય, અરે, આવા રાજ્યમા તો કાયદાને માટે કશો નૈતિક બચાવ રહેતો જ નથી.

મધ્યમમાર્ગીઓ કહે છે: "સીધી લડત એ સરમુખત્યારીને મળતી વસ્તુ છે, લોકશાસનને મળતી નહિ; એટલે જેઓ લોકશાસન તત્ત્વનો વિજય ઇચ્છતા હોય તેમણે સીધી લડતથી હમેશાં દૂર રહેવું જોઈએ." આ વિચારમા ગોટાળો છે અને લખાણમાં શિથિલતા છે. ઘણીયેવાર સીધી લડત્—દાખલા તરીકે, કામદારોની હડતાળ—એ કાયદેસર હોઈ શકે. પણ અહીં કદાચ રાજદ્વારી લડત વિવક્ષિત હશે. આજે હિટલરના જર્મનીમાં કયા પ્રકારની પ્રવૃત્તિ શક્ય છે? કાં તો માનાપમાન છોડી દઈ તાબે થાઓ, કાં તો કાયદા વિરુદ્ધ અને ક્રાંતિકારી પ્રવૃત્તિ કરો. ત્યાં લોકશાસન શી રીતે સાધી શકાય?

હિંદુસ્તાનના મધ્યમમાર્ગીઓ લોકશાસનનો ઉલ્લેખ ઘણીવાર કરે છે, પરંતુ તેની પાસે જવાની તેમનામાના ઘણાખરાની ઇચ્છા નથી. મધ્યમમાર્ગી નેતાઓના એક મોટા આગેવાન, સર પી. એસ. શિવસ્વામી આયર, એમણે ૧૯૩૪ના મે માસમાં કહ્યું હતું: "લોકપ્રતિનિધિસભા મેળવવાની હિમાયત કરવામાં, મહાસભા સમૂહના ડહાપણ ઉપર વધારેપડતો વિશ્વાસ રાખે છે, અને આ

બધી ગોળમેજી પરિષદોમાં જેમણે ભાગ લીધો છે તેમની સાચાદિલી અને શક્તિને બહુ ઓછો ન્યાય કરે છે. લોકપ્રતિનિધિસભા આથી કાંઈ વધારે સારું કરી શકી હોત એ વિષે મને ખૂબ જ શંકા છે." એટલે સર શિવસ્વામીનો લોકશાસનનો ખ્યાલ 'સમૂહ'થી કાંઈક જુદો જ છે, અને 'બ્રિટિશ સરકારે નીમેલા 'સાચા અને શક્તિશાળી' માણસોના મંડળ સાથે વધારે બંધબેસતો આવે છે. વળી તેઓ શ્વેતપત્રને વધાવી લે છે; કારણ જોકે તેનાથી તેમને "પૂર્ણ સંતોષ નથી," છતાં તેમના મતે "આખાનો વિરોધ કરવો એ દેશને માટે ડહાપણભરેલું નથી." કહો હવે, બ્રિટિશ સરકાર અને સર પી. એસ શિવસ્વામી આયર વચ્ચે પરિપૂર્ણ સહકાર ન હોવાને માટે કશું કારણ દેખાય છે?

મહાસભાએ સવિનય ભંગ પાછો ખેંચી લીધો એ સ્વાભાવિક રીતે જ મધ્યમમાર્ગીઓએ વધાવી લીધો. વળી આવી "મૂર્ખાઈ ભરેલી અને વિચાર વિનાની ચળવળ"માંથી અલગ રહેવાના પોતાના ડહાપણ માટે તેઓ માન ખાટવાનું કરે તો તેમાં પણ નવાઈ નથી. તેઓ આપણને કહેતા: "અમે આમ નહોતું કહ્યું?" આ દલીલ બહુ વિચિત્ર છે. કારણ આપણે ઊભા થયા અને બરાબર લડત ચલાવી એટલે આપણને ધકેલી નીચે પાડવામાં આવ્યા. તેમાંથી સાર એ કાઢી બતાવવામાં આવ્યો કે ઊભા થવું એ ખરાબ ચીજ છે, પેટે ચાલવું એ ઉત્તમ અને સૌથી સલામત છે; સાષ્ટાંગ પ્રણિપાતની સ્થિતિમાંથી ધકેલી પાડવાનું કે નીચે પાડવાનું તદ્દન અશક્ય જ છે!

૫૩.

# હિંદ, જૂનું અને નવું

રાષ્ટ્રીય ભાવનાવાળા હિંદીઓને પરદેશી રાજ્યથી અકળામણ થાય એ સ્વાભાવિક અને અનિવાર્ય છે. છતાં વિચિત્ર એ છે કે આપણા શિક્ષિતોમાંના ઘણાએ ઓગણીસમી સદીના અંતમાં, જાણ્યેઅજાણ્યે, સામ્રાજ્યભાવના વિષેની બ્રિટિશ વિચારસરણી સ્વીકારી લીધી હતી. પોતાની દલીલોની માંડણી તેઓ એ વિચારસરણીના પાયા ઉપર જ કરતા. માત્ર તેનાં કેટલાંક બહારથી દેખાતાં કૃત્યો ઉપર તેઓ ટીકા કરવાનું સાહસ કરતા. શાળાઓ તથા કૉલેજોમાં ઇતિહાસ, અર્થશાસ્ત્ર તથા બીજા વિષયો શીખવવામાં આવતા તે સંપૂર્ણ રીતે બ્રિટિશ સામ્રાજ્યભાવનાની દૃષ્ટિએ લખાયેલા હતા. આપણી જૂની અને આજની અસંખ્ય ત્રુટીઓ ઉપર અને અંગ્રેજોના સદ્‌ગુણો તથા મહાન ભવિષ્ય ઉપર તેમાં ભાર મૂકવામાં આવતો. આ વિકૃત વર્ણનો . આપણે ઘણે દરજ્જે સ્વીકારી લેતા, અને આંતર પ્રેરણા તેનો વિરોધ કરતી તોપણ તેની અસર મન ઉપર થયા વિના રહેતી નહિ. શરૂઆતમાં તો આપણી બુદ્ધિને બીજું કશું દેખાય એમ જ નહોતું, કારણ બીજી હકીકતો અને દલીલોની આપણને ખબર જ નહોતી. એટલે છેવટે આપણે ધર્મનિષ્ઠ રાષ્ટ્રભાવનાનો આશ્રય લીધો, અને એમ માનવા લાગ્યા કે ધર્મ અને ફિલસૂફીના ક્ષેત્રમાં તો આપણે કોઈથી ઊતરીએ એવા નથી. આપણા દુઃખ અને અધઃપાતમાં પણ આપણે આશ્વાસન માની લીધું, એવા ખ્યાલથી કે પશ્ચિમનો દેખાવ અને ચળકાટ જોકે આપણામાં નથી, તોપણ આપણી પાસે સાચી આંતરિક વસ્તુ છે, જે બહુ વધારે મૂલ્યવાન અને સાચવી રાખવા જેવી છે. વિવેકાનંદે તથા બીજાઓએ તેમજ આપણી ફિલસૂફીમાં રસ લેતા પાશ્ચાત્ય પંડિતોએ આપણા

સ્વમાનને કાંઈક પોષણ આપ્યું અને આપણા ભૂતકાળ વિષેના સુષુપ્ત અભિમાનને જાગૃત કર્યું.

આપણી ભૂત અને વર્તમાન સ્થિતિ વિષે અંગ્રેજો તરફથી કરવામાં આવતાં વિધાનો વિષે આપણે ધીમે ધીમે શંકા ઉઠાવતા થયા અને તેની બારીકાઈથી પરીક્ષા કરવા લાગ્યા. છતાં હજી બ્રિટિશ વિચારસરણીના ચોકઠામાં ગોઠવાઈને જ આપણા વિચારો અને આચારો ચાલતા. કોઈ કૃત્ય ખરાબ હોય તો તેને 'અ-બ્રિટિશ' કહેવામાં આવતું. હિંદુસ્તાનમાં કોઈ અંગ્રેજે ગેરવર્તાવ કર્યો હોય તો એ તેનો વૈયક્તિક દોષ ગણાતો, પદ્ધતિ કે તંત્રનો દોષ નહિ. પરંતુ હિંદુસ્તાનમાંના અંગ્રેજી રાજ્યની પરીક્ષા કરનારું જે સાહિત્ય એકઠું થયું, તેમાં તેના લેખકોનું દૃષ્ટિબિન્દુ મધ્યમમાર્ગી હોવા છતાં, તેણે ક્રાંતિકારી હેતુ સાર્યો, અને આપણી રાષ્ટ્રભાવનાને રાજદ્વારી અને આર્થિક આધાર આપ્યો. દાદાભાઈ નવરોજજીના "હિંદુસ્તાનની ગરીબાઈ અને ગૈર-બ્રિટિશ રાજ્ય" ('પોવર્ટી એન્ડ અન-બ્રિટિશ રૂલ ઇન ઇન્ડિયા') એ પુસ્તકે તથા રમેશચંદ્ર દત્ત, વિલિયમ ડિગ્બી અને બીજા લેખકોનાં પુસ્તકોએ આપણા રાષ્ટ્રીય વિચારોના વિકાસમાં ક્રાંતિકારી ભાગ ભજવ્યો. વળી આપણા દેશના પ્રાચીન ઇતિહાસમાં થયેલાં સંશોધનોએ બતાવી આપ્યું કે ભૂતકાળમાં આપણા દેશે અતિ ઉચ્ચ અને ઉજ્જવળ સંસ્કૃતિના યુગો જોયા છે. આ બધું આપણે ખૂબ સંતોષપૂર્વક વાંચવા લાગ્યા. વળી આપણને એ પણ માલૂમ પડ્યું કે અંગ્રેજોએ લખેલાં ઇતિહાસનાં પાઠ્યપુસ્તકોમાં હિંદમાંની બ્રિટિશ તવારીખ વિષે આપણને જે મનાવવામાં આવે છે તે કરતાં એ તવારીખ બહુ જુદી જ છે.

આમ આપણા દેશમાં ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને રાજ્ય-વ્યવસ્થાનાં જે ચિત્રો અંગ્રેજ લોકો દોરતા તેના પ્રત્યેની આપણી શંકા વધતી ગઈ. છતાં આપણાં કામકાજ તો તેમની વિચાર-સરણીની હદમાં રહીને જ ચાલતાં. ઓગણીસમી સદી પૂરી થઈ તે વખતે રાષ્ટ્રભાવનાવાળા હિંદીઓની સ્થિતિ આવી હતી. આજે પણ મધ્યમમાર્ગી મંડળના તથા બીજાં એવાં નાનાં મંડળોના તથા મહાસભાવાદીઓમાંના મધ્યમમાર્ગીઓના વિચારો

એવા જ છે તેઓ કોઈ કોઈવાર લાગણીના વેગમા આગળ જતા રહે છે ખરા, છતા તેઓ હજી ઓગણીસમી સદીની વિચારસૃષ્ટિમાં જ રહે છે તેને લીધે જ હિંદુસ્તાનના સ્વાતંત્ર્યનો વિચાર મધ્યમમાર્ગીઓ સમજી શકતા નથી, કારણ મધ્યમમાર્ગીઓના માનસમા હિંદુસ્તાનના સ્વાતંત્ર્યનો મેળ બેસે એમ નથી આપણા મધ્યમમાર્ગીઓ તો એવી કલ્પના કરે છે કે પોતે ક્રમે ક્રમે મોટી નોકરીઓ ઉપર ચડશે, અને તેમને વધારે જાડી અને વધારે મહત્ત્વની કાર્યલીલાવાળાં કામ કરવાના આવશે તેની કલ્પના પ્રમાણે સરકારનું તંત્ર તો પહેલાંની માફક જ સરળતાથી ચાલ્યા કરશે માત્ર નાલિયક પોતાના હાથમા આવશે આ બધાની પાછળ કાઈક સ્થળે બ્રિટિશ લશ્કર ઊભેલુ હશે, જે રાજકાજમા બહુ માથુ નહિ મારે, પણ જરૂર પડે ત્યારે દેશનુ રક્ષણ કરશે સામ્રાજ્યના છત્ર નીચે સાંસ્થાનિક દરજ્જાનો તે આવો અર્થ કરે છે આ કલ્પનામા ભારે ભોળપણ રહેલુ છે એ સિદ્ધ થવી અશક્ય છે કારણ બ્રિટિશ રક્ષણના મૂલ્ય તરીકે હિંદની સ્વાધીનતા આપવી જ પડે એમ છે એક મોટા દેશે આવુ ધ્યેય રાખવુ એ સ્વમાનને હાનિ પહોચાડનારુ છે એ વાત બાજુએ રાખીએ તોપણ, આપણે બેય બાજુનો લાભ તો ન જ લઈ શકીએ સર ફ્રેડરિક વ્હાઈટ કાંઈ હિંદની રાષ્ટ્રભાવનાના હિમાયતી નથી, છતાં તે પોતાના 'પૂર્વ અને પશ્ચિમનુ ભવિષ્ય' ( ધી ફ્યુચર ઑફ ઈસ્ટ ઍન્ડ વેસ્ટ ') નામના નવા પુસ્તકમા લખે છે "તે (હિંદ) હજી માને છે કે આફતકાળમાં ઇંગ્લંડ તેનુ રક્ષણ કરશે જ્યાંસુધી આ ભ્રમણામાં તે ભટક્યાં કરે છે ત્યા સુધી સ્વરાજના પોતાના આદર્શનો પાયો તે નાખી શકે જ નહિ" અહી અવશ્ય તેઓ મધ્યમમાર્ગી અથવા તો પ્રગતિવિરોધી અને ગમવાદી હિંદીઓનો ઉલ્લેખ કરતા લાગે છે, કારણ જ્યારે તેઓ વડી ધારાસભાના પ્રમુખ હતા ત્યારે મુખ્યત્વે એ જાતના ગૃહસ્થો સાથે જ તેઓ સબંધમા આવ્યા હશે પરંતુ મહાસભાની માન્યતા આવી નથી બીજા વધારે આગળ વધેલાં મંડળોની તો હોય જ શાની? પરંતુ સર ફ્રેડરિક સાથે અમે આટલી બાબતમાં મળતા થઈએ છીએ કે આ ભ્રમણા ન ભાગે,

અને જો હિંદુસ્તાનના ભાગ્યમાં એવી આફત આવી પડવાની હોય તો એ આફતનો પ્રતિકાર કરવા ને પોતે જ જ્યાંસુધી તૈયાર ન થાય ત્યાંસુધી સ્વાતંત્ર્ય ન મળે. હિંદુસ્તાન ઉપર બ્રિટિશ લશ્કરનો જે કાબૂ છે તે પૂરેપૂરો દૂર કરવામાં આવે ત્યારે જ હિંદુસ્તાનના સ્વાતંત્ર્યનાં પગરણ મંડાય.

ઓગણીસમી સદીમાં શિક્ષિત હિંદીઓ બ્રિટિશ વિચારસરણીના ભોગ થઈ પડ્યા તેમાં કશી નવાઈ નથી; નવાઈ તો એ વાતની લાગે છે કે આ વીસમી સદીની દિલને હલમલાવી નાખે એવી ઘટનાઓ અને ફેરફારો બની ગયા પછી પણ હજી કેટલાક લોકો એ ભ્રમમાં ભટક્યાં કરે છે. ઓગણીસમી સદીમાં અંગ્રેજ અમલદારવર્ગ દુનિયાના એક ખાસ વર્ગ — અમીર વર્ગ — જેવો હતો. તેમની પાછળ ધન, યશ અને સત્તાની લાંબી કારકિર્દી હતી. આ લાંબી કારકિર્દી અને તાલીમે તેમનામાં અમીર વર્ગના કેટલાક ગુણો તેમજ અવગુણો કેળવ્યા હતા. આપણે હિંદીઓ એટલું જ સમાધાન માની શકીએ એમ છીએ કે છેલ્લાં પોણાબસો વર્ષમાં આ શ્રેષ્ઠતાની તાલીમ માટેનાં જરૂરી બધાં સાધનો પૂરાં પાડવામાં આપણે મુખ્ય મદદ કરી. ઘણીયે જાતો તથા પ્રજાઓએ માની લીધું છે તેમ અંગ્રેજો તે વખતે પોતાની જાતને વિષે માનવા લાગ્યા કે તેઓ ઈશ્વરના માનીતા છે અને તેમનું સામ્રાજ્ય એ આ પૃથ્વી ઉપરનું સ્વર્ગનું રાજ્ય છે. તેમનું વિશિષ્ટ સ્થાન જો કબૂલ રાખવામાં આવે અને તેમની શ્રેષ્ઠતા વિષે વાંધો ન ઉઠાવવામાં આવે તો તેઓ કૃપાળુ અને પરોપકારી થવા તૈયાર છે, એક જ શરત કે તેમ થવામાં તેમને બીજો કશો ગેરલાભ ન હોવો જોઈએ. પરંતુ તમે તેમનો વિરોધ કરો એ તો ઈશ્વરી વ્યવસ્થાની સામે વિરોધ કરવા બરાબર ગણાય અને મહા ભયંકર પાતક થાય, એ દબાવી દીધે જ છૂટકો.

બ્રિટિશ માનસના આ સ્વરૂપ વિષે મોં. આન્દ્રે સિગફ્રીડના ઉદ્‌ગારો નોંધવા જેવા છે:

"ધનની સાથે જે સત્તાપરંપરા મળતી આવે છે તેનામાં એક પ્રકારની અમીરી રીતભાત આવી જાય છે; તેમાં ઈશ્વરે મારી જાતને આ સત્તા આપી છે એવી વિચિત્ર ભાવના

ભાળે છે અને બ્રિટિશ સર્વોપરીપણાનો દાવો સ્વીકારાતો બંધ થયો છે ત્યારે આ રીતભાત ઊલટી વધારે બતાવાતી જાય છે. . . . . ૨૦મા સૈકાની આખરની જુવાન પેઢીઓ તો પોતાના મનની સાથે માને છે કે. વિજયના તેઓ અધિકારી હતા એટલે તેમને તે મળ્યો છે.

"વસ્તુઓનો અર્થ કરવાની આ રીત બરોબર સમજવાની જરૂર છે. કારણ આ ખાસ નાજુક પ્રશ્નની બાબતમાં બ્રિટિશ માનસ કેવી રીતે કામ કરે છે તેની ઉપર તે સારો પ્રકાશ પાડે છે. ઇંગ્લંડ હંમેશાં પોતાની મુશ્કેલીઓનું મૂળ બાહ્ય કારણોમાં જ શોધે છે: બીજા કોઈના દોષને લીધે જ બધું થાય છે; જો એ બીજો કોઈ સુધરે તો વિલાયતની પોતાની આબાદી પાછી આવે. પોતાને સુધારવાને બદલે બીજાને સુધારવાની જ હમેશાં એની વૃત્તિ હોય છે."*

આખી દુનિયા સાથે અંગ્રેજ લોકનું સર્વસામાન્ય વલણ આવું છે, પણ તે હિંદુસ્તાનમાં બહુ સ્પષ્ટ સ્વરૂપમાં દેખાઈ આવે છે. હિંદી પ્રશ્નોનો અંગ્રેજ જે રીતે વિચાર કરે છે, તે રીત જોકે ભારે ચીડ ચડે એવી છે છતાં તેમાં કાંઈક આકર્ષકતા છે. પોતાની વાત હંમેશાં સાચી હોવાનો તથા પોતે ભારે બોજ બહુ સારી રીતે ઉઠાવ્યાનો શાન્ત વિશ્વાસ, પોતાની જાતિના ઉજ્જવળ ભવિષ્ય વિષે તથા પોતાની ઢબના સામ્રાજ્ય વિષે શ્રદ્ધા, પોતાના આ સાચા સંપ્રદાયના પાયા વિષે શંકા ઉઠાવનારા અવિશ્વાસીઓ અને પાપીઓ પ્રત્યે તિરસ્કાર અને ક્રોધ — આમ પોતાની રીતિનીતિ પ્રત્યે એક પ્રકારની કાંઈક ધાર્મિક જેવી વૃત્તિ તેમનામાં છે. જૂના વખતના ધર્મદંડધારકોની પેઠે આપણી ઇચ્છાઅનિચ્છાની કશી પરવા કર્યા વિના આપણો ઉદ્ધાર કરવા તેઓ નીકળ્યા છે. પુણ્યના આ વેપારમાં પ્રસંગવશાત્ તેમને લાભ થયો એટલે પેલી જૂની કહેવત સાચી ઠરી: "પ્રામાણિકતા એ ઉત્તમ નીતિ છે." આપણા દેશે સામ્રાજ્યયોજનાને અનુકૂળ થવું અને અંગ્રેજી બીબાં પ્રમાણે કેટલાક માનીતા હિંદીઓનું ઘડતર

* '૨૦મા સૈકામાં બ્રિટનનો કટોકટીનો સમય' નામના ફ્રેંચ પુસ્તકમાંથી.

કરવું, એટલે જ હિંદુસ્તાનની પ્રગતિ. એ બે વસ્તુઓ સમાન અર્થવાચક ગણાઈ. બ્રિટિશ આદર્શો અને ધ્યેયો જેમ આપણે વધારે સ્વીકારીએ તેમ 'સ્વરાજ'ને માટે આપણે વધારે લાયક બનીએ. આપણે એવું પુરવાર કરીએ અને એવી બાંહેધરી આપીએ કે સ્વાતંત્ર્યનો ઉપયોગ અંગ્રેજ લોકોની ઇચ્છા અનુસાર અમે કરીશું એટલે આપણને સ્વતંત્રતા મળી જ જાણવી.

મને લાગે છે કે હિંદમાંના અંગ્રેજી રાજ્યની તવારીખ વિષે હિંદીઓ અને અંગ્રેજો વિષે મતભેદ પડે, એ વસ્તુ તદ્દન સ્વાભાવિક છે. પરંતુ ઊંચો દરજ્જો ભોગવતા બ્રિટિશ અમલદારો, જેમાં ભારતમંત્રી જેવા પણ આવી જાય છે, તેઓ જ્યારે આપણા દેશના ભૂત અને વર્તમાનનાં તરંગી ચિત્રો દોરે છે અને જેને હકીકતનો આધાર ન હોય એવાં વિધાનો કરે છે ત્યારે આઘાત પહોંચે છે. કેટલાક નિષ્ણાતો અને એવા બીજા થોડાક બાદ કરીએ તો બધા જ અંગ્રેજોનું હિંદુસ્તાન વિષેનું અજ્ઞાન અસાધારણ છે. જો હકીકતોની બાબતમાં જ તેઓ ભૂલો કરે છે તો તો પછી હિંદુસ્તાનના આત્માને તો તેઓ પહોંચી જ ક્યાંથી શકે? તેમણે હિંદનું શરીર પકડીને કબજે કર્યું છે, પણ તેમનો આ કબજો બળાત્કારનો છે. તેઓ હિંદને ઓળખતા નથી અને ઓળખવા પ્રયત્ન પણ કરતા નથી. તેઓ તેની આંખ સામે આંખ કદી મિલાવતા નથી, કારણ તેમની આંખો બીજે વળેલી છે અને હિંદની આંખો શરમ તથા હીણપતથી નીચી ઢળેલી છે. સદીઓના સંબંધ પછી પણ તેઓ એકબીજા સામે અજાણ્યા જેવા અને એકબીજા પ્રત્યે અણગમાથી ભરેલા ઊભા રહ્યા છે.

✓ આટઆટલી પોતાની ગરીબાઈ અને આટઆટલો પોતાનો અધઃપાત છતાં, હિંદમાં પૂરતી ઉદાત્તતા અને મહત્તા છે. પ્રાચીન પરંપરાનો અને વર્તમાન દુઃખોનો બોજ તેના ઉપર ભારે છે, તેનાં પોપચાં થાકથી ઢળી ગયેલાં છે, છતાં "તેના શરીર ઉપર અંતરનું એક અનેરું સૌંદર્ય વિલસે છે, અને તેના રોમેરોમમાં વિચિત્ર વિચારો, તરંગી સ્વપ્નાં અને સુંદર ભાવો ભરેલા દેખાય છે." તેના માર ખાઈખાઈને ખોખરા થઈ ગયેલા શરીરમાં પણ તેના આત્માની ભવ્યતાની ઝાંખી થાય છે.

આ જગતની તે બહુ જૂની યાત્રી છે, અને પોતાના લાંબા પ્રવાસ દરમ્યાન તેની પાસે પુષ્કળ જ્ઞાનનો સંચય થયો છે, અજાણ્યાઓની સાથે તેણે વહેવાર બાંધ્યા છે અને પોતાના વિશાળ કુટુંબમાં તેમને ભેળવ્યા છે, અનેક વૈભવ અને પડતીના દિવસોની તે સાક્ષી છે, તેને અનેક અપમાનો અને ભયંકર દુઃખો વેઠવા પડ્યાં છે, અનેક ચિત્રવિચિત્ર દશ્યો તેણે નિહાળ્યાં છે પરંતુ તેની આ દીર્ઘ યાત્રામાં પોતાની અતિ પુરાણી સંસ્કૃતિને એ સદા વળગી રહી છે તેમાંથી તેણે શક્તિ અને જીવન મેળવ્યાં છે, અને તેનો લાભ બીજા દેશોને તેણે આપ્યો છે લોલકની પેઠે તેની ગતિ ઊંચી તેમજ નીચી ગયા કરી છે તર્કના ક્ષેત્રમાં પોતાના સાહસિક બુદ્ધિબળથી સ્વર્ગ સુધી પહોંચીને તેના ગૂઢો ઉકેલવાની તેણે હિમ્મત કરી છે, તેમજ નરકખાડના કડવા અનુભવો પણ તેને થયા છે પોતાને વળગેલા અને નીચે ખેંચી રહેના વહેમો અને અવનતિકર રૂઢિઓની દુઃખમય જાળમાં સપડાયેલી હોવા છતાં, તેના જ્ઞાની સંતાનોએ ઇતિહાસના ઉષઃકાળે ઉપનિષદોમાં તેને જે પ્રેરણા આપી છે તે કદી સંપૂર્ણ રીતે તેણે વિસારી મૂકી નથી જ સદા પ્રવૃત્તિમાન, સદા પ્રયત્નશીલ સદા શોધક એવી એના ઋષિઓની તીવ્ર બુદ્ધિએ કદી અંધશ્રદ્ધાનો આશ્રય નથી લીધો, તેમ જડ વિધિઓ અથવા કર્મકાંડ અને સંકુચિત સાંપ્રદાયિકતાની વિચારહીન ઉપાસનાથી તેમણે સંતોષ માન્યો નથી તેમણે કદી આ દુનિયાના દુઃખોમાંથી મુક્તિ માટે અથવા તો પરલોકમાં સ્વર્ગમાં સ્થાન મેળવવા માટે પ્રાર્થના કરી નથી, તેમણે તો જ્ઞાન અને પ્રકાશ જ વાચ્છ્યાં છે "મને અસત્યમાંથી સત્યમાં લઈ જા, અંધકારમાંથી પ્રકાશમાં લઈ જા, મૃત્યુમાંથી અમૃતમાં લઈ જા,"* એ તેમની પ્રાર્થના છે આજે પણ કરોડો લોકો દરરોજ જે સુવિખ્યાત મંત્રનો જાપ કરે છે તે ગાયત્રી મંત્રમાં પણ જ્ઞાન અને પ્રકાશ માટે જ પ્રાર્થના છે

---

* असतो मा सद्गमय, तमसो मा ज्योतिर्गमय, मृत्योर्माऽमृतगमय। (बृहदारण्यक, १ ३ २७)

રાજદ્વારી રીતે ઘણી વખત છિન્નવિચ્છિન્ન થયા છતાં, તેના આત્માએ દેશના સામુદાયિક વારસાનું હંમેશાં રક્ષણ કર્યું છે, તેના ભેદપ્રભેદમાં પણ એક અજબ એકતા હંમેશાં રહેલી છે.* બધા જ પ્રાચીન દેશોની માફક હિંદમાં પણ સારા અને ખોટાનું વિચિત્ર મંમિશ્રણ થયેલું છે. પરંતુ સારુ ઢંકાઈ ગયુ છે; તે શોધીએ તો જ જડે, જ્યારે ખોટાની ગંધ તો નાકમા ભરાય છે. વળી તેનો પ્રખર, નિર્દય સૂર્ય એ ખોટાને પૂરેપૂરી જાહેરાત આપે છે

હિંદ અને ઇટલી વચ્ચે કાંઈક સામ્ય છે. બને દેશો મસ્કૃતિની લાંબી પરંપરાવાળા અને પ્રાચીન છે, જોકે હિંદની સરખામણીમાં ઇટલી નવો ગણાય. વળી હિંદ ઇટલી કરતાં ઘણો મોટો પણ છે. બન્ને દેશો રાજકીય દૃષ્ટિએ વિચ્છિન્ન થઈ ગયેલા છે. છતાં હિંદમાતાની માફક ઇટલીમાતાની ભાવના કદી મરી ગઈ નથી અને બન્નેના અનેક ભેદપ્રભેદોમા તેમની એકતા તરી આવ્યા વિના રહેતી નથી. ઇટલીમા જે એકતા છે તે મુખ્યત્વે કરીને રોમન એકના છે, કારણ એ મહાન નગરીનો પ્રભાવ આખા દેશ ઉપર પડેલો છે. ત્યા એકતાનુ મૂળ, એકતાનુ પ્રતીક રોમ નગરી છે. હિંદમાં આવુ એક મથક કે એક જ સર્વોપરી નગરી નહોતી, જોકે કાશી એ પૂર્વની મનાતન નગરી કહી શકાય, કેવળ હિંદુસ્તાનની જ નહિ પણ આખા પૂર્વ એશિયાની. પરંતુ રોમથી એ જુદી એ રીતે પડે છે કે કાશીએ કદી સામ્રાજ્ય-વ્યવસ્થામા માથું માર્યું નથી, તેમ દુન્યવી મત્તાની આકાંક્ષા રાખી નથી. હિંદી સંસ્કૃતિ દેશભરમાં એવી વ્યાપી રહેલી છે કે દેશનો કોઈ પણ અમુક ભાગ એ મંસ્કૃતિનુ કેન્દ્ર કહી શકાય નહિ.

* "હિંદુસ્તાનમા અનેક પરસ્પર વિરોધી વસ્તુઓ જોવામાં આવે છે તેમા મોટામાં મોટી એ છે કે તેના અનેક ભેદપ્રભેદોમા, એ ભેદો કરતાયે વધુ વિશાળ એકતા વ્યાપી રહેલી છે. તે એકદમ દેખાઈ આવતી નથી કારણ દેશને એક બનાવનારા રાજદ્વારી સંગઠનના રૂપમા તે ગેઈ પણ કાળે વ્યક્ત થઈ નથી. પરંતુ એની એકતા એવડી મહાન અને બળવાન વસ્તુ છે કે હિંદની ઇસ્લામી આલમને પણ કબૂલવું પડયું છે કે તેની અસર નીચે આવ્યાથી તેમનામા ઊંડા ફેરફારો થયા છે." 'પૂર્વ અને પશ્ચિમનું ભવિષ્ય' (ધી ફ્યુચર ઑફ ઈસ્ટ ઍન્ડ વેસ્ટ,) લેખક: સર ફ્રેડરિક વ્હાઇટ.

કન્યાકુમારીથી હિમાલયમાંના અમરનાથ અને બદરીનાથ સુધી અને દ્વારિકાથી પુરી સુધી એક જ પ્રકારના વિચારો ફેલાયેલા છે, અને કોઈ પણ જગ્યાએ વિચારનો ઝઘડો જાગે તો દેશના દૂરદૂરના ભાગમાં તેનો અવાજ જલદી પહોંચી જાય છે.

ઇટલીએ જેમ સંસ્કૃતિ અને ધર્મની ભેટ પશ્ચિમ યુરોપને આપી તેમ હિંદે પૂર્વ એશિયાને આપી છે. જોકે ચીન હિંદુસ્તાન જેટલું જ પ્રાચીન અને આદરણીય છે. વળી જ્યારે રાજદ્વારી દૃષ્ટિએ ઇટલી અસ્તવ્યસ્ત થઈ પડેલું હતું ત્યારે પણ યુરોપની નસોમાં તેનું જ જીવન વહી રહ્યું હતું.

ઇટલીને એક "ભૌગોલિક સંજ્ઞા" તરીકે પ્રથમ વર્ણન કરનાર મેટર્નિક* હતો. અને મેટર્નિકની કીર્તિ મેળવવા ઇચ્છનારા ઘણાએ એવું જ વચન હિંદને માટે વાપર્યું છે. એ પણ નવાઈ જેવું છે કે બન્ને ખંડોમાં, આ બે દેશોના ભૌગોલિક સ્થાનમાં પણ, સામ્ય છે. ઇંગ્લંડની ઑસ્ટ્રિયા સાથેની સરખામણી આના કરતાં પણ વધુ રસમય છે. વીસમી સદીના ઇંગ્લંડને ઓગણીસમી સદીના ઑસ્ટ્રિયા સાથે સરખાવીએ તો બન્ને અભિમાની, ગર્વિષ્ઠ અને દમામદાર દેખાય છે, પરંતુ તેમને બળ આપનારાં મૂળિયાં સુકાઈ જવા આવેલાં છે અને એ મોટા શરીરમાં ક્ષયનાં જંતુઓ દાખલ થઈ ગયેલાં દેખાય છે.

દેશને માનવી રૂપ આપવાની લાલચમાં કોઈ જ મુક્ત રહી શકતું નથી એ પણ નોંધવા જેવું છે. ટેવ અને પૂર્વસંસ્કારોનું બળ એટલું બધું છે. હિંદ એ ભારતમાતા, હિંદમૈયા બને છે. એને બહુ વૃદ્ધ છતાં દેખાવમાં સદા યૌવનવતી, શોકમગ્ન અને નીચાં ઢાળેલાં નયનોવાળી, પરદેશીઓથી ક્રૂર રીતે પીડાયેલી, અને પોતાનાં સંતાનોને રક્ષણ માટે સાદ કરતી એવી એક સ્વરૂપવતી

* મેટર્નિક ૧૮૦૯થી ૧૮૪૮ સુધી ઑસ્ટ્રિયાનો વડો પ્રધાન હતો. પ્રગતિવિરોધની એ મૂર્તિ હતો, અને રાષ્ટ્રીયતાનો શત્રુ હતો, અને પોતાની ચાણક્યનીતિથી જર્મની અને ઇટલીને ઑસ્ટ્રિયાના પંજા તળે એણે ઘણાં વર્ષ રાખ્યાં. નેપોલિયનના પડવા પછી વીસેક વર્ષ સુધી મેટર્નિકની યુરોપમાં હાક વાગતી હતી. ૧૮૪૮માં ઠેરઠેર બળવા જાગ્યા ત્યારે એનો અસ્ત થયો. —ભા. ક.

સ્ત્રી ચીતરવામા આવે છે આવુ ચિત્ર લાખો સ્ત્રીપુરુષોની લાગણીઓને ઉત્તેજિત કરે છે અને તેમને પરાક્રમ કરવા તથા બલિદાન આપવા પ્રેરે છે છતાં ખરી રીતે તો હિદુસ્તાન એટલે મુખ્યત્વે ખેડૂતો અને મજૂરો જ છે તેમનું દર્શન કોઈ સુદર નથી, કારણ દારિદ્ર સુદર નથી આપણી કલ્પનાની પેલી સ્વરૂપવતી સ્ત્રી, ખેતરોમાં અને કારખાનામાં ઉઘાડાં અને વાંકાં વળી ગયેલાં શરીરે કામ કરતા મજૂરોની પ્રતિનિધિ છે ખરી? કે પછી એ તો પેલા નાના વર્ગની જ પ્રતિનિધિ છે — જે વર્ગ જમાનાઓ થયાં આમવર્ગને કચડતો અને ચૂસતો આવ્યો છે, જેણે તેમના ઉપર ક્રૂર રૂઢિઓ ઠોકી બેસાડી છે અને તેમનામાંના ઘણાને તો અસ્પૃશ્ય બનાવ્યા છે? આપણી કલ્પનાની સૃષ્ટિથી સત્યને ઢાંકી દેવાનો અને વાસ્તવિક દુનિયામાંથી ભાગી જઈ સ્વપ્નની દુનિયાનો આશ્રય લેવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ

પરતુ ભિન્ન ભિન્ન વર્ગોની અને તેમના વચ્ચેના પરસ્પર ઘર્ષણની હસ્તી છતાં આપણા દેશમા બધા વર્ગો વચ્ચે એક સર્વસામાન્ય બધન છે, તે બધાને સગઠિત રાખે છે એ બધનના આગ્રહબળ, ચીકણાપણુ તથા કાયમ જીવનશક્તિથી ચકિત થવાય છે આ બળ શેમાંથી ઉદ્ભવ્યુ હતુ? જડતા અને રૂઢિની સગ્રહાત્મક શક્તિ આપણા દેશમા હમેશા ઘણી જોવામાં આવી છે, છતાં કેવળ એ જ પેલા બળનું કારણ નથી એ બળની પાછળ તો ક્રિયાત્મક અને જીવનદાયી તત્ત્વ રહેલું હતું એ તત્ત્વે બહારના જબરાં આક્રમણોનો યશસ્વી રીતે વિરોધ કર્યો અને સામે ઊભાં થયેલા આંતરિક બળોને પણ પોતાની અદર સમાવી દીધા પરતુ પોતાની આટલી શક્તિ છતાં તેનાથી રાજકીય સ્વાતત્ર્ય સાચવી શકાયુ નહિ, અને રાજકીય એકતા આણવાનો પણ પ્રયત્ન થઈ શક્યો નહિ, કારણ આ વસ્તુઓ બહુ પ્રયત્ન કરીને મેળવવા જેવી જ ન મનાઈ તેના મહત્ત્વની અવગણના કરવાની આપણે મૂર્ખાઈ કરી, અને આપણી એ અવગણનાનાં પરિણામ આપણે ભોગવવાં પડે છે આપણા દેશનો આખો ઇતિહાસ જોઈએ તો ક્યાય પણ આપણો પ્રાચીન આદર્શ રાજકીય અને લશ્કરી વિજયનાં યશોગાન ગાતો નથી ધન તરફ અને ધન

સંપાદન કરવાનો ધંધો કરનાર વર્ગ તરફ તેણે હંમેશાં તિરસ્કારની જ નજરે જોયું છે. લક્ષ્મી અને સંમાન એ સાથેસાથે રહી શકતાં નથી, અને સંમાન, સિદ્ધાંતની દૃષ્ટિએ તો, કેવળ ધનની સ્પૃહા વિના સમાજની સેવા કરનારાઓનું જ થવું જોઈએ એમ મનાયું છે.

આમ જૂની સંસ્કૃતિ અનેક ભયંકર તોફાનો અને ઝંઝાવાતોમાં ટકી રહી, પરંતુ તેનું માત્ર બાહ્ય રૂપ જ બચવાઈ રહ્યું, અને તેનું સાચું સ્વરૂપ તે ગુમાવી બેઠી. આજે એક મહાશક્તિશાળી અને નવા જ દુશ્મન સાથે મૂક રીતે પરંતુ જીવ પર આવીને તે મુકાબલો કરી રહી છે. એ દુશ્મન તે મૂડીદાર પશ્ચિમની વાણિયા સંસ્કૃતિ. આ નવા આગન્તુક આગળ તેને નમવુ પડશે. કારણ પશ્ચિમે ભૌતિકશાસ્ત્રો આણ્યાં છે અને ભૌતિકશાસ્ત્રો કરોડો ભૂખ્યાને અન્ન આપી શકે છે. વળી પશ્ચિમે પોતાની ગળા-કાપુ સંસ્કૃતિનાં અનિષ્ટોનું વારણ — સમાજવાદ, સહકાર, સાર્વજનિક હિત માટે સમાજસેવાની ભાવના — પણ પોતાની સાથે આણ્યું છે. સેવાના પ્રાચીન બ્રાહ્મણ આદર્શથી આ બહુ જુદું નથી. પરંતુ તેમાં બધા જ વર્ગો અને મંડળોને બ્રાહ્મણ (અલબત્ત, ધાર્મિક અર્થમાં નહિ), બનાવવાની, તથા વર્ગભેદો નાબૂદ કરવાની વાત આવે છે. હિંદ જ્યારે નવાં વસ્ત્ર સજશે, — તેને નવાં પહેરવાં જ પડશે, કારણ જૂનાં ફાટીને ચીથરાં થઈ ગયાં છે, — ત્યારે તેણે તે એ ઢબે વેતરાવવાં પડશે કે જેથી કરીને તે પોતાના જૂના વિચાર, તેમજ વર્તમાન પરિસ્થિતિ બન્નેને બંધબેસતાં આવે. જે વિચારો તે ધારણ કરે તે અહીંની ભૂમિને અને અહીંના લોકોને ભાવે એવા વિશિષ્ટ પ્રકારના હોવા જોઈશે.

૫૪

## અંગ્રેજી રાજ્યની ખાતાવહી

હિંદમાં અંગ્રેજી રાજ્યની ખાતાવહી છે? કોઈ પણ હિંદી કે અંગ્રેજ આ લાંબા ખાતાને વિષે ખરો અને તટસ્થ અભિપ્રાય બાંધી શકે કે કેમ એ વિષે મને શંકા છે. અને એ શક્ય હોય તોપણ માનસિક અને આધ્યાત્મિક અસરોનું માપ કાઢવું અને તેનું તોલન કરવું એ વધારે મુશ્કેલ છે. આપણને કહેવામાં આવે છે કે અંગ્રેજી રાજ્યે "હિંદુસ્તાનને એવું આપ્યું છે, જે આટલા સૈકાઓ દરમ્યાન કદી તેની પાસે નહોતું — એ વસ્તુ તે, આવડા મોટા ખંડમાં જેની સત્તા સર્વમાન્ય છે એવું રાજ્યતંત્ર;" એ રાજ્યતંત્ર કાયદાથી નિયંત્રિત છે તથા તેનો વહીવટ ન્યાયી અને દક્ષ છે; પશ્ચિમના પાર્લમેન્ટની પદ્ધતિના રાજ્યતંત્રની તથા વ્યક્તિઓની કાયદેસર છૂટોની ભાવના તેણે હિંદુસ્તાનમાં દાખલ કરી છે; અને "બ્રિટિશ હિંદને એકછત્ર નીચે આણીને હિંદીઓમાં રાજકીય એકતાની ભાવના તેણે પ્રગટાવી છે." અને આમ રાષ્ટ્રભાવનાના બીજને પોષણ આપ્યું છે* અંગ્રેજોનો આ દાવો છે. તેમાં ઘણું સત્ય પણ રહેલું છે. જોકે કાયદાથી નિયંત્રિત રાજ્યતંત્ર અને વ્યક્તિઓની કાયદેસર છૂટોનાં દર્શન ઘણાં વર્ષો થયાં અદશ્ય થયાં છે.

આજકાલના હિંદીઓ જે સમાલોચના કરે છે તેમાં ઘણાં બીજાં અંગો ઉપર ભાર મૂકવામાં આવે છે, અને પરદેશી અમલે આપણું જે ભૌતિક અને નૈતિક નુકસાન કર્યું છે તે દર્શાવવામાં આવે છે. આમ બે દષ્ટિબિંદુઓ એટલાં બધાં ભિન્ન છે કે

---

* ઉપર જે ઉતારા છે તે હિંદુસ્તાનના બંધારણીય સુધારા (૧૯૩૪) ઉપર વિચાર કરવા નિમાયેલી જોઈન્ટ પાર્લમેન્ટરી કમિટીના રિપોર્ટમાંથી લીધેલા છે.

કેટલીકવાર તો જે વસ્તુ અંગ્રેજો વખાણે તે જ વસ્તુને હિંદીઓ વખોડે એવું બને છે. ડૉ. આનંદ કુમારસ્વામી લખે છે: "હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યનું સૌથી વધારે નોંધવાલાયક લક્ષણ એ છે કે હિંદી પ્રજાને તે રાજ્યથી જે ભારેમાં ભારે નુકસાનો થયાં છે તે ઉપરઉપરથી લાભરૂપ દેખાય છે."

હકીકત એ છે કે છેલ્લાં સો વર્ષમાં અથવા એથી વધારે વર્ષોના ગાળામાં હિંદમાં જે પરિવર્તનો થયાં છે તે પૂર્વ અને પશ્ચિમના ઘણાખરા દેશોને સામાન્ય એવાં વિશ્વવ્યાપી પરિવર્તનો છે. પશ્ચિમ યુરોપમાં અને પાછળથી દુનિયાના બીજા ભાગોમાં યંત્રોદ્યોગોનો જે વિકાસ થયો તેને પરિણામે બધે રાષ્ટ્રભાવના અને એકછત્રી રાજ્યતંત્ર આવ્યાં. અંગ્રેજ લોકો એટલું જ માન લઈ શકે કે હિંદુસ્તાનની બારી પશ્ચિમ આગળ તેમણે પહેલી ઉઘાડી અને પશ્ચિમના યંત્રોદ્યોગો તથા વિજ્ઞાન હિંદુસ્તાનમાં તેમણે પ્રથમ આણ્યાં. પરંતુ તેમ કરીને, ખુદ હિંદુસ્તાનનો ઔદ્યોગિક વિકાસ પોતાનાથી રોકાય ત્યાં સુધી તેમણે રોક્યો. પશ્ચિમ એશિયાની ઇસ્લામી સંસ્કૃતિ અને પૂર્વની હિંદુસ્તાનની પોતાની સંસ્કૃતિ, જે પૂર્વના છેક છેડા સુધી વિસ્તરેલી હતી, એ બે સંસ્કૃતિઓનું હિંદુસ્તાન મિલનસ્થાન તો હતું જ. તેના ઉપર આ ત્રીજું અને વધારે જબરું આક્રમણ વધુ પશ્ચિમમાંથી થયું, અને જૂના અને નવા વિવિધ પ્રકારના વિચારોના સંગ્રામનું હિંદુસ્તાન એક કેન્દ્ર બન્યું. આ ત્રીજું આક્રમણ જરૂર વિજયી નીવડત અને હિંદુસ્તાનના ઘણા પુરાણા પ્રશ્નોનો તે ઉકેલ આણત એ વિષે શંકા નથી; પરંતુ આ આક્રમણ લાવવામાં સહાયભૂત એવા અંગ્રેજોએ જ તેની વિશેષ પ્રગતિ અટકાવવા પ્રયત્ન કરવા માંડ્યો. તેમણે આપણા ઔદ્યોગિક વિકાસને રોક્યો અને એમ કરીને આપણા રાજકીય વિકાસને ઢીલમાં નાખ્યો; જર્જરિત થયેલી જાગીરી પદ્ધતિના તથા બીજી જૂનવાણી સંસ્થાઓના જે અવશેષો આ દેશમાં તેમને જડી આવ્યા તેમને તેમણે સંરક્ષણ આપ્યું. આપણા પોતાના વખતોવખત ફેરફાર પામતા અને કાંઈક અંશે પ્રગતિ કરતા કાયદા અને રૂઢિઓને, તેમણે આવ્યા ત્યારે જે સ્થિતિમાં જોયાં એ જ સ્થિતિમાં બાંધી લીધાં, અને તેની બેડીઓમાંથી

છૂટવાનું આપણે માટે મુશ્કેલ કરી નાખ્યું. હિન્દુસ્તાનમાં મધ્યમ-વર્ગ જોરમાં આવ્યો તે કાંઈ તેમના સદ્ભાવ અને મદદથી નથી આવ્યો: રેલવે તથા તેના જેવી યંત્રોદ્યોગની બીજી નીપજો એકવાર દેશમાં દાખલ કર્યા પછી પરિવર્તનનું ચક્ર તેઓ રોકી શક્યા નહિ. પણ તેના ઉપર અંકુશ મૂકીને તેની ગતિ ધીમી કરી શક્યા ખરા. આ બધું પોતાના સ્પષ્ટ લાભને ખાતર તેમણે કર્યું.

"આ નક્કર પાયા ઉપર હિંદના બ્રિટિશ રાજ્યતંત્રની ભવ્ય ઇમારત ચણાયેલી છે, અને નિશ્ચયપૂર્વક એવો દાવો કરી શકાય કે સને ૧૮૫૮માં ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો બધો મુલક બ્રિટિશ તાજની હકુમત નીચે આવ્યો ત્યારથી કેળવણીની બાબતમાં અને ભૌતિક બાબતોમાં હિંદની જે પ્રગતિ થતી આવી છે તે તેના લાંબા અને ચિત્રવિચિત્ર ઇતિહાસના કોઈ પણ કાળે તે સાધી શકયું છે તે કરતાં ઘણી વધારે થઈ છે."* આ વિધાન દેખાય છે તેટલું સ્વયંસિદ્ધ નથી. અંગ્રેજી રાજ્ય આવ્યા પછી અક્ષરજ્ઞાનની બાબતમાં ઘટાડો થયો છે એમ પણ કહેવામાં આવે છે. પરંતુ ઉપરનું વિધાન પૂરેપૂરું સાચું હોય તોપણ તેમાં આધુનિક યંત્રોદ્યોગી કાળની ભૂતકાળ સાથે સરખામણી કરેલી છે. દુનિયાના લગભગ દરેક દેશમાં ગયા સૈકામાં કેળવણી અને ભૌતિક બાબતમાં ખૂબ જ પ્રગતિ થઈ છે, એમાંના કોઈ પણ દેશ વિષે ખાતરીપૂર્વક એમ કહી શકાય કે આ પ્રકારની પ્રગતિ "તેના લાંબા અને ચિત્રવિચિત્ર ઇતિહાસના કોઈ પણ કાળે તે સાધી શકયું છે તે કરતાં ઘણી વધારે થઈ છે." માત્ર એટલું હોય કે તે દેશનો ઇતિહાસ હિંદુસ્તાનના ઇતિહાસની સરખામણીમાં એટલો લાંબો ન હોય. આપણે જો એમ કહીએ કે આ યંત્રોદ્યોગના યુગમાં, અંગ્રેજી રાજ્ય વિના પણ, આપણા દેશમાં કોઈ પણ રીતે કાંઈક ને કાંઈક ભૌતિક પ્રગતિ તો થઈ જ હોત, તો શું આપણે કજિયાખોર અને આડાબોલા કહેવાઈએ? અને બીજા દેશો સાથે આપણા દેશની સ્થિતિ સરખાવીને આપણે શું એવી અટકળ

---

* જોઇન્ટ પાર્લમેન્ટરી કમિટીના રિપોર્ટ (૧૯૩૪) માંથી.

બાંધવાનુ સાહસ ન કરીએ કે અંગ્રેજી રાજ્ય વિના આપણી પ્રગતિ વિશેષ થઈ હોત? કારણ અંગ્રેજોએ એ પ્રગતિને રૂંધી તેની સામે આપણે શું નથી ગુમાવવું પડ્યું? રેલવે, તાર, ટેલિફોન, વાયરલેસ અને એવી બીજી વસ્તુઓ અંગ્રેજી રાજ્યની ભલમનસાઈ અથવા પરોપકારના પુરાવા ભાગ્યે જ ગણી શકાય. એ વસ્તુઓ આવકારપાત્ર હતી, આવશ્યક હતી, અને એ આપણા દેશમાં પ્રથમ દાખલ કરવામાં અંગ્રેજો નિમિત્ત બન્યા તે માટે આપણે તેમનો આભાર પણ માનવો જોઈએ. પરંતુ યંત્રોદ્યોગના જમાનાના આ અગ્રદૂતો મુખ્યત્વે તો આપણા દેશમા અંગ્રેજી રાજ્યના પાયા મજબૂત કરવાને અર્થે આવેલા છે. પ્રજાશરીરમાં રુધિર ફેરવનારી નસોનુ કામ તેમણે કરવું જોઈતું હતું, જે નસો મારફત વેપાર વધે, એક જગાનો માલ બીજી જગાએ પહોંચે, અને દેશના કરોડો લોકોને નવુ જીવન અને નવી સંપત્તિ મળે. એ પણ સાચું છે કે લાંબે ગાળે આવુ જ કાંઈ પરિણામ આવે, પરંતુ તેની યોજના અને તેનો અમલ તો બીજા જ હેતુથી કરવામાં આવ્યો. સામ્રાજ્યની સત્તા વધારે મજબૂત કરવી, અને ઇંગ્લંડના માલ માટે બજારો કબજે કરવાં, એ તેનો હેતુ હતો અને તે પાર પાડવામાં તેઓ ફાવ્યા. હું યંત્રોદ્યોગોનો તથા વાહનવ્યવહારની છેલ્લામાં છેલ્લી ઢબનો ખૂબ જ પક્ષપાતી છું, પરંતુ હિંદુસ્તાનનાં મેદાનોમાં વેગથી પસાર થતાં મને ઘણીવાર લાગ્યું છે કે જે રેલવે જીવનદાયી થવી જોઈતી હતી તે જ રેલવે કેદમાં જકડી લેનારી લોઢાની બેડીઓ જેવી લગભગ થઈ પડી છે.

હિંદુસ્તાનમાં રાજ્ય કરવાની અંગ્રેજ લોકોની કલ્પના પોલીસશાહીની છે. સરકારનું કામ માત્ર રાજ્યનું રક્ષણ કરવાનું, બાકીનું બધું બીજાઓ ઉપર છોડી દેવું, એ સરકારની નીતિ છે. સરકારના આવકખર્ચના વહીવટમાં લશ્કરી ખર્ચ, પોલીસ, દીવાની વહીવટ અને સરકારી દેવાનું વ્યાજ એટલી વસ્તુઓ ઉપર ધ્યાન આપવામાં આવે છે. લોકોની આર્થિક જરૂરિયાતો તરફ લક્ષ આપવામાં આવતું નથી અને ઇંગ્લંડના સ્વાર્થ ખાતર તેનું બલિદાન આપવામાં આવે છે. લોકોની સાંસ્કારિક અને બીજી

જરૂરિયાતો તરફ, અપવાદરૂપ મુઠ્ઠીભર વર્ગને બાદ કરતાં, તદ્દન જ દુર્લક્ષ થાય છે. સરકારના આવકખર્ચના વહીવટ વિષેની કલ્પનામાં બીજા દેશોમાં જે ફેરફાર થયા છે અને જેને પરિણામે ત્યાં મફત અને સાર્વત્રિક કેળવણી, લોકોના આરોગ્યમાં સુધારો, ગરીબો અને અશક્તોની સંભાળ, માંદગી, ઘડપણ અને બેકારીમાં મજૂરોને મદદ,—વગેરે વસ્તુઓનો જેમાં સમાવેશ થાય છે, તેમાંનું કશું અહીંની સરકારના કાર્યપ્રદેશમાં મુદ્દલ આવતું જ નથી. ખર્ચ કરવાની આ પ્રવૃત્તિઓ તેને પોસાતી નથી, કારણ તેની કરપદ્ધતિ બહુ જ જૂની ઢબની છે. તેમાં મોટી આવકવાળાના કરતાં નાની આવકવાળાઓ પાસેથી પ્રમાણમાં ભારે કર લેવાય છે, તથા રાજ્યના રક્ષણની અને વહીવટી બાબતોનું ખર્ચ અતિશય ભારે છે અને રાજ્યની ઘણીખરી આવક તેમાં જ તણાઈ જાય છે.

અંગ્રેજી રાજ્યનું સૌથી વધારે આંખે તરી આવતું લક્ષણ એ છે કે દેશ ઉપરના રાજકીય અને આર્થિક કાબૂને વધુ દૃઢ કરનારી દરેક વસ્તુ ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે. તે સિવાયનું બીજું બધું તેને મન આનુષંગિક અને ગૌણ છે. તેમણે જબરદસ્ત મધ્યવર્તી રાજ્યતંત્ર ગોઠવ્યું છે અને પોલીસની બાહોશ વ્યવસ્થા કરી છે. એ તેની સિદ્ધિ માટે તે માન ખાટી શકે પણ તેમાં હિંદીઓ કેવી રીતે રાચી શકે? એકતા સારી વસ્તુ છે પણ પરાધીનતાની એકતા ભાગ્યે જ અભિમાન લેવા યોગ્ય ગણી શકાય. આપઅખત્યાર સરકારનું બળ હંમેશાં પ્રજાને મોટા બોજારૂપ થઈ પડે છે. પોલીસ ઘણી રીતે ઉપયોગી છે એ વિષે શંકા નથી. પણ જે લોકોનું રક્ષણ કરવા માટે તેની હસ્તી છે તે જ લોકોના ભક્ષણ માટે તેનો ઘણીવાર ઉપયોગ થઈ શકે છે અને થયેલો છે. બર્ટ્રાન્ડ રસેલે ગ્રીક સંસ્કૃતિની સાથે આધુનિક સંસ્કૃતિને સરખાવતાં હમણાં જ લખ્યું છે:

"આપણી સંસ્કૃતિની સરખામણીમાં ગ્રીક સંસ્કૃતિની ગણવા જેવી શ્રેષ્ઠતા એક જ હતી. તેની પોલીસવ્યવસ્થા રેઢિયાળ હતી, અને તેથી કરીને સારા માણસો ઠીક સંખ્યામાં છૂટા રહી શકતા."

હિંદુસ્તાનમાં અંગ્રેજોએ સત્તા જમાવીને સુલેહશાન્તિ સ્થાપ્યાં. મોગલ સામ્રાજ્યના પડી ભાંગ્યા પછી દેશ જે તોફાનો અને સંકટોમાં ઘેરાઈ ગયો હતો તેમાંથી શાન્તિની તેને ખૂબ જરૂર હતી. શાન્તિ બહુ મૂલ્યવાન વસ્તુ છે, કોઈ પણ જાતની પ્રગતિને માટે એ આવશ્યક છે, અને આપણને એ આવકારલાયક થઈ પડી. પરંતુ શાન્તિનું પણ વધારેપડતું મૂલ્ય આપવું ન પોસાય. વળી શાન્તિ કબરસ્તાનની પણ હોય, પાંજરામાંની અથવા કેદખાનાની સંપૂર્ણ સલામતીની શાન્તિ પણ હોય. અથવા તો પોતાની સ્થિતિ સુધારવાને અશક્ત એવા માણસોની નિરાશાનુ ઘેન પણ એ હોય. પરદેશી વિજેતાએ લાદેલી શાન્તિમાં ખરી શાંતિના આરામ અને આમાએશ આપનારા ગુણ નથી હોતા. યુદ્ધ એ ભયંકર વસ્તુ છે, ટાળવા જેવી વસ્તુ છે, છતાં તે પણ કેટલાક સદ્ગુણોને કેળવે છે. માનસશાસ્ત્રી વિલિયમ જેમ્સે એ નીચે પ્રમાણે ગણાવ્યા છે: વફાદારી, સંગઠન, ખંત, પરાક્રમ, ધર્મબુદ્ધિ, કેળવણી, શોધકબુદ્ધિ, કરકસર, આરોગ્ય અને ઉત્સાહ. આ ગુણોને લીધે જ યુદ્ધનું સ્થાન લે એવા કોઈક નૈતિક બળની આવશ્યકતા વિલિયમ જેમ્સ સ્વીકારે છે, જેથી કરી સમાજને યુદ્ધનો ત્રાસ ન ભોગવવો પડે અને છતાં પેલા સદ્ગુણો કેળવાય. વિલિયમ જેમ્સને જો અસહકાર અને સવિનય ભંગની ખબર હોત તો શસ્ત્રયુદ્ધનું સ્થાન લે એવી નૈતિક અને શાંતિમય વસ્તુ તેને મળી ગઈ લાગત.

આમ બન્યું હોત તો આમ થાત એવા 'જો' અને 'તો' નો ઇતિહાસમાં વિચાર કરવો વ્યર્થ છે. મારી ખાતરી છે કે ભૌતિક શાસ્ત્રો અને યંત્રોદ્યોગોવાળા પશ્ચિમના સંબંધમાં હિંદ આવ્યું તે મારું જ થયું. ભૌતિક વિજ્ઞાન એ પશ્ચિમની મોટી ભેટ છે. હિંદુસ્તાનમાં તે નહોતું અને તેમના વિના હિંદુસ્તાનનો ચોક્કસ ક્ષય થાત. જોકે આપણે પશ્ચિમ સાથે જે રીતે સંબંધમાં આવ્યા એ રીત સારી નહોતી, છતાં એમ પણ હોય કે આપણી મૂર્છામાંથી આપણને જગાડવાને માટે આવા હલમલાવી નાખે એવા જબરા આંચકાની જરૂર આપણે માટે હતી. આ દૃષ્ટિએ જોઈએ તો પ્રોટેસ્ટન્ટ સંપ્રદાયના, વ્યક્તિસ્વાતંત્ર્યવાદી, એન્ગ્લો-સેક્સન અંગ્રેજો આપણે માટે અનુકૂળ હતા, કારણ પશ્ચિમની બીજી

પ્રજાઓ કરતાં તેઓ આપણાથી વધારે જુદા પડે છે, એટલે તેઓ આપણને બીજા કરતાં વધારે આંચકા આપી શક્યા.

તેમણે આપણને રાજકીય એકતા આપી, એ ઇષ્ટ વસ્તુ હતી. પણ આપણને એ એકતા મળી ન હોત તોપણ હિંદી રાષ્ટ્રભાવનાનો વિકાસ થયો જ હોત અને તેણે એ એકતા માગી લીધી હોત. આજે અરબસ્તાન ઘણાં જુદાં જુદાં રાજ્યોમાં વિભક્ત છે — કેટલાંક સ્વતંત્ર છે, કેટલાંક સંરક્ષિત છે, કેટલાંક માંડલિક (મેન્ડેટરી) છે, — પરંતુ એ બધાં રાજ્યોમાં આરબ એકતાની અભિલાષા સ્ફુરી રહી છે. જો પશ્ચિમનાં સામ્રાજ્યવાદી રાજ્યો વચમાં આડે ન આવતાં હોય તો આરબ રાષ્ટ્રે આ એકતા ક્યારે ભાગે સાધી હોત એ વિષે શંકા નથી; પણ હિંદની માફક ત્યાં પણ આ સામ્રાજ્યોનો ઉદ્દેશ વિભાજક તત્ત્વોને ઉત્તેજન આપવાનો અને રાષ્ટ્રભાવનાનો કાંઈક વિરોધ કરતા અને તેને મોળી પાડી નાખતા નાની કોમોના પ્રશ્નો ઉપસ્થિત કરવાનો છે, કે જેથી કરીને સામ્રાજ્યસત્તાને ત્યાં કાયમ રહેવાનું બહાનું મળે અને તેઓ નિષ્પક્ષ લવાદનો ભાગ ભજવે.

સામ્રાજ્યની વૃદ્ધિની આડનીપજ તરીકે આનુષંગિક રીતે હિંદની રાષ્ટ્રીય એકતા તો સધાઈ. પછીથી જ્યારે એ એકતામાં રાષ્ટ્રભાવના ભળી અને તેણે પરદેશી સત્તા સામે માથું ઊંચક્યું ત્યારે આપણી ભવિષ્યની પ્રગતિમાં જબરાં વિઘ્નરૂપ નીવડે એવાં કુસંપ અને કોમી ભાવનાનાં તત્ત્વોને સરકાર તરફથી ઇરાદાપૂર્વક ઉત્તેજન મળતું આપણે જોયું.

અંગ્રેજોને અહીં આવ્યે ઘણો વખત થઈ ગયો. તેઓનું આધિપત્ય જામ્યે પોણાબસો વર્ષ થઈ ગયાં. આપખુદ સરકારો ભોગવે છે તેવી નિરંકુશ સત્તા તેમણે અહીં ભોગવી છે, અને પોતાના વિચારો પ્રમાણે હિંદને ઘડવાની તેમને સુંદર તક મળી છે. આટલાં વર્ષોમાં દુનિયા — ઇંગ્લંડ, યુરોપ, અમેરિકા, જપાન — ઓળખી ન શકાય એટલી બદલાઈ ગઈ છે. અઢારમી સદીમાં કશી ગણતરીને પાત્ર નહિ એવી આટલાન્ટિકને કિનારે આવેલી વસાહતો આજે સૌથી વિશેષ શ્રીમંત અને બળવાન તથા યંત્રવિદ્યામાં સૌથી આગળ એવી મહાપ્રજા બની ગઈ છે. ટૂંક

સમયના ગાળામા જપાને અજબ ફેરફારો કરી નાખ્યા છે. સોવિયેટ રશિયાના વિશાળ પ્રદેશોમાં છેક ગઈ કાલ સુધી તો ઝારની સરકારનો ઘાતક પંજો તમામ વિકાસને દાબી અને ગૂગળાવી નાખતો હતો. પણ આજે ત્યા નવુ જીવન વિલસે છે અને આપણી નજર સામે નવી જ સૃષ્ટિ ત્યાં નિર્માણ થઈ રહી છે.

હિંદુસ્તાનમા પણ મોટા ફેરફારો થયા છે. અઢારમી સદીમાં દેશ હતો તેથી તો ક્યાંય બદલાઈ ગયો છે. રેલવેઓ, નહેરો, કારખાના, નિશાળો, કૉલેજો, મોટી સરકારી કચેરીઓ એ બધુ નવુ જ થયુ છે. અને આ બધા ફેરફારો થયા છતાં આજે હિંદની શી દશા છે? પ્રજા ગુલામ છે, તેનું સુંદર બળ પાંજરામાં પુરાયેલું છે, સ્વતંત્રતાથી શ્વાસોચ્છ્વાસ લેવાની પણ તેની હિંમત નથી ચાલતી, દૂરથી આવેલા પરદેશીઓ તેના ઉપર રાજ્ય કરે છે, તેના લોકોના દારિદ્ર્યનો જોટો મળે એમ નથી, તેમના જીવન ટૂંકા થઈ ગયા છે, માંદગી અને ફાટી નીકળના રોગોની સામે થવાની તેનામા શક્તિ નથી, નિરક્ષરતા સર્વત્ર વ્યાપી રહેલી છે, કોઈ પણ જાતની સ્વચ્છતાની અને દવાની સગવડ વિનાના હજી અફાટ પ્રદેશો પડ્યા છે, બેકારી મધ્યમ તેમજ આમવર્ગમા બહોળા પ્રમાણમાં ફેલાયેલી છે. સ્વાતંત્ર્ય, લોકશાસન, સમાજવાદ, સામ્યવાદ એ બધાં અવ્યવહારુ સ્વપ્નદર્શી સિદ્ધાંતવાદીઓના અથવા તો બદમાશોના બૂમબરાડા છે, આખી પ્રજાનું કલ્યાણ એ જ ખરી કસોટી છે, એમ કહેવામા આવે છે. એ કસોટી જ જરૂર જીવનીજાગની છે, અને એ કસોટીએ કસતાં હિંદ આજે બહુ કંગાળ ભાસે છે બીજા દેશોમાં બેકારોને રાહત આપવાની તથા સંકટના નિવારણની મોટી મોટી યોજનાઓનું આપણે વાંચીએ છીએ પરંતુ આપણે ત્યા કરોડો બેકાર છે અને સંકટ આપણે ત્યા અફાટ પ્રદેશોમા વ્યાપેલું છે તથા કાયમનું છે, તેનું શુ? બીજે સારા ઘરોની યોજનાઓનુ આપણે વાંચીએ છીએ, આપણે ત્યાં કરોડો લોકો માટીના ઢગલામા રહે છે અથવા તો ઉપર આભ અને નીચે ધરતીવાળા જ હોય છે, તેમનુ શુ? બીજા દેશોમાં કેળવણી, સ્વચ્છતા, દવાની સગવડો, સંસ્કારિતાની

સગવડો, અને ઉત્પાદન ઝપાટામાં આગળ વધે છે, ત્યારે આપણે તો છીએ ત્યાં જ છીએ અને ગોકળગાયની ગતિએ ઢસડાતા ઢસડાતા ચાલીએ છીએ. પછી બીજા દેશોની આપણને અદેખાઈ ન આવે? આ બાર વર્ષમાં અજબ પુરુષાર્થ કરીને રશિયાએ પોતાના વિશાળ પ્રદેશોમાં નિરક્ષરતાનો અંત આણ્યો છે, અને કેળવણીની સુંદર અને અદ્યતન પદ્ધતિ ઉપજાવી કાઢી છે. એ કેળવણી આમવર્ગના જીવન સાથે નિકટ સંબંધવાળી છે. પછાત તુર્કીએ પણ મુસ્તફા કમાલની સરદારી નીચે અક્ષરજ્ઞાનનો પુષ્કળ ફેલાવો કરવામાં જબરી પ્રગતિ કરી છે. ફાસિસ્ટ ઇટલીએ પોતાની કારકિર્દીના આરંભમાં જ નિરક્ષરતા ઉપર જોરથી હુમલો કર્યો છે. કેળવણીખાતાના પ્રધાન જેન્ટાઈલે નિરક્ષરતા ઉપર સીધા પ્રહાર કર્યા. "એ વિઘાતક પ્લેગ જે આપણા પ્રજાશરીરને હણી રહ્યો છે તેને તો લાલચોળ લોઢાથી ડામી નાખવો જોઈએ." આ શબ્દો તીખા છે, અને દીવાનખાનામાં શોભે એવા નથી, પણ વિચારની પાછળ કેટલી મક્કમતા અને બળ રહ્યાં છે તેના એ નિદર્શક છે. અહીં આપણે વધુ સભ્યતા બતાવીએ છીએ અને ગોળગોળ તથા મૃદુ ભાષા વાપરીએ છીએ. આપણે વધારે પડતી સાવચેતીથી ચાલીએ છીએ અને આપણી શક્તિ કમિશનો અને કમિટીઓમાં ખર્ચી નાખીએ છીએ.

હિંદીઓ ઉપર મોટી મોટી વાતો કરવાનો પણ કશું કામ નહિ કરવાનો આક્ષેપ મૂકવામાં આવે છે. એ આક્ષેપ વાજબી છે. પરંતુ અંગ્રેજ લોકો કમિટીઓ અને કમિશનો પાછળ જે અથાગ પરિશ્રમ લે છે તે પ્રત્યે આપણે શું આશ્ચર્ય વ્યક્ત ન કરીએ? દરેક કમિટી કે કમિશન ખૂબ મહેનત કરીને વિદ્વત્તાભર્યો રિપોર્ટ બહાર પાડે છે. તેને "જબરદસ્ત સરકારી દસ્તાવેજ" કહેવામાં આવે છે, તેની રીતસર પ્રશંસા થાય છે અને પછી એ કબાટમાં ગોઠવી દેવામાં આવે છે. આમ આપણે જાણે આગળ વધીએ છીએ, પ્રગતિ કરીએ છીએ એવી લાગણી અનુભવીએ છીએ, પણ જ્યાં છીએ ત્યાં જ રહેવાનો લાભ આપણને મળે છે. સરકારની આબરૂ જળવાય છે અને સ્થાપિત હકો અસ્પૃષ્ટ અને

સલામત રહે છે. બીજા દેશોમાં શી રીતે આગળ વધવું તેની ચર્ચાઓ થાય છે, ત્યારે આપણે ત્યાં રખેને આપણે ઉતાવળે ચાલી જઈએ તે માટે અંકુશો, ચાપો અને સલામતીઓની ચર્ચા થાય છે.

"બાદશાહી વૈભવથી લોકોની ગરીબાઈનું માપ મળી રહેતું:" આ વચનો જૉઈન્ટ પાર્લમેન્ટરી કમિટી (૧૯૩૪) મોગલ કાળને વિષે કહે છે. ટીકા વાજબી છે. પણ એ જ ગજ આજે શું લાગુ પડી શકતો નથી? પ્રાન્તિક ગવર્નરોના ઝાકઝમાળ તથા વાઈસરૉયસાહેબના મહેલના ઠાઠ અને ભપકાવાળા આજના નવા દિલ્લીનું શું? અને આ બધાની પાછળ કેવી હાડહડની અને અજબ ગરીબાઈ! બે વચ્ચેની અસમાનતા જોઈ દુઃખ થાય છે, અને સહૃદય માણસ આ બધું શી રીતે ચલાવી શકે એ કલ્પવું પણ કાંઈક મુશ્કેલ થઈ પડે છે આજે ઉપરથી તો સામ્રાજ્યનો વૈભવ અને ઠાઠ જોવામાં આવે છે પણ તેની પાછળના હિંદનું દૃશ્ય ભયંકર કંગાળિયતનું છે. ઉપરછલ્લી થાગડથીગડ બહુ કરવામાં આવે છે, પરંતુ તેની નીચે દુઃખી, ગરીબ મધ્યમવર્ગ આધુનિક પરિસ્થિતિથી વધુ ને વધુ છૂંદાય છે. તેની પાછળ પીસી નાખતી ગરીબાઈમાં કંગાળ રીતે રહેતા મજૂરો આવે છે અને તેમનીયે પછી આવે છે ખેડૂતો—હિંદની સ્થિતિના પ્રતીકરૂપ, જેમના નસીબમાં અનંત રાત્રિનો અંધકાર ભરેલો છે.

> સૈકાઓના વજનથકી એ તો દિસે છે નમેલો,
> નીચું ઘાલી હળ ઉપર એ ટેકવીને ઉભેલો;
> ખ્હીલા એના મુખ પર ઠરી શૂન્યતા કૈં યુગોની,
> પીઠે એની વહન કરતો ભાર સંસારનો એ.
> કષ્ટો બોલે યુગયુગતણાં ઘોર એ આકૃતિમાં,
> ને કાળાની કરુણ કથની ભાંગલી કેડ કહેતી;
> પોકારંતી કૃષકજનતા ઘોર એ મૂર્તિ દ્વારા,
> "શોભે શું હે જગપતિ! તને ઘોર અન્યાય આ તે?
> બીજા સૌયે કૃષકજનને બેવકૂ કેમ થાતા,
> કૂટી, લૂંટી, હરણ કરતા સર્વ માનુષ્ય તેનું?"

કષ્ટાયેલા કૃષકજગની કારમી ચીસ એ તો
આગાહી છે નજિક ધસતા કાળ વિકાળ કેરી.*

હિંદનાં બધાં દુઃખોનો દોષ અંગ્રેજો ઉપર ઢોળવો એ તો બેહૂદું કહેવાય. એની જવાબદારી આપણે ઉઠાવવી જ જોઈએ. આપણે તેમાંથી છટકી જઈ શકતા નથી. આપણી પોતાની નબળાઈઓનાં અનિવાર્ય પરિણામો માટે બીજાઓને દોષ દેવો એ ભૂંડું છે. સર્વસત્તાધારી સરકાર ખાસ કરીને પરદેશી હોય ત્યારે, ગુલામી માનસને ઉત્તેજન આપે જ અને લોકોના વિચારોના ક્ષિતિજને મર્યાદિત કરી જ નાખે. યુવાનોમા જે સર્વોત્તમ વસ્તુઓ હોય છે તેને તે છૂંદી જ નાખે. સાહસિકતા, મૌલિકતા, તેજસ્વિતા એને ન જ ગમે; પાજીપણું, બિનતકરાર તાબેદારી, તથા ઉપરીઓની ખુશામત, એને જ એણે ઉત્તેજન આપવું રહ્યું. આવી પદ્ધતિમાં સાચી સેવાની વૃત્તિ અને સાર્વજનિક કલ્યાણ તથા આદર્શો પ્રત્યે નિષ્ઠા કદી પોષાતી નથી. જેનામાં સાર્વજનિક કલ્યાણની ભાવના ઓછામાં ઓછી હોય, જેનું એકમાત્ર ધ્યેય સ્વાર્થ સાધવાનું હોય તેવા જ માણસોને તે વીણી કાઢે છે. અંગ્રેજો હિંદીઓમાંના કયા વર્ગને પોતા પ્રત્યે આકર્ષે છે એ જ જુઓને ! તેમાંના કેટલાક બુદ્ધિશાળી અને સારું કામ કરી શકે એવા હોય છે ખરા, પરંતુ બીજે સારી તક ન મળવાથી સરકારી અથવા અર્ધ-સરકારી નોકરીઓમાં તેઓ ધસડાય છે. ધીમે ધીમે તેમનો જુસ્સો મંદ પડી જાય છે અને મોટા ચક્કરમાં તેઓ ગોઠવાઈ જાય છે. કામની નીરસ ઘટમાળમાં તેમનાં ચિત્ત ગૂંચાઈ જાય છે. પછી નોકરશાહીના ખાસ ગુણો — "કારકુની લાયકનું જ્ઞાન અને પોતાનો અધિકાર જાળવી રાખવાની ખટપટકળા," — તેઓ કેળવે છે. બહુ બહુ તો સાર્વજનિક કલ્યાણ વિષે તેમનામાં નિષ્ક્રિય ભાવના હોય છે; પરંતુ તે માટે જે ધગશ, જે જ્વલંત ઉત્સાહ જોઈએ તે નથી હોતો, ન હોઈ શકે. પરદેશી સરકાર નીચે એ શક્ય નથી.

---

* અમેરિકન કવિ માર્કહેમના 'ગુરપીવાળો માનવી' નામના કાવ્યમાંથી પંડિતજીએ ટાંકેલી પંક્તિઓ ઉપરથી. —ભા. કે.

પરંતુ આવા બહુ થોડા હોય છે. તેમને બાદ કરતાં, નાના અમલદારોનો મોટો ભાગ વખાણવા જેવો નથી હોતો. કારણ પોતાના ઉપરી અમલદારો આગળ ગુલામી કરવાનું અને હાથ નીચેના ઉપર ઘૂરકવાનું તેઓ શીખ્યા હોય છે. પણ એ દોષ એમનો નથી. આ પદ્ધતિ જ તેમને એવી તાલીમ આપે છે. પછી ખુશામત અને કાકા-મામાનું તાણવાનું જોર વધે તો એમાં નવાઈ પામવા જેવું શું છે? નોકરીમાં તેમને કશા આદર્શો તો હોતા જ નથી. બેકારીનો અને તેના પરિણામરૂપ ભૂખમરાનો ભય તેમની આસપાસ ભૂતની માફક ભમ્યાં કરે છે. તેમની મુખ્ય ચિંતા પોતાની નોકરી સાચવી રાખવાની અને પોતાના મિત્રો અને સગાંઓને નોકરી મેળવી આપવાની હોય છે. જ્યાં જાસૂસો અને પ્રાણીમાત્રમાં સૌથી ધિક્કારપાત્ર એવા ચાડિયાઓ આસપાસ ભમ્યાં જ કરતા હોય ત્યાં કોઈ પણ પ્રજામાં સારા ગુણોની ખિલવણી થવી મહેલી નથી.

હમણાં હમણાં તો પરિસ્થિતિ એવી થઈ ગઈ છે કે સહૃદય અને સાર્વજનિક કલ્યાણની વૃત્તિવાળા માણસ માટે સરકારી નોકરીમાં જોડાવું વધુ મુશ્કેલ થઈ પડ્યું છે. સરકારને એવા માણસો જોઈતા જ નથી, એવા માણસો આર્થિક મૂંઝવણથી ધકેલાઈને ત્યાં જઈ પડે એ વાત જુદી છે. બાકી તેમને પણ સરકાર સાથે ભળવાની ઇચ્છા થાય એવું નથી.

પરંતુ આખી દુનિયાને તો દાંડી પીટીને કહેવામાં આવ્યું છે કે સામ્રાજ્યનો ભાર તો ગોરા જ વહે છે, કાળા નહિ. સામ્રાજ્યની પરંપરા ચાલુ રાખવા માટે આપણે ત્યાં અનેક શાહી અમલદારો છે, તેમના વિશેષાધિકારો જાળવવા માટે પૂરતી સલામતીઓ છે. અને આ બધું આપણને કહેવામાં આવે છે કે હિંદના હિતને અર્થે છે. આ અમલદારોના સ્પષ્ટ દેખાઈ આવતા સ્વાર્થો અને પગાર વગેરેના વધારાની સાથે હિંદનું હિત કેવી રીતે સંકળાયેલું હશે એ જાણવા જેવું છે. હિંદી મનંદી નોકરીનો કોઈ પણ અધિકાર કે કોઈ પણ સારી જગ્યા ઓછી કરવાની વાત આવે તો આપણને કહેવામાં આવે છે કે કાબેલિયતમાં ઊણપ આવશે અને લાંચરુશ્વત શરૂ થશે. સરકારી દાક્તરીખાતામાં અનામત

રાખેલી જગ્યાઓમાંથી જો કોઈ ઓછી કરવાની વાત આવે તો એ "હિંદુસ્તાનના આરોગ્યને જોખમ"રૂપ થઈ જાય છે અને લશ્કરમાના ગોરાઓને ઓછા કરવાની વાત નીકળે તો તો હજાર જાતનાં ભયંકર જોખમોના ચિતાર ખડા કરી દેવામાં આવે છે

મને લાગે છે કે એમ કહેવામા કાંઈક તથ્ય છે કે જો ઉપરી અમલદારો એકદમ જ ચાલ્યા જાય અને બધાં ખાતા તેમના હાથ નીચેના માણસોને સોંપી દેવામાં આવે તો બાહોશીમા જરૂર ઊણપ જણાય પણ તેનુ કારણ તો એ છે કે આખુ તંત્ર ખોટી રીતે રચાયુ છે, હાથ નીચેના અમલદારો જરૂર ઉત્તમ કોટિના નથી, તેમ તેમને માથે જવાબદારીનો ભાર કદી નાખવામાં પણ આવ્યો નથી મારી તો ખાતરી છે કે હિંદમા કાબેલ માણસો પુષ્કળ પડ્યા છે, અને યોગ્ય ઉપાયો લેવામા આવે તો બહુ ટૂંકા વખતમા તેમની સેવાઓ મળી શકે પરંતુ એનો અર્થ તો એ થયો કે આપણા સરકારી અને સામાજિક દૃષ્ટિબિન્દુમા સંપૂર્ણ ફેરફાર થઈ જાય, એટલે કે નવુ જ રાજ્યતંત્ર યોજાય ત્યારે એ બને

અત્યારે તો આપણને એમ કહેવામા આવે છે કે બંધારણમાં ગમે તેટલા ફેરફાર કરવામા આવે તોપણ અંગ્રેજ અમલદારોના હાથ નીચેના મોટાં ખાતાં જે આપણું સંરક્ષણ કરવા માટે છે તે તો પહેલાના જેવા જ રહેશે રાજકાજના ગૂઢ અને પવિત્ર ભેદોના જ્ઞાતા એવા એ પુરોહિતો મંદિરનું રક્ષણ કરશે અને તેની પવિત્ર ભૂમિમા અશિષ્ટ જનોને દાખલ થતા રોકશે ધીમે ધીમે જેમ જેમ આપણે એ અધિકારને યોગ્ય થઈશુ તેમ તેમ એક પછી એક તેઓ પડદા ખસેડતા જશે અને છેવટે કોઈક ભવિષ્ય કાળે પવિત્રોમાયે પવિત્ર એવુ એ ગૂઢ આપણી જિજ્ઞાસા અને આદરભરી આંખો સામે ખુલ્લુ થશે

આ બધાં શાહી ખાતામા હિંદની મનદી નોકરી (આઈ સી એસ) પ્રમુખસ્થાને છે હિંદુસ્તાનનુ રાજ્યતંત્ર ચલાવવાનો જશ કે અપજશ મુખ્યત્વે તેને જ છે આઈ સી એસ. અમલદારોના અનેક સદ્ગુણો આપણને વખતોવખત સંભળાવવામાં

આવે છે. અને સામ્રાજ્યની યોજનામાં તેમનું મહત્ત્વ તો હવે લગભગ સિદ્ધાન્તરૂપે સ્વીકારવામાં આવે છે, હિંદમાં તેમના અવિરોધ્ય અધિકારથી તેમને લગભગ આપઅખત્યાર સત્તા મળે છે તે તથા પુષ્કળ પ્રમાણમાં તેમની જે વાહવાહ થાય છે તે કોઈ પણ વ્યક્તિ કે મંડળની માનસિક સમતા માટે ઠીક ન હોઈ શકે. એ ખાતાનો હું ગમે તેટલો પ્રશંસક હોઉં તોપણ મારે કબૂલ કરવું જોઈએ કે તેના અમલદારો, વૈયક્તિક રીતે તેમજ આખા મંડળ તરીકે, વધારેપડતા આત્મ-ગૌરવના ખ્યાલથી થતા ચિત્તભ્રમના પેલા જૂના છતાં કાંઈક આધુનિક રોગના મહેલાઈથી ભોગ થઈ પડે છે.

આઈ. સી. એસ. અમલદારોના સારા ગુણોનો ઇનકાર કરવો વ્યર્થ છે; કારણ એ વસ્તુ આપણને ભૂલવા દેવામાં આવતી જ નથી. પરંતુ એ અમલદારો અને તેમના મંડળને ચડાવવા માટે એટલી બધી બેહદી વાતો કહેવામાં આવે છે કે તેમને જરાક ઉતારવા એ બહેતર લાગે છે. અમેરિકન અર્થશાસ્ત્રી વેબ્લેને વિશેષાધિકાર ભોગવતા વર્ગને "રખાત વર્ગો" કહ્યા છે. મને લાગે છે આઈ. સી. એસ. અમલદારોને તેમજ બીજા શાહી અમલદારોને "રખાત અમલદારો" કહેવા એટલું જ સાચું ગણાય. એ ખાતા ભારે ખર્ચાળ વૈભવ છે.

બ્રિટિશ પાર્લમેન્ટના મજૂરપક્ષના એક વખતના સભ્ય અને હિંદના પ્રશ્નોમાં ઘણો રસ લેનારા મેજર ડી. ગ્રેહામ પોલે થોડા સમય ઉપર 'મૉડર્ન રિવ્યુ'માં લખતાં જણાવ્યું હતું: "આઈ. સી. એસ. અમલદારો બહુ શક્તિશાળી અને કાર્યદક્ષ છે એ વસ્તુનો નિષેધ કોઈએ કર્યો જ નથી" આવાં વિધાન ઇંગ્લંડમાં વારંવાર થાય છે, અને તે ખરાં માનવામાં આવે છે, એટલે તેની પરીક્ષા કરવાની જરૂર છે આવાં ચોક્કસ અને હકારવાચક વિધાનો કરવાં કદી સલામત નથી કારણ તે સહેલાઈથી નાપુરવાર થઈ શકે છે. ઉપરની હકીકતનો કોઈએ વિરોધ નથી કર્યો એમ માની લેવામાં મેજર ગ્રેહામ પોલે મોટી ભૂલ કરી છે. ઘણીયેવાર તે વિષે શંકા ઉઠાવવામાં આવી છે અને તેનો નિષેધ પણ કરવામાં આવ્યો છે. ઘણાં વર્ષો પૂર્વે

શ્રી. ગોખલેએ પણ આઈ. સી. એસ. અમલદારો વિષે બહુ આકરા શબ્દો કહ્યા હતા. કોઈ પણ હિંદી — તે મહાસભાવાદી હો કે ન હો — મેજર ગ્રેહામ પોલના વિધાનનો વિરોધ કરશે. છતાં એ પણ શક્ય છે કે બન્ને અંશતઃ સાચા હોય અને બન્ને જુદા જુદા ગુણોનો જ વિચાર કરતા હોય. શક્તિ અને કાર્યદક્ષતા શાને માટે ? જો આ શક્તિ અને કાર્યદક્ષતાનું માપ હિંદમાંના અંગ્રેજી સામ્રાજ્યને વધુ બળવાન કરવાના તથા દેશને ચૂસવામાં મદદ કરવાના દૃષ્ટિબિન્દુથી કાઢવાનું હોય, તો આઈ. સી. એસ. અમલદારોએ પોતાનું કાર્ય સુંદર રીતે કર્યાનો દાવો વાજબી ગણાય. પરંતુ હિંદી આમવર્ગનું કલ્યાણ એ જો પરીક્ષાનો ગજ હોય તો તેઓ સંપૂર્ણ નિષ્ફળ નીવડ્યા છે; વળી જે આમવર્ગની સેવા તેમને કરવાની છે અને જેમની પાસેથી જ અંતે તેમના મોટા મોટા પગાર આવવાના છે તેમનાથી આવક અને રહેણીના ધોરણની બાબતમાં તેઓ કેટલા બધા વેગળા છે તેનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે આ નિષ્ફળતા વધુ દેખાઈ આવે છે.

એ વાત સાચી છે કે એ અમલદારોએ એકંદરે અમુક ધોરણ જાળવી રાખ્યું છે ખરું, પણ એ ધોરણ ખસૂસ કરીને તદ્દન સામાન્ય કોટિનું છે. તેમાંથી કોક કોકવાર અસાધારણ માણસો નીકળ્યા છે ખરા. આવાં ખાતાં પાસેથી વધારેની આશા પણ ભાગ્યે જ રખાય. ઇંગ્લંડની ગૃહશાળા (પબ્લિક સ્કૂલ) માં કેળવાતી વૃત્તિ, તેના સારા અને ખરાબ બન્ને અંશ સાથે, તેમનામાં વિશેષે કરીને જોવામાં આવે છે (જોકે હવે આઈ. સી. એસ. ના ઘણા અમલદારો આ ગૃહશાળામાં ભણેલા હોતા નથી). એ લોકોએ સારું ધોરણ જાળવ્યું છે, પણ તેમના ધોરણથી કોઈ જરા પણ જુદો પડવા જાય તો તેના પ્રત્યે તેઓ સખત નાપસંદગી બતાવે છે. વળી કેટલાક અમલદારોની ખાસ શક્તિઓ રોજના કામની નીરસ ઘટમાળમાં તથા કાંઈક અંશે બીજાઓથી જુદા પડી જવાના ભયને લીધે મારી જાય છે. તેમનામાં કેટલાક કામ કરવાનો ઉમંગ રાખનારા પણ હતા, કેટલાક સેવાની ભાવનાવાળા પણ હતા. પણ સેવા એટલે

સામ્રાજ્યની સેવા, હિંદુસ્તાનની સેવા તો બહુ પાછળથી આવે તેમને તાલીમ એવી મળેલી હતી અને તેમના સંજોગો જ એવા હતા કે તેઓ બીજી રીતે વર્તી જ નહોતા શકતા. કારણ તેમની સંખ્યા નાની હોવાથી તથા પરદેશીઓથી અને કેટલીકવાર પ્રતિકૂળ માણસોથી વીંટળાયેલા હોવાથી તેઓએ સંગઠન કર્યું અને અમુક ધોરણ જાળવ્યું વળી જાતિ અને હોદ્દાની પ્રતિષ્ઠા ખાતર એ જરૂરી હતું પણ તેમની પાસે વિશાળ આપઅખત્યાર સત્તા હોવાથી, કોઈ ટીકા કરે તો તેઓ ક્રોધ કરતા, અને ટીકાને મોટું પાપ ગણતા તેઓ વધારે ને વધારે અસહિષ્ણુ અને પતુજી જેવા બનતા ગયા, અને બિનજવાબદાર રાજ્યકર્તાઓના ઘણા દોષો તેમણે કેળવ્યા તેઓ આત્મસંતુષ્ટ અને સ્વપર્યાપ્ત બની ગયા છે, તેમની બુદ્ધિ સંકુચિત અને જડ થઈ ગઈ છે, આ પરિવર્તી સંસારમાં તેઓ જ ધ્રુવ રહ્યા છે અને પ્રગતિમાન વાતાવરણને પૂરેપૂરા પ્રતિકૂળ રહ્યા છે. જ્યારે તેમના કરતા વધુ શક્તિશાળી અને વધુ અનુકૂળ બુદ્ધિવાળાઓએ હિંદના પ્રશ્નને હાથમા લેવા માંડ્યો ત્યારે તેમણે તેમના પ્રત્યે ક્રોધ કરવા માંડ્યો, તેમને ગાળો આપી, દબાવી દીધા, અને તેમના માર્ગમા શક્ય તેટલા વિઘ્નો નાખ્યાં યુદ્ધ પછીની સ્થિતિથી પરિવર્તનો કરવાનું આવશ્યક થઈ પડ્યુ ત્યારે તેઓ ગભરાઈ ગયા અને તેને પહોચી વળવા અશક્ત નીવડ્યા આવી એકાએક ઊભી થયેલી અને નવીન મુસ્કેલીઓ માટે તેમની સંકુચિત અને રૂઢિબદ્ધ કેળવણીએ તેમને લાયક બનાવેલા નહોતા લાંબા વખત સુધી એજવાબ સત્તા ભોગવીને તેઓ બગડી ગયા હતા એક મંડળ તરીકે તેમને લગભગ નિરંકુશ સત્તા હતી, માત્ર તાત્ત્વિક રીતે તેમના ઉપર બ્રિટિશ પાર્લમેન્ટનો અંકુશ રહેતો એટલું જ લૉર્ડ એકટને કહ્યુ છે કે "સત્તા માણસમાં સડો પેદા કરે છે, અને અંકુશ વિનાની સત્તાથી સડો પણ એવો પેસે છે કે જેની ઉપર અંકુશ મૂકી શકાતો નથી "

એકંદરે તેમના મર્યાદિત કામ પૂરતા તેઓ ભરોસાપાત્ર અમલદારો ગણાય પોતાનું રોજનું કામ તેઓ ઠીક ખબરદારીથી,

ખાસ તેજ બતાવ્યા વિના, કર્યાં કરતા.' પણ તેમને તાલીમ જ એવી મળેલી કે તદ્દન અસાધારણ પરિસ્થિતિ માટે તેઓ નાલાયક નીવડ્યા. જોકે તેમના આત્મવિશ્વાસે, તેમના પદ્ધતિપરાયણ સ્વભાવે તથા તેમના અંદરઅંદરના સંપે તાત્કાળિક મુશ્કેલીઓમાંથી તરી જવામાં તેમને મદદ કરી. સુવિખ્યાત થયેલા મેસોપોટેમિયાના ગોટાળાએ હિંદની અંગ્રેજી સરકારની અદક્ષતા તથા રૂઢિજડતા ઉઘાડાં પાડ્યાં. પણ એવા તો તેમનાં કેટલાયે ગોટાળા બહાર આવવા પામતા જ નથી. સવિનય ભંગ પ્રત્યે તેમણે જે વૃત્તિ બતાવી તે પણ કઢંગી હતી. ગોળીબાર અને લાઠીથી વિરોધીઓને થોડા વખતને માટે દબાવી દઈ શકાય, પણ તેથી કોઈ પ્રશ્નનો ઉકેલ આવતો નથી, અને શ્રેષ્ઠતાની જે ભાવનાનું રક્ષણ કરવાનો ઉદ્દેશ હોય છે તે ભાવનાને જ એ વસ્તુ ધક્કો પહોંચાડે છે. વધતી જતી અને પડકાર કરનારી રાષ્ટ્રીય ચળવળને પહોંચી વળવા તેમણે બળજબરીના ઉપાયો લીધા તેમાં કશું નવાઈ પામવા જેવું નથી. એ અનિવાર્ય હતું, કારણ સામ્રાજ્યો તેના ઉપર જ નભે છે, અને વિરોધને પહોંચી વળવાનો બીજો કશો ઉપાય તેઓ શીખ્યા નથી હોતા. પરંતુ વધારા પડતી અને બિનજરૂરી બળજબરી વાપરવામાં આવી તે બતાવી આપે છે કે તેઓ પરિસ્થિતિ ઉપર કાબૂ સમૂળગો ગુમાવી બેઠા હતા અને સાધારણ વખતમાં જે આત્મસંયમ અને કાબૂ તેઓ ધરાવતા દેખાતા હતા તે તેમનામાં ખરી રીતે નહોતો. તેઓ વારંવાર ઉશ્કેરાઈ જતા અને તેમનાં ભાષણોમાં પણ ચિત્તભ્રમનો ચાળો દેખાઈ આવતો. પહેલાંનો શાંત આત્મવિશ્વાસ રહ્યો જ નહોતો. વિષમ પ્રસંગ બધાને જ નિર્દયતાથી ઉઘાડા પાડે છે, આપણી ઊંડામાં ઊંડી નબળાઈઓ જાહેર કરે છે. સવિનય ભંગનો પ્રસંગ આવો વિષમ હતો અને કસોટીનો હતો અને બન્ને પક્ષ—મહાસભા તેમજ સરકાર—માંના બહુ થોડા તેની કસોટીમાંથી બરાબર પાર ઊતર્યા. મિ૦ લૉઈડ જ્યૉર્જ કહે છે કે વિષમ પ્રસંગે સાચા પહેલા દરજ્જાનાં કેટલાયે સ્ત્રીપુરુષો છેક નાનાં માલૂમ પડી આવે છે, અને "ઇતર જનોની તો તેમાં કશી વિસાત જ નથી રહેતી. હવા શાંત અને સ્વચ્છ હોય ત્યારે જે ટેકરીઓ

મોટા પહાડો જેવી જણાતી હોય તે મહાપ્રલયમાં ક્યાંય ડૂબી જાય છે. તે વખતે તો પાણીની સપાટી ઉપર ઊંચામાં ઊંચાં શિખરો જ નજરે પડે છે."

આઈ. સી. એસ. અમલદારો આ પ્રસંગને માટે બુદ્ધિથી કે હૃદયથી લાયક નહોતા. તેમનામાંના ઘણા અમલદારોને મૂળ શિક્ષણ પ્રાચીન શિષ્ટ સાહિત્યનું મળેલું. તેને લીધે તેમનામાં એક પ્રકારની સંસ્કારિતા અને આકર્ષકતા જણાતી. પણ એ તો જૂની દુનિયામાં, વિક્ટોરિયાના જમાનામાં ચાલે. આધુનિક પરિસ્થિતિને માટે તે તદ્દન નકામુ ગણાય. તેઓ પોતાની એક નાની, વાડાબંધી દુનિયામાં—એન્ગ્લો-ઇન્ડિયન સૃષ્ટિમાં—રહે છે. તેમાં નથી ઇંગ્લંડ કે નથી હિંદ. પોતાના સમકાલીન સમાજમાં જે બળો કામ કરી રહ્યાં છે તેની તેમને ગમ નથી. હિંદી જનતાના વાલીઓ અને સંરક્ષકો હોવાનો તેઓ ગમૂજી દાવો કરે છે, છતાં હિંદી જનતા વિષેનું તેમનું જ્ઞાન નહિ જેવું છે અને આંખે ખૂંચે એવી રીતે આગળ આવતા નવા મધ્યમવર્ગનો પરિચય તો તેમને મુદ્દલ નથી. પોતાની આસપાસ વીંટળાયેલા ખુશામતખોરો અને નોકરીશોધુઓ ઉપરથી તેઓ હિંદીઓ વિષે કયાસ બાંધે છે અને બીજાઓને ચળવળિયા તથા બદમાશ તરીકે કાઢી નાંખે છે. આખી દુનિયામાં યુદ્ધ પછી જે ફેરફારો થઈ ગયા છે, ખાસ કરીને અર્થપ્રકરણી ક્ષેત્રમાં, તેને વિષેનું તેમનું જ્ઞાન નજીવું છે. તેઓ ચાલતી ઘરેડમાં એટલા બધા ભરાઈ ગયા છે કે બદલાતી જતી પરિસ્થિતિ સાથે ગોઠવાઈ શકતા નથી. જે વર્ગના તેઓ પ્રતિનિધિ છે તે વર્ગનો આધુનિક પરિસ્થિતિમાં સમય પૂરો થઈ ચૂક્યો છે તે તેઓ સમજી શકતા નથી. ટી. એસ. ઇલિયટે "પોકળ માણસો" નામના પોતાના કાવ્યમાં વર્ણવ્યા છે તે નમૂનાને તેમનો વર્ગ વધુ ને વધુ નજીક પહોંચતો જાય છે.

છતાં જ્યાંસુધી બ્રિટિશ સામ્રાજ્ય ટકશે ત્યાંસુધી એ વર્ગ પણ ટકશે. અને બ્રિટિશ સામ્રાજ્ય હજી બળવાન છે, તેના નેતાઓ સમર્થ અને ચતુર છે. હિંદુસ્તાનમાંનું અંગ્રેજી રાજ્ય હજી મજબૂત ચોંટી રહેલા સડતા દાંત જેવું છે. ખૂબ દરદ કરે, પણ તેને સહેલાઈથી ખેંચી કાઢી શકાય નહિ. જ્યાંસુધી એ

દાંત કાઢી નાખવામાં ન આવે અથવા પોતાની મેળે પડી ન જાય ત્યાંસુધી દરદ ચાલુ રહેશે, અને કદાચ વધશે પણ.

ગૃહશાળામાં શિક્ષણ પામેલા નમૂનાના દિવસો ઇંગ્લંડમાં પણ હવે વહી ગયા છે. જોકે સાર્વજનિક કાર્યોમાં હજી એ લોકો આગળપડતા જણાય છે, છતાં તેમનું પહેલાં જે સ્થાન હતું તે આજે નથી, હિંદુસ્તાનમાં તો તેઓ વધુ અસ્થાને છે. આક્રમણકારી રાષ્ટ્રભાવના સાથે તેમનો મેળ કે સહકાર જામે એમ નથી, પછી જે લોકો સામાજિક પરિવર્તન ઇચ્છે છે તેમની સાથે તો તેમનો મેળ ક્યાંથી જ બેસે?

હિંદુસ્તાનમાં તેમજ ઇંગ્લંડમાં આઈ. સી. એસ. અમલદારોમાં ઘણુયે શ્રેષ્ઠ માણસો છે. પરંતુ જ્યાંસુધી વર્તમાન પદ્ધતિ અમલમાં છે ત્યાંસુધી તેમની શ્રેષ્ઠતા એવી વસ્તુઓમાં યોજાવાની, જે હિંદી લોકોના લાભની ન હોય. આ ખાતાના કેટલાક હિંદી અમલદારો તો ઇંગ્લંડની ગૃહશાળાના નમૂનાની વૃત્તિથી એટલા બધા ઘેરાયેલા હોય છે કે તેઓ તો બાદશાહના કરતાં પણ વધારે વફાદાર થઈ પડ્યા છે. એક જુવાન હિંદી આઈ. સી. એસ. મને મળેલો. તેને પોતાની જાત વિષે બહુ ઊંચો અભિપ્રાય હતો. કમનસીબે હું તેમાં મળતો થઈ શકતો નહોતો. પોતાના વર્ગના ઘણા સદ્ગુણો તે મને ગણાવવા લાગ્યો અને છેવટે બ્રિટિશ સામ્રાજ્યની તરફેણની નિરુત્તર દલીલથી તેણે સમાપ્તિ કરી — શું આ સામ્રાજ્ય રોમન સામ્રાજ્ય કરતાં તથા જંગિસખાન અને તૈમૂરનાં સામ્રાજ્યો કરતાં સારું નથી?

આઈ. સી. એસ. અમલદારોની ઊંડી માન્યતા એવી છે કે તેઓ પોતાનાં કામ બહુ જ બાહોશીથી કરે છે એટલે તેઓ પોતાના દાવા ગમે તેટલા આગ્રહથી રજૂ કરી શકે. અને તેમના દાવા પણ અનેક અને વિવિધ છે. હિંદ ગરીબ છે, પણ તેમાં દોષ તેની સામાજિક રૂઢિઓનો, તેના વાણિયાઓ અને શાહુકારોનો તથા સૌથી વધારે તો તેની આવડી મોટી વધારા પડતી વસ્તીનો છે. પરંતુ મોટામાં મોટો વાણિયો, આ અંગ્રેજી રાજ્ય છે, તેને તેઓ ખાસી રીતે ભૂલી જાય છે. અને આ

વસ્તીનું તેઓ શું કરવા ધારે છે તે કાંઈ સમજાતું નથી. કારણ દુકાળ, રોગચાળા તથા ભારે મરણપ્રમાણની આટઆટલી મદદ હોવા છતાં, વસ્તી તો મોટી છે જ. સંતતિનિયમન સૂચવવામાં આવે છે. હું પોતે સંતતિનિયમનની રીતોની અને તેનો પ્રચાર કરવાની પૂરેપૂરી તરફેણમાં છું. પરંતુ આ રીતોનો ઉપયોગ કરવો હોય તો આમવર્ગની રહેણીનું ધોરણ અત્યાર કરતાં બહુ ઊંચું હોવું જોઈએ, સર્વસામાન્ય કેળવણીનું પ્રમાણ વધવું જોઈએ અને દેશભરમાં તે માટે સંખ્યાબંધ દવાખાનાં હોવાં જોઈએ. અત્યારની પરિસ્થિતિમાં તો સંતતિનિયમનની રીતો આમવર્ગની શક્તિ બહારની છે. મધ્યમવર્ગ તેનો લાભ લઈ શકે ખરો, અને હું માનું છું કે તેઓ વધતા જતા પ્રમાણમાં તેનો લાભ લે પણ છે.

પરંતુ વધારાપડતી વસ્તીની આ દલીલ વધુ સૂક્ષ્મતાથી તપાસવાની જરૂર છે. આજે આખી દુનિયામાં સવાલ ખોરાકની અથવા બીજી જરૂરિયાતોની તંગીનો નથી. પરંતુ સવાલ તો ખાવું ક્યાંથી એ છે અથવા, જુદી રીતે મૂકીએ તો, જેઓને ખોરાકની જરૂર છે તેમનામાં ખોરાક ખરીદવાની શક્તિ નથી. હિંદુસ્તાનમાં પણ એક રીતે જોઈએ તો ખોરાકની તંગી નથી. જોકે વસ્તી વધી છે, પણ તેની સાથે ખોરાકની છત પણ વધી છે, અને વસ્તીની વૃદ્ધિના કરતાં વધારે પ્રમાણમાં તે વધારી શકાય તેમ છે. વળી બહુ ગવાતી હિંદુસ્તાનની વધતી જતી વસ્તી, એ (છેલ્લા દાયકાને બાદ રાખીએ તો) પશ્ચિમના દેશોને મુકાબલે બહુ થોડા પ્રમાણમાં વધી છે. એ વાત સાચી છે કે ભવિષ્યમાં તફાવત બહુ મોટો પડશે. કારણ ઘણાં બળો એવાં કામ કરી રહ્યાં છે જે પશ્ચિમના દેશોમાં વસ્તીવૃદ્ધિ ઘટાડશે અથવા બંધ પણ કરશે. પરંતુ વસ્તી ઉપર મર્યાદા મૂકનારાં એ બળો હિંદુસ્તાનમાં પણ થોડા સમયમાં વસ્તીના વધારા ઉપર અંકુશ મૂકશે એવો સંભવ છે.

હિંદ મુક્ત થાય અને પોતાની ઇચ્છા પ્રમાણે પોતાનું નવું જીવન ઘડવાની સ્થિતિમાં આવે ત્યારે એ કામ માટે તેના ઉત્તમોત્તમ પુત્રો અને પુત્રીઓની જરૂર પડશે. સારા માણસો હંમેશાં વિરલ હોય છે અને હિંદુસ્તાનમાં તો વિશેષે કરીને વિરલ

છે. કારણ અંગ્રેજી રાજ્યમાં સારા માણસોને તકો મળી જ નથી. આપણી સાર્વજનિક પ્રવૃત્તિઓનાં ઘણાં ખાતાંમાં, ખાસ કરીને જેમાં યંત્રવિદ્યા અને વિજ્ઞાનના ખાસ જ્ઞાનની જરૂર છે તેમાં આપણે પરદેશી નિષ્ણાતોની મદદ લેવી પડશે. આઈ. સી. એસ.માં તથા બીજાં શાહી ખાતાંમાં નોકરી કરેલામાંના ઘણાની, હિંદીઓની તેમજ પરદેશીઓની, આપણને જરૂર પડશે અને નવા તંત્રમાં તેમનો સત્કાર થશે. પણ એક વાત નક્કી છે કે જ્યાં સુધી આઈ. સી. એસ.ની હાલની મનોવૃત્તિ આપણી રાજ્યવ્યવસ્થામાં અને આપણાં સાર્વજનિક ખાતાંઓમાં વ્યાપેલી રહેશે ત્યાંસુધી હિંદમાં નવું તંત્ર સ્થાપી શકાશે નહિ. પોતે જ પ્રમાણ છે એ જાતની મનોવૃત્તિ સામ્રાજ્યભાવનાની સાગરીત છે અને સ્વાતંત્ર્યની સાથે તે રહી શકતી નથી. કાં તો તે સ્વાતંત્ર્યને કચડી નાંખે, કાં તો પોતે જ સાફ થઈ જાય. માત્ર ફાસિસ્ટ પદ્ધતિના રાજ્યતંત્રમાં તે ચાલી શકે ખરી. તેથી મને તો એ આવશ્યક લાગે છે કે નવા તંત્ર પ્રમાણે આપણે સાચું કામ શરૂ કરીએ તે પહેલાં આઈ. સી. એસ. અને એવી બીજી નોકરીઓ નાબૂદ કરવી જોઈએ. એ નોકરીઓમાંના કેટલાક અમલદારો જો તેઓ રાજી હોય અને નવા કામને માટે લાયક હોય તો નવી શરતોએ આવી શકે. પરંતુ આજે તેમને જે બેહદ ભારે પગારો અને ભાડાંભથ્થાં મળે છે તે તેમને આપવાનું કલ્પના બહાર છે. નવા હિંદના રાજ્યતંત્રમાં એવા હોંશીલા અને દક્ષ કાર્યકર્તાઓ જોઈશે, જેઓને પોતાના કાર્યમાં જ્વલન્ત શ્રદ્ધા હોય, જેઓ કાર્ય સાધવાને સારુ તૂટી મરવા તૈયાર હોય, અને જેઓ કામના આનંદ અને તેના ગૌરવને ખાતર જ કામ કરતા હોય, નહિ કે મોટા પગારને ખાતર. પૈસાનો હેતુ તેમાં ઓછામાં ઓછો થઈ જવો જોઈએ. પરદેશી મદદગારોની જરૂર ઘણી મોટી પડશે, પરંતુ જેમને યંત્રવિદ્યાનું કશું જ્ઞાન નથી એવા પરદેશી દીવાની અમલદારોની જરૂર તો ઓછામાં ઓછી હશે. હિંદુસ્તાનમાં એવા માણસોની ખોટ નથી.

હિંદી મધ્યમમાર્ગીઓ તથા એમના જેવાં બીજાં મંડળોએ હિંદુસ્તાનના રાજ્યતંત્રની બાબતમાં અંગ્રેજ લોકની વિચારસરણી

કેવી રીતે સ્વીકારી લીધી છે, એ હું અગાઉ કહી ગયો છું. નોકરીઓની બાબતમાં આ વસ્તુ વિશેષે કરીને જોવામાં આવે છે, કારણ તેઓ 'હિંદીકરણ'ની બૂમો પાડે છે. અમલદારોની વૃત્તિમાં, તેમના સ્વરૂપમાં તથા રાજ્યના ઘડતરમાં તેઓ ધરમૂળના ફેરફારની વાત કરતા નથી. આ એટલી બધી જીવંત મહત્ત્વની વસ્તુ છે કે એ જતી કરી શકાય જ નહિ, કારણ હિંદની મુક્તિ કેવળ અંગ્રેજી લશ્કર અને અમલદારોના ખસી જવા સાથે સંકળાયેલી નથી, પરંતુ તેમનામાં પ્રવર્તી રહેલી પોતે જ પ્રમાણ હોવાની વૃત્તિના નાબૂદ થવા સાથે તથા પગારો અને વિશેષાધિકારો ઓછા કરવાની સાથે વધુ સંકળાયેલી છે. બંધારણના ઘડતરના આ દિવસોમાં સલામતીઓની વાતો બહુ ચાલે છે. એ સલામતીઓ જો હિંદુસ્તાનના હિતને અર્થે હોય તો તેમાં એમ ચોક્કસ કરવું જોઈએ કે, બીજી વસ્તુઓની સાથે આઈ. સી. એસ. અને એવી બીજી નોકરીઓ, તેમની સત્તાઓ અને વિશેષાધિકારો સાથે, જે સ્વરૂપમાં અત્યારે છે તે સ્વરૂપમાં નષ્ટ થવી જોઈએ અને નવા બંધારણ સાથે તેમને કશી લેવાદેવા ન હોવી જોઈએ.

એના કરતાં પણ વધારે ગૂઢ અને દૃઢ તો લશ્કરી નોકરીઓ છે. તેમને વિષે ટીકા કરવાનો, તેમને વિષે કશું બોલવાનો આપણને અધિકાર જ નથી એમ કહેવાય છે. કારણ આવી બાબતોમાં આપણે શું સમજીએ કે જાણીએ? આપણે તો કશી ચૂંચાં કર્યા વિના પૈસા આપવાના અને મારી પેઠે પૈસા આપવાના. થોડા જ વખત ઉપર ૧૯૩૪ના સપ્ટેમ્બરમાં હિંદુસ્તાનના સેનાધિપતિ સર ફિલિપ ચેટવૂડે સિમલામાં કાઉન્સિલ ઑફ સ્ટેટમાં ભાષણ કરતાં પોતાની તીખી લશ્કરી ભાષામાં હિંદી રાજપુરુષો વિષે બોલ્યા હતા: "તમે તમારું કામ સંભાળો; મારા કામમાં દખલ કરશો મા." કોઈક ઠરાવ ઉપર સુધારો મૂકનારને ઉદ્દેશીને તેમણે કહ્યું: "શું તેઓ અથવા તેમના મિત્રો એમ ધારે છે કે અંગ્રેજો જેવી યુદ્ધો કરીકરીને રીઢી થઈ ગયેલી અને ડાહી થયેલી પ્રજાને, જેણે તરવારને બળે આ સામ્રાજ્ય જીત્યું છે અને તરવારને બળે જ સાચવી રાખ્યું છે તેને, આગમ-ખુરશીમાં બેસીને ટીકા કરનારાઓ યુદ્ધ વિષે વાતો કરીને શિખામણ

આપી શકવાના છે? એ વિષયનું જ્ઞાન તો કોઈ પણ પ્રજાને તેના અનુભવથી જ મળે છે " તેમણે આની બીજી પણ ઘણી રમૂજી વસ્તુઓ કહી હતી અને આપણે રખેને એમ ધારી લઈએ કે તેઓ ક્ષણિક આવેશમા આવી જઈ આ બધુ બોલ્યા હશે તે માટે જણાવવામા આવ્યુ હતુ કે તેમણે પોતાનુ ભાષણ કાળજીપૂર્વક લખી આણેલુ હતુ અને પોતાનુ લખાણ સામે રાખીને તેઓ બોલ્યા હતા

સેનાધિપતિ સાથે લશ્કરી બાબતો વિષે તે વિષયના અનભિજ્ઞ માણસે દલીલ કરવી એ અનમત્ત ઉદ્ધતાઈ ગણાય છતા આરામખુરશીમા બેઠેલા ટીકાકારને પણ થોડુક કહેવાની પરવાનગી મળવી જોઈએ એ વસ્તુ સમજાય એવી છે કે જેઓ તરવારને બળે આ સામ્રાજ્યને ધારણ કરી રહ્યા છે તેઓ તથા જેમના ઉપર એ ચમકતુ શસ્ત્ર લટકી રહ્યુ છે તેઓ, એ બે વચ્ચે મતભેદ હોય હિંદી લશ્કરનો ઉપયોગ હિંદના હિતને અર્થે કરવામા આવે અથવા સામ્રાજ્યના હિતને અર્થે પણ કરવામા આવે, તેમાં એ સભવ છે કે બે હિતો ભિન્ન ભિન્ન હોય અથવા એકબીજાના વિરોધી પણ હોય વળી નામાંકિત સેનાપતિઓ બીજાઓની દખલગીરીથી મુક્ત રહેવાનો જે દાવો કરે છે તે દાવો કેટલે દરજ્જે વાજબી છે તે વિષે ગયા વિશ્વયુદ્ધના અનુભવો પછી રાજદ્વારી પુરુષો અને આરામખુરશીવાળા ટીકાકારો શકા ઉઠાવી શકે એમ છે તે વખતે તેમને જે કરવુ હોય તે કરવાની છૂટ મોટે ભાગે મળી હતી, અને દરેક લશ્કરમાં — બ્રિટિશ ફ્રેન્ચ, જર્મન, ઑસ્ટ્રિયન, ઇટાલિયન તથા રશિયન — અને દરેક બાબતમાં તેમણે ભયકર ગોટાળો કરી મૂક્યો હતો, એવી વાતો ચોમેર સભળાય છે કૅપ્ટન લિડેલ હાર્ટ એ બ્રિટિશ લશ્કરી ઇતિહાસકારો અને લશ્કરી વ્યૂહરચનાના જાણકારોમાં મશહૂર છે તે પોતાના 'વિશ્વયુદ્ધના ઇતિહાસ'માં લખે છે કે લડાઈમાં એક વખત એવો આવ્યો હતો જ્યારે બ્રિટિશ સિપાહીઓ દુશ્મનો સાથે લડતા હતા ત્યારે બ્રિટિશ સેનાપતિઓ એકબીજા સાથે લડતા હતા રાષ્ટ્રીય સકટ તેમનામાં વિચારની કે પુરુષાર્થની એકતા આણી શક્યુ નહોતુ તેણે આ ઉપરાંત લખ્યુ છે

"મહાપુરુષો ઇતર જનોથી જુદી માટીના ઘડેલા હોય છે એવી આપણી વીરપૂજક માન્યતાને તથા મૂર્તિપૂજક વિગેની શ્રદ્ધાને ગયા યુદ્ધે છિન્નભિન્ન કરી નાખી. નેતાઓ હજી આવશ્યક છે, કદાચ વધુ આવશ્યક છે. પરંતુ તેઓ પણ સામાન્ય મનુષ્યો જ હોય છે, એ ભાન આપણામાં જાગૃત થયું છે, ને તેમની પાસેથી વધારેપડતી આશા રાખવાની તેમ તેમના ઉપર વધારેપડતો વિશ્વાસ રાખવાની બાબતમાં આપણને સાવધાન કરનારું બન્યું છે."

પેલા રાજપુરુષશિરોમણિ મિ. લૉઈડ જ્યૉર્જે પોતાનાં 'યુદ્ધસંસ્મરણો'માં વિશ્વયુદ્ધના ખુશકી તેમજ દરિયાઈ સેનાપતિઓની ભૂલો અને ખામીઓનાં ભયંકર ચિત્રો ચીતર્યાં છે. એ ભૂલોએ તો લાખો માણસોના જાનના ભોગ લીધા છે. અંગ્રેજો અને તેમના મિત્રો યુદ્ધમાં જીત્યા, પણ એ તો "વિજય તરફનાં લોહીખરડ્યાં લથડિયાં" હતાં. મોટા અમલદારોએ અવિચારી રીતે કશું સમજ્યા વિના માણસો અને તકોનો એટલો દુરુપયોગ કર્યો કે ઇંગ્લંડ વિનાશની ધાર ઉપર આવી ગયું હતું. તેમાંથી તે અને તેના મિત્રો મોટે ભાગે દુશ્મનોની માન્યામાં પણ ન આવે એવી બેવકૂફીથી જ બચી ગયા. ઇંગ્લંડનો મહાન પ્રધાન આમ લખે છે અને ખાસ કરીને રક્ષક ટુકડીઓની પ્રથા દાખલ કરવાની બાબતમાં લૉર્ડ જેલિકોના મગજમાં નવા વિચારો દાખલ કરવા માટે તેને કેવી શસ્ત્રક્રિયા કરવી પડી હતી એ બધું એ સમજાવે છે. ફ્રેન્ચ માર્શલ જોફ્રે સંબંધી તે કહે છે કે તેનો મોટામાં મોટો ગુણ એ હતો કે તેની મુખમુદ્રા બહુ જ દૃઢતાસૂચક હતી અને તેથી તે બહુ જ શક્તિશાળી હશે એમ જણાતું હતું: "ખીજવાયેલા માણસો મુશ્કેલીમાં આવી પડે ત્યારે સહજ રીતે જ એમ કરે છે. તેઓ એવું માની લેવાની ભૂલ કરે છે કે શરીરમાં બુદ્ધિનું સ્થાન હડપચીમાં છે."

પરંતુ મિ. લૉઈડ જ્યૉર્જનો મુખ્ય આરોપ તો અંગ્રેજોના મુખ્ય સેનાપતિ ફિલ્ડ માર્શલ હેગની ઉપર છે. તે પુરવાર કરી આપે છે કે હેગના બેહદ ઘમંડે અને રાજપુરુષોની તથા બીજાઓની વાત સાંભળવાની તેની અનિચ્છાએ ખુદ બ્રિટિશ પ્રધાનમંડળ આગળ ઘણી અગત્યની વાતો છુપાવરાવી અને ફ્રાન્સમાં

અંગ્રેજી સૈન્યને એક મહા ભારે આફતમાં નાખ્યું. તેની નજર સામે નિષ્ફળતા દેખાતી હોવા છતાં છેવટ સુધી હઠ કરીને પાશ્ચનડેલ અને કેમ્બ્રેઇના ભયંકર કાદવમાં મહિનાઓ સુધી પોતાનો બેવકૂફીભર્યો ધસારો તેણે ચાલુ રાખ્યો, તે એટલે સુધી ત્યાં સત્તર હજાર અમલદારો મરી ગયા અથવા મરવા જેવા થઈ ગયા, અને ચાર લાખ બહાદુર અંગ્રેજ સિપાહીઓ ઘાયલ થયા. 'અજ્ઞાત સિપાહી'ને તેના મરણ પછી આજે માન આપવામાં આવે છે એ ઠીક છે; પણ જ્યારે એ જીવતો હતો ત્યારે તેની જિંદગી સસ્તી હતી અને કોઈ તેની દરકાર કરતું નહોતું.

બીજા લોકોની માફક રાજદ્વારી પુરુષો પણ વખતોવખત ભૂલો કરે છે; પરંતુ લોકશાસનવાદી રાજપુરુષોને લોકોનો તથા સંજોગોનો વિચાર કરવો પડે છે અને તે પ્રત્યે સહાનુભૂતિ રાખવી પડે છે. તેઓ સાધારણ રીતે પોતાની ભૂલ સમજી જાય છે અને તે સુધારી લેવાનો પ્રયત્ન કરે છે, પરંતુ સિપાહી તો જુદા જ વાતાવરણમાં ઘડાયો હોય છે. ત્યાં તો હુકમનું સામ્રાજ્ય હોય છે, અને ટીકા સહન કરવામાં આવતી નથી. એટલે બીજા સલાહ આપે તેથી તેને ગુસ્સો ચડે છે. તે ભૂલ કરે છે ત્યારે પૂરેપૂરી કરે છે, અને તેને હઠપૂર્વક વળગી રહે છે. તેને મન તો બુદ્ધિ અથવા મગજ કરતાં હઠપચી જ વધારે મહત્ત્વની હોય છે. હિંદુસ્તાનમાં આ બેનો મિશ્ર નમૂનો પેદા થયો છે, એ આપણને લાભ છે. કારણ અહીં તો દીવાની અમલદારો પણ સત્તા અને સ્વસંતુષ્ટતાના અર્ધ લશ્કરી વાતાવરણમાં ઘડાય છે અને રહે છે અને તેથી કરીને મોટે ભાગે સિપાહીના હઠપચીના ગુણો તેઓ ધરાવે છે.

આપણને કહેવામાં આવે છે કે લશ્કરનું 'હિંદીકરણ' કરવાની ક્રિયા આગળ ધપાવવામાં આવે છે, અને બીજાં ત્રીસ કે વધારે વર્ષોમાં હિંદી રંગભૂમિ ઉપર હિંદી સેનાપતિ પણ દેખા દે. એ શક્ય છે કે સોએક વર્ષમાં હિંદીકરણની ક્રિયા ઘણી આગળ વધી હશે. પરંતુ એ જિજ્ઞાસા થાય તો યોગ્ય છે કે અણીને પ્રસંગે ઇંગ્લંડે એક કે બે વરસમાં લાખો માણસોનું બળવાન લશ્કર કેવી રીતે ઊભું કરી દીધું હતું? પણ આપણા છે

એવા સલાહકારો તેમને મળ્યા હોત તો કદાચ તેઓ વધારે સાવધાનીથી અને સાચવી સાચવીને આગળ વધ્યા હોત, અને આ ચોક્કસ રીતે તાલીમ પામેલું લશ્કર તૈયાર થઈ રહે તે પહેલાં કદાચ યુદ્ધ ખલાસ પણ થઈ ગયું હોત. રશિયાનું સોવિયટ લશ્કર જે લગભગ કશાં સાધન વિના તૈયાર થઈ ગયું અને જેણે અનેક દુશ્મનોનો સામનો કર્યો અને તેમના ઉપર વિજય મેળવ્યો તથા આજે જે દુનિયાનાં બહુ જબરાં લશ્કરોમાંનું એક છે તેનો પણ સહેજે વિચાર આવે છે. પરંતુ "લડાઈથી રીઢા થઈ ગયેલા અને ડાહ્યા થયેલા" કોઈ સેનાપતિઓ તેમને સલાહ આપનારા નહોતા એમ દેખાય છે.

અત્યારે આપણે ત્યાં દહેરાદૂનમાં એક લશ્કરી કૉલેજ ચાલે છે. ત્યાં અમલદાર થવાની તાલીમ સારા ઘરના છોકરાઓને આપવામાં આવે છે. કહેવામાં આવે છે કે પરેડમાં તેઓ બહુ ચાલાક હોય છે અને તેઓ સારા અમલદાર બનશે એ વિષે શંકા નથી. પરંતુ યાંત્રિક શસ્ત્રાસ્ત્રોની તાલીમ વિના આ તાલીમ શા ઉપયોગની નીવડશે એ પ્રશ્ન મને ઘણીવાર થાય છે. પાયદળ અને અશ્વદળ તો આજે રોમન લોકોની ચોરમ ટુકડીઓ જેટલાં ઉપયોગનાં રહ્યાં છે, અને વિમાનો, ગૅસ બૉંબો, બખ્તરી મોટરો અને જબરદસ્ત તોપોના આ જમાનામાં રાઈફલ તો તીરકામઠાં જેવી થઈ ગઈ છે. તેમને તાલીમ આપનારા તથા સલાહ આપનારા આ વસ્તુ જરૂર સમજતા હશે.

ત્યારે હિંદુસ્તાનમાંના અંગ્રેજી રાજ્યની ખાતાવહી કેવી છે? તેની ખામીઓની ફરિયાદ કરનારા આપણે કોણ? કારણ તે ખામીઓ આપણી નબળાઈઓનું જ પરિણામ કહેવાય છે? આપણે પરિવર્તનનો મહાપ્રવાહ છોડી દઈ બંધિયાર ખાબોચિયામાં ભરાઈ જઈએ, કેવળ આત્મલક્ષી અને આત્મસંતુષ્ટ થઈ જઈએ, બીજે શું ચાલે છે તેની દરકાર આત્મપ્રતારણાથી ન રાખીએ તો પછી એનાં પરિણામ આપણે જ વેઠવાં પડે ને? દુનિયામાં નવા વેગનું મોજું આવ્યું તેના ઉપર સવાર થઈને અંગ્રેજો અહીં આવ્યા, અને તેમને પોતાને પણ ભાગ્યે જ ખબર હશે એવાં જબરાં ઐતિહાસિક બળોના તેઓ પ્રતિનિધિ બન્યા. જે વાવાઝોડું

આપણને ઉખેડી નાખીને આમતેમ અફાળે છે અથવા જે ઠંડો પવન આપણને ધ્રુજાવી નાખે છે તેની સામે ફરિયાદ કર્યે શું વળે ? ભૂતકાળ અને તેના કજિયાકંકાસ ભૂલી જઈ આપણે ભવિષ્યનો સામનો કરીએ. વિજ્ઞાન અને તેનાં સમૃદ્ધ પરિણામોની એક ઉત્તમ ભેટના અંગ્રેજો આપણે માટે વાહક બન્યા. તે બદલ આપણે તેમનો ઉપકાર માનીએ. પરંતુ આ અંગ્રેજ સરકાર દેશમાંના વિભાજક, જ્ઞાન અને પ્રગતિમાં વિરોધી, અને કોમી અને સમયસાધુ તત્ત્વોને ઉત્તેજન આપી રહી છે એ વસ્તુ ભૂલી જવી અથવા ઠંડે કલેજે જોયાં કરવી એ બહુ મુશ્કેલ છે. કદાચ એ પણ એક આવશ્યક કસોટી હોય, આપણને એ જાગ્રત થવાનો પડકાર હોય. કારણ હિંદનું પુનરુજ્જીવન થશે તે પહેલાં નિર્બળતા, અપવિત્રતા અને મેલને બાળીને સાફ કરી નાખનારી આગમાં હિંદે શુદ્ધ થવું જોઈશે.

## ૫૫

# આંતર્જાતીય વિવાહ : લિપિનો પ્રશ્ન

સને ૧૯૩૩ના સપ્ટેમ્બર અધવચમાં પૂના તથા મુંબઈમાં એકાદ અઠવાડિયું રોકાઈને હું લખનૌ પાછો ફર્યો. મારાં માતુશ્રી હજી ત્યાં ઇસ્પિતાલમાં જ હતાં. કમલા પણ ત્યાં જ હતી, અને તેમની સેવાચાકરી કરવામાં રોકાયેલી હતી, જોકે તે પોતે પણ સાજી તો નહોતી જ. મારી બહેનો અલ્લાહાબાદથી દર અઠવાડિયે આવી જતી. હું લખનૌમાં બે કે ત્રણ અઠવાડિયાં રહ્યો. અલ્લાહાબાદમાં મળી શકે તે કરતાં ત્યાં વધારે ફુરસદ મને મળી. મારો મુખ્ય વ્યવસાય દિવસમાં બેવાર ઇસ્પિતાલમાં જવાનો હતો બાકીનો વખત છાપાંમાં કેટલાક લેખો લખવામાં મેં ગાળ્યો. એ લેખો આખા દેશમાં ખૂબ જ પ્રચાર પામ્યા. 'હિંદ કયે રસ્તે?' ('વિધર ઇન્ડિયા?') એ નામની એક લેખમાળામાં મેં હિંદુસ્તાનની સ્થિતિ પરત્વે દુનિયાની ઘટનાઓનું અવલોકન કર્યું. એ લેખોએ ખૂબ જ ધ્યાન ખેંચ્યું. મને પાછળથી ખબર પડી કે તહેરાન અને કાબુલમાં આ લેખોના ફારસી અનુવાદો પણ છપાયા હતા. જેઓ આધુનિક પાશ્ચાત્ય વિચારોથી તથા તાજેતરમાં થયેલા ફેરફારથી પરિચિત હોય તેમને માટે આ લેખોમાં કશું નવું નહોતું. પરંતુ હિંદમાં આપણા લોકો સ્થાનિક મુશ્કેલીઓમાં જ એટલા બધા ગૂંચાઈ ગયેલા હોય છે કે બીજે શું બને છે તે તરફ ધ્યાન આપવાની તેમને ફુરસદ નથી હોતી. મારા લેખોનો જે સત્કાર થયો તે ઉપરથી તથા બીજાં કેટલાંક ચિહ્નો ઉપરથી જણાયું કે તેઓ પોતાનું દૃષ્ટિબિન્દુ વિશેષ વિશાળ કરવા લાગ્યા હતા

મારાં માતુશ્રીને ઇસ્પિતાલમાં બહુ કંટાળો આવ્યો હતો, એટલે મેં તેમને અલ્લાહાબાદ પાછાં લઈ જવાનું નક્કી કર્યું. આનું એક કારણ એ પણ હતું કે મારી બહેન કૃષ્ણાનું વેશવાળ

થોડા જ વખત પહેલાં થયું હતું. મને ફરી એકાએક જેલમાં લઈ જવામા આવે તે પહેલાં અને તેટલા વહેલાં તેના લગ્ન અમારે કરી નાખવાં હતા. મને ક્યાં સુધી બહાર રહેવા દેવામા આવશે તેનો મને કશો ખ્યાલ નહોતો, કારણુ મહાસભાનો ઠરાવેલ કાર્યક્રમ હજી સવિનય ભંગનો જ હતો અને ખુદ મહાસભા તથા બીજી સેંકડો સંસ્થાઓ હજી ગેરકાયદા હતી.

ઓક્ટોબરના ત્રીજા અઠવાડિયામાં અલ્લાહાબાદમાં લગ્ન કરવાનુ અમે નક્કી કર્યું વિધિ દીવાની કાયદા અનુસાર થવાનો હતો મને એ ગમતું હતું, જોકે હકીકત એ હતી કે અમારે માટે તેમા પસંદગીને સ્થાન જ નહોતુ. બે ભિન્ન જ્ઞાતિઓ —એક બ્રાહ્મણ અને બીજા અબ્રાહ્મણ — તેમની વચ્ચે આ લગ્ન હતા અને વર્તમાન બ્રિટિશ હિંદી કાયદા પ્રમાણે આવા લગ્ન માટે કોઈ પણ જાતનો ધાર્મિક વિધિ કાયદેસર ગણાતો નથી સદ્ભાગ્યે નવો પસાર થયેલો 'સિવિલ મૅરેજ ઍક્ટ' અમારી વહારે આવ્યો આવા બે કાયદા છે તેમાંનો બીજો હિંદુઓ અને તેને મળતા બીજા ધર્મો — બૌદ્ધ, જૈન અને શીખો, માટે જ છે, અને તે અનુસાર મારી બહેનના લગ્ન થયા પરંતુ બેમાથી એક પક્ષ જન્મથી કે ધર્માન્તરથી જો આ ધર્મનો ન હોય તો આ બીજો કાયદો લાગુ પડતો નથી અને તેમને પહેલા સિવિલ મૅરેજ ઍક્ટનો આશ્રય લેવો પડે છે પહેલા કાયદામા એવુ છે કે બન્ને પક્ષે બધા મુખ્ય ધર્મોનો ઇનકાર કરવો પડે છે અથવા કાંઈ નહિ તો એટલી કેફિયત તો કરવી જ પડે છે કે પોતે એકે ધર્મમા નથી આ તદ્દન અનાવશ્યક ઇનકાર એ ભારે અડચણરૂપ છે ઘણા લોકો પોતે ધાર્મિક વૃત્તિના ન હોય છતા, આવી કેફિયત કરવા સામે વાંધો ઉઠાવે છે અને આ કાયદાનો લાભ લઈ શકતા નથી. દરેક ધર્મના જૂના વિચારના તો આંતરજ્ઞાતીય લગ્નને સરળતા મળે એવા બધા જ ફેરફારોનો વિરોધ કરે છે પરિણામ એ આવે છે કે લોકોને ધર્મનો ઇનકાર કરવાની ફરજ પડે છે અથવા તો બીજા કાયદાનો લાભ લેવા માટે ઉપલકિયા ધર્માન્તર તેઓ કરે છે હુ પોતે આંતરજ્ઞાતીય લગ્નોને ઉત્તેજન આપવાના મતનો છુ. પરંતુ એવુ ઉત્તેજન આપવામાં આવે કે નહિ, બધા

જ ધર્મના લોકોને લાગુ પડે એવો, અને જેમાં ધર્મનો કોઈ પણ જાતનો ઇનકાર ન કરવો પડે અથવા તો ધર્માન્તર પણ ન કરવું પડે એવો સર્વસામાન્ય 'સિવિલ મૅરેજ ઍક્ટ' થવાની બહુ આવશ્યકતા છે.

મારી બહેનના લગ્નમાં બહુ ધમાલ નહોતી કરી. બહુ સાદાઈથી બધું પતાવ્યું હતું. હિંદીઓના લગ્નોમાં જે ધમાલ હોય છે તે સામાન્ય રીતે મને ગમતી નથી. અને આ પ્રસંગે તો મારાં માતુશ્રી માંદાં હતાં, વળી સવિનય ભંગ ચાલુ હતો અને અમારા ઘણા સાથીઓ જેલમાં હતા, એટલે કોઈ પણ જાતની ધમાલ કે દેખાવ કરવો એ સાવ અસ્થાને હતું. થોડાંક સગાંસંબંધીઓ તથા સ્થાનિક મિત્રોને બોલાવ્યા હતા. મારા પિતાના કેટલાક જૂના મિત્રોને ખોટું લાગ્યું, કારણ તેમણે એમ માની લીધું, તદ્દન જ ખોટી રીતે, કે મેં ઇરાદાપૂર્વક તેમની અવજ્ઞા કરી.

લગ્ન માટેની નાની આમંત્રણપત્રિકા અમે હિંદુસ્તાની ભાષામાં પણ રોમન લિપિમાં કાઢી હતી. આ નવીનતા હતી. કારણ આવાં આમંત્રણો સાધારણ રીતે નાગરી અથવા તો ઉર્દૂ લિપિમાં કાઢવામાં આવે છે. અને હિંદુસ્તાની ભાષા, લશ્કરી તથા ખ્રિસ્તી પાદરીઓના મંડળો સિવાય બીજે ક્યાંય રોમન લિપિમાં લખવાનો ખ્યાલ જ તદ્દન નવો હતો. મેં રોમન લિપિ એક પ્રયોગ તરીકે જ વાપરી હતી. જુદા જુદા લોકો ઉપર તેની શી અસર થાય છે એ મારે જોવું હતું. તેને મિશ્ર સત્કાર મળ્યો પણ એકંદરે તેના પ્રત્યે વિરોધ દેખાયો, જોકે આમંત્રણ ઘણા થોડાને મોકલેલાં હતાં. જો વધારે લોકોને એ પત્રિકા પહોંચી હોત તો તેની અસર આથીયે વધારે પ્રતિકૂળ થાત. ગાંધીજીએ મારા આ કૃત્યને પસંદ ન કર્યું.

મેં રોમન લિપિ વાપરી તેનું કારણ એ નહોતું કે હું તે વાપરવાના અભિપ્રાયનો થઈ ગયો હતો. જો કે ઘણા વખતથી હું એ પ્રત્યે આકર્ષાયો હતો ખરો. તુર્કસ્તાનમાં અને મધ્ય એશિયામાં તેને જે યશ મળ્યો છે તેની છાપ મારી ઉપર બહુ પડી હતી. તેની તરફેણમાં થતી સ્વાભાવિક દલીલો બહુ વજનદાર હતી.

છતાં રોમન લિપિ જ સ્વીકારવી જોઈએ એવી મારી ખાતરી નહોતી થઈ. અને મારી એવી માન્યતા હોય તોપણ, હું બરાબર જાણતો હતો કે આજના હિંદુસ્તાનમાં તે દાખલ થવાનો સંભવ છોટાભાર નથી. મંડળો — રાષ્ટ્રીય, ધાર્મિક, હિંદુ, મુસલમાન, જૂનાં, નવાં બધાં જ તેનો બહુ સખત વિરોધ કરે, અને મને લાગે છે કે આ વિરોધ કેવળ લાગણીને કારણે ન જ હોય. લિપિમાં ફેરફાર કરવો એ કોઈ પણ સમૃદ્ધ ભાષા માટે જીવનમરણનો સવાલ છે, કારણ લિપિ એ માહિત્યનું બહુ અંતરનું અંગ છે. તમે લિપિ બદલો એટલે જુદાં જ શબ્દચિત્રો, જુદા જ ધ્વનિ અને જુદા જ વિચારો ઉદ્ભવ પામે છે. જૂના અને નવા માહિત્ય વચ્ચે લગભગ અનુલ્લંઘનીય અંતરાય ઊભો થાય છે અને જૂનું માહિત્ય મૃત થયેલી પરદેશી ભાષા જેવું બની જાય છે. જ્યાં સાચવી રાખવા જેવુ પ્રાચીન સાહિત્ય ન હોય ત્યા આ જોખમ ખેડવુ જોઈએ. પરંતુ હિંદુસ્તાનમાં આ ફેરફારની હું ભાગ્યે જ કલ્પના કરી શકું છુ, કારણ આપણુ માહિત્ય સમૃદ્ધ અને મૂલ્યવાન છે, એટલું જ નહિ પણ આપણા ઇતિહાસ અને આપણા વિચારો સાથે તે સંકળાયેલુ છે અને આપણા આમવર્ગના જીવન સાથે ઘનિષ્ઠ સંબંધથી જોડાયેલુ છે. તેમાં આવો ફેરફાર ઘુમાડવો એ તો જીવતા પ્રાણીને ચીરવા જેવું ઘાતકી થઈ પડે, અને આપણા લોકશિક્ષણની પ્રગતિને રોકનારું બને.

પણ આજે હિંદુસ્તાનમાં લિપિનો આ પ્રશ્ન તો પુસ્તકિયા ચર્ચાનો પણ નથી. લિપિસુધારનું પ્રથમ પગથિયુ એ છે કે સંસ્કૃતની પુત્રી-ભાષાઓ — હિંદી, બંગાળી, મરાઠી અને ગુજરાતી, એમને માટે એક સામાન્ય લિપિ આપણે સ્વીકારવી જોઈએ. અત્યારે તેમની જે લિપિઓ ચાલે છે તેનુ મૂળ તો એક જ છે. તે લિપિઓમા બહુ તફાવત નથી અને વચલો માર્ગ કાઢવાનુ બહુ મુશ્કેલ પણ નથી. જો આ ચારે ભાષા માટે સામાન્ય લિપિ કરવામા આવે તો આ ચાર ભગિનીભાષાઓને એકબીજાની વધુ નજીક આવવાનુ થાય.

હિંદુસ્તાન વિષે આપણા અંગ્રેજ રાજ્યકર્તાઓએ એક એવી ગપ દુનિયાભરમાં બહુ ખંતપૂર્વક ચલાવી છે કે હિંદુસ્તાનમાં

મજબૂત પાયા ઉપર તેનું બંધારણ થયેલું છે અને ફારસીની સાથે તે ખૂબ મળતી છે. એટલે એ સમૃદ્ધ મૂળમાંથી તે પોષણ મેળવી શકે છે, અને હમણાં હમણાં અંગ્રેજીમાંથી પણ તેણે પોષણ મેળવવા માંડ્યું છે. દક્ષિણનો દ્રાવિડ પ્રદેશ જ એક એવો છે જ્યાં હિંદુસ્તાની પરદેશી ભાષા જેવી લાગે છે. પરંતુ ત્યાંના લોકો એ શીખવા ખૂબ પ્રયત્ન કરી રહ્યા છે. બે વરસ પહેલાં (૧૯૩૨માં) દક્ષિણમાં હિંદીપ્રચારનું કાર્ય કરતી એક લોક-સંસ્થાના આંકડા મેં જોયા હતા એ સંસ્થાને સ્થપાયે તે વખતે ચૌદ વર્ષ થયાં હતાં. એટલા વખતમાં તેના પ્રયત્નથી એકલા મદ્રાસ ઇલાકામાં જ સાડાપાંચ લાખ માણસો હિંદી શીખ્યાં હતાં. સરકારના બિલકુલ ટેકા વિનાની ખાનગી સંસ્થાનું આ કામ ભારે ગણાય. વળી જેઓ સ્વેચ્છાએ હિંદી શીખે છે તેઓ હિંદીના ભારે પ્રચારક બની જાય છે.

હિંદુસ્તાનની સામાન્ય ભાષા હિંદુસ્તાની થવાની છે એ વિષે મને ર્છાટાભાર શંકા નથી. આજેય સાધારણ વ્યવહાર માટે તો એ જ સામાન્ય ભાષા છે. તેની પ્રગતિ નાગરી કે ઉર્દૂ લિપિ વિષેની મૂર્ખાઈભરેલી ચર્ચાથી, તથા એક પક્ષ બહુ સંસ્કૃતમય અને એક પક્ષ બહુ ફારસીમય ભાષા વાપરે છે તેથી રોકાઈ છે. લિપિના પ્રશ્નનો હશો ઉકેલ આણી શકાય એમ નથી, કારણ તેનો વિચાર કરતાં વિરોધી પક્ષ-વાળાઓ ગરમ અને આવેશમય થઈ જાય છે. એટલે બંને

| | |
|---|---|
| તેલુગુ | ૨,૩૬ લાખ |
| મરાઠી | ૧,૮૮ ,, |
| તામિલ | ૧,૮૮ ,, |
| કાનડી | ૧,૦૩ ,, |
| ઉત્કલ | ૧,૦૧ ,, |
| ગુજરાતી | ૯૬ ,, |
| | ૨૭,૯૮ ,, |

પુરતુ, આસામી તેમજ બ્રાહ્મી, એ ભાષાઓ, ભાષાની તેમજ પ્રદેશની દૃષ્ટિએ તદ્દન જ જુદી જાતની છે, એટલે ઉપરની યાદીમાં ગણી નથી.

લિપિઓને માન્યતા આપવી અને લોકોને જે ગમે તે વાપરવા દેવી એ જ માર્ગ છે. પરંતુ અન્તિમ વલણ લેનારાઓને ઉત્તેજન નહિ આપવાનો તથા બેના વચલા માર્ગની સાહિત્યની ભાષા સામાન્ય વપરાશની બોલતી ભાષાને ધોરણે ઉપજાવી કાઢવાનો પ્રયત્ન થવો જોઈએ. લોકશિક્ષણ વધતું જશે એટલે આ થયા વિના નહિ રહે. નાના મધ્યમવર્ગો, જે સાહિત્યની શૈલી અને અભિરુચિની બાબતમાં આજે કરતાકારવતા છે, તે પોતપોતાની રીતે અતિશય સંકુચિત વિચારના અને રૂઢિપરાયણ છે. નિર્જીવ થઈ ગયેલાં અને આમવર્ગ સાથે તથા દુનિયાના સાહિત્યની સાથે બહુ ઓછો સંબંધ ધરાવતાં એવાં જૂનાં રૂપોને તેઓ વળગી રહ્યા છે.

વળી હિંદુસ્તાનીનો વિકાસ અને પ્રચાર થાય તેથી હિંદુસ્તાનની બીજી મોટી ભાષાઓ — બંગાળી, ગુજરાતી, મરાઠી, ઉત્કલ તથા દક્ષિણની દ્રાવિડ ભાષાઓ — ના ચાલુ વપરાશને તથા વિકાસને બાધ આવે એમ નથી. આમાંની કેટલીક ભાષાઓ તો અત્યારે હિંદુસ્તાની કરતાં વધારે જાગૃત અને બૌદ્ધિક દૃષ્ટિએ વધારે સતર્ક છે. દરેક પ્રાન્તમાં કેળવણીના તથા બીજા ઉપયોગ માટે વપરાશની ભાષા એ જ રહેવાની. આમવર્ગમાં કેળવણીનો અને સંસ્કારિતાનો પ્રસાર એની મારફત જ થઈ શકે એમ છે.

કેટલાક લોકો એમ માને છે કે હિંદુસ્તાનની સામાન્ય ભાષા અંગ્રેજી થાય એવો સંભવ છે. મુઠ્ઠીભર ઉપલા વર્ગના શિક્ષિતોની વાત છોડી દઈએ તો મને આખા દેશને માટે આ કલ્પના માત્ર ઉટપટાંગ લાગે છે. આમવર્ગના શિક્ષણ તથા સંસ્કારિતા સાથે અંગ્રેજીને કશો સંબંધ જ નથી. એમ બને, અને આજે કાંઈક અંશે એમ છે પણ ખરું, કે શાસ્ત્રીય, વૈજ્ઞાનિક અને વેપારી વ્યવહારો માટે તથા ખાસ કરીને આંતરરાષ્ટ્રીય સંબંધો માટે અંગ્રેજીનો ઉપયોગ વધતો જાય. દુનિયાના વિચારો તથા પ્રવૃત્તિઓથી જાણકાર રહેવા માટે આપણામાંથી ઘણા પરદેશી ભાષાઓ જાણે એ આવશ્યક છે. અને આપણી વિદ્યાપીઠો અંગ્રેજી ઉપરાંત ફ્રેન્ચ, જર્મન, રશિયન, સ્પેનિશ, ઇટાલિયન વગેરે ભાષાઓના શિક્ષણને ઉત્તેજન આપે એ મને તો ગમે. એનો અર્થ એ નથી થતો કે અંગ્રેજીની અવજ્ઞા કરવી. પરંતુ દુનિયાની

ચોક્કસ માહિતી આપણે મેળવવી હોય તો કેવળ અંગ્રેજી ચશ્માંથી જોયે આપણું કામ ચાલશે નહિ. એક જ બાજુ અને એક જ વિચારસરણી ઉપર એકાગ્ર થવાથી આપણું માનસિક દૃષ્ટિબિંદુ અત્યારે ઠીકઠીક અસમતોલ થઈ ગયું છે. આપણા કટ્ટરમાં કટ્ટર રાષ્ટ્રવાદીઓ પણ હિંદુસ્તાનના સંબંધમાં બ્રિટિશ દૃષ્ટિબિંદુથી કેટલા બધા ઘેરાઈ ગયેલા છે તેનો તેમને ભાગ્યે જ બરાબર ખ્યાલ હશે.

પરંતુ પરદેશી ભાષાઓને આપણે ગમે તેટલું ઉત્તેજન આપીએ તોપણ બહારની દુનિયા સાથે આપણી મુખ્ય સાંકળ તો અંગ્રેજી જ રહેવાની. તેમ જ હોવું જોઈએ. જમાનાઓ થયાં અંગ્રેજી શીખવા આપણે મહેનત કરી રહ્યા છીએ અને એ મહેનતમાં આપણને ઠીકઠીક સફળતા મળી છે. હવે પાટી સાફ ધોઈ નાખીએ અને આ લાંબી તાલીમનો પૂરો લાભ ન ઉઠાવીએ એ મૂર્ખાઈ કહેવાય. વળી આજે અંગ્રેજી ભાષા દુનિયાની ભાષાઓમાં વધારેમાં વધારે વ્યાપક અને મહત્ત્વની બની છે. બીજી ભાષાઓ કરતાં ઝપાટાભેર તે આગળ વધતી જાય છે. આંતરરાષ્ટ્રીય વ્યવહારનું તથા રેડિયો દ્વારા વિશ્વપ્રચાર કરવાનું સાધન એ વધારે ને વધારે બનતી જાય એવો સંભવ છે, સિવાય કે 'અમેરિકન' તેનું સ્થાન લે. તેથી આપણે અંગ્રેજી જ્ઞાનનો પ્રચાર તો ચાલુ રાખવો જ જોઈએ. બની શકે તેટલી સારી રીતે એ ભણી લેવી એ ઇષ્ટ છે, પરંતુ અત્યારે આપણા લોકો કરે છે તેમ એના સૂક્ષ્મ ભેદપ્રભેદો પાછળ ખૂબ જ સમય અને શક્તિ આપવાની જરૂર નથી. થોડીક વ્યક્તિઓ ભલે એમ કરે, પરંતુ ઘણા માણસો આગળ એ આદર્શ મૂકવો એ તો તેમના ઉપર બિનજરૂરી બોજો નાખવા સમાન અને બીજી દિશાઓમાં તેમને પ્રગતિ કરતા અટકાવવા સમાન છે.

હમણાં હમણાં હું 'મૂળ અંગ્રેજી' ('બેસિક ઇંગ્લિશ')થી બહુ આકર્ષાયો છું. મને લાગે છે કે આવી રીતે અંગ્રેજી ભાષાને બહુ સાદી કરી નાખવામાં આવે તો તેનો વિસ્તાર ઘણો જ થાય. 'ખરી અંગ્રેજી' ખાસ નિષ્ણાતો અને કેટલાક અભ્યાસીઓ માટે

રાખવામાં આવે, બાકી બીજા બધા મોટા પ્રમાણમાં 'મૂગા અંગ્રેજી' શીખે એ બહુ ઇચ્છવા જેવું છે.

વળી હિંદુસ્તાનીમાં અંગ્રેજી તથા બીજી પરદેશી ભાષાઓના ઘણા શબ્દો દાખલ કરવાની પ્રથાને ઉત્તેજન આપવાના મતનો હું પોતે તો છું. આપણી ભાષાઓમાં આધુનિક પરિભાષાના શબ્દો નથી એટલે આમ કરવું આવશ્યક છે. અને સંસ્કૃત, ફારસી તથા અરબી ઉપરથી નવા અને અઘરા શબ્દો ઘડી કાઢવા તેને બદલે બહુ જાણીતા થઈ ગયેલા પરદેશી ભાષાના શબ્દો વાપરવા એ વધારે સારું છે. શુદ્ધિના આગ્રહીઓ પરદેશી શબ્દોના ઉપયોગ સામે વાંધો ઉઠાવે છે, પણ મને લાગે છે કે તેઓ મોટી ભૂલ કરે છે, કારણ આપણી ભાષાને સમૃદ્ધ કરવાનો એક માર્ગ એ છે કે તેને વધારે સંગ્રહશીલ તથા બીજી ભાષાઓના શબ્દો અને વિચારો પચાવી શકે એવી બનાવવી.

મારા જૂના મિત્ર અને સાથી શિવપ્રસાદ ગુપ્ત એક વરસથી માંદા હતા. તેમને મળવા માટે મારી બહેનના લગ્ન પછી તરત જ મારે બનારસ જવાનું થયું. લખનૌ જેલમાં હતા ત્યારે 'તેમને પક્ષાઘાત થયો હતો,' અને બહુ ધીમે ધીમે તેઓ સાજા થતા જતા હતા. મારી બનારસની મુલાકાત દરમ્યાન એક નાના હિંદી સાહિત્ય મંડળે મને માનપત્ર આપ્યું, અને તેના સભ્યો સાથે મારે બહુ આનંદદાયક વાર્તાલાપ થયો. મેં તેમને કહી જ દીધું કે જે વિષય ઉપર હું બહુ થોડું જાણું છું તે વિષયના નિષ્ણાતો આગળ બોલતાં મને સંકોચ થાય છે. છતાં મેં થોડીક સૂચનાઓ કરી. જૂનાં રૂપોને વળગી રહેલા, કૃત્રિમ અને અઘરા સંસ્કૃત શબ્દો જેમાં ભારોભાર ભરેલા હોય એવી ક્લિષ્ટ અને આડંબરી હિંદી લખવાની જે રૂઢિ છે તે ઉપર મેં ટીકા કરી. મેં એમ પણ સૂચવ્યું કે આ દરબારી શૈલી થોડા ખાસવર્ગના જ સમજી શકે છે, માટે તેનો ત્યાગ કરી હિંદી લેખકોએ ઇરાદાપૂર્વક આમવર્ગ માટે તેઓ સમજી શકે એવી ભાષામાં લખવું જોઈએ. આમવર્ગ સાથેના સંબંધથી ભાષામાં નવું જીવન અને સાચાપણું આવશે, તેમ કરવાથી આમવર્ગની લાગણીઓનો લેખકોને

અનુભવ થશે અને તેઓ વધારે સારું કામ કરી શકશે. મેં એમ પણ સૂચવ્યું કે પશ્ચિમના વિચારો અને સાહિત્ય તરફ ધ્યાન આપવાથી પણ હિંદી લેખકોને વધુ લાભ થશે. યુરોપની ભાષાઓના શિષ્ટ ગ્રન્થોના તેમજ આધુનિક વિચારોનાં પુસ્તકોના અનુવાદ થાય એ પણ ઇષ્ટ છે. મેં એ પણ જણાવ્યું કે આધુનિક બંગાળી, ગુજરાતી અને મરાઠી આ બાબતમાં આધુનિક હિંદી કરતાં કદાચ આગળ હશે. ગયાં થોડાંક વર્ષમાં બંગાળીમાં તો હિંદી કરતાં ઘણું વધારે મૌલિક કામ થયું છે એ વિષે શંકા જ નથી.

આ બાબતો વિષે અમારે મિત્રભાવે વાતો થઈ હતી. પછી હું તો ચાલ્યો આવ્યો. મેં કરેલી ટીકાઓ અને સૂચનાઓ છાપાંમાં જશે એનો મને ખ્યાલ જ નહોતો. પરંતુ તેમાં હાજર રહેલામાંથી કોઈએ હિંદી છાપાંમાં એ હકીકત મોકલી.

પછી તો હિંદી પત્રોમાં મારી સામે, હિંદી ઉપર ટીકા કરવાની મારી ઉદ્ધતાઈ માટે, તથા બંગાળી, ગુજરાતી અને મરાઠીની સરખામણીમાં તે ઊતરતી છે એમ કહેવા માટે ભારે હુમલો થયો. મને બુધ્ધુ કહેવામાં આવ્યો — આ ખાસ વિષયમાં હું બુધ્ધુ તો હતો જ — વળી મને દાબી દેવા માટે તથા ચૂપ કરવા માટે બીજા આથી પણ સખત શબ્દો મારે વિષે વાપરવામાં આવ્યા. આ ચર્ચાથી પૂરેપૂરા વાકેફ રહેવાનો મને સમય નહોતો. પણ મને ખબર પડી કે હું ફરી જેલમાં ગયો ત્યાંસુધી એટલે થોડાક મહિનાઓ સુધી એ ચર્ચા ચાલુ રહી.

આ પ્રસંગ મારે માટે આંખો ઉઘાડનારો હતો. હિંદી સાહિત્યકારો અને પત્રકારો કેટલી અસાધારણ આળી લાગણીવાળા છે, અને પોતાના હિતેશ્રી તરફની જરાક જેટલી પ્રામાણિક ટીકા સાંભળવા પણ કેટલા ઓછા તૈયાર છે તેનો મને ખ્યાલ આવ્યો. આમાં આત્મશ્લાઘવની ગ્રન્થિ જ કારણરૂપ છે. પોતાની વસ્તુને પણ પોતે ટીકાકારની દષ્ટિએ જોવી એ વસ્તુ તો આપણા લોકોમાં છે જ નહિ. વળી સર્વસામાન્ય વિવેચનનું ધોરણ પણ બહુ નીચું છે. ગ્રન્થકાર અને ટીકાકાર લઢી પડે અને એકબીજા ઉપર અંગત હેતુના આરોપ કરે એ વસ્તુ આપણા સાહિત્યમાં અસાધારણ

નથી. આપણુ આખું દૃષ્ટિબિંદુ જ બહુ સંકુચિત, અને મધ્યમવર્ગીય, અને પ્રાંતીય છે. અને આમવર્ગ તથા તેમનાં હિતોની ઉપેક્ષા કરીને પત્રકારો અને ગ્રન્થકારો જાણે એકબીજાને માટે અને પોતાના નાના મંડળને માટે લખે છે એવી સ્થિતિ છે. ક્ષેત્ર આટલુ વિશાળ અને આવકારદાયી હોવા છતાં આ સ્થિતિ છે, તે મને તો અસાધારણ કરુણ અને શક્તિનો દુઃખદાયક વ્યય કરનારી લાગી.

હિંદી સાહિત્યનો ભૂતકાળ સુંદર છે. પરંતુ સદાકાળ કોઈ તે ભૂતકાળ ઉપર નભી શકે નહિ. મને તો ખાતરી છે કે તેની આગળ ભવિષ્ય પણ વિશાળ છે. હિંદી વર્તમાનપત્રો દેશમાં એક મોટી શક્તિરૂપ થઈ પડે એમ છે. પરંતુ બન્ને જ્યાંસુધી પોતાની સંકુચિત પરંપરામાંથી મુક્ત ન થાય અને હિંમતથી આમવર્ગને ઉદ્દેશીને જ લખતાં ન થઈ જાય ત્યાંસુધી એકેની વિશેષ પ્રગતિ થઈ શકે એમ નથી.

## ૫૬

# કોમવાદ અને પ્રગતિવિરોધ

મારી બહેનના લગ્નના દિવસોમાં શ્રી. વિઠ્ઠલભાઈ પટેલનું યુરોપમાં અવસાન થયાના ખબર આવ્યા. લાંબા વખતથી તેઓ માંદા ચાલતા હતા અને તેમની નાદુરસ્ત તબિયતને લીધે જ તેમને હિંદુસ્તાનની જેલમાંથી છોડવામાં આવ્યા હતા. તેમનું મરણ એક દુઃખદાયક ઘટના હતી. લડાઈની મધ્યમાં એક પછી એક આપણા વૃદ્ધ આગેવાનો આપણને આ રીતે છોડી જતા હતા એ વિચારથી મને અસાધારણ નિરાશા થઈ. વિઠ્ઠલભાઈ વિષે પ્રશંસાના ઘણા ઉદ્ગારો જાહેર થયા. તેમાંના ઘણાખરામાં ધારાસભાના કામ માટેની તેમની લાયકાત અને તેના પ્રમુખ તરીકેની એમની સફળ કારકિર્દી પર ભાર મૂકવામાં આવ્યો હતો. વાત તો આ સાવ સાચી હતી છતાં આતી આ વાતની પુનરુક્તિ મને ખૂંચી. ધારાસભાનાં કામ કરી શકનાર અથવા તેના પ્રમુખપદને કુશળતાથી શોભાવી શકનાર માણસોની હિંદુસ્તાનમાં અછત હતી શું? આપણા વકીલાતના શિક્ષણે આ જ એક કામ માટે તો આપણને તૈયાર કર્યા છે! ના, વિઠ્ઠલભાઈની લાયકાત આના કરતાં ઘણી વધારે હતી. એઓ તો હિંદુસ્તાનની સ્વતંત્રતાના એક મહાન અને અણનમ યોદ્ધા હતા.

નવેંબરમાં મને બનારસ જવાનું થયું. તે વખતે હિંદુ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ આગળ ભાષણ કરવા મને આમંત્રણ મળ્યું. મેં એ ખુશીથી સ્વીકારી લીધું, અને યુનિવર્સિટીના કુલનાયક પં. મદનમોહન માલવીયજીના પ્રમુખપણા નીચે એક વિશાળ સભામાં મેં મારું વ્યાખ્યાન આપ્યું. મારા ભાષણમાં કોમવાદ વિષે મારે ઘણું કહેવાનો પ્રસંગ આવ્યો અને તેની મેં સખત ભાષામાં નિંદા કરી, ખાસ કરીને હિંદુ મહાસભાની પ્રવૃત્તિઓને મેં વખોડી કાઢી. આ હુમલો ખાસ આગળથી

વિચારી રાખીને મેં કર્યો નહોતો, પણ ઘણા દિવસથી બધી જાતના કોમવાદીઓના દિવસે દિવસે વધતા જતાં પ્રગતિવિરોધી પ્રયત્નોથી મારું મન રોષથી ભરાઈ ગયેલું હતું; અને મારા બોલવાના વિષયમાં ગરમી આવવાની સાથે મારો આ રોષ પણ કેટલેક અંશે નીકળી પડ્યો. હિંદુ કોમવાદીઓની પ્રગતિવિરોધી પ્રવૃત્તિઓ ઉપર મેં જાણીજોઈને ભાર મૂક્યો; કારણકે હિંદુ-શ્રોતાઓ આગળ મુસલમાનોની ટીકા કરવાનું કશું પ્રયોજન નહોતું. એ વખતે મને એ ન સૂઝ્યું કે હિંદુ મહામભાના એક સ્તંભરૂપ ગણાનારા માલવીયજી જે સભાના પ્રમુખ હોય તેમાં જ તેમની સામે હિંદુ મહાસભાની ટીકા કરવી એ સુરુચિયુક્ત ન ગણાય; પણ તે વેળા મારા મનમાં આવો વિચાર જ ન આવ્યો, કારણકે કેટલોક વખતથી એમને એ સંસ્થા સાથે બહુ સબંધ રહ્યો નહોતો એમ હું માનતો હતો, અને મને એમ પણ લાગતું હતું કે હિંદુ મહામભાના નવા તોફાની આગેવાનોએ એમને બહાર કાઢ્યા હતા. જ્યાંસુધી મહાસભાના એ મુખ્ય નેતા હતા, ત્યાંસુધી જાત્યભિમાની હોવા છતાં હિંદુ મહાસભા રાજકીય બાબતોમાં પ્રગતિવિરોધી સંસ્થા થઈ નહોતી પણ કેટલોક વખતથી એમાં ખુલ્લી રીતે આ નવી ભાત ઊઠતી જતી હતી, અને મેં ખાતરીપૂર્વક માન્યું કે માલવીયજીને એ સાથે કશો સંબંધ નહિ હોય અને એમને એ પસંદ પણ નહિ હોય. છતાં, પાછળથી મને સૂઝ્યું કે એમના આમંત્રણનો અઘટિત લાભ લઈ હિંદુ મહાસભા પર ટીકા કરી એમને કફોડી સ્થિતિમાં મૂકવા એ મારે માટે બરાબર નહોતું. આ ભૂલ માટે હું દિલગીર થયો.

બીજી પણ મારી મૂર્ખાતાભરી ભૂલનો મને પસ્તાવો થયો. અજમેરની કોઈક તરુણ હિંદુઓની સંસ્થાએ પસાર કરેલા ઠરાવને નામે કોઈકે અમારા પર ટપાલથી એક કાગળ મોકલી આપ્યો હતો. આ ઠરાવ બહુ જ વાંધાભર્યો હતો અને મારા ભાષણમાં મેં તેનો ઉલ્લેખ કર્યો. સાચી વાત એ નીકળી કે કોઈ સંસ્થાએ એવો ઠરાવ કરેલો જ નહોતો અને અમને કોઈ બનાવી ગયું હતું !

મારા બનારસના ભાષણનો સાર છાપાંઓમાં પ્રગટ થયો અને તેણે ખળભળાટ મચાવ્યો. જોકે આવા ખળભળાટને હું ટેવાઈ ગયો છું, છતાં હિંદુ મહાસભાના આગેવાનોએ મારા પર કરેલા હુમલાઓની ઉગ્રતાથી હું આભો બન્યો. કારણ આ હુમલાઓ મોટે ભાગે તો અંગત જ હતા; મૂળ મુદ્દાને તે ભાગ્યે જ અડતા. તે હુમલા હદ ઓળંગી ગયા, તેથી મારો ક્ષોભ જલદી ચાલ્યો ગયો અને હું ઊલટો ખુશી થયો; કારણકે તેને લીધે એ વિષય પર મારે જે કહેવું હતું તે કહેવાની મને તક મળી ગઈ. કેટલાય મહિનાથી — જેલમાં હતો ત્યારે પણ — આ વિષય મારા મનમાં ઘોળાયા કરતો હતો, પણ એને કેવી રીતે છેડવો તે મને સૂઝતું નહોતું. એમાં હાથ નાખવો તે ભમરીઓના ઘરમા હાથ નાંખવા જેવું હતું. આનીયે મને આવડત છે, છતાં જેનું અંતે ગાળાગાળીમાં જ પરિણામ આવવાનું હોય એવી ચર્ચાઓમાં ઊતરવામાં કંઈ આનંદ નહોતો. પણ મારે માટે બીજો માર્ગ જ રહ્યો નહોતો. આથી હિંદુ અને મુસલમાન કોમી ઝઘડાઓ ઉપર મારી દૃષ્ટિએ, શુદ્ધ દલીલોથી ભરેલો એક લેખ મેં લખ્યો તેમાં મેં બતાવ્યું કે એ બેમાંથી એકે ચળવળમાં પ્રામાણિક કોમી હિતની પણ વાત નથી, પણ કોમી હિતના વેશ નીચે રાજકીય અને સામાજિક ઉત્કર્ષનો વિરોધ છુપાયેલો છે. સદ્‌ભાગ્યે મેં કોમવાદી આગેવાનોનાં છૂટાંછવાયાં ભાષણો અને નિવેદનોવાળી છાપાંઓમાંથી કાઢેલી કાપલીઓ જેલમાં ભેગી કરી રાખી હતી. એ મસાલો એટલો બધો હતો કે છાપાંના એક જ લેખમાં તેનો સમાવેશ કરવામાં મને બહુ મહેનત પડી.

હિંદુસ્તાનનાં છાપાંઓએ મારા લેખને ખૂબ પ્રસિદ્ધિ આપી. પણ મને નવાઈ લાગી કે હિંદુ કે મુસલમાન—એમાંથી એકે કોમવાદીઓએ, તે બન્નેની વિરુદ્ધ મેં ખૂબ લખેલું હોવા છતાં, તેનો કંઈ વળતો જવાબ ન આપ્યો. જે હિંદુ મહાસભાના આગેવાનોએ અતિ તીખી અને વિવિધ જાતની ભાષા વાપરી મારા પર હુમલા કર્યા હતા તેઓ પણ આ લેખ પછી તદ્દન શાંત રહ્યા. મુસલમાન પક્ષમાંથી સર મહંમદ ઈકબાલે બીજી ગોળમેજી પરિષદને લગતી કેટલીક બિનાઓની બાબતમાં મારી ભૂલો દેખાડવાનો

પ્રયત્ન કર્યો; પણ બીજી રીતે મારી દલીલો વિષે એમણે કંઈ જ કહ્યું નહિ. એમના જવાબમાં લખેલા મારા લેખમાં મેં પહેલીવાર એક લોકપ્રતિનિધિ-સભાની સૂચના કરી, અને સૂચવ્યું કે તેણે સર્વે રાજકીય અને કોમી મુદ્દાઓનો નિર્ણય આપવો. ત્યારપછી પણ કોમી ઝઘડા વિષે મેં એકબે બીજા લેખો લખ્યા હતા. આ લેખોને જે સત્કાર મળ્યો અને વિચારશીલ માણસોના ઉપર એનું જે સ્પષ્ટ રીતે પરિણામ જણાવા લાગ્યું, તેથી મને બહુ ઉત્તેજન મળ્યું. અલબત્ત, એવું મેં માન્યું જ નહોતું કે કોમી ઝઘડાના મૂળમાં રહેલા રાગદ્વેષોને હું છૂમંતરથી ઉડાવી દઈ શકીશ. મારો ઉદ્દેશ તો એ દેખાડવાનો હતો કે કોમી આગેવાનો હિંદુસ્તાન અને ઇંગ્લંડમાંના અત્યંત પ્રગતિવિરોધી લોકોની સાથે સંબંધ રાખનારા છે અને ખરી રીતે તેઓ રાજકીય અને — તેથીયે વધુ — સામાજિક પ્રગતિના વિરોધી છે. એમની કોઈ પણ માગણીને આમવર્ગના હિત સાથે સંબંધ નથી. ઉપલા વર્ગોનાં બોબા જેટલાં મંડળોને કંઈ ફાયદો કરાવી આપવો, એટલું જ તેમની માગણીઓનું ધ્યેય છે. આ બળોની સામેનો મારો હુમલો ચાલુ રાખવાનો મારો ઇરાદો હતો, પણ એટલામાં વળી મને જેલે બોલાવી લીધો. હિંદુ મુસલમાન એકતાને વિષે વારંવાર અપીલો કરવામાં આવે છે. બેશક તે ઉપયોગી છે. છતાં, જો તે સાથે કુસંપનાં કારણોને સમજવાનો કશો પ્રયત્ન કરવામાં ન આવે તો મને તે સાવ વ્યર્થ લાગે છે. પણ કેટલાક લોકો એમ માનતા જણાય છે કે એ જાદુઈ મંત્રનો જપ કરવાથી અંતે એકતા ઉત્પન્ન થશે.

કોમી પ્રશ્નોના સંબંધમાં ઈ. સ. ૧૮૫૭ના વિપ્લવ પછીથી અંગ્રેજ સરકારની નીતિ કેવી રહી છે તેનો ઇતિહાસ તપાસવા જેવો છે. હિંદુ અને મુસલમાનોને એકત્ર થઈને કામ કરતાં અટકાવવા અને એકબીજાની સામે લડાવવા — એ તે નીતિના મૂળમાં અનિવાર્યપણે રહેલો સિદ્ધાંત છે. ઈ. સ. ૧૮૫૭ પછી સરકારનો કઠોર પંજો પ્રથમ તો હિંદુઓ કરતાં મુસલમાનોની ઉપર વધારે પડ્યો. સરકારે માન્યું કે મુસલમાનો સ્વભાવે વધારે તોફાની અને લડાક છે, અને તેઓ થોડાં જ વર્ષો પહેલાં હિંદુસ્તાનમાં રાજ્ય કરતા હતા તેની તાજી સ્મૃતિ ધરાવતા હોવાથી વધારે

જોખમભર્યાં છે વળી મુસલમાનો હજી નવા શિક્ષણથી દૂર રહેતા હતા, અને બહુ ઓછી સંખ્યામાં સરકારી નોકરીમાં હતા આ બધાં કારણોને લીધે સરકારને તેમના પ્રત્યે શંકાની દૃષ્ટિ રહેતી હતી હિંદુઓએ અંગ્રેજી ભાષા અને મહેતાગીરીનાં કામો પ્રત્યે વધારે ભાવ દેખાડ્યો હતો અને સ્વભાવે તેઓ વધારે નરમ લાગતા હતા.

ત્યાર પછી જે નવી રાષ્ટ્રીય ભાવના નિર્માણ થઈ તે ઉપલા થરથી શરૂ થઈ, એટલે ઉપરના વર્ગના અંગ્રેજી ભણેલાઓમાંથી સ્વાભાવિક રીતે એ હિંદુઓમાં જ મર્યાદિત હતી, કારણકે મુસલમાનો કેળવણીમાં બહુ પછાત હતા આ રાષ્ટ્રભાવના નરમમાં નરમ અને દીનમાં દીન ભાષામાં વ્યક્ત થતી હતી, છતાં સરકારને તે ગમી નહિ, અને તેથી સરકારે મુસલમાનોને વધારે ઉત્તેજન આપવાનું અને નવી રાષ્ટ્રીય ચળવળથી તેઓ દૂર રહે એવું ધોરણ રાખવાનું ઠરાવ્યું મુસલમાનોને માટે તો તે વેળા અંગ્રેજી શિક્ષણની ખામી જ મોટા અંતરાયરૂપ હતી પણ એ તો ધીમે ધીમે દૂર થવાની જ હતી સરકારે દીર્ઘદૃષ્ટિ વાપરીને પાણી પહેલાં પાળ બાંધી, અને આ કામમાં તેમને એક અસાધારણ વ્યક્તિની મદદ મળી તે વ્યક્તિ તે સર સૈયદ અહમદ ખાં

સર સૈયદને પોતાની કોમની — ખાસ કરીને કેળવણીમાં — પછાત દશાથી દુઃખ થતું હતું, અને અંગ્રેજ સરકારની આંખમાં એમની કોમ ઓછી કૃપાપાત્ર અને ઓછી લાગવગવાળી હોવાનો સંતાપ હતો એ સમયના બીજા આગેવાનોની જેમ એ પણ અંગ્રેજોના પરમ પ્રશંસક હતા તેમાં વળી, યુરોપના એક પ્રવાસની તેમના મન પર બહુ ઊંડી અસર થઈ એમ જણાય છે ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં યુરોપ — ખરી રીતે પશ્ચિમ યુરોપ — સંસ્કૃતિને શિખરે પહોંચેલું હતું, બિનહરીફ એ જગતને મોખરે હતું અને પોતે જે ગુણોને લીધે મહત્તાને પામેલું હતું તેના પુરાવાઓ સ્પષ્ટપણે આપતું હતું ઉપલા વર્ગો સુરક્ષિતપણે પોતાની સંપત્તિ ભોગવતા હતા અને તેને વધારતા જતા હતા, કારણ તેમનો વિરોધ કરીને કોઈ મદદ થાય એવી તેમને ભાગ્યે જ ધાસ્તી

હતી. એ યુગ પ્રગતિવાદના ઉગમકાળનો, અને પોતાને માટે મહાન ભાવિ આગળ રહ્યું છે એવી દૃઢ શ્રદ્ધાનો હતો. જે હિંદીઓ આ જમાનામાં યુરોપ ગયા તેઓ ત્યાંના આ ભવ્ય દેખાવથી મોહિત થયા તેમાં આશ્ચર્ય નથી. શરૂઆતમાં જનારાઓનો મોટો વર્ગ હિંદુઓનો હતો. તેઓ યુરોપ અને ઇંગ્લંડના ભક્ત બનીને પાછા આવ્યા હતા. ધીમે ધીમે ત્યાંના ભભકા અને ઝાકઝમાળથી તેઓ ટેવાઈ ગયા અને તેટલે અંશે તેમની પ્રથમ–વિસ્મયની લાગણી ઓછી થતી ગઈ, પણ સર સૈયદની બાબતમાં એ પ્રથમ વિસ્મય અને મોહની માત્રા બહુ ભારે પ્રમાણમાં થયેલી દેખાય છે. ૧૮૬૯માં એ ઇંગ્લંડ ગયા હતા અને ત્યાંથી પોતાના પર પડતી છાપનું વર્ણન પોતાના કાગળોમાં આપતા હતા. એક કાગળમાં તે લખે છે: "આ બધાનું તાત્પર્ય એ કે હિંદુસ્તાનમાં અંગ્રેજો જે તોછડાઈ બતાવે છે અને દેશીઓ જાણે પશુઓ અને તિરસ્કારપાત્ર હોય તેમ તેમની પ્રત્યે વર્તતા જણાય છે, તેને માટે હું તેમને નિર્દોષ તો નથી ગણી શકતો; છતાં મને લાગે છે કે તેનું કારણ તેઓ આપણને ઓળખી શકતા નથી એ છે. વળી, તેમનો આપણે વિષેનો મત સાવ ખોટો નથી, એમ પણ મારે સંકોચપૂર્વક કબૂલ કરવું જોઈએ. અંગ્રેજોની ખુશામત કરવાના ઇરાદા વિના હું પ્રામાણિકપણે કહી શકું કે આપણા દેશીઓ — ઉચ્ચ કે નીચ, મોટા વેપારી કે નાના દુકાનદાર, ભણેલા કે અભણ — શિક્ષણ, રીતભાત અને પ્રામાણિકતામાં અંગ્રેજોની સરખામણીમાં એક શક્તિમાન અને સુંદર મનુષ્યની આગળ ગંદા જનાવર જેવા છે. તેઓ આપણને બુદ્ધિહીણા બળદિયા માને તો તે સકારણ છે. . . . મેં જે અહીં જોયું છે — અને રોજ રોજ જોઉં છું — તે હિંદુસ્તાનના કોઈ વતનીની કલ્પનામાં પણ ન આવે એવું છે. મનુષ્યજાતિને પ્રાપ્ત થવી જોઈએ તેવી ઈશ્વરની સર્વ આધ્યાત્મિક અને ભૌતિક બક્ષિસો યુરોપને, અને ખાસ કરીને ઇંગ્લંડને, બક્ષાઈ છે."[1]

---

૧ આ અવતરણ હાન્સ કોનના 'હિસ્ટરી ઑફ નૅશનેલિઝમ ઇન ધી ઈસ્ટ' (પૌરસ્ત્ય રાષ્ટ્રવાદનો ઇતિહાસ) પુસ્તકમાંથી લીધું છે.

અંગ્રેજો કે યુરોપની આથી વધારે પ્રશંસા કોઈ માણસ કરી શકે નહિ. દેખીતું છે કે સર સૈયદના ઉપર બહુ જ ઊંડી છાપ પડી હતી. કદાચ એમ પણ હોય કે પોતાની કોમના લોકોને એમની સુસ્તીમાંથી ઢંઢોળી ઉઠાડવા માટે અને તેમને આગળ પગલું ભરવા પ્રેરવા માટે એણે વધારે આકરી ભાષા વાપરી હોય અને બે દેશો વચ્ચેનો વિરોધ વધારે રંગ પૂરીને બતાવ્યો હોય. એનો એટલો તો નિશ્ચય થયેલો હતો જ કે આ પગલું પાશ્ચાત્ય શિક્ષણની દિશામા જ પડવું જોઈએ; નહિ તો તેને અભાવે પોતાની કોમ દિવસે દિવસે વધારે પછાત અને શક્તિહીન બની જશે. અંગ્રેજી શિક્ષણ એટલે સરકારી નોકરીઓ, સલામતી, વગ, આબરૂ. આથી પોતાની કોમને પોતાની વિચારસરણીના પક્ષમાં જીતી લેવા માટે તેણે એ શિક્ષણ વધારવા પોતાની સર્વ શક્તિ વાળી. બીજી કોઈ દિશા તરફ એના ફાંટા ફૂટે અથવા આડે માર્ગે ચડી જવાય તે તેને પાલવે એમ નહોતું. મુસલમાનોની જડતા અને નિરુત્સાહ દૂર કરવાં એ ઠીકઠીક કઠણ કામ હતું. 'બુર્ઝવા'[૧] (મધ્યમ) વર્ગે જે નવી રાષ્ટ્રભાવનાની હિમાયત કરી હતી તેમા એને આડે માર્ગે જવાની ધાસ્તી લાગતી હતી, અને તેથી તેનો તેણે વિરોધ કર્યો. હિંદુઓ પાશ્ચાત્ય શિક્ષણમાં એની કોમ કરતાં અર્ધો સૈકો આગળ હોવાથી તેમને સરકારના ઉપર ટીકા કરવાની રમત રમવી પાલવે એમ હતું. પણ એણે તો પોતાની શિક્ષણપ્રવૃત્તિઓમાં સરકારના પૂરેપૂરા સહકાર ઉપર મદાર બાંધ્યો હતો અને તેથી કંઈ પણ કરમતનું પગલું ભરવાનું જોખમ ખેડવા તે તૈયાર નહોતા. તેથી તેણે નવી જન્મેલી મહાસભા પ્રત્યે પોતાની પીઠ ફેરવી, અને અંગ્રેજ સરકાર તો, અલબત, એની આ વૃત્તિને ઉત્તેજન આપવા માટે આતુર જ હતી.

---

૧. 'બુર્ઝવા' એટલે જમીન, મૂડી, સારા પગારની નોકરીઓ, સારી આવકવાળા ધંધા વગેરેને લીધે હાડમારી વિનાનું જીવન ગાળનાર સાધારણ રીતે ઉચ્ચ અને મધ્યમવર્ગના લોકો; એવા સાધનસુખ વિનાનો વર્ગ તે 'પ્રોલિટેરિયેટ' (વસવાયાં કે શ્રમજીવી) વર્ગ. આ શબ્દો સામ્યવાદી સાહિત્યના પારિભાષિક શબ્દો છે. —ભા. ક.

મુસલમાનોને પાશ્ચાત્ય શિક્ષણ ઉપર એકાગ્ર કરી રાખવામાં સર સૈયદનો નિર્ણય બેશક ખરી દિશામાં હતો. તેના વિના નવા પ્રકારની હિંદી રાષ્ટ્રીયતા નિર્માણ કરવામાં તેઓ મહત્ત્વનો ભાગ ભજવી શકત નહિ, અને હિંદુઓ વધારે કેળવાયેલા અને વધારે સારી આર્થિક સ્થિતિમાં હોવાથી તેમના ભાગમાં હિંદુઓનું ગાયેલું ગાનારા તરીકે વર્તવાનું જ રહેત. ઐતિહાસિક દૃષ્ટિએ તેમજ વિચારસરણીની દૃષ્ટિએ મુસલમાનો હજુ 'બુર્ઝવા' વર્ગની રાષ્ટ્રીય ચળવળ માટે તૈયાર નહોતા; કારણકે હિંદુઓની જેમ તે લોકોએ 'બુર્ઝવા' વર્ગને હજુ ઊભો જ કર્યો નહોતો. આથી સર સૈયદની પ્રવૃત્તિઓ, જોકે દેખાવમાં બહુ મોળા પ્રકારની હતી છતાં, ક્રાંતિની સાચી દિશામાં હતી. મુસલમાનો હજુ સુધી લોકશાસનવિરોધી જગીરદારી વિચારસરણીમાં જકડાયેલા હતા, જ્યારે હિંદુઓનો આગળ આવતો મધ્યમવર્ગ યુરોપના પ્રગતિશીલો (લિબરલો)ની પરિભાષામાં વિચાર કરતો થઈ ગયો હતો. બન્ને સાવ મોળા વિચારના અને અંગ્રેજી રાજ્ય પર જ આધાર રાખનારા હતા. સર સૈયદનું મધ્યમમાર્ગીપણું જમીનદારોનું મધ્યમમાર્ગીપણું હતું, અને થોડા મૂઠીભર ધનિક મુસલમાનો તે વર્ગમાં હતા તેમનામાંથી જન્મેલું હતું. હિંદુઓનું મધ્યમમાર્ગીપણું ઉદ્યોગ અને પૈસાના રોકાણ માટે નવા નવા માર્ગો ખોળનારા, સાવચેતીથી કામ કરનારા ધંધાદારી અને શરાફ વર્ગને ઘટતું હતું. આ હિંદુ રાજકીય નેતાઓ આગળ દીવાદાંડીરૂપે ગ્લૅડસ્ટન, બ્રાઈટ વગેરે જેવા પ્રગતિશીલ અંગ્રેજો હતા. મુસલમાનોને એમ હશે કે કેમ એ વિષે મને શંકા છે. ઘણું કરીને તેઓને ઇંગ્લંડના રાજપક્ષ (ટોરીઓ) અને જમીનદારોની વિચારસરણી વધારે પસંદ પડતી હશે. ગ્લૅડસ્ટન તો ઊલટો તેમને ઘૃણાપાત્ર લાગતો, કારણકે તે વારંવાર તુર્કો પ્રત્યે અને આર્મીનિયામાં થયેલી કતલ પ્રત્યે તિરસ્કાર દર્શાવતો; એથી ઊલટું ડિઝરાયલી તેમને તુર્કસ્તાનનો વધારે મિત્ર લાગતો. આથી તેના તરફ મુસલમાનોનો કેટલેક અંશે પક્ષપાત હતો. અલબત, અહીં મુસલમાનો એટલે જે થોડા મૂઠીભર માણસો આવા વિષયોમાં રસ લઈ શકતા હોય તેટલા જ સમજવા.

સર સૈયદ અહમદ ખાંનાં કેટલાંક ભાષણો આજની દૃષ્ટિએ બહુ વિચિત્ર લાગે છે. ૧૮૮૭ના ડિસેંબરમાં લખનૌમાં તેમણે એક ભાષણ આપ્યું હતું. તેમાં તે વખતે ભરાયેલી મહાસભાની બેઠકમાં જે મોળામાં મોળી માગણીઓ કરવામાં આવેલી તે પર ટીકા કરી તેણે તેને વખોડી કાઢી હતી. એણે કહ્યું હતું, ". . . . જો સરકાર અફઘાનિસ્તાન સાથે લડે કે બ્રહ્મદેશને જીતે તો તેમની એ નીતિની ટીકા કરવાનું આપણું કામ નથી . . . . . સરકારે કાયદા બનાવવા માટે એક ધારાસભા સ્થાપી છે . . . એ ધારાસભામાં વહીવટનો અનુભવ અને પ્રજાની સ્થિતિનું સાગમાં સારી રીતે જ્ઞાન હોય એવા પ્રાંતીય અમલદારો અને સમાજમાં ઊંચો દરજ્જો ભોગવવાને કારણે સભામાં બેસવા લાયક કેટલાક 'રૈસ' (અમીર) લોકોને તે ચૂંટે છે. કેટલાક લોકો પૂછે છે કે બુદ્ધિની લાયકાતને બદલે સામાજિક દરજ્જાની લાયકાતને કારણે કેમ ચૂંટણી થઈ શકે? . . . . પણ હું તમને પૂછું છું કે શું આપણી ઉમરાવશાહી એકાદ હલકી જાતના કે નીચ કુળના માણસને એ બી. એ કે એમ. એ. થયો હોય, અથવા યોગ્ય કુશળતા ધરાવતો હોય, તેથી એવા પદ ઉપર મૂકવાનું પસંદ કરશે ખરી કે જેથી તેને પોતાના પર અધિકાર ચલાવવાની અને પોતાના જાનમાલની બાબતમાં કાયદા ઘડવાની સત્તા મળી જાય? કદી જ નહિ. . . . વાઇસરૉયથી એવું થઈ જ ન શકે કે કુલીન ન હોય એવા માણસને પોતાના સાથી તરીકે એ સ્વીકારે અને ભાઈ તરીકે તેની જોડે વર્તે અને મોટા મોટા રાજકુટુંબીઓ અને ઉમરાવોની મિજબાનીઓમાં એને આમંત્રણ આપે. . . . . શું આપણે એમ કહી શકીએ છીએ કે સરકારે કાયદા ઘડવાને માટે જે રીત અખત્યાર કરી છે તેમાં તે પ્રજામતનો વિચાર કર્યા વિના વર્તે છે? શું આપણે એમ કહી શકીએ છીએ કે કાયદો ઘડવામાં આપણો હિસ્સો નથી? બેલાશક નહિ."*

'ઇસ્લામના લોકશાસન'વાદનો ભારતવર્ષનો આગેવાન અને પ્રતિનિધિ આ પ્રમાણે બોલે છે! અયોધ્યાના તાલુકદારો

* હાન્સ કોનના અગાઉ જણાવેલા પુસ્તકમાંથી.

કે આગ્રા, બિહાર અને બંગાળના નવાબો જેવા જમીનદારો પણ આવી ભાષા આજે વાપરે કે કેમ એની મને શંકા છે. છતાં એમ માનવાનું નથી કે સર સૈયદ એમ બોલવામાં એક અપવાદરૂપ વ્યક્તિ હતા. મહાસભાનાં પણ તે વખતનાં ઘણાં ભાષણો આજે આટલાં જ વિચિત્ર લાગે છે. એક વાત ચોખ્ખી જણાઈ આવે છે કે હિંદુમુસલમાન કોયડાનું રાજકીય અને આર્થિક સ્વરૂપ તે કાળમાં આ પ્રકારનું હતું:—આગળ આવતો અને આર્થિક દૃષ્ટિએ વધારે સારી સ્થિતિ ભોગવતો મધ્યમવર્ગ (હિંદુઓ) જાગીરદારી જમીનદારવર્ગના કેટલાક ભાગ (મુસલમાન) તરફથી કંઈ અંશે વિરોધ અને પ્રતિબંધ અનુભવતો હતો. હિંદુ જમીનદારો ઘણીવાર સ્વજાતિના 'બુર્ઝવા' વર્ગ સાથે નિકટ સંબંધમાં હોવાથી મધ્યમવર્ગની માગણીઓ પ્રત્યે તટસ્થતા અથવા સહાનુભૂતિ પણ રાખતા હતા અને ઘણીવાર તેમના વિચારોની અસર તળે પણ, આવતા હતા. અંગ્રેજો, હમેશની જેમ જાગીરદાર જમીનદારોનો જ પક્ષ કરતા. બન્ને કોમોની સામાન્ય જનતા અને ગરીબ મધ્યમવર્ગને આ ચિત્રપટમાં કોઈ ઠેકાણે સ્થાન નહોતું.

સર સૈયદના આંજી નાખનાર અને જોરદાર વ્યક્તિત્વની હિંદુસ્તાનના મુસલમાનો પર અસર પડી અને એની આશાઓ અને અભિલાષાઓનું મૂર્ત સ્વરૂપ અલીગઢ કૉલેજરૂપે પ્રગટ થયું. સંધિકાળમાં એવું બનવા સંભવ હોય છે કે પ્રગતિનો જોશ પણ થોડા વખતમાં જ પોતાનો ભાગ ભજવી લે અને પછી રોકનારી ચાંપ જેવો થઈ પડે. હિંદુસ્તાનના મધ્યમમાર્ગીઓ આનું ચોખ્ખું ઉદાહરણ છે. તેઓ આપણને કેટલીયવાર યાદ દેવડાવે છે કે જૂની મહાસભાની પરંપરાના સાચા વારસો તેઓ છે અને આપણે આજકાલનાઓ મહાસભાને પચાવી પડયા છીએ. વાત તો ઠીક છે પણ તેઓ ભૂલી જાય છે કે સંસાર પલટાતો જાય છે અને જૂની મહાસભાની વિચારસરણી પાછલાં વર્ષોના વરસાદમાં ધોવાઈ ગઈ છે અને માત્ર સ્મરણરૂપે રહી છે. એ જ પ્રમાણે સર સૈયદનો ઉપદેશ જે કાળે પોતાની કોમને મળ્યો તે કાળે તે યોગ્ય હતો. પણ આગળ વધતી કોમને માટે એ ઉપદેશો અંતિમ આદર્શ થઈ શકે નહિ. સંભવ છે કે એક પેઢી પછી એ જન્મ્યા હોત તો એણે

પોતે જ પોતાના ઉપદેશને જુદા પ્રકારનો વેશ ચડાવ્યો હોત; અથવા તો બીજા નેતાઓએ એના પર નવું ભાષ્ય રચીને તેને બદલાતી પરિસ્થિતિમાં (નવી રીતે) લાગુ કર્યો હોત. પણ સર સૈયદને જે સફળતા મળી અને એના નામ માટે જે આદર બંધાયો તેને જ લીધે તેના મતોથી જુદા પડવું બીજાઓને માટે કઠણ થઈ પડયું. વળી કમભાગ્યે, હિંદુસ્તાનના મુસલમાનોમાં નવું માર્ગદર્શન કરાવી શકે એવા અસાધારણ પ્રતિભાશાળી માણસોની આશ્ચર્યજનક ખોટ હતી. અલીગઢ કૉલેજે ઘણું સુંદર કામ કર્યું, સંખ્યાબંધ લાયક માણસો ઉપજાવ્યા, અને મુસલમાન શિક્ષિતવર્ગની વિચારસરણીને આખીયે ફેરવી નાખી. છતાં જે ચોકઠામાં તે ઘડાઈ હતી તેમાંથી તે સાવ છૂટી થઈ શકતી નહોતી. જાગીરદારી મનોવૃત્તિ તેમના ઉપર સવાર થઈ રહી અને સામાન્ય વિદ્યાર્થીની મહત્ત્વાકાંક્ષા સરકારી નોકરી મેળવવી એટલે સુધી જ જઈને અટકતી હતી. આત્મદર્શનનાં સાહસ કે તારાઓની શોધ એને માટે ધ્યેય થઈ શકતાં નહોતાં. ડેપ્યુટી કલેક્ટર થયો એટલે રાજી રાજી. ભવ્ય લોકશાસનવાદી ઇસ્લામી સમાજનું એ એક અંગ હતો, એના ખ્યાલથી એનું અભિમાન પોષાતું અને એ બંધુસંઘના ચિહ્નરૂપે એ તિસ્માર ખાંની જેમ પોતાને માથે લાલ ટોપી (તુર્કી ફેઝ કૅપ) પહેરતો—જોકે તુર્કીએ પોતે તો ત્યાર બાદ થોડા જ વખત પછી એને સાવ ફગાવી દીધી. પોતાના લોકશાસનવાદી સમાજમાં રહેવાનો એનો અધિકાર કોઈ ઝૂંટવી લે એમ નથી, અને તે અધિકારબળે એ પોતાના મુસલમાન ભાઈઓ સાથે એક પાટલે ખાઈ અને નમાજ પઢી શકે છે એવા દૃઢ વિશ્વાસમાં રહી, હિંદુસ્તાનમાં રાજકીય લોકસત્તા રહે કે ન રહે તે વિષે એ કશી ચિંતા કરતો નહિ.

આ સાંકડી દૃષ્ટિ અને સરકારી નોકરી માટે વલખાં કેવળ અલીગઢ કે બીજી જગ્યાના મુસલમાન વિદ્યાર્થીઓમાં જ હતાં એમ સમજવાનું નથી. સ્વભાવે સાહસહીન હિંદુ વિદ્યાર્થીઓમાં પણ તે એટલાં જ દેખાતાં હતાં. પણ પરિસ્થિતિએ જ તેમનામાંના ઘણાને ચીલો છોડવા ફરજ પાડી. તેમની સંખ્યા વધારે હતી અને બધાને પૂરી પડે તેટલી નોકરીઓ હતી નહિ,

તેથી તેઓ સર્વે રાષ્ટ્રીય ક્રાંતિકારી ચળવળોના આધારસ્તંભરૂપ ‘વર્ગચ્યુત’ ભણેલાઓનો બનેલો એક નવો વર્ગ બન્યો.

સર સૈયદ અહમદ ખાનના રાજકીય ઉપદેશની સંકોચક અસરમાંથી હિંદુસ્તાનના મુસલમાનો પૂરેપૂરા છૂટી જાય તે પહેલાં જ વીસમી સદીની શરૂઆતનાં વર્ષોમાં બનેલા બનાવોએ તેમની અને — હવે મજબૂત અને ઉગ્ર બનતી — રાષ્ટ્રીય ચળવળની વચ્ચે વધારે ભંગાણ પાડવામાં સરકારને મદદ કરી. ઈ. સ. ૧૯૧૦માં સર વેલેનટાઈને શિરોલે પોતાના ‘હિંદી અશાંતિ’ (‘ઇંડિયન અનરેસ્ટ’) નામના પુસ્તકમાં લખ્યું હતું : “એમ ખાતરીપૂર્વક કહી શકાય કે હિંદુસ્તાનના મુસલમાનોએ પોતાનાં હિત અને અભિલાષાઓને જેટલી સંપૂર્ણતાથી અંગ્રેજી રાજ્યની મજબૂતી અને શાશ્વતી સાથે આજે એક સૂત્રમાં બાંધી દીધાં છે તેટલાં કદી પણ પૂર્વે બાંધ્યાં ન હતાં.” રાજકીય આગાહીઓ કરવામાં જોખમ છે, કારણકે સર વેલેનટાઈનના લખ્યા પછી પાંચ વરસની અંદર જ ભણેલો મુસલમાન સમાજ પોતાની પ્રગતિને અટકાવનાર બેડીઓ તોડવાને અને મહાસભાની સાથે ઊભા રહેવાને સખત પરિશ્રમ કરી રહ્યો હતો. અને એક દશકાની અંદર તો હિંદુસ્તાનના મુસલમાનોએ મહાસભાને પાછળ પાડી નાંખેલી જણાતી હતી અને, ઊલટી, એની આગેવાની લીધી હતી. પણ આ દસ વરસો બહુ મહત્ત્વનાં હતાં. તે દરમ્યાનમાં મહાયુદ્ધ શરૂ થઈ પૂરું થઈ ગયું હતું અને પોતાની પાછળ એક ખોખરી થયેલી દુનિયાનો વારસો મૂકી ગયું હતું.

છતાં ઉપરછલી દૃષ્ટિએ જોઈએ તો સર વેલેનટાઈને જે અનુમાનો બાંધ્યાં હતાં તેને માટે તેને પૂરતાં કારણો હતાં. (આ કાળમાં) મુસલમાનોના આગેવાન તરીકે આગાખાન આગળ આવેલા હતા. આ જ એક હકીકત બતાવતી હતી કે મુસલમાનો હજુ જાગીરદારી પરંપરાને વળગી રહ્યા હતા. કારણકે આગાખાન એ કંઈ ‘બુર્ઝવા’ આગેવાન નહોતા. એ એક અત્યંત ધનવાન રાજવી અને એક ધાર્મિક સંપ્રદાયના ગુરુ છે અને, અંગ્રેજ સરકારના દૃષ્ટિબિંદુથી જોઈએ તો, ઇંગ્લંડના રાજ્યકર્તાવર્ગની

સાથે એનો સંબંધ ગાઢો હોવાથી જ તે એક માનીતો માણસ છે. તે બહુ સુધરેલો છે, મોટે ભાગે યુરોપમાં રહે છે, અને ત્યાં અમીરવર્ગના જમીનદાર તથા રમતગમતના શોખીન અંગ્રેજના જેવું જીવન ગાળે છે. આથી અંગતપણે એ કોમી અને સાંપ્રદાયિક બાબતોમાં બિલકુલ સંકુચિત વિચારના હોવાનો સંભવ ન મળે. એની આગેવાનીનો અર્થ મુસલમાન જમીનદારો અને આગળ આવતા 'બુર્ઝવા' વર્ગનો અંગ્રેજ સરકાર સાથે સંપ; એમાં કોમી કાયદો સાચી રીતે ગૌણ હતો અને ઉપલા મૂળ હેતુને જ સિદ્ધ કરવા માટે આગળ ધરવામાં આવતો. સર વેલેન્ટાઈન શિરોલ આપણને કહે છે કે આગાખાને તે વખતના વાઈસરોય લૉર્ડ મિન્ટોના મન પર "બંગાળના ભાગલાથી જે રાજકીય પરિસ્થિતિ ઉત્પન્ન થઈ તેની બાબતમાં મુસલમાનોનું દૃષ્ટિબિંદુ ઠસાવ્યું જેથી સરકાર હિંદુઓને ઉતાવળે રાજકીય અધિકારો બક્ષે નહિ, અને એ રીતે એ મોટી કોમની ચડતીનો રસ્તો સાફ કરી અંગ્રેજી રાજ્યની સ્થિરતાને તથા હંમેશા વફાદાર રહેલી નાની મુસલમાન કોમના હિતોને જોખમમાં નાંખે નહિ."

પણ અંગ્રેજ સરકાર જોડે આવા ઉપરછલા જોડાણની પાછળ બીજાં બળો પણ કામ કરી રહ્યાં હતાં. ન છૂટકે નવો મુસલમાન 'બુર્ઝવા' વર્ગ ચાલુ પરિસ્થિતિથી વધારે ને વધારે અસંતુષ્ટ થતો જતો હતો અને રાષ્ટ્રીય ચળવળ પ્રત્યે ખેંચાતો જતો હતો. આગાખાનને પોતાને પણ આ વાતની નોંધ લઈ પોતાની વિશિષ્ટ શૈલીમાં સરકારને ચેતવણી આપવી પડી હતી. જાન્યુઆરી ૧૯૧૪ (એટલે કે મહાયુદ્ધની બહુ પૂર્વે) ના 'એડિન્બરો રિવ્યુ'માં એણે સરકારને સલાહ આપી કે સરકારે હિંદુઓ અને મુસલમાનોની વચ્ચે ભેદ પાડવાની નીતિને છોડી દેવી જોઈએ અને બન્ને ધર્મના મધ્યમમાર્ગી વર્ગને એકત્ર કરી અંતિમમાર્ગી રાષ્ટ્રીય વૃત્તિના હિંદુ તેમજ મુસલમાન નવભારતની સામે પ્રતિપક્ષરૂપે તૈયાર કરવો જોઈએ. આ પરથી સ્પષ્ટ થાય છે કે મુસલમાનોના કોમી હિત કરતાં હિંદુસ્તાનમાં જે રાજકીય દૃષ્ટિપરિવર્તન થવા માંડ્યું હતું તે અટકાવવું એને વધારે મહત્ત્વનું લાગતું હતું.

પણ મુસલમાન 'બુર્ઝવા' વર્ગ રાષ્ટ્રીય ભાવના તરફ જે અચૂક રીતે ધસડાતો હતો તેને આગાખાન કે અંગ્રેજ સરકાર અટકાવી શકે એમ નહોતું. મહાયુદ્ધે આ પરિવર્તનને વેગ આપ્યો, અને જેમ જેમ નવા આગેવાનો ઊભા થતા ગયા તેમ તેમ આગાખાન ખાંજરે નખાવા લાગ્યા. અલીગઢ કૉલેજે પણ પોતાનો અવાજ બદલ્યો નવા આગેવાનોમાં સૌથી વધારે કર્તૃત્વવાન નેતા — અલીભાઈઓ — અલીગઢ કૉલેજમાંથી જ નીકળેલા હતા. ડૉ. અન્સારી, મૌ. અબુલ કલામ આઝાદ અને બીજા કેટલાય મધ્યમવર્ગીય આગેવાનો મુસલમાનોની રાજકીય ચળવળમાં હવે મહત્ત્વનો ભાગ ભજવવા લાગ્યા. તે જ પ્રમાણે, પણ વધારે મોળી રીતે, મહમદઅલી ઝીણા પણ. ગાંધીજીએ (ઝીણા સિવાયના) આ ઘણાખરા આગેવાનોને અને સામાન્ય રીતે બધા મુસલમાનોને પોતાની અસહકારની ચળવળમાં ખેંચ્યા અને ૧૯૧૯થી ૧૯૨૩ની ઘટનાઓમાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો.

આ પછી વળી ઊલટો પવન ફૂંકાયો. અને હિંદુ તેમજ મુસલમાન બન્ને કોમોના કોમવાદી અને પછાતવર્ગો પોતાની પરાણે થયેલી નિવૃત્તિમાંથી બહાર નીકળવા લાગ્યા. એ ક્રિયા મંદ છતાં સતત ચાલુ હતી. પહેલીવાર હિંદુ મહાસભા કંઈક મહત્ત્વની સંસ્થા બની. એનું કારણ તો મુખ્યત્વે કોમી કલહો જ હતું. છતાં રાજકીય દૃષ્ટિએ એ રાષ્ટ્રીય મહાસભા ઉપર બહુ અસર પાડી શકી નહિ. મુસલમાનોની કોમી સંસ્થાઓ મુસલમાન જનતા પર પોતાનો ખોવાયેલો વક્કર કંઈક અંશે મેળવી લેવામાં વધારે સફળ થઈ. છતાંયે મુસલમાન આગેવાનોનું એક મોટું મંડળ મહાસભાની જોડે હંમેશા રહ્યું જ. આ બધો સમય અંગ્રેજ સરકાર મુસલમાન કોમી આગેવાનોને બધી રીતે ઉત્તેજન આપ્યે જતી હતી. કારણકે રાજપ્રકરણમાં તેઓ સંપૂર્ણપણે પ્રગતિના વિરોધી હતા. પ્રગતિના આ વિરોધીઓની સફળતાને જોઈ હિંદુ મહાસભા પણ એ રીતે સરકારની કૃપા મેળવવાની આશાથી પ્રગતિવિરોધ કરવામાં તેમની જોડે સ્પર્ધા કરવા લાગી. મહાસભાનો પ્રગતિવાદી વર્ગ ઘણોખરો તેમાંથી હાંકી કાઢવામાં

આવ્યો અથવા સ્વેચ્છાએ ખરી પડયો, અને એ સંસ્થા મોટે ભાગે ઉપરની શ્રેણીના મધ્યમવર્ગની — ખાસ કરીને લેણદાર અને શરાફ લોકોની — બનતી ગઈ.

બેઉ કોમોના જે રાજદ્વારી આગેવાનો ધારાસભામાં કઈ કોમને કેટલી બેઠકો મળે તે બાબત જ અનંત વાદવિવાદ ચલાવ્યા કરતા હતા તેમની પાસે વિચાર માત્ર એટલી જ વાતનો હતો કે સરકારમાં વગવસીલો હોય તો અનેક સગાસંબંધીઓને ઠેકાણે પાડી શકાય. મધ્યમવર્ગના ભણેલા લોકોને જગ્યાઓ અપાવવાની જ આ બધી મારામારી થઈ પડી. વાત ચોખ્ખી હતી કે ઉમેદવારોને પૂરી પડે એટલી જગ્યાઓ નહોતી, અને તેથી હિંદુ અને મુસલમાન કોમવાદીઓ જેટલી હતી તેને માટે લડતા હતા. એ જગ્યાઓનો મોટો ભાગ હાલ હિંદુઓના કબજામાં હોવાથી, તેઓને પોતાની જગ્યાઓનો બચાવ કરવાનું હતું; જ્યારે મુસલમાનોની લડત જેટલી વધારે પડાવી શકાય તેટલી પડાવી લેવા માટે હતી. જગ્યાઓ માટેની આ લડતની પાછળ એક બીજો પણ મહત્ત્વનો ઝઘડો હતો. એ સાવ કોમી નહોતો, પણ કોમી પ્રશ્ન પર તેની અસર પડતી હતી. એકંદરે પંજાબ, સિંધ અને બંગાળમાં હિંદુઓ પૈસાદાર, લેણદાર અને શહેરી લોકો છે; અને એ પ્રાંતોના મુસલમાનો ગરીબ, દેવાદાર અને ગ્રામવાસીઓ છે. આથી બેની વચ્ચેનો ઝઘડો ઘણીવાર આર્થિક હતો, પણ તેને હંમેશાં કોમી રંગ ચડાવવામાં આવતો. કેટલાક મહિનાથી, ખાસ કરીને પંજાબમાં, પ્રાંતિક સભામાં રજૂ થતા ગામડાંઓની દેવાદારી ઓછી કરવાને લગતા કાયદાઓના ખરડાઓ પર જે ચર્ચાઓ ચાલી રહી છે, તેમાં આ વાત સ્પષ્ટ તરી આવે છે. હિંદુ મહાસભાના પ્રતિનિધિઓ આ ખરડાઓનો અચૂક વિરોધ જ કરતા આવ્યા છે, અને લેણદાર વર્ગનો પક્ષ લેતા આવ્યા છે.

હિંદુ મહાસભાના સભ્યો જ્યારે મુસલમાનોના સંકુચિત કોમવાદ ઉપર ટીકા કરે છે ત્યારે તે પોતે તો નિષ્કલંક રાષ્ટ્રવાદીઓ છે એમ પોકારીને કહેવા માગે છે. એ વાત તો દરેક જણ સારી રીતે જાણે જ છે કે મુસ્લિમ સંસ્થાઓ હદ બહાર કોમી સંકુચિતતા દેખાડતી આવી છે. હિંદુ મહાસભાની કોમીવૃત્તિ એટલી સ્પષ્ટ નથી દેખાતી,

કારણકે તે રાષ્ટ્રીયતાના વાઘા નીચે ઢંકાયેલી છે. પણ એવો કોઈ પ્રશ્ન ઊઠે કે જેનો ઉકેલ રાષ્ટ્રીય અને જનતાના હિતની દૃષ્ટિએ કરવા જતાં ઉપલા વર્ગના હિંદુઓનું નુકસાન થતું હોય, ત્યારે તેની કસોટી થાય છે: અને એ કસોટીમાં ઊતરવામાં હિંદુ મહાસભા હંમેશાં નિષ્ફળ થઈ છે. પ્રજાનો બહુમત સ્પષ્ટપણે સિંધને જુદો પાડવાની તરફેણમાં હોવા છતાં, એમાં ખોબા જેટલા ઉપલા વર્ગના હિંદુઓના આર્થિક લાભો સંડોવાયેલા હોવાથી, એણે સદાયે એ માગણીનો વિરોધ જ કર્યો હતો.

પણ હિંદુ તેમજ મુસલમાન બંને કોમવાદીઓનું અરાષ્ટ્રીય અને પ્રગતિવિરોધી વૃત્તિનું અત્યંત બેહૂદું પ્રદર્શન તો ગોળમેજી પરિષદોમાં થયું. અંગ્રેજ સરકારે ચોક્કસપણે કોમવાદી હોય એવા મુસલમાનોની જ પરિષદમાં નિમણૂક કરવા આગ્રહ રાખ્યો હતો, અને તેઓ આગાખાનની આગેવાની નીચે એટલી હદ સુધી ગયા હતા કે ઇંગ્લંડના સાર્વજનિક જીવનમાં સૌથી વધારેમાં વધારે પ્રગતિવિરોધી અને કેવળ હિંદુસ્તાનની દૃષ્ટિએ નહિ પણ સૌ પ્રગતિપ્રિય પક્ષોની દૃષ્ટિએ પણ અત્યંત જોખમભરેલા લોકોની સાથે ભળી ગયા. આગાખાન અને એની ટોળીનો લૉર્ડ લૉઇડ અને તેના પક્ષ સાથેનો ગાઢ સંબંધ જોઈ અતિશય વિસ્મય થતો હતો. પણ એથીયે એક પગલું આગળ વધી તેમણે ગોળમેજી પરિષદમાં આવેલા યુરોપિયન એસોશિએશન વગેરેના પ્રતિનિધિઓ સાથે સાટાં કર્યાં. આ વર્તણૂક બહુ ગ્લાનિ ઉપજાવનારી હતી; કારણકે આ એસોશિએશને હિંદુસ્તાનમાં આપણી સ્વતંત્રતાનો મોટામાં મોટો અને સૌથી વધારે જોરદાર વિરોધ કર્યો છે અને આજે પણ કરે છે.

હિંદુ મહાસભાના પ્રતિનિધિઓએ આનો બદલો બીજી રીતે વાળ્યો. તેમણે — ખાસ કરીને પંજાબની અંદર — સ્વતંત્રતાની સામે બધા પ્રકારના પ્રતિબંધો — અંગ્રેજોના હિત માટેની સલામતીઓ — માટે માગણી કરી. અંગ્રેજ સરકારને સહકાર આપવાના પ્રયત્નમાં તેમણે મુસલમાનો કરતાં એક ડગલું આગળ વધવા પ્રયત્ન કર્યો. એથી તેમણે કંઈ મેળવ્યું તો નહિ જ; પણ પોતાનો કેસ બગાડ્યો અને સ્વતંત્રતાના ધ્યેયને દગો દીધો.

મુસલમાનોએ તો બોલવામાં કંઈક મોભોયે જાળવ્યો હતો; હિંદુ કોમવાદીઓમાં તે શક્તિયે નહોતી.

આમાંથી મને જે વાત તરી આવતી લાગે છે તે આ છે: બંને બાજુના કોમી આગેવાનો ઉપલા વર્ગના, પ્રગતિવિરોધી એવા એક નાનકડા સમુદાયના પ્રતિનિધિઓ છે, અને તેઓ તે વર્ગના સ્વાર્થ માટે આમવર્ગની ધાર્મિક શ્રદ્ધાનો દુરુપયોગ કરી તેનો ગેરલાભ લે છે. બંને પક્ષો આર્થિક પ્રશ્નોને દાબી રાખવા અને તેનો વિચાર કરવાનું ટાળવાનો શક્ય તેટલો પ્રયત્ન કરે છે. પણ જલદી જ એવો સમય આવશે કે જ્યારે એ પ્રશ્નો વધારે વખત દાબી રાખી શકાશે નહિ અને તે વખતે જરૂર બંને પક્ષના કોમી આગેવાનો વીસ વરસ ઉપર આગાખાને આપેલી ચેતવણી પોકારશે કે સર્વે મધ્યમમાર્ગીઓએ અંતિમમાર્ગવાળાઓ સામે એક દળમાં એકત્ર થવું જોઈએ. કેટલેક અંશે આજે પણ આ જોઈ શકાય છે. કારણકે હિંદુ અને મુસલમાન કોમવાદીઓ એકબીજા સામે જાહેરમાં ગમે તેટલા હુમલા કરતા હોય, છતાં ધારાસભા અને બીજે ઠેકાણે પ્રગતિવિરોધી કાયદાઓ પસાર કરવામાં તેઓ સરકાર સાથે સહકાર જ કરે છે. ઓટાવા કરાર ઉપર એ ત્રણે મંડળો એક થઈ ગયા હતાં.

એ પણ યાદ રાખવા જેવું છે કે હજી સુધી ઇંગ્લંડના પ્રગતિવિરોધી મંડળના અતિ નરમ પક્ષ સાથે આગાખાનનો ગાઢ સંબંધ ચાલુ જ છે. ઑક્ટોબર ૧૯૩૪માં લૉર્ડ લૉઈડના પ્રમુખપદ નીચે થયેલા બ્રિટિશ નેવી લીગના ખાણામાં તે મુખ્ય અતિથિ હતા. બ્રિસ્ટલની કનઝર્વેટિવ કૉન્ફરન્સમાં લૉર્ડ લૉઈડ તરફથી થયેલી બ્રિટિશ નૌકાસૈન્ય વધારે મજબૂત કરવાની સૂચનાને એ ખાણામાં આગાખાને પૂરા ઉત્સાહપૂર્વક ટેકો આપ્યો હતો. એનો અર્થ એ કે એક હિંદી આગેવાનને શહેનશાહતના રક્ષણને માટે અને ઇંગ્લંડની સલામતી માટે એટલી ચિંતા લાગતી હતી કે ઇંગ્લંડનું સૈન્યબળ વધારવામાં મિ. બૉલ્ડવિન અથવા ત્યાંની 'રાષ્ટ્રીય' સરકાર કરતાયે આગળ જવા તે તૈયાર હતા. અને આ બધું, અલબત્ત, શાંતિ જાળવવા માટે થતું હતું!

બીજા મહિનામાં, એટલે નવેમ્બર ૧૯૩૪માં, એવા સમાચાર આવ્યા કે લંડનમાં એક સિનેમા ફિલ્મ ખાનગીમાં દેખાડવામાં આવી હતી; તેનો ઉદ્દેશ 'ઇસ્લામ જગત અને બ્રિટિશ શહેનશાહત વચ્ચે અચળ મિત્રતા સાધવાનો હતો.' કહે છે કે આ મિજલસના માનવંતા પરોણા આગાખાન અને લૉર્ડ લૉઇડ હતાં. આપણા દેશના રાજકારણમાં જેવી સપ્રુ-જયકરની જોડી જામી છે તેવી જ અખંડ જોડી સામ્રાજ્યને લગતી બાબતોમાં આગાખાન અને લૉર્ડ લૉઇડ એ બે જણાની જામી છે; તેમનાં હૃદયો બે છતાં જાણે તેનો એકસાથે જ ધબકારો થાય છે. અને આ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે જે સમયે એ બે જણા આ રીતે એકબીજાની સાથે વારંવાર ગોઠડી કરતા હતા તે જ વખતે લૉર્ડ લૉઇડ અધિકારારૂઢ પ્રગતિવિરોધી આગેવાનો સામે અને ત્યાંની 'રાષ્ટ્રીય' સરકાર સામે, હિંદુસ્તાનને વધારેપડતું આપી દેવાની નબળાઈ બતાવવા માટે તીખો અને નિષ્ઠુર હુમલો ચલાવી રહ્યો હતો.[1]

થોડા વખતથી મુસલમાન કોમી આગેવાનોનાં ભાષણો અને નિવેદનોમાં એક જાણવા જેવો ફણગો ફૂટ્યો છે. વાસ્તવમાં એનું બહુ મહત્ત્વ નથી, પણ કોમવાદીઓની મનોદશાના દર્શક તરીકે એની કંઈક કિંમત હોય, જોકે ઘણા લોકોની એવી મનોદશા છે કે નહિ એ હું નથી જાણતો. છતાં એ વસ્તુને બહુ મહત્ત્વ આપવામાં આવ્યું છે. હિંદુસ્તાનનું 'મુસ્લિમ રાષ્ટ્ર', 'ઇસ્લામી સંસ્કૃતિ', હિંદુ અને ઇસ્લામી 'સંસ્કૃતિઓ' વચ્ચેનો આત્યંતિક વિરોધ, એવું એવું, આજે ભારપૂર્વક કહેવામાં આવે છે. આમાંથી અનુમાન તો એ જ નીકળેના—જોકે એમ ઉઘાડી રીતે કહેવામાં આવતું નથી—કે એ બે 'સંસ્કૃતિઓ' વચ્ચે સમતોલતા

૧. હમણાં થોડા વખત ઉપર બ્રિટિશ અમીરો અને હિંદુસ્તાનના મુસલમાનો—એ બન્ને અતિશય પ્રગતિવિરોધી વર્ગોનો સંઘ વધારે મજબૂત અને સંગઠિત કરવા માટે એક કાઉન્સિલ વિલાયતમાં સ્થાપવામાં આવી છે.

જાળવવા અને ઝઘડા અટકાવવા અંગ્રેજોએ હિંદુસ્તાનમાં યાવચ્ચંદ્ર-દિવાકરૌ રહેવું જોઈએ.

કેટલાક હિંદુ કોમી આગેવાનો પણ આવી જ જાતના વિચારો ધરાવે છે. ફેર એટલો જ છે કે તેઓ એમ માને છે કે તેમની બહુમતી હોવાથી તેમની છાપવાળી 'સંસ્કૃતિ' છેવટે વિજયી થશે.

હિંદ અને મુસલમાન 'સંસ્કૃતિઓ' અને 'મુસ્લિમ રાષ્ટ્ર'! આ શબ્દો ભૂતકાળના ઇતિહાસનાં અને વર્તમાન અને ભવિષ્યકાળનાં સ્વપ્નાંઓનાં કેવાં મોહક દશ્યો ઊભાં કરે છે! હિંદુસ્તાનમાં 'મુસ્લિમ રાષ્ટ્ર'! — એટલે કે એક રાષ્ટ્રમાં બીજું રાષ્ટ્ર, અને તે પણ એક જૂથમાં નહિ, પણ અચોક્કસ, વીખરાયેલું અને અનિશ્ચિત! રાજકીય દૃષ્ટિએ આ ભાવના બેહૂદી છે, આર્થિક દૃષ્ટિએ વિચિત્ર છે. ભાગ્યે જ વિચાર કરવાને પણ એ પાત્ર હોય. અને છતાં, એની પાછળ રહેલી મનોવૃત્તિને સમજવા માટે તે કંઈક મદદ કરે છે. મધ્યયુગોમાં અને ત્યારબાદ આવી કેટલીક જુદી જુદી અને એકબીજા સાથે ન ભળી શકનારી પ્રજાઓ એકત્ર રહેતી હતી. ઑટોમન સુલતાનોના શરૂઆતના દિવસોમાં ઇસ્તંબૂલ (કૉન્સ્ટૅન્ટિનોપલ)માં આવી દરેક પ્રજા જુદી રહેતી અને કેટલેક અંશે આંતરિક સ્વતંત્રતા ભોગવતી. દાખલા તરીકે લૅટિન ખ્રિસ્તીઓ, ઑર્થોડૉક્સ ખ્રિસ્તીઓ, યહૂદીઓ વગેરે: આ કાળ અતિદેશીય રાજ્યનીતિ* શરૂઆતનો હતો. આધુનિક સમયમાં પૂર્વનાં ઘણાં રાજ્યોને આ વસ્તુ એક બાઉ બની હતી. આથી 'મુસ્લિમ રાષ્ટ્ર'નો અર્થ એ કે 'રાષ્ટ્ર' જેવી કોઈ વસ્તુ જ નથી, કેવળ ધાર્મિક બંધન જ છે; એટલે કે હાલના અર્થમાં કોઈ જાતની રાષ્ટ્રીય ભાવના કેળવાવા દેવી જ ન જોઈએ; એટલે કે આધુનિક સંસ્કૃતિને નાંખી દઈ વળી પાછા મધ્યયુગના જમાનામાં આપણે જવું જોઈએ; એટલે કે, કાં તો

* પોતાની કે કોઈ પણ દેશની ભૌગોલિક સીમાની બહાર રહેનારા લોકો ઉપર તેમની જાત કે ધર્મને લીધે રાજકીય અધિકાર હોવો, તે અતિદેશીય રાજ્ય. —અા. હ.

આપઅખત્યાર સત્તા અથવા તો પરદેશી રાજ્ય હોવું જોઈએ; અને છેવટે એનો અર્થ એ કે મનની એક ભાવનાપ્રધાન સ્થિતિમાં રહી, જાણેઅજાણે વાસ્તવિક સ્થિતિ — ખાસ કરીને આર્થિક વસ્તુસ્થિતિ — પ્રત્યે આંખમીંચામણાં કરવાં એ સિવાય બીજું કશું ન હોવું જોઈએ. ભાવના ઘણીવાર તર્કશાસ્ત્રને ઊંધું વાળી શકે છે, અને ભાવનામાં વિચારદોષ રહેલો હોય છે તેટલા જ માટે આપણે તેની અવગણના કરી શકતા નથી. પણ આ 'મુસ્લિમ રાષ્ટ્ર' ની ભાવના તો એક થોડા કલ્પનાશીલ માણસોના મનનો જ તરંગ છે, અને વર્તમાનપત્રોએ તેને પ્રસિદ્ધિ ન આપી હોત તો ભાગ્યે જ કોઈ માણસોએ તેને વિષે કશું સાંભળ્યું પણ હોત. પણ ઘણા માણસો તેને માને તોપણ, વાસ્તવિક પરિસ્થિતિનો સ્પર્શ થતાં એ સાવ ઓગળી જનારી વસ્તુ છે.

એ જ પ્રમાણે હિંદુ અને મુસલમાન 'સંસ્કૃતિ' ને લગતા વિચારો વિષે પણ. 'રાષ્ટ્રીય' સંસ્કૃતિના દિવસો પણ હવે ઝપાટાબંધ વહી જતા ચાલ્યા છે. આખી દુનિયામાં કેવળ એક જ પ્રકારની સંસ્કૃતિ નિર્માણ થતી ચાલી છે. ભિન્ન ભિન્ન રાષ્ટ્રો પોતાની કેટલીક ખાસ બાબતો — જેમકે ભાષા, ટેવો, વિચારપદ્ધતિઓ વગેરે — ટકાવી રાખે, અને લાંબો વખત સુધી રાખશેયે ખરી, પણ યંત્રયુગ અને વિજ્ઞાન — તેના વેગભર્યા પ્રવાસ, દુનિયાના બનાવોની સતત જાહેરાત, રેડિયો, સિનેમા, વગેરે દ્વારા — પ્રજાઓને વધારે ને વધારે એકરંગી કરતી જશે. આ પરિણામ અનિવાર્ય છે, અને તે સામે કોઈથી ઝઘડી શકાવાનું નથી; માત્ર આધુનિક સભ્યતાનો સમૂળગો નાશ કરી નાખનાર કોઈ જગવ્યાપી ઘટના જ તેને અટકાવી શકશે. હિંદુઓ અને મુસલમાનોની જીવનની પરંપરાગત ફિલસૂફીમાં ઘણા ભેદ છે એ વાત સાચી. પણ વર્તમાન વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક જીવનના દૃષ્ટિબિંદુ સાથે એ બન્ને સંસ્કૃતિઓનો મુકાબલો કરીએ તો તેમની વચ્ચેનો ભેદ ભાગ્યે જ વર્તી શકાય એવો છે; કારણકે ખરું અહુ મોટું અંતર તો વર્તમાન સંસ્કૃતિ અને એ બે સંસ્કૃતિઓ વચ્ચે છે. હિંદુસ્તાનમાં ખરો વિરોધ હિંદુ અને મુસલમાન

સંસ્કૃતિઓ વચ્ચે નથી, પણ એક બાજુએ એ બે સંસ્કૃતિઓ અને બીજી બાજુ વિજયવતી આધુનિક વૈજ્ઞાનિક સંસ્કૃતિ વચ્ચે છે. જેઓ 'ઇસ્લામની સંસ્કૃતિ' ને સાચવી રાખવા ઇચ્છતા હોય — (એ શબ્દનો જે અર્થ થતો હોય તે) — તેમણે હિંદુ સંસ્કૃતિનો ડર રાખવા જેવું નથી, પણ પશ્ચિમના પેલા રાક્ષસ સામે ખડા થવાનું છે. મને પોતાને તો શંકા જ નથી કે હિંદુ અને મુસલમાન બન્નેના વર્તમાન વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક સંસ્કૃતિનો વિરોધ કરવાના સર્વે પ્રયત્નો નિષ્ફળ જ જવાના છે. અને એ નિષ્ફળતા જોઈ મને બિલકુલ ખેદ થવાનો નથી. જ્યારે આગગાડી અને એવાં બીજાં સાધનો અહીં આવ્યાં ત્યારે જ અજાણે અને અનિચ્છાએ પણ આપણે એ સંસ્કૃતિને વરી ચૂક્યા. સર સૈયદ અહમદખાંએ અલીગઢ કૉલેજ સ્થાપી ત્યારે જ હિંદુસ્તાનના મુસલમાનોની વતી તેઓ એ સંસ્કૃતિને વરી ચૂક્યા હતા. ખરી રીતે આમાં આપણને પસંદ નાપસંદ કરવાની તક જ નહોતી. ડૂબતો માણસ જે કંઈ હાથમાં આવે તેને પકડવાની પસંદગી કેટલી ઇચ્છાપૂર્વક કરી શકે?

પણ આ 'ઇસ્લામી સંસ્કૃતિ' છે શું? શું એ આરબો, ઈરાનીઓ, તુર્કો વગેરેનાં મહાન પરાક્રમોનો કોઈ પ્રકારનો જાતીય ઇતિહાસ છે? કે શું એ કોઈ ભાષાનું નામ છે? કે શું કોઈ ખાસ પ્રકારનાં કળા અને સંગીત છે? કે રિવાજો છે? વર્તમાન ઇસ્લામી કળા કે વર્તમાન ઇસ્લામી સંગીતનો કોઈ ઉલ્લેખ કરતું હોય એવું મારી જાણમાં નથી. જે બે ભાષાઓએ હિંદુસ્તાનમાં મુસલમાન વિચારસરણી પર વધારે અસર પાડી છે તે અરબી અને વિશેષ કરીને ફારસી છે. પણ ફારસીની અસરમાં ધર્મનો ભાગ ભાગ્યે જ છે. ફારસી ભાષા અને ઘણા ફારસી રીતરિવાજો અને રૂઢિઓ હજારો વર્ષ દરમિયાન હિંદુસ્તાનમાં આવ્યાં, અને આખા ઉત્તર હિંદુસ્તાન પર તેમણે પોતાનો પ્રબળ પ્રભાવ પાડ્યો. ઈરાન એ પૂર્વના દેશોનું ફ્રાન્સ હતું, અને પોતાના સર્વ પાડોશીઓને પોતાની ભાષા અને સભ્યતા મોકલતું હતું. એનો અમૂલ્ય વારસો હિંદુસ્તાનમાં આપણને સૌને સરખી રીતે મળેલો છે.

ઇસ્લામી પ્રજાઓ અને દેશોના ભૂતકાળનાં પરાક્રમોનું અભિમાન એ કદાચ ઇસ્લામને સંગઠિત કરનાર સૌથી જબરદસ્ત

રેવણુ છે. અનેક મુસ્લિમ જાતિઓના આ મહાન ઇતિહાસ માટે મુસલમાનોને કોઈને દ્વેષ થાય છે ખરો? જ્યાંસુધી તેઓ તેને યાદ રાખવા અને સંઘરી રાખવા ચાહે ત્યાંસુધી કોણ તેમની પાસેથી તે ઝૂંટવી શકે એમ છે? ખરી રીતે તો એ ભૂતકાળનો ઇતિહાસ કેટલેક અંશે આપણો બધાનો એક મહિયારો વારસો છે. કારણકે યુરોપના હુમલાઓ સામે આપણને સૌને સંગઠિત કરનારું એશિયાવાસીનું સગપણ આપણે તેમાં અનુભવીએ છીએ. મને યાદ છે કે જ્યારે જ્યારે મેં આરબોના સ્પેઇન સાથેના કે ખ્રિસ્તીઓ સાથેનાં ધર્મયુદ્ધોનાં વર્ણન વાંચ્યા છે, ત્યારે મારી સહાનુભૂતિ હમેશા આરબો પ્રત્યે જ ઢળી છે. વિચારમા હુ નિષ્પક્ષપાત અને તટસ્થ રહેવા પ્રયત્ન કરતો રહું છુ; પણ ગમે તેટલો પ્રયત્ન કરુ તોપણ મારામાં રહેલુ એશિયા પ્રત્યેનુ મમત્વ એશિયાની પ્રજાઓને લગતી કાઈ વાત આવે ત્યારે મારી ન્યાયવૃત્તિ પર અમર ઉપજાવ્યા વિના રહેતું નથી

આ 'ઇસ્લામી સસ્કૃતિ' એટલે શુ તે સમજવા માટે મેં ઘણો પ્રયત્ન કર્યો. છતાં, મારે કબૂલ કરવુ જોઈએ કે હું એ સમજી શક્યો નથી. ઉત્તર હિંદુસ્તાનના મધ્યમવર્ગના મુસલમાનો તેમજ હિંદુઓનો એક એવો મુઠ્ઠીભર વર્ગ છે ખરો કે જે ફારસી ભાષા અને પરપરાથી રગાયેલો છે પણ સામાન્ય જનતા તરફ જોઈએ તો 'ઇસ્લામી સસ્કૃતિ'ના ચિહ્નો એટલે બહુ લાંબા નહિ અને બહુ ટૂકા નહિ એવા એક ખાસ ઘાટના પાયજામા, એક ખાસ રીતે મૂછને ઓડાવવા કે કાતરવાની રીત, માથે દાઢી વધારવાનો રિવાજ, અને ખાસ વાકનાળી લાબી નાળીવાળો લોટો, એટલાં ગણાવી શકાય. એની સામેના હિંદુ રિવાજોમા ધોતિયાનો ઉપયોગ, ચોટલી વધારવાની રીત અને એક બીજી જાતનો લોટો મૂકી શકાય. ખરું પૂછતાં, આ ભેદો પણ શહેરોમા જ જોવામાં આવે છે અને આજે ભૂસાતા જાય છે. મુસલમાન ખેડૂતો અને કારીગરોને હિંદુઓથી ભાગ્યે જ જુદા પાડી શકાય છે. ભણેલા મુસલમાનો હવે ક્વચિત જ દાઢી વધારે છે, જોકે અલીગઢમાં ફેઝ (ગુચ્છા) વાળી લાંબી, લાલ, તુર્કી ટોપી પહેરવાનો હજી શોખ છે. (આ ટોપીને તેઓ તુર્કી નામ

આપે છે, પણ તુર્કસ્તાને તો એને રજા આપી દીધી છે.) મુસલમાન સ્ત્રીઓ સાડીને અપનાવતી જાય છે અને ધીમે ધીમે પર્દામાંથી નીકળતી જાય છે. આમાંની કેટલીક ટેવો મને પ્રિય નથી; અને દાઢી, મૂછ કે ચોટલી માટે મને ભાવ નથી. જોકે મારા શોખો બીજા પર મારાથી લાદી શકાય નહિ; છતાં મારે કબૂલ કરવું જોઈએ કે દાઢીની બાબતમાં અમાનુલ્લાએ કાબુલમાં કૂતલો કાઢી જે કાતર ચલાવવા માંડી હતી તેથી હું રાજી થયો હતો.

મારે કહેવું જોઈએ કે જે હિંદુઓ અને મુસલમાનો હમેશાં ભૂતકાળ તરફ જુએ છે અને પોતાના હાથમાંથી ચાલી જતી બાબતોને પરાણે પકડી રાખવા પ્રયત્ન કરે છે તેઓની સ્થિતિ મને બહુ દયામણી લાગે છે. હું ભૂતકાળને વખોડવા કે કાઢી નાખવા ઇચ્છતો નથી. આપણા ભૂતકાળની અંદર કેટલીયે અસાધારણ ખૂબીઓ છે. એ બધું ટકી રહેશે જ એની મને શંકા નથી. પણ આ લોકો જેને વળગે છે તે એ ખૂબીઓને નહિ, પણ નજીવી અને ઘણીવાર તો નુકસાનકારક એવી વસ્તુઓને વળગે છે.

છેલ્લાં કેટલાંક વર્ષોમાં હિંદુસ્તાનના મુસલમાનોને ઉપરાઉપરી ઠીક આઘાતો પહોંચ્યા છે અને તેમના કેટલાક બહુ માનીતા ખ્યાલોનો ચૂરો થઈ ગયો છે. ઇસ્લામના ખેરખાહ તુર્કસ્તાને ખિલાફત — જેને માટે હિંદુસ્તાને ૧૯૨૦માં બહાદુરીભરી લડત ઉઠાવી હતી તે — નો અંત આણ્યો છે એટલું જ નહિ, પણ એક પછી એક ધર્મથી વેગળાં જનારાં પગલાં લેતું ગયું છે. તુર્કસ્તાનના નવા રાજ્યબંધારણમાં એક કલમ એવી છે ખરી કે તુર્કસ્તાન એક મુસલમાન રાજ્ય છે. છતાં, કોઈ ભ્રમમાં ન પડે તે માટે, ઈ. સ. ૧૯૨૭માં કમાલપાશાએ જણાવ્યું હતું કે "તુર્કસ્તાનના બંધારણમાં એ મુસલમાન રાજ્ય છે એવી જે કલમ છે, તે વહેલામાં વહેલી તકે નીકળી જવા સરજાયેલી માત્ર તાત્કાલિક સમજૂતી છે." હું ધારું છું કે આ ચેતવણીનો તેણે પાછળથી અમલ પણ કર્યો છે. ઇજિપ્ત વધારે સાવચેતીથી પગલાં ભરે છે, છતાં આ જ દિશામાં તે જતું જાય છે, અને પોતાના

રાજકારણને પોતાના ધર્મથી અલગ રાખે છે. એ જ પ્રમાણે અરબ રાજ્યો પણ: જોકે અરબસ્તાન પોતે વધારે પછાત હોવાથી તેમ કરતું નથી. ઈરાન પોતાની સંસ્કૃતિના ઉદ્ધાર માટે મુસલમાન કાળની પહેલાંના ઇતિહાસ ભણી દૃષ્ટિ વાળે છે. જ્યાં જુઓ ત્યાં ધર્મ પાછળ હઠતો જાય છે અને રાષ્ટ્રીય ભાવના પસારો કરતી આવે છે. અને રાષ્ટ્રવાદની પાછળ સામાજિક અને આર્થિક પરિભાષામાં રજૂ થનારા અનેક વાદો આવતા જાય છે. ત્યારે આ 'મુસ્લિમ રાષ્ટ્ર' અને 'ઇસ્લામી સંસ્કૃતિ'નું ભાવી શું? એ શું ભવિષ્યમાં કેવળ કલ્યાણકારી બ્રિટિશ રાજ્યના ગુણગાન કરનારા ઉત્તર હિંદુસ્તાનના લોકોમાં જ જળવાઈ રહેશે કે?

પ્રગતિનો અર્થ એ થતો હોય કે વ્યક્તિએ રાજકારણની બાબતમાં વધારે વિશાળ દૃષ્ટિ કરવી, તો આપણા કોમવાદીઓએ તેમજ આપણી સરકારે જાણીજોઈને અને યુક્તિપૂર્વક એ પ્રગતિનો વિરોધ કરવાનું, એટલે રાજકારણમા સંકુચિત દૃષ્ટિ રાખવાનું જ કામ કીધું છે.

## ૫૭

## દુસ્તર ઘાટ

ક્યારેય પણ હું પકડાઉં અને જેલ જાઉં એ ધાસ્તી મારે માટે હમેશ ઊભી હતી જ. દેશમાં ઑર્ડિનન્સનું રાજ્ય ચાલતું હતું અને મહાસભા તો ગેરકાયદા સંસ્થા હતી, એટલે એ કેવળ ધાસ્તી જ નહિ, પણ લગભગ ખાતરી જ કહી શકાય. અંગ્રેજી રાજ્યની ખાસિયત અને મારી ખાસિયત બન્નેનો વિચાર કરતાં મારું જેલમાં પુરાવું અનિવાર્ય લાગતું હતું. આ સતત ઊભેલા સંભવની મારા કામ ઉપર અસર થતી. કોઈ પણ કામ હું નિરાંત વાળીને કરી શકતો નહિ, અને જેટલું થઈ શકે તેટલું કરી નાખવાની મને ઉતાવળ લાગતી.

છતાં જેલને નોતરવાની મને ઇચ્છા નહોતી. ઊલટું તેથી જેલમાં જવું પડે એવી પ્રવૃત્તિઓને હું બને તેટલી ટાળતો હતો. મારા પ્રાંતમાં તેમજ બહાર પ્રવાસ કરવા મને વારંવાર આમંત્રણો આવતાં હતાં, પણ તે હું સ્વીકારતો નહોતો; કારણકે એવો ભાષણનો કાર્યક્રમ સરકાર સામે પ્રચારકામ કરવાનો જ થઈ શકે, અને તેથી કોઈ પણ ક્ષણે સરકાર તેનો અંત આણી શકે. મારે માટે તે વખતે કોઈ અધવચ થોભવાનું ઠેકાણું જ નહોતું. જ્યારે હું કોઈ બીજાં કામ માટે કોઈ જગ્યાએ જતો — જેમકે ગાંધીજી જોડે કે કાર્યવાહક સમિતિના સભ્યો જોડે સલાહમસલત કરવા — ત્યારે હું જાહેર ભાષણો આપતો અને ત્યાં છૂટથી બોલતો. જબલપુરમાં એક વિરાટ સભા અને હબદબાલપુરમાં સરઘસ થયાં હતાં. દિલ્હીમાં મેં કોઈ દિવસ ન જોયેલી એવી પ્રચંડ સભા થઈ હતી. આ સભાઓની સફળતા જ કહી આપતી હતી કે એવું વારંવાર બને તો તે સરકાર સહન કરી શકશે નહિ. દિલ્હીમાં સભા થયા પછી તરત જ જોરથી અફવા ફેલાઈ કે મને પકડવાના છે. પણ એમાંથી તો હું ઊગરી ગયો અને રસ્તામાં—અલીગઢમાં

યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ આગળ એક ભાષણ આપી અલ્હાબાદ પહોંચી ગયો.

જે વખતે સરકાર બધી જાતની રાજકીય ચળવળ દાબી દેવા પ્રયત્ન કરતી હતી તે વખતે રાજકીય સિવાયની જાહેર ચળવળોમાં ભાગ લેવાનું મને પસંદ પડતું નહોતું મહાસભાના કાર્યકર્તાઓમાં સાવ મામૂલી પ્રવૃત્તિઓમાં પડી જઈ રાજદ્વારી ચળવળથી પોતાને બચાવી લેવા પ્રત્યે એક જબરું વલણ માગ જોવામાં આવ્યું એ પ્રવૃત્તિઓ સ્વતંત્રપણે તો ઇષ્ટ હતી, પણ લડત સાથે એનો કશો સંબંધ નહોતો આ વલણ સાવ સ્વાભાવિક હતું, પણ મને લાગ્યું કે એ ક્ષણે તો એવા વલણને ઉત્તેજન આપવું ન જોઈએ

૧૯૩૩ના ઑક્ટોબરના મધ્યમાં સંયુક્ત પ્રાંતના મહાસભાના કાર્યકર્તાઓની અલ્હાબાદમાં અનેક સભાઓ અમે બોલાવી; તેનો ઉદ્દેશ દેશની પરિસ્થિતિનો વિચાર કરી ભવિષ્યનો કાર્યક્રમ વિચારવાનો હતો. પ્રાંતિક સમિતિ હજી ગેરકાયદા ગણાતી હતી, અને અમારો ઉદ્દેશ કાયદો તોડવાનો નહિ પણ માત્ર મળવાનો જ હોવાથી અમે એ સમિતિની રીતસર બેઠક બોલાવી નહોતી પણ જેલ બહાર જેટલા સભાસદો હતા તેમને તથા બીજા કેટલાક ચૂંટેલા કાર્યકર્તાઓને ખાનગી મસલતને માટે અમે નોતર્યા હતા. અમારી સભાઓ ખાનગી હતી, પણ એમાં છૂપું કશું જ નહોતું અને સરકાર એમાં કાંઈ વિઘ્ન નાખશે કે નહિ તે અમે છેલ્લી ઘડી સુધી જાણતા નહોતા આ સભાઓમાં અમે દુનિયાની પરિસ્થિતિ ઉપર ખૂબ વિચાર કર્યો — વસ્તુઓના ભાવો બેસી જવાને લીધે થયેલી સ્થિતિ, નાત્ઝીવાદ, સામ્યવાદ વગેરે આ ચર્ચામાં મુખ્ય વિષયો હતા. અમારી ઇચ્છા એ હતી કે અમારા સાથીઓ આખી દુનિયામાં શું ચાલી રહ્યું છે તે જાણી તેને આંખ આગળ રાખી આપણી લડતને સમજે. છેવટે આ મંડળે આપણા ધ્યેયને વિષે એક સમાજવાદી ઠરાવ પસાર કર્યો અને સવિનય ભંગની લડત બંધ કરવાની વિરુદ્ધ પોતાનો મત જાહેર કર્યો. અલબત, દરેક જણ જાણતા જ હતા કે મોટા પાયા પર સવિનય ભંગ ચલાવી શકાય એવો સંભવ નહોતો અને વ્યક્તિગત

સવિનય ભંગ પણ જલદી જ પડી ભાંગે અથવા બહુ નાના પાયા પર ચાલુ રહે એવી ધાસ્તી હતી. પણ સરકારની આપણી સામેની લડત અને ઑર્ડિનન્સોનું રાજ્ય ચાલુ હોવાથી લડતને પાછી ખેંચી લેવાથી કશો જ ફરક પડે એમ નહોતું. આથી, અમલની દૃષ્ટિએ નહિ, પણ કેવળ અમારી મનોવૃત્તિના ચિહ્નરૂપે અમે કાગળ પર સવિનય ભંગને ચાલુ રાખવાનો ઠરાવ કર્યો. છતાં કાર્યકર્તાઓને અમારી સૂચનાઓ તો એ હતી કે તેમણે જેલ વહોરી લેવા માટે કંઈ ખાસ પગલાં લેવાં નહિ; તેમણે પોતાનું હંમેશનું કામ કર્યાં જવું અને એમ કરતાં જો જેલ આવે તો તેને ખુશીથી વધાવી લેવી. ખાસ કરીને ગામડાંઓની સાથે પોતાનો સંબંધ ફરીથી સ્થાપવો અને, એક બાજુથી ગણોતની ગાણી અને બીજી બાજુથી સરકારનું દમન એને પરિણામે ખેડૂતોની શી હાલત થઈ છે તેની તપાસ કરવી. નાકરની લડતનો તો તે વખતે સવાલ જ નહોતો. પૂનાની પરિષદ પછી એ લડત રીતસર ખેંચી લેવામાં આવી હતી અને તેથી દેખીતું હતું કે એ પરિસ્થિતિમાં તે ફરીથી ઉપાડી શકાય એ શક્ય નહોતું.

આ કાર્યક્રમ બહુ જ હળવો અને બિનલડાયક હતો. દેખીતી રીતે જ એમાં કશું ગેરકાયદેસર નહોતું. છતાં અમારી ખાતરી હતી કે એને પરિણામે પકડાપકડી થશે. જેવા અમારા કાર્યકર્તાઓ ગામડાંઓમાં ગયા તેવા જ તેમને પકડી લેવામાં આવ્યા, અને નાકરની ચળવળ કરવાનો તેમના પર ખોટો આરોપ મૂકવામાં આવ્યો, અને સજાઓ ઠોકવામાં આવી. (ઑર્ડિનન્સ દ્વારા નાકરની ચળવળને ગેરકાયદેસર ઠરાવવામાં આવી હતી.) મારા ઘણાખરા સાથીઓના પકડાઈ ગયા પછી આ ગામડાંઓમાં જવાનો મારો વિચાર હતો, પણ એક નહિ તો બીજી પ્રવૃત્તિમાં મારે રોકાઈ જવું પડ્યું અને તેથી મારે એ મુલાકાત ઠેલ્યા કરવી પડી, તે એટલે સુધી કે આખરે બહુ મોડું થઈ ગયું.

આ મહિનાઓ દરમિયાન કાર્યવાહક સમિતિના સભાસદો અખિલ ભારતીય પરિસ્થિતિનો વિચાર કરવા માટે બેચાર બેગા થયા હતા. સમિતિ પોતે તો અસ્તિત્વમાં જ નહોતી — બેકાયદા

હતી તેટલા માટે નહિ, પણ પૂનામાં ગાંધીજીએ કરેલી સૂચનાથી બધી સમિતિઓ સમેટી લેવામાં આવી હતી એટલે કોઈ પ્રમુખ મંત્રી રહ્યા જ નહોતા. મારી સ્થિતિ વિચિત્ર હતી, કારણ કે જેલમાંથી છૂટયા પછી મેં આ સંયમનો ફતવો માનવાનો ઇન્કાર કર્યો અને મહાસભાના મુખ્ય મંત્રી તરીકે પોતાને ઓળખાવવાનો આગ્રહ રાખ્યો. પણ મારું મંત્રીપણું હવામાં જ હતું. મહાસભાની કચેરી નહોતી, માણસો નહોતા, કામચલાઉ પ્રમુખ નહોતા અને જોકે ગાંધીજીની સલાહમસલત હમેશાં મળી શકતી, છતાંયે આ વખતે તેઓ પોતાની અખિલ ભારતીય મહાયાત્રાઓ પૈકી એક — હરિજન કાર્યની — યાત્રામાં ગૂંથાયેલા હતા. જબલપુર અને દિલ્હીમાં અમે એમને મળવાની તક સાધી લીધી અને કાર્યવાહક સમિતિના સભ્યોની ત્યાં સલાહમસલત થઈ. એ ચર્ચાઓમાં જુદાજુદા સભાસદોની વચ્ચેના મતભેદ સ્પષ્ટ થયા. એક દુસ્તર ઘાટ આગળ અમે સર્વે ઊભા હતા, અને બધાને રુચે એવો કોઈ ઉતાર દેખાતો નહોતો. એક પક્ષ સવિનય ભંગ ખેંચી લેવાની તરફેણમાં હતો અને બીજો તેની વિરુદ્ધ હતો. ગાંધીજીના મત ઉપર જ આખો નિર્ણય લટકેલો હતો. હજી સુધી તેમનો અભિપ્રાય ચાલુ રાખવાની તરફેણમાં હોવાથી પરિસ્થિતિ જેમની તેમ ચાલુ રહી.

મહાસભાના કાર્યકર્તાઓ વચવચમાં મહાસભા તરફથી ધારાસભાઓની ચૂંટણીઓ લડવાનો પ્રશ્ન વિચારતા હતા. પણ કાર્યવાહક સમિતિના સભ્યોને હજુ તેમાં રસ પડ્યો નહોતો. એ પ્રશ્ન જ હજુ ઊઠતો નહોતો; દેખીતી રીતે એનો સમય જ થયો નહોતો. હજુ બીજાં બે ત્રણ વરસ સુધી 'સુધારાઓ' અમલમાં આવે એમ નહોતું અને વડી ધારાસભાની તાજેતર ચૂંટણી થાય એવી તે વખતે વાત પણ નહોતી. મને પોતાને ચૂંટણીઓ લડવાની સામે કોઈ તાત્ત્વિક બાધ નહોતો, અને હું ખાતરીથી માનતો હતો કે વખત આવ્યે મહાસભાને એમાં ભાગ લેવો જ પડશે; પણ તે વખતે એ પ્રશ્ન ઉપાડવો એટલે લોકોનું ધ્યાન વ્યગ્ર કરવા બરાબર હતું. હું આશા રાખતો હતો કે આપણી લડાઈ ચાલુ રાખવાથી આપણી સામે ખડા થતા મુદ્દાઓ સાફ થઈ જશે અને સિદ્ધાંતો સાથે બાંધછોડ

કરવાવાળા વર્ગના હાથમાં પરિસ્થિતિની લગામ, ચાલી જતી અટકશે.

દરમ્યાનમાં મારું છાપાંઓમાં લેખો અને નિવેદનો મોકલવાનું ચાલુ જ હતું. કેટલેક અંશે મારે મારાં લખાણોને મોળાં કરવાં પડતાં હતાં. કારણકે તે છપાવવાના ઉદ્દેશથી લખાતાં હોવાથી એમને સરકારી ચોકીદારની આંખોથી અને બીજા કાયદાઓના દશે દિશામાં ફેલાયલા પંજામાંથી બચવાનું હતું. વળી મારી જોખમો ખેડવાની તૈયારી હોય તોયે મુદ્રકો, પ્રકાશકો અને તંત્રીઓની તેવી તૈયારી નહોતી. છતાં એકંદરે છાપાવાળાઓ મારી પ્રત્યે ભલાઈ રાખતા, અને કેટલીયવાર મને અનુકૂળ થવા મહેનત લેતા. છતાં એવું હંમેશાં થતું નહિ. કેટલીવાર મારાં નિવેદનો અથવા તેમાંના ફકરાઓ કાપી નાખવામાં આવતા, અને એકવાર મેં બહુ મહેનત લઈ લખેલો મારો એક લાંબો લેખ પ્રગટ થવા પામ્યો જ નહિ. ૧૯૩૪ના જાન્યુઆરીમાં જ્યારે હું કલકત્તા ગયો ત્યારે ત્યાંના એક આગેવાન દૈનિક પત્રના તંત્રી મને મળવા આવ્યા હતા. તેણે મને કહ્યું કે એણે મારું એક નિવેદન કલકત્તાના 'સર્વપત્ર મહાતંત્રી'ને અભિપ્રાય માટે મોકલ્યું હતું, અને એ 'મહાતંત્રી'એ તે નાપસંદ કરેલું હોવાથી છાપી શકાયું નહોતું. 'સર્વપત્ર મહાતંત્રી' એટલે કલકત્તાનો વર્તમાનપત્રોનો સરકારી ચોકીદાર.

છાપાવાળાઓ સાથેની મારી કેટલીક મુલાકાતોમાં અને નિવેદનોમાં મેં કેટલાંક મંડળો અને વ્યક્તિઓ સામે આકરી ટીકા કરવાની હિંમત કરી હતી. આથી કેટલાકને રીસ ચડી હતી. કારણકે એવો એક ખ્યાલ પસરેલો હતો કે સામો ઘા પડવાની ધાસ્તી રાખ્યા વિના મહાસભા ઉપર તો ગમે તેવા હુમલા કરી શકાય. આવો ખ્યાલ ફેલાવવામાં અંશતઃ ગાંધીજી કારણભૂત હતા. એઓ પોતે કદી હુમલાઓનો જવાબ વાળતા નહિ, અને ઓછાવત્તા પ્રમાણમાં મહાસભાના આગેવાનો એમને અનુસરતા. કોઈકવાર આમાં અપવાદ જરૂર થતા. ઘણીવાર અમે લોકો બહુ મોઘમ અને સારી દેખાતી ભાષાને વળગતા, અને આથી અમારા ટીકાકારોને પોતાની ખોટી દલીલો અને સમય પ્રમાણે પાઘડી

ફેરવવાની નીતિનો આશ્રય લેવો સહેલો થઈ પડતો હતો. બન્ને પક્ષો સાચા મુદ્દાઓને વિચારવાનું પડતું મૂકતા, અને સીધી સામસામા ઘા કરવાની અને ઝીલવાની લડત લાગ્યે જ થતી. પશ્ચિમના દેશોમાં તો—સિવાય કે જ્યાં ફાસિઝમ પ્રવર્તે છે—આવી ચર્ચા સામાન્ય છે.

જેના અભિપ્રાય માટે મને બહુ માન છે એવાં એક બહેને મને એકવાર લખ્યું કે મારા છાપાઓમાંનાં નિવેદનમાં હું જે પ્રતીખાશ બતાવું છું, તેથી તેને જરા આશ્ચર્ય થયું હતું, અને હું લગભગ બિલાડીની જેમ નહોર દેનારો થઈ ગયો હતો. મને વિચાર આવતો કે આ શું મારી આશાઓનો 'પરાજય' થવાનું પરિણામ હતું? કેટલેક અંશે આ વાત સાચી પણ હતી; કારણકે રાષ્ટ્રીય દૃષ્ટિએ આપણે સર્વે 'પરાજય'ની મનોદશાથી પીડાઈએ છીએ. અંગત રીતે પણ એ કંઈક અંશે સાચું હોય, છતાં એવી કોઈ લાગણીનું મને સ્પષ્ટ ભાન નહોતું. કારણકે અંગત રીતે હું દબાઈ ગયો હોઉં કે નિષ્ફળ ગયો હોઉં એવી વૃત્તિ મારામાં જન્મી નહોતી. જ્યારથી રાજકારણમાં ગાંધીજીનો પરિચય થયો ત્યારથી ઓછામાં ઓછી આ એક વસ્તુ હું એમની પાસેથી શીખ્યો છું કે મારા મનમાં જે કંઈ વિચારો ઊઠે તેને પરિણામની ધાસ્તીથી દાબી રાખવા નહિ. મારી આ ટેવે રાજકીય ક્ષેત્રમાં (બીજાં ક્ષેત્રોમાં એનો અમલ કરવો વધારે કઠણ અને જોખમભર્યો થાય) મને ઘણીવાર મુશ્કેલીમાં ઉતાર્યો છે; પણ સાથે ઘણું સમાધાન પણ આપ્યું છે. મને લાગે છે કે આને લીધે જ આપણામાંના ઘણા જણ હૃદયના બળાપાઓ અને ખરાબમાં ખરાબ પ્રકારના પરાજયોથી બચી ગયા છે. વળી ઘણા લોકો આપણે વિષે પ્રેમની લાગણી ધરાવે છે એ વિચારથી ઠીક આશ્વાસન મળે છે, અને પરાજય અથવા નાસીપાસીનું ઝેર ઊતરી જાય છે. મને લાગે છે કે બધી લાગણીઓમાં સૌથી દુઃખમય લાગણી તે આપણે એકલા પડયા છીએ, કોઈ આપણો ભાવ પૂછતું નથી, એ છે.

પણ, છતાંયે, આ વિલક્ષણ, દુઃખમય સંસારમાં એકલવની લાગણીમાંથી કેમ બચી શકાય? કેટલીયેવાર બધું જુદી રીતે

જ જતું જણાય છે, અને જોકે કામ કર્યા કરીએ છીએ છતાં, જે જાતની માનવસામગ્રી આજુબાજુ દેખાય છે, તે તરફ દૃષ્ટિ નાખતાં શંકાના વમળમાં સપડાઈ જવાય છે. જે બનાવો બનતા હોય છે અને જે સ્થિત્યંતરો થાય છે તેની સામે તેમજ વ્યક્તિઓ અને મંડળોની સામે મને ઘણીવાર ગુસ્સો કે ચીડ ચડે છે, એ વાત સાચી છે, એમ મારે કબૂલ કરવું જોઈએ. અને હમણાં હમણાં દીવાનખાનામાં બેઠા બેઠા જીવનનો વિચાર કરવાની પદ્ધતિથી મને વધારે ને વધારે ચીડ ચડે છે કારણ એ પદ્ધતિ ખરા મુદ્દાઓની અવગણના કરે છે. અને એને છેડવામાંયે અવિનય માને છે, કારણકે, એને લીધે પોતાના ખીસા પર અથવા પોતાની વહાલી કરી રાખેલી માન્યતાઓ પર ધાડ આવતી હોય છે. પણ આ બધા રોષ, પરાજય, અને 'બિલાડા'પણા છતાં, હું માનું છું કે મારી પોતાની કે બીજાઓની મૂર્ખતાઓમાંથી વિનોદ મેળવવાની શક્તિ હજી હું ખોઈ બેઠો નથી.

'પરમકૃપાળુ પરમાત્મા' વિષેની લોકોની શ્રદ્ધા વિષે મને ઘણીવાર આશ્ચર્ય થાય છે; આઘાત પર આઘાત પડ્યા છતાં એ કેમ ટકી શકે છે, અને વિપત્તિને તેમજ કૃપાળુતાના અભાવને જ શ્રદ્ધાની મહાન કસોટી કેમ માની શકાય છે, તે હું સમજી શકતો નથી. જેરાર્ડ હોપકિન્સની પેલી સુંદર લીટીઓનો પડઘો અનેકના હૃદયમાં ઊઠે છે :

> ન્યાય દે તું ખરે, સ્વામિન્,
> જો હું સામો થઈ લડું;
>
> તો તો નાથ, કહું હું કે
> મારી ફરિયાદ છે ખરી.
>
> પાપીના માર્ગમાં સિદ્ધિ,
> સદા શે લાધતી હશે ?
>
> બધાયે યત્નને અંતે ?
> નિરાશા શે લખી હશે ?

હોત જો શત્રુ તું મારો
　　તો શી રીતે મને, સખા,
વધારે હાર કે ત્રાસ
　　દેત તું, તે વિચારું છું!
કામ ને મદના દાસ
　　ઘડી બે નવરા થતાં,
વધારે રિદ્ધિને પામે
　　મારાથી; હા! જગે, પ્રભો! —
જોકે સર્વસ્વ મારું તો
　　અર્પ્યું છે મેં તને, હરિ!

પ્રગતિ, ધ્યેય, આદર્શો, માનવજાતિની ભલાઈ અને માનવજાતિનું અંતિમ લક્ષ્ય, એ બધા વિષેની શ્રદ્ધા એ શું ઈશ્વરશ્રદ્ધાની બહુ નિકટ આવતી નથી? પણ બુદ્ધિ અને તર્કશાસ્ત્રની મદદથી તેનું સમર્થન કરવા જઈએ તો તુરત મુશ્કેલીઓ ઊભી થાય છે. પણ આપણામાં કઈક એવું રહ્યું છે ખરું કે જે તે આશા અને શ્રદ્ધાને વળગે છે; કારણકે તેના વિના જીવન લીલી છાંયડી વિનાનું રણ બની જાય છે.

મારા સમાજવાદી પ્રચારથી કાર્યવાહક મંડળમાંના મારા કેટલાક સાથીઓ પણ અકળાયા. ઘણા વરસથી હું આ પ્રચાર કરતો આવ્યો હતો, પણ તેને તેઓ સહન કરતા આવ્યા હતા અને હજુયે તેને તેઓ મૂંગે મોઢે સહન કર્યા કરત; પણ હવે તો હું કેટલેક અંશે દેશના માલદાર મંડળોને ભયરૂપ લાગતો હતો, અને મારી પ્રવૃત્તિઓ હવે નિર્દોષ ગણી શકાય એવી રહી નહોતી. હું જાણતો હતો કે મારા કેટલાક સાથીઓ સમાજવાદી નહોતા. પણ મેં હંમેશાં એવું માન્યું હતું કે મહાસભાના કાર્યવાહક મંડળના સભાસદ હોવા છતાંયે મહાસભાને એમાં સંડોવ્યા વિના સમાજવાદનો પ્રચાર કરવાની મને પૂરી છૂટ છે. મને એવી છૂટ નથી એમ કાર્યવાહક મંડળના કેટલાક સભાસદો માને છે, એમ જ્યારે મેં જાણ્યું ત્યારે મને આશ્ચર્ય થયું. હું તેમને કફોડી સ્થિતિમાં મૂકી રહ્યો હતો, અને તેથી તેઓ ચિડાતા હતા, પણ

મારાથીયે બીજું શું થઈ શકે એમ હતું? જેને હું મારા કાર્યમાં અતિ મહત્ત્વનું ગણુતો તે તો હું છોડવા માગતો નહોતો. જો એની વચ્ચે વિરોધ હોય તો હું કાર્યવાહક મંડળમાંથી રાજીનામું આપવાનું વધારે પસંદ કરત. પરંતુ જ્યારે એ મંડળ જ બેકાયદા હતું અને રીતસર કામ કરતું નહોતું ત્યારે મારે રાજીનામુયે શી રીતે આપવું?

ગાંધીજીએ મને જ્યારે — હું ધારું છું કે ડિસેંબરના અંતમાં — મદ્રાસથી એક કાગળ લખ્યો ત્યારે આ મુશ્કેલી મારી સામે વળી પાછી ખડી થઈ. એમણે 'મદ્રાસ મેલ' પત્રને પોતે આપેલી એક મુલાકાતની કાપલી મારા પર મોકલી. એમાં ખબરપત્રીએ મારે વિષે એમને પ્રશ્ન પૂછ્યો હતો, અને ઉત્તરમાં મારી પ્રવૃત્તિઓને માટે જાણે માફી માગતા હોય એવું લગભગ તેઓ બોલ્યા હતા, અને મારી પ્રમાણિકતા વિષે શ્રદ્ધા પ્રકટ કરતાં તેમણે કહ્યું હતું કે, 'જવાહરલાલ મહાસભાને આ નવતરી રીતોમાં નહિ સંડોવે.' મારે વિષેનો આ ઉલ્લેખ મને ઝાઝો ગમ્યો નહિ, પણ એ કરતાંયે વધારે તો એ મુલાકાતમાં આગળ જતાં વિશાળ જમીનદારી પદ્ધતિનો જે એમણે બચાવ કર્યો હતો તેની મને ચીડ ચડી. ગ્રામીણ અને રાષ્ટ્રીય આર્થિક વ્યવસ્થાનું એ પદ્ધતિ બહુ ઇષ્ટ અંગ છે એમ તેઓ માનતા હોય એમ લાગતું હતું. આ મને બહુ આશ્ચર્યજનક લાગ્યું; કારણકે વિશાળ જમીનદારી અને તાલુકદારીનો બચાવ કરનારા આજે કોઈ ભાગ્યે જ છે. આખી દુનિયામાં એ છિન્નભિન્ન થઈ ગઈ છે, અને હિંદુસ્તાનમાં પણ ઘણાખરા લોકો સ્વીકારે છે કે એ લાંબો વખત ટકી શકશે નહિ. જમીનદારો અને તાલુકદારો પણ એનો અંત લાવવા તૈયાર થાય એમ છે, શરત એટલી કે એના બદલામાં એમને પૂરતી કિંમત મળે.* વાત તો એમ છે કે એ પદ્ધતિ પોતાના ભારથી ડૂબી

* શ્રી. પી. એન. ટાગોર ૨૩ ડિસેંબર ૧૯૩૪ને દિવસે અખિલ બંગાળ જમીનદાર પરિષદની સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે પોતાના ભાષણમાં બોલ્યા હતા. "આયર્લેંડમાં જેમ કર્યું છે તેમ જમીનદારને પૂરતી કિંમત આપીને જો તેમની જમીન 'રાષ્ટ્રીય' કરવામાં આવે તો

રહી છે; અને છતાં ગાંધીજી એનો બચાવ કરતા હતા અને તેના સંબંધમાં 'ટ્રસ્ટીપણું' અને એવી બીજી વાતો બોલતા હતા. મને ફરી વિચાર આવ્યો કે એમની વિચારસરણી મારાથી કેટલી બધી જુદી છે, અને ભવિષ્યમાં એમની સાથે મારાથી કેમ કામ કરી શકાશે? શું કાર્યવાહક મંડળમાં મારે ચાલુ રહેવું જ જોઈએ? તે વખતે તો બીજો કોઈ માર્ગ જ ન હતો; અને થોડાં અઠવાડિયાં પછી મારે જેલ જવાનું થવાથી એ પ્રશ્ન અપ્રસ્તુત થઈ ગયો.

મારી કૌટુંબિક જંજાળોએ મારો ઘણો વખત લીધો. મારાં માતુશ્રીની તબિયતમાં સુધારો ચાલુ હતો, પણ બહુ જ ધીમો. હજુ તેઓ પથારીવશ જ હતાં, પણ હવે ભયમુક્ત લાગતાં હતાં. લાંબા વખતથી ધ્યાન અપાયેલું ન હોવાથી મારા આર્થિક વ્યવહારો બહુ ગોટાળે ચડી ગયા હતા, એટલે એ ઉપર હું ધ્યાન આપવા લાગ્યો. અમારી આવક ઉપરાંત અમારો ખર્ચ વધી ગયો હતો અને એને ઓછો કરવાનો કંઈ રસ્તો દેખાતો નહોતો. બે પાસાં મેળવવાની હું ખાસ ચિંતા કરતો નહોતો. એમ કહીએ તો ચાલે કે અમારી પાસે કંઈ પૈસો રહે જ નહિ એવો સમય આવવાની હું રાહ જ જોતો હતો. આધુનિક સંસારમાં પૈસા અને પરિગ્રહનો ઘણો ઉપયોગ છે ખરો, પણ જે માણસને લાંબે પ્રવાસે જવું હોય તેને એ ભારરૂપ થાય છે. જેની પાસે પૈસો છે તેને જોખમભરી પ્રવૃત્તિઓમાં ભાગ લેવો મુશ્કેલ થાય છે, માલમિલકત જવાની તેમને હંમેશાં ધાસ્તી રહ્યા કરે છે. જે ધન કે મિલકતનો સરકાર ધારે ત્યારે કબજો લઈ શકે અને જપ્ત પણ કરી શકે તે રાખવામાં સાર શો? આથી, જે થોડું મારી પાસે હતું તેને કાઢી નાંખવાને હું

---

વ્યક્તિગત રીતે મને ખેદ થશે નહિ." અહીં એ યાદ રાખવું જોઈએ કે બંગાળના જમીનદારો કાયમી મહેસૂલપદ્ધતિ નીચે હોવાથી જ્યાં મહેસૂલ-પદ્ધતિ કાયમી નથી એવા બીજા પ્રાંતોના જમીનદારોના કરતાં વધારે સારી સ્થિતિમાં છે. શ્રી. પી. એન. ટાગોરના જમીનને 'રાષ્ટ્રીય' કરવા બાબતના વિચારો બહુ અસ્પષ્ટ જણાય છે.

લગભગ આતુર હતો. અમારી હાજતો બહુ ઓછી હતી અને એટલું કમાવાની મારી શક્તિ વિષે મને આત્મવિશ્વાસ હતો. મારી ખાસ ચિંતા મારી માતા માટે હતી. એની પાછલી અવસ્થામાં એને કોઈ જાતની અગવડ ન થાય અથવા અમારી જીવનપદ્ધતિમાં એને બહુ ઘટાડો કરવો ન પડે એમ હું ઇચ્છતો હતો. વળી મારી દીકરીના શિક્ષણમાં પણ વિઘ્ન ન આવે એની મને ફિકર હતી, અને તે માટે — મારા ખ્યાલો પ્રમાણે — તેણે યુરોપમાં રહેવું આવશ્યક હતું. આ સિવાય મને કે મારી સ્ત્રીને ખાસ પૈસાની આવશ્યકતા નહોતી, અથવા કહો કે, અમે એમ માનતાં હતાં. કારણકે, ખરું પૂછતાં, પૈસાની તંગીનો અમને કોઈ દિવસ અનુભવ જ નહોતો. મારી ખાતરી છે કે જ્યારે અમને પૈસાની ભીડનો સમય આવશે ત્યારે અમને એથી બહુ દુઃખ તો નહિ લાગે. ચોપડીઓ ખરીદવામાં હું ઉડાઉ કહેવાઉં. એ ઉડાઉપણું હજી મેં છોડ્યું નહોતું. એ છોડવું કઠણ પડશે એમ લાગ્યું.

અમારી આર્થિક સ્થિતિ કામ પૂરતી સુધારી લેવા માટે અમે મારી પત્નીનાં ઘરેણાં, ચાંદીની અને એવી બીજી વસ્તુઓ અને ગાડેગાડાં પરચૂરણ સામાન વેચી નાખવાનું ઠરાવ્યું. કમલાને એના દાગીના વેચવાનો વિચાર ગમ્યો નહિ, જોકે બારેક વરસથી તેણે એ પહેર્યા નહોતા અને તે બેંકમાં પડી રહ્યા હતા, છતાં અમારી દીકરીને તે આપવાની એ આશા સેવતી હતી.

૧૯૩૪ના જાન્યુઆરીનો સમય હતો. અલ્લાહાબાદ જિલ્લામાંનાં ગામડાંઓમાં અમારા કાર્યકર્તાઓ નિર્દોષ કામોમાં રોકાયેલા હોવા છતાં પકડાતા જ જતા હતા. આ પરથી અમારે પણ તેમને પગલે ચાલી એ ગામડાંની મુલાકાત લેવી જોઈએ એ આવશ્યક લાગતું હતું. સંયુક્ત પ્રાંતના કાર્યવાહક મંડળના અમારા બહુ કાર્યકુશળ મંત્રી રફી અહમદ કિદવાઈ પણ પકડાયા હતા. જાન્યુઆરી ૨૬મીનો સ્વાતંત્ર્ય દિન નજીક આવતો હતો, તે ઊજવવાનું તો છોડી શકાય એમ નહોતું જ. ઑર્ડિનન્સો અને મનાઈ હુકમો છતાં ૧૯૩૦થી એ નિયમિત

રીતે દેશના જુદા જુદા ભાગોમાં પળાતો આવ્યો હતો. પણ પહેલ કોણ કરે? અને તે પણ કેવા પ્રકારની કરે? મહાસભા સમિતિના અધિકારી તરીકે ચોપડે પણ મારા સિવાય બીજા કોઈનું નામ નહોતું. મેં કેટલાક મિત્રોની સલાહ લીધી; અને બધાએ ઠરાવ્યું કે કંઈક કરવું તો જોઈએ જ; પણ તે શું તે વિષે એકમત થયો નહિ. મોટા પ્રમાણમાં પકડાપકડી થાય એવું પગલું ટાળવા પ્રત્યે સામાન્ય વલણ હતું.' છેવટે સ્વાતંત્ર્ય દિનને યોગ્ય રૂપમાં પાળવા મેં એક નાનકડી અપીલ બહાર પાડી. એની ચોક્કસ રીત ઠરાવવાનું દરેક સ્થાનના કાર્યકર્તા ઉપર જ નાખ્યું. અલ્લાહાબાદમાં અમે આખા જિલ્લામાં ઠીક વિસ્તૃત પ્રમાણમાં એને ઊજવવાની યોજના કરી.

એમ માન્યું હતું કે સ્વાતંત્ર્ય દિનની ઉજવણી ગોઠવનારાઓ તે દિવસે પકડાઈ જશે. જેલ જતાં પહેલાં હું બંગાળની મુલાકાત લઈ લેવા ઇચ્છતો હતો. એનો એક ઉદ્દેશ ત્યાં કેટલાક જૂના મિત્રોને મળવું એ હતો. પણ વધારે સાચું તો એ હતું કે છેલ્લાં કેટલાંય વર્ષો દરમિયાન બંગાળના લોકોએ જે અસાધારણ દુઃખો સહન કર્યાં હતાં તે માટે તેમના પ્રત્યે માનની લાગણી હું પ્રકટ કરવા ઇચ્છતો હતો. હું જાણતો હતો કે એમને હું કોઈ રીતે મદદ કરી શકું એમ નહોતું. કેવળ હમદર્દી અને ભાઈચારાથી બહુ વળે એમ તો નહોતું, છતાં તે આવકારલાયક થઈ પડે એમ હતું. વળી, કેટલાક વખતથી બંગાળને એમ લાગ્યા કરતું હતું કે તે એકલું પડી ગયું છે અને એના સંકટના સમયમાં બાકીના હિંદુસ્તાને તેનો સાથ છોડ્યો છે. આ લાગણીમાં કંઈ વજૂદ નહોતુ, છતાં તે હતી ખરી.

વળી કમલાના ઉપચાર માટે દાક્તરોની સલાહ લેવા માટે પણ મારે કલકત્તા જવું હતું. એની તબિયત સારી તો નહોતી જ પણ અમે બન્ને કેટલેક અંશે તેની પરવા ન કરવાનો પ્રયત્ન કરતાં હતાં, અને કલકત્તા કે કોઈ જગ્યાએ લાંબો વખત સુધી રહેવું પડે એવા ઉપચાર કરવાનું લંબાવ્યા કરતાં હતાં. જે થોડા દિવસ મારે બહાર રહેવાનું હતું તેટલા દિવસ અમે સાથે રહેવા ઇચ્છતાં

હતાં. મેં વિચાર્યું કે મારા જેલ ગયા પછી એને દાક્તરોની સલાહ લેવા અને ઉપચાર કરવા પુષ્કળ વખત મળશે. હવે પકડાવાનો સમય નજીક આવેલો દેખાતો હોવાથી મેં ઠરાવ્યું કે કાંઈ નહિ તો સલાહ તો મારી હાજરીમાં જ કલકત્તામાં લેવાય, બાકીનું ભલે પાછળથી ગોઠવાય.

આમ અમે — કમલાએ અને મેં — ૧૫મી જાન્યુઆરીએ કલકત્તા જવાનો નિર્ણય કર્યો. સ્વાતંત્ર્ય દિનમાં ભાગ લેવા માટે અમે વખતસર પાછાં ફરવા ઇચ્છતાં હતાં.

## ૫૮

## ભૂકંપ

૧૫મી જાન્યુઆરી ૧૯૩૪ની બપોર હતી. અલ્લાહાબાદના અમારા ઘરના ઓટલા ઉપર ખેડૂતોના એક મંડળની આગળ હું ભાષણ આપતો ઊભો હતો. વાર્ષિક માઘ મેળો શરૂ થયો હતો, અને તેથી આખો દિવસ મળવા આવનારાઓનાં ટોળાં ચાલ્યાં આવતાં હતાં. એકાએક મારા પગ લથડવા લાગ્યા અને મહામુશ્કેલીએ હું સમતોલ ઊભી શક્યો, એટલે પાસેના એક થાંભલાને હું વળગી પડ્યો. બારણાં ધડાધડ અફળાવા લાગ્યાં, અને બાજુના સ્વરાજભવનમાંથી એક ગડગડાટ સંભળાયો, ત્યાં છાપરા ઉપરથી ઘણાં નળિયાં ખસી પડતાં જણાયાં. ભૂકંપનો અનુભવ ન હોવાથી એ શું થાય છે તે હું પહેલાં કળી શક્યો નહિ, પણ તરત જ હું સમજી ગયો. આ નવા અનુભવથી મને ઊલટી જરા ગમ્મત લાગી, મારી વાતો મેં ચાલુ રાખી, અને લોકોને હું ભૂકંપ વિષે સમજાવવા લાગ્યો. મારાં ઘરડાં માશી થોડેક દૂરથી મને બૂમ પાડીને ઘર બહાર નીકળી જવા કહેવા લાગ્યાં. મને એ વિચાર ગાંડો લાગ્યો. ભૂકંપની ગંભીરતાનો મને ખ્યાલ જ ન આવ્યો. અને, નહિ તોયે, મારાં વૃદ્ધ પથારીવશ માતુશ્રી તથા મારી પત્ની, જે ઘણું કરીને કપડાં બાંધવામાં રોકાયેલી હતી તેને, ઉપર માળ પર છોડી હું એકલો જીવ લઈને નાસું એમ ન હતું. ઠીકઠીક વખત સુધી આંચકા ચાલુ રહ્યા અને પછી બંધ થઈ ગયા. થોડી મિનિટ સુધી એ વાર્તાનો વિષય થઈ પડ્યા, અને પછી તો અમે એને ભૂલીયે ગયા. તે વખતે અમે જાણતા નહોતા અને કલ્પનાયે કરી શકતા નહોતા કે એ બે કે ત્રણ મિનિટના બનાવોની અસર બિહાર અને બીજી જગ્યાઓના લાખો લોકો ઉપર કેવી ભયાનક થવાની હતી.

એ જ સાંજે કમલા અને હું કલકત્તા જવા ઊપડ્યાં. અમારી ગાડી રાતના ભૂકંપવાળા દક્ષિણ પ્રદેશમાં થઈને ગઈ, પણ અમને તેની કશી ખબર નહોતી. બીજે દિવસે કલકત્તામાંયે એ હોનારતના ઝાઝા સમાચાર નહોતા. ત્યારપછીના દિવસે થોડા થોડા સમાચાર આવવા લાગ્યા. અને ત્રીજે દિવસે એ આફતનો અમને કંઈક ઝાંખો ખ્યાલ આવ્યો.

કલકત્તામાં જઈને અમે અમારા કાર્યક્રમની ગેવડમાં પડયાં. અનેક દાક્તરોને અમારે વારંવાર મળવું પડ્યું. છેવટે એમ નક્કી થયું કે કમલાએ એકબે મહિના પછી ઉપચાર માટે કલકત્તા પાછું જવું. વળી, કેટલાયે મિત્રો અને મહાસભાના સાથીઓ જેને અમે લાંબા વખતથી જોયા નહોતા તેમને મળી લેવાનું હતું. આખો વખત હું એક જાતની ભારે અકળામણ અનુભવતો હતો. લોકો કંઈક આપત્તિ આવી પડશે એ ધાસ્તીથી કંઈ પણ કરતાં ડરતા હતા; કારણ એ બાપડા ઘણું સહન કરી ચૂક્યા હતા. હિંદુસ્તાનના બીજા કોઈ પણ ભાગ કરતાં અહીંનાં વર્તમાનપત્રો વધારે સાવચેતીથી ચાલતાં હતાં. હિંદુસ્તાનના બીજા ભાગોની જેમ જ ભવિષ્યના કાર્ય વિષે અહીં પણ શંકા અને અસ્પષ્ટતા હતી. ખરી રીતે *ભયના કરતાં આશંકાને કારણે જ કોઈ પણ* પ્રકારની અસરકારક રાજકીય ચળવળ થઈ શકતી નહોતી. ફાસિસ્ટ મનોવૃત્તિ દેખાતી હતી, અને સમાજવાદી તથા સામ્યવાદી મનોવૃત્તિ પણ હતી; પણ બધી જ અસ્પષ્ટ અને એકબીજા સાથે ભળી જાય એવી હતી. એ બધાં મંડળોની વચ્ચેનો પરસ્પર ભેદ દેખાડે એવી કોઈ ચોક્કસ મર્યાદાઓ માલૂમ પડતી નહોતી. ત્રાસવાદીઓની ચળવળની બાબતમાં બહુ શોધ કરવા માટે મને સમય કે તક મળ્યાં નહિ; સરકારી ખાતાંઓ તો એ ચળવળ ઉપર બહુ ધ્યાન આપતાં હતાં અને એને વિષે તેમણે ઠીક હોહા કરી મૂકી હતી. જેટલી હકીકત મને મળી તે પરથી મને એમ લાગ્યું કે એમાં કશું રાજદ્વારી મહત્ત્વ રહ્યું નહોતું; અને ત્રાસવાદી મંડળોના જૂના માણસોનો એ રીતો વિષે વિશ્વાસ રહ્યો નહોતો. એ લોકો જુદી દિશામાં વિચાર કરતા થઈ ગયા હતા. પણ બંગાળમાં સરકારે જે નીતિ ચલાવી હતી તેના પ્રત્યેના

રોષને લીધે કેટલીક છૂટીછવાઈ વ્યક્તિઓ કાબૂ ખોઈને ખુનામરકી કરવા તરફ ખેંચાઈ હતી. ખરી રીતે બંને બાજુએ ખૂનખાર લડાઈ કરવાનો વિચાર બળવાન જણાતો હતો. વ્યક્તિગત ત્રાસવાદીઓ આ ધરડે એ તો સ્પષ્ટ જ હતું. સરકાર પણ એક સમાજવિરોધી ઘટનાને શાંતપણે પહોંચી વળી તેને દાબી દેવાને બદલે ક્યારેક ક્યારેક સામસામી ઝપાઝપી કરી એક જાતની ખૂનખાર લડાઈ ચલાવવાની વૃત્તિ પોષી રહી હતી. કોઈ પણ સરકારને ખુનામરકીનાં કૃત્ય સામે લડત ઉઠાવી તેને દાબી નાખવાનો પ્રયત્ન કર્યા વિના છૂટકો જ ન હોય. પણ કોઈ પણ રાજ્યને માટે વધારે ગૌભાભર્યું તો એ ગણાય કે એ શાંતિથી એને અંકુશમાં આણે, નહિ કે સદોષ અને નિર્દોષ વચ્ચે વિવેક કર્યા વિના બંનેની સામે વધારેપડતાં પગલાં લે; આવી નીતિમાં નિર્દોષો સામે જ વધારે પગલાં લેવાઈ જાય છે, કારણકે તેઓની જ સંખ્યા વધારે હોય છે. પણ આવી ધમકીની સામે મનને શાંત અને સમાહિત રાખવું મહેલું ન હોય એ શક્ય છે ખરું. ખુનામરકીના બનાવો ઓછા થતા જતા હતા, પણ એની શક્યતા તો સદાયે ઊભી હતી, અને જેને તેના ઉપાય યોજવાના હતા તેને પોતાનું મગજ ખોઈ બેસવા માટે તેટલું કારણ પૂરતું બનતું હતું. એ તો જાણીતી વાત છે કે આવાં કૃત્યો એ જાતે રોગ નથી, પણ રોગનાં બાહ્ય લક્ષણો છે. ખુદ રોગનો ઇલાજ કરવાને બદલે લક્ષણોનો ઇલાજ કરવો વ્યર્થ છે.

મને લાગે છે કે ત્રાસવાદીઓ સાથે સંબંધ છે એવું જેમને વિષે માનવામાં આવે છે એવાં ઘણાં યુવકયુવતીઓ છૂપી રીતે કામ કરવામાં રહેલી એક પ્રકારની મોહિનીથી જ આકર્ષાય છે. સાહસિક વૃત્તિના જુવાનોને છૂપાં અને જોખમભર્યાં કામો માટે હમેશાં મોહ રહે છે. શી હકીકત છે તે જાણવું, શી બાબતમાં કોલાહલ ચાલી રહ્યો છે અને આવા બનાવોની પાછળ કોણ કોણ વ્યક્તિઓ છે તે શોધી કાઢવું — એ ઇચ્છા રહેલી હોય છે. છૂપી પોલીસની વાતોમા આવે છે તેવા વિષય તેમનું આકર્ષણ કરે છે. એ લોકોનો કશુંયે કરવાનો ઉદ્દેશ હોતો નથી; ખુનામરકી તો નહિ જ. પણ જે લોક પોલીસની આંખોમાં

શંકાપાત્ર હોય તેમની સાથેનો તેમનો કેવળ પરિચય જ તેમને પણ શંકાપાત્ર બનાવી મૂકે છે આને લીધે વધારે આફતમાં ન પડે તોયે તુરત જ તેઓ 'ડેટિન્યુ'ઓની જેલમાં અથવા 'નજરબંદી'ઓની છાવણીમાં જઈ પહોંચે છે

હિંદુસ્તાનમાં 'ન્યાય અને વ્યવસ્થા'ની સ્થાપના કરવાના પરાક્રમ માટે અંગ્રેજી રાજ્ય બહુ અભિમાન લે છે. મારી પોતાની સ્વાભાવિક લાગણી 'ન્યાય અને વ્યવસ્થા'ના પક્ષમાં જ છે જીવનમાં નિયમપાલન મને ગમે છે, અરાજકતા, અવ્યવસ્થા, અકુશળતાનો મને અણગમો છે. પણ જે જાતનાં ન્યાય અને વ્યવસ્થા રાજ્યો લોકો ઉપર લાદે છે તેની કિંમત વિષે હું કડવા અનુભવથી, શંકાશીલ થયો છું કેટલીકવાર એ માટે જે કિંમત આપવી પડે છે તે બહુ ભારે હોય છે. અને 'ન્યાય' એટલે સત્તા ધરાવનાર પક્ષની આપખુદ ઇચ્છા અને 'વ્યવસ્થા' એટલે સર્વવ્યાપક ભયનો પડઘો, એટલું જ બની જાય છે ક્યારેક તો, ઊલટું, આ કહેવાતાં 'ન્યાય અને વ્યવસ્થા'ને અન્યાય અને અવ્યવસ્થા કહેવા વધારે યોગ્ય થાય. સર્વવ્યાપક ભય ઉપજાવીને કરેલું કોઈ પણ કામ ભાગ્યે જ ઇષ્ટ ગણાય, અને જે 'વ્યવસ્થા' સરકારના દંડયંત્રના પાયા પર જ ઊભેલી હોય અને તેના વિના તે નાશ પામે એવી હોય તેને દીવાની અમલદારોના રાજ્ય કરતાં લશ્કરી અમલદારોનો કબજો જ કહેવી જોઈએ એક હજાર વર્ષ પૂર્વે લખાયેલા કવિ કલ્હણકૃત કાશ્મીરી ઐતિહાસિક કાવ્ય 'રાજતરંગિણી'માં ન્યાય અને 'વ્યવસ્થા'ના અર્થમાં જે શબ્દો વારવાર વપરાયેલા છે, તે 'ધર્મ' અને 'અભય' છે, રાજાએ અને રાજ્યે પાળવાનાં કર્તવ્ય, એવો એ શબ્દનો ધ્વનિ છે. જેને આજે આપણે 'કાયદો' કે 'ન્યાય' કહીએ છીએ તેના કરતાં 'ધર્મ' શબ્દમાં કંઈક વિશેષ છે, અને 'વ્યવસ્થા' એટલે પ્રજાની નિર્ભયતા. ભયભીત પ્રજાની ઉપર 'વ્યવસ્થા' લાદવાને બદલે તેને નિર્ભય બનાવવી એ કેટલી બધી વધારે ઇષ્ટ વસ્તુ છે।

કલકત્તામાં અમે સાડાત્રણ દિવસ રહ્યા, અને તે દરમ્યાન મેં ત્રણ જાહેર ભાષણો આપ્યાં મારી પહેલાંની રીત મુજબ

મે કલકત્તામા આ વખતે પણ ખુનામરકીને વખોડી કાઢી અને તેની સામે દલીલો કરી, અને ત્યારબાદ સરકારે બગાળમા અખત્યાર કરેલી પદ્ધતિ ઉપર હું બોલ્યો મારુ હૃદય ઠાલવીને હું બોલ્યો કારણકે એ પ્રાતમા બનતા બનાવોનાં જે વર્ણનો આવતાં હતાં તેથી મને ખટૂ લાગી આવેલુ હતું અમુક પ્રદેશો વીણી કાઢી તેના તમામ લોકોને કઈ પણ વિવેક વાપર્યા વિના દાબી દઈને માનવતા પર જે અત્યાચાર કરવામા આવ્યો હતો, તેથી મને ઘણુ જ દુ ખ થતુ હતુ રાજકીય પ્રશ્ન અગત્યનો હોવા છતા આ માનવતાના પ્રશ્ન આગળ તે ગૌણ હતો મારાં આ ત્રણ ભાષણો પરથી મારી સામે ત્રણ આરોપો ઘડાયા અને તે માટે મારા પર કલકત્તામાં કામ ચાલ્યુ અને પરિણામે હમણાં હું સજા ભોગવી રહ્યો છુ

કલકત્તાથી અમે કવિવર રવીન્દ્રનાથ ટાગોરને મળવા શાતિનિકેતન ગયાં એમને મળવામા મને હમેશાં આનદ લાગતો અને આટલો નજીક આવ્યા પછી એ તક છોડવા ઇચ્છા નહોતી મે પહેલાં બે વાર શાતિનિકેતન જોયેલુ હતું કમલાની આ પહેલી મુલાકાત હતી અને અમારી દીકરીને અહી મૂકવાનુ અમે વિચારતાં હતા તેથી એ એને જોવા ખાસ આવી હતી થોડા વખતમા ઇંદિરા મેટ્રિકની પરીક્ષામાં બેસવાની હતી અને એના ભવિષ્યના શિક્ષણનો પ્રશ્ન અમને મૂઝવી રહ્યો હતો સરકારી કે અર્ધ-સરકારી યુનિવર્સિટીઓ મને બિલકુલ ગમતી નહોતી, તેથી હું તેમા મૂકવાની સાવ વિરુદ્ધ હતો ત્યાનુ બધુ વાતાવરણ અમલદારી, જુલમી અને અધિકારના દોરવુ હોય છે ભૂતકાળમાં તેમાંથી ઘણાં સારાં સ્ત્રીપુરુષો ઉત્પન્ન થયા છે, એ વિષે ના નથી, અને ભવિષ્યમાં પણ ઉત્પન્ન થશે પણ એ થોડી અપવાદરૂપ વ્યક્તિઓ, જુવાનોની ઉદાર આકાક્ષાઓને દાબી દેવાના તથા મારી નાખવાના આરોપમાંથી આ યુનિવર્સિટીઓને મુક્ત કરી શકતી નથી જોકે કેટલીક બાબતોમાં બીજી યુનિવર્સિટીઓ જેટલુ શાતિનિકેતન છેની હબનું અને સાધનપૂર્ણ નહોતું, છતાં આ યમપાશમાંથી તે છુટકારો આપે એમ લાગતું હતું અને તેથી અમે તેને પસદ કર્યુ

પાછા ફરતા રાજેન્દ્રબાબુ સાથે ભૂકપ સકટ નિવારણના કામનો વિચાર કરવા અમે પટના ઊતર્યા એઓ તાજા જ જેલમાંથી

છૂટયા હતા એટલે બિનસરકારી સંકટ નિવારણના કામની આગેવાની એમને માથે ન પડે તો કોને માથે પડે ? અમારું પહોંચવું અણધાર્યું થયું, કારણ કે અમારા કોઈ પણ તાર એમને પહોંચ્યા નહોતા. જે બે માળના મોટા ઈંટના મકાનમાં અમે કમલાના ભાઈ સાથે રહેવા ધારતાં હતાં તે પડી ભાંગ્યું હતું. આથી, બીજા ઘણાઓની જેમ, અમે પણ ખુલ્લામાં મુકામ કર્યો.

બીજે દિવસે હું મુઝફ્ફરપુર ગયો. ભૂકંપને બરાબર સાત દિવસ થયા હતા. પણ કેટલાક મોટા મહોલ્લાઓ સિવાય બીજી જગ્યાએથી કાટમાળ ખસેડવાના ભાગ્યે જ કંઈ પગલાં લેવાયાં હતાં. જેમ જેમ આ મહોલ્લાઓ સાફ થતા જતા હતા, તેમ તેમ મુડદાંઓ નીકળતાં જતાં હતાં. કેટલાંક બહુ સૂચક દમમાં હતાં; જાણે કે પડતી ભીંત કે છાપરાંથી બચવા પ્રયત્ન કરતાં હોય તેવી તેમની મુદ્રા હતી. આ ખાનાખરાબીનો દેખાવ ઘણો અસર ઉપજાવનારો અને ભયાનક હતો. જીવતા રહેલાઓ બહુ જ ગભરાયેલા અને એમના મન ઉપર જે તાણ પાડનારા અનુભવો થયા હતા તેથી બી ગયેલા હતા.

અલ્લાહાબાદ પાછા ફર્યાં પછી અમે પૈસા અને બીજી ચીજો ભેગી કરવાનું શરૂ કરી દીધું, અને મહાસભાના તેમજ બહારના લોકોએ તે કામ ખંતથી ઉપાડી લીધું. મારા કેટલાક સાથીઓનો એવો અભિપ્રાય હતો કે ભૂકંપને લીધે સ્વાતંત્ર્ય દિનની ઉજવણી રદ કરવી. પણ બીજા સાથીઓ અને હું મોટો ભૂકંપ આવ્યો તેથી પણ કાર્યક્રમમાં ફેરફાર કરવાનું પ્રયોજન જોઈ શક્યા નહિ. આથી ૨૬મી જાન્યુઆરીએ અલ્લાહાબાદ જિલ્લામાં ઘણે ઠેકાણે તથા શહેરમાં એક ઠેકાણે એમ અનેક સભાઓ થઈ અને અમે ધારી હતી તેના કરતાં તેમાં વધારે સફળતા મળી. ઘણાખરા લોકો પોલીસ તરફથી વિઘ્ન અને પકડાપકડીની આશા રાખતા હતા. થોડાંઘણાં વિઘ્નો થયાં પણ ખરાં. પણ પકડાવામાંથી અમે આશ્ચર્યપૂર્વક ઊગરી ગયાં, જોકે અમારાં કેટલાંક ગામડાંઓમાં અને બીજાં શહેરોમાં પકડાપકડી થઈ હતી ખરી.

બિહારથી આવ્યા પછી થોડા જ વખતમાં ભૂકંપ વિષે મેં એક નિવેદન બહાર પાડયું અને તેને અંતે ફંડ માટે અપીલ કરી. એ નિવેદનમાં ભૂકંપની શરૂઆતના પહેલા દિવસોમાં બિહારની સરકારે બતાવેલી સુસ્તી માટે મેં ટીકા કરી હતી. એમાં ભૂકંપવાળા પ્રદેશમાં કામ કરનારા અમલદારો પર ટીકા કરવાનો મારો ઇરાદો નહોતો. કારણકે હું જાણતો હતો કે કઠણમાં કઠણ છાતીવાળા માણસોની પણ કસોટી કરે એવી કઠણ પરિસ્થિતિમાં તેમને કામ કરવાનું હતું. પણ મારા કેટલાક શબ્દો એમના પર ટીકારૂપે લઈ શકાય એવા હતા, તે માટે મને દિલગીરી થઈ. છતાં મને એ તો જરૂર લાગ્યું કે બિહાર સરકારના ગૃહસચિવે શરૂઆતમાં ખાસ કરીને કાટમાળ ખસેડવાની બાબતમાં પૂરતી કુશળતા દેખાડી નહોતી. આમ થયું હોત તો ઘણા જીવો બચી ગયા હોત. એક મુંઘેર શહેરમાં જ હજારો લોકો માર્યા ગયા હતા અને ત્રણ અઠવાડિયાં પછીયે મેં ત્યાં કેટલોયે કાટમાળનો ઢગલો અણઅડેલો જોયો; જોકે એક માઈલ ઉપર જ જમાલપૂરમાં રેલવેના હજારો મજૂરોનું એક મોટું પરું વસતું હતું, અને તેને હોનારત પછી થોડા જ કલાકમાં આ કામ માટે ઉપયોગમાં લઈ શકાય એમ હતું. ભૂકંપ પછી બાર બાર દિવસે પણ લોકો જીવતા નીકળ્યા હતા. સરકારે માલના રક્ષણ માટે તાબડતોબ પગલાં લીધાં હતાં, પણ દટાઈ ગયેલા લોકોને બચાવવા માટે એટલી ત્વરા બતાવી નહોતી. આ ભાગોની મ્યુનિસિપાલિટીઓનું કામ અટકી ગયું હતું.

હું માનું છું કે મારી ટીકા વાજબી હતી અને પાછળથી મને માલૂમ પડયું કે ભૂકંપવાળા પ્રદેશોમાંના લોકોનો મોટો ભાગ મારા અભિપ્રાય સાથે મળતા હતો. પણ એ વાજબી હોય કે ગેરવાજબી, મેં એ સદ્દબુદ્ધિથી કરી હતી, અને એમાં સરકાર સામે આક્ષેપો કરવાનો નહિ, પણ તેને જરા ચાનક લગાડવાનો હેતુ જ હતો. આ વિષયમાં સરકારે જાણીજોઈને કશું કરવાનું ન કર્યું અથવા ન કરવાનું કર્યું એવો તો કોઈએ જ આક્ષેપ કર્યો નહોતો. એ પરિસ્થિતિ જ નવા પ્રકારની અને મૂંઝવનારી હતી અને તેથી ભૂલો થાય તો તે ક્ષમ્ય જ ગણાય. હું જાણું છું ત્યાંસુધી

(હું જેલમાં હોવાથી બરાબર જાણતો નથી) બિહારની સરકારે પાછળથી ભૂકંપનાં નુકસાનોને સુધારવા સ્ફુર્તિ અને દક્ષતાથી મહેનત લીધી હતી.

પણ મારી ટીકાથી સરકારને ચટકો લાગ્યો, અને થોડા દિવસ પછી બિહારના કેટલાક લોકોએ મારા લેખના ઉત્તર રૂપે સરકારના પક્ષમાં એક પ્રમાણપત્ર બહાર પાડ્યું. ભૂકંપ અને તેનું કામ લગભગ ગૌણ થઈ ગયાં. સરકારની સામે ટીકા થઈ એ વસ્તુ વધારે મહત્ત્વની થઈ પડી; તેનો એની વફાદાર પ્રજાએ બચાવ કરવો જ જોઈએ એમ મનાયું! હિંદુસ્તાનમાં વારંવાર બનતી ઘટનાનું આ એક મચોટ દૃષ્ટાંત છે: સરકાર પોતાની ટીકા સહન કરી શકતી જ નથી. પશ્ચિમના દેશોમાં તો આ વસ્તુ બહુ સાધારણ ગણાય છે. ટીકા સહન ન કરવી એ લશ્કરી મનોવૃત્તિ છે. જેમ રાજા કદી ભૂલ કરી ન શકે, તેમ હિંદુસ્તાનની સરકાર અને તેના મોટા અમલદારો કદી ભૂલ ન જ કરે. એવો ઇશારો કરવો તે પણ રાજદ્રોહ કહેવાય.

આશ્ચર્ય તો એ છે કે રાજ્ય ઉપર કઠોરતા કે જુલમનો આરોપ થાય તેના કરતાં અકુશળતા કે નાલાયકીનો આરોપ વધારે રોષ ઉપજાવે છે. પહેલા આરોપ કરનારને જેલ જવું પડે એમ બને, પણ સરકાર એથી ટેવાઈ ગઈ છે અને એની બહુ પરવા કરતી નથી. આખરે તો કઠોર કે જુલમી કહેવાવું એ એક રીતે સામ્રાજ્યવાદી પ્રજાને પ્રમાણપત્ર મેળવવા બરોબર લાગે છે. પણ અકુશળતા કે બીરુતાનો આક્ષેપ વધારે અપમાનભર્યો લાગે છે; કારણકે એથી એમના સ્વાભિમાનનું ખંડન થાય છે; હિંદુસ્તાનમાં વસતા અંગ્રેજ અમલદારોએ ઉદ્ધારકપણાનો પોતાને વિષે પોષેલો ભ્રમ એ આરોપથી લુપ્ત પડે છે. એ લોકો તો પેલા અંગ્રેજ બિશપની વાતની યાદ આપે છે: તેણે ખ્રિસ્તીને ન છાજે એવી વર્તણૂકનો આરોપ તો મૂગે મોઢે સહન કરી લીધો, પણ કોઈએ એને મૂર્ખ અને નાલાયક કહ્યો તે સહન ન કરી શક્યો અને સામે ઘા કર્યો!

અંગ્રેજોમાં એક સામાન્ય માન્યતા બંધાઈ ગઈ છે અને જાણે એક નિર્વિવાદ સિદ્ધાન્ત હોય તેમ વારંવાર કહેવાય છે કે

હિંદુસ્તાનમાંથી અંગ્રેજોનો પ્રભાવ ઓછો થઈ જાય, અથવા નીકળી જાય એવો જે રાજ્યમાં ફેરફાર થાય તો દેશની રાજ્યવ્યવસ્થા છે તેના કરતાં વધારે ખરાબ અને અકુશળ થશે. આ માન્યતાને સ્વીકારનારા, પણ ઉત્સાહને લીધે ઉદાર મતના કેટલાક ઉદ્દામ વિચારકો તથા પ્રગતિશીલ અંગ્રેજો એવી દલીલ કરે છે કે સ્વરાજ્ય એ સુરાજ્યનું સ્થાન લઈ શકે નહિ, અને તેથી, હિંદીઓને જો ચૂલામાં પડવું હોય તો તેમ કરવાનીયે તેમને છૂટ આપવી જોઈએ. અંગ્રેજોનો પ્રભાવ હિંદુસ્તાનમાંથી ચાલી જાય ત્યારે શું થશે તે હું કહી શકતો નથી. કયી રીતે અંગ્રેજો નીકળી જાય છે અને હિંદુસ્તાનનો કબજો કોના હાથમાં રહે છે તે ઉપર, તથા બીજી સેંકડો રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય બાબતો ઉપર એનો આધાર છે. એવા પ્રકારની રાજ્યવ્યવસ્થા પણ હું કલ્પી શકું છું કે જે અંગ્રેજોની મદદથી સ્થપાયેલી હોય છતાં આજના કરતાં અનેકગણી અકુશળ અને ખરાબ હોય; કારણકે એમાં આજના તંત્રનાં સર્વે અનિષ્ટો જ હોય અને ગુણ એકે ન હોય. વળી હું એવી એક બીજી પરિસ્થિતિની પણ કલ્પના કરી શકું છું કે જે હિંદીઓની દૃષ્ટિએ આજના કરતાં ઘણી વધારે કુશળ અને લાભકારી હોય. સંભવ છે કે રાજ્યનું દંડ-તંત્ર એટલું બધું કુશળ ન હોય અને કારભારતંત્ર બહુ જાજરમાન ન હોય; પણ સંપત્તિના ઉત્પાદન અને ઉપભોગ તથા પ્રજાની શારીરિક, આધ્યાત્મિક અને સાંસ્કૃતિક સ્થિતિને સુધારનારી પ્રવૃત્તિઓમાં વધારે કુશળતા હોય. હું માનું છુ કે કોઈ પણ દેશને માટે સ્વરાજ્ય એ સારું છે જ. છતાં હું સાચા સુરાજ્યના ભોગે સ્વરાજ્યનેયે સ્વીકારવા તૈયાર નથી. સ્વરાજ્યે સામાન્ય જનતાને વધારે સારું રાજ્ય આપીને જ પોતાનો ટકવાનો અધિકાર સાબિત કરવાનો રહે છે. હિંદુસ્તાનની અંગ્રેજ સરકારની ભૂતકાળની કારકિર્દી માટે ગમે તે કહી શકાય એમ હોય — આજે એ જનતાને સુરાજ્ય આપી શકતી નથી તથા એના જીવનનું ધોરણ ઊંચું ચડાવી શકતી નથી એવી મારી માન્યતા હોવાથી, અને એમ લાગે છે કે હિંદુસ્તાનમા એની ઉપયોગિતા પહેલાં ગમે તેટલી હોય, આજે હવે કશી રહી નથી. હિંદુસ્તાનનું સ્વરાજ ત્યારે જ ખરા અર્થવાળું કહેવાશે કે જ્યારે

તે સ્વરાજ્યને પરિણામે વધારે સારું રાજ્ય સ્થાપી શકાશે, લોકોનું જીવનનું ધોરણ ચડશે, ઔદ્યોગિક અને સાંસ્કૃતિક વિકાસ થશે અને પરદેશી સામ્રાજ્યશાહીને પરિણામે જે ભય અને દમનનું વાતાવરણ સદાયે પોષાય છે તેનો નાશ થશે. અંગ્રેજી રાજ્ય તથા તેની નોકરશાહી પોતે જે કરાવવા ધારે તે કરાવવાની ગમે તેટલી શક્તિ ધરાવતાં હોય, પણ તેઓ હિંદુસ્તાનના આજના પ્રશ્નોનો અને, એથીયે વિશેષ, ભવિષ્યના પ્રશ્નોનો ઉકેલ લાવવા કુશળ અને લાયક નથી. કારણકે તેની સત્તાના સર્વે પાયા અને માન્યતાઓ જ ખોટા છે અને વાસ્તવિક સ્થિતિ સાથેનો તેમનો મેળ તૂટી ગયો છે. કોઈ રાજ્ય કે અધિકારી વર્ગ કુશળ ન રહ્યો હોય અથવા અસ્ત પામતી સમાજપદ્ધતિનો પ્રતિનિધિ હોય તે પોતાની ઇચ્છાઓનો અમલ પણ લાંબો વખત કરાવી શકશે નહિ.

આ દરમ્યાન ભૂકંપ સંકટનિવારણ સમિતિએ ભૂકંપના પ્રદેશોની મુલાકાત લઈ સંકટનિવારણની ત્યાંની રીતો વિષે રિપોર્ટ કરવાનું મને સોંપ્યું. એકલો જ હું તુરત ત્યાં ગયો, અને દસ દિવસ સુધી એ છિન્નભિન્ન અને ખેદાનમેદાન થયેલા પ્રદેશોમાં ભમ્યો. એ બહુ થકવનારો પ્રવાસ હતો અને એ દિવસોમાં મને બહુ થોડી ઊંઘ મળતી. સવારના પાંચથી લગભગ મધરાત સુધી અમે કામમાં અને, ચીરા પડેલા તથા ચૂરેચૂરા થઈ ગયેલા રસ્તાઓ પરથી મોટરમાં, અથવા પુલો તૂટી જવાથી કે જમીનની સપાટી નીચી થઈ જવાથી પાણી નીચે આવી ગયેલા રસ્તાઓ પરથી હોડીઓમાં, અહીંથી ત્યાં ફરવામાં મશગૂલ હતા. શહેરોનો દેખાવ એની ગંજાવર હોનારતને પરિણામે ભીષણ લાગતો હતો, રસ્તાઓ જાણે કોઈ રાક્ષસના હાથે તોડી કે ક્યાંક મરડી નાખ્યા હોય, અથવા આજુબાજુનાં ઘરોની ઊભણી કરતાં ઊંચા કરી નાખ્યા હોય એવા થયા હતા. રસ્તાઓમાં પડેલા એ મોટા ચીરાઓમાંથી પાણી અને રેતી ધસી આવ્યાં હતાં અને માણસો તથા ઢોરને ઘસડી ગયાં હતાં. શહેરો કરતાંયે વધારે ગામડાંમાં બિહારનો બગીચો ગણાતી ઉત્તર બિહારની ભૂમિ ખેદાનમેદાન થઈ ગઈ હતી. માઈલોના માઈલો સુધી રેતી પથરાઈ ગઈ હતી, પાણીનાં સરોવર ભરાયાં હતાં, મોટા ચીરા અને સેંકડો નાના

નાનાં ભૂમુખો ચોમેર દેખાતાં હતાં — એ ભૂમુખોમાંથી આ રેતી અને પાણી નીકળ્યાં હતાં. આ પ્રદેશ ઉપરથી વિમાનમાં ઊડીને જોઈ આવનાર કેટલાક અંગ્રેજ અમલદારો કહેતા હતા કે મહાયુદ્ધ દરમ્યાનના અને ત્યાર પછીના ઉત્તર ફ્રાન્સની રણભૂમિના જેવો આ દેખાવ હતો.

આ અનુભવ બહુ જ ભયંકર થયો હોવો જોઈએ. ઊભેલા માણસને પાડી નાંખે એવા ડાબા-જમણા સખત આંચકાઓથી ભૂકંપ શરૂ થયો. પછી ઊંચા નીચા આંચકા આવ્યા. પછી જાણે તોપના ધડાકા થતા હોય અથવા આકાશમાં એકસો વિમાનો સાથે ઊડતાં હોય એવો ઘુઘવાટ અને ભયંકર અવાજ થયો, અને અસંખ્ય જગ્યાએ મોટા મોટા ચીરા અને ભૂમુખો પડી તેમાંથી દસથી બાર ફૂટ જેટલાં પાણી ધસી આવ્યાં. આ બધું ઘણુંકરીને ત્રણ મિનિટ કે કાંઈક વધારે ક્ષણ ચાલ્યું, અને બંધ થઈ ગયું. પણ એ ત્રણ મિનિટો બહુ જ ભયાનક હતી. જેમણે આ જોયું તેમાંના ઘણાએ પૃથ્વીનો પ્રલય આવ્યો છે એમ માન્યું તેમાં નવાઈ નથી. શહેરોમાં ઘરો પડવાનો અવાજ, પાણીનો ધસારો, અને ધૂળથી ઢંકાઈ ગયેલું વાતાવરણ થયું હતું. ધૂળને લીધે આંખ આગળ થોડા વાર દૂર જોવું પણ અશક્ય બન્યું હતું. ગામડાંમાં ધૂળ ઓછી હતી અને કંઈક આઘે જોઈ શકાતું હતું; પણ શાંતિથી જોનાર પ્રેક્ષકો ક્યાં હોય? જેઓ બચ્યા તે ભયના માર્યા જમીન પર ચપ્પટ પડ્યા અથવા આળોટવા લાગ્યા.

(હું ધારું છું કે મુઝફ્ફરપુરમાં) બાર વરસનો એક નાનો છોકરો દશ દિવસ પછી જીવતો કાઢવામાં આવ્યો. એને બહુ આશ્ચર્ય થયું. એણે માન્યું હતું કે જ્યારે એ પડી ગયો અને કાટમાળની નીચે કેદ થયો ત્યારે આખી દુનિયા નાશ પામી ગઈ અને એ જ એકલો જીવતો રહેવા પામ્યો હતો.

મુઝફ્ફરપુરમાં જ, બરાબર જે ક્ષણે ભૂકંપ થયો અને ઘરો પડવા લાગ્યાં અને સેંકડો માણસો મરવા લાગ્યાં તે જ ક્ષણે એક બાળાનો જન્મ થયો. અનુભવ વિનાનાં તરુણ માતપિતાને શું કરવું તે સમજાયું નહિ અને ગભરાઈ ગયાં. પણ મને પાછળથી

માલૂમ પડ્યું કે મા અને દીકરી બન્ને બચી ગયાં હતાં અને સારી હાલતમાં હતાં. ભૂકંપના સ્મારક તરીકે છોકરીનું નામ કંપાદેવી પાડવામાં આવ્યું.

મુંઘેર અમારી યાત્રાનું છેલ્લું સ્થળ હતું. અમે ખૂબ ભટક્યા હતા, લગભગ નેપાલની સીમા સુધી પહોંચી ગયા હતા, અને અનેક દિલ કંપાવનારાં દૃશ્યો જોયાં હતાં. અફાટ પ્રદેશમાં ખંડિયેરો અને સત્યાનાશ જોતાં જોતાં અમે ટેવાઈ ગયા હતા; છતાં જ્યારે અમે મુંઘેર જોયું અને એ સમૃદ્ધ શહેરનો સદંતર નાશ નિહાળ્યો ત્યારે ત્યાંની ભીષણતાથી અમે હેબતાઈ ગયા અને ધ્રૂજી ઊઠ્યા. એ ભયંકર દૃશ્ય હું કોઈ દિવસ ભૂલી શકીશ નહિ.

આખાયે ભૂકંપના પ્રદેશમાં શહેરો તથા ગામડાં બન્નેની રૈયતમાં સ્વાશ્રયનો બહુ દુઃખદ અભાવ દેખાતો હતો. શહેરના મધ્યમવર્ગો આ બાબતમાં કદાચ સૌથી વધારે દોષી હતા. સરકારી કે બિનસરકારી કોઈ પણ સંકટનિવારણ મંડળ બહારથી આવીને મહેનત કરે અને તેમને મદદ કરે, એની રાહ જોતા તેઓ બેઠા હતા. બીજા કેટલાક, જેઓ સેવા કરવા આવ્યા હતા, તેઓ એમ માનતા જણાતા હતા કે કામ કરવું એટલે લોકો ઉપર હુકમો ચલાવવા. બેશક, આ નિરાધારપણાની લાગણી કેટલેક અંશે ભૂકંપે ઉપજ કરેલા ભયથી જ્ઞાનતંતુઓને પહોંચેલા આઘાતને પરિણામે હશે અને ધીમે ધીમે ઓછી થઈ ગઈ હશે.

આથી ઊલટા પ્રમાણમાં બિહારના બીજા ભાગોમાંથી અને બીજા પ્રાંતોમાંથી સ્વયંસેવકોનાં જે મોટાં દળો ઊતરી આવ્યાં તેમનામાં ઉત્સાહ અને શક્તિ હતાં. આ તરુણ સ્ત્રીપુરુષોનો વ્યવસ્થિત સેવા બજાવવાનો ઉત્સાહ આશ્ચર્યજનક હતો, અને અનેક સ્વતંત્ર સંકટનિવારણ મંડળો કામ કરતાં હોવા છતાં તેમનામાં પરસ્પર સહકાર સારા પ્રમાણમાં હતો.

મુંઘેરમાં સ્વાશ્રયથી કાટમાળ ખોદવા અને ખસેડવાના કામને પ્રોત્સાહન મળે એ ઉદ્દેશથી કોદાળી પાવડા ઉપાડવાનું થોડું નાટક મેં કરી લીધું. એમ કરતાં મને જરા સંકોચ થયો, પણ એને સારી સફળતા મળી. સંકટનિવારણના બધા આગેવાનો કોદાળીઓ

અને ટોપના લઈને બહાર પડયા અને એક આખો દિવસ ખોદકામ કર્યું. એમા અમને એક નાનકડી છોકરીનુ મડદુ મળ્યુ મે તે જ દિવસે મુઘેર છોડયુ પણ ખોદવાનુ જારી રહ્યુ અને ઘણા સ્થાનિક લોકોએ તે ઉપાડી લઈ સારુ કામ કર્યું

બધા બિનસરકારી મડળોમાં રાજેન્દ્રબાબુના પ્રમુખપણા નીચે સ્થપાયેલી 'સેટ્રલ રિલીફ કમિટી' સૌથી મહત્ત્વની હતી આ કઈ સાવ મહાસભાની સસ્થા નહોતી આગળ જતા તે અનેક મડળો અને દાતાઓના પ્રતિનિધિત્વવાળી એક અખિલ ભારતીય સસ્થા થઈ ગઈ હતી પણ ગામડાંઓમાં પથરાયેલી મહાસભા સમિતિઓની મદદનો એને મોટો લાભ હતો ગુજરાત અને સયુક્ત પ્રાંતના કેટલાક જિલ્લાઓ બાદ કરીએ તો બીજા કોઈ પણ પ્રાંતમા, ખેડૂતોની સાથે સારી રીતે સબધમા આવેલા એવા મહાસભાના કાર્યકર્તાઓ બિહારના જેટલા નહોતા ખરી રીતે ત્યાના કાર્યકર્તાઓ મોટે ભાગે ખેડૂતોમાંના જ હતા બિહાર વિશેષપણે હિદુસ્તાનનો ખેડૂત પ્રાંત છે એના મધ્યમવર્ગો પણ ખેડૂતો સાથે બહુ નિકટ સબધ રાખનારા છે મહાસભાના મત્રી તરીકે ક્યારેક ꠰ બિહાર પ્રાંતિક સમિતિની કચેરીનુ નિરીક્ષણ કરવા જતો, ત્યારે મારી દૃષ્ટિએ લાગતી તેમની અકુશળતા અને કાર્યાલય ચલાવવાની અવ્યવસ્થિતતા ઉપર હુ આકરી ટીકા કરતો તેમનામાં ઊભા રહેવા કરતા બેસવાની, અને બેસવા કરતા પડી રહેવાની વધારે વૃત્તિ દેખાતી એટલા ઓછામાં ઓછા સાહિત્યવાળુ કર્યાલય સે કયાય પણ જોયુ નહોતુ કારણકે સામાન્ય રીતે કાર્યાલય માટે આવશ્યક ગણાય એવા સાધનો વિના જ તેઓ કાર્યાલય ચલાવવા પ્રયત્ન કરતા પણ કાર્યાલય વિષેની મારી આ ટીકા છતાં, હું જાણતો હતો કે મહાસભાની દૃષ્ટિએ દેશમાં આ સૌથી વધારે ખતીલો અને નિષ્ઠાવાન પ્રાંત હતો અહીં મહાસભાનો દમદમો દેખાતો નહોતો પણ એની પાછળ ખેડૂતોનું પાકુ પીઠબળ હતું અખિલ ભારત સમિતિમાં પણ બિહારના સભ્યો ભાગ્યે જ કોઈ બાબતમા લડાયક વૃત્તિ દેખાડતા જાણે એ સમિતિમા પોતાના સ્થાન વિષે એમને આશ્ચર્ય લાગતુ હોય એમ જણાતુ પણ સવિનય ભગની બન્ને

લડતોમાં બિહારનું કામ અતિશય સુંદર હતું. પાછળના વ્યક્તિગત સત્યાગ્રહમાંયે એણે સારું કામ કરી બતાવ્યું હતું.

રિલીફ કમિટીએ ખેડૂતો સુધી પહોંચી જવાને માટે આ તંત્રનો સારો ઉપયોગ કરી લીધો. ગામડાંઓ માટે બીજું કોઈ પણ તંત્ર — સરકારી તંત્ર પણ — આટલું ઉપયોગી થઈ શકત નહિ અને આ નિવારણ સમિતિ તેમજ બિહારનું મહાસભાતંત્ર — બન્નેના ઉપરી બિહારના નિર્વિવાદ નેતા રાજેન્દ્રબાબુ હતા. દેખાવે ખેડૂત જેવા, એ બિહારની ભૂમિના એક નમૂનેદાર નબીરા છે. જ્યાંસુધી એમની તીક્ષ્ણ નિખાલસ આંખો અને એમનો સત્યનિષ્ઠ ચહેરો આપણા ખ્યાલમાં ન આવે ત્યાંસુધી પહેલી દૃષ્ટિએ એ બહુ છાપ પાડતા દેખાતા નથી. પણ પછી એમનો દેખાવ કે આંખો ભૂલી શકાતાં નથી, કારણકે તેમાંથી સત્ય આપણી સામે તાકીને જુએ છે, અને એ આંખો વિષે શંકાનો અવકાશ જ રહેતો નથી. ખેડૂત જેવા હોઈ એમની દૃષ્ટિ કેટલેક અંશે મર્યાદિત છે, અને સુધરેલી દુનિયાની દૃષ્ટિએ એઓ કાંઈક ભોળાભલા જેવા લાગે છે પણ એમની તરી આવતી યોગ્યતા, એમની સંપૂર્ણ સચ્ચાઈ, એમની કાર્યશક્તિ, અને હિંદુસ્તાનની સ્વતંત્રતાને માટે એમની ધગશ, એ ગુણોએ એમને પોતાના પ્રાંતમાં જ નહિ પણ આખા દેશમાં માનીતા કર્યા છે. બિહારમાં જેવું રાજેન્દ્રબાબુનું સર્વમાન્ય નેતૃત્વ છે તેવું હિંદુસ્તાનના કોઈ પણ પ્રાંતમાં બીજા કોઈનું નથી. ભાગ્યે જ કોઈએ (જો કોઈ હોય તોયે) ગાંધીજીના સાચા આદેશનું રહસ્ય એમના જેટલું પૂર્ણપણે પોતામાં ઉતાર્યું છે.

બિહારના સંકટનિવારણને માટે એમના જેવા પુરુષની આગેવાની મળી એ સદ્‌ભાગ્ય હતું. એમના ઉપરના વિશ્વાસને લીધે જ આખા હિંદુસ્તાનમાંથી લાખો રૂપિયાનો વરસાદ વરસ્યો. શરીરે નાદુરસ્ત હોવા છતાં એમણે આ કામમાં ઝંપલાવ્યું. એમને હદ ઉપરાંત મહેનત કરવી પડી, કારણકે બધી પ્રવૃત્તિઓના એઓ મધ્યબિંદુ બન્યા હતા, અને દરેક જણ એમની પાસે સલાહ માટે જતું.

ભૂકંપના મારા પ્રવાસ દરમ્યાન કે તેના તુરત પહેલાં, અસ્પૃશ્યતાના પાપની સજારૂપે ભૂકંપ થયો હતો, એવું ગાંધીજીનું નિવેદન વાંચી મને બહુ આઘાત થયો હતો. આ તો બહુ ચોંકાવનારી ટીકા હતી, અને રવીન્દ્રનાથ ટાગોરે એનો જે જવાબ વાળ્યો તે મને ગમ્યો અને તેની સાથે હું પૂર્ણપણે સહમત થયો. આના કરતાં વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુનું વધારે વિરોધી કથન ભાગ્યે જ કલ્પી શકાય. લાગણીની વૃત્તિઓ અને મનના બળોનું જડ દ્રવ્યો ઉપર શું પરિણામ થાય છે તે વિષે કદાચ વિજ્ઞાન પણ આજે નિશ્ચયાત્મક સિદ્ધાંત દર્શાવી શકશે નહિ. માનસિક આઘાતને લીધે માણસની પાચનશક્તિ બગડે અથવા એથીયે વધારે ખરાબ પરિણામ આવે એમ બને; પણ એમ સૂચવવું કે કોઈક માનવ રિવાજ કે દુર્બળતાની અસર પૃથ્વીના પડની હાલચાલ ઉપર થાય છે, એ તો ગજબની વાત કહેવાય. પાપ અને પ્રભુનો કોપ, અને વિશ્વના બનાવોમાં મનુષ્યના મહત્ત્વનો ખ્યાલ કંઈક સદીઓ પૂર્વેના સમયની આપણને યાદ દેવાડે છે, —જ્યારે યુરોપમાં ધર્મને નામે અનેક અત્યાચારો કરનારી અદાલતો ચાલતી અને મોરદાનો બ્રુનોને તેના વૈજ્ઞાનિક નવા મત માટે બાળી મૂકવામાં આવ્યો હતો, અને કેટલીયે ડાકણોને ફાંસીએ ચડાવવામાં આવી હતી. અઢારમી સદીમાં પણ અમેરિકામાં બોસ્ટનના આગેવાન ધર્મગુરુઓએ જણાવ્યું હતું કે મેસેચુસેટ્સમાં થયેલા ધરતીકંપ વીજળીથી રક્ષા કરવા માટે ઘરો ઉપર તાર ચડાવવાનું પાપ કરવામાં આવ્યું તેને પરિણામે થયા હતા!

અને જો કોઈ પાપને માટે ઈશ્વરી સજારૂપે ભૂકંપ હોય તોયે એ કયા પાપની સજા છે તે આપણે કઈ રીતે જાણી શકીએ? કારણકે, અફસોસની વાત એ છે કે, આપણે ખાતે ઘણાં પાપો ચડેલાં છે. દરેક માણસ પોતાને ગમતો ખુલાસો આપી શકે. પરદેશી સત્તાને વશ થવાના પાપ માટે કે અન્યાયી સમાજવ્યવસ્થા સહન કરી લેવાના પાપ માટે પણ આપણને સજા થઈ હોય, દરભંગાના મહારાજા મોટી મોટી મિલકતોના ધણી છે, અને ભૂકંપથી એને ઘણું મોટું આર્થિક નુકસાન થયું હતું. આપણે એમ પણ કહી શકીએ કે જમીનદારી પદ્ધતિના પાપની એ સજા

થઈ. દક્ષિણ ભારતના લોકોનાં અસ્પૃશ્યતાનાં પાપો માટે, મુકાબલે નિર્દોષ એવા બિહારના લોકોને આવી ભયંકર સજા સહન કરવી પડે, એમ કહેવા કરતાં આમ કહ્યું હોત તો કદાચ વધારે સારો ખુલાસો થાત. જ્યાં અસ્પૃશ્યતા છે, તે જ પ્રદેશ પર ભૂકંપ કેમ નહિ આવ્યો? અથવા અંગ્રેજ સરકાર કદાચ એમ કહે કે કાયદાભંગની ચળવળને માટે આ ઈશ્વરી સજા થઈ હતી. કારણકે એ તો સાચી જ વાત છે કે ધરતીકંપથી વધારેમાં વધારે નુકસાન ઉત્તર બિહારમાં થયું હતું, અને તેણે સ્વતંત્રતાની લડતમાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો!

આપણે આ રીતે અનંત કલ્પનાઓ કરી શકીએ. અને પછી, અલબત એ પ્રશ્ન પણ ઊઠે છે કે તો પછી, ઈશ્વરી કૃત્યોની વચ્ચે આપણાથી કેમ પડી શકાય? પરમેશ્વરે કરેલી શિક્ષાની અસરને માનવ પ્રયત્નથી ઓછી કરવાનો પ્રયત્ન કેમ કરી શકાય? અને પછી એમ પણ વિચાર આવે છે કે ઈશ્વરે આવી આપણી ક્રૂર મશ્કરી કાં કરી હશે? શા માટે એણે આપણને અપૂર્ણ બનાવવા, આપણી આજુબાજુ પ્રલોભનો મૂકવાં, દુઃખી અને કઠોર સંસાર ઘડવો, વાઘ અને ઘેટું બન્નેને સરજવાં, અને પછી સજા કરવી?

નહીં કેવલ તું સૌમ્ય, નહીં કેવલ રુદ્ર તું,
રુદ્રમાં સૌમ્ય શું દેખું? સૌમ્યમાં રુદ્ર દેખું હું?
ભૂકંપમાં કૃપા તારી છુપી રહી હશે ખરે?
સર્જ્યું જેણે જ ઘેટાંને, સર્જિયો વાઘ શું ખરે? *

* અંગ્રેજ કવિ બ્લેકની પંક્તિઓનો ભાવ આમાં ઉતાર્યો છે. બ્લેક કવિમાં બાઈબલના કાવ્યની છાયા જ્યાં ત્યાં છે. મૂળ પંક્તિઓનો અર્થ એવો છે કે સૃષ્ટિ જ્યારે ભગવાને ઘડી ત્યારે સૌ આનંદઘેલા થયા, ઈશ્વરના ભાલાવાળા દૂતો પણ આનંદિત થયા. પણ વાઘની ભીષણ મૂર્તિ જોઈને તેમનો આનંદ પીછી ગયો, અને તેમણે ભાલાં ફેંકી દીધાં, અને આંસુ સાર્યાં. ત્યારે શું ઈશ્વરને પોતાને પોતાની એ કૃતિ જોઈને આનંદ થતો હશે? જેણે નિર્દોષ ઘેટાંને સર્જ્યું એ જ ઈશ્વરે એના ભક્ષક વાઘને પણ સર્જ્યો હશે? ઉક્તિમાં કંઈક વિસ્મય છે, કંઈક કટાક્ષ છે. રુદ્રના રુદ્રસ્વરૂપમાં પણ કાંઈ કલ્યાણ હેતુ જ હશે ના? — ભા. ક.

મારા પ્રવાસની છેલ્લી રાત્રે હું પટનામાં સંકટનિવારણના કામ માટે પોતાની સેવા અર્પણ કરવા માટે આવેલા અનેક મિત્રો અને સાથીઓ સાથે મોડે સુધી બેઠો હતો. એમાં સંયુક્ત પ્રાંતના માણસોની સંખ્યા સારી હતી, અને આપણા કેટલાક સારામાં સારા માણસો ત્યાં હાજર હતા. એક પ્રશ્ન અમને મૂંઝવતો હતો, તેની અમે ચર્ચા કરતા હતા: ભૂકંપ સંકટનિવારણના કામમાં અમારે કેટલે સુધી સંડોવાઈ જવું? એને માટે તેટલે અંશે અમારે રાજદ્વારી કામમાંથી નિવૃત્ત થવું જ પડે. સંકટનિવારણનું કામ બહુ મહેનતનું હતું, અને એ કેવળ ફુરસદના કામ તરીકે ઉપાડી ન શકાય. એમાં પરોવાઈ જવું એટલે રાજકીય પ્રવૃત્તિમાંથી લાંબો વખત સુધી નીકળી જવાનું પણ થઈ જાય; અને તેનું અમારા પ્રાંત ઉપર રાજકીય દૃષ્ટિએ ખરાબ પરિણામ આવ્યા વગર રહે નહિ. જોકે મહાસભામાં માણસો તો ઘણા હતા, છતાં જેમની કિંમત અંકાય તેવા તો ગણ્યાગાંઠ્યા હતા, અને તેમને બચાવી શકાય તેમ નહોતું. પણ તે સાથે જ ભૂકંપનું કર્તવ્ય પણ અવગણી શકાય એમ નહોતું. હું પોતે તો સંકટનિવારણના કામમાં સંપૂર્ણપણે પડી જવાનો ઇરાદો રાખતો નહોતો. મને લાગ્યું કે એ કામમાં માણસોની ઊણપ રહેશે નહિ. માણસોની ઊણપ તો વધારે જોખમભરી પ્રવૃત્તિઓને માટે હતી.

આમ અમે મોડી રાત સુધી વાતો કરતા બેઠા. છેલ્લા સ્વાતંત્ર્યદિનની અમે ચર્ચા કરી, અને અમારા કેટલાક સાથીઓ કેવા પકડાયા અને અમે છટકી ગયા તેની વાતો કરી. મેં હસતાં હસતાં કહ્યું કે તદ્દન સલામત રહીને પણ લડાયક રાજકારણ ચલાવવાની કૂંચી મેં શોધી કાઢી છે.

૧૧મી ફેબ્રુઆરીએ હું ખૂબ જ થાકેલો અલ્લાહાબાદ પાછો આવ્યો. દસ દહાડાના સખત પરિશ્રમથી હું સાવ નંખાઈ ગયો હતો અને મારાં ઘરનાં માણસો મારા દેદાર જોઈને આશ્ચર્ય પામ્યાં. અલ્લાહાબાદ સંકટનિવારણ સમિતિને માટે મેં મારો રિપોર્ટ લખવા પ્રયત્ન કર્યો, પણ ઊંઘે મારા ઉપર વિજય મેળવ્યો. પછીના ચોવીસ કલાકમાંથી ઓછામાં ઓછા બાર કલાક હું ઊંઘ્યો.

બીજે દિવસે સાંજે કમલા અને હું ચા પી રહ્યાં હતાં, અને પુરુષોત્તમદાસ ટંડન એ જ વેળા મળવા આવ્યા હતા. અમે ઓટલા ઉપર ઊભા હતા, એટલામાં એક મોટર અંદર પેઠી અને એમાંથી એક પોલીસ અમલદાર ઊતર્યો. હું તરત જ ચેતી ગયો કે મારો વખત આવી પહોંચ્યો છે. એની પાસે જઈને મેં કહ્યું, "बहुत दिनों से आपका इंतजार था." (ઘણા દિવસથી તમારી વાટ જોતો હતો.) એ જાણે માફી માગતો હોય તેમ બોલ્યો: 'મારો વાંક નથી; વારંટ કલકત્તાનું છે.'

પાંચ મહિના અને તેર દિવસ બહાર રહ્યા પછી પાછો હું સૌ સ્વજનોને છોડી એકાંતવાસમાં ચાલ્યો. પણ એની સાચી વેદના મારે ભોગવવાની નહોતી. એવુ કષ્ટ હંમેશની જેમ સ્ત્રીઓએ ઉઠાવવાનું હતું — મારી બીમાર માને, મારી પત્નીને અને મારી બહેનને.

## ૫૯

# અલીપુર જેલ

કયાંથી કયાં આવીને ઊભો, હજીયે કયાં જવાં હશે ?
નિશાની ધ્રુવતારાની વિના, નાવડું કયાં જશે ? *

તે જ રાત્રે મને કલકત્તા લઈ ગયા. હાવરા સ્ટેશનથી એક મોટી કાળી કેદીગાડી મને લાલબઝાર પોલીસ સ્ટેશન પર લઈ ગઈ. કલકત્તાની પોલીસના આ પ્રખ્યાત મથક વિષે મેં ઘણું વાંચ્યું હતું, અને તેથી હું આસપાસ કુતૂહલથી જોવા લાગ્યો. ઉત્તર હિંદુસ્તાનના કોઈ પણ પોલીસ મથક કરતાં વધારે મોટી સંખ્યામાં અહીં યુરોપિયન સાર્જંટો અને ઇન્સ્પેક્ટરો દેખાતા હતા. કૉન્સ્ટેબલો લગભગ બધા જ બિહારના અથવા તો સંયુક્ત પ્રાંતના પૂર્વ ભાગોમાંના લાગતા હતા. કેદીઓની મોટી ગાડીમાં કોર્ટથી પોલીસચોકી અથવા એક જેલથી બીજી જેલમાં જતાં કે આવતાં મારી સાથે ગાડીમાં આવા અનેક કૉન્સ્ટેબલો બેસતા. એ લોકોને આ કામ કરવું પડતું હતું તે માટે બહુ ખેદ થતો હતો; અને મારા પ્રત્યે સ્પષ્ટ સહાનુભૂતિ ધરાવતા હતા. કોઈવાર તેમની આંખોમાં ઝળઝળિયાં આવતાં.

પહેલાં મને પ્રેસિડન્સી જેલમાં રાખ્યો અને ત્યાંથી ચીફ પ્રેસિડન્સી મૅજિસ્ટ્રેટની કોર્ટમાં કેસ માટે મને લઈ ગયા. આ એક નવો અનુભવ હતો. કોર્ટના ઓરડા તથા મકાનનો દેખાવ, ખુલ્લી ન્યાયકચેરી કરતાં ઘેરો ઘાલેલા કિલ્લા જેવો વધારે લાગતો હતો. થોડા રિપોર્ટરો અને હંમેશના વકીલો સિવાય કોઈ બહારના માણસોને એની નજીક પણ આવવા દેતા નહોતા. પોલીસ સારી સંખ્યામાં હાજર હતી. આ વ્યવસ્થા મારે માટે જ ખાસ કરી હતી એમ લાગતું નહોતું, એ હંમેશની જ પ્રણાલિકા હતી.

---

* બ્રાઉનિંગની પંક્તિઓ ઉપરથી. — ભા. ક.

જ્યારે મને કોર્ટના ઓરડામાં લઈ ગયા ત્યારે મને (ઓરડાની અંદર જ) એક લાંબી ચાલમાંથી જવું પડ્યું. એ ચાલ ઉપરથી અને આજુબાજુ નજીક નજીક તારથી ભરેલી હતી. પાંજરામાંથી જવા જેવું એ લાગતું હતું. કેદીનું પાંજરું મૅજિસ્ટ્રેટની બેઠકથી દૂર હતું. પોલીસ અને કાળા ડગલા અને ઝભ્ભાવાળા વકીલોથી ઓરડો ભરેલો હતો.

હું કોર્ટની સુનાવણીઓથી પરિચિત હતો, પહેલાંના મારા ઉપરના કેટલાક કેસ જેલની અંદર જ ચાલેલા. પણ તે બધામાં હંમેશાં કોઈક મિત્રો, સગાંઓ, ઓળખીતાઓ નજીકમાં રહેતા, અને તેથી વાતાવરણ કંઈક હળવું લાગતું. પોલીસ સામાન્ય રીતે થોડી દૂર રહેતી, અને ક્યાંયે પાંજરાના જેવી રચના નહોતી. અહીં બધું જુદું જ હતું, અને હું આ વિચિત્ર અપરિચિત ચહેરાઓ — જેમની અને મારી વચ્ચે કંઈ જ સંબંધ નહોતો તેમના તરફ જોઈ રહ્યો. એ ટોળું આકર્ષક નહોતું. મને ભાસે છે કે ઝભ્ભાવાળા વકીલો ટોળામાં હોય તો જોવામાં સુંદર નથી લાગતા, અને પોલીસ કોર્ટના વકીલો તો ખાસ ભમરાળા દેખાવના થઈ જાય છે. બહુ વારે એ કાળા લશ્કરમાં મને એક ઓળખીતો ચહેરો દેખાયો, પણ પાછો એ ટોળામાં ગૂમ થઈ ગયો.

તપાસ શરૂ થયા પહેલાં જ્યારે હું બહારની ગૅલેરીમાં બેઠો હતો ત્યારે પણ મને સૂનું અને એકલા પડ્યા જેવું લાગતું હતું. મારી નાડ જરા ઝપાટાબંધ ચાલતી હોવી જોઈએ, અને હું આગલી તપાસોમાં જેટલો અંદરથી શાંત રહેતો તેટલો આ વખતે નહોતો. મને તે વખતે વિચાર આવ્યો કે કેસો અને સજાઓના આટલા બધા અનુભવ છતાં મારા જેવો પણ એ સ્થિતિની અંદર અસ્વસ્થ બની જાય છે, તો તરુણ અને બિનઅનુભવી માણસોના મનને એવી સ્થિતિમાં કેટલી તાણ માલૂમ પડતી હશે?

કેદીના પાંજરામાં મને કંઈક વધારે ઠીક લાગ્યું. હંમેશની જેમ મેં કંઈ બચાવ કર્યો નહિ, અને એક નાનકડું નિવેદન વાંચ્યું. બીજે

દિવસે —૧૬મી ફેબ્રુઆરીએ — મને બે વરસની સજા થઈ. મારી સાતમી જેલયાત્રા શરૂ થઈ.

મારા સાડાપાંચ મહિનાના જેલ બહારના કાળ પર મેં કંઈક સંતોષથી નજર નાંખી. એ બધો વખત મારો ઠીક કામમાં ગયો હતો અને કેટલાંક અગત્યનાં કામો હું આટોપી શક્યો હતો. મારી માતાને નવો જન્મ મળ્યો હતો, અને તાત્કાલિક જોખમમાંથી તે મુક્ત થઈ હતી. મારી નાની બહેન કૃષ્ણા પરણી ગઈ હતી. મારી દીકરીના ભાવી શિક્ષણની વ્યવસ્થા થઈ ગઈ હતી. મારી કેટલીક કૌટુંબિક અને આર્થિક ગૂંચવણો મેં ઉકેલી નાંખી હતી. લાંબા વખતથી અવગણાયેલી કેટલીક અંગત બાબતો પર હું ધ્યાન આપી શક્યો હતો. સાર્વજનિક કાર્યમાં, હું જાણતો હતો કે, તે વખતે કોઈનાથી ઝાઝું કરી શકાય એમ નહોતું. મહાસભાના વલણને મજબૂત કરવામાં કમમાં કમ હું જરાક મદદ તો કરી જ શક્યો હતો, અને કેટલેક અંશે તેને સામાજિક અને આર્થિક દૃષ્ટિએ વિચાર કરવાની દિશામાં દોરી શક્યો હતો. ગાંધીજી સાથેનો મારો પૂનાનો પત્રવ્યવહાર અને પાછળથી મારા છાપાંમાંના લેખોથી સ્થિતિમાં ફરક પડ્યો હતો. કોમી પ્રશ્ન વિષેના મારા લેખોએ પણ કંઈક ફાયદો કર્યો હતો. અને આ બધા ઉપરાંત સંતોષની વાત તો એ હતી કે હું બે વરસ બાદ ગાંધીજીને તેમજ બીજા મિત્રો અને સાથીઓને, મળી શક્યો હતો, અને બીજી એક જેલયાત્રા ખેડવા માટે પૂરતી માત્રામાં મારામાં દૃઢતા અને ભાવનાની વીજળી ભરી લઈ આવ્યો હતો.

મારા મનને ચિંતા કરાવનાર એક વિષય રહ્યો હતો. તે કમલાની તબિયતનો. એની તબિયત કેટલી બધી લથડેલી હતી તેનો પૂરો ખ્યાલ મને નહોતો. કારણકે સાવ પડી ન ભાંગે ત્યાં સુધી ખેંચ્યા કરવાની તેની આદત છે. પણ મને એની ચિંતા થતી હતી. છતાં મેં આશા રાખી કે હવે હું જેલમાં હોવાથી એને પોતાના ઉપચારો કરવા માટે વધારે અવકાશ મળશે. હું બહાર હોઉં તે વખતે ઉપચાર કરવાનું વધારે કઠણ થતું હતું; કારણકે લાંબો વખત સુધી એ મને છોડવા તૈયાર થતી નહોતી.

એક બીજો વિષાદ મારા મન ઉપર હતો, અલ્લાહાબાદ જિલ્લાનાં ગામડાંઓમાં હું એકવાર પણ જઈ શક્યો નહિ, તેથી

હું દિલગીર હતો. મારા ઘણા તરુણ સાથીઓ અમારી સૂચના મુજબ ત્યાં કામ કરતાં થોડા વખત પર પકડાઈ ગયા હતા અને તેમની પાછળ જિલ્લાઓમાં ન જવું તે જાણે તેમને દગો દીધા બરાબર લાગતું હતું.

વળી જેલગાડી મને જેલમાં લઈ ગઈ. રસ્તે અમે મશીનગન, લશ્કરી મોટરો વગેરેવાળી એક ટુકડી પાસેથી પસાર થયા. ગાડીની નાની જાળીમાંથી મેં એ તરફ ડોકિયું કર્યું. મને વિચાર આવ્યો કે લશ્કરીગાડી અને 'ટૅંક'[1] કેટલાં બધાં કદરૂપાં હોય છે! આ 'ટૅંક' આદિયુગના 'દિનોસાર'[2] જેવાં મહા પ્રાણીઓની યાદ દેવડાવતાં હતાં.

પ્રેસિડન્સી જેલમાંથી મને અલીપુર સેંટ્રલ જેલમાં લઈ ગયા. ત્યાં આશરે ૧૦×૯ ફૂટની એક ઓરડી મને આપવામાં આવી. એની બહારની બાજુએ એક ઓટલો હતો અને એક નાનકડો ચોક હતો. ચોકની આજુબાજુ આશરે ૭ ફૂટની એક નીચી ભીંત હતી. એના ઉપરથી જોતાં મને એક બહુ વિચિત્ર દેખાવ દેખાતો. બધી જાતનાં બેઢંગાં મકાનો — એક માળનાં, બે માળનાં, ગોળ, ચોખૂણી, જાતજાતનાં છાપરાંવાળાં — બધી બાજુ ઊભેલાં હતાં કેટલાંક નીચાં અને કેટલાંક ઊંચાં. એવું લાગતું હતું કે મકાનો એક પછી એક ખડાં થયાં હતાં અને જે જગ્યા ખાલી દેખાય તેનો ઉપયોગ કરી લેવાની દૃષ્ટિથી જેમ ફાવે તેમ રચવામાં આવ્યાં હતાં. જાણે કોઈ ભુલભુલામણી ગોઠવી હોય, અથવા કોઈ ભાવી જાણનારાએ ભાવીની અજબ રચના રચવાનો પ્રયત્ન કર્યો હોય એમ લાગતું હતું, છતાં મને એમ કહેવામાં આવ્યું કે મધ્યમાં એક ટાવર (ખ્રિસ્તી કેદીઓને માટે દેવળ) અને તેની ચોમેર ફરતાં મકાનો બહુ પદ્ધતિપૂર્વક બાંધવામાં આવ્યાં હતાં; શહેરી જેલ હોવાથી જગ્યા મર્યાદિત હતી અને એકેએક ટુકડાનો ઉપયોગ કરવો પડ્યો હતો.

---

૧. સર્વ પ્રકારનાં લડવાનાં સાધનોથી ભરેલી પોલાદની જબરી મોટર. — ભા. ક.

૨. લાખો વર્ષ પૂર્વે દુનિયામાં બહુ મોટાં રાક્ષસી પ્રાણીઓ થતાં, તેમાંનું એક. — ભા. ક.

આ દેખીતાં વિલક્ષણ મકાનોનું પ્રથમ દર્શન પૂરું થયું નહિ, ત્યાં એક ભયંકર દેખાવ નજરે પડ્યો. મારી ઓરડી અને ચોકની બરાબર સામે બે ધુમાડિયાં ઊભાં હતાં અને તેમાંથી કાળા ધુમાડાના ગોટેગોટા નીકળતા હતા. કેટલીકવાર પવન ધુમાડાને મારી દિશામાં વાળતો હતો, અને મને લગભગ ગૂંગળાવી નાખતો હતો. જેલના રસોડાનાં એ ધુમાડિયાં હતાં. મેં આગળ જતાં સુપરિન્ટેન્ડન્ટને સૂચના કરી કે આ હુમલા સામે 'ગૅસ માસ્ક'* પૂરો પાડવો જોઈએ!

શરૂઆત તો બહુ સારી થઈ નહિ, અને અલીપુર જેલના લાલ ઈંટના મકાનોનું ફેરફાર વિનાનું દૃશ્ય ભોગવવું અને રસોડાના ધુમાડિયામાંથી નીકળતો ધુમાડો ખાવો અને શ્વાસોચ્છ્વાસમાં ભરવો એ ભાવિ કંઈ પસંદ પડે એવું લાગતું નહોતું. મારા ચોકમાં નહોતાં ઝાડ કે નહોતી હરિયાળી. બધું ફરસબંધ, પાકું અને, ધુમાડાના મેશના થર બાદ કરીએ તો, રંગરોગાન વિનાનું હતું. પણ સાથે જ તે ભૂંડુંભૂખરું અને બદસૂરત હતું. બાજુના ચોકોમાંનાં એક બે ઝાડોનો ઉપલો ભાગ હું માંડ જોઈ શકતો. જ્યારે હું દાખલ થયો ત્યારે તેના પર પાન કે ફૂલ નહોતાં, પણ ધીમે ધીમે એમાં અદ્ભુત ફેરફાર થયો અને તેની બધી ડાળીઓમાંથી ટચુકડી કૂંપળો ડોકિયું કરવા લાગી. પાન ફૂટતાં જતાં હતાં તે ઝપાટાબંધ મોટાં થયાં અને ઓડી ડાળીઓને પોતાની સુંદર લીલાશથી ઢાંકી દીધી. આ ફેરફાર સુંદર થયો અને તેને લીધે અલીપુર જેલ પણ રળિયામણી અને પ્રસન્નકર દેખાવા લાગી.

એમાંના એક ઝાડમાં એક સમડીનો માળો હતો, તેમાં મને બહુ રસ પડ્યો અને તેને હું વારંવાર જોયા કરતો. નાનાં બચ્ચાંઓ વધતાં જતાં હતાં અને પોતાના ધંધાની યુક્તિઓ શીખતાં જતાં હતાં. કોઈકવાર તે ખૂબ ઝપાટાથી અને આશ્ચર્યકારક ચોકસાઈથી નીચે ધસી આવતાં અને કોઈક

---

* દુશ્મન તરફથી નાંખવામાં આવતા ઝેરી હવાના બૉંબ સામે રક્ષણ તરીકે પહેરવાના બુરખા. —અા. ક.

કેદીના હાથમાંથી કે લગભગ તેના મો સુધી પહોંચેલો રોટીનો ટુકડો ઝૂંટવી જતાં.

(લગભગ) સૂર્યાસ્તથી સૂર્યોદય સુધી અમને અમારી કોટડીમાં પૂરી દેતા, અને શિયાળાની લાંબી રાતો પસાર કરવી સહેલી લાગતી નહોતી. કલાકના કલાક સુધી વાંચતાં ને લખતાં હું કંટાળતો અને મારી એ નાનકડી ઓરડીમાં આંટા મારતો. એટલે કે ચાર પાંચ પગલાં આગળ ચાલતો અને પાછળ ફરતો. જનાવરખાનાંઓના પાંજરામાંના આમથી તેમ આંટા મારતાં રીંછોનું મને સ્મરણ થતું. કોઈવાર જ્યારે મને બહુ જ કંટાળો લાગતો ત્યારે હું મારો માનીતો ઉપાય — શીર્ષાસન — અજમાવતો.

આગલી રાતમાં ઘણીખરી શાંતિ રહેતી. શહેરના અવાજો —ટ્રામોની અવરજવર, ગ્રામોફોનનો અવાજ કે દૂરથી કોઈનું સંગીત— અંદર સુધી આવતાં. આ આછું અને દૂરનું સંગીત સાંભળવું મારું લાગતું. પણ ત્યારપછીની રાત બહુ શાંત જતી નહિ, કારણકે ચોકીદારો આમથી તેમ ધબ ધબ ચાલતા જતા, અને દર કલાકે કોઈક જાતનું નિરીક્ષણ થતું. કોઈક અધિકારી દીવો લઈને આવતો અને અમારામાંથી કોઈ નાસી તો ગયું નથી એની ખાતરી કરી જતો. રોજ સવારે—બલકે રાત્રે—ત્રણ વાગ્યે ભારે ઘોંઘાટ થતો — અને વાસણો અને જમીનને ઘસવાનો મોટો અવાજ થતો. રસોડાનું કામ શરૂ થયાનું એ ચિહ્ન હતું.

અલીપુર જેલમાં તેમજ પ્રેસિડન્સી જેલમાં ઘણા વૉર્ડરો, સિપાઈઓ, અધિકારીઓ અને કારકુનો હતા. એ બન્ને જેલો મળીને લગભગ નૈની જેલના જેટલા જ કેદીઓની વસ્તી હતી — ૨૨૦૦ થી ૨૩૦૦. પણ એ દરેકમાં નૈની કરતાં લગભગ બમણા નોકરો હશે. ઘણા યુરોપિયન વૉર્ડરો અને હિંદી લશ્કરના નિવૃત્ત થયેલા અધિકારીઓ હતા. દેખાતું હતું કે બ્રિટિશ રાજ્યનો અમલ સંયુક્ત પ્રાંત કરતાં કલકત્તામાં વધારે ઊંડો અને વધારે ખર્ચાળ હતો. સામ્રાજ્યની મહત્તાની નિશાની અને સતત સ્મૃતિ રહે, એટલા માટે કેદીઓને જ્યારે પણ કોઈ અધિકારી પાસે આવે ત્યારે એક પોકાર કરવો પડતો — 'સરકાર સલામ' એ એક અવાજ હતો,

અને તે બહુ લબાવીને અને શરીરના કેટલાક હાવભાવ સાથે કરવામાં આવતો. આ શબ્દો પોકારતા કેદીઓનો અવાજ મારા ચોકની દીવાલો ઉપર થઈ મને કેટલીયેવાર — ખાસ કરીને જ્યારે સુપરિન્ટેન્ડન્ટ ત્યાંથી પસાર થતો ત્યારે — સંભળાતો. સુપરિન્ટેન્ડન્ટ જ્યારે જતો ત્યારે તેના પર ધરી રાખેલા રાજ્યના મહાછત્રની ટોચ હું મારી સાત ફૂટની દીવાલ ઉપરથી ઊંચે નીકળેલી જોઈ શકતો.

હું વિચાર કરતો કે 'સરકાર સલામ'નો આ અદ્દભુત પોકાર અને શરીરના હાવભાવ જૂના કાળના અવશેષરૂપે હશે કે કોઈક અજબ ભેજાવાળા અંગ્રેજ અમલદારની કૃતિ હશે? નક્કી તો ન કહેવાય, પણ મારી કલ્પના છે કે કોઈ અંગ્રેજની જ આ શોધ હશે એની પાછળ એંગ્લો ઇંડિયન અવાજનો ખાસ લહેકો છે. સદ્દભાગ્યે સંયુક્ત પ્રાંતની જેલોમાં અને ઘણુ કરીને બંગાળ અને આસામ સિવાય બીજા કોઈ પ્રાંતમા આ સલામી કરવી પડતી નથી. સરકારની સત્તાને આ જબરદસ્તીની સલામી જે રીતે અપાય છે તે મને બહુ અપમાનભરી લાગી

અલીપુરમા એક સારી વાત મારા જોવામા આવી સંયુક્ત પ્રાંતના જેલના ખોરાક કરતાં અહીંના સામાન્ય કેદીઓનો ખોરાક ઘણો સારો હતો. ખોરાકની બાબતમાં સંયુક્ત પ્રાંતની જેલો બીજા ઘણા પ્રાંતો કરતાં બહુ ઊતરતી છે.

શિયાળાના થોડા દિવસો ઝપાટાબંધ નીકળી ગયા, વસંત પણ સરી ગઈ અને ઉનાળો શરૂ થયો દિવસે દિવસે ગરમી વધવા લાગી. કલકત્તાની ઋતુ મને ક્યારેયે ગમતી નહોતી, અને થોડા દહાડામા તો હું કરમાવા અને કંટાળવા લાગતો. જેલમાં, સ્વાભાવિક રીતે, સ્થિતિ વધારે ખરાબ હતી, અને જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ હુ ઊતરતો ચાલ્યો. કસરતને માટે પૂરતી જગ્યાનો અભાવ અને લાંબા વખત સુધી પુરાઈ રહેવાનું. આ બધાની એ ઋતુમાં મારી તબિયત ઉપર કાંઈક અસર થઈ અને મારુ વજન ઝપાટાબંધ ઓછુ થવા લાગ્યુ તાળા, આગળા, સળિયા, ને ભીંતો પ્રત્યે મને કેવો તિરસ્કાર છૂટતો હતો!

અલીપુરમાં એક મહિનો રહ્યા બાદ મને મારા ચોકની બહાર કસરત લેવાની રજા મળી હતી. આ ફેરફાર સારો હતો અને એથી મુખ્ય ભીંતની બાજુમાં હું સવારસાંજ આંટા મારી શકતો. ધીમે ધીમે હું અલીપુર જેલને અને કલકત્તાની ઋતુને ટેવાઈ ગયો અને ધુમાડો અને જબરા ઘોંઘાટવાળું રસોડું પણ જાણે સહન કરી શકાય એવી બલા લાગવા માંડી. બીજી વસ્તુઓ મારા મગજમાં ભરાતી જતી હતી, અને બીજી ચિંતાઓ ઊઠતી હતી. બહારથી આવતી ખબરો સુખદાયક નહોતી.

## ૯૦

# લોકશાસન — પૂર્વમાં અને પશ્ચિમમાં

સજા થયા પછી અલીપુરમાં મને દૈનિક વર્તમાનપત્ર આપવાની ના પાડવામાં આવી, તેથી આશ્ચર્ય થયું. કાચી જેલમાં મને કલકત્તાનું 'સ્ટેટ્સમેન' રોજ મળતું, પણ સજા થયા બાદ બીજે દિવસે તે બંધ કરવામાં આવ્યું. સંયુક્ત પ્રાંતમાં ૧૯૩૨થી જ (સરકારે પસંદ કરેલું) એક દૈનિક પત્ર 'અ' વર્ગના (બંગાળમાં પહેલા વર્ગના) કેદીઓને આપવામાં આવતું. એ જ પ્રમાણે બીજા પણ ઘણાખરા પ્રાંતોમાં હતું; અને તેથી મારી એવી ચોક્કસ માન્યતા હતી કે એ જ નિયમ બંગાળને લાગુ પડતો હશે. પણ દૈનિકને બદલે અઠવાડિક 'સ્ટેટ્સમૅન' મને આપવામાં આવ્યું. આ સાપ્તાહિક અંક ઇંગ્લંડ જઈ વસેલા નિવૃત્ત અંગ્રેજ અમલદારો કે વેપારીઓને માટે જ નીકળતો હોય એમ લાગતું હતું; કારણ કે તેમાં એમને રસ પડે એવા હિંદી સમાચારોનો જ સાર આવતો. પરદેશના કાંઈ પણ સમાચાર એમાં આવતા નહિ, અને એની મને બહુ ભારે ખોટ લાગતી; કારણકે, તેના પર હું નિયમિત ધ્યાન આપતો. સદ્‌ભાગ્યે સાપ્તાહિક 'મૅંચેસ્ટર ગાર્ડિયન' લેવાની મને પરવાનગી હતી, અને તેને લીધે યુરોપના સમાચારો અને આંતરરાષ્ટ્રીય બાબતોથી હું પરિચિત રહી શકતો હતો.

ફેબ્રુઆરીમાં જ્યારે હું પકડાયો અને મારો કેસ ચાલ્યો તે જ સમયે યુરોપમાં ભારે ઊથલપાથલ અને સખત ઝઘડાઓ ઉત્પન્ન થયા હતા. ફ્રાન્સમાં ખળભળાટ હતો, જેને પરિણામે ફાસિસ્ટ લોકોનાં હુલ્લડ અને 'રાષ્ટ્રીય' સરકારની સ્થાપના થઈ હતી. એથીયે વધારે ખરાબ બનાવો ઑસ્ટ્રિયામાં થયા હતા. ત્યાંનો ચૅન્સલર ડૉલ્ફસ મજૂરોના ઉપર ગોળીબાર ચલાવતો હતો અને ત્યાં સમાજવાદી લોકશાસનનું જે મહાન ચણતર ઊભું હતું તેને તોડી પાડતો હતો. ઑસ્ટ્રિયાના રક્તપાતની ખબરોથી મને બહુ

ઉદ્વેગ થયો. આ દુનિયા કેવી દુષ્ટ અને ખૂની છે! અને મનુષ્ય જ્યારે પોતાના ભોગવાતા આવેલા હકોનો બચાવ કરવા માગે છે ત્યારે કેટલો ઘાતકી બને છે! આખા યુરોપ અને અમેરિકામાં ફાસિઝમ વધતું જણાતું હતું. જ્યારે જર્મનીમાં હિટલરનો અમલ શરૂ થયો ત્યારે મેં એવી કલ્પના કરી હતી કે એનું રાજ્ય લાંબો વખત ચાલી શકશે નહિ; કારણકે જર્મનીના આર્થિક પ્રશ્નોનો એની પાસે ઉકેલ નહોતો. એ જ પ્રમાણે જેમ જેમ ફાસિઝમ બીજી જગ્યાએ પસરવા લાગ્યું તેમ તેમ હું એવો દિલાસો લેતો કે પ્રગતિવિરોધની આ છેલ્લી ખાઈ છે, એ ખાઈ સર થઈ કે પ્રગતિવિરોધનો નાશ થશે જ. પણ હવે મને શંકા થવા માંડી કે આ મારી ગણતરી કેવળ મારી ઇચ્છામાંથી જ ઉદ્ભવી હતી કે શું? ફાસિઝમનો જુવાળ એટલો સહેલાઈથી કે ઝપાટાથી ઊતરી જશે એની ખાતરી શી? ફાસિસ્ટ સરમુખત્યારીને કામ કરવાને માટે અશક્ય પરિસ્થિતિ ઉત્પન્ન થાય તોયે એવો સંભવ નથી કે તેઓ રાજ્યના સૂત્રો છોડી દેવાને બદલે પોતાના દેશોને વિનાશકારી લડાઈમાં નહિ ઉતારે? આવા વિગ્રહનું પરિણામ શું થશે?

દરમ્યાનમાં વિવિધ પ્રકારે અને વિવિધ વેશોમાં ફાસિઝમ પસરવા લાગ્યું હતું. સ્પેનની પેલી 'સત્પુરુષોની લોકશાહી' જેને કોઈ કે 'બધાં રાજ્યોનુ મેંચેસ્ટર ગાર્ડિયન' એવી ઉપમા આપી હતી, તે પણ ખૂબ પાછી હઠી હતી અને પ્રગતિવિરોધને માર્ગે સારી પેઠે ઢળી હતી. એના 'સત્પુરુષ' પ્રગતિવાદી નેતાઓના બધા સુંદર ઉદ્ગારો એને લપસતી અટકાવી શક્યા નહોતા. દરેક જગ્યાએ વર્તમાન પરિસ્થિતિને પહોંચી વળવા માટે પ્રગતિવાદ સાવ નિષ્ફળ નીવડતો જતો. તેના હિમાયતીઓ શબ્દો અને ભાવનાઓમાં જ રમમાણ રહેતા, અને માનતા કે તે કાર્યની ગરજ સારી શકશે. પણ જ્યારે કસોટી આવી ત્યારે પૂરી થઈ ગયેલી સિનેમા ફિલ્મની માફક પ્રગતિવાદ અદૃશ્ય થયો.

ઑસ્ટ્રિયાના કરુણ બનાવો વિષેના 'મેંચેસ્ટર ગાર્ડિયનમાં'ના અગ્રલેખો મેં ખૂબ રસથી અને કદરથી વાંચ્યા. "અને, આ ખૂની વિગ્રહમાંથી કેવા પ્રકારનું ઑસ્ટ્રિયા ઉત્પન્ન થઈ રહ્યું છે? બંદૂકો અને મશીનગનોની સહાયતા વડે યુરોપની અત્યંત પ્રગતિ-

વિરોધી ટોળીના હાથમાં આવેલું ઑસ્ટ્રિયા?" "પણ જો ઇંગ્લંડ સ્વતંત્રતાનું ખેરખાહ હોય તો એના મુખ્ય પ્રધાનને આ વિષે કેમ કંઈ કહેવા જેવું લાગતું નથી? સરમુખત્યારોની પ્રશંસાનાં વાક્યો અમે એની પાસેથી સાંભળ્યાં છે, અમે એમને કહેતાં સાંભળ્યા છે કે સરમુખત્યારો 'પ્રજાના આત્માને જીવન આપે છે' અને 'પ્રજાને એક નવી દૃષ્ટિ અને નવી શક્તિ અર્પણ કરે છે.' પણ ઇંગ્લંડના મુખ્ય પ્રધાનને જુલમો — પછી તે ગમે તે દેશના હોય — જે કેટલીયેવાર શરીરનો અને, એથીયે વિશેષ વાર અને વધારે ભૂંડી રીતે, આત્માનો નાશ કરે છે તે વિષે કંઈક તો કહેવાનું હોવું જોઈએ?"

પણ જો 'મૅંચેસ્ટર ગાર્ડિયન' સ્વતંત્રતાનું ખેરખાહ છે તો હિંદુસ્તાનમાં સ્વાતંત્ર્યને કચડી નાંખવામાં આવે છે એ વિષે એને કેમ કંઈ કહેવાનું નથી? આપણે પણ કેવળ શારીરિક યાતના નહિ પણ તેથીયે વધારે ખરાબ આત્માની યાતનાઓ અનુભવી છે.

"ઑસ્ટ્રિયામાં લોકશાસનનો નાશ કરવામાં આવ્યો છે; પણ એણે લડતાં લડતાં મરણ પામી ચિરંતન યશ મેળવ્યો છે, જેની કથાઓ ભવિષ્યમાં કોઈક દિવસ યુરોપના સ્વાતંત્ર્યના જુસ્સાને ફરીથી સચેત કરશે."

"સ્વાતંત્ર્યહીન યુરોપ શ્વાસ લેતું બંધ થયું છે. આરોગ્યદાયી પ્રાણોનો શ્વાસોચ્છ્વાસ હવે ચાલતો નથી. ગૂંગળાવનારો શ્વાસ ઊપડી ચૂક્યો છે, અને માત્ર કંઈક સખત આંચકી, અથવા અંદરની તાણ, કે ડાબી કે જમણી બાજુના શરીરના ચાળા નિકટ આવી પડેલી બેશુદ્ધિને અટકાવી રાખે છે.... ર્‌હાઇન નદીથી તે ઊરલ પર્વત સુધીનું આખું યુરોપ એક વિશાળ કેદખાનું છે."

આ દિલ હલાવનારા ફકરાઓ મારા હૃદયમાં પડઘા પાડતા હતા. પણ મને મનમાં થતું: પણ હિંદુસ્તાનનું શું? 'મૅંચેસ્ટર ગાર્ડિયન' અથવા બીજા સાચા સ્વાતંત્ર્યપ્રિય લોકો — જે ઇંગ્લંડમાં જરૂર વસે તો છે જ, તેઓ — આપણા ભાગ્ય માટે કેમ આવા બેદરકાર છે? જે વસ્તુને તેઓ બીજી જગ્યાએ આટલી બધી લાગણીથી વખોડી કાઢે છે તેનું એમને અહીં કેમ દર્શન થતું નથી? મિ. બૅરિકવથ ઓગણીસમી સદીના વિચારોમાં રંગાયેલા

એક મહાન અંગ્રેજ પ્રગતિવાદી આગેવાન કહેવાય. તેઓ સ્વભાવે બહુ સાવધાન અને વાણીના બહુ સંયમી હતા. વીસ વર્ષ ઉપર મહાયુદ્ધ શરૂ થવાની અણી ઉપર હતું ત્યારે તે બોલ્યા હતા : "ન્યાય પર બળ વિજય મેળવે તેને આપણે મૂંગા મૂંગા જોયા કરીએ, તે કરતાં તો આપણો દેશ રસાતળ જાય તે હું વધારે પસંદ કરું." કેવો વીરત્વયુક્ત વિચાર ! કેવી છટાથી મુકાયેલો ! જેને સાચો પાડવા લાખો બહાદુર અંગ્રેજ જુવાનો હોમાવા નીકળ્યા ! પણ જો કોઈ હિંદી મિ૰ ઍસ્કિવથના જેવું બોલવાની ધૃષ્ટતા કરે તો તેના શા હાલ થાય ?

રાષ્ટ્રીય માનસ બહુ અટપટી વસ્તુ છે. આપણામાંના ઘણા માનતા હોય છે કે પોતે સાવ ન્યાયી અને નિષ્પક્ષપાતી છે, પણ બીજો માણસ કે બીજો દેશ જ દોષિત છે ! આપણા મગજના ખૂણામાં ક્યાંક એવો દૃઢ વિશ્વાસ ભરાઈ રહેલો હોય છે કે આપણે બીજાના જેવા નથી; જોકે શિષ્ટ કેળવણીને પરિણામે આપણે આ વસ્તુ ભાર મૂકીને કહેતાં સાધારણ રીતે અટકીએ છીએ, અચકાઈએ છીએ ખરા. અને એક સામ્રાજ્ય ભોગવતી પ્રજા, જે બીજા દેશો ઉપર અધિકાર ચલાવતી હોય, તેના આપણે વંશજ હોઈએ, તો આપણને એમ માનતાં મુશ્કેલી નથી આવતી કે આ ઉત્તમોત્તમ સંસારમાં જે કંઈ થાય છે તે બધું ઉત્તમ જ થાય છે, અને તેમાં ફેરફાર કરવા જેઓ ચળવળ કરે છે તેઓ કાં તો સ્વાર્થસાધુ હોય છે અથવા તો ખોટે રસ્તે ચડેલા મૂર્ખા હોય છે અને આપણે કરેલા ઉપકારોને ભૂલી જનારા કૃતઘ્ન હોય છે.

અંગ્રેજો એક બેટવાસી એટલે સંકુચિત દૃષ્ટિની પ્રજા છે. અને તે લાંબા કાળનો યશ અને સમૃદ્ધિને લીધે લગભગ બીજા બધા પ્રત્યે તિરસ્કારથી જોતાં શીખી છે. કોઈ કે કહ્યું છે તેમ તેમની દૃષ્ટિએ "કેલે બંદર છોડ્યું કે કાળાઓનો દેશ શરૂ થાય છે." પણ આ તો વધારેપડતું વાક્ય છે. કદાચ અંગ્રેજોની દૃષ્ટિએ દુનિયાની પ્રજાઓની ઉચ્ચનીચ વ્યવસ્થા કંઈક આવી થાય : (પહેલું) બ્રિટન; ત્યારપછી મોટો ખાડો; ત્યારપછી (બીજે સ્થાને) અંગ્રેજી વસાહતો; તેમાં કેવળ

ગોરી પ્રજાઓ જ અને અમેરિકા ( તેમાં કેવળ ઍંગ્લો સેકસનો; પોર્ટુગીઝ, ઇટેલિયન વ૦ ગોરાઓ નહિ ); ( ત્રીજું ), પશ્ચિમ યુરોપ; ( ચોથું ) બાકીનું યુરોપ; ( પાંચમું ) દક્ષિણ અમેરિકા ( લેટિન ગોરી પ્રજાઓ ); પછી પાછો મોટો ખાડો અને પછી છઠ્ઠે અને છેલ્લે નંબરે એશિયા અને આફ્રિકાની ઘઉંવર્ણી, પીળી અને કાળી પ્રજાઓ, બધી લગભગ એક જ જૂથમાં.

આમ આપણા રાજ્યકર્તાઓ જે ઊંચાઈએ વિરાજે છે તેથી આપણે કેટલા બધા દૂર છીએ! શી નવાઈ કે જ્યારે તેઓ આપણી તરફ નજર નાંખે ત્યારે તેમની આંખો ઝાંખી થઈ જતી હોય, અને આપણે જ્યારે લોકશાસન અને સ્વતંત્રતાની વાતો કરીએ ત્યારે તેમને ચીડ ચડતી હોય? આ શબ્દો આપણા ઉપયોગ માટે ઘડાયલા નહોતા. મોટા પ્રગતિવાદી રાજપુરુષ જૉન મોર્લીએ જ કહ્યું નહોતું કે 'દૂરના ઝાંખા ભવિષ્યમાં પણ હિંદુસ્તાનમાં પ્રજાકીય સંસ્થાઓના ઉદ્‌ભવની હું કલ્પના કરી શકતો નથી!' કૅનેડાના રૂંવાટીના ડગલાની જેમ લોકશાસન હિંદુસ્તાનની આબોહવાને અનુકૂળ નથી. અને આગળ જતાં, ઇંગ્લંડની લેબરપાર્ટી, ( મજૂરપક્ષ ) જેઓ સમાજવાદનો વાવટો ઉડાવતા અને પોતાને શોષિત લોકોના વકીલો ગણતા, તેમણે જ પોતાના વિજયના દુંદુભિ સાથે ૧૯૨૪ના બંગાળના ઑર્ડિનન્સની પુનરાવૃત્તિની આપણને ભેટ કરી હતી, અને એમની બીજી કારકિર્દીમાં આપણી એનાથીયે વધારે ખરાબ સ્થિતિ થઈ હતી. મારી ખાતરી છે કે તેઓ કોઈ આપણું ખરું ચાહતા નથી. અને જ્યારે તેઓ ધર્મપીઠ પરથી બોલાતી સારામાં સારી પદ્ધતિએ 'અમારા વહાલા ભાઈઓ' કહીને આપણને સંબોધે છે ત્યારે તેમને કાંઈ પુણ્યકૃત્ય કર્યાનો આનંદ પણ થતો હશે. પણ તેમની દૃષ્ટિએ આપણે તેમની જાતના નથી અને આપણે માટે ન્યાયનું ધોરણ બીજું હોવું જોઈએ. અંગ્રેજ અને ફ્રેંચ લોકોને પણ એમની ભાષા અને સંસ્કૃતિના ભેદોને લીધે એક સરખા વિચાર કરવા કઠણ પડે છે, તો પછી અંગ્રેજ અને એશિયાવાસી વચ્ચેના અંતરની વાત જ શી કરવી?

થોડા વખતથી અમીરોની સભામાં હિંદુસ્તાનના સુધારાઓનો પ્રશ્ન ચર્ચાય છે, અને તેને અંગે એ ખાનદાન પુરુષોનાં ઘણાં

તેજસ્વી ભાષણો થયાં છે. એમાં એક લોર્ડ લિટનનું પણ હતું. તે એકવાર હિંદુસ્તાનના એક ઇલાકાનો ગવર્નર હતો અને થોડો વખત વાઇસરૉયને પદે પણ હતો. પ્રગતિવાદી અને સમભાવી ગવર્નર તરીકે એનું ઘણીવાર વર્ણન થયું છે. એણે પોતાના ભાષણમાં એમ કહેલું કહેવાય છે કે "હિંદી મહાસભાના રાજદ્વારીઓ કરતાં હિંદી સરકાર હિંદુસ્તાનની વધારે સારી પ્રતિનિધિ છે, હિંદી સરકાર તો અમલદારો, લશ્કર, પોલીસ, દેશી રાજાઓ, લશ્કરી પલટણો અને હિંદુમુસલમાનો — બધાને નામે બોલી શકે છે, જ્યારે મહાસભાના રાજકીય પુરુષો હિંદુસ્તાનની એકે મોટી કોમના તરફથી બોલી શકે એમ નથી" એનો અર્થ એણે વધારે સ્પષ્ટ સમજાવ્યો. "જ્યારે હું હિંદુસ્તાનના મતની વાત કરું છું ત્યારે જેમના સહકાર ઉપર મારે આધાર રાખવો પડ્યો હતો અને ભવિષ્યના ગવર્નરો અને વાઇસરૉયને આધાર રાખવો પડશે, તેઓની હું વાત કરું છું."*

આ ભાષણમાંથી બે જાણવા જેવા મુદ્દાઓ તરી આવે છે. જેટલું હિંદ અંગ્રેજોને મદદ કરે છે તેટલું જ હિંદ મહત્ત્વનું ગણાય; અને હિંદમાંનું અંગ્રેજી રાજ્ય દેશમાં સૌથી વધારે પ્રતિનિધિત્વવાળું અને તેથી સૌથી વધારે લોકશાસનવાદી છે. આવી દલીલ ગંભીરતાથી કરી શકાય છે, એ બતાવે છે કે અંગ્રેજી શબ્દોના અર્થો સુએઝની નહેર પાર કર્યા પછી બદલાઈ જાય છે. આ દલીલ પછી બીજું સ્પષ્ટ પગલું એ જ હોઈ શકે કે આપઅખત્યાર સરકાર એ જ સૌથી વધારે પ્રતિનિધિત્વવાળી અને લોકશાસનવાદી સંસ્થા છે, કારણકે, એમાં રાજા દરેકનો પ્રતિનિધિ થાય છે. એમાંથી આપણે રાજાઓના ઈશ્વરદત્ત અધિકારના સિદ્ધાંત પ્રત્યે પણ પાછા જઈ શકીએ. આપઅખત્યારીના શિરોમણિ ફ્રેંચ બાદશાહ લુઈ ૧૪માએ પણ કહ્યું હતું ના કે, 'રાજ્ય? રાજ્ય એટલે હું.'

સાચે જ, શુદ્ધ આપઅખત્યાર સત્તાની પણ થોડા વખત ઉપર એક પ્રસિદ્ધ વ્યક્તિએ વકીલાત કરી હતી. ઇંડિયન

* અમીરોની સભા ૧૭મી ડિસેમ્બર ૧૯૨૪.

સિવિલ સર્વિસનું પેલું રત્ન, સર માલકમ હેલીએ સંયુક્ત પ્રાંતના ગવર્નર તરીકે ૫મી નવેંબર ૧૯૩૪ને દિવસે બનારસમાં દેશી રાજ્યોની એકહથ્થુ સત્તાનો બચાવ કર્યો હતો. આ શિખામણની ભાગ્યે જ જરૂર હતી; કારણકે કોઈ પણ દેશી રાજ્ય સ્વેચ્છાથી પોતાની એકહથ્થુ સત્તા છોડી દેશે એવો સંભવ જ નથી. પણ એકહથ્થુ સત્તા રાખવાનો પ્રયાસ કરનારાઓને એક નવી દલીલ હાથ લાગી છે, તે એ કે યુરોપમાં લોકશાસન નિષ્ફળ નીવડી રહ્યું છે. માઈસોરના દીવાન સર મિરઝા ઇસ્માઈલે કહ્યું હતું કે "મને આશ્ચર્ય લાગે છે કે જ્યારે પાર્લમેંટના જેવું લોકશાસન સર્વત્ર નાશ પામી રહેલ છે ત્યારે (અહીં) આકરા સુધારાઓની વકીલાત કરવામાં આવે છે." "મારી ખાતરી છે કે આ રાજ્ય અંતઃકરણપૂર્વક માને છે કે આપણું હાલનું બંધારણ સર્વ આવશ્યક કામો માટે પૂરેપૂરું લોકશાસનયુક્ત છે."* અહીં ઘણુંખરું માઈસોરના રાજા અને તેનો દીવાન એ બેનું સૂક્ષ્મ સ્વરૂપ તે માઈસોરનું 'અંતઃકરણ' એવો અર્થ થતો હશે. માઈસોરમાં હાલ જે લોકશાહી પ્રવર્તે છે તે એકહથ્થુ સત્તાથી જુદી પાડી શકાય તેવી નથી.

જો હિંદુસ્તાનને માટે લોકશાસન અનુકૂળ નથી, તો ઇજિપ્તને માટે પણ તે નથી એમ જણાય છે. મેં હમણાં જ 'સ્ટેટ્સમૅન'માં+ (આ દૈનિક હવે મને હાલની જેલમાં મળવા લાગ્યું છે.) કેરોનો એક લાંબો ખરીતો વાંચ્યો છે. લેખક જણાવે છે કે ઇજિપ્તના મુખ્ય પ્રધાન નસ્સીમ પાશાએ "જવાબદારી સમજનારા વર્ગોના મનમાં ભારે ધાસ્તી ઉત્પન્ન કરી છે; કારણકે એણે એમ જાહેર કર્યું છે કે તે સર્વે રાજકીય પક્ષો—ખાસ કરીને વફદ પક્ષ—નો સહકાર પ્રાપ્ત કરવા અને કાં તો એક રાષ્ટ્રીય પરિષદ ભરવા અથવા તો લોકપ્રતિનિધિ સભાની ચૂંટણીઓ ગોઠવવા, અને એ બેમાંથી ગમે તે રીતે એક નવા રાજ્યબંધારણનો વિકાસ કરવા

* માઈસોર ૨૨મી જૂન ૧૯૩૪. વળી ૯૨મા પ્રકરણમાં દેશી રાજ્યોવાળી નોંધ જુઓ.

+ ૧૯મી ડિસેંબર ૧૯૩૪નો અંક.

આશા ગમે છે. એ જાહેગતનો અર્થ, અંતે, એ જ થાય કે... ઇજિપ્ત પાછુ લોકશાસન તરફ વળવા ધારે છે. પણ ભૂતકાળનો અનુભવ છે કે, ઇજિપ્તને માટે આવુ તંત્ર હમેશાં જોખમભરેલુ થયુ છે, કારણકે એવા તંત્રે ટોળાશાહીના ખગળમાં ખગાગ રાગદ્વેષોને હમેશાં ભૂતકાળમાં પોષ્યા કર્યા છે. . . . ઇજિપ્તના રાજકારણ અને લોકમાનમનો જેને કંઈક અદરખાનેથી અનુભવ છે તેને તો એક ક્ષણ પણ શંકા નથી આવતી કે આ ચૂટણીઓમાં વફ્દ પક્ષ જ બહુમતીમાં ચૂટાશે આથી જો આમ થતુ અટકાવવા માટે કઈ કરવામાં ન આવે તો થોડા વખતમાં જ આપણા ઉપર એક અતિ-લોકશાહી, પરદેશી-દ્વેષી અને ક્રાંતિકારી રાજ્યવ્યવસ્થા લાદવામાં આવશે "

આથી એમાં એમ સૂચવવામાં આવ્યુ છે કે ચૂટણીઓ રાજ્યના દબાણથી 'વફ્દ પક્ષની સામે પ્રતિપક્ષ ઊભો કરીને' 'ગોઠવવી' જોઈએ પણ કમભાગ્યે મુખ્ય પ્રધાન એટલો બધો 'કાનૂનીબુદ્ધિનો' છે કે એવુ કઈ કરશે નહિ એટલે બીજો રસ્તો તો એ જ છે કે વ્હાઈટ હોલે (વિલાયતની સરકારે) વચ્ચે પડીને એમ 'જાહેર કરવુ જોઈએ કે આ પ્રકારની રાજ્યવ્યવસ્થાને પાછી આવતી તે સહન કરી શકશે નહિ '

વ્હાઈટ હોલ શુ પગલાં લેશે અને શુ નહિ લે, કે ઇજિપ્તમા શુ થશે, તે હુ કહી શકતો નથી.* પણ આ દલીલ, જે એક સ્વાતંત્ર્યપ્રિય અગ્રેજે કરેલી દેખાય છે, તે ઇજિપ્ત અને હિંદુસ્તાનની પરિસ્થિતિની ગૂચો સમજવામાં કઈક મદદ કરે છે. 'સ્ટેટ્સમૅન' પોતાના એક અગ્રલેખમા કહે છે તેમ 'આ બધાના મૂળમાં રહેલો રોગ એ છે કે ઇજિપ્તના સાધારણ મતદારની જીવનપદ્ધતિ અને મનોરચના, લોકશાસનનો વિકાસ કરવા માટે જેવી જાતની જીવનપદ્ધતિ અને મનોરચના જોઈએ તેથી વિસગત છે." અને આ વિસગતિનો આગળ ખુલાસો આપ્યો છે: "યુરોપમાં લોકશાહીઓ તૂટી પડવાનું કારણ ઘણીવાર એમ થયુ

* નવેબર ૧૯૩૫મા ઇજિપ્તમા મોટા પાયા ઉપર અગ્રેજોના કબજાનો વિરોધ કરનારા રાજકીય હુલ્લડો થયા હતા

છે કે ત્યાં પક્ષો ઘણા હોય છે. ઇજિપ્તમાં મુશ્કેલી એ છે કે ત્યાં કેવળ એક જ પક્ષ છે — તે વફદનો."

હિંદુસ્તાનમાં આપણા ઉપર એવો આક્ષેપ મુકાય છે કે આપણા કોમી ભેદો લોકશાસન પ્રત્યે પ્રગતિ કરવામાં વિઘ્નરૂપ થાય છે, અને તેથી — અભેદ્ય દલીલથી — એ ભેદોને સ્થિર કરવામાં આવે છે. વળી આપણા પર આક્ષેપ છે કે આપણામાં પૂરતું ઐકય નથી. ઇજિપ્તમાં કોમી ભેદો નથી, અને બહુ પૂર્ણપણે રાજકીય ઐકય પ્રવર્તતું લાગે છે. છતાં એ ઐકય જ લોકશાસન અને સ્વાતંત્ર્યના માર્ગમાં વિઘ્નરૂપ છે! સાચે જ લોકશાસનનો માર્ગ સીધો અને સાંકડો છે. એમ લાગે છે કે પૂર્વના દેશો માટે લોકશાસન શબ્દનો અર્થ એક જ હોવો જોઈએ, અને તે એ કે આપણા પર રાજ્ય ચલાવનાર સામ્રાજ્ય સત્તાના હુકમોનો અમલ કરવો અને તેમના સ્વાર્થોને બિલકુલ અડવું નહિ. આ શરતે લોકશાસનવાળું સ્વાતંત્ર્ય ધમધોકાર ચાલી શકે.

## ૬૧

## સત્યાનાશ

ઝંખું મુકવા મારું માથું તવ મૃદુલ શીત ઘાસ પરે
તવ ચરણોમાં માતા ! શમે શ્રેમિત બાળનાં બધાં સ્વપ્નાં ! *

એપ્રિલ આવ્યો, અલીપુરની મારી કોટડીમાં બહારના બનાવોની અફવાઓ આવવા લાગી. એ અફવાઓ અપ્રસન્નકર અને ઉદ્વેગકર હતી. એક દિવસ જેલના સુપરિન્ટેન્ડન્ટે સહેજે કહ્યું 'મિ. ગાંધીએ સવિનય ભંગ પાછો ખેંચી લીધો છે.' વધારે કંઈ ખબર મળી નહિ. આ ખબર આવકારલાયક નહોતી, અને ઘણાં વરસ થયાં જે વસ્તુ મારે માટે પુષ્કળ મહત્ત્વની થઈ પડી હતી તે આટોપી લેવાવાથી હું ઉદાસ થયો. છતાં મેં મારા મનને સમજાવ્યું કે ક્યારેક તો એનો અંત આવવાનો જ હતો. મારા મનમાં હું જાણતો હતો કે મોડોવહેલો સવિનય ભંગ કંઈક સમય સુધી તો ખેંચી લેવો પડશે જ. વ્યક્તિઓ પરિણામો વિષે બેપરવા રહી ગમે તેટલો વખત સુધી લડયા કરી શકે, પણ રાષ્ટ્રવ્યાપી સંસ્થાઓ એ રીતે વર્તી શકતી નથી. મારી ખાતરી હતી કે ગાંધીજીએ લોકોની અને મહાસભાના ઘણાખરા માણસોની મનોદશા સારી રીતે પારખીને જ આ કર્યું હશે, અને તેથી, જોકે આ નવી ઘટના અળખામણી લાગતી હતી છતાં, મારા મનને એ નિર્ણયને અનુકૂળ કરવા મેં પ્રયત્ન કર્યો.

વળી ધારાસભાઓમાં જવા માટે જૂનો સ્વરાજ્ય પક્ષ ફરીથી જાગ્રત કરવાની નવી હિલચાલ વિષે પણ મને છૂટાછવાયા સમાચાર મળ્યા. આ પણ અનિવાર્ય લાગતું હતું. હું તો લાંબા વખતથી માનતો હતો કે ભવિષ્યની ચૂંટણીઓથી મહાસભા અલગ નહિ રહી શકે. મારા છૂટાપણાના પાંચ મહિના દરમિયાન મેં આ વૃત્તિને ઠંડી પાડવાનો પ્રયત્ન કર્યો હતો, કારણકે એ હિલચાલ મને

* પંડિતજીએ ટાંકેલી અંગ્રેજી પંક્તિઓનો અનુવાદ. —અા. ક.

કવખતની લાગતી હતી, અને લડત પ્રત્યેથી લોકોનું ધ્યાન વ્યગ્ર કરનારી, તેમજ મહાસભાવાદીઓમાં સમાજવાદના જે નવા વિચારો ઊછળી રહ્યા હતા તે પ્રત્યે લોકોને વિમુખ કરનારી લાગતી હતી. હું માનતો હતો કે લડત જેમ વધારે લંબાય તેમ આપણી જનતા અને શિક્ષિત વર્ગોમાં આ વિચારો વધારે ફેલાશે, અને આપણી રાજકીય અને આર્થિક વસ્તુસ્થિતિ વધારે ખુલ્લા સ્વરૂપમાં પ્રગટ થશે. લેનિને કોઈક ઠેકાણે કહ્યું છે તેમ, "રાજકીય ચળવળમાં થતી દરેક નાની મોટી લડત ઉપયોગી હોય છે. કારણકે તે છુપાયેલી વસ્તુને એટલે કે રાજકારણમાં કામ કરતાં ખરાં બળોને પ્રકટ કરે છે. તે જૂઠાણાં, છેતરનારા શબ્દપ્રયોગો અને વાગ્જાળોને ખુલ્લાં પાડે છે; ખરી બીનાઓને સરસ રીતે તે સિદ્ધ કરી આપે છે, અને લોકોને વસ્તુસ્થિતિ બરાબર સમજી લેવા ફરજ પાડે છે." મેં આશા રાખી હતી કે આ ક્રિયાથી મહાસભા વધારે સ્પષ્ટપણે વિચાર કરનારી અને એક ચોક્કસ ધ્યેય રાખનારી એક વિચારના માણસોની સંસ્થા થશે. કદાચ તેનાં કેટલાંક નિર્બળ અંગો ખરી પડે, પણ તેમાં કંઈ નુકસાન નહોતું. અને જ્યારે નામનીયે લડત બંધ કરવાનો સમય આવી પહોંચે, અને જેને 'બંધારણપૂર્વક'ની અને 'કાયદેસર' રીતો કહે છે તે તરફ પાછું વળવું પડે, ત્યારે પણ મહાસભાનો આગળ વધેલો અને સાચો કામ કરનારો વર્ગ એ પદ્ધતિઓનો પણ આપણા છેવટના ધ્યેયને સિદ્ધ કરવા માટે જ ઉપયોગ કરી લેશે.

એ સમય હવે આવી લાગેલો ભાસતો હતો. પણ મને નિરાશાપૂર્વક માલૂમ પડ્યું કે સવિનય ભંગના જેઓ ખરેખરા આધારસ્તંભ હતા, અને જેમણે મહાસભામાં સૌથી વધારે યશસ્વી રીતે કામ કર્યું હતું, તે લોકો પાછળ પડી ગયા હતા અને બીજાઓ જેમણે એવો કશો ભાગ લીધો નહોતો તેઓ આગેવાન બનતા જતા હતા.

કેટલાક દિવસ પછી સાપ્તાહિક 'સ્ટેટ્સમૅન'માં સવિનય ભંગની ચળવળ પાછી ખેંચી લેતી વખતે ગાંધીજીએ બહાર પાડેલું નિવેદન મારા વાંચવામાં આવ્યું. બહુ જ આશ્ચર્યપૂર્વક અને વિષાદપૂર્વક મેં એ વાંચ્યું. ફરીફરી મેં તે વાંચ્યું. અને

સવિનય ભંગ અને બીજું કેટલુંયે મારા મગજમાંથી ચાલી ગયું અને બીજી શંકાઓ અને ભયનો મનમાં ઊભરાવા લાગ્યાં. એમાં ગાંધીજીએ જણાવ્યું હતું "આ નિવેદનની પ્રેરણા સત્યાગ્રહાશ્રમના કેટલાક ભાઈઓ અને સાથીઓ સાથેના અંગત વાર્તાલાપમાંથી મને થઈ છે . . . એક જૂના અને આદરણીય સાથી વિષેની વાતચીત દરમ્યાન મને એવી હકીકત મળી કે જ્યારે તે જેલમાં હતા ત્યારે જેલનું કામ કરતાં તેને કંટાળો આવતો અને કામના કરતાં પોતાના ખાનગી અભ્યાસને તે વધારે પસંદ કરતા, ખાસ કરીને આ ચોંકાવનારી હકીકતમાંથી મને આ નિવેદન સૂઝયું છે આમાં સત્યાગ્રહના નિયમોનો સ્પષ્ટ ભંગ રહેલો હતો એમાં મને મારા આ પ્રિય સાથીની અપૂર્ણતા કરતાં મારી પોતાની અપૂર્ણતાનું ક્યારેય ન થયેલું એવું વધારે સ્પષ્ટ દર્શન થયું. એ મિત્રે તો એમ કહ્યું કે તેની એ અપૂર્ણતાથી હું વાકેફ છું, એવો તેનો ખ્યાલ હતો પણ હું આંધળો હતો આગેવાનનું આંધળાપણું અક્ષમ્ય છે આ પરથી મેં તુર્ત જોયું કે કેટલાક વખત સુધી તો સક્રિય સવિનય ભંગના પ્રતિનિધિ તરીકે મારે એકલાએ રહેવું જોઈશે!"

'તે મિત્ર'માં આ અપૂર્ણતા અથવા દોષ હતો એમ માનીએ તોયે એ બહુ નજીવો હતો હું કબૂલ કરું છું કે મેં એ દોષ વારંવાર કર્યો છે, અને તે વિષે મને બિલકુલ પશ્ચાત્તાપ નથી પણ એમ માની લઈએ કે એ એક બહુ ગંભીર દોષ હતો, છતાં એક વ્યક્તિએ ભૂલ કરી તે માટે લાખોની સાથે પ્રત્યક્ષ સંબંધ રાખનારી અને કરોડોની સાથે પરોક્ષ સંબંધ રાખનારી રાષ્ટ્રીય ચળવળને આમ ચાલતી બંધ કરી દઈ શકાય કે? આ મને એક ભયંકર અને અનીતિમય વિધાન લાગ્યું સત્યાગ્રહ એટલે શું અને શું નહિ, તે વિષે હું અધિકારયુક્ત કશું કહી શકું નહિ, પણ મેં મારી નમ્ર રીતે નીતિના કેટલાક નિયમોનું પાલન કરવા પ્રયત્ન કરેલો છે, પણ ગાંધીજીના આ નિવેદનથી તો મારા એ બધા નિયમોને જબરો ફટકો લાગ્યો અને તે બધા ઊંધા વળ્યા હું જાણતો હતો કે ગાંધીજી સાધારણ રીતે અંતઃકરણપ્રવૃત્તિથી જ દોરાઈને વર્તે છે (એ માટે

'અંતઃકરણનો અવાજ' કે 'પ્રાર્થનાનું ફળ' કરતાં 'અંતઃકરણ-પ્રવૃત્તિ' શબ્દ વાપરવો વધારે પસંદ કરું છું;) અને ઘણીવાર એ 'અંતઃકરણપ્રવૃત્તિ' સાચી હોય છે. આમવર્ગના માનસને સાનમાં સમજી જવાની અને આવેલી તકનો તુર્ત ઉપયોગ કરી લેવાની એમની અદ્ભુત શક્તિનો એમણે કેટલીયે વાર પરિચય આપ્યો છે, એ વિષે હું આગળ પણ ઘણીવાર કહી ચૂક્યો છું. એના સમર્થનમાં તેઓ જે દલીલો પાછળથી કરે છે તે પાછળથી સૂઝેલા વિચારો હોય છે, અને ભાગ્યે જ સંતોષકારક હોય છે. સામાન્ય રીતે, આગેવાન અથવા કર્મવીર પુરુષ અણીને સમયે અંતઃકરણપ્રવૃત્તિથી જ વર્તે છે અને પછી પોતાનાં કર્મોની દલીલો શોધે છે. મને એમ પણ લાગ્યું કે ગાંધીજીએ સવિનય ભંગની ચળવળ ખેંચી લીધી એ તો બરાબર જ કર્યું હતું. પણ એમણે જે કારણ બતાવ્યું એમાં બુદ્ધિની ઠેકડી જણાઈ અને એક રાષ્ટ્રીય ચળવળના આગેવાન માટે આશ્ચર્યકારક કૃત્ય લાગ્યું. એમના આશ્રમવાસીઓ સાથે એમની ઇચ્છામાં આવે તેવું પગલું લેવાનો એમને અધિકાર હતો. તે લોકોએ અનેક પ્રકારનાં વ્રતોથી પોતાને બાંધી લીધા હતા અને એક ખાસ જાતનું જીવન સ્વીકાર્યું હતું. પણ મહાસભાએ તો એવું કર્યું નહોતું; મેં કર્યું નહોતું. શા માટે એમણે અમને, મારી દૃષ્ટિએ જે સાથે મને લાગતું વળગતું ન હોય એવાં આધ્યાત્મિક અને ગૂઢ કારણોસર, આમથી તેમ અથડાવવા જોઈએ? આ શરતે કોઈ પણ રાજકીય ચળવળ કદી થઈ શકે ખરી? હું કબૂલ કરું છું કે હું સત્યાગ્રહની નૈતિક બાજુને બહુ મર્યાદિત રીતે સમજું છું. છતાં જેટલે અંશે હું સમજું છું તેટલાનો મેં રાજીખુશીથી સ્વીકાર કર્યો હતો. તે નૈતિક બાજુએ મને તે પ્રત્યે આકર્ષ્યો હતો અને એને લીધે રાજકારણની ભૂમિકા વધારે ઊંચી અને ઉદાત્ત થતી મને લાગતી હતી. સાધ્ય ઊંચું હોય તોયે સાધનો ગમે તેવાં ન ચાલે, એ વિચાર સ્વીકારવા હું તૈયાર હતો. પણ સત્યાગ્રહનું આ નવું સ્વરૂપ અથવા ભાષ્ય તો એથી બહુ આગળ વધતું હતું, અને એમાંથી કેટલાંક એવાં પરિણામો નીપજવાની શક્યતા મને લાગી કે તેથી હું ડરી ગયો.

એ આખા નિવેદને મને ખૂબ ડરાવ્યો અને અકળાવી મૂક્યો. એમણે અંતમાં મહાસભાના માણસોને આ પ્રમાણે શિખામણ આપી છે: " એમણે આત્મસમર્પણ અને ઇચ્છાપૂર્વક ગરીબાઈમાં રહેલાં કળા અને સૌંદર્ય શીખવાં જોઈએ. એમણે પ્રજાને ઘડનારી પ્રવૃત્તિઓ, હાથે કાંતેલી અને હાથે વણેલી ખાદીનો પ્રચાર, પરસ્પરના નાનામોટા દરેક વ્યવહારમાં અણીશુદ્ધ અંગત વર્તન દ્વારા કોમો વચ્ચે હાર્દિક ઐક્યનો પ્રચાર, પોતાના અંગત વર્તનમાં દરેક રૂપની અને પ્રકારની અસ્પૃશ્યતાનો નાશ, અને વ્યસનીઓ સાથે વ્યક્તિગત અંગત સંબંધ બાંધી મદ્ય અને માદક પદાર્થોના પ્રતિબંધનો પ્રચાર તથા સામાન્ય રીતે પોતાની વ્યક્તિગત શુદ્ધિ, વગેરે કામોમાં રોકાઈ જવું જોઈએ. સેવાનાં આ ક્ષેત્રોમાં ગરીબના ધોરણે નિર્વાહ થઈ શકે છે. જે ગરીબનું ધોરણ સ્વીકારી શકે એમ ન હોય તેમણે કંઈક વધારે મહેનતાણું આપનારા રાષ્ટ્રોપયોગી નાના નાના અણખેડાયેલા ધંધાઓમાં પોતાનું સ્થાન શોધવું જોઈએ. "

આ અમારે માટે હવે રાજકીય કાર્યક્રમ થયો. એમની અને મારી વચ્ચે બહુ જ મોટું અંતર હોય એમ દેખાયું. મને લાગ્યું કે ઘણાં વર્ષ સુધી વફાદારીનાં જે સૂત્રોએ મને એમની જોડે બાંધી રાખ્યો હતો તે તૂટી ગયાં અને તેથી જાણે મારી છાતીમાં તીર ભોંકાયું. લાંબા વખતથી મારા મનમાં ઝઘડો તો ચાલતો જ હતો. ગાંધીજીએ જે જે કર્યું હતું તેમાંનું હું ઘણું સમજી કે સ્વીકારી શક્યો નહોતો. જ્યારે સવિનય ભંગ ચાલતો હતો અને તેમના સાથીઓ યુદ્ધમાં બરોબર સપડાયેલા હતા ત્યારે તેમણે ઉપવાસો આદર્યા અને પોતે નવા જ મુદ્દાઓ ઉપર એકાગ્ર થઈ ગયા; પછી પોતાની અંગત અને સ્વયંનિર્મિત જંજાળોમાં ગૂંચાયા, જેનું એવું વિચિત્ર પરિણામ આવ્યું કે જેલની બહાર હોવા છતાં રાજકીય ચળવળમાં ભાગ ન લેવાની એમને પ્રતિજ્ઞા લેવી પડી; એમણે નવા સંબંધો અને નવાં કાર્યોની પ્રતિજ્ઞાઓ કરી, જેને પરિણામે કેટલાયે સાથીઓ સાથે બાંધેલા જૂના સંબંધો, પ્રતિજ્ઞાઓ અને કામો અધૂરી અવસ્થામાં જ ગૌણ થઈ ગયાં; આખું કામ જ્યાં અધૂરું હતું ત્યારે આવું બધું થવાથી હું બહુ

અકળાયો, જેલની બહાર જે હું થોડા દિવસ રહ્યો હતો, તે દરમ્યાન પણ મને આ અને બીજા મતભેદો બહુ જ તીવ્રપણે સાલતા હતા. ગાંધીજી કહેતા હતા કે અમારી બેની વચ્ચે સ્વભાવનો જ ભેદ છે; પણ સ્વભાવના ભેદ કરતાં મને આ વિશેષ પ્રકારના ભેદ લાગતા હતા, અને મને સ્પષ્ટ જણાતું હતું કે ઘણા વિષયોમાં હું ચોખ્ખી અને નિશ્ચિત રીતે એમનાથી ઊલટા મતો ધરાવું છું. છતાં ભૂતકાળમાં મેં મારા વિચારોને શક્ય તેટલા ગૌણ સ્થાને મૂકવા પ્રયત્ન કર્યો હતો, કારણકે. રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનું ધ્યેય—જેને માટે મહાસભા પ્રયત્ન કરતી લાગતી હતી—તેના પ્રત્યેની વફાદારી મારા પોતાના મતો કરતાં વધારે મહત્ત્વની છે, એમ હું માનતો હતો. મારા નેતા અને મારા સાથીઓ પ્રત્યે વફાદારી અને સચ્ચાઈ રાખવા હું પ્રયત્ન કરતો; કારણકે મારા આધ્યાત્મિક ઘડતરમાં પોતાના ધ્યેય અને પોતાના સાથીઓ પ્રત્યે વફાદારીની ભાવનાનું સ્થાન બહુ ઊંચું છે. જ્યારે જ્યારે મારા આધ્યાત્મિક આદર્શના અવલંબનથી હું પોતાને દૂર ઘસડાઈ જતો જોતો ત્યારે ત્યારે મને મારા મન સાથે કેટલીયેવાર ઝઘડવું પડતું. કોઈક રીતે મારા મનને હું મનાવી લેતો. કદાચ એમ કરવામાં મારી ભૂલ પણ થઈ હોય; કારણકે પોતાના એ અવલંબનનો ત્યાગ કરવો એ ક્યારેય કોઈને માટે બરાબર ન હોઈ શકે. પણ આદર્શો વચ્ચે વિરોધ હોય ત્યારે હું સાથીઓ પ્રત્યેની વફાદારીની ભાવનાને વળગતો અને એમ આશા રાખતો કે વિવિધ ઘટનાઓની પરંપરા અને લડાઈના પલટા મને મૂંઝવતી મુશ્કેલીઓને હટાવી દેશે અને મારા સાથીઓને મારા દૃષ્ટિબિંદુની સમીપ લાવશે.

પણ હવે? એકાએક અલીપુર જેલની મારી કોટડીમાં હું સાવ એકલો પડી ગયો હોઉં એમ મને લાગ્યું. જીવન નીરસ જણાયું, અને કેવળ વેરાન રણ જેવું લાગ્યું. જીવનમાં હું ઘણા મોંઘા પાઠો શીખ્યો હતો અને હવે સૌથી વધારે મોંઘો અને કષ્ટદાયક પાઠ આવ્યો: તે એ કે અત્યંત મહત્ત્વના વિષયમાં કોઈ બીજા ઉપર આધાર રાખી શકાય જ નહિ. જીવનનો પ્રવાસ દરેકે એકલાએ જ કરવાનો છે. બીજા ઉપર આધાર રાખવો એટલે હૈયાશોક વહોરી લેવો.

મારી ભેગી થયેલી ચીડ કેટલેક અંશે ધર્મ અને ધાર્મિક દૃષ્ટિ પર ઊતરી હું વિચારવા લાગ્યો ધાર્મિક દૃષ્ટિ એ સ્પષ્ટ વિચાર અને દૃઢ નિશ્ચાની વેરી થાય છે, કારણ ક્ષણિક ભાવના અને આવેશના ઉપર જ એનું મંડાણ નથી શું? ધાર્મિક દૃષ્ટિ આધ્યાત્મિક હોવાનો દાવો કરે છે પણ તે સાચી આધ્યાત્મિક વૃત્તિ અને આધ્યાત્મિક વસ્તુઓથી કેટલી વેગળી હોય છે? કોઈ બીજી દુનિયાનો વિચાર કરતી હોવાથી માનવ સંબંધોનાં મૂલ્ય, સામાજિક સંબંધોનાં મૂલ્ય અને સામાજિક ન્યાયનો એને કંઈ જ ખ્યાલ હોતો નથી પહેલેથી જ માની લીધેલી કલ્પનાઓને વળગી રહેવાને લીધે એ ઇરાદાપૂર્વક વાસ્તવિક સ્થિતિ તરફ આંખ મીંચેલી રાખે છે, કારણકે એને ધાસ્તી લાગે છે કે કદાચ એ બેઉની વચ્ચે કંઈક વિરોધ હોય. સત્ય પર પોતાનું મંડાણ એ કરે છે, પણ સત્ય — અને પૂરેપૂરું સત્ય — મળી ગયાની એને એટલી બધી ખાતરી લાગે છે કે સત્યની શોધ માટે એમાં પ્રયત્ન જ હોતો નથી, માત્ર બીજાની આગળ એ પ્રગટ કરવાની જ એને ચિંતા હોય છે. સત્યનો આગ્રહ અને અમુક વસ્તુ માની લેવાનો આગ્રહ એ બે એક નથી. ધાર્મિક દૃષ્ટિ શાંતિની વાતો કરે છે, છતાં હિંસા વિના જે ટકી જ ન શકે એવી સમાજની વ્યવસ્થા અને સંસ્થાઓને તે ટેકો આપે છે. તલવારની હિંસાને એ વખોડે છે, પણ જે હિંસા ચૂપકીથી અને ઘણીવાર શાંતિનો વેષ ધારણ કરીને આવે છે અને ભૂખમરો અને મરણને લાવે છે, તેનું શું? અથવા તેથીયે ભૂંડું, જે હિંસા કશી શારીરિક હિંસા કરતી નથી, પણ મનના ઉપર બળાત્કાર કરે છે, સત્ત્વનો નાશ કરે છે અને હૃદયના ટુકડા કરે છે, તેનું શું?

અને પછી, જેમણે મારા હૃદયમાં આ તોફાન જગાડ્યું હતું તેમનો હું પાછો વિચાર કરવા લાગ્યો આ બધું છતાંયે ગાંધીજી કેવા અદ્ભુત પુરુષ છે, કેવી એમની આશ્ચર્યજનક અને લગભગ દુર્નિવાર મોહિની છે, અને કેવો એમનો લોકો ઉપર સૂક્ષ્મ પ્રભાવ છે! એમના લેખો અને ઉદ્‌ગારોમાંથી એની પાછળ રહેલા એમના વ્યક્તિત્વનો ભાગ્યે જ પૂરો ખ્યાલ આવે છે, એમનું વ્યક્તિત્વ એમના લેખોથી કલ્પના આવી શકે તેના કરતાં

૭૨૮ શ્રદ્ધાંજલિ ૮-૧ નહેરાન



ઘણું વધારે ભારે છે. અને હિંદુસ્તાનની એમની સેવાયે કેટલી અગાધ છે! એમણે પ્રજામાં હિંમત અને પુરુષાતન, શિસ્ત અને સહનશીલતા, ધ્યેયને માટે આનંદથી બલિદાન આપવાની શક્તિ, અને પોતે અત્યંત નમ્ર હોવા છતાં, (દેશમાં) સ્વાભિમાન ઉત્પન્ન કર્યાં: એમણે ક્યાંક કહ્યું હતું કે શૌર્ય એ જ ચારિત્ર્યનો પાકો પાયો છે, શૌર્ય વિનાં નીતિ ન હોય, ધર્મ ન હોય, પ્રેમ ન હોય. "જ્યાંસુધી માણસ ભયને વશ હોય, ત્યાંસુધી તે સત્ય કે પ્રેમની ઉપાસના કરી ન શકે." હિંસાનો અત્યંત અણગમો છતાં એમણે આપણને કહ્યું છે કે "કાયરતા હિંસા કરતાંયે વધારે તિરસ્કારપાત્ર છે." અને 'માણસનું નિયમપાલન તે પોતાના કાર્યને વળગી રહેશે એ વાતની પ્રતિજ્ઞા — ખોળાધરી છે. ત્યાગ, નિયમપાલન અને સંયમ વિના મુક્તિ નથી અને આશાયે નથી. નિયમપાલન વિનાનો કેવળ ત્યાગ વંધ્ય છે." આ કેવળ શબ્દો જ લાગે, કદાચ ધર્મપ્રીત્યર્થે કહેલાં વાક્યો હોય અને ટાહેલાં જેવાં લાગે; પણ તેમ નથી, કારણ એ શબ્દોની પાછળ શક્તિ રહેલી છે, અને દેશ જાણે છે કે આ મૂઠી હાડકાંનો માનવી તોલ્યા વિના કશું બોલે એમ નથી, જે કહે તેમ કરવાવાળો છે.

બહુ જ અજબ રીતે એ હિંદુસ્તાનની પ્રજાનું મુખ બન્યા અને આ પ્રાચીન અને પીડિત ભૂમિનો આત્મા પ્રત્યક્ષ પ્રકટ કરવા લાગ્યા. એઓ જ લગભગ હિંદુસ્તાન બન્યા, એમની નબળાઈઓ પણ હિંદુસ્તાનની જ નબળાઈઓ હતી. એમનું અપમાન ભાગ્યે જ વ્યક્તિગત બાબત ગણાય; એ આખી પ્રજાનું અપમાન હતું. અને વાઈસરૉયો કે બીજાઓ, જેમણે એમના પ્રત્યે આવી તિરસ્કારપાત્ર વર્ણણૂક બતાવી તેમને, પોતે કેવાં ભયંકર બીજો વાવી રહ્યા છે તેનું ભાન નહોતું. ૧૯૩૧ના ડિસેંબરમાં જ્યારે ગોળમેજી પરિષદમાંથી ગાંધીજી પાછા ફરતા હતા ત્યારે 'પોપે ગાંધીજીને મળવાની ના પાડી એવું જ્યારે મેં પ્રથમ સાંભળ્યું ત્યારે મને કેટલું ખરાબ લાગ્યું હતું તે મને યાદ છે. મુલાકાતના આ ઇનકારમાં મને હિંદુસ્તાનનું અપમાન લાગ્યું; એ ઇનકાર ઇરાદાપૂર્વક કર્યો હશે એ વિષે શંકા નથી, જોકે અપમાન કરવાનો ઉદ્દેશ ન હોય, એ શક્ય છે. કેથલિક સંપ્રદાય પોતાની બહારના સાધુઓ

કે મહાત્માઓનો સ્વીકાર કરતો નથી; તેમાં વળી કોઈ પ્રૉટેસ્ટંટ પાદરીઓએ ગાંધીજીને બહુ મોટા ધાર્મિક પુરુષ અને સાચા 'ખ્રિસ્તી' તરીકે ગણાવ્યા હતા, એટલે આ અધર્મની સામે પોતાનો વિરોધ જાહેર કરવો પોપને વધારે આવશ્યક લાગ્યો હશે.

લગભગ આ જ સમયે, ૧૯૩૪ના એપ્રિલમાં, અલીપુર જેલમાં હું બર્નાર્ડ શૉનાં નવાં નાટકો વાંચતો હતો. 'ઑન ધ રૉક્સ' નામના નાટકની પ્રસ્તાવના અને તેમાં ઈશુ ખ્રિસ્ત અને પાયલેટ વચ્ચેનો સંવાદ મને આકર્ષક લાગ્યાં. એ સંવાદ જાણે આજના જ સમયને લાગુ પડતો હતો; માત્ર આજે એક બીજા સામ્રાજ્યની સામે એક બીજો ધાર્મિક પુરુષ ઊભેલો હતો. આ પ્રસ્તાવનામાં જીસસ પાયલેટને કહે છે, "હું તમને કહું છું કે ભયને છોડો. રોમની મહત્તાની મિથ્યા વાતો મને ન સંભળાવો. જેને તમે રોમની મહત્તા કહો છો તે ભય સિવાય બીજું કશું નથી — ભૂતનો ભય અને ભવિષ્યનો ભય; ગરીબનો ભય અને શ્રીમંતનો ભય; મોટા ધર્મગુરુઓનો ભય, વિદ્વાન યહૂદી અને ગ્રીકોનો ભય, જંગલી ગૅલ, ગૉથ અને હૂણોનો ભય, જેના ભયથી બચવા તમે કાર્થેજનો નાશ કર્યો તે કાર્થેજનો ભય, અને સૌથી વધારે મોટો ભય, જે પૂતળું તમે તમારી મેળે ઊભું કર્યું છે તે સમ્રાટ સીઝરનો ભય, અને વળી અકિંચન, અનિકેત, તાડિત, અપમાનિત એવો હું — તેનો ભય; — એક ઈશ્વરના રાજ્ય સિવાય બાકી બધાનો ભય; વળી રક્તપાત અને શસ્ત્રો અને સોનું એ સિવાય બીજા બધા વિષે અશ્રદ્ધા! તમે જે રોમના પ્રતિનિધિ છો, તેમાં જગતની કાયરતા મૂર્તિમંત થયેલી છે. હું ઈશ્વરના રાજ્યનો પ્રતિનિધિ હોવાથી મેં બધાં જોખમો ખેડ્યાં છે, સર્વ કંઈ ખોયું છે, અને અવિનાશી પદ મેળવ્યું છે."

✓ પણ ગાંધીજીની મહત્તા કે એમની દેશસેવા કે વ્યક્તિગત મારા પર એમના અઢળક ઉપકારો એ બધાનો પ્રશ્ન નહોતો. એ બધું છતાં, ઘણી બાબતોમાં એ સાવ જ ખોટા હોય એ શક્ય હતું. આખરે, એમનું ધ્યેય શું હતું? ઘણાં વર્ષોના ગાઢ સંબંધ છતાં, એમના ધ્યેય વિષે મને સ્પષ્ટ ખબર નથી. એમને પોતાનેય તે સ્પષ્ટ છે કે કેમ તેનીય મને શંકા છે. 'મારે એક ડગલું

બસ થાય,' એમ તેઓ કહે છે, અને ભવિષ્યમાં ડોકિયું કરવા કે નિશ્ચિતપણે વિચારેલું ધ્યેય પોતાની સમક્ષ રાખવા એઓ પ્રયત્ન જ કરતા નથી. સાધનોને સંભાળો એટલે સાધ્યનું તો એની મેળે થઈ રહેશે, એમ વારંવાર કહેતાં એઓ કંટાળતા નથી. તમારી આત્મશુદ્ધિ કરો, એટલે બધું આવી મળશે. પણ આ વિચારસરણી રાજકીય કે વૈજ્ઞાનિક નથી, અને કદાચ નૈતિક પણ ન હોય. એમાં બહુ સંકુચિત નીતિ રહેલી છે, અને 'આત્મશુદ્ધિ' કે સારાપણું શું એ એમાં પ્રથમથી ગૃહીત ધરી લેવામાં આવે છે. આત્મશુદ્ધિ શું કેવળ અંગત બાબત છે કે સામાજિક બાબત છે? ગાંધીજી ચારિત્ર્ય પર બહુ ભાર મૂકે છે, અને બૌદ્ધિક કેળવણી અને વિકાસને ઝાઝું મહત્ત્વ આપતા નથી. ચારિત્ર્ય વિનાની બુદ્ધિ ભયરૂપ થવા સંભવ છે. પણ બુદ્ધિ વિનાનું ચારિત્ર્ય કેવું હોય? અને ચારિત્ર્ય ઘડાય છે પણ શી રીતે? મધ્યકાલીન ખ્રિસ્તી સાધુઓની સાથે ગાંધીજીની તુલના કરવામાં આવે છે, અને એમના ઘણા ઉદ્‌ગારો આ વસ્તુની સાક્ષી પૂરે છે, આધુનિક માનસશાસ્ત્રના અનુભવો અને પદ્ધતિઓ સાથે એ બંધ બેસતા થતા નથી.

પણ એ તો ગમે તેમ હોય, મને પોતાને ધ્યેય વિષેની અસ્પષ્ટતા શોચનીય લાગે છે. કર્મને પરિણામકારક કરવું હોય તો તે સ્પષ્ટપણે સમજેલા ધ્યેયને ઉદ્દેશીને હોવું જોઈએ. જીવન તર્કશાસ્ત્ર પ્રમાણે ચાલતું નથી એ સાચું; અને તેથી સમયે સમયે ધ્યેયમાં ને તેને અનુકૂળ કરવા તેમાં ફેરફાર કરવો પડશે; છતાં હંમેશાં કંઈક ધ્યેય નજર સામે સ્પષ્ટ હોવું જ જોઈએ છે.

મને લાગે છે કે ગાંધીજી જેટલા દેખાય છે તેટલા પોતાના ધ્યેય વિષે અનિશ્ચિત નથી. અમુક ચોક્કસ દિશામાં જવા માટે એઓ અત્યંત આતુર છે; પણ આધુનિક વિચારો અને પરિસ્થિતિ આથી અત્યંત વિરોધી છે, અને એ બે વચ્ચે મેળ બેસાડવામાં કે પોતાના ધ્યેય પ્રત્યે જવા માટેનાં વચલાં પગથિયાં નક્કી કરવામાં હજુ સુધી તે શક્તિમાન થયા નથી. આથી અસ્પષ્ટતાનો આભાસ થાય છે અને એને સ્પષ્ટ કરવા પ્રત્યે એમનો અણગમો દેખાય છે. જ્યારથી એમણે દક્ષિણ આફ્રિકામાં પોતાના જીવનની દૃષ્ટિ નક્કી કરવા માંડી ત્યારથી,

એટલે લગભગ પચીશ વર્ષથી એમનું સામાન્ય વલણ પૂરતું સ્પષ્ટ રીતે માલૂમ પડી આવે છે. એમના જૂના લેખો કેટલે અંશે એમના આજના વિચારોના દર્શક છે, તે હું જાણતો નથી. પૂરેપૂરા નહિ જ હોય એની મને શંકા છે છતાં એમના વિચારોની ભૂમિકાને સમજવામાં એ મદદરૂપ થાય છે.

૧૯૦૯માં એમણે લખ્યું હતું કે "હિંદુસ્તાનનો ઉદ્ધાર છેલ્લા પચાસ વર્ષમાં તે જે શીખ્યું છે તેને ભૂલવામાં છે. રેલવે, તાર, ઇસ્પિતાલો, વકીલો, દાક્તરો અને એવું બધું જવું જોઈશે. સાચું જીવનપ્રદ સુખ ખેડૂતના જીવનમાં છે એમ જાણી, કહેવાતા ઉપલા વર્ગોએ જ્ઞાનપૂર્વક, ધર્મબુદ્ધિથી અને ઇરાદાપૂર્વક સાદું, ખેડૂતનું જીવન શીખવું જોઈશે." વળી તેમણે કહ્યું છે: "જ્યારે પણ હું આગગાડીમાં કે મોટરમાં બેસું છું ત્યારે મને જે સત્ય લાગે છે તેનાથી ઊલટું કરું છું એવું લાગ્યાં કરે છે;" "અત્યંત કૃત્રિમ અને વેગવાળા વાહનોથી દુનિયાને સુધારવાનો પ્રયત્ન કરવો, તે અશક્ય મનોરથ છે."

આ આખુંયે તત્ત્વજ્ઞાન મને ખોટું, નુકસાનકારક અને અસાધ્ય લાગે છે. એની પાછળ ગરીબ અને કઠણ વૈરાગ્યપ્રધાન જીવન માટેનો ગાંધીજીનો પ્રેમ અને પ્રશંસા રહ્યાં છે. એમની દૃષ્ટિએ સુધારો અને સંસ્કૃતિ માણસોની જરૂરિયાતો વધારવામાં કે જીવનનું ધોરણ ઊંચું ચડાવવામાં નથી, "પણ ઇરાદાપૂર્વક અને સ્વેચ્છાથી જરૂરિયાતોને ઘટાડવામાં છે; કારણકે તે જ સાચું સુખ અને સંતોષ લાવે છે અને સેવાની શક્તિ વધારે છે." જો આ પક્ષ સ્વીકારી લઈએ તો પછી ગાંધીજીની વિચારસરણીને અનુસરવું અને એમની પ્રવૃત્તિઓને સારી રીતે સમજવું સહેલું થાય છે. પણ આપણામાંના ઘણા આ પક્ષ સ્વીકારતા જ નથી, અને પછી જ્યારે એમની પ્રવૃત્તિઓ આપણી રુચિ પ્રમાણે નથી ચાલતી એવું માલૂમ પડે છે ત્યારે તેની ફરિયાદ કરીએ છીએ.

હું પોતે ગરીબી અને સંકટસહનની સ્તુતિ પસંદ કરતો નથી. હું એ બંનેને જરાયે ઇષ્ટ માનતો નથી, તેમનો નાશ જ થવો જોઈએ. તેમજ તપસ્વી જીવન પણ, ભલે કેટલીક વ્યક્તિઓને તે અનુકૂળ આવતું હોય પણ, સામાજિક આદર્શ તરીકે હું યોગ્ય

માનતો નથી. સાદાઈ, સમાનતા અને આત્મસંયમ એ હું સમજી શકું છું, અને તેમની મને કદર પણ છે. પણ શરીરદમનને હું સમજી કે વખાણી શકતો નથી. જેમ કસરતબાજને પોતાનું શરીર કેળવવાની આવશ્યકતા છે, તેમ મન અને ટેવોને પણ કેળવવાની અને અંકુશમાં લાવવાની આવશ્યકતા છે એ હું માનું છું. જે માણસ અતિશય વિષયલોલુપ હોય તે કસોટીને સમયે બહુ દુઃખ સહન કરી શકે, અથવા અત્યંત આત્મસંયમ બતાવી શકે કે વીરતાપૂર્વક વર્તી શકે એવી આશા રાખવી વ્યર્થ છે. મનને નીરોગી રાખવા માટે, વધારે નહિ તોયે, શરીરને નીરોગી રાખવા જેટલી કેળવણીની જરૂર છે, પણ આનો અર્થ તપસ્વી જીવન કે શરીરદમન તો નથી જ.

વળી, 'સાદા ખેડૂતજીવન'ને આદર્શરૂપે રજૂ કરવાની વાત પણ હું બિલકુલ યોગ્ય ગણતો નથી. મને તો એથી લગભગ ત્રાસ છૂટે છે અને હું પોતે તે સ્વીકારું એ તો બાજુએ રહ્યું, ઊલટું ખેડૂતને પોતાને તેમાંથી હું બહાર ખેંચવા ઇચ્છું છું. આનો અર્થ એ નથી કે હું તેમને શહેરોમાં લાવવા ઇચ્છું છું; પણ શહેરોની સગવડોને ગામડાંઓમાં પહોંચાડવા ઇચ્છું છું ખરો. આવું જીવન મને સાચું સુખ આપવાને બદલે જેલના જેટલું જ ખરાબ લાગશે. 'ખુરપીવાળા માણસ' (ખેડૂત)માં એવું તે શું છે કે જેને આપણો આદર્શ માનીએ? અસંખ્ય પેઢીઓથી દબાતો અને ચુસાતો આવતો હોવાને લીધે જે પશુઓની સાથે તે જીવન ગાળે છે તેમનામાં અને તેનામાં ભાગ્યે જ બહુ અંતર છે.

કોણે એની દષ્ટિ લિધિ હરી શક્તિ ઉત્સાહ કેરી?  
કોણે એની દષ્ટિ લિધિ વળી, શક્તિ નૈરાશ્યનીયે?  
ને પ્રાણી એ અજબ દિસતો, હર્ષ ને શોક મુક્ત,  
મૂઢો મૂંગો, જડ જ નકરો બેલનો ભાઈ જાણે! *

બુદ્ધિમાન પ્રાણીની સ્થિતિમાંથી નીકળી જઈ, જ્યાં બુદ્ધિની કશી કિંમત નથી એવી જંગલી દશા પ્રત્યે વળવાની આ ઇચ્છા

* 'ખુરપીવાળા માણસ' નામના જે કાવ્યમાંથી આગળ ૭૨૦મે પાને ઉતારો લીધો છે તે જ કાવ્યમાંથી. —અા. ક.

મને બિલકુલ સમજાતી નથી. જેમાં મનુષ્યનાં ગૌરવ અને પુરુષાર્થસિદ્ધિ રહેલાં છે તેને જ વગોવી અને ઉતારી પાડી, જેમાં મન સદાયે વ્યાકુળ રહે અને એનો વિકાસ અટકી જાય, એવી જાતનું ભૌતિક વાતાવરણ ઇષ્ટ માનવામાં આવે છે. વર્તમાન સંસ્કૃતિ અનિષ્ટોથી ભરેલી છે એ સાચું; પણ એ સારી વસ્તુઓથી પણ ભરેલી છે, અને પેલાં અનિષ્ટોનો નાશ કરવાની તેનામાં શક્તિ છે. એ સંસ્કૃતિને મૂળથી ઉખેડી નાખવી, એટલે આ શક્તિનો પણ નાશ કરવો અને આનંદહીન, પ્રકાશહીન, દળદરી જીવન પ્રત્યે વળવું. પણ એ મનોરથ ઇષ્ટ હોય તોપણ સિદ્ધ ન થઈ શકે એવો છે. પરિવર્તનશીલ સંસારની નદીનો પ્રવાહ આપણે અટકાવી શકતા નથી કે તેનાથી અલગ પણ થઈ શકતા નથી; અને, માનસશાસ્ત્રની દૃષ્ટિએ જોઈએ તો, જ્ઞાનનું ફળ ચાખ્યા પછી આપણે તેનો સ્વાદ ભૂલી શકતા નથી અને પાછા જંગલીપણા પ્રત્યે જઈ શકતા નથી.

આની ઉપર દલીલ કરવી બહુ મુસ્કેલ છે, કારણકે, એ દૃષ્ટિબિંદુ સાવ જ જુદાં છે. ગાંધીજી વ્યક્તિગત મોક્ષ અને પાપની દૃષ્ટિએ જ વિચાર કરે છે, જ્યારે આપણામાંના ઘણાના મનમાં સમાજનું કલ્યાણ એ જ સૌથી મહત્ત્વની વાત લાગે છે. 'પાપ' એટલે શું તે હું બરાબર સમજી શકતો નથી, અને તેને લીધે કદાચ ગાંધીજીના જીવન પ્રત્યેના એકંદર વલણને પણ બરાબર ઝીલી શકતો નથી. સમાજની સ્થિતિ કે સમાજવ્યવસ્થા બદલવા તેઓ બહાર પડ્યા નથી, પણ વ્યક્તિઓના પાપનો નાશ કરવા તેઓ મથે છે. એમણે લખ્યું છે, "સ્વદેશીનો ઉપાસક દુનિયાને સુધારવાનું મિથ્યા કાર્ય ઉપાડી લેતો નથી; કારણકે એ જાણે છે કે દુનિયા તો ઈશ્વરના નિયમો પ્રમાણે જ ચાલે છે, અને સદાયે ચાલશે." અને છતાં, એ દુનિયાને સુધારવાને એમણે લડાઈ લડવામાં બાકી નથી રાખી. પણ એમના સુધારાનું લક્ષ્ય વ્યક્તિનો સુધારો, ઇન્દ્રિયોનો જય, વિષયસેવનની ઇચ્છાનું દમન છે. આને જ તેઓ પાપ કહે છે. ફાસિઝમ ઉપર લખેલા એક પુસ્તકમાં એક સમર્થ રોમન કૅથલિક લેખકે સ્વતંત્રતાની જે વ્યાખ્યા કરી છે તે કદાચ ગાંધીજી સ્વીકારી લે: "સ્વતંત્રતા એટલે બીજું કશું નહિ, પણ પાપની ગુલામીમાંથી મુક્તિ." બસો વર્ષ ઉપર

લંડનના બિશપે લખેલા શબ્દો સાથે આ કેટલા બંધ બેસતા છે! તેણે લખેલું: "ખ્રિસ્તી ધર્મ જે સ્વાતંત્ર્ય આપે છે તે પાપનાં અને શયતાનનાં અને લોકોના વિષયો અને વિકારો અને નિરંકુશ વાસનાઓનાં બંધનમાંથી મુક્તિનું છે."*

જો આ દૃષ્ટિબિંદુને એકવાર સ્વીકારીએ તો ગાંધીજીની, આજના સામાન્ય માણસને અતિશય વિલક્ષણ લાગતી, સ્ત્રીપુરુષ-સંબંધ પ્રત્યેની વૃત્તિ કંઈક સમજી શકાય છે. એમની દૃષ્ટિએ "પ્રજોત્પાદનની ઇચ્છા વિનાનો કોઈ પણ સંભોગ પાપ છે." અને "સંતતિનિયમનનું કૃત્રિમ સાધનોનું પરિણામ નામર્દાઈ અને જ્ઞાનતંતુઓનું સત્યાનાશ થશે." "પોતાનાં કૃત્યોનાં પરિણામોમાંથી છટકવાનો પ્રયત્ન કરવો એ અયોગ્ય અને અનીતિમય છે. . . . પહેલાં સ્વાદલોલુપ થવું અને પછી પૌષ્ટિક અને બીજી દવાઓ લઈ તેનાં પરિણામોમાંથી છૂટવું, એ ખરાબ છે. એથીયે વધારે ખરાબ, પોતાના વિષયવિકારોને તૃપ્ત કરવા અને પછી તેનાં પરિણામોમાંથી છટકવું, તે છે."

હું પોતે આ વિચારસરણી અસ્વાભાવિક અને ભયાનક માનું છું; અને જો એમનું કહેવું સાચું હોય તો હું પોતે નામર્દાઈ, ઘેલછા અને જ્ઞાનતંતુઓના સત્યાનાશને કિનારે પહોંચેલો પાપી છું. રોમન કૅથલિકોએ પણ સંતતિનિયમનનો જોરથી વિરોધ કર્યો છે, પણ જેટલી હદ સુધી ગાંધીજી પોતાની દલીલને ખેંચી જાય છે તેટલી હદે તેઓ પણ ગયા નથી. જેને તેઓ મનુષ્યસ્વભાવ સમજે છે તે જોઈને તેઓ સમયાનુકૂલ થયા છે અને તેમણે વચલો માર્ગ કાઢયો છે.+ પણ ગાંધીજી તો એમની દલીલનાં છેલ્લાં

* આ કાગળ પાછળ ૮૧૫મે પાને મેં ઉતાર્યો છે.

+ પોપ ૧૧મો પાયસ ૩૧મી ડિસેમ્બર ૧૯૩૧ના ખ્રિસ્તી લગ્ન વિષેના પોતાના ધર્મપત્રમાં કહે છે, "વિવાહિત દંપતી યોગ્ય અને સ્વાભાવિક બુદ્ધિને અનુસરી પોતાના લગ્નના અધિકારોનો ઉપભોગ કરે, પણ સમયની પરિસ્થિતિ અથવા શરીરની કોઈ પણ ખોડને લીધે તેને પરિણામે નવો જીવ નિર્માણ ન થાય તોયે તેઓ અકુદરતી કર્મ કરે છે, એમ સમજવું નહિ." આ 'સમયની'પરિસ્થિતિ' એટલે સાધારણ રીતે ગર્ભધારણને માટે પ્રતિકૂળ મનાયેલો 'સલામત સમય' હોય એમ જણાય છે.

પગથિયાં સુધી પહોંચે છે. અને પ્રજોત્પાદનની ઇચ્છા વિના બીજે કોઈ પણ સમયે સંભોગને વાજબી કે આવશ્યક માનતા જ નથી. સ્ત્રી અને પુરુષ વચ્ચે કંઈ વિષયાકર્ષણ રહેલું છે, એવું એઓ સ્વીકારતા જ નથી. તેઓ લખે છે: "કેટલાક કહે છે કે આ અશક્ય આદર્શ છે, અને હું સ્ત્રીપુરુષ વચ્ચેના સ્વાભાવિક આકર્ષણનો પૂરતો ખ્યાલ કરતો નથી. અહીં જે આકર્ષણનો ઉલ્લેખ છે તે વિષયાકર્ષણ છે. એ સ્વાભાવિક છે, એમ સ્વીકારવાની હું સાફ ના પાડું છું. એમ જો હોય તો આપણા ઉપર જલદી જ પ્રલય આવી પડે. સ્ત્રી અને પુરુષ વચ્ચેનું સ્વાભાવિક આકર્ષણ તો ભાઈ અને બહેન, મા અને દીકરો તથા બાપ અને દીકરી વચ્ચેનુ છે. જે સ્વાભાવિક આકર્ષણ જગતને નભાવે છે, તે આ છે." અને આનાથીયે વધારે ભારપૂર્વક તેઓ કહે છેઃ "નહિ, હું મારી સમગ્ર શક્તિથી પોકારીને કહું છું કે પતિ અને પત્ની વચ્ચેનું વિષયાકર્ષણ પણ અસ્વાભાવિક છે."

ઇડિપસ* મનોવિકારના ફ્રોઈડના અને માનસ-પૃથક્કરણમાંથી શોધાયલા વિચારોના પ્રસારના આ જમાનામાં ભારપૂર્વક કહેલા આ શબ્દો વિચિત્ર અને કોઈ પ્રાચીન જમાનાના લાગે છે. કાં તો એ શ્રદ્ધાથી માનો અથવા છોડી દો, એમાં કોઈ વચલો માર્ગ નથી. કારણકે એ શ્રદ્ધાનો વિષય છે, બુદ્ધિનો નથી. હું પોતે તો માનું છું કે આમાં ગાંધીજી સાવ જ ભૂલેલા છે. કેટલાકને માટે આ સલાહ બરાબર હોય, પણ એક સાધારણ ધોરણ તરીકે તો એમાંથી નાઉમેદી, પરાણે દમન, જ્ઞાનતંતુની બીમારી અને બધા પ્રકારના શારીરિક અને માનસિક રોગો જ પરિણમે. વિષય-સેવનમાં સંયમ જરૂર ઇષ્ટ છે, પણ ગાંધીજીનું ધોરણ એને બહુ અંશે સિદ્ધ કરશે કે કેમ એને વિષે મને શંકા છે. એ બહુ જ અવ્યવહારુ છે, અને ઘણાખરા લોકો એમ જ નિર્ણય કરે છે કે

* એક ગ્રીક પૌરાણિક પાત્ર, જે એક શાપને પરિણામે પોતાની માતાને પરણ્યો હતો. આ ઉપરથી પુત્રના માતૃવત્ સ્ત્રી પ્રત્યે કે પુત્રીના પિતાવત્ પુરુષ પ્રત્યે થતા આકર્ષણને 'ઇડિપસ' મનોવિકાર નામ આપ્યું છે. —ભા. ક.

એ એમની શક્તિ બહારનું છે. અને પરિણામે તેઓ પોતાની હંમેશની રીતે વર્તે છે અથવા પતિપત્ની વચ્ચે કંકાસ થાય છે. ગાંધીજી એમ માનતા જણાય છે કે સંતતિનિયમનની રીતોમાં વિષયસેવનની અતિશયતા રહેલી જ છે, અને સ્ત્રીપુરુષ વચ્ચેના વિષયાકર્ષણનો સ્વીકાર કરવામાં આવે તો બધાં જ સ્ત્રીપુરુષો એકબીજાની પાછળ દોડયા કરશે. પણ આ બેમાંથી એકેય અનુમાનને માટે આધાર નથી. આ સ્ત્રીપુરુષસંબંધનો પ્રશ્ન મહત્ત્વનો તો છે જ; છતાં ગાંધીજીના મન ઉપર આ પ્રશ્ને આટલી બધી સવારી શા સારુ કરી છે તે હું સમજતો નથી. એમને માટે આ બાબતમાં મધ્યમ માર્ગ જ નથી; કાં તો આ પાર, કાં તો પેલે પાર! બેય અંતિમ છેડા છે, જે મને બહુ અસામાન્ય અને અસ્વાભાવિક લાગે છે. આજકાલ સ્ત્રીપુરુષ-સંબંધ વિષેના સાહિત્યનો જે ધોધ ચાલી રહ્યો છે તેનું આ પરિણામ હોય એ સંભવે છે. હું માનું છું કે હું એક સામાન્ય મનુષ્ય છું; અને વિષયવાસનાએ મારા જીવનમાં ભાગ ભજવ્યો છે. પણ એણે મને કદી અકળાવ્યો નથી કે મારી બીજી પ્રવૃત્તિઓમાંથી વિમુખ કર્યો નથી. એ જીવનનો ગૌણ વિષય રહેલો છે.

તાત્ત્વિક રીતે એમની વિચારસરણી એ સંન્યાસીની વિચારસરણી છે. સંન્યાસીએ સંસાર અને સંસારી જીવન તરફથી પોતાનું મોઢું ફેરવી લીધું હોય છે; એ જીવનને ચાહતો નથી અને તેને પાપ સમજે છે. સંન્યાસી માટે એ સ્વાભાવિક છે. પણ સંસારી સ્ત્રીપુરુષો, જેઓ જીવનમાં આનંદ માને છે અને તેનું જેટલું સુખ ભોગવાય તેટલું ભોગી લેવા ઇચ્છે છે, તેમને માટે એમનું ધોરણ લાગુ ન કરી શકાય. અને એક અનિષ્ટને અટકાવવા જતાં ગાંધીજી બીજાં ઘણાં અને વધારે ગંભીર અનિષ્ટો સહન કરી લે છે.

આમાં ઘણું વિષયાંતર થયું છે. પણ અલીપુર જેલના એ ઉદાસ જીવનમાં આ બધા વિચારો મારા મનમાં ઘોળાતા હતા, અને કંઈ ક્રમ કે વ્યવસ્થા વિના બધા ખીચડો થઈને મને મૂંઝવતા અને અકળાવતાં હતા. સૌથી વિશેષ તો એકાંત અને સત્યાનાશની લાગણી મને અકળાવી રહી હતી, અને તેમાં જેલની ગૂંગળાવનારી મારી નાનકડી એકાંત ઓરડી ઉમેરો કરતી હતી. હું બહાર હોત

તો મને લાગેલો આઘાત વધારે ક્ષણિક નીવડત, અને નવી પરિસ્થિતિમાં હું જલદી જ પોતાને ગોઠવી દેત તથા મારા વિચારો પ્રકટ કરી તથા બીજાં કામોમાં રોકાઈ તેમાંથી છુટકારો મેળવત. જેલમાં તો એવા છુટકારાને માટે અવકાશ જ નહોતો અને તેથી મેં કેટલાક ઉદ્વેગભર્યા દિવસો ગાળ્યા. મારે નસીબે મારા મનમાં સ્થિતિસ્થાપકતાની શક્તિ છે, અને નિરાશાના હુમલાઓમાંથી જલદી મુક્ત થઈ જાઉં છું. એ રીતે હું વિષાદમાંથી મુક્ત થઈ રહ્યો હતો, તેટલામાં જેલમાં કમલાની મુલાકાત પણ થઈ. એ મુલાકાતે મને ખૂબ ઉત્સાહિત કરી મૂક્યો અને મારી એકાકીપણાની લાગણી દૂર કરી. મને લાગ્યું કે બીજું ગમે તે થાય, અમે બે તો સાથે છીએ જ.

૬૨

## અજબ સમસ્યાઓ

જે લોકો ગાંધીજીના પ્રત્યક્ષ પરિચયમાં આવ્યા નથી પણ માત્ર તેમનાં લખાણોથી જ તેમને ઓળખે છે, તેઓ ગાંધીજીને વિષે કદાચ એવી કલ્પના કરી લેશે કે ગાંધીજી કોઈક શ્રદ્ધાળુ પાદરી જેવા, અતિશય ચોખલિયા, સતત દિવેલ પીધેલા જેવા, દૈવવાદી, આનંદશત્રુ અને 'કાળા ઝભ્ભા પહેરી ચેલાઓની ચોકી કરનારા (રોમન કેથલિક) સાધુઓ' જેવા લગભગ હશે. પણ એમનાં લખાણો એમને અન્યાય કરે છે; એમનાં લખાણમાંથી ભાસે છે તેના કરતાં એઓ ઘણા વધારે મહાન છે, અને એમનાં લખાણોમાંથી ૫૯ છૂટાછવાયા ઉદ્‌ગાર ટાંકી તે પર ટીકા કરવી વાજબી નથી. દૈવવાદી પાદરી કરતાં એ સાવ જ ઊલટા છે. એમનું સ્મિત આનંદદાયક છે; એમનું હાસ્ય ચેપી છે, અને એઓ ચોમેર પ્રસન્ન વિનોદનાં કિરણો ફેંકે છે. એમનામાં એક પ્રકારની બાલ્યવૃત્તિ છે, જે મુગ્ધ કરે છે. એઓ ઓરડામાં પ્રવેશ કરે છે ત્યારે જાણે પોતાની સાથે વાતાવરણને પ્રસન્ન કરનારો સ્વચ્છ પ્રાણવાયુ લેતા આવે છે.

એઓ વિરોધાભાસના એક અજબ નમૂના છે. મને લાગે છે કે બધા અસાધારણ શ્રેષ્ઠ માણસોમાં આવું હોય છે. ઘણા વરસથી મને આ સમસ્યા મૂંઝવે છે: દુઃખી દરિદ્રી માટે આટલાં બધાં પ્રેમ અને ધગશ છતાં જે પદ્ધતિનું એ અનિવાર્ય પરિણામ છે અને જે એને કચડી નાંખે છે તે જ પદ્ધતિનો ગાંધીજી કેમ બચાવ કરે છે? અહિંસા માટેનો આટલો ભારે આગ્રહ છતાં હિંસા અને બળાત્કાર ઉપર રચાયેલી રાજકીય અને સામાજિક વ્યવસ્થાનો એઓ કેમ પક્ષપાત કરે છે? પણ આવી વ્યવસ્થાનો એઓ પક્ષપાત કરે છે એમ કહેવું કદાચ સાચું ન હોય; એમની ફિલસૂફી ઓછેવત્તે અંશે અરાજકતાવાદીની છે. પણ આદર્શ અરાજક તંત્ર અત્યંત દૂર હોવાથી અને સહેલાઈથી કલ્પી શકાય

એમ ન હોવાથી તેઓ ચાલુ વ્યવસ્થાને સ્વીકારી લે છે. મને લાગે છે કે આજની વ્યવસ્થા બદલવામાં હિંસાનાં સાધનનો તેઓ વિરોધ કરે છે તે કેવળ એક સાધન તરીકે જ નહિ. કારણકે વર્તમાન સમાજમાં પરિવર્તન કરવા માટે વાપરવાનાં સાધનોનો વિચાર બાજુએ ગણીએ તો પણ થોડા કાળમાં સિદ્ધ કરી શકાય એવો એક નિશ્ચિત આદર્શ મૂર્ત સ્વરૂપમાં આપણે ખડો કરી શકીએ છીએ.

કેટલીકવાર તેઓ પોતાને સમાજવાદી કહેવડાવે છે. પણ એ એક ખાસ અર્થમાં જ. સાધારણ રીતે સમાજની જે આર્થિક વ્યવસ્થાને સમાજવાદને નામે આપણે ઓળખીએ છીએ તે સાથે એને, હોય તોયે, બહુ થોડો જ સબંધ છે. એમનો દાખલો લઈ મહાસભાના કેટલાક આગેવાન કાર્યકર્તાઓ એ શબ્દનો ઉપયોગ કરતા થયા છે, પણ તેમનો 'સમાજવાદ' એ એક પ્રકારની અસ્પષ્ટ ભૂતદયાની વૃત્તિ જ છે. રાજકીય પરિભાષાના આ અસ્પષ્ટ શબ્દના ભૂલભરેલા પ્રયોગમાં તેમની સાથે એક બહુ મોટા સાથી પણ છે: કારણકે એમાં તેઓ કેવળ ઇગ્લંડના રાષ્ટ્રીય પ્રધાન-મંડળના મુખ્ય પ્રધાનને જ અનુસરે છે.* હું જાણું છું કે ગાંધીજી આ વિષયમાં અજ્ઞ નથી; કારણકે અર્થશાસ્ત્ર, સમાજવાદ અને માર્ક્સવાદ ઉપર પણ તેમણે ઘણા પુસ્તકો વાંચ્યાં છે, અને બીજાઓ સાથે ચર્ચા પણ કરી છે. પણ હું જેમ જેમ વિચાર કરુ છુ તેમ તેમ એવા અભિપ્રાય પર આવતો જાઉં છું કે મહત્ત્વના વિષયોમાં આપણી બુદ્ધિ આપણને બહુ દૂર લઈ જઈ શકતી નથી. વિલિયમ જેમ્સે કહ્યું છે: "તમારુ હૃદય એક

---

* જાન્યુઆરી ૧૯૩૫માં એડિનબરોમા થયેલા કન્ઝરવેટિવ અને યુનિયનિસ્ટ એસોશિએશનના ફેડરેશનને મોકલેલા સંદેશામાં મિ. રામસે મેકડોનાલ્ડે આ પ્રમાણે કહ્યું હતું: "સમયની મુશ્કેલીઓને લીધે દરેક પ્રજાને સંગઠિત અને એકાગ્ર થવુ આવશ્યક થાય છે. આ જ સાચો સમાજવાદ છે, અને એ સાચી રાષ્ટ્રીયતા પણ છે,—તથા, કહો તો, એ સાચો વ્યક્તિવાદ પણ છે"

વસ્તુ માનવાની ઇચ્છા ન કરે તો તમારી બુદ્ધિ તમને કદી તે વસ્તુ મનાવી શકશે નહિ.” આપણી સામાન્ય દૃષ્ટિ આપણી ભાવનાઓથી રંગાયેલી રહે છે અને બુદ્ધિનું નિયમન કરે છે. ધાર્મિક, રાજકીય કે આર્થિક કોઈ પણ વિષય હોય, આપણી ચર્ચાઓ, ખરું પૂછતાં, કેવળ ભાવના કે પ્રેરણાને જ વશ રહે છે. શોપનહોરે કહ્યું છે તેમ “માણસ ઇચ્છે તે કરી શકે છે. પણ એ પોતે શી ઇચ્છા કરશે તે એના વશમાં નથી.”

દક્ષિણ આફ્રિકાના શરૂઆતના દિવસોમાં ગાંધીજીના જીવનમાં એક ભારે પરિવર્તન થયું, અને એની એમના પર ભારે અસર થઈ તથા તેમનું જીવન વિષેનું આખું દૃષ્ટિબિંદુ જ પલટાઈ ગયું. ત્યારથી એમના બધા વિચારો એક નિશ્ચિત ખૂંટીએ બંધાયેલા છે, અને હવે એમ ભાગ્યે જ કહી શકાય કે એમનું મન હવે નવા વિચારો સ્વીકારવાને માટે ખુલ્લું છે. જેઓ એમને કંઈક નવી સૂચના કરે તેમને તેઓ અત્યંત ધીરજથી અને ધ્યાનથી સાંભળે છે ખરા, પણ એમના એ બધા વિનયયુક્ત ધ્યાન છતાં તેમના મનનું બારણું તો દેવાયેલું જ છે એવી છાપ આપણા પર પડ્યા વિના રહેતી નથી. કેટલાક વિચારોના ઉપર એઓ એટલા બધા નિશ્ચિતપણે દૃઢ થઈ ગયા છે કે બાકીનું બધું એમને ગૌણ લાગતું હોય છે. બીજા અને ગૌણ વિષયોનો આગ્રહ કરવો તે એ મહાન યોજનામાં વ્યગ્રતા અને ભંગ પાડવા જેવું એમને લાગે છે. પેલી ખૂંટી સંભાળવાથી બીજા બધા વિષયો બરાબર ગોઠવાઈ જશે એમ એઓ માને છે. જો સાધનો યોગ્ય હોય તો પરિણામ યોગ્ય આવવું જ જોઈએ.

મને લાગે છે કે એમના વિચારોની આ મૂળ ભૂમિકા છે. વળી સમાજવાદ, અને ખાસ કરીને માર્ક્સવાદ પ્રત્યે — એ વાદના હિંસા સાથેના સંબંધને લીધે — તેઓ શંકાની નજરે જુએ છે. ‘વર્ગવિગ્રહ’ એ શબ્દોમાં જ એમને કલહ અને હિંસાની ગંધ આવે છે અને તેથી અળખામણા લાગે છે. વળી, સામાન્ય પ્રજાના જીવનનું ધોરણ એક અમુક અત્યંત ટૂંકી મર્યાદાથી અધિક ચડાવવાની એમને ઇચ્છા જ નથી; કારણકે વધારે ઊંચું ધોરણ કે ફુરસદ ઇંદ્રિયલોલુપતા અને પાપ પ્રત્યે પ્રજાને લઈ જશે એવો

તેમને ડર છે. 'મુફલિસ માણસો બહુ ભોગી છે એટલી જ કંઈ ઓછી ખરાબી છે કે એમાં બીજા ઉમેરવાની જરૂર હોય? ૧૯૨૬માં એમણે લખેલા એક કાગળમાંથી આવું કાંઈક અનુમાન નીકળે છે. ઇંગ્લંડમાં જ્યારે કોલસાની ખાણોમાં મોટી કામબંધી અને હડતાળ થયાં હતાં, તે વખતે એમને મળેલા એક કાગળનો એમણે ઉત્તર વાળ્યો હતો; લેખકે એવી દલીલ કરી હતી કે માલિકો સાથેની આ લડતમાં ખાણના મજૂરો હારી જશે, કારણ કે તેઓની સંખ્યા બહુ મોટી છે; અને તેથી તેમણે પોતાની વસ્તી ઘટાડવા માટે સંતતિનિયમનનાં સાધનોનો ઉપયોગ કરવો જોઈએ. આ કાગળના જવાબમાં ગાંધીજીએ લખ્યું હતું:

"જો ખાણવાળા અન્યાય કરતાં છતાં જીતતા હોય તો તેનું કારણ એ નથી કે ખાણના મજૂરો વધારે પડતાં છોકરાં ઉત્પન્ન કરે છે, પણ એ છે કે મજૂરો દરેક રીતે સંયમી જીવન ગાળવાનો પાઠ શીખ્યા નથી. જો મજૂરોને છોકરાં જ ન હોત તો તો તેમને પોતાની સ્થિતિ સુધારવાને માટે એક પણ પ્રેરકબળ જ ન રહેત, અને રોજી વધારવાને માટેનો તેમનો કેસ જ ઊડી જાય. તેમને દારૂ પીવાની, જુગાર ખેલવાની અને તમાકુ પીવાની જરૂર છે ખરી કે? માલિકો પણ એ બધું કરે છે છતાં તેમની કેમ જીત છે એમ પૂછવું એ કાંઈ જવાબ છે કે? જો મજૂરો માલિકના કરતાં સારા હોવાનો દાવો ન કરતા હોય તો દુનિયાની સહાનુભૂતિ માગવાનો તેમને શો હક છે? શું ધનવાનો વધારવા અને ધનવાદને મજબૂત કરવા માટે? જ્યારે લોકતંત્રનું જોર હશે ત્યારે દુનિયા વધારે સારી હશે એ વચનને આધારે તો લોકતંત્રને આપણે પૂજીએ છીએ. આપણે ધનવાનોને વિષે અને ધનવાદને વિષે જે અનિષ્ટ આરોપીએ છીએ તે જ અનિષ્ટ મોટા પાયા ઉપર આપણે પણ ન કરીએ તો સારું."*

આ વાંચતી વખતે અંગ્રેજ મજૂરો અને તેમનાં બૈરાંછોકરાંઓના ક્ષુધાપીડિત અને કરમાઈ ગયેલા ચહેરા મારી નજર આગળ તરવા

---

* ગાંધીજીના 'નીતિનાશને માર્ગે' એ પુસ્તકમાંથી આ કાગળ લીધો છે.

લાગ્યા. કારણકે, જે રાક્ષસી તંત્ર તેમને ચગદી રહ્યું હતું તેની સામે અસહાયપણે અને દયામણી રીતે ઝઘડતા મેં તેમને ૧૯૨૬ના ઉનાળામાં જોયા હતા. ગાંધીજીની હકીકતો પણ સાવ સાચી નથી. મજૂરો પગારના વધારા માટે નહિ, પણ તેનો ઘટાડો અટકાવવા અને તેમની સામે કામબંધી જાહેર કરવામાં આવી હતી તે માટે લડતા હતા. પણ આ વાત આજે મહત્ત્વની નથી. તેમજ મજૂરોએ સંતતિનિયમનના ઉપાયોનો ઉપયોગ કરવો જોઈએ કે નહિ તે પ્રશ્ન પણ મહત્ત્વનો નથી, જોકે ઔદ્યોગિક કલહો મટાડવા માટે આ સૂચના કંઈક વિચિત્ર તો છે જ. ગાંધીજીના કાગળમાંથી આ અવતરણ તો મેં એટલા માટે કાઢ્યું છે કે મજૂરોના પ્રશ્ન વિષે અને એમના જીવનનિર્વાહનું ધોરણ ઊંચું કરવાની સામાન્ય રીતે થતી માગણી વિષે એમનું શું દૃષ્ટિબિંદુ છે તે આપણે સમજી શકીએ. એ દૃષ્ટિબિંદુ સમાજવાદી દૃષ્ટિબિંદુથી જ નહિ પણ, સાચું પૂછો તો, મૂડીવાદી દૃષ્ટિબિંદુથી પણ અત્યંત ભિન્ન છે. માલદાર લોકોનો સ્વાર્થ આડે ન આવતો હોય તો વૈજ્ઞાનિક કે ઔદ્યોગિક શોધખોળને પરિણામે આજે દરેક માણસને નિર્વિવાદપણે સરસ ખોરાક, કપડાં, અને ઘર આપી શકાય અને તેમના જીવનનું ધોરણ ઊંચું ચડાવી શકાય એમ છે, એમ કહીએ તો એમાં એમને ઝાઝો રસ નથી; કારણકે એવાં પરિણામો અમુક હદ ઉપરાંત લાવવા માટે એમને પડી જ નથી. આથી સમાજવાદ જે આશાઓ આપે છે તેથી એમને કશું આકર્ષણ થતું નથી, અને મૂડીવાદ એમને કંઈક પણ સહન કરવા યોગ્ય લાગે છે, કારણકે એથી પાપ સંકુચિત ક્ષેત્રમાં જ રહે છે. તેમને તો બન્નેનો અણગમો છે. પણ બીજાને તેઓ ઓછા અનિષ્ટ તરીકે, અને તે છે એટલા માટે જ, વેઠી લે છે.

કદાચ આ રીતે એમના વિચાર રજૂ કરવામાં હું ભૂલ કરતો હોઉં. પણ મને એમ લાગે છે ખરું કે એમનું વલણ આ પ્રકારનું છે, અને એમના ઉદ્‌ગારોમાં આવતા જે વિરોધાભાસો અને અસ્પષ્ટ કથનો આપણને મૂંઝવે છે તે ખરું પૂછતાં, એઓ જે પૂર્વપક્ષ સ્વીકારીને આગળ ચાલે છે તે સાવ જુદો હોવાને લીધે છે. લોકો બહુ ભારે સગવડો અને ફુરસદનો

આદર્શ બાંધે એમ તે ઇચ્છતા જ નથી, પણ પોતાનું નૈતિક જીવન સુધારે, ખરાબ ટેવો છોડે, ઓછામાં ઓછા ભોગો ભોગવે અને એ રીતે વ્યક્તિગત અને આધ્યાત્મિક વિકાસ સાધે એમ તેઓ ઇચ્છે છે. આથી સેવા કરવા ઇચ્છનારા સેવકોએ જનતાની આર્થિક સ્થિતિ બહુ સુધારવાની નથી, પણ જાતે જનતા જેટલી સાદી રહેણી ઉપર ઊતરી તેમનામાં સમાન દાવે ભળી જવાનું છે. એમ કરવા જતાં જનતાનું ધોરણ કેટલેક અંશે તો તેઓ ઊંચું કરવાના જ. એમના મત પ્રમાણે આ જ સાચું લોકશાસન છે. ૧૭મી ડિસેંબર ૧૯૩૪ને દિવસે બહાર પાડેલા પોતાના નિવેદનમાં એમણે લખ્યું હતું: "કેટલાય લોકો એમ માની બેઠા છે કે મારો વિરોધ કરવો જ અશક્ય છે. આ વસ્તુના જ્ઞાનથી હું લજવાઉં છું; કારણ કે, હું સ્વભાવસિદ્ધ લોકશાસનવાદી છું; માનવજાતિના અકિંચનમાં અકિંચન લોકો સાથે એક થઈ જવું, તેમની સ્થિતિથી જરાયે સારી સ્થિતિમાં રહેવાની આકાંક્ષા ન રાખવી, અને પોતાની હોય તેટલી શક્તિથી એ આકાંક્ષાને અનુરૂપ જીવનના ધોરણને પહોંચવાનો બુદ્ધિપૂર્વક પ્રયાસ — આટલાથી એ દાવો કરવાનો અધિકાર મળતો હોય તો હું એ દાવો કરું છું."

આમવર્ગથી આપણે પોતાને છૂટા પાડી નાખવા અને જેમનામાંના બહુ મોટા ભાગને અત્યંત આવશ્યક સાધનોની પણ તંગી છે તેમની આગળ આપણા એશઆરામ અને જીવનના બહુ ઊંચા ધોરણનું અભિમાનપૂર્વક પ્રદર્શન કરવું, એ અણછાજતું અને અયોગ્ય છે; એટલો સ્વીકાર કરતાં છતાંયે, ગાંધીજીએ જે લોકશાસનવાદીની દલીલ અને દૃષ્ટિ રજૂ કરી છે તેની સાથે ભાગ્યે જ કોઈ આધુનિક લોકશાસનવાદી, મૂડીવાદી કે સમાજવાદીયે સંમત થશે. પણ જૂના ધાર્મિક વિચારનો કોઈ પુરુષ એમના વિચારો સાથે થોડો સહમત થાય એ સંભવ છે. કારણકે અને જણાઓની ભાવનાઓ ભૂતકાળ સાથે બંધાઈ ગયેલી છે, અને તેઓ ભૂતકાળની દૃષ્ટિએ જ બધો વિચાર કરે છે. શું છે કે શું થશે, તેનો વિચાર કરવાને બદલે શું હતું તેનો તેઓ વધારે વિચાર કરે છે. માણસ પોતાની માનસિક સૃષ્ટિરચનામાં ભૂતકાળમાંથી પ્રેરણા મેળવે છે કે ભવિષ્યકાળમાંથી, તે વચ્ચે

આકાશપાતાળનો ભેદ છે. જૂના જમાનામાં સામાન્ય જનતાના જીવનનું ધોરણ વધારવાનો વિચાર કરવો મુશ્કેલ હતો. ગરીબો જગતમાં હંમેશાં જ હતા. મુઠ્ઠીભર ધનિક લોકો સમાજનું આવશ્યક અંગ હતા; કારણકે અર્થોત્પાદનને માટે તેમની જરૂર હતી. આથી ધાર્મિક, સુધારક અને લાગણીવાળો માણસ એની આવશ્યકતા સ્વીકારતો; પણ તે સાથે જ તેને પોતાનાં ગરીબ ભાંડુઓ પ્રત્યેનાં કર્તવ્ય બજાવવાનું તેમના મન ઉપર ઠસાવવાનો પ્રયત્ન કરતો. તેમણે ગરીબોના ટ્રસ્ટી થવું જોઈએ, તેમણે દાનશીલ થવું જોઈએ. આમ ધર્મમાં દાન એક મહાન સદ્ગુણ મનાતો થયો. ગાંધીજી પણ દેશી રાજા, મોટા જમીનદાર અને મૂડીવાળા પ્રજાના ટ્રસ્ટીઓ છે એ વિચાર ઉપર સદા ભાર મૂક્યા કરતા આવ્યા છે. એ બાબતમાં ભૂતકાળના અનેક ધાર્મિક પુરુષોની પરંપરાને જ તેઓ અનુસરે છે. પોપે જાહેર કર્યું છે કે, "ધનવાનોએ પોતાને પ્રભુના સેવક, અને જે ગરીબોના ભાગ્યને ઈશુ ખ્રિસ્તે પોતે તેમના હાથમાં સોંપ્યું છે તેમના પાલક તથા ઈશ્વરની સંપત્તિ તેમને વહેંચી આપનારા ગણવા જોઈએ." સામાન્ય હિંદુધર્મ અને ઇસ્લામ પણ આ જ વિચારોની પુનરાવૃત્તિ કરે છે, અને ધનિકોને દાનપરાયણ થવા પોકાર કરે છે; ધનિકો પણ મંદિરો, મસ્જિદો કે ધર્મશાળાઓ બાંધી અથવા પોતાના મોટા ભંડારમાંથી થોડા તાંબા ચાંદીના સિક્કા ગરીબોને આપી પોતે ભારે ધર્મ કર્યાની લાગણી અનુભવે છે.

મે ૧૮૯૧માં પોપ ૧૩મા લીઓએ કાઢેલા 'રેરમ્નોવારમ્' નામના પ્રસિદ્ધ ધર્મપત્રમાં એક ધ્યાન ખેંચનારો ફકરો છે, તેમાં પ્રાચીન ધાર્મિક દૃષ્ટિ કેવા પ્રકારની હતી તેનું ઉદાહરણ છે. નવી ઔદ્યોગિક પરિસ્થિતિ વિષે ચર્ચા કરીને તે નીચે પ્રમાણે દલીલ કરે છે:

"પીડાવું અને ખમ્યા કરવું એ જ માનવસમાજના ભાગ્યમાં છે. માણસ ગમે તેટલાં ફાંફાં મારે, મનુષ્યજીવનમાં જે દુઃખો અને મુશ્કેલીઓ ઘર કરીને બેઠાં છે તેનો બહિષ્કાર કરવામાં ગમે તેટલું બળ કે યુક્તિ સફળ થશે નહિ. જો કોઈ એવી સફળતા મેળવવાનો ડોળ કરતા હોય અને સંકટગ્રસ્ત લોકોને દુઃખ

અને મુશ્કેલીઓમાંથી છોડાવવાનાં અને તેમને નિર્વિઘ્ન આરામ અને સતત સુખ આપવાનાં વચન આપતા હોય, તો તેઓ પ્રજાને છેતરે છે.અને એમના ભોળપણનો લાભ લે છે, અને તેમનાં ખોટાં વચનોથી દુઃખમાં ઊલટો ઉમેરો જ થશે. દુનિયાના વાસ્તવિક સ્વરૂપને જોવું અને તે માથે તેના દુઃખોના નાશનો ઉપાય અન્યત્ર શોધવો —એથી વધારે ઉપયોગી કોઈ બીજી વાત નથી."

આ 'અન્યત્ર' તે ક્યાં, તે તેઓ આગળ બતાવે છે:

"આ લોકના ઉપભોગોની સાચી સમજણ અને કિંમત, જે જીવન સદાયે ટકવાનું છે તે પરલોકના જીવનનો વિચાર કર્યા વિના બરાબર થઈ શકે નહિ. . . . કુદરતમાંથી આપણે જે મહાન સત્ય શીખીએ છીએ તે જે મહાન ખ્રિસ્તી સિદ્ધાંત પર ધર્મનું મંડાણ થયું છે, તે જ છે· જ્યારે આપણું આ જીવન પૂરું થશે ત્યારે જ આપણું સાચું જીવન શરૂ થશે. પરમેશ્વરે આપણને ઈહલોકના નાશવંત અને ક્ષણિક ઉપભોગોને અર્થે નહિ, પણ પારલૌકિક અને સનાતન ઉપભોગો માટે સર્જ્યા છે. એણે આપણને આ દુનિયામાં આપણા સાચા વતન તરીકે નહિ, પણ દેશનિકાલ કરીને મોકલ્યા છે. પૈસા અને બીજા પદાર્થો માણસો મારા અને ઇષ્ટ ગણે છે; તે આપણી પાસે પુષ્કળ હોય કે બિલકુલે ન હોય, સનાતન સુખની દૃષ્ટિએ એ વાત બિલકુલ મહત્ત્વની નથી. . ."

આ ધાર્મિક વૃત્તિ પુરાણકાળની દુનિયાની વાસ્તવિક સ્થિતિથી ઉદ્ભવેલી હતી, કારણકે, તે વખતે વર્તમાન દુઃખમાંથી બચવા માટે ભાવી લોક ઉપર આશા બાંધવા સિવાય કોઈ બીજો માર્ગ જ નહોતો. પણ જોકે હવે પરિસ્થિતિ બદલાઈ ગઈ છે, અને મનુષ્યોની આર્થિક સમૃદ્ધિ ભૂતકાળમાં કદી સ્વપ્નમાંયે ન કલ્પી શકાય એટલી વધી છે છતાંયે ભૂતકાળના સંસ્કારોની જાળમાંથી છૂટી શકાયું નથી, અને તેથી હવે કેટલાક અસ્પષ્ટ અને અપ્રમેય આધ્યાત્મિક મૂલ્યો ઉપર ભાર મૂકવામાં આવે છે. કૅથલિક લોકો બારમી અને તેરમી સદી — જેને બીજાઓ અંધકારનો યુગ કહે છે તે —ને જ ખ્રિસ્તીધર્મનો સતયુગ માને છે; કારણકે તે વખતમાં પ્રસિદ્ધ ખ્રિસ્તી સંતો થઈ ગયા હતા અને ખ્રિસ્તી રાજાઓ ધાર્મિક યુદ્ધો લડવા બહાર પડયા હતા તથા મોટાં

ગૉથિક બાંધણીનાં દેવળો ઊભાં થયાં હતાં. તેમની દૃષ્ટિએ એ યુગ "સાચા ખ્રિસ્તી લોકશાસનનો હતો. મધ્યકાલીન મહાજનોના અંકુશ નીચે એની સ્થાપના હતી; તે પહેલાં કે ત્યાર પછીયે લોકશાસનનો એટલો સાક્ષાત્કાર કદી થયો નહોતો." મુસલમાનો "ઇસ્લામી લોકશાસન" માટે શરૂઆતના ખલીફાઓનો સમય — કે જ્યારે તેઓ આશ્ચર્યજનક વિજયયાત્રા કરતા હતા તે — પ્રત્યે ભાવનાથી જુએ છે. તે જ પ્રમાણે હિંદુઓ વૈદિક અને રામાયણ મહાભારતના યુગ પર દૃષ્ટિ નાંખે છે અને "રામરાજ્ય" નાં સ્વપ્નાં જુએ છે. છતાં દુનિયાનો આખોય ઇતિહાસ બતાવે છે કે એ બધાયે કાળોમાં સામાન્ય જનતા અત્યંત દારિદ્ર્યમાં જ જીવન ગાળતી હતી, અને ખોરાક તથા જીવનની બહુ જ મહત્ત્વની હાજતો માટે પણ તંગી અનુભવતી. ફુરસદ અને સાધનોવાળા ઉપરના મૂઠીભર માણસો ભલે આધ્યાત્મિક વિલાસો કરી શક્યા હશે, પણ બીજાઓ તો માંડમાંડ પેટિયું ભરવા માટે જ ફાંફાં મારતા. તે સિવાય બીજી કંઈ કલ્પના થઈ શકતી નથી. ભૂખે મરતા માણસની સાંસ્કૃતિક કે આધ્યાત્મિક પ્રગતિ થવાનો બહુ ઓછો સંભવ છે. એના વિચારો ખોરાકના અને તે કેમ મેળવવો એના ઉપાયના ધ્યાનમાં જ નિમગ્ન હશે.

ઔદ્યોગિક યુગે ઘણાં અનિષ્ટો આણ્યાં છે અને તે આપણી નજર આગળ તર્યાં કરે છે. પણ આપણે એ ભૂલી જઈએ છીએ કે દુનિયાનો એકંદર વિચાર કરતાં, ખાસ કરીને જે ભાગોમાં ઉદ્યોગોનો ભારે વિકાસ થયો છે ત્યાં ભૌતિક સુખસગવડોનો પાયો એટલો મજબૂત નંખાયો છે કે સંખ્યાબંધ મનુષ્યોની સાંસ્કૃતિક અને આધ્યાત્મિક પ્રગતિ વધારે સહેલાઈથી કરી શકાય. આ વસ્તુ હિંદુસ્તાન કે સામ્રાજ્યના બીજા સાંસ્થાનિક દેશોમાં જણાઈ આવતી નથી; કારણકે આપણે લોકોએ ઔદ્યોગિક વિકાસથી લાભ મેળવ્યો નથી. આપણે તો એથી કેવળ ચુસાયા જ છીએ, અને ભૌતિક દૃષ્ટિએ પણ અને તેથીયે વધારે સાંસ્કૃતિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ ઊલટું વધારે ખોયું છે. એમાં વાંક ઔદ્યોગિક વિકાસનો નહિ પણ વિદેશી સત્તાનો છે. હિંદુસ્તાનમાં પાશ્ચાત્ય ગણાતા સુધારા દાખલ થવાથી હાલ તુર્ત માટે તો જાગીરદારશાહી

જ મજબૂત થઈ છે, અને એથી આપણા કોયડાઓ ઉકેલાવાને બદલે ઊલટા વધારે ગૂંચવાય છે.

આ આપણું કમભાગ્ય છે. પણ આજની દુનિયાનું સાચું દર્શન કરવામાં આપણી દૃષ્ટિ તે બિનાથી રંગાવી ન જોઈએ. કારણકે આજની પરિસ્થિતિમાં ધનિક પુરુષની ઉત્પાદક સંસ્થાના અંગ તરીકે સમાજના અવયવ તરીકે પણ આવશ્યકતા રહી નથી અને ઇષ્ટતા પણ રહી નથી. એ નિરુપયોગી થયો છે અને નકામો વચ્ચે નડતર કરે છે. અને શ્રીમંતને દાનનો અને ગરીબને દૈવાધીન, કૃતજ્ઞ, કરકસરિયો અને સદાચારી બનવાનો ઉપદેશ દેવાનો ધર્મોપદેશકનો જૂનો ધંધો હવે નિષ્પ્રયોજન થયો છે. મનુષ્યનાં સાધનો હવે અમર્યાદ વધ્યાં છે અને દુનિયાની ગૂંચોનો સામનો કરી તેમને ઉકેલવા શક્તિમાન છે. ઘણાખરા શ્રીમંતો કેવળ શરીર પરની જૂ જેવા લોહીચૂસ બન્યા છે અને એ લોહીચૂસ શરીરોપજીવી વર્ગોનું અસ્તિત્વ એ સાધનોના વિકાસમાં કેવળ વિઘ્નરૂપ જ નથી પણ નુકસાન કરનારું છે. એ વર્ગ તથા તેમને નિર્માણ કરનારી વ્યવસ્થા ઉદ્યોગિતા અને અર્થોત્પાદનને ઊલટાં અટકાવે છે, અને બેય છેડાના બેકારો નિર્માણ કરવાને ઉત્તેજન આપે છે. બેય છેડાના બેકારો એટલે કામ કર્યા વિના બીજાના શ્રમ પર જીવનારા, તેમજ કામને અભાવે ભૂખે મરનારા. ગાંધીજીએ પોતે પણ કેટલાક વખત પર લખ્યું હતું કે, "ભૂખે મરતા અને નિરુદ્યોગી લોકો માટે ઈશ્વર એક જ આવકારલાયક રૂપે પ્રકટ થઈ શકે: એટલે કે શ્રમરૂપે અને તેની રોજીમાંથી મળતા અન્નની આશા રૂપે. ઈશ્વરે માણસને અન્ન માટે શ્રમ કરવા નિર્માણ કર્યો અને કહ્યું કે જેઓ શ્રમ કર્યા વિના ખાય છે તેઓ ચોર છે."

અર્વાચીન યુગના અટપટા પ્રશ્નોને પુરાણી પદ્ધતિઓ અને સૂત્રો લાગુ કરી સમજવા પ્રયત્ન કરવો, અને તેમની બાબતમાં જુનવાણી ભાષાનો પ્રયોગ કરવો તે ગૂંચવાડો ઉત્પન્ન કરવાનો અને નિષ્ફળતા નોતરવાનો માર્ગ છે, કારણકે, તે જમાનામાં એ પ્રશ્નો જ ઊભા થયેલા નહોતા. ઘણા લોકોની એવી માન્યતા છે કે ખાનગી મિલકત ઉપરના માલિકી હક્કની કલ્પના દુનિયાના આદિકાળથી ચાલી આવેલી કલ્પનાઓમાંની એક છે; પણ

વસ્તુતઃ એ સદાયે બદલાતી ગઈ છે. એક કાળે ગુલામો મિલકત ગણાતા. તે જ પ્રમાણે સ્ત્રીઓ અને બાળકો, ધણીનો નવવધૂની પહેલી રાત પરનો અધિકાર, રસ્તાઓ, મંદિરો, હોડીઓ, પુલો, સાર્વજનિક વપરાશની વસ્તુઓ, હવા અને જમીન — એ બધાં ઉપર પણ માલિકી હક્ક ભોગવી શકાતો. પશુઓ હજુયે મિલકત ગણાય છે, જોકે ઘણા દેશોમાં કાયદાથી તે પરના માલિકીના અધિકારો મર્યાદિત કરવામાં આવ્યા છે. લડાઈના કાળમાં માલિકી હક્કો ઉપર સતત કાપ મુકાય છે. હાલના જમાનામાં મિલકત વધારે ને વધારે અમૂર્ત સ્વરૂપની થતી જાય છેઃ જેમકે શેરો, કેટલાક પ્રકારની આંટ વગેરે. જેમ જેમ માલિકી વિષેના ખ્યાલમાં ફરક પડતો જાય છે તેમ તેમ માલિકોના અમર્યાદ અધિકારોને મર્યાદિત કરવા માટે રાજ્ય વધારે ને વધારે દરમ્યાનગીરી કરે છે, જાહેર મત માગણી કરે છે અને કાયદો ફરજ પાડે છે. બધા પ્રકારના ભારે કરો સાર્વજનિક હિત માટે વ્યક્તિગત માલિકી હક્કોને ખાઈ જાય છે; આ કરો, સાચું પૂછતાં, એક પ્રકારની જપ્તી જ છે. સાર્વજનિક હિત રાષ્ટ્રીય નીતિનું ધ્યેય બને છે, અને તેને પરિણામે સાર્વજનિક હિતનો વિરોધ થાય એ રીતે પોતાના માલિકી હક્ક સાચવવાની પણ મનુષ્યને છૂટ રહેતી નથી. સાચી વાત પણ એ છે કે પ્રજાના બહુ મોટા ભાગને ભૂતકાળમાં કોઈ માલિકી હક્કો હતા જ નહિ; કારણ કે તેઓ પોતે જ બીજાઓની મિલકત હતા. આજે પણ ઘણા થોડા આવા લોકો માલિકી હક્કો ધરાવે છે. અનેક કાળથી 'ભોગવાતા' આવેલા (એટલે સ્થાપિત) હક્કો વિષે આપણે આજકાલ ઘણું સાંભળીએ છીએ. આજે એક નવા પ્રકારના સ્થાપિત હક્કને આપણે ઓળખવા માંડ્યો છે. તે એ કે દરેક સ્ત્રી અને પુરુષને જીવવાનો, મહેનત કરવાનો અને પોતાની મહેનતનું ફળ ભોગવવાનો સિદ્ધ હક્ક છે. આ બદલાતી કલ્પનાઓને લીધે માલિકી અને મૂડી નાશ પામતાં નથી, પણ તે વ્યાપક થાય છે, અને બીજાઓની ઉપર સત્તા ભોગવવાનો અધિકાર જે પહેલાં થોડા લોકોમાં જ કેન્દ્રિત હતો તે હવે આખો સમાજ પાછો પોતે લઈ લે છે.

ગાંધીજી વ્યક્તિના અંતઃકરણની — નૈતિક અને આધ્યાત્મિક — સુધારણા કરી તે દ્વારા બાહ્ય જગતમાં ફેરફારો કરવા ઇચ્છે છે. લોકો પોતાનાં વ્યસનો અને ભોગો છોડી દે અને પવિત્ર થાય એમ તેઓ ઇચ્છે છે તેઓ બ્રહ્મચર્યની ઉપર તથા દારૂ તંબાકુ વગેરેના ત્યાગ પર ભાર મૂકે છે. આ બધું વિષયસેવન કેટલે અંશે ખરાબ છે એ વિષે મતભેદ હોઈ શકે. પણ લોભ, સ્વાર્થ, સંગ્રહ વગેરે વૃત્તિઓ, વ્યક્તિઓના અંગત લાભ માટેના ભયંકર ઝઘડાઓ, સમૂહો અને વર્ગો વચ્ચેના નિર્દય કલહો, એક વર્ગનું બીજા વર્ગ દ્વારા થતું અમાનુષી દમન અને શોષણ, તથા પ્રજા-પ્રજાઓ વચ્ચેનાં ભયંકર યુદ્ધો — એ બધાં કરતાં આ નબળાઈઓ વ્યક્તિગત દૃષ્ટિબિંદુથી પણ અને તેથીયે વધારે સામાજિક દૃષ્ટિબિંદુથી ઓછી નુકસાનકારક છે, એમ કોઈ શંકા કરશે કે? બેશક, ગાંધીજી આ બધી હિંસા અને નીચ ઝઘડાઓને ધિક્કારે છે. પણ બળિયો હોય તે નબળાને ખાય, અને 'જેની લાઠી તેની ભેંસ' એ જૂના ન્યાય ઉપર રચાયલા આજના પરિગ્રહી સમાજમાં ઉપલાં અનિષ્ટો અંતર્ગત જ નથી કે? આજની નફાની લાલચમાંથી જ કલહ અનિવાર્યપણે ઉત્પન્ન થાય છે. આખી સમાજની રચના માણસની લૂંટવાની વૃત્તિને રક્ષણ આપે છે અને દરેક પ્રકારની અનુકૂળતા કરી આપે છે. એ કેટલીક ઉદાર ભાવનાઓ પોષે છે, એ.સાચું; પણ વધારે તો મનુષ્યની હલકી વૃત્તિઓને જ ઉત્તેજિત કરે છે, સફળતાનો અર્થ બીજાને ગબડાવી પાડી એમના પરાજિત ખભા પર સવાર થવું તે. જે સમાજ આ વૃત્તિઓ અને આકાંક્ષાઓને ઉત્તેજન આપતો હોય અને પ્રજાના સારા માણસોને પણ તે પ્રત્યે વાળતો હોય તે સમાજમાં ગાંધીજી જે આદર્શને સિદ્ધ કરવા મથે છે એવો નીતિમાન પુરુષ આવા વાતાવરણમાં નિર્માણ થઈ શકે, એમ તેઓ કેવી રીતે શક્ય માને છે? તેઓ સેવાની ભાવનાને નિર્માણ કરવા ઇચ્છે છે; કેટલીક વ્યક્તિઓને તેવી બનાવવામાં તેઓ સફળ થશે પણ ખરા, પણ જ્યાંસુધી સમાજ લોભમાં વિજય પામેલા મનુષ્યોને આદર્શરૂપે આગળ ધરે છે અને અંગત લાભની વૃત્તિને જ પ્રવૃત્તિમાં પ્રેરનારી મુખ્ય પ્રેરણા

તરીકે સમજાવે છે, ત્યાંસુધી પ્રજાનો મોટો ભાગ તો તે જ માર્ગને અનુસરશે.

પણ આ પ્રશ્ન હવે કેવળ નૈતિક સદાચાર કે નીતિશાસ્ત્રનો રહ્યો નથી. એ તો પ્રત્યક્ષ વ્યવહારનો અને તાત્કાલિક મહત્ત્વનો પ્રશ્ન બન્યો છે. કારણકે દુનિયા એક અટપટા વમળમાં સપડાયેલી છે, અને તેમાંથી એને કાઢવાનો કંઈક માર્ગ શોધવો જ જોઈએ, *મિકાબરની જેમ કંઈક અનુકૂળ તક આવવાની રાહ જોતાં બેસી રહેવાય નહિ. તેમજ મૂડીવાદ, સમાજવાદ, સામ્યવાદ વગેરેના દોષોની ટીકા કરી કેવળ નિષેધવાદી બનવું અને જૂની તેમજ નવી બધી પદ્ધતિઓનાં સારાં લક્ષણોનો સમન્વય કરી એક સરસ સુવર્ણ-મય મધ્યમ વ્યવસ્થા શોધાવાની આશા સેવતા બેસવું, એ પણ આપણે માટે શક્ય નથી. રોગની પરીક્ષા કરવાની છે, ઉપચાર બતાવવાનો છે, અને તે પ્રમાણે તેનો અમલ કરવાનો છે. એટલું તો ચોક્કસ જ છે કે રાષ્ટ્રીય રીતે કે આંતરરાષ્ટ્રીય રીતે આપણે આજે ચાલુ સ્થિતિમાં રહી શકીએ તેમ નથી. આપણે ભલે પાછળ કે ભલે આગળ જઈએ પણ કંઈક પ્રયત્ન તો કરવો જ જોઈએ. પણ કદાચ પસંદગીનીયે કશી છૂટ છે જ નહિ, કારણ કે પાછા ફરવું એ કલ્પી શકાય એવું જ નથી.

અને, છતાં, ગાંધીજીની કેટલીયે પ્રવૃત્તિઓ એવું દેખાડતી લાગે છે કે ગાંધીજી અતિશય સંકુચિત સ્વયંપૂર્ણ રાજ્યપદ્ધતિ પ્રત્યે આપણને લઈ જવા માગે છે. તેઓ આપણને એક સ્વયંપૂર્ણ દેશ જ નહિ, પણ લગભગ સ્વયંપૂર્ણ ગામડાંઓની સ્થિતિ પર લઈ જવા ઇચ્છે છે. પ્રાચીન સમાજોમાં ગામડું લગભગ સ્વયંપૂર્ણ હતું. એ પોતાનાં ખોરાક, કપડાં તથા બીજી જરૂરિયાતો પોતે જ ઉપજાવી લેતું. આનો અર્થ એ તો ખરો જ કે એના જીવનનું ધોરણ અત્યંત નીચું જ હોઈ શકે. હું નથી ધારતો કે ગાંધીજી

* ડિકન્સની એક વાર્તાનું પાત્ર. એ હંમેશાં આવક કરતાં વધારે ખર્ચ કરતો અને મૂંઝવણમાં આવી પડતો. કાંઈક એવું બની આવશે કે જેથી મને ક્યાંકથી પૈસા મળી જશે, એવી જાતની એ હંમેશાં આશા સેવતો.
—અા. ક.

આવી સ્થિતિ કાયમને માટે ઇચ્છતા હોય; કારણકે એ તો અસાધ્ય ધ્યેય છે. કેટલાક દેશોમાં તો પ્રજાઓની મોટી સંખ્યા આ રીતે જીવી જ ન શકે. અને તેથી તંગી અને ભૂખમરાની એ સ્થિતિ પ્રત્યે જવાનું કબૂલ જ ન કરે. હું ધારું છું કે આપણું હાલનું જીવનધોરણ બહુ જ નીચું પડી ગયેલું હોવાથી હિંદુસ્તાન જેવા કૃષિપ્રધાન દેશને માટે ગ્રામોદ્યોગના વિકાસથી જનતાની સ્થિતિમાં કંઈક સુધારો થાય, એ શક્ય છે. પણ જેમ બીજા એકેએક દેશ તેમ આપણે પણ આખી દુનિયા સાથે એવા સંકળાયેલા છીએ કે, મને લાગે છે કે, એનાથી છૂટા પડવું શકય જ નથી. એટલે આપણે આખી દુનિયાની દૃષ્ટિએ જ વિચાર કરવો જોઈએ, અને એ દૃષ્ટિએ નાનાં નાનાં સ્વયંપૂર્ણ રાજ્યોની કલ્પના અશક્ય જ છે. હું પોતે તો એને દરેક રીતે અનિષ્ટ પણ માનું છું.

આથી આપણે એક જ પ્રકારના ઉકેલ પર પહોંચીએ છીએ. તે એક સમાજવાદી વ્યવસ્થાની સ્થાપના કરવી તે. એ પહેલાં રાષ્ટ્રની મર્યાદામાં હોય, પણ છેવટે આખી દુનિયાને વ્યાપે. તે સાર્વજનિક હિતની દૃષ્ટિ રાખી સંપત્તિની ઉત્પત્તિ અને વહેંચણીનું નિયમન કરે. આ કેમ સિદ્ધ થઈ શકે, એ જુદો પ્રશ્ન છે. પણ એટલું તો સ્પષ્ટ છે કે કેટલાક લોકોને વર્તમાન વ્યવસ્થાથી લાભ થતો હોવાથી તેઓ એવા ફેરફારનો વિરોધ કરે, તેટલા જ માટે કોઈ રાષ્ટ્ર કે માનવસમાજનું હિત રોકી રાખી શકાય નહિ. જે રાજકીય કે સામાજિક સંસ્થાઓ તેમાં વિઘ્નરૂપે હોય તેમને દૂર કર્યે જ છૂટકો. એ ઇષ્ટ અને વ્યવહારોપયોગી આદર્શને હાનિકર થાય એવી રીતે તેઓ સાથે કોઈ જાતનું સમાધાન કરવું તે મહાન દ્રોહ થશે. એવો ફેરફાર કેટલેક અંશે દુનિયાની પરિસ્થિતિને કારણે જ આવી પડે અથવા વેગવાન બને, પણ જ્યાં તે કરવાનો હોય ત્યાંની પ્રજાના બહુ મોટા ભાગની ઇચ્છાપૂર્વક સંમતિ કે અનુકૂળતા વિના ભાગ્યે જ થઈ શકે. આથી પ્રજાને એ મતમાં પલટાવવી જોઈએ અને અનુકૂળ કરી લેવી જોઈએ. એકાદ નાનકડું ટોળું હિંસામય કાવતરું ગોઠવે, તેથી કંઈ કામ વળશે નહિ. હાલની વ્યવસ્થામાં જેમને લાભ છે તેમને પણ સમજાવી

લેવાનો પ્રયત્ન કરવો યોગ્ય છે. પણ એમાંનો બહુ મોટો ભાગ એ મત તરફ પલટાશે એવી બહુ આશા રાખવી ફોકટ છે.

ખાદીની ચળવળ — હાથકંતામણ અને હાથવણાટની — ગાંધીજીની ખાસ માનીતી છે. વ્યક્તિગત અર્થોત્પાદનનું એ તીવ્ર સ્વરૂપ છે, અને ઔદ્યોગિક યુગની પૂર્વેના જમાનામાં એ આપણને પાછી ઘસડી જાય છે. આજના કોઈ પણ મહત્ત્વના પ્રશ્નના ઉકેલ રૂપે એ ચળવળનો ગંભીરતાથી વિચાર કરી શકાય નહિ. અને સાચી દિશાના વિકાસના માર્ગમાં વિઘ્નકારી થાય એવી મનોદશા એ નિર્માણ કરે છે. છતાંયે મારી એ પણ ખાતરી છે કે તાત્કાલિક પગલાંરૂપે એણે ઉપયોગી સેવા બજાવી છે. અને જ્યાં સુધી રાજ્ય પોતે અખિલ ભારતીય પાયા પર ખેતી અને ઉદ્યોગના પ્રશ્નોનો સાચો ઉકેલ લાવવાનું માથે લે નહિ ત્યાંસુધી કેટલોક વખત એ મદદગાર થશે. હિંદુસ્તાનમાં અણુનોંધાયેલી બહુ જ ભારે બેકારી છે; અને તેથીયે વધારે ગામડાઓમાં અર્ધબેકારીની સ્થિતિ છે. આ બેકારીનો અંત આણવા કે બેકારોને કોઈ રીતે મદદ કરવા રાજ્ય તરફથી કશો જ પ્રયત્ન થયો નથી. આર્થિક દૃષ્ટિએ ખાદીએ આ પૂરા કે અર્ધબેકારોને કિંચિત્ મદદ કરી છે. અને એ સુધારો તેમના સ્વપ્રયત્નથી થયેલો હોવાને લીધે એણે પ્રજાનું સ્વાભિમાન વધાર્યું છે અને તેનામાં કંઈક આત્મવિશ્વાસ ઉત્પન્ન કર્યો છે. એની સૌથી બળવાન અસર પ્રજાનાં મન ઉપર થઈ છે. શહેર અને ગામડાંની વચ્ચેનું અંતર ભાંગવામાં ખાદીએ કંઈક સફળ પ્રયત્ન કર્યો. ભણેલા મધ્યમવર્ગ અને ખેડુતોની વચ્ચેનું અંતર એણે તોડ્યું. પહેરનાર તેમજ જોનારની ઉપર પહેરવેશની બહુ ભારે અસર થાય છે, અને સાદી ધોળી ખાદીને મધ્યમવર્ગે અપનાવવાના પરિણામે સાદાઈ વધી ને મિથ્યા ડોળ અને ભપકો ઘટ્યાં, અને આમવર્ગ સાથે એકતાની ભાવના કેળવાઈ. કપડાંની બાબતમાં નીચલા મધ્યમવર્ગે ધનિક લોકોનું અનુકરણ કરવાનો પ્રયત્ન કે પોતાનાં સસ્તાં કપડાંથી ઉત્પન્ન થતી શરમની લાગણી છોડી દીધાં. એટલું જ નહિ, ઊલટું, જેઓ હલુ રેશમ અને સાટીનનો મિથ્યાડંબર કરતા તેના કરતાં તેઓ પોતાને વધારે ડાહ્યા અને કંઈક શ્રેષ્ઠ પણ માનવા લાગ્યા. તદ્દન ગરીબ વર્ગને

પણ કેટલેક અંશે આ ઠાવકાઈ અને સ્વાભિમાન લાગવા માંડ્યાં. ખાદીધારીઓના મોટા મેળાવડામાં ગરીબ અને તવંગરને વરતવાનું કઠણ થયું; અને તેથી બંધુત્વની ભાવના ખીલી. મહાસભાને આમલોકો પર્યંત પહોંચાડવામાં ખાદી મદદગાર થઈ, એમાં શંકા જ નથી. રાષ્ટ્રની મુક્તિનો એ માન્ય લેબાસ બન્યો.

વળી મિલમાલિકોની કાપડના ભાવ વધારવાની હંમેશની નીતિ ઉપર ખાદીએ અંકુશ મૂક્યો. હિંદુસ્તાનના આ મિલમાલિકો વળી વિદેશી — ખાસ કરીને લૅંકેશિયરની — હરીફાઈથી જ મર્યાદામાં રહેતા હતા જ્યારે જ્યારે એ હરીફાઈ અટકતી — જેમકે મહાયુદ્ધ વખતે — ત્યારે કાપડના ભાવ બેહદ વધી જતા અને દેશી મિલો ગંજાવર ફાયદો કરતી. પાછળથી, 'સ્વદેશી' તથા 'વિદેશી કાપડ બહિષ્કાર'ની ચળવળે પણ મિલોને મદદ કરી. પણ ખાદીએ એક ફેર પાડ્યો. ખાદી આવવાથી, તે વિના ભાવો જેટલા વધારી શકાત તેટલી હદે તે હવે વધારી શકાયા નહિ. હા, લોકોના ખાદી પ્રત્યેના ભાવનો મિલોએ (અને જપાને પણ) ગેરલાભ લીધો ખરો; હાથે કાંતેલા અને વણેલા કાપડમાં ભળી જાય એવા પ્રકારનું જાડું કપડું તેમણે બનાવવા માંડ્યું. યુદ્ધ જેવી બીજી કોઈ જબરદસ્ત ઘટના બને તો જે પ્રમાણે ૧૯૧૪ અને તે પછીનાં વર્ષોમાં હિંદુસ્તાનના મિલવાળાઓએ કાપડ ખરીદનારાઓને લૂંટ્યા હતા તેમ હવે કરી શકશે એવો સંભવ નથી. ખાદી ચળવળ એ અટકાવશે; ટૂંકા સમયમાં વધારે કપડું ઉત્પન્ન કરવાની પણ ચરખા સંઘમાં શક્તિ આવી ગઈ છે.

આ રીતે હિંદુસ્તાનની ખાદી-પ્રવૃત્તિના આજે આટલા બધા લાભો છે છતાં, અંતે તો એ એક સંધિકાળની પ્રવૃત્તિ છે, એમ મને ભાસે છે. મોટી આર્થિક યોજનાઓથી થતા ફેરફારોને હળવા કરવા માટે એક સહાયક પ્રવૃત્તિ તરીકે એ કદાચ ભવિષ્યમાંયે ચાલે. પણ ભવિષ્યમાં તો ખેતી અને ખેડૂતો સંબંધી વર્તમાન વ્યવસ્થાને નવે પાયે રચવામાં અને યંત્રોદ્યોગોને વધારવા પર જ ખાસ જોર દેવું પડશે. જમીનના પ્રશ્ન સંબંધે કેવળ થીંગડાં મારી, લાખો રૂપિયાના ખર્ચે સંખ્યાબંધ કમિશનો નીમી ઉપરઉપરના ભાગોમાં થોડા થોડા ફેરફાર સૂચવ્યે કશું ભલું નીપજવાનું નથી

જે જાતની જમીનવ્યવસ્થા આજે ચાલે છે, તે આપણી નજર આગળ પડી ભાંગતી જાય છે, અને ઉત્પત્તિ, વહેંચણી તથા કોઈ પણ જાતનાં બુદ્ધિયુક્ત અને મોટા પાયા ઉપર યોજેલાં કામો માટે તે વિઘ્નરૂપ છે. એમાં મૂળગામી ફેરફાર કરી, નાના નાના ટુકડાનો અંત આણી સમૂહબદ્ધ અને સહકારી પદ્ધતિનાં વ્યવસ્થિત કૃષિસાહસો દાખલ કરી ઓછી મહેનતે વધારે નીપજ ઉપજાવવાથી જ હાલની સ્થિતિ સુધારી શકાશે. આપણી આખી પ્રજાને ખેતીનો ધંધો કામ આવી શકશે નહિ અને (ગાંધીજીને શંકા છે તેમ) મોટા પાયા ઉપર કામો શરૂ થવાથી ખેતી પર મજૂરી કરનારાઓની સંખ્યા ઓછી થઈ જશે. એમનામાંથી થોડાક તો નાના નાના ઉદ્યોગો તરફ વળવું પડશે, પણ મોટા ભાગે તો સમાજ હસ્તક ચાલતાં મોટાં કારખાનાંઓ અને સમાજોપયોગી ધંધાઓ પ્રત્યે વળવું પડશે.

ઘણાયે પ્રદેશોમાં ખાદીએ કંઈક રાહત આપી છે ખરી. પણ આ સફળતામાં જ એક જોખમ રહેલું છે. એનો અર્થ એ થાય છે કે પડી ભાંગતી વર્તમાન જમીનવ્યવસ્થાને એ ટેકો આપે છે, અને તેટલે અંશે વધારે સારી વ્યવસ્થા નિર્માણ કરવામાં ઢીલ કરાવે છે. હજુ બહુ ફેરફાર પડી જાય એટલી બધી એની અસર જણાતી નથી, પણ એવું વલણ તો છે જ. ખેડવાયાઓ કે નાના ખેડૂતો જીવનનિર્વાહના જે અત્યંત હીન ધોરણ પર આજે પહોંચ્યા છે તે ઉપર પણ ટકી રહેવા માટે જમીનના ઉત્પન્નમાંથી તેમને મળતો ભાગ પૂરતો થાય એમ નથી. એ જૂજ આવકમાં ઉમેરો કરવાને માટે એણે બીજા માર્ગો શોધવા પડે છે; અથવા તો હમેશ મુજબ ગણોત કે મહેસૂલ ભરવા માટે એને વધારે કરજ કરવું પડે છે. બીજા ધંધામાંથી તેને આ વધારાની આવક થવાને લીધે, જમીનદારને કે રાજ્યને પોતાનું ગણોત કે મહેસૂલ વસૂલ કરવાનું નવું સાધન મળે છે. એ વધારે આવક ન હોત તો તો તેમને કશું સાધન જ ન હોત, જો આવી વધારાની આવક ઠીકઠીક થાય તો સંભવ છે કે ગણોત કે મહેસૂલ વધારી દેવામાં આવે અને આવકનો વધારો ખવાઈ જાય. હાલની વ્યવસ્થામાં તો ખેડૂત જેટલી વધારે મહેનત કે કરકસર કરે તેનો

લાભ મૂળ જમીનધણીને જ મળશે મને યાદ છે ત્યાસુધી હેન્રી જ્યોર્જે પોતાના 'પ્રોગ્રેસ ઍન્ડ પોવર્ટી' નામના પુસ્તકમાં ઘણાં ઉદાહરણો ( ખાસ કરીને આયર્લંડનું ) આપીને આ વિષય સમજાવ્યો છે.

ગ્રામોદ્યોગોનો પુનરુદ્ધાર કરવાનો ગાંધીજીનો પ્રયત્ન એમના ખાદીના કાર્યક્રમનો જ વિસ્તાર છે. એ તાત્કાલિક ફાયદો કરશે, એનો કેટલોક ભાગ ઓછોવત્તો સ્થાયી પણ થશે, પણ ઘણોખરો કામચલાઉ જ ઉપયોગી થશે. ગામડાંના લોકોને તેમના વર્તમાન સંકટમાં તે કંઈક મદદ કરશે, અને મૃતપ્રાય થયેલી કેટલીક કળા અને સાંસ્કૃતિક શક્તિઓનો પુનરુદ્ધાર કરશે પણ એ હિલચાલનું યંત્રો અને મોટા ઉદ્યોગોની સામે જેટલે અંશે બંડ છે તે બંડ સફળ થશે નહિ ગ્રામોદ્યોગ વિષે લખતાં ગાંધીજી થોડા વખત પહેલાંના 'હરિજન' માં લખે છે

"જે કામ કરવા ધાર્યું હોય તેને માટે પૂરતા માણસો ન હોય ત્યારે એ કામ સંચાથી લેવું એ સારુ છે. પણ જેમ હિંદુસ્તાનમાં છે તેમ . . આપણાં ગામડાંમાં ઊભરાઈ જતા કરોડો માણસોને શ્રમની ચક્કીમાથી ફુરસદ કેમ અપાવવી એ સવાલ આપણે ત્યાં નથી. આપણી સામે સવાલ એ છે કે એમને વરસમાં ૭ મહિના જેટલો વખત પરાણે આળસમાં ગાળવો પડે છે એ વખતનો ઉપયોગ કેવી રીતે કરવો."

બેકારીથી પીડાતા બધા દેશોને ઓછાવત્તા પ્રમાણમાં આ વાંધો લાગુ પડે છે પણ આમાં કામ પૂરતું નથી એ દોષ નથી, પણ હાલની નફો ખાવાની પદ્ધતિને લીધે કામ આપવું માલિકોને પૂરતું લાભકારક થતું નથી એ છે કામ તો, ક્યારે મને લો છો એમ પોકારતું, હસલાખ પડેલુ છે દાખલા તરીકે, રસ્તા, નહેરો, ઘરો બાંધવાનું, આરોગ્ય અને ઔષધોની સગવડો વધારવાનું, ઉદ્યોગ તથા વીજળીનું, સમાજ અને સંસ્કૃતિને ઉપયોગી, સેવાનું તથા શિક્ષણની પ્રવૃત્તિઓનું, અને લોકોને ઉપયુક્ત એવી સેંકડો આવશ્યક ચીજો પૂરી પાડવાનું. આપણા પાત્રીશ કરોડ લોકો બીજાં પચાસ વરસ સુધી સખત મજૂરી કર્યા કરે તોયે કામ ખૂટે એમ નથી. પણ એ બધું ત્યારે જ થઈ શકે કે જ્યારે

નફા માટે નહિ પણ સમાજની સુધારણા માટે કામ શોધવાની પ્રેરણા થતી હોય, અને સાર્વજનિક લાભાર્થે સમાજ તેની યોજના કરતો હોય. રશિયન સોવિયટ યુનિયનમાં બીજી ગમે તે ખામીઓ હશે, પણ ત્યાં બેકારીનું નામ નથી. આપણા લોકો બેકાર છે તે કામના અભાવે નહિ પણ કામને માટે તથા તેમના સાંસ્કૃતિક વિકાસ માટે સગવડો પૂરી પાડવામાં આવતી નથી તે કારણે. બાળમજૂરીની બંધી કરવાથી અને અમુક ઉંમર સુધી શિક્ષણ ફરજિયાત કરવાથી છોકરા અને છોકરીઓને મજૂરો કે બેકારોની હારમાંથી ખસેડી શકાય અને તેથી લાખો ભાવી મજૂરોનો ભાર મજૂરીના આજના બજાર પરથી ઊતરી જાય.

રેંટિયા અને તકલીને સુધારીને તેમની ઉત્પાદનશક્તિ વધારવાનો ગાંધીજીએ કંઈક અંશે સફળ પ્રયત્ન કર્યો છે. ઓજાર અથવા યંત્રને સુધારવાનો એ પ્રયત્ન છે, અને એ સુધારો જો ચાલુ રહે (વીજળીથી ચાલતા ગૃહોદ્યોગની કલ્પના કરવી અશક્ય નથી.) તો નફો કરવાની વૃત્તિ વળી પાછી તેમાં દાખલ થશે અને અતિ ઊપજ વધતાં બેકારી થવાનું પરિણામ આવશે. આધુનિક ઔદ્યોગિક શાસ્ત્રને ગ્રામોદ્યોગોની મદદમાં લેવામાં નહિ આવે તો જે અતિ આવશ્યક ભૌતિક અને સાંસ્કૃતિક પદાર્થોની આજે આપણને જરૂર પડે છે તેયે કદી પૂરાં પડી શકશે નહિ. અને તેઓ યંત્ર સાથે હરીફાઈ પણ કરી શકશે નહિ. 'શું આપણા દેશમાં મોટાં કારખાનાં ચાલતાં અટકાવવાં ઇષ્ટ કે શક્ય છે? ગાંધીજીએ વારંવાર કહ્યું છે કે તેઓ યંત્રનો યંત્ર તરીકે વિરોધ કરતા નથી, પણ એઓ એમ માનતા લાગે છે કે આજના હિંદુસ્તાનમાં યંત્ર અસ્થાને છે.' પણ શું લોઢું અને પોલાદ જેવા મહત્ત્વના ઉદ્યોગોને અથવા હાલ અસ્તિત્વમાં છે તે નાના ઉદ્યોગોને પણ આપણે સમેટી લઈ શકીએ ખરા?

દેખીતું છે કે આપણે એમ નહિ કરી શકીએ. જો આપણે આગગાડીઓ, પુલો અને વાહન અને વ્યવહારનાં સાધનો વગેરે રાખીશું તો આપણે કાં તો તે જાતે નિર્માણ કરવાં જોઈશે અથવા તે માટે બીજા પર અવલંબી રહેવું જોઈશે. જો આપણને સ્વરક્ષાનાં સાધનો જોઈશે તો આપણને કેવળ મૂળ ઉદ્યોગો જ નહિ

પણ અત્યંત વિકાસ પામેલી ઔદ્યોગિક વ્યવસ્થાં ગોઠવવી જોઈશે. ઔદ્યોગિક વિકાસ વિનાનો કોઈ પણ દેશ આજે સાચો સ્વતંત્ર થવાને કે હુમલાઓનો સામનો કરવાને શક્તિમાન નથી. એક મૂળ ઉદ્યોગના નિભાવને માટે બીજાનો આશ્રય અને પૂર્તિની જરૂર પડે છે, અને છેવટે યંત્રો બનાવવાના ઉદ્યોગો સુધી પહોંચવાનું થાય છે. મૂળ ઉદ્યોગો ચાલે તો નાના ઉદ્યોગોને ફેલાયા વિના છૂટકો જ નથી. એટલે કે આ પરંપરા અટકાવી શકાય એમ છે જ નહિ; કારણકે, આપણો ભૌતિક અને સાંસ્કૃતિક વિકાસ જ નહિ, પણ આપણી સ્વતંત્રતા પણ એની સાથે સંકળાયેલી છે. અને જેમ જેમ મોટા ઉદ્યોગો વધે તેમ તેમ નાના પાયાના ગ્રામોદ્યોગો એની સામે હરીફાઈ ઓછી કરી શકવાના. સમાજવાદી પ્રથાની નીચે તેઓ કંઈ કે ટકી શકે, પણ મૂડીવાદી પ્રથામાં તો બિલકુલ નહિ; અને સમાજવાદી પ્રથામાંયે બહુ મોટા પ્રમાણમાં બનાવવાની જરૂર ન હોય એવી અમુક વસ્તુઓ જ બનાવવા પૂરતા ગૃહઉદ્યોગો તરીકે તેઓ ટકી શકશે.

કેટલાક મહાસભાના આગેવાનો પાયાઉદ્યોગનાં કારખાનાં સાર્વત્રિક થવાથી ડરે છે. અને માને છે કે ઉદ્યોગવાદી દેશોની આજની મુશ્કેલીઓ કારખાનાં દ્વારા થતા ઢગલાબંધ ઉત્પાદનને પરિણામે છે. આમાં પરિસ્થિતિને વિષેની વિચિત્ર ગેરસમજ રહેલી છે. *

લોકોને જો કોઈ વસ્તુની તંગી હોય તો પૂરતા પ્રમાણમાં તે ઉત્પન્ન કરવામાં કંઈ દોષ છે શું? ઢગલાબંધ પ્રમાણમાં ઉત્પાદન કરવાને બદલે લોકોએ તંગીમાં રહેવું, એ શું વધારે ઇષ્ટ

* ૩ જાન્યુઆરી ૧૯૩૫ને દિવસે અમદાવાદમાં ભાષણ આપતાં સરદાર વલ્લભભાઈ આ પ્રમાણે બોલ્યા હતા; "સાચો સમાજવાદ ગ્રામોદ્યોગોની ખિલવણીમાં છે. પાશ્ચાત્ય દેશોમાં ઢગલાબંધ ઉત્પાદનને પરિણામે જે અનવસ્થા નિર્માણ થઈ છે તેની આપણે આપણા દેશમાં પુનરાવૃત્તિ કરવા ઇચ્છતા નથી."

છે ? સ્પષ્ટ છે કે દોષ ઉત્પત્તિનો નથી, પણ મૂર્ખતાભરી અને ખામીભરી વહેંચણીની પ્રથાનો છે.

ગ્રામોદ્યોગના પ્રચારકોને બીજી જે મુસ્કેલીનો સામનો કરવાનો છે તે આપણી ખેતી દુનિયાના બજાર ઉપર અવલંબે છે તે વાતનો છે. આજે ખેડૂતને વેપારી પાક ઉત્પન્ન કરવાની ફરજ પડે છે, અને દુનિયાના ભાવો ઉપર ઓશિયાળા રહેવું પડે છે. આ ભાવો તો બદલાયા કરે છે, પણ એને પોતાનું ગણોત અથવા મહેસૂલ નગદ નાણાંમાં ચૂકવવું પડે છે. એ નાણું એને ક્યાંથીયે પ્રાપ્ત કરવું પડે છે — કંઈ નહિ તો પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો પડે છે — અને તેથી તે એવો જ પાક લે છે કે જેના એની ધારણા પ્રમાણે વધારેમાં વધારે ભાવ ઊપજે. ખોરાકની બાબતમાં સ્વાવલંબી થવા માટે પોતાને તથા પોતાના કુટુંબને જેની જરૂર હોય તે પાક ઉગાડવો પણ એને પાલવતો નથી.

છેલ્લાં કેટલાંક વર્ષો દરમ્યાન અનાજના અને બીજી વસ્તુઓના ભાવોમાં આવેલી મંદીને પરિણામે લાખો ખેડૂતોને — ખાસ કરીને સંયુક્ત પ્રાંત અને બિહારમાં — શેરડીના વાવેતર પર જવું પડ્યું, ખાંડ પર નાખેલી જકાતને લીધે ચોમાસાની કાગડાની ટોપીની પેઠે અનેક કારખાનાં પેદા થયાં, અને શેરડીની માગ વધી ગઈ. પણ થોડા જ વખતમાં માગ કરતાં માલ વધી ગયો અને કારખાનાવાળાઓએ ક્રૂર રીતે ખેડૂતોને ચૂસ્યા, અને ભાવો ઘટી ગયા.

આ કેટલાક અને બીજા અનેક વિચારોને લીધે મને લાગે છે કે આપણા ખેતીના અને ઉદ્યોગોના કોયડાઓનો ઉકેલ નાની સ્વયંપૂર્ણ યોજનાઓ દ્વારા કરવો શક્ય નથી, અને યોગ્ય પણ નથી. ખરું પૂછતાં, આ વિચારો આપણા રાષ્ટ્રીય જીવનના એક એક અંગની ઉપર અસર પાડે છે. મોઘમ અને ભાવના-પ્રધાન શબ્દપ્રયોગોનો આશ્રય લેવાનું આપણને પાલવે એમ નથી, પણ આ વસ્તુસ્થિતિને બરાબર ઓળખી, તેમાં ગોઠવાઈ જવું જોઈએ કે જેથી આપણે ઇતિહાસની નિઃસહાય કૃતિ નહિ પણ તેના કર્તા બનીએ.

વળી હું વિરોધાભાસની મૂર્તિ ગાંધીજીનો વિચાર કરું છું.* એમની તીક્ષ્ણ બુદ્ધિ, દલિત અને પીડિત વર્ગોની સ્થિતિ સુધારવા માટેની ધગશ છતાં, જે પ્રથા દેખીતી રીતે નાશ પામી રહી છે અને જે આ દુઃખ અને અપવ્યય નિર્માણ કરે છે, તેનો એઓ કેમ બચાવ કરે છે? એ સાચું છે કે તેઓ એક માર્ગ બતાવે છે, પણ 'શું ભૂતકાળમાં જવાના એ માર્ગનાં બારણાં વસાઈ તે પર તાળાં દેવાયાં નથી કે? અને આ દરમ્યાન દેશી રાજ્યો, મોટી જમીનદારીઓ, તાલુકદારીઓ અને વર્તમાન મૂડીવાદી પ્રથા વગેરે પ્રગતિનો વિરોધ કરનારા જૂની પદ્ધતિના બધાયે અવશેષોને તેઓ આશીર્વાદ આપે છે. ટ્રસ્ટીના સિદ્ધાન્તમાં વિશ્વાસ મૂકવો યોગ્ય છે કે? એટલે કે એક વ્યક્તિને અનિયંત્રિત સત્તા અને ધન આપવાં અને તે એનો ઉપયોગ સાર્વજનિક હિત માટે જ કરશે એવી આશા રાખી શકાય કે? આપણામાંના જે સારામાં સારા છે તે પણ આવા વિશ્વાસને પાત્ર ગણાય એવા પૂર્ણ છે કે? પ્લેટોના તત્ત્વજ્ઞાની રાજાઓ પણ ભાગ્યે જ આવો ભાર યોગ્યતાપૂર્વક ઉપાડી શક્યા હોત. અને બીજાઓ માટે પણ, તેમની ઉપર આવા પરગજુ અતિ-પુરુષો હોય એ સ્થિતિ યોગ્ય છે શું? પણ આવા અતિ-પુરુષો કે તત્ત્વજ્ઞાની રાજાઓ છે જ ક્યાં? આપણી પાસે તો કેવળ પામર મનુષ્યપ્રાણીઓ છે, જેઓ પોતાનો અંગત લાભ કે પોતાના અંગત વિચારોનો પ્રચાર એને જ સાર્વજનિક

---

*૧૯૩૧માં લંડનમાં ગોળમેજી પરિષદના એક ભાષણમાં ગાંધીજી બોલ્યા હતા: "સૌથી વિશેષ મહાસભાનો દાવો એ છે કે જેને બ્રિટિશ હિંદુસ્તાન કહે છે તેમજ જેને દેશી રાજ્યો કહે છે તે બન્નેમાં વસતા હિંદુસ્તાનના ચારે ખૂણા સુધી ફેલાયેલાં સાત લાખ ગામડાંઓમાં જે મૂગા અર્ધભૂખ્યા કરોડો લોકો વસે છે, તેમની મહાસભા પ્રતિનિધિ છે. મહાસભા જે હક્કોને રક્ષણ કરવા યોગ્ય માને છે, તે હક્કો પણ એ કરોડો મૂગા લોકોના લાભ અર્થે જ હોઈ શકે. એથી એ અનેક હક્કોની બાબતમાં અવારનવાર કલહ જેવું તમારા જોવામાં આવે છે. જો એ કલહ સાચો હોય તો મહાસભા તરફથી એમ કહેતાં મને બિલકુલ સંકોચ થતો નથી કે એકેએક હક્કનું એ કરોડો મૂંગાઓના લાભાર્થે મહાસભા બલિદાન આપશે."

હિત માની લેતા હોય છે. એ ટ્રસ્ટીપણાની વાત જ એવી છે કે તેથી જન્મ, દરજ્જો અને આર્થિક સત્તાનાં મિથ્યાભિમાન સ્થિર કરવામાં આવે છે અને તેનાં પરિણામો ઘણી રીતે નુકસાનકારક થાય છે.

ફરીથી હું સ્પષ્ટ કરું છું કે અહીં હું એ પ્રશ્નનો વિચાર કરતો નથી કે આ પરિવર્તન કેવી રીતે કરવું, કેવી રીતે વિઘ્નોને હઠાવવાં, — બળાત્કારે ,કે હૃદયપલટાથી, હિંસાથી કે અહિંસાથી? એ વિષે હું આગળ વિચાર કરીશ. પણ આ પરિવર્તનની આવશ્યકતા સ્વીકારવી જોઈએ અને સ્પષ્ટપણે કહેવી જોઈએ. જો આગેવાનો અને વિચારકો આ વસ્તુનું સ્પષ્ટ ચિત્ર જોઈ ન શકે અને રજૂ ન કરી શકે તો કેવી રીતે તેઓ બીજાઓને પોતાના વિચારના કરવા કે લોકોમાં આવશ્યક વિચારસરણી ઉત્પન્ન કરવા આશા રાખી શકે? એ સાચું છે કે ઘટનાઓ જ સૌથી મોટા શિક્ષક છે. પણ ઘટનાઓ બરાબર સમજવી જોઈએ અને સમજાવવી જોઈએ; તો જ તેનું મહત્ત્વ પ્રત્યક્ષ થાય, અને તેમાંથી વ્યવસ્થિત પ્રવૃત્તિ પરિણમે.

મારા ઉદ્‌ગારોથી કયારેક કયારેક અકળાઈ જનારા મારા કેટલાક સાથીઓએ મને ઘણીવાર પૂછ્યું છે કે શું તમે કોઈ દિવસ સારા અને પરગજુ રાજાઓ, ઉદાર જમીનદારો, હિતચિંતક અને ભલા મૂડીવાળાઓના સહવાસમાં નથી આવ્યા? બેશક આવ્યો છું. જમીનના અને મૂડીના આ માલિકોમાં ફરનારા વર્ગમાંનો જ હું એક છું. હું પૂરેપૂરો ‘બુઝૅવા’ છું, ‘બુઝૅવા’ વાતાવરણમાં ઊછર્યો છું, અને એ શિક્ષણે શરૂઆતમાં કેળવેલા બધા ગમા-અણગમાના સંસ્કારો ધરાવુ .છું. સામ્યવાદીઓ મને એક ક્ષુદ્ર ‘બુઝૅવા’ કહે છે, તે સાવ વાજબી છે. કદાચ હવે તેઓ મને ‘પ્રાયશ્ચિત્ત કરનારો બુઝૅવા’ કહેશે. પણ હું શું છું તે પ્રસ્તુત નથી. છૂટક વ્યક્તિઓનો ખ્યાલ કરી રાષ્ટ્રીય, આંતર-રાષ્ટ્રીય, આર્થિક કે સામાજિક કોયડાઓનો વિચાર કરવો એ પદ્ધતિ જ ખોટી છે. જે મિત્રો મને આ પ્રશ્ન પૂછે છે તેઓ જ વારંવાર કહેતાં કંટાળતા નથી કે આપણો ઝઘડો પાપી સાથે નહિ, પણ પાપ સાથે છે. હું તો એમના જેટલોયે આગળ

જતો નથી. હું તો કહું છું કે મારો ઝઘડો વ્યક્તિઓ સાથે નહિ, પણ એક પ્રથા સાથે જ છે. એ ખરું કે ઘણે અંશે કોઈ પણ પ્રથા અમુક વ્યક્તિઓ કે સમૂહમાં મૂર્તિમાન થયેલી હોય છે; અને એ વ્યક્તિઓ અથવા સમૂહનો કાં તો હૃદયપલટો કરવો જોઈએ, અથવા તો તેની સાથે લડી લેવું જોઈએ. પણ જો એ પ્રથા નિર્જીવ અને ભારરૂપ બની હોય તો તે જવી જ જોઈએ, અને જે વર્ગો અથવા સમૂહો તેને વળગ્યા હોય તેમણે પોતાના જીવનમાં પરિવર્તન કરવું જ જોઈએ. એ પરિવર્તન કરવામાં જેટલી ઓછામાં ઓછી હાડમારી થાય તેમ કરવું ઘટે. પણ કમનસીબે આ હાડમારી અને ભાંગફોડ અનિવાર્ય છે; પરંતુ તે નાના પણ અનિવાર્ય દુઃખથી ડરીને આપણે એક મોટા દુઃખને સહન કરી લઈ શકતા નથી.

મનુષ્યની રાજકીય, સામાજિક કે આર્થિક દરેક પ્રકારની સમાજરચનાના મૂળમાં કંઈક તાત્ત્વિક વિચાર રહેલો હોય છે. જ્યારે એ રચનાનો યુગ બદલાય ત્યારે તેનો તાત્ત્વિક પાયો પણ બદલાવો જોઈએ, જેથી બેનો મેળ રહે અને એનો સારામાં સારો ઉપયોગ થાય. પણ સામાન્ય રીતે તાત્ત્વિક સિદ્ધાંતો રચનાની પાછળ પડી જાય છે, અને તેમની મંદ ગતિને લીધે જ બધી મુશ્કેલીઓ ઊભી થાય છે. ઓગણીસમી સદીમાં લોકશાસનનો સિદ્ધાંત અને મૂડીવાદ સાથે ઉત્પન્ન થયા, પણ તે બેમાં પરસ્પર મેળ નહોતો. મૂળમાંથી જ તેમની વચ્ચે વિરોધ હતો, કારણકે લોકશાસનનો સિદ્ધાંત અનેકની સત્તા પર ભાર મૂકતો હતો, જ્યારે મૂડીવાદ થોડાના હાથમાં જ સાચી સત્તા આપતો હતો. છતાં આ કજોડું ગમેતેમ નભતું આવ્યું; કારણકે ધારાસભાઓનું રાજકીય લોકશાસન બહુ મર્યાદિત પ્રમાણમાં જ લોકશાસન હતું, અને આર્થિક ઇજારાઓ અને સત્તાના કેન્દ્રીકરણના વિકાસમાં એ ધારાસભાઓ બહુ આડે આવતી નહોતી.

છતાં એ શાસનના સિદ્ધાંતોના વિકાસ સાથે બેની વચ્ચે છૂટાછેડા અનિવાર્ય થયા અને એ કરવાનો સમય હવે આવી લાગ્યો છે. ધારાસભાઓના લોકશાસનની હવે શાખ રહી નથી, અને એના

વિરોધરૂપે અનેક પ્રકારના પોકારો હવામાં સંભળાય છે. આને લીધે જ હિંદુસ્તાનની બ્રિટિશ સરકાર વળી વધારે પ્રગતિવિરોધી બની છે, અને રાજકીય સ્વતંત્રતાનાં બાહ્ય અંગોથી પણ આપણને વંચિત રાખવા એ નવા પોકારોનું બહાનું બતાવે છે. આશ્ચર્ય તો એ છે કે દેશી રાજાઓ પોતાની અનિયંત્રિત સત્તા રાખવા માટે પણ આ જ બહાનું બતાવે છે, અને ભારપૂર્વક કહે છે કે દુનિયામાં આજે ક્યાંય નથી એવી મધ્યયુગીન સ્થિતિ પોતાનાં રાજ્યોમાં ચાલુ રાખવાનો એમનો ઇરાદો છે.* પણ ધારાસભાઓના લોકશાસનની

* દેશી રાજાઓની સભા (ચેંમ્બર ઑફ પ્રિન્સીસ)ના પ્રમુખ તરીકે પતિયાળાના મહારાજાએ ૨૨મી જાન્યુઆરી ૧૯૩૫ને દિવસે દિલ્હીમાં એ સભામાં ભાષણ આપતાં એવો ઉલ્લેખ કર્યો હતો કે હિંદી રાજદ્વારી આગેવાનો ફેડરેશન (સમૂહતંત્ર) લાવવાની તરફેણમાં મત ધરાવે છે; કારણ કે તેમની એ માન્યતા છે કે દેશી રાજાઓને પરિસ્થિતિને વશ થઈ પોતાનાં રાજ્યોની અંદર લોકશાસન દાખલ કરવું જ પડશે. એના ઉત્તરમાં તેમણે કહ્યું કે, "જોકે દેશી રાજાઓ પોતાની પ્રજાઓનું સર્વોત્તમ હિત કરવા હંમેશાં ખુશી રહ્યા છે, અને પોતાને તથા પોતાના રાજ્યબંધારણોને સમયાનુસાર ફેરવવા તૈયાર રહેશે; છતાં અમારે સ્પષ્ટ કહેવું જોઈએ કે જો બ્રિટિશ હિંદુસ્તાન એમ આશા રાખતું હોય કે જે રાજકીય સિદ્ધાંત હવે સડેલો માલૂમ પડચો છે, તે સિદ્ધાંતનો ચેપ અમારા નીરોગી રાજકીય શરીરને વળગાડવા તેઓ ફરજ પાડી શકશે, તો તેઓ કલ્પનાસૃષ્ટિમાં જ વિહાર કરે છે."

(જુઓ વળી પાછળ ૮૦૯મે પાને માઈસોરના દીવાનનું ભાષણ) એ જ દિવસે એ જ સભામાં બિકાનેરના મહારાજા બોલ્યા હતા કે; "અમે દેશી રાજ્યોના રાજાઓ કાંઈ દૈવયોગે જ ગાદીએ ચડી બેઠેલા લોકો નથી. અને હું એમ કહેવાની છૂટ લઉં છું કે અમે સૈકાઓથી વંશપરંપરાગત રાજ્ય કરવાની વૃત્તિ અને, હું માનું છું કે, કેટલેક અંશે મુત્સદ્દીપણાનો વારસો મેળવ્યાનો દાવો કરી શકીએ છીએ; આથી ઉતાવળા કે અધૂરા વિચારથી કરેલા નિર્ણયોમાં ત્વરાથી ઘસડાઈ જતા અટકવા માટે અમે પૂરીપૂરી કાળજી લઈશું . . . . બહુ વિનયપૂર્વક હું કહેવા ઇચ્છું છું કે દેશી રાજાઓ કોઈનાથી પોતાનો નાશ થવા દેવા ઇરાદો રાખતા નથી, અને કમનસીબે જો એવો સમય આવી લાગશે કે શહેનશાહત પોતે કરેલી સુલેહની રૂએ દેશી રાજ્યોને આવશ્યક રક્ષણ આપવા અશક્ત નીવડશે તો દેશી રાજાઓ અને રાજ્યો છેવટ સુધી લડતાં લડતાં જ મરશે."

નિષ્ફળતાનું કારણ એ લોકશાસન બહુ આગળ જાય છે એ નથી; પણ પૂરતું આગળ નથી જતું, એ છે. એમાં પૂરું લોકશાસન નહોતું, કારણકે તેમાં આર્થિક લોકશાસનનો સમાવેશ નહોતો થતો, અને તેની પદ્ધતિઓ ઝપાટાબંધ થતાં પરિવર્તનોના જમાના માટે બહુ ધીમી, અટપટી અને અયોગ્ય હતી.

એકહથ્થુ સત્તાનું આત્યંતિક રૂપ જો દુનિયામાં કયાય હોય, તો ઘણું કરીને તે દેશી રાજ્યો છે બેશક તે બ્રિટિશ શહેનશાહત નીચે છે, પણ અંગ્રેજ સરકાર કેવળ અંગ્રેજોના લાભોની રક્ષા કે વૃદ્ધિ માટે જ તેના કારભારોમાં દખલગીરી કરે છે. વીસમી સદીના લગભગ મધ્યકાળ સુધી આ જૂની દુનિયાનાં જાગીરદારી જૂથો લગભગ કાંઈ પણ પરિવર્તન પામ્યા વિના કેવી રીતે નભી રહ્યાં છે એ બહુ આશ્ચર્યકારક છે ત્યાંની હવા બંધિયાર અને ભારે છે, પાણી બહુ જ મંદ ગતિએ વહે છે, અને ફેરફારો તથા સ્ફુર્તિદાયી વાતાવરણમાં ઊછરેલો અને તેથી જરા થાકેલો કોઈ નવો આવનારો માણસ ત્યાં જઈ ચડે છે, તો તેને સુસ્તી આવી જાય છે અને તેની આંખ પર હળવું ઘેન ચડે છે. જેમ ચિત્રના પદાર્થ પર સમયનો પ્રભાવ નથી, અને તેથી એક જ દેખાવ આંખ આગળ સદાયે રહે છે અને તે અવાસ્તવિક લાગે છે, તેમ જ આ પણ અવાસ્તવિક દશા છે, અજાણતા જ પેલો નવતરો માણસ પાછો ભૂતકાળમાં ઊતરી પડે છે અને પોતાના બાલ્યાવસ્થાના સ્વપ્નો નિહાળે છે તેમાં બખ્તર અને શસ્ત્રો સજેલા સરદારો અને સુંદર અને શૂર રમણીઓ આવે છે, કાંગરાવાળા દુર્ગો, પ્રેમશૌર્યના પ્રસંગો અને કુળ તથા અભિમાનના ભદ્રંભદ્રશાઈ વિચારોના તથા અદ્વિતીય વીરતા અને મૃત્યુની બેપરવાઈનાં ચિત્રો એ જુએ છે ખાસ કરીને સાહસ અને પરાક્રમ, તથા મિથ્યાભિમાની અને અસાધ્ય કર્મોના મૂળ વતન રાજસ્થાનમાં આ વિશેષે થાય છે

પણ આ સ્વપ્નાં જલદી ઊડી જાય છે અને અકળામણનો અનુભવ થાય છે હવા ઓછી પડે છે અને શ્વાસ લેવો મુશ્કેલ લાગે છે બંધિયાર અથવા મંદ વહેતાં પાણીની નીચે નિશ્ચેષ્ટતા અને કહોવાણ માલૂમ પડે છે. મનથી અને શરીરથી બધી

બાજુએ 'વાડ, ઘેરા અને સાંકળોનાં બંધનમાં પડયા હોઈએ, એવી લાગણી થાય છે. એક બાજુએ લોકોની અત્યંત અજ્ઞાનમય દરિદ્રતા અને બીજી બાજુએ તેથી સાવ ઊલટું જ, આંખને આંજી નાખનારો ભભકાબંધ રાજમહેલ નજરે પડે છે. રાજ્યની કેટલી બધી દોલત તેના રાજાની અંગત જરૂરિયાતો અને વૈભવો માટે એ મહેલની અંદર વહે છે, અને કેટલી થોડી પ્રજાની કોઈ પણ જાતની સેવાના રૂપમાં તેમને પાછી મળે છે। આપણા રાજાઓને ઉત્પન્ન કરવા ને પોષવા એ ભયંકર મોંઘી વસ્તુ છે. એમની પાછળ થતા આ ઉડાઉ ખર્ચના બદલામાં તેઓ શું પાછું આપે છે?

આ રાજ્યોની ઉપર ગુપ્તતાનો પર્દો પડેલો છે. વર્તમાનપત્રોને ત્યાં ઉત્તેજન નથી. બહુ તો એકાદ સાહિત્યવિષયક કે અર્ધસરકારી સાપ્તાહિક ત્યાં નભી શકે. બહારનાં છાપાંઓની ઘણીવાર બંધી હોય છે. ત્રાવણકોર, કોચીન વગેરે કેટલાંક દક્ષિણનાં રાજ્યો—જ્યાં બ્રિટિશ હિંદુસ્તાન કરતાં પણ સાક્ષરતાનું પ્રમાણ વધારે છે — તેમનો અપવાદ કરીએ તો બીજી જગ્યાએ સાક્ષરતા અત્યંત અલ્પ છે. રાજ્યોમાંથી જે મહત્ત્વની ખબરો બહાર પડે છે, તે ભભકાભરી વિધિઓ અને પરસ્પર પ્રશંસાનાં ભાષણોવાળી એકાદ વાઇસરૉયની મુલાકાતની, અથવા ઉડાઉપણે ઊજવેલા રાજાના વિવાહ કે જન્મદિવસની, અથવા ખેડૂતોએ કરેલા બંડની હોય છે. દેશી રાજાઓને બ્રિટિશ હિંદુસ્તાનમાંયે ટીકા સામે ખાસ કાયદાઓ ઘડીને રક્ષણ આપવામાં આવેલું છે, અને રાજ્યની હદમાં તો હળવામાં હળવી ટીકા સામે પણ સખત પગલાં લેવામાં આવે છે.* જાહેર સભાઓનું ભાગ્યે જ નામ સંભળાય છે અને ઘણીવાર સામાજિક

---

* હૈદરાબાદ (નિઝામ)થી ૩જી ઑક્ટોબર ૧૯૩૪ની તારીખનો એક છાપાજોગ સંદેશો આ પ્રમાણે હતો: "અત્રેની વિવેકવર્ધિની થિયેટરમાં ગઈ કાલે ગાંધીજીનો જન્મદિવસ ઊજવવા માટેની જાહેર થયેલી સાર્વજનિક સભા બંધ રાખવી પડી હતી. હૈદરાબાદ હરિજન સેવક સંઘે આ સભા ગોઠવી હતી. સંઘના મંત્રી છાપાંઓને જણાવે છે કે સભાના ચોવીસ કલાક પહેલાં અધિકારીઓએ નોટિસ કાઢી હતી કે બે હજાર

ચળવળની સભાઓની પણ મનાઈ કરવામાં આવે છે. બહારના આગેવાન પુરુષોને રાજ્યમાં જતાં ઘણીવાર અટકાવવામાં આવે છે. ઈ. સ. ૧૯૨૫ કે તે અરસામાં શ્રી. ચિત્તરંજન દાસ ખૂબ માંદા હતા અને તેથી તેમણે કાશ્મીર હવાફેર કરવા જવાનો વિચાર કર્યો હતો. કોઈ રાજદ્વારી કામ કરવાનો એમનો ઉદ્દેશ નહોતો. એ કાશ્મીરની સીમા સુધી પહોંચી ગયા, પણ ત્યાં એમને અટકાવી દેવામાં આવ્યા. શ્રી. મહમદઅલ્લી ઝીણાને પણ નિઝામના રાજ્યમાં જવાની મનાઈ કરવામાં આવી હતી, અને શ્રીમતી સરોજિની નાયડુને હૈદરાબાદ શહેરમાં જ એમનું ઘર હોવા છતાં ત્યાં રહેવાની પરવાનગી મેળવતાં લાંબો સમય લાગ્યો હતો.

જ્યાં રાજ્યોમાં આવી સ્થિતિ હોય ત્યાં રાજ્યની પ્રજાઓના પ્રાથમિક હકોના બચાવમાં ખડા થવું અને તેમના એકધારા દમનની ટીકા કરવી, એ મહાસભા માટે અત્યંત સ્વાભાવિક કાર્ય થાત. પણ ગાંધીજીએ દેશી રાજ્યોની બાબતમાં મહાસભા ઉપર એક વિચિત્ર નીતિ લાદી. તે એ કે "દેશી રાજ્યોના આંતરિક કારભારમાં દખલગીરી કરવી નહિ." રાજ્યોમાં અત્યંત અસાધારણ અને ત્રાસદાયક બનાવો બનતા છતાં અને રાજ્યોના તરફથી મહાસભા ઉપર કોઈ પણ જાતના બહાના વિના હુમલાઓ થતા છતાં, આ ચૂપકીદીની નીતિને ગાંધીજી વળગી રહ્યા છે. મહાસભાની ટીકાથી રાજાઓને દુઃખ થાય અને તેમનો 'હૃદયપલટો' કરવો વધારે કઠણ થઈ પડે એ બીક આની પાછળ હોય એમ ભાસે છે. ૧૯૩૪માં દેશી રાજ્યોની પરિષદના પ્રમુખ શ્રી. ન. ચિં. કેળકરને લખેલા એક પત્રમાં ગાંધીજીએ ફરી જણાવ્યું છે કે આ દખલગીરી ન કરવાની નીતિ ડહાપણભરી

---

રૂપિયાના રોકડ જામીન અને રાજદ્વારી ભાષણો નહિ કરવામાં આવે તથા સરકારી અમલદારોના સરકારી કામો ઉપર કોઈ પ્રકારની ટીકા કરવામાં નહિ આવે એવી બાંયધરી આપવાની શરતોએ જ સભા ભરવાની પરવાનગી આપી શકાશે. સભા બોલાવનારને અમલદારો સાથે યોગ્ય વાટાઘાટ કરવાનો સમય પૂરતો ન રહેવાથી સભા બંધ રાખવી પડી હતી."

અને યોગ્ય જ છે, તેમ એમની ખાતરી છે. વળી એ કાગળમાં કાયદા અને બંધારણની દૃષ્ટિએ દેશી રાજાઓના અધિકારોની બાબતમાં એમણે બહુ જ વિચિત્ર દૃષ્ટિબિંદુ સ્વીકાર્યું હતું. એમણે લખ્યું હતું કે "બ્રિટિશ કાયદા પ્રમાણે દેશી રાજ્યો સ્વતંત્ર સંસ્થાઓ છે. જે ભાગ બ્રિટિશ કહેવાય છે તે ભાગને જેમ અફ્ગાનિસ્તાન કે સિલોનની રાજનીતિ ઘડવામાં કશો અધિકાર નથી, તેમ જ દેશી રાજ્યોમાં પણ નથી." દેશી પ્રજા પરિષદ અને મધ્યમમાર્ગી જેવા નરમ અને વિનીત મંડળોએ પણ આ વિચારો અને સલાહ સામે વાંધો ઉઠાવ્યો, એમાં આશ્ચર્ય નથી.

પણ આ વિચારો દેશી રાજાઓને તો બહુ આવકારલાયક થઈ પડ્યા, અને તેમણે તેનો લાભ લીધો. ત્યાર બાદ એક મહિનામાં ત્રાવણકોરની સરકારે પોતાના રાજ્યમાં મહાસભાની સમિતિની સ્થાપના પર પ્રતિબંધ મૂકયો અને તેની સભાઓ તથા સભાસદો નોંધવાના કામની બંધી કરી. એમ કરતી વખતે તેમણે જાહેર કર્યું કે "જવાબદાર આગેવાનોએ" જ આવી સલાહ આપી હતી. દેખીતું છે કે આ ઉલ્લેખ ગાંધીજીના નિવેદન વિષે હતો. અને એ નોંધવા જેવું છે કે બ્રિટિશ હિંદુસ્તાનમાંથી સવિનય ભંગ પાછો ખેંચી લેવામાં આવ્યો (દેશી રાજ્યોને તો એ ચળવળમાં કદી સંડોવવામાં આવ્યાં જ નહોતાં) અને હિંદી સરકારે મહાસભાને પાછી કાયદેસર સંસ્થા જાહેર કરી ત્યાર બાદ આ પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો. અને એ પણ જાણવા જેવું છે કે તે વખતે એકવારના મહાસભાના તેમજ હોમરૂલ લીગના મુખ્ય મંત્રી, પાછળથી મધ્યમમાર્ગી અને હિંદી સરકાર તથા મદ્રાસ સરકારમાં મોટા હોદ્દા ધરાવનાર સર સી. પી. રામસ્વામી આયર ત્રાવણકોર સરકારના મુખ્ય રાજકીય સલાહકાર હતા અને આજેયે છે.

ગાંધીજીની સલાહને અનુસરી ઘડાયેલી મહાસભાની નીતિને પરિણામે ત્રાવણકોરની સરકારે શાંતિના સમયમાં પણ મહાસભા ઉપર કરેલા અકારણ હુમલાને વિષે એક શબ્દ પણ

બોલવામાં આવ્યો નહોતો.* કેટલાક મધ્યમમાર્ગીઓએ આ સામે જોરથી વાંધો ઉઠાવ્યો હતો. દેશી રાજ્યોની બાબતમાં ગાંધીજીની નીતિ મધ્યમમાર્ગીઓ કરતાં પણ વધારે મોળી, અને સંકુચિત છે. મોટા આગેવાનોમાં કદાચ પં. મદનમોહન માલવીયજી જ રાજાઓની સાથેના એમના અનેક ગાઢ સંબંધને લીધે એમના જેટલા જ ટીકા કરવામાં સંયમી અને રાજાઓની નાજુક લાગણીઓ કપાય નહિ તેને માટે ચિંતાતુર માલૂમ પડે છે.

ગાંધીજી હંમેશાં જ દેશી રાજાઓ વિષે આટલા સાવચેત નહોતા. ફેબ્રુઆરી ૧૯૧૬માં એક જાણીતા પ્રસંગે બનારસ હિંદુ યુનિવર્સિટીની સ્થાપનાને સમયે એક દેશી રાજાના અધ્યક્ષપણા નીચે અને બીજા ઘણા રાજાઓની હાજરીમાં એમણે એક ભાષણ આપ્યું હતું. દક્ષિણ આફ્રિકાથી એઓ તાજા જ પાછા ફર્યા હતા અને અખિલ ભારતીય રાજકારણનો ભાર હજુ એમનાં પર આવી પડેલો નહોતો. અંતઃકરણમાંથી નીકળતા અને એક પેગંબરના જેવા જુસ્સાથી તેમણે એ ભાષણમાં રાજાઓને સુધરવા અને તેમના મિથ્યા ભભકા અને વિલાસો છોડી દેવા કહ્યું હતું. એમણે કહેલું: "રાજાઓ જાઓ અને તમારું ઝવેરાત વેચી દો!" રાજાઓએ ઝવેરાત વેચ્યું ભલે ન હોય, પણ તેઓ ગયા ખરા. બહુ રોષથી એક પછી એક અને નાની નાની ટોળીઓમાં તેઓ હોલ છોડી ગયા અને અધ્યક્ષ પણ નીકળી ગયો, અને ભાષણકર્તાને એકલાને જ એમનું ભાષણ પૂરું કરવા છોડ્યા. શ્રીમતી ઍની બેસંટ, જે ત્યાં હાજર હતાં, તેમને પણ ગાંધીજીની ટીકાથી ખોટું લાગ્યું અને તેઓ સભા છોડી ગયાં હતાં.

વળી શ્રી. કેળકર ઉપરના પત્રમાં ગાંધીજી લખે છે: "દેશી રાજ્યો પોતાની પ્રજાઓને સ્વરાજ્ય બક્ષે, એમ હું ઇચ્છું છું, તથા રાજાઓ

* ૬ઠ્ઠી જાન્યુઆરી ૧૯૩૫ને દિવસે વડોદરામાં કરેલા એક ભાષણમાં સરદાર વલ્લભભાઈ પટેલે આ બિનદખલગીરીની નીતિ પર ભાર મૂક્યો હતો. તેઓ એમ બોલેલા કહેવાય છે કે "દેશી રાજ્યોના કાર્યકર્તાઓએ રાજ્ય તરફથી જે મર્યાદાઓ નાખવામાં આવે તેમાં રહીને જ પોતાનું કામ કરવું અને તેમના કારોબાર ઉપર ટીકા કરવાને બદલે રાજા અને પ્રજાની વચ્ચે સારો સંબંધ જળવાય એવા પ્રયત્નો કરવા"

પોતાને પોતાની પ્રજાઓના ટ્રસ્ટીઓ તરીકે જ ગણે અને તેમ જ વર્તે એમ ચાહું છું. . . ." જો આ ટ્રસ્ટીપણાના વિચારમાં કંઈ તથ્ય હોય તો અંગ્રેજ સરકાર પોતે હિંદી સરકારની ટ્રસ્ટી છે એવો દાવો કરે છે તે સામે આપણને શો વાંધો હોઈ શકે? તેઓ હિંદુસ્તાનમાં પરદેશી છે, એટલું બાદ કરીએ તો હું બે વચ્ચે કશો ભેદ જોતો નથી. હિંદુસ્તાનના જુદા જુદા લોકોમાં લગભગ એમના જેટલા જ ચામડીના રંગના, મૂળ જાતિના, અને સંસ્કારિતાના ભેદો છે.

છેલ્લાં કેટલાંક વર્ષોથી દેશી રાજ્યોમાં અંગ્રેજ અધિકારીઓનો ઝપાટાબંધ પ્રવેશ થતો જાય છે. ઘણીવાર તે નાખુશ પણ અસહાય થઈ પડેલા રાજા પર પરાણે ઠસાવવામાં આવે છે. હિંદી સરકાર હંમેશાં દેશી રાજ્યો પર ઉપરથી ઘણો અંકુશ ચલાવતી; હવે ઉપરના અંકુશ ઉપરાંત કેટલાંક મહત્ત્વનાં રાજ્યો પર અંદરનો દોર પણ થયો છે. આથી જ્યારે કોઈ દેશી રાજ્ય બોલે ત્યારે અવાજ બદલીને તથા જાગીરદારી ભૂમિકાનો લાભ લઈને ઘણીવાર હિંદી સરકાર જ બોલતી હોય છે.

બીજી જગ્યાના જેવી દેશી રાજ્યોમાં પ્રવૃત્તિઓ કરવાની છૂટ હમેશાં ન લઈ શકાય, એ હું સમજી શકું છું. કૃષિના ઉદ્યોગના, કોમોના, રાજ્યપદ્ધતિના, વગેરે પ્રશ્નોની બાબતમાં જુદા જુદા બ્રિટિશ પ્રાંતોમાંયે ઘણા ફરકો છે, અને તેથી સઘળે એક જ રીત રાખવી શક્ય નથી; પણ પરિસ્થિતિ અનુસાર કાર્યમાં ભેદ હોય તોયે જુદા જુદા પ્રદેશો માટે આપણી સામાન્ય નીતિ જુદી ન હોવી જોઈએ. અને જે વસ્તુ એક જગ્યાએ ખોટી હોય તે બીજી જગ્યાએ પણ ખોટી જ ગણાવી જોઈએ. નહિ તો એવો આક્ષેપ મુકાશે અને મુકાયો છે જ કે આપણે કોઈ સુસંગત નીતિ કે સિદ્ધાંતો સ્વીકારતા નથી, પણ કેવળ આપણે આપણી પોતાની સત્તા વધારવા માટે જ બહાર પડેલા છીએ.

ધાર્મિક અને બીજી લઘુમતીઓના જુદાં મતદારમંડળો સામે, વાજબી રીતે જ, બહુ ટીકા કરવામાં આવી છે. લોકશાસનના સિદ્ધાંતથી એ સાવ વિરોધી છે, એમ કહેવામાં

આવ્યું છે. બેશક, એકબીજાથી અત્યંત સ્વતંત્ર ધાર્મિક મંડળોમાં જો મતદારોને વહેંચી દેવામાં આવે તો લોકશાસન, અથવા જેને જવાબદાર રાજ્યતંત્ર કહે છે તે થઈ જ શકે નહિ. પણ આ પ્રકારની ટીકા બહુ આગ્રહપૂર્વક અને સતત કરનારા, જેવા કે પં. મદનમોહન માલવીય અને હિંદુમહાસભાના આગેવાનો, દેશી રાજ્યોની સ્થિતિ વિષે અત્યંત જ સંતુષ્ટ હોય તથા તેમની એકહથ્થુ સત્તાવાળું અને બાકીના દેશની (કહેવાતી) લોકશાહીનું સંયુક્ત મંડળ (ફેડરેશન) સ્વીકારવા સાવ તૈયાર હોય એમ લાગે છે. આથી વધારે વિસંગત અને બેહૂદું સંયુક્ત મંડળ કલ્પવું અશક્ય છે. છતાં હિંદુ મહાસભામાંના લોકશાસનવાદી અને રાષ્ટ્રવાદી મહારથીઓ વિરોધનો કંઈ પણ પ્રયત્ન કર્યા વિના એને ગળી જાય છે. આપણે બુદ્ધિયુક્તતાની અને સુસંગતિની વાતો કરીએ છીએ ખરા, પણ આપણી મૂળ પ્રેરણાઓમાં ભાવનાઓનું જ બળ હોય છે.

અને આ રીતે હું પાછો મહાસભા અને દેશી રાજ્યોના વિરોધાભાસ પર આવું છું. ટૉમસ પેને લગભગ દોઢસો વર્ષો ઉપર બર્ક વિષે વાપરેલું એક વાક્ય મને યાદ આવે છે: "એને પીંછાની દયા છૂટે છે, પણ મરતાં પક્ષીને એ ભૂલી જાય છે." ગાંધીજી મરતાં પક્ષીને ભૂલતા નથી જ. પણ એમને પીંછાનો આટલો આગ્રહ શા માટે છે?

લગભગ આ જ વિચારો તાલુકદારી અને મોટી જમીનદારીઓની પ્રથાને લાગુ પડે છે. આ અર્ધ-જાગીરદારી પ્રથાનો જમાનો હવે વીતી ગયો છે, અને અર્થના ઉત્પાદનમાં અને સામાન્ય પ્રગતિમાં તે વિઘ્નરૂપ છે, એ સમજાવવાની હવે ભાગ્યે જ જરૂર છે. મૂડીવાદના વિકાસમાયે એ વિઘ્નરૂપ છે, અને આખી દુનિયામાં મોટી જમીનદારીઓ ધીમે ધીમે અલોપ થઈ ગઈ છે અને એનું સ્થાન રૈયતવારી પ્રથાએ લીધું છે. હું તો એમ જ માનતો કે એ બાબતમાં હિંદુસ્તાનમાં જો કાંઈ પ્રશ્ન ઊઠે એમ હોય તો તે કેવળ બદલો આપવાનો પ્રશ્ન હોય. પણ છેલ્લા વરસેક દરમ્યાન મને જાણીને આશ્ચર્ય થયું કે ગાંધીજી તાલુકદારી

પદ્ધતિને પસંદ કરે છે અને એ ચાલુ રહે એમ ઇચ્છે છે. જુલાઈ ૧૯૩૪માં તેઓ કાનપુરમાં બોલ્યા હતા કે "બન્ને બાજુના હૃદયપલટાથી જમીનદારો અને રૈયત વચ્ચે સારા સંબંધો સ્થાપી શકાય. એમ થાય તો બંને શાંતિ અને સંપથી રહી શકે. હું તાલુકદારી અને જમીનદારી પ્રથાના નાશની તરફેણમાં ક્યારેય નહોતો. અને જેઓ એનો નાશ ઇચ્છે છે તેઓ પોતે શું ઇચ્છે છે તે જાણતા નથી." (આ છેલ્લો આરોપ જરા અનુદાર છે.)

વળી તેઓ એમ બોલેલા કહેવાય છે કે "'ન્યાય્ય' કારણ વિના સંપત્તિવાળા વર્ગોની ખાનગી મિલકત લઈ લેવાના કાર્યક્રમમાં હું ભાગ લઈશ નહિ. મારો ઉદ્દેશ તમારા (જમીનદારોના) હૃદય સુધી પહોંચવાનો અને તમને પલટાવવાનો છે, જેથી તમે તમારી બધી ખાનગી મિલકત તમારી રૈયતને માટે ટ્રસ્ટ તરીકે રાખો અને મુખ્યત્વે તેમના જ લાભાર્થે તેનો ઉપયોગ કરો. . . . . . પણ ધારો કે તમારી મિલકત તમારી પાસેથી અન્યાયથી લઈ લેવાનો પ્રયત્ન થાય, તો તમે મને તમારા પક્ષમાં ઊભો રહી લડતો જોશો. . . . . . . પશ્ચિમનો સમાજવાદ અને સામ્યવાદ આપણા કરતાં મૂળથી જ અત્યંત ભિન્ન કલ્પનાઓ ઉપર રચાયેલો છે. એમની એવી એક કલ્પના એ છે કે મનુષ્ય-સ્વભાવ નિસર્ગતઃ સ્વાર્થી જ છે. . . . . . . તેથી, આપણો સમાજવાદ અને સામ્યવાદ અહિંસા ઉપર અને મૂડીવાળાઓ તથા મજૂરો અને જમીનદાર તથા રૈયત વચ્ચેના મેળભર્યા સહકાર ઉપર રચવાવો જોઈએ."

પૂર્વ અને પશ્ચિમની મૂળભૂત કલ્પનાઓમાં આવો કંઈ ભેદ છે જ કે કેમ એ વિષે મને ખાતરી નથી. કદાચ હોય. પણ નજીકના ભૂતકાળમાં એક મહત્ત્વનો ભેદ એ પડ્યો છે કે હિંદુસ્તાનના મૂડીવાળા અને જમીનદારોએ પોતાના પાશ્ચાત્ય જાતભાઈ કરતાં મજૂરો અને રૈયતના હિતોની વધારે અવગણના કરી છે. રૈયતના હિત માટે કોઈ પણ જાતની સમાજસેવાના કાર્યમાં રસ લેવાનો હિંદી જમીનદાર તરફથી લગભગ કશો જ પ્રયત્ન કરવામાં આવ્યો નથી. એક પાશ્ચાત્ય નિરીક્ષક — મિ. એચ. એન.

ઍઈલિસફર્ડ'—જણાવે છે કે (દુનિયાના) "વર્તમાનકાલીન સમાજોમાં હિંદી નાણાં ધીરનારા અને જમીનદારો સૌથી વધારે લોહી પીનારી જળો છે."*

કદાચ દેશી જમીનદારનો દોષ નથી. પરિસ્થિતિ એને માટે બહુ વિકટ થઈ પડી છે, અને તે ઉત્તરોત્તર નીચે જ પડતો ગયો છે અને હવે એ એવી વિકટ સ્થિતિમાં છે, કે ભાગ્યે જ એમાંથી નીકળી શકે. નાણાં ધીરનારાઓએ ઘણા મોટા જમીનદારોની જમીનો લઈ લીધી છે, અને નાના જમીનદારો, જે જમીનના તેઓ એક કાળે માલિક હતા, તેના જ ગણોતિયા થઈ ગયા છે. શહેરોના આ ધીરનારાઓએ પહેલાં ગીરો પર નાણાં ધીરી પછી તે જમીનોને દેવા પેટે 'લહાણુ' કરી લઈ પોતાની જમીનદારીઓ બનાવી છે; અને, હવે, ગાંધીજીના મત પ્રમાણે, જે કમનસીબ લોકોને તેમણે જમીન વિનાના કર્યા છે, તેમના તેઓ ટ્રસ્ટી છે અને તેઓ પોતાની ઊપજ તે ગણોતિયાના હિત માટે મુખ્યત્વે વાપરશે, એમ આશા રાખવાની છે.

જો તાલુકદારી પદ્ધતિ સારી હોય તો આખા દેશમાં કાં દાખલ ન કરવી? હિંદુસ્તાનમાં જમીનનો મોટો ભાગ રૈયતવારી પદ્ધતિ તળે છે. ગાંધીજી ગુજરાતમાં મોટી જમીનદારીઓ અને તાલુકદારીઓ ઉત્પન્ન કરવા સંમત થશે ખરા? હું ધારું છું કે નહિ થાય. પણ તો પછી સંયુક્ત પ્રાંત કે બિહાર કે બંગાળ માટે એક પદ્ધતિ સારી અને ગુજરાત કે પંજાબ માટે બીજી કેમ સારી? ઉત્તર ને પૂર્વ ને પશ્ચિમ ને દક્ષિણના હિંદીઓમાં કંઈ મહત્ત્વના ભેદો છે, એવું તો કોઈ નહિ જ કહે. અને તેમની જીવન વિષેની મૂળ વિચારસરણી પણ સરખી જ છે. ત્યારે સાર એ નીકળે છે કે જે જેમ છે તેમ જ રાખવું; 'યથાસ્થિતતા' જાળવવી; લોકોને માટે શું યોગ્ય કે હિતકારી છે તેની કંઈ આર્થિક તપાસ કરવી નહિ; એમની વર્તમાન સ્થિતિને સુધારવા કશો પ્રયત્ન કરવાની જરૂર નથી; માત્ર તેમનો હૃદયપલટો કરવાની જરૂર છે. જીવન પ્રત્યે અને જીવનના પ્રશ્ન પ્રત્યે શુદ્ધ ધાર્મિક વલણ તે આ. રાજકારણ,

* 'પ્રોપર્ટી ઍાર પીસ' નામક પુસ્તકમાં.

અર્થશાસ્ત્ર કે સમાજશાસ્ત્ર સાથે એને કશો સંબંધ નથી, અને છતાં ગાંધીજી રાજકીય અને રાષ્ટ્રીય ક્ષેત્રોમાં આથી આગળ જાય છે.

દેશની સામે ઊભેલી આ કેટલીક સમસ્યાઓ છે. આપણે આપણને પોતાને કેટલીએક ગાંઠોમાં બાંધી લીધા છે, અને એ બધી છોડ્યા વિના આગળ જવું કઠણ છે, ભાવના દ્વારા તે છોડી શકાશે નહિ. અનેક વર્ષો પૂર્વે સ્પાઇનોઝાએ પ્રશ્ન પૂછેલો, "વધારે સારું શું? જ્ઞાન અને વિવેક દ્વારા મુક્તિ કે ભાવનાઓમાં બંધન?" એણે આ બેમાંથી પહેલ પસંદ કર્યું હતું.

# હૃદયપલટો કે બળાત્કાર?

સોળ વર્ષ પૂર્વે ગાંધીજીએ પોતાના અહિંસાના સિદ્ધાન્તથી દેશને આંજી નાંખ્યો ત્યારથી એ સિદ્ધાન્ત દેશના અંતરિક્ષમાં ઉજ્જવળ પ્રકાશી રહ્યો છે. કેટલાયે લોકોએ વગરવિચાર્યે, પણ સંમતિપૂર્વક, તેની પોપટપંચી કરી છે, કેટલાકે પ્રથમ ઝઘડો કરી પછી તેનો શરતી કે બિનશરતી સ્વીકાર કર્યો છે, અને કેટલાકે તેની ખુલ્લી ઠેકડી કરી છે. આપણા રાજકીય અને સામાજિક જીવનમાં એણે મોટો ભાગ ભજવ્યો છે, અને બહારની દુનિયાનું પણ સારી પેઠે ધ્યાન ખેંચ્યું છે. જોકે મનુષ્યની પ્રથમ વિચારક્રિયાના જેટલો જ એ સિદ્ધાંત પ્રાચીન છે, છતાં મોટા પાયાની રાજકીય અને સામાજિક ચળવળોને એ સિદ્ધાન્ત કદાચ ગાંધીજીએ જ પહેલીવાર લાગુ કર્યો છે. પૂર્વે એ કેવળ વ્યક્તિગત વર્તનનો વિષય હતો, અને તેથી પ્રમુખપણે ધાર્મિક વિષય હતો. એનો અર્થ વ્યક્તિનો સંયમ હતો; અને સંપૂર્ણ અનાસક્તિ કેળવી, તે દ્વારા જગતના કલહોથી પોતાને પર કરી એક પ્રકારની વ્યક્તિગત સ્વતંત્રતા અને મુક્તિ મેળવવાનો પ્રયાસ હતો. બહુ આડકતરી રીતે અને દૂરના પરિણામરૂપે કાંઈક બની આવે તે બાદ કરીએ તો તે સમાજના મોટા પ્રશ્નો કે બદલાયા કરતી સમાજની સ્થિતિનો ઉકેલ આણવાનો તેના મૂળમાં કાંઈ વિચાર નહોતો. સમાજવ્યવસ્થામાં ગમે તેટલી વિષમતાઓ અને અન્યાયો હોય તે સ્વીકારી લઈને જ જાણે એનો પ્રયોગ થયો હોય એમ લાગે છે. એને વ્યક્તિગત આદર્શને બદલે સમસ્ત સમાજનો આદર્શ બનાવવાનો ગાંધીજીએ પ્રયત્ન કર્યો. રાજકીય તેમજ સામાજિક સ્થિતિને ફેરવવાનું બીડું તેમણે ઝડપ્યું અને એ ઉદ્દેશ ધ્યાનમાં રાખીને તેમણે અહિંસાના સાધનને વિશાળ અને સાવ જુદા જ ક્ષેત્રમાં બુદ્ધિપૂર્વક અજમાવ્યું.

એમણે લખ્યું છે: "જેમને માનવદશામાં અને વાતાવરણમાં મૂલગામી ફેરફારો કરાવવા હોય, તેઓ સમાજમાં ખળભળાટ ઉત્પન્ન કરાવ્યા વિના બીજી રીતે તે કરી શકે નહિ. એમ કરવાની બે જ રીતો છે — હિંસાની અને અહિંસાની. હિંસક બળનો પ્રયોગ શરીર ઉપર અસર કરે છે, અને તે પ્રયોગ કરનાર તેમજ તેના ભોગ થનાર બન્નેની અધોગતિ કરે છે; અહિંસક બળનો પ્રયોગ કરનાર પોતે ઉપવાસાદિ કષ્ટ સહન કરીને તે અજમાવતો હોવાથી તે સાવ જુદી જ રીતે કામ કરે છે. એનો શરીરને સ્પર્શ થતો નથી, પણ જેમની સામે તેનો ઉપયોગ થાય છે તેમના આત્માને સ્પર્શ કરી તેને બળ આપે છે." *

કેટલેક અંશે આ ભાવના હિંદુસ્તાનની વિચારસરણીને અનુકૂળ હતી અને, ઉપર ઉપરથી તો દેશે તેને ઉત્સાહપૂર્વક સ્વીકારી લીધી. એના ગર્ભમાં કેટલો ગંભીર અર્થ રહેલો છે તેની બહુ જ થોડાઓએ કલ્પના કરી હતી, અને જે થોડાઓને એની કાંઈક ઝાંખી કલ્પના હતી તેમણે શ્રદ્ધાથી તેનો પ્રયોગ ઉપાડી લીધો. પણ જ્યારે કાર્યની ગતિ મંદ પડી ત્યારે લોકોના મનમાં અસંખ્ય શંકાઓ ઊઠવા લાગી, અને તે બધી શંકાનું સમાધાન મેળવવું અસાધારણ મુશ્કેલ થયું. રાજકારણમાં તત્કાલ લેવાનાં પગલાંની સાથે એ શંકાઓને સંબંધ નહોતો. પણ અહિંસાત્મક પ્રતીકારના વિચારની પાછળ રહેલા તાત્ત્વિક સિદ્ધાંત સાથે તેનો સંબંધ હતો. રાજકીય અર્થમાં અહિંસાત્મક ચળવળ હજી સફળ થઈ નથી, કારણકે હિંદુસ્તાન હજુ સામ્રાજ્યવાદના કુભાંડ સાંડસામાં પકડાયેલું જ છે. સામાજિક દૃષ્ટિએ જોતાં તો અહિંસાના પ્રયોગ કરનારાઓને મૌલિક પરિવર્તનની હજી પૂરી કલ્પનાયે આવી નથી. અને છતાં, જે જરા પણ ઊંડો ઊતરે તે જોઈ શકે કે એણે દેશના કરોડો લોકોમાં અદ્ભુત ફેરફાર કરેલો છે. જે અમૂલ્ય ગુણો વિના રાજકીય કે સામાજિક કોઈ પણ જાતની

---

* એક ઉપવાસ પ્રસંગે ૪થી ડિસેંબર ૧૯૩૨ને દિવસે ગાંધીજીએ બહાર પાડેલા નિવેદનમાંથી. (પટવર્ધનના ભંગીકામને અંગે યેરવડા જેલમાં કરેલો ઉપવાસ. —ભા. ક.)

પ્રગતિ સિદ્ધ કરવી કે જાળવી રાખવી કઠણ થાય તે ગુણો — ચારિત્ર્ય, બળ, અને સ્વાશ્રય — તેણે પ્રજાને આપ્યા છે. આ લાભો વિષે શંકા નથી, છતાં કેટલે અંશે એ અહિંસાને લીધે છે અને કેટલે અંશે સંઘર્ષને પરિણામે છે, એ કહેવું મુશ્કેલ છે. હિંસાત્મક યુદ્ધ દ્વારા પણ ઘણી પ્રજાઓએ અનેક પ્રસંગે આવા લાભો મેળવ્યા છે. છતાં હું ધારું છું કે એટલું ખાતરીપૂર્વક કહી શકાય કે આ બાબતમાં આપણને અહિંસાત્મક પદ્ધતિ બેશુમાર કીમતી થઈ પડી છે. ઉપર ગાંધીજીએ, "સમાજમાં ખળભળાટ" કરવાનો જે ઉલ્લેખ કર્યો છે, તે ઉત્પન્ન કરવામાં અહિંસાએ નિશ્ચિતપણે મદદ કરી છે, જોકે એ ખળભળાટની પાછળ મૂળગત કારણો અને પરિસ્થિતિ પણ હતાં એ વિષે પણ શંકા નથી, ક્રાંતિકારક ફેરફારોની પૂર્વે આમવર્ગની અંદર જે વેગવંત જાગૃતિ ઉત્પન્ન થાય છે તે અહિંસા પદ્ધતિએ નિર્માણ કરી છે.

આ એના પક્ષમાં એક દેખીતો મુદ્દો છે. પણ એ આપણને બહુ આગળ લઈ જતો નથી. સાચા પ્રશ્નોનો ઉત્તર હજી મળવાનો જ રહે છે. કમભાગ્યે એના ઉકેલમાં ગાંધીજી આપણને બહુ મદદ કરતા નથી. આ વિષય ઉપર તેઓ અસંખ્યવાર બોલ્યા અને લખી ચૂક્યા છે, છતાં હું જાણું છું ત્યાં સુધી એમણે જાહેરપણે ક્યારેય તાત્ત્વિક કે શાસ્ત્રીય રીતે અહિંસામાં રહેલી અંતર્ગત બાબતોનું સ્પષ્ટીકરણ કર્યું નથી.* સાધ્ય કરતાં સાધનોનું વિશેષ મહત્ત્વ છે, બળાત્કાર કરતાં હૃદયપલટો વધારે સારો છે, એમ તેઓ આગ્રહપૂર્વક કહે છે અને અહિંસાને સત્ય તથા બધી જાતના સૌજન્ય સાથે ભેળવી દેવા પ્રત્યે એમનું વલણ છે. બલકે કેટલીકવાર તો સત્ય અને સૌજન્ય અને અહિંસા એ શબ્દો તેઓ એક જ અર્થમાં વાપરે છે. વળી, જેઓ આ ન સ્વીકારે તેઓ ઈશ્વરના અનુગૃહીત નથી અને નીતિધર્મનો ભંગ કરનારા છે, એમ માનવા તરફ પણ વલણ છે. એમના કેટલાક અનુયાયીઓમાં તો આ વલણ 'અહંસાધુ'ત્વની લાગણી ઉત્પન્ન કર્યા વિના રહેતું નથી.

* 'ધ પાવર ઑફ નૉનવાયોલન્સ' નામના પુસ્તકમાં રિચર્ડ બી૦ ગ્રેગે આ વિષયની શાસ્ત્રીય ચર્ચા કરી છે. એ પુસ્તક બહુ જ રસપ્રદ અને વિચારપ્રેરક છે.

પણ જેઓને આટલી શ્રદ્ધા પ્રાપ્ત કરવાનું સદ્‌ભાગ્ય નથી, તેઓ અનેક પ્રકારની શંકાઓથી મૂંઝાય છે. એ શંકાઓ કોઈ તાત્કાલિક પ્રસંગે કરવાના કર્તવ્યને અંગે એટલા પ્રમાણમાં ઊભી નથી થઈ, જેટલા પ્રમાણમાં સિદ્ધાંતની દૃષ્ટિએ ઊભી થાય છે; વ્યક્તિગત દૃષ્ટિએ નીતિયુક્ત હોય અને તે સાથે સામાજિક દૃષ્ટિએ અસરકારક હોય, એવી કોઈ સુસંગત કર્મયોગની દૃષ્ટિ મેળવવાની હૃદયની ઝંખના એ શંકાઓની પાછળ રહેલી છે. હું કબૂલ કરું છું કે આ શંકાઓ હજી મારા મનમાંથી નીકળી નથી, અને એ પ્રશ્નનો મને કંઈ સંતોષકારક ઉકેલ દેખાતો નથી. મને હિંસાનો તીવ્ર અણગમો છે. અને છતાં હું જાતે હિંસાથી ભરપૂર છું અને કેટલીયેવાર જાણે કે અજાણે બીજાઓ પર દબાણ મૂકવા પ્રયત્ન કરું છું. પણ ગાંધીજીના સૂક્ષ્મ બળાત્કાર કરતાં કોઈ વધારે મોટું દબાણ હોઈ શકે ખરું ? તેને પરિણામે એમના કેટલાયે નિકટના અનુયાયીઓ અને સાથીઓના મનનો કચરાઈને માવો થઈ જાય છે તે અજાણ્યું નથી.

પણ મહત્ત્વનો પ્રશ્ન તો આ હતો: કોઈ રાષ્ટ્રીય કે સામાજિક માનવસમૂહ અહિંસાના આ વ્યક્તિગત સિદ્ધાંતને પૂરતો પચાવી શકે ખરો ? કારણકે એમાં મનુષ્યજાતિના મોટા સમૂહોમાં પ્રેમ અને સૌજન્યની ખૂબ ઊંચી હદ સુધી ઉન્નતિ થવી અનિવાર્ય છે. એ સાચું છે કે મનુષ્યજાતિને આ હદે લઈ જવી અને દ્વેષ, દુર્જનતા અને સ્વાર્થનો નાશ કરવો, એ જ સૌથી સાચી રીતે ઇષ્ટ અંતિમ ધ્યેય છે. એ ક્યારેયે શક્ય છે કે નહિ; એ ભલે વિવાદાસ્પદ હોય, પણ તેની આશા વિના જીવન એ લગભગ "અવાજ અને આવેશભર્યાં શબ્દોવાળી પણ અર્થહીન એવી કોઈ મૂર્ખે કહેલી વાર્તા" જેવું નીરસ થાય. આ આદર્શને સિદ્ધ કરવા માટે એને સિદ્ધ કરવાનું અશક્ય કરનારાં અને એને વિરોધી એવી વૃત્તિઓને ઉત્તેજન આપનારાં વિઘ્નોનો વિચાર ન કરતાં શું એ ગુણોનો સીધો ઉપદેશ આપીને આપણે એને માટે પ્રયત્ન કરવો જોઈએ ? કે એ વિઘ્નોને પહેલાં હઠાવી પ્રેમ, સૌંદર્ય અને સૌજન્યના વિકાસ માટે વધારે યોગ્ય અને વધારે અનુકૂળ પરિસ્થિતિ નિર્માણ કરવી જોઈએ ? કે બન્ને કામ સાથે કરવાં જોઈએ ?

અને વળી, હિંસા અને અહિંસા, બળાત્કાર અને હૃદયપલટા વચ્ચેની મર્યાદાઓ સાવ સ્પષ્ટ જ છે કે? ઘણીવાર નૈતિક દબાણ એ શારીરિક હિંસા કરતાં બહુ વધારે ભયંકર દબાણનું શસ્ત્ર બને છે અને, શું અહિંસા અને સત્ય એક જ છે? સત્ય એટલે શું? એ પ્રાચીન પ્રશ્નના હજારો જવાબો અપાયા છે અને તોયે તે ઊભો જ છે તેનો ગમે તે ઉત્તર હોય, એ સંપૂર્ણપણે અહિંસાથી અભિન્ન છે એમ તો ન જ કહી શકાય. હિંસા ખરાબ તો છે, પણ હિંસા તત્ત્વત પાપ છે એમ ન કહી શકાય એનાયે કેટલાયે સ્વરૂપો અને ભેદો છે, અને કોઈકવાર એના કરતાં વધારે ખરાબ ચીજ કરતાં એ જ વધારે પસંદ કરવા જેવી હોય છે ગાંધીજીએ પોતે જ કહ્યું છે કે કાયરતા, ભય અને ગુલામી કરતાં તે વધારે સારી છે, અને એવા બીજા પણ દોષો આ યાદીમાં ઉમેરી શકાય એ સાચું છે કે સાધારણ રીતે હિંસાની સાથે દ્વેષ હોય છે જ પણ તાત્ત્વિક દૃષ્ટિએ એ બે સાથે હોવા જ જોઈએ એ આવશ્યક નથી સદ્બુદ્ધિથી હિંસા થયેલી કલ્પી શકાય (દાખલા તરીકે શસ્ત્રક્રિયા કરનાર દાક્તરની), અને જે વસ્તુમાં સદ્બુદ્ધિ હોઈ શકે છે તે તત્ત્વત પાપ તો ન જ કહી શકાય છેવટે તો નીતિ અને સદાચારની કસોટી પ્રેમ અને દ્વેષ જ છે આમ જોકે હિંસા ઘણીવાર નીતિની દૃષ્ટિએ અક્ષમ્ય છે, અને તેથી એ દૃષ્ટિએ ભયંકર ગણી શકાય છતાં હંમેશાં જ તે એવી હોવી જોઈએ એમ ન કહી શકાય

આખું જીવન કલહ અને હિંસાથી ભરેલું છે, અને હિંસાથી હિંસા શમવાને બદલે વધે છે એટલે તેને ટાળવાનો એ સાચો ઉપાય નથી એ વાત સાચી લાગે છે પણ, તે છતાં, તેનો અત્યંત નિષેધ કરવા જતાં કેવળ નિષ્ક્રિયતા જ નિર્માણ થાય છે, અને તેને લીધે વાસ્તવિક જીવન સાથેનો સબંધ સાવ તૂટી જાય છે આધુનિક રાજ્ય અને સમાજની નાડીઓમાં જાણે હિંસારૂપી રુધિર જ વહે છે રાજ્યની પાસે દંડ કરવાનું તંત્ર ન હોય તો કરો વસૂલ થઈ શકે નહિ, જમીનદારોને ગણોત મળે નહિ, અને ખાનગી મિલકત નિશેષ થઈ જાય પોલીસ અને લશ્કરની વ્યવસ્થા દ્વારા કાયદો આપણને કોઈની ખાનગી મિલકતને પચાવી પાડતાં

અટકાવે છે. અને રાજ્યોની રાષ્ટ્રીય સ્વતંત્રતા પણ આક્રમણ કે રક્ષણ કરનાર હિંસાબળને લીધે જ ટકે છે.

એ સાચું છે કે ગાંધીજીની અહિંસા એ કેવળ નિષ્ક્રિય વસ્તુ નથી જ. એ અપ્રતિકાર નથી, પણ અહિંસક પ્રતિકાર છે. એ તો બહુ મોટો ભેદ કહેવાય; કારણકે, એ એક ક્રિયાત્મક બળવાન શસ્ત્ર બને છે. જેઓ મૂંગે મોઢે યથાસ્થિતતાને સ્વીકારવાવાળા છે તેમને માટે એ શસ્ત્ર નથી. 'સમાજમાં ખળભળાટ' ઉત્પન્ન કરવાના અને તે રીતે પ્રચલિત સ્થિતિમાં સુધારો કરવાના હેતુથી જ તેની યોજના થઈ હતી. એની પાછળ હૃદયપલટો કરાવવાના ભલે કોઈ હેતુઓ રહ્યા હોય, પણ વ્યવહારમાં, વિરોધીને વિવશ કરવાનું એ મહાન શસ્ત્ર બની છે; માત્ર એ વિવશ કરવાનો પ્રયોગ બહુ જ સભ્ય અને ઓછામાં ઓછી વાંધાભરી રીતે થયો છે. ગાંધીજીએ જાતે પોતાનાં શરૂઆતનાં લખાણોમાં 'વિવશ કરવું' એવો શબ્દ-પ્રયોગ કર્યો છે એ નોંધવા જેવું છે. પંજાબમાં માર્શલ લૉના અત્યાચારો વિષે વાઇસરૉય (લૉર્ડ ચેમ્સફર્ડ)ના ૧૯૨૦માં થયેલા એક ભાષણ પર ટીકા કરતાં ગાંધીજીએ લખ્યું હતું કે :

". . . ધારાસભાને ખુલ્લી મૂકતી વખતે નામદાર વાઇસરૉયે પોતાના ભાષણમાં જે મનોવૃત્તિ દેખાડી છે તે પરથી એમની કે એમની સરકાર સાથે સહકાર કરવો કોઈ પણ સ્વાભિમાની મનુષ્ય માટે અશક્ય થાય છે.

"પંજાબ વિષેના એમના ઉદ્‌ગારોનો અર્થ ન્યાય આપવાનો ચોખ્ખો ઇનકાર થાય છે. તાત્કાલિક 'ભવિષ્ય'ના પ્રશ્નો પર આપણે ધ્યાન આપવા મંડી પડીએ એમ તેઓ ઇચ્છે છે! સરકારને પંજાબના પ્રકરણમાં પ્રાયશ્ચિત્ત કરવા વિવશ કરવી એ જ તાત્કાલિક ભવિષ્યનો પ્રશ્ન છે. એવું તો કાંઈ ચિહ્ન જ દેખાતું નથી. ઊલટું તેઓ કહે છે કે તેમણે તો પોતાના ટીકાકારોને જવાબ આપવાની લાલચને દબાવી રાખી છે. એનો અર્થ એ કે હિંદુસ્તાનના સ્વાભિમાનને લગતા અત્યંત મહત્ત્વના વિષયો પર તેમના વિચારોમાં કશો ફેર પડ્યો નથી. 'એ મુદ્દાઓ ઉપર ભવિષ્યનો ઇતિહાસલેખક જે નિર્ણય આપશે તેથી (તેમને)

સંતોષ છે.' હવે, મારા અભિપ્રાય પ્રમાણે તો, આ જાતની ભાષા હિંદીઓનાં હૃદયને વધારે ઉકળાટ ઉત્પન્ન કરાવવાવાળી છે જે લોકોને અન્યાય થયો છે અને જેમને વિશ્વાસ અને જવાબદારીના સ્થાનો માટે સાવ નાલાયક નીવડેલા અધિકારીઓના અંકુશ નીચે હજુયે રહેવું પડે છે, તેઓને ભવિષ્યના ઇતિહાસલેખકને હાથે ન્યાયી નિર્ણય મળે તોયે તેનો શો ઉપયોગ? પહેલાં પંજાબને ન્યાય આપવાનો ઇનકાર કરી, પછી સહકાર માટે જે વિનંતિ કરવામાં આવી છે, તે — હળવામાં હળવી ભાષામાં કહું તો — દંભ છે."

રાજ્યમાત્રનું મંડાણ હિંસા ઉપર જ છે એ તો જગજાહેર છે. કેવળ શસ્ત્રોની જ હિંસા પર નહિ, પણ એથીયે વધારે ભયાનક અને વધારે અજાણી રીતે અજમાવાતી હિંસા ઉપર: આના પ્રકારો — જાસૂસો, ચાડીખોરો, તોફાન જગાડનારાઓ સીધી કે આડકતરી રીતે શાળાઓ અને વર્તમાનપત્રો વગેરે દ્વારા ખોટો પ્રચાર, ધર્મના અને બીજા ભયો તથા આર્થિક વિનાશ અને ભૂખમરો. બે રાજ્યો વચ્ચે તો એમ સ્વીકારી જ લેવામાં આવે છે કે દરેક પ્રકારનાં જૂઠાણાં અને દગાબાજીની, શાંતિના સમયમાં તેમજ ખાસ કરીને લડાઈના સમયમાં, છૂટ છે — શરત એટલી કે આ બધુ પકડાઈ ન જાય. ત્રણસો વરસ ઉપર સર હેન્રિ વોટન નામના એક કવિ અને જાતે બ્રિટિશ એલચી તરીકે રહેલા લેખકે 'એલચી' શબ્દની આવી વ્યાખ્યા આપી છે. "પોતાના દેશના ભલા માટે પરદેશમાં અસત્ય ફેલાવવા મોકલેલો પ્રામાણિક માણસ એટલે એલચી." હાલના વખતમાં એલચીઓ સાથે લશ્કરી, નાવિક અને વેપારી રસાલો પણ હોય છે. તેમનુ મુખ્ય કામ જે દેશમાં તેમને મોકલ્યા હોય તેની છૂપી માહિતી પ્રાપ્ત કરવાનુ હોય છે. આ બધાની પાછળ જાસૂસોની વિશાળ જાળ ફેલાયેલી હોય છે. કાવતરાં અને છેતરપિંડીની અસંખ્ય શાખાઓ અને જાળો દૂતો, દૂતોના દૂતો, ગુનેગાર ટોળીઓ સાથે છૂપા સંબંધો, લાંચરુશ્વતો અને મનુષ્યનો અધઃપાત કરાવનારા બીજાં અનેક સાધનો, તથા છૂપાં ખૂનો વગેરે દ્વારા તે એલચી પોતાનાં કામ કરે છે. શાંતિના સમયમાયે એ જાળ

પૂરી દુષ્ટ હોય છે, પણ લડાઈના વખતમાં તો એને અત્યંત મહત્ત્વ મળે છે અને એની અધમ અસર ચારે બાજુ ફેલાય છે. મહાયુદ્ધ વખતે થયેલા આવા પ્રચારકાર્યના કેટલાક દાખલાઓનાં વર્ણન વાંચતાં આજે આશ્ચર્ય થાય છેઃ શત્રુઓના દેશો વિષે કેટલાં હડહડતાં જૂઠાણાંનો પ્રચાર, અને તેની તથા જાસૂસી કામ પાછળ કેટલો ભારે ખર્ચ! પણ આજે તો શાંતિ એ કેવળ બે યુદ્ધો વચ્ચેનો સંધિકાળ, બીજી લડાઈ માટે તૈયારી કરવાનો સમય અને, કેટલેક અંશે, આર્થિક વગેરે ક્ષેત્રોમાં લડાઈ ચાલુ રાખવી એટલું જ છે. જીતનારા અને જિતાયેલા દેશો વચ્ચે, સામ્રાજ્યો અને તેમનાં સંસ્થાનો વચ્ચે, ચૂસનારા અને ચુસાતા વર્ગો વચ્ચે સતત ગજગ્રાહ ચાલ્યા જ કરે છે. આથી શાંતિના સમયમાંયે લડાઈનું વાતાવરણ અને તેની સાથે તેનાં હિંસા અને અસત્ય સદાયે ચાલુ જ રહે છે, અને લશ્કરી તેમજ દીવાની અમલદારો તે પરિસ્થિતિને પહોંચી વળવા કેળવાયેલા હોય છે. લૉર્ડ વુલ્સ્લી 'સિપાઈઓ માટે રણક્ષેત્રની નોંધપોથી' ('સોલ્જર્સ પૉકેટબૂક ફૉર ફિલ્ડ સર્વિસ')માં લખે છેઃ "'સચ્ચાઈ તે જ શ્રેષ્ઠ નીતિ છે' અને 'સત્યનો જ અંતે જય' એ સૂત્રોને આપણે જ્યારે ત્યારે ફેંકવા જઈએ છીએ, બાળકની 'કૉપી-બૂક'માં તો એ શોભે એવાં વાક્યો છે, પણ જે માણસ લડાઈમાં એને અનુસરી ચાલવા ઇચ્છતો હોય તેણે તો હંમેશ માટે પોતાની તલવાર મ્યાનમાં મૂકી દેવી ઘટે."

હાલની અવસ્થામાં, જ્યાં રાષ્ટ્ર સામે રાષ્ટ્ર અને વર્ગ સામે વર્ગનો ઝઘડો છે ત્યાં હિંસા અને અસત્યનો પાયો અપરિહાર્ય જ જણાય છે. જે દેશો કે વર્ગોના હાથમાં અધિકારો છે તેઓને પોતાની સત્તા અને અધિકારોને વળગી રહેવા માટે તથા દલિત વર્ગોને આગળ વધવાની તકો ન મળવા દેવા માટે હિંસા, દબાણ, અને અસત્ય પર જ આધાર રાખવો જોઈએ. જેમ જેમ લોકમત કેળવાતો જાય અને તેમના ઝઘડાઓ તથા દમનનું વાસ્તવિક સ્વરૂપ ખુલ્લું પડતું જાય તેમ તેમ હિંસાનું સ્વરૂપ હળવું થતું જાય એ સંભવ છે. વાસ્તવમાં હાલનો અનુભવ તો એથી ઊલટું જ બતાવે છે; સાંપ્રત સંસ્થાઓ પ્રત્યેનો વિરોધ જેમ જેમ જોરદાર થતો જાય છે તેમ તેમ હિંસા વધતી જાય છે. બાહ્ય હિંસા

હળવી થઈ હોય ત્યારે તેણે વધારે સૂક્ષ્મ અને વધારે ભયાનક સ્વરૂપ ધારણ કર્યું છે બુદ્ધિ, ધર્મ કે સદાચારની વૃદ્ધિએ પણ હિંસાના આ વલણને વધતુ અટકાવ્યુ નથી અમુક માણસોએ નૈતિક પ્રગતિ કરી છે અને માનવતાની ઊંચી મર્યાદા પર્યંત તેઓ ચડયા છે, ભૂતકાળમા ક્યારેય હશે તે કરતાં દુનિયામાં આજે ઊંચા પ્રકારની (શ્રેષ્ઠ પ્રકારની નહિ) વ્યક્તિઓની સખ્યા કદાચ ઘણી વધારે હશે, સમાજે પણ એકંદરે પ્રગતિ કરી છે, અને કિંચિત્ અંશમા પોતાની પ્રાથમિક અને જગલી વૃત્તિઓને કાબૂમા રાખવા પ્રયત્ન આદર્યો છે, પણ એકદરે વર્ગો કે રાષ્ટ્રોમા ઘણો સુધારો થયો નથી. વ્યક્તિઓએ સસ્કારી થતા થતાં પોતાના પ્રાથમિક વિકારો અને દુર્ગુણોનો ચેપ સમાજને લગાડી દીધો છે, અને ઊતરતા પ્રકારના આચારવાળા લોકો જ હિંસા પ્રત્યે વધારે ખેંચાતા હોવાથી આ સમાજના આગેવાનો ભાગ્યે જ ઉત્તમ સ્ત્રીઓ કે પુરુષો હોય છે

પણ, હિંસાનાં દુષ્ટતમ સ્વરૂપો ધીમે ધીમે રાજ્યમાથી નાબૂદ કરી શકાશે એમ માની લઈએ તોયે, રાજ્યતત્ર અને સામાજિક જીવન બન્નેને કઈક અશે બળાત્કારની જરૂર રહેશે જ એ વસ્તુસ્થિતિની અવગણના કરી શકાય નહિ સામાજિક જીવનમા કોઈક પ્રકારના રાજ્યતત્રની આવશ્યકતા રહે છે જ, અને જેમને અધિકાર સોંપવામાં આવ્યો હોય તેમણે કેવળ સ્વાર્થી અને સમાજને નુકસાનકારક હોય એવી વ્યક્તિઓ કે વર્ગોની વૃત્તિઓ પર નિયત્રણ અને દાબ મૂકવા જ જોઈએ ઘણુંખરુ એ નિયત્રણ અને દાબ જરૂર કરતા વધારે થઈ જાય છે, કારણ કે અધિકાર માણસને બગાડે છે અને પાડે છે આથી અધિકારીઓ ગમે તેટલા સ્વાતત્ર્યપ્રિય અને બળાત્કારદ્વેષી હોય તોયે, જ્યા સુધી પ્રજામાંનો એકેએક મનુષ્ય પૂર્ણ, અત્યત નિઃસ્વાર્થી અને સર્વોદયનો ઉપાસક બને નહિ ત્યા સુધી તેમને દોષી વ્યક્તિઓ ઉપર બળાત્કાર કરવો જ પડશે વળી એ રાજ્યાધિકારીઓને આક્રમણ કરનાર બહારના લોકો ઉપર પણ બળ વાપરવુ પડશે, એટલે કે તેમના બળ સામે પોતાનું બળ યોજી પોતાનો બચાવ કરવો પડશે જ્યારે કેવળ એક જ જગદ્રાજ્ય થશે ત્યારે જ એની આવશ્યકતા મટી જશે

જો, આમ, બહારના શત્રુઓ સામે રક્ષણ માટે તેમજ આંતરિક વ્યવસ્થા બન્ને માટે બળ અને દંડની જરૂર રહે છે, તો તેના વપરાશમાં મર્યાદા ક્યાં બાંધવી? રાઇનિહોલ્ડ નાઇબિર * કહે છે તેમ, એકવાર રાજશાસ્ત્રને નીતિશાસ્ત્ર આટલું નમતું આપે અને સમાજવ્યવસ્થા માટે બળાત્કારને આવશ્યક સાધન તરીકે સ્વીકારે, તો પછી અહિંસક અને હિંસક દબાણ વચ્ચે, અથવા રાજ્યોના બળાત્કાર અને ક્રાંતિકારોના બળાત્કાર વચ્ચે, સ્પષ્ટ ભેદ પાડવા શક્ય નથી.

હું નક્કી તો જાણતો નથી, પણ હું ધારું છું કે ગાંધીજી એટલું કબૂલ કરશે કે આ અપૂર્ણ સંસારમાં રાષ્ટ્રીય સરકારને બહારથી થનારા અકારણ હુમલા સામે પોતાનું રક્ષણ કરવા માટે બળ વાપરવાની જરૂર રહેશે. અલબત્ત પોતાનાં પાડોશી અને બીજાં રાજ્યો સાથે તદ્દન શાંતિપ્રિય અને મિત્રતાની નીતિ જ રાજ્યે રાખવી જોઈએ; છતાં હુમલો કદી થાય જ નહિ એમ કહેવું એ સાવ અયોગ્ય છે. વળી રાજ્યને પણ કેટલાક બળાત્કારી કાયદાઓ ઘડવા પડશે; એ અર્થમાં કે વિવિધ વર્ગો અને કોમોના કેટલાક હક્કો અને અધિકારો લઈ લેવા પડે અને લોકોના સ્વતંત્ર વર્તન પર અંકુશ મૂકવો પડે. કેટલેક અંશે કાયદામાત્રમા બળાત્કાર રહે છે જ. મહાસભાના કરાંચીના કાર્યક્રમમાં જાહેર કર્યું છે કે "આમવર્ગનું શોષણ બંધ કરવા માટે, રાજકીય સ્વાતંત્ર્યમાં કરોડો ભૂખે મરતા લોકોના સાચા આર્થિક સ્વાતંત્ર્યનો સમાવેશ થવો જોઈએ." આ ઇષ્ટ ઉદ્દેશને સિદ્ધ કરવા માટે જેઓ બહુ અધિકારવાળા છે તેમણે ઓછા અધિકારવાળાઓને પોતાનું ઘણું આપી દેવું પડશે વળી કરાંચીના ઠરાવમાં એમ પણ ઠરાવવામાં આવ્યુ છે કે સ્વરાજ્યમાં મજૂરોને નિર્વાહ પૂરતી મજૂરી તથા જીવનની કેટલીક સગવડો મળશે; મિલકતવાળાઓ ઉપર વધારાના કર નાંખવામાં આવશે; "મહત્ત્વના ઉદ્યોગો અને સમાજોપયોગી ધંધાઓ, ખાણોની નીપજ, આગગાડીઓ, જળમાર્ગો, વહાણવટું, તથા બીજાં વાહનનાં સાધનો ઉપર રાજ્યની માલિકી અને અંકુશ રહેશે;" તેમજ, "મદ્ય અને

* 'મોરલ મેન એન્ડ ઇમ્મોરલ સોસાયટી' પુસ્તકમાં.

માદક પદાર્થોનો પૂર્ણ પ્રતિબંધ થશે." આ બધાંની સામે મધ્યાબંધ લોકોનો વિરોધ થાય એ સંભવે છે કદાચ તેઓ બહુમતીને નમતું આપી દે; પણ, તેનું કારણ તો કાયદો તોડવાનાં પરિણામનો ભય જ હશે લોકશાસનનો અર્થ જ બહુમતી દ્વારા લઘુમતી પર થતું દબાણ.

જો બહુમતી તરફથી એવો એક કાયદો ઘડવામાં આવે કે જેથી મિલકત વિષેના હકોમાં ફેરફાર થાય અથવા તે હકો ચાલ્યા જાય, તો તેમાં બળાત્કાર રહેલો છે એ દલીલથી તેનો વિરોધ કરી શકાશે કે? દેખીતું છે કે નહિ જ, કારણકે, બધા લોકશાસનના કાયદાઓ પસાર કરવા માટે આ જ રીત અખત્યાર કરવામાં આવે છે એટલે કે બળાત્કારની દલીલથી વાંધો ન લઈ શકાય એમ કદાચ કહી શકાય કે તેમ કરવામાં બહુમતી અન્યાય અથવા પાપ કરે છે, એટલે કે પ્રશ્ન આ વિચારવાનો રહ્યો બહુમતીએ પસાર કરેલો આવો કાયદો નીતિના કોઈ સિદ્ધાન્તનું ઉલ્લંઘન કરે છે કે કેમ? આ કોણે ઠરાવવું? જો વ્યક્તિઓ કે વર્ગોને પોતાના સ્વાર્થોને અનુકૂળ થાય એ રીતે નીતિની વ્યાખ્યા કરવા દેવામાં આવે, તો લોકશાસન પદ્ધતિ માટે સ્થાન જ ન રહે. હું પોતે એમ માનું છું કે (અત્યંત ટૂંકા ક્ષેત્રની મર્યાદા બાદ રાખીએ તો) ખાનગી મિલકતની પ્રથા વ્યક્તિઓના હાથમાં એકંદર સમાજને માટે બહુ જોખમભરી સત્તા આપે છે, અને તેથી તે સમાજ માટે બહુ નુકસાનકારક છે. હું એને દારૂ કરતાંયે વધારે અનીતિમય સમજું છું, કારણકે દારૂ તો સમાજ કરતાં વ્યક્તિને જ વધારે નુકસાન કરે છે.

પણ અહિંસાના સિદ્ધાન્તમાં માનનારા કેટલાક લોકો મને જણાવે છે કે જો માલિકોની સંમતિ વિના ખાનગી મિલકતને સમાજની મિલકત કરી નાંખવાનો પ્રયત્ન કરી નાંખવામાં આવે તો તે બળાત્કાર થાય, અને તેથી તેમાં અહિંસાનો ભંગ થાય. વિચિત્ર તો એ છે કે મોટા જમીનદારો, જેમને પોતાના ગણોત જબરદસ્તીથી વસૂલ કરવા માટે સરકારની મદદ લેતાં સંકોચ થતો નથી, તથા વર્ણા કારખાના ધરાવનાર મૂડીવાળાઓ, જેઓ પોતાના રાજ્યમાં સ્વતંત્ર મજૂર મંડળોને પણ સ્થપાવા દેતા નથી,

તેઓ મારી ઉપર આ દૃષ્ટિબિંદુ ઠસાવવા ઇચ્છે છે. આનો અર્થ એ થયો કે જે લોકોને કોઈ ફેરફાર સાથે લાગતુંવળગતું હોય તેમની જ તેના પક્ષમાં બહુમતી હોય તે પૂરતું નથી, પણ જેમને એથી નુકસાન થવાનું હોય તેમનું પણ તેના પક્ષમાં મતપરિવર્તન થવું જોઈએ. આ રીતે તો થોડા સ્વાર્થપ્રેરિત લોકો દેખીતી રીતે આવશ્યક એવા કોઈ ફેરફારને અટકાવી રાખી શકે.

જે એક ખાસ વસ્તુ ઇતિહાસ આપણને શીખવે છે તે આ છે: વર્ગો અને સમૂહોના રાજકીય વિચારો એમના આર્થિક સ્વાર્થોથી ઘડાય છે. બુદ્ધિની દલીલોનું કે ધાર્મિક વિચારોનું એના ઉપર જોર ચાલી શકતું નથી. છૂટીછવાઈ વ્યક્તિઓનો હૃદયપલટો થાય; તેઓ પોતે ભોગવતા ખાસ અધિકારોને છોડી દે; જોકે આવું બહુ જવલ્લે જ બને છે, પણ વર્ગો કે સમૂહો તો એમ કદી કરતા જ નથી. . રાજ્યકર્તા અને અધિકારો ભોગવતા વર્ગને પોતાની સત્તા અને અન્યાયી અધિકારોનો ત્યાગ કરવા સમજાવવાનો પ્રયત્ન અત્યાર સુધી હંમેશા નિષ્ફળ જ ગયો છે, અને ભવિષ્યમાં સફળ થશે એમ માનવાને કશું કારણ દેખાતું નથી. રાઈનહોલ્ડ નાઈબર પોતાના પુસ્તકમાં * સદ્‌ભાવનાવાદીઓ ઉપર આ પ્રમાણે ટીકા કરે છે: "તેઓની કલ્પના એવી છે કે વિવેકના વિકાસથી અથવા ધર્મ દ્વારા પ્રેરાતી સદ્‌ભાવનાથી વ્યક્તિઓની અહબુદ્ધિ પર ક્રમશઃ અંકુશ મુકાતો જાય છે, અને, તેથી મનુષ્યોના જુદા જુદા સમાજો અને વર્ગો વચ્ચે સામાજિક મેળ સાધવા માટે એ રીતને ચાલુ રાખવી એ સિવાય બીજું કાંઈ કરવાની જરૂર નથી. આ સદ્‌ભાવનાવાદીઓ માનવ-સમાજમાં ન્યાયની લડતમાં ઉત્પન્ન થતી મહત્ત્વની રાજકીય બાબતોનો વિચાર કરતા નથી, કારણકે તેમને કેટલાક પ્રાકૃતિક નિયમોનું પૂરું જ્ઞાન નથી. એ પ્રાકૃતિક નિયમોને પરિણામે માણસથી કુદરતી રીતે જ એક પ્રકારનું એવું સામુદાયિક વર્તન થઈ જાય છે, કે જે બુદ્ધિ કે ધાર્મિક ભાવનાના પૂરેપૂરા અંકુશ નીચે કદી લાવી શકાતું જ નથી. તેઓ (સદ્‌ભાવનાવાદીઓ)

---

* 'મોરલ મેન ઍન્ડ ઇમ્મોરલ સોસાયટી'

જાણતા નથી કે સામુદાયિક શક્તિ — પછી તે સામ્રાજ્યની હોય કે કોઈ વર્ગની હોય — જ્યારે (બીજાની) નિર્બળતાનો લાભ લે, ત્યારે તેની સામે પ્રતિશક્તિ નિર્માણ કર્યા વિના તેને કદી હઠાવી શકાય જ નહિ" વળી, "સામાજિક પરિસ્થિતિમાં બુદ્ધિ સદાયે અમુક અંશે સ્વાર્થની દાસી થતી હોવાથી, કેવળ નીતિ કે બુદ્ધિને જાગ્રત કરીને ક્યારેય સામાજિક ન્યાય મેળવી શકાય નહિ. . . . સંઘર્ષ અનિવાર્ય છે, અને એ લડાઈમાં શક્તિનો મુકાબલો શક્તિથી જ થવો જોઈએ."

આવી કોઈ વર્ગ કે રાષ્ટ્રનો હૃદયપલટો કરાવવાના, કે બુદ્ધિની દલીલો કે ન્યાયવૃત્તિને જાગ્રત કરી ઝઘડાનો અંત આણવાના વિચારો મેરના તે કેવળ આત્મવંચના જ છે. વિવશ કરે એટલું પ્રબળ અમરકારક દબાણ વાપર્યા વિના એક બળવાન સામ્રાજ્ય એકે દેશ પરથી પોતાની સત્તા છોડી દે, અથવા એક વર્ગ પોતાની શ્રેષ્ઠ સ્થિતિ કે અધિકારો છોડી દે એવી કલ્પના કરવી એ કેવળ ભ્રમણા છે.

સ્પષ્ટ છે કે ગાંધીજી આવું દબાણ વાપરવા તો માગે છે, પણ તેઓ તેને બળાત્કાર કહેતા નથી. એમના મન પ્રમાણે, એમની રીત જાતે સહન કરવાની છે. આનો વિચાર કરવો કઠણ છે; કારણ કે તેમાં કેટલોક આધ્યાત્મિક અંશ રહે છે, અને તેનું માપ લઈ શકાતું નથી કે ભૌતિક ખ્યાલ બાંધી શકાતો નથી. પ્રતિપક્ષી પર એની ખૂબ જ અસર પડે છે એમાં શંકા જ નથી. એ તેની નૈતિક દલીલોની નબળાઈ ઉઘાડી પાડે છે, તેને ગભરાવી મૂકે છે, તેનામાં રહેલી ઉદાત્ત વૃત્તિઓને જાગ્રત કરે છે, અને સમાધાનનો માર્ગ ખુલ્લો રાખે છે. પ્રેમ અને જાતે સહન કરવાની પદ્ધતિ પ્રતિપક્ષી તથા તટસ્થ લોકો બન્નેના મન પર ભારે માનસિક અસર કરે છે એ વિષે શંકા જ નથી. ઘણાખરા શિકારીઓ જાણે છે કે જંગલી પ્રાણીની તરફ શિકારી કેવી રીતે જાય છે તેના ઉપર બહુ આધાર રહે છે. હુમલો કરવાની ઇચ્છા એ પ્રાણી જાણે દૂરથી જ વરતી કાઢતું લાગે છે અને તેની સામે તૈયાર થઈ રહે છે. માણસ પોતે કોઈ પ્રાણીથી ડરતો હોય, પછી ભલેને તેને પોતાને તેનું જ્ઞાન ન હોય, તોપણ તે ડરની કોઈક રીતે પ્રાણીને

ખબર પડી જાય છે, અને તેથી તે ડરે છે, અને એ ડરને પરિણામે હુમલો કરે છે. સિંહને કેળવનારની હિંમત એક ક્ષણને માટે પણ જો ભાગી પડે તો તત્કાળ તેના પર હુમલો થવાનું જોખમ રહે છે. સંપૂર્ણ રીતે નિર્ભય મનુષ્યને, કંઈ ખાસ અકસ્માત ન થાય તો, જંગલી પ્રાણીઓથી ભાગ્યે જ ભય હોય છે. એ જ પ્રમાણે મનુષ્યો ઉપર પણ આ રીતે માનસિક વૃત્તિઓની અસર પહોંચે એ સ્વાભાવિક છે. પણ આમ વ્યક્તિઓ ઉપર અસર થતી હોય તોયે વર્ગ કે સમૂહના ઉપર અસર થાય છે કે કેમ એ વિષે શંકા છે. એ વર્ગ, વર્ગરૂપે, બીજા પક્ષના અંગત કે નિકટ સંબંધમાં આવતો નથી. જે ખબરો તે સાંભળે છે તે પણ અધૂરી અને વિકૃત થયેલી હોય છે. અને નહિ તોયે, જે વર્ગ એમની સામે વિરોધ માંડે છે, તેની સામે ક્રોધની જે પહેલી કુદરતી લાગણી થઈ આવે છે, તે એટલી બધી બળવાન હોય છે કે તેમાં બીજી નાની લાગણીઓ ઢંકાઈ જાય છે. લાંબા કાળ સુધી પોતાનાં ઉચ્ચ દરજ્જા અને અધિકારો સમાજના હિત માટે આવશ્યક છે, એમ માનવાને ટેવાયેલા હોવાથી, એનાથી ઊલટો મત ધરાવનારામાં એમને અધર્મની ગંધ આવે છે. કાયદો અને વ્યવસ્થા અને યથાસ્થિતતા સાચવવી એ મહત્ત્વના સદ્‌ગુણો મનાય છે અને એનો વિરોધ કરવાના પ્રયત્ન મહા પાપો લેખાય છે.

આથી વિરોધી વર્ગનો વિચાર કરીએ તો હૃદયપલટાની રીત બહુ દૂર સુધી લઈ જતી નથી, એટલું જ નહિ, પણ પ્રતિપક્ષીની નરમાશ અને માધુતાની જ તેમને વધારે રીસ ચડે છે; કારણકે એથી તેઓનો પક્ષ ખોટો હોય એવો ભાસ થાય છે. અને જ્યારે માણસને પોતે ખોટો હોવાની શંકા લાગે છે ત્યારે તેનો પુણ્યપ્રકોપ વધારે જોર કરે છે. છતાયે અહિંસક પદ્ધતિથી પ્રતિપક્ષીના કેટલાક માણસો પર અસર થાય છે, અને તેથી કરીને તેમના વિરોધનું જોર નબળું પડી જાય છે. એથીયે વધારે, એ પદ્ધતિથી તટસ્થ લોકોનો સમભાવ પ્રાપ્ત થાય છે અને જગતનો મત કેળવવા માટે એ મહત્ત્વનું સાધન બને છે. પણ આમાંયે સત્તાધારી વર્ગના હાથમાં પ્રકાશનનાં સાધનો હોવાથી તેઓ ખબરો

બહાર જતી અટકાવે અથવા વિકૃત સ્વરૂપમાં મોકલે, અને તેમ કરી તેઓ સાચી હકીકતો પ્રસિદ્ધ થતી અટકાવી શકે એવો સંભવ રહે છે. પણ અહિંસક પદ્ધતિનું સૌથી બળવાન અને દૂરવર્તી પરિણામ જે દેશમાં એનો પ્રયોગ થતો હોય છે તે દેશના કંઈક અંશે તટસ્થ રહેનારા અનેક સામાન્ય લોકો ઉપર પડે છે. તે લોકો તો જરૂર જ પલટાય છે અને ઝૂઝનારાનો ઊલટ ભેર પક્ષ કરે છે. પણ, એ લોકોને પલટાવવા માટે વિશેષ કરવા જેવું જ નથી હોતું — કારણકે પહેલેથી જ એ ધ્યેય પ્રત્યે એમની સામાન્ય સંમતિ હોય છે જ. જેઓને ફેરફારની બીક લાગે છે તેમના પર એટલું સ્પષ્ટ પરિણામ આવતું નથી. હિંદુસ્તાનમાં જે રીતે અસહકાર અને સવિનય ભંગનો ઝપાટાબંધ ફેલાવો થયો તે, અહિંસાત્મક ચળવળ મોટી જનસંખ્યા ઉપર કેટલી બળવાન અસર કરે છે અને કેટલાયે સંશયાત્માઓને પલટાવી દે છે તેનો પુરાવો છે. જેઓ પ્રથમથી જ તેની વિરુદ્ધ હતા તેઓ બહુ મોટા પ્રમાણમાં એ તરફ વળ્યા નહિ. ઊલટું ચળવળની સફળતાએ તેમની બીક વધારી, અને તેમને વધારે વિરોધી બનાવ્યા.

જો એકવાર એમ કબૂલ કરવામાં આવે કે પોતાની સ્વતંત્રતાની રક્ષા કરવા માટે રાજ્યને હિંસા કરવાની છૂટ છે, તો પછી એ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને માટે હિંસાત્મક અને બળાત્કારના ઉપાયો યોજવાની એટલી જ છૂટ કાં ન હોય, એ સમજવું મુશ્કેલ છે. હિંસાત્મક પદ્ધતિ ઇચ્છવા જેવી ન હોય કે ડહાપણભરી ન હોય, એમ બને; પણ એ સર્વથા અયોગ્ય અથવા નિષેધ્ય જ છે એમ ન કહી શકાય. રાજ્યકર્તા પક્ષના હાથમાં સત્તા અને લશ્કરી સાધનો પર અંકુશ છે એટલા જ કારણસર એને હિંસાત્મક રીતો વાપરવાનો વધારે અધિકાર મળતો નથી. જો કોઈ અહિંસાત્મક ક્રાંતિ સફળ થાય અને રાજ્યની લગામ પ્રાપ્ત કરે તો શું જે હિંસા કરવાનો હક્ક તેને પહેલાં નહોતો તે તેને તરત પ્રાપ્ત થઈ જાય? જો એની સત્તા સામે બંડ થાય તો કેવી રીતે તે એનો સામનો કરશે? હિંસાત્મક રીતો અજમાવવી એને ગમશે નહિ એ સ્વાભાવિક છે, અને શાંતિથી નિવેડો લાવવાના એ સર્વે પ્રયત્નો અજમાવશે. છતાં બળ વાપરવાનો

અધિકાર એ છોડી તો દઈ શકે નહિ જ. ફેરફારથી અસંતોષ પામનારો વર્ગ પ્રગ્નમાં હોવાનો જ, અને તેઓ પૂર્વસ્થિતિને ફરીથી લાવવા પ્રયત્ન કરશે જ. જો તેમને એમ લાગે કે નવા રાજ્ય તરફથી તેમની હિંસા દાબી દેવાના ઉપાય લેવામાં નહિ આવે તો ઘણુંખરું તેઓ હિંસાનો વધારે તત્પરતાથી ઉપયોગ કરશે. આથી કરીને એમ જણાય છે કે હિંસા અને અહિંસા, બળાત્કાર અને મતપરિવર્તનની વચ્ચે બહુ સ્પષ્ટ મર્યાદાઓ દોરવી મુશ્કેલ છે. આ મુશ્કેલી, રાજકીય ફેરફારોનો વિચાર કરીએ ત્યારે તો, ભારે હોય છે જ; પણ જ્યારે અધિકારસંપન્ન અને શોષિત વર્ગોની વચ્ચેના પ્રશ્નનો વિચાર કરીએ ત્યારે એ વધારે ભારે થાય છે.

જગતમાં આદર્શને માટે દુઃખ સહન કરનારની હંમેશાં પ્રશંસા થાય છે. વશ ન થતાં કે સામો ઘા ન કરતાં કોઈક ઉદ્દેશને માટે જાતે દુઃખ ખમવામાં એવા પ્રકારની ઉદાત્તતા અને ગૌરવ રહ્યાં છે કે જેની કદર થયા વિના રહી શકતી નથી. અને જણાયે, આમાં અને કેવળ દુઃખ માટે જ દુઃખ સહન કરવામાં બહુ જ સૂક્ષ્મ ભેદ છે. અને આ પાછલા પ્રકારનું દુઃખ સહન તામસી અને કોઈક અધોગતિ કરાવનારુંયે થવા સંભવ રહે છે. હિંસા જો ઘણીવાર ક્રૂરતાભરી હોય છે, તો અહિંસા પણ, કમમાં કમ, એના નકારાત્મક સ્વરૂપોમાં, એથી ઊલટા દોષો હોવાવાળી થવાનો સંભવ છે. વળી કાયરતા અને નિષ્ક્રિયતા તેમજ યથાસ્થિતતા જાળવવા માટેનું એ બહાનું બની જાય, એ શકયતા પણ હમેશાં રહેલી છે.

હિંદુસ્તાનમાં, છેલ્લાં કેટલાંક વર્ષોમાં, જ્યારથી સામાજિક રચનામાં ભારે ફેરફારો કરવાના વિચારો મહત્ત્વ મેળવતા ગયા છે, ત્યારથી, વારંવાર એમ કહેવામાં આવે છે કે એ ફેરફારો હિંસા વિના થઈ જ ન શકે એવા છે, એટલે એનો પક્ષ ન કરી શકાય. વર્ગવિગ્રહો ભલેને ગમે તેટલા મોજૂદ હોય, તોયે તેનું નામ ન લેવું જોઈએ, કારણકે એથી પૂર્ણ સહકારના અને જે કંઈ ભવિષ્યનું ધ્યેય હોય તે પ્રત્યેની અહિંસાત્મક પ્રગતિના આગમનમાં વિઘ્ન આવે છે. અમુક હદે પહોંચ્યા બાદ સામાજિક પ્રશ્નોનો ઉકેલ

હિંસા વિના ન કરી શકાય એ શક્ય છે; કારણકે અધિકાર-સંપન્ન વર્ગો પોતાના અધિકારો સાચવી રાખવા માટે હિંસા કર્યા વિના રહેશે નહિ. પણ સિદ્ધાંતની દૃષ્ટિએ, જો અહિંસાત્મક સાધનોથી ભારે રાજકીય ક્રાંતિ કરી શકાય તો તે જ સાધન વડે ભારે સામાજિક ક્રાંતિ કરવી કાં શક્ય ન હોય? જો અહિંસાથી આપણે રાજકીય સ્વતંત્રતા મેળવી શકીએ અને હિંદુસ્તાનમાંથી બ્રિટિશ સામ્રાજ્યનો પગ કાઢી શકીએ, તો દેશી રાજાઓ અને જમીનદારોનો તથા બીજા સામાજિક પ્રશ્નોનો ઉકેલ અને સમાજવાદી રાજ્યની સ્થાપના શું કામ ન કરી શકીએ? આ બધું અહિંસા દ્વારા કરવું શક્ય છે કે નહિ એ પ્રસ્તુત મુદ્દો નથી. મુદ્દો એ છે કે કાં તો એ બંને ધ્યેયો અહિંસાથી સિદ્ધ થઈ શકે એવાં છે અથવા બેમાંથી એકેય નથી. એમ તો ન જ કહી શકાય કે અહિંસાત્મક ઉપાય કેવળ વિદેશી રાજ્યકર્તા સામે અજમાવી શકાય. પ્રથમ દર્શને તો એવું જણાય છે કે દેશના જ સ્વાર્થસાધુ વર્ગો અને વિરોધીઓ સામે એનો ઉપયોગ કરવો વધારે સહેલો હોવો જોઈએ, કારણકે પરદેશીઓ કરતાં તેમના પર માનસિક અસર વધારે થવી જોઈએ.

અમુક ધ્યેયો અને કાર્યપદ્ધતિથી અહિંસાને બાધ આવે છે એ કારણે તેને વખોડવાનું દેશમાં આજકાલ જે વલણ ઉત્પન્ન થયું છે તે મને એ પ્રશ્નો પ્રત્યે જોવાની સાચી રીતથી વિપરીત લાગે છે. પંદર વર્ષ ઉપર આપણે અહિંસાત્મક પદ્ધતિ એટલા માટે સ્વીકારી કે એ આપણને આપણા ધ્યેય પ્રત્યે બહુ યોગ્ય રીતે અને પરિણામકારક રીતે પહોંચાડનારી લાગી. એ ધ્યેયનો વિચાર તે વખતે અહિંસાથી સ્વતંત્ર રીતે થતો હતો, અહિંસાના એક ગૌણ અંગ કે પરિણામ રૂપે તે સ્વીકારાયું નહોતું. તે વખતે કોઈ એમ કહેતું નહોતું કે અહિંસાત્મક સાધનોથી મળે તો જ સ્વાતંત્ર્ય કે સ્વરાજનું ધ્યેય રાખવાનું છે. પણ હવે તો આપણા ધ્યેયને આપણે અહિંસાની કસોટી પર તપાસીએ છીએ; અને જો એમાં એ ન ઊતરે તો તેને ફેંકી દઈએ છીએ. એટલે કે અહિંસા એક અચળ સિદ્ધાંત થવા લાગ્યો છે, અને એ નિર્વિવાદ ગણાવો જોઈએ એમ મનાય છે. એ રીતે હવે એની બુદ્ધિ પર

જે આધ્યાત્મિક અસર થતી હતી તે થતી બંધ થવા લાગી છે, અને ધર્મ અને શ્રદ્ધાના સાંકડા ખાનાંઓમાં તે સ્થાન લેતો જાય છે. વળી તે માલદાર વર્ગોનું આશ્રયસ્થાન પણ બનતો જાય છે, અને યથાસ્થિતતા જાળવવા માટે તેઓ એનો દુરુપયોગ કરે છે.

આ કમભાગ્યની વાત છે; કારણકે હું જરૂર માનું છું કે અહિંસાત્મક પ્રતિકાર અને અહિંસાત્મક યુદ્ધનીતિના વિચારો હિંદુસ્તાન માટે જ નહિ, પણ આખી દુનિયા માટે અત્યંત કીમતી છે, અને ગાંધીજીએ વર્તમાન વિચારકોને બંનેનો વિચાર કરવાની ફરજ પાડીને બહુ ભારે સેવા બજાવી છે અને હું માનું છું કે તેનું ભવિષ્ય ઊજળું છે. એમ બને કે મનુષ્યજાતિ એનો સંપૂર્ણ ઉપયોગ કરવા જેટલી હજુ આગળ વધેલી નથી. આઈરિશ લેખક 'એ.ઈ.'ના 'ઈંટરપ્રિટર્સ' પુસ્તકમાં એક પાત્ર કહે છે: "તમે આંધળાના હાથમાં જ્ઞાનની મશાલ આપો છો; પણ તેનો તો તે દંડા તરીકે ઉપયોગ કરશે, બીજો શો ઉપયોગ કરવાનો છે?" વર્તમાનકાળમાં એ જ્ઞાનનો પૂરતો સાક્ષાત્કાર ન થાય એમ બને; પણ બધા મહાન વિચારોની જેમ એની અસર વધતી જશે, અને આપણાં કાર્યો ઉપર તેનુ વધારે ને વધારે પરિણામ થતું જશે. અસહકાર એટલે જે રાજ્ય અથવા સમાજને આપણે દુષ્ટ માનીએ તેને મદદ કરતાં અટકવું, એ એક બળવાન અને ધડાકો ઉત્પન્ન કરનારી કલ્પના છે. મુઠ્ઠીભર ચારિત્ર્યવાન લોકો પણ એ અજમાવે તોયે એની અસર ફેલાતી અને વધતી જાય છે. મોટી સંખ્યામાં લોકો તેમ કરે તો તેનાં બાહ્ય પરિણામો વધારે સ્પષ્ટ માલૂમ પડે છે, પણ બીજાં નિમિત્તો એમાં ભેગાં થઈ મૂળ નૈતિક મુદ્દો ઝાંખો પાડે એવો સંભવ રહે છે. એને વ્યાપક કરવાથી એની ઉગ્રતા ઓછી થતી જણાય છે. સમૂહગત આધ્યાત્મિક શક્તિ વધતી જાય છે તેમ તેમ એકલી વ્યક્તિ તરીકે તેની શક્તિ પ્રગટ થવાનો અવકાશ ઓછો થાય છે.

પણ, શુદ્ધ અહિંસા પર ભાર મુકાવાથી, એ કાંઈક દૂરની અને જીવનથી અલગ એવી વસ્તુ બની ગઈ છે, અને લોકો કાં તો અંધપણે ધાર્મિક શ્રદ્ધાથી તેને સ્વીકારવા તરફ વળે છે, અથવા બિલકુલ ન સ્વીકારવા તરફ ઢળે છે. એનો બૌદ્ધિક અંશ ભુલાઈ ગયો છે. ૧૯૨૦માં હિંદુસ્તાનના ત્રાસવાદીઓના પર એણે ભારે

અમર કરી હતી, અને ઘણાને હિંસાત્મક માર્ગોમાંથી એણે વાળ્યા હતા, અને કેટલાક રહી ગયા હતા તેઓ પણ શકાશીલ બન્યા હતા અને તેમણે પોતાની હિંસાત્મક પ્રવૃત્તિઓ અટકાવી દીધી હતી હવે એની એવી અસર તેમના પર રહી નથી હવે તો મહાસભાના તંત્રમાં રહી અમલદાર અને અવિનય ભંગની ચળવળોમાં આગેવાનીભર્યો ભાગ જેમણે લીધો હતો, અને જેઓ અહિંસાત્મક પદ્ધતિને એના પૂરા અર્થમાં અંતઃકરણપૂર્વક જીવનમાં ઉતારવા પ્રયત્ન કરતા હતા, તેમને પણ મહાસભામાં રહેવા માટે નાલાયક એવા નાસ્તિકો માનવામાં આવે છે કારણકે તેઓ અહિંસાને સિદ્ધાન્ત અને ધર્મરૂપે સ્વીકારતા નથી, કે પોતે જેને શ્રેષ્ઠ પુરુષાર્થ માને છે એવા સમાજવાદના ધ્યેયને છોડવા તૈયાર નથી — જોકે આ ધ્યેયમાં સૌને માટે સમાન ન્યાય અને સમાન તક આપવા ઉપરાંત, અને આજકાલ હસ્તી ભોગવતા ઘણાખરા ખાસ અધિકારો અને મિલકતના હક્કો રદ કરીને ઉત્પન્ન કરવાની સમાજરચના ઉપરાંત બીજું કશું નથી બેશક ગાંધીજી તો જે પ્રાણપ્રદ શક્તિ હતા તે આજે પણ છે, તેમની અહિંસા ઉગ્ર અને વીંધી નાંખનારી છે, અને ક્યારે વળી એઓ દેશને આગળ પગલું ભરવા માટે વીજળીક આંચકો આપશે તે કહી શકાય એમ નથી તેમની મહત્તા અને વિરોધાભાસો અને લોકોને હલાવી મૂકવાની શક્તિને લીધે તેઓ સર્વસામાન્ય માપોથી પર છે બીજાઓને જે માપો લાગુ પડે તેથી એમને માપી કે મૂલવી શકાય એમ નથી પણ તેમના અનુયાયી થવાનો દાવો કરનારામાંના ઘણા લોકો વધ્ય શાંતિવાદીઓ, અથવા ટોલ્સ્ટોયશાઈ અપ્રતિકારીઓ, અથવા કેવળ એક સંકુચિત પંથના અનુગામીઓ થઈ રહે છે અને જીવન સાથે તેઓ સંપર્ક ખોઈ બેઠા છે અને ચાલુ સમાજરચનાને નિભાવી રાખવામાં જેમનો સ્વાર્થ છે અને જેઓ એ હેતુથી જ અહિંસાનો આશ્રય લે છે તેવા અનેક લોકોને તેઓ પોતાની આજુબાજુ ભેગા કરે છે, આથી સમયસાધુપણું પ્રવેશ કરે છે, અને અહિંસાની ધૂનમાં વિરોધીનો હૃદયપલટો કરવા જતા માણસ પોતાનો જ 'હૃદયપલટો' કરી બેસે છે, અને વિરોધીની હરમાં જઈને ઊભો રહે છે। જ્યારે ઉત્સાહ મંદ થઈ

જાય છે અને આપણામાં નબળાઈ પ્રવેશ કરે છે ત્યારે જરા પાછા-હઠવાની અને વિરોધી સાથે કાંઈક બાંધછોડ કરી લેવાની વૃત્તિ હંમેશાં ઉત્પન્ન થાય છે; અને આ વૃત્તિને શત્રુને મેળવી લેવાની કળા કહીને સંતોષ માનીએ છીએ, અને કોઈવાર આપણે આ લાભ આપણા જૂના સાથીઓને ભોગે પણ લઈએ છીએ. તેમની અમર્યાદાને આપણે વખોડીએ છીએ. અને આપણા નવા મિત્રોને કલેશ કરાવનારા તેમના ઉદ્ગારોને વખોડીએ છીએ, અને સંસ્થાની એકતા તોડવાનો તેમના પર આરોપ મૂકીએ છીએ. સમાજવ્યવસ્થામાં કરવાના સાચા ફેરફારને બદલે, ચાલુ વ્યવસ્થામાં દેખાતી ઉદારતા અને દાન-શીલતાની વૃત્તિ પર ભાર મૂકવામાં આવે છે, અને અધિકાર-સંપન્ન લોકો જ્યાંના ત્યાં જ ઊભા રહે છે.

મારી ખાતરી છે કે ગાંધીજીએ સાધનોના મહત્ત્વ પર ભાર મૂકી આપણી ભારે સેવા બજાવી છે. પણ છતાં મને ખાતરી લાગે છે કે છેવટનો ભાર તો અંતિમ સાધ્ય અને ધ્યેય ઉપર જ મૂકવો જોઈએ. એનો આપણને સ્પષ્ટ ખ્યાલ ન આવે તો આપણે કેવળ ધ્યેય વિના ભટકનારા અને અપ્રસ્તુત અને બિનમહત્ત્વના મુદ્દાઓ પર આપણી શક્તિનો વ્યય કરનારા બની રહેશું. પણ સાધનોની અવગણના કરી શકાય નહિ; કારણકે તેની નૈતિક ઉપરાંત વહેવારુ બાજુ પણ રહેલી હોય છે. ખરાબ અને અનીતિમાન સાધનોને લીધે ઘણીવાર ધ્યેય નિષ્ફળ થાય છે અથવા ભારે નવા કોયડાઓ ઉત્પન્ન કરે છે. અને, છેવટે તો માણસની જે ધ્યેય તે જાહેર કરે છે તેથી નહિ, પણ જે સાધનો તે વાપરે છે તેથી, સાચી પરીક્ષા થાય છે. નકામા વિગ્રહો અને વેરઝેર વધારે તેવાં સાધનો લેવાથી ધ્યેયની સિદ્ધિ વધારે મુશ્કેલ અને મોડી થવા સંભવ છે. સાથે જ, સાધ્ય અને સાધન પરસ્પર એવાં સંલગ્ન છે કે તેમને ભાગ્યે જ જુદાં પાડી શકાય. આથી સાધનોનું સ્વરૂપ એવું જ હોવું જોઈએ કે જેથી વિગ્રહ અને દ્વેષ ઘટે, અથવા કાંઈ નહિ તો શક્ય તેટલી મર્યાદામાં રહે— કારણ એ સાવ મટવાનાં તો નથી જ એમ લાગે છે— અને સદ્ભાવને ઉત્તેજન મળે. ખાસ પદ્ધતિ કરતાં

હેતુ, ઇરાદો, અને સ્વભાવનો જ એમાં વિશેષપણે પ્રશ્ન છે. આ મૂળ હેતુ પર ગાંધીજીએ હંમેશાં ભાર મૂક્યો છે, અને મનુષ્યસ્વભાવને ઝાઝો બદલી નાંખવામાં ભલે એઓ સફળ ન થયા હોય, પણ કરોડો જે મહાન રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં પડ્યા છે તેમાં પણ એ મૂળ હેતુનું મહત્ત્વ ઠસાવવામાં એઓ આશ્ચર્યકારક રીતે સફળ થયા છે. જોકે વ્યક્તિગત નિયમપાલનનું એમનું ધોરણ કાંઈક ચર્ચાસ્પદ છે ખરું, છતાં કડક નિયમપાલન માટેનો તેમનો આગ્રહ અતિ આવશ્યક જ હતો. તેઓ સામાજિક પાપો કરતાં વ્યક્તિગત પાપો અથવા નબળાઈઓ પર બહુ વધારે ભાર મૂકે છે. આ શિસ્તની જરૂર સ્પષ્ટ છે, કારણકે ટોળાંઓને છોડી, અધિકાર ભોગવનાર સત્તાધારી વર્ગમાં ભળવાની લાલચે મહાસભાના ઘણા સભાસદોને પાડ્યા છે. આગેવાન મહાસભાવાદી માટે એ 'સ્વર્ગદ્વાર' સદાયે ઉઘાડુ જ હોય છે.

આખી દુનિયા આજે અનેક પ્રકારના સંકટોમા ઘેરાયલી છે, પણ એ બધામા સૌથી વિકટ સંકટ આત્મા ઉપર લટકતી આફતનું છે. આ વિશેષે કરીને પૂર્વના દેશોમાં થઈ રહ્યુ છે. કારણકે છેલ્લાં કેટલાંક વર્ષોથી બીજા દેશો કરતાં એશિયામાં એક પછી એક બનાવો ઝપાટાબંધ થતા આવ્યા છે, અને જૂની અને નવી સ્થિતિનો મેળ બેસાડવાની ક્રિયા કષ્ટદાયક છે. જોકે એમાં રાજકીય પ્રશ્ન સૌથી આગળ તરી આવતો લાગે છે, છતાં, કદાચ, એ સૌથી ઓછો મહત્ત્વનો છે. અલબત્ત આપણે માટે તે પ્રથમ મહત્ત્વનો છે, અને બાકી મહત્ત્વના પ્રશ્નોનો ઉકેલ લાવી શકીએ તે પહેલાં એનો સંતોષકારક નિકાલ લાવવો જરૂરનો છે. કેટલાય યુગોથી આપણે લગભગ અપરિવર્તનશીલ સમાજવ્યવસ્થાથી ટેવાયેલા છીએ, અને આપણામાંના ઘણા હજુયે એમ માને છે કે સમાજવ્યવસ્થાનો એ જ એક શક્ય અને સાચો પાયો છે. આથી આપણે આપણી બધી નૈતિક ભાવનાઓ પણ તે સાથે જોડી દઈએ છીએ, પણ વર્તમાનનો ભૂતકાળ સાથે મેળ મેળવવાના આપણા બધા પ્રયત્નો નિષ્ફળ થાય છે; અને તે અનિવાર્ય જ છે. અમેરિકન અર્થશાસ્ત્રી વેબ્લેન લખે છે કે, "અંતે તો, આર્થિક સદ્વ્યવહારના નિયમો આર્થિક આવશ્યકતાઓ ઉપર રચાયેલા છે."

આપણી આજની આવશ્યકતાઓને બંધ બેસે એવું નવું સદાચાર-શાસ્ત્ર રચવાની આપણને જરૂર પડશે. આ આધ્યાત્મિક સંકટમાંથી નીકળવાનો જો આપણે રસ્તો કાઢવો હોય અને ભાવનાઓનું સાચું મૂલ્ય આંકવું હોય, તો વિવિધ પ્રશ્નોનો સીધો અને હિંમતભર્યો વિચાર કરવો જોઈશે, અને કોઈ ધર્મપંથનાં સૂત્રોનો આશ્રય લેવાનું છોડી દેવું પડશે. ધર્મના આદેશ સારા હોય કે નરસા હોય; પણ જે રીતે એ આદેશો તે રજૂ કરે છે અને તેના પર શ્રદ્ધા મૂકવા આગ્રહ કરે છે, એ કોઈ પણ પ્રશ્નના બુદ્ધિયુક્ત વિચારને ઉત્તેજન આપનારી નથી જ. ફ્રૉઇડ કહે છે તેમ ધર્મના સિદ્ધાન્તો "શ્રદ્ધાપાત્ર મનાય છે — કારણ પહેલું, આપણા અત્યંત પ્રાચીન પ્રથમ યુગના પૂર્વજો પણ તેમાં શ્રદ્ધા રાખતા હતા; કારણ બીજું, એની સાબિતીઓ તે પ્રાચીન કાળથી જ આપણને પરંપરાગત પ્રાપ્ત થઈ છે; અને કારણ ત્રીજું, એ સાબિતીઓની પ્રમાણભૂતતા પર શંકા ઉઠાવવાનો નિષેધ કરવામાં આવ્યો છે."*

જો આપણે અહિંસાનો અને તેની અંતર્ગત સર્વ વસ્તુનો ધાર્મિક અને શ્રદ્ધાપ્રામાણ્યની દૃષ્ટિએ વિચાર કરીએ તો દલીલને માટે અવકાશ જ રહેતો નથી. તો પછી તે એક પંથનું સાંકડું મંતવ્ય બની રહે છે. જેને સ્વીકારવું હોય તે સ્વીકારે, જેને ન સ્વીકારવું હોય તે ન સ્વીકારે. વર્તમાનકાળના પ્રશ્નો માટે એની મહત્તા કે ઉપયોગિતા રહેતી નથી. પણ વર્તમાન કોયડાઓના ઉકેલના ઉપાય તરીકે તેની બુદ્ધિયુક્ત ચર્ચા કરવા આપણી તૈયારી હોય તો જગતની પુનર્ઘટના કરવાના પ્રયત્નમાં આપણને તે ઘણી મદદ કરી શકે. એ રીતે વિચારમાં સમૂહગત મનુષ્યની પ્રકૃતિ અને નિર્બળતા પણ ગણતરીમાં લેવી જોઈએ. મોટા પ્રમાણની કોઈ પણ પ્રવૃત્તિ, ખાસ કરીને જો તેનો ઉદ્દેશ મહત્ત્વના અને ક્રાંતિકારક ફેરફારો કરવાનો હોય તો, તે પર કેવળ આગેવાનો તેને વિષે શું વિચારે છે તેની જ અસર થતી નથી, પણ તત્કાલીન પરિસ્થિતિની અને તેથીયે વધારે જે જાતના માણસો સાથે

* 'ધ ફ્યુચર ઑફ અન ઇલ્યુઝન' પુસ્તકમાંથી.

આગેવાનો કામ પાડતા હોય, તેઓ તેને વિષે શું વિચારે છે, તેનીયે થાય છે.

જગતના ઇતિહાસમાં હિંસાએ ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. આજે પણ તે એટલો જ મહત્ત્વનો ભાગ ભજવે છે, અને કદાચ લાંબા વખત સુધી ભજવતી રહેશે. ભૂતકાળના ઘણાખરા ફેરફારો હિંસા અને બળાત્કાર દ્વારા થયા છે. ડબલ્યુ. ઈ. ગ્લૅડસ્ટને એકવાર કહ્યું હતું કે "મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે રાજકીય કટોકટીને સમયે, હિંસાનો દ્વેષ કરવો જોઈએ, વ્યવસ્થાપ્રિય થવું જોઈએ અને ધીરજ રાખવી જોઈએ, એ સિવાય બીજી કોઈ સૂચનાઓ લોકોને આપી ન હોત તો આ દેશને કદી સ્વતંત્રતા પ્રાપ્ત થઈ ન હોત."

ભૂતકાળ અને વર્તમાનકાળમાં હિંસાના મહત્ત્વની અવગણના કરવી શક્ય નથી. તેમ કરવું એટલે જીવનની જ અવગણના કરવા બરોબર છે, છતાં હિંસા નિઃસંશય દુષ્ટ છે, અને તે એની પાછળ દુષ્ટ પરિણામોની અંત વિનાની વિટંબણાઓ લાવે છે. અને હિંસાથીયે વધારે ભૂંડી વસ્તુ તો એની સાથે ઘણીવાર રહેતી દ્વેષ, ક્રૂરતા, વેર અને દંડની વૃત્તિઓ છે. ખરું પૂછતાં, હિંસા સ્વયં એટલી દુષ્ટ નથી, પણ એની સાથે રહેનારી આ વૃત્તિઓને લીધે તે દુષ્ટ બને છે. આવી વૃત્તિઓના વિના પણ હિંસા શક્ય છે. સદ્ હેતુ તેમજ દુષ્ટ હેતુ બન્ને માટે હિંસા થઈ શકે. પણ હિંસાને આ વૃત્તિઓથી અલગ પાડવી અત્યંત કઠણ છે, અને તેથી બનતાં સુધી હિંસા ટાળવી યોગ્ય છે. પણ તેને ટાળવા જતાં બીજાં વધારે મોટાં નુકસાનોને વશ થવાની નિષ્ક્રિય વૃત્તિને સ્વીકારવી ન જોઈએ. હિંસાને વશ થવું અથવા હિંસા પર રચાયેલાં અન્યાયી રાજ્યતંત્રને સ્વીકારવું, એમાં અહિંસાના સિદ્ધાંતનો તત્ત્વતઃ નિષેધ છે. અહિંસાએ પોતાની યોગ્યતા સિદ્ધ કરવા માટે ઉગ્ર શક્તિ પ્રગટ કરવી જોઈએ અને એવા પ્રકારના રાજ્યતંત્ર અથવા સમાજવ્યવસ્થાને બદલવાની પોતાની ક્ષમતા સિદ્ધ કરવી જોઈએ.

એમ તે કરી શકે કે કેમ તે હું જાણતો નથી. મને લાગે છે કે તે આપણને ઘણે દૂર સુધી લઈ જઈ શકશે, પણ અંતિમ

ધ્યેય પ્રત્યે પહોંચાડશે કે કેમ તેની શંકા છે. કોઈક પ્રકારનો બલાત્કાર તો અંતે અનિવાર્ય જ લાગે છે. કારણકે સત્તા અને અધિકાર ધરાવનારા લોકો વિવશ થાય નહિ; અથવા એવી પરિસ્થિતિ ઉત્પન્ન થાય નહિ કે એ અધિકારો છોડવા કરતાં રાખવામાં જ વધારે નુકસાન હોય, ત્યાં સુધી પોતાની સત્તા કે અધિકારો છોડી દેતા નથી. સમાજમાંના આજના રાષ્ટ્રીય કે વર્ગીય ઝઘડાઓનો બલાત્કાર વિના ઉકેલ આવશે નહિ જ. બેશક બહુ મોટા પ્રમાણમાં મતપરિવર્તન કરવું પડશે જ. કારણકે જ્યાં સુધી સંખ્યાબંધ લોકોનું મતપરિવર્તન થાય નહિ ત્યાં સુધી સામાજિક મતપરિવર્તનની ચળવળને સાચો આધાર મળી શકે નહિ. પણ કોઈકના ઉપર તો બલાત્કાર કરવાનો થશે જ, વળી આ મૂળ ઝઘડાઓને ઢાંકી દઈ તે જાણે હોય જ નહિ એમ દેખાડવા પ્રયત્ન કરવો, એ કંઈ બરાબર નથી. એથી કેવળ સત્ય જ ઢંકાતું નથી, પણ લોકોની સાચી હકીકતોની બાબતમાં ગેરદોરવણી કરી વર્તમાન વ્યવસ્થાનું સીધું સમર્થન થાય છે, અને રાજ્ય કરનાર વર્ગો પોતાના ખાસ અધિકારોની યોગ્યતા દેખાડવા જે ધર્મસૂત્રો શોધતા હોય છે તે તેમને મળી જાય છે. કોઈ પણ અન્યાયી તંત્રની સામે લડવું હોય તો જે ખોટા આધારો ઉપર તે રચાઈ હોય તે ઉઘાડા પાડવા જોઈએ અને સત્ય હકીકત ખુલ્લી પાડવી જોઈએ. અસહકારનો એક ગુણ એ છે કે ખોટા આધારોને અને જૂઠાણાંને વશ થવાનો અથવા તેને વધારવામાં સહકાર આપવાનો ઇનકાર કરી તેમને તે ખુલ્લાં પાડે છે.

આપણું છેવટનું ધ્યેય તો એ જ હોઈ શકે કે એક એવો વર્ગહીન સમાજ સ્થાપવો કે જેમાં સર્વને સમાન આર્થિક ન્યાય અને તક મળે, અને જેમાં મનુષ્યજાતિને વધારે ઊંચી ભૌતિક અને સાંસ્કૃતિક હદે ચડાવવાની તથા આધ્યાત્મિક ભાવનાઓ, સહયોગ, નિઃસ્વાર્થતા, સેવાભાવ, ન્યાયને પંથે ચાલવાની ઇચ્છા, સદ્ભાવ અને પ્રેમ અને છેવટે એક જગદ્વ્યાપી સમાજ નિર્માણ કરવાની વ્યવસ્થિત યોજના હોય. જે કંઈ એ ધ્યેયની આડે આવે, તેને હટાવવું પડશે — બને તો નરમાશથી અને જરૂર પડે તો બળથી. અને બળાત્કારની ઘણીવાર જરૂર પડે, એ વિષે શંકા

લાગતી નથી. પણ બળ વાપરવું જ પડે, તો તે દ્વેષ કે ક્રૂરતાની વૃત્તિથી નહિ, પણ વિઘ્નને દૂર કરવાની મોહહીન ઇચ્છાથી વાપરવું જોઈશે. એ કઠણ પડશે: એ સહેલું નથી. પણ સહેલો કોઈ માર્ગ જ નથી, અને ખાડીઓ ઘણી છે. મુશ્કેલીઓ અને ખાડીઓની અવગણના કરવાથી તે ચાલી જતી નથી; પણ તેમનું સત્ય સ્વરૂપ પિછાણવાથી અને હિંમતથી તેમનો સામનો કરવાથી જ ઓળંગી શકાય છે. આ બધું કાલ્પનિક અને ગગનવિહાર જેવું લાગે છે, અને આવા ઉદાત્ત હેતુથી ઘણા લોકો પ્રેરાય એવો ઘણો જ ઓછો સંભવ છે. પણ આપણે તે ખ્યાલમાં રાખી શકીએ અને તેના પર ભાર મૂકી શકીએ, અને સંભવ છે કે આપણામાંના ઘણાખરાના અંતઃકરણમાં જે રાગો અને દ્વેષો હોય છે તે તેને લીધે ધીમે ધીમે ઓછા થાય.

આપણી રીતો આ ધ્યેય પ્રત્યે લઈ જનારી અને આ હેતુઓથી પ્રેરાયેલી હોવી જોઈએ. પણ આપણે એ પણ જાણવું જોઈએ કે મનુષ્યસ્વભાવનું જે સ્વરૂપ છે તે મોટા સમૂહોમાં, આપણા આદર્શો અને સમજાવટોને હંમેશાં વશ નહિ થાય, અથવા ઉદાત્ત નૈતિક સિદ્ધાંતોને અનુસરીને વર્તન નહિ કરે. ઘણીવાર હૃદયપલટા ઉપરાંત વિવશ કરવાની જરૂર પડશે; વધારેમાં વધારે આપણે એટલું જ કરી શકીએ કે વિવશતાની આપણે હદ બાંધીએ અને તેનાં દુષ્પરિણામો ઓછામાં ઓછાં આવે એ રીતે તેનો ઉપયોગ કરીએ.

## ૬૪

## દહેરાદૂન જેલમાં પાછો

અલીપુર જેલમાં મારી તબિયત સંતોષકારક રહેતી નહોતી. મારું વજન ઘણું ઘટી ગયું હતું, અને કલકત્તાની હવા તથા વધતી જતી ગરમી મને ત્રાસ આપતાં હતાં. કોઈ સારા સ્થળે મને ફેરવવાની અફવાઓ સંભળાતી હતી. ૭મી મેએ મારો સામાન તૈયાર કરવા અને જેલમાંથી કૂચ કરવાનો મને હુકમ મળ્યો. મને દહેરાદૂન જેલમાં લઈ જતા હતા. થોડા મહિનાના વિવિક્તવાસ પછી સાંજની ઠંડી હવામાં કલકત્તામાંથી પસાર થવાનું આનંદકારક લાગ્યું, અને હાવરાના મોટા સ્ટેશન પરનાં ટોળાં જોઈને મન રીઝયું.

બદલીથી હું રાજી થયો, અને દહેરાદૂન તથા તેની પડોશના પર્વતો જોવાને ઇંતેજાર થયો. ત્યાં પહોંચ્યા પછી મને જણાયું કે નવ મહિના પર નૈની જેલમાં મારી ત્યાંથી બદલી થઈ હતી તે વખતના જેવું આ વખતે બધું નહોતું. મને એક નવી જગ્યામાં મૂકવામાં આવ્યો. એક ઢોરના ગમાણને સાફ કરી મારે માટે રહેવાનું સ્થાન તૈયાર કર્યું હતું.

ઓરડી તરીકે એ ખરાબ ન કહેવાય. તેને લગતો એક ઓટલો પણ હતો. વળી એને લગતો આશરે પચાસ ફૂટ લાંબો એક નાનો ચોક પણ હતો. મારી દહેરાદૂનની પહેલાંની ઓરડી કરતાં આ ઓરડી વધારે સારી હતી, પણ બીજા ફેરફારો એટલા ઠીક નહોતા એમ મને થોડા વખતમાં જ માલૂમ પડ્યું. ચોગેરની દીવાલ જે પહેલાં દશ ફૂટ ઊંચી હતી તેને હમણાં જ, મારા લાભાર્થે, બીજા ચાર પાંચ ફૂટ વધારવામાં આવી હતી. જે ગિરિમાળા જોવાની આશા રાખીને હું આવ્યો હતો તે તો સાવ ઢંકાઈ ગઈ હતી અને થોડાં ઝાડની ટોચો જ હું જોઈ શકતો. આ જેલમાં હું ત્રણથી વધારે મહિના રહ્યો, પણ મને એક પણ

વાર ગિરિમાળાની ઝાખી નહિ થઈ. પહેલાની જેમ જેલના દરવાજા સામે મને આટા મારવાની આ વેળા રજા નહોતી, અને મારો નાનકડો ચોક મને ફરવા માટે પૂરતો છે એમ માનવામા આવ્યુ

આ અને બીજા કેટલાક પ્રતિબધો અણગમતા હતા, અને મને જરા ખીજ ચડી મારી પ્રસન્નતા ચાલી ગઈ, અને જે નાનકડો ચોક મને મળ્યો હતો તેમાયે ફરવાની મને હોશ ન રહી આટલો એકાતમાં પડેલો અને દુનિયાથી વિખૂટો થયો હોઉ એવુ મને કદી પહેલાં લાગ્યુ નહોતું આ એકાંત મારા મન ઉપર અસર કરવા લાગી અને શરીરે તેમજ મને હુ ઘટવા લાગ્યો થોડાક ફૂટ દૂર — ભીંતની બીજી બાજુએ — તાજી હવા અને સુગધ, ઘામ અને સુવાળી પૃથ્વીની શીતળ સુવાસ મળે છે, અને દૂર દૂર સુધી દેખાતા દશ્યો પડયા છે એમ હુ જાણતો હતો. પણ તે મારી પહોચની બહાર હતા, અને મારી આખો આખો વખત ભીંતો સામે જોઈ જોઈને થાકતી અને ભારે બનતી જેલજીવનની સામાન્ય હિલચાલો પણ મારે માટે નહોતી, કારણકે મને સાવ અલગ અને એકલો જ રાખવામા આવ્યો હતો

છ અઠવાડિયાં પછી ચોમાસુ બેઠુ, અને મુસળધાર વરસાદ વરસવા લાગ્યો પહેલા અઠવાડિયામાં જ બાર ઇચ વરસાદ થયો હવામા ફરક પડયો અને નવી જતુસૃષ્ટિનો ગણગણાટ સભળાવા લાગ્યો, ગરમી ઓછી થઈ, અને શરીરનો થાક ઊતર્યો અને આરામ પણ લાગ્યો પણ આખ કે મનને કશો આનામ મળ્યો નહિ કોઈક વાર મારા ચોકનું લોઢાનુ બારણુ કોઈ પોલીસ હવાલદાર અદર આવવા કે બહાર જવા દેવા માટે થોડુ ઉઘાડતો તે વખતે થોડીએક પળ માટે મને બહારની સૃષ્ટિની એકાએક ઝાખી થતી હતી, અને હુ વિવિધ રગોથી શોભતા અને વરસાદના મોતી જેવા બિદુઓથી ચળકતા લીલા ખેતરો અને ઝાડો જોઈ શકતો, પણ તે ક્ષણ માટે જ વીજળીના ઝબકારાની જેમ બધું પાછુ તુર્ત અદશ્ય થઈ જતુ બારણુ આખુ તો ભાગ્યે જ ખોલવામાં આવતુ હુ નજીકમાં હોઉ ત્યારે બારણુ ન ઉઘાડવાની, અને ઉઘાડવુ પડે જ તો

તે બહુ જ ઓછું ઉઘાડવાની હવાલદારોને તાકીદ આપવામાં આવી હોય એમ લાગતું હતું. એ લીલી અને તાજી સૃષ્ટિનાં ક્ષણિક દર્શનો મને ભાગ્યે જ આવકારલાયક લાગતાં હતાં. એટનાથી હું ઊલટો વધારે ઘરભૂખ્યો થવા લાગ્યો, હૃદયમાં એક પ્રકારની વેદના થવા લાગી અને તેથી બારણું ઊઘડે ત્યારે બહાર જોવાનું ઊલટું ટાળવા લાગ્યો.

પણ આ બધું અસુખ માત્ર જેલના દોષને લીધે જ નહોતું; જોકે તેનો હિસ્સો તો તેમાં હતો જ. એ બહારના બનાવોનો — કમલાની માંદગી અને મારા રાજકીય વલોપાતનો પડઘો હતો. કમલા એના જૂના રોગના પંજામાં પાછી સપડાઈ છે એવું હવે મને ભાન થવા લાગ્યું, અને હું નિરુપાય અને; એની કશી સેવા કરવા અશક્ત હતો તે મને સાલવા લાગ્યું. હું જાણતો હતો કે હું એની પાસે હોઉં તો ઘણો ફરક પડી જાય.

અલીપુરના જેવી દહેરાદૂનમાં મને રોજિંદા છાપાની અડચણ રહી નહોતી; આથી હું બહારના રાજકીય અને બીજા બનાવોથી વાકેફ રહી શકતો હતો. પટનામાં લગભગ ત્રણ વર્ષે મહાસભા સમિતિની બેઠક મળી હતી. (ત્રણ વર્ષ દરમ્યાન ઘણોખરો વખત તે ગેરકાયદેસર હતી.) એનું કામકાજ નાઉમેદ કરે એવું હતુ. હિંદુસ્તાનમાં તથા બાકીની દુનિયામાં આટલા બધા બનાવો બન્યા બાદ પણ આ પહેલી બેઠકમા પરિસ્થિતિનું પૃથક્કરણ કરવા, પૂરી ચર્ચાઓ કરવા, કે જૂના ચીલાઓમાંથી નીકળી જવા કશો જ પ્રયત્ન કરવામાં ન આવ્યો તેનુ મને આશ્ચર્ય થયું. ગાંધીજી, દૂરથી તો, એમની અસલી સરમુખત્યારી રીતે જ વર્ત્યા હોય એમ લાગતું હતું. અહીં પણ તેઓ બોલ્યા હતા: "જો તમને મારી આગેવાની જોઈતી હોય તો તમારે મારી શરતો સ્વીકારવી જોઈશે." એમની માગણી તો સાવ સ્વાભાવિક હતી; કારણકે એમને રાખવા અને એમના અંતઃકરણથી માનેલા સિદ્ધાન્તો વિરુદ્ધ એમને વર્તવા કહેવું એ બન્ને વાત શક્ય નથી. પણ ઉપરના દબાણની અતિશયતા અને પરસ્પર ચર્ચા કરી નીતિ નક્કી કરવાની ઊણપ મને લાગતી હતી. ગાંધીજી પ્રથમ લોકોના મન ઉપર પોતાનો પ્રભાવ બેસાડે છે, અને પછી તેમની અપંગતાની ફરિયાદ

કરે છે એ જરા વિચિત્ર છે હું ધારું છું કે બહુ મોટી જન-સંખ્યાએ ગાંધીજી પ્રત્યે જેટલી શ્રદ્ધાથી ભક્તિ દર્શાવી છે અને આશાઓ ઉઠાવી છે, તેટલી બહુ થોડા આગેવાનો પ્રત્યે ક્યારેય બતાવી હશે, એટલે જે ઊલટું ધોરણ તેમની આગળ મૂકવામાં આવ્યું હતું તેને બરાબર પહોંચી ન વળવા માટે લોકોને ઠપકો આપવો એ ભાગ્યે જ વાજબી ગણાય પટનાની સભામાં તેઓ અંત સુધી રોકાયા પણ નહિ, કારણકે તેમને હરિજન યાત્રા ચાલુ નાખવાની હતી એમણે મહાસભાસમિતિને વહેવારુ થવા અને કાર્યવાહક સમિતિએ ઘડીને રજૂ કરેલા ઠરાવો ઉતાવળે મંજૂર કરવા ફરમાવ્યું, અને પછી પોતે ચાલ્યા ગયા

લાંબી ચર્ચાથી કંઈ વધારે ફાયદો થાત નહિ એ કદાચ સાચું હોય સભ્યોના મનમાં બહુ ગોટાળા અને વિચારની અસ્પષ્ટતા હતી અને જોકે ગીતા ગ્રવાની વણાને વૃત્તિ હતી, તો પણ કંઈયે અમલમાં મૂકી શકાય એવી યોજના કોઈ પાસે નહોતી પ્રાપ્ત પરિસ્થિતિમાં આ સ્વાભાવિક હતું કારણકે જુદા જુદા પ્રાંતોમાંના આ આગેવાનો ઉપર મોટે ભાગે લડાઈનો ભાર પડ્યો હતો અને તેઓ કંઈક થાકેલા અને તેમના મન કંટાળેના હતાં ઝાંખું ઝાંખું સૌને લાગતું હતું કે હવે લડત થોભાવવી જોઈએ, અને સવિનય ભંગ બંધ કરવો જોઈએ પણ પછી શું? બે પક્ષો પડી ગયા હતા એક ધારાસભાઓ દ્વારા શુદ્ધ 'બંધારણી' ચળવળ કરવાની ઇચ્છાવાળો અને બીજો કંઈક અસ્પષ્ટ રીતે સમાજવાદની દૃષ્ટિએ વિચારવાવાળો મોટા ભાગના સભ્યો આ બેમાંથી એકે પક્ષમાં નહોતા બંધારણી લડાઈમાં પાછું પડી જવું એમને ગમતું નહોતું પણ તે સાથે જ સમાજવાદનો તેમને કંઈક ડર લાગતો હતો, અને એ તત્ત્વ દાખલ થવાથી તેમનામાં ભંગાણ પડશે એવી ધાસ્તી લાગતી હતી તેમની પાસે એક પણ વહેવારુ સૂચના નહોતી અને એમની એક જ આશા અને આશ્રયસ્થાન ગાંધીજી હતા જોકે તેમણે જે કંઈ કહ્યું તે બધું જ તેમને પસંદ પડતું નહોતું, છતાં આગળની જેમ જ તેઓએ તેમની સલાહ લીધી અને તેમનાથી દોરાવાનું સ્વીકાર્યું

નરમ વિચારના 'બંધારણી' લોકોને ગાંધીજીનો ટેકો મળવાથી મહાસભાસમિતિમાં અને મહાસભામાં તેમનું વજન વધારે થયું.

આ બધું સ્વાભાવિક હતું પણ મેં માન્યું હતું તેના કરતાં આ પીછેહઠથી મહાસભા વધારે પાછળ હઠી. અસહકાર ઉત્પન્ન થયો ત્યારથી, એટલે કે છેલ્લાં પંદર વર્ષમાં, ક્યારે પણ મહાસભાના આગેવાનો આવા અતિ 'બંધારણી' ઢંગે બોલ્યા નહોતા, જોકે ૧૯૨૯-૩૦ના ગાળામાં ઊભો થયેલો સ્વરાજવાદી પક્ષ પણ પીછેહઠને લીધે જ ઊભો થયો હતો, છતાં તેયે આ નવા આગેવાનો કરતાં ઘણો આગળ હતો; અને સ્વરાજ્ય પક્ષમાં હતી તેવી કોઈ જબરદસ્ત વ્યક્તિઓ પણ આમાં નહોતી. જોખમ હતું ત્યાં સુધી ચળવળથી કાળજીપૂર્વક અલગ રહેલા ઘણાયે લોકો હવે તેમાં દોડી આવ્યા અને મોટાભા થઈ બેઠા.

સરકારે મહાસભા પરનો પ્રતિબંધ ઉઠાવી લીધો અને એ હવે કાયદેસર સંસ્થા બની. પણ એની ઘણી માન્ય અને પેટા સંસ્થાઓ હજુ ગેરકાયદેસર જ રહી હતીઃ દાખલા તરીકે, એનું સ્વયંસેવકખાતું — સેવાદળ — કેટલીક કિસાનસભાઓ, જે અર્ધ-સ્વતંત્ર ખેડુતસંસ્થાઓ હતી, કેટલીક શિક્ષણસંસ્થાઓ અને યુવકસંઘો, તથા એક બાળકોની સંસ્થા પણ. વળી ખાસ કરીને 'ખુદાઈ ખિદમતગાર', જેને સરહદના 'લાલ ડગલીવાળાઓ'નું નામ મળ્યું હતું, તેમનું મંડળ બેકાયદા જ રહ્યું. આ સંસ્થા ૧૯૩૧માં મહાસભાનું એક અંગ બની હતી, અને સરહદ-પ્રાંતમાં મહાસભાની પ્રતિનિધિ હતી. આમ જોકે મહાસભાએ તો સીધી લડત સંપૂર્ણપણે ખેંચી લીધી હતી, અને તે 'બંધારણી' માર્ગમાં પડી ગઈ હતી, છતાં સરકારે તો સવિનય ભંગ માટે ઘડેલા સર્વે ખાસ કાયદાઓ ચાલુ રાખ્યા હતા, અને મહાસભાની કેટલીક મહત્ત્વની સંસ્થાઓ ઉપરનો પ્રતિબંધ કાયમ રાખ્યો હતો. ખેડૂતોની સંસ્થાઓ અને મજૂરસંઘોને દાબી દેવા તરફ ખાસ લક્ષ આપવામાં આવતું હતું, પણ ખાસ જોવા જેવું છે કે જમીનદારો અને તાલુકદારોને સંગઠિત થવા માટે સરકારના મોટા અમલદારો ચડાવતા હતા. જમીનદારોની આ સંસ્થાઓને સર્વે પ્રકારની સગવડો આપવામાં આવશે એમ કહેવામાં આવ્યું.

સંયુક્ત પ્રાંતની એ મોટી સંસ્થાઓના મહામંત્રીનાં લવાજમ, મહેસૂલ અથવા કરોની માથે સરકારી અમલદારો તરફથી જ ઉઘરાવવામાં આવે છે.

મને લાગે છે કે હિંદુ કે મુસલમાન કોમી સંસ્થાઓમાંથી એકેય પ્રત્યે મને પક્ષપાત નથી. છતાં એક બનાવને લીધે મને હિંદુ મહાસભા ઉપર ઘણો જ ગુસ્સો આવ્યો. એનો એક મંત્રી પોતાના ક્ષેત્ર બહાર એટલે સુધી ગયો કે "લાલ ડગલીવાળા" ઉપર ચાલુ રહેલા પ્રતિબંધ વિષે કેવળ પોતાની પસંદગી જાહેર કરી એટલું જ નહિ પણ તે માટે સરકારને શાબાશી પણ આપી. જ્યારે કોઈ પણ લડાયક ચળવળ અસ્તિત્વમાં નહોતી ત્યારે પણ પ્રજાના પ્રાથમિક હક્કો આવી રીતે છીનવી લેવાની આવી રીતે થયેલી હિમાયતથી મને આશ્ચર્ય થયું. આ તો સિદ્ધાંત થયો; પણ તે વાત અલગ રાખીએ તોપણ એ વાત તો જગજાહેર હતી કે આ સરહદના લોકોએ લડત દરમ્યાન બહુ જ ઉમદા ભાગ ભજવ્યો હતો, અને તેમના આગેવાન — દેશના એક અત્યન્ત શૂરા અને સાચા પુરુષ ખાન અબદુલ ગફ્ફાર ખાન — હજુ રાજકેદી તરીકે તેમના ઉપર કોઈ પણ પ્રકારનો કેસ ચાલ્યા વિના કેદમાં પડેલા હતા. મને લાગ્યું કે આ પ્રસંગે કોમી દ્વેષે આડો આંક વાળ્યો હતો. મેં આશા રાખી હતી કે હિંદુ મહાસભાના વધારે જાણીતા આગેવાનો પોતાના સાથીના આ કૃત્યનો નિષેધ કરશે. પણ હું જાણું છું ત્યાં સુધી કોઈએ એક શબ્દ પણ આ વિષય પર ઉચ્ચાર્યો નહિ.

હિંદુ મહાસભાના મંત્રીના આ નિવેદનથી હું બહુ ઊકળી ઊઠયો. સ્વતંત્ર રીતે પણ એ ખરાબ હતું જ. પરંતુ મારા અભિપ્રાય પ્રમાણે, દેશમાં જે નવા રંગો ઊડી રહ્યા હતા તેનું એ સૂચક ચિહ્ન હતું. મને યાદ છે કે ઉનાળાની એ ગરમીમાં એક દિવસ મને ઊંઘ આવી ગઈ, અને દરમ્યાન એક વિચિત્ર સ્વપ્નું આવ્યું. અબદુલ ગફ્ફાર ખાનના ઉપર ચારેય બાજુથી હુમલા થતા હતા અને એમને બચાવવા હું લડી રહ્યો હતો. હું જાગ્યો ત્યારે મને ખૂબ થાક ચડેલો લાગ્યો, મારા દુઃખનો પાર ન

હતો, અને મારું ઓશીકું આંસુથી ભીનું થઈ ગયેલું હતું. આથી મને આશ્ચર્ય લાગ્યું, કારણકે જાગૃત અવસ્થામાં મને આ રીતે ભાવનાવશ થવાની ટેવ નથી.

એ તો સ્પષ્ટ જ છે કે એ દિવસોમાં મારા જ્ઞાનતંતુઓ નબળા પડી ગયા હતા. મારી શાંત અને ગાઢ નિદ્રા ગઈ હતી, અને અનેક જાતનાં ભયાનક સ્વપ્નાં મને આવતાં. કોઈકવાર હું ઊંઘમાં બૂમ પાડી ઊઠતો. એકવાર હંમેશ કરતાં વધારે જોરથી મેં બૂમ પાડી હશે, એમ જણાય છે; કારણકે હું ચમકીને જાગી ઊઠયો ત્યારે બે હવાલદારો મારી પથારી આગળ ઊભેલા હતા અને મારા અવાજથી કાંઈક ગભરાયલા લાગતા હતા. કોઈ મારું ગળું દાબે છે એવું મને સ્વપ્નું આવ્યું હતું.

આ જ સમયે મહાસભાના કાર્યવાહક મંડળના એક ઠરાવની મારા પર દુઃખદાયક અસર થઈ. એમ જણાવવામાં આવ્યું કે એ ઠરાવ પસાર કરવાનું કારણ "ખાનગી મિલકત જપ્ત કરવાની અને વર્ગવિગ્રહની આવશ્યકતાની ઢંગધડા વિનાની વાતો ચાલી રહી છે, તે છે." વળી એમાં, મહાસભાના સભાસદોને કરાંચીના ઠરાવની યાદ દેવડાવી હતી. એ ઠરાવમાં "યોગ્ય કારણ વિના કે બદલો આપ્યા વિના ખાનગી મિલકતની જપ્તીની કે વર્ગવિગ્રહની વાત જ નથી. વળી કાર્યવાહક મંડળ એવા અભિપ્રાયનું છે કે જપ્તી અને વર્ગવિગ્રહ મહાસભાના અહિંસાના સિદ્ધાંતની વિરુદ્ધ છે." ઠરાવની ભાષા ઢંગધડા વિનાની હતી, અને ઠરાવ ઘડનારાઓનું વર્ગવિગ્રહ વિષેનું કંઈક અજ્ઞાન પ્રકટ કરતી હતી. નવા કૉંગ્રેસ સોશિયાલિસ્ટ પક્ષને ઉદ્દેશીને એ ઠરાવ કરવામાં આવ્યો હતો, એ તો દેખાઈ જ આવતું હતું. હકીકત તો એ છે કે એ પક્ષના કોઈ જવાબદાર સભ્યે જપ્તીની વાત જ કરી નહોતી. પણ આધુનિક પરિસ્થિતિમાં વર્ગવિગ્રહ છે એવો વારંવાર ઉલ્લેખ કરવામાં આવ્યો હતો ખરો. કાર્યવાહક સમિતિના ઠરાવનો ભાવ એવો જણાતો હતો કે જે માણસ વર્ગવિગ્રહના અસ્તિત્વમાં માનતો હોય તે મહાસભાનો સામાન્ય સભાસદ પણ થઈ શકે નહિ. મહાસભા સમાજવાદી બની ગઈ છે કે ખાનગી મિલકતનો વિરોધ કરે છે, એવો કોઈએ એના પર આક્ષેપ મૂકયો નહોતો. એના કેટલાક

સજ્યો આવો મત ધરાવતા હતા ખરા, પણ હવે એવું દેખાતું હતું કે આ સર્વને માટે ખુલ્લી એવી રાષ્ટ્રીય સંસ્થામાં .એક સામાન્ય સભાસદ તરીકે પણ તેઓને માટે સ્થાન નહોતું.

એમ વારંવાર કહેવામાં આવ્યું હતું કે મહાસભા એ રાજાથી માંડી રંક સુધીના દરેક વર્ગના અને દરેક પક્ષના બનેલા આખા રાષ્ટ્રની પ્રતિનિધિ છે. રાષ્ટ્રીય પ્રવૃત્તિઓ આવો દાવો વારંવાર કરતી હોય છે. એનો અર્થ ઘણુંખરું એ હોય હોય છે કે તેઓ પ્રજાની બહુમતીના પ્રતિનિધિ છે અને એમની નીતિ સર્વે પક્ષોના ભલામાં છે. પણ આ દાવો દેખીતો જ સમર્થન ન કરી શકાય તેવો છે. કારણકે કોઈ પણ રાજકીય સંસ્થા, જો તે ઢીલી અને ઢંગધડા વિનાની અને કોઈ પણ જાતના વિશિષ્ટ લક્ષણો વિનાની ટોળી બની જવા માગતી ન હોય તો, પરસ્પર વિરોધી સ્વાર્થ ધરાવનારા વર્ગોનું એકી વખતે પ્રતિનિધિત્વ કરી શકે નહિ. કાં તો મહાસભા રાજકીય સત્તા પ્રાપ્ત કરવા માટે અને તેનો રાષ્ટ્રના હિતાર્થે ઉપયોગ કરવા માટે (સ્પષ્ટ કે અસ્પષ્ટ) ધ્યેય અને ફિલસૂફી ધરાવનારી સંસ્થા છે, અથવા તો એ કેવળ પોતાના કંઈ પણ મતો વિનાની, સર્વનું ભલું ઇચ્છનારી પરોપકાર અને ભૂતદયાની સંસ્થા છે. જેઓ એ ધ્યેયને અને ફિલસૂફીને સાધારણ રીતે માન્ય રાખતા હોય તેમની જ તે પ્રતિનિધિ થઈ શકે, અને જેઓ તેનો વિરોધ કરતા હોય તેમને તે રાષ્ટ્રવિરોધી અથવા સમાજવિરોધી અને પ્રગતિવિરોધી તત્ત્વો ગણી, પોતાની ફિલસૂફી અમલમાં મૂકવા. માટે તેમનું બળ અટકાવવું કે નાબૂદ કરવું જોઈએ, એમ માનશે. એ સાચું છે કે કેવળ રાષ્ટ્રીય સામ્રાજ્યવિરોધી પ્રવૃત્તિ સામાજિક વિગ્રહોથી પર રહેતી હોવાથી તે ધ્યેય માનનારાં અનેક મંડળોનો તેમાં જોડાવાનો અવકાશ રહે છે. અને આ રીતે મહાસભા હિંદુસ્તાનના લોકોના બહુ મોટા ભાગની ઓછેવત્તા પ્રમાણમાં પ્રતિનિધિ હતી; અને તેના વાડામાં મૂળ સામ્રાજ્યવિરોધી હોય એવા ભિન્ન મતો ધરાવનાર વર્ગો તેમાં સમાતા હતા; પણ એ સામ્રાજ્યવિરોધના ધ્યેયનો કેટલો અર્થ કરવો તે વિષે ઘણા ભેદો હતા. સામ્રાજ્યવિરોધના આ મુખ્ય મુદ્દા.પર જેનો વિરુદ્ધ મત હતો તેઓ મહાસભાની બહાર

રહ્યા હતા અને ઓછાવત્તા પ્રમાણમાં બ્રિટિશ સરકારનો પક્ષ લેતા હતા. આ રીતે મહાસભા એક પ્રકારની કાયમી સર્વપક્ષ પરિષદ બની હતી. તેમાં જુદા જુદા છાયાભેદો ધરાવનારા અનેક પક્ષો હતા, અને તે બધા એક મુખ્ય સિદ્ધાંત અને ગાંધીજીના સર્વોપરી વ્યક્તિત્વ — એ બે તળે એકત્ર થયેલા હતા.

પાછળથી કાર્યવાહક સમિતિએ વર્ગવિગ્રહ વિષેના પોતાના ઠરાવનો ખુલાસો કરવા પ્રયત્ન કર્યો. એ ઠરાવની ભાષાનું અથવા એણે જે પ્રતિપાદન કર્યું તે એટલું મહત્ત્વનું નહોતું, પણ મહાસભા કઈ દિશામાં જઈ રહી હતી તેના સૂચક ચિહ્ન તરીકે એ ઠરાવ મહત્ત્વનો હતો. ખુલ્લું જણાઈ આવતું હતું કે મહાસભાના નવા પાર્લમેંટરી પક્ષને ધારાસભાની નવી ચૂંટણીઓમાં મિલકત ધરાવનાર વર્ગોનો ટેકો મળે એ ઉદ્દેશથી એ ઠરાવ ઘડાયો હતો. એમની સૂચનાથી મહાસભા વધારે ને વધારે નરમ પક્ષ તરફ વળતી હતી, અને દેશના નરમ અને અપ્રગતિશીલ પક્ષને પોતા તરફ ખેંચવા પ્રયત્ન કરતી હતી. ભૂતકાળમાં જેમણે મહાસભાની ચળવળ પ્રત્યે વિરોધ દર્શાવ્યો હતો અને સવિનય ભંગની લડત દરમિયાન સરકારનો પક્ષ લીધો હતો તેમને પણ મનાવી લેનારી ભાષાનો પ્રયોગ થઈ રહ્યો હતો. હોહા અને ટીકા કરનારો ગરમ પક્ષ આ સમાધાન અને 'હૃદયપલટા'ના માર્ગમાં વિઘ્નરૂપ લાગતો હતો; અને કાર્યવાહક સમિતિના ઠરાવ તેમજ કેટલાક વૈયક્તિક ઉદ્ગારોથી સ્પષ્ટ માલૂમ પડતું હતું કે મહાસભાનું કાર્યવાહક મંડળ ગરમ પક્ષના આવા ઝીણા ચટકાઓથી પોતાની નવી નીતિમાંથી હઠવા માગતું નહોતું. જો ગરમ પક્ષ સીધો ન ચાલે તો તેમને મહાસભામાંથી ખંખેરી કાઢવામાં આવશે એવો ધ્વનિ હતો. મહાસભાની પાર્લમેંટરી બોર્ડે જે જાહેર નિવેદન બહાર પાડ્યું હતું તેમાં જે કાર્યક્રમ આલેખવામાં આવ્યો હતો તે મહાસભાએ છેલ્લાં પંદર વર્ષ દરમ્યાન કાઢેલા કોઈ પણ કાર્યક્રમ કરતાં ઘણો વધારે સાવચેતીભર્યો અને નરમ હતો.

મહાસભાના આગેવાનોમાં, ગાંધીજી ઉપરાંત પણ, એવા ઘણા નામાંકિત પુરુષો હતા કે જેમની સ્વરાજ્યની લડતમાંની કારકિર્દી ઝળકતી હતી અને જેઓ પોતાની સચ્ચાઈ અને નીડરતા

માટે આખા દેશમાં માન પામેલા હતા. પણ નવી નીતિને પરિણામે મહાસભાની બીજી જ નહિ પણ પહેલી પંક્તિમાં પણ એવા માણસો દાખલ થયા કે જેમને ભાગ્યે જ કોઈ ભારે આદર્શો હતા એમ કહી શકાય. અલબત, મહાસભાના સામાન્ય સભ્યોમાં આવા આદર્શવાદીઓ ઘણા હતા, પણ પદભૂખ્યાઓ અને સમયસાધુઓ માટે મહાસભાનું દ્વાર હવે પહેલાં કરતાં વધારે ખુલ્લું થયું. આખા વાતાવરણમાં સર્વોપરીપણું ભોગવતું ગાંધીજીનું અકળ અને અગમ્ય વ્યક્તિત્વ બાદ કરીએ તો, મહાસભા આજે દ્વિમુખી દેખાતી હતી; એક, નાનકડી ટોળીના રૂપમાં વિકાસ પામતું એવું શુદ્ધ રાજકીય મુખ, અને બીજું, વ્રતપ્રધાન અને ભાવનાપ્રધાન એવું એક ભજનમંડળીરૂપી બીજું મુખ.

સવિનય ભંગ અને તેની બીજી શાખાઓને દાબી દેવા માટે પોતે અખત્યાર કરેલી નીતિને, તેમની દૃષ્ટિએ, મળેલા યશથી, સરકારી મંડળો ઉઘાડી રીતે ફુલાઈ ગયાં હતાં. શસ્ત્રક્રિયા સફળ થઈ ગઈ હતી, અને ક્ષણભર માટે તો, દર્દી જીવે કે મરે તેની સરકારને પડી નહોતી. મહાસભા કેટલેક અંશે વશ થયેલી હોવા છતાં, જૂજજાજ ફેરફાર સાથે સરકારને તો જૂની પોતાની દમનનીતિને જ ચાલુ રાખવી હતી. તે જાણતી હતી કે જ્યાં સુધી મુખ્ય પ્રશ્નો ઊભેલા હતા ત્યાં સુધી રાષ્ટ્રીય નીતિમાં આવા ફેરફારો તો કામચલાઉ જ હોવાના, અને તેથી જો તેઓ ઢીલું મૂકે તો વળી ઝપાટાબંધ ચળવળનો વિકાસ થાય. કદાચ તેમણે એમ પણ માન્યું હોય કે મહાસભાના કે મજૂરો અને ખેડૂતોમાંના ગરમ લોકોનું દમન કરવાથી મહાસભાના સાવચેતીથી ચાલનારા આગેવાનો બહુ દૂભાવાનો સંભવ નથી.

કેટલેક અંશે દહેરાદૂન જેલમાં મારા વિચારો આ માર્ગે વહેતા હતા. થઈ રહેલા બનાવો વિષે હું ચોક્કસ અભિપ્રાયો બાંધી શકું એવી મારી સ્થિતિ નહોતી; કારણકે, હું પૂરો વાકેફ નહોતો. અલીપુરમાં તો હું લગભગ પૂરેપૂરો બિનવાકેફ હતો, અને દહેરાદૂનમાં સરકારનું પસંદ કરેલું છાપું ભાગ્યેજ આવતું અને કેટલીકવાર એકપક્ષી ખબરો આપતું. બહારના મારા સાથીઓ

માથે પરિચયમા આવ્યા પછી અને પરિસ્થિતિનો નિકટ અભ્યાસ કર્યા પછી મારા અભિપ્રાયોમા કાંઈક અંશે ફેર પડત, એ સાવ સમજે છે.

વર્તમાનથી વિષાદ પામેલો હું ભૂતકાળનો વિચાર કરવા લાગ્યો જ્યારથી મે જાહેર કામોમા ભાગ લેવા માંડયો ત્યારથી બનેલા હિંદુસ્તાનના રાજકીય બનાવોનું મે અવલોકન શરૂ કર્યું. આપણે જે કંઈ અત્યાર સુધી કર્યું તેમા, કેટલું યોગ્ય થયુ? અને કેટલુ અયોગ્ય? આ પ્રયત્નમાંથી મને સૂઝયુ કે જો મારા વિચારો કાગળ પર ટપકાવવા માંડુ તો તે વધારે વ્યવસ્થિત અને ઉપયોગી થાય. વળી એથી મારુ મન એક નિશ્ચિત કામ પર રોકાઈ જાય, અને ચિંતા અને વિષાદમાંથી મુક્ત થાય. આથી, જૂન ૧૯૩૪થી મે આ 'આત્મકથાનો વૃત્તાન્ત' દહેરાદૂન જેલમાં શરૂ કર્યો, અને આઠ મહિના થયા જ્યારે જ્યારે પણ લખવાની વૃત્તિ થઈ આવી છે ત્યારે ત્યારે તે ચાલુ રાખ્યો છે. વચ્ચે વચ્ચે લખવાની ઇચ્છા જ ન થાય એવા ગાળાઓ પડતા એવા ગાળાઓમાં નથુ ગાળા એક એક માસ જેટલા પડયા હતા. પણ એમ છતાંયે કામ ચાલુ રાખી શક્યો, અને હવે હું આ મારી યાત્રાના લગભગ અંત સુધી આવી પહોચ્યો છુ આમાનુ ઘણુખરુ લખાણ બહુ જ વિષાદમય પરિસ્થિતિમા, જ્યારે મારી લાગણીઓ તીવ્ર તાણ અનુભવતી હતી તે દરમ્યાન લખાયુ છે. એની છાયા કદાચ મારા લખાણમા પણ આવી હશે, પણ આ લખાણે જ મને વર્તમાન અને તેની બધી જ જાળોમાંથી બહાર નીકળવામા મદદ કરી હું લખતો ત્યારે બહારના વાચકવર્ગનો ભાગ્યે જ વિચાર કરતો. હું પોતાને માટે જ લખતો હતો. મારા પોતાના લાભાર્થે સવાલો ઘડતો અને જવાબો આપતો અને ક્યારેક એમાંથી વિનોદ પણ મેળવતો જેટલો બને તેટલો સ્પષ્ટ વિચાર કરવાની મારી ઇચ્છા હતી અને મે માન્યુ હતુ કે આ ભૂતકાળનું અવલોકન મને તેમ કરવામાં મદદ કરશે.

જુલાઈના અંતમા કમલાની તબિયત ઝપાટાબંધ બગડવા લાગી, થોડા દિવસમા એની સ્થિતિ ગંભીર થઈ ગઈ. ૧૧મી આગસ્ટે

મને ઓચિંતો દહેરાદૂન જેલ છોડવાનો હુકમ મળ્યો, અને તે રાત્રે મને પોલીસનો ચાપતા નીચે અલ્લાહાબાદ મોકલવામાં આવ્યો. બીજી સાંજે અમે અલ્લાહાબાદના પ્રયાગ સ્ટેશને પહોંચ્યા. ત્યાં મને જિલ્લા મૅજિસ્ટ્રેટે જણાવ્યું કે મારી બીમાર પત્નીને હું મળી શકું તે માટે મને તરત માટે છોડવામાં આવ્યો છે. હું પકડાયો તે દિવસથી ૭ મહિના પૂરા થવાને એક દિવસ બાકી રહ્યો હતો.



સ્વ૦ શ્રીમતી કમલા નેહરુ

## ૬૫

# અગિયાર દિવસ

તલવારની જ્યમ ધાર તેના મ્યાનને છેદ્યા કરે,
ત્યમ તીવ્ર આંતર દુઃખ દિલના મર્મને ભેદ્યા કરે. *

(બાયરન)

મારો છુટકારો થોડા વખત માટે જ હતો. મને કહેવામાં આવ્યું હતું કે એક અથવા બે દિવસ અથવા દાક્તરો સાવ આવશ્યક સમજે એટલો વધારે સમય હું બહાર રહી શકીશ. એ બહુ વિચિત્ર સ્થિતિ હતી,— અત્યંત અનિશ્ચિત — તેથી હું કોઈ પણ કામ પર ચોટી શકું એમ નહોતું. નિશ્ચિત સમય મળ્યો હોય તો મને મારી પરિસ્થિતિનો ખ્યાલ રહી શકત, અને તે પ્રમાણે હું તેમાં ગોઠવાઈ જવા પ્રયત્ન કરત. આ તો કોઈ પણ દિવસ ગમે તે ક્ષણે મને પાછો જેલમાં લઈ જાય એ સ્થિતિ હતી.

ફેરફાર એટલો અચાનક થયો કે તે માટે હું બિલકુલ તૈયાર નહોતો. તદ્દન એકાંતવાસમાંથી દાક્તરો, નર્સો અને સગાંઓથી ભરેલા ઘરમાં હું પહોંચ્યો મારી દીકરી ઇંદિરા પણ શાંતિનિકેતનથી આવેલી હતી. ઘણા મિત્રો ઉપરાઉપરી મને મળવા અને કમલાને જોવા આવતા. રહેવાની પદ્ધતિ સાવ બદલાઈ ગઈ. ઘરની સગવડો અને મારો ખોરાક મળ્યાં. પણ આ બધાંની ઉપર કમલાની ગંભીર માંદગીની ચિંતાનો રંગ ચડેલો હતો.

એ સાવ હાડપિંજર થયેલી અને અત્યંત નબળી, જાણે પોતાની છાયામાત્ર હોય તેમ પડેલી હતી. રોગની સામે મહા પરાણે એ ટક્કર ઝીલી રહી હતી, અને કદાચ એ મને છોડી જશે એ વિચાર મને અસહ્ય ક્લેશ કરાવતો હતો. અમારાં લગ્નને સાડાઅઢાર વર્ષ થયાં હતાં. મારું ચિત્ત, તે દિવસથી આજ

* પંડિતજીએ ટાંકેલી બાયરનની કડીનો અનુવાદ. — અનુ. ક.

સુધીનાં બધાં વર્ગોના બનાવો પર ફરી વળ્યું. મારી ઉંમર તે વખતે છવ્વીસ વરસની હતી, અને તેની સત્તર વરસની. એ માત્ર એક મુગ્ધ બાળા જેવી લાગતી હતી, અને 'દુનિયાદારી'થી અનભિજ્ઞ હતી. અમારા બેની વચ્ચે ઉંમરનો ફરક તો મોટો હતો જ પણ એનાથીયે વધારે અમારા બન્નેના માનસમાં મોટો ભેદ હતો; કારણકે હું તેના કરતાં બહુ વધારે આગળ વધેલો હતો. પણ 'દુનિયાદારી'ના મારા દેખાવ છતાં હું બહુ છોકરવાદી હતો. અને તેથી આ કોમળ લાગણીવશ બાળા — જેની બુદ્ધિ ખીલતી કળીની જેમ ધીમે ધીમે ઊઘડતી હતી — તેને બહુ નરમાશથી અને કાળજીપૂર્વક સંભાળની જરૂર હતી, એનો મને ભાગ્યે જ બરાબર ખ્યાલ હતો. અમારી વચ્ચે પરસ્પર આકર્ષણ હતું અને તેથી અમારું ગાડું ઠીક ચાલતું હતું; પણ અમારા બન્નેના માનસ વચ્ચે બહુ ભેદ હતો અને તેનો મેળ બેસતો નહોતો. તેમના આ અભાવને લીધે ક્યારેક ક્યારેક અમારી વચ્ચે ઝઘડો થઈ જતો; નજીવી નજીવી બાબતોમાં અમે લડી પડતાં. અલબત એ છોકરવાદી લડાઈઓ હતી અને લાંબો વખત ચાલતી નહિ. થોડી જ વારમાં અમે પાછા મનવાઈ જતાં. બન્ને જરા ગરમ મિજાજનાં, લાગણીપ્રધાન અને પોતાના સ્વાભિમાનનો છોકરવાદી ખ્યાલ રાખનારા હતાં. આમ છતાં અમારી વચ્ચેનો પ્રેમ વધતો ગયો, પણ માનસનો મેળ ઉત્પન્ન થતાં વાર લાગી. અમારાં લગ્ન પછી એકવીસ મહિને ઇંદિરા — અમારું એકનું એક બાળક — જન્મી.

અમારાં લગ્ન વખતે જ રાજકારણમાં નવા ફેરફારો થયા હતા અને મારું મન તેમાં એકાગ્ર થતું હતું. એ હોમરૂલના દિવસો હતા. ત્યાર પછી તુરત જ પંજાબમાં લશ્કરી કાયદો આવ્યો અને તે પછી અસહકાર એટલે હું લોકકાર્યની ધમાલ અને તોફાનમાં વધારે ને વધારે ગૂંચવાતો ગયો. આ બધી પ્રવૃત્તિઓમાં હું એટલો બધો મશગૂલ થઈ ગયો કે સાવ અજાણપણે હું કમલા તરફ બેદરકાર રહ્યો, અને જે વખતે એને મારા મદદની સૌથી વધારે જરૂર હતી તે જ વખતે મેં તેને તેનું ફોડી લેવા છોડી. એના પ્રત્યેનો મારો પ્રેમ તો ચાલુ જ હતો, બલકે વધતો ગયો,

અને એ પોતાના પ્રેમકિરણોથી મને મદદ હૂંફ આપવા તૈયાર છે, એ જ્ઞાનથી મને બહુ આશ્વાસન રહેતું. મને તો એ બળ આપતી, પણ પોતે તો ખૂબ માનસિક વ્યથા ભોગવી હશે, અને એના પ્રત્યે હું કંઈક બેદરકાર છું એમ પણ એને લાગ્યું હશે. આ અર્ધ-ભુલકણા, ઉપલકિયા વર્તન કરતાં હું દુઃખ આપતો હોત તે કદાચ વધારે પોસાત.

અને પછી તો એની વારંવાર આવનારી માંદગીઓ અને મારી લાંબી જેલયાત્રાઓ શરૂ થઈ. તેમાં અમે કેવળ જેલની મુલાકાતોમાં જ એકબીજાને મળી શકતાં. સવિનય ભંગની ચળવળે એને આપણા સૈનિકોની પ્રથમ પંક્તિમાં મૂકી દીધી, અને એને જેલ જવાનું થયું ત્યારે એને આનંદ થયો. અમે વધારે ને વધારે નિકટ આવતાં ગયાં; અમારી વિરલ મુલાકાતો અમોલી બની, અને તેની ગણ જોતાં અમે વચ્ચેના દિવસો ગણ્યા કરતાં. એકબીજાથી કંટાળવાની તો વાત જ ન હતી, પણ જ્યારે મળતાં ત્યારે નવાં જ મળતાં હોઈએ એમ લાગતું; કારણકે અમારી પ્રત્યેક મુલાકાત વખતે જે ઘડી સાથે ગાળવાની મળતી તેમાં તાજગી અને નવીનતા અમે અનુભવતાં. દર વખતે એકબીજા વિષે અમે કંઈક કંઈક નવી શોધો કરતાં, જોકે કોઈકવાર એકની નવી શોધ બીજાને હંમેશાં પ્રિય લાગતી નહિ. અમારા મોટી ઉંમરના મતભેદોમાં કંઈક છોકરવાદીપણું તો હતું જ.

અઢાર વર્ષના વિવાહિત જીવન પછી પણ એનો મુગ્ધ કુમારિકાનો દેખાવ કાયમ રહ્યો હતો. પ્રૌઢપણું એના દેખાવમાં જરાયે નહોતું. પહેલે દિવસે જેવી નવવધૂ અમારે ત્યાં આવી હતી તેવી જ તે હજુયે હતી. પણ મારામાં ઘણો ફેર પડી ગયો હતો. અને જોકે મારી ઉંમરના પ્રમાણમાં હું ઠીક તાજો, ચપળ અને સ્ફૂર્તિવાળો હતો, — અને લોકો કહેતા કે મારો છોકરવાદી સ્વભાવ પણ ઘણે અંશે કાયમ હતો — છતાં મારા દેખાવથી મારી ઉંમરની ખબર પડી જતી. મારા માથાના થોડા ભાગમાં ટાલ પડી ગઈ હતી, મારા વાળ ધોળા થવા લાગ્યા હતા, મારા મોઢા પર રેખાઓ અને કરચલીઓ પડી હતી, અને મારી આંખોની આજુબાજુ કાળી છાયા ઘેરાઈ હતી. છેલ્લાં

ચાર વર્ષોની હાડમારીઓ અને જંજાળો મારા શરીર પર ઠીકઠીક સંસ્કારો મૂકતી ગઈ હતી. આ છેલ્લાં વરસોમાં કમલા અને હું કોઈ અજાણી જગાએ જઈએ તો ઘણીવાર લોક એને મારી દીકરી માની લઈ મને મૂંઝવણમાં નાંખતા. તે અને ઇંદિરા બે બહેનો જેવી દેખાતી

અઢાર વરસનું વિવાહિત જીવન! પણ એમાંનાં કેટલાંયે લાંબાં વરસો મેં જેલની કોટડીમાં અને કમલાએ ઇસ્પિતાલો અને આરોગ્યભુવનોમાં ગાળ્યાં છે! અને વળી પાછો હું પેલે દિવસ જ જેલમાં હતો, અને માત્ર થોડા દિવસ માટે જ બહાર આવ્યો છું, અને તે બાપડી ભારે માંદગી ભોગવતી આયુષ્યને માટે ઝધડી રહી છે. પોતાની તબિયત વિષે બેકાળજી રહેવા બદલ મને તેના ઉપર ચીડ ચડતી હતી. પણ હું એનો વાંક શું કાઢું? એ બાપડી માંદગીને લીધે કાંઈ કરી શકતી ન હતી અને રાષ્ટ્રની લડતમાં પોતાનો પૂરો હિસ્સો આપી શકતી ન હતી તેથી તેનો તેજીલો સ્વભાવ શરીરે અશક્ત બનવાથી કકળાટ કરતો. તે ન તો બરાબર કામે ચડી શકતી અને ન ઉપચાર લેતી; અને તેના મનનો પરિતાપ તેના શરીરને બાળી રહ્યો હતો.

અને જ્યારે મને એની વધારેમાં વધારે જરૂર ભાસે છે, ત્યારે જ શું તે મને છોડી જશે? અરે, હજી તો હમણાં અમે એકબીજાને બરાબર ઓળખતાં અને સમજતાં થયાં હતાં; અમારું સહજીવન હમણાં જ બરાબર શરૂ થતું હતું! એકબીજા ઉપર અમે કેટલો આધાર રાખતાં અને અમારે કેટલું બધું સાથે કરવાનું હતું!

આમ પ્રતિદિવસે અને પ્રતિપળે એની પાસે બેસીને મને આ વિચારો આવ્યા કરતા.

સાથીઓ અને મિત્રો મળવા આવ્યા. ઘણી બાબતો વિષે હું બિનવાકેફ હતો તેની તેઓએ મને ખબર આપી. વર્તમાન રાજકીય સમસ્યાઓની તેઓ ચર્ચા કરતા અને મને પ્રશ્નો પૂછતા મને જવાબ આપવા કઠણ પડતા. કમલાના મંદવાડના વિચારને મગજમાંથી ખસેડવા સહેલા નહોતા, અને જેલના એકાંત અને વિવિક્તવાસ પછી વિશિષ્ટ પ્રશ્નોનો એકાએક વિચાર કરવા મારી તૈયારી નહોતી. લાંબા અનુભવથી હું શીખ્યો હતો કે જેલમાં

મળતી થોડીઘણી માહિતી પરથી કોઈ પરિસ્થિતિનો ખ્યાલ કરવો શક્ય નથી. મનને બરાબર ઘડીમાં બેસાડવા માટે અંગત પરિચયની આવશ્યકતા હતી. નહિ તો પ્રગટ કરેલા વિચારો કેવળ પુસ્તકિયા ' અને વસ્તુસ્થિતિથી દૂર હોવાનો સંભવ હતો. વળી ગાંધીજી અને મહાસભાના કાર્યવાહક મંડળના મારા સાથીઓ સાથે બધી વાતની ચર્ચા કર્યા વિના મહાસભાની નીતિ વિષે કંઈક નિશ્ચિત અભિપ્રાય આપવો એ એમને અન્યાય કરવા જેવું લાગતું હતું. જે કંઈ થયું હતું, તેને વિષે મારું મન તો ટીકાઓથી ભરેલું હતું, પણ કંઈક ચોક્કસ સૂચનાઓ કરવા મારી તૈયારી નહોતી. તે વખતે જેલની બહાર નીકળવાની આશા ન હોવાથી મેં એ દૃષ્ટિએ વિચાર પણ કર્યો નહોતો.

વળી, મને એમ પણ લાગતું હતું કે સરકારે મારી પત્નીને મળવા માટે મારી પ્રત્યે દેખાડેલા સૌજન્યનો લાભ લઈ મારે રાજકીય કામો કરવાં બરાબર ન કહેવાય. જોકે આવી કોઈ પ્રવૃત્તિ ન કરવાની મેં કબૂલાત કે ખાતરી આપી નહોતી, છતાં એ વિચાર મને સતત રોકી રાખતો હતો.

કેટલીક ખોટી અફવાઓનો ઇનકાર કરવા ઉપરાંત બીજાં કોઈ જાહેર નિવેદનો બહાર પાડવાનું મેં ટાળ્યું. ખાનગીમાંયે કોઈ ચોક્કસ નીતિને નિશ્ચિતપણે જણાવવાનું મેં ટાળ્યું, પણ ભૂતકાળના બનાવો પર હું છૂટથી મારી ટીકાઓ કરતો. કોંગ્રેસ સોશિયાલિસ્ટ પાર્ટી થોડા વખત પર અસ્તિત્વમાં આવી હતી, અને મારા ઘણા નિકટના મિત્રો તેમાં જોડાયા હતા. જેટલું મેં જાણ્યું તે પરથી એની સામાન્ય નીતિ મને પસંદ હતી, પણ એમાં એવાં વિલક્ષણ માણસોનો ખીચડો થયો હતો કે હું સાવ છૂટો હોત તોયે તેમાં એકાએક ભળ્યો નહોત. સ્થાનિક ખટપટોમાં મારો કેટલોક વખત ગયો; કારણકે અલાહાબાદમાં, બીજી જગ્યાઓની જેમ જ, સ્થાનિક મહાસભા સમિતિઓની ચૂંટણી પ્રસંગે અનહદ ઝેરી પ્રચાર ચાલ્યો હતો. એમાં કોઈ સિદ્ધાંતનો પ્રશ્ન નહોતો, પણ કેવળ વ્યક્તિઓનો જ પ્રશ્ન હતો, અને એવા કેટલાક વ્યક્તિગત ઝઘડા પતાવવા મારી મદદ માંગવામાં આવી હતી.

આ બધી બાબતોમાં પડવાની મારી ઇચ્છા નહોતી, અને સમય પણ નહોતો. તે છતાંયે કેટલીક હકીકતો મારા જાણવામાં આવી તેથી મને ઘણું દુઃખ થયું. મહાસભાની સ્થાનિક ચૂંટણીઓ પર લોકો આટલો ભયંકર આવેશ પ્રગટ કરી શકતા હતા એ જોઈને મને આશ્ચર્ય થયું. એ ઝઘડાઓમાંના કેટલાક આગેવાનો એવા માણસો હતા કે જેઓ લડત દરમ્યાન વિવિધ ખાનગી કારણોસર ઘેર બેસી ગયા હતા. સવિનય ભંગ ખેંચી લેવાયા પછી એ ખાનગી કારણોનું મહત્ત્વ ઘટી ગયું હતું, અને તેઓ એકાએક બહાર પડ્યા અને એકબીજા સામે તીખી અને ઘણીવાર અસભ્ય લડત ચલાવવા લાગ્યા. બીજા પક્ષને પાડવાના અત્યુત્સાહમાં સભ્યતાના સાધારણ નિયમો પણ કેવા ભુલાઈ જવાતા એ આશ્ચર્યકારક હતું. મને ખાસ દુઃખ તો એ થયું કે કમલાના નામ અને મંદવાડનોયે આ સ્થાનિક ચૂંટણીઓ લડવા માટે દુરુપયોગ થયો.

મોટા પ્રશ્નોમાં, વડી ધારાસભાની થનારી ચૂંટણીઓ લડવાના મહાસભાના ઠરાવ પર ચર્ચાઓ થઈ. તરુણોનો ઘણો ભાગ આ નિર્ણયની વિરુદ્ધ હતો; કેમકે તેમને લાગતુ હતું કે એથી આપણે પાછા ધારાસભાશાઈ અને બાંધછોડ કરવાની રીતોમાં પડી જઈશું; પણ તેમની પાસે કોઈ બીજો અસરકારક કાર્યક્રમ નહોતો. અજાયબી એ હતી કે આવા કેટલાક સિદ્ધાન્તવાદી વિરોધીઓને મહાસભા સિવાય બીજી સંસ્થાઓ ચૂંટણીઓ લડે એમાં હરકત લાગતી નહોતી. કોમી સંસ્થાઓ માટે ધારાસભાઓનું ક્ષેત્ર મોકળું રાખવું એવો જાણે એમનો ઉદ્દેશ દેખાતો હતો.

સ્થાનિક ગંદા ઝઘડાઓ અને જે જાતની ખટપટો વધતી જતી હતી તે પ્રત્યે મને ઘૃણા થઈ એમાં મારો સૂર ભળી શકે એમ ન લાગ્યું, અને મારા પોતાના શહેર અલ્લાહાબાદમાં હું પોતાને પરદેશી જેવો જણાવા લાગ્યો. જ્યારે આ બાબતોમાં મારે ભાગ લેવાનો સમય આવશે ત્યારે હું શું કરીશ એનો મને વિચાર આવતો.

ગાંધીજીને મેં કમલાની તબિયત વિષે લખ્યું. વળી, હું પાછો જલદી જેલમાં જઈશ અને બીજી તક નહિ મળે એ વિચારથી મેં એમને મારા કેટલાક વિચારોનીયે ઝાંખી કરાવી.

## ૬૬

# પાછો જેલમાં

छाया निरंकुशगति स्वयमातपस्तु
छायान्वितः शतश एव निजप्रसंगम् ।
दुःखं सुखेन पृथगेव मनन्तदुःख
पीडानुवेधविधुरा तु सुखस्य वृत्तिः ॥

( છાયા સ્વતંત્ર ગતિની; તડકો પરંતુ
છાયાભળેલ દિસતો જ નિજસ્વભાવે;
છે દુઃખ તો સુખથકી જ પૃથક્ પરંતુ
પીડા અનંત દુખની સુખને સતાવે. )

રાજતરંગિણી, તરંગ ૮, ૧૯૧૩.

હું નૈની જેલમાં પાછો પહોંચ્યો. મને લાગ્યું કે જાણે આ નવી સજા લઈને આવ્યો. અંદર-બહાર, બહાર-અંદર; ટેનિસના દડાના જેવો હું બન્યો હતો ! ઘડીકમાં છૂટવું અને આ ઘડીકમાં પાછું પકડાવું—આ આવજાથી લાગણીઓનું આખું માળખું હચમચી ઊઠતું હતું અને વારંવાર થતા ફેરફારોને અનુકૂળ થવું સહેલું લાગતું નહોતું. મેં ધાર્યું હતું કે નૈનીમાં મને અગાઉ જે ઓરડી આપવામાં આવી હતી, તે જ પાછી મળશે. ત્યાં લાંબું રહેવાને લીધે હું એ ઓળીને ટેવાઈ ગયો હતો. મારા બનેવી શ્રી. રણજિત પંડિતે અગાઉ વાવેલાં ફૂલઝાડો ત્યાં હતાં અને એક સારો ઓટલો હતો. પણ આ જૂના છઠ્ઠા બેરેકમાં એક રાજકીય કેદી—ડેટિન્યુ—ને તપાસ કે સજા વિના રાખેલો હતો. મારે માટે એનો સહવાસ યોગ્ય મનાયો નહોતો. અને તેથી મને જેલના એક બીજા, વધારે અંધિયાર અને ઘાસ-પાન-ફૂલ વિનાના, ભાગમાં મૂક્યો હતો.

પણ મારા દિવસ અને રાત કયાં વીતે છે તેની મને બહુ દરકાર નહોતી; કારણ કે મારું મન બીજે હતું. મને ધારતી હતી

કે કમલાની તબિયતમાં જે થોડો સુધારો થયો હતો તે મારા ફરી પકડાવાના ધક્કા આગળ ટકી શકશે નહિ. અને તેમજ બન્યું. થોડા દિવસ એવી વ્યવસ્થા કરવામાં આવી હતી કે મને રોજ દાક્તરનો ટૂંકો રિપોર્ટ મળે. આ બહુ આડકતરી રીતે આવતો. દાક્તરને એ ફોનથી પોલીસચોકીમાં મોકલવો પડતો, અને પોલીસ તરફથી તે જેલમાં જતો. દાક્તર અને જેલના અધિકારીઓ વચ્ચે સીધો સંબંધ રહે એ યોગ્ય મનાતું નહોતું. બે અઠવાડિયાં સુધી મને આ ખબરો — કદી કદી અનિયમિત રીતે — મળ્યા કીધી, પણ પછી, કમલાની તબિયત તો વધારે બગડતી જ જતી હતી છતાં, તે બંધ કરવામાં આવી.

ખરાબ ખબરો મળે અથવા ખબરોની રાહ જોતાં બેસી રહેવું પડે એથી દિવસ ખૂટતો જ નહિ અને રાત્રીઓ તો એથીયે ખરાબ જતી. જાણે કાળની ગતિ બંધ જ થઈ હોય, અથવા અત્યંત ધીમી થઈ ગઈ હોય એમ લાગતું, અને દરેક કલાક ભારરૂપ અને ત્રાસદાયક લાગતો. આટલો ઊંડો અંતર-ઉદ્વેગ મને પહેલાં ક્યારેય થયો નહોતો. મને તે વખતે લાગતું હતું કે બેએક મહિનામાં — મુંબઈની મહાસભા ગયા બાદ — હું છૂટી જઈશ; પણ એ બે મહિના તો અનંતકાળ જેવા લાગતા હતા.

પાછો જેલમાં આવ્યા બાદ બરાબર એક મહિને એક પોલીસ અમલદાર મને મારી પત્નીને મળવા માટે જેલમાંથી બહાર લઈ ગયો. મને કહેવામાં આવ્યું કે અઠવાડિયામાં બેવાર મને આવી રીતે તેને મળવા લઈ જવામાં આવશે; સમય પણ નક્કી કરવામાં આવ્યો. ચોથે દિવસે મેં રાહ જોઈ; કોઈ આવ્યું નહિ. પાંચમો ગયો, છઠ્ઠો ગયો, સાતમો ગયો. હું રાહ જોઈ જોઈ થાક્યો. મને ખબર મળી હતી કે એની સ્થિતિ પાછી ગંભીર બનવા લાગી છે. બેવાર મને જોવા લઈ જવામાં આવશે એમ કહ્યા પછી મારી આ કેવી મજાક કીધી, એમ મને લાગ્યું.

અંતે સપ્ટેંબર પૂરો થયો. આટલા લાંબા અને યાતના-ભર્યા ત્રીસ દિવસ મેં ક્યારેય અનુભવ્યા નહોતા.

જુદા જુદા મધ્યસ્થો તરફથી મને સૂચનાઓ મળતી હતી કે જો હું એવી કબૂલાત આપું, — લેખી નહિ, પણ મોઢાની પણ

કબૂલાત આપું — કે મારી જેટલી સજા બાકી છે તેટલા દિવસ હું રાજકારણમાં ભાગ નહિ લઉં તો કમલાની શુશ્રૂષા કરવા મને મુક્ત કરવામાં આવે. તે વખતે રાજકારણ તો મારા મગજમાંથી ખસી જ ગયું હતું; અને અગિયાર દિવસ દરમ્યાન મેં જે રાજકારણ બહાર જોયું હતું તે મને માત્ર ઓકરી ગયું હતું; પણ કબૂલાત આપવી! એટલે મારી પ્રતિજ્ઞાઓને,મેં ઉપાડેલા કાર્યને, મારા સાથીઓને અને મને પોતાને બેવફા થવું! ગમે તે થાય, એ શરત અસ્વીકાર્ય જ હતી. એમ કરવું એટલે મારા સત્ત્વના મૂળ પર જ ઘા કરવો, જેને મેં જીવનની પવિત્રમાં પવિત્ર વસ્તુ ગણી છે તેને જ છેદવી. મને તેઓ જણાવતા કે કમલાની તબિયત વધારે ને વધારે બગડતી જાય છે, અને તેની પાસે મારી હાજરી કે ગેરહાજરી તેની જીવનદોરી લંબાવવાને કે તોડવાને પૂરતી થઈ પડે એમ છે. શું મારાં વૈયક્તિક ગર્વ અને અભિમાન એને જીવવાની તક આપવાની મારી ઇચ્છા કરતાં વધારે મહત્ત્વનાં હતાં? આ એક મારે માટે કઠણ કસોટી થાત, પણ સારે નસીબે એ પ્રશ્ન મારી પાસે એટલા વસમા રૂપમાં આવ્યો નહોતો. હું જાણતો હતો કે કમલા પોતે જ હું કાંઈ કબૂલાત આપું તે ખૂબ જ નાપસંદ કરત, અને એવું જો મેં કાંઈ કર્યું હોત તો તેનો એને આઘાત પહોંચત અને તબિયતને નુકસાન કરત.

ઑક્ટોબરની શરૂઆતમાં વળી મને એને મળવા લઈ ગયા. ખૂબ તાવથી એ લગભગ ઘેનમાં પડેલી હતી. હું સોડમાં હોઉં એવી તો એને તીવ્ર ઇચ્છા હતી, પણ જેવો હું જેલમાં પાછો જવા માટે તૈયાર થયો કે તે વીરતાપૂર્વક હસી અને મને નીચા વળવા ઇશારત કરી. હું નીચે વળ્યો ત્યારે એણે ધીમેથી કહ્યું. "આ સરકારને કબૂલાત આપવાની શું વાત છે? રખે એવું કશું કરતા!"

હું જ્યારે અગિયાર દિવસ બહાર હતો ત્યારે એમ નિર્ણય થયો હતો કે કમલાને સહેજ ઠીક લાગે કે તુરત વધારે અનુકૂળ જગ્યાએ ઉપચાર માટે મોકલવી. ત્યારથી એની તબિયતમાં સુધારો થવાની સૌ રાહ જોયા કરતા હતા, પણ સુધરવાને બદલે એ વધારે.ને વધારે લથડી હતી અને હવે, ૭ અઠવાડિયાં બાદ

બગાડ સ્પષ્ટપણે દેખાતો હતો. રાહ જોયા કરવી અને આ રોજ વધતો જતો બગાડ જોતા રહેવામાં કાંઈ લાભ દેખાયો નહિ. તેથી, આ તબિયતમાંયે એને ભવાલીની ટેકરી ઉપર મોકલવાનો અમે ઠરાવ કર્યો.

એને ભવાલી લઈ જવાના હતા તેને આગલે દિવસે એને વિદાય આપવા મને જેલમાંથી ઘેર લઈ ગયા. હવે પાછાં ક્યારે મળીશું? ક્યારેય મળીશું ખરાં? પણ એ જરા પ્રસન્ન અને ખુશ લાગતી હતી, અને તેથી ઘણે દિવસે મને પણ જરા વધારે શાતા વળી.

લગભગ ત્રણ અઠવાડિયાં પછી નૈની જેલમાંથી અલ્મોડા જિલ્લા જેલમાં મારી બદલી કરવામાં આવી. આનો ઉદ્દેશ હું કમલાની નજીકમાં હોઉં એ હતો. ભવાલી રસ્તામાં પડતું હતું. પોલીસની સાથે થોડા કલાક હું કમલાની પાસે રોકાયો. કમલાની તબિયતમાં સુધારો જોઈ મને ઘણો આનંદ થયો, અને તેથી અલ્મોડા જવા હું ઊપડ્યો ત્યારે મારું મન ઘણું હળવું થયું હતું. એ પણ ખરું કે એને મળ્યા પહેલાંયે પહાડોનાં દર્શનથી જ મને આનંદ થયો હતો.

આ પહાડોમાં પાછા આવવાથી મને આનંદ થયો. પહાડના વાંકાચૂંકા રસ્તા પરથી અમારી મોટર ચાલી જતી હતી તેમ તેમ પ્રભાતનો શીતલ સમીર અને દૃષ્ટિ આગળ ખૂલતાં જતાં વિશાળ દશ્યોથી હું તાજો થઈ ગયો. અમે ઊંચા ને ઊંચા ચડતા ગયા; ઘાટીઓ ઊંડી થતી ગઈ, શિખરો વાદળાંમાં ખોવાઈ જતાં ગયાં; વનસ્પતિ ધીમે ધીમે બદલાતાં બદલાતાં છેવટે સાગ અને દેવદારથી પર્વતો ઢંકાઈ ગયા. રસ્તાનો એકાદ વાંક લેતાં કોકવાર ટેકરીઓ અને ખીણોનો એક નવો વિસ્તાર ખૂલતો અને નીચે ઊંડી ખીણમાં ખળખળ વહી જતી નદી દેખા દેતી. મારી આંખો આ જોતાં ધરાતી નહોતી; ભુખાળવાની જેમ હું એ જોયા કરતો હતો અને મારી સ્મૃતિમાં તે દશ્યોને ભરતો હતો, જેથી એનું સાક્ષાત દર્શન ન મળે ત્યારેય હું તેમને ફરી જાગૃત કરી શકું.

પહાડી નાની ઝૂંપડીઓનાં ઝૂમખાં પર્વતના પડખામાં વળગેલાં હતાં; તેની આજુબાજુ આછા ઢાળનો જે કાંઈ ટુકડો મળી આવે તેના પર અથાગ પરિશ્રમ લઈ બનાવેલાં નાનાં નાનાં

ખેતરો હતાં. દૂરથી તે અગાસીઓ જેવાં દેખાતાં; અથવા નીચે ખીણમાંથી માંડી છેક ઉપર પર્વતના શિખર પર્યંત કોરી કાઢેલી વિશાળ પગથીઓ જેવાં દેખાતાં. અહીંની આછી વસ્તી માટે કુદરત પાસેથી થોડું ધાન્ય કઢાવવા કેટલી ભારે મહેનત! માંડમાંડ પેટ ભરાય તેટલું મેળવવા કેટલો અનવરત પરિશ્રમ! આ ખેડાયેલી અગાસીઓને લીધે એ પર્વતો પરિચિત જેવા લાગતા હતા, અને વધારે ઘોર તથા વન્ય ગિરિઓથી તે સાવ નોખા પડી જતા હતા.

દિવસે બહુ જ ખુશનુમા લાગતું હતું. જેમ જેમ સૂર્ય ઊંચો ચડતો ગયો તેમ તેમ ગરમીના વધવાની સાથે પર્વતો જીવનથી ઊભરાતા ગયા, અને અપરિચિત લાગવાને બદલે પરિચિત અને મિત્રાચારી કરવા યોગ્ય લાગવા માંડ્યા. પણ દિવસ પૂરો થતાં તે કેવા બદલાઈ જાય છે! "વિરાટ પગલે યદા રજની વ્યાપતી વિશ્વને" એ સમયે, અને જીવો સંતાઈ જઈ પોતાનું રક્ષણ શોધે છે તથા ભીષણ પ્રકૃતિને એકલી મૂકી દે છે, ત્યારે એ પર્વતો કેવા ઠંડા અને ભયાનક લાગે છે! ચંદ્રપ્રકાશ કે તારાપ્રકાશના અર્ધ અંધકારમાં પર્વતો ગૂઢ, ડરામણા અને અકળામણા છતાં, જાણે આકારહીન તર્યા કરે છે; અને ખીણોમાંથી પવનનો વિલાપ સાંભળી શકાય છે. બાપડો મુસાફર એના એકાંત માર્ગો પરથી ચાલતાં ધ્રૂજી ઊઠે છે અને ચારે બાજુ ભયને નિહાળે છે, પવનનો સુસવાટ પણ જાણે એની ઠેકડી કરતો અને ધમકાવતો જણાય છે. વળી ક્યારેક પવનનો આછો શ્વાસ કે બીજો કોઈ ધ્વનિયે સંભળાતો નથી, અને એ અખંડ મૌન જ એની તીવ્રતાને લીધે અકળાવે છે. કેવળ તારના દોરડાંમાંથી જ કદાચ આછો ગણગણાટ આવે છે, અને તારાઓ વધારે ઝગઝગતા અને વધારે નીચે ઊતરેલા લાગે છે, ભયાનક પર્વતો જાણે આપણી ઉપર ઘૂરકે છે, અને જાણે કોઈક ડરામણી ગૂઢતા સમક્ષ આવીને ઊભી રહે છે. પાસ્કલના શબ્દો યાદ આવે છે કે "અનંત અવકાશનું શાશ્વત મૌન મને ડરાવે છે." સપાટ પ્રદેશોમાં રાત એવી અવાજ વિનાની ક્યારેય હોતી નથી. ત્યાં જીવનનું કંઈક 'શ્રવણ' થતું જ હોય છે; અનેક પ્રકારનાં પ્રાણીઓ અને જંતુઓ અવાજ અને ગણગણાટથી રાત્રીની શાંતિમાં ભંગ પાડે છે.

પણ અમારી મોટર અલ્મોડા જતી હતી, ત્યારે રાત્રીનો ફેરો અને આદર વિનાનો સંદેશો મળવાને હજુ વાર હતી. અમારો પ્રવાસ પૂરો થવા આવ્યો હતો, એટલામાં મોટરે એક વાંક લીધો, અને તે જ ક્ષણે એકાએક વાદળાં ખસી ગયાં અને એક એવું નવું દૃશ્ય ખડું કર્યું કે તેને જોતાં હું આનંદ અને આશ્ચર્યથી આભો બન્યો. ખૂબ દૂર વચમાંના જંગલોથી ભરેલા પર્વતોથી ખૂબ ઊંચે હિમાલયનાં હિમાચ્છાદિત શિખરો ઝળકી રહ્યાં હતાં. જાણે સમગ્ર ભૂતકાળના જ્ઞાનથી ભરેલા ભારતવર્ષના અફાટ ભૂમિતળના, મોટા ચોકીદાર હોય તેમ તે શાંત અને અકળ દેખાતા હતા. એના દર્શનથી જ મગજનો તાપ શાંત થઈ ગયો; એમની સનાતનતા આગળ જાનપદો અને નગરોમાં અનુભવાતા નિર્જીવ ઝઘડાઓ અને પ્રપંચો, વિકારો અને જૂઠાણાં તુચ્છ અને દૂર રહેલાં લાગવા માંડ્યાં.

અલ્મોડાની નાનકડી જેલ એક ટેકરી પર જાણે ચડીને બેઠી હતી. એક આલેશાન બૅરેક મને આપવામાં આવ્યો હતો. તે એક ૫૧ ફૂટ લાંબો અને ૧૭ ફૂટ પહોળો મોટો ખંડ હતો; એની પરસાળ બહુ ઊંચીનીચી હતી; છાપરું ઊધઈથી ખવાઈ ગયું હતું અને તેમાંથી નાના નાના લાકડાના ટુકડા હમેશાં ખર્યા કરતા હતા. એને પંદર બારીઓ અને એક બારણું હતાં; અથવા: કહો કે ભીંતમાં એટલાં સળિયાવાળાં નાનાંમોટાં બાકાં હતાં; કારણકે તેને બારી-બારણાં તો હતાં જ નહિ. આથી તાજી હવાની બિલકુલ ખોટ નહોતી. ટાઢ વધવા માંડી ત્યારે કેટલીક બારીઓ કાથાની ચટાઈઓથી બંધ કરી દેવામાં આવી. આ વિશાળ મંડપ દહેરાદૂનના કોઈ પણ ચોક કરતાં મોટો હતો. આમાં હું એકલો માહેબી ભોગવવા લાગ્યો. પણ હું સાવ એકલો નહોતો; એના ભાંગી ગયેલા છાપરામાં કમમાં કમ ચાળીસ ચકલાંએ પોતાના માળા બાંધ્યા હતા. કોઈકવાર એકાદ ભટકતું વાદળું પણ મને ભેટવા આવતું, અને તેનાં સર્વ બાકોરાંમાંથી પોતાની અનેક ભુજાઓ ફેલાવી ઓરડાને ભીના ધુમ્મસથી ભરી દેતું.

ગાંજે સાડાચાર વાગ્યે મારું છેલ્લું ભોજન — એટલે ચા અને હીકડીક નાસ્તો — લીધા પછી આશરે પાંચ વાગ્યે મને પૂરી દેવામાં

આવતો, તે મવારે સાત વાગ્યે સળિયાનો દરવાજો ખોલવામાં આવતો. દિવસના વખતમાં કાં તો મારા બૅરેકમાં અથવા બાજુના ચોકમાં હું તડકો ખાતો બેસતો. ભીંતોની ઉપરથી લગભગ એક માઈલ દૂર આવેલા એક પર્વતનું શિખર હું જોઈ શકતો હતો, અને મારી ઉપર અનેક વાદળાંઓ જડેલા નીલ આકાશનો વિશાળ ચંદરવો હતો. આ વાદળાં ચિત્રવિચિત્ર રૂપો ધારણ કરતાં હતાં; એને જોતાં હું કંટાળતો જ નહિ. બધી જાતનાં પ્રાણીઓનાં રૂપોની મને એમાં કલ્પનાઓ આવતી; કોઈકવાર તે બધાં ભેગાં થઈ જઈ વિશાળ મહાસાગર જેવાં દેખાતાં અથવા તો તે સમુદ્રની ચોપાટી જેવાં લાગતાં, અને દેવદારના વૃક્ષોમાંથી આવતો પવનનો સુસવાટ જાણે કોઈ દૂરના સમુદ્રકિનારા ઉપર ચડતી ભરતીના ઘુઘવાટ જેવો લાગતો. કોઈકવાર એકાદ વાદળું, જાણે નક્કર ઘનાકૃતિ હોય તેમ, અમારી સામે જોરથી ધસી આવતું, અને પછી નજીક આવતાં ધુમ્મસ બની જઈ અમને ઘેરી લેતું.

જોકે નાની જગ્યા કરતાં મોટી જગ્યામાં એકાન્તનો વધારે ખ્યાલ આવતો હોય છે, છતાં નાનકડી કોટડી કરતાં વિશાળ બૅરેક મને વધારે પસંદ પડી. બહાર વરસાદ પડતો હોય ત્યારે પણ હું અંદર આંટા મારી શકતો. પણ જેમ ટાઢ વધવા લાગી તેમ એની અપ્રસન્નતા પણ વધવા લાગી, અને જ્યારે પાણી જામી જાય એટલી ઠંડી વધી ગઈ ત્યારે તાજી હવા અને ખુલ્લામાં ફરવાનો મારો શોખ થીજતો ગયો. બેસતે વર્ષે બરફનો સારો વરસાદ થયો, અને મારા હરખનો પાર ન રહ્યો. તેને લીધે જેલના એ ભૂખરા વાતાવરણમાં રમણીયતા આવી. ખાસ કરીને જેલની દીવાલોની બહારનાં દેવદાર વૃક્ષો એમનાં ધોળાં વસ્ત્રોથી સુંદર પરીઓ જેવાં લાગતાં હતાં.

કમલાની તબિયતનાં વધતાં સુધારા-બગાડાથી હું ચિંતાતુર રહેતો હતો. એકાદ દિવસ ખરાબ સમાચાર આવે તો હું ઘડીકવાર અસ્વસ્થ થઈ જતો; પણ પર્વતની હવા મને શાંત અને સ્વસ્થ કરતી, અને હું પાછો પહેલાંની જેમ ગાઢ નિદ્રા લેવા લાગ્યો. ક્યારેક નિદ્રા આવવાની તૈયારી હોય ત્યારે મને વિચાર આવતો કે નિદ્રા કેવી અજબ અને ગૂઢ અવસ્થા છે! એમાંથી શું કામ પાછી જાગૃતિ આવતી હશે? ધારો કે હું બિલકુલ ન જાગું તો?

છતાં જેલમાંથી છૂટવાની મારી ઇચ્છા વધતી જતી હતી; આવી બળવાન ઇચ્છા પહેલાં કદાપિ મને થયેલી નહિ. મુંબઈની મહાસભા થઈ ગઈ. નવેંબર આવ્યો અને ગયો, અને વડી ધારાસભાની ચૂંટણીઓની ધમાલ પણ થઈ ગઈ. એમ કહું તો ચાલે કે હવે મને જલદી છોડશે એવી હું ગણતરી કર્યા કરતો હતો.

પણ ત્યાં તો ખાન અબદુલ ગફ્ફાર ખાનને પકડવાના અને સજા કર્યાના, અને હિંદુસ્તાનમાં થોડા દિવસ માટે આવેલા સુભાષ બોઝ પર થયેલા વિચિત્ર હુકમોના આશ્ચર્યજનક સમાચાર મને મળ્યા. આ હુકમોમાં માણસાઈ કે વિવેક નહોતાં; જેના પર એ કરવામાં આવ્યા હતા તે એના અસંખ્ય દેશબંધુઓના પ્રેમ અને આદર પામેલા એક પુરુષ હતા, અને જાતે માંદા છતાં ,મરણપથારીએ પડેલા પોતાના પિતાને મળવા દોડી આવ્યા હતા પણ જરા મોડા પડ્યા હતા. જો સરકારની આવી વૃત્તિ હોય તો મારા વહેલા છૂટવાનો કશો સંભવ ન હોઈ શકે. પાછળથી સરકારી ખુલાસાઓમાંથીયે આ સ્પષ્ટ થયું.

અલ્મોડા જેલમાં આવ્યાને એક મહિનો થયા બાદ મને કમલાને જોવા ભવાલી લઈ જવામાં આવ્યો. ત્યારથી હું સામાન્ય રીતે દર ત્રીજે અઠવાડિયે એને મળ્યો છું. સર સેમ્યુઅલ હોરે — હિંદખાતાના પ્રધાને — વારંવાર કહ્યું છે કે મને મારી પત્નીને અઠવાડિયામાં એક કે બે વાર મળવા દેવામાં આવે છે. મહિનામાં એક કે બેવાર કહ્યું હોત તો તે વધારે સાચું થાત. અલ્મોડામાં હું સાડાત્રણ મહિનાથી છું; એટલામાં હું તેને પાંચવાર મળ્યો છું. આ હું ફરિયાદરૂપે કહેતો નથી; કારણકે હું જાણું છું કે આ બાબતમાં સરકારે મારી તરફ બહુ વિવેકથી વર્તન રાખ્યું છે અને કમલાને મળવાની અસાધારણ સગવડો કરી આપી છે. એ બધા માટે હું સરકારનો કૃતજ્ઞ છું. જે ટૂંકી મુલાકાતો હું લઈ શક્યો તે મારે માટે, અને કદાચ તેને માટે પણ, બહુ કીમતી નીવડી છે. દાક્તરો મારી મુલાકાતને દિવસે પોતાનો પહેરો કેટલેક અંશે ઢીલો મૂકતા અને મને ઠીકઠીક સમય સુધી એની જોડે વાતો કરવાની પરવાનગી આપતા. અમે એકબીજાની વધારે ને વધારે સમીપ આવતાં હતાં, અને તેને છોડતાં જાણે મારું કોઈ અંગ તોડી લેતું

હોય એમ લાગતું. વિદાય લેવા માટે જ અમે ભેગાં થતાં હતાં, અને ક્યારેક મને દુ:ખપૂર્વક એવા પણ વિચાર આવતા કે કદાચ એક દિવસ મારે એની કાયમની વિદાય લેવી પડશે.

મારી માતાની તબિયત હજુ સુધરી નહોતી, તેથી દવા કરાવવા તે મુંબઈ ગયાં હતાં. ત્યાં તેમને સુધારો લાગતો હતો. પણ જાન્યુઆરીની અધવચમાં એક દિવસે સવારે મને એક ઓચિંતો ચમકાવનારો તાર મળ્યો. એમને પક્ષાઘાતનો ફટકો લાગ્યો હતો. એમને મળવા માટે મુંબઈની કોઈ જેલમાં મારી બદલી થાય એવી શક્યતા લાગી, પણ એમની તબિયતમાં જરા સુધારો થવાથી મને મોકલવામાં આવ્યો નહિ

જાન્યુઆરી પછી ફેબ્રુઆરી બેઠો છે, હવામાં વસંતનો મધુર ધ્વનિ સંભળાય છે બુલબુલ અને બીજાં પક્ષીઓ પાછાં દેખાવા અને સંભળાવા લાગ્યાં છે, અને જમીનમાંથી ઝીણાં ઝીણાં અંકુરો ભેદી રીતે બહાર ડોકિયું કાઢી આ આશ્ચર્યમય જગતને જુએ છે. એ ઋતુના લાલ ફૂલો પર્વતોનાં પડખાં પર લોહીરંગી છાપ પાડી રહ્યાં છે અને પીચ અને આલૂચાનાં ફૂલ ફૂટી રહ્યાં છે દિવસો ચાલ્યા જાય છે, અને ભવાલીની બીજી મુલાકાતનો વિચાર કરતો હું તેને ગણ્યા કરું છું મારા મનને હું પૂછું છું કે પેલી કહેતીમાં કાંઈ સત્ય છે ખરું કે હતાશતા, નિર્દયતા અને વિયોગ પછી જીવનના મહામોલા વરદાન પ્રાપ્ત થાય છે કદાચ તે વિના વરદાનોનું મૂલ્ય નહિ સમજાય. કદાચ બુદ્ધિ સ્વચ્છ થવા માટે દુ:ખ આવશ્યક છે; પણ એની અતિશયતાથી બુદ્ધિ ડહોળાય છે. જેનથી આત્મનિરીક્ષણને ઉત્તેજન મળે છે, અને મારી લાંબી લાંબી જેલયાત્રાઓએ મને પગલે વધારે ને વધારે અંતર્મુખ કર્યો છે સ્વભાવે હું અંતર્મુખ વૃત્તિનો નહોતો પણ, કડક ટોપી કે એરંડાચલાની જેમ, જેલ પણ માણસને અંતર્મુખ કરે છે કોઈકવાર, વિનોદને ખાતર, હું પ્રોફેસર મૅકડૂગલ* નો અંતર્મુખતા અને બહિર્મુખતા માપવાનો કોઠો કાઢીને એક વૃત્તિમાંથી બીજી વૃત્તિમાં થતા પરિવર્તનની શીઘ્રતા શોધવા તેને જોવા બેસું છું તે બહુ ઉતાવળે થતાં જણાય છે.

* ઇંગ્લંડનો એક પ્રસિદ્ધ આધુનિક માનસશાસ્ત્રી. —ભા. ક.

## ૬૭

# કેટલાક તાજા બનાવો

રાત્રી ગયે થતું અવશ્ય જ સુપ્રભાત,
વીત્યા પરંતુ દિવસો ન કદાપિ આવે;
આંખો મહીં વસતી આશ અપાર તોયે,
વીતી વસંતની સ્મૃતિ દિલને દુભાવે.*

મને મળેલાં છાપાં પરથી મુંબઈની મહાસભાની બેઠકોમાં થયેલાં કામકાજથી હું વાકેફ થયો હતો. એની રાજનીતિ અને વ્યક્તિઓમાં મને સ્વાભાવિક રીતે જ રસ હતો. વીસ વરસના ગાઢ સંબંધથી હું એની જોડે એવો દૃઢપણે બંધાઈ ગયો હતો કે મારું વ્યક્તિત્વ લગભગ એમાં ભળી ગયું હતું; અને પદાધિકાર કે જવાબદારીથી થતા કર્તવ્યભાનના બંધન કરતાં પણ એ મહાન સંસ્થા અને તેમાંના મારા હજારો જૂના સાથીઓની જોડેનાં મારાં સૂક્ષ્મ બંધનો વધારે મજબૂત બન્યાં હતાં. છતાં, એના કામકાજથી મને ઉમંગ આવી શક્યો નહિ. કેટલાક ઠરાવો મહત્ત્વના હોવા છતાં આખી બેઠક મને સાવ નીરસ લાગી. મને જેમાં રસ હતો તે વિષયો ભાગ્યે જ ચર્ચાયા હતા. હું ત્યાં હોત તો શું કરત તેના મને વિચારો આવ્યા. હું ચોક્કસ જાણતો ન હતો. નવી પરિસ્થિતિ અને નવા વાતાવરણથી મારા પર શી અસર થાત તે હું જાણતો નહોતો. અને જે કઠણ નિર્ણય કરવાની મને તે દિવસે જરૂર નહોતી તેનો જેલમાં બેઠા બેઠા નિર્ણય કરવાની મારે મગજને તસ્દી આપવાનું કાંઈ કારણ નહોતું. યથાકાળે એ પ્રશ્નોનો વિચાર કરવાનું અને મારો માર્ગ ઠરાવવાનું માગી મામે આવશે; પણ આજથી તેનો મગજના ખૂણામાંયે નિર્ણય કરી રાખવો નકામી મૂર્ખતા છે, કારણકે મારે માથે જવાબદારી આવવાને સમયે પરિસ્થિતિ બદલાઈ ગઈ હશે.

---

* ચીનના કવિ લીતાઈપોમાંથી પંડિતજીએ ટાંકેલી પંક્તિઓનો અનુવાદ
—અા. ક.

દૂર અને વિવિક્ત ગિરિવાસમાં હું જેટલું સમજી શક્યો તે પરથી મહાસભામાં બે બાબતો મને તરી આવતી જણાઈ: એક તો ગાંધીજીનું સર્વને છાઈ દેનારું વ્યક્તિત્વ, અને બીજો પંડિત મદનમોહન માલવીય અને શ્રી. અણેની આગેવાની નીચે કોમવાદી પક્ષે કરેલો અતિશય નબળો દેખાવ. જેમને હિંદુસ્તાનની જનતા અને મધ્યમવર્ગના માનસના આંતરરહસ્યોનું જ્ઞાન છે, તેમને તો ગાંધીજીનું દેશમાં સર્વોપરી અને અનન્ય નેતૃત્વ હજી સુધી ચાલુ જ છે એ વિષે કશું આશ્ચર્ય નહિ થાય. સરકારી અધિકારીઓ અને કેટલાક ઘરમાં બેઠા બેઠા વિચાર કરનારા રાજકીય નેતાઓ એવું માને છે — કદાચ તેમની ઇચ્છા જ તેમને એવું મનાવે છે — કે રાજકારણની બાજીમાંથી હવે ગાંધીજીનો દાવ ખલાસ થયો છે, અથવા, કાંઈ નહિ તો એમનો લોકો પરનો કાબૂ હવે ઘણો ઓછો થઈ ગયો છે. તેથી જ્યારે તેઓ પોતાની અસલ શક્તિ અને પ્રભાવ સાથે પાછા પ્રગટ થાય છે ત્યારે તેઓ દિઙ્મૂઢ બની જાય છે અને આ એમની દૃષ્ટિએ જણાતા નવા ફેરફારનાં નવાં કારણો શોધવા માંડે છે. તેમનો પ્રભાવ મહાસભા તથા દેશ પર છવાય છે તેનું કારણ તેમના વિશિષ્ટ મતો, કે તે મતો વિષે લોકોનો સાધારણ-પણે રહેલો વિશ્વાસ નથી, પણ તેમનું અદ્વિતીય વ્યક્તિત્વ છે. દરેક દેશમાં વ્યક્તિત્વનું મૂલ્ય મોટું છે; હિંદુસ્તાનમાં બીજા દેશો કરતાંયે તે વધારે મહત્ત્વનો ભાગ ભજવે છે.

મહાસભાથી એમનું નિવૃત્ત થવું એ બેઠકની એક મહત્ત્વની બાબત હતી. બાહ્ય દૃષ્ટિએ મહાસભા અને હિંદુસ્તાનના ઇતિહાસમાં ત્યાં એક અધ્યાય જાણે પૂરો થયો. પણ તત્ત્વતઃ એ વાત બહુ મહત્ત્વની નહોતી, કારણકે ગાંધીજી ઇચ્છે તોપણ તેઓ પોતાના બધાંને ઢાંકી નાખનારું વ્યક્તિત્વને છોડી શકે એમ નથી. એમણે જે સ્થાન પ્રાપ્ત કર્યું છે તે કોઈ અધિકારના સ્થાનને લીધે કે બીજા દેખીતા સંબંધોને લીધે નથી. આજેયે મહાસભા લગભગ પહેલાંના જેટલી જ એમના દૃષ્ટિબિંદુને પ્રગટ કરનારી સંસ્થા છે; અને આજે પણ જો એમણે દર્શાવેલો માર્ગ છોડીને મહાસભા દૂર હટી જાય તોપણ ગાંધીજી, કદાચ અજાણે પણ, એના તથા દેશના પર પોતાનો ઘણો કાબૂ ધરાવતા રહેશે.

એ ભાર અને જવાબદારીમાંથી તેઓ પોતાને મુક્ત કરી શકે એમ નથી. હિંદુસ્તાનની બાહ્ય પરિસ્થિતિનો વિચાર કરતી વખતે એમનું વ્યક્તિત્વ પરાણે આપણું ધ્યાન એમના પ્રત્યે ખેંચે છે, અને તે પ્રત્યે આંખ મીંચી શકાતી નથી.

તરત માટે તેઓ મહાસભામાંથી નિવૃત્ત થયા છે, તેનું દેખીતું કારણ એ છે કે મહાસભાને એમને લીધે મૂંઝવણ ન થાય એમ એઓ ઇચ્છે છે. કદાચ સરકાર સાથે અથડામણ થયા વિના રહે નહિ એવો કોઈક વ્યક્તિગત સત્યાગ્રહ તેમણે વિચારી રાખેલ હશે અને તેમાં તેઓ મહાસભાને સંડોવવા માગતા નહિ હોય.

દેશનું બંધારણ નક્કી કરવા માટે લોકપ્રતિનિધિસભાની કલ્પના મહાસભાએ સ્વીકારી તે જાણી મને આનંદ થયો. એ સિવાય આ પ્રશ્નનો કોઈ બીજી રીતનો ઉકેલ નથી એમ મને લાગતું હતું, અને મને ખાતરી છે કે ક્યારેક પણ આવી કોઈ સભા થવી જોઈશે જ. એ તો દેખીતું જ છે કે સફળ રાજક્રાન્તિ થાય તે સિવાય આવી સભા અંગ્રેજ સરકારની સંમતિ વિના થઈ શકે નહિ. સાથે એ પણ દેખીતું છે કે હાલની પરિસ્થિતિમાં એવી સંમતિ મળવાનો સંભવ નથી. આથી, જ્યાં સુધી એવું પગલું લેવાની ફરજ પાડવા જેટલી દેશમાં શક્તિ ઉત્પન્ન ન થાય ત્યાં સુધી કોઈ સાચી પ્રતિનિધિસભા થવી શક્ય નથી. એનો ચોખ્ખો અર્થ એ કે ત્યાં સુધી રાજકીય પ્રશ્ન અણઉકેલાયલો જ રહેશે. મહાસભાના કેટલાક આગેવાનોએ લોકપ્રતિનિધિસભાની કલ્પના તો સ્વીકારી છે, પણ તેને મોળી કરીને જૂના નમૂનાની પણ મોટી સર્વપક્ષ પરિષદના જેવી કંઈક કરી છે. આ તો તદ્દન નકામી વસ્તુ થશે, કારણકે તેના તે જ, મોટે ભાગે પોતે જ ચૂંટેલા, જૂના માણસો ભેગા થશે અને એકમત થયા વિના છૂટા પડશે. લોકપ્રતિનિધિ સભાની પાછળ મુખ્ય કલ્પના એ છે કે એની ચૂંટણી લોકોના બહુ વિશાળ પ્રમાણમાં લેવાયલા મતથી થવી જોઈએ, અને એનું બળ અને પ્રેરણા જનતામાંથી ઉત્પન્ન થયેલું હોવું જોઈએ. એવું મંડળ તરત જ સાચા પ્રશ્નોને ઉપાડશે અને આગળ ઘણીવાર થયું છે તેમ કોમી કે એવા ચીલાઓમાં ચોંટી રહેશે નહિ.

આ કલ્પનાની સિમલા અને લંડન પર જે અસર થઈ તે જાણવા જેવી હતી, અર્ધ-સત્તાવાર રીતે એમ પ્રગટ કરવામાં આવ્યું હતું કે સરકાર એમાં વાંધો નહિ લે; તેમણે આશ્રયદાતાના જેવી વૃત્તિથી તે પ્રત્યે પસંદગીનો અનુગ્રહ પણ દેખાડ્યો. દેખીતું છે કે તેમણે માન્યું હતું કે એ જૂના પ્રકારની સર્વ-પક્ષ પરિષદ જેવી થશે, અને નિષ્ફળ જ નીવડશે; અને પરિણામે તેમના જ હાથ મજબૂત કરશે. પાછળથી, તેમને જ્યારે એના જોખમો અને શક્તિનો ખ્યાલ આવ્યો ત્યારથી તેઓ જોરથી તેનો વિરોધ કરવા લાગ્યા.

મુંબઈની મહાસભા પછી તરત જ વડી ધારાસભાની ચૂંટણીઓ આવી. મહાસભાના ધારાસભાના કાર્યક્રમ વિષે ઝાઝો ઉત્સાહ ન હોવા છતાં મને એમાં બહુ રસ લાગતો હતો, અને મહાસભાના ઉમેદવારો જીતે અથવા, વધારે સાચી રીતે કહું તો, એના પ્રતિપક્ષીઓ હારી જાય એમ હું ઇચ્છા અને આશા કરતો હતો. આ વિરોધીઓમાં સ્વાર્થસાધુ, કોમવાદી, વિશ્વાસઘાતી અને સરકારની દમનનીતિમાં ટેકો આપનારા લોકોનો સંઘમેળો હતો. એમનામાંના ઘણાખરા લોકો હારી જશે એ વિષે શંકા નહોતી, પણ કમભાગ્યે કોમી ચુકાદાના પ્રશ્ને બુદ્ધિભેદ કર્યો, અને તેમાંના ઘણાકે કોમી સંસ્થાઓની મોટી પાંખોનો આશ્રય લીધો. આમ છતાં, મહાસભાને ઘણી સારી સફળતા મળી, અને ઘણા ન ઇચ્છવા જેવા માણસો નિકાલાઈ જવાથી હું રાજી થયો.

કહેવાતી 'કૉંગ્રેસ નેશનલિસ્ટ પાર્ટી'નું વલણ ખાસ ખેદજનક હતું. કોમી ચુકાદા પ્રત્યે તેનો તીવ્ર વિરોધ સમજી શકાય એવો હતો પણ, પોતાનો પાયો મજબૂત કરવાને, તેઓ અત્યંત કોમવાદી મંડળો (જેવાં કે સનાતની) સાથે તેમજ બીજા ઘણા જાહેર પડી ગયેલા રાજકીય પ્રગતિવિરોધીઓ સાથે ભળી ગયા; સનાતનીઓના કરતાં રાજકીય કે સામાજિક બાબતોમાં હિંદુસ્તાનમાં કોઈ વધારે પ્રગતિવિરોધી મંડળ નથી. માત્ર બંગાળમાં જ, ખાસ કારણોને લીધે, એક મજબૂત મહાસભાપક્ષ તેમની તરફેણમાં હતો. પણ બીજે બધે તેઓમાંના ઘણાખરા મોટે ભાગે સર્વ રીતે મહાસભાવિરોધી હતા, બલકે તેઓ મહાસભાના જાણીતા

કટ્ટા દુશ્મનો હતા. આમ જમીનદારો, મધ્યમમાર્ગીઓ અને, અલબત, સરકારી અમલદારોનાં પચરંગી વિરોધી બળો છતાં મહાસભાના ઉમેદવારોએ બહુ પ્રશંસાપાત્ર યશ મેળવ્યો.

કોમી ચુકાદા પરત્વે મહાસભાનું વલણ બહુ વિચિત્ર હતું; અને છતાંયે પ્રાપ્ત પરિસ્થિતિમાં ભાગ્યે જ એનાથી જુદું વલણ લઈ શકાય એમ હતું. ભૂતકાળની તટસ્થ અને કાંઈક નબળી નીતિનું એ અનિવાર્ય પરિણામ હતું. શરૂઆતમાં જ એક મજબૂત નીતિ સ્વીકારીને, તાત્કાલિક પરિણામોની અવગણના કરી તેને મહાસભા વળગી રહી હોત તો તે વધારે શોભત અને સાચું પગલું થાત. પણ તેમ કરવા મહાસભા તૈયાર નહોતી, અને તેથી જે માર્ગ હવે તેણે લીધો તે સિવાય બીજો કોઈ માર્ગ એને માટે ખુલ્લો નહોતો. કોમી ચુકાદો ઢંગધડા વિનાનો હતો એ તો જગજાહેર વાત હતી, અને તે સ્વીકારવો અશક્ય હતો; કારણકે જ્યાં સુધી તે રહે ત્યાં સુધી કોઈ પણ જાતની સ્વતંત્રતા પ્રાપ્ત કરવી અશક્ય હતી. એનું કારણ એ નહિ કે તેમાં મુસલમાનોને બહુ મોટો ભાગ મળી ગયો હતો. તેઓ માગતા હતા તેટલું બધુંયે કદાચ બીજી રીતે તેમને આપી શકાત. પણ આથી તો અંગ્રેજ સરકારે હિંદુસ્તાનની પ્રજાને કાપીને એકબીજાથી સાવ વિખૂટા ભાગલા પાડી નાંખ્યા હતા; એનો હેતુ તેઓને એકબીજાની સામે ઊભા કરી એકના બળને બીજાના બળથી તોડવાનો અને એ રીતે પરદેશી બ્રિટિશ સત્તાનો હાથ હંમેશાં ઉપર રાખવાનો હતો. એણે અંગ્રેજ સરકારનો આશ્રય અપરિહાર્ય કરી મૂક્યો.

ખાસ કરીને બંગાળમાં નાનકડા યુરોપિયન વર્ગના પલ્લામાં ભારે બારદાન મૂકી દઈ હિંદુઓને અતિશય અન્યાય કરવામાં આવ્યો હતો. એ ચુકાદો કે નિર્ણય કે જે નામ આપીએ (એને 'ચુકાદો' કહેવા સામે વાંધો ઉઠાવવામાં આવ્યો છે) તેની સામે તીવ્ર રોષ ઉત્પન્ન થાય એમાં નવાઈ નહોતી, અને એ ઉપરથી ઠોકી બેસાડવામાં આવે, અથવા રાજકીય કારણસર સમય પૂરતો સ્વીકારી લેવામાં આવે તોયે, એ ચાલુ ઘર્ષણનું કાયમ કારણ રહે એવો સંભવ છે. અંગત રીતે મને લાગે છે કે એ અતિશય

ખરાબ છે એ જ એનો ગુણ છે, કારણ કે એને લીધે એ કોઈ પણ વ્યવસ્થાનો કાયમનો પાયો થઈ શકે એમ નથી.

નૅશનલિસ્ટ પાર્ટી અને તેથીયે વિશેષ, હિંદુ મહાસભા અને બીજા કોમી મંડળોને ચુકાદો આમ પરાણે ઠસાવવામાં આવ્યો તેથી રોષ આવ્યો એ સ્વાભાવિક છે, પણ તેમનો ચુકાદા સામેનો વિરોધ, તેના પક્ષપાતીઓની જેમ જ, અંગ્રેજ સરકારની વિચારસરણીના સ્વીકાર પર જ રચાયેલો હતો. આને લીધે તેઓ એક વિચિત્ર નીતિ ગ્રહણ કરવા દોરાયા, અને હજુયે દોરાય છે. એ નીતિ અંગ્રેજ સરકારને તો મીઠી સાકર જેવી લાગતી હશે. આ ચુકાદો એમના ભેજામાં એટલો તો ભરેલો છે કે તેને પોતાના પક્ષમાં બદલાવવાના હેતુથી તેઓ સરકારને લાચ અથવા ખુશામતથી જીતી લેવાની આશાથી, તેઓ ઘણા મહત્ત્વના વિષયોમાં પોતાનો વિરોધ નરમ કરે છે. આ દિશામાં હિંદુ મહાસભા સૌથી આગળ ગઈ છે. એને એ સૂઝતું નથી કે આ કેવળ શરમભરી જ વૃત્તિ નથી, પણ એથી ચુકાદો ફેરવવાનું કામ ઊલટું ઘણું જ કઠણ થવા સંભવ છે, કારણકે એથી મુસલમાનોની કેવળ ચિડવણી જ થાય છે અને તેઓ આપણાથી વધારે દૂર જાય છે. રાષ્ટ્રીય પક્ષોને જીતી લેવા અંગ્રેજ સરકારને માટે અશક્ય છે, કારણકે, અંતર બહુ મોટું છે અને સ્વાર્થોનો બહુ દેખીતો વિરોધ છે. વળી કોમી સ્વાર્થોના નાના મુદ્દા પર પણ હિંદુ અને મુસલમાન બન્ને કોમોને રાજી કરવી તેયે તેને માટે અશક્ય છે. એમને બેમાંથી એકની પસંદગી કરવી આવશ્યક હતી અને, તેમની દૃષ્ટિએ જોઈએ તો, તેમણે મુસલમાનોની પસંદગી કરવામાં ભૂલ નથી કરી. મુઠ્ઠીભર કોમી હિંદુઓને વશ કરવા માટે, આ સ્થિર થયેલી અને લાભદાયી નીતિને તેઓ શું છોડી દે અને મુસલમાનોને નારાજ કરે?

હિંદુઓ, એક સ્વતંત્ર સમાજરૂપે, રાજકીય બાબતોમાં વધારે આગળ વધેલા છે અને દેશની મુક્તિ માટે વધારે પોકાર કરનારા છે. એટલી જ હકીકત એમની વિરુદ્ધ જવા માટે પૂરતી છે, કારણકે નજીવી કોમી છૂટોથી (નજીવીથી વધારે છૂટો તો મળી શકે જ નહિ) તેમના રાજકીય વિરોધમાં બહુ ફરક પડી

જવાનો નથી; પણ એવી છૂટોથી મુસલમાનોના વલણમાં, સમય પૂરતોયે, ફરક તો પડશે જ.

આ બે મોટાં પ્રગતિવિરોધી કોમી દળો — હિંદુ મહાસભા અને મુસ્લિમ કૉનફરન્સ — ની પાછળ કેવા માણસો રહ્યા છે તે વડી ધારાસભાની ચૂંટણીઓએ સાવ ખુલ્લું પાડી દીધું. એમના ઉમેદવારો અને હિમાયતીઓ મોટા જમીનદારો અથવા ધનવાન શરાફોના વર્ગમાંના હતા. વળી ઉઘરાં કરજદારીમાંથી રાહત આપનારાં બિલોનો તીવ્ર વિરોધ કરી મહાસભાએ શરાફોના હિત માટેની પોતાની કાળજી પણ દેખાડી આપી. હિંદુ મહાસભા હિંદુ સમાજના ઉપરના થરોમાં રહેલા આ નાના વર્ગોની બનેલી છે, અને મધ્યમમાર્ગીઓનો એક અંશ અને કેટલાક વકીલ દાક્તર જેવા ધંધાદારીઓ તેમાં જોડાયેલા છે. હિંદુઓમાં તેમનું બહુ વજન નથી પડતું, કારણકે હિંદુઓના ગરીબ મધ્યમવર્ગમાં રાજકીય જાગૃતિ આવી ગઈ છે. ઉદ્યોગવાળાઓ પણ એનાથી અળગા રહે છે, કારણકે વિકાસ પામતા ઉદ્યોગો અને અર્ધ-જાગીરદારી વર્ગો વચ્ચે કાંઈક સ્વાર્થનો વિરોધ છે. ઉદ્યોગવાળાઓને સીધી લડત કે એવી જોખમભરી રીતોમાં પડવાની હિંમત ન હોવાથી તેઓ રાષ્ટ્રીય પક્ષ અને સરકાર બન્ને માથે મીઠાશ રાખવા પ્રયત્ન કરે છે. મધ્યમમાર્ગી કે કોમી સંસ્થાઓ માટે તેમને બહુ દરકાર હોતી નથી. ઉદ્યોગ અને નફો કેમ વધે એ જ એમનું પ્રધાન ધ્યેય રહે છે.

મુસલમાનોમાં ગરીબ મધ્યમવર્ગની આ જાગૃતિ હજુ થવાની છે, અને ઉદ્યોગોમાંયે હજુ તેઓ પાછળ છે. આને લીધે અત્યંત જ પ્રગતિવિરોધી જાગીરદારશાહી અને પેન્શન ખાનારા અમલદારો એમનાં કોમી મંડળોમાં અધિકાર ભોગવે છે, એટલું જ નહિ પણ કોમ ઉપર ખૂબ લાગવગ પણ ધરાવે છે. મુસ્લિમ કૉનફરન્સમાં 'સર'ના ખિતાબવાળાઓ, માજી પ્રધાનો અને મોટા જમીનદારોનું જ એક ભભકાદાર મંડળ છે. છતાં હું માનું છું કે હિંદુ આમવર્ગ કરતાં મુસલમાન આમવર્ગમાં વધારે શુભ શક્તિ રહેલી છે, અને એકવાર જાગૃતિ આવે તો સમાજવાદી દિશામાં તેઓ વધારે ઝડપથી પ્રગતિ કરશે એવો

સંભવ છે. આનું કારણ, કદાચ, તેમનામાં સામાજિક સંબંધોની વિશેષ છૂટ છે તે હોય. પણ હાલ તો મુસ્લિમ ભણેલા વર્ગને બુદ્ધિ અને શરીર બન્નેનો પક્ષાઘાત થયેલો છે, અને તેમનામાં મુદ્દલ દમ દેખાતો નથી. તેઓ પોતાના જૂના મુરબ્બીઓનો વિરોધ કરવાની હિંમત કરી શકે એમ નથી.

રાજકીય દૃષ્ટિએ, દેશની સૌથી આગળ વધેલી સંસ્થા — મહાસભા — ના આગેવાનો પણ, આમવર્ગની સ્થિતિનો વિચાર કરીએ તો, જરૂર કરતાં વધારે સાવધાન વૃત્તિના છે. તેઓ જનતાની મદદ માગે છે, પણ ભાગ્યે જ તેમનો મત લે છે કે તેમને શું દુઃખો છે તેની તપાસ કરે છે. વડી ધારાસભાની ચૂંટણીઓના પહેલાં મહાસભા બહારના કેટલાક નરમ પક્ષોને પોતાની સાથે ખેંચવાની ઇચ્છાથી તેમણે પોતાનો કાર્યક્રમ ઢીલો કરવા દરેક પ્રયત્ન કર્યો. મંદિરપ્રવેશ બિલ જેવી બાબતોમાંયે તેમનું વલણ એકસરખું નહોતું; અને મદ્રાસના વિશેષ મનાતની વર્ગને સંતોષ આપવા માટે તેમણે કેટલીક કબૂલાતો પણ આપી દીધી. એક સીધો — પ્રામાણિક — જોશભર્યો ચૂંટણીનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હોત તો તેથી આમવર્ગમાં વધારે ઉત્સાહ ઉત્પન્ન થયો હોત, અને તેમને વધારે કેળવવામાંયે મદદ થઈ હોત. હવે તો ધારાસભાના કાર્યક્રમને મહાસભાએ કબૂલ કરી લીધેલો હોવાથી થોડા મતો પોતાના પક્ષમાં મેળવવાની આશાથી રાજકીય અને સામાજિક વિષયોમાં અપ્રગતિશીલ વર્ગોની સાથે વધારે બાંધછોડ કરવામાં આવશે, અને મહાસભાના આગેવાનો તથા આમવર્ગ વચ્ચેનું અંતર વધતું જ જશે. છટાદાર ભાષણો આપવામાં આવશે, સારામાં સારો પાર્લમેંટરી શિષ્ટાચાર પાળવામાં આવશે, અને અવારનવાર સરકારને હાર આપવામાં આવશે:— જે હારની, પૂર્વની જેમ જ સરકાર નિરાંતે અવગણના કરશે.

છેલ્લાં થોડાં વર્ષોથી મહાસભા ધારાસભાઓનો બહિષ્કાર કરતી આવી હતી; તે વખતે સરકારી સભાસદો કહેતા કે વડી ધારાસભા અને પ્રાંતિક ધારાસભાઓ પ્રજાની સાચી પ્રતિનિધિઓ હતી અને પ્રજામતનું બરાબર દર્શન કરાવતી હતી. હવે જ્યારે વડી ધારાસભામાં વધારે આગળ વધેલો વર્ગ મજબૂત થયો છે ત્યારે સરકારી દૃષ્ટિબિંદુ બદલાઈ ગયું છે

જ્યારે જ્યારે ચૂંટણીઓમાં થયેલી મહાસભાની જીતનો ઉલ્લેખ કરવામાં આવે છે ત્યારે તેઓ કહે છે કે એ તો મતદારો બહુ ઓછા — લગભગ ૩૦ કરોડ લોકોમાં માત્ર ૩૦ લાખ — હોવાનું પરિણામ છે! એટલે કે સરકારી અભિપ્રાય પ્રમાણે, જે લોકોને મતાધિકાર નથી તેઓનો અંગ્રેજ સરકારને ટેકો છે। ખરી હકીકત જાણવાનો ઉપાય તો સહેલો છે. દરેક પુખ્ત ઉંમરના સ્ત્રીપુરુષને મતાધિકાર આપીને જોવું કે એ લોકના શા અભિપ્રાયો છે।

વડી ધારાસભાની ચૂંટણીઓ પછી થોડા જ વખતમાં પાર્લમેંટની જોઈંટ કમિટીનો હિંદુસ્તાનને આપવાના સુધારા વિષેનો રિપોર્ટ બહાર પડ્યો. એના ઉપર જે વિવિધ અને વિસ્તૃત ટીકાઓ થઈ તેમાં એક વાત ઉપર ઘણીવાર ભાર મૂકવામાં આવ્યો છે; તે એ કે એ રિપોર્ટમાં હિંદીઓ પ્રત્યે ‘અવિશ્વાસ’ અને ‘વહેમ’ દર્શાવવામાં આવ્યા છે. આપણા રાષ્ટ્રીય અને સામાજિક પ્રશ્નો પ્રત્યે વિચાર કરવાની મને આ વિચિત્ર રીત લાગી. શું બ્રિટનની સામ્રાજ્યશાહી નીતિ અને આપણાં રાષ્ટ્રીય હિતો વચ્ચે બહુ જ મહત્ત્વનો વિરોધ નથી? એમાંથી કોને મહત્ત્વ મળવું જોઈએ એ જ તો પ્રશ્ન છે. એ સામ્રાજ્ય નીતિને ચાલુ રાખવાના હેતુથી આપણે મુક્તિ માગીએ છીએ શું? સરકાર એમ ઇચ્છા રાખતી જણાય છે ખરી; કારણકે તેઓ આપણને કહે છે કે જ્યાં સુધી આપણે સીધા વર્તીશું અને ઇંગ્લંડની નીતિ માટે જે આવશ્યક હોય તેવું બરાબર કરતા રહી આપણી સ્વરાજ્ય ચલાવવાની લાયકાત સિદ્ધ કરી બતાવશું, ત્યાં સુધી ‘સલામતીની શરતો’નો ઉપયોગ કરવામાં નહિ આવે. જો ઇંગ્લંડની નીતિ જ હિંદુસ્તાનમાં ચાલુ રાખવાની હોય તો રાજ્યની લગામ આપણા હાથમાં લેવા માટે આટલા ધમપછાડા કરવાની શી જરૂર છે?

એ તો જાણીતું છે કે ઓટાવાના કરારો, હિંદુસ્તાન સાથેના વેપારને બાદ કરીએ તો, ઇંગ્લંડને બહુ આર્થિક રીતે લાભકારી થયા નથી.[1] હિંદુસ્તાનના રાજકીય અને વેપારી મંડળોના

૧. હિંદુસ્તાન સાથેના વેપારનો ઉલ્લેખ કરી, સર વિલિયમ ક્રીએ કહ્યું કે “ઓટાવાના કરારો બ્રિટનને ચોક્કસ લાભકારી થયા છે.” — પી. અને ઓ. કંપનીની લંડનમાં ૫મી ડિસેંબર ૧૯૩૪ની સભામાં પ્રમુખપદેથી સર વિલિયમ ક્રીએ કરેલા ભાષણમાંથી આ શબ્દો લીધા છે.

અભિપ્રાય મુજબ, હિંદુસ્તાનના મોટા હિતને ભોગે ઇંગ્લંડને હિંદુસ્તાન સાથેના વેપારમાં ફાયદો થયો છે, સંસ્થાનોમાં — ખાસ કરીને કૅનેડા અને ઑસ્ટ્રેલિયામાં — આથી ઊલટી જ સ્થિતિ છે.[1] એમણે ઇંગ્લંડ સાથે કમીને કરારો કર્યા, અને ઇંગ્લંડને ભોગે અને તેટના લાભો મેળવી લીધા. આમ છતાંયે પોતાના ઉદ્યોગોના તેમજ બીજા દેશો સાથેના વેપારના વિકાસાર્થે ઓટાવાની જાળમાંથી નીકળી જવા માટે તેમના પ્રયત્ન સતત ચાલુ જ છે.[2] કૅનેડામાં એક આગેવાન રાજકીય પક્ષ — 'લિબરલો'નો — જે થોડા વખતમાં સત્તામાં આવવાનો સંભવ છે, તેણે તો ઓટાવા કરારને ખતમ કરવાનો નિર્ણય જ કરેલો છે.[3] ઑસ્ટ્રેલિયામાં ઓટાવાની કલમોનો

---

1. લંડનનું 'ઇકૉનૉમિસ્ટ' (જૂન ૧૯૩૪) કહે છે કે ઓટાવા પરિષદથી "જો સામ્રાજ્યનો બાકીના જગત સાથેનો વેપાર ઘટાડ્યા વિના સામ્રાજ્યાન્તર્ગત વેપાર વધ્યો હોત, તો જ તેની કિંમત હતી. પણ, ખરું જોતાં, સામ્રાજ્યના કુલ — દિનપ્રતિદિન ઘટતા — વેપારમાં સામ્રાજ્યાન્તર્ગત વેપારનું જે પ્રમાણ છે, તેમાં તેનાથી બહુ જ થોડો વધારો થયો છે. અને આ ફેરફાર ગ્રેટ બ્રિટન કરતાં સંસ્થાનોના લાભમાં વિશેષ છે. ઇંગ્લંડની સામ્રાજ્યમાંથી આયાત, ૧૯૩૧માં, ૨૪૭૭ લાખ પાઉંડથી વધી, ૧૯૩૩માં, ૨૪૯૦ લાખ પાઉંડ થઈ, પણ નિકાસ ૧૭૦૬ લાખ પાઉંડથી ઘટી ૧૬૩૫ લાખ પાઉંડ થઈ ગઈ અને તે સાથે એ હકીકત તો રહી જ કે ૧૯૨૮ થી ૧૯૩૩ સુધીમાં ઇંગ્લંડની સામ્રાજ્યના દેશો પ્રત્યે નિકાસ ૫૦.૯ ટકા ઘટી, જ્યારે સામ્રાજ્યના દેશોમાંથી આયાત તો ૩૨.૯ ટકા જ ઘટી. પરદેશો પ્રત્યેની ઇંગ્લંડની નિકાસમાં એટલો બધો ઘટાડો નહોતો, પણ પરદેશોમાંથી ઇંગ્લંડની આયાતમાં વધારે ઘટાડો થયો હતો.

૨ મેલબોર્નના 'એજ' પત્રને ઓટાવાના કરાર પસંદ નથી. એના મત પ્રમાણે ઓટાવા કરાર "સતત ઘર્ષણ કરાવનારો બન્યો છે, અને એ એક ભયંકર ભૂલ થઈ છે એમ હવે વધારે ને વધારે સ્વીકારાવા લાગ્યું છે." (૧૯મી ઑક્ટોબર ૧૯૩૪ના સાપ્તાહિક 'મેન્ચેસ્ટર ગાર્ડિયન'માં આવેલું અવતરણ)

૩. કૅનેડાનો હાલનો 'કન્ઝર્વેટિવ' મુખ્ય પ્રધાન, મિ. બેનેટ, પણ વેપારી બાબતોમાં અંગ્રેજ સરકારને શલ્યરૂપ છે. હવે એ 'નવી ગિલ્લી નવો દાવ'ની વાતો કરે છે અને તેના વિચારોમાં ખૂબ ફરક પડી ગયો હોય એમ જણાય છે. મિ. લિટિવનોવ, સર સ્ટૅફર્ડ ક્રિપ્સ અને

તાણીને અર્થ બેસાડવામાં આવ્યો છે, અને તેને પરિણામે કેટલીક જાતનાં કાપડ અને સૂતર પર જકાતમાં વધારો કરવામાં આવ્યો છે. આથી લૅંકેશાયરના રૂના વેપારીઓ ખૂબ ચિડાયા છે, અને ઓટાવાના કરારનો ભંગ કર્યાનો તેમણે આક્ષેપ મૂક્યો છે. એની સામે વિરોધ અને બદલારૂપે ઑસ્ટ્રેલિયન માલના બહિષ્કારની ચળવળ લૅંકેશાયરમાં ઉપાડવામાં આવી હતી. પણ ઑસ્ટ્રેલિયાએ લડાયક વલણ લેવાથી એ ધમકીની ઝાઝી અસર થઈ નહિ.[1]

કૅનેડા કે ઑસ્ટ્રેલિયાના લોકોનો ઇંગ્લંડ સામે કોઈ જાતનો દ્વેષ આ આર્થિક ઝઘડાઓની પાછળ રહેલો નથી; જોકે આયર્લૅન્ડની બાબતમાં દ્વેષ પણ દેખીતો છે. સ્વાર્થનો વિરોધ થવાથી ઝઘડા થાય છે; અને હિંદુસ્તાનની 'સલામતીઓ'નો હેતુ એવે પ્રસંગે ઇંગ્લંડનો સ્વાર્થ જળવાય એ જોવાનો છે. હિંદી વેપારી અને ઔદ્યોગિક મંડળોની ઉપરવટ થઈ અને તેમના વિરોધ છતાં, તેમનાથી છૂપી રીતે, પણ ઇંગ્લંડના ઉદ્યોગપતિઓને વાકેફ રાખીને, તથા વડી ધારાસભાએ ફેંકી દીધા છતાં સરકારે હઠપૂર્વક ચાલુ રાખેલા, તાજેતરમાં થયેલા હિંદી-બ્રિટન વેપારી કરારો એ 'સલામતીઓ' કયી દિશામાં દેશને ખેંચી જશે, એની એક સૌમ્ય વાનગી છે. વેપારી બાબતોમાં જ નહિ, પણ સામ્રાજ્યની રક્ષા અને એકતા જાળવવાની વધારે મહત્ત્વની

---

મિ. જોન સ્ટ્રેચીના કુસંગમાં એ સમૂહવાદી ('કલેક્ટિવિસ્ટ') બન્યો છે. કન્ઝરવેટિવ, લિબરલ, આઈ. સી. એસ. વગેરે દળોના લોકોએ આ દૃષ્ટાંતથી ચેતતા રહેવું જોઈએ, અને આવા માણસો સાથે વિચારવિનિમય અને સહવાસ કરતાં અટકવું જોઈએ, નહિ તો તેઓ પણ કોઈ દહાડો આવા ભયંકર સિદ્ધાન્તોમાં માનતા થઈ જશે. (ઉપરનું લખાયા બાદ, કૅનેડામાં મિ. કિંગની આગેવાની તળે 'લિબરલો'ની જીત થઈ છે, અને તેના હાથમાં રાજની દોરી આવી છે.)

૧. મેલ્બોર્નના 'એજ' પત્રે જાહેર કર્યું હતું કે જો એ બહિષ્કારની વાત લૅંકેશાયર પડતી નહિ મૂકે, તો લૅંકેશાયરનો જે કાંઈ બાકી વેપાર રહ્યો હોય તે સામે ઑસ્ટ્રેલિયાએ વધારે આકરાં પગલાં લેવાં પડશે. લૅંકેશાયરને 'બેધડક પ્રત્યુત્તર' વાળવો જોઈએ. (૬ઠ્ઠી નવેંબર ૧૯૩૪ના 'મૅન્ચેસ્ટર ગાર્ડિયન' સાપ્તાહિકમાંથી અવતરણ.)

બાબતોમાં કૅનેડા, ઑસ્ટ્રેલિયા અને દક્ષિણ આફ્રિકાના લોકોને આડા જતાં અટકાવવા માટે આવી 'સલામતીઓ'ની ઊલટી વધારે જરૂર જણાય છે.[1]

એમ કહેવામાં આવ્યું છે કે સામ્રાજ્ય એ એક મોટું કરજ છે, અને સામ્રાજ્યવતી લેણદારનો એના બદનસીબ દેવાદાર ઉપર પૂરો કબજો રહે તથા તેના ખાસ સ્વાર્થો અને અધિકારો જળવાય તે માટે 'સલામતીઓ'ની યોજના કરવામાં આવી છે. વળી એક બીજીયે વિચિત્ર વાત સરકાર તરફથી વારંવાર રજૂ કરવામાં આવે છે કે ગાંધીજી અને મહાસભાએ સલામતીઓની વાત માન્ય રાખી છે, કારણકે ૧૯૩૧ના દિલ્હીના કરારમા "હિંદુસ્તાનના લાભની સલામતીઓ" માન્ય રાખવાનું સ્વીકારવામાં આવ્યું હતું.

પણ, આખરે, ઓટાવા તથા વેપાર-વાણિજ્યને લગતી સલામતીઓ નજીવી વસ્તુ છે.[2] પણ હિંદુસ્તાનના લોકોને ચૂસવામાં ભૂતકાળ તથા વર્તમાનકાળમાં જે જે મહત્ત્વની રાજકીય તથા આર્થિક બાબતોની મદદ થઈ છે, તે સર્વેને મજબૂત કરવાના હેતુથી ઘડેલા વિવિધ કાયદાઓ એ વધારે

---

૧. સાઉથ આફ્રિકન યુનિયનના રક્ષણખાતાના પ્રધાન મિ. ઓ. પિરોએ કહ્યું હતું કે સામ્રાજ્યની રક્ષાની કોઈ મોટી યોજનામાં યુનિયન ભાગ લેશે નહિ, તેમ જ ઇગ્લંડ લડાઈમા વતર્યું હોય તોયે તે કોઈ દરિયાપારની લડાઈમા ભાગ લેશે નહિ. "જો યુનિયન સરકાર બેવફાઈથી દક્ષિણ આફ્રિકાને દરિયાપારની લડાઈમાં સંડોવે તો મોટા પ્રમાણમા રમખાણો, કદાચ યાદવી પણ થાય. આવી સરકાર સામ્રાજ્યની રક્ષાની કોઈ મોટી યોજનામા ભાગ લેશે નહિ. (કેપટાઉનથી ૫મી ફેબ્રુઆરી ૧૯૩૫નો રૉઈટરનો તાર) મુખ્ય પ્રધાન, જનરલ હર્ટઝોગે, આ નિવેદનને પુષ્ટિ આપી છે અને જણાવ્યું છે કે આમાં યુનિયન સરકારની નીતિ બરાબર બતાવાઈ છે.

૨. લંડનના 'ઇકૉનોમિસ્ટ' પત્રે (ઑક્ટોબર ૧૯૩૪મા)બતાવ્યું છે કે, "ભવિષ્યને માટે એમ જણાય છે કે અંગ્રેજી રાજ્યના કાયદાઓમા એક કાયદો એ રહેશે કે દુનિયાના ઘણા દેશોના મૂળ વતનીઓની ઉપર કેવળ લૅંકેશાયરનો જ માલ ખરીદવાનો અધિકાર (?) જબરદસ્તીથી ઠસાવવામાં આવશે. "આનું છેલ્લું બહુ જ નફટ દૃષ્ટાંત સિલોનનું છે.

મહત્ત્વની વસ્તુ છે. જ્યા સુધી આ કાયદાઓ અને 'સલામતીઓ' રહે ત્યાં સુધી કોઈ પણ દિશામા સાચી પ્રગતિ અશક્ય છે, અને બધારણ મુજબના પ્રયત્ન દ્વારા કાઈ પણ ફેરફાર કરવાને અવકાશ જ નથી એવા દરેક પ્રયત્નને 'સલામતી'ની મોટી ભીત સામે માથુ અફાળવાનુ રહેશે, અને સુધારાનો કોઈ પણ શકય માર્ગ હોય તો તે બધારણી માર્ગ નથી એમ વધારે ને વધારે સ્પષ્ટ થતું જશે. રાજકીય ફેરફારોની દૃષ્ટિએ જોઈએ તો નવુ બધારણ, અને તેનુ બાહ્ક જેવુ ફેડરેશન, બેહૂદા છે. સામાજિક અને આર્થિક દૃષ્ટિએ એ તેથીયે ભૂડુ છે. સમાજવાદનો માર્ગ ઇરાદાપૂર્વક બધ કરવામા આવ્યો છે. ઘણી જવાબદારીઓ દેખીતી રીતે પ્રજાના પ્રતિનિધિઓને સોપવામા આવી છે (મોટે ભાગે 'સલામત' વર્ગોને), પણ તેમા કઈ મહત્ત્વનુ કરી શકે એટલી શક્તિ કે સાધનો રાખવામા આવ્યાં નથી. ઊગટુ જવાબદારીઓ સોપી દીધી છે અને સત્તા રાખી મૂકી છે. એ નિર્લજ્જતા ઢાંકવાને નામની આડ રાખી નથી બધા જાણે છે કે આ યુગમા ઝપાટાબધ થતા ફેરફારોને પહોંચી વળવા માટે બધારણો ખૂબ જ પરિવર્તનશીલ અને પરિસ્થિતિને અનુકૂળ થઈ શકનારાં હોવા જોઈએ. ઝપાટાબધ નિર્ણયો કરવાની અને તેનો તરત અમલ કરાવવાની શક્તિની જરૂર હમેશાં રહે છે. પશ્ચિમના કેટલાક દેશોમા આજે જે રીતે પાર્લમેટનાં લોકશાસન તત્રો કામ ચલાવે છે તેયે આધુનિક જીવનના વ્યવહારોને બરાબર ચલાવવા માટે જેવા ફેરફારો કરવા જોઈએ તેને માટે પૂરતા અનુકૂળ છે કે કેમ તે શકાભરેલુ છે પણ તે તો પ્રશ્ન જ આપણી સામે નથી, કારણકે આપણે માટે તો સાંકળો અને બેડીઓ, અને આગળા અને તાળાંથી આપણી હિલચાલને ઇરાદાપૂર્વક રોકી રાખવામા આવી છે બધી બ્રેક (ચાપો)વાળી પણ એજિન વિનાની ગાડી આપણને સોપવામા આવી છે. એ બધારણ એવા લોકોએ ઘડયુ છે કે જેમણે લશ્કરી કાયદાને સદાયે પાયારૂપે નજરમાં રાખ્યો છે. પશુબળના હિમાયતી લશ્કરી કાયદાને બદલે બીજું કાંઈ જોઈ શકતા જ નથી, કાં તો એ હોય અથવા અરાજકતા હોય.

ઇંગ્લંડની હિંદુસ્તાનને આ નવી બક્ષિસમાં કેટલી સ્વતંત્રતા મળે છે તેનું માપ એ ઉપરથી આવી શકે કે દેશનાં નરમ અને રાજકીય દૃષ્ટિએ પછાત મંડળોએ પણ તેને પ્રગતિવિરોધી તરીકે વખોડી કાઢી છે. જેઓ સરકારને હંમેશાં નિયમિત ટેકો આપનારા છે તેમણે પોતાની ટીકાઓ સાથે સ્તુતિઓ પણ ભેળવી છે, પણ બીજાઓએ વધારે ઉગ્ર ભાષા વાપરી છે.

આવા સુધારાઓ આવ્યા એટલે હિંદુસ્તાનને અંગ્રેજોની છત્રછાયા તળે મૂકવામાં ઈશ્વરનું ગૂઢ ડહાપણ હતું એવી મધ્યમમાર્ગીઓની અડળક શ્રદ્ધા ઊભી રહેવી મુશ્કેલ થઈ પડી છે. તેમણે કડક ટીકાઓ કરી, પણ વાસ્તવિક સ્થિતિનો વિચાર કરવાના અણગમાને લીધે તથા આડંબરી ભાષા અને સુંદર 'ભાવપ્રદર્શન'ના મોહને લીધે, રિપોર્ટ અને બિલમાં 'ડુમિનિયન સ્ટેટસ' એ શબ્દોના અભાવ ઉપર જ ખૂબ ભાર મૂક્યો. એ વિષે બહુ કોલાહલ મચાવાયો, અને હવે સર સૅમ્યુઅલ હોરે એ વિષે કાંઈક ખુલાસો કર્યો હોવાથી એમની પ્રતિષ્ઠા ઠીકઠીક જળવાઈ ગઈ મનાશે. 'ડુમિનિયન સ્ટેટસ' એ ભલે એક દૂરના કોઈ અજ્ઞાત ભવિષ્યની વ્યર્થ છાયા માત્ર હોય, ભલે એ ક્યારેય ન પ્રાપ્ત થનારો કોઈ 'નકદાપિ-નકદાપિ' દેશ જ હોય, છતાં આપણે એની કલ્પનામાંનો વિચાર કરી શકીએ છીએ અને તેની અનેકવિધ સુંદરતાનાં કાવ્યો તો રચી શકીએ છીએ. સર તેજબહાદુર સપ્રુએ કદાચ બ્રિટિશ પાર્લમેંટ તથા બ્રિટિશ પ્રજા પ્રત્યે શંકાથી વહેમાઈ શહેનશાહનું શરણું શોધ્યું છે. આટલા કુશળ ધારાશાસ્ત્રી હોવા છતાં બંધારણના કાયદાઓની બાબતમાં એમણે એક અદ્ભુત સિદ્ધાન્ત રજૂ કર્યો છે: "બ્રિટિશ પાર્લમેંટ કે પ્રજા હિંદુસ્તાન પ્રત્યેની પોતાની ફરજ બજાવે કે ન બજાવે, તેમની બંનેની ઉપર હિંદુસ્તાનની પ્રજાનાં હિત અને હિંદુસ્તાનની શાંતિ અને સમૃદ્ધિ સંભાળવા શહેનશાહ તો બેઠા છે જ."[1] બંધારણો, કાયદા, અને રાજકીય તથા સામાજિક ફેરફારોની ચિંતામાંથી મુક્તિ આપનારો આ સિદ્ધાન્ત બહુ સગવડભર્યો છે.

---

૧. ૨૯મી જાન્યુઆરી ૧૯૩૫ને રોજ લખનૌના એક જાહેર સભાના ભાષણમાંથી.

પણ મધ્યમમાર્ગીઓનો નવા સુધારા સામેનો વિરોધ ઓછો થયો છે એમ કહેવું એ તો તેમને અન્યાય થશે. તેમનામાંના ઘણાઓએ તો સાફ કહી દીધું છે કે વર્તમાન સ્થિતિ અસંતોષકારક હોવા છતાં, આ નવી અણમાગેલી અને પરાણે વળગાડવામાં આવતી બક્ષિસ કરતાં વર્તમાન સ્થિતિ વધારે સ્વીકારવા જેવી છે. આમ ભારપૂર્વક કહેવા ઉપરાંત તેમના સિદ્ધાન્તો પ્રમાણે તેમનાથી બીજું કંઈ કરી શકાય એમ નથી; એટલે એમ માની લઈએ કે તેઓ આમ ભારપૂર્વક કહેવાનું તો ચાલુ રાખશે જ. તે લોકો તો પોતાના ધ્યાનમંત્ર તરીકે પેલી પ્રાચીન કહેવતનો આ આધુનિક અવતાર સુખે અપનાવી શકે છે: " જો પહેલીવાર તમને યશ ન મળે, તો ફરીફરીને પોક મૂકો."*

મધ્યમમાર્ગી આગેવાનો અને, કદાચ મહાસભાના પણ કેટલાક લોકો, ઇંગ્લંડમાં મજૂર પક્ષની જીત થાય અને મજૂર પ્રધાનમંડળ બને તો કાંઈક નિશ્ચિત આશાઓ બાંધે છે. અલબત, ઇંગ્લંડના આગળ વધેલા પક્ષોનો સહકાર મેળવી કે મજૂર પ્રધાનમંડળ અસ્તિત્વમાં આવે તો તેનો લાભ લઈ હિંદુસ્તાન આગેકૂચ કરવા પ્રયત્ન કરે તો તેમાં કાંઈ જ વાંધો કાઢવા જેવું નથી. પણ ઇંગ્લંડનું ભાગ્યચક્ર બદલાય તે ઉપર પુરુષાર્થહીન આધાર રાખી બેસવું એ નથી શોભાસ્પદ કે નથી રાષ્ટ્રની પ્રતિષ્ઠાને છાજતું. પણ શોભાને બાજુએ મૂકીએ તોયે એમાં સામાન્ય વ્યવહારબુદ્ધિ પણ જણાતી નથી. ઇંગ્લંડના મજૂર પક્ષ પાસેથી આપણે બહુ આશા શા સારુ રાખવી? અત્યાર પહેલાં ઇંગ્લંડમાં બેવાર મજૂર સરકાર થઈ ગઈ, અને તેણે હિંદુસ્તાનને આપેલી લહાણી આપણે ભૂલી શકીએ એમ નથી. મિ. રૅમ્સે મૅકડોનલ્ડે મજૂર પક્ષ છોડી દીધો હશે; પણ એના જૂના સાથીઓમાં કાંઈ બહુ ફરક પડેલો જણાતો નથી. ઑક્ટોબર

* "Try again" (ટ્રાઈ અગેન) એમ અંગ્રેજીમાં કહેવત છે. 'ટ્રાઈ' એટલે પ્રયત્ન કરવો; પણ 'cry' 'ક્રાઈ' એટલે બૂમો પાડી રોવું. પંડિતજી સૂચવે છે કે આ 'ટ્રાઈ' ને બદલે 'ક્રાઈ' વાળો ધ્યાનમંત્ર એમને માટે યોગ્ય કહેવાય. આ કાંઈક અનુદાર કટાક્ષ છે. — ભા. ક.

૧૯૩૪માં સાઉધપોર્ટમાં મળેલી મજૂર પરિષદમાં શ્રી. વી. કે. કૃષ્ણ મેનને એક ઠરાવ રજૂ કર્યો હતો કે આ પરિષદની " દઢ માન્યતા છે કે હિંદુસ્તાનમાં પૂર્ણ સ્વરાજ સ્થાપવા માટે આત્મનિર્ણયનો સિદ્ધાન્ત સત્વર અમલમાં મૂકવાનો મજૂર પક્ષનો ધર્મ છે." મિ. આર્થર હેન્ડરસને એ ઠરાવ પાછો ખેંચી લેવા આગ્રહ કર્યો અને આત્મનિર્ણયની પોતાની નીતિનો હિંદુસ્તાન માટે અમલ કરવા માટે કાર્યવાહક મંડળ તરફથી બાંયધરી આપવા સાફ ના પાડી. તેણે કહેલું: " આપણે બહુ સ્પષ્ટપણે જણાવ્યું છે કે બનશે ત્યાં સુધી આપણે હિંદુસ્તાનની પ્રજાના દરેક પક્ષની સલાહ લેવાના છીએ. એથી કોઈ નેયે સંતોષ થવો જોઈએ." છેલ્લી 'મજૂર સરકાર અને 'રાષ્ટ્રીય' સરકારની પણ આ જ જાહેર થયેલી નીતિ હતી, અને તેને પરિણામે ગોળમેજી પરિષદ, વ્હાઈટ પેપર, જોઈંટ કમિટીનો રિપોર્ટ, અને બંધારણનો કાયદો આવ્યાં એ હકીકતોથી કદાચ આ સંતોષ જરા મોળો થશે.

એ તો સ્પષ્ટ જ છે કે સામ્રાજ્યની નીતિની બાબતમાં કન્ઝર્વેટિવ કે મજૂર પક્ષ વચ્ચે પસંદગી કરવા જેવું ભાગ્યે જ કાંઈ છે. મજૂર વર્ગ ઘણો આગળ વધેલો છે એ વાત સાચી, પણ એના રૂઢિચુસ્ત આગેવાનો પર એ વર્ગની બહુ ઓછી અસર પડે છે. દુનિયામાં ઝપાટાબંધ ફેરફારો થતા હોવાથી, એમ બને કે મજૂર પક્ષનો ગરમ પક્ષ કોઈક દિવસ બળવાન બને, પણ એવા સંભવોની આશા પર ક્યારેક રાષ્ટ્રીય કે સામાજિક ચળવળો ટૂંટિયું વાળીને સૂઈ જાય એમ થઈ શકે ખરું કે?

આપણા મધ્યમમાર્ગીઓના ઇંગ્લંડના મજૂર પક્ષ પરના વિશ્વાસની એક વિચિત્ર બાજુ પણ છે. જો, કોઈ કર્મસંજોગે, એ પક્ષ ઉદ્દામ બની જાય અને ઇંગ્લંડમાં સમાજવાદી કાર્યક્રમને અમલમાં મૂકે, તો હિંદુસ્તાનનાં મધ્યમમાર્ગી અને બીજાં નરમ દળો પર તેની શી અસર થાય? એમનામાંના ઘણાખરા તો સામાજિક પ્રશ્નો વિષે હડહડના પ્રગતિવિરોધીઓ છે. તેમને મજૂર પક્ષના સામાજિક અને આર્થિક ફેરફારો પસંદ નહિ પડે, અને એને હિંદુસ્તાનમાં દાખલ કરવામાં આવશે એવી ધાસ્તીમાં તેઓ પડશે. એમ પણ બને કે જ્યારે ઇંગ્લંડ સાથેના સંબંધને

પરિણામે હિંદુસ્તાનમાં સામાજિક ક્રાન્તિ થવાનો સંભવ ઉત્પન્ન થાય, ત્યારે મધ્યમમાર્ગીઓનો ઇંગ્લંડ સાથેનો સંબંધ ટકાવી રાખવા બાગેનો પ્રેમ ભાવ વિપરીત થઈ જાય તે વખતે એમ પણ બને કે, આજે રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનો આગ્રહ રાખનારા અને ઇંગ્લંડ સાથેનો સંબંધ તોડવા ઇચ્છનારા મારા જેવા માણસોના વિચારો બદલાઈ જાય, અને તેઓ સમાજવાદી ઇંગ્લંડ સાથે ગાઢ સંબંધ જાળવવાના પક્ષના બને અમારામાંથી કોઈને અંગ્રેજ પ્રજા સાથે સહકાર કરવામાં વાંધો છે જ નહિ તેમના સામ્રાજ્યવાદ સામે અમારો વાંધો છે, અને તેને તેઓ ફેંકી દે તો તેમની સાથે સહકાર કરવાનો માર્ગ ખુલ્લો થઈ જાય તે વખતે મધ્યમમાર્ગીઓનું શું થશે ? કદાચ તેઓ (તે સ્થિતિમાં) નવી વ્યવસ્થાને પણ સ્વીકારી લેશે અને તેનેયે પરમાત્માના ગહન ડહાપણની નિશાનીરૂપે માનશે

ગોળમેજી પરિષદનું અને ફેડરેશન (સમૂહતંત્ર) સ્થાપવાની સૂચનાનું એક જાણવા જેવું પરિણામ એ આવ્યું છે કે એથી દેશી રાજાઓને એકદમ આગળ લાવવામાં આવ્યા છે કટ્ટર પ્રગતિ-વિરોધીઓની તેમને માટેની અને તેમની 'સ્વતંત્રતા' માટેની ચિંતાએ તેમનામાં નવો ઉત્સાહ રેડ્યો છે આટલા બધા 'મહત્ત્વનો' ભાર તેમના ઉપર અગાઉ ક્યારેયે લદવામાં આવ્યો ન હતો પહેલાં તો તેઓ અંગ્રેજ રેસિડંટની નાની પણ સૂચનાનો વિરોધ કરી શકતા નહિ, અને હિંદી સરકારનુંયે એ નામદારો પ્રત્યેનું વર્તન ખુલ્લું તોછડાઈભર્યું રહેતું એમના આંતરિક વ્યવહારોમાં વારંવાર દખલગીરી કરવામાં આવતી, અને ઘણીવાર તે વાજબીપણે થતી આજેયે ઘણાં દેશી રાજ્યોમાં 'ધીરેલા' અંગ્રેજ અમલદારો દ્વારા જ સીધી કે આડકતરી રીતે રાજ-વ્યવસ્થા ચલે છે પણ મિ ચર્ચિલ અને લૉર્ડ રોધરમિયરની ચળવળોએ હિંદી સરકારને જરા ગભરાવી મૂકી છે, અને દેશી રાજ્યોના નિર્ણયમાં દખલ કરતાં તે હવે વધારે સાવધાનીથી વર્તે છે રાજાઓ પણ હવે વધારે ઊંચું માથું રાખીને બોલતા થયા છે

હિંદુસ્તાનના રાજકારણમાં બનેલા બાહ્ય બનાવોની આ નોંધ લેવા મેં પ્રયત્ન કર્યો છે પણ આ બધું અવાસ્તવિક છે એમ લાગ્યા વિના મને રહેતું નથી અને એ બધાની પાછળ આધારરૂપે

રહેલી ભૂમિકા મને મૂંઝવે છે દરેક પ્રકારની સ્વતંત્રતાનું સતત દમન, અપાર વિટંબણા અને હતાશતા, સદ્‌બુદ્ધિનો વિપર્યાસ, અને અનેક દોષમય વૃત્તિનું ઉત્તેજન એ જમાનાની આ ભૂમિકા બનેલી છે સંખ્યાબંધ માણસો વર્ષોના વર્ષો સુધી જેલમાં પડ્યા પડ્યા પોતાની જુવાની ખોઈ રહ્યા છે, અને તેમનું આયુષ્ય ઘટાડી રહ્યા છે[1] તેમનાં સગાં અને મિત્રો અને સંબંધીઓ અને બીજા હજારોની તેને પરિણામે લાગણીઓ ઉશ્કેરાય છે, અને પશુબળ સામે પોતાને નમી જવું પડે છે, અને પોતે અસહાય છે એવી ઘૃણા ઉપજાવે એવી લાગણી તેમનામાં ઘર કરે છે લડત ન હોય ત્યારે પણ સંખ્યાબંધ સંસ્થાઓ ગેરકાયદેસર ઠરાવવામાં આવે છે, અને "આપત્કાળના અધિકારો" તથા 'શાંતિસ્થાપક કાયદાઓ" સરકારના હથિયારોમાં કાયમનું ઘર કરી બેસે છે સ્વાતંત્ર્ય પર અંકુશ મૂકવાના પ્રસંગો અપવાદરૂપે હોવાને બદલે શીઘ્ર ગતિએ નિત્યના નિયમ બની જાય છે 'બંદરની જકાતના કાયદા'થી સંખ્યાબંધ પુસ્તકો અને ચોપાનિયાં પર પ્રતિબંધ મૂકવામાં આવે છે અને 'જોખમભર્યું' સાહિત્ય પાસે રાખવા માટે લાંબી સજાઓને પાત્ર થવાય છે વર્તમાન રાજકીય કે આર્થિક પ્રશ્નો પર સ્પષ્ટ અભિપ્રાય પ્રસિદ્ધ કરવામાં આવે, અથવા રશિયાની સામાજિક અને સાંસ્કૃતિક પરિસ્થિતિનો પ્રશંસાપૂર્વક અહેવાલ

---

૧ ૨૩મી જુલાઈ ૧૯૩૪ને દિવસે હિંદુસ્તાન સરકારના ગૃહ-સચિવ—સર હેરી હેગે—વડી ધારાસભામાં જણાવ્યું હતું કે જેલો અને ખાસ છાવણીમાં (ડેટિન્યુ કૅમ્પ) મળી કુલ બિનસજાવાળા કેદીઓ બંગાળમાં ૧૫૦૦ થી ૧૬૦૦ અને દેવળી કૅમ્પમાં ૫૦૦, મળી કુલે ૨૦૦૦થી ૨૧૦૦ હતા આ બિનસજા પામેલા એટલે કોઈ પણ જાતના ગુનાની તપાસ થયા વિના પૂરવામાં આવેલા ડેટિન્યુઓ આમાં રાજકીય ગુના માટે સજા પામેલા કેદીઓનો સમાવેશ થતો નથી એવા કેદીઓની સજાઓ સામાન્ય રીતે બહુ લાંબી હોય છે કલકત્તાના એક તાજા (૧૭મી ડિસે ૧૯૩૮ના) કેસમાં એસોસિયેટેડ પ્રેસ જણાવે છે કે પરવાના વિના શસ્ત્રો રાખવાના ગુના માટે હાઈકોર્ટે એક જણને નવ વર્ષની સખત કેદની સજા કરી હતી એમાં આરોપીની પાસેથી એક રિવોલ્વર અને છ કારતૂસો મળી આવી હતી

આપવામા આવે તો છાપાના ચોકીદાર તરફથી મફત ઠપકો મળે છે. ડૉ રવીન્દ્રનાથ ટાગોરે રશિયાની જાતે મુલાકાત લીધા પછી લખેલો લેખ છાપવા માટે 'મૉડર્ન રિવ્યૂ'ને બગાળની સરકાર તરફથી ચેતવણી આપવામા આવી હતી આ વિષયમા હિદી ખાતાના મદદનીશ મત્રીએ પાર્લમેટમાં એમ જણાવ્યુ હતુ કે 'એ લેખમા હિદુસ્તાનમા અંગ્રેજ સરકારે બજાવેલી કામગીરીનો વિકૃત ચિતાર આપવામાં આવેલો હોવાથી," તેની સામે ઉપલુ પગલુ ભરવામા આવ્યુ હતુ[1] એ કામગીરીની જે કિમત ચોકીદારે માની હોય તે જ સાચી ગણાય, અને આપણે તેનાથી વિરુદ્ધ મત ન બનાવી કે પ્રગટ કરી શકીએ એ જ પ્રમાણે રવીન્દ્રનાથ ટાગોરે દક્ષિણના 'સોસાયટી ઑફ ફ્રેન્ડ્સ'નામની સસ્થાને મોકલેલો નાનકડો સદેશો પ્રસિદ્ધ કરવા સામે પણ સરકારે વાધો લીધો હતો ટાગોર જેવા એક ઋષિ, જેમને કેવળ સાસ્કૃતિક વિષયોમા જ રસ છે અને રાજકારણથી બુદ્ધિપૂર્વક અળગા રહે છે, જેઓ દેશમાં પૂજનીય અને દુનિયામા પ્રસિદ્ધ છે, તેમના વાણીનુ પણ આવુ દમન કરવામાં આવે છે, તો બીજા સામાન્ય લોકાનુ તો કહેવુ જ શુ ? દમનના પ્રત્યક્ષ કિસ્સાઓ કરતાયે ભયનું જે વાતાવરણ ઉત્પન્ન થાય છે તે વધારે નુકસાનકારક છે આવી સ્થિતિમા પ્રામાણિક રીતે વર્તમાનપત્રકારનો ધધો ચાલી શકે નહિ,* તેમજ

૧. ૧૨મી નવેબર ૧૯૩૪

* ૪થી સપ્ટેબર ૧૯૩૫ને દિવસે વડી ધારાસભામા છાપાને લગતા કાયદાઓનો હિદુસ્તાનમા કેવી રીતે અમલ કરવામા આવ્યો છે તેનું સરકાર તરફથી નિવેદન રજૂ કરવામા આવ્યું હતુ તેમા એમ જણાવ્યુ હતુ કે ૧૯૩૦થી માડીને ૫૧૪ છાપાઓને સરકાર તરફથી માગવામા આવેલી જામીન ગીરીઓ અથવા કરવામા આવેલી જપ્તીઓના લોગ થવુ પડયું હતુ એમાથી જામીન ગીરી ન ભરી શકવાને લીધે ૩૪૮ છાપાઓને બંધ થવુ પડ્યુ હતુ અને ૧૬૬ છાપાઓએ કુલ રૂ ૨,૫૨,૮૫૨ની જામીનગીરીઓ ભરી હતી.

હાલમા (૧૯૩૫ના ઉત્તરાર્ધમાં) પ્રજાની સ્વતત્રતાનુ દમન કરનારા સખ્યાબધ કાયદાઓની રીતસર મુદત લબાવવામા આવી છે એમાંનો મુખ્ય — ક્રિમિનલ લૉ એમેડમેટ ઍક્ટ — આખા હિદુસ્તાનને લાગુ કરેલો છે. એને વડી ધારાસભાએ નામજૂર કર્યો હતો, પણ ગવર્નર-જનરલે પ્રમાણપત્ર આપ્યુ હતુ ઘણા પ્રાતોએ પણ આવા કાયદાઓ ઘડ્યા છે

ઇતિહાસ, અર્થશાસ્ત્ર, રાજકારણ કે ચાલુ બનાવોનું યોગ્ય અધ્યયન કે અધ્યાપન થઈ શકે નહિ. સુધારા અને જવાબદાર રાજતંત્ર અને એવી એવી ચીજો દાખલ કરવા માટે આ ખામી ભૂમિકા કહેવાય.

બધા બુદ્ધિવાન માણસો જાણે છે કે પૃથ્વીનો પિંડો આજે બુદ્ધિના વેગવાન ચાક પર ચડેલો છે, અને વર્તમાન પરિસ્થિતિ વિષે જ્યાં ત્યાં અનીવ અસંતોષ તો છે જ, પછી ભલે તેનું ભાન ક્યાંક ઓછું હોય કે ક્યાંક ઊંડું હોય. આપણી નજર આગળ દૂરગામી પરિવર્તનો થઈ રહ્યાં છે; ભાવીનું સ્વરૂપ ગમે તેવું હોય, પણ તે હવે દૂરનું નથી રહ્યું, કે અનિશ્ચિત નથી રહ્યું — કે જેને વિષે કશી ચિંતા વિના ફિલસૂફો, સમાજશાસ્ત્રીઓ કે અર્થશાસ્ત્રીઓ તટસ્થપણે પાઠશાળાના ઓરડામાં બેઠા બેઠા શાસ્ત્રીય ચર્ચા કર્યા કરે. એ તો એટલું બધું નિશ્ચિત છે કે દરેક માણસને પોતાનું હિત કે અહિત એની સાથે સ્પષ્ટ સંકળાયેલું લાગે છે આથી એ વિવિધ બળોને સમજવા પ્રયત્ન કરી, પોતાનો માર્ગ નક્કી કરવાનો દરેક નાગરિકનો ધર્મ છે. એક યુગનો અંત આવી પહોંચ્યો છે, અને બીજો નવો યુગ નિર્માણ થવા માંડ્યો છે. કોઈ પણ પ્રશ્નને ઉકેલવા માટે એ પ્રશ્ન સમજવાની પહેલી જરૂર છે. ખરી રીતે પ્રશ્ન શો છે એ જાણવું એ પ્રશ્નનો ઉકેલ કરવા જેટલું જ અગત્યનું છે

કમભાગ્યે આપણા રાજકીય આગેવાનોમાં દુનિયામાં બનતા બનાવો વિષે આશ્ચર્યજનક અજ્ઞાન કે બેપરવાઈ છે. કદાચ એ અજ્ઞાન સરકારી અમલદાર વર્ગમાંયે અધિકાંશે વ્યાપેલું છે; કારણ કે સિવિલ સર્વિસના લોકો પણ પોતાની એક સાંકડી દુનિયા રચી તેમાં જ સુખેથી અને નિશ્ચિંતતાથી રહે છે. માત્ર સૌથી વરિષ્ઠ અધિકારીઓને જ એ પ્રશ્નોનો વિચાર કરવો પડે છે. અલબત, ઇંગ્લંડની સરકારને જગતમાં ચાલતા બનાવોનો ખ્યાલ રાખવો પડે છે, અને તે મુજબ પોતાની નીતિ ઘડવી પડે છે. એ તો જાણીતી વાત છે કે ઇંગ્લંડની પરદેશ ખાતાની નીતિ પર હિંદુસ્તાનના કબજા અને રક્ષાનો વિચાર ભારે અસર કરતો રહે છે. હિંદુસ્તાનના કેટલા રાજકીય નેતાઓ જાણે છે કે જપાનનો

સામ્રાજ્યવાદ કે સોવિયેટ સરકારનું દિનપ્રતિદિન વધતું જોર, કે સિન્ક્યાંગમાં ઇગ્લંડ રશિયા અને જપાનના કાવાદાવા, કે મધ્ય એશિયા, અફઘાનિસ્તાન કે ઈરાનમાં થતા બનાવોને હિંદુસ્તાનના રાજકારણ સાથે ગાઢ સંબંધ છે? મધ્ય એશિયાની સ્થિતિ સાથે કાશ્મીરનો દેખીતો સંબંધ છે, અને અંગ્રેજોની નીતિ અને રક્ષાના પ્રશ્નમાં પ્રધાન ભાગ ભજવે છે.

એથીયે વધારે મહત્ત્વની વસ્તુ જગતભરમાં ઝપાટાબંધ થતા આર્થિક ફેરફારો છે. આપણે એ સમજવું જોઈએ કે ઓગણીસમી સદીનો જમાનો હવે વીતી ગયો; અને તે કાળની સમાજવ્યવસ્થા આજે ઉપયોગમાં આવી શકે એવી નથી. હિંદુસ્તાનમાં અતિશય પ્રચલિત એવી, પાછલા નમૂના જોઈજોઈને જ આગળ વધવાની વકીલોની વિચારપદ્ધતિ હવે નિરુપયોગી છે, કારણકે એવા નમૂના છે જ નહિ. બળદના ગાડાને આગગાડીના પાટા પર ગોઠવી આગગાડી કહી શકાય નહિ. એને તો રદ કરી જરીપુરાણામાં કાઢી નાંખવાની જ હોય. રશિયાને જવા દઈએ તોયે બીજે પણ 'નવા દાવ'ની અને વિશાળ પરિવર્તનોની વાતો થઈ રહી છે. પ્રેસિડન્ટ રૂઝવેલ્ટને મૂડીવાદી પ્રથા કાયમ રાખી મજબૂત બનાવવાની પ્રબળ ઇચ્છા છતાં, ખૂબ હિંમત કરીને એણે એવી મોટી યોજનાઓ દાખલ કરી છે કે એથી કદાચ અમેરિકાનું જીવન જ બદલાઈ જાય "વધુ પડતા અધિકારો ધરાવનારને ઉખાડી કાઢી ઓછા અધિકારવાળાઓને સારી રીતે ઊંચે ચડાવવાની" એ વાતો કરે છે. એ એમાં સફળ થશે કે નહિ એ જુદો સવાલ છે, પણ જૂના ચીલાઓમાંથી પોતાના દેશને બહાર કાઢવાની એ માણસની હિંમત અને ઇચ્છાનો ઇનકાર કરી શકાય એમ નથી. પોતાની નીતિ વારંવાર બદલતાં કે પોતાની ભૂલો કબૂલ કરતાં એને ડર લાગતો નથી. ઇગ્લંડમાંયે મિ. લૉઈડ જ્યોર્જ પોતાના "નવા દાવ"ની વાતો કરે છે. હિંદુસ્તાનમાંયે આપણને ઘણા દાવોની જરૂર છે. "જે કાંઈ જાણવા જેવું હતું, તે જણાઈ ગયું છે, અને જે કરવા જેવું છે તે કરી નાખ્યું છે" એ જૂની માન્યતામાં ભયંકર અનર્થ રહેલો છે.

અનેક સમસ્યાઓનો આપણે ઉકેલ લાવવાનો છે, અને તે આપણે હિંમતપૂર્વક લાવવો જોઈએ.

જો આધુનિક સામાજિક કે આર્થિક વ્યવસ્થા આમવર્ગની સ્થિતિ બહુ સુધારી શકે એમ ન હોય તો તેને ટકવાનો અધિકાર છે કે? કોઈ બીજી વ્યવસ્થા એવો વ્યાપક સુધારો કરાવવાની આશા આપી શકે એમ છે કે? જો સ્થાપિત હકો એવા અત્યંત ઇષ્ટ સુધારામાં વિઘ્નરૂપ થતા હોય તો જનતાને દુઃખ અને દારિદ્રમાં સબડતી રાખીને પણ એ હકો સાચવવાનો પ્રયત્ન કરવામાં ડહાપણ કે ધર્મ છે કે? આપણું ધ્યેય કઈ સ્થાપિત હકોને નુકસાન પહોંચાડવાનું નથી, પણ તેમને બીજાનું નુકસાન કરતાં અટકાવવાનું છે. જો એ હકવાળાઓ સાથે કાંઈ પતાવટનો માર્ગ કાઢી શકાય એમ હોય તો તેમ કરવું અતિશય ઇષ્ટ જ છે. એ વિષેના ન્યાયઅન્યાય વિષે લોકોમાં મતભેદ થાય એમ બને, પણ પતાવટ કરવાની આવશ્યકતા વિષે ભાગ્યે જ બે મત હશે દેખીતું છે કે એવી પતાવટ એક સ્થાપિત હક રદ કરીને તેને બદલે બીજો હક નિર્માણ કરીને ન જ કરી શકાય. જ્યાં શક્ય અને ઇષ્ટ હોય ત્યાં વાજબી બદલો આપી શકાય. કારણ કે લડતથી વધારે નુકસાન થાય. પણ કમભાગ્યે ઇતિહાસ એમ બતાવે છે કે આવી રીતે અનેક કાળથી હકો ભોગવનારાઓ પતાવટો કરવા તૈયાર જ થતા નથી. જે વર્ગો સમાજમાં મહત્ત્વનો ભાગ લેતા અટકી ગયા હોય છે તેઓમાં ડહાપણની અત્યંત ખામી હોય છે. તેમની તો બધું જ રાખવાની, બધું ખોવાની બાજી હોય છે, એટલે છેવટે તેઓ વિનાશ પામે છે. મહાસભાની કાર્યવાહક સમિતિની ભાષામાં કહીએ તો મિલકત જપ્ત કરવાની અને એવી એવી ઘણી 'બિનજવાબદાર વાતો' હાલમાં ચાલે છે. ખરી રીતે આ પ્રકારની જપ્તી આગ્રહપૂર્વક અને સતત ચલાવવાની પ્રથા આધુનિક વ્યવસ્થાના મૂળમાં જ રહેલી છે, અને તેનો અંત લાવવા માટે જ સામાજિક સુધારાઓ સૂચવાય છે. મજૂરની મજૂરીની પેદાશનો અંશ રોજ રોજ જપ્ત કરવામાં આવે છે; ખેડૂતની જમીનનું ગણોત કે મહેસૂલ એટલું વધારવામાં આવે છે કે તે એનાથી આપી શકાતું નથી. અને તેથી છેવટે એની જમીન

જપ્તીમાં જાય છે. અસલના વખતમાં વ્યક્તિઓ મજમુ જમીન પચાવી લઈને મોટી જમીનદારીઓ કરતા, નાના ખેડૂતોને પણ એ રીતે લૂંટી લેવામાં આવતા. આમ જપ્તી એ આધુનિક વ્યવસ્થાનો પાયો અને પ્રાણ છે.

આ ખામીઓ અંશતઃ દૂર કરવા માટે સમાજ વિવિધ પ્રકારના ઉપાયો યોજે છે. એ બધા તત્ત્વતઃ જપ્તીના સ્વરૂપના જ હોય છે, જેમકે ભારે કરો, વારસાના લાગાઓ, કરજ–રાહતના કાયદાઓ, નાણાંના ભાવની તેજી વગેરે. હાલ હાલમાં રશિયા તરફથી જ નહિ, પણ મોટા મૂડીવાદી દેશો તરફથી પણ ગંજાવર કરજો ભરપાઈ કરવાનો ઇનકાર કરવાના દાખલાઓ પણ બન્યા છે; એનું સૌથી મોટું દૃષ્ટાંત તો સ્વયં ઇંગ્લંડ જ છે, જેણે અમેરિકાનું દેવું નામુક્કર કરી, હિંદુસ્તાન માટે બહુ જોખમભર્યો દાખલો બેસાડ્યો છે. પણ આ બધી જપ્તીઓ અને નામુક્કરગીરી બહુ અલ્પ પ્રમાણમાં જ રાહત આપી શકે છે. એથી રોગનું મૂળ નાશ પામતું નથી. નવરચના માટે એ મૂળ કારણ જ નિર્મૂળ કરવું જોઈએ.

સાંપ્રત વ્યવસ્થાને બદલવાની પદ્ધતિનો વિચાર કરવામાં આપણે તેની શું કિંમત આપવી પડશે તેનો ભૌતિક તેમજ નૈતિક દૃષ્ટિએ પણ વિચાર કરવો જોઈએ. તેમાં બહુ ટૂંકી દૃષ્ટિના થવું પાલવે નહિ. માનવસુખ અને પ્રગતિ — ભૌતિક તેમજ આધ્યાત્મિક — સિદ્ધ કરવામાં તેની અંતે કેટલી મદદ થઈ શકશે તેનો વિચાર કરવો જોઈએ. પણ તે સાથે જ સાંપ્રત વ્યવસ્થા ન બદલતાં, ચાલુ સ્થિતિને નિભાવી રાખી જે હતાશ અને વિકૃત થતાં જીવનોનો અસહ્ય ભાર ઉપાડવો પડે છે તથા જે ભૂખમરો અને દાડમારી, અને આધ્યાત્મિક તથા નૈતિક અધોગતિ સહન કરવાં પડે છે, તેનુ ભયંકર નુકસાન પણ ધ્યાનમાં રાખવું જોઈએ. ઉપરાઉપરી આવતી રેલની જેમ હાલની આર્થિક વ્યવસ્થા અસંખ્ય મનુષ્યોને વિપત્તિમાં ડુબાડી દે છે અને વિનાશ પ્રત્યે ધસડી જાય છે. આપણામાંના કેટલાક થોડી બાલદીઓ ભરીને લઈ જાય તેથી એ પૂર અટકી શકે એમ નથી કે પ્રજાને બચાવી શકાય એમ નથી. એને માટે તો મોટા બંધો બાંધવા જોઈએ,

નહેરો ખોદવી જોઈએ; અને જળની વિનાશક શક્તિનું પરિવર્તન કરી તેનો માનવસુખ માટે ઉપયોગ કરવો જોઈએ.

એ તો દેખીતું છે કે સમાજવાદ જે મહાન ફેરફારોની કલ્પના કરે છે તે એકદમ થોડાક કાયદા પસાર કરીને થઈ શકશે નહિ. છતાં આગેકૂચની દિશા દેખાડવા માટે તથા નવ-સમાજનો પાયો નાંખવા માટે કેટલાક સિદ્ધાન્તદર્શક કાયદાઓ તથા સત્તાની આવશ્યકતા તો રહે છે જ: સમાજવાદી-જીવનનું મહાન યન્ત્ર આગળ ચલાવવું હોય તો તે દૈવને ભરોસે કે વચવચમાં જોરદાર પ્રયત્નો કરી પાછું સૂઈ જવું, અને અગાઉ ચણેલું ભાંગી જવા દેવું એ રીતે થઈ શકે નહિ. એટલે કે એ માર્ગમાંનાં મોટાં વિઘ્નો તો હટાવવાં જોઈએ જ એનો ઉદ્દેશ કોઈનું ઝૂંટવવાનો, નહિ, પણ કોઈને પહોંચાડવાનો છે; વર્તમાન તંગીને ભાવી સમૃદ્ધિમાં ફેરવવાનો છે. પણ એમ કરવામાં સમાજને રોકી રાખનારી અડચણો અને સ્વાર્થી અધિકારો હટાવ્યે જ છૂટકો છે. અને તે માટે આપણે જે માર્ગ લઈએ તેમાં કેવળ આપણી રુચિઅરુચિનો કે તાત્ત્વિક ન્યાયનોયે પ્રશ્ન નથી, પણ આર્થિક દૃષ્ટિએ શું લાભકારક, પ્રગતિકારક અને બદલાતી પરિસ્થિતિને અનુકૂળ, તથા વધારેમાં વધારે જનસંખ્યાનું હિત કરનાર છે તે જોવાનો છે.

વિરોધી સ્વાર્થોને લીધે કાંઈક કલહ તો અનિવાર્ય જ છે. વચલો માર્ગ જ નથી. આપણને દરેકને એક કે બીજો પક્ષ લેવો જ પડશે. એની પસંદગી કરી શકીએ તે પહેલાં તેને જાણી અને સમજી લેવા પડશે. સમાજવાદની કેવળ ભાવનાને ઉદ્દિપ્ત કરનારી દલીલો નહિ ચાલે. હકીકતો અને આંકડાઓથી મજબૂત કરેલી અને ઝીણવટથી તપાસેલી બુદ્ધિ અને તર્કની દલીલોનો તેને ટેકો મળવો જોઈએ. પશ્ચિમમાં આ પ્રકારનું વિશાળ સાહિત્ય છે, પણ હિંદુસ્તાનમાં તેની ભારે ખામી છે. અને ઘણી સારી ચોપડીઓને અહીં આવવા દેવામાં આવતી નથી. પણ બીજા દેશોની ચોપડીઓ વાંચવી એ પણ પૂરતું નથી. જો હિંદુસ્તાનમાં સમાજવાદની રચના કરવી હોય તો તે હિંદુસ્તાનની પરિસ્થિતિમાં ઉછેરવી પડશે, અને તેથી એ પરિસ્થિતિનો ઝીણવટભર્યો

અભ્યાસ આવશ્યક છે. તેનો અભ્યાસ કરી ઝીણવટથી યોજના તૈયાર કરનારા તજ્ઞોની આપણને જરૂર છે. કમભાગ્યે આપણા તજ્ઞો ઘણાખરા સરકારી નોકરીઓમાં કે અર્ધ-સરકારી યુનિવર્સિટીઓમાં છે, અને તેઓ આ દિશામાં બહુ આગળ જવાની હિંમત કરી શકતા નથી.

સમાજવાદની સ્થાપના માટે કેવળ બૌદ્ધિક ભૂમિકા તૈયાર કર્યે પણ ચાલે નહિ. બીજાં બળો પણ જોઈએ. પણ મને એટલું તો લાગે જ છે કે એ ભૂમિકા વિના એ વિષયની જડ પકડી શકાશે નહિ કે બળવાન ચળવળ ઉત્પન્ન કરી શકાશે નહિ. હાલની ક્ષણે ખેડૂત અને ખેતીનો પ્રશ્ન એ હિંદુસ્તાનની સૌથી મહત્ત્વની સમસ્યા છે, અને રહેવાનો સંભવ છે. પણ ઉદ્યોગનું મહત્ત્વ એથી બહુ ઓછું નથી, અને તે તો દહાડે દહાડે વધતું જાય છે. આપણો આદર્શ શો છે? કૃષિરાજ્યનો* કે ઉદ્યોગ-રાજ્યનો? બેશક, આપણે મુખ્યત્વે ખેડૂત જ રહીશું, પણ તે સાથેયે ઉદ્યોગને વધારી શકાય અને હું માનું છું કે વધારવા જોઈએ.

આપણા ઉદ્યોગપતિઓ એમના વિચારોમાં આશ્ચર્યકારક રીતે પછાત છે; તેઓ છેલ્લી ઢબના મૂડીવાદીયે નથી. આમવર્ગ એટલો ગરીબ છે કે તેઓ પ્રત્યે માલિકો ભાવિ ઘરાકની દૃષ્ટિએ જોતા નથી, અને પગારમાં વધારો કરવાની કે કામના કલાક ઘટાડવાની દરેક સૂચના સામે સખત લડાઈ કરે છે. થોડા વખતથી સુતરાઉ કાપડના મિલોમાં કામના કલાક દશથી ઘટાડી નવ કરવામાં આવ્યા છે. આથી અમદાવાદના મિલમાલેકોએ બધી મજૂરીમાં, ઊધડ કામની મજૂરીમાં મુખ્યત્વે, ઘટાડો કર્યો છે. એટલે કામના કલાક ઓછા કરવાનું પરિણામ એ આવ્યું કે મજૂરોની આવક ઘટી અને તેથી જીવનનું ધોરણ પણ ઊલટું ઘટ્યું. પણ બૌદ્ધિક સંયમન (રેશનલાઈઝેશન)ની ક્રિયા વેગથી

* કોઈ પણ ઉદ્યોગની ઔદ્યોગિક ક્રિયાઓમાં યાન્ત્રિક સુધારા કરીને અથવા તેમ કર્યા સિવાય મજૂરશક્તિના ઉપયોગમાં કરકસર કરી, ઓછા મજૂરબળે તેટલું જ કામ લેવાની પદ્ધતિ. આ પદ્ધતિમાં મજૂરોની બેકારી વધવાનું અનિષ્ટ હમેશાં રહેલું છે, પરંતુ યાન્ત્રિક યુગનું આ અનિવાર્ય અનિષ્ટ પરિણામ છે.

ચાલી રહી છે, પરિણામે, મજૂરની મજૂરીમાં વધારો થયા વિના તેના પર કામ અને શ્રમનું દબાણ વધી ગયું છે. ઉદ્યોગ વિષેનું આખું દૃષ્ટિબિંદુ જ ઓગણીસમી સદીની શરૂઆતના જમાનાનું છે. જ્યારે તક મળી જાય છે ત્યારે તેઓ ગંજાવર નફા કરે છે, પણ મજૂર તો જેવો ને તેવો જ રહે છે; પણ જ્યારે મંદી આવે છે ત્યારે મજૂરી ઘટાડ્યા વિના ધંધો કરી શકાશે નહિ એવી ફરિયાદ કરે છે એમને કેવળ સરકારની જ મદદ નહિ, પણ ઘણીવાર મધ્યમવર્ગના રાજકારણી લોકોની પણ સહાનુભૂતિ હોય છે. અને છતાં અમદાવાદના રૂની મિલના મજૂરોની સ્થિતિ મુંબઈ તથા બીજાં સ્થળોના તે જ ધંધાના મજૂર કરતાં વધારે સારી છે, અને, એકંદરે, રૂની મિલોના મજૂરની સ્થિતિ બંગાળના શણની મિલોના તથા ખાણોના મજૂરો કરતાં વધારે ઠીક છે. નાના નાના• અસંગઠિત ઉદ્યોગોમાં કામ કરનારાઓની સ્થિતિ ઔદ્યોગિક — મજૂરોમાં નીચામાં નીચી છે. શણની મિલોના કરોડાધિપતિઓ અને કપાસપતિઓના ભવ્ય મહેલો, અને તેમાંનો ભપકાદાર વૈભવ અને વિલાસની સાથે તેમના અર્ધનગ્ન મજૂરોનાં દરિદ્ર કબૂતરખાનાઓની સરખામણી કરીએ તો તે જ એક અતિશય અસરકારક કેળવણી આપનારો પાઠ થઈ પડે એમ છે. પણ આપણે એવું માની લઈએ છીએ કે એવું અંતર તો હોવાનું જ, તેથી, તેમાંથી લાગણી કે બોધ લેવાને બદલે દુર્લક્ષ કરીએ છીએ.

પણ દેશી ઔદ્યોગિક મજૂરોની દશા ખરાબ હોવા છતાં, આવકની દૃષ્ટિએ, ખેડૂત કરતાં તે ઘણી સારી છે. ખેડૂતને એક અનુકૂળતા છે, એ ખુલ્લી હવામાં રહે છે, અને મજૂર-ચાલીઓના અધમ વાતાવરણથી મુક્ત છે. પણ એ એટલો બધો હેવાયો પડી ગયો છે કે ઘણીવાર તે પોતાના ખુલ્લી હવામાં વસેલા ગામડાને, ગાંધીજીની ભાષામાં કહું તો ‘ઉકરડો’ કરી મૂકે છે સમાજના હિતને માટે સહકાર કરવાનું કે સહયોગી પ્રયત્ન કરવાનું એનામાં ભાન નથી. આને માટે એની નિંદા કરવી સહેલી છે, પણ એ વિચારવાની જરૂર છે કે જીવનમાં જ્યાં એને ચારે તરફથી મુસ્કેલીઓની સામે તીવ્ર અને સતત આથડિયાં મારવાં પડે છે એમ દેખાય અને તેમાં પણ દરેક જણ એને દબાવતો હોય એમ લાગે

ત્યાં એ બાપડો કરે પણ શું? એ શી રીતે જ કેમ શકે છે એ એક આશ્ચર્યકારક સમસ્યા છે. એવી ગણતરી કરવામાં આવી છે કે પંજાબમાં ૧૯૨૮-૨૯માં સાધારણ ખેડૂતની દરરોજની સરેરાશ આવક માથા દીઠ નવ આના હતી. તે ૧૯૩૦-૩૧માં નવ પાઈ થઈ ગઈ! છતાં પંજાબના ખેડૂતની દશા સંયુક્ત પ્રાંત, બિહાર કે બંગાળના ખેડૂત કરતાં સારી છે. સંયુક્ત પ્રાંતના (ગોરખપુર વગેરે) પૂર્વના જિલ્લાઓમાં મંદીની પહેલાંના સારા વખતમાં ખેતીના મજૂરોનો રોજ બે આના હતો. આ દારિદ્ર્યભરી હાલતને માનવદયાથી કે ગ્રામોદ્ધારના સ્થાનિક પ્રયાસોથી સુધારવાની વાતો કરવી તે ખેડૂત અને તેની દરિદ્રતાની કેવળ ઠેકડી જ છે

આ કળણમાંથી કેવી રીતે નીકળી શકાય? જોકે આટલી બધી દુર્દશામાં ખૂંચી ગયેલી પ્રજાને બહાર કાઢવી એ કઠણ કામ છે, છતાં ઉપાયો યોજી શકાય એમાં શંકા નથી. પણ મુખ્ય મુશ્કેલી ફેરફારનો વિરોધ કરનારાં સ્વાર્થી મંડળો તરફથી જ ઊભી થાય છે, અને સામ્રાજ્યવાદી સત્તાના અંકુશ નીચે રહી ફેરફાર કરી શકાય એ શક્ય જ નથી. ત્યારે ભવિષ્યમાં હિંદુસ્તાને કઈ દિશામાં જોવું? સામ્યવાદ અને ફાસિઝમ એ આ યુગની વિશિષ્ટ વૃત્તિઓ છે; આ બે વચ્ચેની વૃત્તિઓ અને અસ્થિર વિચારોનો ધીમે ધીમે લોપ થતો જાય છે. સર માલ્કમ હેલીએ એવું ભવિષ્ય ભાખ્યું છે કે હિંદુસ્તાન રાષ્ટ્રીય સમાજવાદી, એટલે કે કોઈક પ્રકારના ફાસિઝમ તરફ વળશે. સમીપવર્તી ભવિષ્ય માટે કદાચ એનું કહેવું સાચું પડે. દેશનાં તરુણ અને તરુણીઓમાં — ખાસ કરીને બંગાળમાં અને કંઈક અંશે દરેક પ્રાન્તમાં — ફાસિઝમ પ્રત્યેનું વલણ સ્પષ્ટપણે દેખાઈ આવે છે, અને મહાસભામાં પણ એનું પ્રતિબિંબ દેખાવા લાગ્યું છે. પણ ખરાબમાં ખરાબ પ્રકારની હિંસા સાથે ફાસિઝમનો સંબંધ હોવાથી, અહિંસાને વરેલા મહાસભાના આગેવાનોને એનો સ્વાભાવિક ત્રાસ છે. પણ ફાસિઝમની કહેવાતી વિચારસરણી — ખાનગી મિલકતની રક્ષા કરનારું તથા સ્થાપિત હક્કોનું નિયંત્રણ કરનારું છતાં નાશ ન કરનારું સંઅંકિત રાજતંત્ર — કદાચ તેમનેયે પસંદ પડશે. જૂનાને રાખીને નવાને મેળવવાનો એ પ્રથમ દૃષ્ટિએ સુવર્ણ માર્ગ

લાગે છે. પણ લાડુ હાથમાં રાખવો પણ અને ખાવો પણ એ બે વાત કેમ બને તે પ્રશ્ન જ છે!

પણ ફાસિઝમને સાચો ટેકો, સ્વાભાવિક રીતે, મધ્યમ વર્ગના તરુણો તરફથી મળશે. આજેયે, હકીકતમાં, હિંદુસ્તાનના મધ્યમ વર્ગનો એક જ ભાગ — અને નહિ કે મજૂર કે ખેડૂત વર્ગ — ક્રાન્તિની ચળવળ તરફ વળ્યો છે. (એ ખરું કે ઔદ્યોગિક મજૂરોમાં એના બીજ છે.) આ રાષ્ટ્રવાદી મધ્યમવર્ગ ફાસિઝમના વિચારો ફેલાવવા માટે અનુકૂળ ક્ષેત્ર છે. પણ જ્યાં સુધી પરદેશી સત્તા છે ત્યાં સુધી, યુરોપના અર્થમાં, અહીં ફાસિઝમ પ્રવર્તી શકે નહિ. હિંદુસ્તાનનું ફાસિઝમ હિંદુસ્તાનની સ્વતંત્રતાનું આગ્રહી રહેશે જ, અને તેથી બ્રિટિશ સામ્રાજ્ય સાથે દોસ્તી કરી શકશે નહિ. એણે આમવર્ગનો સહકાર મેળવવો જોઈશે. જો બ્રિટિશ અંકુશ પૂર્ણપણે હઠી જાય તો, ઉપલા મધ્યમવર્ગ તેમજ સ્થાપિત હક ભોગવનારાઓનો ટેકો મળવાથી ફાસિઝમ વધારે ઝપાટાબંધ આગળ વધે.

પણ બ્રિટિશ અંકુશ જલદી ચાલી જાય એવો સંભવ નથી. દરમ્યાનમાં સરકારના તીવ્ર દમન છતાં સમાજવાદી અને સામ્યવાદી વિચારો તો ફેલાય છે જ. હિંદુસ્તાનમાં 'સામ્યવાદી પક્ષ' બેકાયદા ગણાય છે, અને એ શબ્દોના અર્થમાં — ઢીલી રીતે — એની સાથે સમભાવ રાખનારા તેમજ આગળપડતો કાર્યક્રમ રાખનારાં મજૂરમંડળોનો પણ સમાવેશ કરવામાં આવે છે.

ફાસિઝમ અને સામ્યવાદ વચ્ચે મારો સમભાવ પૂરેપૂરો સામ્યવાદ પ્રત્યે છે. આ પુસ્તક વાચતાં એ તો સ્પષ્ટ થયું જ હશે કે સામ્યવાદ અને મારી વચ્ચે ઘણું છેટું છે. મારી મનોરચનાનાં મૂળ, કદાચ, હજુ ઓગણીસમી સદીમાં કાંઈક અંશે ખૂચેલાં છે, અને માનવહિતવાદી પ્રણાલિકાપંથીઓના સંસ્કારોની મારા પર એટલી બધી અસર છે કે એમાંથી હું સાવ નીકળી જઈ શકતો નથી. આ 'બુર્ઝવા' ભૂમિકા મને વળગેલી જ રહે છે, અને ઘણા સામ્યવાદીઓને મારા પ્રત્યે સ્વાભાવિક રીતે ચીડનું કારણ થઈ પડે છે. આધુનિક સામ્યવાદનાં સાંપ્રદાયિક જેવા બનતાં લક્ષણો — કાર્લ માર્ક્સના લખાણો કે બીજા પુસ્તકોને વેદવાણી કે શાસ્ત્ર

પ્રમાણુ જેવાં માનવાની વૃત્તિ, તેમજ તેમની લશ્કરી શાહની વ્યવસ્થા તથા વિરુદ્ધ મતવાળાઓની પજવણી — મને ગમતાં નથી. વળી રશિયામાં થયેલા અનેક બનાવો પણ મને ગમતા નથી — ખાસ કરીને સામાન્ય સમયમાં પણ વધારેપડતી હિંસા. છતાં સામ્યવાદી વિચારો પ્રત્યે મારું વધારે ને વધારે વલણ છે.

માર્ક્સની કેટલીક વાતોમાં કે એના મૂલ્યવાદમાં ભૂલ હશે: એની પરીક્ષા કરવાની મારી શક્તિ નથી. પણ સમાજની ઘટનાઓનો મર્મ શોધવાની એનામાં વિલક્ષણ શક્તિ હોય એમ જણાય છે, અને એ શક્તિ એની શાસ્ત્રીય રીતે વિચાર કરવાની પદ્ધતિમાંથી જ એને મળેલી જણાય છે. ભૂતકાળનો ઇતિહાસ તેમજ વર્તમાન ઘટનાઓને નિહાળવાની એ પદ્ધતિ બીજી બધી પદ્ધતિઓ કરતાં સામાજિક ઘટનાઓનું આકલન કરવામાં વધારે મદદ કરે છે; અને એ કારણથી જ દુનિયામાં આજે ચાલી રહેલા ફેરફારોનું અત્યંત નવીન અને સૂક્ષ્મ પૃથક્કરણ માર્ક્સવાદી લેખકો તરફથી જ આપણને મળ્યા કરે છે. માર્ક્સે કેટલાંક પાછળથી ઉત્પન્ન થયેલાં બળો — જેમકે, મધ્યમવર્ગમાં ક્રાન્તિની ચળવળના ઉદય — ની અવગણના કરી છે કે ઓછી કિંમત આંકી છે એમ બતાવવું સહેલું છે. પણ સાંપ્રદાયિક વૃત્તિના અભાવ, એક વિશિષ્ટ દૃષ્ટિબિંદુ અને અવલોકનપદ્ધતિ પર ભાર, અને ક્રિયાશીલતા — એમાં માર્ક્સવાદનું સાચું મૂલ્ય છે. એ દૃષ્ટિબિંદુ આપણને આપણા કાળની સામાજિક ઘટનાઓનું રહસ્ય ઉકેલવામાં મદદ કરે છે, અને કાર્યદિશા તથા મુશ્કેલીઓમાંથી ઊગરવાનો માર્ગ દેખાડે છે.

એ કાર્યનીતિ પણ કોઈ નિશ્ચિત બાંધેલે રસ્તે નથી, પણ સંજોગો પ્રમાણે બદલવાની હોય છે: એવો, ક્રમમાં ક્રમ, લેનિનનો મત છે, અને તેણે જેવો સમય આવ્યો તેવી રીતે પોતાની કાર્યદિશા બદલીને તે નીતિ ઉજ્જ્વળ રીતે સફળ કરી બતાવી છે. એ કહે છે કે, "લડતની અમુક ક્ષણે શી પરિસ્થિતિ છે તેનો ચોક્કસ અને બારીકીથી અભ્યાસ કર્યા વિના, લડતનાં સાધનોની યોગ્યતા વિષે હકાર કે નકાર ભણવાનો પ્રયત્ન કરવો તે માર્ક્સના માર્ગને સાવ મૂકી દેવા બરાબર છે." વળી એણે

કહ્યું છે; "કશુંયે અંતિમ નથી: પરિસ્થિતિમાંથી જ આપણે શીખતા રહેવાનું છે."

આવી વિશાળ અને વ્યાપક દૃષ્ટિને લીધે, સાચા સમજદાર સામ્યવાદી કેટલેક અંશે સામાજિક જીવનની અખંડતાની ભાવના કેળવે છે. એને માટે રાજનીતિ એટલે સમયસાધુતાની પરંપરા કે અંધારામાં આથડિયાં નથી. જે આદર્શો અને ધ્યેયોની એ સાધના કરે છે તેને લીધે એની લડત તથા એણે રાજીખુશીથી ઉઠાવેલાં જોખમો સાર્થક થાય છે. માનવજાતિનાં જે ભાવિ અને નિયતિનો સાક્ષાત્કાર કરવા માટે માનવજાતિનું મહાન સૈન્ય કૂચ કરી રહ્યું છે તે સૈન્યનો હું એક સિપાઈ છું એવી એની નિષ્ઠા બંધાય છે, અને 'ઇતિહાસના ક્રમ સાથે જ મારું દરેક પગલું માંડું છું' એવો એ અનુભવ કરે છે.

કદાચ સામ્યવાદીઓના મોટા ભાગની આવી કશી નિષ્ઠા કે ભાવના નથી. કદાચ એક લેનિન જેવાને જ જીવનની પૂર્ણ અખંડતાનું આવું તીવ્ર ભાન હતું, અને તેને પરિણામે તેની પ્રવૃત્તિ આવી અસરકારક બની હતી. પણ જે સામ્યવાદી એ પ્રવૃત્તિની ફિલસૂફી સમજેલો છે તેને થોડેક અંશે તો એ ભાન હોય છે જ.

ઘણા સામ્યવાદીઓ સાથે ધીરજથી કામ લેવું મુશ્કેલ છે, બીજાઓને ખીજવવાની એક ખાસ કળા તેમણે ખીલવી છે; પણ તેમના પર અપાર વિટંબણાઓ ગુજરેલી છે, અને સોવિયેટ રાજ્યો સિવાય બીજી જગ્યાએ તેમને અતિશય મુશ્કેલ પરિસ્થિતિમાં કામ કરવું પડે છે. તેમની જબરી હિંમત અને ત્યાગશક્તિ માટે મને હંમેશાં આદર થયો છે. જેમ, કમભાગ્યે, અગણિત જનતા વિવિધ રીતે ઘણું ઘણું સહન કરે છે, તેમ તેઓ પણ કરે છે, પણ તેમાં એક ભેદ છે કે તેઓ પોતાને એક દુષ્ટ અને સર્વશક્તિમાન દૈવના નિઃસહાય બલિ રૂપે સમજી અંધપણે સહન કરતા નથી. તેઓ માણસાઈ સમજી સહન કરે છે, અને તેથી તેમના સહેવામાં એક કરુણ ગૌરવ રહેલું છે.

માર્ક્સના સિદ્ધાન્તની સત્યતાનો રશિયાના સામાજિક પ્રયોગોની સફળતા કે નિષ્ફળતા સાથે સીધો સંબંધ નથી. બહુ

અસંભવનીય છે છતાં એમ કલ્પના થઈ શકે કે અણધારી પરિસ્થિતિ કે શત્રુરાજ્યોનું સંગઠન એ પ્રયોગોને ઊથલાવી પાડે. છતાં એ મહાન સામાજિક ક્રાન્તિની કિંમત તો રહેશે જ. ત્યાં જે ઘટનાઓ થઈ ગઈ તેમાંની ઘણી વિષે મારો સ્વભાવજન્ય અણગમો છતાં, મને એમ લાગે છે કે સંસારને તેં વધારેમાં વધારે આશાનાં કિરણો આપી રહ્યું છે. પૂરતી માહિતીને અભાવે હું એમનાં કર્મોનો ન્યાય કરી શકું નહિ. મારી મુખ્ય દહેશત એ છે કે જે અહિંસા અને દમનનીતિ ઉપર એ અવલંબે છે તે એક એવી અનર્થપરંપરા ઉત્પન્ન કરે કે જેમાંથી છૂટવું મુશ્કેલ થાય. પણ રશિયાના વર્તમાન સૂત્રધારોના પક્ષમાં મોટામાં મોટી વાત એ છે કે તેમણે કરેલી ભૂલોમાંથી બોધ મેળવતાં તેઓ ડરતા નથી. તેઓ કરેલું તોડી વળી નવેસરથી બાંધવા મંડે છે, અને હંમેશાં પોતાના ધ્યેયને નજર આગળ જ રાખે છે. આંતરરાષ્ટ્રીય મજૂરસંઘ દ્વારા ચાલતી બીજા દેશોમાંની તેમની પ્રવૃત્તિઓ માત્ર વ્યર્થ ગઈ છે, પણ હવે તેવી પ્રવૃત્તિઓ બહુ કરવાની રહી નથી.

હિંદુસ્તાનમાં સામ્યવાદ અને સમાજવાદ આવતાં હજી જુગો જશે — સિવાય કે બહારની કોઈ ઘટના એને જલદી લાવે. આપણે 'કોમ્યુનિઝમ' (સામ્યવાદ) સાથે બાથ ભીડવાની નથી પણ, શબ્દ સહેજ ફેરવીને બોલીએ તો 'કોમ્યુનેલિઝમ' (કોમવાદ) સાથે ભીડવાની છે. અને કોમી દૃષ્ટિએ હિંદુસ્તાનમાં અંધકારનો યુગ પ્રવર્તે છે. કર્મવીર પુરુષો નજીવી બાબતોમાં પોતાની શક્તિ વેડફી નાંખે છે, અને કપટ, યુક્તિપ્રયુક્તિ અને એકબીજાને દંડાવવાના પ્રયત્નો કરે છે. જગતને સુખકર, ઉજ્જવળ બનાવવાનો પ્રયત્ન કરવાનો તેમનામાંના ભાગ્યે જ કોઈને રસ છે. કદાચ આ ક્ષણિક દશા હોય અને તે જલદી મટી પણ જાય.

મહાસભા ઘણે અંશે આ કોમી અંધકારથી વેગળી રહી છે, પણ તેનું દૃષ્ટિબિંદુ મધ્યમવર્ગ (બુર્ઝવા)નું છે, અને જે ઉપાયો તે વિચારે છે તે તેમની દૃષ્ટિએ જ વિચારે છે. આ રસ્તે એને સફળતા મળવાનો સંભવ નથી. એ આજે નીચલા મધ્યમવર્ગની પ્રતિનિધિ છે, કારણકે એ જ વર્ગને આજે સૌથી વધારે વાચા

તો હું ઘણી કરું છું, પણ તે નિરુપાય છે. ક્રમમાં ક્રમ, જ્યાં સુધી હું જેલમાં છું ત્યાં સુધી તાત્કાલિક પગલાંની બાબતમાં નિર્ણય કરવાની જંજાળમાંથી હું પોતાને ઉગારી લેવા પ્રયત્ન કરું છું.

જેલમાંથી કોઈ પણ પ્રવૃત્તિ કરવી અશક્ય જણાય છે. તેમાં, માણસ ઘટનાઓને વશ થાય છે, પ્રવૃત્તિઓનો કર્તા નથી થતો; અને કાંઈક ઘટના બની આવે તેની કેવળ રાહ જોયા કરે છે. દેશના અને જગતના રાજકીય અને સામાજિક પ્રશ્નો પર હું લખી રહ્યો છું ખરો, પણ લાંબા વખતથી મારું ઘર બનેલા આ નાનકડા સ્વયંપૂર્ણ જેલ-સંસારમાં આ બધાનું શું મહત્ત્વ છે? કેદીઓને માટે એક જ પ્રશ્ન મહત્ત્વનો હોય છે: એમની છૂટવાની તારીખ.

નૈનીની જેલમાં તેમજ અહીં ઘણા કેદીઓ મારી પાસે આતુરતાથી 'જુગ્લી' ક્યારે થશે તે જાણવા આવે છે. તેઓ શાની તપાસ કરે છે તે પહેલાં મને સમજાયું નહિ; પછી માલૂમ પડ્યું કે 'જુગ્લી' એટલે 'જ્યુબિલી.' પંચમ જ્યૉર્જના રજતમહોત્સવની અફવાઓ તેમણે સાંભળી હતી અને તેની તેઓ તપાસ કરતા હતા, પણ તેનો અર્થ તેઓ સમજતા નહોતા. તેમને તો, પાછલા અનુભવોથી, એ શબ્દનો એક જ અર્થ જણાયેલો હતો: કેટલાક કેદીઓનો છુટકારો અને ઘણાની સજાઓમાં મોટો ઘટાડો. આથી દરેક કેદીને, ખાસ કરીને લાંબી મુદતના કેદીને, આવતી 'જુગ્લી'માં ઘણો રસ પડે છે. એમને માટે તો બંધારણના સુધારા અને પાર્લમેન્ટના કાયદા અને સમાજવાદ અને સામ્યવાદ કરતાં વધારે મહત્ત્વની બાબત 'જુગ્લી'ની છે.

## ૬૮

# ઉપસંહાર

કર્મ કરવાનો જ આપણને આદેશ છે; કર્મને સફળતાએ પહોંચાડવાનું આપણા હાથમાં નથી. — તાલમુદ

મારી કથાનો હવે અંત આવ્યો. જીવન દરમ્યાનનાં મારાં સારાં કે નરસાં કામોનો આ અહંતાપૂર્ણ વૃત્તાન્ત અલ્મોડાની ડિસ્ટ્રિક્ટ જેલમાં આજ તા. ૧૪મી ફેબ્રુઆરી ૧૯૩૫, સુધી પહોંચ્યો છે. આજથી ત્રણ મહિના પહેલાં આ જેલમાં મેં મારી પિસ્તાળીસમી વર્ષગાંઠ ઊજવી હતી, અને હું માનું છું કે મારે હજુ ઘણાં વર્ષ બાકી છે. કેટલીકવાર વધતી ઉંમર અને થાકની લાગણી મને થઈ આવે છે; ક્યારેક વળી મને મારામાં શક્તિ અને જુસ્સો ઊભરાતાં લાગે છે. મારું શરીર ઠીક કસાયેલું છે, અને આઘાતોમાંથી જલદી સ્વસ્થ થઈ જવાની મારા મનમાં શક્તિ રહેલી છે; તેથી, કાંઈક આકસ્મિક દૈવયોગ વિપરીત ન આવે તો હું માનું છું કે હું હજુ લાંબો વખત જીવીશ. પણ તે કાળ માટે તો તેમાંથી પસાર થયા પહેલાં લખી શકાય એમ નથી.

મારા જીવનના પ્રસંગો કદાચ પૂરતા મનોવેધક નથી; જેલમાં ગયેલાં લાંબાં વર્ષો ભાગ્યે જ પરાક્રમભર્યાં હોઈ શકે. તેમ એમાં કશી અપૂર્વતા કે અસાધારણતા પણ નથી, કારણકે બીજા હજારો દેશબંધુઓ અને બહેનોનો એ વર્ષોનાં સુખદુઃખોમાં હિસ્સો છે. અને બદલાતી મનોવૃત્તિઓ, ઉત્સાહ, નિરાશા, અત્યંત પ્રવૃત્તિ અને પરાણે મળેલી નિવૃત્તિનો ઇતિહાસ અમારો સૌનો સહિયારો છે. સમગ્ર સમૂહમાંનો જ હું એક છું, એમની જોડે જ ચાલ્યો છું, ક્યારેક તેને દોર્યા છે, તો ક્યારેક તેનાથી દોરાયો છું; અને છતાં બીજી વ્યક્તિઓની જેમ જ, તે સમૂહથી ભિન્ન રહી એક સ્વતંત્ર વ્યક્તિરૂપે સમૂહના મધ્યમાં મારું સ્વતંત્ર જીવન પણ ગુજારું છું. ઘણીકવાર અમે ડોળ કર્યા છે અને નાટક

ભજવ્યાં છે; પણ જે કાંઈ આપણે કર્યું છે તેમાં ઘણે અંશે કાંઈક અત્યંત સત્ય વસ્તુ અને તીવ્ર નિષ્ઠા હતાં; તેણે જ આપણને આપણી ક્ષુદ્ર અહંતામાંથી ઊંચા ચડાવ્યા છે, આપણામાં બળ રેડ્યું છે અને બીજી રીતે જે આપણને પ્રાપ્ત થઈ ન શકત તેનું મહત્ત્વ આપણને આપ્યું છે સિદ્ધાન્ત પ્રમાણે કામ કરવાના પ્રયત્નમાંથી જીવનની કૃતાર્થતાનો જે અનુભવ થાય છે તે પણ લેવા આપણે ક્યારેક ભાગ્યશાળી થયા છીએ. અને આપણે એ પણ સાક્ષાત્કાર કર્યો છે કે એ આદર્શોનો ત્યાગ કરીને અને પશુબળને વશ થઈને ભોગવેલું બીજું કોઈ પણ જીવન વ્યર્થ, સંતોષહીન અને શોકપૂર્ણ જીવવું જ થાત.

મને પોતાને આ બધાં વર્ષોમાં અનેક લાભોમાં એક અતિશય કીમતી લાભ થયો છે. જીવનને એક અત્યંત રમ્યમય સાહસરૂપે હું વધારે ને વધારે જોતો થયો છું; એમાં ઘણુંયે શીખવાનું છે, અને ઘણુંયે કરવાનું છે. મારો વિકાસ થઈ રહ્યો છે એવો ચાલુ અનુભવ મને થયા કર્યો છે, અને એ અનુભવ મને હજુયે થાય છે, અને તે મારી પ્રવૃત્તિઓમાં અને પુસ્તકોના વાચનમાં રસ પૂરે છે અને એક રીતે જીવનને જીવવાયોગ્ય બનાવે છે.

આ વૃત્તાન્ત લખતી વખતે દરેક બનાવ વખતની મારી મનોદશા અને વિચારોનું ચિત્ર રજૂ કરવા, તે ક્ષણે મારી જે લાગણીઓ હતી તે શક્ય તેટલી વ્યક્ત કરવા પ્રયત્ન કર્યો છે. ભૂતકાળની મનોદશાની સ્મૃતિ જાગ્રત કરવી કઠણ છે, અને ત્યાર પછીના બનાવોને તે વખતે ભૂલી જવા એ સહેલું નથી. આથી, પાછળના વિચારોનો આગલા દિવસોના નિરૂપણ પર રંગ ચડી ગયો હશે જ, પણ મારો ઉદ્દેશ, મુખ્યત્વે મારા પોતાના લાભાર્થે જ મારા મનોવિકાસનો ક્રમ અવલોકવાનો હતો. મેં જે કાંઈ લખ્યું છે તે કદાચ હું જેવો હતો તેનું વર્ણન હોવાને બદલે, હું જેવો ક્યારેક થવા ઇચ્છતો હતો કે થયેલો પોતાને કલ્પતો હતો તેનું વધારે હોય.

કેટલાક મહિના પૂર્વે સર સી. પી. રામસ્વામી આયરે જાહેરમાં મારે વિષે કહ્યું હતું કે આમવર્ગની મનોદશાનો હું સાચો પ્રતિનિધિ નથી, પણ તે છતાંયે હું બહુ જોખમભરેલો માણસ છું, કારણકે

મારો ત્યાગ છે, હું આદર્શવાદી છું અને મને મારી માન્યતાઓ માટે અત્યંત ધગશ છે. અને આ બધામાં એમના વિચાર પ્રમાણે, હું 'સ્વ-માયા-વશ' છું. સ્વ-માયા-વશ પુરુષ પોતાને વિષે ભાગ્યે જ સાચો નિર્ણય કરી શકે; અને વળી આ અંગત બાબતોમાં હું મી. પી. સાથે વાદવિવાદ કરવા ઇચ્છું‌યે નહિ. ઘણાં વર્ષથી અમે મળ્યા નથી, પણ ઘણાં વર્ષ પૂર્વે એવો એક સમય હતો જ્યારે હોમરૂલ લીગમાં અમે સહમંત્રીઓ હતા. ત્યાર પછી ઘણા ફેરફારો થઈ ગયા, અને મી. પી. તો ગોળાકારે ફરતી સીડીને એક પછી એક પગથિયે ચડતાં ચક્કર આવે એટલી ઊંચાઈએ ચડી ગયા છે, અને હું તો હજુ પૃથ્વી પર, પાર્થિવ જ રહ્યો છું. અમારા એક દેશ સિવાય અમારા બે વચ્ચે હવે ભાગ્યે જ કશું સમાન રહ્યું હોય. હિંદુસ્તાનમાંના અંગ્રેજી રાજ્યના — ખાસ કરીને જેવું એ છેલ્લાં થોડાં વર્ષથી ચાલે છે, તેના — એ સોળ આના હિમાયતી છે; હિંદુસ્તાનમાં તેમજ અન્ય ઠેકાણે સરમુખત્યારી પદ્ધતિના પ્રશંસક છે, અને એક આપઅખત્યાર દેશી રાજ્યના ઝળકતા રત્ન છે. ઘણીખરી બાબતોમાં મારે અને એમને મતભેદ છે: પણ હું માનું છું કે એક નજીવી સરખી બાબતમાં અમે એકમત છીએ. હું આમવર્ગની મનોદશાનો સાચો પ્રતિનિધિ નથી એ એમનું કહેવું સાવ સાચું છે. એવો ભ્રમ મને કદી રહ્યો જ નથી.

એટલું જ નહિ, હું કોઈનોયે પ્રતિનિધિ છું કે કેમ તે વિષે મને ઘણીવાર શંકા થયેલી છે અને, જોકે મારી પ્રત્યે મમતા અને મિત્રતાની લાગણી ધરાવનારા ઘણા છે છતાં, હું કોઈનો પ્રતિનિધિ નથી એમ માનવા તરફ મારું મન ઢળે છે. દરેક ઠેકાણે મેળ ન ખાતો, ક્યાંયે સ્વસ્થાને છું એમ ન અનુભવતો, પૂર્વ અને પશ્ચિમનું હું એક વિલક્ષણ મિશ્રણ છું: કદાચ મારા વિચારો અને જીવન પ્રત્યેની દૃષ્ટિ, પૂર્વ કરતાં જેને પશ્ચિમનાં કહે છે તેને વધારે મળતાં છે; છતાં ભારતમાતા પોતાનાં અનેક બાળકોની જેમ મનેયે અનેક રીતે અપનાવે છે; અને મારી પ્રકૃતિમાં, કદાચ મારા અપ્રગટ માનસમાં, સેંકડો — કે જેટલી હોય તેટલી — પેઢીઓના બ્રાહ્મણપણાના સંસ્કારો પડેલા છે. એ મારા ભૂતકાળના વારસાના કે મારા નવીન સંસ્કારોનેયે હું છોડી શકતો

નથી. એ બન્ને મારા જીવનનાં અંગો છે, અને જોકે પૂર્વ અને પશ્ચિમ બન્નેમાં તેઓ મને મદદગાર થાય છે, છતાં જાહેર જીવનમાં જ નહિ પણ સમગ્ર જીવનમાં તે સંસ્કારો હું જાણે માનસિક એકાકીપણું ભોગવતો હોઉં એવી લાગણી મારામાં ઉત્પન્ન કરે છે. પશ્ચિમમાં હું અજાણ્યો અને પરદેશી બનું છું. હું ત્યાંનો થઈ શકતો નથી. પણ મારા પોતાના દેશમાંયે ક્યારેક હું દેશનિકાલ થયેલા માણસની લાગણીઓ અનુભવું છું.

દૂરવર્તી પર્વતો સહેલાઈથી પહોંચી અને ચડી શકાય એવા લાગે છે; એનું શિખર આમંત્રણ આપતું લાગે છે; પણ જેમ જેમ આપણે નજીક જઈએ છીએ તેમ તેમ મુશ્કેલીઓ ઉત્પન્ન થતી જાય છે, જેમ જેમ ઊંચા ચડતા જઈએ છીએ તેમ તેમ પ્રયાસ કઠણ લાગતો જાય છે અને શિખર વાદળાંમાં સંતાતું જણાય છે. છતાં ચડવાના પ્રયત્નમાં જ અનોખું મૂલ્ય રહેલું છે, અને એમાં જ એક પ્રકારનો આનંદ અને સંતોષ મળે છે. કદાચ પુરુષાર્થમાં જ જીવનનું મૂલ્ય હશે, ફળમાં નહિ. ઘણીવાર સાચો માર્ગ કયો તે ઠરાવવું મુશ્કેલ હોય છે; કયો સાચો નથી તે જાણવું વધારે સહેલું હોય છે; અને તેને ટાળી શકીએ તોયે ઘણું છે. નમ્રભાવે, મહાન સૉક્રેટિસના છેલ્લા શબ્દોમાં કહું: "મરણ શું છે તે હું જાણતો નથી — કદાચ તે સારી વસ્તુ હોય; મને તેનો ડર નથી. પણ એટલી વાત તો હું જાણું છું કે માણસે પોતાનાં ભૂતકર્મોનાં ફળોથી ભાગવું એ ખરાબ છે; અને તેથી હું જે ખરાબ છે તે કરતાં જે સારું હોવાનો સંભવ છે તેને વધારે પસંદ કરું છું."

અહો, કેટલાં વર્ષો મારાં જેલમાં ગયાં છે! એકલા પોતાના વિચારોમાં મગ્ન થઈ બેસી બેસી, કેટલી ઋતુઓને મેં કાળના પ્રવાહમાં લુપ્ત થતી જોઈ છે! ચંદ્રના કેટલા વૃદ્ધિ અને ક્ષય, અને તારાગણોનાં સતત અને ભવ્ય સરઘસ મેં રાત-પર-રાત નિહાળ્યાં છે! મારી જુવાનીના કેટલાયે દિવસો અહીં દટાયા છે; અને ક્યારેક મારા એ મરેલા દિવસોનાં ભૂતો જાણે ઊઠતાં અને દુ:ખદ સ્મૃતિઓ ઉપજાવતાં અને મને કહેતાં હું સાંભળું છું કે "આમાં કાંઈ માલ હતો કે?" આનો ઉત્તર આપતાં મને કશું

વિચારવું પડે એમ નથી. જો મારું ગત જીવન ફરી જીવવાની મને તક મળે અને તેમાં મારો આજ સુધીનાં જ્ઞાન અને અનુભવો કાયમ રહે તો મારાં અંગત જીવનમાં હું ઘણા ફેરફારો કરવા પ્રયત્ન કરું એમાં શંકા નથી; મેં પૂર્વે જે કર્યું છે તેને હું ઘણી રીતે સુધારવા પ્રયત્ન કરું, પણ સાર્વજનિક વિષયોની મહત્ત્વની બાબતોમાં મારા નિર્ણયો કાયમ જ રહેશે. એને બદલવાનું મારા હાથમાં જ નથી; કારણકે મારા કરતાં તે વધારે બળવાન હોઈ, મારાથી પર રહેલી એક શક્તિએ મને તે તરફ ધકેલ્યો છે.

મને સજા થયે લગભગ એક વર્ષ પૂરું થયું છે. એમાંનું એક વીતી ગયું. હજુ પૂરું એક વર્ષ બાકી છે, કારણકે સાદી સજા હોવાને લીધે આ વખતે માફીના દિવસો મળતા નથી. ગયા ઑગસ્ટમાં જે અગિયાર દિવસ હું બહાર રહ્યો હતો તે પણ મારી સજામાં ઉમેરવામાં આવ્યા છે. પણ આ વર્ષ પણ પૂરું થશે, અને હું બહાર નીકળીશ, — અને પછી? હું જાણતો તો નથી, પણ મને એમ ભાસે છે કે મારા જીવનનો એક ખંડ પૂરો થયો છે, અને હવે પછી બીજો શરૂ થશે. એ કેવો હશે તેની હું કલ્પના કરી શકતો નથી. (જીવનગ્રંથનાં એ પાનાંઓ બંધ પડેલાં છે.)

## તાજા કલમ

બાડનવાઈલર, સ્વાર્ટ્ઝ વૉલ્ડ,
૨૫મી, ઑક્ટોબર ૧૯૩૫

ગયા મે મહિનામાં યુરોપમાં વધારે ઉપચારો કરવા માટે મારી પત્નીએ ભવાલી છોડયું. એના ગયા પછી મારે ભવાલીની મુલાકાતો લેવાનું રહ્યું નહિ, અને પખવાડિયે પખવાડિયે જેલ છોડવાનું અને ડુંગરના રસ્તાઓ ઉપરની મોટર સફરો બંધ થઈ એની મને ખોટ ભાસી. અને અલ્મોડા જેલ પહેલાં કરતાંયે વધારે સૂની લાગવા માંડી.

એટલામાં ક્વેટાના ભૂકંપના સમાચાર આવ્યા, અને થોડા દિવસ માટે બાકી બધું ભુલાઈ ગયું. પણ એ થોડા દિવસ જ, કારણકે હિંદી સરકાર પોતાનું કે પોતાની વિચિત્ર પદ્ધતિનું આપણને વિસ્મરણ થવા દેતી નથી. અમને જલદી જ ખબર પડી કે રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદ, જેમના કરતાં દેશમાં આજે કોઈ પણ માણસને ભૂકંપ સંકટ નિવારણનું વધારે જ્ઞાન નથી, તેમને ક્વેટા જવાની અને સંકટમાં મદદ કરવાની પરવાનગી આપવામાં આવી નથી, તેમજ ગાંધીજી કે બીજા જાણીતા માણસોને પણ રજા નથી મળી. ક્વેટા ઉપર લેખો લખવા માટે ઘણાં હિંદી છાપાંઓની જામીનગીરીઓ જપ્ત કરવામાં આવી.

જ્યાં જુઓ ત્યાં — ઍસેંબ્લીમાં, દીવાની કારભારમાં, કે સરહદ પરના બૉંબના મારાઓમાં — લશ્કરી મનોદશા અને પોલીસનું દૃષ્ટિબિંદુ! જાણે કે હિંદુસ્તાનની સરકારે પ્રજાના મોટા ભાગ સામે કાયમનું યુદ્ધ માંડયું હોય તેમ લાગતું હતું.

પોલીસ એક ઉપયોગી અને આવશ્યક બળ છે; પણ દુનિયા જો કેવળ પોલીસના માણસો અને દંડાઓથી જ ભરાઈ જાય તો એ કોઈ રહેવા લાયક સ્થાન રહેશે નહિ. કોઈકે કહ્યું છે કે બળનો નિરંકુશ ઉપયોગ વાપરનારની અવનતિ કરે છે અને સહન

કરનારને અપમાનિત અને અધમ બનાવે છે. હિંદુસ્તાનમાં મોટા — ખાસ કરીને સિવિલ સર્વિસના — અમલદારોની જે દિનપ્રતિદિન નૈતિક અને બૌદ્ધિક અવનતિ થતી જાય છે, તેના કરતા વધારે ધ્યાન ખેંચનારી બાબત થોડી જ હશે. મોટા અમલદારોમાં એ વધારે સ્પષ્ટ દેખાઈ આવે છે, પણ સૂત્રની જેમ એ આખી નોકરશાહીમાં પરોવાયેલી છે. ઉપલા હોદ્દાઓ માટે નવી નિમણૂક કરવાનો જ્યારે જ્યારે પ્રસંગ ઊભો થાય છે ત્યારે ત્યારે જે માણસમાં એ નવો ( અધમતાનો ) જુસ્સો વધારે હોય તે જ અચૂક ચૂંટાય છે.

ચોથી સપ્ટેંબરે મને અલ્મોડા જેલમાંથી એકાએક છોડી મૂકવામાં આવ્યો કારણકે મારી પત્નીની સ્થિતિ ગંભીર છે, એવા ખબર મળ્યા હતા. તે જર્મનીમાં સ્વાર્ટ્ઝ વૉલ્ડમાં બાડનવાઇલર ખાતે ઉપચાર કરાવતી હતી. મને જણાવવામાં આવ્યું કે મારી સજા 'મુલતવી' રાખવામાં આવી છે, મારી મુદતના સાડાપાંચ મહિના પહેલાં હું છૂટયો હતો. ત્વરાથી યુરોપ જવા હું વિમાનમાં ઊડયો.

લડાઈની ધારતી, ખળભળાટ, અને આર્થિક મુશ્કેલીઓથી સદાયે ભરેલું યુરોપ તોફાનની અધવચમાં હતું; એબિસિનિયા પર ચડાઈ થયેલી હતી અને તેની પ્રજા પર બોંબ વર્ષતા હતા, જુદી જુદી સામ્રાજ્યશાહી સત્તાઓ પરસ્પર ઝઘડતી હતી અને એકબીજા સામે ફૂંફાડા મારતી હતી; અને એ બધાં સામ્રાજ્યોનું શિરોમણિ ઇંગ્લંડ એક બાજુએ પોતાની પ્રજા પર બોંબ અને જુલમનો ક્રૂર ત્રાસ ગુજારતું હતુ, અને બીજી બાજુ શાંતિની અને રાષ્ટ્રસંઘના કરારોનું પાલન કરવાની હિમાયત કરતુ હતું. પણ અહીં (બાડનવાઇલરમાં) બ્લૅક ફૉરેસ્ટમાં સુખ અને શાંતિ છે, અને સ્વસ્તિક — જર્મન નાત્ઝીઓના ચિહ્ન — નું પણ બહુ દર્શન થતું નથી. હું ખીણ પર ધુમ્મસ ફરી વળતું જોતો બેઠો છું; એનાથી દૂરની ફ્રાન્સની સરહદ ઢંકાઈ જાય છે અને દૃશ્ય પર પડદો પડે છે; એની પાર શું હશે વારુ?

## પરિશિષ્ટ ૧

# પૂર્ણ સ્વરાજની પ્રતિજ્ઞા

[ ૨૬મી જાન્યુઆરી ૧૯૩૦ ]

અમે માનીએ છીએ કે, જેમ બીજી કોઈ પણ પ્રજાનો તેમ હિંદુસ્તાનની પ્રજાનો, પોતાનું તંત્ર પોતે ચલાવવાનો, પોતાની મહેનતનાં ફળ ભોગવવાનો, અને સામાન્ય સુખશાંતિમાં રહેવાનાં સાધન પ્રાપ્ત કરવાનો અને તેમ કરીને પોતાનો સંપૂર્ણ વિકાસ કરવાનો જન્મસિદ્ધ હક છે. અમે એમ પણ માનીએ છીએ કે, જો કોઈ પણ રાજ્ય કોઈ પણ પ્રજાના આ જન્મસિદ્ધ હકો છીનવી લઈને તેમના ઉપર જુલમ કરે, તો તે પ્રજાને રાજ્ય બદલવાનો અથવા તેનો નાશ કરવાનો પણ જન્મસિદ્ધ હક છે. હિંદુસ્તાનમાં બ્રિટિશ સરકારે હિંદી પ્રજાનું સ્વાતંત્ર્ય હરી લીધું છે એટલું જ નહિ, પણ દેશના કરોડો ગરીબને ચૂસીને પોતાનું રાજ્ય ચલાવ્યું છે અને દેશનું આર્થિક, રાજકીય, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક સત્યાનાશ વળ્યું છે. એટલે અમે માનીએ છીએ કે હવે હિંદી પ્રજાએ એ રાજ્યની સાથેનો સંબંધ તોડી પૂર્ણ સ્વરાજ અથવા સંપૂર્ણ સ્વાતંત્ર્ય લીધે જ છૂટકો છે.

દેશનું આર્થિક સત્યાનાશ કેટલું વળ્યું છે તે જોઈએ. આપણી પાસે જેટલું મહેસૂલ ઉઘરાવવામાં આવે છે તે આપણી આવકની સાથે સરખાવતાં ઘણું હદ ઉપરાંત છે. આપણી સરાસરી આવક રોજની સાત પૈસા છે, અને આપણે જે ભારે કર ભરીએ છીએ તેના ૨૦ ટકા જમીનમહેસૂલ પેટે ભરીએ છીએ, જે ગરીબ ખેડૂતોને ભરવા પડે છે, અને ત્રણ ટકા મીઠાના કર પેટે છે, જે પણ ગરીબના જ પેટમાંથી નીકળે છે.

કાંતણ જેવા ગૃહઉદ્યોગો ગામડાંમાંથી નાશ પામ્યા છે, જેને પરિણામે ખેડૂતવર્ગને વર્ષમાં ઓછામાં ઓછા ચાર મહિના બેકાર રહેવું પડે છે. કારીગરીના નાશને લીધે તેમની બુદ્ધિ જડ થઈ ગઈ

છે, અને જે ઉદ્યોગો નાશ થયા છે તેને બદલે બીજા કશા ઉદ્યોગ, બીજા દેશોમાં થયું છે તેમ દાખલ કરવામાં આવ્યા નથી.

જકાત અને નાણાં વિષે એવો પ્રપંચ રચવામાં આવ્યો છે કે, ખેડૂતો ઉપરનો બોજો વધતો જ ગયો છે. વિલાયતમાં બનેલો માલ જ મુખ્યત્વે આપણા દેશમાં આયાત થાય છે. જકાતની ગોઠવણ જોઈશું તો જણાશે કે, બ્રિટિશ માલ ઉપર ઓછામાં ઓછી જકાત છે. વળી જકાતમાંથી આવતું મહેસૂલ ગરીબની ઉપરનો બોજો ઓછો કરવાને માટે વાપરવામાં આવતું નથી, પણ અતિશય ખર્ચાળ રાજ્યતંત્રને ચલાવવાને માટે જ તેનો ઉપયોગ થાય છે. હૂંડિયામણનો દર એથી પણ વધારે મનસ્વી છે. એમાં એવી યુક્તિપ્રયુક્તિ થઈ છે કે, પરિણામે કરોડો રૂપિયા દેશમાંથી તણાઈ ગયા છે.

રાજકીય દૃષ્ટિએ હિંદુસ્તાનની સ્થિતિ આજે બ્રિટિશ સત્તા તળે જેવી થઈ પડી છે તેવી અગાઉ કદી નહોતી. સુધારાઓને નામે જે ઓળખાય છે તેથી પ્રજાને ખરી રાજ્યસત્તા કશી મળી નથી. પરદેશી સત્તા આગળ આપણામાંના મોટા માંધાતાને પણ માથું નમાવવું પડે છે. છૂટથી વિચાર દર્શાવવાના અને છૂટથી સભાઓ ભરવાના હક આપણી પાસેથી છીનવી લેવામાં આવ્યા છે, અને આપણા દેશબંધુઓમાંના ઘણાને દેશવટો ભોગવવો પડે છે અને પોતાને દેશ આવવાની છૂટ રહી નથી. રાજ્યકાર્યશક્તિનો આપણામાંથી સંપૂર્ણ રીતે હ્રાસ થયો છે અને પ્રજાના સામાન્ય વર્ગને કારકુની અને પટેલતલાટી કે મહેતાગીરીની નોકરી સિવાય બીજી નોકરી રહી નથી.

સંસ્કૃતિની દૃષ્ટિએ બ્રિટિશ રાજ્યની અસર વિચારીએ. આપણા દેશની સંસ્કૃતિ કેવી હતી તેનું ભાન ભૂલી આપણને નવી કેળવણીએ પશ્ચિમ તરફ જોતા કરી દીધા છે અને, આપણને તાલીમ જ એવા પ્રકારની મળી છે કે, આપણી બેડીઓ કઢવાને બદલે આપણને તે ભાવી ગઈ છે.

આધ્યાત્મિક રીતે જોતાં આ તંત્રે બળાત્કારે આપણી પાસેથી હથિયાર છીનવી લીધાં છે તેથી આપણે નામર્દ બની ગયા છીએ, અને આપણા દેશમાં પરદેશી લશ્કર અડ્ડો જમાવી પડ્યું

છે. તેણે અન્યાય અને અત્યાચારની સામે થવાની આપણી શક્તિનો નાશ કર્યો છે, અને આપણામાં એવી બીરુતા દાખલ કરી છે કે, આપણે એમ માનતા થઈ ગયા છીએ કે પરદેશીઓના વિના આપણાથી આપણો પરસ્પર વ્યવહાર ન ચલાવી શકાય, પરદેશી પ્રજાના હુમલા સામે બચાવ ન કરી શકાય; એટલું જ નહિ પણ આપણાં ઘર અને કુટુંબનું ચોર, લૂંટારા અને દુષ્ટ માણસોની સામે રક્ષણ પણ ન કરી શકાય.

આપણા દેશનું આવું ચતુર્વિધ સત્યાનાશ જે રાજ્યે વાળ્યું છે તે જાણ્યા પછી તે રાજ્યને વધારે વાર તાબે રહેવામાં મનુષ્ય અને ઈશ્વરનો આપણે ગુનો કરશું એમ અમારો સ્પષ્ટ અભિપ્રાય છે. પણ અમે એ પણ માનીએ છીએ કે, અમારો સ્વાતંત્ર્ય મેળવવાનો અતિશય કાર્યસાધક માર્ગ હિંસાનો નથી પણ અહિંસાનો છે. એટલે અમે અમારાથી બને તેટલી હદ સુધી બ્રિટિશ સરકારનો આપણી ઇચ્છાએ ચાલતો સહકાર છોડીને એ રાજ્યમાંથી છૂટવાની તૈયારી કરશું અને સવિનય કાનૂનભંગ (જેમાં કર ન ભરવાનો સમાવેશ થાય છે તે)ને માટે પણ તૈયારી કરીશું. અમને ખાતરી છે કે, જો આપણે આ રાજ્યને સ્વેચ્છાએ જેટલી મદદ આપીએ છીએ તે ખેંચી લઈએ અને ગમે તેટલી ઉશ્કેરણી છતાં હિંસા કર્યા વિના કર ભરવાનું બંધ કરીએ, તો આ અમાનુષી રાજ્યનો અંત આપણે અવશ્ય આણી શકીશું.

એટલે અમે આજે હૃદયપૂર્વક પ્રતિજ્ઞા કરીએ છીએ કે, પૂર્ણ સ્વરાજ્ય સ્થાપવાને માટે મહાસભા વખતોવખત જે સૂચનાઓ બહાર પાડશે તેનો અમે અમલ કરીશું.

## પરિશિષ્ટ ૨

[૧૫મી, ઑગસ્ટ ૧૯૩૦ને દિવસે યેરવડા જેલથી મહાસભાના આગેવાનોએ સમાધાનની શરતો સૂચવનારા સર તેજબહાદુર સપ્રુ તથા શ્રી. મુ. રા. જયકરને લખેલો કાગળ.]

યેરવડા સેન્ટ્રલ પ્રિઝન,
૧૫મી, ઑગસ્ટ ૧૯૩૦

પ્રિય મિત્રો,

બ્રિટિશ સરકાર અને મહાસભાની વચ્ચે સુલેહ કરાવવા માટે તમે જે ફરજ ઉપાડી લીધી છે, તે માટે અમે તમારા અત્યંત આભારી છીએ. તમારી અને નામદાર વાઇસરૉયની વચ્ચે થયેલા પત્રવ્યવહારને અમે વાંચ્યો, તમારી સાથે લંબાણ ચર્ચાઓનો લાભ લીધો, અને પછી અમે આપસમાં ચર્ચા કરી લીધી; એ બધાને અંતે અમે એ નિર્ણય પર આવ્યા છીએ કે આપણા દેશનું માન વધે એવી સમાધાની પ્રાપ્ત કરવા માટેનો સમય હજુ પાક્યો નથી. જોકે છેલ્લા પાંચ મહિનામાં આશ્ચર્યકારક લોક-જાગૃતિ થઈ છે, અને જોકે ભિન્ન ભિન્ન ધર્મોના સર્વ શ્રેણીઓ અને વર્ગોના લોકોએ અતિશય દુઃખ સહન કર્યું છે, છતાં અમને લાગે છે કે ધ્યેયની તાત્કાલિક સિદ્ધિને માટે એ દુઃખો હજુ પૂરતા સમય કે પ્રમાણમાં પડ્યાં નથી. એ તો કહેવાની જરૂર નથી કે અમે તમારા તથા વાઇસરૉયના એ મત સાથે સહમત નથી કે સવિનય ભંગની લડતે દેશનું નુકસાન કર્યું છે કે તે કવેળાની છે કે રાજ્યબંધારણના સિદ્ધાંતોનો ભંગ કરનારી છે. ઇંગ્લંડના ઇતિહાસમાં તો ખુનામરકીભર્યા બળવાનાં પણ એવાં કેટલાયે દૃષ્ટાંતો છે, જેની અંગ્રેજોએ મુક્તકંઠે પ્રશંસા ગાઈ છે અને અમને પણ તેમ કરવા શીખવ્યું છે. અમારો બળવો તો ઉદ્દેશમાંયે, અને બહુ જ મોટે ભાગે અમલમાંયે, શાંતિયુક્ત હોવાથી વાઇસરૉય કે કોઈ પણ બુદ્ધિમાન અંગ્રેજને એની નિંદા કરવી શોભતી નથી. પણ

વર્તમાન સવિનય ભંગની લડતની, સહકારી, કે બિનસહકારી, નિંદા સાથે અમારે હમણાં ઝઘડો કરવો નથી. અમે માનીએ છીએ કે પ્રજાએ એ ચળવળને જે આશ્ચર્યકારક રીતે ઉપાડી લીધી છે એ જ એના પક્ષમાં બળવાન દલીલ છે. પણ મુખ્ય મુદ્દો અહીં એ છે કે, જો જરાયે શક્ય હોત તો, સવિનય ભંગની લડતને બંધ કે તહકૂબ કરવાની ઇચ્છામાં અમે તમારી સાથે ઊલટભેર સહમત છીએ. આપણા દેશનાં પુરુષો, સ્ત્રીઓ અને બાળકોને જેલ, લાઠી અને એથીયે ખરાબ દુઃખોમાં નિષ્કારણ સંડોવવામાં અમને કશો આનંદ તો હોઈ જ ન શકે. આથી, અમારાં વચનોમાં તમે, અને તમારી હાગ વાઈસરૉય પણ વિશ્વાસ રાખે કે માનભરી સુલેહ કરવાના કોઈ પણ દિશાના પ્રયત્નની અજમાયશ કરવામાં અમે મણા રાખવાના નથી; છતાંયે એટલું કહેવાની અમે છૂટ લઈએ છીએ કે હજુ સુધી અમને એવા કોઈ આશાપ્રદ ચિહ્નો નજરે પડતાં નથી. હિંદુસ્તાનનું હિત શામાં છે તે હિંદુસ્તાનનાં જ સ્ત્રીપુરુષો ઠરાવી શકે એ વિચાર પ્રત્યે અંગ્રેજ અમલદારવર્ગનું મતપરિવર્તન થયાની કોઈ નિશાની હજુ અમારા જોવામાં આવતી નથી. અમલદારો તરફથી, ઘણીવાર સદ્બુદ્ધિથી, જે શુદ્ધ હેતુઓની પવિત્ર જાહેરાત કરવામાં આવે છે તેના પર અમારો વિશ્વાસ નથી. આ પ્રાચીન ભૂમિના લોકોનું અંગ્રેજો લાંબા કાળથી શોષણ કરતા આવ્યાથી, એ શોષણને પરિણામે આપણા દેશનો જે નૈતિક, આર્થિક અને રાજકીય વિનાશ થયો છે, તે જોઈ શકવાનીયે તેઓ દૃષ્ટિ ધરાવતા નથી. તેઓ સમજી શકતા નથી કે જે એક વસ્તુ તેમણે કરવાની છે તે એ કે અમારી પીઠ પરથી તેમણે ઊતરી જવું જોઈએ, અને ભૂતકાળમાં જે ભારે નુકસાન તેમણે અમને કર્યું છે તેનું કાંઈક પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ, અને, અંગ્રેજી રાજ્યના એક સદી જેટલા સમયમાં અમે વધારે ને વધારે હીન થતા ગયા છીએ તે દશામાંથી નીકળી જવામાં કાંઈક મદદ કરવી જોઈએ.

પણ અમે જાણીએ છીએ કે તમે અને અમારા બીજા કેટલાક દેશબંધુઓ જુદો વિચાર ધરાવો છો. તમે માનો છો કે સૂચવાયેલી ગોળમેજી પરિષદમાં ભાગ લેવાનું વાજબી ગણાય

એટલો તો સરકારનો હૃદયપલટો થયો છે. આથી, અમારી મર્યાદાઓ છતાં, અમે તમારી સાથે અમને શક્ય હોય તેટલો સહકાર ખુશીથી કરીશું.

જે પરિસ્થિતિમાં અમે છીએ તેમાં તમારા મિત્રતાભર્યા પ્રયત્નોનો અમે વધારેમાં વધારે નીચે પ્રમાણે ઉત્તર આપી શકીએ એમ છીએ :

(૧) અમને લાગે છે કે વાઈસરૉયે તમારા કાગળના જવાબમાં સૂચવાયેલી પરિષદ વિષે જે ભાષા વાપરી છે તે બહુ અસ્પષ્ટ છે; આથી, ગયે વર્ષે લાહોરમાં રાષ્ટ્રની માગણીઓ રૂપે જે બાબતો ઠરાવવામાં આવી હતી તેને એ કેટલે અંશે અનુકૂળ છે તેની અમે આંકણી કરી શકતા નથી; વળી રીતસર મહાસભાની કારોબારી સમિતિની અને, જરૂર પડે તો, મહાસમિતિની બેઠક ભરી તેમને પૂછ્યા વિના અમારાથી એનો નિશ્ચિત જવાબ પણ આપી શકાય નહિ. પણ, અમે, અંગત રીતે, જણાવી શકીએ કે નીચેની શરતો વિનાનું કોઈ પણ સમાધાન અમને સંતોષ આપી શકશે નહિ :

(અ) હિંદુસ્તાનનો, જ્યારે ચાહે ત્યારે, અંગ્રેજીસલ્તનતથી છૂટા પડવાનો અધિકાર સ્પષ્ટ શબ્દોમાં સ્વીકારાવો જોઈએ.

(આ) હિંદુસ્તાનની પ્રજાને જવાબદાર હોય એવું પૂર્ણ રાષ્ટ્રીય રાજ્યતંત્ર આપવામાં આવે; તેમાં રક્ષણનાં લશ્કરી સાધનોનો તથા આર્થિક નીતિનો અંકુશ તથા ગાંધીજીએ વાઈસરૉયને લખેલા કાગળમાં જે અગિયાર મુદ્દાઓ રજૂ કર્યા છે તે મુદ્દાઓ પણ સમાયેલા સમજવા.

(ઈ) અંગ્રેજોના જે દાવાઓ, છૂટો વગેરે, તથા હિંદુસ્તાનના કહેવાતા દેવાની જે બાબતો રાષ્ટ્રીય સરકારને ગેરવાજબી અથવા હિંદુસ્તાનની પ્રજાના હિતમાં ન હોય એવી લાગે, તે બધીને, જરૂર પડે તો, કોઈ સ્વતંત્ર પંચને સોંપવાનો હિંદુસ્તાનને હક્ક આપવામાં આવે.

નોંધ : સત્તા હિંદને સોંપવામાં આવે ત્યાં સુધીના કાળમાં હિંદુસ્તાનના હિત માટે જે વ્યવસ્થાઓ કરવી ઘટે તેનો નિર્ણય હિંદુસ્તાને ચૂંટેલા પ્રતિનિધિઓ કરે.

(૨) જો અંગ્રેજ સરકારને ઉપલી શરતો સ્વીકારવા જેવી લાગે, અને તેવી જાતનું એક સંતોષકારક જાહેરનામું તે બહાર પાડે, તો સવિનય ભંગ પાછો ખેંચી લેવો સલાહભર્યું છે એમ અમે કાર્યવાહક સમિતિને ભલામણ કરીશું; એનો અર્થ એ કે કાયદા-ભંગને અર્થે જ જે કાયદાભંગ કરવામાં આવે છે તે બંધ કરવા ભલામણ કરીશું. પણ વિદેશી કાપડ અને દારૂ પરની ચોકી ચાલુ રહેશે, સિવાય કે સરકાર પોતે વિદેશી કાપડ અને દારૂની અટકાયત કરી શકે. વળી, લોકોને મીઠું બનાવી લેવાની છૂટ પણ ચાલુ રાખવી પડશે, અને તેને લગતી મીઠાના કાયદાની શિક્ષાની કલમોનો અમલ બંધ કરવો જોઈશે સરકારી કે ખાનગી મીઠાની કોઠીઓ પર હુમલો કરવામાં નહિ આવે."

(૩) સવિનય ભંગ પાછો ખેંચી લેવાય તેની સાથે જ,

(અ) સજા પામેલા કે કાચી જેલમાંના, બધા સત્યાગ્રહી અને રાજદ્વારી કેદીઓ, જેઓ ખુનામરકી કરવાના કે ઉશ્કેરવાના આરોપસર સજા પામ્યા ન હોય, તેમને છોડી મૂકવાનો હુકમ થવો જોઈએ.

(આ) મીઠાના, છાપખાનાના, મહેસૂલના કે બીજા કાયદાઓ તળે જપ્ત થયેલી મિલકત પાછી સોંપી દેવી જોઈએ.

(ઈ) સજા પામેલા સત્યાગ્રહીઓ પાસેથી કે પ્રેસ ઍક્ટ તળે વસૂલ થયેલા દંડો તથા જામીનગીરીઓ પાછાં ભરપાઈ કરવાં જોઈએ.

(ઉ) ગામડાંના અધિકારી સુધ્ધાં જે કોઈ સરકારી નોકરોએ સવિનય ભંગની ચળવળ દરમ્યાન રાજીનામાં આપ્યાં હોય અથવા જેમને બરતરફ કરવામાં આવ્યા હોય તેઓ, જો પાછા સરકારી નોકરીમાં દાખલ થવા ઇચ્છે તો, તેમને નોકરીમાં ચડાવવા જોઈએ.

નોંધ આ પેટા કલમો અસહકારની ચળવળના સમયને પણ લાગુ પડે છે.

(એ) વાઈસરૉયના બધા ઑર્ડિનન્સો રદ થવા જોઈએ.

(૪) ઉપલી બાબતનો સંતોષકારક નિકાલ આવ્યા બાદ જ સદરહુ પરિષદના બંધારણને લગતા તથા મહાસભાએ તેમાં પ્રતિનિધિ મોકલવાનાં પ્રશ્નો નિર્ણય થઈ શકે.

લી૦ આપના,
મોતીલાલ નેહરુ,
મો. ક. ગાંધી
સરોજિની નાયડુ
વલ્લભભાઈ પટેલ
જયરામદાસ દોલતરામ
સૈયદ મહમૂદ
જવાહરલાલ નેહરુ

## પરિશિષ્ટ ૩

# પુણ્યસ્મરણનો ઠરાવ

૨૬મી, જાન્યુઆરી ૧૯૩૧

અમે, . . . ના વતનીઓ માતૃભૂમિની સ્વતંત્રતા માટે સ્વરાજ્યની મહાન લડતમાં ભાગ લઈ તેને માટે દુઃખો સહન કરનાર અને બલિદાન આપનાર ભારતવર્ષનાં પુત્રો અને પુત્રીઓને; તથા અમને સદાયે પ્રેરણા આપનારા અને ઉચ્ચ ધ્યેય અને ઉદાત્ત કર્તવ્યનિષ્ઠાનો અમને નિરંતર માર્ગ દેખાડનારા અમારા મહાન અને પ્રિય નેતા મહાત્મા ગાંધીને; તથા સ્વાતંત્ર્યયજ્ઞમાં પોતાના જીવનનું બલિદાન આપનાર અમારા સેંકડો યુવકોને; તથા શત્રુઓના સિપાઈઓને હાથે હેવાનિયતભર્યાં લાઠીના મારનો સામનો કરી તેને ઝીલનાર લાખો. સ્ત્રીપુરુષોને; તથા પોતાના જીવને જોખમે પોતાના દેશબંધુઓ ઉપર ગોળીઓ ચલાવવા કે બીજો હુમલો કરવા ઇનકાર કરનાર ગઢવાલી ટુકડીના તથા સરકારના લશ્કર તથા પોલીસખાતાંના સર્વે હિંદી સિપાઈઓને; તથા બધા પ્રકારનાં જુલમી કૃત્યો સામે ડગ્યા કે પીઠ બતાવ્યા વિના સામે મોઢે ઘા ઝીલનાર ગુજરાતના અજેય ખેડૂતોને, તેમજ દમનના સર્વે પ્રયાસો છતાં લડાઈમાં સંપૂર્ણપણે ભાગ લેનાર બહાદુર અને સદા દુઃખ-ભાગી ભારતવર્ષના અન્ય પ્રાંતોના ખેડૂતોને; તથા ભારે નુકસાન વેઠીને પણ રાષ્ટ્રની લડતમાં અને ખાસ કરીને વિદેશી કાપડ અને વિલાયતી માલના બહિષ્કારમાં મદદ કરનાર વેપારીઓ તથા બીજા ધંધાદારીઓને; તથા જેલ સ્વીકારી તેમાં અનેક પ્રકારની હાડમારીઓ, ધક્કા, માર વગેરે ખમનાર એક લાખ જેટલાં નરનારીઓને; તથા ખાસ કરીને, સાચા સૈનિકની જેમ, ઇનામ કે નામનાની દરકાર ન કરતાં, કેવળ મહાન ઉદ્દેશનો જ વિચાર રાખી, દુઃખ અને હાડમારીઓ વેઠી સતતપણે

અને મૂંગે મોઢે પરિશ્રમ કરનાર સામાન્ય સ્વયંસેવકદળને અમે અમારા ગૌરવ અને કૃતજ્ઞતાપૂર્વક ધન્યવાદ આપીએ છીએ.

અને અમે, માતૃભૂમિના સંકટની ઘડીએ ઘરની છાયા છોડી, અડગ શૌર્ય અને સહનશીલતાથી દેશની રાષ્ટ્રીય સેનાની આગલી હારોમાં પુરુષોની જોડાજોડ ઊભી રહી, તેમની સાથે જ બલિદાનો અને વિજયોમાં સરખો ભાગ લેનારી ભારતવર્ષની મહિલાઓ પ્રત્યે અમારી વંદના તથા અંતઃકરણની સ્તુતિ અર્પણ કરીએ છીએ; તેમજ દેશના જુવાનો માટે તથા કોમળ વય પણ જેમને લડતમાં ભાગ લેતાં તથા સ્વાતંત્ર્ય માટે શહીદ થતાં અટકાવી ન શકી તે વાનરસેના માટે અમારું અભિમાન પ્રકટ કરીએ છીએ.

અને, વળી, અમે આ વાતની પણ કૃતજ્ઞતાપૂર્વક નોંધ લઈએ છીએ કે આ મહાન લડતમાં ભારતવર્ષની બધી મોટી અને નાની કોમો અને વર્ગોએ એકબીજાને સાથ દીધો હતો; ખાસ કરીને, મુસલમાન, શીખ, પારસી, ખ્રીસ્તી અને બીજી નાની કોમોની સેવાની નોંધ લઈએ છીએ; તેમણે આપણી સૌની માતૃભૂમિની મુક્તિ માટે પોતાની બહાદુરી અને વફાદારીથી એકીભૂત અને અભેદ્ય રાષ્ટ્ર ઘડવામાં મદદ કરી છે; અને તે રીતે તેમણે રાષ્ટ્રનો ભાવી વિજય નિશ્ચિત કર્યો છે અને દેશની સ્વતંત્રતા મેળવવા અને જાળવવાનો તથા દેશની પ્રજાના સર્વે વર્ગોની બેડીઓ તોડવા અને પરસ્પરની અસમાનતાઓનો નાશ કરવા માટે એ નવી સ્વતંત્રતાનો ઉપયોગ કરવાનો, તથા એ રીતે માનવજાતિના ઉચ્ચતર ધ્યેયને સિદ્ધ કરવાનો નિશ્ચય પ્રકટ કર્યો છે. અને દેશની મુક્તિ માટે બલિદાન તથા દુઃખ સહનના આ ભવ્ય અને પ્રેરક દૃષ્ટાંતને નજર આગળ રાખી અમે પૂર્ણ સ્વરાજ્યની પ્રતિજ્ઞાની પુનરાવૃત્તિ કરીએ છીએ, અને ભારતવર્ષ સંપૂર્ણપણે સ્વતંત્ર થાય ત્યાં સુધી લડતને ચાલુ રાખવા નિશ્ચય કરીએ છીએ.

# સૂચિ